# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક

'જગત સળગે તે કાંઈ આપણે અધીરાઈથી ઠારી શકીએ? આપણે ઠારવાનું જ ક્યાં છે? મોટા ભડકા થાય ત્યારે બંબાવાળા ભડકા ઉપર પાણી છાંટતા જ નથી તે જાણો છો? તે આસપાસના ભાગને જ સંભાળે છે. અને એટલું કરે તો તે કર્મકુશળ એટલે યોગી ગણાય. આપણે પોતાનું કર્તવ્ય કરીએ એટલે આખો અગ્નિ ઓલવ્યા બરોબર છે. જોવામાં ભલે તે ઓલવાયો ન લાગે પણ તે ઓલવાયો જ જાણવો.' —ગાંધીજી

['મહાદેવભાઇની ડાયરી'–પુસ્તક પહેલું; નવજીવન, સન–૧૯૪૮. પૃ. ૩૭૧]



વર્ષ ૨
અંક ૧
ઑગસ્ટ · ૧૯૬૨
સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

વર્ષ ૨ • અંક ૧
ઑગસ્ટ
૧૯૬૨

# અભ્યાસ

સંપાદક : પુરુષોત્તમ ગણેશ માવળંકર

## અનુક્રમ

| | | |
|---|---|---|
| નૈવેદ્ય | ૧ | [સંપાદક: એ. જી. ભટ્ટ] |
| રોજનીશીમાંથી | ૨ | ગણેશ વાસુદેવ માવળંકર |
| વિચાર-કણિકાઓ | ૬ | વિનોબા ભાવે |
| માનવી વર્તનનું પ્રેરક બળ | ૮ | વિ. સ. વણીકર |
| ભારતમાં આયોજનતંત્ર | ૧૨ | ન. ઉ. રાજગુરુ |
| ભારતમાં આંકડાશાસ્ત્ર-૬ | ૧૬ | ડી. એસ. સેવક |
| નવનીત [જમૈકાના સ્વાતંત્ર્યનો પૂર્વેતિહાસ] | ૩૩ | |
| જે સૂઝે તે | ૩૫ | જયંતી દલાલ |

*

### અભ્યાસ

* વાર્ષિક લવાજમ રૂપિયા આઠ, છમાસિક રૂપિયા પાંચ, છૂટક અંકનો રૂપિયો એક.
* મનીઑર્ડરથી કે ચેકથી લવાજમ—પુ. ગ. માવળંકર, 'પ્રગતિ', ૧૫ મહારાષ્ટ્ર સોસાયટી, અમદાવાદ-૬ એ સરનામે-મોકલવું, તથા ચેક પુ. ગ. માવળંકરના નામનો લખવો, એવી વિનંતી છે. રૂબરૂ લવાજમ 'અભ્યાસ' કાર્યાલય પર ભરી શકાશે.
* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.

*

### સંપાદકના બે બોલ

આ અંકથી 'અભ્યાસ' બીજા વર્ષમાં પ્રવેશે છે. નવા વર્ષના સહુ ગ્રાહક મિત્રોને 'અભ્યાસ' આવકારે છે. ગયા વર્ષના મિત્રો પોતાનું લવાજમ ભરીને આ પ્રવૃત્તિને ટેકો આપશે એવી આશા છે.

સદ્‌ગત દાદાસાહેબ માવળંકરની અપ્રકાશિત રોજનીશીમાંના ઉતારા આ અંકથી નિયમિત અપાશે. ઉપરાંત મનોવિજ્ઞાન અને અર્થશાસ્ત્ર પર સુયોજિત લેખમાળા દર મહિને પ્રસિદ્ધ થશે. કેટલાક નવા વિભાગો આવતા અંકથી શરૂ કરવાની ઉમેદ છે.

*

મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

# નૈવેદ્ય

योऽन्तः प्रविश्य मम वाचमिमां प्रसुप्तां
संजीवयत्यखिलशक्तिधरः स्वधाम्ना।
अन्यांश्च हस्तचरणश्रवणत्वगादीन्
प्राणान्नमो भगवते पुरुषाय तुभ्यम्॥ श्रीमद्भागवते ४-९-६॥

ભાવાર્થ: જે સર્વશક્તિમાન નારાયણ મારા અંતઃકરણમાં પ્રવેશીને પોતાના તેજથી મારી પ્રસુપ્ત વાણીને સજીવ કરે છે અને હાથ, પગ, કાન, ત્વચા વગેરે અન્ય ઇન્દ્રિયો તેમ જ પ્રાણોને પણ ચૈતન્યનું પ્રદાન કરે છે તે અંતર્યામી સ્વરૂપ ભગવાન–આપને હું નમસ્કાર કરું છું.

નોંધ: ભાગવતના ચતુર્થ સ્કન્ધના નવમા અધ્યાયમાં તપથી પ્રસન્ન થયેલા વિષ્ણુની ધ્રુવે કરેલી સ્તુતિમાંનો આ શ્લોક છે. પરમાત્મા ચૈતન્ય સ્વરૂપ છે અને સર્વનો નિયામક છે. તે પ્રાણીમાત્રના અંતરમાં પ્રવેશીને સર્વ ઇન્દ્રિયો–જ્ઞાનેન્દ્રિયો, કર્મેન્દ્રિયો તેમજ પ્રાણનું સંચાલન કરે છે. ઇન્દ્રિયો, પ્રાણ વગેરે જડ છે અને ચૈતન્ય સ્વરૂપ ઈશ્વર જ તેમને પ્રવૃત્ત કરે છે. ઈશ્વરની જ શક્તિથી ઇન્દ્રિયો પોતપોતાના વિષયનું ગ્રહણ કરવા સમર્થ થાય છે. જેમ રથ દોડતો જતો જોવામાં આવે છે છતાં તે ચેતન નથી પણ તેને જોડેલો અશ્વ તેની ગતિનું કારણ છે તેમ શરીર, ઇન્દ્રિયો વગેરે પોતપોતાની પ્રવૃત્તિ કરે છે છતાં તે ચેતન નથી, તેમનો પ્રવર્તક તો ચેતન પરમાત્મા છે. જેમાં પ્રવૃત્તિ જણાય છે તે ચેતન નથી, જેના વડે પ્રવૃત્તિ થાય છે તે ચેતન છે અને સર્વનો પ્રવર્તક અંતર્યામી ઈશ્વર છે; વાયુ, વિદ્યુત વગેરેનો પણ તેજ પ્રવર્તક છે. જેમાં ક્રિયા અથવા સ્પન્દન જણાય છે તે જડ છે, જેનાથી ક્રિયા અથવા સ્પન્દન થાય છે તે ચેતન સ્વરૂપ પુરુષ છે અને તે પોતે સર્વવ્યાપક તેમ જ નિષ્ક્રિય છે.

કેનોપનિષદમાં શિષ્ય ગુરુને નમ્રતાપૂર્વક પૂછે છે:

केनेषितं पतति प्रेषितं मनः केन प्राणः प्रथमः प्रैति युक्तः।
केनेषितां वाचमिमां वदन्ति चक्षुः श्रोत्रं क उ देवो युनक्ति॥

કોણે ઇચ્છેલું અને મોકલેલું મન (પોતાના વિષય તરફ) જાય છે, કોનાથી પ્રેરાયેલો મુખ્ય પ્રાણ જાય છે (શ્વાસ, ઉચ્છ્વાસ વગેરે કર્મ કરે છે), કોણે ઇચ્છેલી આ વાણીને (મનુષ્યો) બોલે છે; ચક્ષુ અને શ્રોત્રને કયો દેવ (તેમના વિષયોમાં) યોજે છે?

ગુરુ તેનો પ્રત્યુત્તર આપે છે:

श्रोत्रस्य श्रोत्रं मनसो मनो यद्वाचो ह वाचं स उ प्राणस्य प्राणः।
चक्षुषश्चक्षुरतिमुच्य धीराः प्रेत्यास्माल्लोकादमृता भवन्ति॥

જે શ્રોત્રનું શ્રોત્ર, મનનું મન, વાણીની વાણી, પ્રાણનો પ્રાણ, ચક્ષુનું ચક્ષુ છે, (એવું જ્ઞાન પ્રાપ્ત કરીને, શ્રોત્ર, મન વગેરેમાંથી આત્મભાવનો) ત્યાગ કરીને ધીર જનો મૃત્યુ થયા પછી–શરીરનું પતન થયા પછી અમર બને છે.

ઉપરના પ્રત્યુત્તરમાં દર્શાવ્યું છે કે, મન, શ્રોત્ર, ચક્ષુ, પ્રાણ વગેરેને પ્રેરનાર ચૈતન્ય તત્ત્વ જુદું જ છે; તે શ્રોત્રનું શ્રોત્ર, મનનું મન વાણીની વાણી વગેરે છે. આ ચૈતન્ય તત્ત્વ તે જ પરમાત્મા અથવા બ્રહ્મ છે અને તે તત્ત્વ સર્વ ઇન્દ્રિયોને પોતપોતાના વિષયોમાં પ્રેરે છે.

પ્રાણીમાત્ર કઠપૂતળી જેમ દોરી ખેંચનાર મનુષ્યથી નાચે છે તેમ અંતર્યામી ઈશ્વરરૂપી સૂત્રધારની પ્રેરણા અને શક્તિથી પોતપોતાનાં કાર્ય કરવા સમર્થ થાય છે, એવો ધ્રુવના શ્લોકમાંથી ફલિત થતો આશય હૃદયમાં કોતરી રાખવા જેવો છે. આ સંદર્ભમાં ગીતાનો નિમ્નલિખિત શ્લોક ધ્યાનપાત્ર છે:

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥ गीता-१८-६१ ॥

અર્જુન! ઈશ્વર સર્વ પ્રાણીઓના હૃદય-દેશમાં રહેલો છે અને તે (શરીરરૂપી) યંત્ર પર આરૂઢ થયેલાં સર્વ પ્રાણીઓને પોતાની માયાથી (માયારૂપી શક્તિથી) ઘુમાવે છે (પ્રવૃત્તિ કરાવે છે).

[સંપાદક: એ. જી. ભટ્ટ, સંસ્કૃતના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

*

# રોજનીશીમાંથી

**ગણેશ વાસુદેવ માવળંકર**

[પૂજ્ય દાદાસાહેબે ડિસેમ્બર, ૧૯૨૭થી નિયમિતપણે રોજનીશી લખવાનું શરૂ કર્યું તે તા. ૮ ફેબ્રુઆરી ૧૯૫૬ સુધી — લગભગ એમના દુઃખદ અવસાન સુધી. તા. ૯ ફેબ્રુઆરી ૧૯૫૬ને રોજ એમના પર હૃદયરોગનો હુમલો થયો, અને લાગલગાટ ત્રીજો હુમલો તા. ૨૭ ફેબ્રુઆરીને રોજ સવારે થયો ને જીવલેણ નીવડ્યો. પૂજ્ય દાદાસાહેબની સમગ્ર રોજનીશી કુલ બાવન મોટી નોટબુકોમાં સમાઈ છે. ઘણુંખરું લખાણ એમણે પોતે જ કર્યું છે. આખરનાં થોડાં વર્ષોમાં એમણે કેટલોક ભાગ અન્ય પાસે લખાવ્યો છે. બધું જ લખાણ મરાઠીમાં છે. મહત્ત્વના લાગતા અનેક વિષયો પરત્વે એમની રોજનીશીમાં ખાસ વિગતો કેટલીક વાર નહીંવત્ અગર નહિવત્ છે. તેઓ ખૂબ મુદ્દાસર લખતા; ક્યારેક અતિ સંક્ષેપમાં નોંધો કરતા; રોજનીશી લખવા અંગેની એમની દૃષ્ટિ અને કલ્પના વિશિષ્ટ હતી. એ રોજનીશીનો પ્રથમ થોડોક ભાગ મરાઠી ભાષામાં 'काही पाउले' નામના મથાળા હેઠળ બે ભાગમાં પુસ્તકાકારે પ્રસિદ્ધ થયો છે. એ પ્રકાશન દાદાસાહેબની હયાતીમાં જ થયું. ત્યાર પછીના ભાગ બહાર પડી શક્યા નથી. ગુજરાતીમાં આ રોજનીશીનો અનુવાદ હજી થયો નથી. વળી, એ રોજનીશીમાંનાં અનેક પાત્રો ને મુદ્દાઓ જીવંત છે, અને એ બધાં વિષેનો ઊહાપોહ અંગત રોજનીશીમાં દાદાસાહેબે કર્યો તે કેટલો અને ક્યારે છાપવા જેવો છે એ વિવાદાસ્પદ બાબત ગણી શકાય. તેમ છતાં, ઑગસ્ટ માસથી બીજા વર્ષમાં પ્રવેશ કરતા 'અભ્યાસ' સામયિકમાં પૂજ્ય દાદાસાહેબની રોજનીશીના છૂટક ભાગનો ગુજરાતી ભાવાનુવાદ ક્રમે ક્રમે પ્રસિદ્ધ કરવાની ઉમેદ છે. તા. ૧૪–૧૫ ઑગસ્ટ ૧૯૪૭ના ભારતીય સ્વાતંત્ર્યોદયથી આ ક્રમ 'અભ્યાસ'માં શરૂ થાય છે. રોજનીશીમાંનાં નામઠામ, બનાવો વગેરેમાં બનતાં સુધી કાપકૂપ નહિ કરવાનું વિચાર્યું છે. છતાં, ક્યારેક જરૂર જણાય તો, અમુક ભાગનો ઉલ્લેખ રદ કરવાનો રહેશે.
—સંપાદક]

### તા. ૧૪ ઑગસ્ટ, ૧૯૪૭: ગુરુવાર

સવારે નિત્યવિધિ આટોપીને ડૉ. કેળવકરને ઘેર (૧૧, અકબર રોડ) જઈ આવ્યો. ડાબા હાથની મોટી આંગળી હજી સાજી થઈ નથી. અને ડાયાબેટિસ છે. એટલે એની ઉપેક્ષા ન કરવી અને જખમ ધોઈને પાટો બાંધવો (dressing) એ કામ કોઈ જાણકાર ડૉક્ટર પાસે કરાવવું સારું એમ સમજીને એમને ત્યાં ગયો હતો. કોઈ પણ પ્રકારે ચિંતાનું કારણ નથી એવો અભિપ્રાય એમણે આપ્યો. ઘેર આવીને સ્નાન વગેરે આટોપ્યા બાદ કામ પર ચડ્યો. કાગળો લખાવ્યા. શ્રી. ચૈતન્યપ્રસાદ દીવાનજી, યશવંત પંડ્યા આવ્યા હતા.

વિશ્વવિદ્યાલય કમિટી, અમદાવાદ મ્યુનિસિપાલિટી વગેરે ઠીક ઠીક વિષયો વાતોમાં નીકળ્યા. પંડિત દિનાનાથ દિનેશ પણ મળવા આવેલા. બીજા પણ કેટલાક. વાયુપ્રવચનનો મુસદ્દો ગઈ કાલે સુધાર્યો હતો તે ફરી ટાઈપ થઈને આવ્યો તે સુધારીને A. I. R. પર મોકલી આપ્યો. થોડું ઑફિસનું કામ પણ થયું. બાકી રહેલી રોજનીશી લખી.

જમ્યા બાદ થોડો વખત બાકી રોજનીશી–લેખન અને બીજું પરચૂરણ કામ. ૨–૪૫થી ૪ સુધી કૉન્સ્ટિટ્યૂશન ક્લબમાં પાર્ટીની સભા. પંડિત જવાહરલાલ નેહરુને પાર્ટીના નેતા તરીકે ચૂંટવામાં આવ્યા. અને આજે રાતે સભ્યોએ જે સોગંદ (pledge) લેવાના એનો મુસદ્દો ચર્ચાયો. આ મુસદ્દામાં ઈશ્વરનો આભાર માનનારા શબ્દો મૂકવા એવી શ્રી. કામતની દરખાસ્ત હતી. મને એ ઠીક લાગી. એના જવાબમાં પંડિતજીએ કહ્યું, કે આજ દિન સુધી રાજકીય બાબતોમાં ઘણી પ્રતિજ્ઞાઓ ઘડાઈ, ગાંધીજીએ એ ઘડી, તો પણ એમાં ઈશ્વર વિષેનો ઉલ્લેખ નહોતો. રાજકીય બાબતોમાં ધાર્મિક ઉલ્લેખ આણવામાં ગૂંચવાડો થવાનો સંભવ છે, એટલે એવું નહિ કરવું. આ વિચારસરણી મને બરાબર ન લાગી. પણ છેવટે સર રાધાકૃષ્ણનની સૂચના માન્ય થઈ, અને થોડો ફેરફાર થયો. ખેર! અહીં શ્રી. શંકરરાવ દેવ, કાકાસાહેબ ગાડગીળ, પંડિતજી વગેરે અનેક જૂના–નવા લોકોની મુલાકાત થઈ.

ત્યાંથી શ્રી. સત્યનારાયણસિંહ–અમારા પક્ષના દંડક (Whip)ની ખબર કાઢવા ગયો. ત્યાં આજની સભા બાબતમાંની ખટપટ વિષે જાણ્યું. શ્રી...ને થતું હતું, કે હું જ નેતા થવો જોઈએ! મને તો નવાઈ અને દુઃખ પણ થયાં. આજ સુધી જેમણે સેવાધર્મનું આચરણ કરીને ત્યાગ કર્યો, એમની આવી હીન વૃત્તિ! માનપાન માટે અધીરા થઈને પરસ્પર અદેખાઈ અને અવિશ્વાસ રાખવાની વૃત્તિ શા સારુ? આવું વલણ આપણા સ્વરાજ્ય માટે ભારે મોટું અપશુકન અને ભયરૂપ હોવાનું મને લાગે છે.

ત્યાર પછી શ્રી. જગજીવનરામની તબિયતના સમાચાર માટે વિલિંગ્ડન નર્સિંગ હોમમાં જઈ આવ્યો, ને પછી ઘેર. બાકી રોજનીશી પૂરી કરી. થોડો વખત ફરવા જઈ આવ્યો. વરસાદનાં થોડાં ઝાપટાં પડ્યાંથી સારું લાગ્યું.

સાંજે ડૉક્ટર કેળવકરે આવીને આંગળીનું dressing ફરી કરી આપ્યું.

સમયસર ભોજન વગેરે આટોપીને છાપાં-વાચન, વાતો-ગપાટા વગેરે. ભગવાનની પૂજા-આરતી કરીને પછી અ. સૌ. એ અમારી ચારેની (સરદાર, રાજકુમારી, મણિબહેન અને હું) આરતી ઉતારી અને કુંકુમતિલક કરીને નાળિયેર આપ્યાં તથા સૂતરની આંટીઓ પહેરાવી. ત્યાર બાદ અમે બધાં કાઉન્સિલ હાઉસમાંની બંધારણ સમિતિની ઐતિહાસિક બેઠકમાં જવાને રાતે ૧૦ વાગ્યે નીકળ્યાં.

ત્યાં તો લોકોની ભારે મોટી ભીડ જામી હતી. અપૂર્વ ઉત્સાહ હતો. બંધારણસભાના સ્થળે અનેક જૂના પરિચિતો મળ્યા. કેટલીક નવી ઓળખાણો પણ થઈ. મુલાકાતો ને વાતચીત. પ્રથમ, પ્રમુખના ખંડમાં જઈને મારા અધિકારપત્રો (credentials) એમના કારકુનને આપ્યા, અને પછી ત્યાંના દફતર (roll)માં મારી સહી કરી. મોડીમાં કે ગુજરાતીમાં કે અંગ્રેજીમાં સહી કરવી એનો વિચાર કરી રાખેલો. સ્વતંત્ર ભારતના બંધારણ અને વિધાનસભાના દફતરમાં હું અંગ્રેજીમાં સહી કરું એ યોગ્ય નહોતું. વિચાર કર્યા પછી ઠરાવ્યું કે દેવનાગરીમાં એટલે કે બાળબોધ લિપિમાં જ સહી કરવી. એટલે પ્રાંતીયતાનો એમાં લવલેશ પણ નહિ રહે અને ભારતીય ભાવના વળી પ્રગટ થશે. એટલે એ પ્રમાણે બાળબોધ અગર તો દેવનાગરી લિપિમાં સહી કરી.

બેઠકનું કામ ૧૦-૪૫ને બદલે ૧૦-૫૫ના અરસામાં શરૂ થયું! દરેક ચીજ આપણે સમયસર કરીએ એને હું સ્વરાજ્યનો આત્મા ગણવા લાગ્યો છું તેથી મને આ ચીજને કારણે થોડું દુઃખ થયું. 'વંદે માતરમ્'થી કાર્યક્રમની શરૂઆત થઈ. ગાવામાં ભાવના કરતાં ગાવાની કળા જ વધારે બતાવવાનો પ્રયાસ જણાયો. શ્રી. સૌ. સુચેતા કૃપાલાની અને એમની સાથેની બંગાળી મંડળીએ આ ગીત ગાયું. પછી ડૉ. રાજેન્દ્રપ્રસાદે હિંદુસ્તાનીમાં ને અંગ્રેજીમાં ભાષણ કર્યું. તેઓ બોલ્યા એમ કહેવા કરતાં તેમણે એમનું ભાષણ વાંચ્યું. બેઠકોમાં આ રીતે ભાષણો વાંચવાનું મને તો ઠીક નથી લાગતું. એની અસર નથી થતી. વળી, આખું ભાષણ મને સંભળાયું પણ નહિ. બંધારણસભા (Consembly)માં મારી બેઠક છેક આગલી હરોળે

(Front Bench)માં શ્રી. રાજાજીની જગ્યાએ રાખી હતી. અધ્યક્ષના ભાષણ બાદ, હિંદુસ્તાનની સ્વાતંત્ર્યસિદ્ધિ માટે જેમણે લડત કરી અને શહીદ થયા, જેમણે ત્યાગ કર્યો, એ બધાને અંજલિ અર્પવા આખું સભાગૃહ, પ્રેક્ષકો પણ, બધા લોકો બે મિનિટ સુધી શાંતિથી ઊભા રહ્યા, અને પછી સભ્યોએ જે સોગંદ લેવાના એનો પાઠ પંડિતજીએ (શ્રી. જવાહરલાલે) ઠરાવના રૂપે સભાગૃહ સમક્ષ રજૂ કર્યો એ આ પ્રમાણે હતો:

'At this solemn moment, when the People of India, through suffering and sacrifice, have secured freedom, I, [Ganesh Vasudeo Mavalankar], a member of the Constituent Assembly of India, do dedicate myself, in all humility, to the service of India and her people to the end that this ancient land attain her rightful and honoured place in the world and make her full and willing contribution to the promotion of world peace and the welfare of mankind'.

મુસ્લિમ લીગના આગેવાન શ્રી. ખલીકુઝમાને આ ઠરાવને ટેકો આપ્યો, અને સર સર્વપલ્લી રાધાકૃષ્ણને એમાં સાથ પૂર્યો. સર સર્વપલ્લીનું ભાષણ જરા વધુ લાંબું થયું.

બરાબર ૧૨ વાગ્યે ટકોરા પડતા થભી ગયા ત્યારે અધ્યક્ષ ઊભા થયા. અને સહુએ ઊભા રહીને, અધ્યક્ષ થોડું થોડું બોલાવપ્રવે એ રીતે ધીરે ધીરે સમૂહમાં સોગંદ લીધા. એટલામાં પંડિત ગોવિંદ માલવીયએ 'शंखं द ध्मौ प्रतापवान्'. એ મુજબ શંખ ફૂંક્યો. સહુને અપૂર્વ ઉત્સાહ આવ્યો અને 'મહાત્મા ગાંધીજી જય'ના પોકારો થયા. થોડી વારે શાંતિ પથરાયા પછી સોગંદવિધિનું કામ પૂરું થયું.

બંધારણસભાએ પોતાને હસ્તક ભારતની રાજ્યવ્યવસ્થાનાં સૂત્રો લીધાં છે અને લૉર્ડ માઉન્ટબૅટનને ગવર્નર-જનરલ નીમ્યા છે એવો ઠરાવ શ્રી. પંડિતજીએ એમને જણાવવો એવો પ્રસ્તાવ બધાએ પછી માન્ય કર્યો; અને બાદમાં ફરી શ્રી. સૌ. સુચેતા કૃપાલાનીએ 'सारे जहाँसे अच्छा' અને 'जनगण मन अधिनायक जय हे' એ ગીતો ગાયાં. એ પહેલાં ભારતની સ્ત્રીઓ વતી શ્રી. સૌ. હંસા મહેતાએ બંધારણસભાને રાષ્ટ્રીય ધ્વજ ભેટ આપવા અંગેનો નાનકડો સમારંભ થયો. આમ, ૧૨–૩૦ પહેલાં જ કામ આટોપાયું પરંતુ બહાર તો લોકોની એટલી બધી અજોડ ભીડ જામી હતી, કે બહાર પડવું જ અશક્ય! બહાર આવ્યા પછી પણ મોટર શોધી કાઢવામાં ઠીક ઠીક વખત ગયો અને ૧–૧૦ વાગ્યે અમે મુકામ પર પાછા આવ્યા.

ભારતના ઇતિહાસમાં અજોડ એવો આ દિવસ જોવા માટે અમે જીવંત રહ્યા, અને જીવંત રહીનેય પ્રત્યક્ષ નજરોનજર એ જોવાનો યોગ મળ્યો એ માટે પ્રભુનો પાડ કેટલો અને કયા શબ્દોમાં માનવો? સર્વશક્તિમાન ઈશ્વરની આ કેટલી કૃપા! ઠીક.

## તા. ૧૫ ઑગસ્ટ, ૧૯૪૭: શુક્રવાર

ગામમાં (જૂની દિલ્હી) હોજ કાઝી (એને હવે કમલા પાર્ક કહે છે) સ્થાન પર ધ્વજવંદન માટે ૬–૩૦ વાગ્યે પહોંચવાનું, તેથી પા વાગ્યે ઊઠ્યો. નિત્યવિધિ આટોપીને બરાબર ૭ વાગ્યે નીકળ્યો. ગામમાં લોકોનો ઉત્સાહ અનેરો ને અજોડ દેખાયો. બધા ધર્મોના ને જમાતના લોકો રાષ્ટ્રધ્વજ લહેરાવવામાં જાણે હરીફાઈ કરી રહ્યા હોય એમ જોવા મળ્યું. એમાં એક જ વાતનો કાંકરો જણાયો. જૂની મસ્જિદોની સામે, ગરીબ મુસલમાન સ્ત્રી-પુરુષો, બાળકો વગેરે અલવર, ભરતપુર અને ગુરુગાંવ જિલ્લાઓમાંથી જીવ બચાવવા સારુ અહીં આવીને ઊભરાયા હતા તેમને સેંકડોની સંખ્યામાં જોયાં! આ દૃશ્ય જોઈને કાળજું હચમચી ઊઠ્યું. આંખમાં 'દુઃખાશ્રુ' આવ્યાં! સ્વાતંત્ર્યનો ઉત્સાહ આનંદનાં આંસુ લાવતો હતો; તો કોમવાદી અંધ એવી દીવાલોને કારણે દીન-ગરીબોને શું ભોગવવું પડે છે તે પ્રત્યક્ષ જોઈને રડવું આવ્યું. આવી સ્થિતિમાં આ રીતે મુસલમાનો પડેલા જોઈને સ્થાનિક મુસલમાનો રોષે ભરાય અગર સ્વાતંત્ર્યની બાબતમાં એમને ઉત્સાહ ન લાગે એવું થાય તો તે કુદરતી ન કહી શકાય વારુ? હું મુસલમાન હોત તો મારું મન તો વધારે કડવાશભર્યું થાત. ખેર! ઈશ્વર અમને સહુને સદ્બુદ્ધિ આપો!

ધ્વજવંદનને સ્થળે હું હિંદીમાં જ ચાર શબ્દ બોલ્યો. બરાબર ૭ા વાગ્યે મુકામ પર આવીને ચા-પાણી, સ્નાન

વગેરે આટોપીને ૭–૫૦ના અરસામાં વાઈસરૉય સાહેબના મહેલમાંના દરબાર હૉલમાં ગયો. અહીં પ્રથમ એમની સોગંદવિધિ થઈ. સોગંદ લેવડાવવાનું કામ ફેડરલ કોર્ટના નવા ચીફ જસ્ટિસ સર હરિલાલ કણિયાએ કર્યું. સુરતી પાઘડી પહેરીને તેઓ આવ્યા હતા એ જોઈને આનંદ થયો. ત્યાર બાદ વાઈસરૉય સાહેબે પ્રધાનમંડળને સોગંદ લેવડાવ્યા એ વિધિ થઈ. આ કાર્યક્રમ કંટાળાજનક લાગ્યો. એ સમારંભ આટોપીને ૯ા વાગ્યાનાં અરસામાં અમે બંધારણસભાના સ્થળે પહોંચ્યા. ૧૦ વાગ્યે બેઠક શરૂ થવાની, પણ તે ૧૦–૧૦ વાગ્યે શરૂ થઈ. સવારની વાઈસરૉયની સોગંદવિધિ પણ ૮ મિનિટ મોડી જ શરૂ થયેલી !

આ બેઠકમાં જુદા જુદા દેશો તરફથી આવેલા સંદેશાઓ અધ્યક્ષે વાંચી બતાવ્યા. પછી લૉર્ડ માઉન્ટબૅટનનું ભાષણ અને બાદમાં ડૉ. રાજેન્દ્રપ્રસાદનું ભાષણ. અધ્યક્ષનું ભાષણ લાંબું હતું, અને ગવર્નર-જનરલના ભાષણના જવાબરૂપે નહિ પણ સ્વતંત્ર ભાષણ જ હતું એ ! રાજ્યની સત્તા ને હકૂમત ચલાવનાર સંસ્થાને શોભે એના કરતાં કૉંગ્રેસના ભાષણ પ્રમાણે જ વધારે લાગતું હતું. ઠીક. પછી બંધારણસભાના ગૃહ ઉપર રાષ્ટ્રધ્વજ ફરકાવવામાં આવ્યો. ૧૧-૩૦ વાગ્યાના સુમારે અમે ઘેર પાછા આવ્યા. પછી રોજનિશી-લેખન, પરચૂરણ વાચન, વગેરે.

ભોજનોત્તર વિશ્રાંતિ. ગઈ કાલના ઉજાગરાના કારણે ચાર વાગ્યા સુધી ઊંઘ આવી. પછી પરચૂરણ કામો. ડૉ. ઢેબરે આવીને મારી આંગળી પર પાટો બાંધી આપ્યો. નવાં સ્લીપરે ડાબા પગ પર ઈજા કરી ત્યાં પણ દવા લગાડવી પડી. 'छिद्रेष्वनर्था बहुली भवन्ति'. પછી ચા-પાણી, શૌચ આટોપીને ઇંડિયા ગેટ પાસેના મેદાનમાં થનારા ધ્વજવંદન માટે ગયો. સમારંભ ૬ વાગ્યાનો હતો. અમે ૫-૩૦ના અરસામાં નીકળ્યા હતા. પાસ, બેઠકોના નંબર વગેરે હોવાથી મુશ્કેલી નહિ પડે એમ લાગતું હતું. પણ લોકોની ભીડ ભયંકર હતી ! બધા માર્ગો અટવાઈ પડેલા. જેમ તેમ અમે અંદર પહોંચ્યા, પણ ચારે બાજુએથી લોકોના ધક્કા જ વાગતા હતા. વ્યવસ્થા જેવું કશું રહ્યું જ નહિ. લાલા સર શ્રી રામ, સર શાંતિસ્વરૂપ ભાટનાગર વગેરે મોટામોટા લોકો અમારી જોડે જ હતા. જેમ તેમ કરીને જીવ બચાવતાં બહાર પડ્યા ! અને લગભગ ત્રણ ફર્લાંગ દૂર રહીને, રાષ્ટ્રધ્વજ ફરકાવેલો જોઈને અને એને અપાયેલી ૩૧ તોપોની સલામી સાંભળીને, અમે નીકળ્યા. ગવર્નર-જનરલ અને એમનાં પત્નીનું સરઘસ પણ જોયું. બન્ને જણ બિચારાં ઊભાં રહીને એકસરખાં સલામ કરતાં કરતાં 'જય હિંદ' બોલી રહ્યાં હતાં. 'कालाय तस्मै नमः'. જે ધ્વજ રાજદ્રોહી તરીકે ઠર્યો હતો, જેનાં સરઘસો ગેરકાયદેસર ઠરીને લાઠીમાર, બંદૂક ને ગોળીબાર ને અશ્રુવાયુ (Tear Gas) વગેરેથી તોડી પડાયાં હતાં, તે ધ્વજને સ્વરાજ્ય-સ્વાતંત્ર્યના ધ્વજ તરીકે અમે વંદન કરીએ એ તો સ્વાભાવિક જ હતું, પણ એને અંગ્રેજ લોકો પણ સલામી આપે છે એ કેટલી મોટી ક્રાંતિ ! બધાં સરકારી મકાનો પરથી યુનિયન જૅક ઉતારી લેવાયો ! અને એને સ્થાને રાષ્ટ્રધ્વજ આવ્યો. ઉપરછલ્લી રીતે તો હવે બ્રિટિશ દબાણ રહ્યું નથી એવો ભાસ થાય છે, લાગે છે. જનસમુદાયમાં એક જાતની નિર્ભયતા અને વિશ્વાસ જણાતાં હતાં. લોકો ગેરશિસ્ત હતા. પણ એક દિવસ પૂરતું તો ગાંડપણનો—બેહોશ બનવાનો હક્ક જ હતો અગર એ ક્ષમ્ય હતું એમ કહીએ તો પણ ચાલે. આ બધા પ્રેમને યોગ્ય વળાંક આપીને આ શક્તિને રાષ્ટ્રકાર્ય તરફ વાળવાનું કામ મહત્ત્વનું પણ ખૂબ કઠણ એવું છે.

પગે ચાલીને જ ઘેર આવ્યા. પછી રોજનીશી-લેખન ને વાચન. ભોજન બાદ મોટરમાંથી શહેરમાં ફરવા ગયા. રોશની અને લોકોની કતારો ને ભીડનાં અદ્વિતીય દર્શન થઈ રહ્યાં હતાં. લોકગંગા ઘુઘવતી વહી રહી હતી. જુદા જુદા પ્રકારના પહેરવેશના, રંગના કપડાં પહેરનાર વિવિધ જાતિનાં, ધર્મના લોકો — સ્ત્રી, પુરુષો, બાળકો — પગે ચાલીને અને હાથમાં આવે તે વાહન સાથે જઈ રહ્યાં હતાં. આ દૃશ્ય અનેરું હતું.

ત્યાંથી પાછા આવીને બાદમાં ૧૦ વાગ્યે ગવર્નર-જનરલ (હવે વાઇસરૉય નહિ) સાહેબને ત્યાં Reception માટે ગયો હતો. ખૂબ લોકો હતા, ત્યાં જનારા બધા લોકો શિષ્ટ અને શિક્ષિત. પણ સર્વત્ર ગેરશિસ્ત દેખાઈ ! અંદર ગયા પછી કાંઈક ઠીક હતું. લૉર્ડ અને લેડી માઉન્ટબૅટન અને એડિકૉંગે સાથે હસ્તાંદોલન કરીને, આવેલા નિમંત્રિતોમાં જેટલા ઓળખીતા દેખાયા

તેમની જોડે વાતચીત કરીને ૧૧ા વાગ્યે ઘેર પાછો આવ્યો. ગવર્નર-જનરલના પ્રાયવેટ સેક્રેટરી મિ. એબલ મળ્યા હતા. આવતી કાલે તેઓ અહીંથી સ્વગૃહે પ્રયાણ કરશે. ભારે કાવતરાબાજ અને મુસલમાનતરફી માણસ. 'એક અંગ્રેજ ગવર્નર-જનરલ પરના લોકોના આટલા ભારે પ્રેમનાં દર્શન સાંજે ધ્વજવંદન વખતે થતાં મને આનંદ થયો' એમ એમણે કહ્યું. 'એમાં લોકોનો કૉંગ્રેસ પરનો વિશ્વાસ અને પ્રેમ વ્યક્ત થાય છે, કૉંગ્રેસે જેમને માન્ય રાખ્યા તેઓ લોકોને પણ માન્ય છે-આ એનું રહસ્ય છે' એવું મેં એમને (મિ. એબલને) કહ્યું.

આજે વલ્લભભાઈ સાથેની વાતચીતમાં 'ગુજરાત સભા'નો Famine Relief Fund અને Epidemic Relief Fund અમદાવાદ જિલ્લા પૂરતો નહિ રાખતાં સમગ્ર ગુજરાત માટે રાખવો અને એ બાબતમાં એક ટ્રસ્ટનો દસ્તાવેજ પણ કરવો એમ અમે નક્કી કર્યું.

(ક્રમશઃ)

*

# વિચાર-કણિકાઓ

## વિનોબા ભાવે

[આચાર્ય વિનોબા ભાવેના નામ તથા કાર્યથી તો હવે ભારત જ નહિ પણ દુનિયા થોડીઘણીના અનેક લોકો પરિચિત છે. રાષ્ટ્રપિતા ગાંધીજીએ સને ૧૯૪૦માં વ્યક્તિગત સત્યાગ્રહ વખતે પ્રથમ સત્યાગ્રહી તરીકે વિનોબાજીને પસંદ કર્યા હતા. 'પરિણતપ્રજ્ઞ' વિનોબાજીના વિચારો જેટલા મૌલિક છે તેટલી એમની એ વિચારોની રજૂઆત રોચક છે. સને ૧૯૪૪માં વર્ધાના ગ્રામસેવામંડળે વિનોબાજીનું પુસ્તક વિચારપોથી મરાઠીમાં પ્રસિદ્ધ કર્યું. એ નાનકડા પણ અતિ મહત્ત્વના પુસ્તકમાંથી, પ્રથમ ૩૩૩માંની ચૂંટેલી ૫૧ વિચાર કણિકાઓનો ગુજરાતી ભાવાનુવાદ, લેખક અને પ્રકાશક પ્રત્યે ઋણસ્વીકાર કરીને, અહીં પ્રસિદ્ધ કર્યો છે. અહીં આપેલા ક્રમાંક મૂળ પ્રમાણેના નથી.—સંપાદક]

૧. હિંદુધર્મનું સ્વરૂપઃ આચાર-સંહિષ્ણુતા, વિચાર-સ્વાતંત્ર્ય, નીતિધર્મ માટે દૃઢતા.

૨. અસત્યમાં શક્તિ નથી. પોતાના અસ્તિત્વ ખાતર પણ એણે સત્યનો આશ્રય લીધે જ છૂટકો!

૩. જીવ—અશુદ્ધ, અસિદ્ધ.
આત્મા—શુદ્ધ, અસિદ્ધ.
ઈશ્વર—શુદ્ધ, સિદ્ધ.

૪. ઇતિહાસ એટલે અનાદિકાળથી આજ સુધીનું સમગ્ર જીવન. પુરાણ એટલે અનાદિકાળથી આજ સુધી ટકી રહેલો અનુભવનો અમર અંશ.

૫. હું ક્યાં રહેવા ઇચ્છું છું? પહેલો જવાબ—'ક્યાં યે પણ'. બીજો જવાબ—'સત્સંગમાં'. ત્રીજો જવાબ—'આત્મામાં'.

૬. શિષ્યના જ્ઞાન ઉપર સહી કરવી એટલું જ ગુરુનું કામ. બાકી શિષ્ય સ્વાવલંબી છે.

૭. સેવા/અહંકાર=ભક્તિ.

૮. આખો દિવસ કામ કરનારને રાતની ઊંઘ જેટલી જરૂરી અને આનંદદાયક તેટલી જ આખી જિંદગી મહેનત કરનારને આખરી મહાનિદ્રા જરૂરી અને આનંદદાયક છે. મૃત્યુ ઈશ્વરનું સૌમ્યતમ રૂપ છે.

૯. સંસ્કૃતમાં 'હન્' એટલે મારવું અને 'હન્' એટલે ગુણાકાર કરવો. હિંસાથી પાપનો ગુણાકાર થાય છે.

૧૦. ગીતા અનાસક્તિ કહે છે. પણ ઈશ્વરમાં આસક્ત થા એમ કહે છે જ.

૧૧. દુર્બળનું 'બલિદાન' નથી. બલિદાન બળવંતનું.

૧૨. રાતે કૂતરાં ભસવા લાગ્યાં તેથી ઊંઘમાં ખલેલ પડતાં ભલા ગૃહસ્થને 'દુઃખ' થયું. પણ એ ભસવાને કારણે ચોર આવેલા ભાગી ગયા એમ બીજે દિવસે સવારે જાણ્યું ત્યારે 'સુખ' થયું.

૧૩. સત્યની વ્યાખ્યા નથી, કારણ, વ્યાખ્યાનો જ આધાર સત્ય ઉપર છે.

૧૪. છાતી સામે પિસ્તોલ તાકીને અનાજ લૂંટી લેવું અને સોનાની મહોર આપીને એ વેચાતું લેવું એમાં ઘણી વાર બિલકુલ તફાવત નથી હોતો.

૧૫. ધર્મ સંસારમાંથી મોક્ષ તરફ લઈ જનારો પુલ છે. તેથી એનો એક પગ સંસારમાં અને એક પગ મોક્ષમાં હોય છે.

૧૬. જીવવાની ઇચ્છામાં મરણનું બીજ છે. એ ઇચ્છા ચલી ગઈ એટલે મૃત્યુ મરણ પામ્યું!

૧૭. સેવા નજીકથી, આદર દૂરથી, જ્ઞાન અંદરથી.

૧૮. સ્વધર્મ સહજ પ્રાપ્ત હોય છે. બાળકને દૂધ પિવડાવવાનો ધર્મ માતા મનુસ્મૃતિમાંથી શીખતી નથી.

૧૯. આત્માઓ બધા જ છે. પરંતુ આત્મવાન એકાદ કોઈ!

૨૦. કામ-ક્રોધને આપસમાં લડાવી મારવા એમાં જ્ઞાનની કુશળતા છે.

૨૧. ચિત્રકારને પોતે દોરી રહેલા ચિત્રની પણ પાસેથી બરાબર ખબર પડતી નથી. એ સારુ એને ખાસ દૂર જઈને જોવું પડે છે. તટસ્થતાની વૃત્તિ વિના સૃષ્ટિનું રહસ્ય ઉકેલવું શક્ય નથી.

૨૨. સંસારનાં ત્રણ લિંગ:–

અહંકાર પુંલિંગ,
આસક્તિ સ્ત્રીલિંગ,
અસત્ય નપુંસક.

૨૩. ડૂબતા સાથે સહાનુભૂતિનો અર્થ એની જોડે ડૂબી જવું એમ નહિ, પણ પોતે તરીને એને બચાવવાનો પ્રયત્ન કરવો.

૨૪. સિંહ હિંસક હોવાથી એને પાછળ વળીને જોવું પડે છે. અહિંસકને સિંહાવલોકનની જરૂર નથી.

૨૫. તેજ અને ક્ષમા એ એકમેકની વ્યાખ્યા છે.

૨૬. સ્વધર્મ માટે પ્રેમ, પરધર્મ માટે આદર અને અધર્મ વિષે ઉપેક્ષા મળીને ધર્મ.

૨૭. ટેકરીની જેમ ઊંચા થવાની મને મઝા નથી પડતી: મારી માટી આસપાસની જમીન ઉપર પથરાતી જાય એમાં મને આનંદ છે.

૨૮. કર્મ છોડવું અશક્ય છે. કારણ, છોડવું એ પણ કર્મ છે.

૨૯. 'જગતની પહેલાં શું હતું?' તારા આ સવાલનો અભાવ હતો!

૩૦. વિદ્યાર્થીઓ પાસેથી હું જેટલું શીખ્યો એના પ્રમાણમાં મેં એમને કશું જ શીખવ્યું નહિ.

૩૧. સ્વતંત્રતા દેવીનો ઉપાસક પોપટને પિંજરમાં રાખી નહિ શકે.

૩૨. સ્વરૂપ, વિશ્વરૂપ, અરૂપ – આ છે ભગવાનનાં ત્રણ રૂપ.

૩૩. કોઈ કહે છે: 'મનુષ્ય એટલે સાધનવાન પ્રાણી'. હું કહું છું: 'મનુષ્ય એટલે સાધનાવાન પ્રાણી.'

૩૪. આપણે સંતોના ચરિત્રનું નહિ, પણ ચારિત્ર્યનું અનુકરણ કરવું જોઈએ.

૩૫. જે વાણી સત્યની સંભાળ રાખે છે એ વાણીને સત્ય સંભાળે છે.

૩૬. 'આત્મા શાનાથી સિદ્ધ થાય છે?' તારા આ પ્રશ્નથી સિદ્ધ થાય છે. મારો આ જવાબ તને ગળે ઊતર્યો, તો તેવી સ્વીકૃતિથી સિદ્ધ થાય છે. ન ગળે ઊતર્યો, તો તેવી અસ્વીકૃતિથી સિદ્ધ થાય છે.

૩૭. ફળ તો તને પ્રથમથી જ મળી ચૂક્યું છે. હવે કર્તવ્ય કરવાનું બાકી રહ્યું છે. ફરી પાછો ફળ શાનો માગે છે?

૩૮. તપ અને તાપ – એ બન્નેમાંની વિભાજક રેખા ઓળખવી જરૂરી છે.

૩૯. અખંડ ઈશ્વરસ્મરણ એટલે અખંડ કર્તવ્ય-જાગૃતિ.

૪૦. ગુણ શું કે દોષ શું, 'સહકુટુંબ સહપરિવાર આવીને કાર્યસિદ્ધિ' કરતા હોય છે.

૪૧. શ્રદ્ધા+પ્રજ્ઞા+વીર્ય = સત્ય

૪૨. સવાલ – 'જ્ઞાનેશ્વરી' ગ્રંથ તમને કેટલો પ્રિય છે? જવાબ – એટલો કે દોષ બતાવવાના થાય તો પણ 'જ્ઞાનેશ્વરી'માંના બતાવું છું.

૪૩. નમ્રતાની ઊંચાઈનું કોઈ માપ નથી.

૪૪. ત્રણ પ્રકારના ગુરુ હોય છે—

(અ) અધિકાર કે લાયકાત મુજબ ઉપદેશ કરનારા.
(આ) ઉપદેશનો વરસાદ વરસાવનારા.
(ઇ) મૌનથી ઉપદેશ કરનારા.

૪૫. જવાબદારીનું કામ મને મળ્યું ત્યારથી હું જવાબદારીમાંથી છૂટ્યો.

૪૬. કશાક પણ નિત્ય યજ્ઞ વિના રાષ્ટ્ર ખડું રહી શકશે નહિ.

૪૭. બુદ્ધિનો સદુપયોગ – સત્ત્વગુણ
બુદ્ધિનો દુરુપયોગ – રજોગુણ
બુદ્ધિનો અનુપયોગ – તમોગુણ

૪૮. 'સામે બત્તી છે એ જેમ નિશ્ચિત, તેમ ઈશ્વર છે એવું તમે નિશ્ચિત માનો છો ખરા? —'

ઈશ્વર છે એમ હું નિશ્ચિત માનું છું. સામેની બત્તી છે જ એવી ખાતરી હું લઈ શકતો નથી.

૪૯. જે ગુરુ હશે તે શિષ્ય હશે જ. જે શિષ્ય નહિ હોય તે ગુરુ નહિ જ હોય.

૫૦. અહંકારને થાય છે, કે 'હું' નહિ હોઉં તો દુનિયા કેવી રીતે ચાલશે? વસ્તુસ્થિતિ એમ છે, કે હું જ શું પણ આખી દુનિયા ન હોય, તો પણ દુનિયા ચાલે તેમ છે.

૫૧. આત્મા એક. માયા શૂન્ય. એક અને શૂન્યના સંયોગથી અસંખ્ય જગત. આ જ લિંગોપાસના.

*

# માનવી વર્તનનું પ્રેરક બળ

વિ. સ. વણીકર
[મનોવિજ્ઞાનના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

મનોવિજ્ઞાન માનવી વર્તનનો અભ્યાસ કરે છે. માણસ અમુક સંજોગોમાં અમુક રીતે કેમ વર્તે છે એ માનવી જીવનની એક મોટી સમસ્યા છે. એક માણસ એક પ્રસંગે અમુક રીતે વર્તે છે, બીજો માણસ તે જ પ્રસંગે તદ્દન બીજી રીતે વર્તે છે. મિલ્ખાસિંગ ઑલિમ્પિક રમતોમાં દોડવાની સ્પર્ધામાં પહેલો આવવા આકાશ-પાતાળ એક કરે છે; ત્યારે સુખવિલાસમાં જીવન ગાળનારા બીજા માણસને એક ડગલું પણ પગે ચાલવું પડે તો તેને મહાન સંકટ લાગે છે. ૧૮૫૭ના સ્વાતંત્ર્ય-સંગ્રામ સમયની એક વાત પ્રચલિત છે. એક નવાબના મહેલની આસપાસ શત્રુઓએ ઘેરો ઘાલ્યો હતો. નવાબના એક વિશ્વાસુ નોકરે નવાબને કહ્યું, કે દોડો, હજી છટકવાનો એક માર્ગ છે. તો પણ નવાબ સાહેબ આરામથી કપડાં પહેરતા હતા. પોશાક પહેર્યા પછી નોકરને જોડા પહેરાવવાનું કહ્યું. નોકરે જોડા પહેરાવ્યા. ત્યારે નવાબ સાહેબ ધીમે ધીમે ચાલવા માંડ્યા. નોકરે કહ્યું : જહાંપનાહ! જલદી ચાલો, શત્રુઓ મહેલની આસપાસ ફરી વળ્યા છે. ત્યારે નવાબે કહ્યું, કે દુશ્મન આયા હૈ ઈસ લિયે ક્યા હમ બાપદાદાકી ચાલ છોડેંગે? બે માણસો એક જ પ્રસંગે જુદી જુદી રીતે વર્તે છે એ જેમ મનોવિજ્ઞાનને માટે સમસ્યા છે, તેમ જ એક જ માણસ જુદે જુદે પ્રસંગે જુદી જુદી રીતે વર્તે છે તે પણ સમસ્યા છે. જે માણસ એક ક્ષણે શાંત અને પ્રસન્ન હોય છે, તેજ બીજી ક્ષણે એટલા ક્રોધાવેશમાં આવી જાય છે કે આપણને આશ્ચર્યનો ધક્કો લાગે. "આમ કેમ" એનો અભ્યાસ મનોવિજ્ઞાન કરે છે.

એક જમાનો એવો હતો કે તત્ત્વવેત્તાઓ એમ માનતા કે માનવી બુદ્ધિપ્રધાન પ્રાણી છે, અને માનવી વર્તન બુદ્ધિપ્રેરિત છે. પ્રાણીના વર્તનને મનુષ્યના વર્તનથી જુદું પાડવામાં આવતું. પ્રાણીઓનું વર્તન સહજવૃત્તિ-પ્રેરિત છે: જ્યારે માનવી વર્તન બુદ્ધિપ્રેરિત છે, એમ મનાતું. ડાર્વિનના ઉત્ક્રાંતિવાદે આ કલ્પનાને ધક્કો દીધો. તદ્દન નાના પ્રાણીઓમાંથી જ વિકાસક્રમે માનવીની નિર્મિતિ થઈ છે એ સિદ્ધાંત એમણે જગત સમક્ષ સબળ પુરાવા સાથે મૂક્યો અને જગતે તે સ્વીકાર્યો. એટલે માનવ અને માનવેતર પ્રાણીઓ તત્ત્વત: એક જ જાતિના છે; કેવળ વિકાસની કક્ષાની દૃષ્ટિએ બંનેમાં ફરક છે. તેથી જે પ્રમાણે પ્રાણીઓના વર્તનની પાછળ અ-બૌદ્ધિક (non-rational) બળો કામ કરે છે, તેમ માનવી વર્તનની પાછળ પણ અબૌદ્ધિક બળો જ કામ કરે છે. એ સિદ્ધાંત મનોવિજ્ઞાનમાં સ્વીકારવામાં આવ્યો. માનવી વર્તન બુદ્ધિ અથવા જ્ઞાનપ્રેરિત નથી એ સત્ય ભારતીય વિચારકોએ જૂના વખતથી સ્વીકારેલો છે.

નીચેનો શ્લોક આ મુદ્દો સરસ રીતે રજૂ કરે છે:

जानामि धर्म न च मे प्रवृत्ति: जानाम्यधर्मं न च मे निवृत्तिं:।
केनापि देवेन हृदि स्थितेन यथा नियुक्तोस्मि तथा करोमि॥

આ વિષય એટલો મહત્ત્વનો છે, કે અનેક મનોવૈજ્ઞાનિકોએ આનો અભ્યાસ કર્યો છે, એમણે માનવી વર્તન સમજાવવાનો પોતપોતાની રીતે પ્રયત્ન કર્યો છે. આ લેખમાં એમાંના કેટલાક પ્રમુખ મતોનો વિચાર કરીશું.

વિલિયમ મૅક્ડૂગલનું નામ આ વિષયના અભ્યાસી તરીકે બહુ ઉચ્ચ સ્થાન ધરાવે છે. એના મત પ્રમાણે માનવી વર્તન સહજવૃત્તિ પ્રેરિત (instinctive) છે. સહજવૃત્તિની વ્યાખ્યા મૅક્ડૂગલ નીચે પ્રમાણે આપે છે: સહજવૃત્તિ એ મનુષ્યની એવી જન્મજાત વૃત્તિ છે કે જેને લીધે માણસ અનેક પદાર્થમાંથી અમુક પદાર્થ તરફ જ ધ્યાન આપવા પ્રેરાય છે; એ પદાર્થ સમક્ષ અમુક આવેગ અનુભવે છે, અને એના સંબંધમાં અમુક એક ક્રિયા કરવા પ્રેરાય છે. દા. ત. માણસમાં જાતીય વૃત્તિ છે. એનો અર્થ મનુષ્યના મનનું ઘડતર એવી રીતે થયું છે કે સહજ રીતે અમુક ઉંમરે પુરુષનું ધ્યાન સ્ત્રી તરફ દોરાય; એના સમક્ષ એના મનમાં જાતીય આવેગ (કામવાસના) ઉત્પન્ન થાય છે; અને પુરુષ સ્ત્રીના સમાગમ માટે પ્રયત્ન કરે છે. મૅક્ડૂગલના મત પ્રમાણે ૧૪ સહજવૃત્તિઓ છે. એમના છેલ્લા ગ્રંથમાં આ સંખ્યા ૧૮ કરી છે. મુખ્ય સહજવૃત્તિઓ અન્નસંશોધન, યુદ્ધ, પલાયન, જિજ્ઞાસા, જાતીયતા, અને સમૂહમાં ભળવાની છે.

મૅક્ડૂગલનો સહજવૃત્તિનો સિદ્ધાંત આજના મનોવૈજ્ઞાનિકો સ્વીકારતા નથી. ટીકાકારોના મત પ્રમાણે સહજવૃત્તિનો સિદ્ધાંત સમસ્યાનો ઉકેલ બતાવતો નથી. માણસ લડે છે કેમ? કારણ કે, એનામાં લડવાની વૃત્તિ છે. માણસ ભયથી નાસી કેમ જાય છે? કારણ કે, તેનામાં નાસી જવાની વૃત્તિ છે એટલા માટે. આમ જવાબ આપવા એ ઉકેલ નથી; એ તો ઉકેલ ટાળવાનો ઉપાય છે.

આજે સહજવૃત્તિ નામ સાથે મનોવૈજ્ઞાનિકોના મનમાં સૂગ છે એનું બીજું કારણ સહજવૃત્તિ શબ્દ અલગ અલગ અર્થમાં વપરાય છે. દા.ત. નાના પ્રાણીઓના સંબંધમાં આપણે સહજવૃત્તિ શબ્દ વાપરીએ તે કૃતિના અર્થમાં. એક જ જાતનાં બધાં પ્રાણીઓ સહજ રીતે એટલે પૂર્વ-અનુભવ સિવાય પોતાના જીવનનું કામ બરાબર કરે છે. દા.ત. ચકલી પૂર્વ-અનુભવ સિવાય સરસ માળો બનાવે છે. માનવી બાળક બહુ ઓછી કૃતિઓ જન્મથી જ કરી શકે છે. સહજવૃત્તિ શબ્દનો અલગ અલગ મનોવૈજ્ઞાનિકો અલગ અલગ અર્થ ઘટાવે છે. તેથી દરેક જણ સહજવૃત્તિની સંખ્યા જુદી જુદી આપે છે. જેમ્સ ૩૨ સંખ્યા આપે છે; વૉરન ૨૬ સહજવૃત્તિઓ આપે છે; થૉર્નડાઈક ૪૦ આપે છે; વુડવર્થે એક વખતે ૧૧૦ ગણાવી છે; જ્યારે ફ્રૉઈડ કેવળ એક જ એટલે જાતીય વૃત્તિ જ સર્વ વર્તનનું પ્રેરક બળ ગણે છે. સહજવૃત્તિના ખ્યાલ વિષે આટલી સંદિગ્ધતા હોવાથી આજે મનોવિજ્ઞાનમાં એનો બહુ ઉપયોગ કરવામાં આવતો નથી.

આજે માનવી વર્તન જરૂરિયાતો (needs)ની ભાષામાં સમજાવવામાં આવે છે. આ જરૂરિયાતોની સંખ્યા વિષે હજી મનોવિજ્ઞાનમાં નિશ્ચિતતા આવી નથી. પણ સામાન્યરીતે માનવી કૃતિની પાછળ શારીરિક અને માનસિક જરૂરિયાતો કામ કરતી હોય છે એવો આપણો અનુભવ છે. આ બન્ને જરૂરિયાતોમાંથી કેટલીક જન્મસહજ (innate) હોય છે અને કેટલીક અનુભવપ્રાપ્ત(acquired) હોય છે; જો કે માનવી જરૂરિયાતોમાંથી કઈ કેટલે અંશે જન્મગત છે અને કઈ અનુભવસંપાદિત છે એ કહેવું મુશ્કેલ છે. પણ આ તફાવત ઉપર બહુ ભાર આપ્યા વગર જરૂરિયાતોને લીધે માણસ કૃતિ કરવા કેવી રીતે પ્રવૃત્ત થાય છે તેનો વિચાર કરીએ. જ્યારે શરીરમાં અથવા મનમાં જરૂરિયાત નિર્માણ થાય છે ત્યારે ચેતાતંત્રનું અથવા મનનું સમતોલપણું નષ્ટ થાય છે. ચેતાતંત્ર(organism)માં અથવા મનમાં એક જાતની તાણ અથવા અસ્વસ્થતા (tension) નિર્માણ થાય છે અને જ્યાં સુધી એ જરૂરિયાત પૂરી ન પડે ત્યાં સુધી શારીરિક અથવા માનસિક તાણ કાયમ રહે છે. દા.ત. શરીરમાં પાણીનો પુરવઠો ઓછો પડે તો માણસને તરસ લાગે છે. તરસ જ્યાં સુધી ન છિપાય ત્યાં સુધી શારીરિક અને માનસિક અસ્વસ્થતા રહે છે. તે દૂર કરવા માણસની પાણી પીવા તરફ પ્રવૃત્તિ થાય છે. બીજો દાખલો એક ઉચ્ચ કક્ષાની ક્રિયાનો લઈએ. માણસને મહત્ત્વાકાંક્ષા હોય છે. મહત્ત્વાકાંક્ષાની પૂર્તિ ન થાય ત્યાં સુધી

માણસ બેચેન હોય છે. તેથી તે પોતાનું લક્ષ્ય સિદ્ધ કરવા માટે વરસો ને વરસો સુધી અથાક પરિશ્રમ કરે છે. નીચે જુદા જુદા અભ્યાસકોએ આપેલા માનવી વર્તનનાં પ્રેરક બળો આપ્યાં છે:

(૧) ગિલ્ફર્ડ નામના વૈજ્ઞાનિકે ભૂખ, તરસ, વિશ્રાંતિ, જાતીય વૃત્તિ, વાત્સલ્યવૃત્તિ, જિજ્ઞાસાવૃત્તિ, રમવાની વૃત્તિ, ભયમાંથી બચવાની વૃત્તિ, લડવાની વૃત્તિ, વર્ચસ્વ જમાવવાની વૃત્તિ, શરણાગતિની વૃત્તિ, સમૂહ વૃત્તિ, પ્રશંસા મેળવવાની વૃત્તિ, ઠપકો ટાળવાની વૃત્તિ, સન્માન મેળવાની વૃત્તિ, અનુકરણ, સહાનુભૂતિ, હસવાની વૃત્તિ, સારા દેખાવાની વૃત્તિ વગેરે વર્તનનાં પ્રેરકબળો તરીકે ગણાવ્યાં છે.

(૨) ડેનિયલ કાત્સ અને રિચર્ડ શાન્ક વર્તનના પ્રેરક બળોનુ વર્ગીકરણ નીચે પ્રમાણે કરે છે: (૧) ક્ષુધાઓ (appetites) જેવી કે ભૂખ, તરસ, હવાની જરૂરિયાત અને જાતીય વૃત્તિ (૨) ટેવાયેલી ક્રિયા (૩) શ્વાસોચ્છ્વાસ જેવી શારીરિક પ્રક્રિયાઓ અને ઇન્દ્રિયો ઉપર સતત આઘાત કરતું વાતાવરણ (૪) તીવ્ર ઉદ્દીપનો

(૩) લા પિયર અને ફ્રાન્સવર્થ પ્રેરક બળોને બે ભાગમાં વહેંચે છે: શારીરિક આવશ્યકતાઓ અને સામાજિક પરિબળો.

(૪) ઑલ્પૉર્ટ માનવી વર્તનના પાયા તરીકે બાળકની પ્રાક્-પ્રભાવી પ્રતિક્ષિપ્ત ક્રિયાઓનુ વર્ણન કરે છે. એ ક્રિયાઓને એ prepotent reflexes કહે છે. એ પ્રતિક્ષિપ્ત ક્રિયાઓ નીચે પ્રમાણે છે: (૧) ચોંકવાની અથવા શરીરનુ અંગ પાછું ખેંચી લેવાની ક્રિયા (૨) ફેંકી દેવાની ક્રિયા (૩) ઝધડવાની ક્રિયા (૪) ભૂખની પ્રતિક્રિયા (૫) કેટલાક નાજુક સંવેદનશીલ શરીરના ભાગોની પ્રતિક્રિયા—દા.ત. ગલીપચી, અથવા બાળકના ગાલ અથવા હોઠ ઉપરના સ્પર્શથી તે પ્રસન્નતાની પ્રતિક્રિયા કરે છે. (૬) જાતીય વાસનાની પ્રતિક્રિયાઓ.

માનવી વર્તનનાં પ્રેરક બળોની યાદી હજી વધારી શકાય. પણ એમ યાદી વધારીને વિષય ઉપર વધુ પ્રકાશ પડે એમ નથી. મૅક્ડૂગલે આપેલી સહજવૃત્તિઓના સિદ્ધાંતમાંથી જેટલું ગ્રાહ્ય છે તે અને બીજા મનોવૈજ્ઞાનિકોએ પ્રેરક બળોની જે યાદીઓ આપી છે તેના ઉપરથી માનવી વર્તનની ઉપપત્તિ (explanation) વિષે નીચેના મુદ્દાઓ તારવી શકાય:

(૧) માનવી ચેતાતંત્ર(organism)માં કેટલીક ક્રિયાઓ સહજગત (innate) છે. એને reflex action અથવા પ્રતિક્ષિપ્ત ક્રિયા કહે છે.—દા.ત. આંખ સામે કોઈ વસ્તુ ફેંકવામાં આવે તો આંખ પોતાની મેળે મીંચાઈ જાય છે. નાકમાં કોઈ ઉપદ્રવકારી પદાર્થ પેસે તો છીંક આવે છે. ઢીંચણ ઉપર કોઈ નાનો આઘાત કરે તો માણસ પગ એકદમ પાછો ખેંચી લે છે. પ્રતિક્ષિપ્ત ક્રિયાઓ યાંત્રિક ક્રિયાઓ છે. તેને માટે સચેતાવસ્થા (consciousness)ની જરૂર પડતી નથી. આ ક્રિયાઓ સાચા અર્થમાં જન્મગત (innate) છે. Watson જેવો યંત્રવાદી (Behaviorist) પણ પ્રતિક્ષિપ્ત ક્રિયાઓની સહજતા (માણસને જન્મથી જ એ ક્રિયાઓ આવડે છે.) એમ સ્વીકારે છે.

(૨) શારીરિક જરૂરિયાતો—જેવી કે ખોરાકની માગ, પાણીની માગ, ક્રિયા કરવાની માગ (need for activity), વિશ્રાંતિની માગ, જાતીયતાની માગ (sex need) પણ માણસને ક્રિયા કરવા પ્રેરે છે.

(૩) કેટલીક માનસિક અથવા સામાજિક જરૂરિયાતો હોય છે, તેને લીધે પણ માણસ ક્રિયા કરે છે. મુખ્ય માનસિક જરૂરિયાતો સ્નેહ સંપાદન કરવાની, સુરક્ષિતતા (security)ની, કદર અથવા આદર પ્રાપ્ત કરવાની (recognition) અને કર્તૃત્વશક્તિ (achievement) નો આવિષ્કાર કરવાની હોય છે. માણસ લોકોનો સ્નેહ પ્રાપ્ત કરવા, અથવા લોકાદર મેળવવા, અથવા લોકોની આગળ નામના મેળવવા અથવા પોતાની જાતને બચાવવા માટે ગમે તેટલી જહેમત ઉપાડશે, માનસિક માગ એટલે સાદી ભાષામાં ઇચ્છા એ સમજીએ તો આ મુદ્દો બરાબર સમજાશે.

(૪) આવેગ (emotions) વર્તનનું મહત્ત્વનું પ્રેરક બળ છે. મૅક્ડૂગલનો સહજવૃત્તિનો સિદ્ધાંત ભલે આપણે જેવો ને તેવો ન સ્વીકારીએ પણ એ સિદ્ધાંતમાંથી આ વિષય ઉપર ઠીક ઠીક પ્રકાશ પડે છે. મૅક્ડૂગલને માટે સહજવૃત્તિ એ તો કેવળ સૈદ્ધાંતિક અટકળ (hyhothesis) છે. પણ દરેક સહજવૃત્તિ સાથે એક એક આવેગ સંકળાયેલો છે એમ તેઓ માને છે.—દા. ત. પલાયન કરવાની વૃત્તિની સાથે ભયનો આવેગ સંકળાયેલો છે એમ મૅક્ડૂગલ કહે છે. આપણે પલાયનવૃત્તિ. સ્વતંત્ર

રીતે મનના બંધારણ (mental structure)માં છે કે નહિ એ ભલે વિવાદાસ્પદ અથવા અગ્રાહ્ય મત હોય, પણ જ્યારે ભયનો આવેગ ઉત્પન્ન થાય છે ત્યારે માણસ નાસી જવાને અથવા બચાવ કરવાને પ્રવૃત્ત થાય છે એમાં શંકા નથી. ભય, ક્રોધ કામવાસના, કુતૂહલ જેવા લાગણીના આવેગો માણસને અતિશય કઠિન કામ કરવા પ્રેરે છે.

વર્તનના પ્રેરક બળ વિષે આટલું સમજ્યા પછી એક મહત્ત્વના મુદ્દા તરફ ધ્યાન વાળીએ. મનુષ્યનું વર્તન જેટલા પ્રમાણમાં સહજ-બળો (innate factors) થી પ્રેરિત છે, તેના કરતાં વધુ પ્રમાણમાં સામાજિક પરિબળોથી પ્રેરિત છે. Man's behaviour is more sociogenic than biogenic. બીજા શબ્દોમાં કહીએ તો માનવી વર્તનને સમજવું હોય તો તે જન્મથી જ ક્યાં પ્રેરક બળો લઈ આવ્યો છે એ સમજીને જ નહિ ચાલે. તદ્દન સહજ અને જીવનને માટે ઉપયોગી પરિબળો પણ સમાજની અસરથી અથવા શિક્ષણ અને સંસ્કારથી બદલાઈ જાય છે. દાખલા તરીકે, ભૂખ એ તદ્દન જૈવિક (biologic) અને વર્તનનું સહજ પરિબળ છે. પણ ભૂખ જેવી જરૂરિયાત ઉપર સામાજિક સંજોગોની કેટલી અસર પડી છે તે જુઓ. આપણા ખાવાના સમય નૈસર્ગિક ભૂખ પ્રમાણે નિયત કરવામાં આવતા નથી, પણ આપણી સગવડ પ્રમાણે ગોઠવવામાં આવે છે. આપણને ભૂખ ન હોય તો પણ ટેવને લીધે અમુક એક વખતે ભોજન કરીએ છીએ, શરીરને પોષક ન હોય તેવા પદાર્થો પણ આપણે વ્યસનાધીન બનીને ખાઈએ છીએ. જાતીય વૃત્તિ કરતાં વધુ નૈસર્ગિક પ્રેરક બળ કયું હોઈ શકે? પણ આપણે અમુક સમયે જ, જ્ઞાતિનાં રીત-રિવાજ પ્રમાણે અમુક વ્યક્તિને જ પરણીએ છીએ. સર્વ દૃષ્ટિએ યોગ્ય એવો કર્ણ જ્યારે દ્રૌપદીને પરણવાની મુરાદથી મત્સ્યવેધ કરવા આગળ ધસે છે ત્યારે દ્રૌપદી કહે છે કે–ભલે એ મત્સ્યવેધ કરે; પણ નહિ પરણું હું એ સૂતપુત્રને. ટૂંકમાં, મનુષ્યના વર્તનનાં પરિબળો અનુભવ અને સામાજિક સંસ્કારને લીધે નક્કી થાય છે. તેથી આ લેખના આગળના ભાગમાં આપણે અનુભવજન્ય અથવા સંસ્કારજન્ય અને સમાજ તરફથી પ્રાપ્ત કરેલા વર્તનનાં પ્રેરકબળો વિષે વિચાર કરીશું.

(૧) Watson જેના યંત્રવાદીઓ પ્રતિક્ષિપ્ત ક્રિયાઓને માનવી વર્તનનો પાયો સમજે છે. પ્રતિક્ષિપ્ત ક્રિયાઓ સહજ હોય છે. માણસના મોંમાં સ્વાદિષ્ટ ખોરાક મૂકે તો તેના મોંમાં લાળ છૂટે છે. ખોરાના સ્પર્શના ઉદ્દીપન (stimulus) થી લાળ છૂટવાની પ્રતિક્રિયા (response) આપમેળે થાય છે, આમાં અનુભવની જરૂર પડતી નથી. પણ ધારો કે ખોરાક ખાતી વખતે અથવા તેની પહેલાં દરરોજ ઘંટ વગાડવામાં આવે તો થોડા દિવસ પછી ઘંટના અવાજના ઉદ્દીપનથી મોંમાં પાણી છૂટશે. હૉસ્ટેલમાં ભોજનનો ઘંટ સાંભળતાં વિદ્યાર્થીઓના મોંમાં પાણી છૂટે છે. ભજિયાંનું નામ સાંભળતાં ભજિયાંનાં શોખીન માણસોનાં મોંમાં પાણી છૂટવા માંડે છે. એક ઉદ્દીપન જ્યારે બીજી પ્રતિક્રિયા ઉત્પન્ન કરે છે ત્યારે એ પ્રતિક્રિયાને અભિસંધિત પ્રતિક્ષિપ્ત ક્રિયા કહે છે. અભિસંધિત પ્રતિક્ષિપ્ત ક્રિયા એ અનુભવપ્રાપ્ય ક્રિયા છે.

(૨) ટેવને લીધે માણસ કામ કરવા પ્રેરાય છે. દરરોજ સવારે પાંચ વાગ્યે ઊઠવાની ટેવ પાડવામાં આવી હોય તો માણસ બરાબર પાંચ વાગ્યે ઊઠી જાય છે. કામ કામને પ્રેરે છે.

(૩) (Attitudes) માનસિક વલણો ક્રિયાનાં મોટાં પ્રેરક બળો છે. કોઈપણ પદાર્થ અથવા વિચાર અથવા વ્યક્તિના સંપર્કમાં આવવાથી તેમને વિષે જે ખાટા-મીઠા અનુભવો આવે છે તેને લીધે તેમને વિષે આપણે અમુક પ્રકારનું કામ કરવા પ્રેરાઈએ છીએ. દા.ત. એક વિદ્યાર્થી મને નમ્રતાપૂર્વક પ્રણામ કરે તો મારા મનમાં એને વિષે સારો ગ્રહ બંધાય એને લીધે હું તેને મદદ કરવા પ્રેરાઈશ.

૪. Sentiments (સ્થિર ભાવ). સ્થિર ભાવ એ માનસિક વલણ જ છે. પણ એ વધારે કાયમી સ્વરૂપના હોય છે અને એની સાથે લાગણી અથવા આવેગ સંકળાયેલો હોય છે. દા.ત. દેશભક્તિ એ સ્થિર ભાવ છે. મારા મનમાં સહવાસથી અને સંસ્કારથી દેશ પ્રત્યે કાયમી સ્વરૂપનો ભાવ બંધાય છે. આ સ્થાયી ભાવને લીધે હું દેશ માટે કોઈ પણ કામ કરવા અથવા બલિદાન આપવા પ્રેરાઉં છું.

૫. જીવનનાં લક્ષ્યો, આદર્શો, મૂલ્યો. આ પણ સ્થિરભાવનાં સ્વરૂપનાં જ હોય છે. આ ભાવ નૈતિક તત્ત્વો અથવા ઉચ્ચ તત્ત્વો સાથે સંકળાયેલા હોય છે.

આ જીવનનાં મૂલ્યો સાથે માણસ પૂરેપૂરું તાદાત્મ્ય અનુભવે છે તેથી તે મૂલ્યોની જીવનમાં પરિપૂર્તિ કરવા માણસ ગમે તેટલા ભગીરથ પ્રયત્ન કરવા તૈયાર થાય છે. મનોવિજ્ઞાનની ભાષામાં કહીએ તો માણસની સંકલ્પશક્તિ જાગૃત થાય છે ત્યારે તે પોતાની સમગ્ર શક્તિ કામમાં હાલવી દે છે. Where there is a will, there is a way. આ કહેવતમાં આ જ મનોવૈજ્ઞાનિક સત્ય સમાયેલું છે.

*

# ભારતમાં આયોજન-તંત્ર

ન. ઉ. રાજગુરુ

[અર્થશાસ્ત્રના વ્યાખ્યાતા, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

ભારત રાષ્ટ્રના આર્થિક સામર્થ્યની વૃદ્ધિને કાજે વ્યવસ્થિત પ્રયાસો સ્વાતંત્ર્યોદય પહેલાંથી જ શરૂ થયાં હતાં. છેક ઇ. સ. ૧૮૭૬માં રાષ્ટ્રવીર દાદાભાઈ નવરોજીએ આ દેશની રાષ્ટ્રીય આવકની ગણતરી સૌ પ્રથમ કરી અને ગરીબાઈનાં કારણોનું પૃથક્કરણ કર્યું. પરંતુ અંગ્રેજ સરકારના નેમ હેઠળના વ્યવસ્થાતંત્રે ભારતની અસીમ ગરીબાઈનું નિવારણ કરવા લગભગ કાંઈ જ ન કર્યું.

પરંતુ, દેશની સ્વતંત્રતાની લડતની સાથે સાથે જ એક વિચારસરણીનું સ્વરૂપ બંધાવું શરૂ થયું હતું. ૧૯૩૮ માં જેવી તક મળી કે તરતમાં જ રાષ્ટ્રવાદીઓએ પોતાના વિચારોને મૂર્ત સ્વરૂપ આપવા માટે 'રાષ્ટ્રીય આયોજન સમિતિ'ની રચના કરી અને અત્યારના ભારતના વડા પ્રધાનને તેના પ્રમુખ બનાવ્યા. આ સમિતિનું કામ થોડુંક થયું ત્યાં બીજા વિશ્વયુદ્ધને કારણે કામમાં રુકાવટ આવી. છતાં આ સમિતિએ લગભગ ૨૫ જેટલા અહેવાલો તો તૈયાર કરી નાખ્યાં.

છેલ્લે, વળી સત્તાની સંપૂર્ણ સોંપણી થયા પહેલાં પણ વચગાળાની સરકારે સલાહકારી આયોજન બોર્ડની નિમણૂક કરી હતી. આ બૉર્ડની એક મહત્ત્વની ભલામણ એ હતી કે રાષ્ટ્રના આર્થિક ક્ષેત્રે સતત અને પૂરતું ધ્યાન આપી શકે તેવા એક આયોજન પંચની નિમણૂક કરવી. અને આ છે આપણા આજના આયોજન પંચની ઉત્પત્તિનું મૂળ સ્થાન.

સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછીના ત્રણેક વર્ષ દેશની રાજકીય અને વહીવટી બાબતોની સુધારણા પાછળ ગયાં. બંધારણ ઘડાયું અને તેનો સ્વીકાર થયો અને દેશી રજવાડાંઓ વ. ને એકત્ર કરી રાષ્ટ્રને વધુ સુયોગ્ય ઘટક બનાવાયું. બંધારણના 'રાજ્ય નીતિના દર્શક સિદ્ધાંતો'ના પ્રકરણમાં પ્રજાના આર્થિક સામર્થ્યની વૃદ્ધિ વિષે ઠીક ઠીક વાતો લખી છે. રાજ્યની એ જવાબદારી બની. આથી બંધારણમાં સ્વીકૃતિ પામેલ સિદ્ધાંતોને વ્યવહારમાં અમલી બનાવવા માટે માર્ચ ૧૯૫૦માં 'રાષ્ટ્રીય આયોજન પંચ' રચવામાં આવ્યું.

આયોજન પંચનું નામ તો હવે અત્યારે છાશવારે સંભળાવા લાગ્યું છે; પરંતુ તેનાં શું કાર્યો છે, તેના શું વિભાગો છે તથા તેની શી વ્યવસ્થા છે વ. પ્રશ્નોની સ્પષ્ટ રજૂઆત અત્યાર સુધીમાં ઘણી ઓછી થઈ છે. અહીં પ્રાસ્તાવિક રૂપે થોડું જોવા બાદ હવે આ વધુ મહત્ત્વના પ્રશ્નો પ્રત્યે આપણે ધ્યાન કેન્દ્રિત કરવા પ્રયાસ કરીએ.

આયોજન પંચની કામગીરી ઠીક ઠીક સ્પષ્ટતાથી રજૂ કરતાં ટૂંકમા આપણે નીચે પ્રમાણે મૂકી શકીએ:

(૧) રાષ્ટ્રની ભૌતિક અને માનવ સંપત્તિનો અંદાજ કાઢવો અને જરૂરિયાતોના પ્રમાણમાં જેટલે અંશે સાધનો અપૂરતાં જણાય તેટલે અંશે તેના વિકાસની વિવિધ શક્યતાઓની તપાસ કરવી;

(૨) દેશનાં સાધનોનો ગુરુત્તમ અને બની શકે તેટલો સમતોલ ઉપયોગ કરે તેવી યોજના ઘડવી;

(૩) ઉપર્યુક્ત યોજનામાં કાર્યક્રમોની કક્ષા તથા ક્રમ નક્કી કરવો અને તેથી યોજનાને તેના વિવિધ તબક્કાઓમાં વહેંચીને દરેક તબક્કાને માટે યોગ્ય પ્રમાણમાં સાધનોની ફાળવણી કરવી;

(૪) આર્થિક વિકાસને અવરોધક પરિબળોનો નિર્દેશ કરવો, અને યોજનાના સફળ અમલ માટે જરૂરી સામાજિક તેમજ રાજકીય વાતાવરણનું નિદર્શન કરવું, તેમજ આયોજનની સફળતા માટે જરૂરી તંત્ર નક્કી કરવું;

(૫) યોજનાના દરેક તબક્કામાં થયેલ કાર્યનું મૂલ્યાંકન કરવું અને આ મૂલ્યાંકનને આધારે નીતિ તેમજ વ્યવહાર વચ્ચેના તફાવતને ઘટાડવાનાં પગલાંઓ બતાવવાં; તેમજ વારંવાર જ્યારે જ્યારે કેન્દ્ર સરકાર કે રાજ્ય સરકારો સૂચવે ત્યારે વિશિષ્ટ પ્રશ્નોના નિરાકરણ માટે અભ્યાસ કરી તેના માર્ગો બતાવવા.

આયોજન પંચની સ્થાપનાથી જ માત્ર કામ પૂરું ન થયું. ભારત જેવડા વિશાળ રાષ્ટ્રને ગૂંચવણભર્યા પ્રશ્નો ઉપસ્થિત હતા તેને માટેના વિશાળ કાર્યને સંભાળવા આ પંચ ઉપરાંત બીજી સહાયક સંસ્થાઓ જોડવી જરૂરી હતી. આથી જે કામગીરી પંચને સોંપવામાં આવી હતી તે અનુસાર બીજી પણ સંસ્થાઓ ઊભી કરવામાં આવી. આ બધી સંસ્થાઓ અને આયોજન પંચને સાથે ગણીએ તો આ આખો સમૂહ તે આયોજન તંત્ર. આમાં આયોજન પંચ ઉપરાંત રાષ્ટ્રીય વિકાસ સભા (N. D. C.), કેન્દ્ર સરકારનાં વિવિધ ખાતાંઓના આયોજન વિભાગો, રાજ્યસરકારોના આયોજન વિભાગો, વિવિધ અભ્યાસ વર્તુળો, સલાહકાર પંચો તથા સંશોધન અને મૂલ્યાંકન સંસ્થાઓનો સમાવેશ થાય છે.

ભારતના આયોજન-તંત્ર ઉપર ચાર પરિબળોએ ગણનાપાત્ર અસર કરી છે:

(૧) બંધારણમાં કેન્દ્ર સરકાર અને રાજ્ય સરકારનાં કાર્યક્ષેત્રોનું સ્પષ્ટ આલેખન થયું છે. તેથી, એવી કાર્યપ્રણાલી સ્થાપવાની હતી, જેથી બન્નેનો સહકાર પંચને મળે અને છતાં કોઈના પણ સ્વાયત્તતાના અધિકાર ઉપર તરાપ મારી ન કહેવાય.

(૨) ભારતમાં લોકશાહીની શાસનપદ્ધતિ અપનાવાઈ છે. તેથી એ પણ તકેદારી રાખવી પડે છે કે આયોજનના અમલમાં ક્યાંય પણ લોકોના હક્કો ઉપર અનધિકાર ચેષ્ટા ન થાય.

(૩) ભારતમાં જાહેર સાહસ અને ખાનગી સાહસ સહઅસ્તિત્વ ધરાવે છે એટલે યોજનામાં એવી જોગવાઈ કરવી પડે છે, કે ખાનગી સાહસને અન્યાય ન થાય, તેમજ બજારનાં પરિબળો રાજ્યે નક્કી કરેલી નીતિના માર્ગે પોતાનું કામ કરે.

(૪) સમાજવાદી સમાજરચના અને વિકાસમાર્ગે અમુક ક્ષેત્રોમાં લગભગ સ્વાવલંબીપણું વ. ઉદ્દેશો હાંસલ કરવાનાં ધ્યેયોએ પણ ભારતના આયોજન-તંત્ર ઉપર અસર કરી છે.

આયોજનની કાર્યપદ્ધતિ આયોજનના તંત્ર કરતાં જરા પણ ઓછા ઉપયોગની બાબત નથી. સારા તંત્રમાં સારી કાર્યપદ્ધતિનું જો સિંચન થાય, તો જ ધાર્યું પરિણામ આવી શકે. આ કાર્યપદ્ધતિ નીચે પ્રમાણે છે:

સૌ પ્રથમ તો રાષ્ટ્રનાં જીવન-મૂલ્યોને અનુલક્ષીને તથા રાજકીય, આર્થિક અને સામાજિક વાતાવરણને અનુલક્ષીને આયોજન પંચ ૧૫ થી ૨૦ વર્ષની યોજનાની એક સામાન્ય રૂપરેખા ઘડી કાઢે. દરેક રાષ્ટ્રમાં હમેશાં આમ જ બને તેવું કહેવાનો આશય નથી; પરંતુ ભારતમાં તો આમ જ બન્યું છે. આવી લાંબા સમયની સામાન્ય યોજનામાં રાષ્ટ્રની જરૂરિયાતો બતાવવામાં આવી હોય અને તે સંતોષવાના પ્રયત્નોને દોરવા માટેના વૈકલ્પિક માર્ગોનું સૂચન કરવામાં આવ્યું હોય. કેન્દ્ર સરકાર અને રાજ્ય સરકારોએ આવી યોજનાને મંજૂર કર્યા પછી આ યોજનાને પાંચ પાંચ વર્ષના તબક્કામાં મૂકવામાં આવે. પાંચ પાંચ વર્ષના તબક્કાવાળી આ યોજનાઓ વિવિધ અભ્યાસવિભાગોને તપાસ માટે સોંપવામાં આવે. આ અભ્યાસવિભાગોમાં ટેક્નિકલ વિદ્યાના નિષ્ણાતો, અર્થશાસ્ત્રીઓ તથા વહીવટદારોનો સમાવેશ કરવામાં આવે. વ્યક્તિગત વિભાગો જરૂરિયાતો અને સાધનોની તુલનાનો અભ્યાસ કરી તે તે વિભાગની પંચવાર્ષિક તેમજ લાંબા ગાળાની યોજના તૈયાર કરે. પછી પંચ-વાર્ષિક યોજનાનું જે સ્વરૂપ નક્કી થાય તેને રાષ્ટ્રિય વિકાસ સભા (N. D. C.) સમક્ષ તથા પ્રધાનમંડળ સમક્ષ મૂકવામાં આવે. આ કાચી તૈયારીવાળી યોજનાને બન્ને સંસ્થાઓ તરફથી મંજૂરી મળ્યા બાદ તેનું પ્રકાશન કરવામાં આવે અને દેશના સમાચારપત્રોમાં, જાહેર સંસ્થાઓમાં, વિદ્યાપીઠોમાં, સંશોધન સંસ્થાઓમાં ચર્ચા માટે પૂરો અવકાશ આપવામાં આવે છે. પણ આ પ્રકાશન થતાં પહેલાં

તેને પાર્લામેન્ટ સમક્ષ સૌ પ્રથમ મૂકવામાં આવે છે તે વધુ અગત્યની બાબત છે.

આ છે માત્ર પ્રાથમિક તબક્કો.

પાર્લામેન્ટમાં આ ખરડા (રૂપરેખા)ની ટીકા કરવામાં આવે છે. સામાન્ય ધ્યેયોની પણ તપાસ કરવામાં આવે છે. આયોજન પંચ કેન્દ્ર સરકાર તથા રાજ્ય સરકારો સાથે મસલત ચલાવે છે અને જાહેર ટીકાના તમામ મુદ્દાઓને લક્ષમાં રાખવામાં આવે છે. આ બધાના સરવાળા રૂપે ખરડામાંથી પાકી પંચવર્ષીય યોજનાનો મુસદ્દો તૈયાર કરવામાં આવે છે. આ વખતે રાજ્યો, જિલ્લાઓ વ. સંસ્થાઓએ તૈયાર કરેલ યોજનાઓને રાષ્ટ્રની તૈયાર થતી યોજનામાં સમાવવાનો પ્રયત્ન થાય છે.

યોજનાને છેલ્લું સ્વરૂપ આપતાં પહેલાં દેશના અગ્રણી અર્થશાસ્ત્રીઓ, ટેકનિકલ નિષ્ણાતો વ.ની સલાહ લેવામાં આવે છે અને યોજનાનાં તમામ પાસાઓની કાળજીભરી અને ઝીણવટભરી તપાસ થયા પછી યોજનાને આખરી સ્વરૂપ આપવામાં આવે છે. આખરી સ્વરૂપ અપાયા પછી યોજના ફરી પાર્લામેન્ટ સમક્ષ મૂકવામાં આવે છે. પાર્લામેન્ટ જો યોજના માન્ય રાખે તો તે સ્વીકૃત થયેલી જાહેર થાય છે અને તેને કાયદાનુ સ્વરૂપ મળે છે. પાર્લામેન્ટ દ્વારા સૂચવાયેલ ફેરફારો સ્વીકારવામાં આવે છે. આ રાષ્ટ્રીય યોજનામા રાજ્યો માટેની, જિલ્લાઓ માટેની એમ વિભાગવાર યોજનાઓનો પણ સમાવેશ કરવામા આવે છે. યોજનાને વળી એક એક વર્ષના પાંચ વિભાગમાં પણ વહેંચવામાં આવે છે, અને આમ તેનો અમલ શરૂ થાય છે.

આયોજન તંત્ર અને આયોજન પદ્ધતિમાં આયોજન પંચ મહત્ત્વનું સ્થાન ધરાવે છે; છતા એક બાબત ભૂલવી ન જોઇએ, કે આયોજન પંચ માત્ર સલાહકાર સંસ્થા તરીકે જ અસ્તિત્વ ધરાવે છે. આયોજન પંચનું સ્થાન બંધારણીય કે કાયદાનુ નથી. એ તો જ્યારે પ્રધાનમંડળ અને પાર્લામેન્ટ તેને મંજૂર રાખે ત્યારે જ તેને આ મહત્ત્વ પ્રાપ્ત થાય છે. આયોજન પંચની કામગીરીનુ મુખ્ય સૂત્ર છે સંકલન અને સલાહસૂચન. કેન્દ્ર સરકાર અને રાજ્ય સરકારોના નિષ્ણાતો સાથે મસલત કરવી અને જરૂર પડયે આયોજનના અમલમાં સલાહસૂચન એ તેનું મુખ્ય કામ છે.

આટલું જોયા પછી આયોજન પંચનું બંધારણ શું છે તે જોઇએ. આયોજન પંચમાં કેન્દ્ર સરકારના ચાર પ્રધાનો, અને બીજી ચાર વ્યક્તિઓનો સભ્યો તરીકે સમાવેશ કરવામાં આવે છે. બીજી ચાર વ્યક્તિઓમાં ટેકનિકલ બાબતોના નિષ્ણાત, જાહેર જીવનના કોઈ નેતા અને વહીવટી બાબતોના નિષ્ણાત તેમજ આંકડાશાસ્ત્રના નિષ્ણાતનો પણ સમાવેશ કરવામાં આવે છે. આ પ્રકારનું પંચનું બંધારણ ગુણવત્તાના આધારે થતું હોઈ રાજકારણથી તેને અળગું રાખવાનું સરળ બને છે; અને રાષ્ટ્ર સમક્ષ તેને ભારે પ્રતિષ્ઠાસંપન્ન સંસ્થા તરીકેનું સ્થાન મળે છે. શરૂઆત થઈ ત્યારથી જ આયોજન પંચના પ્રમુખ તરીકે જવાહરલાલ નહેરુ રહ્યા હોવાથી પંચની પ્રતિષ્ઠા વધુ ઊંચી રહી છે. કેન્દ્ર સરકારના આયોજન પ્રધાન, નાણાપ્રધાન, અને સંરક્ષણપ્રધાન આયોજન પંચના સભ્યો છે. કેન્દ્ર સરકારના પ્રધાનમંડળના મુખ્ય વહીવટી મંત્રી પણ આયોજન પંચ સાથે સંકળાયેલ છે. પંચના ઉચ્ચ અધિકારીઓ પણ કેન્દ્ર સરકારના વિવિધ ખાતાઓ સાથે સંકળાયેલા છે. આ અરસપરસના સંકલનથી પ્રશ્નોની સાચી સમજ અને ઝડપી ઉકેલ પણ વધુ સુગમ બને છે.

આયોજન પંચના નિર્ણયોમાં જવાબદારી સંયુક્ત જવાબદારી છે. પણ, સગવડ ખાતર દરેક સભ્યને એક એક ખાતું સંભાળવા માટે આપવામા આવ્યું છે.

આયોજન પંચમાં અભ્યાસ જૂથોની રચના કરવામાં આવી છે. આ અભ્યાસજૂથોમાં કુશળ વહીવટદારો, અર્થશાસ્ત્રીઓ અને ટેકનિકલ નિષ્ણાતોનો સમાવેશ કરવામાં આવે છે. કેન્દ્ર સરકારમાંથી અને રાજ્ય સરકારોમાંથી પસંદ કરીને નિષ્ણાતોના આ જૂથો તૈયાર કરવામાં આવે છે. અગત્યના પ્રશ્નો ઉપર આ જૂથો અભ્યાસ અને વિચારણા કરીને નિર્ણય લેવામાં આયોજન પંચને ભારે મદદ કરે છે. ત્રીજી પંચવર્ષીય યોજનામાં આવાં ૨૨ અભ્યાસજૂથોની રચના કરવામાં આવી છે.

અભ્યાસજૂથો અભ્યાસ કરીને વિષયમાં પૂરી તૈયારી કરે. પણ આ તૈયારી કરતાં પહેલાં આયોજન પંચે યોજનાનું કદ વ. કેટલાં રાખવા તે માટે સલાહકાર સંસ્થાઓ ઊભી કરવામાં આવી છે. આ સલાહકારોમાં અર્થશાસ્ત્રીઓનો સમૂહ, વૈજ્ઞાનિકોનો સમૂહ, ખેતીવાડી નિષ્ણાતોનો

સમૂહ, કેળવણી, વસવાટ વ. બાબતો ઉપર નિષ્ણાતોની મંડળીઓને સલાહકારો તરીકે રાખવામાં આવેલ છે, જેથી યોજનાના મૂળભૂત પ્રશ્નોમાં પણ સલાહ આપવાનું કામ તેમને સોંપવામાં આવેલ છે.

આ ઉપરાંત સલાહ માટે પાર્લામેન્ટના સભ્યોનાં જૂથો પણ ઊભા કરવામાં આવ્યાં છે, જેની સાથે પણ પ્રસંગોપાત યોજનાના મહત્ત્વના મુદ્દાઓ ઉપર વિચારણા કરવામાં આવે છે અને તેમની સલાહ લેવામાં આવે છે. આમાં લોકસભાના તથા રાજ્યસભાના સભ્યોનો સમાવેશ કરવામાં આવે છે. કેન્દ્ર સરકારના અને રાજ્ય સરકારોનાં ખાતાંઓ તેમજ આંકડાશાસ્ત્રીય સંસ્થાઓ પણ આયોજન પંચ સાથે ગાઢ સંપર્કમાં રહે છે.

પરંતુ સૌથી વધુ અગત્યની બાબત છે મૂલ્યાંકનની. યોજનાના અમલમાં પ્રતિવર્ષ તપાસ કરવાનું અને તેનું મૂલ્યાંકન કરવાનું કામ પણ વિચારી રાખવામાં આવ્યું છે. આ માટે કાર્યક્રમ મૂલ્યાંકન સંસ્થા (Programme Evaluation Organisation) ઊભી કરવામાં આવી છે. જ્યાં જ્યાં ત્રુટી જણાય ત્યાં ત્યાં સર્વ તબક્કામાં સુધારણા માટે સૂચન કરવામાં આવે છે અને યોગ્ય ફેરફારો કરવામાં આવે છે.

આ બધી જ ઘટમાળમાં સૌથી વધુ અગત્યની અને સૌથી વધુ નિર્ણાયક સત્તા ધરાવતી સંસ્થા છે રાષ્ટ્રીય વિકાસ સભા (National Development Council). આ સંસ્થા પ્રસંગોપાત યોજનાની તપાસ કરે છે અને સામાજિક અને આર્થિક નીતિના અગત્યના મુદ્દાઓની સંપૂર્ણ છણાવટ કરે છે અને અમુક નિર્ણયો પણ લે છે, જે આયોજન પંચના કાર્ય ઉપર ભારે પ્રભાવ પાડે છે.

આ સંસ્થામાં ભારતના વડા પ્રધાન, કેન્દ્રના અમુક પ્રધાનો, દરેક રાજ્યના મુખ્ય પ્રધાન અને કેન્દ્ર સરકારના અમુક ઉચ્ચ કર્મચારીઓનો સમાવેશ કરવામાં આવે છે. આ સંસ્થા ભારે પ્રભાવશાળી હોવાથી આયોજનના કાર્યક્રમમાં ભારે પ્રભાવ પડે છે.

આયોજન પંચની આ આખી વ્યવસ્થામાં વિવિધ અગત્યનાં મંડળો, પરિષદો વ.માં વડા પ્રધાન પ્રમુખસ્થાન ભોગવે છે અને તેથી કાર્યક્રમોની પાછળની ભૂમિકામાં સારી રીતે એકસૂત્રતા જાળવી શકાય છે એ ભારતીય આયોજનનું એક વિશિષ્ટ અંગ છે.

આયોજન પંચના તંત્રની આ ગોઠવણી આપણને ભારે ગૂંચવણભરી અને અસ્પષ્ટ લાગે છે. આયોજન પંચની કામગીરીનાં છેલ્લાં દસથી બાર વર્ષનો ઇતિહાસ ઘણી ક્ષતિઓ ખુલ્લી કરે છે, અને અમુક ક્ષતિઓ નિવારવાના પ્રયત્નો પણ થયા છે. આ લેખમાં માત્ર અમુક બાબતોનો જ સમાવેશ કરવામાં આવ્યો છે. ટીકારૂપે ઘણું લખી શકાય, પરંતુ એ મુદ્દાઓનો આ લેખમાં સમાવેશ કરવામાં નથી આવ્યો. જે પ્રકારનું તંત્ર ઊભું કરવાનો પ્રયત્ન થયો છે, તેનો જ માત્ર સાદો અહેવાલ આપવાનો આમાં પ્રયત્ન છે.

[ડૉ. એસ આર. સેન લિખિત 'Planning Machinery in India' નામની પુસ્તિકામાંથી આ લેખ સંકલિત કર્યો છે તેની સાભાર નોંધ લઉં છું.—લેખક]

# ભારતમાં આંકડાશાસ્ત્ર [Indian Statistics]-૬

## ભારતીય આંક (Indian Index Numbers)

ડી. એસ. સેવક

[આંકડાશાસ્ત્ર અને ગણિતશાસ્ત્રના વ્યાખ્યાતા, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

### આંક એટલે શું?

આંકડાશાસ્ત્રનો હેતુ માહિતીની સરખામણી કરવાનો પણ છે. સરખામણી માટે આંકડાશાસ્ત્ર વિવિધ પદ્ધતિઓ અને માપ સૂચવે છે. સરખામણી કરવા માટે બે રકમોનો તફાવત લઈ શકાય, અને તે તફાવતને આધારે અમુક રકમ આટલી મોટી કે નાની છે એમ કહી શકાય. શહેર અની વસ્તી ૧ લાખ અને શહેર બની વસ્તી ૫ લાખ હોય તો શહેર બની વસ્તી અની વસ્તી કરતા ૪ લાખ વધુ છે એમ કહીને સરખામણી થાય. તેને બદલે જો ગુણોત્તર દ્વારા સરખામણી કરવામાં આવે તો તે વધુ યોગ્ય હોય છે. સરખામણી કરતી વખતે શહેર બની વસ્તી શહેર અની વસ્તી કરતા પાંચગણી છે અથવા તો વસ્તીનું પ્રમાણ ૧:૫નું છે એમ કહેવામાં આવે તો પ્રમાણનો વધુ સાચો ખ્યાલ મળે છે. બંને શહેરોની વસ્તી અનુક્રમે ૧૦ લાખ અને ૧૪ લાખ હોય તો પણ ૪ લાખનો જ તફાવત આવે છે. આથી ફક્ત તફાવતથી સરખામણી કરવામાં આવે તો મૂળ આંકડાઓના પ્રમાણ અને પરિમાણ વિષે કોઈ જ માહિતી મળી શકતી નથી. ગુણોત્તરના સાપેક્ષ માપ દ્વારા અમુક રકમ બીજી રકમ કરતા કેટલા ગણી મોટી અથવા નાની છે તે જાણી શકાય છે.

સમય પ્રમાણે બદલાતો સામયિક ચલ(variable) એકાદ કારણની અસરથી બદલાતો નથી. તેના ફેરફારના કારણરૂપ અનેક પરિબળો હોય છે. આ બધાં જ પરિબળોની અસરને તપાસવા માટે અને ચલની કિંમતમાં થતા ફેરફારોની નોંધ રાખવા માટે, તેની અમુક કિંમતો સાથે સરખામણી કરવાનું જરૂરી છે. આ પ્રકારની સરખામણી આંક (Index Number)ના ગુણોત્તર દ્વારા કરવામાં આવે છે. આંક એ ભાવ, ઉત્પાદન, નફો, આયાત, નિકાસ, મૂડી, મજૂરી તથા વેતનના દર, રાષ્ટ્રીય આવક અને જીવનનિર્વાહ ખર્ચ જેવી અનેકવિધ બાબતોની વર્તમાન પરિસ્થિતિ અને પ્રમાણિત (standard) વર્ષની પરિસ્થિતિની સરખામણી કરતો, ટકામાં દર્શાવેલ, ગુણોત્તર છે. અમુક નિશ્ચિત વર્ષ કરતાં ચાલુ વર્ષે ચલની કિંમતોમાં કેટલો વધારો કે ઘટાડો થયો છે તે આંકની મદદથી કહી શકાય છે.

$$\text{આંક} = \frac{\text{ચાલુ વર્ષે ચલની કિંમત}}{\text{પ્રમાણિત વર્ષમાં ચલની કિંમત}} \times ૧૦૦$$

કેટલીક વખત જીવનનિર્વાહ-ખર્ચ (cost of living) જેવી બાબતોને સીધેસીધી માપી શકાતી નથી. ખર્ચ અનેક વસ્તુઓના ભાવની વધઘટ ઉપર આધાર રાખે છે. જો આ વધઘટને માપીને તેનો આંક શોધવામાં આવે, તો નિર્વાહખર્ચમાં થતા ફેરફારોની નોંધ રાખી શકાય. આમ, માપી ન શકાય એવી બાબતોની સરખામણી કરવા, તે જે ચલ ઉપર આધાર રાખતી હોય તે ચલમાં થતા ફેરફારોની મદદથી આંકની ગણતરી કરવામાં આવે છે. આ પ્રકારના ચલમાં થતા સાપેક્ષ ફેરફારોનો અભ્યાસ કરવા માટે આંક જરૂરી છે. આ જ રીતે જુદી જુદી વસ્તુઓના ઉત્પાદનના આંક તૈયાર કરી તેની સરેરાશ શોધવામાં આવે તો ઉત્પાદનનો સામાન્ય(General) આંક મળે છે. ભાવનો સામાન્ય આંક ગણવામાં પણ જુદી જુદી વસ્તુઓના ભાવના આંકની સરેરાશ જ લેવાય છે. આંકની ૧૦૦થી વધુ કિંમત ચલની કિંમતમાં થયેલ વધારો અને ૧૦૦થી ઓછી કિંમતમાં ઘટાડો સૂચવે છે.

આંકની ગણતરી મુખ્યત્વે આર્થિક બાબતોની સરખામણી કરવામા ઉપયોગી નીવડે છે. ભાવ અને ઉત્પાદન જેવા સામયિક ચલ ઉપર બે પ્રકારનાં પરિબળો અસર કરતાં હોય છે – સામાન્ય અને વિશિષ્ટ. સામાન્ય પરિબળો બધી જ વસ્તુઓ ઉપર એકસરખી અસર કરે છે, જ્યારે વિશિષ્ટ પરિબળો કેટલીક વસ્તુઓની કિંમતમાં વધારો કરે છે તો કેટલીક કિંમતોમાં ઘટાડો કરે છે. પરિણામે, સામાન્ય આંકમાં વિશિષ્ટ પરિબળોની અસર સરવાળે નહિવત્ હોય છે, પરંતુ સામાન્ય પરિબળો સંપૂર્ણ રીતે પ્રતિબિંબિત થાય છે. આ રીતે, આંકની મદદથી પરિ-

બજારનું વિભાગીકરણ સરળ બને છે. આર્થિક ક્ષેત્રે પ્રવૃત્તિ કરતા વેપારીઓ, ઉત્પાદકો, મૂડીરોકાણ કરનારાઓ, મજૂરો, સામાન્ય લોકો અને સરકાર ભાવ, ઉત્પાદન, વેચાણ, આયાત, નિકાસ, ડિવિડંડ, નફો, વેતન, જીવન-નિર્વાહખર્ચ વગેરે આંકની મદદથી પોતાની નીતિ નક્કી કરી શકે છે. ભાવના આંકમાં થતી વધઘટને અન્ય દેશોની વધઘટ સાથે સરખાવી દેશની આર્થિક પરિસ્થિતિ વિષે માહિતી મેળવી શકાય છે. ઉત્પાદન, નફો અને ડિવિડંડના આંકની મદદથી મૂડીરોકાણ કરનારાઓ પોતાની મૂડીની સહીસલામતી અને તેમાંથી મળનાર વળતર અંગેની માહિતી મેળવી શકે. રાષ્ટ્રીય આવકનો આંક સરકારને યોજનાઓના લક્ષ્યાંકો નક્કી કરવામાં ઉપયોગી બની શકે. આયાત અને નિકાસના આંક રાષ્ટ્રની આયાત-નિકાસની નીતિમાં રહેલી ખામીઓ દર્શાવી શકે છે. કામદારોનું વાસ્તવિક વેતન(Real Wage) ઘટી ન જાય તે માટે ભાવમાં થતા ફેરફારને અનુરૂપ મોંઘવારી ભથ્થું કે બોનસ નક્કી કરવામાં જીવનનિર્વાહ-ખર્ચનો આંક ખૂબ જ ઉપયોગી નીવડે છે. હવામાનમાં થતા ફેરફારો જેમ બેરોમીટરની મદદથી નોંધવામાં આવે છે અને તે આધારે હવામાનની આગાહીઓ કરવામાં આવે છે, તેમ આર્થિક હવામાનમાં થતા ફેરફારોની નોંધ આ આંક-રૂપી બેરોમીટર દ્વારા લેવાય છે અને તેની મદદથી પૂર્વાનુમાન પણ કરી શકાય છે. આમ, આંકને આર્થિક હવામાનની નોંધ રાખતું બેરોમીટર પણ કહી શકાય.

આમ છતાં. આ અતિ ઉપયોગી સાધનની કેટલીક મર્યાદાઓ પણ છે. આંક એક સાપેક્ષ માપ હોવાથી તેની કિંમત આધારવર્ષ તરીકે પસંદ કરાયેલ વર્ષ ઉપર આધાર રાખે છે. જો આધારવર્ષ બદલવામાં આવે તો આંકની કિંમત બદલાઈ જાય છે. આથી આધારવર્ષ જો યોગ્ય રીતે ન લેવાયું હોય, તો સરખામણી ચોક્કસ હોતી નથી. વળી, એક સમૂહ માટે ગણવામાં આવેલ આંકનો ઉપયોગ વસ્તીના બીજા સમૂહ માટે કે બીજા હેતુ માટે કરી શકાતો નથી.

## જથ્થાબંધ ભાવનો આંક
## (Wholesale Price Index)

વસ્તુઓના જથ્થાબંધ ભાવમાં થતી વધઘટ વિષે માહિતી મેળવવા આ આંકની ગણતરી કરવામાં આવે છે. ભાવનું સામાન્ય ધોરણ અને વલણ જાણવા માટે પસંદ કરાયેલ અમુક વસ્તુઓના જથ્થાબંધ ભાવના આંકની સરેરાશ શોધી સામાન્ય આંકની ગણતરી કરવામાં નીચેની પદ્ધતિ વપરાય છે:

### ૧. વસ્તુઓની પસંદગી

લોકોના શોખ, ટેવ અને રિવાજોને અનુરૂપ હોય એવી વસ્તુઓનો પ્રતિનિધિરૂપ નમૂનો લેવામાં આવે છે. આ વસ્તુઓ લાંબા સમય સુધી ગુણવત્તામાં બદલાય નહિ તેવી, પ્રમાણિત કે ટ્રેડમાર્કવાળી હોવી જોઇએ. વસ્તુઓની સંખ્યા બહુ વધારે કે બહુ ઓછી હોવી જોઇએ નહિ. આર્થિક સલાહકારના આંકમાં ૭૮, બૉર્ડ ઑફ ટ્રેડના આંકમાં ૨૦૦, યુ. એસ. બ્યુરો ઑફ લેબર સ્ટેટિસ્ટિક્સના આંકમાં ૪૦૦ અને Dun's Index Numberમાં ૨૦૦ વસ્તુઓ પસંદ થયેલ છે. વસ્તુની જે સામાન્ય જાત વપરાશમાં હોય તેના ભાવ (quotations) મગાવવામાં આવે છે. કેટલીક વખત વસ્તુઓને વિભાગો તથા પેટાવિભાગોમાં વહેંચાય છે. વસ્તુઓના ભાવ, મોટાં બજારોવાળાં સ્થળોએથી અખબારના ખબરપત્રીઓ, સરકારી કચેરીઓ, બેંકો, વેપાર ધંધાનાં મંડળો વગેરે મારફતે મેળવાય છે. ભાવ દર્શાવવાની પદ્ધતિ અને એકમો અંગે સ્પષ્ટતા કરવામાં આવે છે. ભાવના આંકડાઓની નિયમિતતા અને ચોકસાઈ ઉપર પૂરતું ધ્યાન આપવું જોઇએ.

### ૨. આધારવર્ષની પસંદગી

દુષ્કાળ, પૂર, રોગચાળો કે યુદ્ધ જેવી વિષમ પરિસ્થિતિથી મુક્ત હોય એવું વર્ષ આધાર-વર્ષ તરીકે પસંદ કરી, તે વર્ષના ભાવને ચાલુ વર્ષના ભાવ સાથે સરખાવવામાં આવેછે.આવું પ્રમાણ્ય(Normal)વર્ષ કેટલીકવખતછેલ્લાં દસ કે પંદર વર્ષના ગાળામાં પણ જોવા મળતું નથી. આથી એકાદ વર્ષને આધાર તરીકે ન લેતાં પાંચ કે સાત વર્ષના ગાળાને આધાર તરીકે લેવામાં આવે છે. આધારવર્ષ નક્કી કર્યા બાદ ભાવ સાપેક્ષ (Price Relative ની ગણતરી કરવામાં આવે છે.

$$\text{ભાવ સાપેક્ષ} = \frac{\text{ચાલુ વર્ષનો ભાવ}}{\text{આધારવર્ષનો ભાવ}} \times ૧૦૦$$

ભાવ સાપેક્ષ એ એક વસ્તુનો આંક છે. કેટલીક વખત આધારવર્ષ તરીકે ગત વર્ષ લેવાય છે અને આ રીતે પરંપરિત સાપેક્ષ (Link relative) મેળવાય છે. પરંપરિત સાપેક્ષને સાદી ગણતરીથી કોઈપણ વર્ષને આધાર લઈ ગણવામાં આવ્યા હોય તેવા ભાવ સાપેક્ષમાં બદલી શકાય.

## ૩. સરેરાશની પસંદગી

જુદી જુદી વસ્તુઓના ભાવ સાપેક્ષની સરેરાશ(Average) લેવામાં આવે તો આ સરેરાશ ભાવનો સામાન્ય આંક દર્શાવે છે. સાદી સરેરાશ(Mean), મધ્યગ(Median) અને બહુલક(Mode)—આ ત્રણ પ્રકારની સરેરાશમાંથી એક પણ સરેરાશ આંકની ગણતરીમાં ઉપયોગી નીવડતી નથી. સાદી સરેરાશ ગણતરીમાં સરળ છે, પરંતુ તેના ઉપર અંતિમ મૂલ્યોની ખૂબ જ અસર પડે છે. વળી, તે સમયની દૃષ્ટિએ ઉલટાવી શકાય એવી નથી. કાલવિપર્યાસ પરીક્ષણમાંથી તે પાર ઊતરતી નથી. મધ્યસ્થ અને બહુલક કેટલીક વખત ચોક્કસ રીતે શોધી શકાતા નથી, અને અંતિમ મૂલ્યોની તેના ઉપર જરા પણ અસર થતી નથી. ખૂબ જ થોડી રકમો માટે આ બે પ્રકારની સરેરાશ દોષયુક્ત છે તેથી તેનો ઉપયોગ પણ થતો નથી. ગુણોત્તર સરેરાશ(Geometric mean)સમયની દૃષ્ટિએ ઉલટાવી શકાય એવી હોવાથી તે કાલવિપર્યાસ પરીક્ષણમાંથી પસાર થાય છે. વળી, ખૂબ જ નાની અને ખૂબ જ મોટી રકમોને યોગ્ય મહત્ત્વ આપવું હોય તો આ સરેરાશ યોગ્ય ગણાય છે. ગુણોત્તર સરેરાશ ઓછી કિંમતની રકમોને વધુ મહત્ત્વ આપે છે અને વધુ કિંમતની રકમોને ઓછું મહત્ત્વ આપે છે, અને આ રીતે ભાવ-ઘટાડાની અસરને વધારે છે તથા ભાવવધારાની અસરને ઘટાડે છે. આમ, ગુણોત્તર સરેરાશની મદદથી જુદી જુદી વસ્તુઓના ભાવસાપેક્ષને એક સરખા ધોરણે મૂકવાનું શક્ય બને છે. આ ઉપરાંત, પરિસ્થિતિ બદલાતાં આંકમાં વપરાયેલી જૂની વસ્તુઓને સ્થાને નવી વસ્તુઓ આ સરેરાશ વાપરી હોય તો મૂકી શકાય છે. ગણતરીની દૃષ્ટિએ અટપટી અને અઘરી હોવા છતાં આ સરેરાશનો ઉપયોગ કરવામાં આવે છે.

સરેરાશ વિષે બીજી એક બાબત પણ સમજવા જેવી છે. ભાવના આંકમાં કે અન્ય આંકમાં દરેક વસ્તુનું મહત્ત્વ એક સરખું હોતું નથી. આથી ભાવસાપેક્ષની સાદી સરેરાશ દ્વારા સાચો સામાન્ય આંક મેળવી શકાય નહિ. આથી દરેક વસ્તુને તેના મહત્ત્વ અનુસાર ભાર (weight) આપીને ભાવસાપેક્ષની ભારિત સરેરાશ (weighted average) શોધવામાં આવે તો જ ચોક્કસ આંક મળી શકે. વસ્તુનું મહત્ત્વ સામાન્ય રીતે તેની વપરાશના કે તેના વેચાણના જથ્થાને પ્રમાણસર હોય છે એમ ધારીને ભાર નક્કી કરવામાં આવે છે. ભાર બે પ્રકારે નક્કી કરી શકાય:

### (અ) ગર્ભિત ભાર (Implicit Weight)

આ પદ્ધતિમાં વસ્તુઓની પસંદગી ઉપર જ વધુ પડતું ધ્યાન આપવામાં આવે છે. સીધેસીધો ભાર આપવાને બદલે વસ્તુની અગત્ય અનુસાર તેની ત્રણ કે ચાર જાતનો સમાવેશ કરવામાં આવે છે અથવા એકની એક વસ્તુ એકથી વધુ વખત ગણાય છે. વસ્તુની જાતની આ સંખ્યા આંકને આડકતરી રીતે ભારિત બનાવે છે.

### (બ) સ્પષ્ટ ભાર (Explicit Weight)

આ પદ્ધતિમાં વસ્તુના મહત્ત્વ અનુસાર સીધેસીધો ભાર આપવામાં આવે છે. ભાર તરીકે વસ્તુનો બજારમાં આવેલો જથ્થો, ઉત્પન્ન થયેલી વસ્તુની કિંમત અથવા તો વપરાશનો જથ્થો કે કિંમત અથવા તો તેને પ્રમાણ-સર આંકડો લેવામાં આવે છે. ભાર નક્કી કરવા માટે તપાસનું આયોજન કરવામાં આવે છે.

સ્પષ્ટ છે કે ભાર બદલવાથી સરેરાશ બદલાય. આથી ભાર યોગ્ય રીતે નક્કી થયેલ ન હોય તો ભારિત સરેરાશથી પણ અચોક્કસ પરિણામ મળે છે. બાઉલી અને તેના પક્ષકારો માને છે, કે જો ભારપદ્ધતિ ચોક્કસ અને વૈજ્ઞાનિક ન હોય તો ભારિત સરેરાશ અને સાદી સરેરાશ એકસરખાં પરિણામો આપે છે. આવા કિસ્સા-ઓમાં સાદી સરેરાશનો ઉપયોગ જ વધુ યોગ્ય ગણાય.

જો ભારિત સરેરાશ વાપરવી હોય તો સામાન્ય આંકની ગણતરી બે રીતે થઈ શકે:

### (૧) સાપેક્ષની ભારિત સરેરાશ

(Weighted Average of Relatives)

આ પદ્ધતિમાં નીચેનું સૂત્ર વપરાય છે :

$$\text{સામાન્ય આંક} = \frac{\sum I \times V}{\sum V}; \quad \sum \text{ એટલે સરવાળો}$$

I = ભાવ સાપેક્ષ અને V = ભાર અથવા કિંમત Vની કિંમત નક્કી કરવા માટે ભાવને જથ્થા વડે ગુણવામાં આવે છે.

## (૨) ભારિત સમૂહની રીત

(Weighted Aggregative Method)

$$\text{સામાન્ય આંક} = \frac{\sum p_1 q_0}{\sum p_0 q_0} \times 100;$$

$p_1$ = ચાલુ વર્ષનો ભાવ

$p_0$ = આધાર વર્ષનો ભાવ

$q_0$ = આધાર વર્ષનો જથ્થો

આ બંને રીતમાંથી એક રીત વાપરીને સામાન્ય આંક શોધવામાં આવે છે. ઉપરની ચર્ચાને આધારે એમ ફલિત થાય છે, કે આંકની ગણતરીમાં ભારિત ગુણોત્તર સરેરાશ (weighted geometric mean) આદર્શ છે. આમ છતાં કેટલીક વખત ભારિત સરેરાશનો પણ ઉપયોગ થાય છે. આ ઉપરાંત, ભાર નક્કી કરવા માટે ચાલુ વર્ષનો જથ્થો ($q_1$) લેવો કે આધાર વર્ષનો જથ્થો ($q_0$) લેવો તે વિષે પણ મતભેદ જોવા મળે છે. કેટલાક અર્થશાસ્ત્રીઓએ $q_1$ અને $q_0$ બંનેનો ઉપયોગ કરી આંક શોધવાનાં સૂત્રો તૈયાર કર્યા છે. આ બધાં સૂત્રોમાં ઇર્વિન ફિશરે તૈયાર કરેલું સૂત્ર આદર્શ ગણાય છે. આ સૂત્રમાં ફિશરે ભારિત સમૂહની રીતે $q_1$ અને $q_0$ વાપરીને મેળવેલા બે આંકની ગુણોત્તર સરેરાશ લેવાનું સૂચવ્યું હતું.

$$\text{સામાન્ય આંક} = \sqrt{\frac{\sum p_1 q_0}{\sum p_0 q_0} \times \frac{\sum p_1 q_1}{\sum p_0 q_1}} \times 100$$

આ સૂત્રમાં બંને મતભેદનું સમાધાન કરવાનો પ્રશંસનીય પ્રયત્ન છે. વળી, આ સૂત્ર કાલવિપર્યાસ (Time Reversal) અને પદ વિપર્યાસ (Factor Reversal) પરીક્ષણમાંથી પણ પાર ઊતરે છે. આથી, આ સૂત્ર સૈદ્ધાંતિક દૃષ્ટિએ આદર્શ ગણાય છે. વ્યવહારમાં આ સૂત્રમાં આધારવર્ષના જથ્થાનો અને ચાલુ વર્ષના જથ્થાનો ઉપયોગ કરવો પડતો હોવાથી તેનો ખાસ ઉપયોગ થતો નથી; કારણ કે આધારવર્ષનો જથ્થો નક્કી કરવાનું કામ સરળ નથી.

ટૂંકમાં જથ્થાબંધ ભાવનો આંક ગણવા માટે સૌ પ્રથમ ભાવસાપેક્ષ શોધી તેની ભારિત સરેરાશ શોધવી જોઈએ. જો વસ્તુઓને વિભાગો અને પેટાવિભાગોમાં વહેંચવામાં આવી હોય, તો વસ્તુઓના ભાવસાપેક્ષની ભારિત સરેરાશ શોધીને પેટાવિભાગનો આંક શોધવામાં આવે છે. પેટાવિભાગોના આંકની ભારિત સરેરાશ વિભાગનો આંક આપે છે અને વિભાગોની ભારિત સરેરાશ લેવાથી સામાન્ય આંક મળે છે.

## જીવનનિર્વાહ-ખર્ચનો આંક

[Cost of Living Index]

વસ્તુઓના ભાવમાં જે ફેરફારો થાય છે તે ફેરફારો લોકો ઉપર ગ્રાહકો તરીકે શું અસર કરે છે તે જાણવા માટે આ આંકની ગણતરી થાય છે, અથવા તો એકસરખું જીવનધોરણ ટકાવી રાખવા માટે લોકોને આધારવર્ષના ખર્ચ કરતાં કેટલો વધુ કે ઓછો ખર્ચ કરવો પડે છે તે આ આંક દ્વારા જાણી શકાય છે. આ આંકની મદદથી અમુક વર્ગના લોકોનું વાસ્તવિક વેતન (Real Wage) ભાવના વધારાને કારણે ઘટી ન જાય તે માટે મોંઘવારી ભથ્થું કે બોનસ નક્કી કરી શકાય છે. જીવનધોરણની બાબતમાં આખી વસ્તી એક સમાન ન હોવાથી આ પ્રકારનો આંક આખી વસ્તી માટે ગણી શકાતો નથી. આથી, સમાંગ ઘટકો અથવા વિભાગો માટે આ પ્રકારનો આંક ગણાય છે. સામાન્ય રીતે ઔદ્યોગિક કામદારો અને મધ્યમવર્ગ માટે આવો આંક જરૂરી છે. વળી, આ આંક આખા દેશને આવરી લેતો હોય એમ બને નહિ. સ્થાનિક પરિસ્થિતિ સમાંગ વિભાગો આપી શકે. બધા જ પ્રદેશોમાં જીવનધોરણ સરખું હોતું નથી. જીવનનિર્વાહખર્ચનો આંક મુખ્યત્વે સ્થાનિક અને અમુક વર્ગને લગતો હોય છે. જુદા જુદા ભૌગોલિક વિસ્તારો માટે કે કેન્દ્રો માટે આ આંકની ગણતરી થાય છે.

આ આંક શોધવા માટે સમાજના અમુક પસંદ કરેલા વર્ગને યોગ્ય વ્યાખ્યા દ્વારા બીજા લોકોથી છૂટો પાડવામાં આવે છે. આ વિભાગના લોકોને જીવનધોરણ

ટકાવી રાખવા કઈ વસ્તુઓની જરૂર છે અથવા તો કઈ વસ્તુઓ આ વિભાગની વપરાશના પ્રતિનિધિરૂપ છે અને તેની વપરાશનો જથ્થો કેટલો છે, તે કુટુંબ બજેટ તપાસ (Family Budget Inquiry) દ્વારા શોધવામાં આવે છે. આ તપાસ નમૂનાના ધોરણે યોજાય છે અને તેમાં કુટુંબમાં વપરાતી વસ્તુઓ અને તેના પ્રકાર તથા જથ્થા વિષેના પ્રશ્નો પુછાય છે. આ તપાસમાં મેળવાયેલ જથ્થાની માહિતીને આધારે ભાર નક્કી કરવામાં આવે છે. આ જથ્થો જે વર્ષમા તપાસ થઈ હોય તે વર્ષ પૂરતો જ સાચો ગણી શકાય. જેમ જેમ સમય બદલાય, તેમ તેમ લોકોનાં શોખ, ટેવ, રિવાજો અને જીવન જીવવાની પદ્ધતિ પણ બદલાય છે. આથી, અમુક વર્ષમાં તપાસ કરી નક્કી કરવામાં આવેલ જથ્થો હમેશ માટે વાપરી શકાય નહિ. કુટુંબ બજેટ તપાસ ખર્ચાળ હોવાથી સામાન્ય રીતે એક વખત નક્કી કરેલ જથ્થાની માહિતી દસ કે પંદર વર્ષ સુધી (પરિસ્થિતિ બદલાવા છતાં) નવી તપાસ ન થાય ત્યાં સુધી વાપરવામાં આવે છે. આથી, થોડેક અંશે જીવનનિર્વાહ-ખર્ચના આંક ખામીભરેલા કહી શકાય.

આ આંકની ગણતરીમાં નક્કી કરવામાં આવતો જથ્થો આકને ભારિત આંક બનાવે છે. જથ્થાને પ્રમાણસર આંકડા પણ ભાર તરીકે લઈ શકાય. ગણતરી માટે અગાઉનાં બે સૂત્રોમાંથી ગમે તે એકનો ઉપયોગ કરી શકાય. આ આંકની ગણતરીમાં નીચેની ભૂલો થવાનો સંભવ છે:

(૧) સમાજના એક વર્ગને બીજા વર્ગથી ખોટી રીતે જુદો પાડવો.

(૨) પ્રતિનિધિરૂપ વસ્તુઓની અયોગ્ય પસંદગી. દા. ત. મજૂર વર્ગમાં મોજશોખની ખૂબ જ મોંઘી વસ્તુઓનો સમાવેશ કરવો.

(૩) ભાવ વિષેની સ્પષ્ટ વ્યાખ્યાનો અભાવ. દા. ત. કપડાંના ભાવમાં તૈયાર કપડાં કે કાપડનો ભાવ તે સ્પષ્ટ કરવું જોઈએ.

(૪) ભાર નક્કી કરવાની પદ્ધતિ ખોટી હોય અથવા તો ભાર જાણી જોઈને બદલવામાં આવ્યા હોય.

(૫) પ્રત્યેક વસ્તુની માગ અને તેનો ભાવ તપાસના સમય દરમિયાન એક સરખાં ન રહ્યાં હોય, અને આથી કયો ભાવ લેવો તે નક્કી કરી શકાય નહિ. આ ઉપરાંત, જે વર્ષમાં જથ્થો નક્કી કર્યો હોય, તે વર્ષ ખૂબ જ જૂનું હોય તો આ જથ્થો પ્રતિનિધિરૂપ બની શકે નહિ. આ માટે નવેસરથી તપાસ થવી જોઈએ.

જીવનનિર્વાહ-ખર્ચનો આંક આ બધાં કારણોને લીધે સામાન્ય રીતે આધારભૂત ગણાતો નથી. આ આંકમાં વ્યક્તિના ખર્ચમાં થતા ફેરફારોની નોંધ લેવામાં આવતી નથી, પરંતુ આખા વર્ગનું જે સામાન્ય વલણ હોય તે વ્યક્તિ માટે સ્વીકારવામાં આવે છે. ભાવના આ સામાન્ય ફેરફારોને વ્યક્તિ માટે વાપરી શકાય નહિ. આથી, જીવન-નિર્વાહ-ખર્ચનો આંક કેવળ અમુક વર્ગની ખરીદ-શક્તિના વલણનો ખ્યાલ આપે છે. વળી, આધારવર્ષની વસ્તુઓ અને તેનો જથ્થો વરસો વરસ બદલાયા કરે છે અને જીવનધોરણ પણ કાયમ એક સરખું રહેતું નથી. જીવન-નિર્વાહ-ખર્ચના આંકમાં જીવનધોરણ સમાન રહે છે એમ ધારી લેવું કોઈ રીતે વાજબી નથી. આમ છતાં આ પ્રમાણે ધારી લેવામાં આવતું હોવાથી આ આંકને અચોક્કસ ગણી શકાય. જો બે કે ત્રણ વર્ષના અંતરે નિયમિત રીતે કુટુંબ બજેટ તપાસ કરવામા ન આવે અને આધારવર્ષને અવારનવાર બદલવામાં ન આવે તો આ આંક દ્વારા સાચી સરખામણી કરી શકાતી નથી.

આ આંકમાં પણ વપરાશની પ્રતિનિધિરૂપ વસ્તુઓને વિભાગો અને પેટાવિભાગોમાં વહેંચાય છે. સામાન્ય રીતે ખોરાક, કપડાં, બળતણ અને દીવા-બત્તી, ઘરભાડું તથા પરચૂરણ—એવા પાંચ વિભાગો પાડવામાં આવે છે અને આ વિભાગોના પેટાવિભાગો પાડેલા હોય છે. દરેક પેટાવિભાગમાં અમુક વસ્તુઓનો સમાવેશ કરવામા આવે છે. આ બધી વસ્તુઓના ભાવ નિશ્ચિત સમયે અને નિશ્ચિત સ્થળેથી મેળવીને આંકની ગણતરી કરવામાં આવે છે. આ આંકની ગણતરી અઠવાડિક, માસિક કે વાર્ષિક ધોરણે કરવામાં આવે છે. જ્યારે આ આંકનો ઉપયોગ ઔદ્યોગિક કામદારોનું મોંઘવારી ભથ્થું નક્કી કરવામાં થતો હોય છે ત્યારે માસિક આંક શોધાય છે.

આ આંકની ગણતરી નીચેના દાખલા ઉપરથી સમજી શકાશે.

| વસ્તુ | જથ્થો ($q_0$) | આધાર વર્ષનો ભાવ ($p_0$) | ચાલુ વર્ષનો ભાવ ($p_1$) | આધાર વર્ષનો ખર્ચ ($p_0 q_0$) રૂ. ન.પૈ. | ચાલુ વર્ષનો ખર્ચ ($p_1 q_0$) રૂ. ન.પૈ. |
|---|---|---|---|---|---|
| ઘઉં | ૧ મણ | મણના રૂ. ૧૦–૫૦ | રૂ. ૧૫–૦૦ | ૧૦–૫૦ | ૧૫–૦૦ |
| ચોખા | ૦ાા મણ | ,, રૂ. ૧૨–૦૦ | રૂ. ૧૬–૦૦ | ૬–૦૦ | ૮–૦૦ |
| કઠોળ | ૦ા મણ | શેરના રૂ. ૦–૨૦ | રૂ. ૦–૨૫ | ૨–૦૦ | ૨–૫૦ |
| ભાડું | એક રૂમ | રૂ. ૨૦–૦૦ | રૂ. ૪૦–૦૦ | ૨૦–૦૦ | ૪૦–૦૦ |
| કાપડ | ૫ વાર | વારનો રૂ. ૧–૦૦ | રૂ. ૧–૫૦ | ૫–૦૦ | ૭–૫૦ |
| કેરોસીન | ૧ ગેલન | ગેલનનો રૂ. ૧–૨૫ | રૂ. ૧–૫૦ | ૧–૨૫ | ૧–૫૦ |
| સોપારી | નવટાંક | શેરના રૂ. ૨–૦૦ | રૂ. ૪–૦૦ | ૦–૨૫ | ૦–૫૦ |
| | | | કુલ | ૪૫–૦૦ | ૭૫–૦૦ |

$$\text{જીવનનિર્વાહ ખર્ચ આંક} = \frac{\sum p_1 q_0}{\sum p_0 q_0} \times ૧૦૦ = \frac{૭૫}{૪૫} \times ૧૦૦ = ૧૬૬{\cdot}૩$$

## ભારતમાં મેળવાતા જુદા જુદા આંક

સૌ પ્રથમ ભાવના આંક તપાસીએ.

### આર્થિક સલાહકારનો જથ્થાબંધ ભાવનો આંક:

આ આંકની ગણતરી માટે વસ્તુઓને નીચેના વિભાગો અને પેટાવિભાગોમાં વહેંચવામાં આવી હતી:

૧. ખોરાકની વસ્તુઓ [૩૧] = અનાજ (૫૯), કઠોળ (૮), અન્ય (૩૩)

૨. ઔદ્યોગિક કાચો માલ [૧૮] = રેસાઓ (૫૩), તેલીબિયાં (૩૦), ખનીજ (૧૦), અન્ય (૭)

૩. અર્ધ-ઉત્પાદિત માલ [૧૭] = ચામડાં (૮), ખનીજ તેલ (૧૩), વનસ્પતિ તેલ (૧૬), સૂતર (૩૫), ધાતુઓ (૧૮), ખોળ (૫), અન્ય (૫)

૪. ઉત્પાદિત માલ [૩૦] = કાપડ ઉદ્યોગ (૬૪), ધાતુની વસ્તુઓ (૧૭), અન્ય (૧૯)

૫. પરચૂરણ [૪]

[ ] માં મૂકેલા આંકડા વિભાગોના ભાર અને ( ) માં મૂકેલા આંકડા પેટાવિભાગોના ભાર દર્શાવે છે.

૧૯૩૯ના ઑગસ્ટમાં પૂરા થતા વર્ષને આધારવર્ષ તરીકે લેવામાં આવ્યું હતું. પાંચ વિભાગો, ૧૮ પેટા-વિભાગો અને ૭૮ વસ્તુઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. આ ૭૮ વસ્તુઓ માટે દર અઠવાડિયે ૨૨૫ ભાવ મગાવવામાં આવતા હતા. સરકારી અને બિનસરકારી સંસ્થાઓએ શુક્રવારની આસપાસમાં આપેલા જથ્થા-બંધ ભાવોનો ઉપયોગ થાય છે. આ આંક આર્થિક સલાહકારના 'Index Number of Wholesale Prices in India' પ્રકાશનમાં વિભાગો અને પેટા-વિભાગોના આંક સહિત પ્રસિદ્ધ થાય છે. અગાઉનાં અઠવાડિયાં માટેના આંક પણ સરખામણી માટે સાથે જ આપવામાં આવે છે. ગણતરી માટે ભારિત ગુણોત્તર સરેરાશ વપરાય છે. અઠવાડિક આંક ઉપરથી માસિક અને વાર્ષિક આંક ગણાય છે. વસ્તુઓ, પેટાવિભાગો અને વિભાગોના આંકની અનુક્રમે ભારિત સરેરાશ શોધીને સામાન્ય આંક શોધાય છે.

આ આંકની ગણતરીમાં વપરાતા ભાર ખૂબ જ જૂના તથા વિશ્વયુદ્ધ અને ભાગલા પહેલાંની આર્થિક પરિસ્થિતિના પ્રતિનિધિરૂપ છે. ખોરાકની વસ્તુઓ અને કાચા માલને લગભગ અર્ધો જેટલો ભાર આપવામાં આવ્યો છે. ઉત્પાદિત માલને, ઉદ્યોગોનો ઝડપી વિકાસ થતો હોવા છતાં પ્રમાણમાં ઓછું મહત્ત્વ આપવામાં આવ્યું છે. વળી, ભાર વસ્તુઓના બજાર-ભાવ ઉપર આધાર રાખે છે, પરંતુ ઉત્પાદન દ્વારા તે કેટલો ચોખ્ખો વધારો કરે છે તે નોંધાતું નથી. દા. ત. ૨ અને શણને

સૌ પ્રથમ તેના બજારભાવે કાચા માલમાં ગણવામાં આવે છે, અને ત્યાર પછી જ્યારે સુતરાઉ કાપડ અને શણનું કાપડ તૈયાર થાય ત્યારે તેની પૂરેપૂરી કિંમતનો સમાવેશ આ આંકની ગણતરીમાં કરવામાં આવે છે. આ પદ્ધતિને કારણે એકની એક કિંમતનો બેવડાય છે અને પરિણામે કોલસો કે સિમેન્ટ જેવા ઉદ્યોગોને બદલે કાપડ અને શણના ઉદ્યોગને વધુ પડતું મહત્ત્વ અપાય છે. આ ખામી દૂર કરવા માટે ઉત્પાદક ઉદ્યોગોની ગણતરીનાં પરિણામોનો ઉપયોગ કરવો જોઇએ. વળી, નિકાસ કરવામાં આવતી અને આયાત થતી વસ્તુઓને યોગ્ય મહત્ત્વ અપાતું નથી અને ઉત્પાદકો દ્વારા જ વપરાઈ જતી અને બદલામાં વપરાતી વસ્તુઓ પણ આ આંકમાં જોવા મળતી નથી. આ આંકમાં આર્થિક પરિસ્થિતિમાં થતા ફેરફારો અનુસાર વસ્તુઓને યોગ્ય મહત્ત્વ અપાવું જોઈએ. આ ઉપરાંત, ભાવની પદ્ધતિ પણ પ્રતિનિધિરૂપ અને એકરૂપ નથી. દા. ત. ચોખા માટે ફક્ત ત્રણ જ ભાવ મગાવવામાં આવે છે, જ્યારે જેડ્ર જેવી ઓછી અગત્યની વસ્તુના આઠ ભાવ મગાવવામાં આવે છે. ઘઉં માટે ત્રણ જ ભાવ, જ્યારે ટ્યૂબન્ટાયર માટે નવ ભાવ મગાવાય છે. વળી, કેટલીક વખત બે કે ત્રણ પ્રકારના ભાવ મળતા હોવા છતાં તેનો ઉપયોગ થતો નથી. રેશનિંગના સમયમાં ફક્ત રેશનિંગના જ ભાવ લક્ષમાં લેવાતા હતા. છૂટા મળતાં અનાજ કે ખાંડના ભાવ પર ધ્યાન આપવામાં આવતું ન હતું. ખોરાકના વિભાગના આંકમાં ફક્ત અનાજનો જ નહિ પણ ચણા, અડદ, ચા, કૉફી, ખાંડ, ગોળ અને મીઠાનો પણ સમાવેશ કરવામાં આવ્યો હતો. અનાજના પેટા વિભાગમાં ચોખા માટે ૩, ઘઉં માટે ૩ અને જુવાર તથા બાજરી માટે ફક્ત એક એક ભાવ મગાવવામાં આવતા હતા.

દેશના વિશાળ ક્ષેત્રફળની દૃષ્ટિએ અને અનાજ ઉપરનો અંકુશ દૂર થવાથી રાજ્યો વચ્ચેનો વેપાર શરૂ થયો હોવાથી આ આંક સમગ્ર દેશની પરિસ્થિતિના પ્રતિનિધિરૂપ નથી. આ કારણે તેમાં સુધારાઓ કરવાની જરૂર જણાઈ. તેને સાચા અર્થમાં સામાન્ય આંક બનાવવા માટે વસ્તુઓ અને ભાવની સંખ્યામાં વધારો કરવાનું; આધારવર્ષ બદલવાનું; જુદી જુદી વસ્તુઓના, પેટાવિભાગોના અને વિભાગોના ભાર નવેસરથી નક્કી કરવાનું અને જૂના વિભાગોમાં ફેરફાર કરી નવા વિભાગો તૈયાર કરવાનું જરૂરી બન્યું.

## આર્થિક સલાહકારનો સુધારેલો આંક
## (Revised Index)

૧૯૩૯ને આધારવર્ષ તરીકે લઇને ગણવામાં આવતો આંકમાં રહેલી અનેક ખામીઓને દૂર કરી તેને સ્થાને નવો જ આંક તૈયાર કરવા આ આંકની ગણતરી શરૂ કરવામાં આવી. આ નવા સુધારેલા આંકની ગણતરી માટે ૧૧૨ વસ્તુઓને પસંદ કરી તેમને પાંચ વિભાગો અને ત્રીસ પેટાવિભાગોમાં વહેંચવામાં આવી. આ વસ્તુઓ માટે કુલ ૨૫૫ ભાવ મગાવવામાં આવે છે. ૧૯૫૨–'૫૩ને આધારવર્ષ તરીકે લઈ દરેક વસ્તુઓના ભાવસાપેક્ષ શોધી આ ભાવસાપેક્ષની ભારિત સમાંતર સરેરાશ (Weighted arithmetic mean) ગણીને આ આંક તૈયાર કરવામાં આવે છે. આ આંકમાં કુલ ૩૪ વધુ અગત્યની નવી વસ્તુઓ ઉમેરવામાં આવી. આમાંની મુખ્ય વસ્તુઓ નીચે મુજબ છે:

જવ, મકાઈ, રાગી, ઘી, માછલી, ઈંડાં, માંસ, સ્પિરિટ, ડીઝલ ઑઈલ, વિદ્યુતશક્તિ, હાથશાળનું કાપડ, હોઝિયરી, દવાઓ, સાઇકલો ને ચીનાઈ માટીની વસ્તુઓ.

ખેતીવાડી વિષેના ભાવની સમિતિએ ૧૯૫૩–'૫૪માં આ નવા આંકમાં જે ૯૯ બજારોનો સમાવેશ કરવાની ભલામણ કરેલી, તેમાંનાં લગભગ બધાં જ બજારોમાંથી ભાવ મેળવવામાં આવે છે. ૨૯૫ ભાવ સરકારી સંસ્થાઓ પાસેથી અને બાકીના ૨૬૦ ભાવ બિનસરકારી સંસ્થાઓ પાસેથી મેળવાય છે. સરકાર મુખ્યત્વે ખેતીવાડીના ભાવ પૂરા પાડે છે.

આધારવર્ષની પસંદગી બે મુદ્દાઓને લક્ષમાં રાખી કરવામાં આવી.

(૧) યુદ્ધ પછીનું અને ભાગલા પછીનું એવું વર્ષ, જેમાં ભાવની વધઘટ ખૂબ જ ઓછી હોય.

(૨) પહેલી પંચવર્ષીય યોજનાની શરૂઆતના વર્ષની ખૂબ જ નજીક હોય એવું વર્ષ.

આ પ્રકારનાં ૧૯૪૯ અને ૧૯૫૨–'૫૩ એ બે વર્ષોમાંથી બીજું વર્ષ તાજું હોવાથી પસંદ કરવામાં આવ્યું.

વસ્તુઓના વર્ગીકરણ માટે Standard International Trade classification દ્વારા સૂચવવામાં આવેલા વર્ગીકરણને થોડાક ફેરફારો સાથે સ્વીકારવામાં આવ્યું છે. આ આંકમાં બે નવા વિભાગોનો ઉમેરો કરવામાં આવ્યો છે અને જૂના વિભાગોમાં પણ મૂળભૂત ફેરફારો કરવામાં આવ્યા છે. નવા વિભાગો અને પેટા-વિભાગો નીચે પ્રમાણે છે:

**૧. ખોરાકની ચીજો**–વસ્તુઓ ૩૧, ભાવ ૨૧૬–[૫૦૪]=અનાજ (૩૮૨), કઠોળ (૮૪), ફળ અને શાકભાજી (૪૫), દૂધ અને ઘી (૧૬૭), ખાદ્યતેલ (૯૩), ઈંડાં, માંસ, માછલી (૩૪), ખાંડ, ગોળ (૯૫), પરચૂરણ (૧૦૦).

**૨. માદક પીણાં અને તમાકુ**–વસ્તુઓ ૩, ભાવ ૧૦–[૨૧]=માદક પીણાં (૫૯), તમાકુ અને તેની બનાવટો (૯૪૧).

**૩. બળતણ, શક્તિ, વિદ્યુત વગેરે**–વસ્તુઓ ૮, ભાવ ૨૪–[૩૦]=કોલસા (૨૯૭), ખનીજ તેલ (૪૭૯), વીજળી (૧૭૧), એરંડિયું (૫૩).

**૪. ઔદ્યોગિક કાચો માલ**–વસ્તુઓ ૨૩, ભાવ ૮૪–[૧૫૫]=રેસાઓ (૩૯૩), તેલીબિયાં (૩૮૮), ખનીજ (૧૪), અન્ય (૨૦૫).

**૫. ઉત્પાદિત વસ્તુઓ**–વસ્તુઓ ૪૭, ભાવ ૨૨૧–[૨૯૦]=વચગાળાનું ઉત્પાદન (૧૪૧), તૈયાર માલ (૮૫૯).

ઉપરના વિભાગોમાં કુલ ભાર ૧૦૦૦ ગણવામાં આવ્યો છે. [ ]માં મૂકેલ આંકડા વિભાગનો ભાર અને ( )માં મૂકેલ આંકડા પેટાવિભાગનો ભાર દર્શાવે છે. આ નવા ભાર નક્કી કરવા માટે ગૃહઉદ્યોગોની ઊપજ માટે વસ્તુઓના વેચાણનું મૂલ્ય અને આયાતના મૂલ્ય ઉપર આધાર રાખવામાં આવ્યો. ઉદ્યોગો માટે ૧૯૪૮માં થયેલ ઉદ્યોગોની ત્રીજી ગણતરીમાં મળેલ ઉત્પાદનના કુલ મૂલ્યને આધારે ભાર નક્કી કરવામાં આવ્યો હતો. આયાતને લક્ષમાં રાખવામાં આવી હતી. વચગાળાનું ઉત્પાદન કેવળ વેચાણ માટે કરવામાં આવ્યું હોઈ તેની જ ગણતરી કરવામાં આવી: આ બધા ભાર ૧૯૪૮–'૪૯ના વર્ષને અનુલક્ષીને ગણવામાં આવ્યા હતા. આધારવર્ષ ૧૯૫૨–'૫૩ હતું. આમ આધારવર્ષ અને ભારવર્ષ જુદાંજુદાં હતાં.

લગભગ અર્ધો ભાર ખોરાકના જૂથને આપવામાં આવ્યો છે. આ જૂથમાં પણ અનાજને લગભગ ૪૦% જેટલું મહત્ત્વ અપાયું છે. ૧૯૩૯ના-આંકના ખોરાકના જૂથમાં નીચે પ્રમાણે ઉમેરો કરવામાં આવ્યો.

અર્ધ-ઉત્પાદિત વસ્તુઓમાં ગણાતાં ખાદ્યતેલો, પરચૂરણ વિભાગમાં સમાવાયેલ વનસ્પતિ, મસાલા વગેરે અને જવ, મકાઈ, રાગી, બટાકા, ડુંગળી, નારંગી, કેળાં, દૂધ, ઘી, ઈંડાં, માછલી અને માંસ જેવી નવી વસ્તુઓ ઉમેરવામાં આવી છે. ખોરાકના વિભાગનો ભાર ૩૧%થી વધીને ૫૦.૪% થયો છે અને તેને પરિણામે બિન-ખોરાકી વિભાગનો ભાર ૬૯%થી ઘટીને ૪૯.૬% થયો છે. અર્ધ ઉત્પાદિત વસ્તુઓના વિભાગને દૂર કરી તેને સ્થાને વચગાળાના ઉત્પાદનનો એક પેટાવિભાગ મૂકવામાં આવ્યો છે. દૂર કરાયેલા વિભાગોની વસ્તુઓને યોગ્ય વિભાગમાં મુકાઈ છે. વિભાગ ૨ અને ૩ નવા દાખલ કરવામાં આવ્યા છે.

ભાર નક્કી કરવાની પદ્ધતિમાં વીજળીના પેટાવિભાગ માટે વીજળીના વપરાયેલ જથ્થાનો ઉપયોગ કરવામાં આવ્યો. વિભાગોની પુનર્રચનાને કારણે વસ્તુઓના સાપેક્ષ મહત્ત્વમાં ધરખમ ફેરફારો થયા છે. આથી ૧૯૩૯ના જૂના આંકમાં જે મોટા ભાગની ખામીઓ હતી, તે દૂર થઈ હતી. નવી વસ્તુઓનો ઉમેરો અને ભારની નવી પદ્ધતિ ઉપરાંત સરેરાશના પ્રકારમાં ફેરફાર કરવામાં આવ્યો છે. ભારિત સમાંતર સરેરાશના ઉપયોગથી આંકની ગણતરીનું કામ કંઈક અંશે સરળ બન્યું છે. આ આંકનું પ્રકાશન 'Index Number of Wholesale Prices in India, Revised Series' નામના આર્થિક સલાહકારના બુલેટિનમાં કરવામાં આવે છે.

આ શ્રેણીમાં જૂની શ્રેણીનું નવું સ્વરૂપ અપાવાથી અને આધારવર્ષમાં ફેરફાર થવાથી બે શ્રેણીનાં પરિણામોને સરખાવી શકાતાં નથી. સરખામણી શક્ય બનાવવા બન્ને શ્રેણીને એક સામાન્ય આધાર લઈ જોડવામાં આવી છે. ૧૯૫૨–'૫૩માં ૧૯૩૯ના ધોરણે સરેરાશ આંક ૩૮૦.૬ હતો. આથી 'જૂના આંકની ૩૮૦.૬ જેટલી કિંમત = નવા આંકની ૧૦૦ જેટલી કિંમત' એ સૂત્રનો ઉપયોગ કરીને બંને શ્રેણીને જોડી શકાય.

## જથ્થાબંધ ભાવનો સુગ્રાહી (Sensitive) આંક

આર્થિક સલાહકાર જથ્થાબંધ ભાવના સામાન્ય આંક ઉપરાંત સુગ્રાહી (Sensitive) આંકની પણ ગણતરી કરે છે. આ આંક વસ્તુઓના જથ્થાબંધ ભાવમાં થતા ફેરફારોને વધુ ઝડપથી ગ્રહણ કરે છે અને તે ફેરફારોનું પ્રતિબિંબ પાડે છે. આ આંકની ગણતરી માટે ૧૯૩૯ના વર્ષને જ આધાર તરીકે લેવામાં આવે છે. આ આંક પસંદ કરવામાં આવેલી ૨૩ સુગ્રાહી વસ્તુઓના ૪૬ ભાવના આંકડાઓને આધારે ગુણોત્તર સરેરાશ લઈ શોધવામાં આવે છે. આ આંકના આકડા ૧૯૩૯થી શરૂ કરી ડિસેમ્બર ૧૯૪૭ સુધી મળી શકે છે.

આ ઉપરાંત, આર્થિક સલાહકાર અગત્યની ૨૮ વસ્તુઓના અઠવાડિક, માસિક અને વાર્ષિક આંકની ગણતરી ૧૯૫૨-'૫૩ના વર્ષને આધાર તરીકે લઈ કરે છે. શનિવારના ભાવો નોંધાય છે અને આ વસ્તુઓમાં ચોખા, ઘઉં, જુવાર, ચણા, કઠોળ, કેળાં, દૂધ, ઘી, કોપરેલ, રાઈનું તેલ, ખાંડ, ગોળ, ચા, મસાલા, તમાકુ, કોલસો, રૂ, મગફળી, શેરડી, ઇમારતી લાકડાં, રૂ અને શણનાં ઉત્પાદનો, રેશમ અને રેયૉન, લોખંડ અને પોલાદની બનાવટો, મશીનરી વગેરેનો સમાવેશ કરવામાં આવ્યો છે.

## કલકત્તાનો જથ્થાબંધ ભાવનો આંક

આ આંક DCIS તૈયાર કરી 'Indian Trade Journal'માં પ્રસિદ્ધ કરે છે. આ માસિક આંકમાં ૧૬ વિભાગો પાડી ૭૨ વસ્તુઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. જુદા જુદા વિભાગોમાં સમાવાયેલી વસ્તુઓની સંખ્યા નીચે મુજબ છે:

અનાજ માટે ૮, કઠોળ ૬, ખાંડ ૫, ચા ૩, અન્ય ખાદ્ય ચીજો ૯, તેલીબિયાં ૩, રાઈનું તેલ ૨, કાચું શણ ૩, શણની બનાવટો ૪, રૂ કાચું ૨, સુતરાઉ કાપડ ૭, અન્ય કાપડ ૨, ચામડાં ૩, ધાતુઓ ૬, અન્ય કાચો માલ અને ઉત્પાદિત માલ ૮ અને બાંધકામનો સામાન (સાગ) ૧.

હાલમાં ખાંડના વિભાગમાંથી ૨ અને સુતરાઉ કાપડમાંથી ૧ વસ્તુ ઓછી કરવામાં આવી છે.

આધારવર્ષ તરીકે ૧૯૧૪નું વર્ષ લઇને ભાવસાપેક્ષ ગણવામાં આવે છે. આ ભાવ સાપેક્ષની સાદી સરેરાશ શોધીને સામાન્ય આંક શોધાય છે. ભારના આંકડાઓનો સીધેસીધો ઉપયોગ કરવામાં આવતો નથી, પરંતુ આડકતરી રીતે ગર્ભિત ભાર અપાય છે. એક જ વસ્તુ માટે એકથી વધુ જાતનો સમાવેશ કરાયેલ હોવાથી આ આંક દેખીતી રીતે ભારિત ન હોવા છતાં ભારિત છે. આ આંક કેવળ કલકત્તા માટે ગણવામાં આવતો સ્થાનિક આંક છે, આથી સમગ્ર ભારતની દૃષ્ટિએ વિચારતાં તેનું ખાસ મહત્ત્વ નથી. દર મહિને એક દિવસના ભાવ મેળવીને આ આંકની ગણતરી કરવામાં આવતી હોવાથી આખા મહિના દરમિયાન બદલાતા ભાવની સરેરાશ પરિસ્થિતિનો સાચો ખ્યાલ મેળવી શકાતો નથી. વળી, આ ભાવોને ભારતના ભાવોના પ્રતિનિધિરૂપ ગણી શકાય નહિ. ભાર નક્કી કરવાની પદ્ધતિ પણ સ્થાનિક પરિસ્થિતિને જ અનુરૂપ છે. ઘઉંને ૧ ભાર અને ચોખાને ૪ ભાર આપવાનું સમગ્ર ભારત માટે યોગ્ય કહેવાય નહિ. આ આંકની ગણતરી બંધ કરવાના વિચારો ચાલે છે. ભૂતકાળમાં મુંબઈનો આ જ પ્રકારનો આંક બંધ કરવામાં આવ્યો હતો.

## છૂટક ભાવનો આંક (શહેરી કેન્દ્રો માટે)

૧૮ શહેરી કેન્દ્રો માટે લેબર બ્યૂરો આ આંકની ગણતરી કરે છે. શરૂઆતમાં આધારવર્ષ ૧૯૪૪ લઇને અઠવાડિક ભાવને આધારે સાદી સરેરાશ લઇને આ માસિક આંકની ગણતરી થતી હતી. આ આંક 'Indian Labour Gazette'માં પ્રસિદ્ધ થાય છે. આ આંક ભારિત નથી. ખોરાક, બળતણ અને દીવાબત્તી તથા પરચૂરણ-એવા ત્રણ વિભાગોમાં વસ્તુઓને વહેંચવામાં આવી છે. કેટલાંક કેન્દ્રો માટે ૧૯૪૩નું આધારવર્ષ પણ વપરાતું હતું.

આ આકની અનેક ટીકાઓ થતી હોવાથી તેમાં કેટલાક ફેરફારો કરવામાં આવ્યા છે. અત્યારે આધારવર્ષ ૧૯૪૯ લેવાય છે. અને વપરાશની કેટલીક વસ્તુઓના ભાવસાપેક્ષ જ પ્રસિદ્ધ કરવામાં આવે છે. આ ૧૮ કેન્દ્રોમાંનાં ૩ મુંબઈ રાજ્યમાં, ૧ પંજાબમાં, ૫ યુ. પી. માં, ૧ બિહારમાં અને ૮ પશ્ચિમ બંગાળમાં આવેલાં છે.

### છૂટક ભાવનો આંક (ગ્રામકેન્દ્રો માટે)

૧૨ ગ્રામકેન્દ્રો માટે ચાર વિભાગો લઈ માસિક ધોરણે ગણાતો આ આંક પણ લેબર બ્યૂરો જ મેળવે છે. ખોરાક, બળતણ અને દીવાબત્તી, કપડાં તથા પરચૂરણ –આ ચાર વિભાગોના ભાવસાપેક્ષની સાદી સરેરાશ લઈ છેવટનો આંક શોધાય છે. આધારવર્ષ ૧૯૪૪નું હતું. બધાં કેન્દ્રો રેલવે-સ્ટેશનવાળાં પસંદ કરવામાં આવ્યાં છે અને સ્ટેશન માસ્તર દર અઠવાડિયે ભાવના આંકડા પૂરા પાડે છે. આ આંકડાઓ ઇન્સ્પેક્ટરો દ્વારા અવારનવાર ચકાસવામાં આવે છે. આ આંક પણ ભારિત નથી. શહેરી કેન્દ્રોના આંકની જેમ જ આ આંકનો આધાર પણ ૧૯૪૯ લઈને વસ્તુઓનો ભાવસાપેક્ષ પ્રસિદ્ધ કરવામાં આવે છે.

### ખળાના ભાવનો આંક

Director of Economics and Statistics દ્વારા દેશના મુખ્ય પાકના ખળાના ભાવ માટે આ આંકની ગણતરી કરવામાં આવે છે. ૧૯૩૯થી ૧૯૫૦ સુધી આ આંક 'Indian Agricultural Price Statistics, 1951' નામના પ્રકાશનમાં પ્રસિદ્ધ થતા. અ પ્રકારનાં રાજ્યો અને દિલ્હી માટે બિનસરકારી સંસ્થાઓ મારફતે પાકની મોસમ વખતે જુદાં જુદાં બજારોમાંથી ભાવ મેળવી તેની સરેરાશ શોધવામાં આવતી. આ આંકમાં ચોખા, ઘઉં, જુવાર, બાજરી, જવ, મકાઈ, ચણા, અળસી, તલ, સરસવ અને રાઈ, મગફળી, શેરડી, રૂ, શણ, તમાકુ વગેરે વસ્તુઓનો સમાવેશ કરવામાં આવ્યો હતો.

આધારવર્ષ ૧૯૩૮–'૩૯ લઇને પરંપરિત ભાવસાપેક્ષ શોધવામાં આવે છે. મોસમના ભાવના આંકડા સામાન્ય રીતે નિયમિત રીતે મળતા નથી. આથી, ચાલુ વર્ષના આંકડાઓને તેની પહેલાંના વર્ષના આંકડાઓ સાથે સરખાવવામાં આવે છે. અને છેવટે આ આંકને આધાર-વર્ષ માટે જોડવામાં આવે છે. દરેક વસ્તુ માટે પ્રત્યેક રાજ્યમાં સરેરાશ ભાવસાપેક્ષની ગણતરી નીચેની રીતે કરવામાં આવે છે:

(૧) દરેક વર્ષ, દરેક કેન્દ્ર માટે વસ્તુની બધી જ જાતો માટે અગાઉના વર્ષને આધાર તરીકે લઇને ભાવસાપેક્ષ શોધવામાં આવે છે.

(૨) આ ભાવસાપેક્ષની જુદી જુદી જાતો માટે ગુણોત્તર સરેરાશ લઇને એક વસ્તુ માટેનો ભાવસાપેક્ષ મેળવાય છે.

(૩) એક વસ્તુ માટે જુદાં જુદાં કેન્દ્રોમાંથી આ રીતે મેળવવામાં આવેલા ભાવસાપેક્ષની ગુણોત્તર સરેરાશ આખા રાજ્ય માટેનો સરેરાશ ભાવસાપેક્ષ આપે છે.

આ રીતે મેળવવામાં આવેલા જુદાં જુદાં રાજ્યો માટેના ભાવસાપેક્ષની ભારિત ગુણોત્તર સરેરાશ લઇને તે વસ્તુ માટેનો આંક મેળવવામાં આવે છે. ભાર તરીકે દરેક રાજ્યમાં થયેલા ચાલુ વર્ષના ઉત્પાદનના આંકડા લેવામાં આવે છે. આ ભાવસાપેક્ષ અગાઉના વર્ષને આધાર તરીકે લઇને ગણવામાં આવેલો હોવાથી ભારની પદ્ધતિ દર વર્ષે બદલાતી રહે છે. જુદી જુદી ૧૫ વસ્તુઓ માટે બદલાતા ભારની પદ્ધતિ વાપરીને ભારિત ગુણોત્તર સરેરાશ ગણવામાં આવે છે. ભાર તરીકે ૧૯૩૮–'૩૯થી શરૂ કરીને ૩ વર્ષ માટેનું જે સરેરાશ ઉત્પાદન હોય તેની કિંમત લેવામાં આવે છે. આ ભારિત ગુણોત્તર સરેરાશ સમગ્ર ભારત માટેનો ખળાનો આંક આપે છે.

## જીવનનિર્વાહ ખર્ચના આંક

### લેબર બ્યૂરોનો ૧૫ કેન્દ્રો માટેનો કામદારોનો નિર્વાહ ખર્ચ આંક :–

આધારવર્ષ તરીકે ૧૯૪૪ના વર્ષને વાપરીને નીચેનાં ૧૫ કેન્દ્રો માટે આ આંક ગણવામાં આવે છે. આસામમાં ગૌહત્તી, સિલચાર, તીનસુખિયા; બિહારમાં દેહરી-ઓન-સોન, જમશેદપુર, ઝરિયા, મોંઘીર; મધ્ય પ્રદેશમાં જબલપુર, અકોલા; પંજાબમાં લુધિયાના; પશ્ચિમ બંગાળમાં ખડકપુર; રાજસ્થાનમાં અજમેર અને દિલ્હીમાં દિલ્હી. આ આંકના ભાર નક્કી કરવા માટે ફેક્ટરીમાં કામ કરતા કામદારોનાં કુટુંબોની તપાસ ૧૯૪૩થી '૪૫ના ગાળામાં કરવામાં આવી હતી. આ કૌટુંબિક બજેટ–તપાસમાં કુટુંબના સરેરાશ ખર્ચ અને તેનું વિભાગીકરણ, દાન, ધાર્મિક ખર્ચ, ભેટ-સોગાદ વગેરેનો સમાવેશ કરવામાં આવ્યો હતો, જ્યારે વ્યાજ, આશ્રિતોને આપેલી રકમ, બચત, પ્રીમિયમ, પ્રોવિડન્ટ ફંડ વગેરેને બાકાત રાખવામાં આવ્યાં હતાં. વસ્તુઓની વપરાશના મુખ્ય વિભાગોમાં ખોરાક, બળતણ અને દીવાબત્તી, કપડાં, પથારીઓ અને જોડા, ઘરભાડું તથા પરચૂરણ વિભાગનો સમાવેશ કર્યો હતો. આ

તપાસમાં સ્થાનિક પરિસ્થિતિ અનુસાર જુદીજુદી માહિતી મળી હતી. (દા. ત. ઝરિયામા કામદારોને ઘર વગર ભાડે આપવામાં આવતાં હોવાથી ઘરભાડાનો વિભાગ જરૂરી ન હતો. વળી, માદક પીણાં, પાન અને તમાકુને પરચૂરણ વિભાગમાં મૂકવામાં આવ્યા હતાં.) દરેક વસ્તુનો ભાર નક્કી કરવા માટે સરેરાશ કુટુંબમાં તે વસ્તુ પાછળ થતા ખર્ચની માહિતી મેળવી, વિભાગમાં આ વસ્તુના ખર્ચના પ્રમાણને ટકામાં દર્શાવવામાં આવ્યુ હતું. આ રીતે, વિભાગના ખર્ચને આધારે વિભાગના ભાર નક્કી કરવામાં આવ્યા હતા. આ તપાસનું વર્ષ અને આધારવર્ષ એક જ ન હોવાથી ભાવને કારણે થતા ફેરફારો પ્રમાણે ભારને બદલવા જોઇએ. વસ્તુઓની જાત અને પ્રકારનો સ્પષ્ટ ઉલ્લેખ કરવામાં આવે છે. આ પ્રકારના ઉલ્લેખથી આંકની ગણતરીમા એકરૂપતા જાળવવામાં આવે છે.

લગભગ ૬૦ થી ૭૦ ટકા જેટલો ભાર ખોરાકના વિભાગને આપવામાં આવ્યો છે. ત્યાર પછીનો મોટા ભારવાળો બીજો વિભાગ પરચૂરણનો છે. આથી ખોરાક અને પરચૂરણ વસ્તુઓના ભાવમાં થતા ફેરફારોની અસર આ આંક ઉપર વધુ પડે છે. લેબર બ્યૂરો દ્વારા અમુક નિશ્ચિત દુકાનોએથી નક્કી કરેલી વસ્તુઓના ભાવ દર અઠવાડિયે અમુક દિવસે મેળવાય છે. ઘરભાડાના આંકડા વારંવાર મેળવાતા નથી. મહિના દરમિયાન મેળવાયેલા ભાવની સાદી સરેરાશ તે વસ્તુનો માસિક સરેરાશ ભાવ આપે છે. આધારવર્ષના ભાવ પણ ૧૯૪૪ના વર્ષના માસિક ભાવોની સરેરાશ જ છે. માસિક ભાવને આધારે ભાવસાપેક્ષની ગણતરી કરી તેની ભારિત સરેરાશ શોધવાથી વિભાગનો આંક મેળવાય છે અને વિભાગોની ભારિત સરેરાશ સામાન્ય આંક આપે છે.

આ આંકનું પ્રકાશન 'Indian Labour Gazette'માં થાય છે. હાલમાં આ પંદર કેન્દ્રો ઉપરાંત મેરકારા, કેટલાંક વાવેતર કેન્દ્રો, ભોપાલ, બિયાવર અને સનનાનો સમાવેશ કરવામાં આવ્યો છે. આ નવાં પાંચ કેન્દ્રો માટે આધારવર્ષ તરીકે ૧૯૪૯ થી ૧૯૫૩ સુધીનાં વર્ષોમાંનું એકાદ વર્ષ લેવામા આવે છે. પહેલા ૧૫ કેન્દ્રોનુ આધારવર્ષ પણ ૧૯૪૪ થી બદલીને ૧૯૪૯ લેવામાં આવ્યું છે. જૂના આધારને નવા આધારમાં બદલવાનુ સૂત્ર બધાં જ કેન્દ્રો માટે તૈયાર કરવામાં આવ્યું છે.

## રાજ્યોના નિર્વાહ ખર્ચ આંક

સાત રાજ્યોમાં આવેલાં ૧૩ ઔદ્યોગિક કેન્દ્રો માટે આ આંકની ગણતરી કરવામાં આવે છે અને તે 'Indian Labour Gazette' અથવા તો રાજ્યોના લેબર ગેઝેટમા પ્રસિદ્ધ થાય છે. આ તેર કેન્દ્રોમાં મુંબઈ, અમદાવાદ, શોલાપુર, જલગાંવ, કાનપુર, મદ્રાસ, એર્નાકુલમ, ત્રિચુર, બેંગલોર, મહીસૂર, કોલરની ખાણો અને હૈદરાબાદનો સમાવેશ થાય છે. આ તેર કેન્દ્રો માટે આધાર એકસરખો નથી. દા. ત. અમદાવાદના આંકનું આધારવર્ષ ૧૯૨૬–'૨૭ છે, જ્યારે હૈદરાબાદ માટે આધારવર્ષ ૧૯૪૩–'૪૪ છે. વળી, આધારવર્ષનો સમયનો ગાળો પણ એકસરખો નથી. પાંચેક કેન્દ્રોમાં ફક્ત એક જ માસનો ટૂંકો ગાળો લેવાય છે, જ્યારે બીજાં કેન્દ્રોમાં એક વર્ષનો ગાળો છે. વળી, ભાર નક્કી કરવા માટેની કુટુંબ બજેટ તપાસ પણ જુદાં જુદાં વર્ષોમાં કરવામાં આવી હતી. સ્થાનિક પરિસ્થિતિ અનુસાર સમાવવામાં આવેલી વસ્તુઓ પણ અસમાન છે. કેટલાંક કેન્દ્રોમાં અઠવાડિયે એક જ ભાવ મગાવાય છે, જ્યારે કેટલાંક કેન્દ્રોમા મહિને એક! આ આંકની સરખામણી તેમનાં હેતુ અને રચનાની ભિન્નતાને કારણે કરી શકાય એમ નથી. આ બધા જ આંક સંપૂર્ણ રીતે ભિન્ન એવાં જીવનધોરણોને સ્પર્શે છે. આ આંક માટેના આંકડાઓ મેળવવાનું કામ સામાન્ય રીતે મજૂર ખાતું કરે છે. પરંતુ મદ્રાસમાં આ કામ રાજ્યની આર્થિક સલાહકારની કચેરી કરે છે.

આંક રચનાની સામાન્ય પદ્ધતિ નીચે મુજબ છે: પ્રથમ અગાઉ દર્શાવેલા વિભાગો માટે અલગ અલગ આંકની ગણતરી કરવામાં આવે છે અને ત્યાર બાદ આ વિભાગોના આંકની ભારિત સરેરાશ લઈ સામાન્ય આંક શોધાય છે. ભાર તરીકે જુદી જુદી વસ્તુઓ પાછળનો ખર્ચ અને કુલ ખર્ચનો ગુણોત્તર લેવાય છે. સામાન્ય આંકની ગણતરી વખતે વિભાગના ખર્ચનો અને કુલ ખર્ચનો ગુણોત્તર ભાર તરીકે લેવાય છે. ખોરાકના વિભાગને લગભગ બધાં જ કેન્દ્રો માટે ૫૦% થી વધુ ભાર આપવામાં આવ્યો છે અને આ વિભાગમાં પણ અનાજ અને અન્ય ખાદ્ય વસ્તુઓને આપવામાં આવેલ

ભારનું પ્રમાણ જુદું જુદું છે. મદ્રાસમાં ૪૭:૫૩, કાનપુરમાં ૪૫:૫૫ અને મુંબઈમાં આ પ્રમાણ ૩૬:૬૪ છે. આ આંકડાઓ ઉપરથી એમ તારવી શકાય, કે અનાજ સિવાયની બીજી ખાદ્ય વસ્તુઓને ભાર આપવાની પ્રથા ખામીભરેલી છે. આ પેટા વિભાગને વધારે પડતું મહત્ત્વ અપાયું છે. આથી આ આંક સામાન્ય વસ્તુઓના ભાવનું યોગ્ય પ્રતિબિંબ પાડવાને બદલે અનાજ સિવાયની ખાદ્ય વસ્તુઓના ભાવનું જ પ્રતિબિંબ પાડે છે. આ જ બાબત ખોરાકના વિભાગના આંકને પણ લાગુ પડે છે. ખોરાકના વિભાગના આંક પણ 'Indian Labour Gazette' માં જ પ્રસિદ્ધ થાય છે. બધાં જ કેન્દ્રોના આંક માટે આધારવર્ષ જુદાં જુદાં હોવાથી સરખામણીને શક્ય બનાવવા માટે સાદી ગણતરી દ્વારા બધા જ આંકને ૧૯૩૯ના આધારવર્ષ માટે બદલવામાં આવતા હતા. અત્યારે તે ૧૯૪૯ના વર્ષના આધાર માટે બદલાય છે.

## મુંબઇના કામદાર વર્ગનો નિર્વાહખર્ચ આંક

સૌથી પહેલાં આ આંક ૧૯૨૧માં પ્રસિદ્ધ થયો. જુદી જુદી વસ્તુઓને ચોક્કસ ભાર આપી શકાય તેમ ન હોવાથી તેને કુલ વપરાશની પદ્ધતિથી ગણવામાં આવ્યો. મુંબઇના મજૂર ખાતાએ મે ૧૯૨૧ થી એપ્રિલ ૧૯૨૨ના ગાળા દરમિયાન કામદાર વર્ગ માટે કુટુંબ બજેટ તપાસ યોજી હતી અને ત્યારબાદ આ જ પ્રકારની બીજી તપાસ મે ૧૯૩૨થી જૂન ૧૯૩૩ના ગાળામાં યોજી હતી. બીજી તપાસનાં પરિણામો આંકની ગણતરી માટે વપરાય છે. આધારવર્ષ તરીકે જુલાઈ ૧૯૩૩થી જૂન ૧૯૩૪નું વર્ષ લેવાય છે. આ આંક લેબર ગેઝેટમાં પ્રસિદ્ધ થાય છે. આ આંકની ગણતરીના મુખ્ય વિભાગો ખોરાક, બળતણ અને દીવાબત્તી, કપડાં, ઘરભાડું અને પરચૂરણ એ પ્રમાણે છે. ખોરાકના વિભાગમાં ૨૮ વસ્તુઓનો સમાવેશ થાય છે. ચોખા, ઘઉં, પટની, જુવાર, બાજરી, તુવેરની દાળ, ચણા, ગોળ, ખાંડ, ચા, માછલીની ચાર જાતો, માંસ, દૂધ, ઘી, મીઠું, સૂકાં મરચાં, આમલી, હળદર, બટાકા, ડુંગળી, રીંગણું, કોળું, કોપરેલ, તેલ અને તૈયાર ચા.

આ ઉપરાંત, નાસ્તા માટેની વસ્તુઓ અને મીઠાઇનો પણ સમાવેશ કરવામાં આવે છે. બળતણના વિભાગમાં કોલસા, લાકડાં, કેરોસીન અને દીવાસળીનો સમાવેશ થાય છે. કપડાંના વિભાગમાં ધોતી, કોટિંગ, શર્ટિંગ, પાયજામા માટેનું કાપડ અને સાડીનો સમાવેશ થાય છે.

ઘરભાડા માટેનો આંકડો ૧૯૩૨–'૩૩ની કુટુંબ બજેટ તપાસમાં દરેક રહેઠાણદીઠ જે સરેરાશ ભાડું હતું તે લેવાય છે.

પરચૂરણ વિભાગમાં હજામત, ધોવાનો સાબુ, દવાઓ, સોપારી, બીડી, છાપાં અને વતનના સ્થળે જવા-આવવાનો ખર્ચ નોંધવામાં આવે છે. કુલ ૪૬ વસ્તુઓનો સમાવેશ કરવામાં આવે છે.

માછલીની ચાર જાત, કાપડ, રીંગણું અને કોળા સિવાયના ભાવ દર અઠવાડિયે લેબર ઓફીસના અધિકારીઓ શહેરના જુદા જુદા બાર ઔદ્યોગિક વિભાગોમાં આવેલી બબ્બે દુકાનોએથી મેળવે છે. કાપડના ભાવ મુંબઈમાં આવેલી મિલોની છૂટક દુકાનેથી મેળવાય છે. માછલીના અને શાકભાજીના ભાવ મ્યુનિસિપાલિટીની નોંધમાંથી મેળવાય છે.

ગણતરી કરવા માટે બે વખત ભારનો ઉપયોગ થાય છે. ભાવસાપેક્ષને વિભાગના આંકમાં બદલવા માટે તે વસ્તુના ખર્ચના અને તે વિભાગના કુલ ખર્ચના ગુણોત્તરને ભાર તરીકે લેવાય છે. આ જ રીતે, વિભાગનો ભાર નક્કી થાય છે.

વિભાગોના ભાર નીચે પ્રમાણે છે:

ખોરાક ૪૭, ઘરભાડું ૧૩, બળતણ ૭, કપડાં ૮, અને પરચૂરણ ૧૪—કુલ ૮૯.

કુલ ભાર ૧૦૦ને બદલે ૮૯ થાય છે. આમાં પરચૂરણ વિભાગનો ભાર ૨૫ને બદલે ૧૪ છે. પરચૂરણ વિભાગનો ભાર, આ વિભાગમાં સમાવાયેલ વસ્તુઓ પાછળનો ખર્ચ અને કુલ ખર્ચનો ગુણોત્તર શોધી, ટકામાં દર્શાવી નક્કી કરવામાં આવેલ છે. કેટલીક વસ્તુઓ પાછળથી કાઢી નાખવી પડી હોવાથી આ ભાર ઓછો થયેલ છે. ૧૯૪૭ના ઑક્ટોબર સુધી આધારવર્ષ ૧૯૩૩-'૩૪ લેવામાં આવતું હતું. ત્યાર પછી ઑગસ્ટ ૧૯૩૯નું વર્ષ વપરાય છે. સામાન્ય આંકને તથા ખોરાકના વિભાગના આંકને સાદી ગણિતીય ગણતરીથી ૧૯૩૯ના વર્ષના

આધાર તરીકે બદલવામાં આવે છે. આ માટે નીચેનું સૂત્ર વપરાય છે:

$$I_a = \frac{I_b \times 100}{I_c}$$

$I_a$ = ૧૯૩૯ને આધાર તરીકે લઈ શોધેલ ચાલુ વર્ષનો આંક
$I_b$ = ૧૯૩૩ને આધાર તરીકે લઈ શોધેલ ચાલુ વર્ષનો આંક
$I_c$ = ૧૯૩૩ને આધાર તરીકે લઈ શોધેલ ૧૯૩૯નો આંક

આ ઉપરાંત ૧૯૪૪ના વર્ષને આધારવર્ષ લઈ આ આંકની ગણતરી કરવામાં આવે છે. ૧૯૫૧ થી ઘીને બદલે ડાલડાનો સમાવેશ કરવામાં આવ્યો. શાકભાજીમાં વર્ષ દરમિયાન મળી શકતાં હોય એવાં જ શાકભાજીનો સમાવેશ કરવામાં આવ્યો છે.

**કાનપુરના કામદાર વર્ગનો નિર્વાહ ખર્ચ આંક**

Bureau of Economic Intelligence, U. P. એ ૧૯૩૮-'૩૯માં કાનપુરનાં ૧૫૦૦ કામદાર કુટુંબના બજેટની તપાસ કરી હતી. મોંઘવારી ભથ્થુ નક્કી કરવાની તાત્કાલિક જરૂર ઊભી થવાથી આમાંનાં ૩૦૦ પત્રકોનો ઉપયોગ કરીને આંકની ગણતરી કરવામાં આવી. આ આંકના વિભાગો અને તેમાંની વસ્તુઓના ભાર નીચે પ્રમાણે છે:

**૧. ખોરાક (૪૨):** ઘઉં (૨૯), બાજરી (૬); ચણા (૩), ચોખા (૧૦), અડદની દાળ (૮), માંસ (૬), ખાંડ (૩), ઘી (૧૮), સરસિયું (૬), બટાટા (૮), મીઠું (૩)

**૨. બળતણ અને દીવાબત્તી (૬):** લાકડાં (૭૫), કેરોસીન (૨૫)

**૩. કપડાં (૮):** ધોતી (૬૯), સાડી (૩૧)

**૪. ઘરભાડું (૭):** ઘરભાડુ (૧૦૦)

**૫. પરચૂરણ (૬)** હજામત (૨૧), ધોબી (૨૩) સાબુ (૧૨), સોપારી (૨૧), બીડી (૨૩)

કુલ ભાર ૬૯ થાય છે. ૩૧ જેટલો ભાર, કેટલીક વસ્તુઓ પરચૂરણ વિભાગમાંથી રદ કરવામાં આવી હોવાથી ઓછો થાય છે.

કાનપુરના જુદા જુદા મજૂર વિસ્તારોમાંથી પસંદ કરાયેલી ૧૦ દુકાનોએથી દર શનિવારે છૂટક ભાવ મેળવવામાં આવે છે. ઘરભાડા માટે ૧૯૩૯મા થયેલી તપાસના આંકડા વપરાય છે. ૧૯૪૩માં ભાડાની તપાસને આધારે આ વિભાગનો આંક ૧૨૧ ગણવામાં આવ્યો. જાન્યુઆરી ૧૯૪૮ની તપાસ બાદ ઘરભાડાનો આંક વધીને ૧૯૭ જેટલો થયો. આ આંકમાં આધારવર્ષ તરીકે ઑગસ્ટ ૧૯૩૯નો ગાળો લેવાય છે. આંકની ગણતરી માટે મુંબઈના આંકની જેમ જ ભારિત સરેરાશ શોધવામાં આવે છે.

વ્યવહારમાં વસ્તુઓની નિશ્ચિત જાત અને પ્રકારને વળગી રહેવામાં ઘણી જ મુશ્કેલીઓ પડે છે. કાપડનું રેશનિંગ હતું તે વખતે રેશનિંગના ભાવનો ઉપયોગ થતો. રેશનિંગ બાદ મિલના ભાવમાં ૧૪% ઉમેરીને છૂટક ભાવ મેળવાતા. રેશનિંગ સમયે ખોરાકના વિભાગની વસ્તુઓના ભાર રેશનિંગની દુકાનેથી ખરીદાયેલ અને છૂટા ખરીદાયેલ જથ્થા પ્રમાણે નવેસરથી નક્કી કરવામાં આવ્યા હતા.

**અમદાવાદના કામદાર વર્ગનો નિર્વાહખર્ચ આંક**

આ આંકની ગણતરી રાજ્યની લેબર ઓફીસ દ્વારા કરવામાં આવે છે અને તેનો મુખ્ય ઉદ્દેશ અમદાવાદના મિલમજૂરોનું મોંઘવારી ભથ્થું, ભાવમાં થતી વધઘટ અનુસાર નક્કી કરવાનો છે. મજૂર મહાજન અને મિલમાલિક મંડળ—એ બંને પક્ષકાર હોવાથી આ આંકની ચકાસણી કરવા અલગ અલગ ગણતરી કરે છે.

આધારવર્ષ તરીકે ઑગસ્ટ ૧૯૨૬થી જુલાઈ ૧૯૨૭ના વર્ષને લેવામાં આવે છે. પસંદ કરાયેલ વસ્તુઓના વિભાગો અને તેના ભાર નીચે પ્રમાણે છે:

**૧. ખોરાક (૫૮):** ચોખા (૨૦), ઘઉં (૨૩), બાજરી (૯), મગની દાળ (૨), તુવેરની દાળ (૫), ખાંડ (૨), ગોળ (૨), ચા (૧), મીઠુ (૧), માંસ (૩), દૂધ (૪), ઘી (૧૨), બટાટા (૮), સૂકાં મરચાં (૪), તેલ (૩) મીઠાઈ અને ચવાણું (૧)

**૨. બળતણ અને દીવાબત્તી (૭):** લાકડાં (૭૮), કેરોસીન (૧૧), દિવેલ (૮), દીવાસળી (૩)

**૩. કપડાં (૧૦):** ધોતી (૧૬), કોટિંગ (૧૩), શર્ટિંગ (૨૪), પાયજામાનું કાપડ (૭), સાડી (૧૭), ચણિયાનું કાપડ (૧૩), ચોળીનું કાપડ (૧૦)

**૪. ઘરભાડું (૧૨):** ઘરભાડું (૧૦૦)

**૫. પરચૂરણ (૪):** બીડી (૭૧), સાબુ (૨૯)

આ પાંચેય વિભાગનો કુલ ભાર ૯૧ થાય છે, કારણ કે ન મળી શકતી અને પ્રમાણિત (standard) ન હોય એવી કેટલીક વસ્તુઓ કાઢી નાખવામાં આવી છે.

કુટુંબ બજેટ તપાસ ૧૯૨૬માં કરવામાં આવેલી તેથી નક્કી કરવામાં આવેલ ભાર યોગ્ય નથી. વધુ ચોક્કસ ભાર નક્કી કરવા માટે ૧૯૩૩ અને ૧૯૪૪માં એમ બે વખત કુટુંબ બજેટ તપાસ કરવામાં આવી હતી. પરંતુ ૧૯૩૩ની તપાસ અધૂરી હોવાથી અને ૧૯૪૪નું વર્ષ વિષમ પરિસ્થિતિવાળું હોવાથી આ તપાસનાં પરિણામોનો ઉપયોગ કરી શકાયો નથી.

શહેરના ચાર વિસ્તારોમાંથી નક્કી કરેલી દુકાનોએથી દર અઠવાડિયે ભાવ મેળવવામાં આવે છે. આ ભાવની સરેરાશ ઉપરથી માસિક ભાવ મેળવાય છે. કાપડ અને બળતણના વિભાગ માટે ભાવ મહિનામાં એક જ વખત મેળવાય છે. દરેક વસ્તુની જાત અગાઉથી જ નક્કી કરેલી હોય છે. આ જાતમાં જો કોઈ ફેરફાર થાય અથવા તો તે ન મળી શકે તો તેની જગ્યાએ અવેજીની જાતના ભાવ મેળવાય છે. કાપડની એક જ જાત હમેશાં મળી શકતી ન હોવાથી કાપડના ભાવ મેળવવામાં મુશ્કેલી પડે છે. ઘરભાડું ચાલુ વર્ષની પરિસ્થિતિ મુજબનું મેળવાતું નથી, પરંતુ ૧૯૩૦માં થયેલી ભાડાની તપાસને આધારે મળેલ સરેરાશ ભાડામાં ૭%નો વધારો કરીને ભાડું ગણવામાં આવે છે. ૧૯૩૦માં ભાડું રૂા. ૪.૬૨ હતું. ૭% નો વધારો કરીને તે રૂા. ૪.૯૪ લેવાય છે. ઘરભાડું નક્કી કરવા માટે બીજી કોઈ યોગ્ય પદ્ધતિનો ઉપયોગ કરવામાં આવે તો જ આ વિભાગના આંકને આધારભૂત કહી શકાય.

વસ્તુઓ, તેમની જાત, અને તેમને આપવામાં આવેલ ભાર—એ બધી દૃષ્ટિએ તપાસતાં આ આંક ખૂબ જ જૂનો છે. અને તે વર્તમાન પરિસ્થિતિનું સાચું પ્રતિબિંબ પાડી શકતો નથી. આથી આ આંકની નવેસરથી ગણતરી કરવામાં આવે તે જરૂરી છે.

ખોરાકના વિભાગના આંક અને સામાન્ય આંકને સરખાવતાં એમ જણાય છે, કે ખોરાકનો આંક જે રીતે બદલાય તે રીતે જ સામાન્ય આંક બદલાય છે. આંકની ગણતરીમાં બળતણ, ઘરભાડું અને પરચૂરણ—એ વિભાગોની ખાસ અસર જણાતી નથી. બળતણ અને પરચૂરણ વિભાગમાં સમાવાયેલ વસ્તુઓના ભાવ સામાન્ય રીતે બહુ બદલાતા નથી; પરંતુ તે સ્થિર જેવા જ રહે છે. ઘરભાડું દરેક વર્ષે ગણાતું નથી, તેથી આ વિભાગનો આંક પણ અચલ રહે છે. આથી એમ કહી શકાય, કે આ આંક કેવળ ખોરાક અને કપડાંના આંકનો જ બનેલો છે.

નવી કુટુંબ બજેટ તપાસ યોજીને, ભાવની વધઘટની જેના ઉપર ખાસ અસર થતી નથી એવા બળતણ, ઘરભાડું અને પરચૂરણનાં વિભાગોની પુનર્રચના કરવી જરૂરી છે. આ ઉપરાંત ખોરાકના વિભાગમાં પણ એકાદ વસ્તુને તેના વર્ગની બધી જ વસ્તુઓના પ્રતિનિધિરૂપ ગણવામાં આવે છે. દા. ત. બટાટા શાકભાજી માટે અને સૂકાં મરચાં બધા જ મસાલા માટે. આથી જો અન્ય શાકભાજીના ભાવ કે મસાલાના ભાવમાં વધારો થયો હોય, પરંતુ બટાટા અને મરચાંના ભાવ સ્થિર હોય તો આંક વધે નહિ. આ યોગ્ય નથી. આ ઉપરાંત, ઘી અને તેલને આપવામાં આવેલ ભાર પણ યોગ્ય નથી. વર્તમાન પરિસ્થિતિ અનુસાર તેલને વધુ ભાર આપવો જોઇએ અને વેજિટેબલ ઘીનો સમાવેશ કરવો જોઇએ. આ બધા જ મુદ્દાઓ માટે મુંબઈના આંકને નજર સમક્ષ રાખવો જોઇએ.

આ આંક ઉપરથી મોંઘવારી ભથ્થું નક્કી કરવા માટે ૧૯૩૯માંની આ આંકની (૭૩) કિંમત ચાલુ આંકમાંથી બાદ કરવામાં આવે છે અને તે આંકને પ્રમાણસર, કામના દિવસો મુજબ મોંઘવારી ભથ્થું નક્કી કરવામાં આવે છે. હાલમાં, ૧૯૬૨ના ઑગસ્ટ માસમાં આ આંકની પુનર્રચના કરવાના પ્રયત્નો ચાલે છે. આ નવા આંકમાં કેટલીક નવી વસ્તુઓ ઉમેરવામાં આવશે.

### લેબર બ્યૂરોનો સમગ્ર ભારત માટેનો આંક

લેબર બ્યૂરો દ્વારા મેળવતા ૨૦ કેન્દ્રોના આંક સ્થાનિક હોવાથી તેની સરખામણી શક્ય નથી. આથી, સમગ્ર ભારતના કામદારવર્ગના નિર્વાહખર્ચની પરિસ્થિતિ વિષે માહિતી મેળવવા માટે આ આંકની ગણતરી થાય છે. દેખીતી રીતે જ, આ પ્રકારનો આંક પ્રતિનિધિરૂપ હોઈ શકે નહિ; કારણ કે ભાવની પરિસ્થિતિ, જીવનધોરણ,

આર્થિક પરિસ્થિતિ, શોખ, ટેવ અને રિવાજો આખા દેશમાં એકસરખાં હોઈ શકે નહિ. આમ છતાં કેટલાક વિશિષ્ટ સંજોગોમાં આ પ્રકારના આંકની જરૂર ઊભી થવાથી લેબર બ્યૂરોએ ડિસેમ્બર ૧૯૫૨માં તેની ગણતરી કરી. આધારવર્ષ તરીકે ૧૯૪૪નુ વર્ષ લેવામાં આવે છે.

અગાઉનાં ૨૦ કેન્દ્રો ઉપરાંત બીજાં ૧૦ કેન્દ્રોને પ્રતિનિધિરૂપ માનીને પસંદ કરવામાં આવ્યાં છે. આ આંકની ગણતરી માટે આ કેન્દ્રોના આંકની ભારિત સરેરાશ લેવામાં આવે છે. જે રાજ્યમાં એકથી વધુ કેન્દ્ર આવેલાં હોય તો આ કેન્દ્રોના આંકની સરેરાશ લઈ રાજ્યોનો આંક મેળવાય છે. રાજ્યોના આંકની ભારિત સરેરાશ લેવાથી સમગ્ર ભારતનો આંક મળે છે. ભાર તરીકે રાજ્યમા કામ કરતા કામદારોની સંખ્યાને લેવામાં આવે છે. અને કામદારોની સંખ્યાનો આ આંકડો ૧૯૪૪ના વર્ષ માટેનો લેવાય છે. પસંદ કરવામાં આવેલાં કેન્દ્રો અને રાજ્યો તથા તેમની ઔદ્યોગિક અગત્ય વચ્ચે કોઈ પ્રકારનો સંબંધ નથી. આ ઉપરાંત, રાજ્યોના ભાર આશરા પડતા અને અચોક્કસ છે. આથી આ આંકમાં ફેરફારો કરવાની જરૂર છે. વધુ વૈજ્ઞાનિક પદ્ધતિથી નવી કુટુંબ બજેટ તપાસ કરી ભાર નવેસરથી નક્કી કરવા જોઈએ. અ વિભાગના બધાં જ રાજ્યો અને બ પ્રકારનુ મઈસૂર રાજ્ય સમાવાયેલ છે. અન્ય રાજ્યો ઔદ્યોગિક રીતે પ્રતિનિધિરૂપ નહિ હોવાથી તેમનો સમાવેશ થતો નથી.

## જુદા જુદા આંક

### ૧. કૃષિ ઉત્પાદનના આંક

આ આંકની ચાર શ્રેણીઓ ઉપલબ્ધ છે. આ બધી જ શ્રેણીઓ કુલ ઉપજ ઉપર આધાર રાખે છે. ઉપજના આકડા 'Crop Estimates' અથવા 'Estimates of Area and Production of Principal Crops in India'માંથી લેવાય છે. વસ્તુઓના વિભાગોવાર આ આંકની ગણતરી થાય છે. તાજેતરના વર્ષ માટેના આંક છેલ્લામાં છેલ્લાં અનુમાનો ઉપર આધાર રાખે છે. જ્યારે અંતિમ અનુમાનો પ્રાપ્ત થાય ત્યારે આંકમાં સુધારો કરવામાં આવે છે.. ભાર તરીકે આધારવર્ષનો જથ્થો લેવાય છે. અનાજનો સમાવેશ બધી શ્રેણીમાં કરવામાં આવ્યો છે. પરંતુ અનાજ સિવાયની અન્ય ઉપજનું પ્રમાણ બધી શ્રેણીમાં જુદા જુદું છે. યુદ્ધ પહેલાંનાં કેટલાક વર્ષોની સરેરાશ શોધીને આધારવર્ષની કિંમત શોધાય છે.

#### (અ) ખોરાક અને ખેતીવાડી ખાતાની શ્રેણી

આ શ્રેણી ૧૯૩૯–'૪૦થી '૪૫–'૪૬ સુધી 'Agricultural situation in India'માં જાન્યુ. '૪૯માં પ્રસિદ્ધ થઈ હતી. આધાર તરીકે '૩૪–'૩૫થી '૩૮–'૩૯નો ગાળો લેવાય છે. ખેતીને લગતી કુલ ૧૯ વસ્તુઓમાં ચોખા, જુવાર, બાજરી, મકાઈ, રાગી, ઘઉં, જવ અને ચણા — એ ૮ અનાજ તથા પાંચ તેલીબિયાં (તલ, મગફળી, સરસવ, અળસી અને એરંડા), બે રેસા (રૂ અને શણ), બે પીણાં (ચા અને કૉફી), શેરડી અને તમાકુ — એ ૧૧ બિનખોરાકી વસ્તુઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. સમગ્ર ભારત માટે ભાગલા પછીની પરિસ્થિતિ માટે કેટલાક ફેરફારો કરી ઉપજના આંકડા મેળવવામાં આવતા. આ દરેક વસ્તુના ઉત્પાદનને આધારવર્ષના સરેરાશ ઉત્પાદનના ટકામાં દર્શાવાતું અને ત્યાર પછી ભારિત ગુણોત્તર સરેરાશનો ઉપયોગ કરી આંકની ગણતરી થતી. ભાર તરીકે આધારવર્ષમાં વસ્તુનુ મૂલ્ય હોય તે લેવાતું. આ મૂલ્ય શોધવા માટે ખળા વખતના ભાવ અથવા તો જથ્થાબંધ ભાવનો ઉપયોગ કરવામાં આવતો. ભારનુ પ્રમાણ અનાજ અને અનાજ સિવાયની વસ્તુઓ માટે ૨:૧ જેટલું હતું. અનાજના વિભાગોમાં લગભગ અર્ધો ભાર ચોખાને આપવામા આવ્યો હતો.

#### (બ) રિઝર્વ બેન્ક ઑફ ઇન્ડિયાની શ્રેણી

ભાગલા પહેલાં ૧૯૩૯થી '૪૭ સુધી આ આક મળે છે. '૩૬–'૩૭થી '૩૮–'૩૯ના ગાળાને આધાર તરીકે લેવામાં આવેલ છે. ૧૯૪૭–'૪૮ માટે પણ આ જ આધાર વપરાયો હતો. ૧૯૪૯–૫૦થી ૧૯૪૮–'૪૯ને આધારવર્ષ લેવાય છે. રિઝર્વ બેન્કના બુલેટિનના ડિસેમ્બરના અંકમાં આ આંક પ્રસિદ્ધ થાય છે. કુલ ૧૭ વસ્તુઓ ૫ વિભાગમાં વહેંચાયેલી છે.

ચોખા (૩૮), તલ (૧), મગફળી (૭), સરસવ (૨), અળસી (૨), એરંડા (૦.૩), રૂ (૩), શણ (૨), ચા

(૪), કાફી (૦·૫), રબર (૦·૧), જુવાર અને બાજરી (૧૨), મકાઈ (૨), રાગી (૨), ઘઉં (૧૪), જવ (૪), અને ચણા (૭)

અનાજને લગભગ ૭૯% ભાર મળે છે જેમાંનો અર્ધો ભાર ચોખાને માટે છે. આ પણ ભારિત આંક છે, જેમાં પાકના ઉત્પાદનની કિંમતને ભાર તરીકે લેવામાં આવે છે.

(क) 'Eastern Economist'ની શ્રેણી

આ અઠવાડિક પ્રકાશન 'Eastern Economist'ની શ્રેણીમાં આધારવર્ષ રિઝર્વ બેન્કની શ્રેણીનું જ છે. ૧૯૩૯–'૪૦થી શરૂ કરીને આ આંક પ્રસિદ્ધ થાય છે: શ્રેણી (अ)માંથી એરંડાને બાદ કરતાં બાકીની બધી વસ્તુઓનો સમાવેશ આ શ્રેણીમાં થાય છે. આ પણ એક ભારિત આંક છે. આધારવર્ષની ઊપજના મૂલ્ય જેટલો ભાર લેવાય છે.

(ड) F.A.O.ની શ્રેણી

UNનો F.A.O.વિભાગ ૧૯૩૪થી '૩૮ના વર્ષને આધાર તરીકે લઈ, આ આંકની ગણતરી કરી, તેને 'F.A.O. Year Book'માં પ્રસિદ્ધ કરે છે. વસ્તુઓની સંખ્યા ઉપરની ત્રણ શ્રેણી કરતાં ખૂબ જ મોટી છે અને તેમાં નીચેના મુખ્ય વિભાગોનો સમાવેશ થાય છે:

અનાજ, સ્ટાર્ચવાળાં કંદમૂળ, શેરડી, કઠોળ અને તેલીબિયાં, ફળફળાદિ, રેસાઓ, શાકભાજી અને પશુધનની ઊપજ.

F.A.O. ભારતમાં ન ઊગતા પાકને ગણતું નથી અને ઢોરને ખવડાવવા માટે જે પાક વપરાઈ જાય છે તેને પણ લક્ષમાં લે છે. આ આંક પણ ભારિત છે. અને ભાર તરીકે ૧૯૩૪થી '૩૮ સુધીના ઘઉંના સરેરાશ ભાવને લેવામાં આવે છે. F.A.O. આ આંકની ગણતરી આંતરરાષ્ટ્રીય સરખામણી માટે કરે છે. અને તેથી આખી દુનિયાના ભાવની સરેરાશને ભાર તરીકે સ્વીકારે છે. આ મૂળભૂત તફાવતને કારણે F.A.O.ની શ્રેણીને આપણા દેશની જ ત્રણ શ્રેણીઓ સાથે સરખાવવાનું શકય નથી. ચારે શ્રેણીના આંક એક જ વર્ષ માટે જુદાં જુદાં પરિણામો વ્યક્ત કરે છે!

## (२) ઔદ્યોગિક ઉત્પાદનના આંક

### (अ) વેપાર અને ઉદ્યોગખાતાનો આંક

આ આંકની ગણતરી Directorate of Industrial Statistics પ્રત્યેક ઉદ્યોગ માટે દર મહિને કરે છે અને તે ઉપરથી બધા ઉદ્યોગો માટે આંક ગણાય છે. આધારવર્ષ ૧૯૪૬ છે. આ આંક Monthly Statistics of Production of Selected Industries' એ પ્રકાશનના આંકડાઓ ઉપર આધાર રાખે છે. આ ભારિત આંક છે, જેમાં દરેક ઉદ્યોગે ઉમેરેલા ચોખ્ખા મૂલ્ય વધારાને પ્રમાણસર ભાર લેવામાં આવે છે. ભારની આ કિંમત ૧૯૪૬ની ઉત્પાદક ઉદ્યોગોની વાર્ષિક ગણતરીમાંથી મેળવાય છે. સાદી ભારિત સરેરાશ વપરાય છે. ખાંડ ઉદ્યોગ સિવાયના બધા ઉદ્યોગો માટે મહિનામાં આવતા કામના દિવસો અનુસાર આ આંકને પણ યોગ્ય રીતે બદલવામાં આવે છે. ખાંડ ઉદ્યોગમાં મોસમી વધઘટના આધારે આ ફેરફાર કરવામાં આવે છે. મુખ્ય ઉદ્યોગો અને તેના ભાર નીચે પ્રમાણે છે:

કોલસો–૧૧·૯૫, ખાંડ–૩·૫૪, કાપડ ઉદ્યોગ–૪૩·૪૯, શણ–૧૬·૫૩, રસાયણ–૩·૧, એન્જિનિયરિંગ–૫·૦૬, પોલાદ–૭·૧૬, ગરમ કાપડ–૧·૩૮, દીવાસળી–૧·૨૧, કાગળ–૧·૪૬ અને લોખંડ સિવાયના અન્ય ધાતુઉદ્યોગો–૨·૧૪

નવા ભાર અને નવા આધારવર્ષ સાથે આ આંકની પુનર્રચના થવી જરૂરી છે.

### (ब) 'Eastern Economist'ની શ્રેણી

૧૯૩૯ના વર્ષને આધાર તરીકે લઈ શોધવામાં આવતો આ માસિક આંક ભારિત છે. ઉદ્યોગો અને તેના ભાર નીચે મુજબ છે:

સુતરાઉ કાપડ–૪૦, શણ–૧૭, બળતણ–૧૦, પોલાદ–૮, લોખંડ–૭, દીવાસળી–૨, સિમેન્ટ–૩, ખાંડ–૧૦ અને અન્ય ઉદ્યોગો–૩.

### (क) ઔદ્યોગિક પ્રવૃત્તિનો આંક

કલકત્તાથી પ્રસિદ્ધ થતું અઠવાડિક 'Capital' આ આંકની ગણતરી કરે છે. ૧૯૩૫ના વર્ષને આધાર તરીકે લઈ શોધવામાં આવતો આ માસિક આંક ભારિત છે.

અને માર્ચ ૧૯૩૯થી તે મળી શકે છે. મુખ્ય વિભાગો અને ભાર નીચે મુજબ છે:

સુતરાઉ કાપડ–૯, શણ–૬, પોલાદ–૫, લોખંડ–૮, સિમેન્ટ–૫, કાગળ–૩, કોલસો–૭, રેલવે અને નદીમાર્ગે થતો વેપાર–૨૪, નાણાકીય હેરફેર–૨૦, નિકાસ–૪, આયાત–૩ અને વહાણવટું (Shipping)–૩.

૧૯૪૧થી Shipping વગેરેને દૂર કરીને ચલણી નોટોની હેરફેર (૬) અને વીજળીની વપરાશ (૭) એ બંનેનો સમાવેશ કરવામાં આવ્યો છે. સામાન્ય આંકની ગણતરી માટે ગુણોત્તર સરેરાશ વપરાય છે અને મોસમી વધઘટની અસરને દૂર કરવા માટે પરંપરિત સરેરાશ લેવામાં આવે છે.

## આંક વિષે સામાન્ય ચર્ચા:

ભારતમાં ૧૯મી સદીનાં છેલ્લાં વર્ષોથી આંકની ગણતરી થાય છે. ૧૮૭૩ના વર્ષને આધાર તરીકે લઈ આયાત અને નિકાસ માટે, અનાજના છૂટક ભાવ માટે અને જથ્થાબંધ ભાવ માટે આંકની ગણતરી કરવામાં આવતી હતી આ આંકને 'Index Number of Indian Prices'માં પ્રસિદ્ધ કરવામાં આવતા. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન, ૧૯૧૪ના વર્ષને આધાર તરીકે લઈને મુંબઈ અને કલકત્તા માટે જથ્થાબંધ ભાવના આંકની ગણતરી શરૂ થઈ. ત્યારબાદ નિર્વાહ ખર્ચના આંક શરૂ થયા. બીજા વિશ્વયુદ્ધ બાદ મોંઘવારી વધવાથી નિર્વાહ-ખર્ચના આંકનું મહત્ત્વ વધ્યું, અને જુદા જુદાં કેન્દ્રો માટે આ આંકની ગણતરી થવા લાગી. આ ઉપરાંત, ઉત્પાદન, વેતન, નફો, વિદેશવ્યાપાર, Security prices વગેરે નવા આંકની ગણતરી શરૂ થતાં આંકનું ક્ષેત્ર ખૂબ જ વિશાળ બન્યું. ભારતમાં અત્યારે અનેક આંક સ્થાનિક ધોરણે, રાજ્યના ધોરણે કે સમગ્ર દેશના ધોરણે સરકારી કે ખાનગી સંસ્થાઓ દ્વારા મેળવવામાં આવે છે. આમાંના મુખ્ય આંક તપાસતાં તેમના વિષે નીચે મુજબની નોંધવા યોગ્ય બાબતો મળે છે:

૧. નિર્વાહખર્ચના ઘણાખરા આંક પ્રાદેશિક અગર સ્થાનિક છે. આથી સમગ્ર ભારતના લોકોના જીવન-નિર્વાહ ખર્ચનો અભ્યાસ તે દ્વારા કરી શકતો નથી. વળી, આ આંકમાં દરેક સ્થળ માટે આધારવર્ષ કે આધાર-સમયનો ગાળો એકસરખો નથી. આ ઉપરાંત, આધાર તરીકે લેવામાં આવતાં વર્ષ ૧૯૩૯ની આસપાસનાં કે તેથી પણ પાછળનાં વર્ષો હોય છે. દા. ત. અમદાવાદના આંક માટે ૧૯૨૬–'૨૭નું વર્ષ. આથી વર્તમાન પરિસ્થિતિ સાથે યોગ્ય સરખામણી કરી શકાતી નથી. વસ્તુઓની પસંદગી, તેમની સંખ્યા અને આંકની રચનામાં પણ ભિન્નતા જોવા મળે છે. વસ્તુઓની પસંદગી અને તેને આપવામાં આવતા ભારની ગણતરી માટે ખૂબ જ જૂની કુટુંબ બજેટ તપાસોનાં પરિણામોનો ઉપયોગ કરવામાં આવતો હોવાથી વસ્તુઓ બદલાયેલા જીવનધોરણને અનુરૂપ હોતી નથી. દા. ત. અમદાવાદના આંક ૧૯૨૬ની કુટુંબ બજેટ તપાસ ઉપર આધાર રાખવામાં આવ્યો છે અને તેથી બળતણના વિભાગમાં લાકડાં અને દિવેલ જેવી વસ્તુઓને મહત્ત્વ આપવામાં આવ્યું છે. સામાન્ય રીતે, બધા જ આંકમાં મુખ્ય પાંચ વિભાગો જોવા મળે છે. વિભાગો સરખા હોવા છતાં તેમાંની વસ્તુઓ અને ભારની બાબતમાં કોઈપણ બે કેન્દ્રો વચ્ચે સરખાપણું જોવા મળતું નથી. આ આંક માટે ૧૯૫૦ પછીના કે તેની આજુબાજુના કોઈ વર્ષને આધાર તરીકે લેવાનું, નવી કુટુંબ બજેટ તપાસ યોજી તેનાં પરિણામો ઉપરથી જ વસ્તુઓ અને ભાર નક્કી કરવાનું અને આખા દેશ માટે એક પ્રતિનિધિરૂપ આંકની ગણતરી કરવાનું સૂચન કરી શકાય. આ ઉપરાંત, જો પદ્ધતિ, આધારવર્ષ વગેરેમાં સરખાપણું હોય, તો ભારતનાં જુદાં જુદાં કેન્દ્રો અથવા પ્રદેશોના આંકની અને તે ઉપરથી જીવનનિર્વાહ ખર્ચની કંઈક અંશે સરખામણી કરી શકાય.

૧૯૪૦માં G. I. P. રેલવે કામદારોના મોંઘવારી ભથ્થાનો જે ઝઘડો પડ્યો હતો, તેની તપાસ માટે નિમાયેલ સમિતિએ ટીકા કરી હતી, કે "નિર્વાહખર્ચ માટેનો કોઈપણ આંક જે અત્યારે અસ્તિત્વમાં છે, તે સંપૂર્ણ રીતે સંતોષકારક નથી. આ માટેની પ્રથમ જરૂરિયાત તેની પુનર્રચના કરવાની છે. અને જુદા જુદા વર્ગ માટે પણ વિસ્તારોમાં તેની ગણતરી થવી જોઈએ. નાનાં શહેરો અને ગામડાં સંબંધે આ ટીકા અત્યારે પણ અંશતઃ સાચી છે. સામાન્ય રીતે નિર્વાહખર્ચના બધા જ આંક ઉપરાશની ચીજોના જ આંક છે. આથી તેને Consumer's Price Index પણ કહેવામાં આવે છે.

૨. જથ્થાબંધ ભાવના આંકમાં નવા આંકની ગણતરી થવાથી મોટા ભાગની મુશ્કેલીઓ દૂર થઈ ગઈ છે. તેમ છતાં આ પ્રકારના આર્થિક સલાહકાર સિવાયના બીજા બે કે ત્રણ આંકની ગણતરી કરવામાં આવે, તો તેમની સરખામણી કરીને આંકડાઓની ચોકસાઈ તપાસી શકાય. કૃષિવિષયક ઉત્પાદન અને ઔદ્યોગિક ઉત્પાદનના આંક માટે પણ વસ્તુઓની અને ઉદ્યોગોની સંખ્યામાં વધારો કરવાની જરૂર છે. આ માટે ઉત્પાદક ઉદ્યોગોની તપાસનાં પરિણામોનો ઉપયોગ કરવો જોઈએ.

૩. વેતન વિષેના આંક માટે ખેતમજૂરોનું વેતન અને ઔદ્યોગિક મજૂરોનું વેતન–એવા બે આંક ઉપલબ્ધ છે. આમાંનો પ્રથમ આંક સંપૂર્ણ નથી, કારણ કે આ આંકની ગણતરીમાં આંશિક બેકારી, બિનરોકડ વેતન વગેરે બાબતોને લક્ષમાં લેવાતી નથી. ઔદ્યોગિક મજૂરોમાં પણ બધા જ ઉદ્યોગોને આવરી લેવાતા નથી.

૪. આંકની ગણતરીમાં ભાગ લેતા માણસોની બેદરકારી અને તેમની ઉદાસીનતાને કારણે ઘણા આંકની ચોકસાઈ સંશયપાત્ર છે. આ માટે કેન્દ્ર સરકારે યોગ્ય વિભાગો દ્વારા આંકની વ્યવસ્થિત ગણતરી કરવી જોઈએ અને તેની પદ્ધતિની યોગ્ય ચકાસણી કરવી જોઈએ.

પ્રકાશનની બાબતમાં, ભારતના આંકડાઓ વિષે જે સામાન્ય ફરિયાદ છે, તે આંક માટે પણ સાચી છે. પ્રકાશનમાં અકારણ વિલંબ થતો અટકાવવા યોગ્ય પગલાં લેવાવાં જોઈએ. આ ઉપરાંત, કેટલીક વખત એકની એક જ બાબત માટે મેળવાતા આંકનાં પરિણામોમાં પણ વધારે પડતી ભિન્નતા જોવા મળે છે. આ પ્રકારનો તફાવત જો સાધારણ હોય, તો તે ક્ષમ્ય છે; પરંતુ એક શ્રેણી જ્યારે ઉત્પાદનમાં વધારો સૂચવતી હોય, ત્યારે બીજી શ્રેણી જો ઉત્પાદનમાં ઘટાડો સૂચવે તો આવાં વિરોધાભાસી પરિણામોને કેવી રીતે ચલાવી લેવાય? આવા કિસ્સાઓમાં કઈ શ્રેણીને સાચી માનવી તે નક્કી કરી શકાતું નથી. આથી એક જ મુદ્દા ઉપર કાર્ય કરતી અને એક જ ક્ષેત્ર માટે આંક મેળવતી બધી જ સંસ્થાઓએ પદ્ધતિની બાબતમાં સમાનતા લાવવાનો પ્રયત્ન કરવો જોઈએ. આ માટે બની શકે તો એકસમાન આધારવર્ષ, એક જ પ્રકારની વસ્તુઓ અને સમાન પદ્ધતિનો ઉપયોગ કરવામાં આવે, તો સરખામણી કરી શકાય એવાં પરિણામો મેળવવાનું શક્ય બને.

ભારત સરકાર હાલમાં આ દિશામાં પ્રયત્નો કરીને ઘણાખરા આંકને તાજા અને વધુ ઉપયોગી બનાવવાના ઉપાયો યોજી રહી છે તે ખરેખર યોગ્ય છે.

*

# નવનીત

## જમૈકાના સ્વાતંત્ર્યનો પૂર્વેતિહાસ

જમૈકાને ૩૦૦ વર્ષના બ્રિટિશ શાસન પછી સ્વાતંત્ર્ય પ્રાપ્ત થતું હોવાથી એવો પ્રશ્ન થવા સંભવ છે કે શિક્ષણ તથા સંસ્કારની દૃષ્ટિએ ઓછા આગળ વધેલાં એવાં સંસ્થાનોને પ્રમાણમાં જલદી રાષ્ટ્રત્વ તથા સાર્વભૌમત્વ પ્રાપ્ત થતું હતું તો પછી જમૈકાને આટલી બધી વાર લાગી કેમ?

જમૈકા–આરાવાક–ઇન્ડિઅન ભાષામાં "ઝરાઓનો દ્વીપ"–ની કોલમ્બસે શોધ કરી હતી. તે ૧૭મી સદી સુધી સ્પેનના આધિપત્ય હેઠળ રહ્યું હતું. પરંતુ પોપે યુરોપની બહારની દુનિયાને સ્પેન તથા પોર્ટુગાલ વચ્ચે વહેંચી નાખતાં ઇંગ્લેન્ડે તેના પર છાપા મારવા માંડ્યા હતા. ક્રોમવેલે સ. ૧૬૫૪માં સૈન્ય સાથે નૌકાદળ મોકલી આપતાં સ. ૧૬૫૮માં જમૈકા પર બ્રિટનનો સંપૂર્ણ કબજો સ્થપાઈ ગયો હતો.

ક્રોમવેલને શરૂઆતથી જ એ ખ્યાલ આવી ગયો હતો કે જમૈકા લશ્કરી બળને બદલે પૂરતી સ્થાનિક તથા વસાહતીઓની વસ્તી પર જ આધાર રાખે તે હિતાવહ હતું. પરિણામે વસાહતીઓના વસવાટ પર ઠીકઠીક ભાર મૂકવામાં આવતો.

પરંતુ બ્રિટનથી સ્થળાંતર કરી ગયેલા વસાહતીઓ

પોતાની સાથે ઇંગ્લેન્ડની રાજ્યપદ્ધતિ વિષેના વિચારો તથા સિદ્ધાંતો પણ લઈ ગયા હોવાથી તેમણે ત્યાં પણ બરાબર બ્રિટનના જેવી બંધારણીય વ્યવસ્થા સ્થાપી દીધી હતી. ગવર્નર રાજ્વીના પ્રતિનિધિ હતા, નિમાયેલી ધારાસભા ઉમરાવસભાનું અને ચૂંટાયેલી પ્રજાસભા આમસભાનું પ્રતિબિંબ હતી. પરિણામે બરાબર બ્રિટનમાં રાજ્વી તથા આમસભાની જેમ જ જમૈકામાં ગવર્નર તથા ધારાસભા વચ્ચે, પણ સંઘર્ષ ચાલુ જ રહેતો.

સ. ૧૬૭૭ લગભગ તો જમૈકાની ધારાસભા એટલી બધી ઉગ્ર બની ગઈ હતી, કે બ્રિટનના રાજ્વીને તેને "પોયનિંગ્ઝ લૉ"નો સિદ્ધાંત લાગુ પાડવો પડયો હતો. સ. ૧૪૯૫માં આ સિદ્ધાંત મુજબ આયર્લૅંડની ધારાસભાની સત્તા ઘટાડી નાખવામાં આવી હતી. પરંતુ જમૈકાના વસાહતીઓ ખુદ ઇંગ્લૅંડથી જ ગએલા હોવાથી અંતે બ્રિટનના રાજ્વી સામે તેમની જ જીત થઈ હતી.

પરંતુ તેમ છતાં પણ આ ગજગ્રાહ ચાલુ જ રહેતાં સ. ૧૭૧૩માં વેપાર તથા વાવેતરો માટેના મંડળે લખ્યું હતું, કે "ધારાસભાના સભ્યો (માત્ર જમૈકાના જ નહિ) અમુક હકો તથા વિશિષ્ટાધિકારો ધરાવવાનો દાવો કરે છે અને અમુક ધારાસભાઓ તો આમસભાએ પણ જે હકોનો કદી દાવો નથી કર્યો તે હકો ધરાવવાનો દાવો કરે છે." પરંતુ વહાણવટાને લગતા કાયદાઓ, બ્રિટનનાં દળો રાખવાનો ખર્ચ, ગુલામી વેપારની નાબૂદી, મહેસૂલ ઉઘરાવવા તથા ખર્ચવાનો અધિકાર, બ્રિટન જતી ખાંડ પરની જકાત-માફીની નાબૂદી વ. બાબતોને લીધે ત્યાં ત્રમે ત્યારે ધડાકો થાય તેવી પરિસ્થિતિ પ્રવર્તતી હતી.

૧૮મી સદીમાં જમૈકામાં આંતરિક તંગદિલી પુષ્કળ પ્રમાણમાં ચાલુ રહી હતી અને તેથી નેપોલિઅનનો પરાજય થતાં જમૈકા પ્રત્યે લક્ષ આપવાનું શરૂ કરવામાં આવ્યું હતું.

જમૈકાને સર્વ પ્રથમ તો ગુલામી પદ્ધતિ નાબૂદ કરવાનું કહેવામાં આવતાં સ્થાનિક ધારાસભાએ નીચે મુજબ નોંધ કરી હતી: "નોંધણી ખરડામાં બ્રિટનની પાર્લામેન્ટને કેવળ નગરપાલિકાના હસ્તકની બાબત વિષે પણ કાયદા ઘડવાનો હક હોવાનું માની લેવામાં આવ્યું છે." સ. ૧૮૩૩માં જમૈકાની ધારાસભાએ ના. રાણીના પ્રધાનોની "અમારી સ્થાનિક ધારાસભાના કાર્યમાં ગેરબંધારણીય દખલ" કરવા માટે સખત ઝાટકણી કાઢી હતી.

પરિસ્થિતિ ખૂબ જ કથળતી ચાલી હતી અને ખાંડના ભાવોમાં ગાબડું પડતાં નાણાંકીય કટોકટી ઉદ્ભવી હતી. સ. ૧૮૩૯માં વેસ્ટ-મિન્સ્ટર પાર્લામેન્ટે જમૈકામાં બંધારણીય સુધારા માટે કાયદો ઘડવાનો પ્રયાસ કર્યો હતો. પરંતુ તે નિષ્ફળ નિવડયો હતો.

થોડા સમય પછી હબસી પ્રજાએ બળવો પોકારતાં અને જમૈકાના ગોરા ધારાસભ્યોની જિંદગી ભયમાં મુકાતાં સ. ૧૮૬૫ના ડિસેમ્બરમાં ધારાસભાએ કાયદા પસાર કરીને પોતાનું અસ્તિત્વ રદ કર્યું હતું અને ના. રાણીને તેમને યોગ્ય લાગે તે રીતે વહીવટ કરવા માટે અત્યંત નમ્રતાપૂર્વક ખોળા પાથર્યા હતા. પરિણામે જમૈકા એક સંસ્થાન બની ગયું હતું.

સ. ૧૮૬૬થી જમૈકાનો ઇતિહાસ પણ બીજાં સંસ્થાનોની જેમ જ લોકશાહી પદ્ધતિ, ધીરેધીરે સત્તાસોંપણી વગેરેનો જ બનેલો છે. પરંતુ હબસી પ્રજા ઘણી પછાત હોવાથી તેને શિક્ષણ આપીને સામાજિક દૃષ્ટિએ આગળ ધપાવવાની જરૂર હતી.

જમૈકામાં શરૂઆતમા તો ધારાસભા સરકારી તેમજ નિમાએલ સભ્યોની જ બનેલી હતી. પરંતુ સ. ૧૮૯૫માં ચૂંટાયેલા સભ્યોનો પ્રથમ વાર સમાવેશ કરવામાં આવ્યો હતો. ધીરેધીરે શાન્તિમય, બંધારણીય વિકાસ ચાલુ રહેતાં સ. ૧૯૪૪માં પુખ્ત મતાધિકાર અને ૯ વર્ષ પછી ચૂંટાએલા સભ્યોની બહુમતીવાળી સરકાર વગેરે પગલાં લેવામાં આવ્યાં હતાં. સ. ૧૯૫૯માં સંપૂર્ણ આંતરિક સ્વરાજ્ય પ્રાપ્ત થયું હતું.

સ. ૧૯૫૬માં કારિબિયન વિસ્તારના પ્રદેશનું સમવાયતંત્ર રચવાનો નિર્ણય લેવાતાં તે સ. ૧૯૫૮નાં એપ્રિલમાં અસ્તિત્વમાં આવ્યું હતું. પરંતુ તે જમૈકાના પ્રજાજનોને બહુ પસંદ ન પડતાં સ. ૧૯૬૧ની ૧૯મી સપ્ટેમ્બરમાં લેવાએલા લોકમતને પરિણામે જમૈકાએ સમવાયતંત્રમાંથી નીકળી જવાનો નિર્ણય લીધો હતો અને ચાલુ વર્ષના ફેબ્રુઆરીમાં મળેલી સ્વાધીનતા પરિષદમાં જમૈકાને સ. ૧૯૬૨ની ૬ઠ્ઠી ઓગસ્ટે સ્વાતંત્ર્ય બક્ષવાનું નક્કી થયું હતું. પરંતુ જમૈકાએ સ્વાતંત્ર

પ્રાપ્તિ પછી પણ રાષ્ટ્રસમૂહમાં ચાલુ રહેવાની ઇચ્છા દર્શાવતાં બ્રિટનની સરકારે તે માટે દરખાસ્ત રજૂ કરવાનું સ્વીકાર્યું છે.

જમૈકાએ આંતરિક સ્વરાજ્ય પ્રાપ્ત થતાંની સાથે જ ત્વરિત અને સંગીન આર્થિક પ્રગતિ સાધતાં તેના મિત્રો પણ આશ્ચર્યમગ્ન બની ગયા હતા. જમૈકાએ કેવળ સ્વપ્રયાસ વડે જ ઉન્નતિ સાધી છે અને રાષ્ટ્રીય આવકમાં ઘણો જ ઝડપી વધારો થતો ચાલ્યો છે.

લંડન પરિષદને આરંભે જમૈકાના વિરોધપક્ષના એક અગ્રણી નેતા મિ. મેનલીએ કાઢેલા ઉદ્દગારો આ લેખની પૂર્ણાહુતિ માટે ખૂબ સુયોગ્ય જણાશે: "આજે સર્વસામ્રાજ્યોનો વિલય થઈ રહ્યો છે, સંસ્થાનવાદ શબ્દ ખૂબ અળખામણો બની ગયો છે અને, ટૂંકમાં જ અમે જેમની સાથે શાંતિ અને મૈત્રીની પરિસ્થિતિમાં કદમ મિલાવીને ચાલવા ઇચ્છીએ છીએ, તેમના ધ્વજો પર સૂર્ય અસ્ત થાય છે ત્યારે અમે વિશ્વના નવા રાષ્ટ્રોના મહાન સમાજમાં સામેલ થવા ઇચ્છીએ છીએ."

[સર હિલરી બ્લકનો આ લેખ 'બ્રિટિશ ઇન્ફર્મેશન સર્વિસીઝ' પ્રકાશિત સમાચાર–માહિતી પત્રના તા. ૨–૮–૧૯૬૨ના અંકમાંથી સાભાર ઉતાર્યો છે.]

*

# જે સૂઝે તે

જયંતી દલાલ

[લેખક, વિવેચક અને સાહિત્યકાર]

## શાંતિની વિડંબના

કેટલાક શબ્દો દ્વારા વ્યક્ત થતી ભાવનાના તકદીરમાં વિડંબના સિવાય બીજું કશું લખેલું નથી હોતું એવી લાગણીને વધુ દૃઢ બનાવે એવા નાનામોટા પ્રયોગો નજર સામે થઈ રહ્યા છે. એમાં સહુથી વિશેષ વિડંબના 'શાંતિ'ની થાય છે. સોવિયેટ અને સામ્યવાદી વર્તુલોએ શાંતિપરિષદ અને શાંતિસમિતિઓનું તૂત છેલ્લા દસેક વર્ષથી તો નિષ્ઠાવાળા તેમ જ કાળાચોર સહુને માટે ચાલુ રાખ્યું છે. આ વરસે નિષ્ઠાવાળાઓને કડવો અનુભવ મોસ્કોમાં થયો. ભેંસના દૂધમાં પાણી નાખ્યાથી જેમ ગાયના દૂધનું ઉત્પાદન કરવાની સ્થાનિક પદ્ધતિ છે એવી દગલો કરવાની પદ્ધતિમાંય અવનવું સ્થાન મેળવે એવો પ્રયોગ આ વરસે થયો. નિષ્ઠાવંતોમાંનાંય કૃતનિશ્ચયોએ યત્ન કર્યો અને દેવદ્વાર જોઈ લીધું. હજુ તો પ્રતિનિધિઓએ રશિયા છોડ્યું ન હતું ત્યાં તો નવા અંખતરાની માત્ર જાહેરાત જ નહિ પણ હકીકતરૂપ સિદ્ધિ પણ થઈ ચૂકી!

એ તો શાંતિની અસંખ્ય મેંગાટનની શક્તિ ધરાવતી વિડંબના થઈ. અમદાવાદને આંગણે અલ્પ કિલોગ્રામના વજનની એક વિડંબના થઈ. એને વિડંબના કહું છું ત્યારે એમાં ઉપસ્થિત થયેલા કોઈનીય નિષ્ઠા વિષે થોડીક પણ શંકા છે એવું તલમાત્ર પણ નથી એટલું પહેલેથી કહી દેવું માત્ર ઉચિત છે, એટલું નહિ પણ જરૂરી છે. વિડંબના થઈ છે, એ પરિસ્થિતિને યથોચિત નજરે ન જોવાને લીધે.

તા. ૩૦મી જુલાઇએ નૂતન મહાગુજરાત જનતા પરિષદે ગુજરાતની પ્રજાને મોંઘવારી, કરવધારો, અંગ્રેજીના શિક્ષણ વિષેની નીતિ સાથે શહીદ સ્મારક વગેરે પ્રશ્નોને સાંકળીને પોતાનો વિરોધ દાખવવા, સ્વેચ્છાએ હડતાલ પાડવાનું એલાન આપ્યું. સાથે વિધાનસભા લગીના સરઘસનો, નિવેદનઅર્પણનો, સભાનો, મોંઘવારીના મહાકાય પૂતળાને બાળવાનો વગેરે કાર્યક્રમ હતો. આમાં હડતાળના કાર્યક્રમને, કદાચ યોજકોને વિસ્મય પમાડે એટલી, સફળતા મળી. હડતાળ પડાવવા કે પછી તાકાત બતાવવા ઘણે ઠેકાણે પથ્થરમારો થયો. આમાં શાળા-મહાશાળાના આચાર્યો પર આ વખતે કશા જ પક્ષપાત વિના પથ્થરમારો થયો. સફેદ ટોપી (જેમાં ગાંધીટોપીનો સમાવેશ થાય છે) ઉછાળવામાં આવી. છાતી કૂટવાનું જુવાનોએ પ્રદર્શન કર્યું. મરસિયા ગાયનનો ખાસ કાર્યક્રમ હોય એવું લાગ્યું. દિવાળી લૂંટ્યા પછી પણ છેલ્લો એક ધક્કો મારવાના નારા ચાલ્યા.

ઘણું ન ઇચ્છવાજોગ બન્યું. નાગરિકોને ન છાજે એવું વર્તન થયું. આથી રોષ થાય એને આજના સંજોગોમાં તો ઇચ્છવાજોગ પ્રતિભાવ ગણવો જોઇએ. સ્વતંત્ર

ભારતનો નાગરિક શું કરી શકે અને શું ન કરી શકે એવો વિચાર થાય, અજુગતું થતું લાગે અને રોષ લાગે, વારવાનું મન થાય, એને તો સંપ્રજ્ઞ, અને ગૌરવભરી જવાબદારીનો ખ્યાલનો વિકાસ થઈ રહ્યો છે એ રીતે ઘટાવવું જોઈએ.

પણ રોષ એ કદીય પૂર્ણ પ્રતિભાવ નથી. અને માનવવહેવારમાં રોષે ભરાવાનો ય વિધિલિખિત અધિકાર હોય છે.

રોટરી ક્લબમાં એકઠા થયેલાને આવો અધિકાર છે. શહેરની આબરૂ, શહેરની શાંતિ, વહેવારની શુદ્ધતા—એ સહુ વિષે ચિંતા કરવાનો એમનો અધિકાર છે. યોગ્ય ન થતું હોય, વહેવારની લક્ષ્મણરેખાનો અતિક્રમ થતો હોય ત્યારે વારવાનો એમનો અધિકાર છે. રોષે ભરાઈને ઠપકો આપવાનો ય એમને અધિકાર છે. વડીલ છે. હિતચિંતક છે. યોગક્ષેમની ચિંતા કરનારા છે.

પણ કોઈ અધિકાર એકમાર્ગી રસ્તો નથી, તેમ કોઈ અધિકાર એકાંગી નથી. ફરજ, ધર્મ, જે નામે એને ઓળખવો હોય એ પદાર્થનો પણ અધિકારમાં જ સમાવેશ થાય છે.

તેમ જ સરવે કહેતાં સર્વે, કુલહેલનાં, કર્યાં કારવ્યાં, કરવાં ધારેલાં, કરવાં ધારીને ન કરેલાં, કાર્યો, આશ્વાસનો, ઉદ્‌ગારો સર્વેને નજર સામે રાખવાનો પણ આ જ અધિકારમાં સમાવેશ થાય છે.

રોટરી ક્લબમાં ઠરાવ પસાર કરવા અને આવા પ્રસંગો—જે ભવિષ્યમાં ઉપસ્થિત થવાની પૂરી શક્યતા છે એમ હાજર રહેલાઓની લાગણી છે—એ યોગ્ય માર્ગદર્શન કરવા-કરાવવા સારું સમિતિ નીમવાનું કામ સુપરદ કરવા મળેલા સદ્‌ગૃહસ્થોએ રોષ ઠાલવવા અને શહેરની આબરૂને બટ્ટો લાગ્યો એ બદલ ખેદ જાહેર કરવા ઉપરાંત ઓછામાં ઓછું એક કામ તો કરવું જોઈતું હતું. તણખલું આમ કે તેમ થાય તે પરથી પવનની દિશા અને વેગનો અંદાજ કયાસ કાઢનારાઓએ ૩૦મીની હડતાળને આટલો—પ્રચંડ કહી શકાય એટલો—સાથ અને સધિયારો કેમ મળ્યો એ જાણવાની લગીર પણ કોશિશ કરવી જોઈતી હતી. એકલા ભયથી, પથ્થર પડવાની બીકથી, મામલો બીચકે તો એથી ઘણું બધું આગળ થાય એવી ગણતરીને ઉત્તેજન ન મળે એવા હિસાબથી, આ સાથ નથી મળ્યો એટલું તો શહેરમાં બે પગ દઈને ચાલનાર માનવી જાણે છે અને સમજે છે. બેફામ બોલાયાનું આ પરિણામ હતું એમ કોઈ કહે, તો હવે બેફામ બોલવાની પણ એક સ્પર્ધા શહેરમાં ચાલે છે એ વાત વિષે પણ 'નેલ્સનટચ' રાખવાનો કશો અર્થ નથી.

બુનિયાદી હકીકત આટલી છે. સકારણ છે કે અકારણ છે એની ચર્ચામાં ન પડીએ તો, આટલી હકીકત સ્વીકારવી પડશે કે માત્ર આ શહેરમાં જ નહિ પણ બધે ભયંકર પ્રમાણમાં અસંતોષ છે. હડતાલ જેવા કાર્યક્રમને સાથ મળે છે આ અસંતોષને કારણે. જનતાના ઘણા મોટા ભાગની સહાનુભૂતિ મળી રહે છે, વ્યક્તિ કે જૂથ પ્રત્યે થોડાક હોંશિયાર માણસો નફરત કેળવી શકે છે એ કારણે. એ વ્યક્તિ કે જૂથ પેલા અસંતોષનું કારણ છે એમ તો ગળે ઉતારવાની પરિસ્થિતિ હજુ નથી આવી. પણ આ બધા પેલા અસંતોષનું જે મૂળ છે તેના સાગરીતો છે અને અમે જ પ્રજાના અસંતોષને દૂર કરવાનો કરવાના યત્ન કરનારા છીએ એમ થોડાક ભાઈઓ વિશાળ સમુદાયને સમજાવી-મનાવી શકે છે એ કારણે. દુકાન બંધ રાખ્યાથી, કામગીરી પર હડતાલ પાડયાથી વ્યક્તિને પેલા અસંતોષના મૂળ પ્રત્યે આંગળી ચીંધનારા અને એને દૂર કરવાની મથામણ કરનારા સાથે પોતાનું identification સામ્ય નહિ પણ એકત્વ તરી આવશે એમ માન્યતા બંધાય એ કારણે.

બહાર આવેલા અહેવાલ પ્રમાણે એક વડીલે અસંતોષ છે એ હકીકતના સ્વીકારની વાત કહેતાં એ અસંતોષનાં મૂળ દૂર કરવાની સ્વાભાવિક ઇચ્છાની વાત કરી હતી. પણ સભામાં એ વાતને ટેકો મળ્યો હોય એમ અહેવાલ પરથી જણાતું નથી.

અસંતોષનું મૂળ છે સરકારી નીતિ. અસંતોષનું મૂળ છે પ્રતિક્ષણે વિષમ અને વિષમ બનતી માત્ર જીવતા રહેવાની સમસ્યા.

અને સરકારને કશુંય કહી શકવાની અશક્તિ વડીલોને ઘણા બધા ગણા બળથી નીચી બોરડીને ઝૂડવાનું સામર્થ્ય આપે છે, એ ખરી વિડંબના છે.

પરિસ્થિતિની વિશેષ કરુણતા બે રીતની છે: એક

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક

'દરેક શાળાની વ્યવસ્થામાં સ્વતંત્રતાનો સિદ્ધાંત હું તો એવી રીતે જડી દઉં કે જેથી તેના સમગ્ર તંત્રને જ નહિ પણ તેનાં જુદાંજુદાં અંગને–શિક્ષકોને તેમજ વિદ્યાર્થીઓને પણ–ઘણી જાતની છૂટ મળે. હું કંઈ અંધાધૂંધીનો હિમાયતી નથી. હું અત્યાચારનો નહિ પણ સ્વતંત્રતાનો આગ્રહ કરું છું. જ્યાં સાચી અદબ હોય અને જ્યાં દરેક પોતાના તેમજ સામાના હકને પણ માન આપે ત્યાં જ સાચી સ્વતંત્રતા સંભવે."

—પૅટ્રિક પિયર્સ

['શહીદનો સંદેશ'-પૅટ્રિક પિયર્સ; અનુવાદક-ઇન્દુલાલ યાજ્ઞિક; પ્રસ્થાન, સંવત ૧૯૯૨. પૃષ્ઠ ૬૭]

વર્ષ ૨
અંક ૩
સપ્ટેંબર · ૧૯૬૨
સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

**અભ્યાસ** સંપાદક : પુરુષોત્તમ ગણેશ માવળંકર સપ્ટેમ્બર ૧૯૬૨

## અનુક્રમ

નૈવેદ્ય ૩૭ [સંપાદક: એ. જી. ભટ્ટ]
રોજનીશીમાંથી ૩૮ ગણેશ વાસુદેવ માવળંકર
સંસ્કૃતિનું સ્વરૂપ ૩૯ વાસુદેવશરણ અગ્રવાલ [અનુવાદક: વિષ્ણુપ્રસાદ કે. જાની]
વિજ્ઞાનદર્શન: $E=MC^2$ (આઈન્સ્ટાઈનનું સમીકરણ) ૪૨ ન. મૂ. શાહ
જૂથસંઘર્ષ ૪૪ વિ. સ. વણીકર
જર્મનીના આર્થિક વિકાસનું એક પાસું ૪૮ થિયેડોર હ્યૂસ [અનુવાદક: ન. ઉ. રાજગુરુ]
ભારતમાં આંકડાશાસ્ત્ર-૭ ૫૩ ડી. એસ. સેવક
નવોદિત રાષ્ટ્રો
[અલ્જિરિયા] ૭૦ ઇન્દુકુમાર કે. દેસાઈ
જે સૂઝે તે ૭૪ જયંતી દલાલ
મધપૂડો પૂઠું ૩

*

### અભ્યાસ

* વાર્ષિક લવાજમ રૂપિયા આઠ, છમાસિક રૂપિયા પાંચ, છૂટક અંકનો રૂપિયો એક.
* મનીઑર્ડરથી કે ચેકથી લવાજમ–પુ. ગ. માવળંકર, 'પ્રગતિ', ૧૫ મહારાષ્ટ્ર સોસાયટી, અમદાવાદ-૬ એ સરનામે–મોકલવું, તથા ચેક પુ. ગ. માવળંકરના નામનો લખવો, એવી વિનંતી છે. રૂબરૂ લવાજમ 'અભ્યાસ' કાર્યાલય પર ભરી શકાશે.
* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* 'અભ્યાસ'ના પ્રથમ વર્ષના પ્રથમથી બાર અંકોના પૂરા સેટ હજી મોટી સંખ્યામાં ઉપલબ્ધ છે. સેટની કિંમત આઠ રૂપિયા.

*

## સંપાદકના બે બોલ

'ભારતમાં આંકડાશાસ્ત્ર' લેખમાળા આ અંકથી પૂરી થાય છે. શ્રી. સેવકના આ વિષય પરના બધા સાત લેખો જુદી પુસ્તિકારૂપે, 'અભ્યાસ' પુષ્પ-૩ તરીકે પ્રસિદ્ધ કર્યા હોઈ, એની કિંમત સાડા ત્રણ રૂપિયા છે. (પાનાં-૧૦૦)

આ અંકથી નવા ઉમેરાતા બે વિભાગો 'નવોદિત રાષ્ટ્રો' અને 'મધપૂડો' વાચકો આવકારશે એવી આશા છે.

'અભ્યાસ'ની ઉપયોગિતા અને સમૃદ્ધિ વધારવા માટે સહુનાં સૂચનો તથા ટીકાઓ તેમજ નાણાંકીય સહાય સતત મળશે એવી પણ આશા છે.

બીજા વર્ષના બીજા અંકની પ્રસિદ્ધિ સમયે નવા (બીજા) વર્ષના ગ્રાહકોની સંખ્યા ૧૫૦ પર પહોંચી છે. ગયા વર્ષના ગ્રાહકો અને નવા મિત્રો લવાજમ ભરીને મદદ કરે એવી નમ્ર વિનંતી છે.

'અભ્યાસ'ના સહુ ગ્રાહકો, વાચકો, સહાયકો તથા શુભેચ્છકોને દીવાળી નિમિત્તે હાર્દિક શુભેચ્છાઓ તથા નૂતન વર્ષાભિનંદન!

*

મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

मैत्री समेषु न च मेऽस्ति कदापि नाथ
दीने तथा न करुणा मुदिता च पुण्ये।
पापेऽनुपेक्षणव्रतो मम मुत्कथं स्या-
त्तस्मात्त्वमद्य शरणं मम दीनबन्धो॥

—श्रीभगवच्छरणस्तोत्रम्—श्लो. १३

**ભાવાર્થ:** હે નાથ! જે મારી સમાન કક્ષાવાળા છે તેમની સાથે મેં કદી પણ મિત્રતા કરી નથી, દીન જનો પ્રત્યે કરુણા દર્શાવી નથી, પુણ્યશીલ મનુષ્યો પ્રતિ મેં કદાપિ હર્ષની ભાવના પ્રગટ કરી નથી અને પાપી જનોના વિષયમાં ઉપેક્ષા-ઉદાસીનતા રાખી નથી, તો મને પ્રસન્નતા કઈ રીતે પ્રાપ્ત થાય? આથી હે દીનબંધુ! હવે આપ જ મારું શરણ છો.

**નોંધ:** બ્રહ્માનંદ સ્વામીએ રચેલા શ્રીભગવચ્છરણસ્તોત્રનો આ શ્લોક છે. સમગ્ર સ્તોત્રમાં સાચી શરણાગતિની ભાવના વ્યક્ત થઈ છે. સ્તોત્રમાં ભક્ત-કવિએ પોતાની મુશ્કેલીઓ, અપૂર્ણતાઓ, આધ્યાત્મિક માર્ગમાં આવતી મુશીબતો વગેરે પરમાત્માની સમક્ષ રજૂ કરી તેના જ અવલંબનની યાચના કરી છે. કવિએ વર્ણવેલી મુશ્કેલીઓ, મુશીબતો વગેરે સાચી આધ્યાત્મિક કે નૈતિક પ્રગતિ કરવા માગતાં ઘણાંખરાં મનુષ્યો અનુભવે છે. નૈતિક કે આધ્યાત્મિક પ્રગતિ કરવા જતાં પારાવાર વિટંબણાઓનો અનુભવ થાય છે. ઉદાત્ત ગુણોનો વિકાસ કરવાનું કાર્ય ધારીએ તેટલું સહેલું નથી. એક જ ગુણને કેળવવાનો પ્રામાણિક પ્રયત્ન કરનારી અનેક વ્યક્તિઓને ઘણીવાર ભારે યાતનાઓ, અસહ્ય વિપત્તિઓ સહન કરવાનો પ્રસંગ આવે છે. સાચી નૈતિક કે આધ્યાત્મિક પ્રગતિ સાધવા જતાં મનુષ્ય ભારે લાચારી કે નિરાશા અનુભવે તો તેમાં નવાઈ નહિ. કોઈ પણ સાચી ઉન્નતિના માર્ગ પર પ્રયાણ કરનાર મનુષ્યે અતિશય વિનમ્ર થવું જરૂરી છે. પોતે સ્વ-પ્રયત્નથી આધ્યાત્મિક પ્રગતિ સિદ્ધ કરી છે, સદ્‌ગુણોનો વિકાસ સાધ્યો છે એવું અભિમાન થતાં સન્માર્ગ ચૂકી જવાનો, પતન પામવાનો મોટો સંભવ છે. સન્માર્ગ પર પ્રયાણ કરી ધ્યેય સિદ્ધ કરવા માટે પ્રામાણિક પ્રયત્ન સાથે સર્વશક્તિમાન ઈશ્વરની કૃપાની અનિવાર્ય આવશ્યકતા છે. આથી જ બ્રહ્માનંદે આ સ્તોત્રમાં દરેક શ્લોકને અંતે પ્રભુની શરણાગતિની પ્રાર્થના કરી છે.

આ શ્લોકમાં સ્પષ્ટ દર્શાવવામાં આવ્યું છે, કે પોતાની સમાન કક્ષાવાળા સાથે મિત્રતા, દુઃખીજનો પ્રત્યે દયા, પુણ્યશીલ મનુષ્યો પ્રત્યે હર્ષની વૃત્તિ અને પાપી જનો પ્રત્યે ઉદાસીનતાની ભાવના જો ન થાય, તો મનમાં સાચી પ્રસન્નતા આવતી નથી. 'મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષાની ભાવના મેં સિદ્ધ કરી નથી, આથી મારું મન પ્રસન્નતા અનુભવતું નથી; માટે, હે દીનબંધુ! હું તારે શરણે આવું છું'—એવો સાધકનો ભાવ આ શ્લોકમાં સમાયો છે.

ઉપરના શ્લોકમાં પાતંજલયોગદર્શનના સમાધિપાદના તેત્રીસમાં સૂત્રનું તાત્પર્ય સમાયું છે. 'मैत्रीकरुणामुदितोपेक्षाणां सुखदुःखपुण्यापुण्यविषयाणां भावनातश्चित्तप्रसादनम्।'—આ યોગસૂત્રમાં દર્શાવ્યું છે, કે સુખી, દુઃખી, પુણ્યશીલ અને પાપી જનોના વિષયમાં યથાક્રમ મૈત્રી, દયા, મુદિતા (હર્ષ) અને ઉપેક્ષા (ઉદાસીનતા)ની ભાવના કરવાથી ચિત્તની પ્રસન્નતા—નિર્મલતા થાય છે. મનુષ્યના ચિત્તમાં ઈર્ષ્યા, પરાપકારચિકીર્ષા (બીજાને દુઃખ આપવાની ઇચ્છા-sadism), અસૂયા (બીજાના ગુણોમાં દોષોનું આરોપણ) અને અમર્ષ (અપમાન થતાં બદલો લેવાની ઇચ્છા)—આ ચાર મળ રહ્યા હોય છે. સુખી મનુષ્યો તરફ મૈત્રીની ભાવના કરવાથી

ઈર્ષ્યારૂપી મળ દૂર થાય છે, મનુષ્યોને દુઃખી થતાં જોઈ તેમના પ્રત્યે કરુણાની ભાવના કરવાથી પરાપકાર-ચિકીર્ષારૂપી મળ નાશ પામે છે (પોતાને વિપત્તિ આવતાં જેવો ક્લેશ થાય છે તેવો બીજાને પણ થતો હોવો જોઈએ, એમ જાણી અહિત કરવાનો વિચાર ન કરતાં કરુણામયી ભાવના રાખવાથી ઉપર કહેલો મળ દૂર થાય છે), પુણ્યશીલ–ધર્માત્મા પુરુષને જોઈ આનન્દિત થવાથી અસૂયા રૂપી મળ નિવૃત્ત થાય છે અને પાપી પુરુષ પ્રત્યે બદલો લેવાની ઇચ્છા ન રાખતાં ઉપેક્ષા–તટસ્થતા રાખવાથી અમર્ષરૂપી મળ દૂર થાય છે. આમ ઉપર દર્શાવેલી ચાર પ્રકારની ભાવનાઓથી ચિત્તમાં સાચી પ્રસન્નતા આવે છે.

આ ચાર ભાવનાઓની પ્રાપ્તિ વિના ચિત્ત કેવી રીતે પ્રસન્ન થાય? આથી તે ભાવનાઓની સિદ્ધિ દ્વારા મનઃપ્રસાદ (purity of mind) પ્રાપ્ત થાય–આધ્યાત્મિક માર્ગ પર પ્રગતિ થઈ, ધ્યેયની પ્રાપ્તિ થાય–એ પ્રયોજનની સિદ્ધિ માટે ઈશ્વરની શરણાગતિ ભક્ત-કવિ બ્રહ્માનન્દ પ્રાર્થે છે.

[સંપાદક: એ. જી. ભટ્ટ, સંસ્કૃતના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

*

# રોજનીશીમાંથી

**ગણેશ વાસુદેવ માવળંકર**

**તા. ૧૬ ઑગસ્ટ, ૧૯૪૭: શનિવાર**

લાલ કિલ્લા પર ધ્વજવંદનનો કાર્યક્રમ આજે સવારે હતો. પણ ગઈ કાલ સાંજના અનુભવ પરથી નહિ જવાનું ઠરાવ્યું. ગઈ કાલના પ્રમાણમાં લાલ કિલ્લા પર આજે ઘણી સારી વ્યવસ્થા હતી એમ પાછળથી જાણ્યું. કાલનાં બધાં છાપાં (તા. ૧૫ ઑગસ્ટના ખાસ અંકો) જોયાં. એમાં ઠીક ઠીક વખત ગયો. પછી થોડા કાગળો લખાવ્યા.

શ્રી. નાના અને ભાઉ ધર્માધિકારી મળવા આવ્યા હતા. મારી રોજનીશીઓમાંનું લખાણ પ્રસિદ્ધ કરવા અંગેની બાબત ઊભી થઈ. શ્રી ભાઉ હવે નવરા છે અને કામ કરી શકશે એમ એમણે કહ્યું. આવા પ્રકાશનના હેતુઓ શા અને યોજના શી એ વિષે ફરી એક વાર ચર્ચા થઈ. શ્રી. નાનાએ હવે કોલ્હાપુરમાં રહીને કામ કરવું કે કેમ એ વિષેનો સવાલ ચર્ચો. મારા મતે કાર્યક્ષેત્ર વારંવાર બદલવું નહિ જોઈએ. Rolling stone gathers no moss.

શ્રી. મામા વરેરકર અને કોલ્હટકર (ફિલ્મ પ્રોડક્શન, કોલંબિયાના) મળ્યા. કૉંગ્રેસ વિષેની ટીકા વગેરે બાબતો વાતચીતમાં આવી, અને પછી માનવતાના પાયા પરની દૃષ્ટિ એ મુદ્દો ઉદ્‌ભવ્યો. સને ૧૯૪૨ થી ૧૯૪૪ સુધીના મારા જેલમાંના અનુભવો, ફાંસીની સજા થયેલ કેદીઓની વાતો વગેરે બાબતો આવી. આમાં ઘણો બધો સમય ગયો. પણ આ વાતો એમને ઠીક લાગી, ગમી. મરાઠીમાં એ વાતો મારે લખી કાઢવી, જોઈએ તો લઘુ-લેખક મોકલવાને તેઓ તૈયાર છે એમ એમણે જણાવ્યું.

આજે જમવામાં ઘણું મોડું થયું. ૧–૪૫ વાગ્યા! કામને કારણે વલ્લભભાઈને મોડું થયું. જમવામાં કપુરથલાના મહારાજા સાથે હતા. લાહોર-અમૃતસરની મારામારીની વાતો નીકળી હતી.

આજે મારા ડાબા હાથની આંગળીને પાટો બાંધવા (Dressing) માટે ડૉક્ટર કેળવકર આવ્યા હતા. જખમ સુધારા પર છે. પણ મારે ઈન્સ્યુલિન ઇન્જેક્શન લેવું એવો અભિપ્રાય એમણે આપ્યાથી ઈન્જેક્શન લીધું. નાનકડા જખમની સંભાળ મારે લેવી જોઈએ એમ શ્રી. વલ્લભભાઈએ પણ કહ્યું. ખેર!

સાડા પાંચના અરસામાં નીકળ્યો. દેવનગર (કરોલ-

બાગ)માં ધ્વજવંદન અને નાનકડું ભાષણ આટોપીને પછી ફ્રેશલ બાગ મહારાષ્ટ્ર મંડળ પર ગયો. ત્યાં આશરે અર્ધો કલાક બોલ્યો. સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટે નૈતિક સામર્થ્ય વધારવું જોઈએ, ન્યાય-અન્યાયની સમજ જોઈએ વગેરે કહ્યું. ઘેર આવતાં ૮ા થયા. ભોજનોત્તર થોડું ફરવાનું. ગુજરાત વિશ્વવિદ્યાલયની બાબતમાં 'ગુજરાત સમાચાર'માં છપાવાની મુલાકાતની હસ્તપ્રત સુધારી. પછી વિશ્રાંતિ.

**તા. ૧૭ ઑગસ્ટ, ૧૯૪૭: રવિવાર**

બપોરે ચિ. અણ્ણાને* સવિસ્તર પત્ર લખ્યો. શ્રી. વલ્લભભાઈએ Partition કરવામાં જે જે અમલદારોએ મદદ કરી એમને આપેલી ચા-પાર્ટીમાં પછી થોડો વખત ગયો હતો.

સાંજે ન્યૂદિલ્હી મહારાષ્ટ્ર ક્લબમાં સર્વભાષીય પરિષદમાં મરાઠી શાખાનું કામ કેવી રીતે કરવું એ અંગેની સભા માટે ગયો હતો. શ્રી. બાપુજી અણે, શંકરરાવ દેવ, કાકાસાહેબ ગાડગીલ વગેરે લોકો મળ્યા. અહીં પરિષદ માટે આવનાર સાહિત્યિકોનું સ્વાગત કરવું, એમના ઉતારાની સગવડ કરવી વગેરે બાબતો વિષે વિચાર થયો જ હતો. આવનાર લોકો પૈકી કોઈને ભાડું ભરવાની મુશ્કેલી હોય, તો એની વ્યવસ્થા પણ કરવી કે કેમ એ સવાલ હતો. સહુનો અભિપ્રાય નકારાર્થી દેખાયો. શ્રી. બાપુજી અને શંકરરાવ ઘણું લાંબું બોલ્યા. પરિષદની તારીખો તા. ૧૩ થી ૧૬ સપ્ટેમ્બર રાખી છે એટલે મારા આવી શકવાનો સવાલ જ રહેતો નથી એમ મેં કહ્યું.

*ચિ. પુરુષોત્તમ ઉર્ફે અણ્ણા —સં.

મુકામ પર આવીને પછી ૮ા થી ૧૧ સુધી અ. સૌ. અને હું Constitution Clubમાં હિંદુસ્તાન સ્કાઉટ એસોસિયેશનના ઉપક્રમે યોજાયેલ સ્વાતંત્ર્ય-ભોજન-સમારંભમાં ગયાં હતાં. ત્યાં બીજાં બધાં જોડે પંડિત કુંઝરુ મળ્યા હતા. બંધારણ સભાનું કામ ખૂબ જ અસંતોષકારક ... ... ચલાવે છે, એમને કામ અનેક, વગેરે ફરિયાદ કરતા હતા! કુંઝરુએ પ્રસંગોપાત ભાષણ કર્યું. મિત્રોના આગ્રહને કારણે હું પણ હિંદીમાં જ થોડુંક બોલ્યો. રાતે ૧૧ વાગ્યે ઘેર પાછાં આવ્યાં. (ક્રમશ:)

*

# સંસ્કૃતિનું સ્વરૂપ

**વાસુદેવશરણ અગ્રવાલ**

[હિંદીના વિદ્વાન લેખક અને પુરાતત્ત્વવેત્તા શ્રી. વાસુદેવશરણ અગ્રવાલના વિવિધ લેખોનો સંગ્રહ કલ્પવૃક્ષ નામે પ્રસિદ્ધ થયો છે. તેમાંના ત્રીજા લેખનો આ ગુજરાતી અનુવાદ, લેખક તથા પ્રકાશક-સસ્તા સાહિત્ય મંડળ, નવી દિલ્હીના ઋણસ્વીકાર સાથે, પ્રસિદ્ધ કર્યો છે. ગુજરાતી અનુવાદ શ્રી. વિષ્ણુપ્રસાદ કા. જાની (હિંદીના વ્યાખ્યાતા, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ) એ કર્યો છે.]

**સંસ્કૃતિની** પ્રવૃત્તિ મહાફળ આપનાર હોય છે. સાંસ્કૃતિક કાર્યના નાનકડા બીજ વડે મોટું ફળ આપનાર મહાન વૃક્ષ બને છે. સાંસ્કૃતિક કાર્યો કલ્પવૃક્ષની માફક ફળદાયી હોય છે. આપણા જ જીવનની ઉન્નતિ, વિકાસ તથા આનંદને માટે આપણે આપણી સંસ્કૃતિનું સ્મરણ કરવું જોઇએ. આર્થિક કાર્યક્રમો જેટલા જરૂરી છે, તેમનાથી ઓછું મહત્ત્વ સંસ્કૃતિ-વિષયક કાર્યોનું નથી-બંને એક જ રથનાં બે પૈડાં છે, એકબીજાના પૂરક છે, એકના વિના બીજાની કુશળતા રહેતી નથી. જે ઉન્નત દેશો છે, તેઓ બંને કાર્યોને એકી સાથે સંભાળે છે. સાચે જ ઉન્નતિ કરવાનો આ જ એક માર્ગ છે. મનને ભૂલીને માત્ર શરીરનું રક્ષણ પૂરતું નથી.

સંસ્કૃતિ માનવના ભૂત, વર્તમાન તથા ભવિષ્યના જીવનનો સર્વાંગપૂર્ણ પ્રકાર છે. આપણા જીવનની રીત આપણી સંસ્કૃતિ છે. સંસ્કૃતિ હવામાં રહેતી નથી, તેનું મૂર્તિમાન રૂપ હોય છે. જીવનનાં વિવિધ રૂપોનો સમુદાય જ સંસ્કૃતિ છે. જ્યારે વિધાતાએ સૃષ્ટિ સર્જી, ત્યારે તે પૃથ્વી અને આકાશની મધ્યના વિશાળ અંતરાલને અનેક રૂપો વડે ભરવા લાગ્યા. સૂર્ય, ચંદ્ર, તારા, વાદળાં, છ ઋતુ, ઉષા, સંધ્યા વગેરે અનેક પ્રકારનાં રૂપો આપણા આકાશમાં ભરાઈ ગયાં. આ દેવશિલ્પ હતાં. દેવશિલ્પો વડે પ્રકૃતિની સંસ્કૃતિ ભુવનોમાં વ્યાપ્ત થઈ. આવી જ રીતે, આપણે માનવજીવનના ઉષાકાળની કલ્પના કરીએ. તેનું આકાશ માનવીય શિલ્પના રૂપોમાં ભરાઈ ગયું.

આ પ્રયત્નમાં હજારો વર્ષ લાગ્યાં. આ જ સંસ્કૃતિનો વિકાસ તથા પરિવર્તન છે. જેટલોય જીવનનો ઠાઠ છે, તેની સૃષ્ટિ, મનુષ્યનાં મન, પ્રાણ અને શરીરના દીર્ઘકાલીન પ્રયત્નોના ફળસ્વરૂપ થઈ છે. મનુષ્ય-જીવન રોકાતું નથી, પ્રત્યેક પેઢીએ આગળ વધે છે. સંસ્કૃતિનાં રૂપોનો વારસો પણ આપણી સાથે જ ચાલે છે. ધર્મ, તત્ત્વજ્ઞાન, સાહિત્ય, કળા તેનાં અંગ છે.

સંસારમાં દેશભેદને લીધે અનેક પ્રકારના મનુષ્યો છે. તેમની સંસ્કૃતિઓ પણ અનેક છે. અહીં અનેકત્વ અનિવાર્ય છે, તે માનવીય જીવનનો બખેડો નથી, તેની સજાવટ છે. પરંતુ દેશ તથા કાળની સીમા વડે બદ્ધ આપણો ઘનિષ્ઠ પરિચય અથવા સંબંધ કોઈ એક જ સંસ્કૃતિ સાથે સંભવ છે. તે જ આપણા આત્મા અને મનમાં રમી રહેલી હોય છે અને તેમનો સત્કાર કરે છે. આમ તો સંસારમાં અનેક સ્ત્રી-પુરુષો છે, પણ એક જન્મમાં જે આપણાં માતા પિતા બને છે, તેમના ગુણ આપણામાં આવે છે અને તેમને જ આપણે અપનાવીએ છીએ. એવી રીતે જ, સંસ્કૃતિનો સંબંધ છે, તે સાચા અર્થમાં આપણી ધાત્રી હોય છે. આ દૃષ્ટિથી તે સંસ્કૃતિ આપણા મનનુ મન, પ્રાણોનો પ્રાણ અને શરીરનુ શરીર હોય છે. આનો એ અર્થ નથી, કે આપણે આપણા વિચારોને કોઈ પ્રકારે સંકુચિત કરી લઈએ છીએ. સત્ય તો એ છે, કે જેટલું વધારે આપણે એક સંસ્કૃતિનો મર્મ અપનાવીએ છીએ, તેટલું જ ઊંચું ઊડીને આપણું વ્યક્તિત્વ સંસારના અન્ય મનુષ્યો, ધર્મો વિચાર-ધારાઓ અને સંસ્કૃતિઓને મળવા અને તેમને જાણવા સમર્થ અને અભિલાષી બને છે. પોતાના કેન્દ્રની ઉન્નતિ બાહ્ય વિકાસનો પાયો છે. કહેવત છે, કે ઘેર ખીર તો બહાર પણ ખીર; ઘરમાં અગિયારશ તો બહાર પણ સઘળું સૂનું. જ્યારે એક સંસ્કૃતિમાં આપણી નિષ્ઠા દૃઢ થાય છે, ત્યારે આપણા મનની પરિધિ વિસ્તૃત બને છે. આપણી ઉદારતાનો ભંડાર ભરાઈ જાય છે. સંસ્કૃતિ જીવનને માટે પરમ આવશ્યક છે. રાજનીતિની સાધના તેનું કેવળ એક અંગ છે. સંસ્કૃતિ રાજનીતિ અને અર્થશાસ્ત્ર—બનેને પોતાનામાં [illegible] ની આ બન્ને વડે વિસ્તૃત માનવ-મનને જન્મ આપે છે. રાજનીતિમાં સ્થાયી રક્તસંચાર કેવળ સંસ્કૃતિના પ્રચાર, જ્ઞાન અને સાધનાથી સંભવે છે. સંસ્કૃતિ જીવનના વૃક્ષનું સંવર્ધન કરવાવાળો રસ છે. રાજનીતિના ક્ષેત્રમાં તો તેનાં ગણ્યાંગાંઠયા પાંદડાં જ જોવામાં આવે છે અથવા એમ કહીએ, કે રાજનીતિ કેવળ પથની સાધના છે, સંસ્કૃતિ તે પથનું સાધ્ય છે.

ભારતીય રાષ્ટ્ર હમણાં સ્વતંત્ર થયું છે. આનો અર્થ એ છે, કે આપણને આપણી ઇચ્છા પ્રમાણે આપણું જીવન ઘડવાનો અવસર પ્રાપ્ત થયો છે. જીવનનું જે નવીન રૂપ આપણને પ્રાપ્ત થશે, તે સ્વયં પોતાની મેળે આવી પડનારું નથી. તેને માટે જાણી-વિચારીને નિશ્ચિત રીતે આપણે પ્રયત્ન કરવો જોઈશે. રાષ્ટ્રસંવર્ધનનું સર્વપ્રબળ કાર્ય સંસ્કૃતિની સાધના છે. તેને સારુ બુદ્ધિપૂર્વક પ્રયત્ન કરવો જરૂરી છે. દેશના પ્રત્યેક ભાગમાં આ પ્રકારનો પ્રયત્ન આવશ્યક છે. આ દેશની સંસ્કૃતિની ધારા અતિ પ્રાચીન કાળથી વહેતી આવી છે. આપણે તેનું સંમાન કરીએ છીએ, પરંતુ તેના પ્રાણવંત તત્ત્વને અપનાવીને જ આપણે આગળ વધી શકીએ છીએ. તેનો જે જડ ભાગ છે, તે ગુરુતર ભારને જો આપણે ઊચકવા ઇચ્છીએ, તે આપણી ગતિમાં અડચણ ઉત્પન્ન થઈ શકે છે. નિરંતર ગતિ માનવજીવનનું વરદાન છે. વ્યક્તિ હોય યા રાષ્ટ્ર જે એક પડાવ પર પડી રહે છે, તેનું જીવન ઢળવા લાગે છે તેથી 'ચરૈવેતિ ચરૈવતિ'ની ધૂન જ્યાં સુધી રાષ્ટ્રના રથ-ચક્રોમાં ગૂંજતી રહે છે, ત્યાં જ સુધી પ્રગતિ અને ઉન્નતિ થાય છે, નહિ તો પ્રકાશ તથા પ્રાણવાયુનાં દ્વાર બંધ થઈ જાય છે અને જીવન રુંધાઈ જાય છે. આપણે જાગ્રત રહેવું જોઈએ, એવું ન બને, કે આપણું મન વાડાઓ બનાવી આત્મરક્ષાની ઇચ્છા રાખે.

પૂર્વ અને નૂતનનું જ્યાં મિલન થાય છે, ત્યાં જ ઉચ્ચ સંસ્કૃતિની ફળદ્રુપ ભૂમિ છે. ઋગ્વેદના પહેલા જે સૂત્રમાં કહેવામાં આવ્યું છે, કે નવા તથા જૂના ઋષિ બને જ્ઞાનરૂપી અગ્નિની ઉપાસના કરે છે. આ જ અમર સત્ય છે. કાલિદાસે ગુપ્તકાળની સ્વર્ણયુગીન ભાવનાને પ્રકટ કરતાં લખ્યું છે, કે જે જૂનું છે તે માત્ર તે જ કારણે સારું માની શકાતું નથી, અને જે નવું છે તેનો પણ તે જ કારણે તિરસ્કાર કરવો ઉચિત નથી. બુદ્ધિમાન બંનેને કસોટી ઉપર કસીને કોઈ એકને અપનાવે છે. જે મૂઢ છે, તેમની પાસે પોતાની બુદ્ધિનો ટોટો હોવાને કારણે તેઓ બીજાના ભુલાવામાં આવી જાય છે. ગુપ્ત

યુગના જ બીજા મહાન વિદ્વાન શ્રી સિદ્ધસેન દિવાકરે કંઈક આવા પ્રકારના ઉદ્ગારો પ્રકટ કર્યા હતા: "જે પુરાતન કાળ હતો, તે મરી ગયો. તે બીજાઓનો હતો. આજનો માણસ જો તેને પકડીને બેસશે, તો તે પણ પુરાતનની માફક જ મૃત થઈ જશે. જૂના સમયના જે વિચાર છે, તે તો અનેક પ્રકારના છે. કોણ એવો છે, જે સારી રીતે પરીક્ષા કર્યા વિના પોતાના મનને ત્યાં જવા દેશે?"

जनोऽयमन्यस्य मृत: पुरातन:
पुरातनैरेव समो भविष्यति ।
पुरातनेष्वित्यनवस्थितेषु क:
पुरातनोक्तान्यपरीक्ष्य रोचयेत ।।

અથવા "જે સ્વયં વિચાર કરવામા આળસુ છે, તે કોઈ જ નિશ્ચય પર પહોંચી શકતો નથી. જેના મનમાં સાચો નિશ્ચય કરવાની બુદ્ધિ છે, તેના જ વિચાર પ્રસન્ન અને સ્પષ્ટ રહે છે. જે એમ વિચારે છે કે પહેલાના આચાર્યો અને ધર્મગુરુઓ જે કહી ગયા, તે બધું સાચું છે, તેમની બધી વાતો સફળ છે અને મારી બુદ્ધિ યા વિચારશક્તિ અલ્પ છે. એમ 'गुरुवाक्यं प्रमाणम्'ની રીત મુજબ વિચારનાર મનુષ્ય કેવળ આત્મહનનનો માર્ગ અપનાવે છે.

विनिश्चयं नैति यथा यथालसस्तथा
तथा निश्चितवान् प्रसीदति ।
अवन्ध्यवाक्या गुरवोऽहमल्पधीरिति
व्यवस्यन् स्ववधाय धावति ।।

'મનુષ્યોનાં ચરિત્ર મનુષ્યોને માટે સ્વયં મનુષ્યો દ્વારા જ નિશ્ચિત કરવામાં આવ્યાં હતાં. જો કોઈ બુદ્ધિનો આળસુ અથવા વિચારોનો દરિદ્રી બનીને હાથમાં સુકાન લે, તો તે કદીય તે ચરિત્રોનો પાર પામી શકતો નથી, કે જે અતાગ છે અને જેનો અંત નથી. જેવી રીતે આપણે આપણા મતને દૃઢ સમજીએ છીએ, તેવી જ રીતે બીજાઓનો મત પણ હોઈ શકે છે. બંનેમાંથી કોની વાત કબૂલ કરીએ? તેથી દુરાગ્રહને છોડી પરીક્ષાની કસોટી પર દરેક વસ્તુને કસી જોવી જોઈએ. ગુપ્તકાલીન સંસ્કૃતિના આ ગૂંજતા સ્વરો પ્રગતિ, ઉત્સાહ, નૂતન પથ-સંશોધન અને ભારમુક્ત મનની સૂચના આપે છે. રાષ્ટ્રના અર્વાચીન જીવનમાં પણ આ જ પ્રકારનો દૃષ્ટિકોણ આપણે ગ્રહણ કરવો આવશ્યક છે. કુષાણ-યુગના આરંભની માનસિક સ્થિતિનો પરિચય આપતાં મહાકવિ અશ્વઘોષે તો એટલે સુધી કહ્યું હતું કે રાજા તથા ઋષિઓનાં તે આદર્શ ચરિત્રો કે જેમને પિતા પોતાના જીવનમાં પૂરાં નહોતાં કરી શકતા તેમને પુત્રોએ કરી બતાવ્યાં—

राज्ञाम् ऋपीणां चरितानि तानि
कृतानि पुत्रैरकृतानि पूर्वैः ।

નૂતન તથા પુરાતનના સંઘર્ષમાં આ પ્રકારનો સ્પષ્ટ અને સાહસપૂર્ણ દૃષ્ટિકોણ આવશ્યક છે. તેમાં પ્રગતિનો માર્ગ ખુલ્લો રહે છે, અન્યથા ભૂતકાળ ગળામાં પડેલા જોતરાની જેમ વારંવાર અથડાઈને નુકસાન કરતો રહે છે. ભારતવર્ષ જેવા દેશને માટે એ વિશેષ જરૂરી છે, કે તે ભૂતકાળની જડ પૂજામાં ક્યાંક ફસાઇને તેને જ સંસ્કૃતિનું અંગ ન માનવા લાગે. ભૂતકાળની રૂઢિઓથી ઉપર ઊઠી તેનાં નિત્ય અર્થને ગ્રહણ કરવો જોઈએ. આત્માને પ્રકાશથી ભરી દેવાવાળી તેની સ્ફૂર્તિ અને પ્રેરણાનો સ્વીકાર કરીને આગળ વધવું જોઈએ. જ્યારે કર્મની સિદ્ધિ પર મનુષ્યનું ધ્યાન જાય છે, ત્યારે તે અનેક દોષોથી બચી જાય છે. જ્યારે કર્મથી ભયભીત વ્યક્તિ કેવળ વિચારોની મૂંઝવણમાં ફસાઈ જાય છે, ત્યારે તે જીવનની કોઈ પણ નવી પદ્ધતિ અથવા સંસ્કૃતિને જન્મ આપી શકતો નથી. તેથી જરૂરી છે, કે પૂર્વકાલીન સંસ્કૃતિનાં જે નિર્માણકારી તત્ત્વો છે, તેમને ગ્રહણ કરીને આપણે કામમાં લાગીએ અને નવી વસ્તુનું નિર્માણ કરીએ. આવી રીતે, ભૂતકાળ ખાતર બનીને વિશેષ ઉપયોગી થાય છે. ભવિષ્યનો વિરોધ કરીને ડગલે ને પગલે તેની સામે ઝઝૂમવામાં અને તેની ગતિ કુંઠિત કરવામાં ભૂતકાળનો જ્યારે ઉપયોગ કરવામાં આવે છે, ત્યારે નૂતન અને પુરાતનની વચ્ચે એક ખાઈ બની જાય છે અને સમાજમાં બે પ્રકારની વિચારધારાઓ ફેલાઈ સંઘર્ષને જન્મ આપે છે. આપણે આપણા ભૂતકાલીન સાહિત્યમાં આત્મત્યાગ અને માનવસેવાનો આદર્શ ગ્રહણ કરવો પડશે. આપણી કલામાંથી અધ્યાત્મ ભાવોને, પ્રતિષ્ઠા તથા સૌન્દર્ય-વિધાનનાં અનેક રૂપો તેમજ અભિપ્રાયોને પુનઃ સ્વીકારવા જોઈશે. આપણા દાર્શનિક વિચારોમાંથી તે દૃષ્ટિકોણને અપનાવવો પડશે, જે સમન્વય,

સલાહસંપ, સમવાય અને સંપ્રીતિના જીવનમંત્રની શિક્ષા આપે છે, જે વિશ્વના ભાવી સંબંધોનો એકમાત્ર નિયામક દૃષ્ટિકોણ કહી શકાય છે. આપણા ઉચ્ચ આશયવાળા ધાર્મિક સિદ્ધાન્તોનું મંથન કરીને તેમનો સાર ગ્રહણ કરવો પડશે. ધર્મનો અર્થ સંપ્રદાય અથવા વિશિષ્ટ મતનો આગ્રહ નથી. રૂઢિઓ રુચિભેદને લીધે ભિન્ન બનતી રહી છે અને બનશે. ધર્મનો મંથન કરેલો સાર છે પ્રયત્નપૂર્વક પોતાની જાતને ઉપર ઉઠાવવી. જીવનને ઉન્નત કરવાના જે નિયમ છે, તે જ્યારે આત્મામાં વસવા લાગે છે ત્યારે જ ધર્મનો સાચો આરંભ માનવો જોઈએ. સાહિત્ય, કલા, તત્ત્વજ્ઞાન અને ધર્મ વડે જે મૂલ્યવાન સામગ્રી આપણને મળી શકે છે, તેને નવા જીવન માટે ગ્રહણ કરવી, એ જ સાંસ્કૃતિક કાર્યની યોગ્ય દિશા તથા ઉપયોગિતા છે.

*

## विज्ञानदर्शन : $E=MC^2$ (આઈન્સ્ટાઈનનું સમીકરણ)

નરસિંહ મૂ. શાહ

[સાયન્સ ફૅકલ્ટીના ડીન તથા રસાયણશાસ્ત્રના અધ્યાપક, સેંટ ઝેવિયર્સ કૉલેજ, અમદાવાદ]

[ચાર્લ્સ ડાર્વિન (૧૮૦૯–૧૮૮૨) ઉત્ક્રાંતિવાદના સિદ્ધાંતનો પ્રણેતા: આલ્બર્ટ આઈન્સ્ટાઈન (૧૮૭૯–૧૯૫૫) સાપેક્ષવાદના સિદ્ધાંતનો સ્થાપક. આધુનિક વિજ્ઞાનની તવારીખમાં આ બંને સિદ્ધાંતો સૌથી મોટા ક્રાન્તિકારી પ્રસ્થાનો છે–પહેલો જીવવિજ્ઞાનમાં અને બીજો ભૌતિક વિજ્ઞાનમાં. નીચે આપેલ ટૂંકો લેખ આઈન્સ્ટાઈને ૧૯૪૬માં પ્રગટ કરેલ એક લેખના આધારે તૈયાર કરેલ છે. પદાર્થનો જથ્થો અને તેની શક્તિ એકબીજાની બરાબર છે એ દર્શાવતું તેનું પ્રખ્યાત સમીકરણ તેમાં સ્પષ્ટતાપૂર્વક અને સાદી ભાષામાં સમજાવવામાં આવ્યું છે.

પરમાણુ કે હાઇડ્રોજન બૉમ્બમાં પદાર્થના જથ્થાનું શક્તિમાં પરિવર્તન થાય છે એ આ સમીકરણની મદદ વડે માપી શકાય છે. ઓટો હાહ્ને યુરેનિયમ પરમાણુનું ભંજન કર્યું તે પહેલાં આઈન્સ્ટાઈને આ સમીકરણ શોધી કાઢ્યું હતું. આ સમીકરણ પ્રયોગશાળાની પેદાશ નથી. માયાળુ, હાસ્યપૂર્ણ આંખો પાછળ જે મહાન મગજ કાર્ય કરી રહ્યું હતું તેની એ ઉત્પત્તિ છે.]

મહાન વૈજ્ઞાનિક પ્રોફેસર આલ્બર્ટ આઈન્સ્ટાઈનનું પદાર્થનો જથ્થો (mass) અને શક્તિ (energy)નું સરખાપણું દર્શાવતું ઉપરનું સુવિખ્યાત સમીકરણ ($E=MC^૨$) સમજવા માટે પ્રાગ્-સાપેક્ષતાવાદના સમયમાં સર્વત્ર માન્ય બે, એકબીજાથી સ્વતંત્ર સંરક્ષણ સિદ્ધાંતોનો સૌ પ્રથમ વિચાર કરવો જોઈએ: (૧) શક્તિ-સંરક્ષણનો સિદ્ધાંત અને(૨)વજનસંરક્ષણનો સિદ્ધાંત. પ્રથમ સિદ્ધાંત લિબ્નિટ્સે સત્તરમા સૈકામાં પ્રતિપાદિત કર્યો હતો અને ઓગણીસમી સદીમાં યંત્રવિજ્ઞાન (mechanics)ના સિદ્ધાંતના ઉપપ્રમેય તરીકે મુખ્યત્વે તેનો વિકાસ થયો.

આ સમજવા માટે દાખલા તરીકે એક લોલક લો. તેનું વજન (m) છે. તે A અને B બિન્દુઓ વચ્ચે આંદોલન કરે છે (ચિત્ર જુઓ). લોલક C આગળ છે તેના કરતાં A અને B આગળ જરા ઊંચું જાય છે. તેના આંદોલન-પથમાં તે C આગળ નીચામાં નીચું આવે છે, એટલે કે C બિંદુ A અને B કરતાં નીચું છે. તાત્પર્ય એ છે કે C આગળ લોલકના આંદોલનની ઊંચાઈ




અદૃશ્ય થઈ જાય છે, અને તેને બદલે લોલકના વજનની ગતિ v રહે છે. લોલક A અને B આગળ C કરતાં ઊંચું હોવાથી એટલી ઊંચાઈનું પરિવર્તન ગતિમાં થાય છે અને એથી ઊલટું એ ગતિને લીધે લોલક ઊંચે જાય છે. આનો સંબંધ ગણિતની રીતે $mgh=\frac{m}{2}v^૨$ સમી-

કરણ વડે દર્શાવી શકાય. (g = ગુરુત્વાકર્ષણનું ગતિવર્ધન) આ સમીકરણમાં લોલકની લંબાઈ અને તેના આંદોલન-પથનો આકાર આવતો નથી એટલે એનાથી તે સ્વતંત્ર રહે છે, એ ખાસ ઉલ્લેખનીય છે. તાત્પર્ય એ છે, કે લોલકના આંદોલનની આ ક્રિયામાં 'કાંઈક' અચળ રહે છે. તે 'કાંઈક' એટલે શક્તિ.

A અને B આગળ આ શક્તિ લોલકની સ્થિતિને આભારી છે એટલે એ સ્થિતિમાન શક્તિ છે—લોલકના સ્થાનને લીધે ઉદ્‌ભૂત થયેલી શક્તિ છે (potential energy). C આગળ આ શક્તિ લોલકની ગતિની શક્તિને આભારી છે, એટલે તે ક્રિયાત્મક શક્તિ છે (kinetic energy). આ વિચાર જો બરાબર હોય તો $mgh+\frac{mv^2}{2}$નો સરવાળો એક જ આવવો જોઈએ—લોલક ગમે તે સ્થિતિમાં હોય તો પણ, (h = c બિંદુ ઉપરની લોલકની ઊંચાઈ; v = લોલકના આંદોલનપથમાં c બિંદુ લોલકની ગતિ). અને આ પ્રમાણે જ બને છે એમ માલૂમ પડે છે. આ સિદ્ધાંતના સામાન્યીકરણ વડે યાંત્રિક શક્તિના સંરક્ષણનો સિદ્ધાંત પ્રાપ્ત થાય છે. પણ ઘર્ષણ વડે લોલકની ગતિ બંધ થાય ત્યારે શું થાય?

આ પ્રશ્નનો ઉત્તર ઉષ્ણતાના અભ્યાસમાંથી સાંપડે છે. ઉષ્ણતા અવિનાશી છે અને ગરમ પદાર્થમાંથી ઠંડા પદાર્થ તરફ વહે છે એમ માની લઈએ તો આપણને 'ઉષ્ણતા-સંરક્ષણ'નો સિદ્ધાંત પ્રાપ્ત થતો દેખાય છે. આ પ્રશ્નની બીજી બાજુ લઈએ. પ્રાચીન કાળથી સુવિદિત છે, કે ઘર્ષણ વડે ગરમી પેદા કરી શકાય. દાખલા તરીકે, લાકડાં ઘસીને આર્યો અગ્નિ પેદા કરતા. ગરમીનું આ પ્રકારનું ઉત્પાદન કેવી રીતે થાય છે એ ભૌતિક વિજ્ઞાનીઓ ઘણા સમય સુધી સમજી શક્યા નહોતા. જ્યારે એમ સફળતા-પૂર્વક પુરવાર કરી શકાયું, કે ઘર્ષણથી ઉત્પન્ન કરેલા ઉષ્ણતાના જથ્થા માટે એટલા પ્રમાણમાં શક્તિ ખર્ચવી પડે છે, ત્યારે મુશ્કેલીનો અંત આવ્યો. આ ઉપરથી કાર્ય અને ઉષ્ણતાના સરખાપણાનો સિદ્ધાંત સ્થાપિત થયો. લોલકના દાખલામાં પણ યાંત્રિક શક્તિ ધીમે ધીમે ઘર્ષણ વડે ઉષ્ણતામાં પરિવર્તન પામે છે. આ રીતે યંત્ર અને ઉષ્ણતાની શક્તિઓના સંરક્ષણના સિદ્ધાંતો અન્યોન્ય મળી ગયા. એટલે ભૌતિક વિજ્ઞાનીઓ એમ માનવા લાગ્યા, કે સંરક્ષણનો સિદ્ધાંત રાસાયણિક અને વિદ્યુતચુંબકીય પ્રક્રિયાઓમાં પણ વિસ્તારી શકાય; ટૂંકામાં, બધાંય ક્ષેત્રોમાં તેને લાગુ પાડી શકાય. આથી એવી માન્યતા ઊભી થઈ, કે આપણા વિશ્વમાં થતા ભૌતિક ફેરફારોમાં શક્તિ એટલે શક્તિનો જથ્થો અચળ રહે છે. ટૂંકામાં કહીએ તો શક્તિઓનો સરવાળો વધતો ઘટતો નથી—એક જ રહે છે.

હવે વજન સંરક્ષણનો સિદ્ધાંત લઈએ.

કોઈપણ પદાર્થ તેના વેગવર્ધનનો વિરોધ કરવામાં જે પ્રતિરોધ આપે તેને દ્રવ્યનો જથ્થો (mass) કહેવાય છે (inert mass). આને પદાર્થનું વજન કરીને માપવામાં આવે છે (heavy mass). આ બે મૂળભૂત રીતે ભિન્ન વ્યાખ્યાઓ પદાર્થના જથ્થા માટે એકસરખી કિંમત આપે છે એ એક વિસ્મયજનક બીના છે.

ભૌતિક તેમજ રાસાયણિક ફેરફારોમાં પદાર્થનો જથ્થો એકસરખો એટલે વધ્યા-ઘટ્યા વિનાનો રહે છે. એ સિદ્ધાંત અનુસાર દ્રવ્યનો જથ્થો તેના ગુણનું એક આવશ્યક (કારણ કે ફેરફાર થતો નથી) સ્વરૂપ યા સ્વભાવ છે એમ દેખાય છે. ગરમ કરવું, ઓગાળવું, બાષ્પીકરણ કરવું યા રાસાયણિક સંયોજન કરવું—કોઈપણ ક્રિયામાં દ્રવ્યના કુલ જથ્થામાં ફેરફાર થતો નથી.

થોડા દસકાઓ પૂર્વે આ સિદ્ધાંત ભૌતિક વિજ્ઞાની-ઓને સ્વીકાર્યો હતો. પણ સાપેક્ષવાદના ખાસ સિદ્ધાંત સાથે તે બરાબર મેળ ખાતો ન હતો—બધી રીતે એ પૂરતો માલૂમ ન પડ્યો. એટલે તેને શક્તિસિદ્ધાંત સાથે મેળવી દેવાયો—જેમ ૬૦ વર્ષ પૂર્વે યાંત્રિક શક્તિસંરક્ષણનો સિદ્ધાંત ઉષ્ણતાસંરક્ષણની સાથે જોડી દેવામાં આવ્યો હતો તેમ. આપણે એમ કહીએ કે જેમ શક્તિસંરક્ષણનો સિદ્ધાંત ઉષ્ણ-તાસંરક્ષણના સિદ્ધાંતને ગળી ગયો તેમ વજનસંરક્ષણના સિદ્ધાંતને ગળી જવાની ભૂમિકા તૈયાર થઈ.

દ્રવ્યનો જથ્થો અને શક્તિનું બરાબરપણું બતાવવા $E = mc^2$ સૂત્ર વાપરવાનો રિવાજ થઈ ગયો છે($E$ = સ્થાયી વસ્તુમાં રહેલી શક્તિ; $m$ = તેનો જથ્થો (વજનમાં); $c$ = પ્રકાશની ગતિ = દર સેકંડે ૧૮૬૦૦૦ માઈલ). દ્રવ્યના જથ્થા $m$ને પ્રકાશની ગતિના વર્ગની સાથે ગુણતાં જે ગંજાવર આંકડો આવે એ એની શક્તિ, એટલે કે

દ્રવ્યના દરેક એકમે શક્તિનો વિપુલ જથ્થો રહેલો છે. જો દ્રવ્યનો એક ગ્રામ આટલી ગંજાવર શક્તિનો પુંજ ધરાવતો હોય, તો અત્યાર સુધી તેના પ્રત્યે ધ્યાન કેમ નહોતું ખેંચાયું? જવાબ સાદો છે. આ શક્તિ બાહ્ય રીતે વછૂટે નહિ ત્યાંસુધી તેના અસ્તિત્વની ખબર પડે નહિ.

હવે આપણે $E = mc^2$ ને ઉલટાવીએ : $m = E/c^2$ શક્તિના જથ્થામાં શક્તિનો વધારો $E/c^2$ના જેટલો થાય. કોઈપણ દ્રવ્યના જથ્થાને વધારે શક્તિ સહેલાઈથી આપી શકાય. દાખલા તરીકે, કોઈપણ દ્રવ્યના જથ્થાને ૧૦ ડિગ્રી ગરમ કરો. આ ફેરફાર સાથે જથ્થાનો વધારો (વજનનો વધારો) શા માટે ન માપવો? પણ તકલીફ એ છે, કે જથ્થાના વધારાનો ગંજાવર અંશ $c^2$ ભાજકમાં આવે છે. એટલે જથ્થાનો વધારો એટલો નાનો છે કે તેને સીધો માપી ન શકાય – ગમે તેટલું સૂક્ષ્મગ્રાહી ત્રાજવું લ્યો તો પણ. માપી શકાય એટલી જથ્થાની વૃદ્ધિ માટે પ્રત્યેક એકમની શક્તિમાં ફેરફાર પુષ્કળ મોટો થવો જોઇએ. પ્રત્યેક એકમ ઠીક આટલી શક્તિ વછૂટતી હોય એવી માત્ર એક જ ઘટના આપણે જાણીએ છીએ – રેડિયો એક્ટિવ વિઘટન. આ ક્રિયા આ પ્રમાણે થાય છે : મ વજનના પરમાણુમાંથી મ$_1$ અને મ$_2$ વજનના બે પરમાણુઓ પેદા થાય છે, જે ગંજાવર ક્રિયાત્મક શક્તિ સહિત છૂટા પડે છે. આ બંને પરમાણુઓને આપણે સ્થિર ધારી લઈએ – એટલે તેમની ગતિની શક્તિ તેમાંથી લઈ લઈએ – તો મૂળ પરમાણુ કરતાં તેમની શક્તિ ખરેખર ઓછી થાય.

બરાબરપણાના સિદ્ધાંત અનુસાર મ$_1$+મ$_2$નો સરવાળો મૂળ મ કરતાં કાંઈક ઓછો હોવો જોઈએ–શક્તિસંરક્ષણના જૂના સિદ્ધાંતની વિરુદ્ધ. આ બંનેનો સાપેક્ષ તફાવત એક ટકાના ૧/૧૦ ભાગના ક્રમનો હોવાનો.

આપણે પ્રત્યેક પરમાણુઓનું સીધું વજન કાઢી ન શકીએ. છતાં તેમનો પરમાણુભાર ચોકસાઈપૂર્વક માપવાની આડકતરી રીતો અસ્તિત્વમાં છે. મ$_1$ અને મ$_2$ને જે ક્રિયાત્મક શક્તિ મળે છે, તે આપણે કાઢી શકીએ છીએ. એટલે બરાબરપણાના સૂત્રની કસોટી કરવાનું અને તેને નક્કી કરવાનું શક્ય બન્યું છે. વળી, ચોક્કસ પરમાણુભાર ઉપરથી કોઈ પરમાણુનું ભંજન થાય ત્યારે શક્તિ વછૂટે છે તે કાઢવાનું પણ શક્ય છે. ભંજનક્રિયા કેવી રીતે કરી શકાય એ અંગે કોઈ નિયમ કાંઈપણ આગાહી કરી શકતો નથી. દૃષ્ટાંત વડે શું થાય છે તે સમજવું સહેલું થશે. એક ધનાઢ્ય છે. તે અતિ કંજૂસ છે. તેની જિંદગી દરમિયાન તે કોઈને રાતી પાઈ પણ આપતો નથી. પણ તેના વસિયતનામામાં પોતાની સમગ્ર મિલકત પોતાના બે પુત્રોને આપી જાય છે. એમાં એક શરત એવી છે, કે આખી મિલકતના એક હજારમા ભાગ કરતાં પણ ઓછી એવી નાની રકમ સામાજિક કાર્ય માટે આપવી. પુત્રો પાસે સંયુક્ત રીતે પિતા કરતાં કાંઈક ઓછું રહે છે. પરંતુ સમાજને આપેલ રકમ સાપેક્ષ રીતે નાની છતાં ખૂબ મોટી છે. મ પરમાણુ ધનાઢ્ય કંજૂસ જેવો છે. તે કોઈને પોતાની શક્તિ આપતો નથી. તેનું ભંજન થતાં તેની શક્તિ આ જથ્થો ઓછો થાય છે. મ$_1$ અને મ$_2$ની શક્તિનો સરવાળો મ કરતાં કાંઈક ઓછો છે, પરંતુ શક્તિ તરીકે વિચારતાં તે અત્યંત વધારે છે.

પરમાણુશક્તિના અનિષ્ટનો મોટો ભય આથી જ ઊભો થાય છે. આ ભયનિવારણ આજના જમાનાનો સૌથી અગત્યનો પ્રશ્ન બન્યો છે. પરમાણુશક્તિના શાંતિકાલીન ઉપયોગો એ જ એનું નિવારણ છે.

## જૂથસંઘર્ષ (Group Conflict)

વિ. સ. વણીકર
[મનોવિજ્ઞાનના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

જૂથની બાબતમાં વારંવાર સમસ્યા નિર્માણ થાય છે. આજકાલના અટપટા સામાજિક સંબંધો, અને ઝપાટાથી થતા ફેરફારોથી જીવનમાં જે અજંપો નિર્માણ થાય છે, તેને લીધે અનેક પ્રકારના સંઘર્ષ નિર્માણ થાય છે. આ સંઘર્ષો નાનાં મોટાં સ્વરૂપો ધારણ કરે છે. બે દુકાનદારો વચ્ચેની સ્પર્ધા અથવા બે કૉલેજ વચ્ચે મેચ રમાતી હોય તે વખતે બંનેમાં જે અંટસ નિર્માણ થાય છે, એવા નાના નાના સંઘર્ષોથી માંડી હુલ્લડો, મહા ગુજરાતનાં આંદોલનો,

ક્રાંતિ જેવા દેશાંતરગત સંઘર્ષો અથવા યુદ્ધો જેવા આંતર-રાષ્ટ્રીય સંઘર્ષો એક જ માનવી વૃત્તિના આવિષ્કાર છે. સંઘર્ષ આજના જીવનનું લક્ષણ બન્યું છે. આ સંઘર્ષોને લીધે નૈતિક અને સામાજિક મનઃસ્વાસ્થ્ય ઉપર ભયંકર દુષ્પરિણામ થાય છે. તેને લીધે સંઘર્ષો સામાજિક મનોવિજ્ઞાનનો બહુ ચિંતાજનક વિષય થઈ પડ્યો છે.

## પૂર્વગ્રહ સંઘર્ષનું મૂળ

સંઘર્ષનું એક કારણ જૂથ-જૂથ વચ્ચેના પૂર્વગ્રહો છે. પૂર્વગ્રહ (prejudice)ની વ્યાખ્યા Theodore M. Newcomb નીચે પ્રમાણે આપે છે:

A prejudice is an unfavourable attitude–a predisposition to perceive, act, think, and feel in ways that are "against" another person or group.

પૂર્વગ્રહ એટલે પ્રતિકૂળ વલણ—બીજા શબ્દોમાં પૂર્વગ્રહ એટલે કોઈ વ્યક્તિ અથવા જૂથ પ્રત્યે પ્રતિકૂળ દૃષ્ટિથી જોવાની, વર્તવાની, વિચારવાની અથવા લાગણી અનુભવવાની મનોવૃત્તિ.

પૂર્વગ્રહદૂષિત માણસ જેના પ્રત્યે પૂર્વગ્રહ બંધાયો છે તેનાથી દૂર રહેવાનો પ્રયત્ન કરશે, અને તેને હાનિ કરવાનો પ્રયત્ન કરશે. આ લેખમાં આપણે એક જૂથના બીજા જૂથ પ્રત્યેના પૂર્વગ્રહનો વિચાર કરવાના છીએ એટલે કે એક જૂથના માણસો બીજા જૂથના માણસો પ્રત્યે જે પૂર્વગ્રહ સેવે છે, તેનો વિચાર કરવાના છીએ.

E. S. Bogardus નામના એક મનોવૈજ્ઞાનિકે સાત પગથિયાંવાળી "સામાજિક અંતરની માપનપટ્ટી" બનાવી છે. આ માપનપટ્ટીની મદદથી એક વ્યક્તિ બીજી વ્યક્તિને પોતાની કેટલી નિકટ સ્વીકારવા માગે છે, તેનો અંદાજ કઢાય છે. એ માપનપટ્ટીનાં સાત પગથિયાં નીચે પ્રમાણે છે:

૧. લગ્નના સંબંધમાં સ્વીકારવા તૈયાર
૨. મિત્ર તરીકે ,,
૩. પડોસી તરીકે ,,
૪. પોતાના ધંધામાં ,,
૫. પોતાના રાષ્ટ્રના નાગરિક તરીકે ,,
૬. કેવળ દેશના મુલાકાતી તરીકે ,,
૭. દેશમાં પ્રવેશ આપવાની પણ તૈયારી નથી.

સમજૂતી: એક વ્યક્તિ બીજી સાથે લગ્નના સંબંધે જોડાવા તૈયાર છે એનો અર્થ એ સૌથી નિકટતા અનુભવે છે: તદ્દન છેલ્લી પાયરીમાં એક વ્યક્તિ બીજી વ્યક્તિને પોતાના દેશમાં પણ આવવા દેવા તૈયાર નથી. એટલે એ એનાથી અત્યંત અંતર અનુભવે છે. પૂર્વગ્રહની ભાષામાં આ જ સંબંધોનું વર્ણન કરવું હોય તો એમ કહી શકાય, કે એ વ્યક્તિના મનમાં બીજી વ્યક્તિ વિષે અત્યંત પ્રતિકૂળ ગ્રહ છે અથવા તો બંને વચ્ચે તદ્દન દુશ્મનાવટના સંબંધ છે.

**પૂર્વગ્રહ અનુભવજન્ય** (acquired) છે. પૂર્વગ્રહ જન્મજાત અથવા સહજ નથી. એક વ્યક્તિ જન્મથી જ બીજી વ્યક્તિ પ્રત્યે પૂર્વગ્રહ રાખતો નથી. પૂર્વગ્રહ અનુભવને લીધે બંધાય છે. પૂર્વગ્રહ અનુભવજન્ય હોય છે એનો અર્થ એ અનુભવ સાચો હોય છે એમ નથી; ઘણુંખરું એ ખોટો હોય છે, અથવા વિકૃત અથવા અધૂરો હોય છે.

માણસમાં પૂર્વગ્રહ બાંધવાની શક્તિ હોય છે. એટલે માણસ પૂર્વગ્રહ શીખે છે. દાખલા તરીકે, સંશોધકોને એમ માલૂમ પડ્યું છે, કે નાનાં બાળકો દુનિયામાં ગમે તે ઠેકાણે બીજી કોઈપણ જાતિનાં બાળકો સાથે રમતાં જરા પણ ખચકાતાં નથી. જે બાળકો એક વ્યક્તિને બીજી વ્યક્તિથી જુદી પારખી શકે, તેઓના મનમાં પણ બીજી જાતિની વ્યક્તિઓ વિષે ખરાબ ખ્યાલ હોતાં નથી. સંશોધનમાં એમ માલૂમ પડ્યું છે, કે જાતિ વિષેના ખોટા ખ્યાલો કેળવવામાં આવે છે. '(Horowitz) હૉરૉવિત્સ' એ એક જ નામના એ મનોવૈજ્ઞાનિકોએ કેટલાક ગોરા બાળકોની મુલાકાત લઈ તેમના મનમાં હબસી બાળકો વિષે તિરસ્કાર કેવી રીતે નિર્માણ થયો હતો એનો અભ્યાસ કર્યો. હૉરૉવિત્સને માલૂમ પડ્યું કે એમનામાં તિરસ્કારનો ભાવ સીધી અને આડકતરી રીતે માબાપ દ્વારા ભરાવવામાં આવ્યો હતો. મોટાં બાળકોએ આ વાત સ્પષ્ટપણે કબૂલ કરી નહિ. પણ નાનાં બાળકોએ બાલસ્વભાવ પ્રમાણે કબૂલ કર્યું, કે હબસીનાં બાળકોથી અળગાં ન રહેવા માટે તેમને શિક્ષા કરવામાં આવતી. એટલે નાનપણથી બાળકોમાં બીજા જૂથ વિષે ખરાબ ભાવના નિર્માણ

કરવામાં આવે છે. બીજાં જૂથો આપણાથી જે બાબતોમાં જુદાં પડે છે, તેના ઉપર ભાર મૂકવામાં આવે છે, સમાનતાઓ ભૂલી જવાય છે. કેટલીક વખતે મહત્ત્વની બાબતોમાં સરખાપણું હોય છે તે ભૂલી જવાય છે અને ક્ષુલ્લક તફાવતો ઉપર ભાર અપાય છે. દા. ત. સમાન વ્યવસાયના, સમાન ઉંમરના, સમાન શૈક્ષણિક લાયકાત ધરાવતા લોકો કેવળ કેટલાક ગુજરાતી ભાષા બોલે છે અને બીજા મરાઠી ભાષા બોલે છે માટે કેટલીક વાર દ્વેષ કરે છે.

હવે આપણે આ જુદાઈની ભાવના કેવી રીતે નિર્માણ થાય છે તેનો સંક્ષેપમાં વિચાર કરીએ. અહીં એક વાતનો ખ્યાલ રાખવો આવશ્યક છે. જુદાઈની ભાવના દૃઢ થાય છે એમાં બે ક્રિયાઓ બનતી હોય છે: એક તો નરત દેખાઈ આવે એવા ભેદો તરફ અંગુલીનિર્દેશ કરવામાં આવે છે અને તેમના ઉપર વધારે પડતો ભાર મૂકવામાં આવે છે. દા. ત. મદ્રાસી લોકો સારંભાત ખાય છે અને ભાત અમુક રીતે ઉપાડી મોંમાં મૂકે છે. બહુ નજીવી વાત છે, પણ કેટલાક લોકો એની કેટલીક મજાક ઉડાવે છે. મહારાષ્ટ્રના લોકો ચટણી ખાય છે એમાં ખરાબ શું છે? બધા પ્રાંતના લોકોને એ ભાવે છે, અને હવે બધાયે આ વાનગી અપનાવી પણ છે. અને ગુજરાતના લોકો વાલ ખાય છે એમાં ટીકાને પાત્ર એવું શું છે? પણ બીજા પ્રાંતના લોકોની ટીકામાંથી કેવળ તે વાલને લીધે પણ ગુજરાતના લોકો કોઈ કોઈ વાર ટીકાને પાત્ર બને છે.

## જુદાઈનો ખ્યાલ પોષનારાં પરિબળો

અમુક એક જાતિ વિષે જુદાઈનો ખ્યાલ અનેક રીતે નિર્માણ થાય છે. એક રીત છે અલગ વસ્તીસ્થાન આપવાની. આપણા દેશમાં વાઘરી લોકો ને હરિજનો માટે અલગ અલગ સ્થાનો હોય છે. આને લીધે આ લોકો તદ્દન જુદા છે અને આપણા કરતાં હલકા છે એવો ખ્યાલ સ્વાભાવિક રીતે બાળકોના મનમાં બંધાય છે. ખાસ કરીને અસ્પૃશ્યતાને લીધે આ જુદાપણાનો ખ્યાલ બહુ તીવ્રતાથી બંધાય છે.

એક જૂથના લોકો બીજા જૂથના લોકોનું નામ પાડે છે અથવા તેમને કોઈ વિશેષણથી નવાજે છે. દા. ત. મારવાડી લોકો આવા હોય છે, યુ. પી.ના... હોય છે; શીખ લોકો......હોય છે. કેટલીક વખત એ નામમાં નિંદાવ્યંજક કંઈ હોતું નથી, છતાં—છતાં આવાં નામ જુદાઈ પોષે છે અને તેઓ છેવટે નિંદાવ્યંજક બને છે. નહિ તો દક્ષિણી લોકોને ચટણા અને ગુજરાતી લોકોને વાલખાઉ અને મદ્રાસના લોકોને કેવળ સારંભાત કહીને ચીડવવાની શક્તિ એ શબ્દોમાં ન આવત.

અમુક એક જૂથ પ્રત્યે જે જાતનું વર્તન કરવામાં આવે છે, તેનાથી પણ એ જૂથ પ્રત્યે જુદાઈ કેળવાય છે. આપણે ત્યાં નોકર ગમે તેટલો વૃદ્ધ હોય, તો પણ આપણે તેને તું-તાં કહી બોલાવીએ છે. એક જમાનો એવો હતો, કે પોલીસને જોઈને નાગરિકને બીક લાગતી; ગોરા માણસને જોઈને આ આપણા કરતાં ચડિયાતો છે એવી રીતે આપણા દેશના લોકો વર્તતા. બાળકો આ જાતનું વર્તન જોઈને જુદાં જુદાં જુથો પ્રત્યે એ જ પ્રકારનું વલણ અખત્યાર કરે છે.

## જૂથના અલગઅલગ આચારનિયમો(Norms)

દરેક જૂથનાં નીતિ-નિયમો તથા આચારનિયમો અલગ અલગ હોય છે. દરેકને એમ લાગે છે, કે આપણા નીતિ-નિયમો શ્રેષ્ઠ છે. અને તે પોતાના આચારનિયમોથી બીજાને આંકવાનો પ્રયત્ન કરે છે. ભારતના આપણે શાકાહારી લોકો માંસાહારી લોકો તરફ સહેજ ઘૃણાની નજરે જોઈએ છીએ; આપણા જૈન ભાઈઓની દૃષ્ટિએ ડુંગળી અને લસણ ખાનારા લોકો નીચી કક્ષાના છે.

## વૈયક્તિક અનુભવ

કેટલીક વખતે એક જૂથના કેટલાક લોકોનો આપણને ખરાબ અનુભવ થાય છે. એમણે આપણને છેતર્યા હશે; તેથી આપણે આખા જૂથને વગોવીએ છીએ. એક દુકાનદારે આપણને છેતર્યા હોય, તો બધા વાણિયાઓ અપ્રામાણિક છે એમ વિધાન કરવું ભૂલભરેલું છે. પ્રત્યક્ષ અનુભવથી દૂષિતમત કેટલાક પ્રમાણમાં બંધાય છે, એ વિષય ઉપર સંશોધન થયું છે. અને એમ પુરવાર થયું છે કે કેવળ થોડી વ્યક્તિઓનો આપણને ખરાબ અનુભવ થયો છે એટલા ઉપરથી આપણા મનમાં તે જૂથ વિષે પ્રતિકૂલમત બંધાય છે એમ નથી, પણ પહેલેથી જો આપણું મન પૂર્વમત-

દૂષિત હોય તો આવા અનુભવોથી આપણે પૂર્વગ્રહનું સમર્થન કરીએ છીએ.

Kimball Young નામના મનોવૈજ્ઞાનિકે પૂર્વગ્રહનાં કેટલાંક વધુ કારણો આપ્યાં છે તે પણ મહત્ત્વનાં છે. કેટલીક વખતે પૂર્વગ્રહને માટે ઐતિહાસિક કારણો જવાબદાર હોય છે. દા. ત. હિંદુ-મુસલમાન વચ્ચેનો સંઘર્ષ કેટલાક પ્રમાણમાં ઐતિહાસિક કારણોને લીધે છે. ચામડીનો રંગ પણ પૂર્વગ્રહમાં ઠીક ઠીક ભાગ ભજવે છે. જૂથ વિષેનું ખોટું અને અતિ અભિમાન પૂર્વગ્રહને પોષે છે. પરંતુ કદાચ સૌથી વધુ મહત્ત્વનું કારણ જે પૂર્વગ્રહને પોષક બને છે તે જીવનમાં ફેલાતી વૈફલ્યની ભાવના છે. આજે આખા જગતમાં પૈસાદાર અથવા મૂડીવાદી લોકો પ્રત્યે જે કડવાશ નિર્માણ થઈ છે, તેમાં મુખ્યતઃ આ વૈફલ્ય (Frustration)ની ભાવના કામ કરતી હોય છે.

### જુદાઈનો ખ્યાલ વિરોધી વૃત્તિ પોષે છે

જુદાઈનો ખ્યાલ વિરોધી વૃત્તિને પોષે છે. માણસ માણસમાં સ્નેહ ઉત્પન્ન કરનારાં સાધન એટલે સંપર્ક. જુદાઈની ભાવનાથી સંપર્ક તૂટે છે. આ સંપર્ક બે રીતે તૂટે છે, એક તો અલગ રહેઠાણની જોગવાઈ. અમેરિકામાં નિગ્રો માટે અલગ મોહોલ્લા છે. આપણા દેશમાં હિંદુ, મુસલમાન, પારસી, ક્રિશ્ચિયન સામાન્ય રીતે જુદા જુદા વાસમાં રહે છે. અમદાવાદમાં ગુજરાતી, મહારાષ્ટ્રીય, સિંધી વગેરે અલગ અલગ રહે છે. આમાં કેટલીક નિર્દોષ સગવડો સચવાતી હશે, પણ જુદાઈ પોષવામાં અને વિરોધ ઉત્પન્ન કરવામાં અલ્પ અંશે આ અલગ ચોકો કારણીભૂત થાય છે એમાં શક નથી. શારીરિક અથવા ભૌગોલિક અલગતા કરતાં વૈચારિક અલગતા વિરોધની ભાવના પોષવામાં વધુ મદદ કરે છે. વૈચારિક અલગતા એટલે જુદા જુદા વિચારો ધરાવવા એમ નથી, જુદા જુદા વિચારો ધરાવવા એ તો વિચારસ્વાતંત્ર્યનો પુરાવો છે; પણ બીજાના વિચારો જાણવાનો પ્રયત્ન જ ન કરવો અને એમને સમજવાનો પ્રયત્ન જ ન કરવો એ વસ્તુ અત્યંત હાનિકારક છે. એનાથી અલગતા નિર્માણ થાય છે.

### દૂષિત ગ્રહને લીધે સંઘર્ષ

જ્યારે બે જૂથો વચ્ચે દૂષિત ગ્રહ ફેલાય છે, ત્યારે સંઘર્ષને માટે ભૂમિકા તૈયાર થાય છે. બાહ્ય રીતે દેખાતો હિંસક સ્ફોટ કદાપિ એકદમ અકસ્માત નિર્માણ થતો નથી. તેની પાછળ અનેક સમયના દૂષિત ગ્રહો કામ કરતા હોય છે. અમેરિકા જેવા તથાકથિત સુધરેલા દેશોમાં ક્ષુલ્લક કારણને લઈને—દા. ત. એક નિગ્રો છોકરો નદીમાં નગ્ન અવસ્થામાં નાહવા પડેલો તે ઉપરથી રમખાણ થયું હતું.—નિગ્રોની જે મારપીટ (lynching) થાય છે તે સામાન્ય ઘટના છે. ખાસ કરીને, દૂષિત ગ્રહની સાથે જીવનમાં વૈફલ્યની ભાવના સંકળાયેલી હોય, તો પ્રગટ સંઘર્ષ થતાં વાર લાગતી નથી. પછી એક દેશનો બીજા દેશ સાથેનો સંઘર્ષ હોય કે દેશના એક જૂથનો બીજા જૂથ સાથે સંઘર્ષ હોય. Cantril નામના એક અભ્યાસકે એક હુલ્લડમાં ભાગ લેનાર વ્યક્તિઓની માહિતી એકત્ર કરી છે. કઈ કઈ જાતના લોકો કેટલા પ્રમાણમાં આવાં તોફાનોમાં ભાગ લે છે એની એણે ટકાવારી કાઢી છે. તે નીચે પ્રમાણે છેઃ

| | |
|---|---|
| બેકાર | ૩૩ % |
| મજૂરો | ૨૨ % |
| ખેડૂતો | ૧૪ % |
| કારીગરો | ૧૪ % |
| પગારદાર લોકો | ૫ % |
| વેપારીઓ | ૭ % |
| પરચૂરણ | ૫ % |

આ આંકડાઓ સ્વયં સમજૂતી આપનારા છે.

### પૂર્વગ્રહ નિવારણ કરવાના ઉપાયો

૧. જે સવાલ વિષે પૂર્વગ્રહ પ્રસરતો હોય, તેને વિષે સાચી અને બને તેટલી વધારે માહિતી એકઠી કરવી એ પૂર્વગ્રહ દૂર કરવાનો એક ઇલાજ છે. પૂર્વગ્રહો ઘણી વાર અધૂરી અથવા ખોટી માહિતી ઉપર રચાયેલા હોય છે. દા.ત. એક કવિએ તો એટલે સુધી કહી નાખ્યું છે કેઃ दिल्ली प्रदेशे मथुरा प्रदेशे चोरं विना न प्रसवन्ति नार्यः। દિલ્હી અને મથુરામાં સ્ત્રીઓ ચોર વિના બીજા કોઈને જન્મ જ નથી આપતી. દિલ્હી અને મથુરામાં એકાદા ભામટાને મળી કવિએ આ સિદ્ધાંત તારવ્યો એ કેટલી ભયંકર વસ્તુ છે!

૨. સીધો સંપર્કઃ મનુષ્ય સામાજિક પ્રાણી છે. માણસને માણસ સાથે સંપર્ક સાધવાની તીવ્ર ઝંખના

હોય છે. એક જૂથના લોકો બીજા જૂથ સાથે સીધા સંપર્કમાં આવે, તો પૂર્વગ્રહ ઉપર અંકુશ રહેશે — ખાસ કરીને જે જૂથોની અંદર વ્યક્તિની જીવનની અને માનસિક જરૂરિયાતો સંતોષાય છે, એવા જૂથોમાં એકત્ર આવવાથી પૂર્વગ્રહો ઉપર અંકુશ રહે છે. એક જ ધંધામાં, એક જ રમતમાં અલગ અલગ જૂથના લોકો સ્વાભાવિક રીતે ભેગા થાય એ આવશ્યક છે. વૉશિંગ્ટનનાં સરકારી ખાતાંઓમાં થોડાં વર્ષો પહેલાં હબસી સ્ત્રીઓની નિમણૂક કરવામાં આવી. સરકારી અધિકારીઓને શંકા હતી કે ત્યાં કાળા-ગોરાનો વિખવાદ નિર્માણ થશે. પરંતુ તે ચિંતા ખોટી ઠરી. ન્યૂયૉર્કમાં એક સ્ટોર્સમાં વિક્રેતા તરીકે હબસી સ્ત્રીઓ રાખી જોઈ, છતાં ગ્રાહકોની સંખ્યામાં જરાયે અસર થઈ નહીં.

૩. પૂર્વગ્રહની પાછળ કેટલાંક માનસિક કારણો હોય છે. માનસિક અસમાધાનમાંથી પણ કેવળ વિકૃત આત્મ-સંતોષ માટે માણસ પૂર્વગ્રહ પોષે છે. તેથી દરેક માણસને પોતપોતાની આવશ્યકતા પ્રમાણે મળી રહે અને સમાજમાં એનું એક સ્થાન રહે એવી સમાજવ્યવસ્થા હોવી જરૂરી છે. સ્પર્ધાના આ જમાનામાં ઘણા લોકો આ સમાધાન ગુમાવી બેસે છે. સમાજવ્યવસ્થા અને રાજ્યવ્યવસ્થાનું આ કામ છે.

૪. કાયદો પણ પૂર્વગ્રહો દૂર કરવામાં થોડો ભાગ ભજવી શકે છે. દા. ત. હરિજનોને હવે કાયદાથી સમાન ગણવામાં આવ્યા છે. તેથી હરિજનો પ્રત્યેની ભાવનામાં ફરક થતો જાય છે.

૫. પરંતુ પૂર્વગ્રહો દૂર કરવાનો અને તે દ્વારા સંઘર્ષ દૂર કરવાનો સૌથી શ્રેષ્ઠ ઉપાય તો જીવનનાં મૂલ્યોને ઠીકઠાક કરવાનો છે. સમાજની અંદર જીવનનાં સર્વ-શ્રેષ્ઠ મૂલ્યો જો સરખાં બનાવી શકાય — અને આમ કરવામાં અડચણ ન હોવી જોઈએ. ઈશ્વર અથવા ધર્મની કલ્પનામાં બધાને છૂટ હોવી જોઈએ. પણ માણસ માણસ સાથે વર્તવામાં જો કેટલાક સર્વસામાન્ય – સર્વસ્વીકૃત સિદ્ધાંતો વિષે આગ્રહ સેવવામાં આવે, તો જગતમાંથી સંઘર્ષ મોટા પ્રમાણમાં ઓછો થશે એમાં શંકા નથી.

*

# જર્મનીના આર્થિક વિકાસનું એક પાસું

**થિયોડોર હ્યૂસ**

[પશ્ચિમ જર્મનીના ભૂતપૂર્વ પ્રમુખ પ્રોફેસર ડૉ. થિયોડોર હ્યૂસે નવેમ્બર ૧૯૬૦માં મદ્રાસમાં આપેલા પ્રવચનનો આ ગુજરાતી અનુવાદ, લેખક તથા પ્રકાશક મૅક્સમૂલ્લર ભવન, નવી દિલ્હીના ઋણસ્વીકાર સાથે, પ્રસિદ્ધ કર્યો છે. ગુજરાતી અનુવાદ શ્રી. ન. ઉ. રાજગુરુ (અર્થશાસ્ત્રના વ્યાખ્યાતા, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ) એ કર્યો છે.]

મારા વ્યાખ્યાન માટે મેં પસંદ કરેલ વિષયથી શ્રોતાઓને કદાચ નવાઈ લાગશે. ભારત અને જર્મની જેવાં પ્રજાસત્તાક સમવાયતંત્રોના રાજકીય અને કાયદાવિષયક બંધારણમાં માલૂમ પડે છે તેવાં મળતાં અને જુદાં પડતાં તત્વો વિષે થોડા દિવસ પહેલાં મેં જે કહ્યું છે તે જ હું અહીં ફરી બોલવાની ઇચ્છા નથી રાખતો. વળી, છેલ્લી બે સદીઓથી પરસ્પર 'આપ–લે'ની વિશિષ્ટતાથી બે મહાન રાષ્ટ્રો વચ્ચે બંધાયેલા બૌદ્ધિક સંબંધો વિષે પણ હું ફરી બોલવા માગતો નથી.

આજે હું તમને એક ખૂબ સાદી વાત કહેવા માગું છું. તે છે દક્ષિણ જર્મનીમાં આવેલા વેર્ટમબર્ગના પ્રદેશ (મારા વતન)ના આર્થિક ઇતિહાસની વાત. વેર્ટમબર્ગના આ પ્રદેશમાં સ્વૉબિયન અને ફ્રેંકોનિયન પ્રજાઓએ વસવાટ કરેલો, અને છેલ્લાં થોડાંક વર્ષોથી આજે, સ્વેચ્છાએ જોડાયેલ પડોશી પ્રદેશ બેડન સાથે મળીને તેને એક નાનું રાજ્ય બનાવવામાં આવ્યું છે.

તમને પ્રશ્ન થશે, કે આ પ્રદેશ માટે જ બોલવાનું મેં કેમ પસંદ કર્યું હશે? કારણ એ છે, કે જ્યારે જ્યારે ભારત સમક્ષ આવી પડેલ ઔદ્યોગિકરણના પ્રશ્નો કે ખેતીવાડી ઉત્પાદન કે આવકના પ્રશ્નો અને તેમાંથી નિષ્પન્ન થતી આકાંક્ષાઓ વિષે વાંચું કે સાંભળું ત્યારે ત્યારે આ મારા વતનનો ભૂતકાળ મને યાદ આવે છે.

પણ આના ઉપરથી એવો ડર ન રાખશો, કે હું તો હવે અજેય સલાહકારનો પાઠ ભજવવા માંડીશ. આવું ધારશો જ નહિ, કારણ કે એવી સંભાવના જ નથી. આ અસંભાવનાનું કારણ તો એ છે, કે વેર્ટેમબર્ગ અને ભારતના કદના પ્રમાણમાં જ મોટો તફાવત છે. જે સમય વિષે હું તમને કહેવા માગું છું તે સમયે તો વેર્ટેમબર્ગ એક નાનકડો પ્રદેશ માત્ર હતો, અને તેમાં માંડ દસ લાખ લોકોનો વસવાટ હશે. પણ મારા આ વતન વિષે તમારી સાથે વાતો કરતાં મને જરાય સંકોચ નથી થતો, કારણ કે મારું ઘણુંખરું લખાણનું કામ આ પ્રદેશના વિકાસ અને ઇતિહાસ ઉપર કેન્દ્રિત થયું છે.

વેર્ટેમબર્ગની એક વિશિષ્ટતા એ છે, કે ત્યાં ભારે બુદ્ધિશાળી લોકો થઈ ગયા છે; અને વિશ્વમાં ખ્યાતિ પામેલ માંધાતાઓને એ ભૂમિએ જન્મ આપેલ છે. હેગલ અને શેલિંગ જેવા તત્ત્વવેત્તાઓ, માનવસ્વાતંત્ર્યના મહાન કવિ અને મહા કલાકાર શીલર જેવા માણસો અહીં થઈ ગયા છે. શક્તિ અને ઉષ્ણતા વચ્ચેના સંબંધની શોધથી જેણે આધુનિક યંત્રશાસ્ત્રનો સૈદ્ધાન્તિક પાયો નાખ્યો છે તે રૉબર્ટ મેયર પણ અહીં જ જન્મ્યા હતા.

આધુનિક યુગના દૃષ્ટિકોણથી તપાસીએ તો તે પ્રદેશ આર્થિક રીતે ગરીબ પ્રદેશ હતો. કોલસાનો અને કાચા લોખંડનો પુરવઠો બહુ જ ઓછો. પાણી અને તેમાંથી ઉત્પન્ન થતી વિદ્યુત-શક્તિનો પોતાનો જથ્થો પણ ઘણો ઓછો. વળી, પ્રદેશ ખૂબ ઊંચાણવાળો છે. ફરતી ફળદ્રુપ જમીનની થોડી પટ્ટીઓ છે, પણ આ બધાથી ખેડાણનું કામ ભારે મુશ્કેલ છે. વધારામાં વેર્ટેમબર્ગમા જન્મદરનું પ્રમાણ ઘણું ઊંચું, વારસા હક્કનો કાયદો પણ એવો, કે એક જાગીર બધા વારસદારો વચ્ચે મુક્તપણે અને સરખે હિસ્સે વહેંચાય. પરિણામે, ખેતરોના ખંડવિભાજન થાય અને મોટા પાયા ઉપર વસતિનું સ્થળાંતર થાય.

ભૌગોલિક પરિસ્થિતિમાં અને ત્યાં વસવાટ કરતાં લોકોમાં જો કે કોઈ ફેરફાર થયો નથી, પણ, છેલ્લાં સોએક વર્ષોમાં ઉપર બતાવેલી પરિસ્થિતિમાં ભારે ફેરફાર થઈ ગયો છે. ર્‍હાઈન નદીને મળતી નીકર નામની નાની નદીને ખોદાતે વહાણો અને નાની સ્ટીમરોને લઈ જઈ શકાય તેવી બનાવવામાં આવી છે.

વેર્ટેમબર્ગે ફ્રેડરિક લિસ્ટ જેવા મહા બુદ્ધિશાળી અને કર્મયોગી વીરને પણ પોતાની ભૂમિમાં જન્મ આપ્યો. રાજકીય સ્વાતંત્ર્યની ઝંખનાને કારણે ભારે તોફાની સંસદીય વિવાદોથી કંટાળીને તેણે આ પ્રદેશ છોડી દીધો હતો. પોતાની યુવાનીમાં, નાનાં નાનાં રાજ્યો વચ્ચેની પ્રણાલિકાગત સરહદોએ ઉઘરાવવામાં આવતા કરોના ઉન્મૂલન માટેના પ્રયત્નોમાં પહેલ કરનાર હતો. જર્મનીથી નીકળીને તે ઉત્તર અમેરિકા પહોંચ્યો. ત્યાં પણ શરૂઆતની બ્રિટિશ ઔદ્યોગિક શ્રેષ્ઠતાની સામેના સંરક્ષણવાદનો પ્રણેતા બન્યો. નવી જ શોધાયેલી અને દાખલ થયેલી રેલવે વાહનવ્યવહારની પદ્ધતિની ક્રાંતિકારી અને ઐકયકારી શક્તિનું ભાન પણ સૌ પ્રથમ તેને જ થયું.

અહીં એક મુદ્દો બરાબર યાદ રાખવા જેવો છે. જે રક્ષણવાદની હિમાયત પોતે કરતો હતો તે નવા ઊગતા જતા ઉદ્યોગપતિઓની આવકનું સાધન બને તે માટે નહિ, રાજ્ય માટેની નાણાકીય આવકના સાધન તરીકે પણ નહિ, પરંતુ જે જકાતની હિમાયત તેણે કરી હતી તે નવા ઊગતા ઉદ્યોગોને વધુ વિકાસની તક મળે તે માટે. ઔદ્યોગિક વિકાસની દૃષ્ટિએ, તે વખતનું જર્મની અને ખાસ કરીને વેર્ટેમબર્ગ તો, આજે સો વર્ષ પછી જેને આપણે 'અણવિકસિત પ્રદેશો' ગણીએ છીએ, તેવાં હતાં.

ફર્ડિનાન્ડ સ્ટેઇનબે નામનો ખાણોનો એક ઇજનેર ફ્રેડરિક લિસ્ટનો ખાસ ટેકેદાર હતો. ફ્રેડરિક લિસ્ટના વિચારોને આગળ ધપાવવા માટે ફર્ડિનાન્ડ સ્ટેઇનબેએ જે કામ કર્યું તે વિષે હું થોડુંક જણાવું. આ જે બાબતો આજે હું તમને જણાવું છું, તેની જર્મનીમાં પણ થોડી જ જાણ થયેલી છે. પણ મેં મારા શરૂઆતના અભ્યાસનો થોડોક ભાગ આના ઉપર જ કેન્દ્રિત કર્યો હતો.

ઈ.સ. ૧૮૪૭ના અરસામાં, ફ્રેડરિક લિસ્ટના દુઃખદ અવસાન બાદ એક જ વર્ષે વેર્ટેમબર્ગમાં એક 'વ્યાપાર ઉદ્યોગનું કેન્દ્રીય કાર્યાલય' સ્થાપવામાં આવ્યું. ઈ.સ. ૧૮૪૮માં જર્મનીનું રાજકીય રીતે એકીકરણ કરવાના એક વર્ષના પ્રયત્નો નિષ્ફળ ગયા તે જ સમયે, 'રાજકીય અર્થકારણની મહાસભા'માં પોતાના વતન અને વ્યાપાર ઉદ્યોગનો કેન્દ્રીય કાર્યાલયની વતી, સ્ટેઇનબેએ માગણી કરી, કે નવા સ્થપાનારા જર્મન સમવાયતંત્રના ઉદ્યોગોના કાજે

રક્ષણાત્મક જકાતો નાખવી જોઇએ. પણ બરાબર ૩૦ વર્ષ પછી જ્યારે બિસ્માર્કે ભારે ઊંચી જકાતોથી રક્ષણવાદને અમલમાં મૂકવો શરૂ કર્યો ત્યારે, સ્ટેઇનબેએ તેનો કટ્ટર વિરોધ કર્યો, કારણ કે સ્ટેઇનબેને એવો ડર હતો આ પ્રકારની નીતિ પરદેશના આંતરરાષ્ટ્રીય બજારોમાં જર્મન માલસામાનના વેચાણ સામે પ્રતિરોધ જગાવશે.

મોરચાનો થયેલા આ સદંતર ફેરફારનું શું કારણ હશે? પોતાના ક્ષેત્રમાં સ્ટેઇનબેએ ઘણી અસામાન્ય કેળવણીવિષયક નીતિ અપનાવી હતી. રાજ્યે ઉત્પાદનના ક્ષેત્રમાં પ્રવેશ કરવો એ તે સમયે સામાન્ય પ્રચલિત માન્યતા હતી. આવા સમયે સ્વતંત્ર વિકાસ કરવાની વ્યક્તિની ઇચ્છામાં શ્રદ્ધાવાળી પોતાની માન્યતા તેણે વચ્ચે ઘુસાડી. જે જે કારીગરોને સ્વતંત્રપણે વિકાસ કરવાની ઇચ્છા હોય, તે તે તેની પાસે આવી શકતા અને બેલ્જિયમ, ફ્રાન્સ કે ઇંગ્લંડથી આણેલ યંત્રો સ્ટેઇનબે પાસેથી મેળવી શકતા. બદલામાં તેઓએ રાજ્યને હપ્તામાં ભરણાં કરવાનાં રહેતાં, અને આમ તેઓ યંત્રોના માલિકો બનતા. આ સમયે એક શરત એ રાખવામાં આવતી, કે જે કોઇને આ યંત્રની કાર્યપદ્ધતિ જાણવી હોય તેને તે બતાવવી. આમ, સ્ટેઇનબેએ એવા ઔદ્યોગિક પ્રદર્શનકેન્દ્રોની સ્થાપના કરી, જ્યાં વિદેશોમાં વપરાતા વિવિધ યંત્રવિદ્યાવાળાં સાધનો અને તેમાંથી નીકળતી બનાવટોથી લોકોને માહિતગાર કરી શકાય. આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે ભરાતાં પ્રદર્શનોમાં હાજરી આપવા માટે હોંશિયાર લોકોને તે નાણાકીય સગવડ પણ આપતો. વળી, હોંશિયારીભર્યાં કામો કરનારને તે ઉત્સાહપ્રેરક વિશિષ્ટ ઇનામો આપતો. આયરિશ લોકોને રાજ્યના કર્મચારીઓ બનાવતો. તે સમયે આયરિશ લોકો વણાટના કામમાં નિષ્ણાત લેખાતા, જ્યારે જર્મનીમાં આ પ્રવૃત્તિને ગરીબ ગ્રામીણ પ્રજાની ફાજલ સમયની પ્રવૃત્તિ ગણવામાં આવતી હતી.

પરંતુ સ્ટેઇનબેની વધુ મહત્ત્વની સિદ્ધિ તો એ હતી, કે તેણે ગામડાંઓ અને શહેરોના સહકારથી બરાબર વ્યવસ્થિત એવી ઔદ્યોગિક તાલીમશાળાઓની સ્થાપના કરી. આવું જ કાંઇક તેણે બેલ્જિયમમાં પણ જોયેલું. જો કે 'રવિવારની શાળાઓ' તો જર્મનીમાં અહીં-તહીં ચાલતી જ હતી, પરંતુ સરકારની મદદથી સ્ટેઇનબેએ ગામડાં અને શહેરોના સહકારથી પ્રાથમિક શાળાનાં ચૌદ વર્ષથી આગળ વધુ અભ્યાસ માટે સાયંકાળની શાળાઓની વ્યવસ્થાનું આયોજન કર્યું. આમાં હેતુ એ હતો, કે સ્થાનિક જરૂરિયાતોને અનુરૂપ શિક્ષણ અને સંશોધન થાય, કાંઇક સાધનોથી સજ્જ એવાં મકાનોની સગવડ થાય, વિશિષ્ટ વિભાગોનું જ્ઞાન લેતા, ધરાવતા એવા શિક્ષકો શોધાય, અને કારીગરોમાંથી જે બુદ્ધિશાળી હોય તેને વિશિષ્ટ સગવડતા પણ અપાય. પણ આ બધામાં એક વાત એ અગત્યની હતી, કે આ બધું જ સ્વેચ્છાએ જ કરવાનું હતું.

વ્યક્તિગત રીતે નિર્ણયો લેવામાં ભારે વ્યવહારુ અને નિસ્વાર્થી સ્ટેઇનબે મૂળભૂત રીતે આદર્શવાદી ધારણાઓથી દોરાયો હતો; કારણ એ હતું, કે ધંધાકીય ક્ષેત્રોમાં પણ બની શકે તેટલે અંશે પૂર્ણતા હાંસલ કરવાની માનવઝંખનાનો તેને પૂરો ખ્યાલ હતો. પરિણામ એ આવ્યું, કે અમુક દસકાઓ પછી ઔદ્યોગિક સાહસોની વૃદ્ધિ થવાથી અમુક કક્ષાની ટેકિનકલ બાબતોની કાર્યદક્ષતા જ્યારે લગભગ અનિવાર્ય બની ત્યારે આવી ઔદ્યોગિક તાલીમશાળાઓમાં હાજરી આપવાનું રાજ્યે ફરજિયાત બનાવ્યું. ઔદ્યોગિક તાલીમશાળાનો સ્થાપક સ્ટેઇનબે પોતે શાળાતાલીમમાં ફરજિયાતપણાનું તત્ત્વ દાખલ થયું તેથી જરા પણ ખુશ ન હતો.

ઉપર જે પરિસ્થિતિ આપણે જોઈ તેને રાજ્યઆયોજિત અર્થકારણ નહિ કહી શકાય; કારણ કે અમુક નિયત સમય સુધીમાં ચાલુ માગને પહોંચી વળવા માટે ઉત્પાદન તેમજ રોકાણોના કોઈ લક્ષ્યાંકો નક્કી કરવામાં નહોતા આવ્યા. તે નીતિ તો એવી હતી, કે જે કોઈ વ્યક્તિ નવી બાબત લાવે તેને પ્રોત્સાહન આપવાની એ નીતિ હતી. તો પણ એટલું તો ચોક્કસ કે તે સમયના જે સ્વીકૃત આર્થિક સિદ્ધાંતો હતા તેથી તો ઘણી જ પ્રગતિશીલ નીતિ ગણી શકાય.

આમ બ્લેક ફોરેસ્ટ અને આલ્બ જેવા દૂરના પ્રદેશો સહિતના બીજા ઘણા ભાગોમાં, નાનાં નાનાં કારખાનાંઓ વિવિધ પ્રકારની મોટી ઔદ્યોગિક પેઢીઓ તરીકે ફૂલીફાલી દુનિયાભરમાં ખૂબ પ્રતિષ્ઠાપાત્ર બની. પણ આ સાથે બીજી એક સૂચક બાબત પણ વિકાસ પામી.

કેળવાયેલ કામદારોનો એક વર્ગ ઊભો થયો. અને એ તો જાણીતું જ છે કે કેળવાયેલ કામદારો કોઈ પણ સ્થળે ઔદ્યોગિક વિકાસમાં તેના હાર્દરૂપ જ ગણાય છે.

હવે અહીં વચ્ચે હું થોડીક વાત ખેતીવાડી વિભાગ વિષે કરી લઈશ. કાયદાની દૃષ્ટિએ વિચારીએ તો જર્મનીનું ખેતીવાટી માળખું ભારે વિવિધતાભર્યું હતું. ખેડૂતો પોતાની જમીન ઉપર છૂટથી ખેતી કરે અને ગામ સમસ્તની જમીનનો લાભ ભાગીદારીમાં ઉઠાવે, તેવી પરિસ્થિતિ તે સમયે હતી અને આજે પણ છે. વળી, એ વખતે સામંતશાહી પણ તેનાં સર્વ લક્ષણો સાથે અસ્તિત્વમાં હતી. સામંતશાહીમાં ગણોતિયાઓ જમીન ખેડતા, ગુલામ તરીકે પણ અમુક લોકોને કાયમ ખેતર ઉપર રાખવામાં આવતા અને તેઓને જમીનદારની જાગીરના વિકાસ માટે મહેનત કરવી પડતી.

વેર્ટમબર્ગમાં પરિસ્થિતિ જુદી હતી. મરનાર ખેડૂતની જાગીરને તેના વારસો વચ્ચે સરખે હિસ્સે વહેંચવામાં આવતી. પરિણામે, જમીનનું ઉપ-વિભાજન અને ખંડ-વિભાજન સામાન્ય હતાં, અને લોકોનું સ્થળાંતર પણ એટલું જ સામાન્ય બન્યું હતું. જ્યારે ઊગતા ઉદ્યોગો રોજગારી પૂરી પાડે, ત્યારે સ્થળાંતરનું પ્રમાણ ઘટતું. વળી, ઊલટાનું, મંદીના કાળમાં, આ નાનાં ખેતરો નજીવી પણ રોજગારી પૂરી પાડતાં અને સામાન્ય જીવનધોરણને ટકાવી રાખવામાં મદદ કરતાં. પછી થોડા સમયમાં જમીનદારી વિભાગોમાં ખેડૂતોને મુક્ત કરવાની ચળવળ શરુ થઈ. આ ચળવળની અસરો પ્રદેશ પ્રદેશ વચ્ચે એકરૂપ નથી માલૂમ પડી. જ્યારે પરતંત્ર ખેડૂતોને ઈ.સ. ૧૮૧૦ ૧૮૪૮ વચ્ચે સ્વતંત્ર બનાવવામાં આવ્યા ત્યારે બદલામાં પોતાની મુક્તિ માટે પોતાની જમીનનો ભાગ આપવો પડતો. બરાબર આ સમયે ગ્રામીણ વિભાગમાંથી મોટા પાયા પર વસ્તીતનું સ્થળાંતર શરૂ થયું.

જેમણે કાર્લ માર્ક્સના લખાણોનો અભ્યાસ કર્યો હશે, તેમને તો ખબર હશે જ કે માર્ક્સની માન્યતા એવી હતી કે મોટા પાયા પરની ઉત્પાદનપ્રથા ખેતીવાડી વિભાગમાં પણ વિકસે જ છે. અને માર્ક્સે "ઔદ્યોગિક અનામત લશ્કરી દળ"નો જે શબ્દપ્રયોગ કર્યો છે, તેમાં તેમણે ઔદ્યોગિક મજૂરો તથા ખેતમજૂરોનો પણ સમાવેશ કર્યો છે. માર્ક્સવાદ જાણે કે ધર્મ જ હોય એવા ઝનૂનથી તેનું પ્રતિપાદન કરવામાં આવે છે. પણ મને તો લાગે છે કે માર્ક્સવાદના સિદ્ધાંતો ઉપર તે સમયની પરિસ્થિતિની અતિ પ્રબળ અસર થયેલી છે.

ઈ.સ. ૧૮૪૮માં ઇટાલી, ફ્રાન્સ, ઑસ્ટ્રીયા, હંગેરી અને જર્મનીમાં ક્રાંતિઓ સર્જાઈ, તે પહેલાંના ૧૮૪૭ના વર્ષને જો હું વિચિત્ર કહું, તો તમને જરા કઢંગું લાગશે. પણ તે વર્ષે જે હકીકતો બની તે એકબીજાની વિરોધી છે. જેણે દુનિયાના ઇતિહાસ ઉપર ભારે પ્રભાવ પાડ્યો તે પુસ્તક કમ્યુનિસ્ટ મેનિફેસ્ટો (સામ્યવાદનો ચૂંટણીઢંઢેરો: Communist Manifesto) માર્ક્સ અને એન્જલ્સે લખ્યું, તે જ વખતે જર્મનીના એક નાના રાજ્યમાં "સેન્ટ્રલ ઑફિસ ફોર કૉમર્સ એન્ડ ઇન્ડસ્ટ્રી" (વ્યાપાર ઉદ્યોગની કેન્દ્રીય કચેરી) સ્થાપવામાં આવી. (આ કચેરીનું શું મહત્ત્વ છે તે આપણે જોઈ લીધું છે.) તે જ વખતે હ્રાઈનલૅન્ડના એક ગામડાના શિક્ષકે ગરીબ ખેડૂતોનાં દુઃખને પોતાનું માનીને એ દૂર કરવાના પ્રયાસો આદર્યા. આ શિક્ષક તે ફ્રેડરિક વિલ્હેમ રેફેઝન. રેફેઝનનું કુટુંબ મૂળ તો વેર્ટમબર્ગનું પણ, તેના પિતા ત્યાંથી સ્થળાંતર કરી ગયા હતા. વળી, તે જ વખતે સેન્ટ્રલ જર્મનીમાં આવેલ ડેલિશ ખાતે ન્યાયમૂર્તિ શુલ્ઝ નાના પરચૂરણ વેપારીઓ અને કારીગરોને એક કરવા પ્રયત્ન કરતા હતા.

જેમ સ્ટેઇનબેને વિષે મેં તમને કહ્યું તેમ રેફેઝનના સાહસિક સ્વભાવ વિષે હું તમને બહુ લંબાણપૂર્વક કહેવા ધારતો નથી. પણ જ્યારે જ્યારે ભારતના પ્રશ્નો વિષે સાંભળું છું, ત્યારે ત્યારે મને રેફેઝન જ યાદ આવી જાય છે. સમજુ અને ઈશ્વરથી ડરીને ચાલતા રેફેઝને નાના ખેડૂતોનું દુઃખ જોયું. આ દુઃખ શું હતું? જસ્ટસ લિબિગ અને બીજાઓ જેનો વિકાસ કરી રહ્યા હતા, તે આધુનિક યંત્રો અને રાસાયણિક ખાતરો ખેતીવાડી પદ્ધતિમાં ક્રાંતિકારક ફેરફારો લાવી રહ્યાં હતાં. આ પરિસ્થિતિમાં નાના, ગરીબ ખેડૂતો કેમ ટકી શકે?

એવે વખતે એક કામ રેફેઝને ઉપાડી લીધું. આ કામ કર્યું?

વાત આમ હતી. ૧૮૪૦ થી ૧૮૫૦નાં દસકા દરમિયાન ઇંગ્લેંડમાં ઔદ્યોગિકરણ અને શહેરીકરણની

પ્રક્રિયા ચાલી રહી હતી. તે વખતે ત્યાં રક્ષણાત્મક જકાત વિષે ભારે ઉહાપોહ ચાલી રહ્યો હતો. અંતે જ્યારે સર રૉબર્ટ પિલે મુક્ત વ્યાપારપ્રથા અમલમાં મૂકી, ત્યારે જ આ ઉહાપોહ બંધ થયો. પણ તે વખતે જર્મનીને ખેતીવાડીના રક્ષણ માટે જકાતની જરૂર નહોતી, કારણ કે જર્મની તો તે સમયે અનાજની નિકાસ કરતું હતું. પણ આ સમયને લગભગ ત્રીસેક વર્ષ થવા આવ્યાં ત્યારે મોટાં ભારે વહાણો બંધાવા લાગ્યાં, અને અમેરિકા (યુ. એસ. એ.)માં નવી જમીનને ખેડાણ નીચે લાવવામાં આવી ત્યારે આની અસર જર્મનીની આંતરિક અને વિદેશી સંબંધો અંગેની નીતિ ઉપર પડી.

જર્મનીમાં આ સમયે એવું બન્યું કે ઊગતા મૂડીવાદનો ભારે ધસારો ગ્રામીણ અર્થતંત્રને લાગ્યો અને ખેડૂતોને પોતાનાં ઢોરો તથા અનાજ સસ્તે ભાવે વેચી નાખવાની ફરજ પડવા લાગી. અને અહીંથી જ રેફેઝનની ખરી કામગીરીની શરૂઆત થઈ. રેફેઝને ગ્રામસમાજમાં, ખેડૂતોમાં સહકારની પદ્ધતિ દાખલ કરી અને સ્વેચ્છાએ પોતાનાં સાધનો એકઠાં કરીને આ પદ્ધતિથી ખેતીવાડીનું કામકાજ શરૂ કર્યું અને મૂડીવાદના પ્રબળ ધસારાની સામે ગરીબ પ્રજાને બચાવનું સાધન આપ્યું.

સહકારી પ્રવૃત્તિની શરૂઆતનો ઇતિહાસ હૃદયસ્પર્શી છે. શરૂઆતમાં મુશ્કેલી એ હતી કે ખેડૂતોને પોતાના હિસાબ-કિતાબ રાખતાં આવડતું નહોતું. આ કામ સ્વેચ્છાથી અનેક પાદરીઓ અને શિક્ષકોએ ઉપાડી લીધું. જો આ મદદ ન મળી હોત, તો કદાચ આ પ્રવૃત્તિ જ નિષ્ફળ નીવડી હોત. સામાજિક જવાબદારીમાંથી નિષ્પન્ન થયેલ એકતાની ભાવના આ વૈજ્ઞાનિક અને અભિનવ પ્રયોગમાં ઉપયોગમાં આવી. અતૂટ વિશ્વાસ અને વ્યાવહારિક વિચારોવાળા એક સામાન્ય માનવીનો નાનો શો પ્રયોગ અખિલ રાષ્ટ્રીય ધોરણે વિકાસ પામી ચૂક્યો. આ પ્રયોગમાંથી તો ધીરાણની મહાન સંસ્થા તથા બિયારણ અને ખાતર, યંત્રો અને ઓજારો વ.ના ખરીદ-વેચાણની સગવડો ઊભી થઈ. શાકભાજી તથા ફળફળાદિ વસ્તુઓની કાળજીપૂર્વક સાચવણી માટે સંગ્રહાલયોની સગવડો પણ આમાંથી જ નિષ્પન્ન થઈ શકી. આમ ૧૮૪૦ પછીના જર્મનીમાં જ્યારે દુષ્કાળ, અને અછતનું વાતાવરણ પ્રસર્યું હતું, ત્યારે દુઃખમુક્તિના એક નમ્ર પ્રયાસમાંથી જન્મેલી આ પ્રવૃત્તિએ સ્વાવલંબન અને આપમેળે વિકાસના પરિબળોને જન્મ આપ્યો.

લગભગ એક સો વર્ષ પહેલાંના મારા વતનના ખેતીવિષયક અને ઔદ્યોગિક ઇતિહાસ વિષે મેં તમને જે કહ્યું, તેમાંથી કોઈ હું તમારી સમક્ષ નમૂના તરીકે મૂકવા માગતો નથી. કારણમાં આપણે જોયું છે, કે બે પ્રદેશો (વર્ટેમબર્ગ અને ભારત) વચ્ચેના કદમાં ભારે તફાવત છે— આબોહવા, ભૌગોલિક પરિસ્થિતિ, લોકોની ટેવો તથા રીતરિવાજોમાં પણ ભારે તફાવતો છે. વળી, અધૂરામાં પૂરું, ઉત્પાદનની રીતો અને તે માટેની જરૂરી પ્રાથમિક પરિસ્થિતિમાં પણ ભારે તફાવત છે.

પણ ભારતના ગ્રામ વિભાગને વિકસાવવાના તમારા અથાગ અને ઉદ્દામ પ્રયત્નો વિષે જ્યારે જ્યારે હું વાંચું છું કે સાંભળું છું, ત્યારે ત્યારે મારા પર તેનો હૃદયંગામી પ્રભાવ પડે છે. 'સામૂહિક વિકાસ યોજનાઓ' અને 'રાષ્ટ્રીય વિસ્તરણ સેવા' જેવા મહાન પ્રયત્નો ભારે લાગણી જન્માવે છે. હું એમ ચોક્કસ માનું છું, કે શાંતિમય સાધનો વડે શાંત સામાજિક ક્રાંતિનાં પગરણ તમે માંડ્યાં છે, જે લોકશાહીના તત્ત્વને ખૂબ ઉત્સાહપ્રેરક છે. વળી, આંતરિક અને બાહ્ય સ્વાતંત્ર્યની સિદ્ધિને હાંસલ કરવા મથામણ કરતાં વિશ્વને તમે એક શક્તિશાળી ઉદાહરણ પૂરું પાડ્યું છે.

હવે છેલ્લો મુદ્દો કહી લઉં. એક વાત સ્પષ્ટ છે, કે સમયનાં વહેણથી પરિસ્થિતિમાં ધરખમ ફેરફારો થઈ ગયા છતાં જે બુનિયાદી પરિબળો છે, તે ૧૯મી સદીમાં પણ તે જ હતાં અને આજે પણ તે જ છે. આ બુનિયાદી તત્ત્વ કેવું છે? જે સમાજમાં પોતે જન્મ્યાં છે, તે સમાજની સેવા, પોતાનાથી અને પોતાની વિદ્યાથી, બની શકે તેટલી વધુ કરવા માટે માણસો મળી રહેવાં જોઈએ. જો આ માનવ-પરિબળ, માનવસંપત્તિની ખામી હશે, તો સહનશીલ સામાજિક સમાનતાવાળી લોકશાહી તરફની પ્રગતિ વેરવિખેર બની જશે. અને તે પણ ક્યારે? જ્યારે આવી લોકશાહી રાષ્ટ્રો વચ્ચેના મુક્ત સંબંધો વિકસાવવા અનિવાર્ય બની છે, ત્યારે. અને પરિણામ? તે તો તમે કલ્પી શકો છો.

# ભારતમાં આંકડાશાસ્ત્ર [Indian Statistics]-૭

## વિવિધ આંકડા (Various Statistics)

ડી. એસ. સેવક

[આંકડાશાસ્ત્ર અને ગણિતશાસ્ત્રના વ્યાખ્યાતા, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

હવે ભારતમાં મેળવાતા કેટલાક ગૌણ આંકડાઓ વિષેની માહિતી તપાસીએ અને ભારતીય આંકડાઓની ગુણવત્તા અને ચોકસાઈની બાબતના કેટલાક મુદ્દાઓ વિચારીએ.

### ઉદ્યોગોના આંકડા [Industrial Statistics]:

ભારત ખેતીપ્રધાન દેશ છે. બીજા વિશ્વયુદ્ધ પહેલાં ઉદ્યોગોનો વિકાસ અને તેનું મહત્ત્વ અત્યારનાં જેટલાં ન હતાં. બ્રિટિશ સરકારને દેશના વિકાસ કરતાં પોતાનો વિકાસ કરવામાં જ રસ હતો. દેખીતી રીતે જ, આ બધાં કારણોને લીધે બ્રિટિશ સરકારે ઉદ્યોગો સ્થાપવામાં, તેને વિકસાવવામાં કે તેને પ્રોત્સાહન આપવામાં સક્રિય ભાગ લીધો ન હતો. બીજા વિશ્વયુદ્ધ દરમિયાન અને ત્યારબાદ જ ભારતનું અર્થતંત્ર ઉદ્યોગો તરફ વળ્યું. થોડાઘણા છૂટાછવાયા ઉદ્યોગોને સ્થાને મોટા વ્યવસ્થિત ઉદ્યોગો શરૂ થયા. આ અગાઉ ખાનગી સંસ્થાઓ દ્વારા તત્કાલીન ઉદ્યોગોને લગતા આંકડાઓ મેળવાતા હતા પરંતુ તેને આધારભૂત ગણી શકાય એમ નથી.

બીજા વિશ્વયુદ્ધ બાદ જ સરકારે ઉદ્યોગોના આંકડા વ્યવસ્થિત રીતે મેળવવાની શરૂઆત કરી. ૧૯૪૨માં 'Industrial Statistics Act' પસાર કરવામાં આવ્યો. આ કાયદો પસાર કરવાનો મુખ્ય હેતુ સરકારને ઉદ્યોગ વિષેના આંકડાઓ મેળવવા માટે કાયદાનો આધાર આપવાનો હતો. આ પહેલાં ઉદ્યોગો માટે માહિતી પૂરી પાડવાનું મરજિયાત હતું. આથી ઘણા ઉદ્યોગો માહિતી પૂરી પાડતા નહિ અથવા તો સરકારની આ પ્રકારની આંકડાઓ આપવાની માગણીને શંકાની નજરે જોતા અને ખોટી માહિતી પૂરી પાડતા. આ કાયદો થવાથી ઉદ્યોગો માટે માહિતી પૂરી પાડવાનું ફરજિયાત બન્યું. ૨૦ અથવા ૨૦થી વધુ માણસોવાળા અને પાવરનો ઉપયોગ કરતા બધા જ ઉદ્યોગોને આ કાયદો લાગુ પાડવામાં આવ્યો. આ કાયદાથી રાજ્યોને પણ સત્તા મળી. આ સત્તાને આધારે કારખાનાં, મજૂરો અને મજૂર-કલ્યાણની પ્રવૃત્તિઓને લગતી કોઈપણ માહિતી સહેલાઈથી મેળવી શકાય એવો ઇરાદો રાખવામાં આવ્યો હતો. મજૂર-કલ્યાણ અને મજૂરોની પરિસ્થિતિ અંગે વસ્તુઓના ભાવ, હાજરી, વસવાટ સ્થિતિ, મજૂરોનું દેવું, ઘરભાડું, વેતન અને કમાણી, પ્રોવિડન્ટ ફંડ અને તેવા અન્ય રોકડ તથા બિનરોકડ લાભો, કામના કલાક, રોજગારી તથા બેકારી અને ઔદ્યોગિક ઝઘડાઓને લગતી માહિતી મેળવવામાં આવતી હતી. 'Indian Factories Act 1934'માં આવરી લેવાયેલ બધા જ ઉદ્યોગોને આ કાયદામાં સમાવી લેવામાં આવ્યા હતા. આ કાયદો ૧૯૪૨માં પસાર થવા છતાં તેનો અમલ તો ૧૯૪૫માં જ્યારે Directorate of Industrial Statistics ની સ્થાપના થઈ ત્યારથી જ શક્ય બન્યો.

### ઉદ્યોગોની વાર્ષિક ગણતરી:

૧૯૪૨ પહેલાં ઉદ્યોગોની સામાન્ય માહિતી, ઉત્પાદન તથા ભાવ, પાવરની વપરાશ અને ગૃહઉદ્યોગોની માહિતી મેળવાતી હતી. સામાન્ય માહિતીમાં કારખાનાંઓની સંખ્યા, તેમાં કામ કરતા માણસો અને મૂડી રોકાણની વિગતો મુખ્ય હતી.

૧૯૪૨ના કાયદા બાદ, ૧૯૪૫માં સ્થપાયેલ Directorate of Industrial Statistics દ્વારા ૧૯૪૬થી ઉદ્યોગોની વાર્ષિક ગણતરી થવા લાગી. અને આ માટેના નીતિનિયમો નક્કી થયા. સૌ પ્રથમ મુંબઈ રાજ્યે ઉત્પાદક ઉદ્યોગોને માટે કેટલાક નિયમો ઘડ્યા, જેનો ઉપયોગ સમગ્ર ભારત માટે કરવામાં આવ્યો. આ પ્રકારની ગણતરી પ્રત્યેક વર્ષે થાય છે અને પરિણામો રિપોર્ટના સ્વરૂપમાં પ્રસિદ્ધ થાય છે.

ડિસેમ્બર માસ પહેલાં ખાંડ ઉદ્યોગ સિવાયનાં બધાં જ કારખાનાંના માલિકોને રાજ્યના અધિકારીઓ દ્વારા નિયત ફોર્મમાં તેમના ઉદ્યોગોને લગતી માહિતી મુકરર તારીખ પહેલાં મોકલી આપવાની નોટિસ આપવામાં

આવે છે. રાજ્ય બહારનાં કારખાનાંઓ માટે નફા-તોટાનો હિસાબ, મેનેજિંગ ડાયરેક્ટરોનો રિપોર્ટ વગેરે મંગાવાય છે. ખાંડ ઉદ્યોગ માટે આ પ્રકારની અલગ વ્યવસ્થા છે. માહિતી આપવાનો ઇન્કાર કરનાર કે ખોટી માહિતી આપનારનો દંડ કરવાની જોગવાઈ છે. માહિતી ખાનગી રહેશે એવી બાંહેધરી અપાય છે. રાજ્યે મોકલેલ ત્રણ ફોર્મમાંથી બે ફોર્મ અંગ્રેજીમાં ભરીને પાછાં મોકલવાનાં હોય છે.

આ ફોર્મની રચના માટે રાજ્ય સરકારોની અને ઉદ્યોગોના પ્રતિનિધિઓની સલાહ લેવામાં આવી હતી. મુખ્યત્વે U. K. અને U. S. A.નાં આ પ્રકારનાં ફોર્મનું અનુકરણ કરવામાં આવ્યું હતું. ફોર્મના મુખ્ય ૭ વિભાગોમાં પહેલા ચાર વિભાગો બધા ઉદ્યોગો માટે સામાન્ય હતા. કાચો માલ અને ઉત્પાદનના વિભાગોની માહિતી જ ઉદ્યોગો પ્રમાણે જુદી પડતી હતી.

**વિભાગ A:** કારખાનાનું નામ, સરનામું, માલિકનું નામ, મેનેજિંગ ડાયરેક્ટરની માહિતી.

**વિભાગ B:** કારખાનાનું નાણાકીય માળખું અને મૂડી રોકાણ, સ્થિર મૂડી, ઉત્પાદક મૂડી અને કાર્યશીલ મૂડી વિષેની વિગતો.

**વિભાગ C:** વર્ષ દરમિયાન કામે રોકાયેલ માણસો, કામના કુલ કલાક, કામના સરેરાશ દિવસો, પગાર અને વેતનનો દર, રોકડ અને બિનરોકડ લાભો, કામદારોનું સ્ત્રી, પુરુષો અને બાળકોમાં વર્ગીકરણ, ગેરહાજરી, દંડ અને અન્ય નુકસાન, કોન્ટ્રાક્ટરો દ્વારા અને કારખાના દ્વારા કામે રખાયેલ માણસોની માહિતી વગેરે.

**વિભાગ D:** ખરીદાયેલ અને વપરાયેલ શક્તિનો જથ્થો (બળતણ, વીજળી, કોલસો, ગેસ, પાણી, Lubricating materials વગેરે) અને તેનું મૂલ્ય.

**વિભાગ E:** વર્ષ દરમિયાન વપરાયેલ કાચા માલનો જથ્થો અને તેનું મૂલ્ય, પેકિંગ વગેરેનું ખર્ચ, ઘસારા અંગેની રકમ વગેરે.

**વિભાગ F:** ઉદ્યોગે કરેલો ચોખ્ખો મૂલ્ય-વધારો (Value added), ઉત્પાદન અને પેટા ઊપજનો જથ્થો અને તેનું મૂલ્ય.

દેશની આર્થિક નીતિ ઘડવામાં વ્યવહારિક રીતે મદદરૂપ થાય એવી સઘળી માહિતી આ ગણતરી દ્વારા મેળવાય છે. આ ગણતરી કરવાના મુખ્ય હેતુઓમાં નીચેના ગણાવી શકાય.

૧. જુદા જુદા ઉત્પાદક ઉદ્યોગો વ્યક્તિગત રીતે અને સામૂહિક રૂપે ભારતની રાષ્ટ્રીય આવકમાં કેટલો મહત્ત્વનો ફાળો આપે છે તે જાણવા.

૨. ઉદ્યોગોના માળખાનો વ્યવસ્થિત અભ્યાસ કરવા. યોજના ઘડતી વખતે કયા ઉદ્યોગો અવિકસિત છે કે અલ્પવિકસિત છે તે જાણીને તે ઉદ્યોગોના વિકાસને વેગ આપવા.

૩. જુદા જુદા ઉદ્યોગોના ઉત્પાદનની વ્યવસ્થિત નોંધ રાખવા અને

૪. ભારતીય ઉદ્યોગો પર અસર કરતાં પરિબળોનો અભ્યાસ કરવા.

આ બધા હેતુઓને લક્ષમાં રાખી, ૧૯૪૬માં ઘડાયેલા નિયમોને આધારે કારખાનાંની સંખ્યા, ઉત્પાદક મૂડી, રોજગારી, વેતન અને પગાર, કાચો માલ, ઉત્પાદનનું મૂલ્ય અને ઉદ્યોગે કરેલો ચોખ્ખો મૂલ્ય-વધારો શોધવામાં આવે છે. U. K. અને U. S. A.ની સરખામણીમાં આ માહિતીને અધૂરી કહી શકાય. અમેરિકામાં દેશના નવ વિભાગો પાડી કારખાનાના ધોરણે વિગતવાર માહિતી મેળવાય છે. ભારતમાં વેપારના કે કંપનીના ધોરણે માહિતી મેળવવામાં આવે છે. નિયમોમાં તૈયાર કરેલ ઉદ્યોગોના ૬૩ સમૂહોમાંથી કેવળ ૨૮ સમૂહોની માહિતી જ એ રિપોર્ટના સ્વરૂપમાં પ્રસિદ્ધ થાય છે (અગાઉ ૨૯ સમૂહો માટે).

૧૯૪૬ પહેલાંની પરિસ્થિતિમાં સારો એવો સુધારો થયો હોવા છતાં અસ્તિત્વ ધરાવતા ૬૩ સમૂહોને સમગ્ર રીતે આવરી લેવાતા નથી. ઔદ્યોગિક પ્રવૃત્તિના અમુક ભાગની જ માહિતી મેળવાય છે. આ ૬૩ સમૂહોમાં પણ અમુક ઉદ્યોગોનો સમાવેશ થયેલ નથી. પ્રશ્નાવલિ અને ફોર્મ યુ. કે. અને યુ. એસ. એ.નાં ફોર્મનું અનુકરણ કરીને તૈયાર કરેલ હોવાથી તે ભારતની આર્થિક અને ઔદ્યોગિક પરિસ્થિતિને અનુકૂળ નથી. ઉત્પાદકો સહેલાઈથી માહિતી પૂરી પાડતા નથી. કેટલાક તો જાણી

જોઈને માહિતી ન આપી દંડ ભરે છે! ભારતમાં ઔદ્યોગિક એકમો ઘણા નાના છે, ગૃહઉદ્યોગોનું પ્રમાણ વિશેષ છે. આ બધા ઉદ્યોગોની માહિતી મેળવી શકાતી નથી. વળી, રાજ્ય સરકાર કે કેન્દ્ર સરકાર દ્વારા ચાલતા ઉદ્યોગો અને તાલીમ આપતી ઉત્પાદક સંસ્થાઓનો પણ આ પ્રકારની ગણતરીમાં સમાવેશ થતો નથી. ફોર્મ અને પ્રશ્નાવલિ અંગ્રેજીમાં હોવાથી સામાન્ય રીતે ઓછું ભણેલા ઉત્પાદકોને જવાબ આપવામાં મુશ્કેલી પડે છે. સાથે પ્રાદેશિક ભાષામાં પણ પ્રશ્નો છાપવા જરૂરી છે. આમ, આ ગણતરી વ્યાપક હોવા છતાં સંપૂર્ણ નથી.

વાર્ષિક ગણતરીનાં પરિણામો આઠ-નવ મહિના બાદ પ્રસિદ્ધ થતાં હોવાથી ટૂંકા ગાળાના ફેરફારોનો અભ્યાસ કરવાનું અને તાજા આંકડાઓ મેળવવાનું શક્ય બનતું નથી. આ ખોટ પૂરી કરવા માટે ૯૦ જેટલા ઉદ્યોગો પાસેથી ઉત્પાદન અંગેની માહિતી મરજિયાત રીતે દર મહિને મેળવાય છે. ૧૯૪૬ પહેલાં પણ આ પ્રકારની માહિતી DCIS દ્વારા મેળવાતી અને 'Monthly Statisitics of Production of selected Industries of India'માં પ્રસિદ્ધ થતી. હાલમાં Diretorate of Industrial Statistics આ માહિતી મેળવે છે. ૯૦ ઉદ્યોગોને ખાણઉદ્યોગ, ઉત્પાદન, વીજળી તથા પાવર – એવા ત્રણ વિભાગમાં વહેંચેલ છે. સૌથી મોટા ઉત્પાદનના વિભાગમાં ઘઉંનો આટો, ખાંડ, વનસ્પતિ, સિગારેટ, કાપડ, પગરખાં, કાગળ, ચામડું, રબરની વસ્તુઓ, રસાયણ, કાચ, સિમેન્ટ, લોખંડ અને પોલાદ, મશીનરી, વીજળીનો સામાન, ટ્રાન્સપૉર્ટનાં સાધનો વગેરે ઉદ્યોગોનો સમાવેશ થાય છે. આ સઘળી માહિતી મરજિયાત રીતે મેળવાતી હોવાથી આંકડાઓની સરખામણી કરવા માટેનું જરૂરી સાતત્ય જળવાતું નથી. વળી, નાના ઉદ્યોગો અને એકમોની માહિતી મળતી નથી. આ પ્રકાશન ઉત્પાદનના આંકડાઓની સાથે ઉદ્યોગોની શક્તિ (capacity)ની માહિતી તેમજ ઉત્પાદનના આંક પણ પૂરા પાડે છે. આંકડાઓ મેળવવા જુદી જુદી સરકારી અને બિનસરકારી સંસ્થાઓની મદદ લેવાય છે.

### ઉત્પાદક ઉદ્યોગોની નિદર્શ તપાસ:

આ પ્રકારની તપાસ NSS દ્વારા જ થાય છે. સંપૂર્ણ ગણતરીનાં પરિણામોની ચકાસણી કરવાનો ઇરાદો રાખવામાં આવે છે. ઉત્પાદક ઉદ્યોગોની આ નિદર્શ તપાસનાં ૭ રાઉન્ડ ડિસેમ્બર ૧૯૫૮ સુધીમાં પૂરાં થયાં છે. પાંચમા રાઉન્ડમાં રજિસ્ટર થયેલા ઉદ્યોગોની યાદીમાંથી ફક્ત ૩૯ ઉદ્યોગોનો જ સમાવેશ થયો હતો. છઠ્ઠા રાઉન્ડમાં વિમાન ઉદ્યોગ, હથિયાર અને દારૂગોળા સિવાયના બધા જ ઉદ્યોગોને આવરી લેવામાં આવ્યા હતા આ ઉપરાંત, કોલસાની ખાણોની માહિતી મેળવાઈ હતી.

૧૯૪૮ના Indian Factories Act મુજબ નોંધાયેલા અને ૧૯૫૧ના કાયદા મુજબ નોંધાયેલા બધા ઉદ્યોગોમાંથી નમૂનો પસંદ કરવામાં આવે છે. તપાસનું ક્ષેત્ર ઉદ્યોગોની વાર્ષિક ગણતરીના ક્ષેત્ર કરતાં ઘણું જ વિશાળ હોવાથી રાષ્ટ્રીય આવક સમિતિ પણ ઉત્પાદન અંગેનાં પરિણામો માટે આ તપાસ ઉપર જ આધાર રાખે છે. આમ છતાં, વાર્ષિક ગણતરીની સમગ્ર પદ્ધતિને પણ અવગણી શકાય એમ નથી. સંપૂર્ણ ગણતરી પદ્ધતિમાં આવતી બધી જ ખામીઓ દૂર કરાય તો પણ નિદર્શ તપાસ ચકાસણી માટે જરૂરી છે. પ્રાદેશિક નિયોજન માટે ઉદ્યોગોના માળખાનો તલસ્પર્શી અભ્યાસ, ઔદ્યોગિક કાર્યક્ષમતા, ઉદ્યોગોનો વિકાસ, ઉદ્યોગો અને ઉત્પાદન ઉપરનું નિયંત્રણ વગેરે બાબતોની માહિતી નિદર્શ તપાસ દ્વારા સંપૂર્ણ રીતે મેળવી શકાતી નથી. તેથી આ બધી બાબતોની માહિતી માટે સમગ્રની ગણતરી કરવી પડે છે. આમ, બન્ને પદ્ધતિનો યોગ્ય રીતે ઉપયોગ કરવો જરૂરી છે.

### ૧૯૫૩નો કાયદો:

૧૯૪૨-'૪૩નો કાયદો રાષ્ટ્રીય આવકમાં ફાળો આપતા બધા જ અગત્યના ઉદ્યોગોને આવરી લેતો ન હતો. આથી ૧૯૫૩માં Collection of Statistics Act નામનો કાયદો પસાર કરવામાં આવ્યો. આ કાયદામાં ૧૯૪૨ના કાયદાની બધી જ વિગતો અને ૧૯૪૬ના ઉદ્યોગોની ગણતરીના નિયમોનો સમાવેશ કરવામાં આવ્યો હતો. આ કાયદાને આધારે સરકાર કોઈપણ ઉદ્યોગ પાસેથી માહિતી મેળવી શકે છે. ઉદ્યોગો ઉપરાંત (૧) વિદેશો સાથેના વેપારધંધા, (૨) આંતરરાજ્ય વેપારધંધા (૩) રજિસ્ટર્ડ વેપારી પેઢીઓ, વીમા કંપનીઓ, બૅંકો વગેરે અને (૪) શેરબજારો સાથે સંકળાયેલ એકમોની માહિતી

પણ મેળવી શકાય છે. આ રીતે, સરકાર નીચેની કોઈપણ માહિતી મેળવવા માટે ઉદ્યોગો ઉપર દબાણ લાવી શકે છે:

(અ) કોઈપણ ઉદ્યોગ કે ઉદ્યોગના વર્ગને લગતી કોઈપણ બાબત (બ) કોઈપણ વેપારી કે ઔદ્યોગિક સંસ્થા કે ફેક્ટરીને લગતી કોઈપણ બાબત (ક) વસ્તુઓના ભાવ, હાજરી, વેતન, કામના કલાક, રોજગારી, બેકારી, ઝઘડાઓ, મજૂર કલ્યાણ અને મજૂરોની પરિસ્થિતિ વિષેની માહિતી.

નવેમ્બર, ૧૯૫૬માં અમલમાં આવ્યો હોવા છતાં તેનો ઉપયોગ આંકડાઓ મેળવવામાં થતો નથી. નિયમો અને પેટાનિયમોને હજીસુધી અંતિમ સ્વરૂપ આપવામા આવ્યું નથી. આ કાયદો અમુક જ ઉદ્યોગોને લાગુ પાડવામાં આવશે. ૧૯૫૬ની ઉદ્યોગોની પ્રથમ યાદીમાના ઉદ્યોગો કે જેમાં ૫૦ કે તેથી વધુ માણસો કામ કરતા હોય અને પાવરનો ઉપયોગ થતો હોય અથવા જેમાં ૧૦૦ કે તેથી વધુ માણસો કામ કરતા હોય તેને લાગુ પાડવામાં આવનાર છે. રાજ્યની માલિકીના ઉદ્યોગોને આ કાયદામાં સમાવી લેવાયા છે. ૧૯૬૦ સુધીમાં આ કાયદાનો વ્યવસ્થિત અમલ શરૂ થઈ ગયો હતો. જમ્મુ અને કાશ્મીર સહિત સમગ્ર ભારતને આ કાયદામાં આવરી લેવામાં આવ્યો છે.

આ બધી તપાસ ઉપરાંત, નીચેનાં સરકારી અને બિનસરકારી પ્રકાશનો પણ ઉદ્યોગોને લગતી માહિતી પૂરી પાડે છે:

(૧) Large Industrial Establishments in India (વાર્ષિક): પહેલાં DCIS દ્વારા અને ૧૯૪૬ બાદ લેબર બ્યૂરો દ્વારા પ્રસિદ્ધ થતા આ પ્રકાશનમા ફેક્ટરીઓને લગતી માહિતી પ્રસિદ્ધ થાય છે. કાપડ; એન્જિનિયરીંગ; ખનીજ અને ધાતુઓ; ખોરાક, પીણાં અને તમાકુ; રંગ અને રસાયણો; કાગળ અને છાપકામ; લાકડાં, પથ્થર અને કાચનું કામ; ચામડાં અને પરચૂરણ એવા નવ વિભાગો પાડવામાં આવ્યા છે. ફેક્ટરીઓનાં નામ, તેનું રાજ્યવાર અને ઉદ્યોગવાર વર્ગીકરણ, કામદારોની દૈનિક સરેરાશ સંખ્યા અને ફેક્ટરીઓના મહત્ત્વને લગતી માહિતી પ્રસિદ્ધ થાય છે. આ પ્રકાશનમાં ૨૦થી વધુ માણસો કામ કરતા હોય એવી ફેક્ટરીઓની માહિતી જ અપાય છે. આથી માહિતી સંપૂર્ણ નથી. વળી, ફેક્ટરીઓનું વર્ગીકરણ પણ યોગ્ય રીતે થયેલું નથી.

(૨) Statistical Abstract of India (વાર્ષિક): આ સરકારી પ્રકાશનનો ઉદ્યોગોના આંકડાનો વિભાગ ફેક્ટરીઓનું વર્ગીકરણ, કામદારોનું વય અને જાતિ પ્રમાણે વર્ગીકરણ, રજાઓ, અકસ્માત, કાનૂનભંગ, રોજગારી વગેરેની લગતી માહિતી પૂરી પાડે છે. ગરમ અને સુતરાઉ કાપડ તથા કાગળની મિલોની સંખ્યા, તેમનું મૂડી રોકાણ, કાચા માલની વપરાશ અને ઉત્પાદનના આંકડાઓ પણ આ પ્રકાશનમાંથી મળી શકે.

(૩) Monthly Statistics of Production of Certain Selected Industries in India (માસિક): શણ, કાગળ, લોખંડ અને પોલાદ, ખાંડ, દીવાસળી, પેટ્રોલ, કેરોસીન, સિમેન્ટ, ઘઉંનો આટો, વગેરે ઉદ્યોગોના ઉત્પાદનના આંકડાઓ ૧૯૪૦ સુધી DCIS દ્વારા પ્રસિદ્ધ થતા આ માસિક પ્રકાશનમાં આપવામાં આવતા હતા. ખાંડ અને દીવાસળી ઉદ્યોગના આંકડાઓ તે અંગેના કાયદાને કારણે ચોક્કસ છે. આ સિવાયના આંકડાઓ અધૂરા છે.

(૪) Indian Trade Journal (અઠવાડિક): પ્રકાશક–DCIS

(૫) Journal of Trade and Industry: પ્રકાશક Directorate of Industrial Statistics. ઉત્પાદન, વપરાશ, આયાત-નિકાસ અને ઔદ્યોગિક પ્રગતિની માહિતી આ પ્રકાશન પૂરી પાડે છે.

(૬) Reserve Bank of India Bulletin (માસિક): ઉત્પાદન અને તેના આંક આ પ્રકાશનમાંથી મળી શકે.

(૭) Statistcs of Factories

(૮) Monthly Statistics of Cotton, Spinning & Weaving in Indian Mills વગેરે

આ ઉપરાંત, ઔદ્યોગિક પ્રવૃત્તિ, ઉત્પાદન અને તેને લગતા નીચેના આંક પણ નોંધપાત્ર છે:

1 Index Number of Industrial Production

2 Ministry of Commerce & Industries series
3 'Eastern Economist' series
4 'Capital' Index of Industrial activity
5 Index Number of Industrial Profit

### વેપારના આંકડા (Trade Statistics)

વેપારને લગતા આંકડાઓ DCIS મેળવે છે અને તે શરૂઆતથી જ ચોક્કસ મનાય છે. આ આંકડાઓ રાજ્યની વહીવટી પ્રવૃત્તિની પેટાઊપજ છે. દા. ત. આ પ્રકારના ઘણાખરા આંકડા રેલવે, કસ્ટમ અને જકાત ખાતાની નોંધનું સંકલન કરીને તૈયાર કરવામાં આવે છે.

નીચેની બાબતોના આંકડાઓ મેળવાય છે:

### (૧) આંતર્દેશીય વેપાર (Inland Trade):

એક રાજ્યમાંથી બીજા રાજ્યમાં માલની જે હેરફેર થાય છે તે અંગેની માહિતી DCIS દ્વારા પ્રસિદ્ધ થતી. આર્થિક સંજોગોને કારણે ૧૯૨૨થી આ પ્રકાશન બંધ કરાયું. ત્યારબાદ આ આંકડાઓ 'Accounts relating to the Inland (Rail and River borne) Trade in India' નામના ત્રૈમાસિક પ્રકાશનમાં પ્રસિદ્ધ થાય છે. માહિતી આપતી વસ્તુઓને ૩૦ જેટલા સમૂહોમાં વર્ગીકૃત કરવામાં આવે છે. અને માહિતી બ્લોક અને સમૂહ–એ બંને દર્શાવતા દ્વિવિધ કોષ્ટકના સ્વરૂપમાં નોંધવામાં આવે છે. સામાન્ય રીતે એક બ્લોકમાં એક રાજ્યનો સમાવેશ થાય છે. વેપારની માહિતી જુદાં જુદાં હકીકતપત્રકોમાંથી મેળવાય છે અને રેલવે તથા સ્ટીમર દ્વારા થતી માલની હેરફેર નોંધાય છે. કુલ જથ્થો દર્શાવતી વખતે પેકિંગ વગેરેનો સમાવેશ થતો નથી. આ માહિતી આપતી વખતે ત્રણ મુદ્દાઓ લક્ષમાં રાખવામાં આવે છે:

(૧) આંતર રાજ્ય વેપાર (૨) બંદરો વચ્ચેની હેરફેર અને (૩) રાજ્યોના બંદરો સાથેના વેપારની માહિતી.

### (૨) છૂટક વેપારની માહિતી

આંતર્દેશીય વેપારની માહિતી મુખ્યત્વે જથ્થાબંધ વેપારના આંકડાઓ જ પૂરા પાડે છે. આર્થિક દૃષ્ટિએ છૂટક વેપારનું પણ મહત્ત્વ છે, પરંતુ ભારતમાં છૂટક વેપારની માહિતી મેળવવા માટે કોઈ વ્યવસ્થિત તંત્ર નથી. આથી આ આંકડાઓ મેળવવામાં ખૂબ જ મુશ્કેલી પડે છે. કેટલીક વખત જથ્થાબંધ અને છૂટક વેપારને જુદા પાડવાનું પણ શક્ય હોતું નથી. ઘણા ઉત્પાદકો અને જથ્થાબંધ વેપારીઓ પણ છૂટક વેપાર કરે છે પણ તેની નોંધ રાખતા નથી. ગ્રાહકો પણ જથ્થાબંધ ભાવ અને વળતરનો લાભ મેળવવા કેટલીક વખત જથ્થાબંધ વેપારીઓ પાસેથી છૂટક માલ ખરીદે છે. નાના વેપારીઓ અને ફેરિયાઓનો છૂટક વેપાર આખા દેશમાં ફેલાયેલો છે, જેની નોંધ રાખી શકાતી નથી. આમ, ઉત્પાદક પાસેથી ગ્રાહક પાસે પહોંચતાં માલ જે હાથોમાંથી પસાર થાય છે તે દરેક તબક્કાના વેપારની વ્યવસ્થિત નોંધને અભાવે છૂટક વેપારના સરકારી કે બિનસરકારી આંકડા ચોક્કસ અને આધારભૂત નથી. રાજ્યોએ અને કેન્દ્ર સરકારે છૂટક વેપારના આંકડાઓને સુધારવા યોગ્ય પગલાં લેવાં જોઈએ. NSS આ માટેના પ્રયત્નો કરે છે. છૂટક વેપારના આંકડાઓ પૂરા પાડતું કોઈ એક જ પ્રકાશન નથી. DCISનું અઠવાડિક Indian Trade Journal કેટલીક વસ્તુઓની કેટલાંક કેન્દ્રો વચ્ચેની હેરફેર વિષે માહિતી આપે છે, પરંતુ તેનો જથ્થો અને મૂલ્ય આપવામાં આવતાં નથી. દૈનિક અખબારો, અઠવાડિકો અને રેડિયો કેટલીક અગત્યની વસ્તુઓના દૈનિક વેપાર તથા ભાવની માહિતી આપે છે, પરંતુ આ માહિતી પણ સંપૂર્ણ હોતી નથી.

આંતર્દેશીય વેપારની ચોક્કસ માહિતી વેપારની દિશા, વસ્તુઓની માગ, વેપારનો નફો, માલની રાજ્યો વચ્ચેની હેરફેર વગેરે દર્શાવે છે. આ માહિતીની મદદથી ઉત્પાદકો પોતાના ઉત્પાદનનો જથ્થો અને ભાવ નક્કી કરી શકે. પ્રાદેશિક કરનીતિ પણ આ વેપારના આંકડાઓથી જ ઘડી શકાય. વેપારીઓ, ખેડૂતો, ઉત્પાદકો અને સરકારને આ માહિતી ખૂબ જ ઉપયોગી બને છે. ભારતમાં આ આંકડાઓ અચોક્કસ હોવાથી વેપારના વિભાગનો ફાળો કેટલો છે તે નક્કી કરી શકાતું નથી. ફક્ત રેલવેમાર્ગે થતી હેરફેરને જ ગણતરીમાં લેવાતી હોવાથી રસ્તાઓ પર ખટારાઓ અને અન્ય વાહનો દ્વારા થતી મોટા ભાગની હેરફેરની નોંધ લેવાતી નથી. આ યોગ્ય નથી. આમ, વહીવટીતંત્રની પેટા ઊપજને

બદલે કોઈક ચોક્કસ ને વ્યવસ્થિત પદ્ધતિ દ્વારા વેપારના આંકડાઓ સીધેસીધા મેળવાય તે જરૂરી છે.

## (૩) વિદેશવેપારની માહિતી

વિદેશવેપારની માહિતી નીચેનાં પ્રકાશનોમાંથી મળી શકે છે:

1. Accounts relating to the Foreign (Sea, Air and Land) Trade and Navigation of India.

DCIS દ્વારા ભૂતકાળમાં જમીનમાર્ગે થતા વેપારનું જુદું જ પ્રકાશન પ્રસિદ્ધ થતું હતું. દર મહિને પ્રસિદ્ધ થતું આ પ્રકાશન આ વિષયનું ઘણું જ અગત્યનું અને સત્તાવાર પ્રકાશન ગણાય છે. શરૂઆતમાં ફક્ત દરિયાઈ અને હવાઈ માર્ગે થતા વિદેશવેપારને જ પ્રાધાન્ય આપવામાં આવતું હતું. એપ્રિલ ૧૯૫૨થી ત્રણ પ્રકારના વિદેશવેપારને અંશતઃ જોડવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. વિદેશવેપારમાં આ ત્રણે પદ્ધતિઓમાં એક જ પ્રકારની વસ્તુઓનો સમાવેશ થતો ન હોવાથી તેમને સંપૂર્ણપણે જોડી શકાય એમ ન હતું. આ પ્રકાશનમાં પાછળના બે વર્ષોના આંકડા સાથે નીચેની માહિતી પણ આપવામાં આવે છે:

### વિભાગ ૧:–દરિયાઈ અને હવાઈ માર્ગે થતો વિદેશવેપાર

આયાત, પુનઃનિકાસ અને નિકાસ અંગેની માહિતી આ વિભાગમાં હોય છે. આ આંકડાઓ કસ્ટમ ખાતા પાસેથી મેળવાય છે. માર્ચ માસના છેલ્લા કે તેની ખૂબ જ નજીકના દિવસો સુધીમાં કસ્ટમ ઑફિસમાં નોંધાયેલા આયાતના આંકડાઓનો ઉપયોગ થાય છે. આ આંકડાઓ સંપૂર્ણ નથી. સરકારી ખાતાંઓ તરફથી પદ્ધતિના તફાવતને કારણે સરકારે પોતે જ આયાત કરેલા માલની નોંધ આ આંકડાઓમાં લેવાતી નથી, જો કે પાછળથી એ આંકડાઓને સુધારવામાં આવે છે ખરા. અનાજની આયાતના આંકડા અલગ રીતે નોંધાય છે. આમાં ભારતમાં આવેલા અનાજના બધા જથ્થાનો સમાવેશ થાય છે. પછી ભલે તે અનાજ ભારતના ઉપયોગ માટે હોય, ફરીથી નિકાસ કરવા માટે હોય કે ભારતને મદદરૂપે મળ્યું હોય. આ ઉપરાંત, મુસાફરોના સામાનમાં રહેલી કરપાત્ર વસ્તુઓ અને પાર્સલ દ્વારા આયાત થયેલી વસ્તુઓનો પણ સમાવેશ થાય છે. નિકાસના આંકડા પણ આ રીતે શિપિંગ બિલ્સ (Shipping Bills) માંથી મેળવાય છે. આ આંકડાઓની ચોકસાઈ માટે કસ્ટમ ખાતાના અધિકારીઓ માલનો જથ્થો અને તેની કિંમત અંગેના આંકડાઓની ચકાસણી કરે છે. આમાં પેકિંગ વગેરેનો સમાવેશ થતો નથી. નિકાસ થયેલ વસ્તુઓની કિંમતમાં નિકાસની જકાત અને અન્ય વેરાઓનો પણ સમાવેશ કરાય છે. માહિતી બે વિભાગમાં પૂરી પાડવામાં આવે છે. ભારતીય વસ્તુઓની નિકાસ અને વિદેશી વસ્તુઓની પુનઃનિકાસ અને આયાતના આંકડાઓ મુખ્ય પાંચ મથાળાં હેઠળ નોંધાય છે:

(૧) ખોરાક, પીણાં અને તમાકુ (૨) કાચો માલ અને અર્ધઉત્પાદિત વસ્તુઓ (૩) પૂર્ણ રીતે તૈયાર માલ (૪) જીવતાં પ્રાણીઓ અને (૫) ટપાલ મારફતે મોકલાતી વસ્તુઓ.

આ ઉપરાંત, ખાનગી વેપાર, સરકારી વેપાર અને નાણાકીય બાબતો અંગે અલગ માહિતી અપાય છે. દાણચોરીના આંકડા અપાતા નથી.

### વિભાગ ૨:–વિદેશવેપારમાં રોકાયેલ વહાણોને લગતી માહિતી

આ વિભાગમાં પરદેશથી માલ લાવતાં અને લઈ જતાં વહાણો દ્વારા માલની જે હેરફેર થાય છે તેના કુલ જથ્થાની નોંધ લેવાય છે. આ માટેનો એકમ ટન છે અને એક ટન બરાબર ૧૦૦ ઘનફૂટ કદના માલની હેરફેર. માલ વિનાનાં અને ભારતનાં બંદરોએ માલની હેરફેર માટે ન લાંગરેલાં વહાણોની અલગ નોંધ રખાય છે અને વાર્ષિક રિપોર્ટમાં પ્રસિદ્ધ થાય છે.

### વિભાગ ૩:–જમીનમાર્ગે થતો વિદેશવેપાર

આયાત, પુનઃનિકાસ અને નિકાસના આંકડાઓ આ વિભાગ માટે પણ નોંધાય છે. પાકિસ્તાન, અફઘાનિસ્તાન, ઈરાન અને બર્મા સાથે જે વેપાર જમીનમાર્ગે થાય છે તેની માહિતી આ વિભાગમાં સમાવવામાં આવે છે. નેપાળ, તિબેટ, ભૂતાન અને સિક્કિમ સાથેના જમીનમાર્ગે થતા વેપારનો સમાવેશ આ આંકડાઓમાં થતો નથી. હેરફેર થતા માલનો કુલ જથ્થો અને તેનું

મૂલ્ય તથા વાહનવ્યવહારનો પ્રકાર એ મુખ્ય માહિતી હોય છે. બીજા દેશો સાથેના આ પ્રકારના વેપારની માહિતી 'Indian Trade Journal'માં પ્રસિદ્ધ થાય છે.

2. Foreign Trade of India by Countries and Currency Areas

વેપાર અંગેનું વર્ગીકરણ વેપારના માર્ગો પ્રમાણે કરવાને બદલે ભારત સાથે સંકળાયેલ જુદા જુદા દેશોને તેમના ચલણને આધાર તરીકે લઈને મુખ્ય ચાર વિભાગોમાં વહેંચાય છે. આ પ્રકારના વર્ગીકરણથી એકસરખા ચલણવાળા દેશોની માહિતી એક સાથે મળી શકે છે અને તેને આધારે કયા દેશ સાથેનો વેપાર વધારે ફાયદાકારક છે તે જાણી શકાય છે. આ ઉપરાંત, મોટા ભાગનો વિદેશવેપાર કયા ચલણમાં થઈ રહ્યો તેની માહિતી પણ મળે છે. જુદાં જુદાં ચલણોમાં થતા વેપારની સરખામણી કરવાનું પણ આ આંકડાઓની મદદથી શક્ય બને છે. આ માહિતી DCIS પૂરી પાડે છે. દેશોને ચલણના પ્રકાર પ્રમાણે નીચેના વિભાગોમાં વહેંચાય છે:

(૧) સ્ટર્લિંગ વિસ્તાર (૨) ડોલર વિસ્તાર (૩) સ્ટર્લિંગ સિવાયના વિસ્તાર અને (૪) અન્ય દેશો. આ રીતે ભારતનો બાવન દેશો સાથેનો દરિયાઈ, હવાઈ અને જમીન માર્ગે થતો વેપાર નોંધવામાં આવે છે. ઉપર દર્શાવેલ દરેક વિભાગ માટે આયાત-નિકાસના આંકડાઓ અને માલની હેરફેરનો જથ્થો તથા તેનું મૂલ્ય આ પ્રકાશન પૂરાં પાડે છે.

3. Annual Statement of the Foreign Sea–Borne Trade of India

માસિક પ્રકાશન કરતાં વધુ વિગતવાર આંકડાઓ અપાય છે. વેપારનું દેશો પ્રમાણે વર્ગીકરણ અને ભારતના કસ્ટમ વિસ્તારોના ફાળાની સરખામણી માટેના જરૂરી આંકડા આ પ્રકાશનમાંથી મળી શકે છે. વળી, આયાત, નિકાસ અને પુનઃનિકાસનું પૃથ્થક્કરણ અને તેની ખોરાક, પીણાં અને તમાકુ; કાચો માલ; ઉત્પાદિત વસ્તુઓ વગેરેનો વિભાગોમાં વહેંચણી પણ આ પ્રકાશનમાં કરવામાં આવે છે.

4. Annual Statement of the Foreign Trade of India

DCIS બે વિભાગોમાં આ વાર્ષિક પ્રકાશન પ્રસિદ્ધ કરે છે. પહેલો ભાગ આયાત, નિકાસ અને પુનઃનિકાસ અને નાણાકીય હેરફેરનાં વિગતવાર કોષ્ટકો આપે છે. બીજો ભાગ દરેક દેશ અને બંદર સાથેના વેપાર અને વહાણવટાની વિગતો પૂરી પાડે છે. DCISનાં બીજાં કેટલાંક પ્રકાશનો નીચે મુજબ છે.

(a) Directory of Exporters of Indian Produce & Manufactures (Adhoc)
(b) The Indian Trade Classification (Adhoc)
(c) Exports of Indian Art-ware & Sport goods
(d) Accounts Relating to Inland Trade of India (માસિક)
(e) Indo-Pakistan Trade Statistics(એપ્રિલ ૧૯૫૬ સુધી જ)

5. Accounts Relating to Coasting Trade & Navigation of India:

ભારતમાંનાં વહાણ અને સ્ટીમરો અને તેમના કાર્યની સમીક્ષા આ માસિક પ્રકાશનમાં કરવામાં આવે છે. માલસામાન કે મુસાફરોને લઈ જતાં અથવા તો અમસ્તાં જ લાંગરેલાં વહાણોની માહિતી આ પ્રકાશનમાં મળે છે. વહાણોને તેમની રાષ્ટ્રીયતા અનુસાર ભારતીય, બ્રિટિશ કે અન્ય એવા વિભાગોમાં વહેંચાય છે.

6. Review of Trade (વાર્ષિક): પ્રકાશક–આર્થિક સલાહકાર.

આ પ્રકાશનમાં વિદેશવેપારનું પૃથકકરણ, તેની દિશા, દરિયાકાંઠાનો વેપાર વગેરે બાબતોનાં વિગતવાર કોષ્ટકો અપાય છે. આ ઉપરાંત, વેપારની સંપૂર્ણ સમીક્ષા પણ કરવામાં આવે છે.

આ બધાં પ્રકાશનો ઉપરાંત DCIS અને રિઝર્વ બેન્ક વિદેશવેપારના માસિક આંકની ગણતરી કરે છે. આ આંક આયાત અને નિકાસ કરેલ વસ્તુઓના મૂલ્ય અંગેના અને બધા જ માર્ગોએ થતા વિદેશવેપારના

જથ્થાને લગતા છે. આયાત અને નિકાસ માટે જુદા જુદા આંક ગણાય છે. DCISનો આંક પ્રકાશન (૧)માં અને રિઝર્વ બેન્કનો આંક તેના માસિક બુલેટિનમાં પ્રસિદ્ધ થાય છે.

વેપારવિષયક આંકડાઓ સ્વતંત્ર રીતે મેળવાતા નથી અને તેને કારણે આ આંકડાઓની ચોકસાઈનો આધાર જે પ્રકાશનો અને ખાતાંઓ મારફતે તે મેળવવામાં આવ્યા હોય તેની ચોકસાઈ ઉપર રહે છે. વિદેશવેપારના આંકડાઓને કંઈક અંશે સંપૂર્ણ ગણી શકાય એમ છે. આમ છતાં આ આંકડાઓમાં દાણચોરીથી ચાલતા વેપારનો સમાવેશ થતો નથી કે આ પ્રકારના પકડાયેલ કિસ્સાઓની વિગતો આપવામાં આવતી નથી. આંતર્દેશીય વેપારની માહિતીમાં ખામીઓનું પ્રમાણ વધારે છે. રેલવે દ્વારા કે જળમાર્ગે થતા વેપારની વિગતો જ મળે છે. હાલમા રેલવેમાં માલના બુકિંગની મુશ્કેલીઓ અને તેમાં થતા વિલંબને કારણે મોટા ભાગનો વેપાર અને માલની હેરફેર મોટરટ્રક દ્વારા થાય છે. આ અગત્યની પદ્ધતિની વ્યવસ્થિત નોંધ રાખવાની વ્યવસ્થા કરવી જોઇએ. વળી, ખૂબ જ મોટા પાયા ઉપર ચાલતા છૂટક વેપાર માટે પણ કોઈક ગોઠવણ કરવી જોઈએ. રાષ્ટ્રીય આવકના આગણનમાં વેપારના વિભાગનો ફાળો નક્કી કરવામા મુશ્કેલી પડતી હોવાથી રાષ્ટ્રીય આવક સમિતિએ આ આંકડાઓમાં રહેલી ખામીઓ દર્શાવી, તેને દૂર કરવાના ઉપાયો સૂચવ્યા હતા. આ સૂચનોને આધારે વેપારના આંકડાઓમાં સુધારા કરી તેને વધુ ઉપયોગી બનાવાય તે ખૂબ જ જરૂરી છે.

**શ્રમવિષયક આંકડા (Labour Statistics):**

આ આંકડાઓમાં ખેતમજૂરો અને ઔદ્યોગિક મજૂરોની રોજગારી અને વેતન વિષેની માહિતી હોય છે. આ ઉપરાંત, ઔદ્યોગિક ઝઘડા, ગેરહાજરી, જીવનનિર્વાહ ખર્ચ, મજૂરોનું આરોગ્ય વગેરે બાબતોનો સમાવેશ થાય છે. દરેક રાજ્ય અને કેન્દ્રસરકાર આ પ્રકારના આંકડાઓ મેળવે છે. ઔદ્યોગિક વિભાગ સિવાયના આંકડાઓ વ્યવસ્થિત રીતે મેળવવા માટે કોઈ તંત્ર નથી. મુખ્ય પ્રકાશનો નીચે મુજબ છે:

(૧) Census Economic Tables (Ministry of Home Affairs)

વસ્તીગણતરીના આંકડાઓને આધારે ખેતી અને બિનખેતી એવા બે વિભાગો પાડી તે દરેકને જીવનધારણ પ્રમાણે ચાર પેટાવિભાગમાં વહેંચવામાં આવે છે. આ આંકડાઓમાંથી કાર્યશીલ બળ વિષેની માહિતી મેળવવામાં આવે છે. પરંતુ શ્રમજીવી બળ (Labour Force) વિષેની માહિતી મેળવાતી નથી. વળી, આ માહિતી દર દસ વર્ષે મળતી હોવાથી તેનું ખાસ મહત્ત્વ નથી કાર્યશીલ બળ એટલે સ્વાવલંબી અને કમાતા આશ્રિતોનો સરવાળો. આ આંકડામા કામ કરવા તૈયાર હોય એવા બેકાર માણસોની સંખ્યા ઉમેરીને શ્રમજીવી બળની માહિતી મેળવવી જોઈએ. NSSની બેકારી તપાસ, ગ્રામવિસ્તાર માટે AIEના રિપોર્ટ અને શહેરી વિસ્તાર માટે એમ્પ્લોયમેન્ટ એક્ષચેન્જની નોંધ બેકારીના આંકડાઓ પૂરા પાડે છે.

(૨) Census of Indian Manufactures (Cabinet Secretariat)

આ પ્રકાશનમાં જુદા જુદા ઉદ્યોગોમાં કામ કરતા માણસોની સંખ્યા, તેમનુ વેતન કે પગાર, પ્રોવિડન્ટ ફંડ અને અન્ય લાભો વગેરેની માહિતી આપવામાં આવે છે. ઉદ્યોગોની નવમી ગણતરીમાં કુલ ૧૩ લાખ ચોરસમાઈલના વિસ્તારમાંથી ૧૦ લાખ ચોરસમાઈલ જેટલો વિસ્તાર આવરી લેવામા આવ્યો હતો. ૧૯૫૪માં નોંધાયેલી ૭૦૬૭ ફેક્ટરીઓમાંથી ૬૬૩૭ ફેક્ટરીઓએ આ ગણતરી માટે માહિતી પૂરી પાડી હતી. આ માહિતીને હિસાબે મજૂરોની કુલ સંખ્યા ૧૫.૩ લાખ હતી. આ ઉપરાત, અન્ય કાર્યકરોની ૧.૮ લાખની સંખ્યા ઉમેરતાં કુલ ૧૭.૧ લાખ મજૂરો હતા. મજૂરોને ૧૭૧.૨ કરોડ રૂપિયા અને બાકીનાને ૪૧.૦ કરોડ રૂપિયા વેતન તરીકે ચૂકવાયા હતા. અન્ય લાભોની કિંમત ૬.૩ કરોડ રૂપિયા હતી. કુલ ૨૧૮.૫ કરોડ રૂપિયા ચૂકવાયા હતા.

આ પ્રકારની માહિતી રાજ્યવાર અને ઉદ્યોગવાર વિગતે આપવામાં આવે છે.

(૩) Indian Labour Year Book (Ministry of Labour & Employment)

રોજગારી, મજૂરોને લગતા કાયદાઓ, ઔદ્યોગિક સંબંધો, વેતન અને આવક, જીવનનિર્વાહ ખર્ચ, મજૂર વસવાટ, મજૂર કલ્યાણ, દરિયાપારના દેશોમાં ભારતીય

મજૂરોની સ્થિતિ અને આંતરરાષ્ટ્રીય મજૂર સંસ્થા વિષેની માહિતી આ પ્રકાશન પૂરી પાડે છે. આ પ્રકાશનનાં પરિશિષ્ટોમાં ફૅક્ટરી, ખાણ ઉદ્યોગ અને વાવેતરના વિસ્તારોમાં કામ કરતા મજૂરો, તેમની સરેરાશ વાર્ષિક આવક, ઔદ્યોગિક ઝઘડાઓ, હડતાલો અને તેને કારણે બગડેલા કામના દિવસો વગેરે માહિતી રાજ્યવાર અને ઉદ્યોગવાર આપવામાં આવે છે. પ્રકાશન નં. ૨ અને ૩ વાર્ષિક છે. આથી ટૂંકા ગાળાના પ્રશ્નોનો અભ્યાસ કરવા માટે આ પ્રકાશનોની માહિતી નકામી નીવડે છે. વળી, આ પ્રકાશનોની પ્રસિદ્ધિમાં પણ વિલંબ થાય છે. દા.ત. ૧૯૫૪ માટેની માહિતી ૧૯૫૭માં પ્રસિદ્ધ કરવામાં આવી હતી.

(૪) Indian Labour Gazette (Ministry of Labour & Employment)

લેબર બ્યૂરો દ્વારા પ્રસિદ્ધ થતું આ માસિક પ્રકાશન મજૂરોને લગતા કાયદાઓ, ઔદ્યોગિક ઝઘડાના ચુકાદાઓ અને મજૂરોને લગતી તપાસોના અહેવાલોની સાથે સાથે શ્રમવિષયક સાહિત્ય ઉપર પોતાની નોંધ પ્રસિદ્ધ કરે છે. પરિશિષ્ટમાં યોગ્ય કોષ્ટકોની મદદથી નીચેના મુદ્દાઓ ઉપર માસિક ધોરણે માહિતી પૂરી પાડવામાં આવે છે:

(૧) કારખાનાં, મધ્યસ્થ સરકારની સંસ્થાઓ, કાપડ ઉદ્યોગ અને ખાણ ઉદ્યોગમાં રોજગારી
(૨) એમ્પ્લૉયમેન્ટ એક્ષ્ચેન્જના બેકારીના આંકડા
(૩) મજૂરોનું વેતન અને આવક
(૪) ઉત્પાદનનો જથ્થો
(૫) ઔદ્યોગિક ઝઘડાઓ, તેનાં કારણો અને તેનાં પરિણામો
(૬) મજૂરોની ગેરહાજરી
(૭) જીવનનિર્વાહ ખર્ચના આંક (જુદાં જુદાં કેન્દ્રો માટે)
(૮) છૂટક અને જથ્થાબંધ ભાવના આંક.

ફૅક્ટરીમાંની રોજગારીના આંકડાઓ Chief Inspector of Factories પાસેથી મેળવાય છે. કાપડની મિલો માટેના આંકડા વેપારઉદ્યોગ ખાતું પૂરા પાડે છે. કોલસાની ખાણો અંગેના આંકડા Chief Inspector of Mines પાસેથી અને બેકારીના આંકડા Director General of Resettlement and Employment પાસેથી મેળવવામાં આવે છે. Payment of Wages Act અંગેના વાર્ષિક રિપોર્ટમાંથી વેતન અને આવક માટેના આંકડા મેળવાય છે. ગેરહાજરીના આંકડાઓ માટે લેબર બ્યૂરો (મુંબઈ), પશ્ચિમ વિભાગના લેબર કમિશનર અને કાનપુર માટે ઉત્તર ભારતના Employers Associationની મદદ લેવામાં આવે છે. કોલસાના ઉત્પાદનના આંકડા પણ ખાણોના મુખ્ય ઇન્સ્પેક્ટર પાસેથી મંગાવવામાં આવે છે. આ ઉપરાંત લેબર બ્યૂરો અગત્યનાં ઔદ્યોગિક કેન્દ્રો માટે અને સમગ્ર ભારત માટે જીવનનિર્વાહ ખર્ચના માસિક આંકની જે ગણતરી કરે છે, તે પણ આ પ્રકાશનમાં જ પ્રસિદ્ધ કરવામાં આવે છે. રાજ્યનાં મજૂર ખાતાંઓ અને લેબર બ્યૂરો પોતાના જ રાજ્ય માટે જે શ્રમવિષયક આંકડાઓ મેળવે છે, તેનું પ્રકાશન રાજ્યોના લેબર ગૅઝેટમાં થાય છે. આ રીતે ઔદ્યોગિક મજૂરોને લગતી સઘળી માહિતી રાજ્યનાં અને કેન્દ્રનાં લેબર ગૅઝેટોમાંથી જ મળી રહે છે. વળી, જુદાં જુદાં કેન્દ્રોમાં અપાતાં મોંઘવારી ભથ્થાં અને બોનસ અંગેની વિગતો પણ આ પ્રકાશન પૂરી પાડે છે. ટ્રેડ યુનિયનો અને તેની સભ્યસંખ્યાની માહિતી પણ આપવામાં આવે છે.

(૫) Indian Textile Industry, Statistical Bulletin

આ માસિક પ્રકાશન કાપડઉદ્યોગમાં કામ કરતા મજૂરોની માહિતી આપે છે. આમાં રાજ્યવાર કાપડની મિલોમાં કામ કરતા ૧૮ વર્ષની નીચેના અને ૧૮ વર્ષથી વધુ ઉંમરનાં સ્ત્રી અને પુરુષ કામદારો વિષેની માહિતી આપવામાં આવે છે.

(૬) Monthly Coal Bulletin (Chief Inspector of Mines)

(૭) Annual Report of the Chief Inspector of Factories

(૮) Tea in India, Coffee in India, Rubber in India વગેરે

શ્રમવિષયક આંકડાઓનું ક્ષેત્ર અને તેનો હેતુ એક સમાન નથી. આ આંકડાઓ જુદી જુદી પદ્ધતિથી જુદી જુદી સંસ્થાઓ દ્વારા મેળવાય છે. આથી સરખામણી કરવામાં અને પૃથક્કરણ કરવામાં મુશ્કેલી પડે છે. આંક-

ડાઓ અપૂર્ણ ગણતરીનાં પરિણામો છે. સંપૂર્ણ ગણતરીથી શરૂઆત કરવામાં આવે છે, પરંતુ કેટલાક ઉદ્યોગો પાસેથી માહિતી મળતી નથી. આથી અધૂરી માહિતીથી ચલાવી લેવું પડે છે. વળી, ભૂલનું પ્રમાણ પણ નક્કી કરી શકાતું નથી. આ આંકડાઓ વહીવટી હેતુસર અથવા તો મજૂર-કાયદાઓના અમલ માટે મેળવાતા હોય છે. આ જરૂરિયાતોમાં ફેર પડતાં મેળવાતા આંકડાઓમાં, તેની વ્યાખ્યામાં અને પદ્ધતિમાં પણ ફેરફાર કરવામાં આવે છે. આ કારણોને લીધે પણ સરખામણી કરી શકાતી નથી. શ્રમવિષયક આંકડાઓમાં સુધારાઓ કરવામાં આવે તે જરૂરી છે.

### વેતનના આંકડા: (Wage Statistics):

ભારતમાં વેતનના પ્રાપ્ય આંકડા પણ અન્ય આંકડાઓની જેમ અચોક્કસ અને અધૂરા છે. ભૂતકાળમાં આ આંકડાઓ સરકાર દ્વારા, ખાનગી સંસ્થાઓ દ્વારા અને કેટલીક વખત વ્યક્તિગત રીતે પણ મેળવાતા હતા. વેતન અંગેની કામચલાઉ તપાસો સ્થાનિક ધોરણે થતી અને તેનું ક્ષેત્ર મર્યાદિત હતું. આવી તપાસનાં પરિણામોનું સામાન્ય ઉપયોગ માટે કોઈ મહત્ત્વ હોઈ શકે નહિ. વેતનના આંકડાઓને મુખ્ય બે વિભાગમાં વહેંચી શકાય:

### કૃષિવિષયક વેતન:

ખેતીને લગતા વેતનના આંકડાઓ અસંતોષકારક જણાય છે. મુખ્યત્વે ખેતીપ્રધાન એવા આ દેશમાં આ પ્રકારના આંકડાઓની ઊણપ અનેક મુશ્કેલીઓ ઊભી કરે છે. વ્યવસ્થિત અને કાર્યદક્ષ તંત્રને અભાવે અને ખેતમજૂરો અભણ હોવાથી ચોક્કસ આંકડા મેળવી શકાતા નથી. વેતનના આંકડા ભૂતકાળમાં 'Prices & Wages'માં પ્રસિદ્ધ થતા હતા. કેટલીક યુનિવર્સિટીઓના સંશોધન વિભાગો આર્થિક અને સામાજિક સર્વે કરે છે. આ સર્વેના રિપોર્ટમાંથી વેતન વિશેની માહિતી મળે છે. ૧૯૦૫થી સરકારે દર પાંચ વર્ષે વેતન અંગેની તપાસ કરવાનું નક્કી કર્યું હતું. નિયમિત અને ચોક્કસ આંકડાઓ મેળવવા માટેની આ તપાસ દરેક રાજ્યમાં થતી ન હતી. શહેરી અને ગ્રામવિસ્તારોમાં આ પ્રકારની તપાસ થવા છતાં યોગ્ય સંકલનને અભાવે વેતનના આંકડાઓમાં કોઈ સુધારો થયો નથી.

Directorate of Economics & Statistics (ખોરાક અને ખેતીવાડી ખાતું) ૧૯૫૦થી કૃષિવિષયક વેતનના આંકડા મેળવે છે અને 'Indian Agricultural Wage Statistics'માં પ્રસિદ્ધ કરે છે. રાજ્ય સરકારની મદદથી મેળવેલા આ આંકડાઓ મજૂરી અને વેતનની માહિતી નીચેના વિભાગોમાં પૂરી પાડે છે:

(૧) કેળવાયેલા મજૂરો (Skilled Labour) સુથાર, લુહાર અને મોચી (૨) ખેતમજૂરો (૩) અન્ય મજૂરી કરનાર અને (૪) પશુપાલકો

દરેક જિલ્લાના એક એક ગામમાંથી મેળવેલી માહિતી જિલ્લા માટે પ્રતિનિધિરૂપ ગણાય છે. આ આંકડાઓની મદદથી રાજ્ય માટે અને સમગ્ર દેશ માટે વેતનના આંકડા તૈયાર કરવામાં આવે છે. આ પદ્ધતિ કંઈક અંશે નિદર્શ પદ્ધતિને મળતી છે. છેલ્લા ત્રણ વિભાગો માટે સ્ત્રીઓ, પુરુષો અને બાળકો—એવા ત્રણ ભાગ પાડીને માહિતી નોંધાય છે. રોકડ વેતન ઉપરાંત બિનરોકડ વેતનની કિંમત પણ ગણવામાં આવે છે. વેતનના આ આંકડાઓ ઉપરથી મહત્તમ અને લઘુતમ વેતન કેટલું છે તે જાણી શકાય છે. જુદાં જુદાં રાજ્યોના મજૂરોના વેતનની સરખામણી કરવાથી તેમની આર્થિક પરિસ્થિતિ સરખાવી શકાય છે. વળી, ગામડાંમાં વધુ કામની મોસમ અને બેકારીની મોસમ વિશે પણ માહિતી મળે છે. ખેતરમાં મજૂરી કરનાર, હળ ચલાવનાર, વાવણી કરનાર, લણનાર વગેરેનો સમાવેશ થાય છે અને તેમનું દૈનિક વેતન નોંધાય છે. અન્ય મજૂરીમાં ભાર ઊંચકનારા, કૂવા ખોદનારા વગેરેનો સમાવેશ થાય છે. લગભગ બધાં જ રાજ્યો આ માહિતી પૂરી પાડે છે, જે નીચેનાં પ્રકાશનોમાં પ્રસિદ્ધ થાય છે:

(૧) The Agricultural Wages in India (વાર્ષિક)

(૨) The Agricultural Situation in India (માસિક)

(૩) Tea in India : આ પ્રકાશન ચાના વાવેતરવાળા વિસ્તારોમાં કામ કરતા મજૂરોના વેતનની માહિતી આપે છે.

કૃષિવિષયક વેતનના આ આંકડા દર પખવાડિયે મેળવવાની ભલામણ ટેક્નિકલ સમિતિએ કરી છે. આ ઉપરાંત, રોકાયેલા મજૂરો સિવાયના વિભાગ માટે ચોક્કસ ફોર્મ નક્કી કરવાનું અને કાયમી તથા બિનકાયમી જમાબંધીવાળા વિસ્તારોમાંથી પટવારીઓ અને પંચાયત મારફતે વેતનની માહિતી મેળવવાનું સૂચન કરવામાં આવ્યું છે. ૧૯૪૯માં અને ૧૯૫૬–'૫૭માં થયેલી ALEએ ઘણાં જ અગત્યનાં પરિણામો પૂરાં પાડ્યાં છે, જે આપણે 'ખેતીના આંકડા'માં જોયું. આમ, પરિસ્થિતિ કંઈક અંશે સુધરી છે.

## ઔદ્યોગિક વેતન :

આર્થિક રીતે આગળ વધેલા ઘણાખરા દેશોમાં ઔદ્યોગિક વેતનના આંકડા બંધારણીય જોગવાઈ હેઠળ મેળવાય છે. ભારતમાં આવી જોગવાઈ નથી. આથી આ આંકડા અધૂરા, અચોક્કસ અને અનિયમિત છે. શ્રમવિષયક તપાસ અંગે નિમાયેલા રૉયલ કમિશને આ અંગે ટીકાઓ કરી હતી અને અગત્યનાં ઔદ્યોગિક કેન્દ્રોના જુદા જુદા ઉદ્યોગો માટે ચોક્કસ અને નિયમિત રીતે આંકડાઓ મેળવવાની ભલામણ કરી હતી. વ્યવસ્થિત સર્વે કરીને ઔદ્યોગિક વેતનના આંકડાઓ મેળવવાનો પ્રથમ પ્રયત્ન મુંબઈ સરકારે કર્યો હતો. ૧૯૫૩ના Payment of Wages Actને કારણે આ આંકડાઓની જરૂર ઊભી થઈ હતી. ઔદ્યોગિક મજૂરોની આર્થિક પરિસ્થિતિનો અભ્યાસ કરવા અનેક તપાસો થયેલી છે. આ તપાસના રિપૉર્ટમાંથી વેતનના આંકડા મળી શકે. આ આંકડાઓ સ્થાનિક કે એકાદ ઉદ્યોગને લગતા હોવાથી તેની કોઈ સામાન્ય ઉપયોગિતા નથી. લેબર ઇન્વેસ્ટિગેશન કમિટી અથવા તો રેગે કમિટીએ પણ આ આંકડાની ખામીઓ અને તેની અનિયમિતતા તરફ સરકારનું ધ્યાન દોર્યું હતું. 'Prices & Wages'માં પણ ઔદ્યોગિક વેતનના આંકડા અપાય છે. આ બધા આંકડા ગૌણ માહિતીના પ્રકારના છે અને તેનો સમયગાળો સમાન નથી. વળી, રોજગારીના વધતાઓછા પ્રમાણની માહિતી પણ મળી શકતી નથી. ઔદ્યોગિક વેતનના આંકડા નીચેના પ્રકાશનોમાંથી મેળવી શકાય:

(૧) Annual Report of the Chief Inspector of Mines

(૨) Annual Report of the Working of Indian Factories Act

(૩) Annual Report of the Working of Indian Trade Unions Act

રાજ્યોનાં લેબર ગેઝેટ, ઔદ્યોગિક તપાસ કરતી સમિતિઓ, Indian Labour Gazette, વગેરે દ્વારા પણ આ આંકડા પ્રસિદ્ધ થાય છે. લેબર ગેઝેટ વેતન, મોંઘવારી ભથ્થું અને અન્ય રોકડ ભથ્થાંઓની માહિતી આપે છે. પરંતુ મજૂરોને સસ્તા ભાવે અપાતું અનાજ, વસવાટની સગવડ વગેરે અન્ય લાભોની ગણતરી થતી નથી. આ પ્રકાશનમાં માર્ચ અને સપ્ટેમ્બર માસ માટે આસામના ચાના બગીચાઓમાં કામ કરતા મજૂરોના સરેરાશ વેતનની માહિતી પણ આપવામાં આવે છે. આ ઉપરાંત, કારખાનાંઓમાં, કેન્દ્ર સરકારના ઉદ્યોગોમાં, કાપડની મિલોમાં અને કોલસાની ખાણોમાં કામ કરતા જે મજૂરોની માસિક આવક રૂ. ૨૦૦/–થી ઓછી હોય તેમને લગતી માહિતી અપાય છે. કાપડ ઉદ્યોગમાંના મજૂરોનું લઘુતમ વેતન, ખાણના મજૂરોનું અઠવાડિક સરેરાશ વેતન વગેરે નોંધાય છે. ઉત્પાદક ઉદ્યોગોની વાર્ષિક ગણતરી પણ વેતનના આંકડા પૂરા પાડે છે.

આ બધી માહિતી ઉપરાંત ફૅક્ટરીમાં કામ કરતા મજૂરોની કમાણીનો આંક પણ ગણવામાં આવે છે. ૧૯૩૯ના વર્ષને આધાર તરીકે લઈ લેબર બ્યૂરો ૧૯૫૩-થી આ આંકની ગણતરી કરે છે. આ આંકને આધારે વાસ્તવિક વેતનનો આંક પણ ગણાય છે.

## ગ્રામધીરાણ સર્વે (Rural Credit Survey):

નવેમ્બર ૧૯૫૧માં રિઝર્વ બૅન્ક ઑફ ઇન્ડિયાએ આઠ માસના ગાળા માટે બૅન્કને, રાજ્ય સરકારને તથા કેન્દ્ર સરકારને પોતાની ગ્રામ ધીરાણ નીતિ ઘડવામાં મદદરૂપ થાય તે માટે તપાસ યોજી હતી. તપાસમાં નીચેની બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો હતો.

(૧) ખેતી કરનારા લોકોની ટૂંકા ગાળાની, મધ્યગાળાની અને લાંબા ગાળાની નાણાકીય જરૂરિયાતો

(૨) ગ્રામવિસ્તારમાં ધીરાણ કરતી સંસ્થાઓની કાર્યવાહી, જેમાં મુખ્યત્વે સરકારી તગાવી અને અન્ય

લોનનો સમાવેશ થાય છે. સહકારી મંડળીઓ અને ખાનગી ધીરધાર કરનારાઓનો સમાવેશ થતો નથી.

(૩) ગ્રામ કુટુંબોની આર્થિક બચત અને લૂંટ

(૪) ગ્રામવિસ્તારમાંની મિલકત અને મૂડી નિર્માણની વિગતો

વળી, આ તપાસ દ્વારા ખેડૂતોને કરજ-મુક્ત કરવાથી, પૈસાના ધીરાણ ઉપર અંકુશ મૂકવાથી જે વિવિધ અસરો થાય છે, તે નોંધવાનો ઇરાદો પણ હતો. ખેતી અંગેની પરિસ્થિતિને લક્ષમાં લઈ દેશને ૩૩ સમાંગ વિભાગોમાં વહેંચવામાં આવ્યો હતો. યદચ્છ નિદર્શને આધારે આ વિભાગોમાંથી કુલ ૨૦ રાજ્યોમાંથી ૭૫ જિલ્લા પસંદ કરીને દરેકમાંથી ચાર-ચાર ગામ લેવામાં આવ્યાં હતાં. આમાંના બે ગામ સહકારી ગ્રામ ધીરાણ મંડળીવાળાં અને બે તે સિવાયનાં હતાં. આ રીતે તપાસ માટે પસંદ કરેલાં ૩૦૦ ગામોનાં કુટુંબોની ધીરાણ અંગેની જરૂરિયાતો જાણવા માટે સામાન્ય પત્રકનો ઉપયોગ થયો હતો. આ પત્રકમાં ખેડાતી જમીનનું ક્ષેત્રફળ, કુટુંબનો ખર્ચ, ખેતીના કામમાં મૂડીરોકાણ, વ્યાજે લાવવામાં આવેલ નાણા વગેરે માહિતી નોંધવામાં આવી હતી. ખેડવામા આવતી જમીનની માલિકીના ધોરણે દરેક ગામમાંથી ૧૫ કુટુંબો પસંદ કરી, તેમની પાસેથી ૭ પત્રકો અને ૫ પ્રશ્નાવલિઓ માટે માહિતી મેળવવામાં આવી હતી. ગ્રામધીરાણ અંગેના પુરવઠાની બાજુ તપાસવા માટે સરકારી બેન્કો, સહકારી મંડળીઓ, જમીન ઉપર ધીરધાર કરતી બેન્કો અને ખાનગી શરાફો અંગેની માહિતી પણ નોંધવામાં આવી હતી. આ સંસ્થાઓ ખેડૂતોને કેટલે અંશે મદદરૂપ થઈ શકે છે, તેમને કઈ મુશ્કેલીઓ પડે છે અને આ મુશ્કેલીઓ કેવી રીતે દૂર કરી શકાય, તે બાબતનો અભ્યાસ કરવાનો ઇરાદો રાખવામાં આવ્યો હતો.

• દરેક પ્રગણક ચાર ગામની તપાસ કરતો. દર બે પ્રગણક દીઠ એક ઇન્સ્પેક્ટર ચકાસણીનું કામ કરતો. આ બધો સ્ટાફ પાંચ વિભાગીય કન્ટ્રોલર અને ચાર ડેપ્યુટી વિભાગીય કન્ટ્રોલરની દેખરેખ નીચે કામ કરતો. આ તપાસની સાથે કેટલાંક રાજ્યોના આંકડાશાસ્ત્રના વિભાગોએ અને ગોખલે ઇન્સ્ટિટ્યૂટ જેવી ખાનગી સંસ્થાઓએ પણ અલગ તપાસ કરી હતી. આ તપાસનાં પરિણામો 'The Survey Report of the All India Rural Credit Survey' નામના પ્રકાશનમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યાં. આ પ્રકાશનના પહેલા ભાગમાં ધીરાણ અંગેની જરૂરિયાતોનું પૃથક્કરણ અને બીજા વિભાગમાં આ જરૂરિયાતોને પહોંચી વળવા માટેની નાણાકીય સગવડોની માહિતી આપવામાં આવી છે. સરકારી સંસ્થાઓ પાસેથી ૩.૩ % લોકો, સહકારી સંસ્થાઓ પાસેથી ૩.૧ %, સંબંધીઓ પાસેથી ૧૪.૨ %, જમીનદારો પાસેથી ૧.૫ %, ખેડૂતોને નાણાં ધીરનાર પાસેથી ૨૪.૯ %, ધંધાદારી શરાફ પાસેથી ૪૪.૮ %, વેપારીઓ પાસેથી ૫.૫%, બેંકો પાસેથી ૦.૯% અને અન્ય સંસ્થાઓ પાસેથી ૧.૮ % જેટલા લોકો નાણાં વ્યાજે લે છે. આમ, ગ્રામવિસ્તારોમાં લગભગ ૪૫ % જેટલી ધીરધાર ધંધાદારી શરાફો મારફતે જ થાય છે, જેઓ વધુ પડતું વ્યાજ લઈ, ખેડૂતોના અજ્ઞાનને કારણે તેમનું શોષણ કરતા હોય છે. આ માટે સરકારી અને સહકારી સંસ્થાઓને વધુ સગવડો આપવાનું અને વ્યાજના દર ઉપર યોગ્ય અંકુશ મૂકવાનું જરૂરી છે.

## આયોજન અને આંકડા :

"An ambitious development programme, without sufficient data leads to bottle-necks preventing completion of programme. These bottle necks may be consumer good shortages, inflation, balance of payments difficulties etc. Deliberately moderate programme on the other hand, due to lack of data, leads to under utilisation of resources and defeats the very purpose of planning..... ...Planning on the basis of inaccurate data may be worse than no planning at all"

—'Economic Development & Planning in Asia & the Far East, Problems & Techniques' U. N. (1955)

આર્થિક ક્ષેત્રનાં વિવિધ પાસાંઓની વિગતવાર અને ચોક્કસ માહિતી આપતા આંકડા આયોજન માટેની પૂર્વ જરૂરિયાત છે. જો કે આવા આંકડાઓની રાહ જોઈને આયોજનને થોભાવી શકાય નહિ. અર્થતંત્રના વિકાસની સાથે જ આંકડાઓ પણ વિકસવાના જ; આંકડાઓની

ગુણવત્તા અને ઉપલબ્ધિમાં થતો સુધારો આયોજનના કાર્યક્રમમાં વેગ લાવે તે દેખીતું જ છે. ચોક્કસ આંકડા વિના થયેલું આયોજન એટલે આંધળાનો ગોળીબાર.

આર્થિક રીતે પછાત દેશોમાં આંકડાઓ મેળવવા માટે વધુ પડતાં નાણાં અને સાધનો રોકવામાં આવે તે કોઈ રીતે હિતાવહ નથી. ભવિષ્યમાં સંપૂર્ણ આંકડા મળી રહે તેવો ક્રમિક વિકાસ થવો જોઇએ. વર્તમાન માહિતીની ઊણપો અને ખામીઓને લક્ષમાં રાખીને જ આયોજન કરવું જોઈએ અને એકની એક બાબતના આંકડાઓ મેળવવાનું કામ બેવડાય નહિ તેનું ધ્યાન રાખવું જોઈએ.

સૌ પ્રથમ લક્ષ્યાંકો નક્કી કરવા આંકડાની જરૂર પડે છે. પ્રગતિના પંથની આંકણી કરવા માટે આવક, વપરાશ, રોકાણ અને રોજગારીના લક્ષ્યાંકો નક્કી કરવા પડે છે, જેને માટે રાષ્ટ્રીય આવકની ખાતાવહી, વસ્તીનું વલણ, માનવશક્તિનું પ્રમાણ, આર્થિક પ્રગતિનો દર, મૂડી-ઉત્પાદન ગુણોત્તર વગેરે માહિતી જરૂરી છે. આ બધી માહિતીના અભાવે એક સંકલિત યોજનાને બદલે છૂટીછવાયી યોજનાઓ કરવી પડે છે. આ પ્રકારના આંકડાઓ ઉપલબ્ધ ન હોય તો નિકાસની કમાણીને રાષ્ટ્રીય આવકના સૂચક તરીકે, બાંધકામ અને નવરચનાના આંકડાઓને મૂડીનિર્માણના સૂચક તરીકે વાપરી શકાય. રોજગારી અને રાષ્ટ્રીય આવકની મદદથી રાષ્ટ્રીય બજેટ ઘડી શકાય. બચત, મૂડીનિર્માણ અને અમુક મુકરર ખર્ચમાંથી ઉત્પન્ન થતા અનુમાનિત સીમાવર્તી વધારાની માહિતી રાષ્ટ્રીય આવકનાં અનુમાનોનું સ્થાન લઈ શકે. ભારતમાં, પ્રથમ યોજનામાં લક્ષ્યાંકો નક્કી કરવામાં ઘણી જ મુશ્કેલીઓ પડી હતી અને આ માટે બચતનો સીમાવર્તી દર શોધવામાં આવ્યો હતો. ઉત્પાદન અને તેના વપરાશ કે વેચાણ દ્વારા થતા નિકાલના આંકડાઓની ગણતરીને પ્રથમ સ્થાન આપવું જોઇએ. લાભદાયી વસ્તી, ઉંમરનું વર્ગીકરણ, ભવિષ્યનું કાર્યશીલ બળ અને વપરાશની માહિતી વસ્તીગણતરીનાં પરિણામોમાંથી મેળવી શકાય, પણ વધારાની માનવશક્તિ અને રોજગારીની માહિતી મળી શકે નહિ. વળી, સાધનોના આંકડા વિના પણ લક્ષ્યાંકો નક્કી થઈ શકે નહિ.

ભારતમાં રાષ્ટ્રીય આવક, વસ્તી અને માનવશક્તિના આંકડાઓ સંપૂર્ણ રીતે સંતોષકારક નથી. રાષ્ટ્રીય આવકનું યોગ્ય વિભાગીકરણ થતું નથી. વસ્તીના આંકડાઓની ગુણવત્તા પણ સારી કહી શકાય નહિ. ૧૯૫૧નું વ્યાવસાયિક વર્ગીકરણ ભારતીય પરિસ્થિતિ સાથે સુસંગત નથી. ૧૯૬૧માં થયેલા સુધારાઓને કારણે અને નવાં પત્રકોને લીધે વધુ ઉપયોગી માહિતી મળવાની આશા રાખી શકાય. માનવશક્તિની વહેંચણીની માહિતી ઉપલબ્ધ નથી. NSS એ આ દિશામાં પ્રયત્નો કર્યા છે. મૂડીનિર્માણ માટે CSO અને નિયોજન પંચે મેળવેલી અન્ય માહિતી સિવાય અન્ય માહિતી નથી. વર્તમાન વપરાશ અને તેનું ભવિષ્યનું અનુમાન પણ ચોક્કસ નથી. કેટલીક કુટુંબ બજેટ તપાસ થઈ હોવા છતાં માહિતી અધૂરી છે. લેબર બ્યૂરોએ તાજેતરમાં જ ૫૦ ઔદ્યોગિક નગરોની કુટુંબ બજેટ તપાસ નવેસરથી કરવાની યોજના રજૂ કરી છે. પૂરતા અને ચોક્કસ આંકડા મેળવવા સરકારે પ્રયત્નો આદર્યા છે તે યોગ્ય જ છે.

લક્ષ્યાંકો નક્કી કર્યા બાદ વિકાસકાર્યક્રમોની અગ્રતા (Priority) વિષે વિચારવામાં આવે છે. કયા વિભાગોને પ્રથમ સ્થાન આપવું તે નક્કી કરવા માટે સામાજિક સીમાવર્તી ઉત્પાદકતા (Social Marginal Productivity)નો સિદ્ધાંત વપરાય છે. મુખ્ય વિભાગોની અગ્રતા બાદ વિશિષ્ટ યોજનાઓ, તેનું કદ, તેનું સ્થાન વગેરેની અગ્રતા નક્કી કરવા માટે પણ ઉપરનો સિદ્ધાંત જ વપરાય છે. અગ્રતા નક્કી કરવા માટે વિવિધ વિકાસયોજનાઓ માટે મૂડી-ઉત્પાદન ગુણોત્તર, મૂડી-શ્રમ ગુણોત્તર અને મૂડી-રોજગારી ગુણોત્તરોની સરખામણી કરીને સમગ્ર રીતે સૌથી વધુ લાભદાયી હોય તેવી યોજના શોધાય છે અને તેને જ પ્રથમ સ્થાન આપવામાં આવે છે. ભારતમાં પ્રથમ યોજનાની શરૂઆત થઈ ત્યારથી જ આ પ્રકારની માહિતી મેળવવાના પ્રયત્નો થયા છે. નિયોજન પંચ, CSOનો નિયોજન વિભાગ, ISIનું Perspective Division અને સંશોધન કરતી અન્ય સંસ્થાઓ આ બાબતનો અભ્યાસ કરે છે.

ઉદ્યોગો વચ્ચેના સંબંધો અને સહકાર વિષેની માહિતી પણ જરૂરી છે. ઉત્પાદક ઉદ્યોગોની યોજનામાં પાવર, કાચો માલ, અન્ય માલસામાન, ટ્રાન્સપૉર્ટની સગવડ વગેરે તાત્કાલિક જરૂરિયાતોની માહિતી પણ હોવી જોઈએ. આ માટે Input–Output કોષ્ટકો

અને વસ્તુઓનું બજેટ (Commodity Budgeting) કામમાં લઈ શકાય. અલ્પવિકસિત દેશોમાં આવી માહિતી મળવાનું શક્ય નથી. આને બદલે ઇજારાવાળા ઉદ્યોગો અને બહારના વેપારની માહિતી વાપરી શકાય. હૂંડિયામણની માહિતી પણ આ જ રીતે ભૂતકાળના આયાત-નિકાસનાં વલણ, ભાવ, વેપારી શરતો અને મૂડીના પ્રવાહને આધારે મેળવી શકાય. ભારતમાં આ દિશામાં કોઈ પ્રયત્નો થયા નથી.

વિકાસકાર્યક્રમનું મૂલ્યાંકન કરવા અને લક્ષ્યાંકોને સુધારવા માટે સતત પ્રયત્નો થવા જોઈએ. રાજ્યની આર્થિક સ્થિતિના સૂચક તરીકે રાષ્ટ્રીય હિસાબો, ભાવના ફેરફારો, નિર્વાહખર્ચ, રોજગારી, બેકારી અને ફુગાવાના આંકડા વાપરવા જોઈએ. આ આંકડાઓ જ પ્રગતિની નોંધ લઈ શકે. વિવિધ વિકાસઘટકો અને યોજનાઓની પ્રગતિ, ખાતાંઓની ખર્ચ કરવાની શક્તિ અને મર્યાદાઓ, ન વપરાયેલી વધારાની શક્તિ, રોજગારી અને જમીન-ઉપયોગિતાના આંકડા પણ વિકાસનું મૂલ્યાંકન કરવા માટે જરૂરી છે. ભારતમાં રાષ્ટ્રીય આવકનાં આગણનો અસંતોષકારક છે. ભાવ અને નિર્વાહખર્ચના આંકડાઓ અને આંક કંઈક અંશે ચોક્કસ છે. રોજગારી અને બેકારી વિષે વિગતવાર માહિતી મળતી નથી. પ્રગતિની નોંધ લેવા માટે CSO અને રાજ્યની આંકડાશાસ્ત્રીય બ્યૂરોએ આ માટે ખાસ ફૉર્મ તૈયાર કર્યાં છે.

આયોજન માટેની જરૂરી આંકડાશાસ્ત્રીય માહિતીની ગુણવત્તાનાં ધોરણો ખૂબ જ ઊંચાં હોવાં જોઈએ. ભૂલનું પ્રમાણ પણ કેટલું છે તેની ખબર હોવી જોઈએ. આવરી લેવાતા વિસ્તારમાં વધારો થતાં વપરાશ કે ઉત્પાદનના આંકડામાં થયેલા વધારાને સાચો માની લેવાની ભૂલ કરવી જોઈએ નહિ. સ્પષ્ટ વ્યાખ્યા, વ્યવસ્થિત વર્ગીકરણ અને પદ્ધતિનો સ્પષ્ટ ઉલ્લેખ ખૂબ જ જરૂરી છે. 'યુનાઇટેડ નેશન્સ'ના આંકડાશાસ્ત્રીય વિભાગે ઉદ્યોગો, ખેતીવાડી, વેપાર, ખાણો, શ્રમ, રાષ્ટ્રીય આવક, ટ્રાન્સપૉર્ટ, નિર્વાહખર્ચ વગેરે માટેનાં ચોક્કસ ધોરણો, વ્યાખ્યાઓ અને વર્ગીકરણની પદ્ધતિઓ આંતરરાષ્ટ્રીય સરખામણીને શક્ય બનાવવાની દૃષ્ટિએ તૈયાર કરેલ છે. આનો શક્ય હોય તેટલો ઉપયોગ કરવો જોઈએ.

માહિતી મેળવનાર સંસ્થાઓ અને નિયોજન પંચ એકબીજાના સહકારથી કામ કરે તે આવશ્યક છે. જો આંકડાના વિભાગ ઉપર નિયંત્રણ ન હોય તો આંકડાઓનું સંકલન થતું નથી અને કામ બેવડાવવાથી શ્રમ, સમય અને નાણાંનો દુર્વ્યય થાય છે. કેન્દ્રમાં સંકલન કરતી સંસ્થા હોવી જોઈએ. ભારતમાં આ બધી જ દૃષ્ટિએ સુધારાને અવકાશ છે. ભારતમાં અનેક વિભાગોમાં આવરી લેવાતો વિસ્તાર અધૂરો છે, માહિતી આપનાર સંસ્થા તાલીમ પામેલી નથી, નિરીક્ષણનો અભાવ છે અને સંકલન માટેનો જરૂરી સહકાર નહિવત્ છે. આંકડાઓનું પૃથક્કરણ ઘણી વાર કરવામાં આવતું નથી. ધોરણો, વ્યાખ્યાઓ અને વર્ગીકરણમાં પણ અસમાનતા જોવા મળે છે. આ સઘળી ખામીઓ સત્વરે દૂર થવી જોઈએ. રાજ્યોમાં સ્થપાયેલ સ્ટેટિસ્ટિકલ બ્યૂરો આ દિશામાં પ્રયત્નો કરે છે. CSO નો નિયોજન વિભાગ (Planning Cell) 'Basic Statistics of the Indian Economy' નામનું વાર્ષિક પ્રકાશન પ્રસિદ્ધ કરી નિયોજન પંચને મદદરૂપ થાય છે.

બીજી યોજનાની શરૂઆતથી યોજનાની પ્રગતિની નોંધ રાખવા માટે નિયોજન પંચે બે ફૉર્મ તૈયાર કર્યાં હતાં. મોટી યોજનાઓની ૧૯૫૬-'૫૭ સુધીમાં થયેલ પ્રગતિની નોંધ માટે એક ફૉર્મ અને નાની યોજનાઓના ખર્ચ અને સિદ્ધિઓની વિગતો માટે બીજું ફૉર્મ હતું. આ ફૉર્મની મદદથી બાંધકામનો ખર્ચ અને કુલ ખર્ચ, લોખંડ-સિમેન્ટનો ખર્ચ અને બાંધકામનો ખર્ચ વગેરે ગુણોત્તરો ગણવામાં આવ્યા. સમાનતા માટે ભૌતિક લક્ષ્યાંકો અને તેની ગણતરીના એકમોની સ્પષ્ટતા કરવામાં આવી હતી. ૧૯૫૭-'૫૮માં પણ લગભગ આવાં જ ફૉર્મ વપરાયાં હતાં. ૧૯૫૮ના ઑક્ટોબરમાં મળેલી રાજ્યના અને કેન્દ્રના આંકડાશાસ્ત્રીઓની સંયુક્ત પરિષદે ત્રીજી યોજના ઘડવા માટેના જરૂરી આંકડાઓની ગુણવત્તા વિષે ચર્ચા કરી હતી અને વસ્તી, રાષ્ટ્રીય આવક, મૂડીનિર્માણ, આવક, બચત, રોકાણ, ભાવ, વેપાર, ખેતીવાડી, સાધનો અને સ્ટૉક અંગેના આંકડાઓ મેળવવાની જવાબદારીઓની ફાળવણી કરી હતી. રાજ્યની સ્ટેટિસ્ટિકલ બ્યૂરો, CSO, ISI, NSS, રજિસ્ટ્રાર-જનરલ, જુદાં જુદાં ખાતાંઓ વગેરે આમાં મુખ્ય હતાં. જૂન ૧૯૫૯ પહેલાં

સઘળી જરૂરી માહિતી મોકલી આપવાની સૂચના આપવામાં આવી હતી.

આ ઉપરથી જોઈ શકાય છે, કે ભારત નિયોજનને માટે જરૂરી આંકડાઓની દૃષ્ટિએ હજુ પછાત છે. અનેક જગ્યાએ પડેલાં ગાબડાંઓ પૂરવા માટે સરકાર દ્વારા પ્રામાણિક પ્રયત્નો થાય છે તે નોંધપાત્ર છે. સ્વાતંત્ર્યપ્રાપ્તિ પહેલાંની પરિસ્થિતિ સાથે સરખામણી કરતાં આંકડાની વર્તમાન પરિસ્થિતિ સંતોષકારક જણાય છે, પરંતુ તેથી આપણે ગૌરવ લઈ શકીએ એમ નથી.

**સામાન્ય ચર્ચા:**

ભારતમાં મેળવાતા વિવિધ આંકડાઓ મેળવવાની પદ્ધતિનું અવલોકન આપણે કર્યું. આ બધા જ આંકડાઓને એકી સાથે તપાસીએ તો તેમાં નીચેની ખામીઓ સામાન્ય જણાશે. આ બધી ખામીઓ ભારતીય આંકડાઓની ખામીઓ જ ગણી શકાય. ૧૯૩૪-'૩૫માં બાઉલી રૉબર્ટ્સન સમિતિએ અને તે પહેલાં ૧૯૨૫માં ભારતીય આર્થિક તપાસ સમિતિએ ભારતીય આંકડા માટે જે અસંતોષ વ્યક્ત કરેલો, તે અસંતોષના પ્રમાણમાં થોડોક ઘટાડો અત્યારે થયેલ છે. ભારતના આંકડાઓ વિષે નીચેનો કિસ્સો નોંધપાત્ર છે. Sir Josiah Stamp પોતાના 'Some Economic Factors in Modern Life' નામના પુસ્તકમાં Harold Cox નામના યુવાનનું વર્ણન કરે છે. Cox જ્યારે અદાલતમાં ભારતીય આંકડા ટાંકીને દલીલ કરે છે ત્યારે ન્યાયાધીશ તેને જણાવે છે, કે–

'Cox, when you are a bit older, you will not quote Indian statistics with that assurance. The Government are very keen on amassing statistics; they collect them, and add them, raise them to the n th power, take the cube root and prepare wonderful diagrams. What you must never forget is that every one of those figures comes in the first instance from chokidar (village watchman), who just puts down what he damn pleases.'

આ છે ભારતીય આંકડાનું અતિશયોક્તિભર્યું પણ અંશતઃ સત્ય ચિત્ર.

ભૂતકાળના અને વર્તમાન આંકડાઓ નીચેની ખામીઓ વાળા છે.

ભારતીય આંકડાઓ સમયની દૃષ્ટિએ સરખાવી શકાય એવા નથી. આવરી લેવાતા વિસ્તારમાં પ્રત્યેક વર્ષે કંઈક ને કંઈક ફેરફાર થતો જ રહે છે. ૧૯૪૭ પહેલાંના બ્રિટિશ અમલ દરમિયાન મળતા અધૂરા આંકડાઓ પણ બ્રિટિશ હિંદને લગતા જ હતા. દેશી રાજ્યો અને રજવાડાંનો સમાવેશ તેમાં થયેલો નથી. સ્વાતંત્ર્યપ્રાપ્તિ બાદ દેશના ભાગલા પડવાથી અને દેશી રાજ્યોનું વિલીનીકરણ થવાથી આંકડાઓની સરખામણી કરવાનું વધુ મુશ્કેલ બન્યું. કાશ્મીરના આંકડાઓ ત્યાંની વિશિષ્ટ રાજકીય પરિસ્થિતિને કારણે મળી શકતા નથી. ખૂટતા આંકડાઓનું અનુમાન કરીને સરખામણી કરવામાં આવે છે, પરંતુ તે સંપૂર્ણ રીતે યોગ્ય નથી. આ એક એવી ખામી છે, કે જેને માટે કોઈને પણ જવાબદાર ગણી શકાય એમ નથી અને તેને દૂર કરવાનો કોઈ ઉપાય નથી.

આંકડાશાસ્ત્રીય તંત્રમાં વિકાસ થવાથી પણ સરખામણી મુશ્કેલ બની છે. આ તંત્રમાં વિકાસ થવાથી નવી વ્યાખ્યાઓ, પદ્ધતિઓ અને વર્ગીકરણનો ઉપયોગ થવા માંડ્યો છે. દા.ત. વસ્તીગણતરી માટે Defactoને સ્થાને Dejure પદ્ધતિ અને ખેતી માટે ચાલી આવતી પદ્ધતિને બદલે નિદર્શ પાકકાપણી તપાસ. આ બધા લાભદાયી ફેરફારોએ ભૂતકાળના આંકડાઓને સરખામણીની દૃષ્ટિએ નકામા બનાવી દીધા છે. ચોક્કસ અને આધારભૂત આંકડાઓ મેળવવાના અને આંતરરાષ્ટ્રીય સરખામણી શક્ય બનાવવાના આ પ્રયત્નોને કારણે ઊભી થયેલી આ મુશ્કેલી ચલાવી લીધા વિના કેમ ચાલે?

ભારતીય આંકડાઓ અચોક્કસ અને અધૂરા છે. આ ફરિયાદ એકે એક પ્રકારના આંકડાઓને લાગુ પડે છે. આ આંકડા ઉપરનો અવિશ્વાસ એટલો તો વધી ગયો છે, કે આંકડાઓની આ ઇન્દ્રજાળમાં કોઈ પણ ફસાવા તૈયાર નથી. ઘણા તેને હડહડતું જૂઠાણું માને છે અને તેની તરફ શંકાની દૃષ્ટિએ જુએ છે. આને માટે જવાબદાર કોણ? માહિતી મેળવતી સંસ્થા કે માહિતી આપનાર? માહિતી મેળવતી સંસ્થાના દોષ અને મર્યાદાઓ તપાસીએ. સંસ્થાના કાર્યકરો તાલીમ પામેલા નથી હોતા,

છે એવી વાજબી ફરિયાદ છે. સરકાર આ નું નિવારણ કરવાના પ્રયત્નો કરે છે. ભારત ળ દેશમાં ભાષાવૈવિધ્ય અને લોકોના અજ્ઞાનને હિતી ભેગી કરવામાં કેટલી મુશ્કેલીઓ પડે તે ાય એમ છે. વસ્તી થોડાક વિસ્તારમાં કેન્દ્રિત , પણ અનેક નાનાં ગામડાંઓમાં વહેંચાયેલી તેમનો સંપર્ક સાધવાનું સમય અને ખર્ચની ું પડે છે. લોકો અભણ હોવાથી તેમની પાસેથી વીને માહિતી મેળવી શકાતી નથી. અંતમાં, મેલા સ્ટાફની ખોટ તો પૂરી શકાય એવી કાર તાલીમ કેન્દ્રો ખોલીને નિદર્શ તપાસનું કરીને અને પ્રચાર દ્વારા આ ખામીઓ ા પ્રયત્નો કરે છે. માહિતી આપનારના દોષ મર્યાદાઓ પણ લક્ષમાં રાખવી જોઈએ. ની વસ્તી અભણ હોવાથી જાતે પત્રકો ભરી ી. શિક્ષિત વસ્તી પણ બીજી વસ્તીની જેમજ દાર અને ઉદાસીન વૃત્તિની છે. ૮૧૪૫ માત્ર ૧૧૩ના જ જવાબ મળે તે શું સૂચવે રિક તરીકે માહિતી પૂરી પાડવાની ફરજ આજે જે છે? કેટલીક વખત ઇરાદાપૂર્વક ખોટી આપવામાં આવે છે. અજ્ઞાનને કારણે પ્રગણકો ી દૃષ્ટિએ જોવાય છે. લોકો અજ્ઞાનને કારણે ાને લીધે માહિતી આપતાં અચકાય છે. ભૂત- વસ્તીગણતરી વખતે પંજાબ રાજ્યમાં ટૉર્ચ વિષે એક પ્રશ્ન પુછાયો હતો. પંજાબમાં ટૉર્ચને કહે છે. આ 'ચોરબત્તી' શબ્દને કારણે ઘણાએ જવાબ આપ્યો ન હતો. કેટલીક વખત જવાબ- સો પણ અજાણતાં માહિતી આપવાનું ભૂલી ૯૬૧ની ગણતરીમાં પંડિત જવાહરલાલ નહેરુ સાયન્સના ગ્રૅજ્યુએટ છે એ વિગત આપવી હતા! પરિણામે, ટેક્નિકલ રીતે કેળવાયેલા ાટેનું અલગ કાર્ડ તેઓ ભરી શક્યા ન હતા. અનેક કિસ્સાઓ ટાંકી શકાય, જેમાં બેધ્યાન- માહિતી નોંધાતી હોય છે. લોકપક્ષે રહેલી ા નિવારણ માટે શૈક્ષણિક અને નૈતિક ધોરણ લાંબાગાળાની યોજનાઓ રજૂ કરી શકાય, છે. લોકોને નાગરિક તરીકે ફરજો સમજાવવા માટે કોઈક ઉપાયો યોજવા જોઈએ. ચોકસાઈનું પ્ર વધારવા અને ભૂલોનું પ્રમાણ ઘટાડવા પ્રજા અને સ સમજદારીપૂર્વક જવાબદારીના ભાન સાથે એકબીજ સહકારથી કામ કરે તે ખૂબ જ જરૂરી છે.

ભારતમાં મેળવાતા ઘણા ખરા આંકડા હજુ વહીવટી તંત્રની પેટા ઉપજ જ રહ્યા છે. અમુક મુખ્ય ર બાબતો માટે જ અલગ આંકડાશાસ્ત્રીય તંત્ર છે. આંકડાઓમાં યોગ્ય સંકલનનો અભાવ છે. આથી વખત એક જ પ્રકારના આંકડાઓ જુદાં જુદાં સર ખાતાંઓ દ્વારા મેળવાય છે. આ બેવડાતું કામ સમય, અને નાણાંના દુર્વ્યયમાં પરિણમે છે, છતાં સરખા કરવામાં આવે તો ઘણાં વિચિત્ર પરિણામો મળે છે. ઉ ઉત્પાદનના આંકની બે શ્રેણીમાંથી એક શ્રેણી ઉત્પાદ વધારો બતાવતી હોય, ત્યારે બીજી શ્રેણી ઘટાડો બત હોય છે! CSOની સ્થાપનાએ અને રાજ્યની સંસ્થાએ તેને આપેલ સહકારે આ પરિસ્થિતિમાં સારો એવો સુ કર્યો છે. CSOની સ્થાપના થયા પહેલાં મેળવાતા આ ઓનું યોગ્ય પૃથક્કરણ કરી તેનો અભ્યાસ કરવામાં આ ન હતો. હાલમાં ISI, CSO, ICAR, નિયો પંચ વગેરે અગ્રગણ્ય આંકડાશાસ્ત્રીય સંસ્થાઓ આ ઓનું પૃથક્કરણ કરી તેમાંથી પરિણામો તારવ પ્રયત્ન કરે છે.

પ્રકાશનમાં ઘણીવાર અકારણ વિલંબ થાય છે વિલંબ આંકડાઓની ઉપયોગિતાને ઘટાડી નાખે છે કેટલીક વખત તો આંકડાને સાવ નકામા બનાવી દ વસ્તીગણતરી જેવી વિશાળ તપાસનાં પરિણામો તેના આંકડા તૈયાર કરવામાં સમય જાય અને તેનું પ્રક મોડું થાય તે સમજી શકાય એમ છે, પરંતુ સાદા સરળ આંકડાઓ પણ જો પ્રગણકો કે અધિકારીઓ બેદરકારીને કારણે ખૂબ જ મોડા પ્રસિદ્ધ કરતા તો તે માટે પગલાં લેવાં જોઈએ. પાકનાં અનુમાનો વાર પાક ઊતર્યા પછી બહાર પડવાના બનાવો છે. અમુક તપાસના રિપૉર્ટો ચાર કે પાંચ વર્ષ બહાર પડેલા છે. આ ખામીને કારણે આંકડાની સરખા કરી શકાતી નથી.

આમ, સમગ્ર રીતે તપાસતાં કોઈ પણ શિક્ષિત અને આગળ વધેલા દેશના આંકડાઓ અને આંકડાશાસ્ત્રીય તંત્રની દૃષ્ટિએ ભારત પછાત છે. સરકારે આ પરિસ્થિતિ સુધારવા જુદી જુદી સંસ્થાઓની સ્થાપના કરી છે અને આ સંસ્થાઓ નવીન પદ્ધતિઓ દ્વારા ચોક્કસ આંકડાઓ મેળવવાના પ્રામાણિક પ્રયત્નો કરે છે; પરંતુ જ્યાંસુધી લોકો આ પ્રવૃત્તિમાં જવાબદાર નાગરિક તરીકે હૃદયપૂર્વકનો સાથ અને સહકાર નહિ આપે, ત્યાંસુધી આંકડાઓની ગુણવત્તા અને ચોકસાઈમાં ખાસ સુધારો થવાની શક્યતા નથી.

*

## References

આ લેખમાળા તૈયાર કરવામાં નીચેનાં પુસ્તકો અને અહેવાલોનો ઉપયોગ કરવામાં આવ્યો છે.


1. Statistics: Theory & Practice—Ghosh & Chaudhary
2. Indian Statistics—G. S. Bhalla
3. Applied Statistics of India—Asthana & Srivastava
4. Indian Statistics—Ghosh & Elhance
5. Statistics—Y. D. Keskar
6. Fundamentals of Statistics—D. N. Elhance
7. Statistics—Asthana
8. Handbook of Population Census Methods—UN, 1954
9. Census of India, General Report–1951
10. ૧૯૬૧ની વસ્તીગણતરીની પ્રચાર પુસ્તિકાઓ
11. Guide to Current Agricultural Statistics —Directorate of Economics & Statistics
12 Different Reports of the National Sample Survey
13. Reports of the National Income Committee
14. Reports of the Agricultural Labour Enquiry
15. 'Labour Gazette'—Gujarat State
16. 'ગણતરીદારને સૂચનાઓ'—વસ્તીગણતરી ૧૯૬૧


*

### 'અભ્યાસ' પુષ્પ–૩

શ્રીયુત ડી. એસ. સેવકના ઉપરોક્ત લેખ સાથે 'ભારતમાં આંકડાશાસ્ત્ર' વિષય પરની એમની લેખમાળા પૂરી થાય છે. 'અભ્યાસ'માં પ્રસિદ્ધ થએલા આ સાત લેખો સ્વતંત્ર પુસ્તિકારૂપે, 'અભ્યાસ' પુષ્પ ૩ તરીકે પ્રસિદ્ધ કર્યા હોઈ, એની કિંમત સાડા ત્રણ રૂપિયા છે. અર્થશાસ્ત્ર અને ખાસ કરીને આંકડાશાસ્ત્રના વિદ્યાર્થી ભાઈબહેનો તથા અન્ય રસિકજનો આ પુષ્પ ખરીદીને આવી પ્રવૃત્તિને સહાય તથા વેગ આપશે એવી આશા છે. અવારનવાર આવી લેખમાળાઓ 'અભ્યાસ'માં પ્રસિદ્ધ કરતા રહેવાની ઉમેદ છે. —સંપાદક

# નવોદિત રાષ્ટ્રો

## અલ્જિરિયા

ઈન્દુકુમાર કે. દેસાઈ

[તર્કશાસ્ત્ર અને મનોવિજ્ઞાનના ટ્યૂટર, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

'પરમેશ્વર! અલ્જિરિયા ઉપરના આપણા વિજયે એક સુંદર કળપની માફક એનું પરિવર્તન કર્યું છે. એની પ્રજા ભરવાડ વિનાના ઘેટાં જેવી છે.' માત્ર ત્રણ દાયકા પહેલાં જ અલ્જિરિયા વિજયની શતાબ્દી પ્રસંગે પ્રસિદ્ધ ફ્રેન્ચ લેખક ઑગસ્ટિન બર્નાર્ડે આ નોંધ શતાબ્દી ગ્રંથમાં કરી છે. એમાં જવાબદાર ફ્રેન્ચ રાજદ્વારી પુરુષોના મતનો પડઘો છે. ૧૯૦૩–'૧૧ દરમિયાનના અલ્જિરિયાના ફ્રેન્ચ ગવર્નર-જનરલ M. Jules Cambonએ પણ આ પ્રજાને "Human dust" કહેલી.

છતાં આ જ પ્રજાએ વસ્તીના દસમા ભાગ (૧૦ લાખ) ની આહુતિ આઝાદીના સંગ્રામમાં આપી, ૩ લાખ ઘર-વિનાનાં બન્યાં, ૨૦ લાખ વતન છોડી ચાલી નીકળ્યાં. ફક્ત મુઠ્ઠીભર કહેવાય એવા બેઢંગા હથિયારધારી બળવાખોર અલ્જિરિયન સૈનિકોએ ૧ લાખ ફ્રેન્ચ સૈનિકો, ૧ હજાર વિમાનો અને ફ્રાન્સના ફ્રૂ દરિયાઈ કાફલાને આઠ આઠ વર્ષ સુધી રોકી રાખ્યો. અંતે ૨જી જુલાઈ ૧૯૬૨ના દિને જંગી લોકમત દ્વારા અલ્જિરિયાએ આઝાદી પ્રાપ્ત કરી.

ઉત્તર આફ્રિકામાં ભૂમધ્યના કિનારે આવેલા ૮,૫૦,૦૦૦ ચો. માઈલ ક્ષેત્રફળ ધરાવતા અલ્જિરિયાની વસ્તી ૧,૦૫,૦૦,૦૦૦ [૮,૫૦,૦૦૦ યુરોપિયનો, ૧,૪૦,૦૦૦ યહૂદી, બાકીના અરબ–બર્બર પ્રજા] છે. પૂર્વ અને પશ્ચિમે અનુક્રમે ટ્યુનિસિયા તથા લિબિયા અને મોરોક્કોનાં ઇસ્લામી રાજ્યો આવેલાં છે. સમુદ્રકિનારેથી ૫૦ માઈલ અંદર પૂર્વ–પશ્ચિમે સમુદ્રને સમાંતર આવેલી ઍટલાસ પર્વતની બે હારમાળા દક્ષિણ અલ્જિરિયાને જુદું પાડે છે. [illegible]

[illegible] ૧ કરોડ ૭૦ લાખ ખેડાયેલી છે. એ સમગ્ર દેશની ૫% માત્ર છે. છતાં ખેતીવાડીની આવક રાષ્ટ્રીય આવકની ૩૫ થી ૪૦ ટકા છે. ઠેર ઠેર દ્રાક્ષ, ઑલિવ, અંજીર, બદામ, શેતૂર, અંગૂર, અખરોટ અને નારંગીના બગીચાઓ છે. દેશની નિકાસની અર્ધી કિંમતનો દારૂ અને ફ્રૂ કિંમતનું કાચું લોખંડ નિકાસ પામે છે. ૩૦ લાખ ટનનું કાચું લોખંડ બહુધા ઇંગ્લેન્ડ જાય છે. ઉપરાંત, ઍટલાસ હારમાળાના વચ્ચેના ઉચ્ચ મેદાન અને કિનારાના મેદાનમાં પણ ઘઉં, બાલી, તમાકુ અને કાગળો માટેના એસ્પાર્ટો (Esparto) નામનું જંગલી ઘાસ થાય છે. દેશની વસ્તીની ૯૦% ઉત્તરમાં રહે છે. વસાહતીઓએ પશ્ચિમી ઢબે વિકસાવેલ એ પ્રદેશમાં તેઓ આગળ વધતાં સ્થાનિક પ્રજા અંદરના ભાગમાં ધકેલાતી ગઈ. એ બર્બર અને આરબ પ્રજા પાસે નાનાં નાનાં ખેતરો છે, જે આર્થિક રીતે કાર્યક્ષમ નથી. વસાહતીઓમાં ૩૭૦૦ થી ૪૦૦૦ માલિકો પાસે જ ફક્ત ૫૦૦થી વધારે એકર જમીન છે. ૧ લાખ એકરમાં નહેરદ્વારા પાણી આપ્યા છતાં પાણીના પુરવઠાને અભાવે ઘણી જમીન પડતર છે.

દરિયાથી ૨૦૦ માઈલ અંદરનો દક્ષિણનો ભાગ ઉત્તર કરતાં આઠ ગણો મોટો છે છતાં વસ્તી ખૂબ જ ઓછી. સહરાનો એ વિભાગમાં હવામાન વિષમ છે. સિરકરો નામના ગરમીના તોફાનોના ભયમાં રહેતા કેબિલસો રણદ્વીપોમાં રહે છે. ઘેટાં-બકરાં પાળવાનો તથા તાડનાં પાંદડાં ગૂંથી દોરડાં અને વિવિધ ચીજ બનાવવાનો તેઓ ધંધો કરે છે. આ ઉપરાંત ઝેબાઈટ્સ (M'zebites) લોકો ઇસ્લામી દુનિયાના "યહૂદીઓ" છે. એમનું મુખ્ય શહેર ઘાર્ડીઆઓ (Ghardiao)ના નૃત્યકારો જગપ્રસિદ્ધ છે. બિસ્ક્રા (Bistcra)ની રણદ્વીપમાં શિયાળામાં યુરોપ-અમેરિકાથી ઘણા પ્રવાસીઓ આવે છે.

અત્યાર સુધીનો આ વેરાન પ્રદેશમાં સંપત્તિનો એક નવીન ખજાનો ખૂલ્યો છે. લિબિયાની સરહદે ઇડજેજ (Edjeje)માં ૫૦ માઈલ લાંબો ઉચ્ચ પ્રકારનો તેલની

પટ્ટી મળી આવી છે. હાસ્સી માસાઉદ (Hassi Massaoud)માં ૫૦૦ ફૂટ નીચે તેલક્ષેત્ર છે. ૧૦૦ કરોડ ટન તેલના અંદાજમાં દર વર્ષે ૫૦૦ લાખ ટન તેલ નીકળશે. જો કે એની પ્રાપ્તિ ખર્ચાળ થશે. [ખોદીંગના સ્થળે લાવવાની ઈંટની કિંમત ખર્ચ સાથે ૩૦ ગણી બની જાય છે.] એ રણ પ્રદેશમાં રસ્તા નથી. ઊંટ ઉપર જવું પડે છે. લેગહાઉટ (Laghout) પાસે હાસમેલ (Hass Rmel)માંથી મળેલો ગૅસનો જથ્થો પાઈપલાઈન દ્વારા ભૂમધ્ય સમુદ્રમાં થઈ ફ્રાન્સ લઈ જવાનું વિચારાયું છે. ફ્રાન્સની જરૂરિયાતના ત્રીજા ભાગનું તેલ હાલ આ સહરાનો પ્રદેશ પૂરું પાડે છે. ૧૫ વર્ષમાં તો પૂરેપૂરો જથ્થો પ્રાપ્ત થશે એવી અપેક્ષા છે.

ટિનડાઉફ(Tin douf)માં ૩૦૦૦૦ હજાર લાખ ટન કાચું ઉચ્ચ પ્રકારનું લોખંડ મળવાની શક્યતા છે. પરંતુ એ પ્રદેશ પર—લગભગ સહરાના ૧/૮ ભાગ પર મોરોક્કોનો દાવો છે. અને આઝાદી ટાણે નેતાઓના મતભેદમાં એ પ્રદેશોનો મોરોક્કોના લશ્કરે એકાદ બે દિવસ કબજો લઈ ફરીથી મુક્ત કર્યો હતો.

અલ્જિરિયાનો પૂર્વ ઇતિહાસ મોરોક્કો અને ટ્યુનિસિયા સાથે જોડાયેલો છે. માનવવંશશાસ્ત્રીઓના મતે ઉત્તર આફ્રિકાની પ્રજા Hametis વંશની છે. આ બર્બર લોકો છે. મુખાકૃતિ અને શારીરિક લક્ષણોમાં તેઓ એકબીજાથી ભિન્ન છે. આંતરિક વિખવાદોને લઈ અન્ય સામ્રાજ્યના તેઓ તાબેદાર બનતા રહ્યા છે. એકાએક આવતાં સામ્રાજ્યો અચાનક પેદા થતાં અને ચીલઝડપે અસ્ત થતાં. એક રીતે કહીએ, તો અલ્જિરિયા રાષ્ટ્ર જ ન હતું.

ઈ. સ. પૂર્વે ૧૨ મી સદીમાં ફોનેસિયને (Phoenicion) કરેલી વસાહતથી ઉત્તર આફ્રિકાનો ઐતિહાસિક કાળનો આરંભ થાય છે. ઈ. સ. ૮મી સદીમાં એના પૂર્વ ભાગમાં કાર્થેજે સ્થાપેલું સાર્વભૌમત્વ સાત સદીઓ સુધી ચાલુ રહ્યું. એ દરમિયાન બર્બર વિભાગમાં પુનિક (Punic) સંસ્કૃતિ અને ભાષા વિકસ્યાં.

ઈ. સ. પૂર્વે ૧૪૬માં કાર્થેજના પતન પછી રોમે ધીમે ધીમે સ્થાનિક રાજાઓ મારફતે પકડ જમાવી. છતાં તેમાં આજનાં ઓરાન, અલ્જિયર્સનો સમાવેશ થતો ન હતો. બીજી સદીની શરૂઆતમાં અહીં ઘણા લૅટિન આફ્રિકનો જોવા મળતા. તેમાંના પ્રખ્યાત લેખકો અપુલેનીસ (Apulenis) અને ખ્રિસ્તીઓમાં સંત ઑગસ્ટાઈન છે. સંપત્તિનો એ યુગ હતો. છતાં બળવાઓ, ધાર્મિક અથડામણો અને વન્ડાલના આક્રમણથી શાંતિ જોખમાઈ અને બિઝેન્ટાઈન (Byzantine) અમલ શરૂ થયો.

સાતમી સદીથી શરૂ થયેલા આરબ આક્રમણથી આખરે બારમી સદીમાં રોમન સંસ્કૃતિનો શેષ ભાગ નાશ પામ્યો. લૅટિન જગતથી વિખૂટું પડી અલ્જિરિયા ઇસ્લામ જગતમાં પ્રવેશ પામ્યું. બર્બરોએ શરૂમાં સામનો કર્યો છતાં, અંતે સ્પેન જીતવામાં પોતાનો ફાળો આપ્યો. આરબોએ પોતાની ભાષા અને ધર્મનું વર્ચસ્વ સ્થાપ્યું. મધ્યકાલીન જમાનામાં બર્બરોએ બે સામ્રાજ્યો સ્થાપ્યાં: (૧) ભટકતી ટોળીનું અલ-મોરાનિડસ અને (૨) મોરોક્કોના બર્બરોનું અલમોહાડ્સ. આ સામ્રાજ્યોના ભંગારમાંથી મોરોક્કો, અલ્જિરિયા અને ટ્યુનિસિયા પેદા થયાં છે. આંતરિક ઝઘડાથી સંયુક્ત પગલાં લેવામાં નિષ્ફળ નીવડેલા બર્બરો (૧) ભૂમધ્ય [સ્પેન અને પોર્ટુગીઝ] અને (૨) ઑટોમન તુર્કોની અસરો વચ્ચેના ગજગ્રાહમાં સપડાયા.

તુર્કસમય ૧૫૧૮–૧૮૩૦ દરમિયાન સ્થાનિક તવંગર સૈનિકો પોતાને ડે (Dey) નામના સત્તાધારીના હાથ નીચે રહી મનફાવતો અમલ ચલાવતા. ૩૦૦ વર્ષ દરમિયાન અલ્જિરિયા ચાંચિયાનું સ્વર્ગ હતું. ડેના માણસો ભૂમધ્ય સમુદ્રમાંનાં વહાણોને પરેશાન કરતા, લૂંટતા, ગોરા-કાળાઓને—બંનેને અન્યોન્યને વેચતા. તંગ બનેલા સંસ્કૃત દેશોના શિક્ષાત્મક પગલાં અપૂર્ણ અને અવ્યવસ્થિત હતાં. અમેરિકાના ખારવાઓનું એક ગીત છે: "From the walls of Montezuma to the Shores of Tripoli." તદનુસાર ૧૮૧૫માં અમેરિકન કપ્તાન સ્ટીફન ડેકાટુરના લશ્કરી જહાજે ચાંચિયાનો અંત આણ્યો.

૧૬મી સદીથી અલ્જિરિયા જોડે વેપાર સંબંધો રાખતું ફ્રાન્સ એકલું જ ખ્રિસ્તી દેશોમાં કાયમી સંબંધ રાખી શક્યું. બાકી અને બુસનાચ નામના બે યહૂદીઓએ મોકલેલા ઘઉંના સંબંધમાં પડેલી મડાગાંઠના ઉકેલ માટે મળવા આવેલા ફ્રાન્સના પ્રતિનિધિને ડેએ ગુસ્સામાં તમાચો માર્યો. આ અપમાનનું બહાનું મળતાં ફ્રાન્સે ૧૮૨૭થી નાકાબંધી

શરૂ કરી અને ઈ.સ. ૧૮૩૦ની ૧૫મી જૂને સીદી ફેરુક (Sidi Ferruch) બંદરે ૩૭૦૦૦નું લશ્કર ઉતાર્યું અને ધીરે ધીરે અલ્જિરિયાના પ્રદેશનો કબજો લેવા માંડ્યો. મોરોક્કો અને ટ્યુનિસિયામાં રાજખટપટનો આશ્રય લઈ કબજો મેળવનાર ફ્રાન્સને અહીં બળનો આશરો લેવો પડ્યો. ૧૮૪૧–'૪૭ દરમિયાન વિસ્તારનું કામ જનરલ બુગો (Bugeaud)ને સોંપવામાં આવ્યું હતું. તેમણે વસાહતીઓ સમક્ષ કબૂલાત કરી છે, "આપણે ઘણું બાળ્યું છે અને ઘણાનો નાશ કર્યો છે. કદાચ, હું જંગલી કહેવાઉં એવું એ છે; છતાં મારી ખાતરી છે, કે મારા દેશને ઉપયોગી થઈ પડે એવું કંઈક મેં કર્યું છે." એણે ૩૦૦ ગામ બાળ્યાં. અને અસંખ્ય સ્ત્રી-પુરુષો વસાહતની સ્થાપના કરતાં મરાયાં. વસાહતીઓની જરૂર ખૂબ હતી એટલે ફ્રેન્ચ, કૉર્સિકન, સ્પૅનિશ, ઇટાલિયન, માલ્ટિસ, અને સિસિલીવાસીઓ પણ આવ્યા. વસાહતીઓનાં જન્મેલાં બાળકોને ૧૮૯૫માં ફ્રેન્ચ ન બનાવ્યાં ત્યાં સુધી ફ્રેન્ચો લઘુમતીમાં હતા. સમાન અનુભવો અને આશાઓને લઈને એ બધા એક નવીન પ્રજા તરીકે પેદા થયા. ફ્રેન્ચભાષી હોવા છતાં એક ભાવના હતી, કે અમે પહેલાં અલ્જિરિયન છીએ. ૧૮૪૮માં અબ્દુલ કાદરની શરણાગત બાદ વસાહતીઓની ઇચ્છાથી ઉત્તરના ત્રણ પ્રાંત–કૉન્સ્ટેનટાઇન, અલ્જિયર્સ અને ઓરાન ફ્રેન્ચ પ્રદેશ તરીકે જાહેર કર્યા. ૧૮૫૮માં ગવર્નર-જનરલશીપનો અંત આણી જવાબદારીઓ પેરિસના પ્રધાનને સોંપવામાં આવી. ૧૮૬૫માં શહેનશાહે મુસ્લિમોને જાહેરનામા દ્વારા ફ્રેન્ચો ગણ્યા. કાયદાઓ ઉમદા હોવા છતાં વ્યવહારમાં મુસ્લિમો માટે તે ઓછા મદદગાર પુરવાર થયા.

૧૮૮૧–૧૯૨૧ સુધીનો ગાળો અસંગવિહીન છે. છતાં એ દરમિયાન અલ્જિરિયાનો વિકાસ થયો. મુસ્લિમોમાં ફ્રેન્ચ-તરફી ધંધાદારી નિષ્ણાતોનો એક વર્ગ ઊભો થયો. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન અલ્જિરિયનોએ લશ્કરી કારખાનામાં કામ કર્યું. ૭૦ હજાર અલ્જિરિયનો ફ્રાન્સમાં જ રહ્યા. તેમણે ત્યાં બૌધિક જાગૃતિ કેળવી. નવા વિચાર અપનાવ્યા. તેઓ આત્મસ્વાતંત્ર્ય, રશિયન ક્રાંતિ, યુરોપિયન વિનિતવાદ અને સમાજવાદી વિચારધારાની અસર નીચે આવ્યા. ઉપરાંત, ફ્રેન્ચોના સ્થાયી વસવાટથી બર્બરો અને આરબોના મતભેદ રાજદ્વારી દૃષ્ટિએ ઓછો થયા. અને તેઓ આરબ દુનિયાના એક ભાગ તરીકે પોતાને માનવા લાગ્યા. છતાં મોરોક્કોમાં જેમ રાજાશાહી અને ટ્યુનિસિયામાં જેમ બંધારણની આસપાસ રાષ્ટ્રીયતા કેન્દ્રિત બની તેવું અલ્જિરિયામાં કશું ન હતું. અબ્દુલ કાદરના પૌત્ર અમીર ખાલીદે અલ્જિરિયામાં આઝાદીનું અવ્યવસ્થિત સ્વરૂપમાં એલાન કર્યું. છતાં પાછળનાઓને માટે એ આહ્વાનરૂપ નીવડ્યું અને ત્રણ જુદા જુદા પ્રવાહો શરૂ થયા: (૧) પેરિસમાં ભેગા થતા ત્રણે રાજ્યના કામદારોનું સંગઠન મિસાલિ હજે (Messali Hadj) North African Star નામે કર્યું. પાછળથી એ રાષ્ટ્રીયતાનું પ્રતીક લેખાયું. (૨) સેતિફના ઔષધશાસ્ત્રી ફેરહાટ અબ્બાસે (પાછળથી બળવાખોર કામચલાઉ અલ્જિરિયન સરકારના તેઓ વડા હતા.) ફ્રેન્ચ સંસ્કૃતિમાં ભળી જવાની Assimilationist Movement ઉપાડી. એ વિનિતવાદી હતા. એમનો વિરોધ ફ્રેન્ચ વસાહતીઓને મળતા વિશેષ અધિકારો સામે હતો. તળભૂમિ ફ્રાન્સ કરતાં અલ્જિરિયાનું જીવનધોરણ નીચું છતાં એને ફ્રાન્સનો નાગરિક કહેવામાં રહેલી કૃત્રિમતા વ્યક્ત કરવા એ લોકો second class citizenship શબ્દ પોતાના નાગરિકત્વ માટે વાપરતા; કારણ કે નેટિવની સંખ્યા વસાહતીઓ કરતાં ઘણી વધારે હોવા છતાં આડકતરી ચૂંટણી દ્વારા સરખા પ્રમાણની બન્ને માટે જુદી જુદી ચૂંટણી-મંડળીઓ સ્થાપવામાં આવી હતી. (૩) બર્બર નેતા શેખ અબ્દુલ બેનબેડિસ અરબી શાસ્ત્રોનો વિદ્વાન હતો. તેણે Ascociation of Ulemas Reformistes નામની સંસ્થા સ્થાપી ઇસ્લામી શુદ્ધતા લાવવાનો પ્રયાસ કર્યો, સ્વતંત્ર શાળાઓ સ્થાપી અરબી ભાષા દ્વારા કેળવણી અપાવી. રાજદ્વારી રંગ પ્રથમ પાડથી જ શરૂ થતો. "મારો ધર્મ ઇસ્લામ છે. મારી ભાષા અરેબિક છે. મારો દેશ અલ્જિરિયા છે." આથી સત્તાધીશો એ પ્રવૃત્તિ પ્રત્યે શંકાશીલ બન્યા.

શરૂઆતમાં આ ત્રણ પ્રવાહો વચ્ચે કંઈ સમન્વય ન હતો. પરંતુ બેન બેલાએ એ કાર્ય પાર પાડ્યું. તેણે ઇજિપ્તમાં Front de La Liberation [F. L. N.] રચ્યો. આ ઉપરાંત, બીજા વિશ્વયુદ્ધમાં (૧) ફ્રેન્ચનો પરાજય હજારો અલ્જિરિયનોએ જોયો, (૨) બ્રિટિશ-અમેરિકન અલગતા દૂર થઈ, (૩) પ્રચારના વાયુ પ્રવચનોમાં આરબ સંસ્કૃતિની પ્રશંસા અને આરબનો ભવ્ય

ભૂતકાળ અને ભાવિ આશાઓ રજૂ થવા લાગ્યાં. નિરક્ષર સ્ત્રી-પુરુષો સુધી એ પહોંચ્યું. અલ્જિરિયન પ્રજાના માનસ-પટ પર વિચારોની એક નવી દુનિયા સવાર થઈ, (૪) સિરિયા અને લેબનોનમાં ફ્રેન્ચ રાજસત્તાનો અંત આવ્યો, (૫) આરબ લીગનું અસ્તિત્વ, (૬) ફ્રાન્સમાં સામ્યવાદી પક્ષ કાયદેસર એટલે અલ્જિરિયામાં એને મોરોક્કોની માફક ગેરકાયદેસર ન કરી શકાય. એટલે એનું સાહિત્ય અલ્જિરિયાના કોઈ પણ સ્ટૉલ પર મળે. આ બધાં બળોથી F. L. N.નાં મુક્તિદળોને ખૂબ વેગ મળ્યો, ઇજિપ્તમાં તાલીમ પામેલા લોકો મુક્તિદળોમાં જોડાયા. પડોશી ટ્યુનિસિયા અને મોરોક્કોની સરહદે વિદ્યુતમય કાંટાળી તારની વાડ ફ્રાન્સની સરકારે બનાવતાં મુક્તિદળોને અનામત જથ્થો રાખવાની સુગમતા પ્રાપ્ત થઈ. વિશ્વમત દૃઢ બનતાં ફ્રાન્સની પાર્લમેન્ટમાં ઉદારમતવાદી વલણ વધતું ગયું. છતાં French Colon Lobby જોરદાર કામ કરતી હોવાથી સહાનુભૂતિવાળી સરકારનું પતન થતું ગયું. સાથે સાથે વસાહતીઓના મતે પૅરિસમાં રાજદ્વારી કમજોરી હતી. અને એથી અલ્જિરિયામાં સ્થાનિક નેતાઓ અને લશ્કર સંયુક્ત બન્યાં અને 'Committee of Public Safety'ની રચના કરી.

૧૯૫૮માં અલ્જિરિયામાં મામૂલી સુધારા માટે મોન્સ્યોર દુલિમલની સરકારનું પતન થયું. અલ્જિરિયન લશ્કરી વડાઓ ફ્રાન્સ પર આક્રમણ લાવે એવી પરિસ્થિતિ ઊભી થઈ. કૉર્સિકામાં છત્રીદળો ઊતર્યાં પણ ખરાં. ફ્રાન્સને આંતરવિગ્રહમાંથી બચાવવા જનરલ સાલાં જનરલ દ' ગોલને સત્તાપર લાવ્યા. ફ્રાન્સના ચોથા ગણતંત્રનું પતન થયું. નવું બંધારણ ઘડાયું. દ' ગોલે અલ્જિરિયાની સ્વતંત્રતા જાહેર કરી. લોકમત લેવાનું નક્કી થયું. બળવાખોર સરકાર સાથે વાટાઘાટો શરૂ થઈ અને ૮મી જાન્યુ. ૧૯૬૧માં અલ્જિરિયામાં યુદ્ધવિરામ જાહેર થયો. છતાં અલ્જિરિયાના વસાહતીઓએ છેલ્લા પાસા ફેંક્યા. O. A. S. નામની છૂપી ત્રાસવાદી સંસ્થા સ્થાપી. જનરલ દ' ગોલે કુનેહપૂર્વક કામ લીધું. અને ૨૭ જુલાઈ ૧૯૬૨ના દિને લોકમત દ્વારા જંગી બહુમતીથી અલ્જિરિયા આઝાદ થયું. અલ્જિરિયાનું ભાવિ કેવું હશે તે તો ભાવિના ગર્ભમાં જ છુપાયેલું પડ્યું છે.

### મુખ્ય શહેરો:

**અલ્જિયર્સ:** સમગ્ર દેશની રાજધાની અને એ જ નામના વિભાગનું મુખ્ય શહેર. મુખ્ય વિભાગ છે તુર્ક અલ્જિયર્સ, જે ત્રિભુજાકારે ખડકો પર વસેલું છે. એનાં જૂનાં ખંડેરો ખૂબ જ. આધુનિક અલ્જિયર્સ સમુદ્રતટે વસેલું છે. બીજા વિશ્વયુદ્ધ દરમિયાન દેશવટો ભોગવતી ફ્રેન્ચ સરકારનું એ વડું મથક હતું. [વસ્તી ૪,૫૦,૦૦૦ મુસ્લિમો; ૩,૦૦,૦૦૦ યુરોપિયનો] ફ્રાન્સના માર્સેલ્સ બંદર સાથે ખૂબ જ સંબંધ છે.

**કૉન્સ્ટેન્ટાઇન:** આ જ નામના પ્રદેશનું મુખ્ય શહેર અને બંદર [વસ્તી ૧,૯૦,૦૦૦ મુસ્લિમો; ૪૧,૦૦૦ યુરોપિયનો]

**ઓરાન:** એ જ પ્રદેશનું મુખ્ય શહેર અને બંદર [વસ્તી ૮૩,૦૦૦ મુ. અને ૪૭,૦૦૦ યુ.] ફ્રાન્સના એટીફેન્ટી સાથે સતત દરિયાઈ વાહનવ્યવહાર ચાલે છે.


**Books for Reference**

1 Encyclopaedia Britanica—volume I
2 Compton's Pictorial Encyclopaedia
3 Golden Geographical Encyclopaedia —Volume I
4 Danger Spots of the World—Bernard Newman
5 Africa A Handbook to the Continent —Colin Legum
6 Inside Africa—John Gunther
7 An Atlas of the World Affairs —Andrew Boyd
8 Background to Current Affairs —Desmond Crowley
9 World events 1961 (Penguin)
10 Dictionary of Politics—Florene Elliout and Michael Summerskill
11 हिंदी विश्वकोश—volume I

**Periodicals**

(1) Knowledge
(2) Nationl Geographical Magazine
(3) Link
(4) Encounter

# જે સૂઝે તે

જયંતી દલાલ
[લેખક, વિવેચક અને સાહિત્યકાર]

વેચાણવેરો તો આપણે સહુએ સાંભળ્યો છે. પણ વેચાણવિદ્યા Supersalesmanshipના ભાષાબદ્ધ ખ્યાલથી હજુ આપણે અનભિજ્ઞ લાગીએ છીએ. વાન્સ પેકાર્ડ નામના અમરિકી લેખકે, ત્રણ પુસ્તક—નામે (૧) હિડન પર્સ્યુએડર્સ (૨) સ્ટેટસ સીકર્સ અને (૩) વેઈસ્ટ મેકર્સ લખીને વેચાણવિદ્યા એ આંતરરાષ્ટ્રીય બજારમાં કેવું અગત્યનું સ્થાન ભોગવતી થઈ છે, અને શાણા, સમજુ અને ઠરેલ ગણાતા માનવીને પણ જાતજાતનું કેવું ઘેલું લગાડે છે એનું વૈજ્ઞાનિક બયાન આપ્યું છે. પણ આજે દુનિયામાં કોઈનુંય એકચક્રી રાજ્ય ચાલતું હોય તો તે જાહેરાતનું. કહેવાતા મુક્ત સમાજ અને વાસ્તવિક બંધિયાર સમાજમાં બધે જાહેરાતનું જ જોર છે. અને આ પરિસ્થિતિ માત્ર લે-વેચની બાબતોને જ લાગુ પડે છે એવું નથી. અભિપ્રાયના ક્ષેત્રમાં પણ આ જ વાત વધુ પ્રબળ રીતે કામ કરે છે. વ્યક્તિને માટે એક યા બીજા કારણસર આદર હોય તેનો આધાર લઈને આદરણીય અને આદરપાત્ર વ્યક્તિ પણ પોતાના અભિપ્રાય બીજાને ગળે ઉતારવાની વાતથી પર નથી. ક્યાંક ભક્તિનો ઉપયોગ થાય છે, ક્યાંક ભય અને દંડો કામ કરે છે. કામગીરીમાં ભિન્નતા હોઈ શકે, પણ નેમ એક જ.

ચીજ-વસ્તુની જાહેરાતનો-ધંધો કરનારાનો સીધો સંબંધ ઉત્પાદન સાથે હોય છે. કોઈ સાબૂ કે પેસ્ટ કે એવી વસ્તુનું વેષ્ટન કેવું હોવું જોઈએ એનો નિર્ણય પણ આ સુપરસેલ્સમેન કરતા હોય છે. અભિપ્રાયને લોકમાં વહેતો 'મુકનારાને' માત્ર ઉત્પાદન Manufacture સાથે જ લેવા-દેવા રહે છે એવું નથી. એમનો સીધો સંબંધ તો manipulation ગોઠવણ અને કામગીરી સાથે હોય છે. જાહેરાતવાળો કહે છે: આ કે તે વસ્તુ વિના તમારું જીવતર અકારું, અસંસ્કારી, અસુખી રહેશે. તમે ઊનતા અનુભવ્યા કરશો. અભિપ્રાયવાળા કહે છે: આ સિવાયના બીજા અભિપ્રાય વાહિયાત છે. જાહેરાતવાળાને નિસબત માત્ર ખપાવવાની છે. અભિપ્રાયવાળાને પોતાનો અભિપ્રાય પ્રચલિત કરવા ઉપરાન્ત, પોતાને શિરે આવી પડે એવી જવાબદારી ટાળવાની પણ ચિંતા હોય છે, અને એટલે એ ભળતાં જ કારણ પરિણામનાં સમીકરણ વહેતાં મૂકે છે.

દેશમાં આજે વિચ્છિન્નતાનું વાતાવરણ છે એની ના નહિ કહી શકાય. પણ પંડિત નહેરુથી માંડીને નાનામાં નાનો માણસ એનાં જે કારણો આપે છે તે સાથે સહમત થવું મુશ્કેલ છે. અહીં વિચ્છિન્નતાના વાતાવરણને દૂર કરવા માટે રજૂ કરવામાં આવતા જુદા જુદા ઇલાજની વાત કરવી નથી. એનો વિસ્તાર ઘણો મોટો છે અને અત્યારે તો એમ લાગે છે કે ભવિષ્યમાં એ વિષે વાત કરવી જ પડવાની છે. એટલે આ લેખ પૂરતું તો આ આ વિચ્છિન્નતાના મૂળમાં ભાષાવાર રાજ્યરચના છે, અને એથી ભાષાવાદ અને પ્રાંતવાદનું ઝેર જાગ્યું છે, એવા વિધાનને યથામતિ જોવા-તપાસવાનો જ ઇરાદો રાખ્યો છે.

ભાષાવાર રાજ્યરચનાને ક્યાંક કોમવાદી, ક્યાંક પ્રાંતવાદી અને ક્યાંક ભાષાવાદી અને બધે Parochial નવયુગ સાથે કદમ ન મિલાવીને ચાલનારની બેહૂદી માગણી તરીકે ઓળખાવવામાં આવે છે. એક પંજાબ સિવાય હવે આવી માગણી રહી નથી. માગણી થઈ શકે એવી પરિસ્થિતિ પણ રહી નથી. ત્યારે પોતાની નિર્દોષતા પુરવાર કરવા માટે આમ કહેવાય છે. નાના મોટા બધા આ જ કહેતા હોય છે. જાહેર જીવનની એક પ્રથા એવી પડી છે કે અપ્રામાણિકતાનો પ્રથમ શબ્દોચ્ચાર કરનાર તો પ્રામાણિક જ મનાય. અનાચારનું નામ દઈ દુઃખ પ્રગટ કરનારને તો સાધુ હોવાનું પ્રમાણપત્ર આપ આપ્યું મળી જાય.

પણ એનું દુઃખ પ્રગટ કરવાનું આ સ્થાન નથી. આ માગણી કઈ રીતે ઊભી થઈ, ક્યાંથી એને પ્રોત્સાહન મળ્યું, કેમ સંતોષાઈ, કેમ ઉવેખાઈ—એ વાતો પણ અહીં કહેવાનો ઝાઝો અર્થ નથી. એ બધું જ જાણતા હોવા છતાં, પોતે મજબૂર બન્યા હોય અને 'અમારું કેવું ન માન્યું તો લ્યો ભોગવો એનાં ફળ' એમ કહેતા હોય એમ આજે આ વાત કહેવાય છે. વાસ્તવમાં પોતાની નિર્દોષતા જાહેર કરવા આમ બોલાય છે.

સવાલ એ છે કે જે દોષ ભાષાવાર રાજ્યરચનાને નામે ચડાવવામાં આવેલા એ ગુના એણે કર્યા છે ખરા? બીજું, દલીલ ખાતર માની લઈએ કે બધાં જ અનિષ્ટનું મૂળ ભાષાવાર રાજ્યરચના છે તો, એને ટાળી શકાયું હોત ખરું?

સસ્તા અને સહેલા, વધુ પડતા સરળ બનાવી દેવાયેલા, ઉત્તરોની શોધમાં નીકળીને આપણે વાસ્તવિક રીતે જે વસ્તુની હસ્તી હતી નહિ તે કલ્પી લીધી છે અને એની માંડણી પર આપણા આદર્શોની ઇમારત રચી છે. આમાંની પહેલી વસ્તુ એ રાષ્ટ્રીયતાનો ખ્યાલ. રાષ્ટ્રીયતાના ખ્યાલનું પહેલું આરોપણ તે રાષ્ટ્રહિતનો ખ્યાલ. બીજું આરોપણ તે સંસ્કારિતાની એકતા, સભ્યતાની એકતાનો ખ્યાલ. અંગ્રેજને પરદેશી મનાવવા આપણે એકદેશી એવી ભાવના ઊભી કરવાની જણાઈ અને એનું રટણ થવા લાગ્યું. Diversity (એને અનેકતા કહી શકાય?)માં unity એકતાનું દર્શન એ કલ્પના કમનીય હતી અને છે. પણ અંશને સમગ્ર માની લેવાના દોષથી સાવ અલિપ્ત નથી. પોતાની સગવડ ખાતર અંગ્રેજે પ્રાન્તોમાં ભારે ભેળસેળ કરી હતી. એમાં નવા ભણેલા વર્ગે રોજગારીની નવી તકો શોધવાના યત્નમાં પ્રાંતીયતાનું વિસ્તારિત જ્ઞાતિવાદનું તત્ત્વ દાખલ કર્યું. જુદી જુદી ભાષાઓનું નવી રીતે ખેડાણ થવા લાગ્યું. અને eliteની સભ્ય, સંસ્કારી અને સુજન ગણાનારાની એક જમાત ઊભી થઈ.

આનાં અનિષ્ટ સહુથી વિશેષ તો ભણતરમાં મોડા પડેલા અને ઉદ્યોગો તરફ મોડા વળેલાને ભોગવવાં પડયાં. મહાત્માજીએ બહુ વાજબી રીતે આમાં વિમુખીકરણનું Alienationનું વહેણ જોયું. જે ક્ષણે પરદેશી હકૂમતને ટાળવા માટે સહુ કહેતાં સહુ એક થાય એ અગત્યનું હતું તે ક્ષણે મહાવિખંવાદ ચાલુ રાખવાનું કોઇને ય પાલવે એવું ન હતું. જેમ કોઈ એક ધર્મના અનુયાયીઓ રાજ્યપલટા પછી સત્તાનો ઇજારો ન લઈ જાય એવી તકેદારી જરૂરી હતી એમ કોઈ એક ભાષા બોલનારાનું વર્ચસ્વ ન જામે તે જોવાની પણ એટલી જ જરૂર હતી. અને આખરે આ વિશાળ દેશમાં કોઈ પણ પ્રકારની એકચક્રી સત્તા ચાલવાની નથી એ દીવા જેવું હતું: સત્તાના સ્તરે ગોઠવ્યા સિવાય છૂટકો ન હતો. છેક છેલ્લે પગથિયે ઊભેલાને પણ પોતે સત્તાસંચાલનમાં ભાગ લે છે એટલું લાજિમ ગૌરવ અનુભવવાનો અધિકાર આપેજ છૂટકો હતો. રાષ્ટ્રીયતાની ભાવના જાગે અને વિસ્તરે એ માટે પણ આવી જોગવાઈ જરૂરી હતી.

ભાષાવાર રાજ્ય રચનાથી અલગતાની ભાવના પેદા થઈ છે અને એને કારણે એકાત્મતા સધાઈ નથી અને વિચ્છિન્નતાની દિશામાં ઘણું બધું આગળ વધાયું છે એ આક્ષેપને પણ તાત્ત્વિક રીતે તપાસવાની જરૂર છે. એક દ્રાવિડીસ્તાનની ખરી ખોટી માગણી સિવાય દેશમાં અલગ થવાની માગણી બીજે ક્યાંય થઈ નથી. ભાષાવાર રચાયેલું રાજ્ય સાર્વભૌમ, સ્વતંત્ર કે સ્વાયત્ત રાજ્ય નથી. બંધારણ મુજબ મળેલા હક્ક અધિકાર અને દરજ્જાને જોતાં આ વાત સાવ સ્પષ્ટ થાય છે.

દ્રાવિડીસ્તાનની માગણી કરતાંય આ કહેવાતા વિશેષ અધિકારની વાતને કાશ્મીરના રાજ્યનો મુદ્દો અત્યંત વેધક રીતે સ્પષ્ટ કરી આપે છે. પહેલાં શેખ અબદુલ્લા અને હવે બક્ષી ગુલામ મોહંમદ લગભગ એક જ ભાષામાં, કાશ્મીરની વિશિષ્ટ પરિસ્થિતિની વાત કરે છે. વિધાનના અનુચ્છેદ ૩૭૦ ને રદ બાતલ કરવાની માગણીનો એ વિરોધ કરે છે. કાશ્મીરના પ્રશ્નની બીજી જટિલતાને આ મુદ્દામાં ન લાવીએ તોય, એ ભાષાવાર રાજ્યરચનાને કારણે રચાયેલું રાજ્ય નથી તોય, એક રીતે તેમ છતાંય, એને કશોય વિશેષ અધિકાર પ્રાપ્ત થયો છે કે મૂળથી એની પાસે છે એવા કશાય દાવાનો સહુ કોઇએ ઇન્કાર કર્યો છે.

આનો અર્થ એ નથી કે કોઈ ઠેકાણે ખેંચાખેંચ કે તાણ છે જ નહિ: ખેંચાખેંચ છે, તાણ એના ઉગ્ર રૂપમાં છે. પણ તેનું કારણ ભાષાવાર રાજ્યરચના નથી. જે કરુણ દશા છે એનાં થોડાં ઐતિહાસિક કારણ છે.

એમાં પહેલું કારણ તે યુનિવર્સિટીઓ સ્થપાતાં નવી કેળવણી પામેલા સજ્જનોએ જાતજાતનાં કારણોસર નોકરી અને રોજગારીનાં જે નવાં સ્થાન ઊઘડતાં જતાં હતાં તેમાં માત્ર 'મામકા:'ને ભરવાની જડબેસલાક પેરવી કરી તે છે. પચાસ-સાઠ વરસ પેર આ કદાચ વાજબી હશે. એવી જ રીતે એક ભાષા બોલનારાએ બીજી ભાષા બોલનાર પ્રદેશમાં કૂટકળનો કે બીજો વહેપાર અને ઉદ્યોગ સ્થાપ્યાં હોય ત્યારે વખતના વહેવા પછી પણ એનો ઇજારો ચાલુ રહે એમ કેમ માની લેવાય?

બીજું અને વધુ બહાર પડી આવે એવું કારણ તે અંગ્રેજની પોતાની સગવડ-અગવડ અને સમતુલા જાળવવાની ઇચ્છામાંથી થયેલી એકમ-રચનામાં નિર્બળ એવું તત્ત્વ હતું નહિ તે. કોઈ કેન્દ્ર સત્તાના એ વારસદાર ન હતા. જેમ જેમ મળતું ગયું એમ એમ એ ભેળવતા ગયા. કેન્દ્રીય સત્તા કરી જોવાનો યત્ન એમણે જ માંડી વાળેલો. મહત્ત્વની વાતો કેન્દ્ર પાસે રાખીને બાકીની રોજિંદી અને ઓછી અગત્યની વાતો એમણે આ 'રાજ્યો'-ને સોંપેલી. એમાં ઘણી વાર સેળભેળ થયેલી. અને એ સેળભેળમાં ક્યારેક કશી એકાત્મતા કે એકવાક્યતા જન્મી જ શકેલી નહિ. રાષ્ટ્રીય ભાવનાના ઉદયથી એવું કશું થવા આવે ત્યાં તો ઉસ્તાદોએ કોમ, ભાષા અને પ્રાંતના સુષુપ્ત ભેદોને સારી પેઠે છંછેડીને જગાડી મૂક્યા. સામાજિક ન્યાયને નામે બીજાનું અસ્તિત્વ પણ ઇન્કારવું એવું બધું આપણે ત્યારે શીખ્યા. ભયંકર દ્વેષ, જ્ઞાતિવાદ, કોમવાદ, ભાષાવાદ, પ્રાંતવાદ—એ આ કાળનો વારસો.

કરુણ કથા એ છે કે આ બધા શાપમાંથી છૂટવાનો, અને પોતાની મતિશક્તિ મુજબ સર્વદેશીય પ્રગતિમાં પોતાનો ફાળો આપવાનો એક માત્ર માર્ગ તે ભાષાવાર રાજ્ય રચના હતી.

અને આ ઠેકાણે ગુજરાતનો દાખલો ધ્યાનમાં લેવા જેવો છે. કબૂલ નહિ કરે ગુજરાતના સત્તાવાળા; પણ એ હકીકત છે કે સ્વરાજ્ય મળ્યા પહેલાં અને ત્યાર પછી પણ જે જાતનો વહીવટ ચાલતો હતો એમાં ગુજરાતનાં હિતને અન્યાય થતો હતો. બહુમતી, મારકણાપણું અને ગુજરાતની નેતાગીરીની નિર્વીર્યતા—એ બધાનો સરવાળો થતાં, યોજનાઓમાં, વિકાસમાં, ગુજરાતને બૃહદ્ મુંબઈ રાજ્યમાં ઐતિહાસિક અસહાયતાને કારણે ભેગા હોવાથી ખૂબ ખૂબ વેઠવું પડ્યું. ભાષાવાર રાજ્યરચનાનું એક શ્રેય તે આવી સતત ઉપેક્ષામાંથી તે વિસ્તારના લોકને ઉગારે તે. સતત અન્યાયથી માત્ર ભૌગોલિક કે પ્રાદેશિક રીતે જ નહિ પણ શિક્ષણ અને સંસ્કારની બાબતમાં પણ ઊતરતી કક્ષાનું નાગરિકત્વ ભોગવવાનો વારો આવ્યો હતો. એ પરિસ્થિતિમાં કયું ભાવાત્મક ઐક્ય સધાતું હતું? કયા રાષ્ટ્રહિતનું નુકસાન થતું હતું? એમાં ભાષાવાદ કે પ્રાન્તવાદનું ઝેર હતું તો કઈ જગ્યાએ હતું?

ગુજરાતની ધરાર પટેલની નેતાગીરી આજે પણ એમ કહે છે કે એમણે અલગ એકમની માગણી કરી ન હતી. ગુજરાતના લોકે એમને બાજુએ મૂકીને કરેલી ઝુંબેશનો પણ એ ઇન્કાર કરે છે. પોતાના ટૂંકા સ્વાર્થ આગળ વિશાળ સમુદાયના હિતને ગૂંગળાવી દેવાના કામને એ રાષ્ટ્રહિતનું કામ ગણતા હોય તો ઈશ્વર એમને સદ્‌બુદ્ધિ આપજો એમ કહેવું એ પણ દંભ થઈ પડે છે.

નવાઈની વાત તો એ છે કે ભાષાવાર અલગ એકમની રચના થયા પછી પણ ગુજરાતને અન્યાય કરવાનું ચાલુ છે. તારાપુરમાં રચાશે એ અણુશક્તિથી વીજળી ઉત્પાદન કરનારું મથક મૂળમાં તો પંડિત જવાહરલાલ નહેરુએ લોકસભામાં જાહેર કર્યું હતું તે મુજબ ગુજરાત-સૌરાષ્ટ્રના સાગરકાંઠા પર થવાનું હતું. એવી ધરખમ જાહેરાત પણ અફર ન હોવાના કારણે બદલાઈ ગઈ અને જે વીજળી ઉત્પન્ન થશે તેનો બરાબર અર્ધો હિસ્સો ગુજરાતને મળશે એવી જાહેરાતથી બધો હેતુ સરી ગયો એમ સંતોષ માની લેવાયો. તારાપુરથી ગુજરાતમા વીજળી લાવવાનું ખર્ચ કોણ વેઠશે, અને જેની પાસે ગુજરાતને મુકાબલે અઢળક વીજળિક શક્તિ છે એને આ વધારાની શક્તિની કેમ ખોટ પડી તે સવાલોના જવાબ શાણા માણસો ઉદરવિશાળ હોવાને કારણે ત્યાંજ સમાવી રાખે છે.

ભેગા રહ્યાનો એક લાભ, ગુજરાતી બાળકને પાંચમા ધોરણથી અંગ્રેજી શીખવા મળત તે, તો અલગ એકમની જાહેરાત સાથે જ ઝૂંટવી લેવામાં આવ્યો.

ઉકાઈની યોજનાને અક્ષર મંડાયા બાદ દસ વર્ષે કેન્દ્ર સરકારની પરવાનગી મળી અને એમાં પણ વિશિષ્ટ 'થાલિડોમાઈડ'નો ઉપયોગ થયો હોવાથી એનું કદ વામણું રહેશે.

દાદરા નગર હવેલી અને હવે દીવ તથા દમણ પણ ગુજરાતમાં ક્યારે આવશે અને દીવ તથા દમણને બારમાસી બંદર તરીકે વિકસાવીને ગુજરાતના કાંઠાના વેપારને વિકસાવવાનું ક્યારે બનશે એ તો કોક જોષી કહે ત્યારે ખરું.

કંડલાની મુક્ત વિસ્તારની એક યોજના થઈ. એ પાર પડે તે પહેલાં જ મહારાષ્ટ્રે કહી દીધું કે એવી યોજના કંડલામાં નહિ થવી જોઈએ. પોતાના પ્રદેશમાં આવું કશું કરો એમ કહેવું એ એક વાત છે. અને બીજાના પ્રદેશમાં ન કરો અને અમારે ત્યાં કરો એમ કહેવું એ સાવ જુદી વાત છે એટલું તો શાણા માણસો સ્વીકારશે.

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક

‘સાહિત્ય એ અંતે તો તપશ્ચર્યા છે. પ્રજાને અધિકારી બનાવવાની મોટાઈ ન સેવતાં સાહિત્યકારો પ્રજા સાથે એક બનવાની તત્પરતા સેવશે, શબ્દ અર્થ દર્શનની સાચી સાધના સાધશે અને સામાન્યતાને તિરસ્કારશે નહિ તો સાહિત્ય એ પ્રજાને ઊંચે લઈ જતું બળ બનશે. સાહિત્ય એ શોખ ભલે હોય, પરંતુ એ સાધના બને ત્યારે એનામાં પ્રજાને ઊંચકવાની, પ્રજાના જીવનને ફેરવી નાખવાની ક્રાન્તિ ઉપજાવતી શક્તિ આવશે.’

**રમણલાલ વસંતલાલ દેસાઈ**

[વાર્ષિક વ્યાખ્યાનો–૩ (૧૯૪૦-૧૯૪૯), ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ. સને ૧૯૫૧. પૃષ્ઠ ૨૨૭]

વર્ષ ૨
અંક ૩
ઑક્ટોબર · ૧૯૬૨

સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

# અભ્યાસ
સંપાદક: પુરુષોત્તમ ગણેશ માવળંકર

વર્ષ ૨ • અંક ૩ ઑક્ટોબર ૧૯૬૨


## અનુક્રમ


નૈવેદ્ય ૭૭ [સંપાદક: એ. જી. ભટ્ટ]

રોજનીશીમાંથી ૭૯ ગણેશ વાસુદેવ માવળંકર

ફૅશનનું મનોવિજ્ઞાન ૮૦ વિ. સ. વાળીંકર

પંચાયતી રાજ–પરિવર્તન અને પ્રશ્નો ૮૫ પ્રવીણ ન. શેઠ

આર્થિક પ્રવૃત્તિની વ્યાખ્યા ૯૦ રમેશ બી. શાહ

અંગ્રેજી વાચન ૯૧ એચ. સી. ત્રિવેદી

નવોદિત રાષ્ટ્રો

[લાઓસ] ૯૪ ઈન્દુકુમાર કે. દેસાઈ

પરમાણુશસ્ત્રનો નિષેધ ૯૮ પુરુષોત્તમ ગણેશ માવળંકર

મધપૂડો

[સંયુક્ત રાષ્ટ્રસંઘ] ૧૦૦

નવનીત

[બ્રિટનની આમસભાના મુખ્ય કલાર્ક] ૧૦૩

[ટ્રિનિડાડ અને ટોબેગો] ૧૦૪

[મહાન દેશભક્ત અને લોકનેતા: લોકમાન્ય ટિળક] ૧૦૫

જે સૂઝે તે ૧૦૭ જયંતી દલાલ


*

## અભ્યાસ


* વાર્ષિક લવાજમ રૂપિયા આઠ, છમાસિક રૂપિયા પાંચ, છૂટક અંકનો રૂપિયો એક.
* મનીઑર્ડરથી કે ચેકથી લવાજમ–પુ. ગ. માવળંકર, 'પ્રગતિ', ૧૫ મહારાષ્ટ્ર સોસાયટી, અમદાવાદ-૬ એ સરનામે–મોકલવું, તથા ચેક પુ. ગ. માવળંકરના નામનો લખવો, એવી વિનંતી છે. રૂબરૂ લવાજમ 'અભ્યાસ' કાર્યાલય પર ભરી શકાશે.
* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* 'અભ્યાસ'ના પ્રથમ વર્ષના પ્રથમથી બાર અંકોના પૂરા સેટ હજી મોટી સંખ્યામાં ઉપલબ્ધ છે. સેટની કિંમત આઠ રૂપિયા.


*

## સંપાદકના બે બોલ

'અંગ્રેજી વાચન'નો એક વધુ નવો વિભાગ આ અંકથી શરૂ કર્યો છે. અવારનવાર એમાં વિવિધ અંગ્રેજી પુસ્તકો વિશે વિવેચન અપાશે.

બીજા વર્ષમાં 'અભ્યાસ'ના ગ્રાહકો અને સહાયકો હજી ખાસ વધ્યા નથી એની ચિંતા અને નિરાશા જાહેર કરવાની ફરજ પડે છે. ફરી વાર સહુના સક્રિય સાથ માટે વિનંતી!

*


મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

# નૈવેદ્ય

स्वभावजेन कौन्तेय निबद्धः स्वेन कर्मणा।
कर्तुं नेच्छसि यन्मोहात्करिष्यस्यवशोऽपि तत्॥

—भगवद्गीता-१८-६०॥

ભાવાર્થ: કૌન્તેય! જે કર્મ તું મોહને લીધે કરવા ઇચ્છતો નથી તેને જ તારા સ્વાભાવિક કર્મથી બંધાયેલો તું પરતંત્ર થઈને કરીશ.

નોંધ: યુદ્ધ ક્ષત્રિયનું સહજ કર્મ છે; અજ્ઞાનને લીધે અર્જુન તેને પાપ સમજીને કરવા ઇચ્છતો નથી. ક્ષત્રિય હોવાથી શૌર્ય અર્જુનની પ્રકૃતિમાં છે માટે તે યુદ્ધ કરવા ઇચ્છતો ન હોવા છતાં બળાત્કારે તેનો ક્ષત્રિયનો સ્વભાવ જ તેને તે કર્મ કરાવશે એવું તાત્પર્ય છે. દરેક વ્યક્તિ પોતાની પ્રકૃતિ અથવા સ્વભાવ પ્રમાણે કર્મ કરે છે. ગીતામાં સ્પષ્ટ કહ્યું છે કે, सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि। प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति॥ (૩-૩૩)॥ જ્ઞાનવાન પણ પોતાની પ્રકૃતિ—પૂર્વવાસનાને અનુસાર ચેષ્ટા કરે છે. પ્રાણીમાત્ર પોતાના સ્વભાવને અધીન થઈ કર્મ કરે છે, પછી હઠ કે નિગ્રહ શું કરી શકે? અનેક સ્થળે ગીતામાં દર્શાવ્યું છે, કે કર્મ કરવામાં દરેક વ્યક્તિ સ્વભાવને અધીન છે. આમ છે તો પ્રશ્ન એ ઊભો થાય છે, કે મનુષ્યને કર્મ કરવાની સ્વતંત્રતા છે કે નહિ? ગીતામાં જ 'कर्मण्येवाधिकारस्ते'-એ વાક્યદ્વારા મનુષ્યને કર્મ કરવાનો અધિકાર છે એમ દર્શાવી તેનું કર્મ-સ્વાતંત્ર્ય સ્વીકાર્યું છે એમ જણાય છે, અને બીજાં અનેક વાક્યો દ્વારા તે કર્મ કરવામાં પરાધીન છે, એમ પ્રતીત થાય છે. મનુષ્ય કર્મ કરવામાં પ્રકૃતિને અધીન છે એમ કહ્યું છે અને 'ઈશ્વર પ્રાણીમાત્રના હૃદયમાં રહી તેમને પોતાની માયાશક્તિ દ્વારા ચલાવે છે'—એવા ભાવાર્થનો ગીતાનો શ્લોક (અ. ૧૮—૬૧) પ્રાણીમાત્રની પ્રવૃત્તિ ઈશ્વરને અધીન છે, એમ દર્શાવે છે. જો પ્રાણીમાત્ર ઈશ્વરરૂપી સૂત્રધારને જ વશ વર્તીને કઠપૂતળીની માફક ક્રિયા કરતો હોય, તો તેનું કર્મ-સ્વાતંત્ર્ય રહેતું જ નથી એવો સિદ્ધાંત સ્વીકારવો પડે અને તે સિદ્ધાંત સ્વીકારવામાં આવે તો જેમ પાંડવ ગીતામાં દુર્યોધન કહે છે કે, 'जानामि धर्मं न च मे प्रवृत्तिर्जानाम्य धर्मं न च मे निवृत्तिः। केनापि देवेन हृदि स्थितेन यथा नियुक्तोऽस्मि तथा करोमि॥—હું ધર્મ જાણું છું છતાં તેમાં પ્રવૃત્ત થઈ શકતો નથી અને અધર્મ સમજું છું છતાં તેમાંથી નિવૃત્ત થઈ શકતો નથી. કોઈ હૃદયમાં રહેલો દેવ જેમ મને પ્રેરે છે તેમ હું કરું છું" તેમ કોઈ વ્યક્તિ દુષ્કર્મના બચાવમાં ઉપરની દલીલ કરે તો તેનો શો પ્રત્યુત્તર હોઈ શકે?

ઉપરની દલીલ ટકી શકતી નથી. ઈશ્વરને અધીન સર્વ ક્રિયા થાય છે, એ સિદ્ધાંતથી ગમે તેવાં અનિષ્ટ આચરણનો બચાવ કરવો તે, તે સિદ્ધાંતની યથાર્થ સમજ નથી. દુર્યોધન એ સિદ્ધાંતનો પોતાના આચરણના સમર્થનમાં ઉપયોગ કરે એ સ્વાભાવિક છે. એ રીતે યુક્તિવાદનો આશ્રય લઈ ગમે તેવા સારા સિદ્ધાંતનો પણ દુરુપયોગ થઈ શકે. મનુષ્ય કર્મ કરવામાં પ્રકૃતિને અધીન છે પણ પોતાની પ્રકૃતિના નિયંત્રણમાંથી છૂટવાનું તથા તેને સુધારવાનું કર્મ કરવાની તેને સ્વતંત્રતા છે. આમ ન હોય તો નીતિ-અનીતિ, ધર્મ-અધર્મ વગેરેનો વિવેક દર્શાવી સન્માર્ગમાં પ્રવૃત્તિનો અને દુર્માર્ગમાંથી નિવૃત્તિનો ઉદ્દેશ કરનારાં શાસ્ત્રોનું કોઈ પ્રયોજન રહે નહિ. દરેક મનુષ્ય પોતાની પ્રકૃતિ પ્રમાણે કર્મો કરે છે પણ મોટે ભાગે તે કર્મો રાગપૂર્વક કે દ્વેષપૂર્વક કરે છે. ગીતામાં દર્શાવ્યું છે કે, इन्द्रियस्येन्द्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ। तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपन्थिनौ॥ ઈન્દ્રિયના ઈન્દ્રિયના અર્થમાં—વિષયભોગમાં રાગ અને દ્વેષ છૂપા રહેલા હોય છે. મનુષ્યે તે બન્નેને વશ થવું ન જોઈએ, કેમ કે તે (રાગ અને દ્વેષ) તેના (કલ્યાણમાર્ગમાં) શત્રુઓ છે. અર્જુન કૃષ્ણનો યુદ્ધ કરવાનો આદેશ ન સ્વીકારે તો પણ તેની ક્ષત્રિયની પ્રકૃતિ તેને અંતે તો યુદ્ધમાં યોજશે જ (प्रकृतिस्त्वां नियोक्ष्यति। ૧૮-૫૯) પણ કૃષ્ણનો ઉપદેશ ગ્રહણ કરી તે યુદ્ધ કરે તો એ પ્રવૃત્તિ રાગદ્વેષ વિનાની થાય, અનાસક્તિપૂર્વક થાય, કેમ કે કૃષ્ણે

તેને-સમત્વબુદ્ધિપૂર્વક-અનાસક્તભાવે યુદ્ધ કરવાનો ઉપદેશ આપ્યો છે. આથી રાગદ્વેષ વિના પ્રવૃત્તિ કરવારૂપી કર્મ-સ્વાતંત્ર્ય ગીતામાં સ્વીકાર્યું છે, એમ સમજાય છે. મનુષ્ય પોતાના સ્વભાવને અનુસાર કર્મ કરવા પ્રેરાય જ છે, પણ તેને તે તે કર્મ સમત્વબુદ્ધિપૂર્વક, અનાસક્તભાવે કરવાનું સ્વાતંત્ર્ય છે, એવો સિદ્ધાંત ગીતામાંથી ફલિત થાય છે. અનાસક્તભાવે પોતાનાં સ્વાભાવિક કર્મ કરવાથી ધીમે ધીમે મનમાંથી રાગ અને દ્વેષરૂપી મલ દૂર થાય છે, પોતાની પ્રકૃતિમાં સુધારો થાય છે, ચિત્તની શુદ્ધિ થાય છે. આ પ્રકારનું કર્મ-સ્વાતંત્ર્ય દરેકને છે, એમ સમજવાનું છે. અનાસક્તભાવે કર્મ કરતાં કરતાં અંતે મનુષ્ય પ્રકૃતિના નિયંત્રણમાંથી મુક્ત થાય છે, કેમ કે તેનામાં આત્મજ્ઞાનનો ઉદય થાય છે. જ્યાં સુધી રાગદ્વેષ-પૂર્વક પ્રવૃત્તિ થયા કરે છે ત્યાં સુધી પ્રકૃતિના બંધનમાંથી છુટકારો થતો નથી, પણ જ્યારે નિષ્કામભાવે કર્મ કરતાં કરતાં મનુષ્ય રાગદ્વેષરહિત થઈ જાય છે ત્યારે તેનું મન શુદ્ધ થતાં સ્વરૂપજ્ઞાનનો ઉદય થાય છે અને જ્ઞાન થતાં પ્રકૃતિના બંધનમાંથી મુક્ત થવાય છે.

ઈશ્વર સર્વનો પ્રવર્તક છે એ સિદ્ધાંત ગીતામાં સ્પષ્ટ શબ્દોમાં કહેલો છે, પણ સાથે તેમાં તેને સર્વભાવે શરણે જવારૂપી કર્મ કરવાનો ઉપદેશ તેમાં આપ્યો છે. (सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज। अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः -૧૮-૬૬ ॥) ઈશ્વરને શરણે જવાનું સ્વાતંત્ર્ય ન હોય તો શરણાગતિનું વિધાન શા માટે કરવામાં આવે? અને જે ઈશ્વરને શરણે જાય તે તેના આદેશ પ્રમાણે કર્મ કરવા પ્રેરાય એ સ્વાભાવિક છે. કૃષ્ણ જ શાસ્ત્રસંગત કર્મ કરવાનો ઉપદેશ આપે છે. જે શાસ્ત્રવિરુદ્ધ વર્તે છે તે સિદ્ધિ કે સુખ કે મોક્ષ-કશું પામતો નથી, એમ તે જ ઉપદેશે છે. શાસ્ત્રાનુસાર કર્મ કરવાનો મનુષ્યમાત્રને અધિકાર છે. ઈશ્વર પ્રકૃતિનો નિયામક છે, પ્રકૃતિ તેને અધીન છે, એમ ગીતામાં દર્શાવ્યું છે. આથી પ્રકૃતિને અધીન સર્વે પ્રાણીઓ ઈશ્વરને અધીન છે, એમ સ્પષ્ટ સમજાય છે. માટે મનુષ્ય કર્મ કરવામાં પ્રકૃતિને અધીન છે એમ કહ્યું છે અને ઈશ્વર સર્વનો પ્રવર્તક છે (मत्तः सर्वं प्रवर्तते।-મારાથી બધું પ્રવૃત્ત થાય છે) એમ કહ્યું છે, તેમાં અંતે કોઈ વિરોધ નથી. ઈશ્વર સર્વનો પ્રવર્તક છે, એથી તે અનિષ્ટ કર્મોમાં પણ પ્રવૃત્તિ કરાવે છે એમ સમજવાનું નથી. ગીતામાં કહ્યું જ છે કે 'नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः। પરમાત્મા કોઈનું પાપ કે પુણ્ય લેતો નથી.' તે પોતે અલિપ્ત રહીને પ્રાણીમાત્રને પોતપોતાની પ્રકૃતિ પ્રમાણે કર્મો કરવામાં યોજે છે. જન્મજન્માંતરમાં કરેલાં જે કર્મોના સંસ્કારનો સમૂહ આ જન્મમાં ઉદય પામે છે તેને 'સ્વભાવ' અથવા 'પ્રકૃતિ' તરીકે સમજવાનો છે. તે સ્વભાવ પ્રમાણે ઈશ્વર પ્રાણીમાત્રને પ્રવૃત્તિ કરાવે છે અને તે પ્રકૃતિમાંથી-કર્મબંધનમાંથી મુક્ત થવાના અનેક ઉપાયોમાંથી ઈશ્વરની પ્રપત્તિ-શરણાગતિ ગ્રહણ કરવી, એ મહાન રાજમાર્ગ છે.

બીજું, ગીતામાં દર્શાવ્યું છે કે, મનુષ્યમાત્રને પ્રકૃતિજન્ય ગુણોથી વિવશ થઈને કર્મ કરવું જ પડે છે. (कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः॥ ૩-૫). સર્વે મનુષ્યો પૂર્વે કરેલાં કર્મ પ્રમાણે વૃદ્ધિ પામેલા પ્રકૃતિજન્ય સત્ત્વ, રજસ અને તમસ-એ ત્રણે ગુણો વડે અવશપણે પોતપોતાનાં કાર્યમાં પ્રવૃત્ત થાય છે. ટૂંકામાં ત્રિગુણાત્મિકા પ્રકૃતિનું નિયંત્રણ પ્રાણીઓ પર ચાલે છે, પણ તેમાંથી મુક્ત થવા માટે પ્રકૃતિનો જે નિયામક છે તે પરમાત્માને શરણે જઈ, તેનું અનુસ્મરણ કરતાં કરતાં નિષ્કામ ભાવે પોતાનું નિયત કર્મ આચરવાનું સ્વાતંત્ર્ય મનુષ્યમાત્રને છે, એવું પ્રતિપાદન કરી તે પ્રક્રિયાદ્વારા ચિત્તશુદ્ધિ પ્રાપ્ત કરી, આત્મજ્ઞાનદ્વારા કર્મબંધનમાંથી-સંસારમાંથી મુક્ત થવાના માર્ગનો ગીતામાં નિર્દેશ કર્યો છે.

[સંપાદક: એ. જી. ભટ્ટ, સંસ્કૃતના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

*

# રોજનીશીમાંથી

ગણેશ વાસુદેવ માવળંકર

**તા. ૧૮ ઑગસ્ટ, ૧૯૪૭: સોમવાર**

સાંજે પાંચ વાગ્યે કૉન્સ્ટિટ્યુશન હાઉસમાં પાર્ટી-મીટિંગ માટે ગયો હતો. આજની આ સભા જોઈને ચીડ, દુઃખ અને નિરાશા થયાં. એમ થવાને અનેક કારણો બન્યાં. હવે આપણે સ્વતંત્ર થયા, ચાલીસ કરોડ પ્રજાના કલ્યાણની જવાબદારી અમારા શિર ઉપર, લોકોના—ગરીબ લોકોના—અમે પ્રતિનિધિઓ, આ પરિસ્થિતિમાં અમારું વર્તન કેવું હોવું જોઈએ? એને બદલે મને શું જોવા મળ્યું? (૧) પ્રથમ ચીજ તો એ કે પાંચ વાગ્યાની સભા હોવા છતાં આશરે ૫–૨૦ સુધી લોકો આવી રહ્યા હતા અને માત્ર આમતેમ ફરતાં હતા અગર વાતો કરતા હતા. પ્રમુખ શ્રી. કૃપાલાની આશરે પંદર મિનિટ મોડા આવ્યા! (૨) શ્રી. કૃપાલાની આવ્યા. એમનું વર્તન ખૂબ જ દુઃખદ અને ગુસ્સો જન્માવનારું લાગ્યું. તા. ૧૪મીની પાર્ટી સભામાં પંડિત જવાહરલાલને નેતા તરીકે પસંદ કર્યા એથી તેઓ રિસાયા હોય એમ જણાયું. પ્રથમ તો ઊભા ઊભા જ અને પછી પ્રમુખની ખુરસી પર બેસીને ચિડાતાં બોલ્યા: "આજે હું પ્રમુખ નથી. કોણ પ્રમુખ એનો નિર્ણય થવો રહ્યો." સભામાં ધાંધાટ મચ્યો. બબ્બે—ચાર ચાર માણસો એક સાથે ઊભા રહીને ગરમ ગરમ થઈને બોલવા લાગ્યા! કૃપાલાની હસતાં હસતાં જાણે બધો તમાશો જોઈ રહ્યા હતા! "તમે પ્રમુખની ખુરસી પર છો એટલે પ્રમુખપદે જ છો"—એવું કોઈકે જણાવ્યું તે વખતે એમણે એને જવાબ આપ્યો, કે "હું થાકી ગયો છું માટે બેઠો છું, પ્રમુખ તરીકે નહિ." એમના વર્તનમાં......ગાંભીર્યનો અભાવ અને જવાબદારીની જાણકારીનો અભાવ દેખાયો. (૩) ત્રીજી વાત એ કે ગંભીરતાનો પૂરેપૂરો અભાવ. જવાબદારીપૂર્વક, સહકારથી ગાડું કેવી રીતે ચલાવવું એની ચિંતા નહિ; પણ વાતો કરવાની જ હોંશ ને ધગશ, પોતાની બડાઈઓ ફૂંકવી એવું જ વાતાવરણ—અલબત્ત, થોડાક જ લોકો માટે આવું છે એટલું સદ્‌ભાગ્ય—દેખાયું. આશરે ૬ા વાગ્યે "કાલે બપોરે ૩ વાગ્યે સભા મળે" એમ નક્કી થયા બાદ વિખરાયા. સહુનો દોઢ કલાક નકામો ગયો. જિંદગીની જાણે કિંમત નહિ!

શ્રી. દિવાકર મળ્યા હતા. બંધારણસભાની ધારાસભા (Lagislature) તરીકેની બેઠક મળવી જોઈએ કે નહિ એ વિષે મને પૂછતા હતા. મેં હકારમાં અભિપ્રાય આપ્યો. ......ના સભાસંચાલનની બાબતમાં એમણે ઠીક ઠીક અસંતોષ વ્યક્ત કર્યો.

ભોજન બાદ શ્રી. ઠક્કરબાપા મળ્યા. કસ્તૂરબા ફંડની કારોબારીની સભા અને શ્યામલાલને સહાયક તરીકે કોઈકને લેવા એ વિષે વાત થઈ.

**તા. ૧૯ ઑગસ્ટ, ૧૯૪૭: મંગળવાર**

(સવારે) શ્રી. પાટસકર મળ્યા હતા.

બંધારણ સમિતિના અહેવાલો વગેરે સાહિત્ય વાંચ્યું.

બપોરે ૩ થી ૫ા પાર્ટીની સભા. કાલના જેવી સ્થિતિ આજે નહોતી. શરૂઆતમાં પંડિત જવાહરલાલે પંજાબની સ્થિતિ વિષે વાત કરી. ટૂંકમાં, લાહોર તરફ મુસલમાનોએ અત્યાચાર કર્યા છે તો અમૃતસર બાજુ એથી ચાર ગણા શીખોએ કર્યા છે અને રાવલપિંડી વગેરે તરફના અત્યાચારોનું વેર વાળ્યું છે. સભામાં મધ્યસ્થ બંધારણની ચર્ચા થઈ. શ્રી. શ્રીપ્રકાશ (પાકિસ્તાનમાંના ભારતીય હાઈ કમિશનર) મળ્યા. સામાન્ય વાતચીત થઈ. "આપણા માથે આવી પડેલું કામ જોતાં આપણી પાસે માણસો નથી. પણ એનું કારણ આપણે જ"—એમ એમણે કહ્યું.

સાંજે મૌલાના આઝાદને ઘેર (૨૨, પૃથ્વીરાજ રોડ) ઈદ-મિલન સમારંભમાં ગયો હતો. ત્યાં અનેક લોકો મળ્યા. ચાલતો જ ઘેર પાછો ફર્યો. (ક્રમશઃ)

*

# ફૅશનનું મનોવિજ્ઞાન

વિ. સ. વણીકર

[મનોવિજ્ઞાનના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

ફૅશનની વ્યાખ્યા Kimball Young નીચે પ્રમાણે આપે છે: Fashion may be defined as the current or prevailing usage, mode, manner or characteristic expression, presentation or conception of those particular cultural traits which custom itself allows to change.

સહેલી ભાષામાં ફૅશનની સમજૂતી આપવી હોય તો એમ કહી શકાય, કે It is a slight deviation from ordinary custom રૂઢ ઢબ કરતાં સહેજ અભિનવ ઢબને ફૅશન કહે છે. ફૅશનની અભિનવતા પાછળ મુખ્યતઃ સૌંદર્યદૃષ્ટિ હોય છે. જીવનનાં અનેક ક્ષેત્રોમાં ફૅશન જોવામાં આવે છે: દા. ત., પોશાકની ફૅશન, ઇમારતની ફૅશન, ફર્નિચરની ફૅશન, વાળ ઓળવાની ફૅશન, ચા પીવાની ફૅશન વગેરે નક્કર રૂપમાં આવિર્ભૂત થતી ફૅશનના નમૂના છે. બોલવાની પદ્ધતિમાં પણ ફૅશન પ્રવેશ કરે છે: આજકાલ અમેરિકન ડ્રેસ સીઓના પ્રભાવને લીધે yes ને બદલે ya બોલવાની ફૅશન પ્રચલિત થઈ છે. વિચારમાં પણ ફૅશનનું પ્રાબલ્ય દેખાઈ આવે છે. મૂડીવાદનો વિરોધ, કોમવાદની ટીકા, મોટા નેતા વર્તુળોમાં બિનસંપ્રદાયી રાજ્ય (secular state)નો ટેકો, માનવતાવાદ વગેરે વગેરે વિચારની નવી આકર્ષક ઢબ કહી શકાય.

પ્રચલિત રૂઢિ કરતાં ફૅશન જુદી પડે છે એ વાત બરાબર છે. પણ એનો અર્થ એવો નથી કે રૂઢિને તદ્દન ફગાવી દઈને અથવા એનો અનાદર કરીને ફૅશન અસ્તિત્વમાં આવે છે. શરૂઆતમાં કિમ્બૉલ યંગે આપેલી વ્યાખ્યામાં 'which custom itself allows to change'—એ ભાગ બહુ મહત્ત્વનો છે. ફૅશનમાં પ્રવેશતી અભિનવતાઓ તદ્દન નવીન હોતી નથી. ફૅશનમાં દેખાઈ આવતા ફેરફારો તદ્દન નવા હોતા નથી; પણ એ ફેરફારો પ્રચલિત નીતિ અને સભ્યતાના વિચારોની મર્યાદામાં રહીને જ થાય છે. Conformity અને Novelty: બધાંની સાથે પણ બધાંથી અલગ એમ ફૅશનનું વર્ણન એકસૂત્રમાં કરી શકાય.

## રૂઢિ અને ફૅશન

ફૅશનનો ખ્યાલ બરાબર સમજવા માટે રૂઢિ (Custom) અને ફૅશન વચ્ચેનો તફાવત સમજવાની જરૂર છે.

આખા સમાજમાં અથવા સમાજના એક જૂથમાં જે વર્તન સામાન્ય જોવામાં આવે છે તેને આપણે રિવાજ અથવા રૂઢિ કહીએ છીએ. દા. ત., દિવાળીના દિવસોમાં બધા લોકો ઘરની સામે સાથિયા પૂરે છે, એ રૂઢિ છે. રૂઢિને બીજા શબ્દોમાં આપણે 'સમાજની ટેવ' કહી શકીએ. રિવાજ કેવી રીતે પડે છે? શરૂઆતમાં અમુક પ્રસંગના ઉકેલ તરીકે અમુક ક્રિયા કરવામાં આવે છે. દા. ત., ઉનાળામાં કોઈ વ્યક્તિ આપણે ઘેર આવી પાણી માગે છે. આપણે એને પાણી આપીએ છીએ. આ પ્રમાણે અનેક પ્રસંગોના અનુભવ ઉપરથી ઘરમાં રિવાજ પડી જાય છે. પરિણામે કોઈ પણ સમયે મહેમાન આપણે ઘેર આવે ત્યારે ગુજરાતમાં તેની આગળ પાણી ધરવામાં આવે છે. મહારાષ્ટ્રમાં આ રિવાજ એટલો સામાન્ય નથી, કારણ કે ત્યાં આપણા પ્રાંત જેટલી પાણીની જરૂર પડતી નથી. રિવાજ અથવા રૂઢિ સમાજમાં મોટો ભાગ ભજવે છે. તે શક્તિની કરકસર કરે છે. આપણે ત્યાં મહેમાન આવે ત્યારે દરેક વખતે હવે શું કરવું એવો વિચાર કરી પછી નિર્ણય કરવાને બદલે મહેમાન આવે કે તરત જ તેની આગળ પાણીનો ગ્લાસ મૂકી દેવો એ વધુ સરળ બને છે. આમ રૂઢિની શરૂઆત આવશ્યકતામાંથી નિર્માણ થાય છે. એક પદ્ધતિ ઉપયુક્ત પુરવાર થાય છે અને તેથી તે રૂઢ થાય છે. આમ ઉપયુક્તતા (Utility) એ રૂઢિનો આત્મા છે. રૂઢિનો આ અર્થ ધ્યાનમાં રાખી આપણે હવે રૂઢિ અને ફૅશનની તુલના કરીએ.

૧. રિવાજની પાછળ ઉપયુક્તતા હોય છે; ફૅશનની પાછળ ઉપયુક્તતા કરતાં સૌંદર્યની દૃષ્ટિ વધારે હોય છે.

૨. રિવાજ એ ઠીક ઠીક કાયમી સ્વરૂપવાળો હોય છે. રિવાજ સ્થિર હોય છે, એમાં એકદમ ફેરફાર થતો નથી, જ્યારે ફૅશન પરિવર્તનશીલ હોય છે, એટલે તે વારંવાર બદલાયા કરે છે. આથી પરિવર્તનશીલ સમાજમાં ફૅશન વધારે પ્રચલિત હોય છે. દા. ત., શહેરમાં ફૅશન વધારે પ્રમાણમાં જોવામાં આવે છે; ગામડાંમાં જૂના રિવાજ પ્રમાણે સામાજિક આવિષ્કાર ચાલ્યા કરે છે. ફૅશનનાં બે પરિણામો આવે છે: કાં તો એક ફૅશન ચાલી જાય છે અને એને બદલે બીજી ફૅશન સમાજમાં પ્રચલિત થાય છે, અથવા એ ફૅશન આખા સમાજમાં ફેલાઈ જાય છે અને સમાજમાં રૂઢ થઈ જાય છે. પછી તે ફૅશન રહેતી નથી, એ રૂઢિ અથવા રિવાજ બની જાય છે! દા. ત., મહારાષ્ટ્રની સ્ત્રીઓ પહેલાં ૯ વારની સાડીઓ પહેરતી. કુપ્પુસ્વામીના નિરીક્ષણ પ્રમાણે મહારાષ્ટ્ર અને દક્ષિણ હિંદુસ્તાનમાં ૯ વારની પદ્ધતિ ૧૯૩૦ સુધી રહી. ત્યાર પછી મહારાષ્ટ્રમાં ફૅશન તરીકે કેટલીક સ્ત્રીઓએ ૫ વારની સાડીઓ અપનાવી. એ વખતે ૫ વારની સાડી પહેરનારી મહારાષ્ટ્રીય સ્ત્રીઓ ફૅશનેબલ ગણાતી હવે મહારાષ્ટ્રમાં ૫ વારની સાડીઓ સામાન્ય બનતી જાય છે. હવે એને ફૅશનનો આવિષ્કાર સમજવામાં આવતો નથી. આપણા દેશમાં ઘરેણાંની ફૅશન પણ વારવાર બદલાયા કરે છે. આખા શરીર ઉપર માથાના વાળની ટોચથી માંડીને પગની આંગળીઓ સુધી જેમણે ઘરેણાં પહેર્યાં હોય એ સ્ત્રી પ્રતિષ્ઠિત ગણાતી. હવે એવી સ્ત્રી સમાજમાં હાસ્યને પાત્ર ઠરશે. એક વખતે આછાં ઘરેણાં અથવા ફક્ત મોતીનાં ઘરેણાં પહેરવાં એ ફૅશન ગણાતી. હવે ભારે વજનનાં ઘરેણાં ન પહેરવાં એ સર્વ સામાન્ય પદ્ધતિ બની ગઈ છે. એક વધુ દાખલો લઈએ. રિસ્ટ વૉચ એક વખત ફૅશન તરીકે વપરાતી, હવે એ આવશ્યક વસ્તુ બની છે.

૩. ફૅશનની ગતિ ચક્રાકાર હોય છે, એટલે એક પ્રકારમાંથી ફેરફાર થતાં થતાં થોડે દૂર સુધી ફૅશન એ જ દિશામાં આગળ વધે છે, પણ પછી અમુક અંતર સુધી ગયા પછી એ ઊલટી દિશામાં પ્રવાસ કરે છે અને પોતાનું અસલ સ્વરૂપ ધારણ કરે છે. દા. ત., બ્લાઉઝની ફૅશનમાં ફેરફારો તપાસીએ. બ્લાઉઝની બાંયો ઠેઠ કાંડા સુધી આવી ગયેલી, ત્યાંથી પાછા હઠતાંહઠતાં લગભગ બગલ સુધી ઉપર ગઈ હતી. ત્યાંથી પાછી બાયસેપ (ઉપલા હાથ)ના મધ્ય ભાગ સુધી અને હવે કોઈ કોઈ ઠેકાણે કોણીથી સહેજ નીચે સુધી આવી છે. તે જ પ્રમાણે, પાટલૂનના પગની પહોળાઈ. પહેલાં બહુ જ પહોળાઈ એ ફૅશન હતી. ત્યાર પછી બહુ સાંકડા પગ આવ્યા. હવે મધ્યમ પહોળાઈ પ્રચલિત છે. ફૅશનની ચક્રગતિની પાછળ સબળ કારણ છે. ફૅશનમાં દેખાતું નાવીન્ય અમુક મર્યાદામાં રહી કામ કરે છે એ સિદ્ધાંતમાંથી નીકળતો આ તાર્કિક નિષ્કર્ષ છે. શરીર ઉપર કપડાં પહેરવાં એ સભ્ય સમાજનો નિયમ છે. આ નિયમનું ઉલ્લંઘન કર્યા વગર જો પાટલૂનની બાંયોમાં ફેરફાર કરવા હોય તો કેટલી શક્યતાઓ હોઈ શકે? આવા નિયંત્રિત ફેરફારોને કોઈ મર્યાદા હોય છે. દા. ત., પાટલૂનનો પગ નાનો–મોટો કરી શકાય; પણ તદ્દન કાઢી તો નખાય જ નહિ. ફ્રૉકની લંબાઈ નાની–મોટી કરી શકાય; પણ એને બંને બાજુએ કંઈ મર્યાદા હોય છે. ફેરફાર તો કરવો છે; પણ અમુક મર્યાદામાં રહીને ફેરફાર કરવો છે. પરિણામે આજે જે ફૅશન છે તે બદલાઈ જાય છે. જતે દહાડે બીજી ફૅશન બદલાઈ જાય છે અને આગળ વધવાને અવકાશ નહિ હોવાથી પહેલાં જે ફૅશનને આપણે ફગાવી દીધી હતી, તે જ આપણે ફરીથી અપનાવીએ છીએ. કપડાંની ઝીણાઈ અને જાડાઈની બાબતમાં પણ ફૅશનની ચક્રગતિ દેખાઈ આવે છે. એક વખત ઝીણું કાપડ ફૅશન બને છે. પછી જાડું વસ્ત્ર ફૅશન બને છે. પહેલવહેલાં નાઇલૉનનું કાપડ નીકળેલું ત્યારે કેટલીક ફૅશનેબલ સ્ત્રીઓ બકિંગહામ પૅલેસમાં રાણીને મળવા ગઈ હતી. રસ્તામાં વરસાદને લીધે તેમનાં વસ્ત્રો ભીંજાઈ ગયાં. નાઇલૉનનાં ઝીણાં વસ્ત્રો અને તેમાં વળી તે ભીંજાયાં. સ્ત્રીઓની સ્થિતિ બહુ કફોડી બની. બિચારી બહેનોને પોતાની લાજ ઢાંકવા માટે બે કલાક સુધી એક ઓરડામાં ભરાઈ રહેવું પડયું. ઝીણાં કપડાં માટે આટલી ઘેલછા હોય છે. વચમાં કોઈ કોઈ વાર આપણા દેશમાં કેટલીક શ્રીમંત કુટુંબની સ્ત્રી રબારી જેવાં જાડાં અને ઘાટા રંગનાં વસ્ત્રો પહેરતી જોવામાં આવે છે.

ફૅશનની પાછળ ઉપયુક્તતાનો હેતુ કામ કરે છે? ૧૯૨૯માં Kimball Young અને Miss Hurst વચ્ચે આ બાબતમાં ચર્ચા થઈ હતી. કુમારી હર્સ્ટની માન્યતા એવી હતી કે ફૅશનની પાછળ ઉપયુક્તતાનો હેતુ સમાયેલો છે. બીજા શબ્દોમાં ફૅશન ઉપયોગી

હોય છે માટે અમલમાં આવે છે. કિમ્બૉલ યંગના મત પ્રમાણે આકર્ષણ એ હેતુ ફૅશનની પાછળ રહેલો હોય છે. યંગ પોતાના મતની તરફેણમાં નીચેના પુરાવાઓ આપે છે: ૧: 'એક' વખત કોઈ ફૅશન માણસને ગમી જાય અને જો તે એની રુચિને સ્પર્શે (appeals to his taste) તો બુદ્ધિવાદ તદ્દન નિષ્ફળ નીવડે છે. દા. ત., કમરને તંગ એવો સ્કર્ટ ડૉક્ટરના મત પ્રમાણે તંદુરસ્તીને હાનિકારક છે, છતાં સ્ત્રીઓ તેને અપનાવે છે. ૨. ફૅશન વારંવાર બદલાયા કરે છે. તેથી તેની પાછળ કોઈ યુક્તિવાદ હોય તેમ લાગતું નથી. જેને અંગ્રેજીમાં fad કહે છે તેનો દાખલો લઈએ તો આ મુદ્દો વધુ સ્પષ્ટ થશે: fad એટલે તદ્દન ક્ષણિક ફૅશન, જેમાં વિચિત્રતાનું પ્રમાણ વધુ હોય છે. fadને ગુજરાતીમાં ધૂન કહી શકાય. આવા fads કેવી રીતે વારંવાર બદલાય છે એના દાખલા Stuart Handerson Brittએ પોતાની Social Psychology of Modern lifeમાં આપ્યા છે. દા. ત., એક વખતે ખોરાક ચાવીને ખાવાની બાબતમાં, કેટલાક લોકો એવો આગ્રહ રાખતા કે ખોરાકનું પ્રવાહી થઈ પોતાની મેળે એ ગળામાંથી નીચે ઊતરી જાય ત્યાં સુધી તે ચાવવો જોઈએ એમ તેઓ કહેતા. પછી પ્રયોગના પરિણામે એમ જાહેર કરવામાં આવ્યું કે માંસને તમે ગમે તેટલું ચાવીને ખાઓ તો તેની જરા પણ અસર પચનક્રિયા ઉપર થતી નથી; ઊલટું અતિશય ચાવવાથી પચનક્રિયામાં ખલેલ પહોંચે છે......વચ્ચે વચ્ચે ખુલ્લી હવાને વિષે એવી હવા ફેલાઈ હતી કે તેને લીધે ન્યૂમોનિયા થવા માંડ્યો.... એક વાર કુદરતી દાંત (લેખકનો ઉમેરો), ગર્ભાશય, ટૉન્સિલ, સ્તન, સાવક ગ્રંથિઓ કઢાવવાનું ફૅડ પ્રચલિત હતું....એક જમાનો એવો હતો કે ખોરાકમાં થુલું (bran) અને કાચા શાકભાજી ખાવા વિષે આગ્રહ રાખવામાં આવતો. આ અતિકૃતિનાં પરિણામે પેટનાં દર્દોમાં ઉમેરો થયો હતો. (પૂ. રવિશંકર મહારાજે એક વાર મહાત્મા ગાંધીજીના કાચું અનાજ ખાવાના પ્રયોગનું વર્ણન કર્યું હતું. આવા પ્રયોગોથી કેટલીક વાર મ. ગાંધીજીના પેટમાં દુખાવો ઊપડતો.)... આમ ધૂનની પાછળ ક્ષણિક ઘેલો ઉત્સાહ હોય છે. એની પાછળ મોટી શાંત વિચારસરણી હોતી નથી. ફૅશનમાં પણ થોડા પ્રમાણમાં ધૂન હોય છે, એનો 'પવન' હોય છે અને પવન પ્રમાણે એ ચંચલ હોય છે. એમાં બહુ બુદ્ધિવાદ હોતો નથી.

ફૅશનમાં મુખ્ય હેતુ સૌંદર્યનો અથવા આકર્ષણનો હોય છે એ વાત ખરી. પણ ઉપયુક્તતાની દૃષ્ટિ જરાયે રહી નથી એમ ન કહી શકાય. કિમ્બૉલ પોતે સ્વીકારે છે કે ખાસ કરીને આજના જમાનામાં જ્યારે પુરુષોને જોખમકારી યંત્રોની સાથે કામ કરવાનું હોય છે, ત્યારે તેમના પોશાકમાં સૌંદર્યદૃષ્ટિ સાથે ઉપયુક્તતાની દૃષ્ટિ પણ રાખવી પડે છે. સ્ત્રીઓ પણ હવે ઉદ્યોગધંધા અને નોકરી કરે છે. તેમને પણ સગવડ અને સહીસલામતીની દૃષ્ટિ તો રાખવી જ પડે છે. આજના યાંત્રિક યુગમાં, સામાન્ય વ્યવહારમાં પણ રસ્તા ઉપર ગિરદી, ઝડપી અને ખીચોખીચ ભયાનક વાહનવ્યવહાર, ઘરમાં વીજળીના, ગૅસના અને સ્ટીમનાં સાધનો સાથે આપણે વ્યવહાર કરવો પડે છે. તેથી પોશાકમાં સગવડ અને સહીસલામતીની દૃષ્ટિ રાખ્યાં વગર છૂટકો નથી.

**ફૅશનનો ઊગમ:** અસલના જમાનામાં રાજવીઓ, અમીર-ઉમરાવો, શ્રીમંત લોકો ફૅશનની શરૂઆત કરતા. ઉચ્ચ સ્તરના લોકોમાં ફૅશનની શરૂઆત થતી, અને ધીરેધીરે નીચલા સ્તરના લોકોમાં ફેલાતી. જ્યારે નીચલા સ્તર સુધી ફૅશન ઊતરતી ત્યારે તે ફૅશન તરીકે મટી જતી. ફૅશન એક જમાનામાંથી બીજા જમાનામાં ઊતરી આવે છે. એક જૂથમાંથી બીજા જૂથમાં ફેલાય છે. અને જૂથના એક માણસથી બીજા માણસ સુધી જાય છે. આજે પણ ફૅશનનો ઊગમ મોટા પ્રમાણમાં ઉપલા સ્તરમાંથી જ થાય છે. પણ ઠીક ઠીક પ્રમાણમાં હવે ફૅશનમાં લોકશાહી આવી છે. Fashion has been democratised આજના સમાજમાં જે લોકો શોખીન છે, પૈસેટકે સુખી છે અને જેમને સૌંદર્યદૃષ્ટિ છે, અને જેમનામાં નવીન કરવાની હિંમત છે, તેઓ ફૅશનની શરૂઆત કરે છે. બ્રિટ (Britt)એ ૧૯૩૦-'૪૦ના સમયની ફૅશનનું વર્ણન આ પ્રમાણે કર્યું છે:

Not only did many women copy their clothes after tha Duchess of Windsor and many men buy black Homburg hats because worn by Sir Anthony Eden, but some styles spread from the working-groups upward to the leisured classes.

ગુજરાતમાં પણ ફૅશન તરીકે છોકરીઓ ચ્યારી જેવી સાડીઓ પહેરે છે, અને હાથમાં ડઝનથી વધુ બંગડીઓ પહેરે છે તે આ ઊલટા પ્રવાહનો નમૂનો છે.

જૅની(Janney)નામની સંશોધક બાઈએ કૉલેજમાં ભણતી છોકરીઓમાં ફૅશનનો ફેલાવો કેવી રીતે થાય છે તેનો અભ્યાસ કર્યો છે. આ બહેનને માલમ પડ્યું કે ઉચ્ચ પ્રતિષ્ઠિત વર્તુળોમાં ફરતી, નૃત્ય કળામાં નિષ્ણાત, સીવણ-કામ, નકશી કામ વગેરે કામમાં સુરુચિ ધરાવનારી અતિ અલ્પ સંખ્ય છોકરીઓ ફૅશનની શરૂઆત કરે છે.

ફૅશનનો બીજો એક ઉગમ નકશીના કલાકારો (designers) અને માલના ઉત્પાદકો (manufacturers) છે. લોકોને આકર્ષી, તેમની સારા દેખાવાની વૃત્તિ અને નવીનતાની વેલછાને પોષી અને ઉત્તેજી તેઓ પૈસા કમાવવા માટે નવી નવી ભાતોનું ઉત્પાદન કરે છે. દરજીઓ પણ ફૅશનના ઉત્પાદક કહી શકાય. ૧૯૫૮માં અમદાવાદની કૅલિકો મિલે ફૅશન પરેડની પદ્ધતિનો ઉપયોગ કર્યો હતો. સુંદર સ્ત્રીઓને કૅલિકો મિલના અલગ અલગ ડિઝાઇનો, જાત અને રંગનાં કપડાં પહેરાવી તેમનું ચાલતું પ્રદર્શન ગોઠવ્યું હતું.

**ફૅશનનાં પ્રેરક બળો:** માણસ ફૅશન કેમ કરે છે? વસ્ત્રોની બાબતમાં વિચાર કરવો હોય તો માણસ કપડામાં ફૅશન કેમ કરે છે? પોશાકના મુખ્ય ત્રણ હેતુ હોય છે: (૧) શરીરનું સંરક્ષણ (૨) મર્યાદાનું પાલન (modesty) (૩) decorative value સૌંદર્ય સાધન તરીકે. પણ ઘણી વાર ઉનાળામાં ઠંડક ન આપે અને શિયાળામાં ઉષ્ણતા ન આપે એવાં કપડાં ફૅશન તરીકે પહેરે છે. કેટલીક વખતે મર્યાદાનો પણ ભંગ કરે તેવી ફૅશનો હોય છે. ફૅશન કેટલીક વખતે મર્યાદાનો ભંગ કરે છે. દરેક જમાનામાં તરુણ અને તરુણીઓના પોશાકની ટીકા વડીલ માણસો તરફથી થાય છે. બ્રિટે એક શહેરમાં શિક્ષક-માબાપ સંઘે ઉપાડેલી style-war (ફૅશન વિરોધી ઝુંબેશ)નું વર્ણન કર્યું છે. મા-બાપોએ અને શિક્ષકોએ છોકરીઓને ટૂંકાં સ્કર્ટ, ગૅાબ કરેલા વાળ અને બીજાં નખરાં છોડી દેવાની ફરજ પાડવા એક સભા ગોઠવી. ત્યારે છોકરીઓએ આ સભાને તોડી પાડવા મોરચો રચ્યો અને નીચેનું ગીત ગાતાં ગાતાં તેઓ સભામાં પેઠી:

I can show my shoulders,
I can show my knees,
I'm a free-born American
And can show what I please.

સારાંશ, વિનય અથવા મર્યાદાપાલન ફૅશનનો હેતુ નથી. પોશાકનો ત્રીજો હેતુ ઉપર આપેલો છે તે એટલે સૌંદર્યદૃષ્ટિ એ જ ફૅશનનો મુખ્ય હેતુ છે. આ મુદ્દો ધ્યાનમાં રાખીને ફૅશનની પાછળ કામ કરનારાં માનસિક પરિબળોનો એક પછી એક વિચાર કરીએ:

**૧. આત્મ પ્રદર્શન:** દરેક માણસમાં અહંમ્ હોય છે અને તે પોષવાનો એ પ્રયત્ન કરે છે. દા. ત., વ્યાયામ કરીને તરુણ પોતાનું શરીર સ્નાયુબદ્ધ (muscular) અને આકર્ષક કરવાનો પ્રયત્ન કરે છે. જેમ વ્યાયામ એના શરીરસૌષ્ઠવમાં વધારો કરે છે, તેમ યોગ્ય પોશાક પણ એના દેખાવડાપણામાં વધારો કરે છે. સારાં કપડાં પહેરવાથી માણસની પ્રતિષ્ઠામાં વધારો થાય છે એ હકીકત છે. સંસ્કૃતમાં કહેવત છે કે वासः प्रधानं खलु योग्यतायाः। આપણામાં પણ કહેવત છે કે એક નૂર આદમી ઔર દસનૂર કપડાં. ખાસ કરીને તરુણ-તરુણીઓ માટે ફૅશનેબલ કપડાં જાતીય આકર્ષણનું એક મોટું સાધન બને છે. Britt ના શબ્દો અહીં ટાંકવા જેવા છે:

Fashions in dress, particularly among women, permit a rather wide range of stimuli for the exhibition of the sex drive.

Kimball Young ના શબ્દોમાં: Being in style enables individuals to win attention and admiration from others. 'ફટ'માં રહેવાથી માણસ બીજાનું ધ્યાન અને પ્રશંસા મેળવી શકે છે.

Theory of the Leisure Classમાં Veblen એ ફૅશન વિષે એવો મુદ્દો રજૂ કર્યો છે કે પુરુષ સ્ત્રી પ્રત્યે ફક્ત ઉપભોગ્ય પદાર્થ તરીકે જોતો નથી; પણ પોતાની આર્થિક સમૃદ્ધિનું પ્રદર્શન કરવાના સાધન તરીકે પણ જુએ છે. The male may buy his mate a fur coat not merely out of generosity but because it demonstrates his high financial status.

**૨. બીજાથી અલગ તરી આવવાની ઇચ્છા:** ફૅશન પાછળનું બીજું પ્રેરક બળ અસ્મિતાની વૃત્તિ. અસ્મિ અથવા અસ્મિ કરું હું અસ્મિ કંઈક અલગ અને વિશેષ છે; સાદા શબ્દોમાં બીજા કરતાં મારામાં કંઈ વિશેષ છે એમ દરેક જણ અંતરમાં માને છે. ફૅશનથી આ વૃત્તિ પોષાય છે. કેનેડીએ જ્યારે અમેરિકાનું પ્રમુખપદ ગ્રહણ કર્યું, તે વખતે શ્રીમતી કેનેડીએ પોતાના પોશાક-નિર્માતાઓને એવી સૂચના આપી હતી કે અમેરિકાની કોઈ પણ સ્ત્રીએ ન વાપરી હોય એવી ભાતના અને એવા કટના મારે માટે બનાવવા જોઈએ. વર્તમાનના સમાચાર પ્રમાણે એ વખતે શ્રીમતી કેનેડીની સૌથી વધુ ચિંતા આ બાબ ની જ હતી.

Kimball Young આ વૃત્તિનુ વિશ્લેષણ આ પ્રમાણે કરે છે, કે દરેક માણસમાં બે વિરુદ્ધ વૃત્તિઓ હોય છે. એક તો તેનામાં સમાજના બીજા લોકો કરે છે તેમ કરવાની વૃત્તિ હોય છે. એટલે બીજાની સાથે ભળી જવાની અને તેમની સાથે તાદાત્મ્ય અનુભવવાની વૃત્તિ હોય છે. આ વૃત્તિને લીધે માણસ બીજાઓનું અનુકરણ કરે છે. પણ માણસમા બીજી વૃત્તિ પણ કામ કરે છે. બીજા લોકોથી અલગ તરી આવવાની વૃત્તિ પણ એનામાં હોય છે. આ બંને વૃત્તિઓના પ રસ્પર આઘાત-પ્રત્યાઘાતને પરિણામે ફૅશનનો ઉદ્‌ભવ થાય છે. આ આઘાત-પ્રત્યાઘાતને Kimball Young 'Interplay between the sense of individuality and conformity' કહે છે. આથી આપણે જોઈએ છીએ કે સમાજના સામાન્ય રીતરિવાજથી ફૅશન તદ્દન જુદી નથી હોતી; પરંતુ સહેજ જુદી હોય છે.

**૩. શારીરિક અને માનસિક ઊણપો ઢાંકવાનો હેતુ:** શરીરની અને મનની ઊણપો ઢાંકવાનો હેતુ પણ ફૅશન પાછળ રહેલો છે. દા. ત., નીચો માણસ ઊંચી એડીનાં બૂટ પહેરે છે અને જાડા પહોળા કપડાં પહેરે છે. જેની આંખમાં સહેજ ખામી હોય છે તે સરસ આસમાની અથવા વાદળી રંગનાં ચશ્મા પહેરે છે.

**૪. વળતર મેળવવાનો હેતુ (Compensation)** લઘુતાગ્રથિની ભાવનાનાં વળતર તરીકે પણ કેટલાક લોકો-અલબત્ત જાણ્યા અથવા અજાણ્યા-ફૅશન અપનાવે છે. એક ક્ષેત્રમાં પોતાનો પ્રભાવ જે જમાવી શકતો નથી, તે ઘણી વાર અતિફૅશન કરવા માંડે છે. પોતપોતાના ક્ષેત્રમાં અતિશ્રેષ્ઠ સ્થાન ધરાવતો સિદ્ધ-પ્રતિષ્ઠ માણસ ભાગ્યે જ ફૅશનેબલ જોવામાં આવે છે. આવા લોકોને પોતાનામાં એટલો વિશ્વાસ હોય છે કે તેમને બીજા ઉપર પ્રભાવ પાડવા માટે બીજાં સાધનોની જરૂર પડતી નથી. મોટા માણસો-જેવા કે વિશ્વેશ્વરૈયા, પં. જવાહરલાલ નહેરુ, પં. મોતીલાલ નહેરુ, કેનેડી, હિટલર, ચર્ચિલ-વ્યવસ્થિત હોય છે પણ ફૅશનેબલ હોતા નથી. (શ્રીમતી કેનેડીને ફૅશન કરવાની જરૂર રહે છે; શ્રી. કેનેડીને નથી.)

૫. બીજાં કેટલાંક માનસિક પરિબળો પણ ફૅશનની પાછળ કામ કરતા હોય છે. અનુકરણવૃત્તિ એક પરિબળ છે. તાદાત્મ્ય બીજું પરિબળ છે. સિનેમાનાં નટ અથવા નટીઓ જેવો પોશાક પહેરીને આપણે તેમની સાથે અંશતઃ તાદાત્મ્ય અનુભવીએ છીએ. નવીનતાની વૃત્તિ અને સુરક્ષિતતાની વૃત્તિ પણ ફૅશનની પાછળ દેખાય છે. એકનેએક કામ કરીને માણસ કંટાળી જાય છે. કંઈ નવીન કરવાથી એનો રસ પાછો જાગ્રત થાય છે. પ્રતિષ્ઠિત માણસો આ પ્રમાણે કરે છે; તેથી આપણે પણ એમ જ કરીએ, તો આપણી સામે કોઈ આંગળી ચીંધશે નહિ એવી ધારણાથી પણ કેટલાક લોક ફૅશન અપનાવે છે.

હેતુ. આવા ..
(દુખાવો ઊપડતો.)...
પેલો ઉત્સાહ હોય છે. એની પ.
...હોતી નથી. ફૅશનમાં પદ
છે, એનો 'પવન' હોય છે અ.

# પંચાયતી રાજ—પરિવર્તન અને પ્રશ્નો

પ્રવીણ ન. શેઠ

[ઇતિહાસ અને રાજ્યશાસ્ત્રના વ્યાખ્યાતા, સરદાર વલ્લભભાઈ આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

## પરિવર્તન

પ્રાચીન કાળમાં પંચાયતો ગામના વહીવટનું જ નહિ, સાંસ્કૃતિક જીવનનું પણ એકમ અને કેન્દ્ર હતી. ગ્રીક "એગોરા" અને રોમન "કોમિશિયા" સાથે વિલ ડુરાન્ટે જેને સરખાવી છે, તે ગ્રામસભાઓ આપણાં પ્રાચીન નાનાં ગ્રામપ્રજાસત્તાકો જેવી હતી. બ્રિટિશ કાળ દરમિયાન આ પંચાયતો તદ્દન મૃતપ્રાય થઈ ગઈ હતી. સ્વરાજ્યપ્રાપ્તિ પછી પણ કેન્દ્રિત આપખુદશાહીની જગ્યાએ કેન્દ્રિત લોકશાહી જ આવી. સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ સરકારની નીચલી કક્ષાની એજન્સી તરીકે જ ઓછે-વધતે અંશે કામ બજાવતી હતી. "સાંકડા પાયા પર ઊભેલી, ટોચ પર ઊભેલા ઊલટા પિરામિડ જેવી લોકશાહી "જેવી એ વ્યવસ્થા છે."[1]

અત્યાર સુધી પંચાયતો અને લોકલ બોર્ડ જેવી બીજી સ્થાનિક સ્વશાસનની સંસ્થાઓને પ્રજાની સ્વાયત્ત સંસ્થા કરતાં રાજ્ય સરકારના સાધન કે આડતિયા તરીકે ગણવામાં આવતી. પ્રજાના માનની તે અધિકારી ન હતી. પ્રજાને એમાં બહુ રસ ન હતો. ભારત સરકારે ગ્રામવિકાસ માટે જે સામૂહિક યોજનાઓ ખૂબ આશા સાથે અને વ્યાપક પાયા પર અમલમાં મૂકી, તેમાં પણ પંચાયત જેવા માધ્યમ દ્વારા પ્રજાનો સહકાર મેળવવાની અનુકૂળ વ્યવસ્થા ન હોવાથી, તેનું ઇચ્છિત પરિણામ ન આવ્યું. આપણા રાજ્યકર્તા પ્રતિનિધિવર્ગને સામૂહિક વિકાસ-યોજનાઓના અમલ દ્વારા થયેલ અનુભવે પણ એ બતાવી આપ્યું કે રાષ્ટ્રના ઉત્થાન તથા વિકાસ માટેની આ યોજનાઓમાં પ્રજાનો સહકાર ત્યારે જ મળે, જ્યારે તેમને સુવ્યવસ્થિત અને સંપૂર્ણ રીતે સત્તાશીલ સ્થાનિક સ્વશાસનના એકમો આપવામાં આવે. યોજનાની સફળતાની જરૂરિયાતે મહાત્મા ગાંધીના 'ગ્રામરાજ'ના આદર્શને[2] મૂર્ત કરવાની આવશ્યકતા દિલ્હીના લોકશાહી વર્ગને સમજાવી દીધી. લોકશાહી રચનાની મૂળ શરત એ છે, કે રાજ્યનો વહીવટ પ્રજા માટે જ કે પ્રજાને પોતાનો હોય એટલું જ જરૂરી નથી; પણ પ્રજા જાતે જ તે કરતી હોય, તે વધારે મહત્ત્વનું છે. સાર્વભૌમ પ્રજામાં જ સ્વશાસન ચલાવવાનું સામર્થ્ય હોય એવી સ્થિતિ લોકશાહીમાં સર્જાવી જોઈએ. દેશના નાનામાં નાના વહીવટી એકમનું ધ્યાન આપવા ખૂબ કાર્યક્ષમ સનદી અમલદારોને બદલે ગામડાંમાં રહેતા સામાન્ય લોકોને તેમણે જાતે ચલાવેલો વહીવટ જેટલા પ્રમાણમાં પોતાનાં કામ પાર પાડવાની પ્રેરણા આપી શકે, તેટલા પ્રમાણમાં સનદી અમલદારો દ્વારા ચાલતો, કે ખુદ પ્રજાના પોતાના જ (કેન્દ્રીય કક્ષાના) પ્રતિનિધિઓ દ્વારા થતો વહીવટ આપી શકે નહિ. વળી, પ્રજામાં આવી જવાબદારીઓ અદા કરવા જોઈતાં જ્ઞાન, અનુભવ અને સભાનતા નથી એવી મુશ્કેલીઓ બતાવી આ બાબતમાં ઢીલ કરવી આપણને પાલવે એમ નથી. શ્રી. રાજેશ્વર દયાલ કહે છે તેમ, "રાજ્ય સરકાર એ લોકશાહી સરકાર હોવા છતાં અને તેનો વહીવટ ગમે તેટલો કાર્યક્ષમ હોય તો પણ લોકોના ઉત્કર્ષ અને કલ્યાણ માટે હાથ ધરેલી યોજનાઓને વિકાસનો વ્યાપક કાર્યક્રમ કેવળ રાજ્યના લોકશાહી વહીવટી તંત્ર દ્વારા પણ પૂર્ણ રીતે સફળ થઈ શકે નહિ. લોકોની ઉત્સાહપૂર્વકની ભાગીદારી સિવાય કોઈ પણ રાષ્ટ્રવ્યાપી કાર્યક્રમ પાર પાડી શકાય નહિ."[3] દરેક કક્ષાએ લોકો પોતાના પ્રશ્નોમાં અને વિકાસ-કાર્યક્રમમાં રસ લેતા થાય, એના ઉકેલ માટે અને હાથ ધરેલ કાર્યક્રમ સફળતાપૂર્વક પાર પાડવા માટે શ્રદ્ધા, સમજ ને ઉત્સાહપૂર્વક પ્રવૃત્ત થાય અને દેશની આબાદી માટે હાથ ધરેલ કાર્યક્રમને પાર પાડવામાં પોતાનો યોગ્ય હિસ્સો ને ભાગીદારી નોંધાવી શકે એ માટે જુદી જુદી કક્ષાએ નિર્માણ થયેલ સ્વરાજ્ય સંસ્થાઓને શક્તિશાળી, સંગઠિત, સંકલિત અને સમૃદ્ધ બનાવવાનું અને સત્તાના વહીવટી તંત્રનું વિકેન્દ્રીકરણ ને તે રીતે લોકશાહી વિકેન્દ્રીકરણ કરવાનું આવશ્યક બની રહે છે. આવી લોકશાહી વિકેન્દ્રીકરણની હિમાયત દેશમાં થવા

લાગી. હવે તો ગ્રામપંચાયતો તેમજ બીજી સ્થાનિક સ્વશાસન સંસ્થાઓને અસરકારક અધિકારો સોંપવાની પ્રક્રિયા શરૂ થઈ ગઈ છે.

### પાર્શ્વભૂમિકા

આયોજન પંચે બીજી પંચવર્ષીય યોજના દરમિયાન આ વાતનો સ્વીકાર કર્યો. તેની ભલામણ અનુસાર ભારત સરકારે પંચવર્ષીય યોજનાના એક ભાગ ગ્રામવિકાસના રાષ્ટ્રવ્યાપી કાર્યક્રમમા લોકોનો અને લોકશાહી સંસ્થાઓનો અધિકતમ સહકાર કેમ મેળવી શકાય એ માટે કઈ જુદી જુદી કક્ષાએ કેવા સ્વરૂપની લોકશાહી સંસ્થાનું નિર્માણ આવશ્યક છે અને આવી લોકશાહી સંસ્થાઓને કઈ જાતના અધિકારો, સાધનો ને જવાબદારીઓ સોંપવાં જોઈએ ને નવા માળખામાં આંતરસંબંધો કેવા હોવા જોઈએ તેનો અભ્યાસ કરવા શ્રી બળવંતરાય મહેતાના અધ્યક્ષપદ નીચે એક અભ્યાસપંચની રચના કરી. આ પંચે ખૂબ અભ્યાસપૂર્ણ અહેવાલ દ્વારા દેશ સમક્ષ લોકશાહી વિકેન્દ્રીકરણનો એક સળંગ તર્કબદ્ધ કાર્યક્રમ રજૂ કર્યો. સમિતિને લાગ્યું કે, ગ્રામપંચાયતથી ઉપરની કક્ષાએ આવેલી સ્થાનિક સંસ્થાએ ગ્રામવિકાસ કાર્યક્રમમાં ખાસ રસ કે ઉત્સાહ બતાવ્યો ન હતો. ઉપરથી રચાયેલી સલાહકાર વિકાસસંસ્થાઓના સરકારી સભ્યો વગેરેએ જોઈતી શકિત કે સ્થાનિક નેતાગીરીના નિર્માણદ્વારા ગ્રામીણ પ્રદેશોની આર્થિક–સામાજિક સ્થિતિ સુધારવામાં નિષ્ફળતા મેળવી હતી. 'જ્યાં સુધી સ્થાનિક જરૂરિયાતને પહોંચી વળવા સ્થાનીય રસ, નિરીક્ષણ ને દરકારને સોંપતી લોકશાહી પ્રતિનિધિ સંસ્થાઓનુ નિર્માણ ન થાય ત્યાં સુધી વિકાસના દરેક ક્ષેત્રમાં પ્રજાનો રસ, ઉત્સાહ, હિસ્સો ને સહકાર ન મેળવી શકાય."[૪] ને તેટલે અંશે વિકાસ તેમજ લોકશાહી પ્રણાલીની સફળતા અસંભવિત છે. આ બાબતમા સ્થાનિય કક્ષાએ જિલ્લા બોર્ડો પ્રજાને સ્વશાસનની તાલીમ આપવાના હેતુમા નિષ્ફળ ગઈ હતી. આવી બોર્ડો પાસે રાષ્ટ્રના નવા કાર્ય માટે નહોતી પ્રણાલી કે જોઈતાં સાધનો. વળી, કાર્યક્ષેત્ર, રચના ને બંધારણની દૃષ્ટિએ પણ તેમની ખામીઓ ખૂબ વર્તાતી હતી. હકીકતમાં તે રાજ્ય–સરકારનું સાધન થઈ ગઈ હતી. વળી, સરકારી ને બોર્ડનાં કાર્યક્ષેત્રો એક-બીજાને કેટલીવાર બિનજરૂરી રીતે આવરી લેતાં હતાં. ઘણી વાર જિલ્લાઓ એટલા બધા વિશાળ હતા ને સેંકડો ગ્રામપંચાયતોને આવરી લેતા કે ત્યાની બોર્ડ ને પંચાયતો-વચ્ચેનો સંબંધ ભાગ્યે જ સતત ને સજીવ રહેતો. જિલ્લા કક્ષાએ જિલ્લા સ્કૂલ બોર્ડ પણ પ્રાથમિક કેળવણીની દિશામાં સરકાર તરફ માર્ગદર્શન માટે જોતી. એ જ પ્રમાણે સામુહિક વિકાસ-યોજના પ્રમાણે રચાયેલી, બ્લૉક સલાહકાર સમિતિમાં પણ સામાન્યત: નિયુક્ત સભ્યોની સંખ્યા વધારે રહેતી ને તેમા લોકોના મહત્ત્વના વિભાગના પ્રતિનિધિઓ ઘણી વાર શોધતા પણ જડતા નહિ; તેમને નિર્ણય કરવાની સત્તા પણ નહોતી ને સરકારી અમલદારોનો એમાં પ્રભાવ રહેતો.

### વ્યવસ્થાતંત્ર

આવી ભૂમિકામાં બળવંતરાય સમિતિને લાગ્યું કે બધી જુદી જુદી સંસ્થાઓનું સ્થાન. ગ્રામવિસ્તારોમાં વિકાસના બધાં ક્ષેત્રોની સંભાળ એક પ્રતિનિધિત્વવાળી બળવાન લોકશાહી સંસ્થા લે તે સલાહકારક છે. આવી સંસ્થાનુ કાર્યક્ષેત્ર સાર્વત્રિક બનાવવામાં આવે, તેને સર્વાંગી કાર્યક્રમની જવાબદારી ને તે માટેનાં વહીવટી તંત્ર, સત્તા અને પૂરતાં સાધનો આપવામાં આવે અને સમિતિ, સરકાર કે તેના અમલદારોના બિનજરૂરી અંકુશોથી તે મુક્ત રહે તે તેમને પણ જરૂરી લાગ્યું. આમ કરતાં આવી સંસ્થા (જેવી કે ગ્રામપંચાયત, પંચાયત સમિતિ વ.)માં બેસનાર સભ્યો "શરૂઆતમાં કામના લક્ષણથી અજ્ઞાન ને બિનઅનુભવી હોય તો તે ભૂલો કરશે તે પણ સંભવિત છે, પણ તે માટે તેને ભૂલ કરવાનો ને ભૂલો દ્વારા શીખવાનો અધિકાર હોવો જોઈએ" એવું પણ ભારપૂર્વક કહેવામાં આવ્યું. સ્થાનિક વિકાસ બાબત ત્યાંના જ લોકોની ઇચ્છાને વ્યક્ત કરનાર ને તેમના જ દ્વારા સંસ્થાઓને વર્તવાનુ હતું. આ માટે રાજ્યની સત્તા નીચે ઉતરતી જતી કક્ષાએ સોંપાતી જાય ને વહીવટી તંત્રનું વિકેન્દ્રીકરણ થાય ને આ સત્તાનો ઉપયોગ સ્થાનીય કક્ષાઓએ (ગામ, તાલુકા-બ્લૉક, ને [illegible]

સંસ્થાના [illegible]

મા એ માટે ઉત્સાહ પ્રેરે એવી વ્યવસ્થા આ સમિતિએ સૂચવી છે. આ છે લોકશાહીના વિકેન્દ્રીકરણ પાછળનાં ભૂમિકા ને હેતુ. ઈ.સ. ૧૯૧૯ પછી રાજ્યો (તે સમયે

'પ્રાંતો')ની નીચેની કક્ષાએ આવું વિકેન્દ્રીકરણ થયું નથી; ને આમ બળવંતરાય સમિતિ આ દિશામાં મહત્ત્વનો ઐતિહાસિક તબક્કો બની જાય છે. અહીં એટલું નોંધવું જરૂરી છે કે સત્તાનું વિકેન્દ્રીકરણ(Decentralisation) સત્તાની સોંપણી (Devolution)થી જુદી અને વધારે પ્રગતિશીલ પ્રક્રિયા છે. 'ડિવોલ્યુશન'માં સરકાર સત્તા નીચેની કક્ષાઓએ ઉત્તરોત્તર સોંપે છે પણ તેને અંગે પગલાં લેવાની અંતિમ સત્તા ને જવાબદારી સામાન્ય સ્થિતિમાં પણ છોડતી નથી. આવી વ્યવસ્થા ફ્રાન્સની 'કેન્દ્રિત વિકેન્દ્રીકરણ' (Deconcentration)ની વ્યવસ્થાને મળતી આવે છે, જ્યારે વિકેન્દ્રીકરણમાં આ અંગે સરકાર સામાન્ય સંજોગોમાં બધી સત્તા અને જવાબદારી ઊતરતી કક્ષાઓએ સોંપી દે છે. આવી વિકેન્દ્રીકરણની ક્રિયા હવે ખૂબ ઝડપી બની છે. ખેતી, પશુપાલન, નાની સિંચાઈ યોજનાઓ, ગ્રામોદ્યોગો, પ્રાથમિક શિક્ષણ, રસ્તા-સુધાર, સ્વચ્છતા ને આરોગ્ય, બીજા વિકાસ કાર્યક્રમો આવી સ્થાનીય સંસ્થાઓને હાથે સોંપવામાં આવશે. અને સરકારનું કામ માત્ર આવી લોકશાહી સંસ્થાઓ પર જરૂરી માર્ગદર્શન, વ્યાપક રાષ્ટ્રીય નિયોજનની દૃષ્ટિએ તેમનું સંકલન અને નિરીક્ષણ તથા ઉચ્ચ કક્ષાની યોજનાઓ પૂરતું રહેશે. અને જરૂર હોય ત્યાં તેમને ટેકનિકલ અને આર્થિક મદદ આપવાનું તેમનું કાર્ય હશે.

## પંચાયત રાજ અને પંચાયતી રાજ

આમ લોકશાહી વિકેન્દ્રીકરણ (કે 'વિકેન્દ્રીત લોકશાહી')ના ક્રિયાત્મક સ્વીકાર પહેલાંના **"પંચાયત રાજ"** અને હવે અમલમાં આવતા **"પંચાયતી રાજ"** વચ્ચે ભેદ છે. પંચાયત રાજના વહીવટી ખ્યાલ અને અર્થ પ્રમાણે તે સરકારનું ગ્રામ કક્ષાએ કામ કરતું એકમ હતું, જ્યારે પંચાયતી રાજ તો રાજ્યશાસનની એક પદ્ધતિ જ છે.[૫] પંચાયત રાજનો સામાન્ય અર્થ ગ્રામ પંચાયતો દ્વારા સ્થાનિક પ્રજાને વહીવટી તંત્ર ખૂબ પ્રમાણમાં સામેલ કરવી એવો થતો, અને વહીવટી, આયોજન અને સામૂહિક વિકાસ યોજનામાં તેમને અભિક્રમ (initiative) લેવા દઈ તેમના દ્વારા જ તેમનો અમલ કરવાની સ્પષ્ટ, અસરકારક વ્યવસ્થાનો તેમાં વિચાર ન હતો. જ્યારે પંચાયતી રાજ એટલે ગામના એકમ પંચાયત કે ગ્રામસભાથી માંડીને રાષ્ટ્રીય કક્ષાએ લોકસભા સુધી ગામના લોકોના ઉત્તરોત્તર ચૂંટાયેલા પ્રતિનિધિઓની વૈધાનિક (statutory) અને સુગ્રથિત સંસ્થાઓને બધાં વિકાસકાર્યો માટેની અસરકારક તથા વ્યાપક સત્તા અને જવાબદારીની સોંપણી જે પદ્ધતિ દ્વારા થાય તેવી વ્યવસ્થા.[૬]

આમ પંચાયતી રાજ કે લોકશાહી વિકેન્દ્રીકરણના સ્પષ્ટ અને રૂઢ થયેલા ખ્યાલને હવે તો રાજસ્થાન, આંધ્ર, મહીસૂર, મદ્રાસ, પંજાબ, મહારાષ્ટ્ર વગેરે રાજ્યોએ સ્થાનિક વહીવટમાં જરૂરી કાયદા દ્વારા મૂર્ત કરી આ ક્રાંતિકારક પરિવર્તનની પ્રક્રિયા શરૂ કરી પણ દીધી છે. ગુજરાત અને મધ્ય પ્રદેશમાં પણ તેમને ૧૯૬૩માં તરત અમલમાં મૂકવામાં આવશે. લોકશાહી વિકેન્દ્રીકરણની આ ભાવનાને મૂર્ત સ્વરૂપ આપવાની ક્રિયા પાછળ નોંધપાત્ર હકીકત તો એ છે કે, દરેક રાજ્યે તેના વિવિધ સ્થાનિક વહીવટ અને પ્રજાકીય રસ, સભાનતા, અનુભવ અને સગવડને લક્ષમાં રાખીને, તેનું માળખું પોતાની વિવિધતાને પોષે એવા એકમથી જુદા પડતા ધારાઓ દ્વારા ઘડીને[૭] પોતપોતાની રીતે પ્રગતિ કરવાનો લોકશાહી આદર્શ જાણે આત્મસાત કરવાનો મહાયત્ન આરંભ્યો છે. તેમના પ્રયોગોના વૈવિધ્યમાંથી મળતા અનેકવિધ અનુભવોને પરિણામે પંચાયતી રાજનું આખરી માળખું ઘડાશે.

## ઉદ્ભવતા પ્રશ્નો

સ્થાનિય કક્ષાએ આવું તંત્ર સ્થપાતાં કેટલાક દૂરગામી ને મૂળભૂત ફેરફારો સ્થાનીય સંસ્થાઓ, ધારાસભ્યો, સરકારી અમલદારો અને રાજ્ય તેમજ કેન્દ્ર સરકારો સાથેના સંબંધોમાં થશે, જે ટૂંકમાં નીચે પ્રમાણે કલ્પી શકાય.

### પંચાયતોના ચૂંટાયેલા સભ્યો અને ધારાસભ્યોના સંબંધોનો પ્રશ્ન

નવી પંચાયત સમિતિ (રાજસ્થાન) અને જિલ્લા સમિતિ કે જિલ્લા પરિષદો (ગુજરાત અને મહારાષ્ટ્ર) ના સભ્યોને વ્યાપક ને અસરકારક સત્તાઓ મળશે અને આથી ભવિષ્યમાં લોકસભામાં કે વિધાનસભામાં ચૂંટાઈ આવતા કે ચૂંટાઈ આવવા ઇચ્છતા લોકોએ નવી પંચાયતોના નવા નેતાઓની નોંધ લેવી પડશે અને તેમની સાથે સમાન ભાવે કામ કરવું પડશે. પોતાનું પ્રતિનિધિત્વ

લોકસભામાં કોણ રજૂ કરે, તેમાં સત્તાશાળી પંચાયતો કે જિલ્લા પરિષદોનો અભિપ્રાય મહત્ત્વનો રહેશે. આવે સમયે ધારાસભ્યો સહિષ્ણુ ન બને તો પંચાયતો સાથે સંઘર્ષ થશે.[૮] સત્તાના ગુરુત્વાકર્ષણનું બિંદુ ધારાસભ્યથી ખસીને જિલ્લા કક્ષાના નવા નેતાઓમાં સ્થિર થશે. રાજસ્થાનના ભીલવારા જિલ્લા પરિષદનું દૃષ્ટાંત આ બાબતમાં સૂચક છે. મહારાષ્ટ્રના પંચાયતધારામાં જિલ્લા કક્ષાએ તે વિસ્તારના ધારાસભ્ય કે સંસદ સભ્યને સ્થાન ન આપીને પણ નવીન નેતૃત્વનું મહત્ત્વ સ્વીકારાયું છે.

## ગ્રામ જીવનની સંજીવની

એક બીજી નોંધપાત્રલાયક બાબત એ છે કે, પંચાયતોને વધુ વહીવટી સત્તાઓ મળવાનું જાણીને પંજાબ, રાજસ્થાનમાં ગામડાંઓમાંથી શહેરોમાં આવેલા લોકો પુનઃ ગામડાંઓમાં જઈ રહ્યા છે. ગામડાંઓનો બૌદ્ધિક કસ હવે જરૂર ચૂસી લેવાશે નહિ; કારણ, મહત્ત્વાકાંક્ષી અને શક્તિશાળી યુવાનોને તેમની શક્તિને વ્યક્ત કરવાનું પૂરતું ક્ષેત્ર ગામડાંઓમાં મળી રહેશે.[૯] અને સ્થાનીય સંસ્થાઓને બુદ્ધિશાળી માણસો મળતાં લાંબે ગાળે તે સફળ પણ બનશે અને સભ્યપદના ઉચ્ચ ચરિત્ર સાથે તેની અગત્ય પણ વધશે. વળી, ઉપરની કક્ષાની લોકશાહી સંસ્થાઓમાં તેમનો અવાજ પ્રબળ બનશે.

## રાજકીય પક્ષોનું વલણ

દેશના રાજકીય પક્ષોના કાર્ય ને પ્રવૃત્તિઓ પર નવી વ્યવસ્થાની અસર પડશે. દરેક પક્ષ સત્તા મેળવીને પોતાના કાર્યક્રમ સિદ્ધ કરવાના નિખાલસ હેતુથી ચૂંટણી લડે છે. શ્રી. જયપ્રકાશ નારાયણ તેમજ શ્રી. નહેરુએ જો કે પંચાયતો માટેની ચૂંટણીઓ બિનપક્ષીય ધોરણે થવી જોઈએ એવો અભિપ્રાય ઉચ્ચાર્યો છે, પણ કોંગ્રેસ પક્ષ સહિતના બધાય રાજકીય પક્ષો હવે પંચાયતો અને બીજી શક્તિશાળી સંસ્થાઓની ચૂંટણીઓમાં ભાગ લેવા આકર્ષાશે જ. ખાસ કરીને હજી થોડાં વર્ષો સુધી વિરોધ પક્ષો કેન્દ્રીય અને રાજ્ય કક્ષાની લોકશાહી સંસ્થાઓની ચૂંટણીઓમાં ઠીકઠીક પ્રમાણમાં હતાશ થશે. ત્યારે તો સ્થાનિક પ્રશ્નોના જોર પર તેઓ બળવાન સ્થાનિક સંસ્થાઓમાં ભાગ લેશે જ એ નિશ્ચિત છે, જેથી પાયામાં પોતાનું વર્ચસ્વ જમાવી, તેના બળ પર તેઓ ધીરેધીરે ઉચ્ચ કક્ષા પર ચૂંટણીની તૈયારી કરશે. રાજસ્થાન, મહારાષ્ટ્રમાં વિરોધ પક્ષે આ દૃષ્ટિને લક્ષમાં રાખીને જ અપનાવેલું વલણ પણ નહેરુએ ચૂંટણી બાબત વ્યક્ત કરેલો આદર્શ વાસ્તવિક રાજકારણથી કેટલો દૂર છે તે દર્શાવે છે. રાજસ્થાનમાં ખુદ કોંગ્રેસપક્ષમાં જુદા જુદા જૂથોએ પોતાના ઉમેદવારો મૂકેલા.[૧૦]

## પક્ષીય રાજકારણ

જો કે ભારતમાં કોમ અને જ્ઞાતિ ધોરણ પર હજી ચૂંટણીઓ લડાતી હોવાથી પંચાયતોમાં પણ તેની વિપરીત અસર પડશે જ. સ્થાનીય કક્ષાએ તેનું સ્વરૂપ પણ વધુ વિકૃત ને પ્રત્યાઘાતી હોવાનું. રાજસ્થાનમાં જમીનદારોએ પંચાયતોની ચૂંટણીમાં જે પ્રભાવ પ્રાપ્ત કર્યો છે, તે સૂચક છે. ખાસ કરીને મહારાષ્ટ્ર જેવામાં છેક જિલ્લા કક્ષાએ પણ જિલ્લા સમિતિઓની ચૂંટણી પ્રત્યક્ષ રીતે થવાની હોવાથી ચૂંટણીનું વાતાવરણ ખૂબ ઉત્તેજક બન્યું હતું; કારણ, દેશની આબાદી સામાન્ય ચૂંટણીઓમાં નિરાશ થયેલા પક્ષો અહીં વધુ ઉગ્રતા સાથે બધાંય સાધનોનો આશરો લે તે સંભવિત છે. અને તેમણે પંચાયતોની પક્ષીય ચૂંટણીથી અલિપ્ત રાખવા કરેલી સમજૂતી ઈચ્છવા યોગ્ય છતાં ચૂંટણીઓના દબાણ નીચે ક્યાં સુધી ને કયે સ્વરૂપે પળાશે તે જોવું રહ્યું. લોકશાહીમાં પક્ષીય રાજકારણનું મહત્ત્વ આપણે નિખાલસપણે સ્વીકારી લેવું જોઈએ. કારણ, પક્ષીય ધોરણે થતી ચૂંટણીઓથી પ્રજાને લોકશાહીની કેળવણી મળશે; અને જેનો પ્રજામાં અભાવ વર્તાય છે તે રાજકીય જાગૃતિ આવશે.[૧૧] પ્રજા પોતે વહીવટમાં ભાગ લેશે અને લોકશાહી વિકેન્દ્રીકરણ પાછળની અરાજકીય સહકારની ભાવના મૂર્ત થશે.

## ત્રણ સ્તરોના સંબંધો

અલબત્ત, આવી સિદ્ધિ સરળતા ને શીઘ્રતાથી પ્રાપ્ત થશે એમ માનવું ભૂલભરેલું જ લેખાશે. કારણ, નવું તંત્ર તેનાં જુદાં જુદાં અંગોના આંતરસંબંધના વિકટ વહીવટી પ્રશ્નો ઊભા કરશે. ગ્રામપંચાયતો, પંચાયત (તાલુકા) સમિતિઓ અને જિલ્લા પરિષદો વચ્ચે ત્રણ પડો – સ્તરો (tiers) વચ્ચે સત્તાની સ્પર્ધા થશે અને તેમના સંકલનના પ્રશ્નો સરળ નહિ જ હોય. વળી ધારાસભ્યોને આવી આવી સંસ્થાઓના સંબંધોમાં થતા

ફેરફારો ધારાસભ્યો કેટલી ઉદારતા ને સહિષ્ણુતાથી ખમી શકશે તે પ્રશ્ન પણ વિચાર પ્રેરે તેવો છે.[૧૨]

## સરકારી અને બિનસરકારી તત્ત્વો

નવા પરિવર્તનથી 'કલેક્ટર', વિકાસ અધિકારી વગેરે રાજ્યના સરકારી અમલદારોની સત્તા ને કાર્યક્ષેત્રમાં બિન-સરકારી અમલદારો જે મોટો ભાગ પડાવશે તેને લીધે નવા ફેરફારને અમલદારો કેટલે અંશે અનુકૂળ થઈ સહન કરશે તે પ્રશ્ન પણ રહેવાનો. ખાસ કરીને સ્થાનીય કક્ષાઓના નવા બિનસરકારી સત્તાધીશો પ્રારંભકાળમાં વહીવટી અનુભવની દષ્ટિએ, અપરિપક્વ હોવાથી, રાજસ્થાનમાં બન્યું હતું તેમ, સરકારી અમલદારો નવી વ્યવસ્થાનું લોકશાહીકરણ કરવાના માર્ગમાં મોટો અવરોધ પણ ઊભો કરી શકે.[૧૩] તેમણે કલ્યાણરાજ્યના વહીવટી અમલદારોમાંથી લોકશાહી વિકાસવહીવટના અમલદારો બનવાની વિચારદષ્ટિ (from welfare administration to democratic development orientation) કેળવવી પડશે.

આથી તેમને લોકશાહી દષ્ટિ અને સ્વરૂપ આપવાની તાલીમપદ્ધતિઓ પણ વિચારાઈ રહી છે. તે વિકાસઅધિકારી વગેરેએ યોગ્ય રીતે સમજવી ઘટે.[૧૪] હવે બિનસરકારી સભ્યોને વહીવટની તાલીમ આપવાની પદ્ધતિઓ અમલમાં આવી છે. વળી, હેવાલો કહી જાય છે, કે અમલદારો કલ્યાણ રાજ્યની વહીવટી માગને અનુકૂળ બન્યા પણ છે. તે ઉપરાંત, સ્થાનીય અને રાજ્ય તેમજ કેન્દ્ર સરકારોના સંબંધનો પ્રશ્ન પણ સૌને મૂંઝવે છે. ગ્રાન્ટ અને બીજી આર્થિક મદદ તેમજ પંચવર્ષીય યોજનાના વિકાસ કાર્યક્રમોના એકધારા વહીવટોની જરૂરિયાતને નામે સંઘ સરકાર, આ સ્થાનીય કક્ષા પર પરોક્ષ પણ અસરકારક કાબૂ રાખી શકે છે, તેવી 'વેબ' અને 'રૉબસન'ની શંકાઓ પણ બિનપાયાદાર નથી.[૧૫] છતાં ય ખુદ આપણી સરકાર આ બાબતમાં યોગ્ય કરવા ખૂબ સભાન છે. તે હકીકતને ધ્યાનમાં લઈ આ બધા પ્રશ્નો, અનુભવો અને સહિષ્ણુતાથી લાંબે ગાળે પણ ઉકલશે એવી આશા રાખી શકીએ. ધીમે ધીમે વહીવટી વિકેન્દ્રીકરણની સાથે સાથે આર્થિક વિકેન્દ્રીકરણ વ્યવહારુ બનશે ને સ્થાનીય તંત્રો વધારે સ્વાયત્ત બનશે જ. પ્રજાથી માંડીને સરકારની બધી કક્ષાએ આપણે આ પરિવર્તનને સફળ બનાવવા ધાર્મિક કહેવાય એટલી નિષ્ઠા અને ઉત્સાહ બતાવીશું, તો ગાંધીજીની કલ્પનાનો "આવતી કાલનો સમાજ એકમેકથી ઊંચે જતાં વર્તુળોની આકૃતિ કે પિરામિડો જેવો નહિ રહેતાં, એકબીજાથી વિશાળ થતાં જતાં અને સમુદ્રના અંત સુધી વિસ્તરતાં જતાં મોજાંઓના વર્તુળ જેવો" બનશે.[૧૬] અંતમાં હર્મન ફાઇનરે વ્યક્ત કરેલી ભાવના સાથે આ વિષયની ચર્ચા બંધ કરીશ:

"દરેક યુગને તેનું પ્રતીક હોય છે. યુદ્ધ જેમાં કેન્દ્ર સ્થાને હતું, તે યુગનું પ્રતીક તેના કિલ્લાઓ હતા. ધર્મના વર્ચસ્વવાળા યુગમાં દેવળ અને મંદિરો તેનાં પ્રતીક હતાં. વ્યક્તિવાદી ઉદારમત યુગમાં તેનું પ્રતીક પાર્લમેન્ટ બની રહી છે અને આશા રાખું છું કે આજના લોકશાહી યુગમાં ટાઉન હૉલ."[૧૭] તો હવે પછીના ભારતમાં ગ્રામરાજના યુગમાં ગ્રામ સભાઓ કે પંચાયતો તેનું પ્રતીક કેમ ન બની રહે?

*

## પાદટીપ

1. J. Narayan: Swaraj for the People, p. 2
2. Mahatma Gandhi: India of My Dreams p. 30 and also, his Panchayat Raj."
3. Rajeshwar Dayal: Conmunity Development, p. 324
4. Study Team's report on C. D. P. & Ov. E. P. p. 65
5. S. K. Dey: Panchayati Raj, p. 84

૬. શ્રી જયપ્રકાશ નારાયણ જો કે પંચાયત રાજ શબ્દ પ્રયોજે છે, પણ તેનો અર્થ, ઉપર દર્શાવેલ 'પાયામાંથી સ્વરાજ્ય' કે પંચાયતી રાજ' જેવો કરે છે. જુઓ તેમનું Swaraj for the People', Ch. 2

૭. દા. ત., રાજસ્થાન પંચાયતી ધારામાં જિલ્લા પરિષદો માત્ર સલાહકાર વિચારિણી સમિતિ તરીકે કામ કરે છે, જ્યારે મહારાષ્ટ્રમાં જિલ્લા પરિષદોને વિશાળ

વહીવટી સત્તાઓ આપવામાં આવી છે અને તે 'જિલ્લા વિધાનસભા' બને એટલી સત્તાશીલ છે. ગુજરાતના ધારામાં તેમનું સ્થાન બંને પ્રકારની વચ્ચેનું હશે.

8. Hindustan Times, Feb. 13,1960

૯. વળી મહારાષ્ટ્રમાં સ્થાનીય પચાયતોના સભ્યોને અને જિલ્લા પરિષદના પ્રમુખને સારુ એવું વેતન આપવાની કલમ હોવાથી, શક્તિશાળી યુવાનો તેમાં કામ કરવા આકર્ષાયા છે.(મહારાષ્ટ્ર રાજ્યના સ્થાનિક ખાતાના પ્રધાનનું વિધાન. ધી ટાઈમ્સ ઓફ ઇંડિયા, ઑગસ્ટ ૧૭, ૧૯૬૨)

10. Hindustan Times, Nov. 28, 1959

૧૧. પંચાયતોની ચૂંટણી માટેનો જોરદાર બચાવ શ્રી એસ. કે. ડેએ કર્યો છે. જુઓ, Panchayti Raj, p. 82

12. Ralph H. Retzlaff. Panchayati Raj in Rajasthan, 'Indian Journal of Public Administration' vol. vi-2, p. 156

13. Parliamentary Committee's Report, p. 4. also *ibid* p. 152

૧૪. લેખકને ગુજરાતના એક વિકાસ અધિકારીએ એમ કહ્યું કે તેઓ ગુજરાતમાં ચાલતાં આવા તાલીમ સંમેલનો અને સત્રોમાં જઈને ત્યાં નેતાઓ અને આ વિષયના એક્સપર્ટોનાં પ્રવચનો સાંભળવાનો સમય ખરેખર તો પોતે પોતાના વિસ્તારની રોજની ફરજોનો થાક ઉતારવામાં ગાળે છે!

૧૫. પ્રોફેસર જી. પી. શ્રીવાસ્તવે, કૉમ્યુનિટી ડેવલપમેન્ટ પ્રોગ્રામ ઍન્ડ ઍડમિનિસ્ટ્રેશનને નામે કેન્દ્ર સરકારે રાજ્ય અને સ્થાનીય વિષયો પર પ્રચંડ પ્રભાવ મેળવ્યો છે તેનો ઊંડો અભ્યાસ કરી, આ હકીકત પર પ્રભાવ પાડ્યો છે. (Indian Journal of Political Science, Vol. xxii, June-July 1961)

૧૬. મહાત્મા ગાંધી: 'હરિજન', જુલાઈ ૨૨, ૧૯૪૬

17. Herman Finer : English Local Goverment, p. 534

*

# આર્થિક પ્રવૃત્તિની વ્યાખ્યા

રમેશ બી. શાહ

[અર્થશાસ્ત્રના વ્યાખ્યાતા, હ. કા. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

સામાજિક વિજ્ઞાનોમાં વિવિધ ખ્યાલોની વ્યાખ્યા આપવાનું કાર્ય હમેશાં મુશ્કેલ હોય છે. અર્થશાસ્ત્રમાં "આર્થિક પ્રવૃત્તિ"ની વ્યાખ્યા તેના ઉદાહરણ રૂપે લઈ શકાય. સામાન્ય રીતે આર્થિક પ્રવૃત્તિનો અર્થ આપણે આ પ્રમાણે ઘટાવીએ છીએ: આજીવિકા માટે આદરવી પડતી પ્રવૃત્તિ તે આર્થિક પ્રવૃત્તિ. "આજીવિકા" શબ્દની સ્પષ્ટ વ્યાખ્યાને અભાવે કઈ પ્રવૃત્તિઓને આર્થિક પ્રવૃત્તિઓ ગણવી તે અસ્પષ્ટ રહે છે.

સરકારની પ્રવૃત્તિઓ નિઃશક રીતે આજીવિકા માટે આદરેલી પ્રવૃત્તિઓ ન હોઈ આર્થિક પ્રવૃત્તિઓ ગણાશે નહિ. પરંતુ રસોઈનું કાર્ય આજીવિકા માટે આદરેલું હોઈ આર્થિક પ્રવૃત્તિ ગણાશે. પરંતુ પરંપરાગત રીતે અર્થશાસ્ત્રના અભ્યાસમાં સરકારની કેટલીક પ્રવૃત્તિઓને આર્થિક પ્રવૃત્તિઓ ગણીને તેનો અભ્યાસ કરવામાં આવે છે. રસોઈ કાર્યને બિનઆર્થિક પ્રવૃત્તિ ગણી તેનો અભ્યાસ કરવામાં આવતો નથી. તેથી આ વ્યાખ્યા સંતોષકારક નથી.

પ્રજાના આર્થિક વ્યવહારોનું નોંધપાત્ર લક્ષણ શ્રમવિભાજનને પરિણામે ઉપસ્થિત થતી વિનિમયની ઘટના છે. સમાજના સભ્યો પોતાની મોટા ભાગની જરૂરિયાતો માટે સમાજ ઉપર વ્યાપક રીતે આધાર રાખે છે. વ્યક્તિ અને તેના કુટુંબનું સમાજ ઉપરનું આ અવલંબન એ સમાજની આર્થિક વ્યવસ્થાનું હાર્દ છે. તેથી આર્થિક પ્રવૃત્તિની વ્યાખ્યામાં તે વ્યક્ત થાય એ તાર્કિક છે. આ પ્રમાણે વિચારતાં આર્થિક પ્રવૃત્તિની વ્યાખ્યા આમ આપી શકાય: ચીજવસ્તુઓ અને કામગીરીઓના વિનિમયમાં પરિણમતી આવક મેળવવાની અને ખર્ચવાની પ્રવૃત્તિને આર્થિક પ્રવૃત્તિ કહેવાય.

આ વ્યાખ્યાને ઉદાહરણોની મદદથી સ્પષ્ટ કરીએ.

ખેતી કરતા ખેડૂતોની પ્રવૃત્તિ આર્થિક પ્રવૃત્તિ છે; કારણ કે તે પોતાની ખેતી પેદાશોના વિનિમય દ્વારા અન્ય જરૂરિયાતો સંતોષે છે. (આ વિનિમય નાણાં દ્વારા થાય તે આ વ્યાખ્યા માટે જરૂરી નથી.) પરંતુ ઘરમાં કુટુંબના સભ્યો માટે રસોઈ કાર્ય કરતી સ્ત્રીની પ્રવૃત્તિ આર્થિક પ્રવૃત્તિ નથી તેવી જ રીતે ઘરવપરાશ માટે શાકભાજી ઉગાડવાની પ્રવૃત્તિને આર્થિક પ્રવૃત્તિ ગણી શકાશે નહિ.

આ છેલ્લા ઉદાહરણથી આ વ્યાખ્યા arbitrary લાગવા સંભવ છે. પરંતુ સહેજ વિચાર કરતાં જણાશે, કે તે લાગે છે તેટલી arbitrary નથી. શાકભાજી ઉગાડવા માટે જો બીજ, ખાતર વગેરે ખરીદવાં પડે તો તે આર્થિક પ્રવૃત્તિ છે. જેવી રીતે પુસ્તકની ખરીદી આર્થિક પ્રવૃત્તિ છે–પરંતુ જેવી રીતે પુસ્તકનું વાચન આર્થિક પ્રવૃત્તિ નથી તેવી રીતે શાકભાજી ઉગાડવા માટે ખર્ચેલો સમય આર્થિક પ્રવૃત્તિ નથી; કારણ કે તાત્ત્વિક રીતે બંને પ્રવૃત્તિઓ વ્યક્તિની જરૂરિયાતો (સમાજ પર આધાર રાખ્યા વિના) સંતોષે છે. અને જરૂરિયાતોને જ આર્થિક અને બિનઆર્થિક એવા વર્ગમાં આપણે આ હેતુ માટે વહેંચી શકીએ નહિ.

બીજી રીતે આ પ્રશ્નને વિચારી શકાય. શાકભાજી ઉગાડવા માટે આપેલા શ્રમના બદલામાં મળતી ચીજ-વસ્તુનું (શાકભાજીનું) બજારમાં મૂલ્ય થઈ શકે છે, જ્યારે પુસ્તકના વાચન માટે ખર્ચેલા સમયને અંતે પ્રાપ્ત થતી વસ્તુનું મૂલ્ય થઈ શકતું નથી. આને આધારે શાકભાજી ઉગાડવાની પ્રવૃત્તિને બિનઆર્થિક પ્રવૃત્તિ ગણવાનું કેટલાકને અસહ્ય લાગે છે. પરંતુ આ અયોગ્ય છે. બાળકને ઉછેરવા કે માંદા પુત્રની સારવાર માટે માતાએ ખર્ચેલા સમયનું મૂલ્ય નક્કી કરવાનું મુશ્કેલ હોય તો પણ અશક્ય તો નથી જ. એટલે જેનું મૂલ્ય આંકી શકાય તેવી કામગીરી-ઓ કે ચીજવસ્તુઓના "ઉત્પાદન"ની પ્રવૃત્તિને જો આર્થિક પ્રવૃત્તિ ગણવાનો આગ્રહ રાખવામાં આવે, તો ભાગ્યે જ જીવનની કોઈ પ્રવૃત્તિ બિનઆર્થિક રહે.

અત્રે આપવામાં આવેલી વ્યાખ્યા સંપૂર્ણ હોવાનો લેખકનો દાવો નથી. આ વિષયની ચર્ચા થાય તે જરૂરી માનીને આ લખવા પ્રેરાયો છું.

*

# અંગ્રેજી વાચન

એચ. સી. ત્રિવેદી
[અંગ્રેજીના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

## The Bridge on the Drina : Ivo Andric

યુગોસ્લાવિયાના મહાન લેખક ડૉ. આઇવો એન્ડ્રિકને ગયા વર્ષનું નોબેલ પારિતોષિક એનાયત કરવામાં આવ્યું. આ બીના એક પ્રતાપી લેખકની ઉત્કર્ષ બૂજ માટે સર્વત્ર પ્રશંસાપાત્ર ઠરી હતી. આ લેખકે પિતૃભૂમિના પરંપરિત કુળાચાર તથા ભોગવેલા સંતાપો જ માત્ર આલેખ્યા નથી. કિન્તુ એ સર્વને અગમ્ય વિશ્વવ્યાપક પ્રતીક સાથે સાંકળ્યા છે. ડૉ. એન્ડ્રિક પોતે સર્બ અને બોઝનિયન હોવા છતાં તેમનું દર્શન સ્થાનિક અને ધાર્મિક સંઘર્ષોથી કુંઠિત નથી. એમની કૃતિઓમાં દેશબાંધવો તેમજ પોતાની creed સિવાય અન્ય સંપ્રદાયો વિષેની પરિપક્વ સમજનાં દર્શન થાય છે. બાલ્યાવસ્થા મહદંશે વિઝેગ્રેડમાં વીતી હોવા છતાં એમણે આલેખેલાં વિઝેગ્રેડના ચિત્રાંકનોમાં સાચ, સમજ અને સહાનુભૂતિના પ્રગટીકરણની તેમજ અવલોકનયુક્ત સૂક્ષ્માન્વેષક સૂઝ પણ છે. ડૉ. એન્ડ્રિકની લગભગ તમામ કૃતિઓનું વિષયવસ્તુ બોઝનિયા અને બોઝનિયનો જ છે. પૂર્વ અને પશ્ચિમ દુનિયાની સીમા પર અવસ્થિત બોઝનિયા સદીઓ પર્યંત ઝંઝાવાતોનું કેન્દ્ર હતું. પણ આ જ કારણે તે પ્રાંતીયતાના ઝેરથી મુક્ત રહ્યું અને એને સીમિત સીમાઓની પાર જતી આસ્થા પ્રાપ્ત થઈ છે.

એટલી જ રસિક ડૉ. એન્ડ્રિકની કારકિર્દી છે. કંગાલ કારીગર કુટુંબમાં જન્મી એમણે સ્વસામર્થ્યથી જ પોતાનો માર્ગ મોકળો કર્યો છે. રાષ્ટ્રીય યુવકસંસ્થા સાથે સંકળાયેલા હોવાથી શિરસ્તા મુજબનાં સતામણી અને ધરપકડના ચક્રમાંથી એમને પસાર થવું પડયું હતું. આ મહાવરાઓએ

તેમનું હમદર્દી અને નિરીક્ષણનું ક્ષેત્ર વિસ્તૃત કર્યું.

'The Bridge on the Drina' એ ડૉ. એન્ડ્રિક લખેલી અને સંભવતઃ serbo-croat ભાષાની શ્રેષ્ઠતમ નવલ છે. નવલકથાના સામાન્ય અર્થમાં એને નવલકથા ન કહી શકાય. અતિ વિશાળ ફલક, અસંખ્ય પાત્રો અને સાડાત્રણ સૈકા જેટલા દીર્ઘ કાળક્રમને લઈને ડૉ. એન્ડ્રિક એને "તવારીખ" (chronicle) કહે છે. અને એ જ એનું યથાર્થ નામાભિધાન હોઈ શકે. નવલકથા વાંચતાં ત્વરિત વેગવાન કાળપ્રવાહમાં તણાવાની પ્રતીતિ થાય છે, જેમાં સામ્રાજ્યો ઉદય અને અસ્ત પામે છે, આંખના પલકારામાં વ્યક્તિ તેમજ રાષ્ટ્રનું ભાવિ નિર્માણ થાય છે, રાજકુમારો તેમજ અબુધ કિસાનો કોઈક દુર્જેય બળોનો શિકાર બને છે, યુગપ્રવર્તક પ્રસંગો માત્ર પરપોટા સમાન ભાસે છે, અને જ્યાં "દેખાય છે તે કશું જ નથી" (એવું ભાન થાય છે.)

તુર્કી સામ્રાજ્યના સર્વોત્તમ રાજદ્વારી અધિકારી વડા વઝીર મહંમદ પાશા સર્જિત Drina પરના પથ્થરના પુલના કેન્દ્રમાં પ્રસ્તુત તવારીખના તમામ પ્રસંગોની ગૂંથણી છે. આ પુલના ઉપરજ વિવિધ પાત્રોનાં ચરિત્રનાટકો ભજવાય છે. સુખ અને સંતાપ, પ્રેમ અને સંઘર્ષ, વફાદારી અને બેવફાઈ, જીવનની પરાકાષ્ટા અને ક્ષુલ્લક કારુણ્ય— એ તમામનો મૂક સાક્ષી પુલ છે: હિમસમ શીત અને ચેતનહીન! એણે સ્નેહ નીતરતાં હૃદયોની ઉષ્મા અને દુષ્ટ નિયતિનાં તાતાં તીર અને ડંખોના જખમોને નિહાળ્યાં છે.

આમ નવલકથા કાલિક (spatial) તેમજ લૌકિક (temporal) બન્ને છે. કાલની પીઠિકા પુલ પૂરી પાડે છે. પ્રારંભે કાળનો સંચય છે, બાદમાં ગતિ અને અસ્ખલિત વેગથી પ્રસ્થાન અને અંતે દૈવનોવિજય —એ પ્રમાણે કથાનો પ્રવાહ વહે છે: જાણે કે પરોક્ષમાં આપણને સંભળાતું હોય, "કાળનો પાંખાળો રથ ત્વરાથી નજદીક આવી રહ્યો છે."

નવલકથામાં જીવનધબકાર છે. એ એક માતબર માનવ-દસ્તાવેજ છે. પુલના મધ્યાંતરે (Kapia) પ્રથમ પ્રેમાંકુરો, તારામૈત્રકો, નખરાં અને ગુફતેગો જોવા મળે છે. પ્રાથમિક સોદા અને વિનિમય, સંઘર્ષો અને સમાધાન, મિલન અને પ્રતીક્ષા—એ બધુંય જોવા મળે છે. ભિક્ષુકો અને રક્તપીતિયા તેમજ નવજવાનો અને તંદુરસ્તો અને તવંગરોની ઠઠ 'Kapia' પર જામે છે. શહેરના વડીલો ત્યાં બેઠકો જમાવે છે, અને જાહેર પ્રશ્નો અને સામાન્ય મુશ્કેલીની ચર્ચા કરે છે. યુવાનો ગીત લલકારે છે અને મજાક ઉડાવે છે. પુલ પર લગ્નસમારંભના આમંત્રિતો તેમજ સ્મશાનયાત્રાઓ પસાર થાય છે. લેખકના નિર્દેશ અનુસાર પ્રત્યેકના હૃદયાસને બિરાજમાન શહેરના હાર્દ સમા પુલનું જિગર 'Kapia' છે.

કોઈક વાર ડ્રિના ભવ્ય અને ભયપ્રદ બની જાય છે અને સમીપના શહેરને જળબંબોળ કરી મૂકે છે. ક્યારેક વેગી વળી પ્લેગ કેર વર્તાવે છે અને વિશાળ જનસમુદાયને તારાજ કરે છે. કાળની આ બધી જ બરબાદી વચ્ચે સાક્ષાત્ "અનન્તતા" સમો પુલ ઊભો છે–હિમસમ અને ઉષ્માવિહીન, અવિકૃત અને અભેદ્ય.

માનવ આકાંક્ષા અને વાસના ભરપૂર, જીવનના આશાભંગ અને નિષ્ફળતા અંકિત ઘણા પ્રસંગો પુલ પર બને છે. સૌ પ્રથમ શ્રમજીવી રેડિસવની કથા છે. તે માનતો કે સેતુબંધનું કાર્ય એ અમારા નિકંદન સિવાય બીજું કશું જ નથી. એ દરિદ્રો માટે હિતાવહ નથી. આથી રેડિસવ અને તેના કેટલાક સહકાર્યકરો રાત્રિના ઘોર અંધકારમાં દિવસ દરમિયાન થયેલ કાર્યને શક્ય તેટલું તોડી નાખતા અને બગાડતા. આથી એક એવી અફવા ફેલાવા પામી કે શેતાન સેતુબંધના કાર્યમાં વિક્ષેપ નાખે છે અને એ કદાપિ પૂર્ણ થશે નહિ. અંતમાં, રેડિસવની ધરપકડ થઈ અને એને પુલ પર જ જીવતો શૂળીએ ચડાવી દેવામાં આવ્યો.

ત્યારબાદ મર્મભાષણની શીઘ્રતા અને વાક્ચાતુર્ય માટે જાણીતી સોહામણી ફાટાની હૃદયાર્દ્રકારી કથની રજૂ થાય છે. સ્વવચન જેટલાં જ કિંમતી પિતાના વાગ્દાનના પાલનાર્થે તેણે પોતાના પ્રિયપાત્ર નહિ એવા પુરુષ સાથે લગ્ન કર્યા. એને પોતાના ક્રૂર અને ઘૂરકિયાં કરતાં નસીબમાંથી કોઈ છુટકારો ન સૂઝ્યો. પ્રેમ-વિહીન એ લગ્ન થયું અને ફાટાએ પિતૃવચન પાળ્યું. પતિગૃહે પ્રયાણ કરતાં સરઘસ પુલ પર આવી પહોંચ્યું. ત્યારે પુલના ધોરાને કૂદીને ફાટાએ મૃત્યુ વહોર્યું. એનું વ્યક્તિત્વ જળવાય એટલા ખાતર તેણે એના જીવનનું સમર્પણ કર્યું.

જુગારી મિલાનની અવાંતર કથા સાંકેતિકતા અને

ગૂઢતાથી ભરપૂર છે. ધર્મશાળામાં જુગાર માટે નવજુવાનો એકત્ર થયા હતા, ત્યાં એક ચાહિત મનુષ્યનું આગમન થયું. આ આગંતુકની ઉપસ્થિતિથી મિલાન સંતાપ પામ્યો અને ચિડાયો. એ અણજાણ માનવી મધરાતે મિલાન પાસે આવ્યો. અને પુલ પર જુગાર રમવા તેને આમંત્ર્યો. મિલાન માટે આ નિમંત્રણ અપ્રતિહાર્ય નીવડ્યું. તેઓ પુલ પર પહોંચ્યા ત્યારે પુલ ચંદ્રિકાના દૂધમલ પ્રકાશમાં સ્નાન કરી રહ્યો હતો, અને પ્રકાશ અને અંધકારની ક્રીડામાંથી પેદા થયેલું અપાર્થિવ વાતાવરણ જાણે સર્વત્ર પથરાયેલું હતું. મિલાને જુગારમાં બધું જ ગુમાવ્યું. અને આખરે એના જીવનને પણ હોડમાં મૂક્યું અને એ પણ ગુમાવ્યું. મિલાનને એકાએક લાગ્યું કે પુલ એના પાયામાંથી ડોલી ઊઠ્યો. ભયવ્યાકુળ બની તેણે આંખ મીંચી. એને લાગ્યું કે એની અંતિમ ઘડી આવી પહોંચી છે. આંખો ઉઘાડી ત્યારે એણે નિહાળ્યું કે એનો પ્રતિસ્પર્ધી સાબૂના પરપોટા માફક અદૃશ્ય થઈ ગયો. બે માસ સુધી મિલાન સંનેપાત અને ચિત્તભ્રમ અવસ્થામાં રહ્યો. એ અકાળે વૃદ્ધ બન્યો. અને એક વિલક્ષણ માનવી તરીકે પોતાની નિરાળી દુનિયામાં જ જીવ્યો.

અંતમાં યુવાન સૈનિક ફેડાનનું વૃત્તાંત આવે છે. વસંત પૂરબહારમાં ખીલી હતી, અને આસપાસના વાતાવરણને ખુશબૂથી ભરી દેતી હતી, ત્યારે સાહજિક રીતે તે પોતાની જાતને ભૂલી જાય છે અને પોતાના જ જીવનથી તેની કિંમત ચૂકવે છે. ભયાનક બગાવાખોર છટકી ન જાય એટલા માટે પુલ પર ચોકિયાતની ફરજ એને સુપરત કરવામાં આવી હતી. પરંતુ પુલ પરથી પસાર થતી એક નવયૌવનાના મુખારવિંદના દર્શનથી તેના તડપતા હૃદયમાં માનસસૃષ્ટિની વસંતનાં પુષ્પો ખીલ્યાં. આટલું જ તેને દિવાસ્વપ્નમાં રાચવા માટે પૂરતું હતું. અને યુવતીની દાદીના વેશમાં બળવાખોર છટકી ગયો. છેવટે તો એ યુવતી પકડાઈ. તેણે તમામ વસ્તુની કબૂલાત કરી. પુલ પરની થોડી પળની જ વિસ્મૃતિ નવજુવાન ફેડાનને મૃત્યુ કરતાં પણ કંઈક વિશેષ—તમામ વસ્તુઓના બિનજરૂરી અને અનુચિત અંત નજદીક લઈ આવી. એણે પોતે પોતાની જાતને વીંધી નાખી.

કેટલાંક વર્ષો પર્યંત વિસ્તરતી આ કમનસીબીઓ દરમિયાન પુલ તો નીચે વહેતા જળની માફક અવિકૃત જ રહ્યો. વર્ષો, સદીઓ અને પેઢીઓ અમૂર્ત સ્વપ્નોની માફક પસાર થયાં, પણ પુલ તો સ્થિર જ રહ્યો.—જાણે અનંતતાનું પ્રતીક! માત્ર યુગો અને પેઢીઓને જ સાંકળતો નહિ, કિંતુ જીવન અને મૃત્યુની પણ અવધિ બાંધતો એ પુલ હતો.

તમામ અશાશ્વત ચીજો મૃત્યુમાં રગદોળાઈ જવાની છે. પ્રારબ્ધમાં નિર્માયું હતું તેમ, શાશ્વત દેખાતા પુલના પ્રથમ વિશ્વયુદ્ધમાં ચૂરેચૂરા થઈ ગયા. યુદ્ધ દરમિયાન, પુલ નજીકના શહેરને પણ ખાલી કરવામાં આવ્યું અને પુલ પર નીરવ શાંતિનું સામ્રાજ્ય વ્યાપી ગયું. એકાએક એક અસ્પષ્ટ ગર્જના થઈ અને પુલના ચકચકિત પથ્થરના ટુકડા અવકાશમાં ઊડ્યા. મહંમદ પાશાએ સાડાત્રણ સૈકા અગાઉ જે કુટુંબને પુલની દેખભાળનું કામ સુપરત કરેલું, તેના અંતિમ વંશજ અલીહોજાની દુકાન પર એકાદ ટુકડો પડ્યો. દુકાન જમીનદોસ્ત બની. અલીહોજા પણ મૃત્યુને વર્યો. એક ઘાથી જ પુલ અને રક્ષક બન્નેનો વિનાશ સર્જાયો.

જેના બાંધકામમાં આટઆટલી માનવશોધકબુદ્ધિનો ઉપયોગ થયો, આટઆટલો માનવશ્રમ યોજાયો, આટઆટલો માનવભોગ લેવાયો, તે પુલનો આમ અંત આવ્યો. આ બધાં જ વર્ષો દરમિયાન અનેકનાં જીવન પુલ સાથે જોડાયેલાં હતાં. પાયા સુધી તેની સફાઈ અને મરામત કરાતી અને સુશોભિત થતો. એના પરથી પાણીનો પુરવઠો પૂરો પાડવામાં આવ્યો. એને વીજળીથી ઝગહળાં કરી દેવામાં આવ્યો. એ પુલ ખરેખર સૌંદર્યની તેમજ ગૌરવની ચીજ હતી—ખરેખર! એક પવિત્ર વારસો હતો. અને એક દિવસે તેને ફૂંકી મારવામાં આવ્યો! મનુષ્યના લોભ અને ધિક્કાર સામે બલિષ્ઠ તેમજ દીર્ઘકાળ વિચરિત ચીજો પણ જમીનદોસ્ત બની જાય છે! પુલના સર્જનમાં માનવીની શક્તિ અને બુદ્ધિચાતુર્ય, ભવ્યતા અને મહત્તાનાં દર્શન આપણે કરીએ છીએ. આપણે પોકારી ઊઠીએ છીએ, "માનવી કેવું અદ્‌ભૂત સર્જન છે!" આ મહત્તા શું શૂન્યમાં જ પરિણમવા સર્જાય છે? શું જીવન "કશું જ ન સૂચવતાં માત્ર કોલાહલ અને આવેશથી જ ભરપૂર છે?" નવલકથાની અંતિમ છાપ તો કરુણ દુર્વ્યયની છે. વિષાદ અને રહસ્યના કો'ક ગંભીર ભાનથી આપણે હાલી ઊઠીએ છીએ.

નવલની વસ્તુ બહુ જ સાદી છતાં વિસ્મયકારક, માનવીય છતાં વિશ્વવ્યાપ્ત છે. આપણે નવલકથાનું વાચન કરતા જઈએ તેમ તેમ કો'ક અગાધ, સચેતન અને દુર્બોધ "સત"ને પ્રત્યક્ષ અનુભવીએ છીએ. એના વક્ષઃસ્થળ પર વામન મનુષ્ય "પોતાની અનંતકાળ પર્યંતની તેની યાત્રામાં કાષ્ટના ટુકડા માફક ફંગોળાતો રહે છે."

(અનુવાદ: ઈન્દુકુમાર દેસાઈ)

# નવોદિત રાષ્ટ્રો

## લાઓસ

ઇન્દુકુમાર કે. દેસાઈ
[તર્કશાસ્ત્ર અને મનોવિજ્ઞાનના ટ્યૂટર, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

"એશિયાઈ રાષ્ટ્રોના પરસ્પરના સ્થાનિક ઝઘડા, સ્વરૂપમાં નહિ તો હકીકતમાં તો તેમનું સ્વાતંત્ર્ય ગુમાવવાના ભયસ્થાનો ઊભા કરે છે." પ્રખ્યાત ઇતિહાસવિદ્ ડૉ. ટૉયન્બીનું આ વિધાન સમૂહગત રીતે હિંદીચીનનાં રાજ્યો માટે અને વૈયક્તિક રીતે લાઓસ માટે અક્ષરશઃ સાચું ઠર્યું છે.

### ભૌગોલિક પરિસ્થિતિ

અગાઉના ફ્રેન્ચ હિંદીચીનનાં ત્રણ રાજ્યોમાનું એક લાઓસ ઇશાન ખૂણે આવેલું છે. ઉત્તરે ચીન, પશ્ચિમે થાઇલેન્ડ, દક્ષિણે કમ્બોડિયા અને પૂર્વે વિયેટનામથી વીંટળાયેલા લાઓસનુ ક્ષેત્રફળ ૯૦ હજાર ચો. મા., વસ્તી ૨૦ લાખની છે. વસ્તીનો ⅔ ભાગ લાઓસના મૂળવતનીઓનો છે. ખાસ [Khas] નામની થાઇ જાતિની આ ભિન્ન ભિન્ન આદમજાતિઓ ઉપરાંત અનામ, કમ્બોડિયા, થાઇલેન્ડ અને ચીનના વતનીઓનો પણ આ વસ્તીમાં સમાવેશ થાય છે. વિશાળ જનસંખ્યા બૌદ્ધધર્મી છે. યુરોપી હવામાન [continental type] વાળા લાઓસમાં અન્ય વિભાગો કરતાં ઓછો વરસાદ અને ૩૫°ની આસપાસની ગરમી રહે છે. પહાડી પ્રદેશના ભયાનક તાવવાળા જંગલો, વાંસ અને કિંમતી લાકડાથી ભરપૂર છે. વહાણુ બાંધવાનાં સાગનાં લાકડાં [Teak-wood]નો જ આર્થિક રીતે ઉપયોગ થઈ શકયો છે. હિંદી ચીન સાથેના વ્યવહારના અલ્પ સાધનો અને મજૂરોના અભાવથી સોનુ, કલાઈ, તાંબુ વગેરે ખનીજ-ઉદ્યોગો સ્થાનિક જરૂરિયાતો સંતોષવાની પ્રાથમિક ભૂમિકાએ જ છે. એશિયાભરમાં અતિપ્રાકૃતિક એવા અહીંના ખેડૂતોની પેદાશ ચોખા, મકાઈ, રૂ, ગળી, તમાકુ, શેરડી અને મંતરાં છે. લોબાન અને લાખ પણ પેદા થાય છે. અન્ય ધંધાઓમાં વન્ય પશુઓનો શિકાર અને પાલતુ પશુઓની નિકાસ મુખ્ય છે. આયાતમાં સુતરાઉ કાપડ, પોશાકો અને ઘરગથ્થુ વપરાશની ચીજો છે. મેકોંગ નદીથી જુદા પડતા થાઇલેન્ડ જોડે એક માત્ર જળમાર્ગે મહદ્દશે ચીનાઓ વેપાર કરે છે.

### હિંદીચીનમાં ફ્રેન્ચોનુ આગમન

સમગ્ર હિંદીચીન સાથે સંકળાયેલો લાઓસનો પૂર્વઇતિહાસ ભારતીય સંસ્કૃતિની અસરવાળા ખાલસુ રજવાડાની ઊથલપાથલથી ભરપૂર છે. ઈ.સ. પૂર્વે ૧૧૧માં ચીનના શહેનશાહે હિંદીચીનનો ઉત્તર ભાગ કબજે કર્યો હતો. (ચીન હજી એ સરહદની માગણી કરે છે. એમાં વિયેટનામનો સમાવેશ થઇ શકે ખરો!) ૧૫મી સદીના સાગર સમ્રાટો સ્પેનિશ અને પોર્ટુગીઝના આગમન બાદ આવેલા ફ્રેન્ચોએ પાદરીના ખુન બાબતમાં હિંદીચીનમાં રાજકીય દરમિયાનગીરી કરી. ચીનાઓના ગયા બાદ, આદમ જાતિઓના આંતરિક ઝઘડાઓ તથા શક્તિશાળી કેન્દ્રસ્થ સત્તાના અભાવે ફ્રેન્ચોએ ક્રમશઃ હિંદીચીનનો કબજો લીધો. 'Trade follows the flag' એ કથન લાઓસ બાબતમાં અસત્ય ઠર્યું. ફ્રેન્ચોએ કોચિનચીનમાં સંસ્થાન સ્થાપ્યું. તરત જ સિયામી આક્રમણના સતત ભય નીચે જીવનાં લાઓસ અને કમ્બોડિયા ઉપરાંત વિયેટનામનાં અન્ય રાજ્યો પણ ફ્રેન્ચોનાં રક્ષિત રાજ્યો બન્યાં.

### લાઓસમાં ફ્રેન્ચ હકૂમત

ફ્રેન્ચોના આગમન પહેલાં લાઓસ નાના નાના વિભાગો (moungs)માં વહેંચાયેલું હતું. એમાંનું મુખ્ય વિયેન્ટાઇન હતું. ૧૮૯૩માં વિયેન્ટાઇન ફ્રેન્ચોને સોંપવામાં આવ્યું. ફ્રેન્ચોએ આવા moungsને બાર પ્રાંતોમાં ફેરવી દરેક પર ફ્રેન્ચ કમિશનરની દેખરેખ હેઠળના વારસદાર કુટુંબમાંથી લોકો વડે ચૂંટાયેલા સ્થાનિક અધિકારીની નિમણૂંક કરી. સમગ્ર તંત્રના વડા વિયેન્ટાઇનમાં રહે એવી વ્યવસ્થા થઈ. ૧૯૦૪થી ૧૯૫૦ સુધી ફ્રેન્ચોએ રાજા સોમદેત પ્રચાઓ સિસ્વોન્ગ વોન્ગ (King Somdet Prachao Sisvong Vong) દ્વારા રાજ્ય કર્યું

રાજા પોતાનું દસ હજારનું સૈન્ય રાખી શકતા. આમ ફ્રેન્ચોની સંપૂર્ણ અસરથી અલગ રહેલા લાઓસનો આર્થિક વિકાસ ન થઈ શક્યો. કંબોડિયા, ટોંગકિંગ, અનામ, કોચિનચીન સહિતના હિંદીચીન મંડળ (Indo-Chinese Union)નું લાઓસ ૧૮૯૯માં સભ્ય બન્યું. છેલ્લાં ત્રણ રાજ્યો પાછળથી વિયેટનામ તરીકે ઓળખાયાં.

### હિંદીચીનમાં રાષ્ટ્રીય ચળવળનો ઉદય

ફ્રેન્ચ અમલને દૂર કરવાની રાષ્ટ્રીય ચળવળ ૧૯૩૦-'૪૦ના દાયકા દરમિયાન શરૂ થઈ ચૂકી હતી. ફ્રેન્ચ સામ્યવાદી પક્ષના સ્થાપકોમાંના એક Nguyn-Ai Quoe નામના યુવાને ૧૯૨૪-'૨૫નાં બે વર્ષો મોસ્કોમાં તાલીમ પામી હિંદીચીન સામ્યવાદી પક્ષની સ્થાપના કરી. હો-ચી-મિન્હના કૃત્રિમ નામે હિંદીચીનના વૃદ્ધ રાષ્ટ્રવાદને યુવાન રાષ્ટ્રવાદમાં ફેરવવાનું માન એને ફાળે જાય છે. ચીનમાંના એના આશ્રય સ્થાનમાં હિંદીચીનના યુવાનોને તાલીમ આપી પાછા મોકલવામાં આવતા. ૧૯૨૦-'૩૦ દરમિયાન હો-ચિ-મિન્હને સામ્યવાદી આંતરરાષ્ટ્રીય ચળવળે (Comintern) અગ્નિ એશિયામાં સામ્યવાદી પ્રચારનું કાર્ય સુપરત કર્યું હતું. હિંદીચીનમાં સામ્યવાદી પક્ષની નીતિ લોકશાહી તત્ત્વો તથા મવાળ બુર્ઝવા તત્ત્વોને માર્ક્સવાદથી માહિતગાર કરી, તેમની સાથે કામ કરી, ક્રાંતિકારી ચળવળ ઊભી કરવાની હતી. ઉત્તરમાં વિયેટ-નામ સિવાય એ ચળવળ બહુ બળવાન ન બની શકી. સામ્યવાદી પક્ષે નવેમ્બર ૧૯૪૦માં જર્મનીના હાથે હારેલા ફ્રેન્ચોના સંસ્થાનવાદી વહીવટને ફેંકી દેવાનો નિષ્ફળ પ્રયાસ કર્યો.

### બીજું વિશ્વયુદ્ધ

દરેક યુદ્ધની આડપેદાશની માફક બીજા વિશ્વયુદ્ધે પણ વિચારોની અને રાજદ્વારી પ્રવૃત્તિઓની ગતિ વધારી મૂકી. અગ્નિએશિયામાં એ તીવ્રતાએ પહોંચી. શ્રી રુઝવેલ્ટ અને શ્રી. ચર્ચિલના આટલાંટિક ખતપત્રે (Charter) એશિયાવાસીઓની સ્વાતંત્ર્યની ઝંખનાનું આશાસ્પદ ભાવિ ભાખી આપ્યું. જપાને યુરોપિયનો દુર્જેય છે એ વાત એશિયાવાસીઓના મનમાંથી ભૂંસી નાખી.

જપાનીઓએ 'એશિયા એશિયાવાસીઓ માટે'-એ સૂત્રનો પ્રપંચી આશ્રય લીધો, છતાં આડકતરી રીતે રાષ્ટ્રવાદને જોમ મળ્યું. એમનો દંભ છતો થતાં હિંદીચીનમાં પેદા થયેલી પ્રતીકાર ચળવળોનું રાષ્ટ્રીય ચળવળોમાં રૂપાંતર થયું. ૧૯૪૦-'૪૫ દરમિયાન જપાને ક્રમશઃ વિયેટનામ, કંબોડિયા, લાઓસ અને થાઇલેન્ડ પર પોતાનું આધિપત્ય જમાવ્યું. ફ્રેન્ચોએ પોતાની અશક્તિ પિછાની લશ્કરી સગવડો આપી હતી. યુદ્ધ બાદ હિંદીચીન છોડી જવાનું જપાને સ્વીકાર્યું હતું, છતાં સ્થાનિક સરકારો ઊભી કર-વાના પ્રયાસો કર્યા. લાઓસમાં આમ રાષ્ટ્રીય સરકાર રચી શકાય.

### લાઓસમાં રાષ્ટ્રવાદ

૧૯૩૦-'૪૦ ના ગાળામાં લાઓસમાં પણ રાષ્ટ્રીય આકાંક્ષાઓનો ઉદય થયો. સ્વાતંત્ર્યપ્રાપ્તિ અર્થે લાઓ ઇસ્સારક (Lao Issarak)ની ચળવળ શરૂ થઈ. તેના રાજકુમાર નેતા પ્રિન્સ પેસરથ (Petsarath) પ્રિન્સ સૌવન્નફૌમ (Souvanna Phouma) સૌફાનૌવાંગ (Souphanouvong) એ જપાનના રક્ષણ નીચે સર-કાર રચી, રાજા સિસ્વાંગને ગાદીત્યાગ કરાવ્યો અને પુનઃ સ્વતંત્ર રાજ્યના બંધારણીય વડા તરીકે સ્થાપિત કર્યા.

૧૯૪૫ની પોટ્સડામ પરિષદમાં જપાન પાસે હિંદી-ચીનનો કબજો લેવા અંગેના મતભેદમાં શ્રી. રુઝવેલ્ટ પોતે એનો કબજો ચાંગ-કાઇ-શેકનાં દળો લે એ મતના હતા. સમાધાનરૂપે ૧૬° અક્ષાંશરેખાની ઉત્તરે ચીની દળો અને દક્ષિણે બ્રિટિશ દળો એ કબજો લે એવું નક્કી કરવામાં આવ્યું. (અમેરિકન મતનો અમલ થયો હોત, તો આજનું અગ્નિ એશિયા કેવું હોત!) ચીની દળોએ સ્થાનિક રાષ્ટ્રવાદને ટેકો આપ્યો. લાઓસમાં ફ્રેન્ચોના પુનઃ પ્રવેશથી પ્રિન્સ પેસરથ અને સૌવન્નફૌમ થાઇલેન્ડ ભાગી ગયા. સૌફાનો વોન્ગ Lao Issarak ચળળમાં જોડાયા.

### પુનઃ ફ્રેન્ચ અમલ અને આઝાદી

બર્માની બ્રિટિશ નીતિથી તદ્દન વિરુદ્ધ ફ્રેન્ચની લાઓસ-નીતિ હતી. ફ્રેન્ચોના રાષ્ટ્રવાદના સખ્ત વિરોધથી લગભગ દરેક રાષ્ટ્રવાદી સામ્યવાદી બન્યો. પેરિસ અને સાઇગોન ખાતે ઘડાતી ફ્રેન્ચ નીતિમાં એકરાગતા ન હતી. ફ્રાન્સમાં સામ્રાજ્ય અંગેના વિનિત વિચારોનો ઉદય થયો. અંતે દરેક રાજ્યને Associated Statehood આપવાનું નક્કી કર્યું. આ વ્યવસ્થામાં સભ્યો રાજ્યોમાં (૧) પરદેશનીતિ અને લશ્કરો પર ફ્રેન્ચ વર્ચસ્વ, (૨) ફ્રેન્ચ યુનિયન અને High Councilનાં પ્રતિનિધિ-

ઓનું માત્ર સલાહકારી જ સ્વરૂપ, (૩) ફ્રાન્સની મિલકત અને થાણાંઓમાં ફ્રેન્ચ પરવાનગી વિના હસ્તક્ષેપની મનાઈ, (૪) ફ્રાન્સની સંધિ અનુસાર રક્ષાયેલા પરદેશીઓ અને ફ્રેન્ચો પર ફ્રેન્ચ ન્યાયાધીશ સહિતની મિશ્રઅદાલત સમક્ષ ફ્રેન્ચ કાયદા અનુસાર જ કામ, (૫) નાણાં ભંડોળ, સંદેશાવ્યવહાર, આંતર રાષ્ટ્રીય વેપાર, જકાત, સ્થળાંતર અને આર્થિક આયોજનમાં વ્યક્તિગત રાજ્યને સ્વતંત્રતાનો અભાવ તેમજ એ વિષયો 'આંતરરાજ્ય પરિષદો' માટે અનામત રહે એવી વ્યવસ્થા, વગેરે બાબતોથી રાજ્યોને સાચું સ્વાતંત્ર્ય પ્રાપ્ત થતું ન હતું. એટલે અસંતોષ ચાલુ જ રહ્યો.

આથી રાજાએ ૧૯૪૭ મે ની પાચમીએ લાઓસને લુઆંગ પ્રબંગ (Luang Prabang) રાજવંશની હકૂમત નીચે બંધારણીય લોકશાહી જાહેર કર્યુ. સ્વતંત્રતા-ની જાહેરાત સાથે નવી સરકારની નેતાગીરી લેવા પ્રિન્સ સૌવન્નફૌમ થાઇલેન્ડથી પાછા ફર્યા. પરંતુ Lao Issarakની ચળવળમાં ભાગલા પડ્યા. સૌવન્નફૌમના વિરોધીઓએ સૌફાનૌવાન્ગની નેતાગીરી નીચે પથેટલાઓ (Pathet Lao)ની રચના કરી. આમ શાહી કુટુંબના નબીરાઓની અંગત દુશ્મનાવટ પર આધારિત ગેરીલા લડાઈમાં લાઓસ સપડાયું. બન્ને. વિભાગના વડાઓ ઓરમાન ભાઈઓ હતા.

## આંતરવિગ્રહ

૧૯૪૬ થી '૪૯ સુધીના આંતરવિગ્રહમાં રશિયા, ચીન કે વિયેટ મિન્હ (ઉ-વિયેટનામ) તરફથી પથેટ-લાઓને પ્રોત્સાહન ન મળ્યું. પરંતુ ૧૯૫૦ થી '૫૩ દર-મિયાન વિયેટ મિન્હના સહકારથી પથેટ લાઓએ ઉત્તર લાઓસના બે પ્રાંતો ફોંગસેલી અને સામનૌઆ કબજે કરી સ્વતંત્ર સરકાર રચી.

આ જ અરસામાં ચીને એની દક્ષિણ સરહદે યેલીમા 'સ્વતંત્ર થાઈ રાજ્ય'ની રચના કરી. ચીનમાંના ૪૦ લાખ થાઈમાંથી ૨ લાખ આજ વિભાગમાં રહે. લાઓસને ગળીને સિયામ સુધી પહોંચવાની ચીની ચાલ પ્રત્યે અન્ય રાષ્ટ્રોને શંકા જન્મી.

## જિનીવા પરિષદ

ઉપરોક્ત બનાવોથી પશ્ચિમી દુનિયા ચોંકી ઊઠી. કોરિયાનો પ્રશ્ન ચર્ચવા મળેલી ૧૪ રાષ્ટ્રોની પરિષદે લાઓસનો પ્રશ્ન ઉપાડ્યો. ફ્રાન્સને માનપૂર્વક ખસી જવું હતું. શ્રી. ડલેસે અણુયુદ્ધની ધમકી આપી. છતાં ચીન પીઠ પાછળ બંદૂક રાખી મંત્રણા કરવાનું વિરોધી હતું. અમેરિકા સામ્યવાદી ચીન અને વિયેટ મિન્હ સાથે હાથ મિલાવવા તૈયાર ન હતું. તેણે પરિષદને અને સહી કરવાની ના પાડી. પરંતુ કરારને ઉથાપવા પોતે બળનો ઉપયોગ નહિ કરે અને અન્યના ભંગને ગંભીરતાથી જોશે એવી જાહેરાત કરી. કરારમાં લાઓસ અંગેની નીચેની શરતો મુખ્ય હતી: (૧) ફોંગસેલી અને સામ-નૌઆ પ્રાંત પર પથેટલાઓના વર્ચસ્વનો સ્વીકાર અને સમગ્ર દેશની સરકાર રચાતાં તેને સુપરત કરવાની સૂચના. (૨) હિંદીચીનનાં રાજ્યો કોઈપણ લશ્કરી કરારમાં જોડાઈ શકે નહિ. (૩) લાઓસમાંથી ફ્રેન્ચ દળો ખેંચી લેવા. (૪) પથેટલાઓને સરકારમાં પ્રતિનિધિત્વ આપવું.

## સંક્રાંતિ કાળ

૧૯૫૫ની ચૂંટણીનો પથેટલાઓએ બહિષ્કાર કર્યો. તેણે મૂળ પ્રદેશમાં ૧૩૦૦૦ ચો. મા. નો વિસ્તાર ઉમેર્યો. પરંતુ રશિયાએ કાયદેસરની સરકારને ૧૯૫૫માં માન્ય રાખી. એટલે પથેટ લાઓએ પણ રાજાની બંધારણીય સત્તા સ્વીકારી. ૧૯૫૭ના ઓક્ટોબરમાં પ્રિન્સ સૌવન્ન-ફૌમ અને સૌફાનૌવાન્ગ વચ્ચે સમાધાન થયું અને અન્યોન્યના વિરોધનો અંત લાવવા તથા પાથેટ લાઓના સભ્યોને નાગરિક હક્કો આપવા સંમત થયા. પણ આ શાંતિ છેતરામણી નીકળી

૧૯૫૮માં સામ્યવાદી વિરોધી જૂથની ફોઈ સેનાના-યકોન (Phoui Sananikone)ની મિશ્ર સરકારે સામ્યવાદી અસરોનો સામનો કરવા, રાજકીય, આર્થિક અને સામાજિક સુધારાઓનો કાર્યક્રમ પરિપૂર્ણ કરવા એક વર્ષ માટે ધારાસભા વગર રાજ્ય ચલાવવાનો આદેશ મેળવ્યો. તેમણે જિનીવા કરારનો અસ્વીકાર કર્યો અને પડોશી દેશો સાથેની મડાગાંઠ અંગે યુનો પર આધાર રાખવાનું જાહેર કર્યું.

## પુનઃ આંતરવિગ્રહ

૧૯૫૯ના જુલાઈમાં ફરીથી પથેટલાઓના હુમલા શરૂ થયા. ઉત્તર વિયેટનામની સરકારે પોતે અલિપ્ત ન રહેવાની જાહેરાત કરી. લાઓસના પાંચ પ્રાંતોમાં કટોકટી

જાહેર થઈ. અને યુનો પાસે કટોકટી દળોની માગણી થઈ. વિશ્વનાં બે જૂથોએ એક બીજા પર તંગદિલી ઊભી કરવાના આક્ષેપો કર્યા.

યુનોની સલામતી સમિતિએ દસ વિરુદ્ધ એક મતે રશિયાના વિરોધને વિટો ન ગણવાનો ઠરાવ પસાર કરી એક પેટાસમિતિ (આર્જેન્ટિના, ઇટલી, જાપાન)ની નિમણૂંક કરી. તેની તપાસમાં લાઓસની સરકારના આક્ષેપો સાચા ન નીકળ્યા. રશિયાના વિરોધ છતાં શ્રી. ડાગ હામરશીલ્ડે લાઓસની મુલાકાત લીધી.

૧૯૬૦ની એપ્રિલની ચૂંટણીમાં ઉદ્દામવાદીઓ નિષ્ફળ ગયા. સોમસાનીથની રૂઢિચુસ્ત સરકાર અસ્તિત્વમાં આવી. તેના સંરક્ષણપ્રધાન જનરલ ફોમી નોસાવન આવ્યા. એટલે દેશને અમેરિકાના વર્ચસ્વ નીચે મૂકવાનો આક્ષેપ કરી કેપ્ટન કોંગ લી (Kong Lae)એ પેરેશૂટ ટુકડીઓ ઉતારી વિયેન્ટાઇનનો કબજો લીધો. આ બળવામાં પથેટલાઓના હાથનો તેમણે ઇન્કાર કર્યો, છતાં તેમની સાથે સમાધાન કરી તટસ્થ સરકાર રચવાની તત્પરતા બતાવી. તત્કાલીન ધારાસભાના પ્રમુખ સોવન્નાફૌમ અને રાજા સુવંશવત્થને કેપ્ટન કોંગ લી જોડે મંત્રણા કરી સમાધાન કર્યું, જે જનરલ નોસાવને મંજૂર ન કર્યું અને દક્ષિણમાં થાણું નાખી પ્રિન્સ બોમ-ઓમની સરકાર રચી પોતે નાયબ વડાપ્રધાન થયા. આમ તટસ્થ, સામ્યવાદતરફી અને રૂઢિચુસ્ત (પશ્ચિમ-તરફી) બળો પેદા થયાં.

બનાવો ઝડપભેર બનવા માંડ્યા. જનરલ નોસાવનની આગેકૂચથી કેપ્ટન કોંગ લીને પીછેહઠ કરવી પડી. પ્રિન્સ સોવન્નાફૌમ હવાઈ માર્ગે કંબોડિયા ચાલ્યા ગયા. શ્રી નહેરુએ ૧૯૫૪ની International Control Commission (I. C. C.)ને પુનઃ સક્રિય બનાવવાનું સૂચવ્યું. જનરલ નોસાવને લુઆંગ પ્રબંગ અને વિયન્ટાઇનનો કબજો લીધો. પથેટલાઓએ અને તટસ્થ દળોએ સંયુક્ત રીતે ત્રીજા પ્રાંત ઝાંગ ખોંગ પર કબજો મેળવ્યો. આખરે બ્રિટન અને રશિયાના પ્રયાસથી ૧૪ રાષ્ટ્રોની પરિષદ અને I. C. C. એક સાથે કામ કરે એવું સમાધાન થયું. ઝ્યુરિચમાં ત્રણે કુમારો (૧) લશ્કરી કરારનો આશરો ન લેવો (૨) સોવનીફૌમના વડાપ્રધાનપદ અંગે સંમત થયા. પરંતુ યુદ્ધવિરામ થયો ન હતો. બધા છાનીરીતે લશ્કરી તૈયારી કરતા હતા.

## આંતરરાષ્ટ્રીય ભડકાની તૈયારી અને સમાધાન

અમેરિકાની નીતિ વિરુદ્ધ કેટલીક વાર કામ કરતી Central Intelligence Ageny (C. I. A.)ની ઉશ્કેરણીથી જનરલ નોસાવને ઉત્તરે નામ થા વિસ્તારમાં પોતાનાં દળોની જમાવટ કરી. આથી પથેટલાઓ અને ચીની દળોએ સંયુક્ત આક્રમણ શરૂ કર્યું. નામ થાનું પતન થયું; એટલું જ નહિ, મેન્કોંગ નદીના કિનારે એક પછી એક શહેરો લેતાં સામ્યવાદી દળો આગળ વધ્યાં. થાઇલેન્ડ માટે ભીતિ ઊભી થઈ અમેરિકાએ થાઇલેન્ડમાં લશ્કરી દળો ઉતાર્યાં. સિયાટોના સભ્યોમાંથી પણ દળો આવવાની શક્યતા વધી. જનરલ નોસાવનનાં દળોની ઝડપી પીછેહઠ થઈ. કદાચ અમેરિકા દરમિયાનગીરી કરે, તો વિશ્વયુદ્ધ પેદા થઈ જાય એવું તંગ વાતાવરણ પેદા થયું. આમ છતાં વાટાઘાટો ચાલુ જ હતી. અને ૧૨મી જૂન ૧૯૬૨ને દિને ત્રણ રાજ-કુમારો ખાતાંની વહેંચણી અંગે સંમત થયા. લશ્કરોનું એકીકરણ કરવાનું અને સામાન્ય ચૂંટણી યોજવાનું નક્કી થયું. સોવન્નાફૌમ વડાપ્રધાન પદે આવ્યા અને તેમના હાથમાં સંરક્ષણખાતું રહ્યું. સૌફાનોવાન્ગના અને જનરલ નોસાવનને અનુક્રમે આર્થિક અને નાણાખાતું આપી નાયબ વડાપ્રધાનો બનાવવામાં આવ્યા. આંતરિક, પરદેશ અને માહિતી ખાતાં તટસ્થોના હાથમાં રહ્યાં.

આ કરારની અસર આંતરરાષ્ટ્રીય પરિષદ પર પડી. કામ ઝડપી બન્યું. લાઓસનું સર્વમાન્ય પ્રતિનિધિત્વ પ્રાપ્ત થતાં સમજૂતી ઝડપી બની. અને ૨૩મી જુલાઈ ૧૯૬૨ના દિવસે કરાર પર સહીઓ થઈ. તેમાં (૧) લાઓસની તટસ્થતાનો સ્વીકાર થયો. (૨) અન્ય રાજ્યોમાં ઘૂસણખોરી કરવા પોતાનો પ્રદેશ ન વપરાય તેની લાઓસે ખાતરી આપી. (૩) દરેક સભ્યરાજ્યે લાઓસની તટસ્થતા, સ્વતંત્રતા અને સાર્વભૌમત્વનો સ્વીકાર કરી તેના પાલનની ખાતરી આપી. (૪) I. C. C.ની દેખરેખ નીચે પરદેશી દળોને પાછાં ખેંચી લેવાનું નક્કી થયું.

આમ યુરોપમાં સ્વિટ્ઝરલૅંડના જેવું આગવું સ્થાન એશિયામાં લાઓસને મળ્યું. તે ઉપરાંત, એક વધુ વસ્તુ પણ પુરવાર થઈ કે વિશ્વના શક્તિશાળી રાષ્ટ્રોની દાનત સાફ હોય અને સમાધાન માટે કૃતનિશ્ચયી હોય, તો વાટાઘાટો દ્વારા ગમે તેવા મુશ્કેલ પ્રશ્નોનું પણ નિરાકણ થઈ શકે છે.

મુખ્ય શહેરો:

(૧) લુઆંગ પ્રબંગ:– મુખ્ય વેપારનું મથક, રાજવંશનો નિવાસ આ શહેરમાં છે. વસ્તી માત્ર ૪૦ હજાર.

(૨) વિયેન્ટાઇન:– એનો ૧૮૨૮માં સિયામીઓને હાથે નાશ થયો હતો. ફ્રેન્ચ વહીવટનું વડું મથક. વસ્તી ૧ લાખની.


Books for Reference

'અભ્યાસ', વર્ષ ૨, અંક ૨, પૃ. ૭૩ પરની સંદર્ભ-સૂચિ ઉપરાંત:

(1) South East Asia — Brain Harison

(2) A Short History of the Far East–Kenetħ Scott

(3) The State of Asia – Lawerence Rosinger

(4) The Future of South-East Asia – K. M. Panikkar

(5) Southwards From China–Woodrow Wyatt

(6) World Events Book–1962 (Penguin)

(7) The World Almanac and Book of Facts-1060.

(8) The Modern France–Edward Mead Earle


*

# પરમાણુશસ્ત્રનો નિષેધ

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

[અમદાવાદની યુવક સંસ્થા 'ભારત'ના ઉપક્રમે રવિવાર તા. ૯ સપ્ટેં બર ૧૯૬૨ના રોજ યોજાયેલી સભામાં કરેલા પ્રવચનના આધારે]

આવે પ્રસંગે વ્યક્તિ અને પ્રજામાં એક મનોમંથન નિર્માણ થાય છે. પ્રબળ જિજ્ઞાસા હોવાની સાથોસાથ જે 'યા હોમ કરીને પડવા' તત્પર છે એવા જુવાનોમાં જાગતું આવું મથન એ માનવસમાજના ઉજ્જવલ ભાવિ માટેની મોટી આશા છે–બેશક, એને ખાતરી તો ન જ કહી શકાય. .

નિઃશસ્ત્રીકરણની કે પરમાણુશસ્ત્રોના નિષેધની વાત કરીએ છીએ ત્યારે ચાલુ સદીની ત્રીસી ને ચાળીસીનો ખ્યાલ સહેજે આવે છે. ૧૯૨૯ની મોટી મંદી પછી, યુનાઇટેડ સ્ટેટ્સે F. D. R.ના ટૂંકા પણ લાડીલા નામથી ઓળખાતા પ્રમુખ ફ્રેંકલિન રૂઝવેલ્ટની New Dealની પ્રગતિશીલ નીતિ એ અરસામાં જ જોઈ. બે વિશ્વયુદ્ધ વચ્ચેના આ ગાળા દરમિયાન જ, જર્મન રિસ્ટાગ [સંસદ]ને ચાલુ રાખીને–પણ એને નિષ્પ્રાણ બનાવી દઈને, હિટલરે સંપૂર્ણ સત્તા પોતાના હાથમાં કેન્દ્રિત કરી લીધી હતી. અને ૧૯૨૨માં, રોમની પેલી કુખ્યાત કૂચ કરીને, મુસોલિનીએ ઇટાલીને ક્યારનુંયે એની પાંખમાં લઈ લીધું હતું.

ગમે તેમ પણ, દેખીતી પ્રગતિનો એ કાલખંડ છેવટે તો નાટકમાં આવતા મધ્યાંતર જેવો જ પુરવાર થયો ને! યુદ્ધની ભેરી બજી. શાંતતાવાદી [Pacifist] રાષ્ટ્રો નહોતાં જ એવું નહિ, પણ શસ્ત્રસંન્યાસની વાત કરનાર રાષ્ટ્ર નિર્બળ ગણાયું અને શસ્ત્રાસ્ત્રોથી કદાચ કામચલાઉ અંત આવે તોયે કાયમી પરિણામ તો મૃગજળ જેમ જ દૂર રહેવાનું–એ ઐતિહાસિક પદાર્થપાઠ ભુલાઈ ગયો.

આ 'ગરમ' યુદ્ધનો ફેંસલો કઈ રીતે આવ્યો તે સહુ જાણે છે. અમેરિકી બંધારણની એક લાક્ષણિકતા છે: પ્રમુખે પૂછવાપણું ઘણાને પણ કરવાપણું તો પોતે એકલાએ જ... એટલે ટ્રુમને આપ-જવાબદારી પર સહી કરી, અને જાપાનનાં નમણાં નગર નાગાસાકી અને હીરોશીમા હતાં-ન-હતાં થઈ ગયાં. આણ્વિક તાંડવ મચાવ્યા વગર શું થયું હોત, એ તો હવે અભ્યાસીઓની ખોજનો વિષય છે. પ્રમુખ ટ્રુમનના આ પગલાથી માત્ર તત્કાળ જ નહિ પણ પેઢીઓ સુધીની ગમખ્વાર અસર પહોંચી. ખોડવાળી સંતાનપ્રાપ્તિનુ હમણાં હમણાં વધી રહેલું પ્રમાણ પણ એને જ આભારી છે. એક જાપાનીઝ ડૉક્ટરે લખેલી Hiroshima Diaryમાં એનું બયાન રજૂ થયું છે, જે વાંચતે વાંચતે આપણું અસ્તિત્વ હલી ઊઠે છે. સ્મરણ રહે કે આ કોઈ કવિની વાસરી નથી. એ તો એક વૈજ્ઞાનિકની

નોંધપોથી છે. આ બધું ખરું; તોયે એટલું સ્વીકારવું રહ્યું, કે બૉમ્બ પડે નહિ અને જંગ અટકે નહિ!

ખેર; કેવુંક છે યુદ્ધાંત્તર જગત? 'ગરમ' યુદ્ધ અટકયું છે પણ 'ઠંડું' યુદ્ધ આરંભાયું છે! '૫૦–'૫૧માં અમેરિકા પાસે હાઇડ્રોજન બૉમ્બ તૈયાર થઈ ગયો. પછી રશિયા પણ શસ્ત્ર-દોટમાં પાછળ રહે જ શેનું? અમેરિકાએ નેટો, સીઆટો, સેન્ટો વગેરે લશ્કરી ગઠબંધનો કરવાનાં ચાંપતાં પગલાં ભરવા માંડયાં, એટલે રશિયાએ વૉર્સો કરાર કરીને રોકડું પરખાવ્યું! રશિયાએ '૫૮–'૫૯માં ચાણાક્ષ આંખે એ પણ જોયું કે ચારે કોર લશ્કરી થાણાં નાખીને પોતાને ફરતો ભરડો બરાબરનો દેખાઈ રહ્યો છે; એટલે એણે આંતરખંડીય શસ્ત્ર–ICBMની શોધ કરી. આવી રીતનાં પરસ્પરનાં પગલાં ને પ્રતિ-પગલાં એ ઠંડા યુદ્ધની બલિહારી છે.

યુદ્ધોત્તર જગતમાં ચાલી રહેલી શસ્ત્રસ્પર્ધાનાં મૂળિયાં ત્રણ બાબતમાં છે: [૧] બર્લિનના રાજમાર્ગો પર મિત્ર-રાજ્યોનાં સૈન્યોએ સામસામે હાથ તો મેળવ્યા પણ હૃદયના મેળ કંઈ જણાયા નહિ; અને વિજયના લાભોની વહેંચણીમાં સ્વાર્થપરાયણતાની અનિવાર્ય પેદાશ તરીકે પરસ્પર ઝઘડો થયા વિના રહ્યો નહિ. [૨] રશિયા અને પશ્ચિમી રાષ્ટ્રોએ યુદ્ધના ઓછાયા તળે થરથરતાં જોડાણ તો કર્યું, પરંતુ બંનેની વિચારસરણીમાં પાયાના ભેદ રહેલા છે. [૩] તેથી કરીને, કોણ જાણે કેમ પણ, પોતપોતાની વિચારસરણી વિશ્વ સ્વીકારે તે માટે બંને સત્તાજૂથો લશ્કરી તાકાત પર મદાર બાંધે છે! મતલબ કે પોતાની જીવનદૃષ્ટિ અને રાજકીય વિચારસરણીમાંની એમની શ્રદ્ધા લશ્કરપરસ્ત જ રહેવા પૂરતી મોળી અને નિર્બળ તો ખરી જ ખરી.

હવે આપણે એવી સ્થિતિએ આવી લાગ્યા છીએ, જ્યારે જાગતિક સત્તાઓ જ્વાલામુખીની ટોચ પર પહોંચી ચૂકી છે. નહિ જેવી શરતચૂક...અને સ્વયંસંચાલિત શસ્ત્રાસ્ત્રસર્જી એવી તાંડવલીલા, જેના પર્યવસાને ન જીત, ન જેતા! હારતો, વિસુવિયસ કોઈને ગાંઠયો જાણ્યો?

'૫૫ પછી જે ચિત્ર આપણી સામે આવે છે તે–New Statesmanના એક તંત્રીલેખમાં કહેવાયું હતું તેમ–Deadlock in the Deterrent એ છે. આ પરિસ્થિતિનો લાભ, પંડિત નેહરુ વિશ્વસત્તાઓને શાંતિચાહક બનાવવા માટે સારી રીતે લે છે.

એટલે હવે પ્રજાકીય જાગૃતિ દ્વારા મહાસત્તાઓના માંધાતાઓને શાંતિમાર્ગે ચાલવાની ફરજ પાડવી રહી. અર્લ રસેલના નેતૃત્વ હેઠળ Committee of Hundred એ દિશામાં કામ કરી રહી છે. જૈફીને આરે આવી ઊભેલ એ ફિલસૂફની આ પ્રવૃત્તિ પાછળની ભૂમિકા સમજવા વાસ્તે એમનું Commonsense and Nuclear Warfare વાંચવા જેવું છે. 'Has man a future?' એવા પ્રશ્નાત્મક મથાળાવાળા બીજા અને નવા પુસ્તકમાં પણ રસેલ આ વિષયની ચર્ચા કરે છે. અને રસેલ પોતે જ કહે છે: 'If man must have a future, man must be sane.' લખીને બેસી ન રહેતાં, રસેલે '૬૧ના ફેબ્રુઆરીમાં સવિનય સત્યાગ્રહ કર્યો અને લંડનમાં વ્હાઇટ હૉલ ખાતેની રક્ષણકચેરીના પ્રવેશદ્વાર પર, નિઃશસ્ત્રીકરણની માગ કરતું લખાણ લગાવ્યું. એ માટે સજા પણ ખમી. આવા 'શાંતિભંગ' સારુ એમને કેદમાં ધકેલવામાં આવ્યા એટલે સુખ્યાત ઠઠ્ઠાચિત્રકાર ડેવિડ લોની પીંછી ઝાલી રહે જ શાની? એણે એવું ચિત્ર દોર્યું, કે સળિયા પાછળ 'શાંતિભંગ'ના આરોપસર રસેલ છે અને બહાર અણુ અખતરામાં રાચતા અને વાતા-વરણમાં અશાંતિ ફેલાવનારા કેનેડી-ક્રુશ્ચોવ વગેરે...!

પણ મને લાગે છે કે આજનો પ્રસંગ માત્ર નકારાત્મક વિરોધનો નથી. કંઈક ભાવાત્મક–positive ખયાલ મનમાં લઈને આપણે જવું જોઈએ. દા. ત., The Bomb: Challenge and Answer નામના એક પુસ્તકના ચાર વિખ્યાત લેખકો સ્પષ્ટ ચેતવણી આપીને સૂચવે છે, કે અણુ-હાઈડ્રોજન બૉમ્બના પડકારનો એક માત્ર જવાબ વિશ્વસરકારની રચના છે. જ્યાં સુધી સામસામે મોરચા મંડાયેલા હોય ત્યાં સુધી વાતમાંથી લાત પર સરતાં વાર નથી લાગવાની. તેથી કરીને, સહુ પ્રજાઓની નેમ એક વિશ્વ રચવાની હોવી જોઈએ. હવે માનવસમાજને એવી દુનિયા ખપે છે, જે સમવાયી હોય.: 'The world must either federate or perish–કાં સમવાય, કાં વિલય!'

*

# મધપૂડો

## સંયુક્ત રાષ્ટ્રસંઘ [The United Nations]

[દર વર્ષે તા. ૨૪ ઑક્ટોબરે વિશ્વભરમાં ઉજવાતા 'સંયુક્ત રાષ્ટ્રદિન' નિમિત્તે]

### પ્રશ્નો

૧. સંયુક્ત રાષ્ટ્રસંઘની વિધિસર સ્થાપના અગાઉનો પાંચેક વર્ષનો પૂર્વ ઇતિહાસ વર્ણવો.
૨. સંયુક્ત રાષ્ટ્રસંઘના સ્થાપક સભ્યરાષ્ટ્રોનાં નામ આપો.
૩. સંયુક્ત રાષ્ટ્રસંઘનાં મુખ્ય અંગો જણાવો.
૪. સંયુક્ત રાષ્ટ્રસંઘની અધિકૃત ભાષાઓ કેટલી અને કઈ છે?
૫. સંયુક્ત રાષ્ટ્રસંઘની વિશિષ્ટ પાંખો ગણાવો.
૬. સંયુક્ત રાષ્ટ્રસંઘ સ્થાપિત માનવ હક્ક પંચ વિષે ટૂંકી નોંધ લખો.
૭. સંયુક્ત રાષ્ટ્રસંઘના મહામંત્રીઓનાં નામ આપો.
૮. સંયુક્ત રાષ્ટ્રસંઘની હાલની સભ્યસંખ્યા કેટલી? છેલ્લામાં છેલ્લો પ્રવેશ કયા દેશે મેળવ્યો અને કયા દેશે ન મેળવ્યો?
૯. સંયુક્ત રાષ્ટ્રસંઘના ધ્વજના રંગો કયા?
૧૦ સંયુક્ત રાષ્ટ્રસંઘની કઈ કચેરીને સને ૧૯૫૪નું નોબેલ શાંતિ ઇનામ એનાયત થયું હતું?

### જવાબો

૧. બીજા વિશ્વયુદ્ધ દરમિયાન, તા. ૧૨ જૂન ૧૯૪૧ના રોજ લંડનમાં થયેલી જાહેરાત અનુસાર રાષ્ટ્રોએ સહકારથી કામ કરવાનો નિશ્ચય કર્યો. બ્રિટન, કૅનેડા, ઑસ્ટ્રેલિયા, ન્યૂઝીલેન્ડ અને દક્ષિણ આફ્રિકાના પ્રતિનિધિઓએ તથા કામચલાઉ હદપાર એવી બેલ્જિયમ, ઝેકોસ્લોવાકિયા, ગ્રીસ, લક્સંબર્ગ, હૉલેન્ડ, નૉર્વે, પોલેન્ડ, યુગોસ્લાવિયા અને દ' ગોલના ફ્રાન્સની સરકારોના પ્રતિનિધિઓએ આ લંડન-જાહેરનામા પર સહીઓ કરી. ત્યાર પછી તા. ૧૪ ઑગસ્ટ ૧૯૪૧ના રોજ અમેરિકન પ્રમુખ ફ્રૅંકલિન રૂઝવેલ્ટ તથા બ્રિટિશ વડા પ્રધાન વિન્સ્ટન ચર્ચિલ 'ઍટલાંટિક સમુદ્રમાં ક્યાંક' ભેગા મળ્યા અને ત્યાં એમણે 'ઍટલાંટિક ચાર્ટર' પર સહીઓ કરી. એ સમય ઘણો કટોકટીભર્યો હતો. હિટલરે આખું યુરોપ કબજે કરી લીધું હતું અને બ્રિટન તથા રશિયાની હસ્તી ભયમાં મુકાઈ હતી. સહુ રાષ્ટ્રો શાંતિથી અને સહકારથી પોતપોતાનું સ્વાતંત્ર્ય અને વ્યક્તિત્વ ઉપભોગે એવી આશા અને ખાનરી ઍટલાંટિક ખતપત્રમાં વ્યક્ત થઈ હતી. ત્રીજું મહત્ત્વનું પગલું તા. ૧ જાન્યુઆરી ૧૯૪૨ના રોજ લેવાયું. અમેરિકાની રાજધાની વૉશિંગ્ટન ડી.સી.માં ભેગા મળેલા ૨૬ દેશોના પ્રતિનિધિઓએ 'સંયુક્ત રાષ્ટ્રો'નું જાહેરનામું પ્રસિદ્ધ કર્યું. ત્યાર બાદ તા. ૩૦ ઑક્ટોબર, ૧૯૪૩ના રોજ બ્રિટન, અમેરિકા, રશિયા અને ચીનના પ્રતિનિધિઓએ રશિયન રાજધાની મૉસ્કોમાં મળીને વિધિસર વિશ્વસંસ્થાની સ્થાપનાનો નિર્ધાર જાહેર કર્યો. 'મૉસ્કોનું જાહેરનામું' તરીકે એ પ્રસિદ્ધ છે. એ જ વર્ષે (૧૯૪૩માં) ડિસેમ્બર મહિનામાં તહેરાનમાં રૂઝવેલ્ટ, ચર્ચિલ અને સ્ટાલિન મળ્યા, અને અગાઉની જાહેરાતને એમણે ફરી સ્પષ્ટ કરી. પછી, ૧૯૪૪ના ઑગસ્ટ, સપ્ટેમ્બર, ઑક્ટોબરમાં વૉશિંગ્ટન ડી.સી.માં ડમ્બાર્ટનઓક્સ ખાતે વિવિધ રાષ્ટ્રોએ વિશ્વસંસ્થા માટેની દરખાસ્તો વિચારી. ૧૯૪૫ની સાલમાં યાલ્ટા ખાતે આવો વિચાર વિનિમય વધુ થયો. છેવટે, એ જ સાલમાં (૧૯૪૫માં) તા. ૨૫ એપ્રિલથી તા. ૨૬ જૂન દરમિયાનના સમયમાં અમેરિકામાં સાનફ્રાન્સિસ્કો ખાતે, સંયુક્ત રાષ્ટ્રસંઘનું ખતપત્ર લખાયું ને ઘડાયું અને ત્યાં હાજર રહેલા પચાસ રાષ્ટ્રોએ સર્વાનુમતે તેને મંજૂર રાખ્યું. બાદ ટૂંક વખતમાં અમેરિકા, રશિયા, બ્રિટન, ફ્રાન્સ તથા ચીન—એ પાંચ મહાસત્તાઓએ અને અન્ય સહીઓ કરનાર પૈકીના બહુમતી રાષ્ટ્રોએ વિશ્વસંસ્થાની રચના અંગેના જરૂરી સહી-સિક્કા કર્યા, અને તા. ૨૪ ઑક્ટોબર ૧૯૪૫ના રોજ વિધિસર સંયુક્ત રાષ્ટ્રસંઘનો જન્મ થયો. ત્યારથી તા. ૨૪ ઑક્ટોબરનો દિન 'સંયુક્ત

રાષ્ટ્રદિન' તરીકે મનાય છે.

૨. જે રાષ્ટ્રોએ સાનફ્રાન્સિસ્કો પરિષદમાં ભાગ લીધો હતો, અગર અગાઉનાં જાહેરનામાં પર સહીઓ કરી હતી, અને જેમણે હવે 'યુ. એન. ચાર્ટર' પર સહી-સંમતિની મહોર મારી હતી, તે બધા સ્થાપક સભ્ય-રાષ્ટ્રો ગણાય છે. તેમનાં નામ નીચે પ્રમાણે છે:

આર્જેન્ટિના, ઑસ્ટ્રેલિયા, બેલ્જિયમ, બોલિવિયા, બ્રાઝિલ, બાયલોરશિયા, કૅનેડા, ચીલી, ચીન, કોલંબિયા, કૉસ્ટારિકા, ક્યુબા, ઝેકોસ્લોવાકિયા, ડેન્માર્ક, ડોમિનિકન પ્રજાસત્તાક, ઈક્વેડોર, ઇજિપ્ત, એલ સાલ્વાડોર, ઇથિયોપિયા, ફ્રાન્સ, ગ્રીસ, ગ્વૉટમાલા, હેટી, હૉન્ડુરસ, ભારત, ઈરાન, ઈરાક, લેબેનન, લાઇબિરિયા, લક્સમ્બર્ગ, મેક્સિકો, હૉલેન્ડ (નેધર-લૅન્ડ્સ), ન્યૂઝીલૅન્ડ, નિકારાગુઆ, નૉર્વે, પનામા, પૅરેગ્વે, પેરુ, ફિલિપીન્સ, પોલૅન્ડ, સાઉદી અરેબિયા, સીરિયા, તુર્કસ્તાન, યુક્રેન, દક્ષિણ આફ્રિકા, રશિયા, બ્રિટન, અમેરિકા, ઉરુગ્વે, વેનેઝુએલા અને યુગો-સ્લાવિયા.

સાનફ્રાન્સિસ્કો પરિષદમાં પચાસ રાષ્ટ્રો હાજર હતાં, જ્યારે સ્થાપક સભ્યરાષ્ટ્રો એકાવન છે. પોલૅન્ડ ઉપરોક્ત પરિષદમાં ગેરહાજર હતું. નવી પોલિશ સરકારની રચના સમયસર (જૂન ૨૮ સુધી) જાહેર ન થતાં આમ બન્યું. પણ, પોલૅન્ડ માટે સહી કરવાને ખાલી જગ્યા રખાઈ હતી. ૧૫મી ઑક્ટોબરે પોલૅન્ડે 'ચાર્ટર' પર સહી કરી. આમ, પોલૅન્ડ સ્થાપક સભ્ય ગણાતાં પચાસનો આંકડો એકાવનનો થયો.

૩. સંયુક્ત રાષ્ટ્રસંઘનાં ૭ મુખ્ય અંગો છે:

(અ) સામાન્ય સભા – The General Assembly

(આ) સલામતી સમિતિ – The Security Council

(ઇ) આર્થિક અને સામાજિક સમિતિ – The Economic and Social Council

(ઈ) વાલીપણા સમિતિ – The Trusteeship Council

(ઉ) આંતરરાષ્ટ્રીય અદાલત – The International Court of Justice

(ઊ) સચિવાલય – The Secretariat

૪. સંયુક્ત રાષ્ટ્રસંઘની અધિકૃત ભાષાઓ પાંચ છે: ઇંગ્લિશ, ફ્રેન્ચ, રશિયન, સ્પૅનિશ અને ચીની.

પણ આંતરરાષ્ટ્રીય અદાલતની અધિકૃત ભાષાઓ બે છે: ઇંગ્લિશ અને ફ્રેન્ચ.

વળી, સંયુક્ત રાષ્ટ્રસંઘનાં બાકીનાં બધાં અંગોની રોજબરોજની ચાલુ ભાષાઓ પાંચ પૈકી બે છે: ઇંગ્લિશ અને ફ્રેન્ચ. સામાન્ય સભામાં તથા આર્થિક ને સામાજિક સમિતિમાં સ્પૅનિશનો વપરાશ પણ છે. ગમે તે એક ભાષામાં થતાં ભાષણોનાં એક સાથે તમામ અધિકૃત ભાષાઓમાંનાં ભાષાંતરો આપવાની અજોડ જોગવાઈ વ્યવહારમાં અમલી બનાવાઈ છે.

૫. સંયુક્ત રાષ્ટ્રસંઘની વિશિષ્ટ પાંખો નીચે પ્રમાણે ગણાવી શકાય:

| ક્રમ | ટૂંકું નામ | સંપૂર્ણ નામ | કાર્ય પ્રદેશ | મુખ્ય મથક |
|---|---|---|---|---|
| (૧) | ILO | ઇંટરનૅશનલ લેબર ઑર્ગેનિઝેશન | મજૂર વિષયક પ્રશ્નો | જિનીવા, સ્વિટ્ઝર્લૅન્ડ |
| (૨) | FAO | ફૂડ ઍન્ડ ઍગ્રિકલ્ચરલ ઑર્ગેનિઝેશન | અનાજ ઉત્પાદન વહેંચણી | રોમ, અનેઇટલી |
| (૩) | UNESCO | યુનાઇટેડ નેશન્સ એજ્યુકેશનલ, સાયંટિફિક ઍન્ડ કલ્ચરલ ઑર્ગેનિઝેશન | શિક્ષણ, વિજ્ઞાન અને સંસ્કૃતિ | પૅરિસ, ફ્રાન્સ |
| (૪) | ICAO | ઇંટરનૅશનલ સિવિલ એવિયેશન ઑર્ગેનિઝેશન | મુલ્કી હવાઈ વ્યવહાર | મૉન્ટ્રિયલ, કૅનેડા |
| (૫) | BANK અથવા IBRD | ઇંટરનૅશનલ બૅંક ફૉર રિકન્સ્ટ્રક્શન ઍન્ડ ડેવલપમેન્ટ | વિકાસ માટે ધીરાણ | વૉશિંગ્ટન ડી. સી., અમેરિકા |
| (૬) | FUND | ઇંટરનૅશનલ મૉનેટરી ફંડ | રાષ્ટ્રીય ચલણોની સ્થિરતા | વૉશિંગ્ટન ડી. સી., |

| | | | |
|---|---|---|---|
| અથવા IMF | | જાળવવા અંગે | અમેરિકા |
| (૭) WHO | વર્લ્ડ હેલ્થ ઑર્ગેનિઝેશન | આરોગ્ય | જિનીવા, સ્વિટ્ઝર્લૅન્ડ |
| (૮) UPU | યુનિવર્સલ પોસ્ટલ યુનિયન | રાષ્ટ્રો વચ્ચે ટપાલ-વ્યવહાર | બર્ન, સ્વિટ્ઝર્લૅન્ડ |
| (૯) ITU | ઇંટરનૅશનલ ટેલેકમ્યુનિકેશન યુનિયન | રાષ્ટ્રો વચ્ચે રેડિયો, ફોન અને તાર-વ્યવહાર | જિનીવા, સ્વિટ્ઝર્લૅન્ડ |
| (૧૦) W-MO | વર્લ્ડ મિટિયોરોલૉજિકલ ઑર્ગેનિઝેશન | હવામાન વૃત્તાંત | જિનીવા, સ્વિટ્ઝર્લૅન્ડ |

આ સિવાય નીચેના સૂચિત, અર્ધસ્થાપિત, તૈયારી-રૂપ મંડળો:

(૧) IMCO–ઇંટરગવર્નમેન્ટલ મૅરિટાઇમ કન્સલ્ટેટિવ ઑર્ગેનિઝેશન (દરિયાઈ માર્ગે આંતરરાષ્ટ્રીય વહાણવટા અંગે)

(૨) ITO – ઇંટરનૅશનલ ટ્રેડ ઑર્ગેનિઝેશન (રાષ્ટ્રો વચ્ચે વેપાર અંગે)

(૩) IAEA – ઇંટરનૅશનલ ઍટૉમિક એનર્જી એજન્સી (અણુશક્તિ વિષયક)

વળી, આંતરરાષ્ટ્રીય બૅંક સાથે સંલગ્ન રહીને IFC ઇંટરનૅશનલ ફિનાન્સ કૉર્પોરેશન – નામની સંસ્થા પણ કામ કરે છે.

૬. ઈ. સ. ૧૯૪૭માં સંયુક્ત રાષ્ટ્રસંઘે માનવહક્કપંચ સ્થાપ્યું. તેના પ્રથમ પ્રમુખ અમેરિકાનાં શ્રીમતી એલિનાર ફ્રૅંકલીન રુઝવેલ્ટ હતાં. (ગુજરાતનાં શ્રીમતી હંસાબેન મહેતા આ પંચના સભ્ય તરીકે થોડા વર્ષો હતાં.) ચર્ચા-વિચારણા બાદ પંચ તરફથી માનવહક્કોનું એક આંતરરાષ્ટ્રીય જાહેરનામું બહાર પાડવામાં આવ્યું. સામાન્ય સભાએ તા. ૧૦ ડિસેમ્બર ૧૯૪૮ના રોજ તે પસાર કર્યું. ત્યારથી દર વર્ષે ૧૦મી ડિસેમ્બરનો દિન વિશ્વમાં 'માનવ હક્ક દિન' તરીકે મનાય છે. આ આંતરરાષ્ટ્રીય જાહેરનામામાં ત્રીસ કલમો છે. એમાં માનવના વ્યક્તિગત ને અંગત, મુક્ત, રાજકીય, આર્થિક, સામાજિક તથા સાંસ્કૃતિક હક્કોની અભિવ્યક્તિ થઈ છે. સંયુક્ત રાષ્ટ્રસંઘની અને તેનાં વિવિધ અંગો તથા એની જુદી જુદી પાંખો વિશ્વભરમાં આ જાહેરનામાનો ફેલાવો, શૈક્ષણિક પ્રચાર અને વ્યવહારમાં અસરકારક અમલ કરાવવા સારુ મથે છે. માનવ હક્ક પંચ પોતે વિશેષ ધ્યાનપૂર્વક અને ઊંડાણથી આ કાર્ય સતત કરે છે અને એ વિષે વખતોવખત, થયેલી પ્રગતિના અહેવાલો તથા મુશ્કેલીઓ અને બાકી કામોના ઉલ્લેખો પ્રસિદ્ધ કરે છે.

૭. (અ) મિ. ટ્રિગ્વે લી (નૉર્વે) ફેબ્રુઆરી ૧૯૪૬થી માર્ચ ૧૯૫૩

(આ) મિ. ડાગ હામરશલ્ડ – (સ્વીડન) ૭, એપ્રિલ, ૧૯૫૩થી સપ્ટેમ્બર ૧૯૬૧

(ઇ) મિ. ઉ થાન્ટ - (બ્રહ્મદેશ) ઑક્ટોબર, ૧૯૬૧થી (હજી મિ. થાન્ટની કાયમી નિમણૂક થઈ નથી)

૮. ૧૧૦

ઑક્ટોબર, ૧૯૬૨માં સ્વતંત્ર રાષ્ટ્ર થયેલ યુગાન્ડા ૧૧૦મું સભ્યરાષ્ટ્ર બન્યું.

સામ્યવાદી ચીનને પ્રવેશ આપવા અંગેનો ઠરાવ બહુમતીથી ઊડી ગયો.

૯. આછો વાદળી અને સફેદ

૧૦. UNHCR–the United Nations High Commissioner for Refugees–ની સંસ્થાને

## બ્રિટનની આમસભાના મુખ્ય કલાર્ક (પાર્લમેન્ટ તથા સ્પીકરના પ્રમુખ સલાહકાર)

બ્રિટનની આમસભાના કલાર્ક સર એડવર્ડ ફ્રેલોઝ લગભગ ૪૨ વર્ષની સેવા પછી નિવૃત્ત થતાં જાન્યુઆરીથી ફરીથી શરૂ થતી આમસભાની બેઠકોમાં મિ. ટી. જી. બી. કોક્સ નામના નવા નિમાયેલા કલાર્ક સેવા બજાવશે.

આમસભાના કલાર્ક ૬૦૦ વર્ષ જૂનાં જ્ઞાન તથા પ્રણાલિકાના ભંડારનો લાભ ઉઠાવી શકતા હોવા છતાં તેમણે પોતાની વિદ્વતા, ડહાપણ તથા અનુભવ વડે તેમાં સતત ઉમેરો પણ કરતા રહેવાનું હોય છે. અને આમસભાને જરૂર પડે ત્યારે આ સમગ્ર જ્ઞાનભંડોળ તેની સેવામાં હાજર કરવાનું હોય છે.

એમ જણાય છે કે ઇંગ્લેન્ડમાં છેક સને ૧૨૯૦ લગભગ પણ એક અધિકારી પાર્લમેન્ટનું કામકાજ સંભાળતા હતા. પાર્લમેન્ટના બંધારણ વિષેના "ધ મોડસ ટેનેન્ડી પાર્લમેન્ટમ" નામના સને ૧૩૨૭ના જૂનામાં જૂના અહેવાલ પરથી એમ જણાય છે કે તે સમયે પણ આમસભા માટે એક ખાસ કલાર્કની વ્યવસ્થા હતી.

આજથી ૫૯૯ વર્ષ પહેલાં સને ૧૩૬૩માં પણ "અંડર કલાર્ક" નામના એક અધિકારી કામ કરતા હોવાનો દસ્તાવેજી પુરાવો મળી આવે છે. આજે પણ દસ્તાવેજોમાં તે જ રીતે ઉલ્લેખ થતો હોવા છતાં તેમનો કાર્યભાર પુષ્કળ વધી ગયો છે.

કલાર્કનો કાર્યભાર વધવા સાથે આમસભાની સત્તામાં પણ વધારો થતો ચાલ્યો છે. મિ. રોબર્ટ રૂહોડ્ઝ જેમ્સ પોતાના તાજેતરમાં પ્રસિદ્ધ થયેલા "ઇન્ટ્રોડક્શન ટુ ધી હાઉસ ઑફ કૉમન્સ' નામના પુસ્તકમાં જણાવે છે કે "૧૩મી સદીના અંતથી આજ સુધીનો ઇંગ્લેન્ડનો ઇતિહાસ દર્શાવી આપે છે કે આમસભાએ સહુથી ઓછા અસરકારક તત્ત્વમાંથી પાર્લમેન્ટના સહુથી મહત્ત્વના તત્ત્વ તરીકેનું સ્થાન મેળવી લીધું છે." અને આમસભા પોતાના કલાર્કના વિપુલ જ્ઞાનભંડોળ વિના ભાગ્યે જ કશી પણ પ્રગતિ સાધી શકી હોત.

કલાર્કે ૧૬મી સદીથી તો આમસભાની કાર્યવાહીની પદ્ધતિસર નોંધ રાખવા માંડી હતી. અને પરિણામે તે સદીના અંત લગભગ આમસભાએ પોતાના કામકાજ માટે અગાઉના મહત્ત્વના નિર્ણયોનો આશ્રય લેવાની પ્રણાલિકા શરૂ કરી હતી.

ઇંગ્લેન્ડનાં કાયદા ઘડતાં તેમજ ન્યાયનો અમલ કરતાં તત્ત્વો શિરસ્તા પર ખૂબ મુસ્તાક રહેતાં હોવાથી આમસભાના કલાર્ક તે શિરસ્તાના મુખપત્ર બની રહે છે. પરંતુ ખૂબીની વાત તો એ છે, કે તેઓ સ્વયં એક શબ્દ પણ બોલતા નથી. તેમની સલાહ મુજબ સ્પીકર જ જે બોલવું હોય તે બોલે છે.

હેન્રી એલસિંજ નામના એક કલાર્ક વિષે કહેવાય છે કે "તેમનાં ડહાપણ તથા બુદ્ધિશક્તિને લીધે તેમને આમસભાના સ્પીકર કરતાં પણ વધારે માન મળતું." તેમણે આમસભાની કાર્યપદ્ધતિ વિષે સર્વપ્રથમ પ્રમાણભૂત પુસ્તક તૈયાર કર્યું હતું. તેમના અનુગામીઓએ પણ આ પ્રણાલિકા ચાલુ રાખતાં સર થૉમસ અર્સ્કિન મે (સને ૧૮૭૧થી ૧૮૮૬)નું "ટ્રિટાઇઝ ઑન ધી લૉ, પ્રિવિલેજીઝ, પ્રોસિડિંગ્ઝ ઍન્ડ યુસેજ ઑફ પાર્લમેન્ટ" નામનું પુસ્તક સહુથી પ્રમાણભૂત ગણાય છે. આજ સુધીમાં તેની જુદી જુદી ૧૭ આવૃત્તિઓ પ્રસિદ્ધ થઈ છે.

પરિણામે આજે આમસભાના કલાર્કને અનેકવિધ ફરજો બજાવવાની હોય છે અને તેઓ માત્ર સ્પીકરને જ નહિ પરંતુ સભ્યોને પણ કામકાજ તથા કાર્યપદ્ધતિ વિષે દોરવણી આપે છે.

આમસભાના કલાર્કના એક મદદનીશ રાષ્ટ્રસમૂહની પાર્લમેન્ટોને સલાહ આપવાની કામગીરી બજાવે છે. આ વસ્તુ આપણને વેસ્ટમિન્સ્ટરની પાર્લમેન્ટે વિશ્વભરની સંસદીય લોકશાહીને પૂરી પાડેલી પ્રેરણા વગેરેની સ્મૃતિ તાજી કરાવે છે.

વેસ્ટમિન્સ્ટર ખાતેની પાર્લમેન્ટના કલાર્કો નવી પાર્લમેન્ટોને સ્થળ પર પણ પ્રત્યક્ષ સલાહ આપવા લાંબા પ્રવાસો ખેડે છે. નવી પાર્લમેન્ટો તેમની વિદ્વતાનો છૂટથી લાભ લઈ શકે છે. નવી પાર્લમેન્ટોને અર્સ્કિન મેના

ઉપરોક્ત પુસ્તકની નકલો ઉપરાંત પાર્લમેન્ટની સત્તાના પ્રતીકરૂપ ગદા વગેરે વસ્તુઓ પણ ભેટ આપવામાં આવે છે.

વિશ્વભરમાં સંસદીય લોકશાહીનાં સ્વીકાર, ખાતરી તથા ગૌરવ માટે બીજી કોઈ પણ સંસ્થા કરતા આમસભાના કલાર્કે ઘણું વધારે કાર્ય કર્યું છે એ નિઃશંક.

[મિ. અર્નેસ્ટ ઍટ્કિન્સનનો આ લેખ બ્રિટિશ માહિતી સમાચારના તા. ૨૨-૧-૧૯૬૨ના અંકમાંથી સાભાર ઉતાર્યો છે.]

## ટ્રિનિડાડ અને ટોબેગો (તા. ૩૧-૮-'૬૨ને રોજ સ્વાતંત્ર્યપ્રાપ્તિ પ્રસંગે)

ટ્રિનિડાડ અને ટોબેગો સુદૃઢ સંસદીય શાસનપદ્ધતિ અને અનુભવી તથા શક્તિશાળી સરકારી સેવા ધરાવે છે. સને ૧૯૫૯મા પ્રધાનમંડળના શાસનની શરૂઆત પછી આ પ્રદેશ પોતાના વહીવટ માટે મહદંશે પોતે જવાબદાર રહેલ છે. સ. ૧૯૪૫માં સાર્વત્રિક પુખ્ત મતાધિકાર દાખલ કરવામાં આવ્યો હતો અને સને ૧૯૫૦ માં અસ્તિત્વમા આવેલા બંધારણને પરિણામે જવાબદાર શાસનતંત્રની દિશામા એક મોટું કદમ ભરવામાં આવ્યું હતું. કારોબારી અને ધારાકીય સભાઓમાં ચૂંટાયેલા સભ્યોની બહુમતી માટે તેમજ પ્રધાનકીય પદ્ધતિ માટે જોગવાઈ કરવામાં આવી હતી.

સને ૧૯૫૬ અને ૧૯૫૯મા વિશેષ બંધારણીય પ્રગતિ કરવામાં આવી હતી અને સને ૧૯૬૧માં પૂર્ણ સ્વશાસન બક્ષવામાં આવ્યું હતું. સને ૧૯૬૧ના બંધારણ હેઠળ બે ગૃહોની ધારાસભાની જોગવાઈ કરવામાં આવી હતી અને આઝાદ બંધારણ હેઠળ આ જારી રાખવામા આવશે. ટ્રિનિડાડ અને ટોબેગોની સંસદના બે ગૃહો હશે: ૨૪ સભ્યોની સેનેટ (ઉપલું ગૃહ) અને ચૂંટાયેલા ૩૦ સભ્યોનુ પ્રતિનિધિગૃહ (નીચલું ગૃહ).

બે ચોખ્ખા પક્ષો છે: સરકાર પક્ષ–પીપલ્સ નૅશનલ મુવમેન્ટ, જેના નેતા છે વડાપ્રધાન ડૉ. એરિક વિલિયમ્સ; અને વિરોધ પક્ષ–ડેમોક્રેટિક લેબર પાર્ટી, જેના નેતા છે ડૉ. રુદ્રનાથ કપિલદેવ. સને ૧૯૬૧ના ડિસેમ્બરની સર્વસામાન્ય ચૂંટણીમાં પીપલ્સ નૅશનલ મુવમેન્ટ પક્ષ મોટી બહુમતીથી ચૂંટાઈ આવ્યો હતો. તેણે પ્રતિનિધિગૃહમાં ૩૦માંથી ૨૦ બેઠકો જીતી હતી, જ્યારે બાકીની ડેમોક્રેટિક લેબર પાર્ટીને ફાળે ગઈ હતી

ટ્રિનિડાડ અને ટોબેગો વેસ્ટ ઇન્ડીઝના છેક દક્ષિણના ટાપુઓ હોઈ દક્ષિણ અમેરિકાની લગોલગ આવેલા છે. ૧૮૬૪ ચો. માઈલનું ક્ષેત્રફળ ધરાવતો ટ્રિનિડાડ તો દ. અમેરિકાના વેનેઝુએલા દેશથી ફક્ત ૭ જ માઈલ દૂર છે. અર્ધી જમીનમાં ખેતી કરવામાં આવે છે અને બાકીની અર્ધી જંગલો તથા ઝાડીથી છવાયેલી છે.

ટોબેગો ૧૧૬ ચો. માઈલનું ક્ષેત્રફળ ધરાવે છે અને ઈશાન ખૂણામાં ટ્રિનિડાડથી ૧૯ માઈલ દૂર આવેલો છે. દેશના એક છેડાથી બીજા છેડા સુધી શંકુ આકારની ટેકરીઓ આવેલી હોઈ કેટલેક સ્થળે પ્રદેશ ૧૮૯૦ ફૂટ ઊંચો છે. સમુદ્ર કિનારો પણ ઘણો સુંદર છે.

ટ્રિનિડાડ બ્રિટનનું સંસ્થાન બન્યા પછી ૮૦ વર્ષ પછી ટોબેગોને તેની સાથે સને ૧૮૮૮માં ભેળવી દેવામાં આવ્યું હતું.

ટ્રિનિડાડની કોલંબસે સને ૧૪૯૮માં શોધ કરી ત્યારે ત્યા આરાવાક તથા કારિબ જાતિના લોકો વસવાટ કરતા હતા. કાળે કરીને તેઓ તદ્દન અદૃશ્ય બની ગયા હોઈ હવે તો આફ્રિકન, ભારતીય, ચીની તથા યુરોપીય જાતિઓનાં પ્રજાજનો ત્યાં વસે છે. ટ્રિનિડાડની પ્રજાની વેશભૂષા, કલાઓ વગેરેમાં ઉપરના સંમિશ્રણની અસર સ્પષ્ટ દેખાઈ આવે છે.

ટ્રિનિડાડ પુષ્કળ કુદરતી સૃષ્ટિસૌંદર્ય ધરાવે છે અને તાડવૃક્ષોથી છવાયેલા કિનારા નજીકનાં કુદરતી સરોવરો તથા જંગલો તેને અનેરી શોભા અર્પે છે. તેલમાંથી થતી કમાણીને લીધે તે કારિબિયન વિસ્તારનો સહુથી સમૃદ્ધ ટાપુ છે. જ્યારે સરસ રેતાળ કિનારા તથા ફૂલઝાડથી શોભતાં વૃક્ષોની વચ્ચે બાંધવામાં આવેલી હોટલોને લીધે ટોબેગો વેસ્ટ ઇન્ડીઝના સર્વ ટાપુઓમાં પણ અત્યંત રળિયામણો દેખાય છે–જાણે કે વિધિએ તેનું વિદેશી

સહેલાણીઓ માટે જ નિર્માણ ન કર્યું હોય!

ટ્રિનિડાડ અને ટોબેગો મધ્ય તથા દક્ષિણ અમેરિકાનો એક અત્યંત સમૃદ્ધ દેશ છે અને તેની પ્રજાનું જીવનધોરણ ઘણું ઊંચું છે. ભૂતપૂર્વ સંસ્થાનમંત્રી મિ. રેજિનાલ્ડ મૉડ્લિંગે ૪ જુલાઈએ આમસભામાં જણાવ્યું હતું, કે "આ નવો દેશ અત્યારે પણ સ્વતંત્ર છે તેવા બીજા ઘણા દેશો કરતાં વધારે સુદૃઢ આર્થિક ભૂમિકા અને વધારે સારી આર્થિક શક્યતાઓ સાથે સ્વતંત્રતા-યુગમાં પદાર્પણ કરશે."

ટ્રિનિડાડ અને ટોબેગોની સમૃદ્ધિનો તેના પેટ્રોલિયમ ઉદ્યોગ પર જ આધાર છે. તે ઉદ્યોગ તેની નિકાસમાં ૮૦ ટકા ફાળો આપવા ઉપરાંત સરકારની મહેસૂલી આવકમાં પણ ⅓ જેટલો ફાળો આપે છે. પૉઇંટ-એ-પિયેર ખાતેનું તેલ શુદ્ધ કરવાનું કારખાનું રાષ્ટ્રસમૂહનું સહુથી મોટું છે. સને ૧૯૬૧માં અશુદ્ધ પેટ્રોલિયમ તથા શુદ્ધ બનાવટોનું ઉત્પાદન પ્રમાણ અનુક્રમે ૪ કરોડ ૫૮ લાખ અને ૧૦ કરોડ ૧ લાખ પીપો જેટલું હતું.

પરંતુ સરકારનું ધ્યેય ઉત્પાદન ઉદ્યોગોની વૃદ્ધિને પ્રોત્સાહન તેમજ ખેતીવાડીની ઉત્પાદન શક્તિમાં વધારા દ્વારા અર્થતંત્રની ભૂમિકાને વિસ્તૃત બનાવવાનું છે. આ નીતિને લીધે કામ માટે પણ વધારે તકો પૂરી પાડી શકાય છે. સરકારે પ્રજાનાં યોગક્ષેમના ઉત્કર્ષ અર્થે ખાનગી સાહસની સાથે ભાગીદારીને ધોરણે કામ કરવાની પોતાની નીતિની પણ જાહેરાત કરી છે. ઉત્પાદકોને કરવેરામાં રાહત તેમજ તેવી જ બીજી પણ રાહત અને કાયદેસર સ્થાપવામાં આવેલા વિકાસ મંડળના કાર્યને લીધે સ્થાનિક તથા વિદેશી મૂડી વડે પાયાના સંખ્યાબંધ ઉદ્યોગો સ્થાપવામાં આવ્યા છે.

ટ્રિનિડાડમાં હવે સિમેન્ટ, રાસાયણિક ખાતરો, દવાઓ, તૈલી રંગો, બાંધકામનો માલસામાન, રાચરચીલું, બાંધકામ માટે કારખાનામાં અગાઉથી તૈયાર કરવામાં આવેલા પોલાદના ભાગો, ઍલ્યુમિનિયમની બનાવટો, કાચની બનાવટો, પ્લાસ્ટિકની બનાવટો, કપડાં, ખોરાક, પીણાં તેમજ આ ટાપુ ઘણા લાંબા સમયથી જેને માટે પ્રખ્યાત છે તે ડામર, રમ, ઍંગોસ્ટ્યુરા કડવાણીઓ વગેરે બને છે.

ચાલુ વર્ષના માર્ચ મહિનામાં પા. ૧ કરોડ ૪૦ લાખ (રૂ. ૧૮ કરોડ ૬૭ લાખ ની મૂડી ધરાવતાં ૮૩ કારખાનાં કામ કરતાં હતાં અને ૪૩૪૦ લોકોને સીધેસીધું કામ પૂરું પાડતાં હતાં. એ ઉપરાંત, પા. ૨ કરોડ ૭૫ લાખની મૂડી વડે બીજાં ૩૯ કારખાનાંના બાંધકામની યોજનાઓ ચાલુ હતી અને કુદરતી વાયુનો ઉપયોગ કરતા પેટ્રોલિયમ-રાસાયણિક ઉદ્યોગો, ઊંજવાનાં તેલ, ગ્રીઝ વગેરેના ઉત્પાદન માટે પણ મોટાં કારખાનાં સ્થાપવાનું ચાલુ છે.

સરકારે બીજા વિશ્વયુદ્ધના આરંભની ઘડીથી જ આર્થિક તથા સામાજિક વિકાસના લાંબા ગાળાના કાર્યક્રમો હાથ ધર્યા છે. આ પ્રદેશ ખૂબ સમૃદ્ધ હોવાથી વિકાસ-યોજનાઓ માટે મહદંશે સ્થાનિક નાણાં તથા લોનોનો જ ઉપયોગ કરવામાં આવે છે. પરંતુ સાથેસાથે બ્રિટન પાસેથી પણ સાંસ્થાનિક વિકાસ અને કલ્યાણભંડોળોમાંથી ગ્રાન્ટો મળતી રહે છે.

લાંબા ગાળાની વિકાસયોજનાઓ વડે અર્થતંત્રના તમામ વિભાગોના વિકાસનો પાયો નાખવો, પાણીનો પુરવઠો, રસ્તાઓ અને પુલો, વિમાની મથકો, વીજળી અને બીજી મૂળભૂત સેવાઓ પાછળ પુષ્કળ ખર્ચ કરવામાં આવ્યો છે. સરકારે વિદેશી સહેલાણીઓના નિવાસ માટે બાંધવામાં આવેલી ૨૬૦ ખંડોવાળી હોટેલના બાંધકામ ખર્ચ પેટે પણ ઠીકઠીક ફાળો આપ્યો છે.

મોટા ભાગની પ્રજા ખેતીવાડી વડે જ નિર્વાહ કરે છે અને ખાંડ, કોકો, લીંબુ, કૉફી વગેરે પદાર્થો નિકાસ-વેપારમાં મહત્ત્વનો ફાળો આપે છે.

[બ્રિટિશ માહિતી સમાચારના તા. ૨૪-૮-૧૯૬૨ના અંકમાંથી ઉપરોક્ત સંકલન સાભાર ઉતાર્યું છે.]

*

## મહાન દેશભક્ત અને લોકનેતા: લોકમાન્ય ટિળક

પહેલી ઑગસ્ટ ૧૯૨૦નો દિન હિન્દુસ્તાનભરમાં અસહકારના આંદોલનનો આરંભ કરવાનો હતો. તે જ દિવસે ભારતના રાષ્ટ્રીય મુક્તિઆંદોલનના એક અગ્રણી નેતા બાળ ગંગાધર ટિળકનું હૃદય ચાલતું બંધ પડી ગયું.

એમના મૃત્યુ પછી ૪૨ વર્ષ વીતી ગયાં છે. આ વર્ષો દરમિયાન ભારતમાં જબરદસ્ત પરિવર્તનો થઈ ગયાં

છે. દુનિયાની મહાસત્તાઓની વચ્ચે સ્વતંત્ર ભારતે પોતાનું વાજબી સ્થાન લીધું છે. બહાદુર ભારતની પ્રજા વસાહતવાદના અવશેષો સંપૂર્ણ રીતે નાબૂદ કરવા તથા પોતાના દેશની આર્થિક અને સાંસ્કૃતિક પ્રગતિનો પ્રબંધ કરવા કાર્ય કરી રહેલી છે.

સોવિયેટ પ્રજા પોતાના ભારતીય બંધુઓની માફક જાણે છે, કે આધુનિક ભારતે મેળવેલી મહાન સફળતાઓમાં ટિળકની ક્રાંતિકારી ધગશ, ઊંડી પ્રતિભા અને શક્તિએ અગ્રણી ભાગ ભજવ્યો હતો. એમણે ભારતના રાષ્ટ્રીય મુક્તિઆંદોલનને એના આરંભથી જ દોરવણી આપી હતી અને જવાહરલાલ નહેરુના શબ્દોમાં એ અનેક વર્ષો સુધી આ આંદોલનના "એક નવા યુગનું પ્રતીક" બની રહ્યા હતા.

ટિળકની પ્રવૃત્તિઓ પ્રત્યે સોવિયેટ અખબારોના તમામ વિભાગોમાં બહોળું ધ્યાન અપાતું હતું. મૉસ્કો અને લેનિનગ્રાડમાં પ્રકટ થયેલ પૂર્વના ઇતિહાસ અંગેના પાઠ્ય-પુસ્તકો તથા સામાજિક અને રાજકીય સામયિકો તેમજ વૈજ્ઞાનિક પ્રકાશનોનાં અનેક પાના ટિળકના વિચારો તથા ભારતની પ્રજાની સ્વતંત્રતા માટેની લડતમાં એમણે ભજવેલા ભાગ અંગે છે. આ મહાન દેશભક્ત અને લોકનેતાની જન્મજયંતી પ્રસંગે ટિળકની પ્રવૃત્તિઓ અંગેના લેખોનો એક ખાસ સંગ્રહ પ્રકટ થયો છે. અગ્રણી સોવિયેટ પ્રાચ્ય વિદ્યાશાસ્ત્રીઓની એક મંડળી હાલમાં ટિળક તથા તેમના અનુયાયીઓની વિશ્વદૃષ્ટિનાં પાસાં તથા તેમની વિસ્તૃત રાજકીય, સાંસ્કૃતિક અને સામાજિક પ્રવૃત્તિઓના અભ્યાસમાં પરોવાયેલી છે.

ટિળકની રાજકીય પ્રવૃત્તિના આરંભમાં તેમણે અને મહારાષ્ટ્રમાંની તેમના સરખા વિચારો ધરાવતી વ્યક્તિઓએ ભજવેલા ભાગનું સોવિયેટ સંશોધકો ઊંચું મૂલ્ય આંકે છે. એમણે "કેસરી", "મરાઠા" વગેરે દેશપ્રેમી અખબારો તથા અન્યત્ર જે જે બહોળું પ્રચાર અને શિક્ષણાત્મક કાર્ય ચલાવ્યું, તેમણે મહારાષ્ટ્રની પ્રજામાં રાજકીય જાગૃતિ આણી તથા ભારતની વસ્તીના વિશાળ વર્ગોમાં રાષ્ટ્રીય મુક્તિની લડતના વિચારો લોકપ્રિય કર્યા.

સોવિયેટ પંડિતોના અભિપ્રાય પ્રમાણે ટિળક રાષ્ટ્રીય મૂડીવાદીઓના અત્યંત આગળ વધેલા વિભાગના વિચારો અને હિતો પ્રકટ કરતા હતા. એ વર્ગનો વિકાસ વસાહત શાસનથી રૂંધાઈ ગયો હતો અને તે, દેશના સ્વ આર્થિક અને રાજકીય વિકાસ માટે જોરશોરથી કાર્ય કરતા હતા.

ટિળકના રાજકીય વિચારો અને તેમનો વિશ્વદૃષ્ટિકોણ ભારતના ઇતિહાસના એવા જટિલ સમયમાં ઘડાયાં, જ્યારે ભારત સદંતર રીતે બ્રિટિશ માલની બજારમાં બ્રિટનના ઉદ્યોગો માટે સસ્તો કાચો માલ પૂરો પાડનાર સાધનમાં પલટાઈ ગયો હતો. ગ્રામવિસ્તાર પાયમાલ થયો હતો, શહેરી વસ્તી સાવ ગરીબ બની ગઈ હતી, વસાહતી વહીવટી તંત્ર આપખુદ રીતે કામ કરતું હતું એવી ભયંકર પરિસ્થિતિમાં ટિળક તથા તેમના અનુયાયીઓ કામ કરતા હતા. વળી, આ જ સમયમાં ભારતીય સમાજના બે નવા વર્ગો—પાછળથી વસાહતવાદના અત્યંત સક્રિય વિરોધીઓ બનવા સર્જાયેલા કામદાર તથા રાષ્ટ્રીય મૂડીવાદી વર્ગની રચના પૂર્ણ થઈ હતી.

બાળ ગંગાધર ટિળકની રાજકીય પ્રવૃત્તિઓનાં અનેક પાસાં સોવિયેટ પ્રજામાં ઊંડી સહાનુભૂતિ અને સમજણ જગાડે છે. દાખલા તરીકે, ટિળક માનતા હતા, કે રાષ્ટ્રીય મુક્તિઆંદોલનની સફળતા, તેના નેતાઓ એની અંદર શહેર તથા ગામડાંઓના વિશાળ આમસમુદાયને ખેંચી લાવી શકે છે કે નહિ તેના પર આધાર રાખે છે. આ મહાન લોકનેતા હિંદુસ્તાનની સામાન્ય જનતાને ચાહતા હતા તથા એની નિકટ હતા. એમનાં સ્પષ્ટ સૂત્રોને અત્યંત વ્યાપક પ્રત્યુત્તર મળતો હતો. "સ્વદેશી", "સ્વરાજ", "હિંદીઓ માટે હિંદ" વગેરે સૂત્રોનો અંતિમવાદીઓ બહોળો પ્રચાર કરતા હતા અને તે ભારતીય સમાજના તમામ વિભાગોમાં લોકપ્રિય બની ગયાં હતાં. જવાહરલાલ નહેરુએ કહ્યું હતું, કે "રાજકીય રીતે જાગ્રત લોકોની વિશાળ બહુમતી ટિળક તથા તેમની મંડળીને ટેકો આપતી હતી" એ શબ્દો એશિયાની જાગૃતિ દરમિયાન તેમણે પોતાના દેશમાં જે અગ્રણી ભાગ ભજવ્યો હતો, તેનું પ્રતિબિંબ પાડે છે.

અમે એ પણ જાણીએ છીએ, કે બ્રિટિશરોના ભારતમાં ધાર્મિક અને રાષ્ટ્રીય સંઘર્ષ ઉશ્કેરવાના પ્રયાસોને ખુલ્લી રીતે ઉઘાડા પાડનારા અને ભારતની તમામ રાષ્ટ્રી-

યતાઓ વચ્ચે નિકટની મૈત્રીનો આદેશ દેનારા રાજકીય નેતાઓમાં ટિળક પ્રથમ હતા.

ભારતભરમાં તથા એશિયાના અન્ય દેશોમાં રશિયાની મૂડીવાદી લોકશાહી ક્રાન્તિના પ્રભાવ હેઠળ ક્રાન્તિકારી ધગશ ફેલાઈ. એ ૧૯૦૫ થી ૧૯૦૮ વર્ષોમાં ટિળકના જનતાના નેતા તરીકેના ગુણો સચોટ રીતે બહાર આવ્યા. આ જ સમયમાં ટિળકની ક્રાંતિકારી પ્રવૃતિઓએ જબરદસ્ત સ્વરૂપ ધારણ કર્યું અને તેઓ ભારતના સમકાલીન સમાજના સાચા ક્રાંતિકારી નેતા બન્યા.

વસાહતવાદ પાસેથી સ્વાધીનતા મેળવવા માટેની લડતની પદ્ધતિઓ અને સ્વરૂપો અંગેના ટિળકના વિચારોએ પણ સોવિયેટ સંઘમાં ઊંડો રસ જગાડ્યો છે. અમે જાણીએ છીએ, કે ૧૯૦૫–૧૯૦૮ના સમયમાં ટિળકના આદેશને માન આપીને તેમના અનુયાયીઓએ દેશનાં રાજકીય અને આર્થિક જીવનમાં તમામ ક્ષેત્રોમાં બહિષ્કારનાં આંદોલનનો ફેલાવો કર્યો હતો.

સોવિયેટ પ્રજા સારી રીતે જાણતી હતી, કે ૧૯૦૮માં વસાહતવાદીઓએ ટિળક પર હલકા આરોપો મૂકયા હતા તે કેવી રીતે પરિસ્થિતિ હતી. એમણે પોતાના બચાવમાં આપેલું ભાષણ હિંમત અને નિઃસ્વાર્થીપણાનું દૃષ્ટાંત અને વસાહતવાદનું જોરદાર ખંડન કરતું આરોપપત્રક છે. ટિળકની ધરપકડ અને કેસ ભારતના રાષ્ટ્રીય મુક્તિ-આંદોલનના ઇતિહાસમાં એક ઐતિહાસિક મહત્ત્વના પ્રસંગ તરીકે નોંધાઈ ગયાં છે. દેશભરમાં ફેલાઈ ગયેલ વિરોધનું આમ–આંદોલન, ખાસ કરીને મુંબઈના કામદારોની હડતાલ ભારતની આઝાદી માટેની લડતના ઇતિહાસમાં એક નવા તબક્કાનો પ્રારંભ કરતાં હતાં.

ભારતીય પ્રજાની લડતનું ઊંડું નિરીક્ષણ કરતા મહાન લેનિને મુંબઈના ૧૯૦૮ના બનાવો વિષે લખ્યું હતું: "ભારતનો સામાન્ય માનવી પોતાના લેખકો અને રાજકીય નેતાઓને માટે ખડો થવા લાગ્યો છે. ભારતના લોકનેતા ટિળક પર બ્રિટિશ પ્યાદાંઓએ પસાર કરેલી આ સજા છે. થેલીદારોના ખાંધિયાઓએ લોકોના પર વાળેલા વેરને કારણે મુંબઈના રસ્તા પર સરઘસો નીકળ્યાં અને હડતાળો પડી." લેનિને આગળ ચાલતાં જણાવ્યું, કે "ભારતનો કામદાર વર્ગ એકવાર આમ રાજકીય લડત માટે બુદ્ધિપૂર્વક ખડો થશે એટલે એ દેશમાં બ્રિટિશ વસાહતવાદનું પતન અનિવાર્ય છે."

લેનિનના આ શબ્દો બ્રિટિશ સામ્રાજ્યવાદ જ્યારે અજેય લાગતો હતો, ત્યારે તેના અનિવાર્ય પતનની આગાહી તો કરતાં હતાં જ; બલકે, આજે પણ બાળ ગંગાધર ટિળકે રાષ્ટ્રીય મુક્તિ-આંદોલનનમાં ભજવેલા ભાગને વધુ ઊંડાણથી અને સાચી રીતે મૂલવવામાં યે મદદ કરી રહ્યાં છે.

[રશિયન લેખક શ્રી. શિરોટોવનો આ લેખ સોવિયેટ સંઘની મુંબઈ કૉન્સ્યુલેટ જનરલની માહિતીશાખા તરફથી પ્રકાશિત પત્રિકામાંથી સાભાર ઊતાર્યો છે.]

*

# જે સૂઝે તે

જયંતી દલાલ
[લેખક, વિવેચક અને સાહિત્યકાર]

## નવો 'ભેદ'

સામાન્ય ચૂંટણી લગી ખમી ખાધા પછી ત્રણ-ચાર માસમાં જ નવા કરવેરા આવ્યા. સહ્ય અસહ્ય, જરૂરી બિનજરૂરી, ખમતીધર અને બિનખમતીધર એ–પાયા પર સહુ પોતાની વિચારણાની માંડણી કરશે. પણ અહીં એના કરતાં ય એક નવો ભય જે ડોકાયો છે તેના વિષે વાત કરવી છે. આ છે શહેર વિરુદ્ધ ગામડાંનો સવાલ. એમાં સામાજિક ન્યાયનું નામ પણ સામેલ કરવામાં આવ્યું છે. આજ લગી પરદા પાછળ રહેલા એક નવા 'ભેદ'ને હવે બહાર આણવામાં આવ્યો છે.

'શહેર'ના નામે ઓળખાતા વિસ્તારમાં જન્મેલા,

વસતા અને ફરજિયાત નસીબ અજમાવવા આવી જનારાના દુર્ભાગ્યે, સમદૃષ્ટિથી, તુલનાત્મક રીતે આનો વિચાર થઈ શકે એવી પરિસ્થિતિ ઓછી અને ઓછી થતી જાય છે. તાતા–બિરલા–કસ્તુરભાઈ શહેરમાં રહે છે માટે શહેરમાં વસનારા બધા જ તાતા–બિરલા–કસ્તુરભાઈ છે, માટે નાખો ગમે તેવા કર. ગામડાં ગરીબ છે, કંગાલ છે, દરિદ્રનારાયણનો એમાં વાસ છે, ભોળા છે, ભલા છે, ખમી શકે એમ નથી એવું, એક સત્ય, અર્ધ સત્ય, 'પા સત્ય અને નિર્ભેળ' જૂઠાણું પેઢી દર પેઢી ચાલ્યું આવે છે. સામાન્ય રીતે આ વર્ગના બજેટોમાં આ તો બહાર આવતું ગયું તો સાથે જેવી અમેરિકામાં 'ફાર્મ લૉબી' છે એવી 'લૉબી' પણ કંડારાઈ રહ્યાનો અંદેશો થાય એવું પણ બન્યું છે. ભાવાત્મક એકતા સાધવાના સન્માર્ગની શોધમાં પડેલાને આ ભેદની પણ વેળાસર જાણ થાય તો સારું. નહિતર આ બાબતમાં ય ઘોડો ચોરાયા બાદ તબેલે આગળો વાસવા જેવું થશે.

*

## આફ્રિકા

એ વર્ષમાં તો અંધારો અને પછાત ગણાતો ખંડ મોટે ભાગે સ્વતંત્રતા ભોગવતા પ્રદેશોના સમૂહ તરીકે બહાર આવ્યો છે. જ્યાં સ્વતંત્રતાનાં પગલાં નથી થયાં, ત્યાં મથામણ ઉત્કટતાએ પહોંચી છે. દક્ષિણ આફ્રિકાના વતનથી બેવતન થયેલા લોક તો ખામોશી રાખવાનું અશક્ય લાગતાં, અહિંસાથી જડતાને દૂર નહિ કરી શકાય એમ માનીને લોહિયાળ પરિવર્તનને રસ્તે જઈશું એમ જાહેરાત પણ કરે છે. બનાવની રફતાર બધાને દિઙ્મૂઢ કરી દે એવી છે. એને સ્વસ્થતાપૂર્વક સમજવાની કોશિશ કરનારને સહાયભૂત થાય એવી પુસ્તક શ્રેણી પેન્ગ્વિન્સ તરફથી શરૂ થઈ છે. એમાં પ્રગટ થયેલાં પુસ્તકમાંથી અત્યારે તો ચાર હાથ લાગ્યાં છે:

African Profiles–Ronald Segal

A Short History of Africa–Oliver and Fage

Portugal in Africa–James Duffy

The Arab Role in Africa–Sabatier & Baulin

બીજાં બે દક્ષિણ આફ્રિકા વિષે Guilty Land અને African Political Parties પણ એ જ સંસ્થા તરફથી પ્રગટ થયાનું જાણવા મળે છે.

*

## સામ્યવાદી ચીનનું આક્રમણ

ચીને આક્રમણ કર્યું. અહીં* તૂટક છૂટક સમાચાર મળે છે, તેમાંથી આટલી વસ્તુ સમજાય છે: હિમાલયની સમગ્ર પટી પર આક્રમણ છે. અને હવે હુમલાખોર લગભગ plains લગી આવી પહોંચ્યો છે. એને સામગ્રીની કમી નથી. વાહનવહેવાર અને અન્ય વહેવાર જાળવવાની કશી મૂંઝવણ નથી. માનવશક્તિ તો જરૂર પડે એ કરોડોમાંથી ગણીને ખરચી શકે એમ છે. આપણે નિવેદનો કરતા હતા ત્યારે એણે રસ્તા બાંધ્યા. આ પરિસ્થિતિ છે. એ અહીં અટકી જશે, બરફ પડશે, ચાર પાંચ મહિના મળી જશે, એવું દિવાસ્વપ્ન, આ બધું કેમ બન્યું એની અટકળો જેટલું જ વાંઝિયું છે.

આપણે સમજી લેવું જોઈએ કે આ અહીં આવ્યા છે જવા નથી આવ્યા. એ રહેવા, સ્થિર થવા, પોતાની પદ્ધતિ જમાવવા આવ્યા છે. આપણે થોડો મુલક ગુમાવ્યો છે એવું નથી. આપણે કમાવેલી સ્વાધીનતા ગુમાવી છે. એને આવડે એ, પહોંચી શકાય એ, હાથવગી હોય એ રીતે પાછો ધકેલવાનો યત્ન એ માત્ર આક્રમણ રોકવા ખાળવા કે પાછું વાળવાનો યત્ન નથી. એ સ્વતંત્રતા ફરી પાછી મેળવવાનો યત્ન છે.

પંડિત નહેરુએ જેને પોસ્ટમૉર્ટમ–શબપરીક્ષા કહી છે–અહીં અમેરિકાના એસોસિએટેડ પ્રેસના નવી દિલ્હીના સમાચારમાં આ શબ્દ વપરાયો છે–તે બનાવટ નથી એમ માની આ લખું છું: તે શબ શેનું છે? માત્ર આપણા આદર્શોનું છે? માન્ય તરંગોનું છે? સોનેરી સ્વપ્નાંનું છે? આપણે પસંદ કરેલા જીવનમાર્ગનું એ શબ છે, એટલું તો સ્વીકારવું પડશે. નખમાં ય રોગ ન હોય

* અમેરિકામાં—(આ નોંધ શ્રી. દલાલના અમેરિકાથી આવેલા પત્રમાંથી લીધી છે.) —સંપાદક

# અભ્યાસ

વેચાર અને વિવેચનનું સામયિક



'લોકો એમ માને છે કે તેમની સ્થિતિનો આધાર સંયોગો ઉપર રહેલો છે. પણ આ બધું જ ખોટું છે. કોઈ માણસ જો "ભાંગી પડેલો" હોય છે તો તે એમ ધારે છે કે સંયોગો અનુકૂળ થઈ જતાં પોતે સારો થઈ જશે. પણ ખરી રીતે તો, સંયોગો અનુકૂળ થશે ત્યારે પણ એ એમનો એમ જ રહેશે. બધા જ એમ માને છે કે બીજા લોકો એમની સાથે સારો વર્તાવ રાખતા નથી એટલે તેમને નબળાઈ અને થાક લાગે છે. આ અર્થ વગરની વાત છે. સંયોગો બદલાવાની જરૂર છે એમ નથી: તમારી પોતાની અંદર આંતરિક ફેરફાર થવો જોઈએ એ જરૂરનું છે.'

(મધર ઇન્ડિયા, ફેબ્રુ ૧૯૬૧) —શ્રી માતાજી

૨
૪
બર · ૧૯૬૨
દક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

**અભ્યાસ** સંપાદક : પુરુષોત્તમ ગણેશ માવળંકર — વર્ષ ૨ • અંક ૪ નવેમ્બર ૧૯૬૨

## અનુક્રમ


નૈવેદ્ય ૧૦૯ [સંપાદક: એ. જી. ભટ્ટ]
રોજનીશીમાંથી ૧૧૨ ગણેશ વાસુદેવ માવળંકર
અમેરિકામાં બેકારી અને સ્વયંસંચાલન ૧૧૪ સનત મહેતા
જૈન ધર્મ અને અહિંસા ૧૧૮ બેચરદાસ દોશી
ભારતના બંધારણની કેટલીક વિશિષ્ટતાઓ ૧૨૪ કે. સી. દેસાઈ
હળવી મનોવિકૃતિ ૧૨૯ ભારતી ચં. શાહ
ભારતના સાંસ્કૃતિક ઇતિહાસની રૂપરેખા–૧ ૧૩૪ જયદેવ. મો. શુક્લ
સામ્યવાદી ચીનના આક્રમણ સામે ભારતીય રાષ્ટ્રીય પ્રતિકાર અને પુરુષાર્થ ૧૪૧ પુરુષોત્તમ ગણેશ માવળંકર
નવનીત
[આર્થિક વિકાસ: વૈકલ્પિક પદ્ધતિ અને તુલનાત્મક લાભ] ૧૪૪
[માર્ક ટ્વેન] પૂ. ટૂં ૩


*

### અભ્યાસ

* વાર્ષિક લવાજમ રૂપિયા આઠ, છમાસિક રૂપિયા પાંચ.
* મનીઑર્ડરથી કે ચેકથી લવાજમ–પુ. ગ. માવળંકર, 'પ્રગતિ', ૧૫ મહારાષ્ટ્ર સોસાયટી, અમદાવાદ-૬ : સરનામે–મોકલવું, તથા ચેક પુ. ગ. માવળંકરના નામનો લખવો, એવી વિનંતી છે. રૂબરૂ લવાજમ 'અભ્યાર કાર્યાલય પર ભરી શકાશે.
* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* 'અભ્યાસ'ના પ્રથમ વર્ષના પ્રથમથી બાર અંકોના પૂરા સેટ હજી મોટી સંખ્યામાં ઉપલબ્ધ છે. સેટ કિંમત આઠ રૂપિયા.

*

### સંપાદકના બે બોલ

'અભ્યાસ'માં શરૂ કરેલા વિવિધ વિભાગો દર મહિને નિયમિત ચાલુ રાખવાની ઘણી ઉમેદ સ્વાભાવિ જ હોય છે. પરંતુ મર્યાદિત પાનાં અને વિશેષ તો મર્યાદિત લેખક–સહકારને કારણે દર વખતે ઓછીવ નિષ્ફળતા સાંપડે છે. સંપાદક પોતે દરેક વિભાગનું લખાણ લખે લખાવે એ શક્ય નથી, ઇષ્ટ પણ ન અભ્યાસયુક્ત લખાણ તૈયાર કરવાનું હોય તો તે પસંદગીના થોડા વિષયો પર. એવા વિષયોની પણ પૂ જાણકારી અને સારી એવી સમજ સંપાદક પાસે નથી. તેથી આ સામાયિકના વિદ્વાન વાચક વર્ગને વિનં કે તેઓ તથા અન્ય અભ્યાસી લેખકો વિવિધ વિષયો પરનાં પોતાના લેખો મોકલાવીને 'અભ્યાસ'ના સાહ સહાય કરે.

*

મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

# નૈવેદ્ય

अवश्यभव्येष्वनवग्रहग्रहा यया दिशा धावति वेधसः स्पृहा।
तृणेन वात्येव तयानुगम्यते जनस्य चित्तेन भृशावशात्मना॥

नैषधीयचरितम्। १–१२०॥

**ભાવાર્થ:** અવશ્ય થનારા વિષયોમાં ન રોકી શકાય તેવા આગ્રહવાળી વિધાતાની ઇચ્છા જે દિશામાં દોડે છે, તે દિશામાં મનુષ્યનું અત્યન્ત અવશ ચિત્ત જેમ તણખલું વંટોળિયાને અનુસરે તેમ જાય છે.

**નોંધ:** શ્રી હર્ષના નૈષધીયચરિતનો આ શ્લોક વિચાર પ્રેરે તેવો છે. દમયંતીને જોયા વિના જ કોઈ અગમ્ય શક્તિથી નળ તેના પ્રત્યે આકર્ષાય છે. મનોવિનોદ માટે તેના નગરની બહાર ઉદ્યાનમાં ફરતાં ફરતાં ત્યાંના ક્રીડા-સરોવરમાં એક સુવર્ણમય હંસને જોઈને તેને ભારે કુતૂહલ થાય છે. ત્યાર પછી સહેજ નિદ્રાધીન થયેલા તે હંસને નળ પકડે છે અને દયાવશ થઈ તેને મુક્ત કરે છે. કૃતજ્ઞતાથી પ્રેરાયેલો તે હંસ દમયંતીના સૌન્દર્યનું વર્ણન કરે છે અને વિરહાકુળ નળનું કાર્ય કરવા દમયંતીને કુંડિનપુરમાં મળવા જાય છે અને અંતે કાર્ય સિદ્ધ થાય છે; નળ અને દમયંતીનાં લગ્ન થાય છે.

શ્રી હર્ષ આ શ્લોક દ્વારા વિધિના અદ્ભુત સામર્થ્યનું વર્ણન કરે છે. વિધિની સત્તા સર્વત્ર પ્રવર્તતી જણાય છે વિધિની પ્રેરણા પ્રમાણે કાર્ય થયા કરે છે. નળના ચિત્તમાં વિધિની પ્રેરણાથી જ હંસ પ્રત્યે કૌતુક જન્મે છે અને ભવિષ્યમાં જે થવાનું છે તે દિશામાં ગતિ થાય છે. જે શુભ કે અશુભ ઘટના થવાની હોય છે, તે દિશામાં જ જેમ તણખલું વંટોળિયાને અનુસરે તેમ મનુષ્ય ખેંચાતો જાય છે. જેમ વંટોળિયાની ગતિ રોકાતી નથી, તેમ વિધાતાની ઇચ્છા પર પણ પ્રતિબંધ મૂકી શકાતો નથી. વિધિના સામર્થ્ય આગળ મનુષ્ય વંટોળિયાની સમક્ષ તણખલા જેવો નિઃસાર છે, એમ જણાય છે. આ રીતે, પ્રાણીમાત્ર પરતંત્ર છે, દૈવને અધીન છે, એવો આશય સ્પષ્ટ સમન્વય છે. આ રીતે જોતાં મનુષ્યનો અહંકાર નિરર્થક છે, એમ સિદ્ધ થાય છે.

કાલિદાસ 'અભિજ્ઞાન શાકુન્તલ'માં દૈવની લીલાનો એક સ્થળે નિર્દેશ કરે છે. 'अथवा भवितव्यानां द्वाराणि भवन्ति सर्वत्र।' (શાકુ. અં. ૧–૧૬) 'અથવા થનારી ઘટનાઓનાં દ્વાર સર્વત્ર હોય છે'—એવું વિધાન કણ્વના આશ્રમમાં પ્રવેશ કરી પોતાના જમણા હાથને ફરકતો જોઈ દુષ્યન્ત કરે છે. પાંચમા અંકમાં દારુણ વિસ્મૃતિથી ઘેરાયેલા રાજાને વીંટીરૂપી પ્રણયનું પ્રતીક દેખાડવા જતાં, તેને પોતાની આંગળી પર ન જોતાં હતાશ થયેલી શકુન્તલા સવિષાદ ગૌતમી સામે જુએ છે. ગૌતમી તેને શચીતીર્થના જળને પ્રણામ કરતાં વીંટી આંગળી પરથી સરી ગઈ હોવાનું કહે છે. રાજા આ સાંભળી 'इदं तत् प्रत्युत्पन्नमति स्त्रैणं यदुच्यते।' 'સ્ત્રીઓ હાજરજવાબી હોય છે, એમ જે કહેવાય છે, તે આ!'—એવું મર્મભેદક વચન બોલે છે અને તરત જ શકુન્તલા બોલી ઊઠે છે: 'अत्र ताव-द्विधिना दर्शितं प्रभुत्वम्।' 'આમાં તો વિધિએ તેની પ્રભુતા બતાવી!' આ પ્રમાણે કાલિદાસ તેમજ બીજા અનેક કવિઓએ વિધિની અનિયંત્રિત ગતિનાં અનેક ઉદાહરણો આપ્યાં છે.

નિયતિનું ઉલ્લંઘન કરી શકાતું નથી. (नियतिः केन लङ्घ्यते।)—નિયતિનું ઉલ્લંઘન કોણ કરી શકે? પહેલેથી જ મનુષ્યની બુદ્ધિ તેનાં પૂર્વકર્મને અનુસરનારી હોય છે (प्रागेव हि मनुष्याणां बुद्धिः कर्मानुसारिणी।); કર્મથી બુદ્ધિનો બાધ થાય છે, બુદ્ધિથી કર્મનો બાધ થતો નથી (कर्मणा बाध्यते बुद्धिर्न बुद्ध्या कर्म बाध्यते); દૈવ જ સર્વત્ર ફળે છે, વિદ્યા કે પુરુષાર્થ ફળતાં નથી (दैवं फलति सर्वत्र न विद्या न च पौरुषम्।); વિધિ જ્યારે પ્રતિકૂળ હોય છે ત્યારે ઇષ્ટ-સિદ્ધિ થતી નથી (वामे विधौ न हि फलन्त्य-भिवाञ्छितानि); વિધાતાએ જે (પ્રાણીના) પોતાના લલાટ-માં લખ્યું હોય છે તેને ભૂંસી નાખવા કોણ સમર્થ છે? (यद्धात्रा निजभालपट्टलिखितं तन्मार्जितुं कः क्षमः।); દૈવ જ મનુષ્યની વૃદ્ધિ તેમ જ ક્ષયમાં કારણ છે (दैवमेव हि नृणां वृद्धौ क्षये कारणम्)—આ પ્રકારનાં અનેક વાક્યો દૈવની સર્વતોમુખી અસંખ્ય શક્તિનું પ્રતિપાદન કરે છે.

થનારી ઘટના થઈને જ રહે છે; તેને રોકી શકાતી નથી. જે કોઈ થવાનું હોય છે તે નિશ્ચિત હોય છે, તેમાં કોઈ મનુષ્ય કે કોઈ બનાવ કે કોઈ પણ વસ્તુ નિમિત્ત બને છે. જે થવાનું હોય તે પ્રમાણે મનુષ્યની મતિ થાય છે અથવા જ્યાં સારી અથવા નરસી ઘટના થવાની હોય છે, તે તરફ મનુષ્ય જાણે આપોઆપ ખેંચાતો જાય છે તેવી પ્રતીતિ થાય છે. ભગવદ્‌ગીતામાં કૃષ્ણ અર્જુનને કહે છે: 'मयैवैते निहताः पूर्वमेव निमित्तमात्रं भव सव्यसाचिन्। (અ. ૧૧–૩૩) આ બધાને (કૌરવોને) મેં પહેલેથી જ મારી મૂકેલા છે; હે સવ્યસાચી! તું માત્ર (તેમાં) નિમિત્ત થા.' કૃષ્ણનું ઉપરનું વચન નિયતિના સિદ્ધાંતનું જ સમર્થન કરે છે. વળી, નિયતિ એવી પરિસ્થિતિનું પણ નિર્માણ કરે કે જેથી મનુષ્ય કોઈ અનિષ્ટ કાર્ય કરી બેસે, એ પણ બનવાજોગ છે. ઘણીવાર મનુષ્યને બે અનિષ્ટોમાંથી એકની પસંદગી (choice between two evils) કરવાનો પણ પ્રસંગ આવે છે; જેમ કે રામ પોતાની નિષ્પાપ પત્નીનો ત્યાગ અને લોકાપવાદ—એ બન્નેમાંથી પત્નીના ત્યાગ રૂપી અનિષ્ટને સ્વીકારે છે. આમ દૈવનું સામ્રાજ્ય સર્વત્ર પ્રવર્તતું અનુભવાય છે. ભર્તૃહરિ કહે છે તે પ્રમાણે 'कालः काल्या भुवनफलके क्रीडति प्राणिशारैः' ભુવનના ફલક પર કાલ કાલીરૂપી તેની મારકશક્તિ સાથે પ્રાણીરૂપી સોગટાંઓ વડે રમે છે, પ્રાણીઓ તો કોઈ અગમ્ય શક્તિનાં રમવાનાં સોગટાંઓ છે, એવી પ્રતીતિ થાય છે. દૈવ અનુકૂલ હોય તો પુરુષાર્થ સફળ થાય છે, પ્રતિકૂળ હોય તો નિષ્ફળ થાય છે. આવી વસ્તુસ્થિતિ છે.

નિયતિ વિષે દર્શાવેલો સિદ્ધાંત વિદ્વાનોએ સંસારની વિવિધ ઘટનાઓ પરથી તારવ્યો છે એમાં શંકા નથી. પરંતુ આ ઉપરથી પુરુષાર્થમાત્રને અવકાશ જ નથી એમ સમજવાનું નથી. પુરુષાર્થને અવકાશ ન હોય તો 'न दैवमिति संचिन्त्य त्यजेदुद्योगमात्मनः । अनुद्यमेन कस्तैलं तिलेभ्यः प्राप्तुमर्हति॥ દૈવનો વિચાર કરી મનુષ્યે પોતાના ઉદ્યોગનો ત્યાગ ન કરવો. ઉદ્યમ વિના કોણ તલમાંથી તેલ પ્રાપ્ત કરી શકે?—'विहाय पौरुषं यो हि दैवमेवावलम्बते। प्रासादसिंहवत्तस्य मूर्ध्नि तिष्ठन्ति वायसाः॥ 'પુરુષાર્થનો ત્યાગ કરી જે દૈવનું જ અવલંબન સ્વીકારે છે, તેના માથા પર કાગડાઓ જેમ મહેલના શિખર પર રહેલા સિંહના પૂતળા પર બેસે છે તેમ બેસે છે'—આ પ્રકારનાં વિધાનોનો કોઈ અર્થ રહે નહિ.

પૂર્વજન્મમાં કરેલાં કર્મને દૈવ કહેવામાં આવે છે. (पूर्वजन्मकृतं कर्म तद्दैवमिति कथ्यते।) કર્મ ત્રણ પ્રકારનાં હોય છે—સંચિત, આગામી અને પ્રારબ્ધ. પૂર્વજન્મોમાં કરેલાં કર્મો જેમણે ફળ આપવાની શરૂઆત કરી નથી તે સંચિત કર્મો છે. પોતાને પ્રાપ્ત થયેલા શરીરદ્વારા જેનું ફળ હવે પછી પ્રાપ્ત થવાનું છે તે આગામી કર્મો છે અને પૂર્વજન્મોમાં કરેલાં કર્મ જેનાથી આ શરીર મળ્યું છે અને જેમણે આ જન્મમાં ફળ આપવાને પ્રારંભ કરી દીધો છે, તે પ્રારબ્ધ કર્મ ગણાય છે. પ્રારબ્ધ કર્મ પ્રમાણે સુખ-દુઃખ, ઇષ્ટ-અનિષ્ટ વગેરેની પ્રાપ્તિ આ જન્મમાં થયા વિના રહેતી નથી. આને જ પ્રારબ્ધ કહેવામાં આવે છે. પરંતુ આગામી કર્મોને અવકાશ છે જ માટે તેમની ગણતરી ત્રણ પ્રકારનાં કર્મોમાં કરી છે. જો કર્મ કરવાનું સ્વાતંત્ર્ય જ ન હોય તો શુભ કર્મ કરવું અને અશુભ કર્મ ન કરવું એવાં શાસ્ત્રીય વિધિ અને પ્રતિષેધનાં વચનોનો કોઈ અર્થ રહે જ નહિ. આ સાથે એ પણ ધ્યાનમાં રાખવાનું છે, કે આધ્યાત્મિક પુરુષાર્થ દ્વારા પ્રારબ્ધ કર્મનાં અનિષ્ટ ફળનું ઘણે અંશે શમન કરી શકાય છે; માત્ર તે માટે પ્રબળ પુરુષાર્થ આચરવો જોઈએ. આથી તો 'શાકુન્તલ'ના પહેલા અંકમાં દર્શાવ્યું છે, કે કણ્વ પોતાની પુત્રી શકુન્તલાના પ્રતિકૂલ દૈવના શમન માટે સોમતીર્થ ગયા છે. (दैवमस्याः प्रतिकूलं शमयितुं सोमतीर्थं गतः।) કણ્વનો દૈવી પુરુષાર્થ ફળે છે અને શકુન્તલાના પ્રતિકૂલ પ્રારબ્ધનું શમન થઈ, દુષ્યન્ત સાથે પુનર્મિલન થાય છે. યોગવાસિષ્ઠમાં દૈવવાદનું ખંડન કરી પુરુષાર્થની શ્રેષ્ઠતાનું પ્રતિપાદન કર્યું છે. સામાન્યતઃ સિદ્ધાંત એવો છે, ધર્માચરણ અને મોક્ષની બાબતમાં આ જન્મનો પુરુષાર્થ બળવાન છે અને અર્થ અને કામની બાબતમાં પ્રારબ્ધ કર્મ બળવાન છે અને મોટે ભાગે તે પ્રમાણે જ અર્થપ્રાપ્તિ અને કામોપભોગ થાય છે. પ્રારબ્ધ કર્મોનાં શુભ કે અશુભ ફળો ભોગવવાં જ પડે છે એવો નિયમ પણ પ્રબળ દૈવી પુરુષાર્થ દ્વારા—ઈશ્વર-પ્રાર્થના, વગેરે દ્વારા તીવ્ર અને મંદ પ્રારબ્ધનાં અનિષ્ટ ફળોનું શમન થાય છે; અતિશય તીવ્ર પ્રારબ્ધનું ફળ મોટે ભાગે ભોગવવું જ પડે છે, એમ સમજવાનું છે.

બુદ્ધિ પૂર્વકર્મને અનુસરે છે (बुद्धिः कर्मानुसारिणी) ઇન્દ્રિયો ભાવિને–દૈવને અનુસરે છે (भवितव्यानुविधायीनीन्द्रियाणि)–એવાં વિદ્વાનોનાં વિધાનો પ્રમાણે જોતાં મનુષ્ય અશુભ કર્મથી દૂર રહેવાનો અને શુભ કર્મ આચરવાનો પુરુષાર્થ કરવામાં સ્વતંત્ર નથી એવી દલીલ પણ વિચારવા જેવી છે. 'વિક્રમોર્વશીયમ્'માં એવો ઉલ્લેખ કર્યો છે, કે સ્વર્ગમાં ભજવાતા 'લક્ષ્મી-સ્વયંવર' નામના નાટકમાં લક્ષ્મીની ભૂમિકા ભજવતી ઉર્વશીને સભામંડપમાં 'તારો હાર્દિક ભાવ કોના પ્રત્યે છે?'–એવું પૂછવામાં આવતાં 'પુરુષોત્તમ–વિષ્ણુ પ્રત્યે' એમ બોલવાનું હતું તે ન બોલતાં 'પુરૂરવા પ્રત્યે' એમ એકાએક તેનાથી બોલી જવાય છે. આમ ભવિષ્યમાં જે થવાનું હતું–પૃથ્વી પર તે પુરૂરવાની પ્રિયતમા થઈને રહેવાની હતી તે પ્રમાણે જ તેનાથી બોલાઈ જવાય છે. ભરતનો શિષ્ય ગાલવ આ સાંભળીને કહે છે: 'ઇન્દ્રિયો ભાવિને–દૈવને અનુસરે છે.'

ઉપરની દલીલના પ્રત્યુત્તરમાં સમજવાનું છે, કે શરીર, ઇન્દ્રિયો, મન તેમજ બુદ્ધિ પર જેનું નિયંત્રણ ચાલે છે, એવા પરમાત્માની અનન્ય શરણાગતિ અથવા હાર્દિક પ્રાર્થનાના પુરુષાર્થ વડે અશુભ કર્મમાં પ્રવૃત્તિ અટકે છે અને શુભ કર્મમાં પ્રવૃત્તિ થાય છે. શ્વેતાશ્વતર ઉપનિષદમાં 'તે દેવ અમારો શુભ બુદ્ધિ સાથે સંયોગ કરાવો (स देवः स नो बुद्धया शुभया संयुनक्तु।)' એવી ભાવના પ્રગટ કરી સાધકને માર્ગદર્શન કરાવ્યું જ છે. યજુર્વેદમાં 'મારું મન શુભ સંકલ્પવાળું થાઓ (तन्मे मनः शिवसंकल्पमस्तु।)'–એવી પ્રાર્થનાનું વારંવાર ઉચ્ચારણ કર્યું છે. ઈશ્વરની સાચી શરણાગતિ લીધા પછી મનુષ્ય નિશ્ચિન્ત બની જાય છે; તેને પતનનો ભય રહેતો નથી. 'અત્યંત દુરાચારી મનુષ્ય પણ જો મને અનન્ય ભાવે ભજે, તો તેને સાધુ જ ગણવો જોઈએ; તે સત્વર ધર્માત્મા બની જાય છે અને શાશ્વત શાન્તિ પામે છે. મારો ભક્ત નાશ પામતો નથી'–એ ભાવાર્થનાં ગીતાનાં વચનો ભૂલી ભુલાવાં જોઈએ નહિ.

ઉપરની બધી વિચારણાનો નિષ્કર્ષ એ છે કે નિયતિ અથવા દૈવથી પ્રાપ્ત થતાં સુખ-દુઃખ વગેરે ભોગવવાં જ પડે છે. પ્રારબ્ધ કર્મ છૂટી ગયેલા તીર સમાન છે એટલે તે તો ભોગવવું જ પડે છે અને તેનું નિવારણ મોટે ભાગે શક્ય નથી, પરંતુ અસામાન્ય દૈવી પુરુષાર્થ કરવામાં આવે તો ઈશ્વરના અનુગ્રહથી મોટી આપત્તિનું શમન થાય છે–શૂળીનું વિઘ્ન કાંટે જાય છે.

આવી પડેલાં દુઃખોને ચિન્તા અને વિલાપ કર્યા વિના સહન કરવાં એ તિતિક્ષા કહેવાય છે. ધીર પુરુષો તિતિક્ષાને માર્ગે જાય છે. સહન કરવું–એ મહાન પુરુષાર્થ છે. અધીર પુરુષો માટે તિતિક્ષા શક્ય નથી પણ ઈશ્વરની પ્રાર્થના દ્વારા તેનો અનુગ્રહ (grace) પ્રાપ્ત કરી તેઓ દુઃખ સહન કરવાનું સામર્થ્ય મેળવી શકે છે. નિયતિની શૃંખલામાંથી મુક્ત થવાનો માર્ગ, આ જન્મમાં પ્રાપ્ત થતાં સુખોને આસક્તિ વિના ભોગવવાં, વિપત્તિ સહન કરવી, અદમ્ય આધ્યાત્મિક અભીપ્સા રાખવી, ઈશ્વરને શરણે જવું, નિષ્કામ કર્મો કરવાં, પોતે શુદ્ધ, બુદ્ધ, અજર, અમર આત્મા છે એવું વારંવાર અનુસંધાન કરવું–એ છે. આવા પુરુષાર્થ વિના કર્મની શૃંખલા તૂટતી નથી, પણ તે શૃંખલામાંથી હમેશ માટે છૂટી જવા માટે ઉપર દર્શાવેલા પુરુષાર્થને અવકાશ છે જ. આ માર્ગ અસ્તરાની ધાર પર ચાલવા જેવો અતિશય કપરો છે, છતાં ઈશ્વરની કરુણા થતાં તે સહેલો બની જાય છે. આ રીતે વિચારતાં અંધકારમાંથી પ્રકાશમાં જવાનો માર્ગ છે, આધ્યાત્મિક પુરુષાર્થને અવકાશ છે અને તે દ્વારા આત્મજ્ઞાનનો ઉદય થતાં મનુષ્ય હમેશ માટે કર્મબંધનમાંથી છૂટી જાય છે. સ્વ-રૂપનું જ્ઞાન થતાં કર્મનું બંધન તૂટી જાય છે. પ્રારબ્ધ કર્મોનો ભોગથી ક્ષય થાય છે. સંચિત કર્મો જ્ઞાનના અગ્નિમાં ભસ્મ થાય છે, આગામી કર્મોનો જ્ઞાનીને સંબંધ હોતો નથી. આમ સ્વ-રૂપને ઓળખી કર્મપાશમાંથી છૂટવાના પુરુષાર્થને અવકાશ છે જ. બીજો માર્ગ નથી—नान्यः पन्था विद्यतेऽयनाय।'

[સંપાદક: એ. જી. ભટ્ટ, સંસ્કૃતના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

*

# રોજનીશીમાંથી

ગણેશ વાસુદેવ માવળંકર

**તા. ૨૦ ઑગસ્ટ, ૧૯૪૭: બુધવાર**

શ્રી. કૌલ મળવા આવ્યા હતા. ડૉ. રાજેન્દ્રબાબુએ એમને ૯॥ વાગ્યે મળવા બોલાવ્યા હતા. એટલે મને મળવા આવ્યા હતા. ડૉ. રાજેન્દ્રબાબુ શું પૂછશે એનો અણસાર એમને જોઈતો હતો. ગઈ કાલની મૌલાનાની પાર્ટી વખતે થયેલી વાતચીત મેં એમને જણાવી. 'ઍસેમ્બ્લી ડિપાર્ટમેન્ટ'ના એકીકરણ વિષે હશે એવો અંદાજ છે, અને તેમ હોય તો ઍસેમ્બ્લી અને બંધારણસભા—બન્નેનાં કાર્યો ભિન્ન પ્રકારનાં હોવાથી તથા એક કાયમી અને બીજું કામચલાઉ હોવાથી બન્નેનું એકીકરણ યોગ્ય અને ઇચ્છનીય નથી એમ કહેવામાં વાંધો નથી એવું જણાવ્યું. પરંતુ તેઓ જે કાંઈ કહે તે સાંભળવું એવું પણ મેં જણાવ્યું.

સવારે ૧૦ થી ૧ કૉન્સ્ટિટ્યુઍન્ટ ઍસેમ્બ્લી (બંધારણસભા)ની બેઠક. આજે શરૂઆતમાં આ સભામાં સરકારને કેટલાક પ્રશ્નો પુછાયા, અને તે પરથી આ સભામાં આવા પ્રશ્નો પુછાય કે કેમ એવો સવાલ ઉપસ્થિત થયો. આ ધારાસભા નથી, બંધારણસભા છે. પણ આ જ સભાએ તા. ૧૪મીએ રાતે બ્રિટિશો પાસેથી સર્વ અધિકાર ગ્રહણ કર્યા હોવાથી અને સરકાર આ સભાને જવાબદાર હોવાથી પ્રશ્નો પૂછવાની છૂટ હોવી જોઈએ એવો એક મુદ્દો હતો. પંડિત નેહરુએ જવાબ આપતી વખતે આમાં રહેલી મુશ્કેલીઓ જણાવી, અને મુખ્ય એટલે પ્રમુખ પોતે પ્રધાનમંડળમાં હોવાથી ખૂબ મુશ્કેલી પડવાની છે. તેથી આ સવાલની વિચારણા કરીને બે-ત્રણ દિવસમાં રિપોર્ટ રજૂ કરવા માટે એક સમિતિ નીમવી એવો વિચાર પંડિતજીએ દર્શાવ્યો. તે પરથી એક સમિતિ રચવામાં આવી. મને એ સમિતિમાં મૂકવામાં આવ્યો છે. સર બી. એન. રાવ મને પૂછવા આવ્યા ત્યારે મેં મારી નાખુશી બતાવી હતી. તેમ છતાં હવે જ્યારે મને રાખ્યો જ છે તો મારે કામ કરવું જોઈએ. મારી સ્થિતિ નાજુક છે. ૧ વાગ્યે નીકળતી વખતે કૌલ મળ્યા હતા. ડૉ. રાજેન્દ્ર પ્રસાદે ઍસેમ્બ્લી ડિપાર્ટમેંટ પર કોનો અંકુશ એ સવાલ અપ્રત્યક્ષપણે ચર્ચ્યો હતો.

બપોરના ભોજન સમયે અમારી સાથે ઇંદોરના મહારાજા, એમના A. D. C., શ્રીયુત શ્રીપ્રકાશ, શ્રીમતી રાજકુમારી, શ્રીયુત વી. પી. મેનન અને શ્રીયુત વી. શંકર એમ હતા. ઘણી વાતો નીકળી.

ભોજન બાદ થોડો વખત આરામ. પછી પરચૂરણ કામો. શ્રી. કૌલને ડૉ. રાજેન્દ્રબાબુએ બોલાવીને જે વાતચીત કરી તે એમણે કહી. પ્રમુખપદની બાબતમાં ડૉ. રાજેન્દ્રબાબુનું વર્તન દુઃખદાયક છે. પ્રમુખપદને તથા પ્રધાનપદને – બન્નેનેય – તેઓ કેમ ચોંટી રહે છે! માન માટેનો લોભ એ સિવાય બીજો એનો અર્થ નીકળી શકતો નથી એ કેટલું મોટું કમભાગ્ય! ડૉ. રાજેન્દ્રપ્રસાદ અને શ્રી. કૃપાલાની—બન્નેની બાબતમાં પોતાને ખૂબ જ નિરાશા થઈ હોવાનું ...... એ કહ્યું!

સવારે ઍસેમ્બ્લી બેઠક વખતે શ્રી. બાળાસાહેબ ખેર મળ્યા હતા. મુંબઈની વાતો થઈ. ગુજરાત યુનિવર્સિટી માટે ફાળો ભેગો કરવાના પ્રશ્નમાં થયેલી પ્રગતિ એમને જણાવી.

પછી સાંજે ૪॥ થી ૬ સુધી પંડિત દિનેશ જોડે બેસીને એમના 'માનવધર્મ'—માતૃભૂમિ અંક માટે મેં એમને હિંદીમાં સંદેશો લખીને મોકલ્યો હતો તે ભૂલરહિત ફરી લખી આપ્યો. હિંદી શ્રુતલેખનમાં મારી ઠીક ઠીક ભૂલો નીકળી.

ફરવા જવા સારુ કંપાઉન્ડની બહાર પડ્યો ત્યાં શ્રી. કૌલ મળ્યા. બપોરે ડૉ. રાજેન્દ્રબાબુએ ૬ મા[...] મોકલવાનું કહ્યાનું જણાવ્યું. શ્રી. કૌલે એક વાત મા[...] ધ્યાન પર આણી. તે એ કે Govt. of Ind[...] Actના જે adaptations કરવામાં આવ્યાં [...] પ્રમુખની ચૂંટણી માટેની કલમ રદ કરવામાં આ[...] મારી પાસે જે મુસદ્દો મોકલાયો હતો તેમાં એ [...] રદ થઈ નહોતી. પણ પાછળથી તે રદ કરવામાં આવ[...] કેવી આ ખટપટ!

**તા. ૨૧ ઑગસ્ટ ૧૯૪૭: ગુરુવાર**

સવારે નિત્યવિધિ. રોજનીશીલેખન. શ્રી. [...] સાહેબ ખેર સપત્નીક આવ્યા હતા. એમની સાથે વ[...]

અમદાવાદમાં બે રૅશનિંગ ઇન્સ્પેક્ટર્સને suspend કર્યા અંગે મેં એમને કાગળ લખ્યો હતો તે એમણે ઘટતું કરવા માટે શ્રી. દિનકરભાઈને મોકલ્યાનું કહ્યું.

૧૦ થી ૧ બંધારણસભા. ધારાસભા અમારા સભાગૃહમાં કેમ નહિ એવું પંડિત હૃદયનાથ કુંઝરુએ મને પૂછ્યું. એટલે મેં એમને સભાગૃહ બતાવ્યું અને મારી સૂચનાઓ મેં શી કરી છે તે કહ્યું.

બપોરે ભોજન વખતે રામપુરના યુવરાજ આવ્યા હતા. પછી વિશ્રાંતિ.

સાંજે ૬ થી ૭ સર્વભાષી પરિષદના મરાઠી વિભાગની સ્વાગત સમિતિની સભા. ત્યાંથી Constitution House ગયો હતો. મિત્રોને મળીને પછી ફરતો ફરતો શ્રીયુત કે. એલ. જોષીને ઘેર (સજ્જનસિંગ પાર્ક) ભોજન અર્થે ગયો. શ્રી વામનરાવ નિકતે અને ભાટવડેકર જમવામાં સાથે હતા. વાતો થઈ. ૯ાના અરસામાં પાછો આવ્યો, બાદ આરામ.

## તા. ૨૨ ઑગસ્ટ ૧૯૪૭, શુક્રવાર

શ્રી. કૌલ મળવા આવ્યા હતા. આજે અમારી સમિતિ સમક્ષ આવનાર બાબતો વિષેનું એમનું ટાંચણ લઈને આવ્યા હતા. એની ચર્ચા કરી. શ્રી. હરિભાઉ પાટસકર સપત્નીક મળવા આવેલા—પરમ દિવસે જમવાનું નોતરું આપવા માટે.

૯–૪૫થી ૧–૧૫ બંધારણ સભામાં. શ્રી. વામનરાવ નિકતે ત્યાં મળ્યા હતા. એમને અમારું જૂનું કાઉન્સિલ ચેમ્બર દેખાડ્યું. સર રામસ્વામી વગેરે મિત્રો મળ્યા.

ભોજનોત્તર થોડો આરામ. પછી કાગળો લખાવ્યા.

બપોરે ૩થી ૫નો સમય અમારી સમિતિની સભામાં પસાર થયો. શ્રી ગોપાલસ્વામી આયંગર, અલ્લાડી કૃષ્ણસ્વામી, હુસેન ઇમામ, પુરુષોત્તમદાસ ટંડન અને સર બી. એલ. મિત્તર હતા. પ્રમુખ તરીકે મને જ ચૂંટ્યો. પછી, સમિતિ સમક્ષની બાબતમાં અમે વિના કારણ વખત ગુમાવ્યો. અમારી સમક્ષનો મુસદ્દો જોવા-વિચારવાને બદલે અમે ચર્ચા-વિચારણામાં જ મશગૂલ થઈ ગયા હતા. ચર્ચાનો અંત નહિ! થોડું કામ બાકી રહેવાથી આવતી કાલ ઉપર ગયું. કાલે ત્રણ વાગ્યે ફરી સભા છે.

ત્યાંથી કૉન્સ્ટિટ્યુશન હાઉસમાં ગયો. મિત્રો મળ્યાં. શ્રી. ખેર, ગાડગીળ વગેરે. બંધારણસભાની બેઠક આ માસ આખર સુધી ચલાવવી કે આગળ વધુ લંબાવવી એ સવાલ હતો. ખૂબ ચર્ચા. હું નીકળી આવ્યો. સપ્ટેમ્બર ૧૫ સુધી બેઠક ચલાવવી એવું નક્કી થયાનું પાછળથી જાણ્યું!

સાંજે શેઠ કસ્તૂરભાઈ મળ્યા. ઘરના પત્રો વગેરે લાવ્યા. ચિ. નીલકંઠ ને બાળની તબિયત સારી નથી એવું ઘરના કાગળમાં છે. સ્વાભાવિક ચિંતા થાય છે.

## તા. ૨૩ ઑગસ્ટ ૧૯૪૭, શનિવાર

શ્રી. કૌલ આવ્યા હતા એમની જોડે ચર્ચા. પછી અમારી સમિતિનો રિપોર્ટ લખાવ્યો. કેટલાક કાગળો લખાવ્યા. "માવળંકરે અમદાવાદમાં વ્યાયામના અખાડાઓ ઠીક ઠીક શરૂ કર્યા; પરંતુ તેઓ લશ્કરી શિક્ષણની વિરુદ્ધ છે!"—એવી જાતનું કહીને જનરલ નાનાસાહેબ શિંદેએ પૂનાના એમના એક ભાષણમાં મારી ટીકા કરી એવું શ્રી. દા. ન. શિખરેના કાગળમાં છે. મારે એનો જવાબ આપવો એમ શિખરેનું સૂચન છે. મેં એમને નકારાર્થી લખ્યું છે.

સવારે શ્રી. સૌ. સુચેતા કૃપાલાની શ્રી. વલ્લભભાઈને મળવા આવ્યાં હતાં, પણ "અત્યારે મળી શકાશે નહિ"—એમ ચિ. મણિબહેને કંઈક કઠોરતાથી એમને કહેવાથી એમને (સુચેતાને) લાગી આવ્યું અને આંખમાં આંસુ આવ્યાં. આ જોઈને મને દુઃખ થયું. મેં એમને સમજાવવાનો પ્રયાસ કર્યો. માણસો આટલી તોછડાઈથી પરસ્પર કેમ વર્તતા હશે વારુ?

બપોરે ૩ થી ૪–૩૦ સુધી સમિતિની સભા. આજે ડૉ. આંબેડકર હતા. પ્રધાનપદ પર હોય એવા સજ્જન જો અધ્યક્ષ હોય તો એમનાથી ધારાસભાના અધ્યક્ષ થઈ શકાય નહિ. આ મુદ્દો અમારા રિપોર્ટમાં ન હોવો જોઈએ એવો મારો સ્પષ્ટ અભિપ્રાય હતો. તો પણ સહુનો જ અભિપ્રાય એમ થયો કે એ મુદ્દો તો હોવો જોઈએ. એટલે તેને રહેવા દીધો.

સાંજે થોડો વખત ફરી આવ્યો.

રાતે ૮–૧૫ થી ૧૦–૧૫ શ્રી. નંદલાલ મહેતાને ત્યાં જમવા ગયો હતો. કૉન્સ્ટિટ્યુશન ક્લબમાં જમણ હતું. શ્રી. ઠક્કરબાપા, બાળાસાહેબ ખેર, ગાડગીળ, કાનજીભાઈ, દરબારસાહેબ વગેરે હતા. ઘણી વાતો થઈ. (ક્રમશ:)

*

# અમેરિકામાં બેકારી અને સ્વયંસંચાલન*

સનત મહેતા

[સામાન્ય મંત્રી, પ્રજાસમાજવાદી પક્ષ, ગુજરાત શાખા]

સામાન્ય રીતે બેકારી એ અવિકસિત રાષ્ટ્રનો પ્રશ્ન છે. અને આ પ્રશ્ન અમેરિકામાં આજે અતિ ગંભીર બન્યો છે. એ એશિયાના કોઈપણ દેશના નાગરિકના મનમાં જલદી ઊતરે તેવું નથી. પણ બેકારી જોડેનો બીજો શબ્દ જે મથાળે વપરાયો છે તે છે સ્વયંસંચાલન: Automation: આનો અનુભવ બીજા સ્વરૂપે ભારતને થયો છે. ભારતમાં જે ઉદ્યોગો બ્રિટનના કાળમાં સ્થપાયા છે તેમાં જ્યારે અદ્યતન યંત્રો લાવવાનો પ્રશ્ન આવ્યો—અથવા તો ત્યાં આવા સ્વયંસંચાલિત અદ્યતન યંત્રોએ બેકારીનો સવાલ ઊભો કર્યો છે. કાપડ ઉદ્યોગમાંનું રેશનલાઇઝેશન એ હજુ ચર્ચાસ્પદ પ્રશ્ન છે. અને એમાંથી અશ્રુવિહીન: Tearless રેશનલાઇઝેશન સુધી પહોંચ્યા છીએ.

પણ અમેરિકા જેવા દેશમાં જ્યાં ઉદ્યોગીકરણ આપણા કરતાં વહેલું થયેલું અને જ્યાં ટેક્નૉલૉજી ઝડપભેર વિકસી રહી છે, ત્યાં આ સ્વયંસંચાલન: Automation ના કારણે બેકારીના નવા જ પ્રશ્નો ઊભા થયા છે. અને છેલ્લાં વરસોમાં આ પ્રશ્નનો ઉકેલ ને આવ્યો નથી એટલે અમેરિકામાં આ સ્વયંસંચાલનને ઑટોમેશને વિકટ સવાલો ઊભા કર્યા છે.

અમેરિકાના નૅશનલ એસોસિયેશન ઑફ મૅન્યુફેક્ચરર્સની: Jobs for All નામની પુસ્તિકામાં અહીંના ઉદ્યોગપતિઓની મનીષા વ્યક્ત થાય છે. "ઇલેક્ટ્રૉનિક્સ, અને અણુશક્તિના બળથી ચાલતી, સરળ અને શ્રમરહિત સ્વયંસંચાલન યુક્ત અમારા મુક્ત અર્થતંત્રની જાદુઈ શેતરંજી દૂર દૂર સ્વપ્નમાં ન કલ્પેલી ક્ષિતિજો સુધી પથરાશે." "Guided by Electronics, powered by atomic energy, geared to the smooth effortless working of automation. The magic carpet of our free economy heads for distant and undreamt horizons."

જ્યારે અમેરિકાના પ્રમુખ કૅનેડીએ ફેબ્રુ.ની ૧૯૬૨ના ૧૬ મીએ માણસ માટે રોજી પૂરી પાડવાના પ્રશ્નને ૧૯૬૦ના વરસોના મુખ્ય પડકાર તરીકે "The major Domestic Challenge of the Sixties" ગણાવ્યો હતો.

બીજી બાજુ અમેરિકાના દોઢ કરોડથી વધુ મજૂરોની સભ્ય સંખ્યા ધરાવનાર મધ્યસ્થ મજૂરસંસ્થા "AFL-CIO" એ તાજેતરમાં ૧૯૬૨ના ઑક્ટોબર માસના "Federationist"ના અંકમાં જણાવ્યું કે "અત્યારે જરૂર તો સરકારની એવી નીતિ અને કાર્યક્રમોની છે, જે અમેરિકન અર્થતંત્રને ઉત્તેજન આપે અને રોજીનાં વધુ સાધનો ઊભાં કરે."

આ બધી વિવિધ બાજુ અને વિચારો કરતાં ય સ્વયંસંચાલનના કારણે અમેરિકા જેવા વિકસિત અને સમૃદ્ધ દેશમાં બેકારીના જે પ્રશ્નો ઊભા થયા છે તે આપણે સમજવા જરૂરી છે; કારણ, વિકસતા દેશોમાં પણ સ્થાનિક સંજોગો કે સામાજિક અને આર્થિક પરિસ્થિતિને સમજ્યા વગર "Automation" તરફ દોડવા ઇચ્છતો એક વર્ગ છે, જેની આંખો આ અમેરિકન સમૃદ્ધિએ ઊભા કરેલાં સુખ-સગવડથી અંજાઈ ગઈ છે અને જેની નજર ભારતના પ્રશ્નોના ઉકેલ પર રહેવાને બદલે વધુ અને વધુ આરામ તરફ મંડાઈ છે.

આ દૃષ્ટિથી જ અમેરિકાની આ બેકારીની સમસ્યા જરા વિગતવાર સમજવી જરૂરી છે.

## બેકારીની નાબૂદી અને પૂરી રોજી

૧૯૩૦ની મંદી વખતે અને એ પછી બીજા વિશ્વયુદ્ધ બાદ રૂસમાં બેકારી નથી એ વાતે બેકારીને ઉકેલવાના અને પૂરી રોજી: Full employment: માટે મથવાની જાગૃતિ દુનિયાના ઘણા દેશોમાં આણી. બીજા વિશ્વયુદ્ધ દરમિયાન ઇંગ્લૅન્ડમાં વિલિયમ એચ. બિવરિજના પુસ્તક—"Full employment in a free society" એ ખાસ કરીને ઇંગ્લૅન્ડ અને

---

*AFL CIOના મુખપત્ર Federationistના લેખના આધારે

અમેરિકામાં આ સવાલને મોખરે આણ્યો હતો. સંપૂર્ણ રોજીનો અર્થ બિવરિજે એવો ઘટાવ્યો હતો કે બેકારો કરતાં વધુ ખાલી જગ્યાઓ અને બેકારીનો તદ્દન ટૂંકો ગાળો "બીજા અર્થમાં કહીએ તો" મજૂરીની બજાર હમેશાં વેચનારાની બજાર હોવી જોઈએ, નહિ કે ખરીદનારાઓની. "The Labour market should be always a sellers market rather than buyer's market."

આમ છતાંય પૂરેપૂરી રોજીવાળા સમાજમાં પણ થોડીક સંજોગાત્મક બેકારી રહેવાની. દા. ત., ઋતુના કારણે જે ઉદ્યોગો ચાલે. જેમ કે જીનિંગ ફૅક્ટરી વ. તે ઋતુ પૂરી થતાં બંધ થાય ત્યારે બેકારી જન્મે—એની સાથોસાથ ટૅક્નૉલૉજીના ફેરફારના કારણે પણ થોડી બેકારી જન્મ્યા કરે. બિવરિજે પુસ્તક લખ્યું ત્યારે તે વખતના ઇંગ્લેન્ડ માટે આવી અનિવાર્ય સંજોગાત્મક બેકારીનું પ્રમાણ બે ટકા ધારેલું અને વધુમાં ઇંગ્લેન્ડને એ વખતે અને અત્યારે પણ પરદેશના વેપાર પર ઘણો આધાર રાખવો પડતો એટલે એનો એક ટકો ગણીને ત્રણ ટકા સુધીની બેકારીને અનિવાર્ય અગર પૂરી રોજીવાળી ગણેલી.

અમેરિકામાં અમેરિકાના મજૂરિયાતોએ ૧૯૪૭માં એના "Full employment patterns 1950" માં ૩. ૪ ટકાને અનિવાર્ય અગર સંજોગાત્મક બેકારી-ના પ્રમાણ તરીકે ગણાવેલું.

## પ્રમાણ હમેશાં વધુ રહ્યું

પણ અમેરીકાના બેકારીના આંકડા બતાવે છે કે બેકારીનું પ્રમાણ અમેરિકામાં પૂરી રોજી: Full Employmentની સ્થિતિ યુદ્ધ સિવાયના સમય સિવાય પહોંચી શક્યું નથી—નીચેના આંકડા સ્થિતિ સ્પષ્ટ કરે છે.

| | | | |
|---|---|---|---|
| ૧૯૪૮ | ૩.૭ | ૧૯૫૯–૧૯૬૦ | ૫.૨ |
| ૧૯૫૧–'૫૩ | ૩.૦ (કોરિયનયુદ્ધ) | | |
| ૧૯૫૫–'૫૭ | ૪.૧ | ૧૯૬૨ મે | ૫.૫ |

ટૂંકમાં ૧૯૬૨ના વરસમાં એક માસને બાદ કરતાં અમેરિકામાં સંજોગાત્મક બેકારીની ગણતરી કર્યા પછી પણ બેકારીનું પ્રમાણ બાકીના ૫૮ મહિનામાં પાંચટકા કરતાં ઉપરજ રહ્યું છે. ૧૯૬૧માં બીજા આર્થિક પ્રવાહોમાં સુધારો દેખાયો, પણ શ્રમ મેળવવા ઇચ્છતા વસ્તીના ૬.૭ ટકા બેકાર રહ્યા. ૧૯૬૦માં આ પ્રમાણ ૫.૮ ટકા હતું, ૧૯૫૯માં ૫.૫ ટકા અને ૧૯૫૮ના રિસેશન વરસ દરમિયાન ૬.૮ રહ્યું.

બેકારીના આ સતત ઊંચા રહેતા પ્રમાણે સાફ કર્યું છે કે ૧૯૫૩થી આજ સુધી અમેરિકન અર્થતંત્રમાં જરૂરી ગતિશીલતા આવી શકી નથી. એટલું જ નહિ પણ ૧૯૫૪થી આજ સુધીમાં પાછલી બેકારીનો અર્થતંત્રપરનો ભાર ઓછો થઈ શક્યો નથી. ૧૯૫૪ના" Recession પછી એ કદીય પાંચ ટકાથી નીચે ન-ગયું—અને ૧૯૬૦–૬૧ના ઝડપી વિકાસ છતાં એ ૫.૫ ટકા પરથી જ ચોંટી રહ્યું છે.

૧૯૬૨ના પહેલાં ૭ માસથી આજ સુધી બેકારોની સંખ્યા ૪૩લાખથી નીચે નથી જઈ શકી.

## સાચી બેકારી વધુ છે

હકીકતમાં અત્યારે ૧૯૬૨માં બેકારી આ આંકડા કરતાં વધુ છે; કારણ કે આમાં આખો વખત કામ કરવા ઇચ્છતાં છતાં જેમને અર્ધો સમય (Parttime) કામ મળે છે. એવા અર્ધ સમયના મજૂરોનો સમાવેશ થતો નથી. લગભગ ૨૫ લાખ જેટલા લોકો આ કક્ષામાં આવી શકે તેવા છે. અને એમની બરોબરી પૂરેપૂરા બેકારીના પ્રમાણ જોડે કરીએ તો લગભગ ૧૦ લાખ તદ્દન બેકરો બરાબર કરી શકાય. આ બધાને ગણીએ તો બેકારીનું પ્રમાણ ૬.૫ ટકા થાય. આટલું જ નહિ પણ "બ્યૂરો ઑફ લેબર સ્ટૅટિસ્ટિક્સ્", આમાં એવા માણસોનો જ સમાવેશ કરે છે, જેઓ સતત કામની શોધમાં હોય છે. જ્યારે રોજી ઓછી હોવાના કારણે નિરાશ થઈને રોજીની વધુ શોધ પડતી મૂકી હોય એવા રોજીલાયક માનવીઓ પણ આજે છે, જેમની ગણતરી નથી કરાતી.

આ બધાની ગણતરી કરાય તો એટલું જરૂર તારવી શકાય કે આજે હકીકતમાં બેકારી આ આંકડાઓ કરતા વધુ છે.

## બેકારીનાં કારણો

બેકારીનાં મુખ્ય કારણોમાંનું એક કારણ એ છે કે કે નવીન ટેક્નોલોજીના કારણે ઉત્પાદન વધે, પણ રાષ્ટ્રની વસ્તીના કારણે શ્રમિકોની સંખ્યામાં જે વધારો થાય છે

તેના પ્રમાણમાં રોજીનીતકો વધતી નથી. બીજું, અમેરિકામાં આર્થિક વિકાસનું પ્રમાણ ધીમું રહ્યું છે. પૂરેપૂરી રોજીની સ્થિતિ જન્માવવા માટે અમેરિકાના આર્થિક વિકાસનું પ્રમાણ: Rate of increase in total output of goods and services; દર વરસે પાંચ ટકાના હિસાબે વધવું જોઈએ. હકીકતમાં ૧૯૫૩થી આજ સુધી ૨.૫ ટકાના હિસાબે વધારો થાય છે પણ એના પ્રમાણમાં ખરીદશક્તિ વધતી નથી; પરિણામે, ઉત્પાદનશક્તિ ખરીદ-શક્તિના અભાવે જરૂરી ગતિ જન્માવી શકતી નથી.

## નવા ફેરફારો શું કરે છે?

ટેક્નોલોજીના નવા ફેરફારોએ ઉદ્યોગોમાંની રોજી અને તેમાંના પ્રકારના ભારે ફેરફારો આણ્યા છે. માલ ઉત્પન્ન કરનારા ઉદ્યોગોમાંથી જરૂરિયાત પૂરી પાડનારા ઉદ્યોગો ભણી પ્રવાહ ચાલ્યો છે. દાખલા તરીકે કારખાના (Manufacturing) ખાણો અને બાંધકામમાં કામ કરતા મજૂરોની સંખ્યામાં ૧૯૫૩ થી ૧૯૬૧ વચ્ચે ૧૨ લાખનો ઘટાડો થયો, જ્યારે સેવાઓ અને એવા બીજા ઉદ્યોગો (service)મા કામ કરનારાઓની સંખ્યામાં એ જ વરસોમાં ૫૦ લાખનો વધારો થયો.

ઔદ્યોગિક કારખાનાઓમાં સુદ્ધાં ઓટોમેશને ઘણા ફેરફારો આણ્યા છે એમાં પણ સફેદ કોલરવાળાઓની સંખ્યા ઘણી વધી છે. દાખલા તરીકે કારખાનામાં એના ઉત્પાદન અને યંત્રોની જાળવણીમાં કામ કરનારાઓની સંખ્યામાં ૧૯૫૩ અને ૧૯૬૧ સુધી ૨૦ લાખનો ઘટાડો થયો, જ્યારે બાબુ અગર સફેદ કોલરવાળા કામદારોનો આ જ કારખાનાંઓમાં આજ વરસોમાં દસ લાખનો વધારો થયો. પહેલા વર્ગના રેલવે ઉદ્યોગમાં ૧૯૫૩ થી ૧૯૬૧ વચ્ચે કુશળ અને અકુશળ, કામદારોની (Non supervisory) સંખ્યા બાર લાખમાંથી ઘટીને ૭ લાખ થઈ.

આ જ આઠ વરસોમાં યંત્રીકરણના કારણે ખેતીના ક્ષેત્રે પણ રોજીનું પ્રમાણ ઘટ્યું. ૧૯૫૩માં ખેતીના ક્ષેત્ર ૬૬ લાખને રોજી મળતી હતી તેમાં દસ લાખથી વધુનો ઘટાડો થયો.

આ બધાંનું પરિણામ એ આવ્યું કે સ્વયંસંચાલિત યંત્રોએ રોજના માળખામાં એવા ફેરફારો આણ્યા કે કંઈ નવી રોજી વધી તે માત્ર સફેદ કોલર કામદારોના ક્ષેત્રમાં જ વધી—જેવી કે વેચાણ – વિતરણના વિભાગોમાં તેમજ બીજા ઉચ્ચ ટેક્નિકલ વિભાગોમાં——— જે લાયકાતો બિચારા બીજા ઔદ્યોગિક કામદારો જેઓ બેકાર બન્યા છે તેમનામાં હોતી નથી.

આગળ વધીને આ સ્વયંસંચાલીત યંત્રો અને ટેક્નોલોજીકલ ફેરફારો માત્ર રોજીના માળખાનાં ફેરફારો કર્યાં છે એટલું જ નહિ પણ ન્યૂ ઇંગ્લેન્ડના કાપડ અને કોલસાની ખાણોના ઉદ્યોગોમાં રોજીના સાધનો મોટાપાયે કાપી નાખ્યા છે. કોલસાની ખાણોમાં તેલ અને ગેસના ઉપયોગના કારણે તેમજ કાપડ ઉદ્યોગમાં ઓટોમેશન ઉપરાંત ઉદ્યોગો દક્ષિણમાં ખસેડવાના કારણે રોજીના મૂળ જ કપાઈ ગયાં છે.

## આ બેકારોમાં કોણ છે?

બેકારીના પ્રમાણ ઉપરાંત બેકારોમાં કોનો વધુ સમાવેશ થાય છે તે જોવું પણ જરૂરી છે. સરેરાશ ચિત્ર એમ બતાવે છે, કે આ બેકારોમાં વધુ પ્રમાણ યુવાનો, અકુશળ અને હબસીઓનું છે. ૧૯૬૨ના પહેલા ૭ માસનું સરેરાશ પ્રમાણ બતાવે છે, કે ૨૦ વરસની નીચેની ઉંમરના મજૂરોમાં બેકારીનુ પ્રમાણ સરેરાશ પ્રમાણ કરતાં ત્રણ ગણું વધારે છે.

### બેકારીનુ પ્રમાણ ૧૯૬૨ના જાન્યુ.–જૂનનું સરેરાશ

| | પુરુષ | | | સ્ત્રી | | |
|---|---|---|---|---|---|---|
| ઉંમર | બધા | ગોરા | કાળા | બધા | ગોરા | કાળા |
| | ટકા | ટકા | ટકા | | ટકા | |
| બધી ઉંમરનું સરેરાશ | ૫.૮ | ૫.૧ | ૧૨.૨ | ૬.૪ | ૫.૫ | ૧૧.૯ |
| ૧૪થી૧૯ | ૧૫.૨ | ૧૪.૪ | ૨૧.૮ | ૧૪.૮ | ૧૨.૯ | ૩૨.૫ |
| ૨૦થી૨૪ | ૯.૮ | ૮.૮ | ૧૬.૦ | ૮.૮ | ૭.૭ | ૧૫.૪ |
| ૨૫થી૬૪ | ૪.૬ | ૪.૦ | ૧૦.૫ | ૫.૦ | ૪.૩ | ૯.૫ |
| ૬૫ ઉપર | ૫.૦ | ૪.૩ | ૧૪.૬ | ૩.૯ | ૩.૮ | મળી શક્યાં નથી |

આ આંકડાઓ બતાવે છે, કે રંગભેદની અસર બેકારીમાં ઘણી ભારે થાય છે. ઉપરાંત, યુવાન કામદારોમાં અને અવિવાહિત સ્ત્રી-પુરુષોમાં બેકારીનું પ્રમાણ સરેરાશ કરતાં વધુ છે.

બીજી રીતે તપાસીએ તો પણ આંકડાઓ રસપ્રદ છે. ૧૯૬૨ના જાન્યુ. થી જૂન સુધીના બેકારીના પ્રમાણને

। શાસ્ત્રોના ઉપદેશકો ઉપર કોઈ પણ રીતે વાપનો ટોપલો ઓઢાડી શકાય ખરો?

પશ્ચિમના લોકો વિશેષત: ઇહલોકવાદી છે, અને તેથી એ દષ્ટિએ તેઓ પોતાના વ્યવહારો ગોઠવે છે. તેમ કરતાં પણ તેઓ વનસ્પતિ વગેરેના સંરક્ષણનું તથા પશુ-પક્ષીઓના સંરક્ષણનું અને માનવશક્તિના સંરક્ષણનું મૂલ્ય બરાબર સમજે છે. આપણે ત્યાં જે દશા પૂજ્ય મનાતી ગાયોની છે, તે કરતાં એ લોકોના જીવનના ઉપયોગની દષ્ટિએ ગાયોની મહત્તા સેંકડો ગણી વધારે છે. આપણે ત્યાં વેપારી લોકો ખાવાની દરેક ચીજોમાં—અરે! દવામાં સુદ્ધાં—ભેળસેળ કરીને લોકોના જીવન સાથે ખેલ કરી શકે છે, ત્યારે ઇહલોકવાદી લોકોમાં આવું વલણ જોવામાં નથી આવતું. આનું કારણ અહિંસાની સમજમાં, તેની મર્યાદા અને ઉપયોગની સમજમાં આપણું જ્ઞાન કેવળ અંધવિશ્વાસ ઉપર વિવેકહીન રીતે ટકેલ છે ત્યારે તેમનું જ્ઞાન વર્તમાન જીવનની ઉપયોગિતારૂપ કાર્ય-કારણના પ્રત્યક્ષ નિયમને વૈજ્ઞાનિક રીતે અવલંબે છે. આ જોતાં એમનો ઇહલોકવાદ આપણા પરલોકવાદ કરતાં વિશેષ ચડિયાતો છે. તેઓ ઇહલોકને તો સુધારે છે ત્યારે આપણા તો બન્ને લોક બગાડે છે.

ધર્મ સૌથી પ્રથમ ઇહલોકની શાંતિ માટે છે અને એ શાંતિને પરિણામે પરલોકની શાંતિ સુલભ છે એ સૌ કોઈએ યાદ રાખવું જરૂરી છે.

કહેવાનું તાત્પર્ય એટલું જ કે જૈન-પ્રવચનમાં તેના પ્રાદુર્ભાવની પરિસ્થિતિ પ્રમાણે અહિંસા ઉપર વિશેષ ભાર અપાયેલ છે. અને તેની સાથે સત્ય, અસ્તેય, અપરિગ્રહભાવ અને બ્રહ્મચર્ય ઉપર પણ એટલો જ ભાર અપાયેલ છે. અહિંસા અને સત્ય વગેરેમાં પરસ્પર રક્ષ્ય-રક્ષકનો ભાવ વર્તે છે. અહિંસા ગઈ તો સત્ય વગેરે બધું જ ગયું, અને સત્ય વગેરે ગયાં તો અહિંસા પણ ગઈ જ. એમ સ્પષ્ટ કહેવામાં આવેલ છે કે પાંચ મહાવ્રતોમાંના એકનું ખંડન એટલે એ પાંચેનું ખંડન.

ધર્મ સમાજનું વર્તનમાનકાલીન ધારણ-પોષણ અને સત્ત્વસંવર્ધન કરવામાં કદી બાધક નીવડતો જ નથી. એમ હોવાથી જ તેનું 'ધર્મ' નામ સાર્થક છે. જો ધર્મ બાધક નીવડે, તો તે 'ધર્મ' જ ન કહેવાય, પણ ધર્મને નામે ચાલતો ભ્રાંત વ્યવહાર કહી શકાય. આ રીતે જૈન ધર્મના એક સિદ્ધાંત—અહિંસા—વિષે થોડી વિવેચના થઈ. અહિંસા ઉપરાંત તેના બીજા સિદ્ધાંતો સ્યાદ્વાદ—અનેકાંતવાદ, સંયમ, ગૃહસ્થધર્મ, સાધુધર્મ, આત્મવાદ, કર્મવાદ, બંધ અને મોક્ષ વગેરે વિષે પણ વિવેચના કરવાની છે. તે અંગે હવે પછી વાચકો જોઈ શકશે.

*

# ભારતના બંધારણની કેટલીક વિશિષ્ટતાઓ*

કે. સી. દેસાઈ

[ઇતિહાસ અને અર્થશાસ્ત્રના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

પ્રજાસત્તાક ભારતનું બંધારણ અનેકવિધ ઝીણવટભરી છતાં મહત્ત્વની એવી નાની મોટી જોગવાઈઓથી ભરપૂર છે. એનાં કેટલાંક લક્ષણો અન્ય દેશોનાં બંધારણોને મુકાબલે અજોડ ગણી શકાય એવાં છે. આ લક્ષણોને જુદી જુદી વિચારસરણી ધરાવતા લોકોએ પોતપોતાનાં મંતવ્યો પ્રમાણે મૂલવ્યાં છે. પરિણામે કેટલાકે આ બંધારણને અપૂર્વ સિદ્ધિ તરીકે બિરદાવ્યું છે, તો વળી કેટલાક ઉદ્દામવાદીઓને એ ગુલામીના બંધનરૂપ લાગ્યું છે. કોઈપણ દેશનું બંધારણ પોતાની પ્રજાના તમામ વર્ગોને બધી રીતે સંતોષે અને સર્વકાલ માટે સંપૂર્ણ અનુકૂળ નીવડે એ અસંભવિત છે. છતાં કોઈપણ દેશનું બંધારણ એની ભૂતકાળની અને વર્તમાનની પરિસ્થિતિને, એની સંસ્કૃતિને તથા પ્રજાના વિશિષ્ટ સંસ્કારોને મહદ્અંશે અનુરૂપ હોવું જોઈએ.

ભારતના બંધારણમાં અમેરિકા, કૅનેડા, ઑસ્ટ્રેલિયા તથા આઇરિશ ફ્રીસ્ટેટનાં બંધારણોમાંથી ઘણી સામગ્રી

* આ લેખ લેખકના પુસ્તક, 'આપણા રાજ્યબંધારણનો પરિચય' – પાઠક અને દેસાઈ – ને આધારે તૈયાર કરવામાં આવ્યો છે.

છે. તે કરતાં તે વ્યવસાય સામાજિક યા સામૂહિક મૂડી વધારવામાં સાધન થઈ શક્યો હોત. આમ ન હોવાથી આજે હજારો સશક્ત માણસોને પણ કેવળ દુઃખ જ અનુભવવું પડે છે તેમ ન બન્યું હોત. પાણીની હિંસાની પણ આપણે મર્યાદા આંકી નથી, આને લીધે શહેરોમાં તો ગંદકીનો પાર રહ્યો નથી અને આથી સમાજનું આરોગ્ય કથળી રહ્યું છે. કદાચ એમ કહેવામાં આવે કે ગટરો થવાથી ગંદકીનો પ્રશ્ન હવે ઘણો ઓછો થયો છે તો એ સાચું માની શકાય તેમ નથી. અમદાવાદમાં જ આંખ ઉઘાડીને ફરનારો જ્યાં ત્યાં મેલું પાણી વગેરે અનેક પ્રકારની સડતી ગંદકી જોઈ શકે એમ છે. ગટરો થવાથી તો કદાચ શહેરની વિશેષ બગડેલી પરિસ્થિતિ કાબૂમાં આણી શકાઈ પણ જ્યાં એ ગંદકી ઠલવાય છે ત્યાંના લોકોની ભયંકર પરિસ્થિતિનો આપણને ખ્યાલ જ આવતો નથી. એ લોકો ભયંકર બીમારીમાં સપડાયેલા રહે છે અને કાયમ મચ્છર વગેરે વિષમય જંતુઓથી ઘેરાયેલા રહે છે. તેઓ એ માટે ઘણો જોરશોરથી પોકાર કર્યા કરે છે, પણ આપણા વૈભવી કાનને એ પોકાર ભાગ્યે જ અથડાય છે. વળી, છાપાંઓ દ્વારા બીજું એવું જણાવવામાં આવે છે, કે પાણીના અમર્યાદિત ઉપયોગને રોકવા પાણીના નળો સાથે મીટરો જોડવા જોઈએ, જેથી મૂડી ઉપર પંજો પડતાં આપોઆપ પાણીના ઉપયોગની મર્યાદા આવી જશે. આ બધી પરિસ્થિતિ પાણીની અમર્યાદિત હિંસાને જ પરિણામે છે. પાણીની હિંસાની વાત કરીને જૈન શાસ્ત્ર ગંદા રહેવાની કે ગંદકી વધારવાની તરફેણમાં જરા પણ નથી. જ્યાં અશૌચ છે ત્યાં શૌચ રાખવાની વા કરવાની દેહધારી મનુષ્યો માટે અનિવાર્ય ફરજ છે જ. એને આડે જૈન શાસ્ત્ર આવતું જ નથી, તે તો માત્ર મર્યાદિત ઉપયોગ તરફ જ આપણું ધ્યાન ખેંચે છે. આ હકીકત વિવેકપૂર્વક ન સમજવાથી ગંદકી વધારવામાં જૈન શાસ્ત્ર સહાયક છે એવી ખોટી ભ્રમણા ઊભી થયેલ છે, યા ઊભી કરવામાં આવેલ છે. અગ્નિની હિંસાની પણ મર્યાદા ન રાખવાથી પૃથ્વીની હિંસાની તેમ જ વનસ્પતિની હિંસાની મર્યાદા રહી જ ન શકે. અને, એમ થવાથી જ, આપણે અંગ્રેજોના ગુલામ બન્યા હતા. હવે સદ્ભાગ્યે એ ગુલામી તો ટળી છે, પણ જો અગ્નિની હિંસાની મર્યાદા નહિ જ રખાય, તો અંગ્રેજોની નહિ તો મૂડીવાદીઓની યા. યંત્રોની ગુલામીમાં અ સપડાવાના છીએ અને પરિણામે દેશમાંથી બેકારી, ભૂખ વગેરે ભયંકર આપત્તિઓ ટાળી શકવાના નથી.

વનસ્પતિની બહુલતા હોય તો વરસાદનો અભાવ રહેતો નથી, વરસાદ વગર ખેતી સંભવિત નથી અને ખેતી વિના સમાજનું ધારણ-પોષણ અશક્ય બને છે. આ દૃષ્ટિએ વિચારતાં વનસ્પતિની પણ હિંસા એટલે કે વિનાશ મર્યાદામાં હોય તો જ હિતકર નીવડી શકે છે. મોટાં મોટાં જંગલો, નાળિયેરીનાં વનો, વાંસનાં વનો અને બીજી પણ જમીન ઉપરની તેમજ પર્વત ઉપરની વૃક્ષાવલીનો વિશેષ વિનાશ સમાજની દૃષ્ટિએ જરાય હિતકર નથી. આ હકીકત તો સૌ કોઈ સમજે છે, અને વનસ્પતિના રક્ષણ માટે વનમહોત્સવો પણ ઉજવાતા રહે છે.

વળી, વનસ્પતિ મનુષ્યની જેટલી જ સચેતન છે એ વાત પણ હવે શંકારહિત બની છે એટલું જ નહિ, પ્રત્યક્ષ થઈ છે. આ રીતે, સમાજના ધારણ-પોષણ અને સત્ત્વસંવર્ધનની દૃષ્ટિએ પૃથ્વી વગેરે વનસ્પતિ સુધીનાં પ્રાણોનો સંહાર ન કરવો જોઈએ. એમ અહિંસાપ્રધાન જૈન શાસ્ત્રોનું વિધાન છે, અને સામાજિક જરૂરિયાતો અંગે સંહાર કરવો પડે તો તેની મર્યાદા નક્કી જ કરવી રહી. જો અમર્યાદ વિનાશ થશે તો વ્યક્તિ કે સમાજનું શ્રેય નથી જ. આમ જૈન-પ્રવચનમાં નાનામાં નાના જંતુથી માંડીને મોટામાં મોટા મનુષ્ય સુધીના જીવોની હિંસાનો નિષેધ કરવામાં આવેલો છે અને એ અંગે ખાસ મર્યાદાઓ મૂકવામાં આવેલ છે.

પૂજ્ય ગાંધીજી પોતાના વ્યવહારમાં માટીનો, પાણીનો કે અગ્નિનો કે વનસ્પતિનો ઉપયોગ કરવો હોય યા માનવ કે પશુશક્તિનો ઉપયોગ કરવો હોય તો ત્યારે મર્યાદાનો વિશેષ ખ્યાલ તેમના એટલે તે તે જીવોના પોષણના વ્યવહારપૂર્વક રાખતા જ અને તેથી જ વધારે જમીન બગાડનારને, વધારે પાણી ઢોળનારને યા વગર પ્રયોજને દીવા બાળનારને યા જરૂર કરતાં વધારે વનસ્પતિ કાપી લાવનારને જરૂર સાવચેત કરતા. આ હકીકત તેમના વ્યવહારમાં વણાયેલી હતી જ. વર્તમાનમાં જૈનો આ વિષે વિવેકપૂર્વક આચરણ નથી કરતાં અને ક્યાંય ક્યાંય વિપરીત પણ આચરણ કરે છે તેથી તેમનાં

લગાડી શકાય ખરો ? કોઈપણ ધર્મ પછી જૈન ધર્મ હોય યા વૈદિક ધર્મ હોય તે કોઈપણ જાતની અનુચિતપ્રવૃત્તિનું કદી સમર્થન કરતો જ નથી એ વાતને કદી ન ભૂલવી જોઈએ.

ધર્મની વિચારણા અને વાસ્તવિક સ્વરૂપ સમજવા માટે તે તે ધર્મના પ્રવર્તકોનાં જીવન, આચરણ અને વર્તન તટસ્થ ભાવે તપાસવાં જોઈએ. અને તેવા લોકોએ જે જે ઉપદેશો આપેલા છે તેનું ઊંડું અધ્યયન કરવું જોઈએ. આમ થાય તો જ કોઈપણ ધર્મનો ખરો મર્મ ધ્યાનમાં આવી શકે.

કોઈના મનમાં એવો પ્રશ્ન થવાનો સંભવ છે કે જૈન ધર્મે મનુષ્ય અને પશુ વગેરેની હિંસાનો નિષેધ કરેલ છે. તે તો સમજી શકાય એમ છે; પણ પૃથ્વી, પાણી, વાયુ, અગ્નિ અને વનસ્પતિની હિંસાનો જે નિષેધ કરેલ છે વા તે નિષેધ અંગે જે મર્યાદા બતાવેલ છે તે, આપણું ચાલુ જીવન, આચરણ અને જરૂરિયાત જોતાં સમજમાં આવી શકતું નથી. આ પ્રશ્નનો ખુલાસો આ પ્રમાણે છે.

વ્યક્તિનું કે સમાજનું જીવનધારણ અને સત્ત્વસંવર્ધન એક–બીજા ચેતનને ઘસારો આપ્યા વિના સંભવી શકતું જ નથી. એટલે કોઈપણ દેહધારી મનુષ્યના જીવનમાં સૂક્ષ્મ રીતે સંપૂર્ણપણે અહિંસાનું આચરણ શક્ય નથી. સામાન્ય મનુષ્યની તો આ પરિસ્થિતિ છે, પરંતુ જેઓ વીતરાગ અને પૂર્ણ અનાસક્ત પુરુષો છે, તેમનું જીવનધારણ પણ બીજા ચેતનને ઘસારો આપ્યા વિના સંભવિત નથી; માટે તમામ ધર્મપ્રવર્તક પુરુષોએ અનુભવથી એમ ઠરાવેલ છે કે જીવનમાં હિંસાનો ઉપયોગ છે ખરો, પણ તે વિવેકપૂર્વકની મર્યાદામાં જ – મર્યાદાથી જરાપણ વધારે નહિ જ. આમ છે માટે મહાભારતમાં, જૈન–પ્રવચનમાં અને બૌદ્ધ પિટકોમાં આ અંગે આમ કહેલું છે કે જેમ ભમરો પોતાના નિર્વાહ માટે પુષ્પમાંથી રસ મેળવે છે પણ રસ આપનારાં પુષ્પોના નાશની પરિસ્થિતિ આણીને નહિ, ભમરો પોતાનો પોષક રસ પુષ્પોમાંથી એવી રીતે મેળવે છે, જેથી પુષ્પોને ઓછામાં ઓછો ઘસારો પહોંચે. હિંસાના વ્યાપક ઉપયોગની પરિસ્થિતિમાં અહિંસાના તમામ સાધકોને માટે આ રીતે હિંસાનો મર્યાદિત ઉપયોગ કરવા તરફ વિશેષ ધ્યાન આપવાનું છે અને પૂર્વોક્ત પ્રશ્નનો ખુલાસો પણ હિંસાના મર્યાદિત ઉપયોગમાં આવી જાય છે.

આ ઉપરથી એટલું ફલિત કરી શકાય કે વ્યક્તિ કે સમાજને જીવનધારણ, જીવનપોષણ અને સત્ત્વસંવર્ધન માટે જેટલી હિંસા જરૂરી હોય તેટલી આવશ્યક કર્તવ્યરૂપ મનાય છે. આનો અર્થ એમ સમજવાનો નથી જ, કે આવશ્યક હિંસા એ અહિંસા છે; છે તો તે હિંસા જ, પણ માણસ વા સમાજ લાચાર હોવાથી તેને ઉપયોગમાં લઈ પોતાને ટકાવવા અને એ રીતના ટકાવદ્વારા સદ્ગુણો વધારવાની કે પોતાની ઉપરની તમામ પ્રામાણિક જવાબદારીઓને ન્યાયની રીતે નિષ્ઠાપૂર્વક અદા કરવા–કરાવવાની પ્રવૃત્તિ કરતો રહે તો જ તેણે આવશ્યક હિંસાનો સદુપયોગ કર્યો કહેવાય, નહિ તો નહિ જ.

વર્તમાનમાં આપણા વ્યક્તિગત જીવનમાં કે સામાજિક વા સામૂહિક જીવનમાં આ જાતની હિંસાની કોઈ મર્યાદા જોવામાં નથી આવતી અને એમ થવાથી જ આખો સમાજ દુઃખી, ત્રસ્ત, બેકાર, બાળજુ જેવો દેખાય છે. અને નીતિના અને કાર્યનિષ્ઠાનાં ધોરણોને જાળવવામાં સફળ થઈ શકતો નથી. અત્યારે તો जीवो जीवस्य जीवनम् વા માત્સ્ય ન્યાય તમામ ક્ષેત્રોમાં પ્રવર્તી રહ્યો છે; અને એટલે बुभुक्षितः किं न करोति पापम् જેવી પરિસ્થિતિ ચાલી રહેલ છે.

પૃથ્વી, પાણી, વાયુ, અગ્નિ અને વનસ્પતિની અમર્યાદ નિરંકુશ હિંસા થવાથી જે ઘણાં માઠાં, ભયાનક અને પ્રજાને દુઃખ આપનારાં પરિણામો આવ્યાં છે તે આ છે:

જો આપણે પૃથ્વીની હિંસાની વ્યક્તિગત યા સામૂહિક મર્યાદા આંકી હોત તો અત્યારે ખેડ કરી શકે તેવા કુશળ અને સાધનયુક્ત લોકોપણ જમીનવગર રહી જ ન શક્યા હોત અને બેકારી પણ ઓછી થઈ ગઈ હોત તથા જમીન વગરના હોવાને કારણે જે પીડા અનુભવાઈ રહી છે તે ઘણે અંશે દૂર થઈ ગઈ હોત. વળી, જે ઘણી વિસ્તારવાળી જગ્યાઓ રોકી રાખી તેમાં પોતાના વા કુટુંબના વૈભવી આનંદ માટે અથવા ધર્મને નામે જે મોટાં મોટાં મકાનો બાંધવામાં આવ્યાં છે અને આવે છે તે ન બન્યું હોત તથા આ પરિસ્થિતિને લીધે જે હજારો મનુષ્યો મકાન વગરનાં રહ્યાં છે તે પણ ન બન્યું હોત. બીજું ખાણોનો વ્યવસાય જે કેવળ મૂડીદારોની મૂડી વધારવામાં જ સાધન બનેલ

સંહારનો કોઈ પાર નથી રહેતો; માટે જૈન ધર્મે જ આ વાત કહી છે, કે પૃથ્વી વગેરેના જીવોના સંહારની મર્યાદા રાખવી ઘટે. અને જે માનવ આવી મર્યાદા રાખે તેને પોતાના જીવનને પણ મર્યાદામાં જ રાખવું ઘટે. માનવ પોતાના જીવનને મર્યાદામાં ન રાખે, તો અહિંસાના આચરણનો સંભવ જ નથી. તેથી માનવ, પશુ-પક્ષી વગેરે તમામ નાના મોટા જીવો તરફની મૈત્રીવૃત્તિનું પણ જૈન ધર્મે ખાસ સમર્થન કરેલ છે.

ભલે જૈનલોકો તેને બરાબર ન પાળે અથવા તો વિપરીત રીતે પાળીને ધર્મ આચર્યાનો સંતોષ માને, પણ જૈન ધર્મના શોધકોએ તો પોતે જેમ કહેલ છે તેમ આચરેલ પણ છે અને શાસ્ત્રોમાં પણ ઢંઢેરો પિટાવીને સ્પષ્ટ કહેલ છે કે પરિગ્રહને પ્રધાનસ્થાને રાખનારાઓ ભાગ્યે જ ખરા અર્થમાં જૈન ધર્મ દ્વારા સૂચવાયેલ અહિંસાને પાળી શકવાના. આ રીતે, જૈન ધર્મના શોધકોએ તમામ અશાંતિના મૂળરૂપે સંગ્રહવૃત્તિને જ ગણાવેલ છે. અને એ સંગ્રહવૃત્તિને રોકવા સારુ અહિંસા વગેરે પાંચે યમોના આચારણની ભાર દઈને ભલામણ કરેલ છે.

જે વ્યક્તિ યા સમાજ આ પાંચે યમોનું આચરણ કરવાની ભાવના રાખે તેણે સંગ્રહવૃત્તિને મર્યાદામાં જ રાખવી ઘટે અને જે વ્યક્તિ યા સમાજ સંગ્રહવૃત્તિને મર્યાદામાં રાખી શકે છે તે જ આ પાંચ યમોને ખરા અર્થમાં આચરી શકે છે. દાન, શીલ, તપ અને ભાવ એટલે ચિત્તશુદ્ધિ. એ ચારને પણ ધર્મના મૂળ રૂપે વર્ણવેલાં છે તે પણ અહિંસાદિ પાંચે યમોના પાલન અર્થે અને સંગ્રહવૃત્તિને મર્યાદામાં રાખવાના હેતુથી જ. દાન એટલે ન્યાયપૂર્વક પેદા કરેલ ધન વગેરેની સામગ્રીનો સર્વ પ્રાણીઓના અને ખાસ કરીને કોઈ ભેદ રાખ્યા વગર મનુષ્યોના હિત-શ્રેય માટે ઉપયોગ.

આમ કરવાથી સંગ્રહવૃત્તિ ઉપર અંકુશ આવી જ જાય અને એ અંકુશ આવે એટલે શીલ-સદાચાર સહજ બની જાય અને એ સહજ બને એટલે ઇંદ્રિયનિગ્રહ તથા મનોનિગ્રહરૂપ તપ પણ આપોઆપ સધાય. આ માટે કાંઈ જુદા ઉપવાસો કરવાની જરૂર હોતી નથી વા રહેતી નથી. અને આ બધું સધાય એટલે ચિત્તશુદ્ધિરૂપ પરિણામ અનાયાસે જ આવી જાય. આમ, સંગ્રહવૃત્તિ ઉપર અંકુશ વા અહિંસાદિક પાંચ યમો વા દાન, શીલ, તપ અને ભાવ—એ બધી પ્રવૃત્તિઓ કાયિક વા માનસિક એમ બન્ને પ્રકારે પરસ્પર સંકલિત છે, પરસ્પર સુસંબદ્ધ છે, એક-બીજાને ટેકારૂપ છે. કહેવાનું તાત્પર્ય એ છે કે જૈન ધર્મે જંગમ મનુષ્ય તથા પશુ-પક્ષીરૂપ પ્રાણી તથા પૃથ્વી વગેરે સ્થાવરરૂપ પ્રાણી—એ તમામની હિંસા નહિ કરવાની ભલામણ કરી છે. અને જ્યાં એ સ્થાવર પ્રાણીઓની હિંસા કર્યા વિના જીવન નહિ ટકવા જેવું લાગે તેવા જ સંયોગોમાં એમની હિંસા ઉપર મર્યાદા મૂકી છે. આમ કહીને, જૈન ધર્મ પોતાના પાયાના સિદ્ધાંતરૂપ અહિંસાને માને છે; અને, આ રીતે, અહિંસાનું ઉત્કટ સ્વરૂપ જૈન ધર્મમાં વિશેષતઃ બતાવેલ છે.

જંગમ પ્રાણીઓ મનુષ્યો વગેરે સાથેના વ્યવહારમાં પરસ્પર સહાનુભૂતિભર્યું વલણ, એક-બીજાની લાગણીને સમજીને [illegible] કરેલ છે. એટલે જે કેટલાક લોકો એમ સમજે છે, અને ઘણા લોકો તો એટલે સુધી કહે પણ છે, કે જૈન ધર્મ કીડા-મંકોડાની અહિંસા વિષે ભાર મૂકે છે, પણ મનુષ્યો અને પશુઓ વગેરેની અહિંસા ઉપર ભાર મૂકતો જણાતો નથી. આવી માન્યતા તદ્દન ભૂલભરેલી છે. જેઓ આવી માન્યતા ધરાવે છે તેઓ જૈન ધર્મના અહિંસાના સ્વરૂપને સમજ્યા જ નથી, વા તેમણે એ હકીકતને સમજવા ધ્યાન જ નથી આપ્યું; પણ જૈન ધર્મના અનુયાયીઓની પ્રવૃત્તિઓ જોઈને એવી ભળતી જ કલ્પના ગ્રહીત કરી છે.

જે લોકો વૈદિક પરંપરાના અનુયાયીઓ છે, તે લોકો ઇતિહાસના જમાનામાં ભૂતકાળે પરસ્પર ખૂનખાર રીતે લડતા હતા અને એક-બીજાનો જાન લેવા તલસતા હતા. તેમજ વ્યભિચાર કરતા હતા, ખોટું બોલતા હતા, ધાડો પાડતા હતા તથા વર્તમાનમાં પણ વૈદિક ધર્મના અનુયાયી આ બધું જ કરતા રહે છે એમ સૌ કોઈને પ્રત્યક્ષ છે. એ બધું જાણીને એમ કહી શકાય ખરું, કે વૈદિક પરંપરાનો ધર્મ હિંસાને, અસત્યને, ચોરીને યા વ્યભિચારને સમર્થન આપે છે? યા તે તે દૂષિત પ્રવૃત્તિઓને ધર્મરૂપ માને છે.

કોઈપણ ધર્મનો અનુયાયી પોતપોતાની સ્વચ્છંદી વાસનાને વશ પડેલો છે અને તેથી તે અનુચિત રીતે વર્તી રહ્યો છે. એથી કાંઈ એમના ધર્મ ઉપર એ વર્તનનો દોષ

વાળા શાંતિના હેતુ તરીકે જુદા જુદા ધર્મોની શોધ થવાની શરૂઆત થઈ. ધર્મ એટલે અમુક પ્રકારની ક્રિયાત્મક પ્રવૃત્તિ અને અમુક પ્રકારની ભાવનાત્મક પ્રવૃત્તિ. આ બન્ને પ્રવૃત્તિઓ સમગ્ર સમાજને અને પશુપક્ષીના સમાજને પણ હિતરૂપ નીવડવા લાગી.

સમાજના હિતનો વિચાર કરનારા શોધક પંડિતોએ એ ક્રિયાત્મક ધર્મ અને ભાવનાત્મક ધર્મની શોધ કરતાં કરતાં અહિંસા, સત્ય, અચૌર્ય, અપરિગ્રહ અને બ્રહ્મચર્ય એ બધી આચારાત્મક પ્રવૃત્તિઓને શોધી કાઢી અને તેમને અમલમાં મૂકવાની જનસમાજને વિશેષ ભલામણ કરી, તેમાં ત્યાં સુધી જણાવવામાં આવ્યું કે જે સમાજ એ પાંચે પ્રવૃત્તિઓને જેટલે અંશે વાસ્તવિક અર્થમાં અમલમાં મૂકશે તે સમાજ તેટલે અંશે શાંતિ ભોગવવાનો અને બીજાની શાંતિમાં દખલ નહિ કરવાનો અને જે સમાજ એ પાંચે પ્રવૃત્તિઓને અમલમાં નહિ મૂકે તે સમાજ અશાંતિને અનુભવવાનો અને બીજાની શાંતિનો નાશ કરવાનો. એ પાંચે પ્રવૃત્તિઓના આચારાત્મક અનુસંધાનમાંથી આત્મા, પુનર્જન્મ, પાપ, પુણ્ય, કર્મનો સિદ્ધાંત, ઈશ્વર, અદ્વૈત, બ્રહ્મચર્યાશ્રમ વગેરે ચાર આશ્રમો, બ્રાહ્મણ વગેરે ચાર વર્ણો ઉપરાંત જરથોસ્તી ધર્મ, વૈદિક ધર્મ, જૈન ધર્મ અને બૌદ્ધ ધર્મ વગેરે તમામ ધર્મવિષયક વિચારોની શોધો થઈ. ભારત દેશ સિવાય બીજાબીજા દેશોમાં પણ યહૂદી, ખ્રિસ્તી, ઇસ્લામી વગેરે જે અનેક ધર્મો શોધાયેલા છે, તે પણ ઉક્ત પાંચે પ્રવૃત્તિઓના આચારાત્મક અનુસંધાનને અને સામાજિક કલ્યાણની ભાવનાને આભારી છે. આ રીતે, જૈન ધર્મની શોધ માટે પણ અહિંસા વગેરે પાંચે આચારાત્મક પ્રવૃત્તિઓ હેતુરૂપ છે અને સામાજિક હિત નિશ્રેયસની ભાવના જ એ શોધની પ્રેરક છે.

જૈન ધર્મના પાયામાં મૂળ તરીકે અહિંસાને માનવામાં આવેલ છે. નિષેધાત્મક ધર્મરૂપ અહિંસાને પાયામાં માનવામાં આવી અને વિધેયાત્મક ધર્મપ્રવૃત્તિને પાયામાં કેમ ન માનવામાં આવી? આવો પ્રશ્ન ગમે તે જિજ્ઞાસુને સ્વાભાવિક રીતે જ ઊગી શકે તેમ છે.

મનુષ્ય પોતાના ભૌતિક સુખ, આનંદ માટે હિંસા કરે છે, જૂઠું બોલે છે, ચોરી કરે છે, પરિગ્રહ સંગ્રહે છે અને વિજાતીય સહવાસ દ્વારા વિષયવિલાસ માણે છે. જેમ એક મનુષ્ય વર્તે છે તેમ મનુષ્યસમાજ પણ એ રીતે જ વર્તે છે; અને પશુ-પક્ષી તથા વનસ્પતિઓ મ તો એ પ્રવૃત્તિ સ્વાભાવિક જ થઈ પડી છે. પશુ-પ વગેરે દ્વારા થતી એ પ્રવૃત્તિઓ પ્રકૃતિના નિયંત્રણ હોવાથી કોઈની શાંતિમાં કે પરસ્પરની શાંતિમાં ભ ખલેલ પહોંચાડી શકતી નથી. પણ માનવ કે માન સમાજ બુદ્ધિશક્તિયુક્ત હોવાથી તે પોતપોતાના આ માટે એ પાંચે હિંસાદિ પ્રવૃત્તિઓને નિરંકુશપણે—સ્વચ્છં પણે ચલાવવા લાગે તો કોઈ વ્યક્તિ કે સમાજને શાં મળવાનો સંભવ નથી. આમ આ પ્રવૃત્તિઓમાં નિરંકુશ અને સ્વચ્છંદ જ ચાલવા લાગે, તો પછી આદિમાનવ જંગલી વૃત્તિનું જ પુનરાવર્તન થાય અને શાંતિનું નામ નિશાન ન રહે. માટે તમામ ધર્મશોધકોએ સૌ પહે એમ જ કહ્યું, કે—હિંસા ન કરો, જૂઠું ન બોલો, ચો ન કરો, પરિગ્રહનો સંગ્રહ ન કરો, અને વિજાતીય સંસર્ગ દ્વા મેળવાતા આનંદની હદ બાંધો અથવા એવા પરાધી આનંદનો સમૂળગો ત્યાગ કરવાની શક્તિ કેળવો, જેથી બાકીની હિંસા વગેરે પ્રવૃત્તિઓ ઓછી જ થઈ જાય આ રીતે, નિષેધાત્મક ધર્મરૂપ અહિંસાને પ્રથમ સ્થાન અપા અને સાથે જ વિધેયાત્મક ધર્મનાં પણ વિધાન તમા ધર્મશોધકોએ પોતપોતાની રીતે બતાવેલાં છે કે સર્વ સમભાવ રાખો, સર્વત્ર મૈત્રીવૃત્તિને કેળવો, સર્વત્ર અ અદ્વૈત-ભાવના રાખો, ઈશ્વર એક પિતા છે અને પ્રાણીમા તેનાં સંતાન છે માટે સર્વની સાથે ભ્રાતૃભાવ કેળવે આ રીતે, તમામ ધર્મના પંડિતોએ નિષેધાત્મક ધર્મ સાથે જ વિધેયાત્મક આચરણને પણ ભારપૂર્વક ધર્મ જણાવેલાં જ છે.

જો કે તમામ ધર્મોએ અહિંસાને પ્રથમ સ્થાન આપે છે, અને એ અંગે માનવહિતની દૃષ્ટિએ વિચારણાઓ પ કરેલ છે, છતાં જૈન ધર્મની અહિંસાની વિચારણા સ પ્રાણીઓના હિત-કલ્યાણની દૃષ્ટિએ વિશેષ ગંભીર છે આ અહિંસાની વિચારણા માણસને, પશુને, અને પક્ષી તો સ્પર્શે છે જ, તે ઉપરાંત પૃથ્વી, પાણી, વાયુ, અ અને વનસ્પતિને પણ સ્પર્શે છે.

માણસ અને પશુ-પક્ષીઓના જીવનને ટકાવવા પૃ પાણી, વાયુ, અગ્નિ અને વનસ્પતિનો ઘણો મોટો લ લેવામાં આવે છે, અને એ બિચારાં મૂક પ્રાણીઓ

હોય, તેમ છતાં એકબીજાના ધર્મને સમજવા ઇચ્છાપૂર્વક વિચારોની આપ-લે કરવાનું બની શકતું નથી. ધર્મને આળો વિષય માનવામાં આવે છે અને એ અંગે ચર્ચા-વિચારણા કરતાં કદાચ સામા મિત્રનું મન દુભાય એવી ભીતિ સેવવામાં આવે છે. આ ઉપરાંત, પોતપોતાનાં ધાર્મિક પૂર્વગ્રહો પણ આમાં આડા આવે છે અને એમ માનવામાં આવે છે કે સૌ સૌનો ધર્મ સૌને મુબારક. એની ચર્ચા-વિચારણા કરીને શું કામ છે?

આથી વિશેષ તો આ વિષયમાં પ્રતિબંધક એ છે કે જુદા જુદા ધર્મગુરુએ પોતપોતાના ધર્મના વાડા બાંધી રાખેલા છે. અમુક વાડાનો માણસ અમુક વાડામાં ન પેસી જાય એ માટે કઠોર મર્યાદાઓ મુકાયેલ છે. આ પરિસ્થિતિને લીધે નોબત ત્યાં સુધી પહોંચી ગયેલ છે, કે એક-બીજા ધર્મનું સાહિત્ય પણ એક-બીજા ધર્મના લોકો વાંચી શકતા નથી. પરિણામે પરસ્પર ઘનિષ્ઠ મિત્રતા હોવા છતાં ધર્મના વિષયમાં સૌ લોકો પોતપોતાના પૂર્વગ્રહો પ્રમાણે વર્તે છે. બીજાનો ધર્મ બરાબર નથી અને પોતાનો ધર્મ બરાબર છે. બીજાનો ધર્મ ખોટો છે અને પોતાનો ધર્મ સાચો છે આવી માન્યતાઓ બંધાયેલી હોવાથી ભિન્નભિન્ન ધર્મો અંગે લોકોની વિવિધ માન્યતાઓ બંધાયેલી ચાલી આવે છે. પરિણામે સમગ્ર દેશમાં વ્યાપક એકતા, આત્મીયતા અને વાસ્તવિક સહાનુભૂતિ વધી જ શકતાં નથી. તેથી દેશ આખો છિન્નભિન્ન સ્થિતિમાં સપડાયેલ છે. પ્રાંતની સરહદના કલહો, પ્રાંતીય દૃષ્ટિએ ભાષાના ઝઘડા અને કોમી વિખવાદ વધતો જાય છે. અને મેળવેલી આઝાદીનું જે સુખ અનુભવાવું જોઈએ તે ભાગ્યે જ અનુભવાય છે. જો આવી પરિસ્થિતિ લાંબા કાળ સુધી ચાલુ રહી તો એ આઝાદીને માટે ભારે ભયજનક નીવડવાની.

મથાળે 'જૈન ધર્મ' આમ શબ્દો મૂકેલ છે, અને લેખક બીજી વાતોમાં ચડી ગયો છે એમ જરૂર લાગવાનું, પણ મથાળાના જૈનધર્મના 'ધર્મ' શબ્દના સંદર્ભમાં જ આ બધું લખાયેલ છે એ સુજ્ઞવાચક બરાબર વિચારશે તો તેના ધ્યાનમાં આવી શકશે. ધર્મ શબ્દથી જે આચાર, વિચાર કે પ્રવૃત્તિ સૂચિત થાય છે તેનો સંબંધ મુખ્યતઃ આમજનતા સાથે છે. આમજનતાના હિત માટે જ ધર્મપ્રવૃત્તિનો પ્રાદુર્ભાવ થયેલ છે. અહીં ધર્મપ્રવૃત્તિનો વ્યાપક અર્થ સમજવાનો છે એથી એ અર્થમાં તમામ ધર્મની પ્રવૃત્તિઓને સમજવાની છે.

એક જમાનો એવો હતો કે જ્યારે ધર્મ જેવી કોઈ ચીજ ન હતી, લોકો આહાર, નિદ્રા, ભય અને મૈથુન જેવી પાશવી વૃત્તિઓમાં રચ્યાપચ્યા રહેતા અને પોતાની જાત સિવાય અથવા પોતે કલ્પેલી ટોળી સિવાય જાણે બીજાને કોઈને જીવવાનો હક હોય એમ નહિ માનતાં અને ભિન્ન કલ્પેલી જાતોનો પોતાના આહાર વગેરે ભૌતિક આનંદ માટે ભારે સંહાર થતો. પશુ-પક્ષીઓનો તો ઉપયોગ આહાર વગેરે માટે જ છે એવી માન્યતા દૃઢમૂળ થઈ ગયેલી અને મનુષ્યો વિષે પણ એવી જ માન્યતા થઈ ગયેલ, આને લીધે બળવાન જાતિઓ નિર્બળોનો સંહાર કરી નાખતી અને લોકો નરમેધ સુધી પહોંચી ગયા હતા.

આ પરિસ્થિતિ ઘણા થોડા લોકોને માટે સુખદાયી હતી અને જેમને માટે એ સુખદાયી લેખાતી તેઓ પણ ભારે સંતપ્ત અવસ્થાનો અનુભવ કરતા; કેમ કે જેમને મારવાના હતા તેઓ પોતાની શક્તિભર પ્રયત્ન કરીને સામે થવામાં કચાશ ન રાખતા અને જીવસટોસટની લડાઈઓ ચાલુ રહેતી. આમાં જો કે જેઓ બળવાન હતા તેઓ જ ફાવી જતા પણ ઘણી બધી શક્તિને વેડફી નાખ્યા પછી આમ બનતું. એથી જેઓ ફાવી જનારા હતા તેઓ પણ સુખેથી ઊંઘી શકતા ન હતા. આમ એકંદરે કોઈને સુખ-શાંતિ સાંપડતાં ન હતાં. આવી પરિસ્થિતિથી આદિકાળમાં જેટલો માનવસમાજ હતો તે બધો કોઈ ને કોઈ રીતે અશાંતિ અનુભવતો રહેતો.

તેમાં જે લોકો વિચારકો હતા, ચિંતનશીલ હતા અને શાંતિની શોધ માટે પ્રબળ પ્રયાસ કરનારા હતા તથા એક-બીજા માનવોની લાગણીઓને બરાબર ઓળખનારા હતા તેઓએ ખેતીની શોધ કરીને લોકોને ખેતી કરતાં શીખવ્યું અને તે દ્વારા અનાજ, ફળો વગેરેને પકવીને આહારાદિ નૈસર્ગિક વૃત્તિઓને સંતોષી શકવાની યોજના શરૂ થઈ. આમ થવાથી જે એકબીજી જાતિઓ દ્વારા ઘોર માનવસંહાર થતો હતો, તે થોડોઘણો અટક્યો અને લોકોને ખેતીદ્વારા શાંતિ મળવા લાગી. આમ કૃષિપ્રવૃત્તિરૂપ ધર્મ ઉપરાંત બીજીબીજી પ્રવૃત્તિ-

ઉપરના આંકડાઓ બતાવે છે કે એક ગ્રેટબ્રિટન સિવાય બીજા બધા રાષ્ટ્રોના આર્થિક વિકાસનું વાર્ષિક પ્રમાણ અમેરીકા કરતાં વધુ છે.

### ઉપાયો

આ બેકારીના નિવારણ માટે "AFL CIO" એ સરકાર દ્વારા મોટાં જાહેર કામો કરવા ઓછી આવકવાળાઓને ઇન્કમટેક્ષમાં રાહત આપવી, બેકારોને બીજા ઉદ્યોગોને અનુરૂપ થવામાં પુનઃ તાલિમ આપવી, શહેરી વિસ્તારોના વિકાસ માટે તેમજ મકાનો બાંધવાના કાર્યક્રમોમાં—તેમજ શિક્ષણમાં કેન્દ્ર સરકાર તરફથી વધુ નાણાં ખર્ચવાં પછાત વિસ્તારોને વિકસાવવા ખાસ કાર્યક્રમ હાથ ધરવો તેમજ બેકારોને માટે રાહતનું આજે જે ધોરણ છે તેને ઉદાર કરવાની માગણી કરી છે. હાલમાં મોટા ભાગનાં રાજ્યોએ બેકારીમાંની રાહત બેકાર કામદારોને ૨૬ અઠવાડિયાસુધી મર્યાદિત રાખી છે. પણ અત્યારે ૭ લાખ કામદારો, ૨૬ અઠવાડિયાથી વધુ લાંબાસમય સુધી બેકાર છે એટલે આ રાહત એમને પહોંચતી નથી.

### ભારતે બોધપાઠ લેવો જોઈએ

અમેરિકા જેવા સમૃદ્ધ—સાધન સંપન્ન અને ઔદ્યોગિક રીતે વિકસિત રાષ્ટ્ર આ ઓટોમેશનના કારણે થ રોજીના માળખામાંના ફેરફારો અને બેકારને પહોં વળી શકતા નથી. એવે વખતે ભારતમાં આપણે બે પાઠ લેવો જરૂરી છે. ભારતમાં નવા ઉદ્યોગો તો અવશ્ય છે પણ જેમ કાપડ ઉદ્યોગોમાં આધુનિક યંત્રો લાવવા રેશનલાઇઝેશનનો પ્રશ્ન છે તેમ આવતી કાલે ખા કરીને કોલસાની ખાણો અગર બીજી ખાણોમાં ભારત તેલ અને ગેસનાં ઉત્પાદન વધવાની સાથે જ તેનો ઉ યોગ એમાં માનવીય રીતે નહિ કરાય તો ઘણાં ગંભ પરિણામો આવશે.

ભારતની અત્યારની બેકારોની ફોજમાં વધારો થ તો આર્થિક વિકાસને આ બેકારી ખાઈ જશે એ કોઈ શક નથી.

*

# જૈન ધર્મ અને અહિંસા

**બેચરદાસ દોશી**

[અર્ધમાગધી–પ્રાકૃતના માનાર્હ અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

ગુજરાતમાં, રાજસ્થાનમાં, દક્ષિણમાં અને ઉત્તર પ્રદેશ તથા બંગાળમાં સર્વત્ર જૈન પ્રજા ફેલાયેલ છે. તેમાં ગુજરાત, રાજસ્થાન અને દક્ષિણમાં તેની સંખ્યા વિશેષ છે. ઉત્તરપ્રદેશ અને બંગાળમાં જૈન-તીર્થો વિશેષ આવેલાં છે. તેથી એમ અનુમાન કરી શકાય કે તે બન્ને પ્રદેશોમાં જૈનોની સંખ્યા અને જાહોજલાલી વિશેષ હતી.

આપણા અમદાવાદમાં જ અનેક જૈન મંદિરો છે. જૈન મુનિઓ અને જૈન સાધ્વીઓ પણ સંખ્યામાં વિશેષ છે, અને જૈન કુટુંબોની સંખ્યા પણ બીજાં નગરો કરતાં વધારે છે તથા વૈભવની દૃષ્ટિએ પણ જૈનકુટુંબો અહીં જ વિશેષ જોવા મળે છે. તેમ છતાં ઘણાં લોકોના મનમાં જૈનધર્મ શું છે? શું એ આસ્તિક ધર્મ છે? શું એ ધર્મ પુનર્જન્મમાં માને છે? એવા એવા અનેક પ્રશ્નો ઊઠતા હોય છે. આવા પ્રશ્નો જેમના મનમાં ઊગે તેમાં વિદ્યાર્થીઓ પણ આવી જાય છે. આપણી કૉલેજના જ ઘણું કરીને મારા વર્ગના વિદ્યાર્થીઓએ મને આવ પ્રશ્નો કરેલા, ત્યારે મેં તેમને એ પ્રશ્નોના બરાબર ઉત્ત આપીને બધું સમજાવેલું.

આપણે ત્યાં જુદા જુદા ધર્મના અનુયાયીઓ આડોશ પાડોશી હોવા છતાં એક-બીજાનો પૂરો પરિચય કરવાન રિવાજ ઘણો જ ઓછો છે. એક બ્રાહ્મણકુટુંબ અ એક જૈનકુટુંબ વરસો સુધી એક જ ખડકીમાં રહે હોય છતાં ય તેમની વચ્ચે ઘણો જ ઓછો પરિચય હો છે. કોઈ એવા કુટુંબો સહૃદયી હોય તો પરસ્પર ઘણ સહાનુભૂતિ ધરાવતાં હોય, સુખે-દુઃખે એક-બીજાને સા રીતે ખપમાં પણ આવતાં હોય અને પરસ્પર સ્વાર્થ અપેક્ષા વિના એક-બીજા માટે એક-બીજા ઘસાઈ છૂટ

કામદારોના જુદા જુદા વર્ગોવાર તપાસીએ તો પણ સ્પષ્ટ થાય છે કે અકુશળ અને ઓછા ભણેલા પર આ બેકારીની તલવાર વધુ કારી ઘા મારે છે.

### કામદારોના વર્ગવાર બેકારીનું પ્રમાણ

| જાન્યુ. — જૂન | ૧૯૬૨ | | | | |
|---|---|---|---|---|---|
| સરેરાશ | ૬·૦ | ટકા | અર્ધકુશળ | ૮·૨ | ટકા |
| ટેકનિકલ અને ધંધાધારી | ૧·૭ | ,, | ઘર કામદારો | ૫·૦ | ,, |
| ખેડૂતો અને ખેતરોના મેનેજરો | ૦·૩ | ,, | સર્વિસ કામદારો | ૬·૬ | ,, |
| જાતે મહેનત કરનાર અને મેનેજરો | ૧·૬ | ,, | ખેત મજૂરો | ૫·૧ | ,, |
| કારકુન | ૩·૯ | ,, | ખેત મજૂર સિવાયના અકુશળ | ૧૪·૩ | ,, |
| વેચાણ વિભાગમાં કામ કરનારા | ૪·૪ | ,, | | | |
| કુશળ | ૫·૯ | ,, | | | |

### બીજાં દેશો જોડે સરખામણી

અમેરિકાની બેકારીનું વિશ્લેષણ અમેરિકાની આંતરિક નજરે કર્યું, પણ અમેરિકામાં ખરેખર બહુ બેકાર નથી એવો જવાબ જ્યારે કોઈકે આપ્યો ત્યારે તાજેતરમાં નિષ્ણાત સમિતિએ અમેરિકાની બેકારીના પ્રમાણને ઔદ્યોગિક રીતે આગળ વધેલા બીજા રાષ્ટ્રો જોડે સરખાવ્યું. આ સરખામણીને વાસ્તવિક બનાવવા માટે જુદા જુદા દેશોમાંના બેકારી આંકડાને અમેરિકામાં જે રીતે બેકારીના આંકડા તૈયાર થાય છે તે રીતે ઘટાવવામાં આવ્યા અને પછી એનો અહેવાલ તૈયાર કરવામાં આવ્યો. આ અંગેના આંકડા અમેરિકાના મજૂરખાતાના (Monthly Labour Review)ના ૧૯૬૨ના ઑગસ્ટના અંકમાં પ્રસિદ્ધ કરાયા. તે બતાવે છે કે અમેરિકામાં બેકારીનું જે પ્રમાણ છે તે યુરોપના બીજા ઘણા દેશોની સરખામણીમાં વધુ છે. આ આંકડાઓ ૧૯૬૦ના આધાર પર તૈયાર કરાયા છે અને તે નીચે પ્રમાણે છે:

**૧૯૬૦**

| | | | |
|---|---|---|---|
| અમેરિકા | ૫·૬ ટકા | ગ્રેટબ્રિટન | ૨·૪ ટકા |
| કેનેડા | ૭·૦ ટકા | ઇટલી | ૪·૩ ટકા |
| ફ્રાન્સ | ૧·૯ ટકા | જાપાન | ૧·૧ ટકા |
| જર્મની | ૧·૦ ટકા | સ્વીડન | ૧·૫ ટકા |

આ સરખામણી બતાવે છે કે આ આઠ રાષ્ટ્રોમાં કેનેડાને બાદ કરતાં બીજા બધા રાષ્ટ્રોમાં અમેરિકા કરતાં બેકારીનું પ્રમાણ ઘણું ઓછું અગર તો ઇટલી અને કેનેડાને બાદ કરીએ તો પૂરી રોજી (Full employment) જેટલું ઓછું છે.

આ જ રાષ્ટ્રો જોડે અમેરિકાના આર્થિક વિકાસનું પ્રમાણ પણ સરખાવવા જેવું છે. એટલે કે રાષ્ટ્રીય સંપત્તિમાં એકંદર વાર્ષિક વધારો કેટલો થયો અને ઔદ્યોગિક ઉત્પાદનમાં વાર્ષિક કેટલા ટકાનો વધારો થયો તે તપાસવા જેવું છે; કારણ, બેકારીને મૂળ તો આ આર્થિક વિકાસના વેગ જોડે જ વધુ સંબંધ છે.

આ આંકડાઓ ૧૯૫૧ થી ૧૯૬૦ના છે; કારણ, બેકારીના આંકડાઓ પણ ૧૯૬૦ના વરસના જ અગાઉ આપ્યા છે: "Annual rate of economic growth in eight countries 1951–60".

| દેશ | Gross National product રાષ્ટ્રીય ઉત્પાદનનો કુલ વધારો | | Industrial Production ઔદ્યોગિક ઉત્પાદનનો વધારો વાર્ષિક | |
|---|---|---|---|---|
| અમેરિકા | ૨·૯ | ટકા | ૩·૨ | ટકા |
| કેનેડા | ૩·૬ | ટકા | ૪·૩ | ટકા |
| ફ્રાન્સ | ૪·૨ | ટકા | ૬·૬ | ટકા |
| જર્મની: પશ્ચિમ | ૭·૨ | ટકા | ૮·૮ | ટકા |
| ઇટલી | ૫·૮ | ટકા | ૮·૫ | ટકા |
| ગ્રેટબ્રિટન | ૨·૭ | ટકા | ૩·૨ | ટકા |
| જાપાન | ૮·૭ | ટકા | ૧૪·૫ | ટકા |
| સ્વીડન | ૩·૭ | ટકા | ૩·૭ | ટકા |

લેવામાં આવી છે, અને ઈંગ્લેન્ડના બંધારણમાંની મહત્ત્વની રૂઢિગત પ્રથાઓને કાયદાનું સ્વરૂપ આપીને ભારતના બંધારણમાં સમાવી લેવામાં આવી છે. તેમજ બ્રિટિશ અમલ દરમિયાન હિંદ માટે જે વહીવટી માળખું ઘડાયું હતું તેનાં પણ ઉપયોગી તત્ત્વો અપનાવવામાં આવ્યાં છે. ભારતનો ઇતિહાસ જોતાં જે દૂષણોએ આપણને નિર્બળ બનાવ્યા હતા અને પરાધીનતામાં નાખ્યા હતા, તે દૂર કરીને ભારતની આર્થિક, સામાજિક અને રાજકીય પ્રગતિ થાય, પ્રજામાં ઐક્ય અને ભાઈચારાની લાગણી પ્રબળ બની દેશનો ઉત્કર્ષ થાય એ હેતુથી બીજા દેશોના બંધારણોમાંનાં જે જે તત્ત્વો ભારત માટે ઉપયોગી અને કાર્યસાધક લાગ્યાં તે બધાં એકત્ર કરી તેમના સમન્વયમાંથી ભારતનું બંધારણ રચવામાં આવ્યું છે.

ભારતના બંધારણમાં અન્ય દેશોનાં બંધારણોના મુકાબલે કેટલીક અનન્ય વ્યવસ્થાઓ છે, અને સાર્વભૌમ, પ્રજાસત્તાક, લોકશાહીવાદી રાજ્યને સાનુકૂળ એવી વ્યવસ્થાઓનો આટલો મોટો સમુચ્ચય જગતમાં કોઈપણ બંધારણમાં ભાગ્યે જ જોવા મળશે. ભારતના નૂતન ઘડતર માટે જે આદર્શો સ્વીકારવામાં આવ્યા છે, તે બીજા કોઈપણ દેશના બંધારણના આદર્શોની બરોબરી કરે એવા છે.

**બંધારણનો પ્રારંભ આમુખથી થાય છે:** કોઈપણ ઉચ્ચ કોટિના બંધારણનો પ્રારંભ આમુખથી થવો જોઈએ, છતાં વાસ્તવમાં ઘણા ઓછા દેશોનાં બંધારણોને આમુખ હોય છે. બંધારણના આમુખમાં રજૂ થતા આદર્શોને ફળીભૂત કરવા માટે બંધારણ સાધનરૂપ બને છે. બંધારણનું એ સુકાન છે, અને બંધારણના તમામ આદર્શોના સારનું એમાં દર્શન થાય છે.

**પ્રજાની પ્રતિનિધિરૂપ બંધારણસભાએ ઘડેલું બંધારણ:** ગાંધીજીએ છેક ૧૯૩૯માં કહ્યું હતું, કે "દેશના આત્માનો પડઘો પાડતું અને પ્રજાની ઇચ્છાને સંપૂર્ણપણે રજૂ કરતું બંધારણ કેવળ બંધારણસભાથી જ ઘડી શકાશે. બેશક, એવું બંધારણ આદર્શરૂપ નહિ હોય અને કાયદાબાજોની દૃષ્ટિએ તેમાં અનેક ત્રુટિઓ જોવામાં આવશે. છતાં તે બંધારણ વાસ્તવિક અને સાચું હશે. સ્વરાજ્ય, એના સાચા અર્થમાં, સ્વશાસનનો અધિકાર ધરાવતી પ્રજાનાં સંકલ્પોનું પ્રતિબિંબ છે." આપણા બંધારણની નોંધપાત્ર બિના એ છે કે લઘુમતીઓ અને રાજવીઓ સહિત દેશના વિવિધ વર્ગો, કોમો અને હિતોએ લીધેલા નિર્ણય મુજબ એ ઘડવામાં આવ્યું છે. બહારની કોઈપણ સત્તાની દરમિયાનગીરી વિના પ્રજાએ જ કરેલું એ સર્જન છે.

**જગતમાં અજોડ પ્રકારનું સમવાયતંત્ર આ બંધારણ રજૂ કરે છે:** ભારતના ભૂતકાળનો તેમજ તેની ભાવિ જરૂરિયાતોનો તલસ્પર્શી અભ્યાસ કરી તેને અનુરૂપ એવું એક વિશિષ્ટ પ્રકારનું સમવાયતંત્ર આપણા બંધારણકર્તાઓએ યોજ્યું છે. એમાં એકતંત્રી રાજ્યનાં તેમજ અંશતઃ સમવાયી રાજ્યતંત્રનાં તત્ત્વો સમાતાં હોઈ એને વિશુદ્ધ એકતંત્રી કે વિશુદ્ધ સમવાયી રાજ્યતંત્ર તરીકે ઓળખાવી શકાય તેમ નથી. આ બંધારણ સમવાયી તંત્રનાં અગત્યનાં બધાં તત્ત્વો ધરાવે છે. દાખલા તરીકે, એકસાથે ઘડાયેલું અને સંપૂર્ણરીતે લેખિત દસ્તાવેજના સ્વરૂપે આ બંધારણ છે. ઉપરાંત, સંઘ સરકાર અને અંગભૂત રાજ્યોના અધિકારોની સ્પષ્ટ યાદીઓ એમાં રજૂ થઈ છે, અને કોઈપણ સમવાયી સરકારની માફક અહીં પણ બંધારણની કલમોનો અર્થ ઘટાવવા તેમજ મતભેદોના ઉકેલ માટે દેશમાં સર્વોચ્ચ અદાલતની જોગવાઈ કરવામાં આવી છે. બંધારણનું સર્વોપરિત્વ સૌએ માન્ય રાખ્યું છે.

બીજી બાજુ આ બંધારણમાં કેટલાંક એવાં લક્ષણો પણ છે, જેમનું અસ્તિત્વ સ્થાપિત પ્રણાલિકા મુજબના કોઈ સમવાયતંત્રમાં સંભવી શકે નહિ, પણ એકતંત્રી રાજ્યમાં જ હોઈ શકે; જેમ કે સંયુક્ત યાદીની બાબતોમાં સંઘ સરકારની સત્તા આખરી છે; ઉપરાંત, બંધારણમાંની શેષ સત્તાઓ સંઘ સરકારને કે કેન્દ્રને હસ્તક રાખવામાં આવી છે. વળી, કટોકટીના સમયમાં રાષ્ટ્રપ્રમુખ રાજ્યોની બધી સત્તાઓ રદ કરીને આખા દેશને પોતાના કાબૂ નીચેના એક જ વહીવટી એકમમાં ફેરવી નાખી શકે છે. તેવી જ રીતે, દેશના કોઈ ભાગમાં બંધારણનો અમલ નિષ્ફળ જતો લાગે, તો રાષ્ટ્રપ્રમુખ એ ભાગનો વહીવટ પોતાના હાથમાં લઈ શકે છે. આ બધું જોતાં આપણા બંધારણનો આગવો જ એવો એક પ્રકાર છે. તત્ત્વતઃ એ વધુ અંશે એકતંત્રી હોવાનો ભાસ થાય છે. કોઈપણ અંગભૂત રાજ્ય સંઘ સરકારની અવગણના કે ઉપેક્ષા કરી શકે નહિ, એ

પ્રકારની આખી ગોઠવણ છે. કદાચ આવાં કારણોસર જ ઇરાદાપૂર્વક, આખા બંધારણમાં ક્યાંય પણ ભારતના તંત્રને 'સમવાયતંત્ર'નું નામ આપવામાં આવ્યું નથી, પણ 'રાજ્યોનો સંઘ' એવો શબ્દ-પ્રયોગ યોજવામાં આવ્યો છે.

**કેન્દ્ર સરકારને વિશાળ સત્તાઓ :** ભારત સ્વતંત્ર થયું તે પૂર્વેનો અને તે પછીનો ઇતિહાસ ધ્યાન રાખીને આપણા બંધારણમાં સમવાયી તંત્રમાં શક્ય હોય એટલી વધુમાં વધુ સત્તા કેન્દ્ર સરકારને આપવામાં આવી છે. રાજ્ય સરકારોને ગણતરીની સત્તાઓ આપવામાં આવી છે, પણ બાકીની શેષ સત્તાઓ, આગળ જોયું તેમ, કેન્દ્રને હસ્તક રખાઈ છે. કટોકટી અંગેની રાષ્ટ્ર-પ્રમુખની સત્તાઓ પણ આ જ હકીકતને વધુ સ્પષ્ટ કરે છે. લોકશાહી તંત્રમાં રાષ્ટ્રપ્રમુખને આટલી વિશાળ સત્તાઓ આપવી યોગ્ય છે કે કેમ તે ચર્ચા અહીં અસ્થાને છે. છતાં એ યાદ રાખવું જરૂરી છે કે ન તો કેન્દ્ર સરકાર સર્વોપરી છે કે ન તો રાષ્ટ્ર-પ્રમુખ આ દેશમાં સર્વોપરી છે.

**બંધારણનું સર્વોપરિત્વ અને પ્રજાનું સાર્વભૌમત્વ:** રાજ્યોના વહીવટમાં તેમજ પાર્લામેન્ટ સહિતની દેશની બધી ધારાકીય સત્તાઓના કાર્યમાં ડગલે ને પગલે બંધારણનું સર્વોપરિત્વ સિદ્ધ થઈ રહે છે. કેન્દ્ર સરકારના તેમજ અંગભૂત રાજ્યોની સરકારનાં કોઈ પણ પગલાં બંધારણની જોગવાઈઓ સાથે બંધબેસતાં છે કે નહિ તે નક્કી કરવાની આખરી સત્તા સર્વોચ્ચ અદાલતને સોંપાઈ છે. અને જો કોઈ પણ પગલું બંધારણના હાર્દ સાથે બંધબેસતું ન હોય તો તેને ગેરકાયદે ઠરાવવાની સત્તા પણ સર્વોચ્ચ અદાલતને છે. બંધારણના કે કોઈ પણ કાયદાના શબ્દાર્થો, ફલિતાર્થો અને લક્ષ્યાર્થો સર્વોચ્ચ અદાલત જે રીતે ઘટાવે તે દેશની બધી સત્તાઓએ માન્ય રાખવા પડે છે.

આમ જ્યાં આપણું બંધારણ પ્રજાએ પોતાના સાર્વભૌમત્વના અધિકારથી ઘડ્યું છે, તેથી પ્રજા તેમાં ફેરફાર પણ કરી શકે તે સ્વાભાવિક છે. જો કે એવા ફેરફારો પણ બંધારણમાં દર્શાવ્યા મુજબની વિધિ અનુસાર થવા જોઈએ. સુધારાઓ મનસ્વી પ્રકારના ન હોવા જોઈએ, પણ રાજ્યનીતિના દર્શક સિદ્ધાંતોને દૃષ્ટિ સમીપ રાખીને કરવા જોઈએ. સુધારા એ પ્રકારના છે કે નહિ તેનો જવાબ સરકાર પાસે ચૂંટણીઓને સમયે માગવાની સત્તા પ્રજા પાસે છે. આમ બંધારણના રક્ષણનું કામ સર્વોચ્ચ અદાલત તેમજ પ્રજાને હસ્તક સોંપાયેલું છે. રાજ્યમાં સર્વસત્તાનું ઉદ્ભવસ્થાન કેવળ પ્રજાની ઇચ્છા જ છે અને તમામ બાબતોમાં કેવળ પ્રજા જ સાર્વભૌમત્વની અધિકારી છે, એ બન્ને સિદ્ધાંતો આમુખમાં સ્પષ્ટ રીતે સ્વીકારાયેલા છે.

**બંધારણ લિખિત છતાં સુપરિવર્તનશીલ છે:** સમવાયી પ્રકારની સરકારોનું બંધારણ લિખિત જ હોવું જોઈએ. એ મુજબ આપણું બંધારણ પણ લિખિત છે, પણ એમાં અનેક બાબતોમાં સુદૃઢ અને તંદુરસ્ત પ્રણાલિકાઓ માટે ઘણી મોકળાશ મૂકવામાં આવી છે. લિખિત બંધારણની ચોકસાઈ અને નિયમબદ્ધતાની સાથે સાથે વણલખ્યા બંધારણની જીવંત પરિવર્તનશીલતા તેમજ સ્નિગ્ધતાનો સુમેળ સાધવામાં આવ્યો છે. સદા બદલાતા સમાજમાં દેશના બંધારણમાં જડતા પ્રવેશી જાય નહિ, પણ પલટાતી પરિસ્થિતિને તે બંધબેસતું થતું રહે એટલી ચંચલતા અને સરળતા રહે એવી જોગવાઈઓ આપણા બંધારણમાં મૂકવામાં આવી છે. સર પી. એસ. શિવસ્વામી આય્યરે આ અંગે કહ્યું છે, કે "રાજકીય પરિસ્થિતિ તથા વિચારધારાઓ સતત પરિવર્તન પામતી દશામાં રહે છે. તેથી કોઈ એક કાલમાં પ્રવર્તતી પરિસ્થિતિને અનુલક્ષીને ઘડાયેલું બંધારણ, જો તે ભાવિની નવી ને નવી જરૂરિયાતોને સંતોષી શકે એટલું પરિવર્તનશીલ ન હોય તો તે ચિરંજીવ નીવડી ન શકે." છતા એ પણ નોંધવું જરૂરી છે કે બંધારણમાં ફેરફાર અંગેની જોગવાઈઓ એટલી બધી સરળ પણ નથી કે જેથી બંધારણીય ફેરફારો ચોમાસાના તડકાછાંયડાની જેમ વારંવાર થઈ શકે, અને પરિણામે બંધારણને કાયમને માટે અસ્થિર બનાવી મૂકે.

**બંધારણની ઐતિહાસિક વિશિષ્ટતાઓ :**

આપણા બંધારણમાં રાજકીય, સામાજિક અને આર્થિક ક્ષેત્રોમાં ભારતના ઇતિહાસમાં ક્રાંતિકારી કહી શકાય એવા ફેરફારો પહેલી જ વખત દાખલ કરવામાં આવ્યા છે એ એની અપૂર્વતા છે. ભારતની સમગ્ર તવારીખમાં પહેલાં કદી પણ પ્રજાના સમગ્ર જીવનને આવરી લેતા આવા ક્રાંતિકારી, પ્રગતિશીલ અને કલ્યાણકારી સિદ્ધાંતોનો આવો એકસામટો અને સર્વગ્રાહી અમ

કરવાનો પ્રયાસ થયો નથી. આવી મુખ્ય વિશિષ્ટતાઓ નીચે પ્રમાણે બતાવી શકાય:

**ભારત સાર્વભૌમ, લોકશાહીવાદી પ્રજાસત્તાક રાજ્ય બન્યું છે:** ભારત સૈકાઓ પછી પરાધીનતામાંથી મુક્ત અને પોતાની સરહદોમાં સર્વોપરી એવું સાર્વભૌમ રાજ્ય બન્યું છે, અને સહુને સમાનતા અને ન્યાય મળે એ હેતુથી લોકશાહી અપનાવવાનું આ બંધારણે શક્ય બનાવ્યું છે. ઉપરાંત, બંધારણે ભારતને પ્રજાસત્તાક રાજ્ય જાહેર કરતાં આ દેશમાંથી રાજ્યના વડાપદ માટે વંશપરંપરાગત રાજાશાહી પ્રથાને તિલાંજલિ આપવામાં આવી છે.

**પાર્લમેન્ટરી સરકાર:** ભારતમાં રાજ્યના વડા તરીકે રાષ્ટ્રપ્રમુખ હોવા છતાં આપણી સરકાર અમેરિકાની સરકાર જેવી પ્રમુખશાહી નથી પણ પાર્લમેન્ટરી લોકશાહી પ્રકારની છે. તેથી રાષ્ટ્રનો કારભાર રાષ્ટ્રપ્રમુખ સીધેસીધા ચલાવતા નથી પણ પ્રજાની બહુમતીનો વિશ્વાસ ધરાવતા અને પાર્લમેન્ટને જવાબદાર એવા પ્રધાનમંડળ દ્વારા ચલાવે છે. લોકશાહીનું ધ્યેય સ્વીકારાયું છે તેથી કોઈ એક ટોળકીની કે મૂઠીભર સ્વાર્થી માણસોના જૂથની કે કોઈ એક સરમુખત્યારની હકૂમતને અહીં સ્થાન નથી, પણ પ્રજાની ઇચ્છા મુજબની અને પ્રજાનું કલ્યાણ સાધવામાં પોતાની તમામ શક્તિઓ રેડે એવી સરકાર જ પ્રજાને માન્ય રહેશે.

**બિનસાંપ્રદાયિકતા:** આ પણ આપણા બંધારણનું એક બહુ સુખદ અને આવકારપાત્ર તત્ત્વ છે. રાજ્ય બધાય ધર્મોથી અને સંપ્રદાયોથી અલિપ્ત રહેતા સાથે સહુને ધાર્મિક સ્વાતંત્ર્યનો અધિકાર આપે છે, અને એ રીતે ધાર્મિક લઘુમતીઓનાં હિતની રક્ષા કરે છે.

લાંબા સમયથી રાષ્ટ્રના દેહમાં દાખલ થયેલા કોમવાદના ઝેરને દૂર કરવા આ પગલું અનિવાર્ય હતું. રાજ્યે નોકરીઓ, ચૂંટણીઓ અને રાજ્ય તરફથી અપાતી તમામ સેવાઓમાં કોમી ધોરણ નહિ પણ લાયકાતનું ધોરણ અપનાવ્યું છે. આશા છે કે આને કારણે પ્રજાનું દૃષ્ટિબિંદુ વિશાળ અને રાષ્ટ્રીય ભાવનાવાળું બનશે.

જો કે બિનસાંપ્રદાયિકતાનો એવો અર્થ નથી થતો કે રાજ્ય ધર્મવિરોધી કે અધર્મી છે. ખરો અર્થ એટલો છે કે રાજ્યે સર્વધર્મસમભાવની નીતિ સ્વીકારી છે. બીજી રીતે કહીએ તો ભારતમાં કોઈ રાજ્યાશ્રિત ધર્મ નથી કે કોઈ ધર્મ પ્રત્યે રાજ્ય પક્ષપાત ધરાવતું નથી. રાજ્ય તેના કોઈ પણ પ્રજાજનને માત્ર ધર્મને કારણે કોઈ વિશિષ્ટ લાભ કે ગેરલાભ કરી શકતું નથી. ઉપરાંત, રાજ્યનીતિમાં તે કોઈ પણ ધર્મ કે સંપ્રદાયના સિદ્ધાંતોને અપનાવતું નથી.

**કોમી ધોરણે ચૂંટણીઓનો અંત:** કોમવાદે આ દેશની એકતાને જે પારાવાર નુકસાન કર્યું તેના બોધપાઠ રૂપે કોમી મતદાનની પ્રથા સ્વતંત્ર ભારતમાંથી નાબૂદ કરવામાં આવી છે અને કોમવાર પ્રતિનિધિમંડળોનું અનિષ્ટ દૂર કરવામાં આવ્યું છે.

**પુખ્ત વય મતાધિકાર:** ભારત સ્વતંત્ર થયું તે પહેલાં મતાધિકાર માટે કેળવણી, મિલકત, આવક કે એવી કોઈ લાયકાતની જરૂર રહેતી; પણ હવે વય સિવાય બીજી લાયકાતોની જરૂર રહેતી નથી. એકવીસ વર્ષ કે એથી વધુ ઉંમરના દરેક નાગરિકને, જો એ કોઈ કાયદાના કારણસર મતદાર તરીકે અપાત્ર ન ઠર્યો હોય તો, મત આપવાનો અધિકાર મળેલો છે. આની પાછળનો હેતુ એ છે કે ચૂંટણીઓમાં પ્રજાની શક્ય તેટલી વિશાળ બહુમતીની ઇચ્છાનો પડઘો પડી શકે. આ પગલું ખરેખર ખૂબ હિંમતભર્યું છે, અને એના લીધે ભારતમાં મતદારોની સંખ્યા કુલ વસ્તીના અર્ધા જેટલી બની છે, કે જે સંખ્યા જગતના કોઈ પણ દેશના મતદારોની સંખ્યાને મુકાબલે મોટામાં મોટી છે. બીજા કેટલાકને મતે આ પગલું હિંદ જેવા મોટે ભાગે અશિક્ષિત દેશમાં આંધળા સાહસ જેવું અને સાચી લોકશાહી માટે ભયરૂપ છે. પણ શિક્ષણ અને મતના યોગ્ય ઉપયોગને માની લેવામાં આવે છે તેવો સીધો કોઈ સંબંધ નથી. શિક્ષિત વર્ગ મતદાનમાં સંકુચિત કોમવાદ કે વાડાવાદથી મુક્ત હોય છે એમ પણ નથી. આ બાબતમાં ગાંધીજીએ ૧૯૩૯માં બંધારણસભા વિષે પોતાના વિચારો દર્શાવતાં કહ્યું હતું, કે "(લોકોમાં) નિરક્ષરતાની મને ચિંતા નથી. હું તો પુરુષો અને સ્ત્રીઓ—એ બન્નેને અબાધિત મતાધિકાર મળે એવો આગ્રહ સેવું છું."

**રિયાસતોનું વિલીનીકરણ અને ભારતનો પલટાયેલો નકશો:** ભારતમાં મધ્યયુગની સામંતશાહી-

ની યાદ આપે એવાં સાડાપાંચસોથી પણ વધુ દેશી રજવાડાં હતાં. આ રજવાડાંઓમાંનાં ઘણાંખરાં પ્રત્યાઘાતી તંત્રવાળાં, જોહુકમી રાજ્યઅમલવાળાં, અપ્રગતિશીલ અને સમગ્ર દેશની પ્રગતિને અવરોધક તત્ત્વો ધરાવતાં હતાં. પણ ભારત સ્વતંત્ર થતાં આ રજવાડાં પણ બ્રિટિશ હકૂમતથી સ્વતંત્ર થયાં. જો એ અસંખ્ય રજવાડાં સ્વતંત્ર રાજ્યો તરીકે રહેવાનો નિર્ણય કરી બેઠાં હોત, તો આ દેશ અસંખ્ય ટુકડાઓમાં વહેંચાઈને વેરવિખેર થઈ જાત અને દેશની સ્વતંત્રતા ટકાવવી મુશ્કેલ બની જાત; પણ ભારત સરકારની કુનેહભરી અને શાણી નીતિથી અને સરદાર પટેલ જેવા વિચક્ષણ મુત્સદ્દીની મક્કમ દોરવણીથી આ બધાં રજવાડાંને ભારતના સંઘમાં લાવી શકાયાં, અને ભારતનો નકશો ન માની શકાય એટલા અલ્પ સમયમાં અકલ્પ્ય પરિવર્તન પામ્યો. આ ઘટના માત્ર ભારતના જ નહિ પણ જગતના ઇતિહાસમાં અહિંસક ક્રાંતિની દૃષ્ટિએ અપૂર્વ અને અજોડ છે.

**પ્રજાને મૂળભૂત અધિકારોની બાંહેધરી:** વ્યક્તિના નૈતિક અને આધ્યાત્મિક વિકાસ માટે કેટલાક અધિકારો અનિવાર્ય લેખાયા છે. એવા અધિકારો મૂળભૂત ગણાય છે અને દરેક લોકશાહી તંત્રનું એ હાર્દ ગણાય છે. આવા અધિકારો લિખિત જ હોય એવું તો ન કહી શકાય. અમેરિકાના બંધારણમાં 'હક્કોની યાદી' છે, પણ તે બહુ વિગતપૂર્ણ કે ચોકસાઈભરી નથી. ઇંગ્લૅન્ડ કે કૅનેડાના બંધારણોમાં આવી કશી જોગવાઈ નથી. જ્યારે, ભારતના બંધારણમાં મૂળભૂત અધિકારોનું વિગતવાર પ્રકરણ સામેલ કરવામાં આવ્યું છે, અને એ ભારતના બંધારણનું એક અજોડ અંગ બન્યું છે. મૂળભૂત હક્કો રાષ્ટ્રજીવનના પાયારૂપ છે, અને પ્રજાને લોકશાહીના ઉત્તમ લાભો ભોગવવામાં અને જીવનને સફળ બનાવવામાં મદદરૂપ થાય છે. આવા હક્કોના હાર્દની વિરુદ્ધના કે તેમની સાથે સુસંગત ન હોય તેવા કાયદા પણ ગેરકાનૂની ઠરે છે.

આપણા બંધારણમાં મૂળભૂત હક્કો જુદી જુદી કક્ષામાં વહેંચાયેલા બતાવ્યા છે, જેવા કે—સમાનતાનો હક, સ્વતંત્રતાનો હક, શોષણ સામેનો હક, ધાર્મિક સ્વતંત્ર[illegible] સાંસ્કૃતિક અને શિક્ષણવિષયક હક, મિલકત[illegible] હક, અને બંધારણીય ઇલાજનો હક. આ વિવિધ પ્રકારના હક્કોની ચર્ચા અહીં બિનજરૂરી છે.

**રાજ્યનીતિના દર્શક કે માર્ગસૂચક સિદ્ધાંતો:** ભારતના બંધારણમાં સૂચવાયેલા આવા સિદ્ધાંતો હક્કોની કક્ષામાં ગણાતા નથી અને અદાલતોના ક્ષેત્રની બહાર રાખવામાં આવ્યા છે. આખરે તો એ ભાવી રાજ્યનીતિના ઘડતરમાં દોરવણીરૂપ બને એવા નૈતિક આદેશો છે. સત્તા પર આવનાર કોઈ પણ સરકારની કે પક્ષની આ સિદ્ધાંતોને અમલમાં મૂકવાની નૈતિક જવાબદારી છે એમ માની લેવામાં આવ્યું છે. આ સિદ્ધાંતો રાજકીય, સામાજિક અને આર્થિક ન્યાયના ધોરણવાળી સમાજવ્યવસ્થા માટેનાં સૂચનો છે એમ કહી શકાય, અથવા કલ્યાણરાજ્યના આદર્શોનો એમાં નિચોડ દર્શાવવામાં આવ્યો હોય છે એમ કહી શકાય. આ સિદ્ધાંતોની પણ વિગતવાર ચર્ચા અહીં અસ્થાને છે.

**એક જ નાગરિકત્વ, અખંડ ન્યાયતંત્ર અને એક જ રાષ્ટ્રભાષા:** ભારતના બંધારણનો ધ્વનિ ભારતની અખંડતા જાળવી રાખવાનો છે, તેથી દેશનાં તમામ પ્રજાજનો માત્ર ભારતસંઘના નાગરિકો જ ગણાય છે. અંગભૂત રાજ્યવાર જુદું જુદું નાગરિકત્વ, અમેરિકામાં હોય છે તેમ, અહીં આપવાનું જરૂરી માનવામાં આવ્યું નથી. તેવી જ રીતે સમગ્ર દેશ માટે એક જ અખંડ અને સુસંકલિત ન્યાયતંત્ર રાખવામાં આવ્યું છે. આખા દેશમાં એકસરખા ફોજદારી અને દીવાની કાયદા રાખવામાં આવ્યા છે. સંઘના રાજ્યોની બધી અદાલતો સંઘની સર્વોચ્ચ અદાલતના તાબા નીચેની છે. સ્વતંત્ર, નીડર અને નિષ્પક્ષ ન્યાયતંત્ર કોઈ પણ પ્રગતિશીલ દેશના પ્રાણરૂપ હોઈ ભારતના બંધારણમાં ન્યાયતંત્રને કારોબારીના અંકુશ અને લાગવગથી મુક્ત રાખવાનું સૂચન સ્પષ્ટ છે. તેવી જ રીતે, દેશના ઐક્યને વધુ દૃઢ કરતું એક અગત્યનું અંગ રાષ્ટ્રભાષા હોય છે તે સ્વીકારીને હિંદીને ભારતની રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારવામાં આવી છે. બીજી પ્રાદેશિક ભાષાઓને પ્રોત્સાહન મળે અને તેમનો વિકાસ સધાય તે માટે પણ સાથે સાથે યોગ્ય પ્રબંધો કરવામાં આવેલા છે.

**નબળા વર્ગો, પ્રદેશો અને જાતિઓના કલ્યાણ ખાસ પ્રબંધો:** આપણા દેશમાં એવા ઘણા

લોકો અને પ્રદેશો છે, જે પ્રજાના અન્ય વર્ગોને મુકાબલે ખૂબ પછાત દશામાં છે. જ્યાં સુધી એમને આગળ વધેલા પ્રગતિશીલ સમાજની સમકક્ષાએ લાવવામાં ન આવે, ત્યાં સુધી સમગ્ર દેશની પ્રગતિની ઝડપ રૂંધાઈ જાય તે સમજાય એવી વાત છે. આ હેતુથી બંધારણમાં આવા લોકોનો ઝડપી વિકાસ થાય અને તેઓ અન્ય વર્ગોની સાથે કદમ મિલાવતા થઈ જાય એ માટે એમને ખાસ પ્રબંધો દ્વારા વિશિષ્ટ તકો અને પસંદગીઓ આપવામાં આવી છે. રાષ્ટ્રજીવનનાં વિવિધ ક્ષેત્રોમાં તેમને માટે વિશેષ છૂટછાટો મર્યાદિત સમય માટે મૂકવામાં આવી છે, અને આશા રાખવામાં આવી છે કે આવી વિશિષ્ટ સગવડો હેઠળ આવા વર્ગો અને જાતિઓના લોકો લઘુગ્રંથિમાંથી છૂટી પ્રજાના બીજા વર્ગોના સમોવડિયા બનશે.

ભારતના બંધારણનાં ઉપરોક્ત લક્ષણોનું હાર્દ સચવાય અને તેને અનુરૂપ રાજ્યનીતિ ઘડાતી રહે તો ભારત જગતમાં પોતાનું ગૌરવભર્યું સ્થાન મેળવી શકશે, એટલું જ નહિ પણ જગતની શાંતિમાં અને જનકલ્યાણના કાર્યમાં પોતાનો નક્કર ફાળો આપી શકશે.

*

# હળવી મનોવિકૃતિ (Psychoneuroses)

**ભારતી ચં. શાહ**

[મનોવિજ્ઞાનનાં વ્યાખ્યાતા, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

**મનઃજનિત** સ્નાયુરોગ તે માનસિક રોગ છે. તે આંતરિક સંઘર્ષ તથા સામાજિક અયોગ્ય સંબંધને લીધે ઉદ્‌ભવે છે. તે આવેગિક પ્રબળતા કે દમન, સંઘર્ષ અને frustrationને લીધે થાય છે. શારીરિક ખામીને લીધે આ રોગ ઉદ્‌ભવતો નથી, તેથી દવાઓ બિનઉપયોગી બને છે. આ દર્દીઓને હૉસ્પિટલમાં રાખવા બિનજરૂરી છે. થોડાંક દર્દીઓને હૉસ્પિટલની સારવારની જરૂર પડે છે, પરંતુ મોટા ભાગનાં દર્દીઓ ઘેર રહીને વ્યવહાર, વ્યવસાય અને સામાજિક પ્રવૃત્તિ કરી શકે છે.

મનઃજનિત સ્નાયુરોગનાં લક્ષણો ખૂબ વ્યાપક અને વિવિધ છે. તેમાં જે લક્ષણોને આપણે વારંવાર જોઈ શકીએ તે છે—ચિંતા, નિરાશા, વિકેન્દ્રીકરણ, નિર્ણયશક્તિનો અભાવ, સ્મૃતિદોષ, વહેમ, ચાલુ મનદબાણ–obsessions, ભય, અનિદ્રા, અનિવાર્ય મનદબાણ–compulsion અને સામાજિક સંબંધના આનંદનો અભાવ હોય છે. શારીરિક ચિહ્નોમાં ખાસ કરીને વધુ પડતા આવેગો, સંઘર્ષ, મજ્જાસંસ્થા ઉપરનો ગુમાવેલો કાબૂ શ્વાસોચ્છ્‌વાસની મંદ ગતિ, થાક, માથાનો દુઃખાવો, ગરમીની અનિયમિતતા, દુઃખ વગેરે હોય છે.

**પ્રમાણ:** Incidence–

૫ થી ૧૦% લોકો ગમે તે સમયે આ રોગ અનુભવે છે. ૨૦% લોકો તેમના જીવનની કેટલીક ક્ષણોએ આ રોગ અનુભવે છે. Holiday પોતાનું મંતવ્ય રજૂ કરે છે, કે ૧૦૦માંથી $\frac{1}{3}$ ભાગના દર્દીઓ શારીરિક દુઃખ અનુભવે છે, પરંતુ વાસ્તવિક રીતે મનઃજનિત સ્નાયુરોગની માંદગી હોય છે.

**વર્ગીકરણ:**

મનઃજનિત સ્નાયુરોગનું વર્ગીકરણ કરવામાં પૂરતી સફળતા મળી નથી; કારણ કે કેટલાંક ચિહ્નોથી એક ભાગ નક્કી કરીએ, પરંતુ કેટલાંક દર્દીઓમાં એવાં ચિહ્નો હોય છે, કે જે બંને ભાગમાં હોય. ખાસ કરીને મનઃજનિત સ્નાયુરોગનાં ચાર ભાગ પાડવામાં આવ્યા છે: (૧) Hysteria–હિસ્ટેરિયા (૨) ન્યૂરેસ્થેનિયા–Neurasthenia મજ્જાગ્લાનિ (૩) Anxiety state–ચિંતાગ્રસ્ત અવસ્થા (૪) Psychasthenia સાયકોસ્થેનિયા.

હિસ્ટેરિયાનું ખાસ અગત્યનું લક્ષણ એ છે કે શરીરનો કોઈ ભાગ કામ કરતો બંધ થઈ જાય છે. તેને લકવો કહેવામાં આવે છે. કારણ વગરનો હોય છે. ખરેખરો લકવો હોતો નથી. કેટલીક વખત બહેરાપણું, મૂંગાપણું, આંધળાપણું, સ્મૃતિભ્રંશ વગેરે થાય છે.

ન્યૂરેસ્થેનિયામાં વ્યક્તિને પુષ્કળ થાક લાગે છે. અશક્તિ અનુભવે છે. કેન્દ્રીકરણની શક્તિ ઓછી થઈ જાય છે, માનસિક અને શારીરિક થાક, માથાનો દુઃખાવો,

સાંધાનો દુઃખાવો થાય છે.

ચિંતાગ્રસ્ત અવસ્થામાં વ્યક્તિ ચિંતાતુર બની જાય છે. તેને ભય લાગે છે. તેનાં ચિહ્નોમાં મગજ પર ભાર લાગે છે. અસહાયતાની ભાવના, આવેગશીલતા, અનિદ્રા, છાતીના ધબકારા વધી જાય છે, પરસેવો વળે છે, ચક્કર આવે છે, પેટમાં ગરબડ શરૂ થાય છે અને ભય લાગે છે.

સાયકેસ્થેનિયામાં ચાલુ મનદબાણ, અનિવાર્ય મનદબાણ અને વિકૃતભીતિ હોય છે, ચાલુ મનદબાણ અને અનિવાર્ય મનદબાણમાં એકસરખા વિચાર આવ્યા કરે છે. કોઈ કાર્ય કરવાની પ્રેરણા ઉત્પન્ન થાય છે. દા. ત. વસ્તુનો સ્પર્શ કરવાની, શબ્દોનું પુનરાવર્તન કરવાની, પગલાં ગણવાની, ગતિમાં પુનરાવર્તન કરવાની વગેરે. આ ક્રિયા કાબૂ બહારની છે.

વિકૃત ભયમાં ભયજનક પરિસ્થિતિ કે વસ્તુનો ભય લાગે છે; પરંતુ ભય કારણ વગરનો હોય છે. કેટલાંક લોકોને ખુલ્લી જગ્યાનો, બંધ જગ્યાનો અથવા ટોળાનો ભય લાગે છે.

કેટલાક સંજોગોમાં જે મનઃજનિત સ્નાયુરોગ ઉદ્ભવે છે, તેને ચોક્કસ નામ આપવામા આવે છે. જેને માથામાં દુઃખ થાય છે તેને આવેગિક મનઃજનિત સ્નાયુરોગ કહેવામાં આવે છે. મિલિટરીમાં દેખાય છે તેને યુદ્ધ મનઃજનિત સ્નાયુરોગ કહેવાય છે. જેઓને પોતાના ધંધામાં લાગે છે તે Occupational neuroses કહેવાય છે. દા. ત. ટેલિફોન ઑપરેટરનો અવાજ બંધ થઈ જાય છે.

કારણો :–

**૧. શારીરિક કારણ :**

શરીર અને મન ગાઢ રીતે સંકળાયેલાં હોવાથી આપણે એમ ન કહી શકીએ કે શારીરિક કારણ જવાબદાર નથી. દા. ત. શારીરિક થાકથી માનવીનુ માનસ નબળું પડી જાય છે તેથી તે મનઃજનિત સ્નાયુરોગનાં ચિહ્ન અનુભવે છે. પરંતુ આવું ભાગ્યે જ બને છે. મનઃજનિત સ્નાયુરોગ એ મનોવૈજ્ઞાનિક ખામી છે. તે શારીરિક રોગ કે નસમા ખામીને લીધે ઉપસ્થિત થતો નથી. શારીરિક તંદુરસ્તીમાં મનઃજનિત સ્નાયુરોગવાળો દર્દી સમાન્ય માનવીથી જુદો પડતો નથી.

મોટા ભાગનાં દર્દીઓ માને છે કે તેઓ શારીરિક રીતે વધુ પડતાં કામને લીધે નબળાં પડી ગયાં છે. કેટલાકમાં વધુ પડતું કામ વ્યક્તિત્વમાં ખામી લાવે છે અને પ્રતિકૂળતા ઉપસ્થિત કરે છે. કેટલાંક દર્દીઓમાં નબળી તબિયત, ઊંઘ ન આવવી, મંદ ભૂખ વગેરે કારણરૂપ છે.

માનસિક સંઘર્ષ, પ્રેમમાં નિરાશા, ધંધાકીય નિષ્ફળતા, કુટુંબમાં મૃત્યુ, અકસ્માત, વ્યાવસાયિક પ્રતિકૂળતા પણ કારણરૂપ બને છે.

જો માત્ર માનસિક સંઘર્ષ કે આવેગિક પરિસ્થિતિ કારણરૂપ હોય, તો દરેક વ્યક્તિ મનઃજનિત સ્નાયુરોગ અનુભવે; કારણ કે દરેક વ્યક્તિ કોઈક વખતે માનસિક સંઘર્ષ અનુભવે છે.

મોર્ટનપ્રિન્સના મંતવ્ય અનુસાર conditioning પણ કારણરૂપ છે. આવેગ અને સંવેદનનાં અનુભવો કેટલીક વખત એવી રીતે અનુભવાય છે, કે જેથી મૂળ ક્રિયામા દખલ થાય છે. દા. ત. રેલવેના રસ્તામાં અકસ્માત વખતે માથું દુઃખે, નિરાશા અનુભવે તો કેટલાંક વર્ષો પછી ફરી રેલવેની મુસાફરીમાં પણ આવું બને છે.

**૨. શારીરિક બંધારણ, વારસો, વાતાવરણ :**

વારસાગત રીતે શરીરનું બંધારણ કેવું તે પર પણ મનઃજનિત સ્નાયુરોગ થવાનો સંભવ રહે છે. મનઃજનિત સ્નાયુરોગનાં દર્દીઓનું નિરીક્ષણ કરતાં માલૂમ પડ્યું છે, કે ૨૦% દર્દીઓના માતાપિતા તે દર્દ અનુભવતાં હતાં અને બીજા ૨૦% દર્દીઓના માતાપિતા અસ્થિર હતાં. માતાપિતા, ઘરનું વાતાવરણ, અનુકરણ અને શિક્ષણ કેટલેક અંશે કારણરૂપ છે.

જે લોકો પાછલી અવસ્થામાં મનઃજનિત સ્નાયુરોગ અનુભવે છે તેઓ બાલ્યાવસ્થામાં ખૂબ ચિંતાગ્રસ્ત કે ભયગ્રસ્ત હોય છે. બાળપણમાં અસ્થિરતા કે Hyper sensibility પાછલી અવસ્થાના દર્દીઓ માટે કારણરૂપ છે. ઘરનાં વાતાવરણને લીધે બાળક બીજી પરિસ્થિતિને પ્રતિકૂળ બને છે. તેમાં જે ઘરમાં વધુ પડતી કાળજી લેવાતી હોય, વધુ પડતું સભ્ય વાતાવરણ હોય, બાળક માતાપિતાના વધુ પડતા ગાઢ સંબંધમાં હોય, માતાપિતા વધુ પડતાં ચિંતાતુર હોય અથવા માતાપિતાના સંબંધ

સારા ન હોય તેવાં બાળકો પુખ્તવયે મનઃજનિત સ્નાયુરોગ અનુભવે છે.

## મનઃજનિત સ્નાયુરોગનાં લક્ષણો

[Characteristics of psychoneuroses]

(૧) Age કોઈપણ ઉંમરે માનવી મનઃજનિત સ્નાયુરોગ અનુભવે છે. પરંતુ સામાન્ય રીતે ૨૦ થી ૫૦ વર્ષમાં આ રોગ થાય છે. ખાસ કરીને બાળપણ અને ઘડપણમાં પ્રમાણ ઓછું હોય છે.

(૨) Sex જાતિ: આ રોગનાં દર્દીઓમાં સ્ત્રી-પુરુષનું પ્રમાણ સરખું હોય છે. હૉસ્પિટલમાં સારવાર લેતાં દર્દીઓમાં ૬૦% સ્ત્રીઓ હોય છે. હિસ્ટેરિયાના દર્દીમાં ૭૫% સ્ત્રીઓ હોય છે.

(૩) Intelligence બુદ્ધિ: મનઃજનિત સ્નાયુરોગવાળાંની બુદ્ધિ સામાન્ય માણસોના જેવી જ હોય છે. સામાન્ય બુદ્ધિ હોય છે. કેટલીક વખત તેઓ પ્રતિભાશાળી જેવું કામ કરે છે. હિસ્ટેરિયાના દર્દીઓની બુદ્ધિ બીજા કરતાં ઓછી હોય છે.

(૪) Cultural status સામાજિક મોભો: સમાજની દષ્ટિએ તેઓનું વર્તન સામાન્ય માનવી જેવું જ હોય છે. શૈક્ષણિક દષ્ટિએ તેમજ ધનની દષ્ટિએ તેમની સરખામણી સામાન્ય માનવી સાથે થઈ શકે. ચિંતાગ્રસ્ત અવસ્થાવાળાં ઑફીસર વધુ જોવા મળે છે. એટલે કે તેઓ ઊંચી કક્ષાએ હોય છે.

Personality વ્યક્તિત્વ:

સામાન્ય દષ્ટિએ આવાં દર્દીઓ પહેલેથી જુદું વર્તન બતાવે છે. હમેશાં અસંતોષી હોય છે. તંગ મગજના, બીકણ અને દુઃખી હોય છે. તેઓમાં આત્મવિશ્વાસ હોતો નથી; કારણ કે તેમની લાગણી inadequate હોય છે. તક સાધવામાં ઉતાવળા હોય છે. કોઈ પણ હરીફાઈમાં ભાગ લેતા નથી. પોતાની ભૂલ માટે બીજાનો વાંક કાઢે છે. આવેગની દષ્ટિથી જરા પણ સ્થિરતા બતાવતા નથી, બીજા ઉપર આધાર રાખે છે. સ્વાર્થી હોય છે. બીજાની પાસેથી લાગણીની અને સુવર્તનની આશા રાખે છે. તેઓમાં અપરાધીની ભાવના ઉપસ્થિત થાય છે. માનસિક સંઘર્ષ અનુભવે છે. ખૂબ ઓછો આનંદ પ્રાપ્ત કરી શકે છે તેથી મગજ વધુ ને વધુ દર્દ અનુભવે છે.

Nature of symptom. શા કારણથી ચિહ્ન બતાવે છે?

આ ચિહ્નો મગજમાં ઉત્પન્ન થયેલાં હોય છે અને કાલ્પનિક હોય છે તેવું માનસશાસ્ત્રીઓ માને છે. તેમનું દુઃખ વાસ્તવિક હોતું નથી પરંતુ કલ્પના દ્વારા વાસ્તવિક માને છે. આ ચિહ્નો જ્યારે વ્યક્તિને ન ગમતી પરિસ્થિતિમાંથી બહાર નીકળવું હોય ત્યારે વ્યક્તિને ઉત્પન્ન થાય છે. દા. ત. જ્યારે વ્યક્તિ અનુભવે કે તે સભા સમક્ષ બોલવા માટે અસમર્થ છે, ત્યારે તેનો અવાજ બંધ થઈ જાય છે અને જ્યારે તે બેસી જાય છે ત્યારે અવાજ પાછો મેળવે છે. આ રોગમાં આ ચિહ્નોને સાચાં માનવામાં આવે છે.

મનઃગ્લાનિ અનુભવતો દર્દી એમ વિચારે છે કે તેને થાક લાગ્યો છે તો તે થાકી જાય છે. અને હિસ્ટેરિયાનો દર્દી જો પગના લકવાની ફરિયાદ કરે છે તો લકવો અનુભવે છે. ચિંતાગ્રસ્ત અવસ્થાવાળો દર્દી પણ તેની ધ્રુજારી પર કાબૂ રાખી શકતો નથી. તેનાં ચિહ્નો પાછળ હેતુ રહેલો હોય છે, પરંતુ તે અજ્ઞાત રીતે વ્યક્ત થાય છે.

મનઃજનિત સ્નાયુરોગવાળાં દર્દીઓ ચિહ્નો દ્વારા તેમની મુશ્કેલી દૂર કરે છે તેથી ચિહ્ન વ્યક્ત કરે છે. સારવારની આશા રાખે છે. સ્મૃતિભ્રંશ પણ એક ચિહ્ન છે. જ્યાં સુધી તે રહે છે ત્યાં સુધી દર્દી જવાબદારીનો વિચાર કરી શકતો નથી.

આરામ મેળવવા તે ચિહ્નોને સાચાં માને છે. તે બીજાને છેતરવાનો પ્રયત્ન નથી કરતો, પરંતુ એટલું બતાવવા માગે છે કે તેને કંઈક માંદગી છે. જ્યારે ચિહ્નોની વાસ્તવિકતા ખબર પડે છે ત્યારે તેની અગત્ય જતી રહે છે. અને મુશ્કેલી સહન કરે છે. દા. ત. એક વિદ્યાર્થી રાતે કંટાળાજનક અને કઠિન પાઠ વાંચે છે. તેને જુદી ફરિયાદો શરૂ થાય છે. ઊંઘ આવે છે. આંખો બળે છે, દુઃખે છે અથવા જે વાંચે છે તે યાદ નથી રહેતું કે સમજાતું નથી. વિદ્યાર્થી આ ચિહ્નોને સાચાં માને છે અને સૂઈ જવાનો વિચાર કરે છે. એટલામાં જો રસદાયક ડિટેક્ટિવ વાર્તા કે નવલકથા હાથમાં આવે છે અને તેને વાંચે છે, તો તેની ફરિયાદ દૂર થાય છે અને કંટાળા વગર લાંબો સમય વાંચી શકે છે.

દર્દી તેની ફરિયાદના ધ્યેયથી અજ્ઞાત હોય છે સંઘર્ષનું

કારણ જાણતો નથી. આ બધી ક્રિયા અચેતન કક્ષાએ થાય છે.

મનઃજનિત સ્નાયુરોગનાં સિદ્ધાંત:–Theories of Psychoneuroses.

1. Pavlov:

Pavlovએ રશિયન મનોવૈજ્ઞાનિક હતા. તેમણે કૂતરા પર પ્રયોગ કરીને બનાવ્યું છે કે condition પરથી આવતી કોઈ પણ ક્રિયા સમજી શકાય. તેમના મત પ્રમાણે માનવી મનઃજનિત સ્નાયુરોગ અનુભવે તો તેનુ કારણ conditionથી આપી શકીએ. આપણામાં એક જાતની કાર્ય કરવાની શક્તિ હોય છે અને કાર્ય ન કરવાની શક્તિ પણ હોય છે. જ્યારે આ કરવું અને ન કરવું તેની વચ્ચે conflict થાય ત્યારે તે જ પરિસ્થિતિને લીધે આ દર્દ થાય છે; કારણ કે તેનાથી મગજનુ સમતોલપણુ જળવાતું નથી.

તેમણે કૂતરા ઉપર પ્રયોગ કર્યો. કૂતરાને બાંધી રાખ્યો અને સામેથી ચક્રના રૂપમાં પ્રકાશ પાડ્યા પછી કૂતરાને ખાવાનું આપવામાં આવતું. આથી કૂતરો સમજ્યો કે ગોળાકારનું ચક્ર આવે ત્યારે ખાવાનું મળે. આમ તે ટેવાઈ જાય છે. તેને એમ શીખવવામા આવ્યું કે જ્યારે લંબગોળ ચક્ર આવે છે ત્યારે ખાવાનું મળતુ નથી. ત્યારબાદ લંબગોળાકાર ચક્રને ધીરે ધીરે ગોળાકારના રૂપમાં લાવતા ગયા ત્યારે તે ન્યુરોટિક થયો. આવી જ રીતે, માનવીમાં પણ આ કરવુ કે ન કરવુ તેવી અથડામણ ઉપસ્થિત થાય છે ત્યારે આ દર્દ થાય છે.

2. Janet:

જાનેનો સિદ્ધાંત પાવલૉવના સિદ્ધાતને મળતો આવે છે. તેના સિદ્ધાતને Tension theory કહેવામાં આવે છે. તેના મતવ્ય અનુસાર જ્યારે મગજમાં તંગ અવસ્થા ઉપસ્થિત થાય છે, ત્યારે કામ કરવાની શક્તિ જતી રહે છે, સામાન્ય વર્તન થઈ શકતું નથી અને વ્યક્તિનું વર્તન વિકૃત બનતું જાય છે.

તેમના મત પ્રમાણે બે પ્રકાર હોય છે: (૧) હિસ્ટેરિયા અને (૨) સાયકેસ્થેનિયા. જ્યારે વ્યક્તિની શક્તિ એક બાજુ થાય છે ત્યારે હિસ્ટેરિયા અનુભવે છે. તેના મુખ્ય ચિહ્નોમાં તેના કાર્યમાં ખામી આવે છે અથવા બંધ થાય છે. ઇંદ્રિયવેદનમાં પણ આવું બને છે. તેની સ્મૃતિમાં વિક્ષેપ આવે છે. દ્વિવ્યક્તિત્વ અનુભવે છે. તેમનાં કાર્યો હમેશ માટે બંધ થતા નથી, પરંતુ થોડો સમય તેના ઉપર કાબૂ રહી શકતો નથી.

આ કાર્ય બંધ થવા માટેનું પહેલું કારણ શારીરિક રોગ છે. તે વાસ્તવિક પણ હોય અને કાલ્પનિક પણ હોય. સૂચનવશના પણ ચિહ્નોનું અનુકરણ કરાવે છે, જે તેમણે પહેલાંની માંદગીમાં અનુભવ્યાં હોય અથવા જોયાં હોય.

Psychastheniaમાં ચાલુ મનદબાણ, અનિવાર્ય મનદબાણ, વિકૃત ભીતિ ઉપરાંત અત્યારે જે મજ્જાગ્લાનિ અને ચિંતાગ્રસ્ત અવસ્થા કહેવાય છે તે આવી જાય છે. શારીરિક શક્તિ ઓછી થાય છે અને માનસિક કાર્યોમાં તેની અસર પડે છે. વ્યક્તિત્વમાં ખામી ઉપસ્થિત થાય છે.

સારવાર Treatment: જાનેના મંતવ્ય પ્રમાણે મજબૂત અને ખૂબ શક્તિશાળી કુટુંબમાં જન્મ તે આ દર્દમાંથી બચવા માટે ઉત્તમ છે. શારીરિક અને માનસિક તંદુરસ્તીના સિદ્ધાંત અનુસાર બાળકને કેળવણી અને શિક્ષણ આપવું જોઈએ. શરૂઆતની જિંદગીથી તેમને આંતર્નિરીક્ષણ ન કરવા દેવું જોઈએ. સામાજિકતા ખીલવવી જોઈએ. માનસિક સ્વતંત્રતા આપવી જોઈએ. તેમના જીવનને એવુ સરળ બનાવવું કે જેમાં ધંધાના, કુટુંબના કે પ્રેમના પ્રસંગો સામાન્ય બની જાય. આ પ્રયાસોથી જો વ્યક્તિને વારસાગત રીતે નબળુ માનસ મળ્યું હોય તો તે આવા દર્દથી બચી શકે છે.

જો એક વખત રોગ શરૂ થયો હોય તો પછી સારવારમા સૂચનો, હિપ્નોસિસ જેવી બીજી પદ્ધતિઓ અપનાવવી. આવાં દર્દીની શક્તિ ખૂબ ઓછી હોય છે. તેથી તેણે પોતાની શક્તિનો કયાસ કાઢીને પોતાની પ્રવૃત્તિ શરૂ કરવી, જેમાં તેને થાક લાગે નહિ. ઇચ્છા–લાગણી સંતોષાય અને થાક લાગે નહિ તેથી તેની શક્તિ વધે.

## મનઃજનિત સ્નાયુરોગ અને મનોરોગ:

Psychoneuroses & Psychoses

આ બન્ને વચ્ચે ભિન્નતા શોધવી તે સરળ નથી. એને ભિન્નતા બનાવવી તે અગત્યનું છે. તેઓમાં થોડુંક સામાન્ય તત્ત્વ હોય છે. બંનેનુ મૂળ જુદું છે; કારણ કે મનઃજનિત સ્નાયુરોગ તે સામાન્ય વિકૃતિ છે, જ્યારે મનોરોગ એ

ભયંકર વિકૃતિ છે. મનઃજનિત સ્નાયુરોગની શરૂઆત એ મનોરોગનું પ્રથમ પગથિયું નથી, પરંતુ અભ્યાસદ્વારા જાણવામાં આવ્યું છે કે ૪ થી ૭ % મનઃજનિત સ્નાયુરોગનાં દર્દીઓ પાછલી અવસ્થાએ મનોરોગ અનુભવે છે. વારસાગત રીતે પણ તે બંને વચ્ચે કંઈ સંબંધ દેખાતો નથી.

મનઃજનિત સ્નાયુરોગવાળાં દર્દી સામાન્ય માનવીથી સરળતાથી જુદાં પડતાં નથી. તેઓ વાસ્તવિક જગત અને સામાજિક ટોળાનો સંબંધ જાળવી શકે છે. વાણી અને ભાષા તાર્કિક હોય છે. વર્તન યોગ્ય અને સામાન્ય હોય છે. માત્ર તેઓની કામ કરવાની શક્તિ ઓછી થઈ જાય છે. બીજાને નુકસાન કરતાં નથી અને સમાજને પણ મુશ્કેલીમાં મૂકતાં નથી.

મનોરોગ એ એક પ્રકારનું ગાંડપણ છે. માણસ જન્મથી ગાંડો હોતો નથી પરંતુ જ્યારે અમુક વૃત્તિઓ એકાંગી બની જાય છે, ત્યારે તેનું વર્તન વિચિત્ર અને ભયંકર બની જાય છે. વાસ્તવિક વાતાવરણનો ખ્યાલ રાખ્યા વગર સમાજને નુકસાન થાય તે રીતે વર્તે છે. તેમના વર્તન માટે આપણે કંઈ કરી શકતાં નથી કે કંઈ સમજી શકતાં નથી.

અવાસ્તવિક અને અશક્ય વસ્તુઓને પણ શક્ય માની લે છે. અને તેથી તેમના વિચારોમાં તાત્ત્વિક તત્ત્વ હોતું નથી. વર્તન વિચિત્ર લાગે છે. વિચારોમાં સુમેળ હોતો નથી. તેથી તેઓ ભ્રમ અને વિભ્રમના અનેક અનુભવો કરે છે. મનોરોગ અનુભવતા દરેક દર્દીમાં આ બધાં તત્ત્વો એકસાથે જોવા મળતાં નથી, પરંતુ કેટલાંક તેમનામાં હોય છે. તેમની વાત સમજી શકતા નથી. તેનો અર્થ પણ કાઢી શકતા નથી. તેમની પોતાની દુનિયામાં રાચે છે. સમાજનું ભાન હોતું નથી. બીજા કાર્યોને ખોટી રીતે અને વહેમની દૃષ્ટિથી જુએ છે. તેમનું ગાંડપણ ઓછું થાય છે. છતાં પણ અમુક લક્ષણો તો હમેશ માટે રહી જાય છે. એક લક્ષણ ઓછામાં ઓછું ૧૫ દિવસ તો રહે છે જ. તેને પોતાની સમજ હોતી નથી. આથી તે પોતાની જાતને સંપૂર્ણ માને છે. આથી માનસશાસ્ત્રીય સારવારથી તેમને સુધારવા મુશ્કેલ બને છે. તેમની વિકૃતિનો સંપૂર્ણ ખ્યાલ હોતો નથી છતાં તેમને ઇલેક્ટ્રિક શૉક, દવાઓ અને ઇન્જેક્શનોથી સારવાર આપી શકાય. પરંતુ આ બધી સારવારની અસર ભાગ્યે જ થાય છે. સમાજમાં દખલરૂપ હોય છે અને સમાજના સિદ્ધાંતોને હાનિ પહોંચાડે છે. તેથી કાયદાની દૃષ્ટિએ તેમને હૉસ્પિટલમાં રાખવા તેવો નિયમ છે.

૧. મનઃજનિત સ્નાયુરોગ– કેટલીક વાર વારસાગત ઊતરી આવે છે. માનસિક કારણો મુખ્ય હોય છે.

મનોરોગ– વારસા અને બંધારણની ક્ષતિઓ મુખ્ય કારણરૂપ હોય છે. શારીરિક અંગો મુખ્ય ભાગ ભજવે છે. માનસિક કારણોની અગત્ય હોય પણ ખરી અને ન પણ હોય.

૨ મનઃજનિત સ્નાયુરોગ– ભાષા અને વિચાર તાર્કિક હોય છે.

મનોરોગ– ભાષા અને વિચારોમાં તાત્ત્વિક તત્ત્વ હોતું નથી અને સુમેળ હોતો નથી.

૩. મનઃજનિત સ્નાયુરોગ– ભ્રમ, વિભ્રમ અને માનસિક સંઘર્ષ અનુભવતા નથી.

મનોરોગ– ભ્રમ; વિભ્રમ અને માનસિક સંઘર્ષ સામાન્ય હોય છે.

૪. મનઃજનિત સ્નાયુરોગ– સામાજિક ટોળા સાથે સારો સંબંધ રાખી શકે છે. તેમનું વર્તન સમાજને સ્વીકાર્ય હોય છે.

મનોરોગ– ટોળાની ભાવના અને સામાજિક ટેવો ભુલાઈ જાય છે. સમાજને અસ્વીકાર્ય વર્તન હોય છે.

૫. મનઃજનિત સ્નાયુરોગ– પોતાની જવાબદારી સંભાળી લે છે. પૂર્ણ કે અપૂર્ણ રીતે પોતાની દરકાર રાખે છે. કોઈક વખત આપઘાત કરે છે.

મનોરોગ– પોતાની જવાબદારી લઈ શકતા નથી. વારંવાર આપઘાત કરવાની ઇચ્છા થાય છે. તેમને ઘેર અથવા હૉસ્પિટલમાં ફરજિયાત સારવાર આપવી પડે છે.

૬. મનઃજનિત સ્નાયુરોગ– તેમનામાં અને સામાન્ય માનવીના વ્યક્તિત્વમાં કાંઈ ખાસ ફેર હોતો નથી.

મનોરોગ– તેમનામાં અને સામાન્ય માનવીના વ્યક્તિત્વમાં ખૂબ ફેર હોય છે. દર્દી બીજા માણસનાં કાર્ય કરતો હોય કે જોતો હોય તેવું અનુભવે છે.

૭. મનઃજનિત સ્નાયુરોગ– સમજણશક્તિ સામાન્ય કે સારી હોય છે.

મનોરોગ– પૂરતી સમજશક્તિ હોતી નથી.

૮. મનઃજનિત સ્નાયુરોગ– સૂચનો, દોરવણી ને માનસશાસ્ત્રીય થેરેપીને ખૂબ સારી રીતે આવકારે છે.

મનોરોગ– માનસશાસ્ત્રીય થેરેપીની અસર થતી નથી. તેમને ફિઝિયોલોજીકલ સારવાર આપવી પડે છે.

૯. મનઃજનિત સ્નાયુરોગ– સામાન્ય રીતે નૈતિક વર્તન હોય છે.

મનોરોગ– વર્તન યોગ્ય હોતું નથી અને મૃત્યુનું પ્રમાણ વધુ હોય છે.

૧૦. મનઃજનિત સ્નાયુરોગ– ચિહ્નો ખાસ કરીને ચિંતા હોય છે.

મનોરોગ– ચિહ્નો હમેશાં રહે છે. ગંભીર હોય છે.

૧૧. મનઃજનિત સ્નાયુરોગ– બૌદ્ધિક કાર્યમાં ક્ષતિ કે ઘટાડો જોવા મળતો નથી.

મનોરોગ– બૌદ્ધિક કાર્યમાં ખામી આવે છે.

૧૨. મનઃજનિત સ્નાયુરોગ– વાસ્તવિકતાનો ખ્યાલ હોય છે.

મનોરોગ– વાસ્તવિકતાના અનુભવથી દૂર હોય છે. વાસ્તવિકતાનાં ખૂબ ઓછાં નિરીક્ષક હોય છે.

૧૩. મનઃજનિત સ્નાયુરોગ– અહં, ઉપરીઅહં અને નૈતિક તત્ત્વમાં ઘર્ષણ થાય છે પરંતુ અહં વાસ્તવિક હોય છે.

મનોરોગ– અહં નબળો હોય છે અને નૈતિક તત્ત્વ વાસ્તવિકતાને દૂર કરે છે.

૧૪. મનઃજનિત સ્નાયુરોગ–સામાન્ય વિકૃતિ કહેવાય છે.

મનોરોગ–ગંભીર વિકૃતિ કહેવાય છે.

૧૫. મનઃજનિત સ્નાયુરોગ–સારવાર સફળ નીવડે છે. માનસિક સારવાર તથા ઉપાયો ઘણાં ઉપયોગી છે.

મનોરોગ–ફક્ત દાક્તરી સારવાર આપી શકાય છે. અને તેમાં પણ મોટે ભાગે નિષ્ફળતા મળે છે.

૧૬. મનઃજનિત સ્નાયુરોગ– ફરિયાદો થોડા વખત પૂરતી હોય છે.

મનોરોગ–ફરિયાદો જીવન સુધી લંબાય છે.

*

# ભારતના સાંસ્કૃતિક ઇતિહાસની રૂપરેખા


જયદેવ. મો. શુક્લ

[સંસ્કૃત અને પ્રાચીન ભારતીય સંસ્કૃતિના અધ્યાપક, એલ. ડી. આ ર્ટ્સ કૉલેજ, અમદાવાદ]


इदं नम ऋषिभ्यः पूर्वजेभ्यः पूर्वेभ्यः पथिकृद्भ्यः।

ઋગ્વેદ ૧૦–૧૪–૧૫ઘ

## પ્રાસ્તાવિક

અ

૦·૧ ભારતના સાંસ્કૃતિક ઇતિહાસના અભ્યાસની અગત્ય

૦·૨ ભારતીય સંસ્કૃતિની કેટલીક વિશિષ્ટતાઓ

૦·૩ ભારતનો ઇતિહાસ જાણવાનાં સાધનો

આ

૦·૪ ભૌગોલિક સ્થિતિ અને તેની ઇતિહાસ ઉપર અસર

૦·૫ પ્રાગૈતિહાસિક કાળ

૦·૬ સિંધુ સંસ્કૃતિ

૦·૭ આર્યો, તેમના બીજી પ્રજાઓ સાથેના સંબંધો અને તેમની ઐતિહાસિક અનુશ્રુતિ

૦·૮ ભાષા, સાહિત્ય, ચિન્તન, અને રાજકીય તથા સામાજિક વ્યવસ્થા

## ૦·૧ ભારતના સાંસ્કૃતિક ઇતિહાસના અભ્યાસની અગત્ય

ઇસવી સન ૧૯૪૭ના ઑગષ્ટની પંદરમી તારીખે ભારત સ્વતંત્ર થયું ત્યારથી અનેક ક્ષેત્રે પોતાનો સાર્વત્રિક વિકાસ સાધવા માટે તે કૃતનિશ્ચય બન્યું. ભારતે સુધરેલા જગત સાથેના વ્યવહારો સવિશેષ વધાર્યા અને એ વ્યવહારોના સંદર્ભમાં પોતાનો આંતરિક ઉત્કર્ષ સાધવા માટે તેણે તૈયારીઓ કરવા માંડી. ભારતમાં શરૂ થયેલા આ નવા યુગની સાથે સાથે જ જગતમાં વૈજ્ઞાનિક ક્ષેત્રે અસાધારણ સિદ્ધિઓ પ્રાપ્ત થવા માંડી. ગતિ, અવાજ, વીજળી, અણુ, અવકાશ, ગ્રહમંડળ, સમુદ્ર અને પૃથ્વીના અંતરનો પણ તાગ લેવા માટે, અપરિમેય એવું માનવમન ક્રિયાશીલ બન્યું છે અને તે તે બાબતોમાં આશ્ચર્યપ્રેરક સિદ્ધિઓ પ્રાપ્ત થવા માંડી છે. સાધનો ઉપરનો વિજય અને અવિજેય તત્ત્વોને નાથવામાં મળેલી સિદ્ધિથી પ્રેરાઇને, કાંઈક અભિમાનવાળા બનીને, માનવીએ પોતાના ભૂતકાળને હાંસીપાત્ર બનાવવામાં આનંદ માન્યો છે. ઘણાં પ્રાચીન મૂલ્યોની ઉપેક્ષા અને અવહેલના થવા માંડી છે. આવી સ્થિતિમાંથી ભારત પણ સર્વથા મુક્ત રહી શક્યું નથી.

સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી ભારતમાં નવાં મૂલ્યો અને નવી વિચારધારાઓ પ્રગટવા માંડી છે અને એ વિચારધારાઓને વૈજ્ઞાનિક સિદ્ધિઓના સંદર્ભમાં મૂલવીને ભારતીય જીવનવ્યવસ્થાને નવો ઝોક–નવો વળાંક–આપવાની પ્રવૃત્તિઓ શરૂ થઈ છે; પરિણામે, ભારતની પ્રાચીન સંસ્કૃતિ તરફ કાંઈક ઉપેક્ષાભર્યું વલણ જોવા મળે છે. આજે ઇસુના ૧૯૬૨ના વર્ષના નવેમ્બર માસમાં ભારતીય સંસ્કૃતિની કેટલીક વિશિષ્ટતાઓ રાષ્ટ્રને મૂંઝવનારી અને મુસીબતોમાં મૂકનારી બની હોય એવી શંકાને કારણો પ્રાપ્ત થતાં હોય તેમ લાગે છે. ભારતીય સંસ્કૃતિ અને ભારતીય આદર્શધારા આજે નિર્ણાયક તબક્કે આવી ઊભાં છે એમ તો લાગે જ છે.

આવા વાતાવરણમાં વિચારશીલ અને અભ્યાસી વ્યક્તિઓને તેમના ચિંતનમાં નવી પ્રેરણા મળે તે સ્વાભાવિક છે. સ્વસ્થતા, ધીરજ, તૌલનિક અભ્યાસ અને વિવેકપ્રેરિત મૂલ્યાંકનથી જ આજના આ સંક્રાન્તિકાળના ઓથારનો ગૂંચવતો ભાર દૂર કરી શકાય. તેથી ભારતીય ઇતિહાસ અને ભારતીય સંસ્કૃતિને સ્વસ્થ ચિત્તે સમજવાનો પ્રયાસ અત્યન્ત આવશ્યક બને છે; આજની પરિસ્થિતિના સંદર્ભમાં અને રાષ્ટ્રવ્યાપી મુસીબતોના સમયમાં સ્વત્વની અવગણના કરીને, લઘુતાભાવ પેદા કરીને, અધકચરા અથવા ઉતાવળિયા અને તત્કાલ કાર્યસાધક ઉપાયો યોજવા અને યુગોથી દૃઢમૂલ બનેલી પરંપરાઓને ઉપેક્ષાની ગર્તામાં ધકેલી દઈને સંતોષ માનવો એના કરતાં 'ભારતના આત્માના આ પુનર્જન્મ' ("rebirth of the Indian Spirit")ને બરાબર પિછાનીને ભારતીય સંસ્કૃતિની સિદ્ધિઓને સંગત એવી કાર્યસાધક વ્યવસ્થા સ્વીકારવામાં જ આપણી ઉન્નતિ છે.

આજે ભારતની અને ભારતીય સંસ્કૃતિની અત્યન્ત અઘરી કસોટી છે. આ કસોટીમાંથી પાર ઊતરવા બીજા અનેક કાર્યસાધક ઉપાયોની સાથે સાથે ભારતની સંસ્કૃતિ અને તેના ઇતિહાસને બરાબર સમજવાની અગત્ય ઓછી નથી. ભારતીય સંસ્કૃતિનાં બધાં જ પાસાં અભ્યાસયોગ્ય છે એનો અર્થ એ નથી કે એની સર્વ વિશિષ્ટતાઓ અત્યારના આપણા જીવનની સાથે અત્યંત સંગત અને તેથી અવિચારે સ્વીકારવા લાયક છે. કોઈ પણ દેશનો ઇતિહાસ એટલે તે દેશના માનવીઓના, સ્થળ અને કાળના સંદર્ભમાં, વ્યવહારોનો ઇતિહાસ; તેમની વિચારધારાઓ, તેમનાં કાર્યો, તેમની સિદ્ધિઓ અને તેમની ભૂલો તથા મર્યાદાઓ પણ એટલાં જ ઉપયોગી અને વિચારપ્રેરક બને છે. કોઈપણ દેશનો વિચારશીલ માનવી પોતાના ભૂતકાળને, પોતાના ઇતિહાસને અને પોતાની સંસ્કૃતિને વર્તમાન સ્થિતિમાં તે સંગત બને એ રીતે જ જોવા પ્રેરાવો જોઈએ; આમ બનતું ન હોય તો મન ઉત્ક્રાંતિશીલ છે એ વાત જ ખોટી સાબિત થાય. ભારતીય ઇતિહાસ અને સંસ્કૃતિનું આવું દર્શન કરાવવાનો આ નમ્ર પ્રયાસ આજને તબક્કે ઉપયોગી બનશે એવી આશા રાખવી અસ્થાને નહિ ગણાય.

## ૦·૨ ભારતીય સંસ્કૃતિની કેટલીક વિશિષ્ટતાઓ

(૧) ભારતીય ઇતિહાસ અને સંસ્કૃતિનો જેવો વિકાસ થયો તેવો જ વિકાસ પશ્ચિમ એશિયા, યુરોપ અને આફ્રિકાના કેટલાક દેશોમાં તે તે દેશોની સંસ્કૃતિઓનો થયો હતો. ઇજિપ્ત અને મેસોપોટેમિયામાં

સંસ્કૃતિની શરૂઆતના તબક્કાઓમાં વિચારો, કાર્યો અને પ્રજાકલ્યાણની ભાવનાઓનો જેવો વિકાસ જોવા મળે છે તેવો જ વિકાસ ભારતીય સંસ્કૃતિની શરૂઆતના તબક્કાઓમાં જોઈ શકાય છે; આવી રીતે જગતની અનેક પ્રાચીન સંસ્કૃતિઓ વચ્ચે એક પ્રકારની એકતા પણ જોવા મળે છે. આવી એકતા અને સાર્વજનીનતાનો લાભ ઈરાન, ગ્રીસ, રોમ, યુરોપ અને ભારતની પ્રજાઓને પ્રાપ્ત થયો છે. આમ હોવા છતાં ભારતીય સંસ્કૃતિની એક આગવી વિશિષ્ટતા ખાસ ધ્યાન ખેંચે છે. ઇજિપ્ત, સુમેર, બેબિલોન, ઈરાન, અને મેસોપોટેમિયાની સંસ્કૃતિઓ સ્મૃતિશેષ બની છે અને માત્ર પુરાવિદ્ પંડિતોને જ એના અભ્યાસનો લાભ મળ્યો છે; તે તે દેશોની પ્રજાઓને તો માત્ર તેમનું દૂરસ્મરણ જ કરવું રહ્યું. ભારતીય સંસ્કૃતિ તેના ઉગમ કાળથી અને વિકાસ કાળથી આજ સુધી મહાન નદીના સુપ્રસન્ન જળની જેમ સળંગ ધારામાં પ્રવહમાન બનેલી જોવા મળે છે. દ્રાવિડિયન પ્રજા જે પુષ્પો, અક્ષત અને નાળિયેરફળથી પોતાના ઇષ્ટ દેવોની પૂજા કરતી હતી તેવા જ ઉપચાર આજે એવા ઉપયોગમાં જોવા મળે છે. સિંધુ સંસ્કૃતિના અવશેષોમાંથી જેમની મૂર્તિઓ પ્રાપ્ત થઈ છે તે પશુપતિ અને પૃથ્વીની આજે પણ પૂજા થાય છે; ભારતીય સંગીતનું સ્વરસપ્તક સામ સંગીતના સ્વરોનો જ વિકાસ છે; ભારતીય મૂર્તિઓમાં આજે પણ સિંધુ સંસ્કૃતિની મૂર્તિકલાના સૌષ્ઠવ, છટા, માર્દવ અને ભાવવાહિતા નજરે ચડે છે. વૈદિક કાળના તત્ત્વચિન્તન આજે પણ ભારતીય સાહિત્યને વિવિધ રૂપે સમૃદ્ધ કરે છે. સર્વગ્રાહિતાની સાથે સાતત્ય એ ભારતીય સંસ્કૃતિનું આગવું લક્ષણ છે.

(૨) ભારતીય સંસ્કૃતિનો એશિયામાં વિશિષ્ટ પ્રકારે, અહિંસક રીતે પ્રસાર એ તેનું બીજું સુલક્ષણ છે. મહાન શહેનશાહો અને લોકનેતાઓએ પોતાની સંસ્કૃતિઓને તલવારની ધાર વડે અન્ય દેશોમાં પ્રસારી છે. આવા લોકનેતાઓના રાષ્ટ્રધ્વજ હિંસા અને છળકપટથી અંકિત હતા. ભારતીય સંસ્કૃતિનો ધ્વજ શાંતિ અને પ્રેમના પાઠ શિખવતો હતો. મધ્ય એશિયા, કોરિયા, ઈરાન, મોંગોલિયા અને અગ્નિએશિયાના દેશોમાં દૈનિક જીવનની સ્વસ્થતા અને ઉષ્મામાં ભારતીય સંસ્કૃતિનો ઘણો મોટો ફાળો છે.

(૩) ભારતીય સંસ્કૃતિની જીવનને વિશિષ્ટ કોણથી જોવાની રીત એ તેનું ત્રીજું લક્ષણ છે. માનવવ્યવહારોમાં શાંતિ અને સદાચારનું મહત્ત્વ સ્થાપવું અને એવા જ દૃષ્ટિકોણથી બધાં જ કાર્યોને ઉકેલવાની તમન્ના ભારતીય દૃષ્ટિને જગતનાં અન્ય રાષ્ટ્રોની ભાવનાઓથી કંઈક અંશે અલગ મહત્ત્વ આપે છે. આક્રમક વલણ, અહંભાવના નાદ અને શક્તિ તથા બલિષ્ઠતાનાં ગર્જન દેખાડવાની ઇચ્છા ભારતીય દૃષ્ટિમાં લગભગ ગેરહાજર છે એમ કહેવામાં વાંધો નથી. આવા વલણને કારણે વ્યક્તિ, સમૂહ કે રાષ્ટ્ર વારંવાર મુશ્કેલીઓમાં મૂકાય છે તે સાચું છે, છતાં આ દૃષ્ટિ અને ભાવનાએ આદર્શનું રૂપ પ્રાપ્ત કર્યું છે. આજે અન્ય દેશો પણ આ ભાવનાનું ઓછે-વધતે અંશે અનુકરણ કરવા લલચાય છે એ સિદ્ધિ ઓછી નથી. શાંતિ અને સંતોષ માટેની આવી તમન્નાએ નિષ્ક્રિયતાનાં રૂપ ધારણ કર્યાં છે એવો વહેમ, અત્યંત ક્રિયાશીલ વ્યવહારમાં રાચતા આજના માનવીને પડે છે: આવી નિષ્ક્રિયતા કદાચ કોઈ યુગમાં, આર્થિક મુશ્કેલીઓ વખતે, રાજકીય પરાધીનતાને કારણે કે પોતાથી બળવત્તર શત્રુઓનો સામનો કરતી વખતે પ્રાપ્ત થઈ છે તે સાચું છે, છતાં પ્રાચીન અને અર્વાચીન ભારતમાં થયેલાં પ્રજાકલ્યાણનાં મહાન કાર્યો, ગગનચુંબી સ્થાપત્યો, ચકિત કરે તેવી બૌદ્ધિક ચર્ચાઓ અને મૌલિક ગ્રંથો પ્રાચીન ભારતની નિષ્ક્રિય અને સત્ત્વહીન સ્થિતિને જોરશોરથી નકારતા નક્કર પુરાવાઓ છે. ભારતની કુદરતની કૃપાભરી ઉષ્માથી અને પોષક જળશક્તિથી ભારતીય વ્યક્તિની શાંતિ અને સંતોષની લાગણીઓને બળ પ્રાપ્ત થયું છે એમ કહેવું જોઈએ.

(૪) ભારતનાં આબોહવા, ભૌગોલિક વિશિષ્ટતાઓ, કુદરતી સંપત્તિ, અખૂટ જળભંડારો અને સમુદ્રનું અવલંબન અનેક પ્રજાઓને આકર્ષવા પૂરતાં બન્યાં હતાં; પરિણામે, ભારતમાં પ્રાચીન સમયથી અનેક પ્રજાઓનું મિલન અને મિશ્રણ જોવા મળે છે. તેમના વિચાર, વર્તન અને આકાંક્ષાઓ ઘણી વાર ભિન્ન ભિન્ન દેખાય છે, તેમ છતાં આ બધાંની વચ્ચે એક પ્રકારની એકતા (Unity) જોવા મળે છે; આવી એકતાના કારણોમાં ધાર્મિક વલણ, ચિંતનની પ્રણાલિકાઓ, પરસ્પર વચ્ચે માનભર્યા સંબંધો 'અને સર્વમાં પરમ તત્ત્વનો અંશ જોવાની દૃષ્ટિ મુખ્ય ગણી શકાય. વર્ણ, જ્ઞાતિ, ભોજનવ્યવસ્થા અને રહેણીકરણીના અનેક

કોટિલ્ય કે હોય છતાં પ્રાચીન ભારતમાં માનવીને માનવી સાથેના અને રાજ્ય તથા સમાજ સાથેના વ્યવહાર પ્રેમ અને લાગણીભર્યો રહ્યો છે એમ ચોક્કસ કહેવું જોઈએ. ટૂંકમાં આસુરી કૃત્યો કે ધાર્મિક પ્રચારને અને આદર્શોની અવગણનાઓને બાદ કરતાં ભારતમાં ચંગીઝખાન કે એસિરિયાના રાજાઓએ અમલમાં મૂકેલી કમકમાટીભરી કતલો કયાંય દેખાતી નથી. ભારતના ગુલામો, જો હોય તો, એમના ગ્રીક-દેશવાસી ભાઈઓ કરતાં અનેકગણા વધારે સુખી હતા.

(૫) પ્રાચીન ભારતીય વ્યક્તિનું માનસિક વલણ પણ વિશિષ્ટ પ્રકારનું હતું. બૌદ્ધિક ચર્ચાઓમાં અત્યંત સૂક્ષ્મ વિચારોની માર્મિક છણાવટ કરનારા વિદ્વાનો પણ વ્યક્તિગત વલણ પરત્વે શ્રદ્ધાને પસંદગી આપતા : અદ્વૈતની પ્રતિષ્ઠા કરનાર શંકરાચાર્ય, શૂન્યવાદને સ્થાપનાર નાગાર્જુન અને વ્યાકરણમાં સૂક્ષ્મેક્ષિકાથી જગતને ચકિત કરનાર આચાર્ય પાણિનિ વ્યક્તિગત જીવનમાં મહાન ભક્તો હતા તે સુવિદિત છે. શ્રદ્ધા અને ધર્મ તરફનું આવું વલણ હોવા છતાં પ્રાચીન ભારતીય જન ધાર્મિક વ્યક્તિ હતો અને જીવન તરફ પરાઙ્મુખ દૃષ્ટિવાળો હતો એમ માનવાને કારણ નથી. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારેય ઉપાયોનો પૂરેપૂરો ઉપયોગ કરવો અને જીવનને સમૃદ્ધ રાખવું એવો સામાજિક આદર્શ હતો; વ્યક્તિગત જીવનમાં બ્રહ્મચર્યનો સંયમ, ગાર્હસ્થ્યનો આનંદ, વાનપ્રસ્થની તિતિક્ષા અને સંન્યસ્તની પરમ તત્ત્વ સાથે એકાગ્રતા તરફ ભાર દર્શાવવામાં આવતો. આવાં અને બીજાં સુલક્ષણોનો વારસો પામીને આપણે સાચે જ ધન્ય છીએ એમાં શંકા નથી.

## ૦·૩ ભારતનો ઇતિહાસ જાણવાનાં સાધનો

ભારતીય વ્યક્તિની ઇતિહાસ તરફની ઉપેક્ષા માટે નાકનું ટેરવું ચડાવીને કહેવામાં આવે છે કે "ભારતમાં કેટલુંક પ્રસંગઆલેખન મળે છે, ઇતિહાસ તો નહિ જ" (India has had some episodes but no history). અત્યારના સમયમાં લખાયેલા ઇતિહાસ-ગ્રંથોના સંદર્ભમાં આ વાત કાંઈક અંશે સાચી કહી શકાય. ભારતમાં હિરોડોટસ, થ્યુસીડાઈડ્ઝ, પોલિબિયસ, લિવિ કે ટેસિટસ જેવા ઇતિહાસકારો થયા નથી તે વાત સાચી છે. પ્રાચીન ભારતના અનેક રાજાઓ—બિંબિસાર, ચન્દ્રગુપ્ત મૌર્ય, સમુદ્રગુપ્ત, હર્ષવર્ધન, પુલકેશી, સિદ્ધરાજ જયસિંહ—અનેક રીતે પ્રતાપી, સાહિત્યરસિક અને જ્ઞાનપિપાસુ તથા વિદ્વત્તાપૂર્ણ હતા; છતાં એમાંથી કોઈ એકે પણ સીઝરની "કૉમેન્ટરીઝ" કે ઝેનોફોનના "એનાબેસિસ" જેવા વૃત્તાન્ત-ગ્રંથો લખવાનું પસંદ કર્યું નથી. પ્રસંગવૃત્તાન્તોમાં કાવ્યની સરસ કલ્પનાઓ ભરીને રચાયેલા રાજતરંગિણી (ઈ.સ. ૧૧૫૦) જેવા ગ્રંથને પણ ઇતિહાસગ્રંથના માનવંતા સ્થાનેથી ઉતારી પાડવામાં આવ્યો છે.

લગભગ ત્રણ હજાર વર્ષની અવિરત સાહિત્યપ્રવૃત્તિમાં ઇતિહાસલેખન થયું જ નથી એ સ્થિતિ અને માન્યતા આશ્ચર્યકારક ગણાવાં જોઈએ. ભારતમાં ઇતિહાસગ્રંથોનો આખો સમૂહ નાશ પામ્યો એવું કહીને સંતોષ માનવો તે અત્યંત બાલિશ ગણાય. અર્વાચીન સમયમાં પ્રાપ્ત થાય છે તેવા ઇતિહાસગ્રંથો પ્રાચીન ભારતમાં લખાયા ન હતા તે હકીકત સ્વીકારવી જ રહી. ઇતિહાસગ્રંથોના અભાવને માટે કદાચ એવો બચાવ કરી શકાય કે પ્રાચીન ભારતમાં વસ્તુ, પ્રસંગ, અને હકીકતોને સાચવી રાખવાની વિશિષ્ટ પ્રણાલી હતી અને એમાં કાવ્ય, કલ્પના, અતિશયોક્તિ, દંતકથા, ધાર્મિક વલણ, સંપ્રદાયપ્રેરક પક્ષપાત કે વ્યક્તિગત પસંદગી અથવા નાપસંદગીથી થતા ફેરફારોને ઠીક ઠીક સ્થાન હતું. આપણને મળતા ઇતિહાસ જેવા ગ્રંથોમાં આ બધાં તત્ત્વોએ પ્રવેશ કર્યો છે તેથી પ્રસંગ-આલેખનની કે હકીકતની જાળવણીની દૃષ્ટિ ભારતીય સંસ્કૃતિમાં ન હતી એમ કહેવું જોઈએ નહિ. શ્રી આર. સી. મજુમદારના શબ્દોમાં કહીએ તો અલગ અલગ સચવાયેલાં પ્રસંગઆલેખનોને એકત્ર કરીને એક સળંગ ઇતિહાસગ્રંથનું રૂપ આપવાની દૃષ્ટિ કે કદાચ શક્તિ પણ પ્રાચીન ભારતીય વ્યક્તિમાં ન હતી. ("Neither historical sense nor historical material was altogether wanting in ancient India. What was lacking was either the enthusiasm or the ability to weave the scatterred raw materials into a critical historical text with a proper literary setting.") ભારતીય ઇતિહાસને અનેક વ્યક્તિઓ, સમૂહો અને રાજવંશોએ પોતપોતાની રીતે સાચવી રાખ-

વાના પ્રયત્નો કર્યા છે. વૈદિક સમયની દાનસ્તુતિઓ, આરણ્યક અને ઉપનિષદોમાંની રાજાઓ અને ઋષિઓની વંશાવળીઓ, પુરાણગ્રંથો અને સ્મૃતિગ્રંથોમાંની વિસ્તૃત યાદીઓ, જૈન પટ્ટાવલીઓ, બૌદ્ધ વૃત્તાન્તગ્રંથો–જેવા કે દીપવંશ અને મહાવંશ–વગેરેમાં ભારતીય ઇતિહાસની કાચી સામગ્રી સચવાઈ રહી છે. આ ઉપરાંત, દંતકથાઓ, ભાટ-ચારણોનાં વૃત્તાન્તો, પ્રશસ્તિઓ, પર્વતો, કૂવા, વાવ, મંદિરો વગેરેમાં કોતરવામા આવેલા લેખો, સિક્કાઓ, તામ્રશાસનો વગેરેમાંથી અનેક પ્રકારની રાજકીય, સામાજિક અને ધાર્મિક માહિતી પ્રાપ્ત થાય છે. આ બધાંની સાથે સાથે ભારતનાં અનેક જાણીતાં અને અજાણ્યાં સ્થળોએથી શોધી કાઢવામાં આવેલાં પ્રાચીન નગરો, મૂર્તિઓ, વ્યક્તિઓ વગેરેના અવશેષો પણ અત્યન્ત ઉપયોગી માહિતી પ્રાપ્ત કરાવે છે. આ ઉપરથી એટલું ચોક્કસ કહી શકાય કે ભારતમાં ઇતિહાસગ્રંથો નથી એ વાત સાચી છે, પરંતુ ઇતિહાસને મદદરૂપ બને એવી વિવિધ સામગ્રી જેટલી સંખ્યામાં અને જેવા વૈવિધ્યમાં ભારતમાંથી મળી આવે છે તેવી કદાચ જગતના કોઈપણ દેશમાંથી મળતી નથી. આવી સામગ્રીના કેટલાક વિભાગો નીચે પ્રમાણે પાડી શકાય :

### ૧. સાહિત્યિક સામગ્રી

વૈદિક યુગ દરમિયાન (ઈ. પૂ. ૧૨૦૦ થી ઈ. પૂ. ૫૦૦) પ્રવર્તમાન સ્થિતિને વિષે કોઈ ચોક્કસ પ્રકારની માહિતી પૂરી પાડતા ગ્રંથો આપણી પાસે મોજૂદ નથી. ઋગ્વેદનાં સૂક્તોમાં મળતી દાનસ્તુતિઓમાં ચોક્કસ પ્રકારની સામગ્રી નથી. બ્રાહ્મણગ્રંથોમાં અને તેમના વિભાગો–જેવા કે, આરણ્યકો અને ઉપનિષદો–મા ઋષિઓ અને બ્રહ્મજ્ઞાનીઓની તથા તેમની શિષ્યપરંપરાની વ્યક્તિઓને જણાવતી યાદીઓ મળે છે, પરંતુ તેમનાં કાર્યો, વ્યક્તિત્વ, વિચારો કે સામાજિક સંબંધો વિષે કશું પ્રાપ્ત થતું નથી. અનુવૈદિક કાળમાં મહાભારત અને પુરાણોમાં અર્ધઐતિહાસિક સામગ્રી અતિ વિપુલ પ્રમાણમાં મળે છે. પ્રાચ્યવિદ્યાના અભ્યાસની શરૂઆતના દિવસોમા અર્થાત્ અઢારમી અને ઓગણીસમી સદીઓમાં પુરાણોમાંની માહિતીને સત્યથી વેગળી, કલ્પનાપ્રેરિત અને અતિશયોક્તિથી ભરપૂર અને તેથી સર્વથા અવિશ્વસનીય માનવામાં આવતી, પરંતુ પાર્જિટર, જાયસ્વાલ, દેવદત્ત ભાંડારકર, નરેન્દ્રનાથ લૉ, પુસાળકર અને માંકડના પુરાણોના વિશિષ્ટ અભ્યાસને કારણે પુરાણોને ઇતિહાસગ્રંથો તરીકે સ્વીકારવામાં આવ્યા છે. મહાભારતના યુદ્ધના સમયની આસપાસ થયેલા રાજવંશોને પાર્જિટરે પહેલી જ વાર વ્યવસ્થિતરૂપે આપણી સમક્ષ મૂકયા છે. ઈસુની પૂર્વે પાંચમી સદી સુધીના ઇતિહાસને માટે પુરાણો આપણો એકમાત્ર આધાર છે એમ કહી શકાય.

જનપદ યુગ અને મગધની રાજસત્તાથી શરૂ થતા ભારતીય યુગના ઇતિહાસને જાણવા માટે પુરાણો ઉપરાંત બૌદ્ધ અને જૈન સૂત્રો અત્યંત ઉપયોગી માહિતી પૂરી પાડે છે. આ સૂત્રગ્રંથોમાં બુદ્ધ અને મહાવીર તરફ શ્રદ્ધાવાન અનેક રાજાઓ અને મહાન વ્યક્તિઓનાં જીવન અને કાર્યો વિષે તેમજ ઉત્તર ભારતની ભૌગોલિક રચના વિષે પ્રામાણિક હકીકતો પ્રાપ્ત થાય છે. જૈન ગ્રંથોમાં સૂત્રગ્રંથો ઉપરાંત જુદા જુદા ગચ્છોની પટ્ટાવલીઓ તથા બૌદ્ધ ગ્રંથોમાં દીપવંસ અને મહાવંસ ખાસ ધ્યાન ખેંચે છે.

ભારતમા ઐતિહાસિક માહિતીને કાવ્યનો સ્વાંગ આપીને સાહિત્યિક કૃતિ તૈયાર કરવાનું ધ્યેય ઘણા લેખકોનું હોય તેમ લાગે છે. આવી કૃતિઓમાં વ્યક્તિઓની જીવનકથાઓ અને ચોક્કસ પ્રકારનાં સ્થળો અને વિભાગોના ઇતિહાસને રજૂ કરતાં કાવ્યો મુખ્ય છે. હર્ષવર્ધનની જીવનકથા હર્ષચરિત, યશોવર્માનો ઇતિહાસ આપતું ગૌડવહો, આવા પ્રકારના ગ્રંથો છે. આવા ગ્રંથોની સાથે સાથે દ્વયાશ્રયકાવ્ય (હેમચન્દ્ર), નવસાહસાંક ચરિત (પદ્મગુપ્ત), રાજતરંગિણી, પૃથ્વીરાજવિજય વગેરેને પણ સ્થાન આપવું જોઈએ. આવી કૃતિઓ –ખાસ કરીને કાશ્મીર અને ગુજરાતમાંથી મોટા પ્રમાણમાં પ્રાપ્ત થાય છે. ગુજરાતમાંથી સોલંકી યુગનો ઇતિહાસ આપનારા ગ્રંથો વિપુલ પ્રમાણમાં મળે છે; તેમાં સોમેશ્વરનું કીર્તિકૌમુદી, અરિસિંહનું સુકૃતસંકીર્તન, મેરુતુંગનું પ્રબંધચિન્તામણિ, બાલચન્દ્રનું વસંતવિલાસ અને જયસિંહનું વસ્તુપાલ-તેજપાલપ્રશસ્તિ વિશેષ જાણીતાં છે.

### ૨. ઉત્કીર્ણ લેખો

ભારતના ઇતિહાસનાં મહત્ત્વનાં પાસાંઓને સમજવા માટે ઉત્કીર્ણ લેખોનુ મૂલ્ય ઘણું છે. રાજાઓ, મહાજનો, વ્યક્તિઓ, પંડિતો, સત્પુરુષો અને દાનશૂરોએ પ્રસિદ્ધિને

અર્થે કોતરાવેલા આવા લેખો પથ્થર અને ધાતુ ઉપર મળતા હોવાથી પોતાના કાળની સ્થિતિ જાણવા માટેનાં અત્યંત વિશ્વસનીય સાધનો છે. ભારતનો ભાગ્યે જ કોઈ એવો પ્રદેશ હશે, જ્યાંથી આવા ઉત્કીર્ણ લેખો મળી આવ્યા ન હોય. ઈ. પૂર્વે પાંચમા સૈકાથી આવા લેખો મળ્યા છે. ઘણા લેખોમાં સમયનો નિર્દેશ ન હોય છતાં તેમના બીજા લેખો સાથેનાં ભાષા, શૈલી, સ્થળ, વસ્તુ, વર્ણ્યવિષય, ઉત્કીર્ણ કરવાની રીત વગેરે ઉપરથી સમયનો ચોક્કસ ખ્યાલ આવે છે. મૌર્ય રાજવી અશોકના સમયથી લખાયેલા આવા લેખોમાં ચોકસાઈ અને વ્યવસ્થા નજરે ચડે છે. અશોકના ઉત્કીર્ણ લેખો અને સ્તંભલેખો પ્રાચીન ભારતના ગૌરવને સ્પષ્ટ કરે છે એ નિર્વિવાદ છે.

અશોક પછીના સમયના ઉત્કર્ણ લેખોમાં રાજ-સભાના કવિઓએ લખેલી રાજપ્રશસ્તિઓ, દાનપત્રો અને મંદિર કે વિહારોમાં મળતા લેખો વિશેષ ધ્યાન ખેંચે છે. સમુદ્રગુપ્તની અલાહાબાદ પ્રશસ્તિ, ભોજની ગ્વાલિયર પ્રશસ્તિ, પુલકેશીનો ઐહોળેનો લેખ, ચોલ રાજાઓ, રાષ્ટ્રકૂટો અને પ્રતિહારોની પ્રશસ્તિઓ અને મૈત્રકોનાં દાનપત્રો ભારતભરમાં જાણીતાં છે. અનુગુપ્ત કાલમાં પ્રાકૃતમાં લખાયેલા અસંખ્ય લેખો જૈન અને બૌદ્ધ તથા બ્રાહ્મણ ધર્મોનાં વિચાર, ભાવનાઓ અને સિદ્ધાંતોને રજૂ કરતા આપણી સામે મોજૂદ છે.

આવા લેખો આપણા જ્ઞાનમાં હમેશાં વધારો કરતા રહ્યા છે. કેટલીક વાર કોઈપણ સ્થળે નહિ ઉલ્લેખાયેલી વ્યક્તિઓ અને તેમનો ઇતિહાસ, સાહિત્યગ્રંથો અને શાસ્ત્રગ્રંથો, સંપ્રદાયોનાં વિશિષ્ટ કાર્યો, યુગ અને ધર્મ-પ્રવર્તક મહાપુરુષોનાં જીવનની અજાણી વિગતો અને આર્થિક વ્યવહારના તબક્કાઓની વિગતો આવા લેખોમાંથી મળે છે. સમયના વહેવાની સાથે આવા ઉત્કીર્ણ લેખો પ્રાપ્ત થતા જાય છે અને ભારતીય ઇતિહાસના અજાણ્યા ખૂણાઓ ઉપર પ્રકાશ પડતો રહે છે એ સદ્‌ભાગ્ય ઓછા મહત્વનું નથી.

### ૩. સિક્કાઓ

ભારતીય ઇતિહાસને અપેક્ષિત સામગ્રી પૂરી પાડવામાં ઉત્કીર્ણ લેખો પછી મહત્ત્વનાં સાધનો તરીકે જાણીતાં થયેલાં સાધનોમાં સિક્કાઓની ઘણી અગત્ય છે. ઈસુની અઢારમી સદીથી ભારતમાંથી અસંખ્ય સ્થળોએથી આવા સિક્કાઓ કે સિક્કાઓના ભંડાર મળી આવ્યા છે. કેટલીક વાર એક જ ભંડારમાંથી જુદી જુદી જાતના, સમયના, કિંમતના, વજનના અને ધાતુઓના સિક્કા મળી આવ્યા છે. ભારતના દરિયાકાંઠાના પ્રદેશોમાંથી પરદેશીઓના સિક્કાઓ મળી આવ્યા છે. તે તે સ્થળ અને સમય તથા પ્રદેશની આર્થિક બાબતોને જાણવા માટે તેમજ સામાજિક વ્યવહારની નિશ્ચિતતા સમજવા માટે સિક્કાઓનું મૂલ્ય ઓછું આંકવું જોઈએ નહિ. સિક્કાઓની આકૃતિ, તેમના ઉપર ઉત્કીર્ણ થયેલી આકૃતિ કે સંજ્ઞા, એ આકૃતિની સાથે મળતા મુદ્રાક્ષરો (legends), મુદ્રાક્ષરોની ભાષા અને શૈલી, સિક્કાઓનું વજન, વપરાયેલી ધાતુ કે ધાતુઓનું મિશ્રણ અને સિક્કાની કિંમત—આ બધી બાબતો અત્યંત મહત્ત્વની છે. દરિયાકાંઠાના પ્રદેશોમાંથી મળતા સિક્કાઓ ઉપરથી ભારતનો દરિયાપારનો વેપાર અને વ્યવહાર કેવો હતો તે પણ જાણી શકાય છે, અને તે સિક્કાઓની ભારતીય સિક્કાઓ સાથે સરખામણી કરતાં જુદા જુદા પ્રકારના સિક્કાઓની બનાવટ વગેરે માટેની પ્રેરણા ક્યાંથી મળી હતી તે પણ સમજી શકાય છે.

### ૪. પરદેશીઓના વૃત્તાન્તગ્રંથો

ઈસુની પૂર્વે લગભગ નવમી સદીથી ભારતનો બહારના દેશોની સાથેનો સંબંધ સ્થાપિત થયો છે. મૌર્ય યુગથી આવા સંબંધો ઘણા વધ્યા હતા તે વાત સુવિદિત છે; પરિણામે, ભૂમધ્યના દેશોમાંથી આવેલા તેમજ એશિયાના અનેક પડોશી દેશોમાંથી આવેલાં યાત્રિકો, એલચીઓ, સંતો, રાજકીય વ્યક્તિઓ અને સાહિત્યકારોએ લખેલા ગ્રંથો વિશ્વસનીય માહિતી પૂરી પાડે છે. આવી માહિતીમાં વ્યક્તિગત પસંદગી, ધાર્મિક વલણ, રાષ્ટ્રપ્રેમ અને ટીકાકારના વલણને સમજતાં આપણને વાર લાગતી નથી, તો પણ આવા ગ્રંથોમાંની સર્વગ્રાહિતા અને ઝીણી દૃષ્ટિની કદર પણ કરવી જોઈએ. આવા લેખકોમાં હિરોડોટસ સૌથી પ્રાચીન છે. હિરોડોટસની સામગ્રી ઈરાની મુસાફરો અને વાતાવરણ પાસેથી પ્રાપ્ત થઈ હતી. એલેક્ઝાન્ડરની સાથે આવેલા અનેક લેખકોમાંથી કોઈનોય ગ્રંથ આપણને મળતો નથી, તેથી ચન્દ્રગુપ્તના સમયમાં ભારતમાં રહેલા મેગેસ્થીનીસનો વૃત્તાંત આપણો

આધ અને પ્રામાણિક ગ્રંથ સાબિત થાય છે. ઉત્તર ભારતના રાજકીય, સામાજિક અને આર્થિક વ્યવહારો અંગે અને તે સમયની ધાર્મિક માન્યતાઓ અંગે ઉપયોગી માહિતી આ પુસ્તકમાંથી મળે છે. મેગેસ્થીનીસ પછી ઇજિપ્તમાં રહેતા એક અજાણ્યા ગ્રીક લેખકે લખેલો ગ્રંથ 'પેરિપ્લસ' (Periplus of the Erythrean Sea) ભારતનાં શહેરો, બંદરો અને વેપારને અંગે વિશ્વસનીય માહિતી પૂરી પાડે છે. ઈ. સ. ૮૦માં લખાયેલા આ ગ્રંથની વિશિષ્ટતા તેણે આપેલી ભારતના પરદેશો સાથેના વેપારની વિગતો અંગે છે. ઈસુની બીજી સદીમા ટૉલેમીએ ભારતનો ભૌગોલિક વૃત્તાન્ત લખ્યો છે. પ્લિનીએ ઈસુની પહેલી સદીમાં ભારતીય કુદરતી સંપત્તિ, પશુઓ, પંખીઓ અને ખનીજો વિષે ઉપયોગી સામગ્રી આપી છે.

ઈસુની ચોથી અને પાંચમી સદીઓ પછી ભારત વિષે લખનાર પરદેશીઓમાં ચીની યાત્રિકોનું વધારે મહત્ત્વ છે. ફાહ્યાન (ઈ. સ. ૪૨૦), યુઆન શુ આંગ (હ્યુ એન્ ત્સંગ) (ઈ. સ. ૬૨૯) અને ઇ ચિંગ (ઇત્સિંગ) (ઈ. સ. ૬૭૧). આવા યાત્રિકોમાં મુખ્ય છે. એમના વૃત્તાન્તોમાં સામાજિક માહિતી પ્રમાણમાં ઓછી છે, પરંતુ બૌદ્ધ ધર્મ અંગેની વિગતોમાં શ્રદ્ધાભરી અતિશયોક્તિ છે. બૌદ્ધ ધર્મના પ્રસારને જાણવા માટે આ ત્રણેય મુસાફરોનાં વૃત્તાન્તો ઉપયોગી છે. આઠમા સૈકા પછી ભારતનો મુસ્લિમ દેશો સાથેનો સંપર્ક વધતાં અનેક આરબ યાત્રિકો, સરદારો, હુમલાખોરો અને રાજાઓ અનેક ધ્યેયથી ભારતમા આવવા લાગ્યા. ગઝનીના સુલતાન મહમુદના સમકાલીન અલબેરુનીનો વૃત્તાન્ત અત્યંત મહત્ત્વનો છે. ધાર્મિક ઝનૂનથી પર એવા આ લેખકમાં પ્રાચીન ભારતીય સમાજનું હૂબહૂ ચિત્રણ કરવા માટેની તમન્ના, ધીરજ, ખંત અને ઉત્સાહ હતા. સત્ય રજૂ કરવાના તેના ઉત્સાહમાં તેનું સર્વતોગ્રાહી જ્ઞાન અને વિવેકપૂત ડહાપણ સુંદર ઉમેરો કરતાં હતાં. આમ હોવા છતાં અલબેરુનીએ પ્રાચીન ભારતનું જે ચિત્ર આલેખ્યું છે તેનો આધાર સાહિત્યગ્રંથો અને તે ગ્રંથોના તેણે કરેલા અભ્યાસ ઉપર હોઈ ને અને રાજકીય વાતાવરણ અંગે તેણે સેવેલા મૌનને કારણે આ ગ્રંથ ચીની યાત્રિકોના ગ્રંથ જેટલો ઉપયોગી નથી. આ ઉપરાંત, મિંહાજુદ્દીનનું 'તબાકત-ઇ-નાસીરી' (૧૨૫૦), ઝિયાઉદ્દીન બર્નીનું 'તારીખ-ઇ-ફિરૂઝશાહી', ફરીસ્તાનું 'ગુલશન ઇ-ઇબ્રાહીમી'. અબુલ ફઝલનાં 'આઈન-ઇ-અકબરી' અને 'અકબરનામા' અને બદાયૂનીનું 'મુન્તખબ-ઉત્ ત્વારીખ' મુસ્લિમ રાજકર્તાઓ અને તેમનાં કાર્યો અંગે ઉપયોગી માહિતી પૂરી પાડે છે.

### ૫. પુરાવશેષો

કોઈપણ દેશના ભૂતકાળને જાણવા માટે ઇતિહાસગ્રંથો અને સાહિત્યગ્રંથોનો જ્યારે અભાવ હોય અથવા એ ઇતિહાસગ્રંથો અને સાહિત્યગ્રંથો પ્રાચીન યુગો ઉપર પ્રકાશ પાડવાને અસમર્થ હોય અથવા અલ્પાંશે સમર્થ હોય અને તેથી એવા દૂરના ભૂતકાળને અંગે રસિક અને હૃદ્ય કલ્પનાઓમાં અને દંતકથાઓમાં રાચવા માટે નિમંત્રણ આપતા હોય ત્યારે પુરાવશેષો જ માત્ર સાચી માહિતી પૂરી પાડવાનાં એકમાત્ર સાધનો તરીકે સાબિત થાય છે. ભારતના ભવ્ય ભૂતકાળમાંનો આપણો રસ માત્ર સો વર્ષ જેટલો જ જૂનો છે. પ્રાચીન ગૌરવમાં આપણે રસ લેતા ત્યારે થયા, જ્યારે પ્રાચીન ભારતીય ભવ્યતા નામશેષ થવાની અણી ઉપર હતી અને જ્યારે આપણી એ મહાનિદ્રામાથી કુતૂહલશીલ અને ઉત્સાહી પરદેશીઓએ આપણને 'જગાડયા.' અઢારમી સદીના અંત ભાગથી પ્રાચીન ભારતના પુરાવશેષોને અંગે રસ અને શોધખોળ શરૂ થયા. એક વાર કોઈ ઉત્સાહી પૂર્વસૂરીએ આવું કામ શરૂ કર્યું એટલે બીજાઓએ એના અનુપદે કાર્ય આગળ ચલાવ્યું. પરિણામે પ્રિન્સેપ, ફર્ગ્યુસન, કનિંગહામ, ભાઉ દાજી અને રાજેન્દ્રલાલ મિત્ર તથા લૉર્ડ કેનિંગ અને લૉર્ડ કર્ઝન જેવા વાઇસરૉયોની ઉદાર હૂંફની પરંપરાથી પ્રેરાઈને સંશોધનમાં લાગી ગયેલા બર્જેસ, વોગેલ, ઑરેલ સ્ટાઇન, બ્લૉખ, સ્પૂનર, ફૂટ, માર્શલ અને ભગવાનલાલ ઇન્દ્રજીએ પોતાની સમગ્ર શક્તિઓને કામે લગાડી. આજે ભારતીય પુરાવિદ્યાના સો વર્ષમાં થયેલાં સંશોધનો પછી દૂરપૂર્વ એશિયા, મધ્ય એશિયા, અગ્નિ એશિયા અને ભારતના અનેક સ્થળોએથી પ્રાચીન ભારતના ભવ્ય ભૂતકાળને રજૂ કરતા અસંખ્ય પુરાવશેષો પ્રાપ્ત થયા છે અને ભારતીય સંસ્કૃતિના ગૌરવને તેમણે પ્રકાશવંતું કર્યું છે. આવા પુરાવશેષોમાં સિક્કાઓ, સ્તંભો, માનવદૃષ્ટિથી ગુપ્ત રહેલી ચિત્રસભર ગુફાઓ, ઉત્કીર્ણ લેખો અને કાલની સામે થઈને ટકી રહેનાર સાહિત્યગ્રંથો અને શાસ્ત્રગ્રંથો છે. એ સર્વમા પ્રાચીન ભારતીય ગૌરવનો બલદાયી અને પ્રેરક સ્રોત આપણે પિછાની શકયા છીએ.

(ક્રમશઃ)

# સામ્યવાદી ચીનના આક્રમણ સામે ભારતીય રાષ્ટ્રીય પ્રતિકાર અને પુરુષાર્થ

પુરુષોત્તમ ગણેશ માવળંકર

[અમદાવાદની યુવક સંસ્થા 'આરત'ના ઉપક્રમે તા. ૧૭ નવેંબર ૧૯૬૨ના રોજ આપેલા વાર્તાલાપના આધારે: વિવિધ બનાવો વડે ઝડપથી પલટાતા ચિત્રને કારણે, વાર્તાલાપ અપાયો તે દિવસ નોંધીને નીચેનું લખાણ વાંચવા વિનતી.]

આપણે સહુ હજુ તો, એક રીતે જોતાં, પૅવિલિયનમાં જ બેઠા છીએ. તેમ છતાં, દૂરના સીમાવર્તી ક્ષેત્રોમાં લડી રહેલા આપણા મર્દ જવાનોની પાછળ આખી પ્રજા જાણે કે એક થઈને ઊભી છે. Calamities always unite people—વજ્રસંકટ અવિકલ્પપણે પ્રજામાં એકભાવ પ્રેરે જ છે. સહ્યાદ્રિ હિમાલયની વહારે ન દોડે તો જ નવાઈ!

એક બનીને ઊભાં છીએ ત્યારે, યાદ રાખીએ કે, મોરચા પરની શાંતિ અગર ગરમીથી આપણો યુદ્ધયત્ન ગેરરસ્તે ન દોરવાઈ જાય, સહેજ પણ ગાફેલ સ્થિતિમાં આપણે ન રહીએ. શત્રુ તો, આપણે તૈયાર નહિ હોઈએ ત્યારે જ આવશે—આધુનિક દુનિયામાં ચડાઈ કંઈ કોઈ કહીને કરતું નથી! હાલ બે મોરચે જંગ ખેલાઈ રહ્યો છે. ભૂતાન–સિક્કિમ બાજુથી ત્રીજો મોરચો કદાચ ખૂલે પણ ખરો.

એટલું ચોક્કસ કહી શકાય કે આ ચડાઈમાં પરમાણુશસ્ત્રો વપરાવાનાં નથી. હાલ Atomic Clubમાં યુનાઈટેડ સ્ટેટ્સ, રશિયા, બ્રિટન અને ફ્રાન્સ એમ ચાર રાષ્ટ્રો છે. પશ્ચિમ જર્મનીના ઍડનાવર એમાં પ્રવેશવા ઊંચાનીચા થાય છે, પણ પશ્ચિમી રાષ્ટ્રો એમને દાદ દે એવું જણાતું નથી—કેંક પરમાણુશસ્ત્ર સમેતનું જર્મની યુરોપ આખામાં 'શુંનું શું કરી નાખે?'—એવી ગયા યુદ્ધોમાંથી જન્મેલ અનુભવયુક્ત દહેશતથી અને કેંક જગતનું એકંદર ચિત્ર લક્ષમાં લઈને. વળી, પશ્ચિમ જર્મનીને આ રીતે સજ્જ કરવામાં આવે તો સોવિયેટ રશિયા પૂર્વ જર્મનીને પરમાણુ શસ્ત્રો પૂરા પાડવાનું જ. ટૂંકમાં, સમગ્ર રીતે જોતાં, સામ્યવાદી ચીન પાસે આવાં શસ્ત્રાસ્ત્ર ન હોય એ કદાચ રશિયાને મન પણ ઇષ્ટ ને ઇચ્છવાજોગ હશે. વળી, સંભવિત સશસ્ત્ર સંઘર્ષને પણ અણુયુદ્ધ લગી લઈ જવાની સહેજે મગદૂર કે ઇચ્છા વિશ્વસત્તાઓની નથી, એવી પ્રતીતિ ક્યુબાના ઉદાહરણથી તાજેતરમાં જ થઈ ચૂકી છે. આણ્વિક સંગ્રામ છેડવો જ હોય તો, ખ્રુશ્ચોવ સૂચવે છે તેમ, ઇંગ્લૅન્ડ માટે એક અને ફ્રાન્સ માટે દોઢ બૉમ્બ બસ છે! આ બધી વિગતો રજૂ કરવાનો હેતુ કંઈ ચીન પાસે પરમાણુશસ્ત્રો ન હોઈ શકે એમ કહેવાનો નથી. સ્મરણ રહે કે, ૧૯૬૦માં બ્રિટનના જવાબદાર અખબારમાં પ્રસારિત થયેલ એક અહેવાલમાં, '૬૨ની શરૂઆત લગીમાં સામ્યવાદી ચીન પાસે રશિયા દીધા અથવા સ્વયંનિર્મિત ઍટમબૉમ્બ હશે એમ જણાવાયું હતું. ત્યારે, લડવા જ નીકળી પડયા છીએ તો, શત્રુ પાસે આવાં શસ્ત્રાસ્ત્ર નથી એવું માનીને શીદને ચાલવું, ભલા!

આણ્વિક નહિ પણ આધુનિક ખરું 'એવું' આ યુદ્ધ માત્ર સરહદી બાબત નથી. સીમા ઉપરાંત આ સામ્યવાદી ચીની સંગ્રામ સ્વતંત્રતા ને લોકશાહી વિરુદ્ધનો છે. આમાં હવે એશિયાભરમાંથી સામ્યવાદની હકાલપટ્ટી કર્યા વગર સાચી જીત થઈ નહિ ગણાય; અને એમ થશે તો એશિયા ખંડમાં લોકશાહીનું નંદનવન સર્જાઈને રહેશે. પણ એમ કરવા વાસ્તે આપણે પરિચય મેળવવો પડશે—શત્રુનો, એની લડવાની રીતરસમોનો, એની સાધનસંપત્તિનો, અને ખુદ આપણો પણ!

આપણો પોતાનો પરિચય સુપેરે કરવાની વાત આવે છે ત્યારે મને સહેજે જર્મનીનું સ્મરણ થાય છે. ૧૯૪૫માં તો જર્મનીએ માર્શલ-યોજના હેઠળ મોટા પ્રમાણમાં મદદ લીધેલી; અને આજે એ Aid India Clubનું માનવંતુ સભ્ય છે! એક ઉદાહરણ આપું આપને: '૫૪માં હું ત્યાં ગયો ત્યારે ત્યાંનું નામાંકિત કારખાનું Krupps ભંગારમાંથી માંડ નવનિર્માણ પામેલું. '૫૮માં ફરીથી મારે જવાનું થયું. એ વેળાએ જોયું તો, અહીં કદીક ખંડેર કે ભંગાર હશે એવી આશંકા પણ સ્મૃતિશેષ બાબત બની ચૂકી હતી. મતલબ

કે બીજા મહાયુદ્ધમાં, વિપુલ સંખ્યામાં જર્મન પ્રજાજનો મરી પરવાર્યા, પણ જર્મન રાષ્ટ્રની શક્તિ નહોતી મરી પરવારી. પ્રજા મજબૂત હશે તો નેતૃત્વ પણ પ્રાણવાન હશે જ! જર્મની જ શા માટે, ઇંગ્લૅન્ડનો પણ દાખલો લો. ૧૯૪૦ના અરસામાં ફ્રાન્સ, નૉર્વે, સ્વીડન, પોલૅંડ, ઝેકોસ્લોવાકિયા વગેરે દેશોને હિટલર પોતાની એડી નીચે કચરી રહ્યો હતો. અને બ્રિટિશ રાજધાની પર જર્મન વિમાનો ઊડતાં હતાં ત્યારેય એ પ્રજા હતોત્સાહ થઈ નહોતી. એનું કારણ તો છે એ પ્રજાના લોહીમાં વહેતું લોકશાહી ખમીર. એ લોકશાહી મિજાજના પ્રેરાયા તો ચર્ચિલે, સદંતર વિપરીત પરિસ્થિતિ વચ્ચે પણ, સ્વાતંત્ર્ય ટકાવી રાખવાની ઉદ્ઘોષણા કરતાં કહેલું: 'This is not an end. This is not even the beginning of the end. This is perhaps the end of the beginning'' સાતસો સાલના લોકશાહી ઇતિહાસના પ્રકાશમાં બ્રિટિશ પ્રજા આટલો જુસ્સો બતાવી શકતી હોય, તો ભારત પાસે શ્રી અરવિંદે બતાવ્યું છે તેમ, હજારો વરસની આધ્યાત્મિક શક્તિનો વારસો છે. એ દેશનો પરાજય કેમ કલ્પી શકાય?

આ મુકાબલામાં યશસ્વી થવા માટે આપણો પ્રજાકીય જુસ્સો (morale) ટકાવી રાખવો ઘટે. એ માટે આપણા મનમાં અગાઉની, અત્યારની અને હવે પછીની સંભવિત પરિસ્થિતિ વિશે અસંદિગ્ધતા તથા સ્પષ્ટ પ્રકાશ જોઈએ. અસંદિગ્ધતા પછી આવશે આસ્થાપૂર્વકની પ્રતીતિ. અને એ બે વાનાં આપણામાં સાહસ ને અભયની પ્રતિષ્ઠા કરશે. આ ત્રણ ચીજ, અંગ્રેજીમાં કહીએ તો, તે છે—clarity, conviction અને courage of conviction

આવી રીતે સુસજ્જ થયા પછી હવે કરીએ શત્રુનો પરિચય! આપણી પાસે તો આવશે ત્યારે આવશે, પણ સામ્યવાદી ચીન પાસે MIG વિમાનો ઢગલાબંધ છે. અને એનું સૈન્ય સારી પેઠે કેળવાયેલું છે. સને ૧૯૫૦માં, કોરિયામાં યુ. એન.ના વાવટા હેઠળ લડી રહેલ અમેરિકી લશ્કરને બરાબર ખબર પાડી દેનાર ચીની સૈનિકો સામે આપણે મોરચો માંડવાનો છે. કોરિયા, હિન્દેશિયા, વિયેટનામ—એ બધે ઠેકાણે ચીને પાકો યુદ્ધઅનુભવ મેળવ્યો છે. સામે પક્ષે, આપણા સૈન્યે બીજા યુદ્ધ પછી કશો જ ગણનાપાત્ર યુદ્ધઅનુભવ મેળવ્યો નથી. એ અરસાના નિષ્ણાત સેનાનીઓ નિવૃત્ત થઈ ગયા છે અગર થઈ રહ્યા છે. સ્મરણ રહે કે ઠંડા વાતાવરણથી ટેવાયેલ યુરોપીય સૈનિકો પણ જ્યાં ઠરતા હતા ત્યાં એટલે કે ખુદ યુરોપની જ તળ ધરતી પર મોખરાની હરોળમાં આપણા જવાનોએ કામગીરી બજાવી હતી. પણ યુદ્ધઅનુભવ હાલ તો ભારતીય સશસ્ત્ર દળો પાસે બહુ નથી. આપણા સેનાપતિઓમાં ઘણી કાબેલિયત છે, પણ પ્રત્યક્ષ યુદ્ધઅનુભવ ઓછો છે.

રાજદ્વારી ક્ષેત્રે પરસ્પર પરિચય મેળવવાની કોશિશ કરીએ. સને ૧૯૫૫ના એપ્રિલમાં ઇન્ડોનેશિયા ખાતે બાંડુંગ પરિષદ મળી. એના આવાહકો હતા હિંદ, પાકિસ્તાન, ઇન્ડોનેશિયા, બ્રહ્મદેશ અને સિલોન. એમાં ચીની વડાપ્રધાન ચૂ એન લાઈએ ભાષણો ઓછાં નહિ કર્યાં, પણ વધુ તો પડદા પાછળ રહીને જુદા જુદા દેશો સાથે એમણે બરાબર દોસ્તી કરી. તેમાંય ખાસ તો ઇજિપ્તના નાસર સાથે ગાંઠ પાકી કરવાની કાળજી ચૂએ લીધેલી. આફ્રો-એશિયન રાજકારણમાં નાસરનું મહત્ત્વ જવાહરલાલજી પણ બરાબર જાણે છે. એથી જ તો, ઇંગ્લૅન્ડથી વળતાં કદીયે કેરો ખાતે રોકાણ કરવાનું તેઓ ભૂલતા નથી. નાસરને નારાજ ન કરવા માટે તો હિંદે ઇઝરેલને માન્ય કર્યાં છતાં એની જોડે પૂર્ણ રાજદ્વારી સંબંધો નથી બાંધ્યા. તો, ભારત–ચીન પ્રશ્નમાં નિર્ણાયક રીતે ભારતની તરફદારી કરવામાં પ્રમુખ નાસર કાંઈક મંદ લાગે છે એના મૂળિયાં ૧૯૫૫માં ચૂ એન લાઇએ એમની સાથે બાંધેલ મૈત્રીમાં છે. ત્યાર પછી '૫૮-'૫૯-'૬૦ના ગાળામાં ચીને ઇરાક–અલ્જિરિયા–ક્યુબા સાથે અને પછી યુરોપમાં હવે આલ્બેનિયા સાથે સંવનન (wooing) ચાલુ જ રાખ્યું છે. ભારત પર ત્રાટકી પડવાનું કામ પણ ચીનની રાજદ્વારી કુનેહનો પરિચય આપે છે: રશિયા ક્યૂબાના મામલામાં ગૂંચવાયેલું હતું ત્યારે જ એણે હુમલો કર્યો, જેથી રશિયાએ મૌન રાખ્યે જ છૂટકો! આપણી વાત કરીએ તો, આફ્રો-એશિયાઈ રાષ્ટ્રોને ગળે આપણી પરિસ્થિતિ બરાબર ઉતારી શકાઈ નથી એ સ્વીકારવું રહ્યું.

સાધનસંપત્તિ વિશે તો એક જ દાખલો બસ થશે. ચીને તાજેતરનાં વર્ષોમાં પોલાદનું ઉત્પાદન બમણું કર્યું છે. અને આપણે? શ્વેતપત્રોનું ઉત્પાદન આજ લગી આપણે ત્યાં અનેકગણું વધ્યું છે ખરું.

વૈચારિક ક્ષેત્રે શત્રુ રાષ્ટ્રને ઘણો દેખીતો ફાયદો છે—ત્યાં પ્રવર્તતી સરમુખત્યારશાહી પ્રથાને લીધે. કુટુંબ-વ્યવસ્થા નષ્ટભ્રષ્ટ કરીને communes સ્થાપવામાં આવ્યાં છે. અને એમાં વસેલ વ્યક્તિ માત્રના મગજને પોતાના બીબામાં ઢાળવા માટેની brain washing પ્રક્રિયા અમલી બનાવાઈ છે. સહુના દિમાગમાં નર્યો સામ્યવાદી મસાલો જ ભરવામાં આવે છે, બીજું ભૂસું ન ખપે! દેશ ફરતો લોખંડી પડદો જારી કરવામાં આવ્યો છે. ન અંદર જઈ શકાય, ન બહાર. રે, દેશમાં પણ એક ગામથી બીજે ગામ જવાની છૂટ નથી. આખું ચીન એક વિશાળ બંદીખાનું બની ગયું છે. કાચો માલ ચીની, અને આખરી બનાવટ સામ્યવાદી: એ છે આ સરમુખત્યારશાહીની નેમ. પણ ચીન માટે અગર તો શેષ ગમે તે સરમુખત્યાર મુલક માટે પ્રજા પરનું વૈચારિક લાદણ જેટલું લાભનું લાગે છે તેટલું જ તે ડોલતા પાયા પર મંડાયેલું પણ છે. કારણ, એ સૂચવે છે કે, સરમુખત્યાર વ્યક્તિ કે જૂથ પોતાની માન્યતાઓની સચ્ચાઈ પરત્વે અને એના સામર્થ્ય વિષે સાશંક છે. વૈચારિક લાદણની છત એ શત્રુ રાષ્ટ્ર માટે એક તાકાત ઉપરાંત મોટામાં મોટી કમજોરી પણ છે! યાદ રાખીએ: દમન પર મંડાયેલ તાનાશાહી હકૂમતનો અંત સુનિશ્ચિત છે, જ્યારે લોકશાહીનો કોઈ અંત નથી.

આપણી રાષ્ટ્રીય પરિસ્થિતિનો તાગ મેળવતાં આટલું તો સહેજે જણાઈ આવે છે—

* હવે કૈંક વાસ્તવિક બન્યાં છીએ. નેહરુએ પારદર્શક સચ્ચાઈથી કહ્યું કે, સ્વપ્નપ્રદેશમાંથી એકદમ ધરતી પર આવી પડયાં છીએ!

* સૈન્યને આધુનિક શસ્ત્રાસ્ત્રથી સજ્જ તેમજ સંખ્યાબળમાં પણ વિપુલ બનાવ્યે જ છૂટકો.

* તટસ્થતાના આત્યંતિક ખયાલો છોડી દેવા જોઇએ. એક લોકશાહીયુક્ત દેશ, દેખીતી રીતે જ, ઇતર વિચારસરણી ધરાવનાર દેશોને બદલે લોકશાહી પ્રથા ધરાવનાર રાષ્ટ્રો પ્રત્યે વધુ ભાવ ધરાવે એમાં આશ્ચર્યને સ્થાન નથી.

* નાનાં હથિયાર (small weapons) એટલે કે છેક લગી હાથમાં લઇને જઈ શકાય એવાં આધુનિક હથિયારો મોટા પ્રમાણમાં હોવાં જરૂરી છે. એ શસ્ત્રો બહારથી હમણાં આવે તો ભલે આવે; પણ આપણા દેશમાં યે હવે એ શસ્ત્રોનું ઉત્પાદન તત્કાળ શરૂ થવું ઘટે.

* હવે સભાનપણે કરકસરની જિંદગી જીવવી અનિવાર્ય બની રહે એવો ઐતિહાસિક સમય પાકી ગયો છે. બંધારણનું આમુખ 'અમે પ્રજાજનો' એ સંબોધનથી શરૂ કરીને જે સ્વમાનયુક્ત જાહેરાત કરે છે તેને યથાર્થ ઠરાવે તેવી જિંદગી એક રાષ્ટ્ર તરીકે સમસ્ત પ્રજાએ જીવવાની છે.

* પરિસ્થિતિનો પડકાર આપણા પુરુષાર્થને થયો છે. Crisis always makes a nation—આપત્તિ હમેશાં રાષ્ટ્ર સર્જે છે. પણ આ એક આપત્તિજન્ય અને તાત્કાલિક ખયાલ ન રહેતાં સ્થાયી ભાવ બનવો જોઇએ. ક્ષણજીવી નહિ પણ કાયમી જાગૃતિ કેળવવા માટે સંકલ્પ કરવો જોઇએ. એટલે સુષુપ્ત શક્તિ જાગ્રત થશે જ. આખરે તો, ઓછો કે વધતો પણ લોકશાહીનો ધબકાર ભારતના હૃદયમાં છે ને?

અંતિમ નિદાનમાં, યુદ્ધો શસ્ત્રોથી ન તો જિતાય છે, ન તો ખોવાય છે. બબ્બે વિશ્વયુદ્ધોનો એ પદાર્થપાઠ છે. વિશ્વવિજેતા થવાનાં સ્વપ્ન સેવનાર સરમુખત્યાર હિટલરની તો હાર જ થઈ, પણ મુસોલિનીનું શબ તો તિરસ્કારભરી રીતે ટેબે ચડયું હતું! ઇંગ્લેન્ડ-અમેરિકાની જીત પાછળ, લોકશાહીની સ્વાભાવિક ને અનિવાર્ય પેદાશરૂપ પ્રજાકીય પુરુષાર્થ કામ કરી રહ્યો હતો. સુવર્ણદાન, રક્તદાન, નર્સિંગ, પ્રાથમિક ઉપચાર, પુરવઠા વ્યવસ્થા, સંપત્તિદાન, શ્રમદાન, ખેત-કારખાનાંઓમાં વધુ અને સતત ઉત્પાદન વગેરે દ્વારા પ્રજાકીય પુરુષાર્થ મૂર્ત થતો રહે તો ધમધમતાં રણક્ષેત્રપરના જવાનો ધાર્યો ઘા કરશે જ કરશે. લોકશાહીના રંગે રંગાએલી અને સ્વાધીનતાના સ્વાંગ સાથે સુસજ્જ થએલી ભારતીય જનતા હવે આજે યા હોમ કરીને પડે, તો ફત્તેહ છે આગે!

*

## આર્થિક વિકાસ: વૈકલ્પિક પદ્ધતિ અને તુલનાત્મક લાભ

વર્તમાન શતકના આર્થિક વિકાસનાં લક્ષણોમાં નજરે તરી આવતું એક વિશિષ્ટ લક્ષણ એ છે કે બે વિશાળ આર્થિક-રાજકીય વ્યવસ્થામાંથી એકની પસંદગી કરવી પડે છે. આ બેમાં એક છે પાશ્ચાત્ય ઢબની બંધારણીય વ્યવસ્થા અને બીજી છે માર્ક્સવાદી વિચારસરણીના પ્રભુત્વવાળી વ્યવસ્થા. ૧૮મી અને ૧૯મી સદીના વિકસતાં રાષ્ટ્રોને આ માથાકૂટ નહોતી. એ તો સુવિદિત જ છે કે આ બન્ને એક-બીજાને મળતા આવતા વિકલ્પો નથી. પોલેન્ડ અને સામ્યવાદી ચીન વચ્ચે રહેલ વ્યવસ્થા-પદ્ધતિના લક્ષણો મૂળભૂત રીતે એક જ પ્રકૃતિનાં હોવા છતાં, એક-બીજાથી મહદ્ અંશે જુદા પડે છે. એક બાજુ પોલેન્ડમાં અર્થતંત્રના અર્ધા ભાગ ઉપર વર્ચસ્વ ધરાવતો ખેતીવાડી વિભાગ ખાનગી માલિકી નીચે છે અને તેના પર બજારનાં પરિબળોની અસર પડે છે, જ્યારે બીજી બાજુ ચીનનું અર્થતંત્ર મહદ્ અંશે રાજ્યહસ્તક આવી ગયેલું છે. બિન-માર્ક્સવાદી વિચારસરણીવાળા રાષ્ટ્રોમાં પણ આવી જ વિશિષ્ટતાઓ જોવા મળે છે. સ્કેન્ડિનેવિયા, યુનાઇટેડ કિંગ્ડમ અને આધુનિક ભારતમા 'સમાજવાદ' શબ્દ રાજકીય રીતે આકર્ષણ જમાવે છે. આથી રાજકારણમાં પડેલાં લોકો પોતાને માટે તેનો બની શકે તેટલો ઉપયોગ કરી જાય છે. નહિતર તો યુ.એસ.એ.માં પણ સામાજિક સલામતી, ખેતીવાડી ઉત્પાદનના ભાવોની જાળવણી અને વીજળીશક્તિ વગેરેના ઉત્પાદન પાછળ પ્રવૃત્તિ કરવામાં આવે છે. પણ તે ખાનગી સાહસના સંચાલનમાં સરળતા પડે તે હેતુથી કરવામાં આવે છે, જે બીજા પ્રદેશમા સમાજવાદી પગલા તરીકે ઓળખાવી શકાય.

ઉપર્યુક્ત બે ભિન્ન પ્રથામાંથી એકની પસંદગી વિષે બોલતાં પહેલા આપણે એક બાબત ઉપર ચેતી જવાની જરૂર છે. ભૌગોલિક અને લશ્કરી વ્યૂહાત્મક કારણોએ આ પસંદગીના નિર્ણયમાં ભારે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. બીજા વિશ્વયુદ્ધ પછી, લૅટિન અમેરિકાના પેરુગ્વેની માફક જો પોલેન્ડની રચના કરી હોત તો પોલેન્ડનો રાજકીય અને આર્થિક ઇતિહાસ કાંઇક જુદો જ સર્જાયો હોત! મુક્ત પસંદગીના આશ્રયે વ્યક્તિ કદાચ માર્ક્સવાદી વિચારસરણીવાળી વ્યવસ્થા માટે પોતાની પસંદગી જાહેર કરી શકે છે. પણ મુક્ત ચૂંટણી નીચે રાષ્ટ્રોએ, પોતાની મરજીથી, ભાગ્યે જ માર્ક્સવાદી વ્યવસ્થાનો સ્વીકાર કરેલો છે. માર્ક્સવાદી પદ્ધતિ અપનાવવા પાછળ રહેલ લોકોની આવી નાખુશી (reluctance)ની જાણ માર્ક્સ અને લૅનિનને પણ હતી જ.

છતાં આ બે વિકલ્પો હસ્તી ધરાવે છે તે નિઃશંક હકીકત છે. વિકસતા રાષ્ટ્રની દૃષ્ટિએ આ બંને પ્રથાઓના ફાયદાઓ અને ગેરફાયદાઓ તાણી જોવાનો મારો હેતુ છે. મને એ પણ ખ્યાલ છે કે અમેરિકાના એલચીને દરેક જણ સંપૂર્ણપણે નિષ્પક્ષ ન્યાયાધીશ તરીકે માની લેશે નહિ. પણ આ વિચારવંત સભામાં નવાઈ ને કારણ ત્યારે જ મળશે, જ્યારે મારાં દાખલા-દલીલ ખોટી તારવણી પર લઈ જશે.

આ પસંદગીનો વિષય ગંભીર મૂલ્યાંકન માગે છે એમ હું માનું છું. અત્યારે જે સાહિત્ય લખાયું છે તેનો મોટો ભાગ એક યા બીજાની શ્રેષ્ઠતાની ઘોષણા કરે છે. સામ્યવાદીઓની માફક આપણને પણ જોરદાર હિમાયત કરવામા મજબૂત શ્રદ્ધા છે. જો ફાયદો જ આપણા પક્ષે હોત તો ચિંતાનું કારણ નબળું રહેત, પણ એવું નથી. અને આથી જ આપણે સામ્યવાદીઓ સાથેની હરીફાઈમાં વિકસતા રાષ્ટ્રોને શું આપી શકીએ તેમ છીએ એ બાબતનું આવેગમુક્ત મૂલ્યાંકન કરવું જોઈએ.

૨

વિકસતા રાષ્ટ્રનું ધ્યેય કંઈક આ રીતે જણાવી શકીએ: વ્યક્તિ અને સમૂહના કલ્યાણને બની શકે તેટલી ઝડપથી ૨૦મી સદીના આધુનિક ધોરણે મૂકવું. દરેક માનવીને અનાજ, કાપડ, કેળવણી, તંદુરસ્તીની સગવડો, વસવાટ વગેરે સાધનો મળી રહેવાં જોઈએ. આમા કોઈક અપવાદ હોઈ શકે; પણ મને લાગે છે ત્યાં સુધી તો સૌથી વધુ ચુસ્ત ખ્રિસ્તી, સૌથી વધુ ચિંતક બૌદ્ધ અને સૌથી વધુ ચુસ્ત ગાંધીવાદી પણ બાઇસિકલ, સ્કૂટર, મોટર કે ટ્રાંઝિસ્ટર રેડિયોના આકર્ષણથી સંપૂર્ણપણે મુક્ત છે એમ માની શકાય નહિ. ગરીબાઈ

અને પછાતપણાથી આધુનિક જીવનધોરણ માટે જરૂરી વસ્તુઓ મળતી નથી. પાશ્ચાત્ય બંધારણીય વ્યવસ્થા ને માર્ક્સવાદી વિચારસરણીવાળી વ્યવસ્થાનું એ કામ છે કે આવી ગરીબાઈને મિટાવવી. ગરીબાઈનું નિદાન સ્પષ્ટ અને સહેલું નથી. સામાન્ય રીતે તપાસતાં એક કારણ એવું જણાય છે કે સમાજનું માળખું જ એવું છે જે ઘણાં બધાંની મહેનતનું ફળ મર્યાદિત સંખ્યાના લોકોને આપે છે અને વ્યક્તિને પોતાની મહેનતનો બદલો આત્મવિકાસને માટે મળતો નથી. વળી, બીજું એક કારણ એવું બતાવવામાં આવે છે કે જ્યાં રાજ્ય-વહીવટ નબળો હોય કે લાંચરુશવતખોરીનું પ્રમાણ વધ્યું હોય ત્યાં દેશના લોકોને માટે કેળવણી, કાયદો અને વ્યવસ્થા, રસ્તાઓનું બાંધકામ, વીજળી-શક્તિનું ઉત્પાદન કે ખેતીસુધારણા શક્ય બનતાં નથી. વળી, એવું પણ કહેવામાં આવે છે, કે ગરીબાઈ એ જ ગરીબાઈનું કારણ છે. ગરીબાઈથી દેશને વિકાસ માટે મૂડી મળતી નથી, કેળવણી માટે મહેસૂલ નથી અને વપરાશી માલસામાન ખરીદવા ખરીદશક્તિ નથી. આવાં કારણો આપણે સામાન્ય રીતે બતાવી શકીએ, જેનું નિવારણ બંને પ્રથાએ કરવાનું રહે છે. વળી, પ્રદેશે પ્રદેશે ગરીબાઈ માટેનાં જુદાં જુદાં કારણો જુદી જુદી કક્ષાએ અસ્તિત્વમાં હોય છે. આથી જ્યાં આર્થિક વિકાસ કરવાનો છે ત્યાં રોગની દવા કરતાં રોગનું નિદાન વધુ અસરકારક હોવું જરૂરી છે.

બંને પ્રથા અમુક મુદ્દાઓમાં સહમત છે. મૂડીની અછત એ રુકાવટનું એક કારણ છે તે બંને પ્રથાને માન્ય છે. સામાજિક અને આર્થિક વિકાસ માટે વિશાળ કદમાં રોકાણ જરૂરી છે તેમ પણ બંને માને છે. વળી, આ રોકાણ સંભાળપૂર્વક દોરેલી યોજના પ્રમાણે થવું જોઈએ તેમાં પણ બંને પ્રથા માને છે. તે ઉપરાંત, લોકોની સાંસ્કૃતિક ને કેળવણીવિષયક સુધારણા પ્રત્યે આ રોકાણનું ધ્યાન દોરાવું જોઈએ એવા એક વિશાળ હેતુ ઉપર પણ સહમતી વધતી જાય છે. સામ્યવાદી રશિયાના એશિયાઈ ભાગોમાં પ્રવાસ કરતાં જણાય છે કે વિપુલ સાધનોનો ભાગ શાળાઓ, કૉલેજો, પ્રૌઢ શિક્ષણ અને અન્ય સાંસ્કૃતિક કાર્યક્રમોમાં ખર્ચાઈ રહ્યો છે. બીજા વિશ્વયુદ્ધ પછીનાં શરૂઆતનાં થોડાં વર્ષોમાં આપણે ભૌતિક મૂડી પ્રત્યે વધુ લક્ષ્ય દોર્યું હતું અને માનવમૂડીની અગત્ય જાણી નહોતી, જ્યારે આજે તે સમયની ભૂલ આપણે સુધારી રહ્યા છીએ.

બંને પ્રથાની સમાન ભૂમિકાનો વિચાર કર્યા પછી હવે તેના તફાવતનો વિચાર કરીએ. પહેલો તફાવત છે ગરીબાઈના નિદાનમાં અને તેના નિવારણમાં; અને બીજો મતભેદ છે વિકાસની પ્રક્રિયા અને વ્યવસ્થામાં. ત્રીજો તફાવત છે વિકાસની રાજકીય અને બંધારણીય પરિસ્થિતિમાં.

## ૩

માર્ક્સના દૃષ્ટિબિંદુએ ગરીબાઈનું મૂળ કારણ છે તેના ભૂતકાળમાં, જ્યાં રાષ્ટ્ર એક સંસ્થાન તરીકે દબાયેલું છે, મોટા ભાગની પ્રજાને પોતાની મહેનતનો બદલો મળતો નથી અને તેનું શોષણ થાય છે. અને ત્યાં સરકાર લોકોની સેવા માટે નથી પણ ગણ્યા-ગાંઠ્યાની સેવામાં છે. પાશ્ચાત્ય દૃષ્ટિબિંદુએ ગરીબો તેમની ગરીબાઈનો જ શિકાર છે. બધાં અર્થતંત્રો વિકાસશીલ છે; નિર્ધન સમાજ પાસે વિકાસને જરૂરી રોકાણ માટે સાધનો નથી. જ્યારે અનાજ, કપડાં અને વસવાટની કાયમી જરૂર પૂરતું પણ મળી રહેતું નથી, ત્યારે કેળવણી, ખેતીસુધારણા, વાહનવ્યવહાર, જાહેર સેવા અને ઔદ્યોગિક ક્ષેત્ર વગેરેનાં વિકાસ માટે તો રોકાણનું કોઈ સાધન મળતું નથી.

જો એક દેશની સંસ્થાઓ જ રાષ્ટ્રને પછાતપણામાં રાખી મૂકતી હોય તો તરત જ જવાબ મળે છે કે આવી સંસ્થાઓને ફગાવી દેવી જોઈએ. પણ જો ગરીબાઈનું કારણ ગરીબાઈ જ હોય તો વિકાસપ્રેરક પરિબળ તરીકે બહારનાં સાધનોને અર્થતંત્રમાં દાખલ કરવાં જોઈએ, જે રાષ્ટ્ર જાતે ઉત્પન્ન કરી શકતું નથી.

આ પહેલો તફાવત છે. માર્ક્સના દૃષ્ટિબિંદુ મુજબ સંસ્થાઓ વિકાસને અવરોધરૂપ છે અને તેથી સંસ્થાઓનો નિકાલ જરૂરી છે, જ્યારે આપણે માનીએ છીએ કે ગરીબાઈનું કારણ ગરીબાઈ જ છે અને આર્થિક વિકાસ માટે બહારની મદદની જરૂર છે. અહીં એક બાબત નોંધવી જોઈએ કે આ બેમાંની દરેક પ્રથા પાસે કારણનો જે ઉપાય છે અને તે કારણ દૂર કરવાનો જે ઉપાય છે તેમાં પોતાની સગવડતા સમાયેલી છે. સામ્યવાદ પાસે અત્યાર સુધી મૂડી નહોતી એટલે તેઓ ક્રાન્તિની નિકાસ કરતા હતા અને આથી જ તેઓ સંસ્થાનવાદ, સામંત-

શાહી અને મૂડીવાદને આર્થિક પછાતપણા માટે જવાબદાર માનતા કે જેનો નિકાલ ક્રાન્તિથી થઈ શકે. જ્યારે એથી વિરુદ્ધમાં આપણી પાસે મૂડી હતી, જે આપણે સહેલાઈથી નિકાસ કરી શકતા અને સામાજિક ફેરફારોવાળી ક્રાન્તિ આપણી પાસે હતી નહિ.

૪

વિકાસની પ્રક્રિયાના સ્વરૂપ વિષેનો તે બીજો તફાવત. રાષ્ટ્રે રાષ્ટ્રે વિવિધ પસંદગી ઊતરે છે, પરંતુ માર્ક્સવાદીઓ તો ભૂમિ, મૂડી અને રાષ્ટ્રીય સાધનો ઉપરની સરકારી માલિકીને જ પ્રથમ વળગે છે. તેઓની માન્યતા છે કે ઉત્પાદનનાં સાધનો અને તેમાંથી નિષ્પન્ન થતા ફાયદાઓ ઉપરનું ખાનગી સાહસનું વર્ચસ્વ એ પ્રગતિમાં રુકાવટ કરનાર પરિબળ છે. વ્યક્તિના અને સમૂહના પ્રયત્નોને ભારે ટેકો આપવામાં આવે છે, પણ સાધનોની વ્યવસ્થા અને માલિકીના પ્રયત્નને ટેકો મળતો નથી. વ્યક્તિની મહેનત અને સંપત્તિની વ્યવસ્થાના સંયુક્ત બદલાને પણ ટેકો નથી.

માર્ક્સવાદથી વિરુદ્ધ એવી વિકાસની વ્યવસ્થાનું ચારિત્ર્ય જલદીથી આપી શકતું નથી. ભૂતકાળમાં જાપાન, જર્મની, કૅનેડા યુ.એસ.એ. જેવા રાષ્ટ્રોએ નહેરો, રસ્તા, રેલવે, વીજળિક શક્તિ અને લોખંડની મિલો જેવા વિકાસલક્ષી ક્ષેત્રો ઉપર રાજ્ય-માલિકી સ્થાપિત કર્યા હતાં. ભારત, ઇજિપ્ત અને લૅટિન અમેરિકાના અમુક રાષ્ટ્રો આજે પણ આ જ માર્ગ અપનાવી રહ્યા છે. છતાં પાશ્ચાત્ય વિકાસ પ્રથામાં ખેતી અને ઉદ્યોગના ક્ષેત્રે મુખ્ય આધાર તો ઉત્પાદનનાં સાધનોની ખાનગી માલિકી ઉપર જ છે. અને ભારત જેવાં રાષ્ટ્રો જે પોતાને સમાજવાદી કહેવરાવે છે તેમને માટે પણ આ સાચું છે.

૫

ઉપર જોયેલા તફાવતો પરિણામોમાં પણ એટલા જ તીવ્ર તફાવતો લાવે છે. અને આજે રશિયાને બાદ કરીએ તો પણ પૂર્વ યુરોપ તથા ચીનમાંથી આપણને સાબિતી માટે માર્ક્સવાદી વિકાસપદ્ધતિનાં ઘણા દાખલાઓ મળી રહેશે.

પાશ્ચાત્ય પદ્ધતિમાં બે મુખ્ય ફાયદાઓ દેખાય છે. પુરાણા સમયથી કહેવાતું આવ્યું છે કે પથ્થરમાંથી લોહી કાઢવું મુશ્કેલ છે. પણ નિર્ધન સમાજમાંથી બચત ઊભી કરવાનું કામ તો તેથી પણ અઘરું છે. જ્યારે લોકો પાસે પેટપૂરતું પણ ખાવા ન હોય ત્યારે, 'ભવિષ્યમાં વધુ મળશે' એવી અપેક્ષાથી મળતા ભોજનનો ભાગ તેઓ આજે ઘટાડશે નહિ.

પણ બિન-માર્ક્સવાદી સમાજ માફક જ, માર્ક્સવાદી સમાજમાં પણ બચત તો જોઈએ જ. તે વગર વિકાસ શક્ય જ નથી. આમ, પાશ્ચાત્ય વિકાસપ્રથામાં બહારથી મદદ મળતી હોઈ, વિકાસનો મહા દુઃખદ પ્રશ્ન હળવો બને છે. આથી જ પશ્ચિમની વિદેશનીતિમાં વિદેશી આર્થિક સહાયનું મહત્ત્વ વધ્યું છે. વિદેશી આર્થિક સહાય એ એક એવી પ્રક્રિયા છે, જે એક ભાગમાંથી બચતની ફેરબદલી બીજા ભાગમાં કરે છે. અને આમ આપણી પ્રથાના એક મોટા ફાયદાનો લાભ ઉઠાવી શકાય છે.

આ બાબતમાં સામ્યવાદી પ્રદેશો પાસે પણ સાધનો છે. પોતાની પાસે આપણા કરતાં સાધનો ઓછાં હોવા છતાં પણ સોવિયેટ સંઘે બીજા દેશો માટે થોડીક બચત ફાળવી છે. સામ્યવાદી આર્થિક અને રાજકીય પદ્ધતિ બિન-ઉત્પાદક અને વધુ પડતા મોજશોખના વપરાશી વલણ સાથે ખૂબ સખતાઈથી કામ લે છે. અને આવી વપરાશ નિર્ધન રાષ્ટ્રોમાં ઠીક ઠીક પ્રમાણમાં માલૂમ પડે છે. અને સામ્યવાદી વ્યવસ્થાતંત્ર અમુક અંશે તો છેલ્લા ટીપા સુધી કસ ચૂસી શકે છે. પરિણામે દુઃખ અને ત્રાસ આવે છે, પણ તે તો અનિવાર્ય બને છે. ઈ. સ. ૧૯૫૬નાં જે હુલ્લડોએ ગોમુલ્કાને સત્તા અપાવી તેનું મુખ્ય કારણ એ હતું કે બચતનો દર પ્રજા માટે અસહ્ય હતો. ચીનમાં પણ છેલ્લા થોડાંક વર્ષો ભારે મુશ્કેલી અને ઉપાધિનાં જ જઈ રહ્યાં છે. આનું એક કારણ છે ખેતીવાડીમાં સમાજવાદી વ્યવસ્થાતંત્ર. પણ પરિણામ તો એ જ છે કે અતિ ગરીબ પ્રજા પાસેથી ભારે પ્રમાણમાં બચત ખેંચવામાં આવે છે.

૬

પાશ્ચાત્ય વિકાસપદ્ધતિનો બીજો અને ગણનાપાત્ર ફાયદો છે ખેતીવાડીના ક્ષેત્રે. ઉદ્યોગ તો સામાન્યતઃ વ્યવસ્થાતંત્રનો ગમે તે પ્રકાર ચલાવી લે છે. અમેરિકન ઉદ્યોગ ખાનગી મૂડી હસ્તક સારી રીતે કામ કરે છે;

અને આપણે એટલું તો કબૂલ કરવું જ પડશે કે સોવિયેટ પ્રજાએ પણ ભારે વિકાસ કર્યો છે. આથી કોઈ ગણનાપાત્ર તફાવત અહીં (ઉદ્યોગના ક્ષેત્રે) મળતો નથી. પણ અણુવિકસિત પ્રદેશ તો સ્વભાવથી જ કૃષિપ્રધાન છે. આથી ખેતીવિષયક નીતિ મહત્ત્વની છે, વળી વ્યાવહારિક દૃષ્ટિએ તપાસતાં દેખાતું પણ નથી કે ગીચ વસ્તી અને નાના એકમોવાળા ખેતીવાડી વિભાગનું રાષ્ટ્રીયકરણ સફળ થઈ શકે. સોવિયેટ સંઘમાં પણ ખેતીવાડીનો પ્રશ્ન સંપૂર્ણપણે ઉકેલાયો નથી. અને અહીં આપણે પ્રતિવર્ષ ખાસ મહેનત વગર માથા-દીઠ ઉત્પાદકતામાં વૃદ્ધિ માણી રહ્યા છીએ અને તે પણ ઠીક ઠીક અણગમાથી. સોવિયેટ સંઘ સિવાય બીજા પ્રદેશોમાં પણ ખેતીવાડીનો પ્રશ્ન કૂટ પ્રશ્ન છે. પોલેન્ડ અને યુગોસ્લાવિયાને તો ખાનગી માલિકી પ્રથા તરફ પાછું ફરવું પડ્યું. જે બહારની માહિતી મળે છે તે આધારે કહીએ તો ચીનમાં ખેતીવાડીના સામાજીકરણે ગંભીર કટોકટી ઊભી કરી છે. ઇતિહાસમાં નથી નોંધાણી તેવી ભારે પ્રમાણની અનાજની આયાત માટે ચીન પશ્ચિમ તરફ વળ્યું છે.

આ નિષ્ફળતાનાં સ્પષ્ટ કારણો છે.

જ્યારે નાના અને અસંખ્ય ખેડૂતોને રાજ્ય-માલિકીનાં ખેતરો ઉપર લાવવામાં આવે ત્યારે તેમના ઉપર નિયમન ખૂબ મુશ્કેલ બને છે; કારણ કે તેમના ઉપર નિયમન લાવનારી પ્રથાનો તેઓ સહેલાઈથી અનાદર કરી શકે છે. લશ્કરના એક યોદ્ધાની માફક કારખાનાના કામદારને પણ અમુક શિસ્ત નીચે મૂકવામાં આવે તે શક્ય છે. કામમાં ઢીલ તરત જ જણાઈ આવે છે અને તેની શિક્ષા પણ થાય છે. પણ છૂટોછવાયો વસતો ખેડૂત વર્ગ, ઢોરઉછેર અને અનાજ ઉગાડવાની વિવિધ પ્રવૃત્તિઓમાં પડેલો હોવાથી તેમાં આવી લશ્કરી તાલબદ્ધતા આવી શકતી નથી. પરિણામે, ઉત્પાદકતા ઘટે છે. જો બીજા માટે જ કામ કરવાનું છે તો, ખેડૂત વધુમાં વધુ નહિ પણ ઓછામાં ઓછું જ કામ કરશે; અને જે તફાવત પડે છે તે ઘણો વિપુલ છે. જો તેની પાસે વધુમાં વધુ કામ કરાવવું હોય તો તેને જમીન આપવી જોઈએ અને મહેનતના બદલામાં વળતર આપવું જોઈએ અથવા તેની ઇચ્છા મુજબ વપરાશ. પણ જો આમ થાય તો, વ્યક્તિગત વ્યવસ્થા—મૂડીવાદ—ને જ પ્રસ્થાપિત કરી ગણાય. પણ સામ્યવાદી વિકાસ પદ્ધતિનો સિદ્ધાંત આની ના પાડે છે.

અત્યારે કોઈ પ્રયત્ન બાકી નથી રખાયો ત્યારે એમ કહી શકાય કે એક દિવસ તો માર્ક્સવાદી અર્થતંત્રો ખેતીવાડીનું સામાજીકરણ કરવામાં કદાચ સફળ થશે; કારણ કે એ પણ ચોક્કસ છે કે જે પ્રથા વ્યક્તિને નથી ગમતી તેને ઉથલાવી નાખવાની વ્યક્તિની શક્તિ સામ્યવાદી વિકાસપદ્ધતિમાં ચાલી શકતી નથી.

પણ મધ્યપૂર્વ અને લેટિન અમેરિકાની પ્રજા પણ સ્વતંત્ર અને વ્યક્તિગત વ્યવસ્થાપ્રથાનો સ્વીકાર કરે છે તે એક બીજો વધુ ફાયદો પાશ્ચાત્ય વિકાસપ્રથામાંથી નિષ્પન્ન થાય છે.

૭

હવે હું પાશ્ચાત્ય વિકાસપદ્ધતિના ગેરફાયદાઓ ઉપર આવું છું. મેં હમણા જ બતાવ્યું કે માર્ક્સવાદ અર્થતંત્રને ભૂતકાળ સાથે બાંધનાર બંધનોને તોડવા ઉપર ભાર મૂકે છે. આપણે મૂડી, કેળવણી અને ટેક્નિકલ મદદ વગેરે ઉપર ભાર મૂકીએ છીએ. અત્યાર સુધી તો આપણે એમ ધારતા હતા કે ગમે તે સમાજમાં આવી ખૂટતી કડીઓ પૂરતા વિકાસનું કામ ઉપાડી શકાય.

વાસ્તવિક રીતે જોતાં સંસ્થાઓ અર્થતંત્રોને ભૂતકાળ સાથે સાંકળે છે અને આવી સાંકળોનું ખંડન પ્રગતિ માટે જરૂરી છે. 'અમુક કામ થશે જ' એવું માર્ક્સવાદનું વચન તે સાચું છે અને એટલું જ પ્રેરક છે. ક્ષુલ્લક એવા કુલ ઉત્પાદનમાંથી કાયદો અને પ્રણાલિકા દ્વારા જ્યાં ખેડૂતોને કે કામદારોને માત્ર થોડો હિસ્સો જ મળે તેવી જમીનદારી પદ્ધતિમાં અણુવિકસિત રાષ્ટ્રો ખેતીવાડીવિકાસ ન જ કરી શકે. સામંતશાહી પ્રકારની ખેતીપ્રથા પોતાની રુશવતખોરીને સરકારમાં ઘુસાડશે, જેથી મધ્યમવર્ગનું શોષણ થશે, પ્રોત્સાહનનો વિનાશ થશે અને સમાજની નીતિમત્તા તૂટશે. દક્ષિણ અમેરિકાના પ્રવાસમાં એક વખત મને એક ભોમિયાએ જણાવ્યું: "અમારા દેશમાં તો જે સૌથી ઓછું કામ કરે તેને સૌથી વધુ મળે. મેં સાંભળ્યું છે કે યુનાઇટેડ સ્ટેટ્સમાં તો એથી ઊલટું છે. એ મજાની પ્રથા લાગે છે." પ્રગતિ માટે નિરોધાત્મક સંસ્થાઓનો ઝડમૂળથી નિકાલ કરવો જરૂરી છે. આ

નાબૂદી માટે જો બીજું કોઈ સ્થાન નહિ મળે તો માર્ક્સવાદી પદ્ધતિની અજમાયશ થવાની જ.

૮

હવે તુલનાના છેલ્લા મુદ્દા પર હું આવું છું. ઘણા જૂના સમયથી જ, વ્યક્તિ સ્વાતંત્ર્ય, કાયદા અને બંધારણ નીચે ન્યાયની સમાનતા અંગ્રેજો અને અમેરિકનોને મન ખૂબ માનવતાં પરિબળો રહ્યાં છે.

આવું કાંઈક અણવિકસિત પ્રદેશોમાં પણ છે. ભારતના ગામડાના ભૂમિહીન ખેડૂતને અનાજપાણી સાથે વધુ સંબંધ છે, સાથે સાથે લોકશાહી ઢબની બંધારણીય સરકારની પ્રતિષ્ઠાની પણ તેને ભારે તમન્ના છે. સરમુખત્યારશાહી નીચે જીવતી પ્રજા પોતાને પ્રથમ કક્ષાના નાગરિકો તો ન જ માની શકે.

એક વાતમાં તો શંકા નથી જ કે સ્વાતંત્ર્ય અને બંધારણીય વહીવટ માર્ક્સવાદી વ્યવસ્થા કરતાં પાશ્ચાત્ય વ્યવસ્થામાં વધુ સલામત છે. આ માન્યતાનો બની શકે તેટલો ઉપયોગ આપણે કર્યો નથી એમ લાગે છે. સામ્યવાદીઓને એક મુશ્કેલી છે કે તેમની પ્રથાનો વિકલ્પ એટલે અંધારામાં જ પગલું ભરવા બરાબર છે. જો સામ્યવાદી વ્યવસ્થાનો પ્રયોગ નિષ્ફળ જાય તો ફરજિયાત રીતે બીજી આર્થિક વ્યવસ્થાની ચેતરણ ત્યાં શક્ય નથી. વળી, વિગત ભલે આપણી પાસે નથી છતાં એટલું તો સુવિદિત છે કે સામ્યવાદી પ્રથામાં રાજ્યકર્તાઓની મુક્ત પસંદગી તો નથી જ, હેબિયસ કૉર્પસ પણ નથી અને ન્યાયની સમાનતા પણ નથી.

૯

ત્યારે, પ્રાથમિક મૂલ્યાંકને તો વિકસતા રાષ્ટ્રો માટે બિન-માર્ક્સવાદી વ્યવસ્થાનો ગુણ ગણનાપાત્ર છે. એક નિર્ધન રાષ્ટ્રને રોકાણ અને વિકાસ માટે જરૂરી બચત મેળવવાની મોટા ભાગની મુશ્કેલી દૂર કરે છે. એ પ્રથા સ્વાવલંબી અને સ્વીકાર્ય ખેતીવાડી પદ્ધતિની સગવડ કરી આપે છે. વળી, બંધારણીય કાર્યવાહી અને વ્યક્તિસ્વાતંત્ર્ય પણ આપે છે. આની સામે, માર્ક્સવાદી પદ્ધતિ સંસ્થાઓ ઉપર ભારે હુમલો કરે છે અને સામંતશાહી અને અનુત્પાદક વ્યવસ્થાનો નાશ કરે છે.

માર્ક્સવાદી પદ્ધતિનો લાભ કદાચ આપણાથી વધુ ફાવી પણ જાય. આનું એક કારણ એ છે કે આપણે જે વસ્તુઓ આપીએ છીએ તે નિરોધક સંસ્થાઓના નિકાલ પછી અસરકાર બને છે. જ્યાં જ્યાં ભૂમિ અને બીજાં સાધનો ઉપર માત્ર ગણ્યાગાંઠ્યા લોકોનું જ વર્ચસ્વ હોય, અને જ્યાં સરકારનો આ બાબત જાળવવા માટે જ ઉપયોગ થઈ રહ્યો હોય ત્યાં આપણી મદદનું જોર ઓછું થઈ જાય છે. વળી, આવી મદદ સમગ્ર દેશની પ્રજાને નહિ પરંતુ બહુ થોડાને જ અસર કરશે. જ્યાં સુધી જમીન ઉપર થોડા લોકોનું જ વર્ચસ્વ છે ત્યાં સુધી વ્યક્તિગત સાહસપ્રથાના આપણા વચનનું મહત્ત્વ રહેતું જ નથી; અને જ્યાં સુધી સરકાર ઉપર માત્ર થોડાં ધનાઢ્ય લોકો વર્ચસ્વ ધરાવે ત્યાં સુધી, વ્યક્તિ-સ્વાતંત્ર્ય કે બંધારણીય સરકારનો પણ કોઈ અર્થ નથી.

પ્રતિરોધક સંસ્થાઓનો નિકાલ કરીને સુધારો આપવાની માર્ક્સવાદની પદ્ધતિ સામે આપણે ખડા રહેવું જોઇએ. આપણે ક્રાંતિ તો સર્જી શકવાના નથી. આપણે તો સુધારા તરફ જ ઝોક મૂકી શકીએ. આપણી પાસે મદદ આપવાની જે શક્તિ છે તેનો પૂરો ઉપયોગ કરીને બચત અને રોકાણની પ્રક્રિયાને હળવી બનાવી શકીએ. બની શકે ત્યાં સુધી નાના ખેડૂતોને મજબૂત ટેકો આપવો જોઈએ. બંધારણીય કારવાઈ અને વ્યક્તિસ્વાતંત્ર્યની ભાળ. માટે આપણે બંધાયા છીએ તે સ્પષ્ટ થવું જોઇએ. આપણે એમ તો ન જ માની શકીએ કે સારી આવક ધરાવતી એંગ્લો-સેક્સન પ્રજાને જ આ વસ્તુઓ ખપે છે. એ પણ યાદ રાખી લેવું જોઈએ કે સામ્યવાદ વિરોધી કે આપણે માટે સગવડભરી હોય છતાં સરમુખત્યારશાહીને ટેકો ન જ અપાય. અને જો આમ ટેકો આપીશું તો, જેમ આપણે દુઃખ સહ અનુભવ્યું છે તેમ, આપત્તિને જ વહોરીશું.

આ એટલી બધી વ્યવહારુ બાબતો છે કે જો આપણી પ્રથામાં ફાયદાઓ નહિ હોય તો તેની પસંદગી કોઈ કરશે નહિ. દુનિયાના આ ભાગમાં માર્ક્સવાદી પદ્ધતિની પહેલ એવા દેશમા જ થઈ છે, જ્યાં સંપત્તિ અને જમીનની માલિકીનું ભારે કેન્દ્રીયકરણ થયું હતું, સરકારમાં રુશવતખોરી ખૂબ જામી હતી અને રાજકીય સત્તા લગભગ સરમુખત્યારશાહી જેવી બની હતી. જ્યારે બીજી બાજુ પારાવાર મુશ્કેલીની સામે પણ ભારત પાશ્ચાત્ય પ્રકારની વિકાસ-

# અભ્યાસ સંપાદક : પુરુષોત્તમ ગણેશ માવળંકર

વર્ષ ૨ • અંક ૫
ડિસેમ્બર
૧૯૬૨


## અનુક્રમ


| | | |
|---|---|---|
| નૈવેદ્ય | ૧૪૯ | એ. જી. ભટ્ટ |
| રોજનીશીમાંથી | ૧૫૦ | ગણેશ વાસુદેવ માવળંકર |
| વીતેલા વર્ષમાં દૃષ્ટિપાત : ઈ. સ. ૧૯૫૦ | ૧૫૨ | ગણેશ વાસુદેવ માવળંકર |
| એકોતેરમી વર્ષગાંઠ પ્રસંગે | ૧૫૫ | ફીરોઝ કા. દાવર |
| યુદ્ધસમયનું મનોબળ | ૧૫૯ | વિ. સ. વણીકર |
| નવોદિત રાષ્ટ્રો : કયુબા | ૧૬૨ | ઈન્દુકુમાર દેસાઈ |
| ભારતના સાંસ્કૃતિક ઇતિહાસની રૂપરેખા—૨ | ૧૬૮ | જયદેવ. મો. શુકલ |
| ખાનગી સાહસ વિરુદ્ધ જાહેર સાહસ—એક દૃષ્ટિબિંદુ | ૧૮૮ | બિપિન મ. ત્રિવેદી |
| મધપૂડો [લશ્કરી કરારો] પૂ. ઠું ૩ | | |


*

## અભ્યાસ


* વાર્ષિક લવાજમ રૂપિયા આઠ, છમાસિક રૂપિયા પાંચ.
* મનીઑર્ડરથી કે ચેકથી લવાજમ—પુ. ગ. માવળંકર, 'પ્રગતિ', ૧૫ મહારાષ્ટ્ર સોસાયટી, અમદાવાદ-૬ એ સરનામે—મોકલવું, તથા ચેક પુ. ગ. માવળંકરના નામનો લખવો, એવી વિનંતી છે. રૂબરૂ લવાજમ 'અભ્યાસ' કાર્યાલય પર ભરી શકાશે.
* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* 'અભ્યાસ'ના પ્રથમ વર્ષના પ્રથમથી બાર અંકોના પૂરા સેટ હજી મોટી સંખ્યામાં ઉપલબ્ધ છે. સેટની કિંમત આઠ રૂપિયા. તા. ૩૧ જાન્યુઆરી ૧૯૬૩ પછી આવા સેટની કિંમત દસ રૂપિયા.


*

## સંપાદકના બે બોલ

અધ્યાપક જયદેવ મો. શુક્લની લેખમાળા ગયા મહિને શરૂ કરી છે તે નિયમિત ચાલુ રાખવાની ઉમેદ છે. આ અકમા એક વિદ્યાર્થી ભાઈનો ટૂંકો લેખ પ્રસિદ્ધ કર્યો છે અને એ રીતે 'અભ્યાસ'માં વિદ્યાર્થી ભાઈબહેનોના લેખો છાપવાની યોજના પણ શરૂ કરી છે. આ પ્રકારના અન્ય લેખો 'અભ્યાસ' આવકારે છે.

'અભ્યાસ'ની આર્થિક મુશ્કેલી વધુ ને વધુ તીવ્ર બનતી જાય છે. વાચકો ને ગ્રાહકો એમના સક્રિય આર્થિક ટેકા વડે 'અભ્યાસ'ને પગભર બનાવે એવી ફરી એકવાર વિનંતી છે.

*


મુદ્રક અને પ્રકાશક : પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન : કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

# નૈવેદ્ય

मनसो निग्रहायत्तमभयं सर्वयोगिनाम्।
दुःखक्षयः प्रबोधश्चाप्यक्षया शान्तिरेव च॥
गौडपादीयकारिका—प्र. ३, का. ४०॥

**ભાવાર્થ:** સર્વ યોગીઓ માટે અભય, દુઃખનો નાશ, પ્રબોધ, આત્મજ્ઞાન અને અક્ષય શાન્તિ મનના નિગ્રહ પર આધાર રાખે છે.

**નોંધ:** આ કારિકામાં મનના નિગ્રહનું મહત્ત્વ સૂચવ્યું છે. જગતમાં ભય, દુઃખ, અજ્ઞાન, અશાન્તિ વગેરેનું મુખ્ય કારણ અનિયંત્રિત મન જ છે. મન પારા કરતાં પણ વધારે ચંચળ છે અને ભગવદ્‌ગીતામાં દર્શાવ્યા પ્રમાણે મનનો નિગ્રહ કરવાનું કાર્ય વાયુના નિગ્રહ કરવા જેવું અત્યંત કઠિન છે. જેમ સમુદ્રમાં તરંગો ઊઠ્યા કરે છે, તેમ મનમાં અનેક વૃત્તિઓ ઉત્પન્ન થયા કરે છે. જ્યાં સુધી ચિત્તમાં પ્રગટતી વૃત્તિઓનો લય ચિત્તમાં થતો નથી, ત્યાં સુધી સાચી શાન્તિનો અનુભવ થતો નથી. પતંજલિએ 'योगश्चित्तवृत्तिनिरोधः'—એ સૂત્રમાં ચિત્તની વૃત્તિઓના નિરોધ એટલે લયને 'યોગ' કહ્યો છે. આ યોગનો અર્થ જ સમાધિ છે અને તે દ્વારા પરમ શાન્તિ પ્રાપ્ત થાય છે—મોક્ષ થાય છે એવો તેમનો મત છે. મનનો નિગ્રહ ઘણા લાંબા સમય સુધી કંટાળ્યા વિના કરેલા પ્રયત્નથી સિદ્ધ થાય છે. અનેક જન્મોના પ્રયત્નને અંતે મનોનિગ્રહ સિદ્ધ થાય છે. સાધકે પ્રસન્ન ભાવે ધૈર્યપૂર્વક યોગની પ્રક્રિયા ચાલુ રાખવી જોઈએ; કેમ કે ગૌડપાદ દર્શાવે છે તેમ દર્ભની અણીથી સમુદ્રના જળનું એકએક બિંદુ બહાર નાખી દઈને તેને સૂકવી નાખવા જેટલાં પરિશ્રમ અને ધીરજ તેમાં જરૂરી છે. સંસારના અનેક વિષયોમાં મન આસક્ત થાય છે અને તેથી તેમાં વારંવાર વિક્ષેપ થયા કરે છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ–એ પાંચ વિષયોમાં આસક્ત થતું મન અસ્થિર અને અશાંત રહ્યા કરે છે. પતંજલિ દર્શાવે છે, કે એકાગ્ર કરવાના અભ્યાસ અને વૈરાગ્ય દ્વારા મનનો નિરોધ થાય છે. ગૌડપાદ મનોનિરોધ માટે મનને કામોપભોગમાંથી વૈરાગ્ય દ્વારા નિવૃત્ત કરવાનો માર્ગ સૂચવે છે. બીજું આ જગતનું વિસ્મરણ કરવાનો અભ્યાસ એ પણ મનના નિરોધનો ઉપાય છે એ ભુલાવું જોઈએ નહિ.

ગૌડપાદના સિદ્ધાન્ત પ્રમાણે જગત ઉત્પન્ન થયું જ નથી. તેમના મત પ્રમાણે વસ્તુતઃ જગત છે જ નહિ. આ સૃષ્ટિ (Creation) ઇન્દ્રજાળ જેવી અથવા સ્વપ્નના પદાર્થો જેવી મિથ્યા છે. ચિત્તના સ્પંદનને લીધે આ જગતના પદાર્થો ભાસે છે અને તેમનો અનુભવ થયા કરે છે. સ્વપ્નમાં મન જ ભોક્તા અને ભોગ્ય, દ્રષ્ટા અને દૃશ્ય રૂપે ભાસે છે અને જાગ્રતમાં પણ મન જ તે બન્ને રૂપે ભાસે છે. આ ગ્રાહ્ય અને ગ્રાહક–દૃશ્ય અને દ્રષ્ટારૂપી દ્વૈત મનનું જ સર્જન છે. જ્યાં સુધી મન ચંચળ રહ્યા કરે છે, ત્યાં સુધી દુઃખનો નાશ, આત્મજ્ઞાન વગેરે શક્ય જ નથી. જે મનનો નિગ્રહ કરવા ઇચ્છે છે, તેણે સમગ્ર દૃશ્ય જગત અદ્વૈત આત્માથી ભિન્ન નથી, આત્મસ્વરૂપ જ છે એવી નિરંતર ભાવના કરવી જોઈએ અને કોઈપણ પદાર્થ જન્મ પામ્યો નથી એવી પ્રતીતિ સિદ્ધ કરવી જોઈએ એવો માર્ગ ગૌડપાદ સૂચવે છે. વારંવાર મનને સત્ (Real) અને અસત્ (Unreal)–એ બન્નેનો વિવેક કરવાની ટેવ પાડવી જોઈએ. મનને વિષયોમાંથી પાછું ખેંચી લઈ વિક્ષેપ (Distraction) વિનાનું કરવું જોઈએ અને સુષુપ્તિમાં લીન થઈ તેમાં આનંદ અનુભવ્યા કરતું હોય તો તે નિષ્ક્રિયાવસ્થામાંથી પણ તેને જગાડવું જોઈએ. વિષયોમાંથી તેને ખેંચી લેવું એટલું જ નહિ, ગાઢ નિદ્રાની નિષ્ક્રિયાવસ્થામાંથી પણ તેને જાગ્રત કરવું જરૂરી છે. વૃત્તિઓનો લય થતાં સમાધિની દશામાં પણ એક પ્રકારની નિષ્ક્રિયતાનો આનંદ અનુભવાય છે તેમાંથી પણ તેને બહાર લાવવું જોઈએ. આમ કરવા છતાં પણ જુદા જુદા વિષયોના આનંદ અથવા ગાઢ નિદ્રા કે સમાધિની નિષ્ક્રિયતાના આનંદનો સૂક્ષ્મ રાગ તેનામાં રહ્યા કરતો હોય તો તેને સત અને અસતના વિવેકના (Discrimination) અનવરત અભ્યાસ દ્વારા નિશ્ચલ કરી આત્માની સાથે એક કરવાનો–અભિન્ન સ્થિતિમાં લાવવાનો યત્ન કરવો એ જ ઉત્તમ માર્ગ છે. મનોનિરોધની આ ઉત્તમ પદ્ધતિ ગૌડપાદે તેમની કારિકા દ્વારા

સ્પષ્ટ કરી છે.

મન અને મનના સ્પંદનથી ભાસતું આ દશ્ય જગત આત્માથી જુદું નથી એવી સાચી પ્રતીતિનો ઉદય થતાં મોક્ષ થાય છે. દ્વૈત (Duality) માત્ર નથી જ અને માત્ર અદ્વિતીય આત્મા જ પરમ તત્ત્વ છે, મન આત્માથી જુદું નથી જ એવા અપરોક્ષ અનુભવથી મોક્ષ થાય છે.

ઘણા સાધકો મનને આત્માથી ભિન્ન માનીને ચિત્તમાં ઉત્પન્ન થતા વૃત્તિઓના તરંગોનો મનમાં લય કરવાનો અભ્યાસ કરે છે અને મનની નિસ્તરંગ અવસ્થા પ્રાપ્ત કરે છે. પણ આ અવસ્થા પ્રાપ્ત કરી એટલે ઇતિશ્રી થઈ, કશું કરવાનું બાકી ન રહ્યું એમ નથી; કેમ કે સાક્ષાત્કારની દશા તો જુદી જ છે. એટલે તો ગૌડપાદ સૂચવે છે, કે 'नास्वादयेत् सुखं तत्र निःसङ्गः प्रज्ञया भवेत्'—સમાધિની અવસ્થામાં પણ એક પ્રકારના સુખની પ્રાપ્તિ થાય છે તેનું આસ્વાદન ન કરે, તેમાં આસક્ત ન થાય, પણ સત્ અને અસત્‌ના વિવેકવાળી પ્રજ્ઞા વડે એમ નિર્ણય કરે, કે તે સુખ પણ મિથ્યા છે. આવી ભાવના કરી તેમાં આસક્ત ન થતાં, આત્મ-સ્વરૂપનું જ અનુસંધાન કરે, ચિત્ત આત્મસ્વરૂપ જ છે, આત્માથી જુદું નથી એવી ભાવના કરે—એ સાધકને માટે સત્યના સાક્ષાત્કારનો—મોક્ષનો શ્રેષ્ઠ માર્ગ છે.

ઉપર દર્શાવેલી પ્રક્રિયાથી—

यदा न लीयते चित्तं न च विक्षिप्यते पुनः।
अनिङ्गनमनाभासं निष्पन्नं ब्रह्म तत्तदा॥ ३-४५

જ્યારે નિગ્રહ પામેલું ચિત્ત ગાઢ નિદ્રામાં—સુષુપ્તિમાં લીન થતું નથી અને વિષયોથી વિક્ષેપ પામતું નથી, નિર્વાત સ્થાનમાં રાખેલા દીવાના જેવું નિશ્ચલ બની જાય છે, અનાભાસ થાય છે એટલે વિષયના આકારે પ્રગટ થતું નથી ત્યારે તે બ્રહ્મસ્વરૂપ બની જાય છે.

આ રીતે આત્મ-સ્વરૂપનો જ્ઞાનના ઉદયથી સાક્ષાત્કાર થતાં દ્વૈતની ભાવના (The Sense of duality) રહેતી નથી અને દુઃખ, ભય વગેરે રહેતાં જ નથી. જ્યાં સુધી દ્વૈતભાવ નાશ પામતો નથી, ત્યાં સુધી જ ભય છે. द्वितीयाद्वै भयं भवति। પોતે શુદ્ધ, બુદ્ધ, નિત્ય (eternal), નિરંજન, સર્વવ્યાપક આત્મા છે અને પ્રાણીમાત્ર આત્માથી જુદા નથી, આ બધું આત્માથી ભિન્ન નથી, ભેદમાત્ર મિથ્યા જ છે એવો અપરોક્ષ અનુભવ થતાં ભય, શોક, દુઃખ કે અશાન્તિનો અંત આવે છે. જે એકત્વનો અનુભવ કરે છે, તેને શોક અને મોહ ક્યાંથી થાય? तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः॥

[સંપાદક અને લેખક: એ. જી. ભટ્ટ, સંસ્કૃતના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

# રોજનીશીમાંથી

**મણેશ વાસુદેવ માવળંકર**

**તા. ૨૪ ઑગસ્ટ ૧૯૪૭, રવિવાર**

ભોજનોત્તર આરામ. આજની ટપાલમાં...નો કાગળ છે. એનું દૃષ્ટિબિંદુ મને જેવી રીતે સમજાવવું એ એને સવાલ છે, અને તે જેવી રીતે સમજવું એ મને પણ સવાલ જ છે. એનું કહેવું શું એ સાચે જ મને સમજાતું નથી. એ મોઘમ જણાવે છે કે મારી ભૂલ થઈ છે. પણ શી તે specific કહેતો નથી. મારે કેવી રીતે વર્તવું, શું કરવું જેથી એની વાત મને સમજાય (ગળે ઊતરે નહિ) તો તેમ પણ એ કહેતો નથી. ખેર!

સાંજે શ્રી. કૌલ આવ્યા હતા. બંધારણસભાની બાબતમાં તેઓ બહુ જ ચિંતાગ્રસ્ત છે. શા માટે? બંધારણસભાની ઑફિસમાં ખટપટ છે એવી એમને શંકા છે. કેટલેક અંશે એ સાચી છે. કેટલી દુઃખદ વાત!

સાંજના ૭થી આઠ સુધી અહીંના મહારાષ્ટ્ર સમાજની મરાઠી શાળાના ૧૯મા વાર્ષિકોત્સવમાં ગયો હતો. હું જ પ્રમુખપદે હતો. માતૃભાષામાં પ્રાથમિક શિક્ષણ આવશ્યક છે. પણ તે સાથે જ આપણે જે પ્રાંતમાં રહીએ છીએ ત્યાંની ભાષા અને ત્યાંના સમાજથી આપણે અળગા

રહેવું નહિ જોઈએ, અને એ દૃષ્ટિથી અહીંની શાળામાં હિંદીનું શિક્ષણ શરૂ કર્યું છે એ મહત્ત્વની તથા આનંદની વાત છે એમ મેં કહ્યું.

રાત્રે જમવા માટે શ્રી. પાટસ્કરને ઘેર ગયાં હતાં. ઓરિસ્સાના મુખ્ય પ્રધાન શ્રી. વિશ્વનાથ દાસ, શ્રી. બાળાસાહેબ ખેર, બાપુજી અણે, શંકરરાવ દેવ વગેરે લોકો હતા.

## તા. ૨૫ ઑગસ્ટ ૧૯૪૭, સોમવાર

અમારી કમિટીના રિપોર્ટનો (અધ્યક્ષપદ વિષેનો) મુસદ્દો શ્રી. ગોપાલસ્વામી આયંગરે તૈયાર કર્યો હતો તે સવારે જોયો, અને એમાં શા સુધારા આવશ્યક છે એની નોંધ કરી.

૯-૪૫ થી ૧ સુધી પ્રથમ અમારી કમિટીની સભા. એમાં રિપોર્ટના અહેવાલની ચર્ચા અને પછી ૧૦-૩૦ થી ૧ સુધી બંધારણસભાની બેઠક. આ બેઠકમાં કામ તરફ મારું ધ્યાન ખાસ બહુ હોતું જ નથી; કારણ કે જે બાબતોની ચર્ચા ચાલુ છે—મધ્યસ્થ અને પ્રાંતીય સત્તાઓના વિષયોની યાદી—એનો અભ્યાસ મેં કરેલો નથી, અને જે મતભેદો થતા હોય છે તે મને બહુ મુદ્દાના દેખાતા નથી. વળી, સભાગૃહમાં બધાં ભાષણો પૂરાં સંભળાતાં નથી, તેથી પણ કામમાં કશો રસ પડતો નથી. એટલે મિત્રો સાથે વાતચીતમાં ઠીક ઠીક સમય જાય છે. શ્રી. શંકરરાવ દેવ અને બાળાસાહેબ ખેર સાથે વાતો. ગુજરાત યુનિવર્સિટી અને એંજિનિયરિંગ કૉલેજ વિષે. શ્રી. ચુનીલાલ શાહ (વડોદરાના) જોડે વડોદરાના રાજ્યવહીવટ વિષે વાત થઈ. ત્યાંના પ્રજામંડળના જૂના અને આગેવાન લોકો નરમ છે, જુવાન પેઢીમાં અસંતોષ છે એ એમની ફરિયાદ. મેં એમને બે ચીજો કહી: (૧) દરેક પ્રધાનના નિત્યના રોજેરોજના વહીવટમાં એને સ્વાતંત્ર્ય હોવું જોઈએ. દરેક ચીજ જો મંજૂરી માટે મહારાજા સુધી જવાની હોય તો 'લોકપ્રિય દીવાન'એ શબ્દોનો અર્થ જ રહેતો નથી. હાલની પરિસ્થિતિનો ફાયદો લઈને આ બાબતનો અનુકૂળ નિર્ણય કરાવી લેવો. (૨) નૈતિક દરજ્જો વધારવો. દાખલા તરીકે, એમ કેમ ન કરી શકાય કે શ્રી. સીતાદેવીને મહારાણી તરીકે અમે ઓળખવા માગતા નથી, એટલે તેઓ જો દરબાર વગેરે પ્રસંગો પર આવ્યાં તો અમે હાજર રહીશું નહિ, મહારાજાને આવું સ્પષ્ટ કેમ ન કહેવું? કોઈ કે આ અંગે પહેલ કરીને નૈતિક અધઃપાત ન અટકાવ્યો તો આ ગાડું ક્યાં જઈને અટકશે? પ્રજામાં એટલે જ સમાજમાં નૈતિક બળ અને હિંમત કેવી રીતે વધવાનાં?

૧ વાગ્યે ઘેર આવ્યો. આજે સોમવાર એટલે ફળાહાર જ કર્યો.

૩ થી ૪-૧૫ અમારી કમિટીની સભામાં ગયો હતો. અમારો રિપોર્ટ પૂરો થયો છેવટે. બાંધછોડ કરીને અંતે કામ પૂરું કર્યું.

ઘેર આવીને ટપાલ જોઈ. ચિ. બાળ અને અણ્ણાના પત્રો આવ્યા છે. બંધારણસભાના ધારાસભાવિભાગનો (Legislature) હું પ્રમુખ બનું તેમાં મને દુય્યમ સ્થાન અપાઈને મારો કેવળ ઉપયોગ કરાઈ રહ્યો છે અને એમાં મારી અવગણના છે એવું એમનું કહેવું છે. આ મુદ્દો છોડીને બાકી એમના મુદ્દાઓ મને માન્ય છે. વાસ્તવિક રીતે, ડૉ. રાજેન્દ્રપ્રસાદે પ્રધાનપદ અને અધ્યક્ષપદ એ બન્ને પર રહેવું નહિ જોઈએ એ વાત મને પણ ગળે ઊતરે છે, અને એક જ સભાના બે વિભાગો બનાવીને બે પ્રમુખો રાખવામાં ડૉ. રાજેન્દ્રબાબુનાં માન અગર સત્તાના લોભને ઉત્તેજન આપવાનું થાય છે એ વાત પણ મને ગળે ઊતરે છે. ઉચ્ચ સ્થાનો પરના કૉંગ્રેસી સેવકોએ આવો દાખલો બેસાડવો અનિષ્ટ છે. પણ આ બાબતમાં વિરોધ તરીકે જો હું પ્રમુખપદ નકારું તો એનો અર્થ ઊલટો થવાનો સંભવ વધારે છે કે બન્ને શાખાઓના પ્રમુખ બનવાની મને લાલસા છે અને તેથી હું આ નાટક કરું છું! મારી સ્થિતિ ખૂબ નાજુક છે. છોકરાઓને સવિસ્તાર જવાબ આ વિષે લખ્યો છે. પણ એકંદર મુદ્દો એ જ કે એની ચર્ચા કાગળોમાં ને પત્રવ્યવહારમાં કરવી શક્ય નથી.

શ્રી. કૌલ સાંજે કમિટીનો રિપોર્ટ જોવા સારુ આવ્યા હતા.

રાતે જમવા માટે શ્રી. પતંકને ઘેર ગયો હતો. શ્રી. બાપુજી અણે, શંકરરાવ દેવ અને કાકાસાહેબ ગાડગીળ હતા.

## તા. ૨૬ ઑગસ્ટ ૧૯૪૭, મંગળવાર

સવારે નિત્યવિધિ. રોજનીશી લેખન. વૃત્તપત્રવાચન. પછી કાગળો. કસ્તૂરબા ફંડ અંગે અને બીજા. પૂનાના શ્રી. ફડણીસ વકીલે ઝાંસીનાં રાણી લક્ષ્મીબાઈના વંશજોને

સ્વતંત્ર રાજ્ય ઠરાવવા એવી ભલામણ કરવા / લખ્યું છે! ઝાંસીવાળાં લક્ષ્મીબાઈ વિષે અત્યંત આદર અને અભિમાન હોવા છતાંયે, એમના વંશજોને આજના સમયમાં સ્વતંત્ર રાજ્ય ઠરાવવા એ કેટલુંક સયુક્તિક અગર યોગ્ય છે? એકંદરે જગતમાં અને હિંદુસ્તાનમાં પણ રાજા જેમાં અધિષ્ઠિત છે એવી શાસનપદ્ધતિ નષ્ટ થવા બેઠી છે. તે નષ્ટ થાય એ જનતાની દૃષ્ટિથી જ નહિ પણ પ્રગતિ માટેયે ઇષ્ટ છે. આવા વખતમા જ્યાં છે તે બધા આસનો ડગમગવા માડયાં છે ત્યા નવાં આસનો અસ્તિત્વમા આણવાનું મનમાં પણ કેવી રીતે ઉદ્ભવે છે? પણ આટલો વિચાર કોણ કરે છે? મારા વિચારો દર્શાવતો પત્ર મે એમને લખ્યો છે એમને કેટલુક ગળે ઊતરશે અને શું લાગશે તે તો કોણ જાણે!

શ્રી. કુબેરદાસ મોદીનાં બન્ને લવાદનાં કામો પૂરાં કરીને લવાદનામા જોઈને પક્ષકારોને મોકલવાના કાગળો વગેરે બધુ સવારે અને પછી બપોરે પૂરુ કર્યું. આ કાગળો આવતી કાલે રજિસ્ટર્ડ થઈને જશે.

૧૦ થી ૧ બંધારણસભા. અમારી કમિટીનો રિપોર્ટ શુક્રવાર તા. ૨૯/૮ને રોજ સભા સમક્ષ આવશે. એ ઠરાવ હુ મૂકુ તો રિપોર્ટ પરની ચર્ચાનો જવાબ આપવાનુ અણગમતુ અને સંકોચ જન્માવનારુ કામ મારે માથે આવી પડે. એટલે એ રિપોર્ટ વિચારણા માટે લેવાનો પ્રસ્તાવ સભાગૃહ સમક્ષ મૂકવાનું કામ પોતાને શિરે લેવા સારુ મેં ડૉ. આંબેડકરને વિનંતિ કરી અને એમણે તે માન્ય રાખી.

બપોરે ભોજન સમયે જયપુરના દીવાન શ્રીયુત ટી. કૃષ્ણમાચારી અને જોધપુરના (?) દીવાન હતા.

૩ાા થી ૪ાા સુધી All India Radioમાં ગયો. 'When I was one and Twenty એ વિષય પરનો મારો Broadcast (વાયુપ્રવચન) એમણે રેકાર્ડ કર્યો. એને ૧૦ મિનિટ અને ૪૫ સેકંડ લાગી. રેકાર્ડનો થોડો ભાગ પણ સાભળ્યો. શાસ્ત્રની પ્રગતિ કેટલી છે અને શા ચમત્કારો સર્જાવી શકાય છે તે જોઈને મન અચંબો પામે છે! આ બ્રૉડકાસ્ટ માટે મને ૫૦ (પચાસ) રૂપિયા તેઓ આપવાના હતા, પણ મેં પૈસા લેવાની ના પાડી. "શારીરિક શિક્ષણના વિષય ઉપર ગુજરાતીમા વાયુપ્રવચન કરશો કે?"—એમ એમણે પૂછ્યું. મેં હા પાડી છે.

પછી કૉન્સ્ટિટ્યુશન હાઉસમાં જઈને શ્રી. ખેરને મળ્યો અને થોડો વખત પાર્ટીની સભામાં પણ જઈ આવ્યો.

પાચના અરસામાં ઘેર આવ્યો. કામો. લોકો મળવા આવ્યા હતા. ચા, શૌચ, ફરવાનુ પણ.

ભોજનોત્તર વાતો અને પછી વિશ્રાંતિ. (ક્રમશઃ)

# વીતેલા વર્ષમાં દૃષ્ટિપાત: ઈ. સ. ૧૯૫૦

**ગણેશ વાસુદેવ માવળંકર**

[તા. ૧૯ ડિસેંબર ૧૯૫૦ને રોજ નવી દિલ્હીમા લખાયેલું તથા બીજે દિવસે તા ૨૦ ડિસેંબરે ધ્વનિમુદ્રિત થયેલું શ્રી. દાદાસાહેબ માવળંકરનું નીચેનું ભાષણ ઑલ ઈંડિયા રેડિયોના અમદાવાદ મથક ઉપરથી તા. ૩૧ ડિસેંબર ૧૯૫૦ને રોજ—વર્ષાન્તે—પ્રસારિત કરવામા આવ્યુ હતુ બરાબર બાર વર્ષ પહેલા બ્રૉડકાસ્ટ થયેલા આ ભાષણને આજે ફરી જોઈ જતા એમાં રહેલા સૂચક મુદ્દાઓ તરફ વાચકોનું ધ્યાન જશે જ. આકાશવાણીના સૌજન્યથી આ ભાષણ અહીં સાભાર ઉતાર્યું છે]

આજે સને ૧૯૫૦ ખ્રિસ્તી વર્ષનો છેવટનો દિવસ છે. તેથી ૧૯૫૦ના "વીતેલા વર્ષ ઉપર દૃષ્ટિપાત" કરવાની ઑલ ઇંડિયા રેડિયોની વિનંતિને માન આપી થોડુંક કહેવા માગું છુ.

આખીયે દુનિયાને—અને, ખાસ કરીને, આપણા દેશને—સ્પર્શે અને લાગેવળગે તેવી અનેક ઘટનાઓ આ વર્ષમા બનવા પામી છે. દસપદર મિનિટના ટૂંકા સમયમા સંપૂર્ણ દૃષ્ટિપાત અશક્ય છે. ફક્ત ઊડતી નજર જ નાખી શકાય.

દુનિયાની તેમજ આપણા દેશની પરિસ્થિતિ ઉપર

આવતાં પહેલાં, ચાલુ સાલમાં દેશ ઉપર આવેલી બે મહાન અને દુઃખદ આપત્તિઓનો ઉલ્લેખ કરવો આવશ્યક છે. એક, આપણા મહાન લડવૈયા, મહાસભાને અને આપણી સરકારને આધાર જેવા, આપણા પ્રિય મુરબ્બી સરદાર વલ્લભભાઈનું અણધાર્યું અને શોકજનક અવસાન. અને બીજી, આપણા દેશના એક મહાન યોગી, દેશભક્ત, તત્ત્વજ્ઞાની એવા શ્રી. અરવિંદ ઘોષનું દેહાવસાન. શ્રી. અરવિંદ છેલ્લાં કેટલાંયે વર્ષોથી જાહેર જીવનમાંથી નિવૃત્ત થયા હતા, છતાં પણ દેશના ઘડતરમાં એમણે આપેલો ફાળો અમૂલ્ય હતો. એમની મૂક તપશ્ચર્યાનો દેશની પ્રગતિ અને વિકાસમાં ફાળો અવશ્ય હતો. સરદાર વલ્લભભાઈ વિષે શું કહું? તે આપણા રાષ્ટ્રીય, સામાજિક તેમજ આપણાં પૈકી ઘણાઓનાં વ્યક્તિગત જીવનમાં ઓતપ્રોત થયેલા હતા. લગભગ ત્રણ તપ સુધી તેમણે તપશ્ચર્યા કરી, દેશને ઉંચે ચડાવ્યો છે, એકતા સાધી છે, મહાસભાની સંઘટના જાળવી છે, દેશમાં આંતરિક શાંતિ અને સુવ્યવસ્થા રાખી છે. તેમના દરેક કાર્યનું વર્ણન પૂરી રીતે કોણ અને કેવી રીતે કરી શકે? એમના જવાથી દેશને જે ખોટ પડી છે તે સહેજે પૂરી શકાય તેવી નથી. આ બન્ને મહાન દેશભક્ત પુરુષોને મારી નમ્ર અંજલિ આપું છું.

વીતેલા વર્ષમાં, આપણે બે વિભાગમાં દૃષ્ટિપાત કરીએ: (એક) આપણા પોતાના દેશમાં; અને (બીજો) આંતરરાષ્ટ્રીય સંબંધોના કારણે આખીયે દુનિયામાં.

આપણું નવું બંધારણ ચાલુ સાલમાં જાન્યુઆરી માસની ૨૬મી તારીખે અમલમાં આવ્યું. અને તે તારીખથી આપણા દેશનું તંત્ર અને આપણી ધારાસભાઓ નવા બંધારણ મુજબ ચાલે છે. આર્થિક અને સામાજિક સમાનતા, વાણી અને વ્યક્તિસ્વાતંત્ર્ય, પુખ્ત મતાધિકાર ઉપર ધારાસભાઓમાં જનારા પ્રતિનિધિઓની ચૂંટણી, ધારાસભાઓ પ્રત્યે સરકારની જવાબદારી અને ન્યાયાધિશોની સ્વતંત્રતા—એ આપણા બંધારણના મહત્ત્વના મુદ્દાઓ કહી શકાય. અને ઉપર ઉપરથી જો કે દેશના એકંદર તંત્રમાં થતો ફેરબદલ ન જાણી શકાય, તો પણ તંત્રની દિશા બદલાવાની શરૂઆત ચોક્કસ થઈ છે, એ વિષેની આપણી દૃષ્ટિ બદલાઈ છે એમાં શંકા નથી. અને આપણે ખરેખરી આઝાદી અને લોકશાહીના પંથે જવાનું પ્રથમ પગલું મૂક્યું છે.

તમામ ભારતને એક સંઘરાજ્ય બનાવવાનું કામ ગયાં બે વર્ષમાં હાથ ધરાયું હતું. તેમાં વીતેલા વર્ષમાં ઠીક ઠીક પ્રગતિ થઈ છે. આપણા સંઘરાજ્યના દરેક ભાગમાં લોકોનું પ્રતિનિધિત્વ ધરાવતી ધારાસભાઓ હજી સ્થાપન થઈ નથી. પણ તે દિશામાં ચક્રો ગતિમાન થયાં છે અને આવતી સાલ જે ચૂંટણી થશે તે વેળાએ તમામ વિભાગોમાં ધારાસભાઓ થશે અને સરકારી તંત્રો ધારાસભાઓના મતને અનુકૂળ થઈ ચાલશે એવી આશા રાખી શકાય.

કેટલેક અંશે આંતરિક અને કેટલેક અંશે જાગતિક પરિસ્થિતિના કારણે, જીવનને આવશ્યક એવી વસ્તુઓની અછત અને સખત મોંઘવારી દૂર કરવાના આપણા પ્રયાસો ચાલુ હોવા છતાં, આપણે એ દિશામાં સિદ્ધિ મેળવી શક્યા નથી એમ માન્ય કરવું જોઇએ. પણ આપણને સિદ્ધિ કેમ મળતી નથી એ વિચારવામાં આપણી નિષ્ફળતાનો ટોપલો કેવળ સરકાર ઉપર નાખીએ એ મને વાજબી નથી લાગતું. સરકારમાં જે ગયા છે તે આપણા જેવા જ અને આપણા જ માણસો છે. તેમનાં વિચારદોષો અને ભૂલો પણ હશે. પરંતુ એટલું તો સહુ કોઈ કબૂલ કરશે કે અછત અને મોંઘવારીનો સામનો કરવો હોય તો પ્રજાના દરેક માણસે તે બાબત કટિબદ્ધ થઈ પોતાનો દરેક પ્રયત્ન કરવો જોઇએ, મેલ મૂક કરી પરસ્પર સહકાર સાધવો જોઈએ; અને રાજદ્વારી, કોમી, ધાર્મિક, પ્રાંતીય—એવા એવા વાડાઓની પર થઈ આખું યે ભારત એક જ છે એ ભાવના અને વિચારથી સંગઠિત પ્રયાસો કરવા જોઈએ. સરકાર જે જે કાંઈ કરવા માગે એમાં પ્રજા વિરોધ ન કરતી હોય છતાં હાર્દિક સહકાર ન આપતી હોય, તો કોઈપણ સરકારી તંત્ર યશસ્વી રીતે ચાલી જ ન શકે.

અનાજની અછત એ આપણી એક મોટામાં મોટી સમસ્યા છે. તેનો ઉકેલ લાવવાના આપણે પ્રયત્નો કરી રહ્યા છીએ; પણ કોણ જાણે આપણું શું પાપ છે કે કુદરતને પણ આપણા માર્ગમાં વિઘ્નો જ નાખવાનું સૂઝે છે. આસામનો ભયંકર ધરતીકંપ, દેશના કેટલાક ભાગોમાં વરસાદની અછત, ત્યારે કેટલાક ભાગોમાં જળપ્રલય, તીડોનો ઉપદ્રવ વગેરે કારણે અનાજના

સ્થિતિમાં એક ગંદી જગ્યાએ પડેલો જોયો. તેને ટીખળ કરવાનું મન થવાથી તે માણસને ઊંચકાવ્યો અને તેને પોતાના રાજમહેલમાં સુવાડવામાં આવ્યો. ખલીફની સૂચના અનુસાર સવારે સહુ કોઈએ તે દારૂડિયાના ભારે આશ્ચર્ય વચ્ચે તેને ખલીફતુલ્ય માન આપ્યું, અને પોતે એક ગ્રાહિત અને સામાન્ય માનવી છે એવા તેના શબ્દો ઉપર કોઈએ ધ્યાન આપ્યું નહિ. પહેલો દિવસ તો આવી માનસિક ગૂંચવણમા પસાર થઈ ગયો. પરંતુ બધા તો ભૂલ ન કરે એવું બીજે દિવસે તેને લાગ્યું. અને પોતે ખરેખાત ખલીફ હોય એવી એને શંકા થઈ. ત્રીજે દિવસે તો તેની શકા નષ્ટ થવાથી તેણે દરબાર ભરી ખલીફની હેસિયતથી ફરમાનો છોડવા માડયાં. ચોથે દિવસે તેને પાછો શરાબથી બેહોશ કરી તે જ ગંદી જગ્યાએ છોડી મૂકવામાં આવ્યો. મારી સ્થિતિ પણ હાલમાં એ દારૂડિયા જેવી જ થઈ છે; એક નહિ પણ દસ દસ સજ્જનોએ મને સફળ શિક્ષક અને આદર્શ અધ્યાપક કહ્યો હોવાથી આ સહુ ખરુ જ હશે એવી મારા મનમાં શંકા જન્મી છે. પરતુ ઘેર પાછો જાઉં તે પહેલા આ ખુમારી ઊતરી જશે એવી મને પૂરી શ્રદ્ધા છે.

કોઈ વ્યક્તિની સાઠ વર્ષની વયે જ્યારે આવો સમારંભ થાય છે, ત્યારે કદાચ તેનો એક હેતુ એવો પણ હોઈ શકે કે તેની બુદ્ધિ હવે નાઠી છે તેનું તેને સ્મરણ કરાવવું. પરંતુ આ સમારભ તો મારી સિત્તેર વર્ષની વયે થાય છે, ત્યારે તો બુદ્ધિ નાસવા ઉપરાત હવે તો જગતમાંથી નાસવાની વેળા આવી છે એવી ગર્ભિત ચેતવણી આ રીતે આપી હોય એમ પણ માની શકાય. જો કે આપે કરેલા વ્યાખ્યાનોમાં એ વિષે કાંઈ પણ સૂચન કરેલુ લાગતું નથી. હાલના યુગમાં વાનપ્રસ્થ અને સંન્યાસના આશ્રમો થોડા જ પાળે છે. ઘણાએ મારી પેઠે નિવૃત્ત થઈ પાછા પ્રવૃત્ત બને છે; તે સમયે આવા સમારભો દ્વારા સાચી વસ્તુસ્થિતિનું તેમને ભાન થાય એ ઇષ્ટ જ છે.

ગુજરાત કૉલેજ ભૂતપૂર્વવિદ્યાર્થીમંડળ તરફથી આ સમારંભ યોજવામાં આવ્યો છે, તે કારણે આ કૉલેજને લગતાં ભૂતકાળનાં સંસ્મરણો સહેજે જાગ્રત થાય છે. કૉલેજને "આલ્મા મેટર" (માયાળુ માતા) કહી છે તે અક્ષરશઃ સાચું છે. આ કૉલેજમાં વિદ્યાર્થી તરીકે, દક્ષિણા ફેલો તરીકે, મદદનીશ લેક્ચરર તરીકે, લેક્ચરર તરીકે અને ૭ વાર હંગામી અધ્યાપક તરીકે એવી અનેક હેસિયતમાં મેં કાર્ય કર્યું હતું, અને આ સંસ્થાથી છૂટા થતી વેળાએ જાણે મારા કુટુંબથી વિદાયગીરી લેતો હોઉં એવી મને લાગણી થઈ હતી. ૧૯૦૯માં જ્યારે હું કૉલેજમાં ભણવા આવ્યો ત્યારે એલિસપુલની બીજી બાજુએ બગલાઓ નહિવત્ હતા; જ્યાં જુઓ ત્યાં ઝાડ અને ઝાડીઓ, અને ગુજરાત કૉલેજ પછી તો ધૂળનુ રણ શરૂ થતું. વીજળીનો પ્રકાશ, એસ-ફાલ્ટના રસ્તા અને બસની સગવડ તો આજથી ૫૩ વર્ષ પૂર્વે હોય જ ક્યાંથી? તે સમયે હાલ મેડા ઉપર બી. એ.નો ફરજિયાત અંગ્રેજીવાળો વર્ગ બેસે છે તે ખંડ બંધાયો ન હતો. પરતુ ત્યાં ફરતી ગેલરી હતી અને તેની ઉપર થોડાં કબાટો હતાં; બાકીનાં કબાટો થોડાક વર્ગોમાં જ રહેતાં; એ કબાટો એટલે તે સમયની ગુજરાત કૉલેજની લાયબ્રેરી.

તે વખતે હાલની બે વિજ્ઞાનની કૉલેજો નહોતી, અને વિજ્ઞાનમાં માત્ર ભૌતિકશાસ્ત્ર અને રસાયણશાસ્ત્ર શીખવવામાં આવતાં. વિજ્ઞાનની બીજી શાખાઓનું જ્ઞાન મળી શકતું નહિ. મુખ્ય મકાનના એક નાના રૂમને પ્રયોગશાળાનું નામ અપાયું હતું; અને ત્યાથી અધ્યાપક પોતે સાધનો ઉપાડી કે પટાવાળા પાસે ઉપડાવી વર્ગમાં લાવતા અને પ્રયોગો કરી બતાવતા. માધવલાલ રણછોડ-લાલ વિજ્ઞાન સંસ્થા, સિડનહેમ પુસ્તકાલય, અને જ્યૉર્જ પચમ હૉલ જેવા પાછળથી બંધાયેલાં મકાનો શ્રીમાન સર ચીનુભાઈ માધવલાલ પ્રથમ બૅરોનેટની ઉદારતાનાં પ્રતીકો છે તે વખતે કૉલેજમા વિદ્યાર્થીઓની સંખ્યા બહુ થોડી હતી. જે શિક્ષકો આ કૉલેજમાં નિમાતા તે સીધા અધ્યાપકો જ કહેવાતા; કેમ કે લેક્ચરર અથવા મદદનીશ લેક્ચરર જેવુ કશુ હતું નહિ. તે સમયે બી. એ. ઑનર્સનું વિશિષ્ટ જ્ઞાન અપાતું નહિ. આજનો બી. એ. અંગ્રેજી "ઑનર્સ"નો અભ્યાસક્રમ તે વખતના એમ. એ.ના અભ્યાસક્રમ કરતા વધુ લાંબો અને વૈવિધ્ય-પૂર્ણ કહેવાય, જો કે તે વખતના વિદ્યાર્થીનું અંગ્રેજીનું જ્ઞાન આજના વિદ્યાર્થીના જ્ઞાન કરતા વધુ શુદ્ધ અને દોષરહિત ગણી શકાય.

તે વખતના અને હાલના વિદ્યાર્થીઓનાં રીતરિવાજ, આચારવિચાર અને વસ્ત્રપરિધાનમા મોટા ફેરફાર જોવામા

આવે છે. તે સમયના વિદ્યાર્થીઓ રૂઢિચુસ્ત અને સનાતન ધર્મવિચાર ધરાવતા. વિદ્યાર્થી-કાળમાં જ ઘણાખરા પરિણીત જીવન ગુજારતા જો કે ઘણાઓ સમાજસુધારા પ્રત્યે ખુલ્લી નહિ તો પણ પ્રચ્છન્ન સહાનુભૂતિ ધરાવતા. તે વખતના વિદ્યાર્થીઓ શિક્ષકો પ્રત્યે અવિનય કે શિરજોરી બતાવતા નહિ, અને નજીવા કારણસર હડતાળ પાડવાનો પવન તે વખતે ફેલાયો નહોતો, જો કે ૧૯૦૯ની પહેલાં પ્રિ. હર્સ્ટ સામે ગુજરાત કૉલેજમાં હડતાળ પડી હતી ખરી, એવી ખબર હું જ્યારે મેટ્રિકના વર્ગમાં હતો ત્યારે મેં સાંભળી હતી. સામાન્ય રીતે જેમ ઘરના વડીલોની આમન્યા રખાય છે તેમ કૉલેજમાં શિક્ષકોની રાખવામાં આવતી. તે વખતના વિદ્યાર્થીઓ ધોતી અને ટોપી પહેરીને આવતા, પરંતુ મારા વખતમાં ભરેલી ટોપી દેખાતી નહિ. તે વર્ષોમાં ગાંધીજી દક્ષિણ આફ્રિકામાં હોવાથી ગાંધીટોપીનાં દર્શન થતાં નહોતાં. જે વિદ્યાર્થીઓ સૌરાષ્ટ્રથી આવતા તેમાંના કોઈક કાઠિયાવાડી ફેંટાનું પરિધાન કરી વર્ગમાં પધારતા. પારસીઓમાં અંગ્રેજી લિબાસ દાખલ થઈ ચૂક્યો હતો, જો કે ઘણાઓ લાંબો ડગલો અને ટોપી પહેરતા. મુસ્લિમ બિરાદરોમાં થોડાક દાઢી રાખતા, અને ફૂમતાંવાળી રાતી ફેઝકૅપ અને લાંબી શેરવાની ધારણ કરતા. મને બરાબર સ્મરણ છે કે મુસ્લિમ ભાઈઓએ પ્રાર્થના કરવા સારુ પ્રિ. રૉબર્ટસન આગળ એક ખાસ ઓરડીની માગણી કરી હતી. તે માગણીનો સ્વીકાર કરવામાં આવ્યો હતો. અને કૉલેજના છાત્રાલય પાસેની એક ઓરડીમાં અર્ધા કલાકના વિશ્રામ દરમિયાન મુસ્લિમ વિદ્યાર્થીઓ ત્યાં નમાઝ પઢવા જતા.

તે સમયે વિદ્યાર્થિનીઓની સંખ્યા અલ્પ હતી અને તેમાંનાં ઘણાંખરાં પારસી અથવા દેશી ખ્રિસ્તી હતાં. તેઓ નીચેથી ઊંચું જોતાં નહિ, વર્ગમાં અધ્યાપક આવે ત્યાર બાદ તેઓ પ્રવેશ કરતાં, અને અધ્યાપક જાય કે તરત જ તેઓ પણ નીકળી પડતાં. સહશિક્ષણ પ્રયોગ કરતાં જાણે ભારે જોખમનું કાર્ય તેઓ ઉપાડતાં હોય એમ એમની લજ્જાશીલ વર્તણૂક ઉપરથી લાગતું. તેઓ સાડીથી માથું ઢાંકેલું રાખતાં, અને "સ્કર્ટ" ઉપર આવવાની તો તે સમયે કોઈને કલ્પના પણ નહોતી. એક વાર કૉલેજનો વાર્ષિક મનોરંજન કાર્યક્રમ ઊજવાયો તે વખતે સ્વ. પ્રો. જેઠાલાલ સ્વામીનારાયણે દુષ્યંત બની ગીર્વાણ ગિરામાં નાટ્યભૂમિ ધમધમાવી હતી. પરંતુ ત્યારે અમારા બધાની ભારે હસાહસ વચ્ચે શકુંતલાનું પાત્ર એક યુવકબંધુએ જ ભજવ્યું હતું. આજે જૂની આંખે નવા રંગઢંગ જોઈ અર્ધી સદીમાં થયેલું આજનું સર્વદેશીય પરિવર્તન નિહાળી હું આશ્ચર્યચકિત થાઉં છું.

આ કૉલેજના વિકાસમાં પ્રિ. રૉબર્ટસનનો ફાળો ચિરસ્મરણીય રહેશે. એમની જ સમજાવટથી સ્વ. સર ચીનુભાઈ બૅરોનેટે લાખોની સખાવત કરી કૉલેજની કાયાપલટ કરી નાખી. રેવરંડ રૉબર્ટસન પાદરી હતા અને એમની ભાષા બહુ મધુર હતી. એમણે જ ગુજરાત માટે એક યુનિવર્સિટીની જરૂર છે એવો સહુથી પ્રથમ ખ્યાલ આપ્યો હતો, જો કે કોઈએ તે બાબત ઉપર ત્યારે ધ્યાન આપ્યું નહોતું. એઓ ચુસ્ત શાહીવાદી હતા. અંગ્રેજો હિંદ ઉપર રાજ્ય કરવાને સર્જાયા હતા એવું જ્ઞાન એમને ગળથૂથીમાંથી જ મળ્યું હતું. ગાંધીજીના રાષ્ટ્રીય આંદોલનનો તે સમયે આરંભ થયો, પણ ત્યારથીજ આઝાદી જંગની નોબતનો ગડગડાટ રૉબર્ટસન સાહેબને સંભળાયો, અને મામલો વંઠી જશે એવું તેઓને લાગ્યું. દેશના સ્વાતંત્ર્ય પ્રત્યે એમને સહાનુભૂતિ નહોતી અને રાષ્ટ્રવાદના ચડતા જુઆળથી ખિન્ન થઈ પંચાવન વર્ષ પૂરાં કર્યા પહેલાં તેઓએ ૧૯૨૪ના માર્ચમાં અહીંથી વિદાય લીધી. એમના અનુગામી પ્રિ. શિરાઝ પણ શાહીવાદી તો ખરા જ. તેમણે રાષ્ટ્રીય રાજનીતિ સાથે અનુકૂળ થવાનો પ્રયાસ પણ કર્યો, પણ વાતાવરણ તંગ થયેલું જોઈ તેઓ પણ પંચાવન વર્ષ સુધી ન થોભતાં ૧૯૩૯ના માર્ચમાં નિવૃત્ત થઈ ગયા. આ બન્ને સાહેબોના શાહીવાદમાં મને ખાસ દોષ દેખાતો નથી. પોતાના દેશની 'પબ્લિક સ્કૂલો' માં શાહીવાદનું જ જ્ઞાન મેળવી અહીં રાજ્ય કરનારી કોમના અન્ય સભ્યોની જેમ જ તેઓ પોતાની પ્રામાણિક માન્યતા અનુસાર વર્તે એમાં નવાઈ જેવું કશું નહોતું, જો કે આવું વર્તન આપણને તો ખૂબ જ સાલતું હતું. દરેક અંગ્રેજ પાસેથી મિસિસ બેઝંટ કે રેવરંડ સી. એફ. એન્ડ્રુઝના જેવી માનસિક ઉદારતા અને હૃદયની વિશાળતાની આશા કેમ રાખી શકાય?

કૉલેજનાં સંસ્મરણો ઉપરથી વ્યક્તિ ઉપર પાછાં ફરતાં હું કહીશ કે આપ સહુએ મારાં વખાણ કર્યાં છે

તે હું ધ્યાનમાં રાખીશ, કેમ કે એક આદર્શ અધ્યાપક કેવો હોવો જોઈએ તેનું મને એ ભાન કરાવે છે, અને એ પદ પ્રાપ્ત કરવામાં મારી જે અનેક ન્યૂનતાઓ છે તેની મને સતત યાદ દેવડાવે છે. મારી કારકિર્દીનો જે હવે અલ્પ સમય રહ્યો હશે તેમાં આ શબ્દો મને પ્રોત્સાહન આપશે અને મારા કાર્યમાં રસ જાગ્રત કરશે. કોઈ વ્યક્તિ નિવૃત્ત થાય ત્યારે તેને માન આપતાં અતિશયોક્તિ થઈ જવાનો સંભવ રહે છે. વળી, પ્રેમ અને સદ્ભાવની ભાષામાં પણ એ જ અલંકાર સ્વાભાવિક રીતે આવી જાય છે, આ સૌ ધ્યાનમા રાખવા છતા આપના શબ્દો ઉપરથી હુ એટલું જાણી શકચો છુ કે મારુ જીવન છેક એળે ગયું નથી અને વિદ્યાર્થીબંધુઓના માનસિક વિકાસ અને ચારિત્ર્યઘડતરમાં અલ્પાંશે પણ મારો કાંઈક ફાળો હોવાની શક્યતા તો ખરી જ. વિદ્યાર્થીઓની સેવા મને પણ પુષ્કળ ફળદાયી નીવડી છે તે એક અમેરિકન નવલ-કથાની મદદ વડે સ્પષ્ટ કરવાનો હુ પ્રયાસ કરીશ.

અર્નેસ્ટ હેમિંગ્વે નામના નોબેલ અને પુલિટ્ઝર પારિતોષિકવિજેતાએ 'The Old Man and the Sea' નામની એની સહુથી છેલ્લી નવલકથા લખી છે. આ કથા કદાચ ધડપૂછડાં વિનાની લાગતી હશે, પરંતુ તેમાંથી આ નિરાશાવાદી લેખકે જીવનનો કાંઈક બોધ તારવ્યો છે. તેમા સૅંટિયાગો નામનો વૃદ્ધ, સમુદ્ર ઉપર માછલી પકડવા જાય છે. પણ ૮૦ દિવસ સુધી તેને નિરાશા સિવાય કશું જ મળતું નથી. તે પછી એક મોટી માછલી તેની જાળમા આવે છે. બહુ ઉત્સાહમા આવી જઈ તે તેને કિનારા ભણી તાણે છે. પણ માછલી એવી વિશાળકાય છે કે તે સૅંટિયાગોની હોડીને સમુદ્રની વચમા ખેંચી જાય છે. આ યુદ્ધમાં ભારે પરાક્રમ દાખવી તે માછી સતત ભાલા મારી તે માછલીને મારી નાખે છે, અને પાછી તેને કિનારા તરફ દોરી જાય છે. પરતુ તેટલામાં બીજી આફત ઊતરે છે, અને શાર્ક નામની કેટલીક ભયકર માછલીઓ તે માછલાંના મૃત દેહની પાછળ પડી તેનો ભક્ષ કરે છે. તે વૃદ્ધની છેવટની શક્તિ તે શાર્ક માછલીઓને મારી હઠાવવામા ખર્ચાય છે, અને છેવટે લોથપોથ થયેલો સૅંટિયાગો ભારે આનંદમા આવી જઈ તે માછલીને સમુદ્રતટે ખેંચી જાય છે. પરતુ તેના ભારે પરિશ્રમ છતાં તેના લલાટમા નિરાશા જ લખા-યેલી હોય છે, કેમ કે તે મૃત માછલીનો દેહ નહિ પણ તેનું હાડપિંજર જ ખેંચી લાવ્યો છે એવું ભાન થાય છે. લેખક એવું બતાવવા માગે છે કે જીવનમાં અતિ શ્રમ કરવા છતાં માનવીને છેવટે સિદ્ધિને ઠેકાણે શૂન્ય જ મળે છે. મેં પણ ભવસાગર ઉપર પેલા માછીડા પેઠે મારી હોડી હંકારી છે, મુસીબતોનો સામનો કર્યો છે, આશા-નિરાશા વચ્ચે ઝોલાં ખાધાં છે, ભુલાવામાં પડી આપત્તિને આશીર્વાદ સમાન માની છે, અથવા આશી-ર્વાદને શાપ સમાન ગણ્યો છે. પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે સિત્તેર વર્ષ પછી હું કિનારે શું તાણી લાવ્યો? શું મારી પણ સરસ્વતીની સેવાનું ફળ શૂન્યમાં જ પરિણમ્યું છે?

મનુષ્યપ્રયત્નનું ફળ બે પ્રકારનું હોઈ શકે—ભૌતિક અને આધ્યાત્મિક. ભૌતિક અથવા આર્થિક દૃષ્ટિએ એક કૉલેજનો શિક્ષક જેટલું કમાવાની આશા રાખે તેટલું મેં પણ મેળવ્યું છે. પણ તે ફાળામાં કાંઈ ખાસ વિશિષ્ટતા નથી. તેથી અનેક ગણો વધુ મને આધ્યાત્મિક લાભ થયો છે. પોતાની મરજીથી પસંદ કરેલા અનુકૂળ વ્યવસાયમા પરિશ્રમ કરવો એ જ મારા મનથી આપણા શ્રમનો સાચો પુરસ્કાર છે. જ્ઞાનના ઉપાર્જનમાં જ એક શિક્ષકને જીવનના સાચા આનંદ અને રસ મળી રહે છે. પછી તો જ્ઞાન જ આનદ, જ્ઞાન જ રસ અને જ્ઞાન જ જીવન પણ બની જાય છે. તે ઉપરાંત, જ્ઞાનનું વિદ્યાર્થી-ઓમાં વિતરણ કરવું, તેમને રુચિકર અને રસપ્રદ થઈ પડે એવી શૈલીમા ઉપમાઓ, દૃષ્ટાંતો અને અવતરણો સાથે જ્ઞાનની રજૂઆત કરવી એ પણ ઓછું સુખદાયી નથી પણ હજી સૌથી મોટો આધ્યાત્મિક લાભ તો શિક્ષકને પ્રાપ્ત થતો વિદ્યાર્થીઓનો પ્રેમ છે. એ પ્રેમ અમૂલ્ય છે અને એની કિંમત રૂપિયા, આના, પાઈ કે એવા બીજા કોઈપણ પાર્થિવ ધોરણે મપાતી નથી. ત્યારે વિદ્યાર્થીઓની સેવા કરતા જાણે મેં સ્વાર્થની જ સેવા કરી હોય એમ જ જણાય છે. રસ્તે-શેરીએ ૧૯૧૬ ની સાલના મારા જૂના વિદ્યાર્થીઓ મને મળે છે ત્યારે જાણે ભવાટવીમાં ભૂલા પડેલા જૂના પ્રવાસીઓ મળી ગયા હોય તેમ મને જે હર્ષનો ઉમળકો થાય છે તે હુ કેમ દર્શાવી શકું? 'સબસે બડી હૈ પ્રેમ સગાઈ' તેનો ત્યારે જ મને સચોટ અનુભવ થાય છે. હેમિંગ્વેની વાર્તામા સૅંટિયાગોને જીવનનું તાત્પર્ય શૂન્ય સમાન

ભાસ્યું હશે; અને તો મારા શિક્ષકજીવનમાં જે અનેરો લાભ મળ્યો છે તેની સરખામણીમાં તો કુબેરનો ભંડાર પણ કોઈ વિસાતમાં નથી એમ મને લાગે છે. ૧૯૧૩ ની સાલમાં ૨૧ વર્ષની વયે ગુજરાત કૉલેજમાં હું દક્ષિણા ફેલો નિમાયો હતો, અને મહિને રૂ. ૫૦ મને દક્ષિણા મળતી હતી. સિત્તેર વર્ષની વયે મારા વિદ્યાર્થીઓએ અને આપ સહુ સજ્જનોએ ભરપૂર પ્રમાણમાં જે પ્રેમ અને સદ્ભાવની ગુરુદક્ષિણાથી આજે મારું ભિક્ષાપાત્ર ભરી આપ્યું છે, તે માટે આપ સહુનો છેવટે મારા અંતરથી આભાર માનું છું.

*

# યુદ્ધસમયનું મનોબળ (Morale in War)

વિ. સ. વણીકર
[મનોવિજ્ઞાનના અધ્યાપક, એલ. ડી. આર્ટસ કૉલેજ, અમદાવાદ]

મનુષ્યના વર્તન ઉપર ઘણીવાર group morale અથવા જૂથનિષ્ઠાની અસર થાય છે. આ જૂથનિષ્ઠાને esprit de corps પણ કહે છે. જે જૂથમાં માણસ વસે છે અથવા વ્યવહાર કરે છે, તે જૂથને એ કેટલું આંકે છે એના ઉપર એની જૂથભક્તિનો આધાર રહે છે. જો એને પોતાના જૂથનું અભિમાન હશે તો એ જૂથની અપેક્ષાઓ પૂરી પાડવા અને જૂથનાં નીતિનિયમો, ધારાધોરણો (norms) પાળવાને માટે હમેશાં તત્પર રહેશે. જો પોતાના જૂથ પ્રત્યે એ ઉદાસીન (indifferent) હશે, તો એ જૂથનાં બંધનો માનવા કે ફગાવી દેવા એ એની વૈયક્તિક સગવડ ઉપર અવલંબી રહે છે. વ્યક્તિના મનમાં પોતના જૂથ પ્રત્યે જે આત્મીયતા, માન અથવા અભિમાન હોય છે, તેને આપણે જૂથનિષ્ઠા કહીએ છીએ. આ જૂથનિષ્ઠાને લીધે માણસ સંકટસમયે પણ પોતાના જૂથને માટે સર્વસ્વનું અર્પણ કરવાની હિંમત બતાવે છે. બીજા શબ્દોમાં કહીએ તો જૂથનિષ્ઠાને લીધે મનોબળ અથવા મનોધૈર્ય અથવા જોમ અથવા જોસ ટકી રહે છે. આ મનોબળને અંગ્રેજીમાં morale કહે છે.

## મનોબળ ઉપર અસર કરનારાં બળો

મનોબળ ઉપર અસર કરનારાં બળો અનેક છે. પહેલાં આપણે સામાન્ય સમયનાં મનોબળ વિષે વિચાર કરીએ અને તે ઘડનારાં કેટલાક મહત્ત્વના પરિબળોનું વિવેચન કરીએ. સાધારણ રીતે એમ કહી શકાય કે યશ મનોબળ વધારે છે, અપયશ મનોબળ ઘટાડે છે. અંગ્રેજીમાં Nothing succeeds like success એવી એક કહેવત છે એનો આ જ અર્થ થાય છે. કુટુંબનો દાખલો લઈએ. જે કુટુંબમાં પૈસાટકાની છત છે અને જે જાહોજલાલીમાં છે, તેમાં સાધારણ રીતે સંપ અને આનંદ પ્રવર્તે છે; જે કુટુંબની સામાજિક અને આર્થિક સ્થિતિ ખરાબ થઈ ગઈ છે, તેમાં ટંટા, ઝઘડા, વૈયક્તિક સ્વાર્થ, સ્પર્ધા જોવામાં આવે છે, દરેક ભાઈ પોતાનું હિત ન જોખમાય એની કાળજી લે છે, આખા કુટુંબનું શું થશે એની એ દરકાર કરતો નથી. જો સૈન્યને વિજય મળે છે, તે હિંમતથી આગેકૂચ કરે છે; જો હારે છે, તે હતાશ થાય છે, તેનો ઉત્સાહ ભાંગી પડે છે. આપણા વિષયના શબ્દોમાં કહેવું હોય તો લશ્કર જેમ જીતતું જાય છે તેમ તેનું મનોબળ વધે છે, જેમ હારતું જાય તેમ તેનું મનોબળ ઘટે છે.

પણ યશ અને મનોબળ હમેશાં આ પ્રમાણે સંકળાયેલાં હોતાં નથી. ઉચ્ચ મનોબળને લીધે યશ મળે; છતાં કેટલીક વખતે યશપ્રાપ્તિની લીધે માણસનો અધઃપાત થાય છે. સમૃદ્ધ કુટુંબના સભ્યો કેટલીક વાર એશઆરામમાં અથવા વિષયોપભોગમાં ગરકાવ થાય છે અને સમૃદ્ધિ વેડફી નાખે છે. એનાથી ઊલટું આપત્તિમાં આવી પડેલું કુટુંબ વધુ સંપીલું બને છે. આવા કુટુંબના સભ્યો એકબીજા પ્રત્યે વધુ સહાનુભૂતિ બતાવે છે અને એમનો પરસ્પર સહકાર વધે છે. લશ્કર શરૂઆતમાં લડાઈમાં હારે છે તો વધુ અડગ બને છે; પોતાની બધી શક્તિઓ એકત્રિત કરે છે અને વધુ સંકલ્પશક્તિથી

૮. યુદ્ધનો પૂર્વ અનુભવ અને વિશેષતઃ યશસ્વી યુદ્ધનો અનુભવ. 'Participation in victorious battles is a tremendous stimulant to high and persistent morale.

### મનોબળને હાનિકારક પરિબળો

વ્યાપક રીતે કહીએ તો યુદ્ધકાલીન મનોબળનાં વિઘાતક બે તત્ત્વો છેઃ એક બીક અને બીજું મનુષ્ય મારવાપ્રત્યે સૂગ. ખાસ કરીને શાન્તતાવાદી દેશોમાં આ બંને વૃત્તિઓ મોટા પ્રમાણમાં દેખાય છે. લોકો યુદ્ધના નામથી ડરે છે; અને તેમને માણસને મારવાની કલ્પના ઘૃણાસ્પદ લાગે છે. મનોબળને તોડી નાખનારાં બીજાં પરચૂરણ પરિબળો નીચે પ્રમાણે છેઃ

૧. યોગ્ય, સમર્થ સેનાપતિનો અને અધિકારીઓનો અભાવ. બિન-અનુભવી, ત્રસ્ત, થાકી ગયેલા, હતાશ થયેલા અધિકારીઓ આખા લશ્કરનુ મનોબળ તોડી નાખે છે.

૨. આવશ્યક વસ્તુઓની તંગી; ગૃહજીવન પ્રત્યેનુ અતિ-આકર્ષણ, ઊંઘ અને વિશ્રાંતિ અને ખાનપાનનો અભાવ; સંરક્ષણની જોગવાઈનો અભાવ; યોગ્ય શસ્ત્રાસ્ત્રોનો અભાવ અને યુદ્ધની સર્વાંગીણ તૈયારીનો અભાવ મનોબળને હણનારાં પરિબળો છે.

૩. સૈન્યમાં ફેલાયેલા ગભરાટ અને તેને લીધે ફેલાતી અફવાઓ પણ મનોબળનાં વિનાશક પરિબળો છે.

આજનું યુદ્ધ કેવળ માણસો ઉપર આધાર રાખતું નથી એ હકીકત છે. અતિ-યાંત્રિક શસ્ત્રાસ્ત્રો આજ યુદ્ધનું ભાવી નક્કી કરે છે એ વાત પણ ખરી છે. પણ યુદ્ધના કસાયેલા સેનાપતિઓના મત પ્રમાણે આખરે વિજયનો આધાર તો સૈનિકોના અને નાગરિકોના મનોબળ ઉપર, તેમની નિષ્ઠા ઉપર અને તેમની હિંમત ઉપર છે. સાધન-સામગ્રી વાપરનારા માણસ ઉપર વિજયનો આધાર હોય છે. નીચેનાં વાક્યો ઉદ્ધૃત કરી આ લેખ પૂરો કરીએઃ

'We may note that despite the tremendous mechanization of modern war, the psychological resources of enlisted men and officers remain fundamental. Napoleon is reported to have said that morale is to material as three is to one, and General George C. Marshall on one occasion stated that he would raise this ratio to six to one.'

*

# નવોદિત રાષ્ટ્રો

## ક્યુબા


ઇન્દુકુમાર દેસાઈ

[તર્કશાસ્ત્ર અને મનોવિજ્ઞાનના ટયુટર, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]


### ભૂરચના અને સ્થાન

સ્પેનવાસીઓની નૂતન દુનિયા ખાતેની સૌ પ્રથમ શોધ ક્યુબા. ઈ.સ. ૧૪૯૨ના ઓક્ટોબરની ૨૭મી તારીખે પોતાના પહેલા પ્રવાસ દરમિયાન કોલંબસે એ ભૂમિ પર પહેલી જ વાર પગ મૂક્યો. અમેરિકાની તળભૂમિથી ૯૦ માઈલ અને તેના ફ્લોરિડા રાજ્યના કિનારાથી ૨૩ માઈલના અંતરે આ ટાપુ આવેલો છે. ઉત્તરે મેક્સિકોનો અખાત અને ફ્લોરિડાની સામુદ્રધુની, ઈશાને આટલાંટિક મહાસાગર અને દક્ષિણે કેરેબિયન સમુદ્ર આવેલાં છે. વેસ્ટ ઇંડિઝ ટાપુઓમાં સૌથી વધુ વસ્તીવાળો આ ટાપુ અર્ધચંદ્રાકારે આવીને મેક્સિકો અખાતનાં બે પ્રવેશદ્વાર બનાવે છે. અસંખ્ય નાના-નાના ટાપુઓનાં ઝૂમખાંથી વિંટળાયેલા આ ટાપુની લંબાઈ ૭૩૦ માઈલ, પહોળાઈ સરેરાશ ૫૦ માઈલ [વધુમાં વધુ-૧૬૦, ઓછામાં ઓછું -૨૨], ક્ષેત્રફળ ૪૪૨૧૮ ચો.મા., વસ્તી ૬.૫૦૦,૦૦૦ [૧૯૬૦] અને કિનારાની લંબાઈ ૨૫૦૦ માઈલ છે. દક્ષિણ કિનારાનો પ્રદેશ બહુધા ભેજવાળો, કાદવ-કીચડવાળો તથા અમરાઈઓથી ઢંકાયેલો છે. દેશનો કોઈ પણ ભાગ સુંદર બંદરથી દૂર નથી. એ બધાં રેલવે અને રસ્તાઓ વડે અંદરના ભાગ સાથે જોડાયેલાં છે. કેટલાંક બંદરો વિશ્વના શ્રેષ્ઠ બંદરોમાં સ્થાન પામે એવાં અને સંરક્ષણાત્મક સેવા બજાવી શકે એવાં છે. સૌથી ઊંચો [૬૫૬૨']

પર્વત પીકો ટુર્કિવેનો [Pico Turquino] દક્ષિણે છેડે છે. નીચી જમીનમાં અસંખ્ય બખોલો હોય છે એ એની વિશિષ્ટતા છે. કેટલાક પાણીના પ્રવાહો તેમાં ગુમ થઈ જાય છે. અને થોડા અંતરે પાછા દેખા દે છે. કેટલાક ઝરાઓ સમુદ્રની અંદર તાજા પાણીના પરપોટા કાઢતા હોય છે. તે આવા જ પ્રવાહોના અંતર્ભાગો મનાય છે.

## હવામાન અને તંદુરસ્તી

હવામાન ઋતુ ઋતુ અને વર્ષે વર્ષે બદલાતું રહે છે. સરેરાશ ઉષ્ણતા ૭૦° F છે. વરસાદ ૪૫"થી૬૦" સુધી રહે છે. ભીનાશ વર્ષના મહિનાઓની સરેરાશે ૭૦થી ૮૦ ટકા છે. ભાગ્યે જ સાતથી આઠ વર્ષનો ગાળો વાવાઝોડાં વગર પસાર થાય છે. સમધાત હવામાનથી ટેવાયેલા ગોરાઓ ઉષ્ણકટિબંધની હવાને અનુકૂળ થઈ શકે છે. ૧૯૦૨ સુધી પીળા જ્વરનો રોગચાળો અસાધ્ય ગણાતો હતો. તે અમેરિકન લશ્કરી કબજા દરમિયાન નાબૂદ થયો. ખૂબ જ ફળદ્રૂપ જમીન, ગરમ ભેજવાળાં હવામાનમાં ભાતભાતની વનસ્પતિઓ, ૩૦ જાતનાં તાડનાં ઝાડો, ૫૦૦૦થી૬૦૦૦ ફૂલોના છોડ થાય છે. ખનીજમાં કાચું લોખંડ, ક્રોમાઈટ, તાંબુ, મૅંગેનિઝ, નિકલ, સોનું અને ચાંદીની ખાણો છે. તેલની શોધ અમેરિકા સાથેના સ્થગિત થયેલા વેપાર બાદ અગત્યની બની છે.

## ખાંડનો દેશ

રાષ્ટ્રીય આવકનો $\frac{1}{3}$ ભાગ પેદા કરતો ખાંડનો ઉદ્યોગ મુખ્ય છે. ખેતીલાયક જમીનના ૫૬% એવી ૨,૨૮૫,૦૦૦ એકર જમીનમાં પેદા થતી શેરડીની ખાંડ, કુલ નિકાસના ૮૦% જેટલી થાય છે. રેલવેના નૂરનો $\frac{2}{3}$ ભાગ એ આપે છે. 'યુ.એસ.એ.'ની ખાંડની જરૂરિયાતનો $\frac{1}{3}$ ભાગ ક્યુબા પૂરો પાડે છે. અન્ય પેદાશમાં તમાકુ [સિગારેટનો ઉદ્યોગ] મુખ્ય છે. ફળોમાં કેળાં, અનેનાસ, નારંગી વગેરે છે. વિશ્વમાં સૌથી વધુ ખાંડ પેદા કરનાર આ દેશમાં ૧૮૮૫ થી શેરડીના વાવેતરનું કેન્દ્રીકરણ થવા લાગ્યું. ખેતરો વિસ્તારમાં વધ્યાં અને સંખ્યામાં ઘટયાં. ડબલ ગ્રાઈન્ડિંગ મશીન દ્વારા દોહો રસ મેળવવા 'કેન્ટ્રો' [Central] નક્કી કરવામાં આવ્યાં. ઓછા દરની મજૂરી, કેન્દ્રીય સંસ્થા, આધુનિક પદ્ધતિઓ, અમેરિકાનું સામીપ્ય, ફળદ્રૂપતા [ખીજી વાર રોપ્યા વિના પાંચથી૭ વાર પાક] વગેરેને લઈને ક્યુબા અન્ય વેસ્ટ ઈંડીઝ ટાપુઓ સાથે હરીફાઈમાં સફળ થયું. ખાંડની ૮૫% મિલો અમેરિકાની માલિકીની છે. ખાંડના ભાવોની તથા અમેરિકામાં થતી નિકાસમાં વધ-ઘટ થતાં ટાપુના જીવન પર ઊંડી અસર પડે છે.

## વસ્તી અને ધર્મ

મૂળ પ્રજા આર્વાક ઈંડિયનની છે. ૧૮૯૮ સુધીના સ્પેનના સંસ્થાનવાદ દરમિયાન આ પ્રજા અદૃશ્ય થઈ ગઈ. દીર્ઘકાળ પર્યંતના સ્પેનના અમલના પરિણામે બહુજન સંખ્યા મૂળ સ્પેનના વંશની અને એમની ભાષા પણ સ્પેનિશ છે. બીજા વેસ્ટ ઈંડીઝ ટાપુઓ કરતાં હબસીઓની વસ્તીનું પ્રમાણ અહીં ઓછું છે. વસ્તીની ગીચતા પણ ઓછી છે. વધુ લોકો શહેરમાં રહે છે અને રોમન કૅથોલિક ધર્મ પાળે છે.

## સ્પેનનો અમલ અને શોષણ

ઈ.સ. ૧૫૧૧–'૧૫ દરમિયાન સ્પેનિશોએ આ ટાપુ પર ક્રમશઃ કબજો મેળવ્યો. એમની સફળતાની દંતકથાઓ સાંભળી અનેક લોકો આવ્યા. સ્પેનિશોએ ફ્લોરિડા પણ જીત્યું. ૧૬મી સદીમાં જમૈકા એમણે અંગ્રેજોને સોંપવું પડ્યું. ૧૭૬૨માં અંગ્રેજોએ સ્પેનિશો પાસેથી હવાના જીતી લઈ બીજે વર્ષે ફ્લોરિડાના બદલામાં પાછું આપ્યું. અંગ્રેજોનાં અમલ દરમિયાન હવાના ગુલામોના વેપાર માટે ખુલ્લું મુકાયું. ૧૭૬૪થી સ્પેનની સરકારે સમગ્ર અમેરિકામાં એકહથ્થુ સાંસ્થાનિક વેપારની પદ્ધતિમાં ફેરફાર કર્યા. સ્પેન યુરોપના યુદ્ધોમાં રોકાયેલું હતું તે વખતે ક્યુબા વ્યાવહારિક રીતે સ્વતંત્ર જ હતું. સ્પેનની બંધારણીય સરકારોના ગાળાના અપવાદ સિવાય ક્યુબાનું નાગરિક સ્વાતંત્ર્ય નહિવત્ જ હતું. આ બસો વર્ષના ગાળામાં સ્પેનિશો અને ધર્મસંઘ [Church]ના સંયુક્ત અત્યાચારોનો ભોગ બનેલા ઇંડિયનોની વસ્તી ઘટતી ચાલી. હબસીઓ ગુલામો તરીકે આવ્યા. ૧૫૩૩, ૧૫૩૬, અને ૧૫૪૮માં હબસીઓના બળવાઓને કચડી નાખવામાં આવ્યા. ઓ'ડોનેલ [O'Donnell]નો કારભાર હબસીઓની કતલ માટે જાણીતો છે. ૧૮૧૨માં Jose Antonio Ajonteની નેતાગીરી નીચે ઇન્ડિયનો અને હબસીઓનો સંયુક્ત બળવો નિષ્ફળ ગયો. પરંતુ પરિણામે ગરીબ સ્પેનિશોને ભાન થયું કે આપણું ભાવિ ભદ્ર સ્પેનિશો

જોડે ઉજ્જવળ નથી. આમાં જ ક્યુબાની સ્વતંત્રતાના યુદ્ધનાં બીજ નખાયાં.

## અમેરિકાની દરમિયાનગીરી

૧૮૨૦ પહેલાં ક્યુબા આંતરરાષ્ટ્રીય તખ્તા પર ચડી ચૂક્યું હતું. ૧૮૧૯માં અમેરિકાએ ફ્લોરિડા લઈ લીધું. અને થોમસ જેફરસને જાહેર કર્યું. કે ક્યુબા અન્ય કોઈ સત્તાના હાથમાં ન જાય એ અમેરિકા જોશે. એ જ વર્ષે ડિસેમ્બરની ૨જી તારીખે કોંગ્રેસને મોકલેલા સંદેશામાં અમેરિકન પ્રમુખ મનરો[Monroe]એ મનરો સિદ્ધાંત જાહેર કર્યો. એમાં મુખ્ય ઉલ્લેખ પશ્ચિમ ગોળાધમા યુરોપીય સત્તાઓનો હસ્તક્ષેપ અમેરિકાને સ્વીકાર્ય નથી એવો હતો. પ્રમુખ ફ્રેંકલિન પિયર્સે [૧૮૫૩-'૬૧] સ્પેન ખાતેના પોતાના એલચી દ્વારા ૧૩ કરોડ ડૉલરમાં ક્યુબા ખરીદી લેવાની દરખાસ્ત કરી. આ ઉપરાંત, સ્પેનની તિજોરીનું તળિયું પણ દેખાતું હતું. સ્પેન બ્રિટનનુ દેવાદાર હતું. અમેરિકાએ બ્રિટન પર દબાણ લાવી સ્પેનનું દેવું ભરવાની તત્પરતા બતાવી તેના બદલમાં ક્યુબા માગ્યું. પરંતુ આ બન્ને માગણી સ્પેને નકારી. અમેરિકાએ ચાલ બદલી. અમેરિકાના લંડન, પેરિસ અને માડ્રિડ ખાતેના એલચીઓએ ઓસ્ટેન્ડ ખરીતો [Ostend Manifesto] ઘડચો, અને જાહેર કર્યું કે ક્યુબાની કિંમત કરતાં પણ વધુ આપવા છતા સ્પેન ના પાડે છે માટે સ્પેનના તાબાનુ ક્યુબા આતરરાષ્ટ્રીય શાંતિનો ભગ કરે છે! એ પ્રશ્ન તપાસવાનો સમય આવી પહોંચ્યો છે. આ એક નગ્ન ધમકી હતી.

## ક્યુબાના રાજકીય પ્રવાહો અને આઝાદીસંગ્રામ

ક્યુબામાં વિનિતવાદી અને સત્તાપરનાં પ્રત્યાઘાતી તત્ત્વો વચ્ચે સંઘર્ષ ચાલુ જ હતો. એમાં ક્યુબામાં જન્મેલા [Creoles]માંથી કેટલાક ક્યુબા સ્પેનથી અલગ થાય અને કેટલાક સ્પેનની છત્રછાયા નીચે સુધારા થાય એવું ઇચ્છતા હતા. જ્યારે સ્પેનમાં જન્મેલા [Peninsulars] સ્પેનમાં ક્યુબાના પ્રતિનિધિ બેસે એવી માગણી કરતા હતા. આમાંથી ૧૮૬૮માં કાર્લોસ મેન્યુઅલ-ડી-કેસપેડે [Carlos-Manuel de cespede] નામના એક પૈસાદાર જમીનદારે ૧૦મી ઑક્ટોબરે યુદ્ધ શરૂ કર્યું. દસ વર્ષ સુધી એ ચાલ્યું. બન્ને પક્ષે એક-બીજાનું ખૂબ ખાળ્યું. નિર્દોષ પ્રજાજનો પણ રહેંસાયા. આ લડાઈમાં હબસીઓનો મોટો ફાળો હતો. આ લડાઈને પરિણામે ગુલામી નાબૂદ થઈ [કદાચ ચળવળથી હબસીઓને દૂર રાખવા] ૧૮૮૬. ૧૮૯૩માં કાલીજે (calhja) કાળા-ગોરાઓનો સરખો નાગરિક દરજ્જો જાહેર કર્યો. અમેરિકાની સામાન્ય જનતામાં આ લડાઈ પ્રત્યે સહાનુભૂતિ હતી. કોંગ્રેસે તો ક્રાંતિકારી સરકારને માન્ય રાખવાનું દબાણ કર્યું, પરતુ પ્રમુખ ગ્રાન્ટે ના પાડી.

આ લડાઈના પરિણામે ક્યુબા રાષ્ટ્ર તરીકે બહાર આવ્યું. એ રાષ્ટ્રની સંસ્કૃતિ વિષે એક ક્યુબન લેખકે લખ્યું છે: 'A mixture of races and of culture. A thick broth of civilization, which bubbles on the carribbean fire.' છતાં અસંતોષ ચાલુ જ હતો. એ વેળાએ ૧૮૯૫માં ફેબ્રુ.ની ૨૩મી તારીખે જનરલ કાલિજે બંધારણીય ખામીઓ પાછી ખેંચી લીધી. બીજેજ દિવસે દસ વર્ષની લડતના નેતાઓ બહાર આવ્યા. ૧૮૯૭માં અર્ધા ઉપરાંત ક્યુબા સ્વાતંત્ર્યવીરોના હાથમાં હતું. એવામાં હવાનાના બંદરમાં અમેરિકાનુ નૌકાજહાજ 'Maine' ડુબાડવામા આવ્યું. કોણે ડુબાડયું એ હજી પણ રહસ્ય જ રહ્યું છે. આથી અમેરિકાએ દરમિયાનગીરી કરી ક્યુબાનો કબજો લીધો અને ૧૦મી ડિસે. ૧૮૯૮ના દિને પેરિસમાં સંધિ થઈ. એ અનુસાર શાંતિ સ્થાપવા અમેરિકાએ કામચલાઉ કબજો લેવાનુ ઠર્યું. આ ચાર વર્ષના અમેરિકન વહીવટે ઘણી ઓફિસોમા ક્યુબાવાસીઓને લીધા. પીળો જ્વર નાબૂદ કર્યો. અનેક જાહેર કામોનો વિસ્તાર વધાર્યો.

## બંધારણ અને પ્રમુખોના વહીવટ

હવાનામાં ૫મી નવેમ્બર ૧૯૦૦ થી ફેબ્રુ. ૨૧, ૧૯૦૧ સુધી બંધારણસભા મળી. વધુ કેન્દ્રની સત્તાના એક ફેરફાર સિવાય યુ. એસ. એ. હૂબહૂ બંધારણ ઘડાયું. આ બંધારણમાં યુ. એસ. એ.ને જોઈતા સુધારા અને શરતો Platt Amendment નામે લાદવામાં આવ્યાં. એમાં (૧) પોતાની મહેસૂલી આવક ખમી ન શકે એવું દેવું ક્યુબા ન કરે, (૨) અમેરિકનોએ શરૂ કરેલ જાહેર તદુરસ્તીનો વહીવટ ચાલુ રાખે, (૩) ગ્વોન્ટેનામો અને બાહિયાહોન્ડા અમેરિકાને નૌકામથક સ્થાપવા

ઉછીનાં આપવાં; (૪) જરૂર પડે તો અમેરિકા દરમિયાનગીરી કરી શકે, એવી શરતો હતી.

પ્રથમ ચૂંટણી દ્વારા ટૉમસ ઇસ્ત્રાડા પામ [Tomas Estrada Palma] પહેલા પ્રમુખ બન્યા. પ્રતિકૂળ બળો સામે સ્વતંત્ર ક્યૂબા નિર્માણ કરવાનો ભગીરથ પ્રયત્ન તેણે કર્યો. પરંતુ તેની પ્રામાણિકતા છતાં એ કશું ન મેળવી શક્યો. અનેક સુધારા પસાર કરવામાં કૉંગ્રેસે ઉપેક્ષા સેવી. અને ફરીથી ક્રાંતિને આહ્વાન થયું. અમેરિકન કમિશનરની દરમિયાનગીરી બાદ બીજા પ્રજાતંત્રનું ઉદ્ઘાટન થયું. બીજા બધા પ્રમુખો લાંચિયા હતા. એમનો વહીવટ લોકશાહીને લાંછનરૂપ હતો. ચૂંટણીની ગેરરીતિઓ, લાંચરુશવત, સત્તાની સાઠમારી, વિરોધીઓ પર જુલમ વગેરેથી એમનો ઇતિહાસ ભરપૂર છે. 'પ્રમુખપદ' શબ્દ 'ધનવૃદ્ધિ'-નો પર્યાય બની ગયો હતો. બીજા પ્રમુખ ખૂબ જ ધન પ્રાપ્ત કરી ફરાર થયા. ત્રીજા પ્રમુખે ૪ કરોડ ડૉલર સંપત્તિ અયોગ્ય માર્ગે પ્રાપ્ત કરી. ચોથા પ્રમુખ Peseta Stealer તરીકે પ્રખ્યાત થયા. દરમિયાન ૧૯૧૭માં ક્યૂબાએ વિશ્વયુદ્ધમાં સાથી રાજ્યોને સાથ આપ્યો. ક્યૂબામાં સારો એવો આર્થિક વિકાસ થયો, પરંતુ ૧૯૨૦–'૨૧ની આર્થિક આંધીમાં એ જાહોજલાલી ડૂબી ગઈ. ત્યારબાદના પ્રમુખો પણ દેશને આર્થિક સદ્ધરતા આપી ન શક્યા. Platt Amendmentથી ૧૯૫૮માં સરમુખત્યાર બૅટિસ્ટાના અંત સુધીના સમયમાં વિશ્વનો નકશો બદલાયો, પરંતુ ક્યૂબા તો કિંમતી જમીનવાળા કંગાલ લોકોનો જ દેશ રહ્યો. અમેરિકન નાણાંનો ધોધ વહ્યો. ક્યૂબાની જમીન પર અમેરિકન વર્ચસ્વ વધ્યું. ૪૦૦૦ માઈલની ખાનગી રેલવે બંધાઈ. રસ્તા, બંદરો વીજળી, તાર, ટેલિફોન વગેરેની સગવડ વધી. [સંસ્થાનવાદી શોષણનાં એ આવશ્યક શસ્ત્રો નથી?] આ બધું અમેરિકાની ખાનગી કંપનીઓએ કર્યું. ખાંડનો આંતરરાષ્ટ્રીય ભાવ ગમે તે હોય, પરંતુ તે પ્રમાણે ક્યૂબાને ન મળે. ક્યૂબાને તો અમેરિકનો નક્કી કરે એ ભાવ મળે. આથી બન્ને વિશ્વયુદ્ધમાં ક્યૂબાને ગેરફાયદો થયો. ૧૮૯૮-૧૯૦૨ સુધીના અમેરિકન કબજા વખતના નિર્ણયો અનુસાર અમેરિકા પોતાની જરૂરિયાતની ૫૦.૪% ખાંડ લેવા બંધાયેલું, પરંતુ ૧૯૩૪માં એ પ્રમાણ ૨૦% જેટલું ગયું, ૧૯૫૬માં ૨૯% રહ્યું. આવી વ્યવસ્થાનો અર્થ એ કે, ક્યૂબાનું અર્થતંત્ર યુ. એસ. એ.ની દયા પર જ આધાર રાખે.

૧૯૨૪માં ક્યૂબા અસંતોષની ભઠ્ઠીમાં જલતું હતું: અનેક જાહેર દેખાવો થવા લાગ્યા. પ્રથમ વાર જ મજૂરમંડળ રચાયું. પરદેશી મૂડી પર કાબૂ મૂકવાની માગણી થવા લાગી. સામ્યવાદી પક્ષની રચના પણ થઈ ચૂકી હતી. તે સમયે મેકેડો [Machado]એ સત્તા હસ્તગત કરી. એ પોતે વિનીત ક્રાંતિકારી હતો. પરંતુ અન્ય સરમુખત્યારોની પંગતમાં મુકાઈ ગયો. મજૂરો, મધ્યમ વર્ગ અને ખેડૂતોને શરૂતના આપેલાં વચનો જ એની વિરુદ્ધ ગયાં. એ ૩૦ હજાર ડૉલરની શસ્ત્રસજ્જ મોટરમાં જ ફરતો. એના લોકશાહીવાદી વિરોધીઓને દરિયામાં ફેંકી તેને શાર્કમાછલી ખાય તે જોઈને એ રાચતો. આમ "હજારોના હત્યારા પ્રમુખ" તરીકે એ જાણીતો થયો. એની સામે થયેલી ક્રાંતિથી એને ભાગી જવું પડ્યું. ત્યારબાદની થોડા સમયની અંધાધૂંધીમાં સાર્જન્ટ દરજ્જાનો એક લશ્કરી કલાર્ક બૅટિસ્ટા મુખ્ય કર્તાહર્તા થઈ પડ્યો. અનેક નામધારી પ્રમુખોને આગળ કરી એણે થોડો વખત વહીવટ ચલાવ્યો. અંતે ૧૯૪૦માં એ પ્રમુખ બન્યો. એના પહેલા વર્ષના અમલ દરમિયાન આઠ કલાકનો દિવસ અને મજૂરમંડળોની કાયદેસર માન્યતા મળી. એના પ્રધાનમંડળના બે સભ્યો સામ્યવાદીઓ હતા. ૧૯૪૪ની ચૂંટણીમાં રેમોન ગ્રાન સેન માર્ટિન પ્રમુખ ચૂંટાતાં બૅટિસ્ટા ફ્લોરિડા ખાતે ભાગી ગયો. માર્ટિન પણ સત્તાના રાજસિંહાસન પર મોહી પડ્યા. ૧૯૫૨માં એની સામે ક્રાંતિનો જુવાળ પેદા થયો. પહેલી જ વાર એમાં વિદ્યાર્થીઓએ અને બુદ્ધિશાળી વર્ગે ભાગ લીધો. મધ્યમ વર્ગ પણ મજૂર વર્ગ જોડે જોડાયો.

## બૅટિસ્ટાની સરમુખત્યારી

ફ્લોરિડામાંથી બૅટિસ્ટાએ ખટપટથી ફરી સત્તા કબજે કરી. કૉંગ્રેસને રદ કરી. જાહેર જનતાના ટેકા પર આ વખતે એણે આધાર ન રાખ્યો. હવાના યુનિવર્સિટી ઉદ્દામવાદી રાજકારણથી ખદબદતી હતી તે એણે બંધ કરી. વિરોધીઓને જાનથી જ મારી નાખ્યા. એને અમેરિકા તરફથી આર્થિક તેમજ લશ્કરી મદદ મળતી. અમેરિકન લશ્કરનાં જૂનાં શસ્ત્રો જ મળતાં છતાં તે નિઃશસ્ત્ર પ્રજાને મારવાના ઉપયોગમાં તો આવી શકતાં!

## કૅસ્ટ્રો-ક્રાંતિ

પરંતુ એના આ સત્તાકાળમાં જનતાની ક્રાંતિનાં બીજ વવાયાં. જો કે આર્થિક રીતે કોઈ પણ મુશ્કેલીમાં ન હોવા છતાં ક્યુબામાં લોકશાહી બજો શાંત બેસી શકતાં ન હતાં. હવાના યુનિવર્સિટીના લૉના વિદ્યાર્થી ફિડેલ કૅસ્ટ્રોએ ક્રાંતિનુ બીકુ ઝડપ્યું. ૧૮૯૫ના સ્વાતંત્ર્યયુદ્ધનો નેતા Jose Martiની શહીદી જે ભૂમિમાં થઈ હતી ત્યાં એનુ બાળપણુ વીત્યું. કૉલેજ કાળ દરમિયાન ગુપ્ત મંડળો, કાર્લ માર્ક્સ અને લેનિનના પુસ્તકોનો અભ્યાસ વગેરે પ્રવૃત્તિ ચલાવી માલિકોમની મુક્તિ માટે પ્રાણુ આપવાના શપથો લેતા. ઈ. સ. ૧૯૫૩ની ૨૬મી જુલાઈએ કૅસ્ટ્રોએ ૧૬૫ શસ્ત્રધારી નવજુવાનો સાથે મોનકેડા કિલ્લા પર હુમલો કર્યો. એક હજાર આધુનિક શસ્ત્રોથી સજ્જ સૈનિકો સામે આ એક આંધળિયું જ કહેવાય; છતા એનાથી કૅસ્ટ્રો રાષ્ટ્રભરમાં જાણીતો બન્યો. મુકદ્દમા વખતે પોતે કરેલું બચાવનામુ ક્રાંતિના એલાન તરીકે ચિનગારીરૂપ નીવડ્યું. 'Sentence me, no matter; History will absolve me'–એ ક્રાંતિનો પયગામ બન્યો, અને એની ક્રાંતિકારી સંસ્થા '૨૬મી જુલાઈ ચળવળ' તરીકે જાહેર થઈ.

કૅસ્ટ્રોના આ સાહસમાં તેને અને તેના ભાઈ Raul' Castroને અનુક્રમે ૧૫ અને ૧૩ વર્ષની સજા થઈ અને Isle of Pinesમા તેમને કેદ કરવામા આવ્યા. અહીં એણે સામ્યવાદી સાહિત્યનો અભ્યાસ કર્યો. એનો ભાઈ પાકો સામ્યવાદી હતો. મે ૧૯૫૫મા બૅટિસ્ટાએ પોતાની ઉદારતાના પ્રદર્શન માટે રાજકીય કેદીઓને મુક્તિ આપી. કસ્ટ્રો છૂટ્યો. અને મેક્સિકોમા ગયો. ત્યા લૅટિન અમેરિકાના તત્કાલીન સામ્યવાદીઓ માજી પ્રમુખ Prio, પ્રખર સામ્યવાદી સ્પેનના આંતરવિગ્રહના એક આગેવાન Bayo વગેરેના સંપર્કમા આવ્યો. Prio એ આર્થિક મદદ આપી. Bayoએ એક નાનુ લશ્કરી દળ ઊભું કરી તેને ગેરીલા પદ્ધતિથી લડવાની તાલીમ આપી. ઓછો ખોરાક, ઓછું દારૂખાનુ વગેરેથી કેવી રીતે ચલાવવું એની તાલીમ મળી. એક જહાજ ખરીદી એક રાતે તેઓ શસ્ત્રો સહિત ક્યુબા જવા ઊપડ્યા, બૅટિસ્ટા ૧૯૫૩ કરતાં '૫૬માં વધુ તાકાતવાન હતો, છતા આપણુને તક જ ક્યાં છે? એવો પ્રશ્ન ક્રાંતિકારીઓને ઊઠ્યો જ નહિ. દગાનો ભોગ બનેલા એમનું સ્વાગત બૅટિસ્ટાની ટુકડીએ ક્યુબા કિનારે કર્યું. બાર જીવતા રહ્યા અને ૨૦ દિવસ પગપાળા ચાલીને દક્ષિણુના પર્વતીય પ્રદેશ Sierra Maestra પહોંચ્યા. ત્યાં પોતાની ચળવળ શરૂ કરી. એ સાથે ભૂગર્ભ ચળવળ પણુ અસ્તિત્વમાં આવી. બૅટિસ્ટા અને એના રક્ષકો જ્યાં જ્યાં મોજમજાહ માટે એકત્ર થતા ત્યાં બૉમ્બ ફૂટવા લાગ્યા. લૅટિન અમેરિકામાં જ્યાં જ્યાં ક્યુબનો હતા ત્યાંથી પૈસા આવવા લાગ્યા. ગેરીલા લડાઈઓ ફાટી નીકળી અને બૅટિસ્ટાએ ૧ જાન્યુઆરી ૧૯૫૯ના દિવસે રાજીનામુ આપ્યું. કૅસ્ટ્રોએ ડૉ. મૅન્યુઅલ યુરુશિયાને પ્રમુખ બનાવ્યા. તેણે કૉંગ્રેસને વીખેરી નાખી, ગવર્નરો અને મેયરોને દૂર કર્યા. ફેબ્રુઆરી ૧૬, ૧૯૫૯ના દિવસે કૅસ્ટ્રો પોતે વડો પ્રધાન બન્યો.

## કૅસ્ટ્રો–ક્રાંતિ બાદ

લૅટિન અમેરિકાની તમામ ક્રાંતિઓને મહેલની ક્રાંતિ કહેવામાં આવે છે. તે ક્રાતિ બાદ દેશના આર્થિક માળખાને કે ઉત્પાદનપદ્ધતિને બિલકુલ આંચ ન આવે. કૅસ્ટ્રોએ સૌ પ્રથમ એ જ તત્ત્વ પોતાની ક્રાંતિમાં પકડ્યું. એણે જમીન અને ખનીજોનું રાષ્ટ્રીયકરણ કર્યું. આથી અમેરિકન માલિકો અને કારખાનાદારો સાથે સીધી અથડામણુ ઊભી થઈ. ક્યુબામાં પણુ બીજા અનેક આંતરિક બનાવો બન્યા. પ્રમુખ યુરુશિયા પર દેશદ્રોહનો આક્ષેપ થયો. પ્રમુખે ક્રાંતિદળમા સામ્યવાદી ઘૂસણખોરીનો આક્ષેપ કર્યો. કૅસ્ટ્રોની ક્રાતિના સ્વરૂપ વિષે અનેક મતભેદો છે. કેટલાક એમ માને છે કે કૅસ્ટ્રો પોતે સામ્યવાદી હતો, અનેક પ્રસંગો અને વ્યક્તિઓ સાથેના બનાવોની ગૂંથણીથી એઓ એમ પુરવાર કરવા પ્રયત્ન કરે છે કે કૅસ્ટ્રોએ એક અચ્છા અદાકારની માફક પોતાનો આ વેશ છુપાવ્યો હતો. તેઓ પોતાના સમર્થનમાં (૧) ક્રાંતિની આર્થિક ભૂમિકાનો અભાવ, (૨) સત્તા બાદ જ કૅસ્ટ્રોએ 'yankee imperialism' વિષે ગજવેલો નાદ, (૩) ૧૯૪૦ના બંધારણુ માટેની આ લડત છે એવો કૅસ્ટ્રોનો ભાર પરંતુ વાસ્તવમા ક્રાંતિ બાદ એ બંધારણુ વિરુદ્ધનાં પગલાં, (૪) બિનસામ્યવાદીઓને ક્રમશઃ દૂર કરવાનાં પગલાં, (૫) વર્તમાન પત્રના સ્વાતંત્ર્યનો અભાવ, (૬) વ્યક્તિસ્વાતંત્ર્યનો અભાવ વગેરે બાબતો રજૂ કરે છે. બીજી બાજુ કૅસ્ટ્રોતરફીલોકો એ સામ્યવાદી હતો એવું સ્વીકારતા નથી પરંતુ

અમેરિકાની નીતિને લીધે એ રશિયા તરફ ધકેલાયો એવું કહે છે. એ ગમે તે હો, પરંતુ હાલ ક્યુબાની સરકાર પોતાના આર્થિક કાર્યક્રમમાં અને પરદેશનીતિમાં સંપૂર્ણ રીતે સામ્યવાદી જૂથ સાથે છે. આથી જ કેટલાક પ્રતિક્રાંતિના પ્રયાસો પણ થયા છે, જે નિષ્ફળ નીવડ્યા છે. ખેતીવિષયક સુધારાથી અમેરિકન સ્થાપિત હિતોને પહોંચેલો ફટકો એ આમાં કારણભૂત હોય એ સ્વાભાવિક છે; કારણ કે કૅસ્ટ્રોએ કામદારોનો હિસ્સો ઉદ્યોગમાં દાખલ કરી નાણાકીય બાબતમાં અંકુશ મૂક્યો. આથી અમેરિકન મૂડી રોકનારાઓને અસર થઈ.

## પ્રતિક્રાંતિઓ

ઑક્ટોબર ૧૦મી ઑગસ્ટે ઍટિસ્ટા પ્રેરિત હથિયારધારી દળવાળું હવાઈ જહાજ ટ્રિનિડાડ હવાઈ મથકે ઊતર્યું. એ પ્રયાસને નિષ્ફળ બનાવવામાં આવ્યો. ક્રાંતિકારી હવાઈ દળના વડા લુઇસ ડિયાઝ લાન્ઝને કૅસ્ટ્રોએ દૂર કર્યા. તેમણે અમેરિકન સૅનેટની પેટાસમિતિ સમક્ષ જાહેર સાક્ષી આપતાં કૅસ્ટ્રોએ ક્રાંતિને દગો દીધો છે અને તે છૂપો સામ્યવાદી છે એવો આક્ષેપ કર્યો. ઑક્ટોબર ૨૧મી તારીખે હવાના પર બૉમ્બ નાખવામાં આવ્યો. લાન્ઝે કબૂલ કર્યું કે પોતે પત્રિકા નાખવાનો પ્રયાસ કર્યો હતો.

ત્રીજી જાન્યુઆરી ૧૯૬૧ના દિવસે અમેરિકાએ ક્યુબા સાથેના રાજદ્વારી સંબંધો કાપી નાખ્યા. શ્રી. કૅનેડીના આગમન બાદ અમેરિકન લશ્કર ગ્વાટેમાલામાં તાલીમ આપેલા દેશનિકાલ થયેલા ક્યુબાવાસીઓએ ૧૫મી એપ્રિલની વહેલી સવારે હવાનાના બાજુના લશ્કરી મથક પર આક્રમણ કર્યું. ૧૭મી તારીખે ૧૫૦૦ સૈનિકો બેહિયા-ડી-કોચિનોસ ટાપુ પાસે ઊતર્યા. એમની આશા હતી કે ઉતરાણ બાદ તરત જ લોકોનો બળવો સરકાર સામે થશે. પણ એવું કંઈ બન્યું નહિ. એમના કરતાં પણ વધુ સંખ્યામાં કૅસ્ટ્રોદળોએ એમનો મુકાબલો કર્યો. ૩૦૦ માર્યા ગયા. ૧૨૦૦ કેદ પકડાયા. કૅસ્ટ્રોએ ૫૦૦ ટ્રૅક્ટરોના બદલામાં એમને મુક્ત કરવાની દરખાસ્ત કરી. વાટાઘાટ થયા બાદ એ નામંજૂર રહી. ૧ મે ૧૯૬૧ની જંગી રેલી સમક્ષ ભાષણ કરતાં કૅસ્ટ્રોએ જણાવ્યું, 'હું માર્ક્સવાદી–લેનીનવાદી છું અને મૃત્યુ પર્યંત રહીશ. મેં ક્રાંતિ દરમિયાન એ વાત છુપાવી હતી, કારણ કે ક્રાંતિમાં બીજાં અનેક દળોની જરૂર હતી. આખું વિશ્વ આજે સામ્યવાદ તરફ જઈ રહ્યું છે.'

૨૭ ડિસે. ૧૯૬૧ના દિવસે કૅસ્ટ્રોએ United Party of Cuban's Socialist Revolution પક્ષની રશિયાના સામ્યવાદી પક્ષનાં ધોરણે સ્થાપના કરી. ૧૯૬૧ દરમિયાન ક્યુબા સંયુક્ત નેતાગીરીવાળું સામ્યવાદી રાજ્ય બન્યું. ૧૯૬૧ દરમિયાન ૮૦% નિકાસ ચીન-રશિયા અને સામ્યવાદી દેશોમાં ગઈ. જાપાન અને કૅનેડા સાથેનો વેપાર પણ વધ્યો. અમેરિકાએ ખાંડની ખરીદી ન કરી તેથી કાંઈ આર્થિક હોનારત તો ન જન્મી. જીવનધોરણ નીચું ગયું. વપરાશ-વસ્તુની ઘટ પડી.

## ભારેલો અગ્નિ

રશિયા તરફથી શસ્ત્રોની, વિમાનોની અને નિષ્ણાતોની મદદ મળવા લાગી. રશિયાએ ક્યુબામાં missiles મથકો પણ ઊભાં કર્યાં. અમેરિકાને જાણ થતાં કૅનેડીએ ૨૦મી ઑક્ટોબરે ક્યુબાની નાકાબંધી જાહેર કરી. તાત્કાલિક બોલાવેલી સલામતી સમિતિની તંગ સભામાં અમેરિકન પ્રતિનિધિએ ફોટા સહિત missiles મથકો પુરવાર કર્યાં. અમેરિકાએ ક્યુબા જતાં કોઈ પણ દરિયાઈ જહાજની તપાસના હુકમો કર્યા. અને ના પાડે તો હલ્લો કરવાની છૂટ આપી. ૨૫ રશિયન જહાજો માર્ગમાંથી ફંટાઈ ગયાં. ભારેલા અગ્નિને આરે વિશ્વ આવી ઊભું. ભડકો થતાં જ વાર શ્રી. બટ્રાન્ડ રસેલે ખ્રુશ્ચોવને નમતું આપવાની સલાહ આપી. ખ્રુશ્ચોવે અમેરિકા તુર્કસ્તાનમાંથી missiles ખસેડે તે શરતે તૈયારી દાખવી. પરંતુ દાદ ન મળી. રશિયાએ પ્રતિષ્ઠાને ભોગે શાણપણ દાખવી પીછેહઠ કરી. યુનોના મહામંત્રી ઊ થાન્ટે સમાધાનના પ્રયાસો કર્યા. રશિયાએ પોતાનાં missiles તો શું પણ થોડુંક દળ હતું તે પણ ખસેડી લીધું. તપાસ અંગે ઊડતા અમેરિકન વિમાનને તોડી પાડવાની ધમકી ક્યુબાએ આપી છે. રશિયાએ એને ટેકો આપ્યો છે. રશિયાની આ પીછેહઠની સામ્યવાદી દુનિયામાં દૂરગામી અસરો શું પડે છે એ જોવું રહ્યું.

**Books for Reference**

'અભ્યાસ', વર્ષ ૨, અંક ૨ પૃ. ૭૩ અને અંક ૩ પૃ. ૯૮ પરની સંદર્ભ યાદીનાં કેટલાંક પુસ્તકો ઉપરાંત–

1. Cuba : The First Soviet Satellite in the Americas Danial James.
2. Castro : Storm over Latin America–R. K. Karanjia of Ramesh Sanghavi
3. Encyclopaedia of World Politics–Theimer & Campbell

*

# ભારતના સાંસ્કૃતિક ઇતિહાસની રૂપરેખા—૨

જયદેવ મો. શુક્લ

[સંસ્કૃત અને પ્રાચીન ભારતીય સંસ્કૃતિના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

આ

## ૦.૪ ભૌગોલિક સ્થિતિ અને તેની ઇતિહાસ ઉપર અસર

પ્રાચીન ભારત (અત્યારના ભારત અને પાકિસ્તાનના પ્રદેશો) એશિયા ખંડમાં ભૌગોલિક દૃષ્ટિએ અલગ તરી આવતો ઉપખંડ હતો. તેની ઉત્તર, ઈશાન અને વાયવ્ય સરહદો ગિરિમાળાઓથી વીંટળાયેલી છે. ભારતની પૂર્વ-પશ્ચિમ હદ લગભગ ૨૦૦૦ માઈલ અને ઉત્તર-દક્ષિણ હદ લગભગ ૨૫૦૦ માઈલની છે; આમ ભારતનો વિસ્તાર લગભગ અઢાર લાખ ચોરસ માઈલ જેટલો છે અને તેને લગભગ ૫૦૦૦ માઈલ જેટલો દરિયાકાંઠો છે. ભૌગોલિક દૃષ્ટિએ તેના ત્રણ મુખ્ય વિભાગ પડે છે: (૧) ઉત્તરની ગિરિમાળાઓ (૨) સપાટ મેદાન પ્રદેશ અને (૩) દક્ષિણનો ઉચ્ચ વિસ્તાર. ઉત્તરની ગિરિમાળામાં હિમાલય પર્વતો, લગભગ સમગ્ર ઉત્તર ભાગમાં દક્ષિણ તરફ વળીને પછીથી પૂર્વ તરફ વક્ર ધારણ કરતા લાગે છે. આ પર્વતોમાં અનેક પર્વતો, વચ્ચે ઊંડી ખાઈઓ સાથે, લગભગ ૧૫૦૦ માઈલની લંબાઈમાં અને લગભગ દોઢસોથી બસો માઈલ પહોળાઈમાં, અભેદ્ય જંગલો અને ચોવીસથી પચીસ હજાર ફીટ જેટલાં ઊંચાં હિમાચ્છાદિત શિખરોવાળા જોવા મળે છે. પશ્ચિમ તરફ વળતી હિન્દુકુશ ગિરિમાળા તિબેટના પામિર પ્રદેશથી પથરાયેલી જોવા મળે છે; આ ઉપરાંત, ભારતને ઈશાનના ઉચ્ચ પ્રદેશથી છૂટી પાડતી અનેક ગિરિમાળાઓ અત્યારના અફઘાનિસ્તાન અને ભારતના પશ્ચિમ પ્રદેશોમાં જોવા મળે છે. એવી જ રીતે, બર્મા અને ભારતની વચ્ચે નાગા, પત્કોઈ, ખાસી, ગારો અને જયન્તિયાની ટેકરીઓ આ બન્ને દેશોને અલગ પાડતી પથરાયેલી છે. પ્રાચીન ભારતમાં આ બધા પ્રદેશોમાં વસતી પ્રજાઓ ભારતીય પ્રજાઓની સાથે ઓછે-વધતે અંશે સંકળાયેલી હતી અને તેમના ઉપર ભારતીય સંસ્કૃતિનો દેખાઈ આવે એવો પ્રભાવ હતો એમ માની શકાય. આમ હોવા છતાં, કાશ્મીર, નેપાળ, આસામ વગેરે પ્રદેશોની સામાજિક અને રાજકીય વ્યવસ્થાઓ ભારતના અન્ય પ્રદેશોની વ્યવસ્થાઓથી કાંઈક અંશે જુદી હતી; કારણ કે તેમની સાથેનો સામાન્ય વ્યવહાર સાહસિક વ્યક્તિઓ પૂરતો મર્યાદિત રહેતો હતો. હિમાલયના ઉચ્ચ પ્રદેશમાં કાશ્મીરનો વિસ્તાર એક સુંદર વિસ્તાર તરીકે જાણીતો છે. ૭ હજાર ફીટની આસપાસની ઊંચાઈ ધરાવતો આ પ્રદેશ ૮૦ માઈલ લંબાઈમાં અને ૨૫ માઈલ પહોળાઈમાં છે. આસપાસ હિમાચ્છાદિત શિખરોથી શોભતા આ પ્રદેશને જેલમના જળ ચેતન અર્પે છે. ઉત્તર અને પશ્ચિમ દિશાના પાર્વતીય પ્રદેશોમાં કેટલાક ઘાટમાર્ગ આવેલા છે. આવા જ માર્ગો ભારતની ઈશાન સરહદે છે. ઈશાન સરહદના ઘાટ કાંઈક વધારે દુર્લંઘ્ય હોવાથી સંસ્કૃતિનું આદાન-પ્રદાન એ માર્ગોએ પ્રમાણમાં ઘણું ઓછું થયું છે; પરંતુ વાયવ્ય તરફના માર્ગોએથી ભારતીય સંસ્કૃતિએ પોતાને માટે બહારથી ચેતન ઝીલ્યું છે; એટલું જ નહિ, પણ સ્વસંસ્કારને અન્ય ક્ષેત્રે સફળતાપૂર્વક વિકસાવ્યા છે. અગ્નિએશિયા સાથેનો ભારતનો પ્રાચીન સંબંધ વિશેષતઃ દરિયાઈ માર્ગે હોવા છતાં ઈશાન તરફના પાર્વતીય માર્ગોએ પણ અનેક સાહસવીરોની પદપંક્તિઓને નિહાળી છે.

સપાટ મેદાન પ્રદેશ અરબી સમુદ્રના પશ્ચિમ (ભારતના) છેડાથી માંડીને બંગાળી ઉપસાગરના ઉત્તર છેડા સુધી વિસ્તરેલો છે. આ પ્રદેશને હિમાલયના પર્વતોમાંથી નીકળેલી અનેક નાની-મોટી નદીઓએ નવપલ્લવિત કર્યો છે તેમનાં સતત પ્રવહમાન જળથી સમગ્ર ઉત્તર, પશ્ચિમ, મધ્ય અને પૂર્વ ભારતની સમૃદ્ધિમાં ઉત્તરોત્તર વિકાસ થતો રહ્યો છે. ઉચ્ચ પાર્વતીય પ્રદેશોમાંથી વહીને નીચે મેદાનોમાં આવ્યા બાદ આ નદીઓ ઘણી વાર તેમના પ્રવાહો બદલતી રહે છે. આ પ્રદેશને આર્યોએ પોતાના ઉત્તમ પ્રદેશ તરીકે વર્ણવ્યો છે. વનશ્રીની શોભા, પર્વતોની ભવ્યતા અને જળમાર્ગોની વિપુલતાએ આ પ્રદેશે પ્રાચીન સમયથી ઑસ્ટ્રિક, દ્રાવિડિયન, આર્ય, કિરાત વગેરે અનેક પ્રજાઓને આકર્ષી છે. એક તરફ ગૂઢ ચિંતનો, વિદ્વત્તાપૂર્ણ ચર્ચાઓ, કલ્પનાસભર કાવ્યો, યજ્ઞપ્રેરિત અગ્નિશિખાઓ આ પ્રદેશની પેદાશ છે, તો બીજી તરફ શાન્તિ,

સ્વસ્થતા, ભક્તિ અને અહિંસાના આદર્શોનો સાક્ષાત્કાર કરવા મથતા મહાપુરુષોની આ પ્રદેશ જ જન્મભૂમિ અને કર્મભૂમિ રહ્યો છે. ભારતીય સંસ્કૃતિના વારસાના કેટલાક સુંદર અંશોની જનની આ પ્રદેશ છે એમ કહેવું જ જોઈએ.

દક્ષિણના ઉચ્ચ પ્રદેશની ત્રણ બાજુએ ગિરિમાળાઓ આવેલી છે; ઉત્તરમાં વિંધ્યની અને પૂર્વ અને પશ્ચિમમાં પૂર્વઘાટ અને પશ્ચિમઘાટની ગિરિમાળાઓ છે. આ ઉચ્ચ પ્રદેશ પશ્ચિમથી પૂર્વ તરફ ઢળતો દેખાય છે. આ પ્રદેશની નદીઓમાંની ઘણી પશ્ચિમઘાટની ગિરિમાળાઓમાંથી નીકળી પૂર્વ તરફ સમુદ્રને મળતી દેખાય છે. માત્ર જળ અને તે પણ વર્ષાનાં જળ ઉપર તેમનો આધાર હોવાથી એમાંની ઘણી નદીઓ ચોમાસામાં આજુબાજુના પ્રદેશને ભયરૂપ બને છે, પણ ગ્રીષ્મમાં અત્યંત ક્ષીણ થઈ જાય છે. પશ્ચિમ અને પૂર્વઘાટને લગભગ સમાંતર એવી બે પટ્ટીઓ દરિયાકાંઠે આવેલી છે. તેમાં ખંભાતના અખાતથી શરૂ થતી પટ્ટીઓને અનુક્રમે કોંકણની અને મલબારની પટ્ટીઓ કહે છે. આ પ્રદેશોમાં વૃષ્ટિ ઘણી થાય છે તેથી નાના-મોટા જળમાર્ગો તૈયાર થઈને દરિયાકિનારે સહેલાઈથી આવ-જા માટે તે માર્ગો અત્યંત ઉપયોગી થાય છે. પૂર્વઘાટ પાસેની પટ્ટી પશ્ચિમપટ્ટીથી વધારે પહોળી છે. દક્ષિણ તરફનો તેનો પ્રદેશ – કોરોમાંડલ કાંઠો – ઘણો વધારે પહોળો છે. તેમાંથી ઘણી નાની-મોટી નદીઓ વહે છે. પૂર્વકાંઠામાં ઊંચી ટેકરીઓ ઓછી હોઇને દરિયાકાંઠાથી ભૂમિપ્રદેશમાં આવવાના ઘણા અને સહેલા માર્ગો તૈયાર થઈ શકે છે.

કોમોરિન સામુદ્રધુનીથી અગ્નિદિશા તરફ સિલોનનો દ્વીપ છે. તે ભારતનો અંતર્ગત ભાગ નથી, છતાં ઐતિહાસિક રીતે અને સંસ્કૃતિક રીતે ભારત સાથે અતિનિકટનો સંબંધ ધરાવે છે. આમ્રફળના આકારનો સિંહલદ્વીપ વચ્ચે ઉચ્ચ પ્રદેશવાળો અને આજુબાજુ પહોળા અને નિમ્નતળ દરિયાકાંઠાવાળો છે. મલબારના કાંઠાની જેમ આ પ્રદેશમાં પણ વૃષ્ટિની વિપુલતાને કારણે જળમાર્ગો અને તેનાથી વિકસેલાં સુંદર કુદરતી બંદરો છે. ચોતરફના સાગરકાંઠાને કારણે દરિયાઈ સમૃદ્ધિ આ દ્વીપના જીવન-નિર્વાહનું મુખ્ય અંગ ગણી શકાય. ભારતની ભૌગોલિક રચનામાં સિન્ધુ અને ગંગાનાં મેદાનો વચ્ચેનો વિશાળ રણપ્રદેશ, પંજાબનું સપાટ મેદાન, નર્મદાની આસપાસનો કુદરતી સંપત્તિથી સમૃદ્ધ પ્રદેશ અને મધ્ય ભારતના પાર્વતીય પ્રદેશો તથા સૌરાષ્ટ્રના દ્વીપકલ્પને મહત્ત્વનાં સ્થાનો ગણવાં જોઈએ. સૌરાષ્ટ્રના દરિયાકાંઠાને લીધે ગુજરાતની સંસ્કૃતિને ઘડવામાં પરદેશી બળોએ જેમ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે, તેમ મધ્ય ભારતના પાર્વતીય અને વન પ્રદેશોએ ત્યાંના આદિવાસીઓને વિચ્છિન્ન થતા બચાવ્યા છે; એટલું જ નહિ, પણ ઉત્તરની બલિષ્ઠ જાતિઓ અને દક્ષિણની પ્રજાઓના સાંસ્કૃતિક આક્રમણથી પણ તેમને રક્ષ્યા છે. આનું સીધું પરિણામ એ આવ્યું છે કે વિંધ્યની આસપાસના પ્રદેશમાં અને મધ્ય ભારતમાં પ્રાચીન ભારતની કેટલીક આદ્ય પ્રજાઓના અંશો જળવાઈ રહ્યા છે. ભારતીય સંસ્કૃતિમાં તેમનું કેવું પ્રદાન છે તેની મહત્ત્વની સામગ્રી તે પ્રદેશમાં વસતી આવી પાર્વતીય પ્રજાઓ પૂરી પાડે છે.

કોઈપણ દેશની ભૌગોલિક સ્થિતિ અને કુદરતી રચના તેના રાષ્ટ્રજીવન ઉપર ભારે અને નિર્ણાયક અસર કર્યા વિના રહેતાં નથી. કોઈ પણ દેશવિશેષની પ્રજાનું વ્યક્તિત્વ, તેમનાં ચિંતન, ધર્મ, સમાજરચના, રાજકીય સ્થિતિ, સાહિત્ય, કલાઓ વગેરેમાં જાણ્યે-અજાણ્યે પણ ભૌગોલિક પરિબળો પૂર્ણતયા અથવા અંશતઃ ભાગ ભજવે છે. પ્રાચીન ભારતની વિશાળતા, આ દૃષ્ટિએ વિચાર કરતાં, સૌથી પહેલું ધ્યાન ખેંચે છે. પ્રાચીન ભારતનો વિસ્તાર, રશિયાને બાદ કરતાં અત્યારના યુરોપ જેટલો હતો. આ દેશમાં અનેક ઉચ્ચ પર્વતો, મહાન નદીઓ, રણો, ખીણો, વનો, વિશાળ મેદાનો હતાં અને છે. આખાયે દેશમાં જુદે જુદે સ્થળે જુદી જુદી આબોહવા, તીવ્ર ઠંડી, અત્યંત ઉષ્ણતા, સૂકી અને ભેજવાળી આબોહવા વગેરેનું આકર્ષક વૈવિધ્ય જોવા મળે છે. આમ હોવાની સાથે સાથે પ્રાચીન ભારતને દરિયો અને ગિરિમાળાઓના કુદરતી અંતરાયો પ્રાપ્ત થયેલ હોવાથી ભારતીય સંસ્કૃતિ એક સ્વતંત્ર રીતે વિકાસ પામેલ સંસ્કૃતિ તરીકે દેખાય છે. આખાયે દેશની આવી અખંડ એકતાની સાથે તેના આંતર પ્રદેશોની વિવિધતા ભારતીય સંસ્કૃતિને વિવિધતામાં એકતાનું વિશિષ્ટ લક્ષણ પૂરું પાડે છે. કુદરતી અંતરાયો –મહાન નદીઓ, કાનનો અને પર્વતો–ને કારણે દરેક પ્રદેશમાં સ્થાનિક વિચારો, આદર્શો અને રિવાજો વિકસતા જણાય છે. આવો વિકાસ તે તે સ્થાનીય પ્રજાને તેવા આદર્શો અને રિવાજો તરફ વફાદારી દર્શાવવાની તક પણ

પૂરી પાડે છે. આ બાબતમાં ભારતીય પ્રદેશોના સ્વાભાવિક રીતે ભૌગોલિક વિભાગોના જેવા જ સાંસ્કારિક વિભાગો પડી ગયા છે. ગંગા, સિન્ધુ અને બ્રહ્મપુત્રાના ઉપરવાસના પ્રદેશોમાં એક અને વિશિષ્ટ સંસ્કૃતિ વિકસેલી જણાય છે અને દક્ષિણના દ્વીપકલ્પમાં એવી જ અલગ અને વિશિષ્ટ સંસ્કૃતિ કાંઇક વધારે ઉત્સાહથી આગળ આવે છે. આવી બે વિભાગમાં વહેંચાયેલી બે સંસ્કૃતિઓને રાજકીય, સામાજિક અને સાંસ્કારિક સંદર્ભમાં એક કરવાના અનેક પ્રયાસો, પ્રાચીન સમયથી માંડીને આજ દિન સુધી, થતા રહ્યા છે; પણ આવા વ્યક્તિપ્રેરિત કે સમૂહપ્રેરિત પ્રયત્નો બહુ સફળ થયા હોય એમ લાગતું નથી. પરિણામે, આ બે પ્રદેશોનાં રિવાજો, સાહિત્ય, ચિંતન, કલાઓ અને રાજકીય સ્થિતિમાં આવા વિભાગીકરણની અસર પડી છે. અર્વાચીન ભારત સમગ્ર ભારતને જો સાંસ્કૃતિક રીતે એક કરી શકશે, તો એ તેની ઘણી મોટી અને પ્રશસ્ય સિદ્ધિ ગણાશે. ભારતની સ્વતંત્રતા અને સાંસ્કૃતિક વિશિષ્ટતાની જાળવણી અર્થે, આજના અણુયુગની ગતિના સંદર્ભમાં, આવી એકતા માત્ર આવશ્યક જ નહિ અપરિહાર્ય પણ છે.

ઉપર જણાવ્યા તેવા બૃહદ વિભાગોમાં વહેંચાયેલ સંસ્કૃતિપ્રવાહોનો વિચાર કરતા એવા જ નાના, અત્યંત નાના, વિભાગોમાં વહેંચાયેલા ભિન્ન ભિન્ન સામાજિક પરિબળોનો વિચાર કરવો જોઈએ. એકહથ્થુ અને મધ્યસ્થ એવા રાજકીય શાસનતંત્રના અભાવથી પોતપોતાનો બચાવ કરવાને મથતો નાનો સમૂહ વધારે ને વધારે કેન્દ્રગત બનતો ગયો અને બીજા સમૂહોથી વિશિષ્ટ થતો ગયો. ધર્મ અને જ્ઞાતિનાં બંધનો આવી ભિન્નતા જાળવી રાખવામા પૂરક બન્યા. બળવત્તર પ્રતિસ્પર્ધીની સામે આવા અલગ ઘટકો નામશેષ થઈ ગયા. આને પરિણામે, પાંચાલ, વજ્જિ, લિચ્છવી, લાટ, સુરાષ્ટ્ર, અવંતી, કોસલ વગેરે રાજકીય ઘટકો કાં તો બળવત્તર પડોશીની સામે અથવા મગધ જેવી બલવત્તમ સત્તાની સામે ટકી શક્યાં નહિ. પછીના સમયમા ઈરાનીઓ, એલેક્ઝાન્ડર, હૂણો, શકો, મોગલો, પોર્ચુગીઝો અને અંગ્રેજોની સામે પણ આ દેશની સ્થિતિ નિઃસહાય થઈ ગઈ. ભૌગોલિક પરિબળોને કારણે અંશતઃ પરિણમેલી રાજકીય વિચ્છિન્નતા આ દેશનું એક મહત્ત્વનુ લક્ષણ ગણાયું છે. પરંતુ ભારતના પ્રદેશની વિશાળતાને અને વ્યવહારનાં સાધનોના અભાવને પણ, આ વિચારતી વખતે, લક્ષમાં લેવાં જોઈએ. બહારની દુનિયાના કોઈપણ પ્રાચીન સામ્રાજ્યનો વિસ્તાર કદાચ ભારત જેટલો ન હતો. ધરણી ધ્રુજાવતા શહેનશાહો કે સંહારકોનાં વિશાળ સામ્રાજ્યો ભારતના અર્ધા ભાગ જેટલા તેમના પ્રદેશો ઉપર પણ ન હતાં. ભારતમાં ચન્દ્રગુપ્ત જેવાની મુમુન્સાને સંતોષના ભારતના વિશાળ પ્રદેશો પૂરતા હતા. તેથી ભારતીય પ્રજા કે તેના લોકનાયકો બહારની દુનિયામાં રાજકીય સત્તા સ્થાપવા ઇંતેજાર ન હતા એમ કહેવામાં વાંધો નથી. રાજકીય વિજયોને બદલે ભારતે સાંસ્કૃતિક વિજયો કર્યા છે એમ જ્યારે કહેવામાં આવે છે ત્યારે તે કથનના મૂળને સ્પષ્ટ રીતે સમજી શકાય છે.

ભારતની સમૃદ્ધ પ્રકૃતિ અને તેનાં અનેક ઉદાર તત્ત્વોએ ભારતીય વ્યક્તિને જીવનવ્યવહારમાં માત્ર મદદ કરી છે એટલું જ નહિ, પણ, જીવનનિર્વાહ અંગે ભારતીય જનને તેણે લગભગ નિશ્ચિંત બનાવી દીધો છે. પરિ... મહાન નદીઓના કાંઠા અને સંગમોના પ્રદેશોમાં વિદ્યા અને કલાની ઉપાસનાના મહાન યજ્ઞો પૂર્ણાહુતિને પામ્યા છે. વિદ્યામાત્રનાં સર્વ ક્ષેત્રમા અત્યંત સૂક્ષ્મ અને અંતિમ વિશ્લેષણ સુધી પહોંચતું ચિંતન એ ભારતીયજનની આગવી વિશિષ્ટતા છે.

પ્રકૃતિની આવી ઉદારતા તરફ અહોભાવપ્રેરિત ભક્તિ અને શ્રદ્ધાને કારણે અપરિમેય છતાં ઉદાર અને અદૃષ્ટ છતાં સહાયક એવા પરમતત્ત્વની કલ્પના પ્રાચીન ભારતીય વ્યક્તિના માનસમા વસી ગયેલી જણાય છે; તેથી સામાન્ય જન આવા પરમોદાર પરમ તત્ત્વ–પરમાત્માને કેન્દ્રગત રાખીને સર્વ પ્રવૃત્તિઓ કરે છે. તેને સર્વ વ્યવહારોનુ મૂળ ગણવામાં આવે છે અને પોતે પરમાત્માના જ અર્થે બધા કાર્યો કરે છે તેમ ભારતીય વ્યક્તિ માને છે (An average Indian is a philosopher).

પ્રકૃતિની જે ઉદારતા ભારતીય વ્યક્તિને ઉન્નત બનવામા, સમૃદ્ધ બનવામાં અને ચિંતારહિત બનવામાં મદદ કરે છે–કદાચ, તેની જ ઉદારતા એને વધારે પડતો શાંતિપ્રિય, સાહસહીન, નિષ્ક્રિય અને પ્રાયઃ સ્વત્વહીન બનાવે છે. આ કથનમાં અર્ધ સત્ય છે એટલું જ કહેવું બસ થશે. ભારતમાં પણ આબોહવા અને ભૌગોલિક

અસરોથી સ્વતંત્ર વિકસેલી એવી અને બલિષ્ઠ જાતિઓ—જાટ, ડોગરા, નેપાળી, મગરા વગેરે આજે પણ શારીરિક બળમાં બીજી કોઈ પણ પ્રજાથી ચડિયાતી નજરે ચડે છે. આ દૃષ્ટિએ શારીરિક કે માનસિક તાકાત જાતિગત કે સમૂહગત નહિ પણ વ્યક્તિનિષ્ઠ ગણવાં જોઈએ. ભૌગોલિક સ્થિતિની સાથે સમૂહગત કે વ્યક્તિગત બળને સાંકળવામાં અર્વાચીન વિજ્ઞાને આપેલી સમજણનો આપણે તિરસ્કાર કરીએ છીએ એમ માનવું જોઈએ.

આ બધાં ભારતીય વ્યક્તિનાં લક્ષણોની સાથે સાથે એક બાબત તરફ આપણે ચોક્કસ ધ્યાન દોરવું જોઈએ. આર્યોના આગમનથી માંડીને ઈસુના ઓગણીસ સો બાસઠના વર્ષની સંધ્યા સુધીના વિશાળ સમયપટમાં જોઈએ તો ભારતે બહારના આક્રમણની સામે કદીયે વિજય કર્યો નથી. બહારનો આક્રમણકાર સશક્ત હોય કે નહિ, તેના માણસોમાં સંગઠનની તાકાત હોય કે ન હોય, છતાં આપણે આવું આક્રમણ હઠાવી શક્યા નથી. આવડા મોટા આપણા દૂષણને માટે રાજકીય એકતાનો અભાવ એ સાચું કારણ નથી. ભારતીય વ્યક્તિનું વ્યક્તિગત તેમજ સમૂહગત એકલવાયાપણું, ભારતની બહારની પ્રવૃત્તિઓનું અજ્ઞાન, પડોશીઓની સાથે અહંકારભર્યું અને દૂરદર્શિતા વિનાનું વલણ, સમયની સાથે પલટાતા રાજકીય, સામાજિક અને લશ્કરી ફેરફારોને મૂલવવાની તથા આત્મસાત કરવાની અશક્તિ તથા અનુભવને ગુરુ નહિ માનવાની વૃત્તિ આવી સ્થિતિને માટે જવાબદાર છે. જીવન અને જગત પ્રગતિશીલ છે અને એ પ્રગતિના સંદર્ભમાં જ આપણી સંસ્કૃતિને જોવી અને અનુસરવી જોઈએ, એકાંતિકપણે નહિ—એ સૂત્ર જ આપણે માટે અનુસરણનો મહામૂલો મંત્ર બનવો જોઈએ. ભૌગોલિક એકલતા તો આપણે ઇચ્છીએ કે ન ઇચ્છીએ પણ તૂટી છે અને તૂટશે; પણ મનનાં બારણાં તો આપણા વિના બીજું કોઈ ઉઘાડી શકશે નહિ.

## ૦·૫ પ્રાગૈતિહાસિક કાળ

ઇતિહાસ એટલે માનવજીવનની ઉત્ક્રાંતિની તવારીખ. લાખો વર્ષો પહેલાં માનવીનું આદ્ય સ્વરૂપ કેવું હતું અને તેણે ધીમે ધીમે કેવો વિકાસ સાધ્યો, પોતાની આસપાસની વિવિધ સૃષ્ટિમાંથી તેણે શું મેળવ્યું તે બધાંનો અભ્યાસ માનવીના આવા ઇતિહાસના સુંદર વિષયો છે. આ રીતે વિચાર કરીએ તો ભારતમાં પ્રાચીન માનવજીવન ક્યાં, ક્યારે અને કેવી રીતે વિકસ્યું તેનો પણ વિચાર થવો ઘટે. પ્રાચીન માનવના અવશેષો હવે ભારતમાંથી અનેક સ્થળોએથી શોધી કાઢવામાં આવ્યા છે અને પ્રતિદિન એવા અવશેષોમાં વધારો થતો રહે છે. આવા અવશેષો પંજાબ, રાજપૂતાના, ગુજરાત, મધ્ય ભારત, કર્ણાટક મહીસૂર, દક્ષિણ ભારત, બિહાર, આસામ અને બંગાળમાંથી અનેક સ્થળોએથી મળી આવ્યા છે. આવા અવશેષોમાં ચકમક જેવા પથ્થરમાંથી તૈયાર કરવામાં આવેલાં કુહાડીઓ, ફરસીઓ, પાનાં વગેરે ઓજારો છે. આવાં હથિયારો પ્રાચીન માનવીને અનેક રીતે કામ આવતાં.

પ્રાચીન માનવના મળી આવેલા અવશેષોનો વિચાર કરતાં પ્રાચીન માનવ જીવન—પ્રાગૈતિહાસિક માનવજીવનને—સામાન્ય રીતે પાંચ તબક્કાઓમાં વહેંચી શકાય: (૧) આદ્ય પાષાણ યુગ (Paleolithic Age) મધ્ય પાષાણ યુગ (Mesolithic Age) (૩) નવીન પાષાણ યુગ (Neolithic Age), (૪) કાંસા યુગ (Bronze Age) અને (૫) લોહ યુગ (Iron Age).

પ્રાચીન પાષાણ યુગમાં યુરોપ અને અન્ય સ્થળોનો પ્રાગૈતિહાસિક માનવી જેવાં પાષાણનાં હથિયારો વાપરતો હતો તેવાં જ હથિયારોના અવશેષો આપણને ભારતમાંથી મળે છે. આ સમયનો માનવી સાવ અસંસ્કૃત હતો. તેને અગ્નિ સળગાવતાં પણ આવડતું ન હતું. માત્ર ચકમક જેવા પથ્થરનાં ઓજારો વડે મારેલાં પ્રાણીઓ, પંખીઓ, માછલી અને વૃક્ષનાં ફળ તથા કંદમૂળ ઉપર તે ગુજારો કરતો. તે ગુફાઓમાં, ખીણોમાં, પર્વતની બખોલોમાં કે વૃક્ષ ઉપર રહેતો. ઘર કે કબર બનાવવાનું તેને આવડતું નહિ. આ યુગના આદ્ય માનવના અવશેષોરૂપ ઓજારો, ગુજરાતમાંથી, સાબરમતીના ઉત્તર ભાગમાં હડોલથી દક્ષિણમાં દેલવાડા સુધીનાં સ્થળોમાંથી મળી આવ્યાં છે. નર્મદા અને ગોદાવરીના ખીણ પ્રદેશમાંથી હાથી, ભેંસ, બળદ વગેરેના અવશેષો પણ મળી આવ્યા છે. પૃથ્વી ઉપર માનવનું અસ્તિત્વ પાંચ લાખ વર્ષ પહેલાં કલ્પવામાં આવ્યું છે; પણ પાષાણ યુગનો પ્રાગૈતિહાસિક માનવ ઈ. પૂ. વીસ હજાર વર્ષ પહેલાં વસતો હતો એમ મનાયું છે.

મધ્ય પાષાણ યુગનો આદ્ય માનવ પથ્થરોમાંથી તીર, ભાલાં, ચપ્પુનાં પાનાં વગેરે ઓજારો બનાવતો હશે. એનું લક્ષ્ય કંદમૂળ કે ફળ કરતાં શિકારના ભક્ષ્ય ઉપર વધારે હતું. આવા માનવના સૂક્ષ્મ પાષાણ અવશેષો (microliths) ભારતમાંથી અનેક સ્થળોએથી મળી આવે છે.

નવીન પાષણ યુગનો માનવ અકીક, સ્ફટિક, ચકમક, લાલ પથ્થર, એવા અનેકવિધ પથ્થરોમાથી ઓજારો બનાવતો હતો. એ વખતે આવા પદાર્થોમાંથી ઘરેણા પણ બનતા હશે. શિકાર કરીને લાવેલા પશુ-પખીઓને ઘરમાં દાટી દેવામાં આવતાં. રેતીના અથવા માટીના કુદરતી ટીંબાઓમા તે વાસ કરતો હતો. આ સમયના લોકો પ્રમાણમાં ઊંચા હતા. તેમના પગ પાતળા પણ માથાં લાંબા નળિયાં જેવા હતા. હોઠ જાડા અને આગળ ઝૂકેલા હતા. આવા લોકોને ઇજિપ્તના હૅમેટિક લોકો સાથે સરખાવી શકાય. આ સમયનો માનવ કદાચ ઘર બનાવતો હોવો જોઈએ, ખેતી કરતો હશે, પશુઓ પાળતો હશે અને અગ્નિનો ઉપયોગ જાણતો હશે તે ચિત્રિત વાસણકામ અને માટીકામ જાણતો હતો. કદાચ પથ્થરો ઉપર, ગુફાઓમા અને પર્વતોની શિલા ઉપર ચિત્રકામ પણ તે કરતો હશે. ગુજરાત અને દક્ષિણમાંથી મળતા આ યુગના આવા પુરાવાઓની નોંધ ડૉ. ફુસ ફુટે લીધી છે.

કાંસાના યુગમાં અથવા તામ્ર યુગમાં ધાતુઓનો ઉપયોગ શરૂ થયો અને ધાતુઓના વિવધ હથિયારો બનાવવામાં આવ્યાં. આ યુગનો માનવ વિશેષ સંસ્કૃત હતો અને આ યુગથી અથવા તો લોહયુગથી માનવના ઐતિહાસિક યુગની શરૂઆત થાય છે. ભારતમાં આ યુગથી સિંધુ સંસ્કૃતિના આદ્ય તબક્કાઓ અને દ્રાવિડિયન સંસ્કૃતિના આદ્ય તબક્કાઓ શરૂ થયા હશે એમ માનવામાં આવે છે. ગુજરાતમાથી પણ આ યુગની સંસ્કૃતિના–સિંધુ સંસ્કૃતિના–વિવિધ તબક્કાઓના અવશેષો પ્રાપ્ત થયા છે.

આમ, આદ્ય માનવના પ્રાગૈતિહાસિક જીવનના તબક્કાઓના અસંખ્ય અવશેષો આખાય ભારતમાંથી મળતાં, આ તબક્કાઓ વિશે આપણને કાંઈક સ્પષ્ટ ખ્યાલ આવે છે; પરંતુ બધા જ અવશેષોને વૈજ્ઞાનિક રીતે તપાસવાનું કાર્ય અને તેમાંથી તબક્કાવાર સંસ્કૃતિ-વિકાસનાં પાસાં ઉપજાવવાનું કાર્ય પુરાતત્ત્વવિદોનું અને આપણા દેશમાં વિકસેલી પુરાવસ્તુવિદ્યાનું છે. ('To unravel these and weave a cultural pattern out of the separate threads is the great task of Indian Archaeology. But unless the monuments are studied scientifically no conclusions as to their true nature, age and origin can be formulated' H D. Sankalia)

### ભારતમાંની આદ્ય પ્રજાઓ

ભારતમા વસતી પ્રજાઓને ડૉ. બી. સી. ગુહાના અભિપ્રાય અનુસાર નીચેના વિભાગોમા વહેંચી શકાય: (૧) નેગ્રિટો (૨) આદ્યઑસ્ટ્રૅલૉઇડ (૩) મોંગોલોઇડ (૪) ભૂમધ્ય પ્રકાર (૫) આલ્પીનૉઇડ, દિનારિક અને આર્મેનૉઇડ અને (૬) નોર્ડિક. આવા જાતિવિભાગોમાંથી નેગ્રિટો સિવાયની બાકીની પ્રજાઓના અંશો અનેક રીતે સેળભેળ થઈ ગયેલા લાગે છે. જાતિઓનું આવું વિભાગીકરણ ચોક્કસ પ્રકારની ભાષા કે ભાષાકુળ બોલતી પ્રજાઓના નિશ્ચિત ઘટકને અનુસરીને કરવું વધારે યોગ્ય છે તેથી ઉપર ગણાવેલા જાતિવિભાગો ઑસ્ટ્રિક, તિબેટો-ચીની, દ્રાવિડિયન અને ઇન્ડોયુરોપિયન (આર્ય) ભાષાકુળોમા વિભક્ત થયેલા માનવીઓના વિભાગો તરીકે ગણાય તે કાંઈક અંશે યોગ્ય અને અનુકૂળ છે. ઘણી વાર માત્ર જાતિવિભાગો કે સરખી ભાષા બોલતા માનવીઓનાં ચોક્કસ ઘટકો ઉપરાંત સાંસ્કૃતિક ઘટકો પણ આપણે માટે મહત્ત્વને ધારણ કરે છે. આવા સંજોગોમાં વિભિન્ન મૂળવાળી અને જુદી જુદી ભાષાઓ બોલનારી પ્રજાઓ, આર્થિક વ્યવસાયોની એકતા અને સમાન ચિંતાને પરિણામે એકસરખા કાર્યો કરતી અને સમાન જીવનવ્યવહાર ચલાવતી નજરે ચડે છે; દા ત. છોટાનાગપુરના દ્રાવિડિયન ભાષાપ્રભેદ બોલતા લોકો અને કોલ ભાષા બોલતા મુંડા લગભગ સમાનસંસ્કાર-વારસો ધરાવે છે આવી જ રીતે, મધ્ય યુરોપના આર્ય ભાષાભાષી જર્મન અને સ્લાવ તથા ફિનો-ઉગ્રિયન ભાષા બોલનાર મગ્યાર, ભાષાની ભિન્નતા હોવા છતાં સાંસ્કારિક અને આર્થિક ક્ષેત્રે સહઅસ્તિત્વનો સિદ્ધાંત અમલમા મૂકતા થયા છે. અત્યારના અમેરિકામા વસતી

ભિન્નભિન્ન પ્રજાઓની સ્થિતિ કાંઈક અંશે આવી જ કહી શકાય.

ભારતમાં વસતી પ્રાચીન પ્રજાઓનાં લક્ષણોને સુસ્પષ્ટ રીતે દર્શાવવા માટે ધર્મ, ભાષાશાસ્ત્ર, સમાજ-શાસ્ત્ર, પુરાવશેષો અને આ બધાંની સૂક્ષ્મ અને વૈજ્ઞાનિક સમજણ આવશ્યક છે. એ બધાંની મદદથી પ્રાચીન પ્રજાઓને સમજવામાં આપણે ઓછે-વધતે અંશે સફળ થયા છીએ એમ કહેવામાં કાંઈ ખોટું નથી. આવી બાબતમાં વિશેષ પુરાવા અને વધારે ચોક્કસ માહિતી આપણા જ્ઞાનમાં ઉમેરો કરે છે એટલું જ કહેવું જોઈએ.

ભારતની આદ્ય પ્રજાઓમાં નેગ્રિટો પ્રજા સૌથી વધારે પ્રાચીન હતી. તેને પ્રાગૈતિહાસિક ભારતની પ્રજા ગણવી જોઈએ. આ પ્રજા કદાચ અરબસ્તાન, ઈરાન અને બલુચિસ્તાનમાં થઈને આફ્રિકામાંથી આવી હશે. આ પ્રજાને પ્રાચીન પાષણ યુગની પ્રજા કહી શકાય. તેમના પ્રાચીન અસ્તિત્વના અંશો આસામના નાગા-ઓમાં, ઈન્ડોનેશિયા, મલાયા, ન્યૂ ગીની અને ફિલિ-પાઈન્સની આદિવાસી પ્રજાઓમાંથી મળે છે. કદાચ, આંદામાનની આદ્ય જાતિઓમાં તેમના જેવી પ્રજાના અંશો અત્યારે પણ જોઈ શકાય છે. તીર, કામઠાં અને પ્રાણીઓને ભડકાવવાની વાંસની ભૂંગળી તેમણે આત્મસાત કરી હતી. આ પ્રજા કે તેમના વિકસિત અંશો જ્યાં આજે રહે છે, ત્યાં તેમના નજીકના અને સંસ્કારી પડોશીઓની ભાષાઓ તેમણે ગ્રહણ કરી છે. આવી ભાષાઓમાં દ્રાવિડિયન અને ઑસ્ટ્રિક કુળની ભાષાઓએ તેમના ઉપર અસર કરી હોવી જોઈએ. આ પ્રજાએ ભારતની સંસ્કૃતિને કશું પ્રદાન કર્યું નથી.

નેગ્રિટો પછી આવેલી આદ્ય-ઑસ્ટ્રોલોઇડ પ્રજાએ ભારતની અનેક પ્રજાઓ ઉપર પોતાની અસર કરી છે. આ પ્રજા ભારતમાં પૂર્વ અને પશ્ચિમ બન્ને દિશાઓથી પ્રવેશીને સમગ્ર ભારતમાં પ્રસરી અને સ્થાનિક નેગ્રિટો અને મોંગોલોઇડ પ્રજાની સાથે પછીના સમયમાં ભળી ગઈ. કાશ્મીરથી ઇન્ડોનેશિયન ટાપુઓના પ્રદેશો સુધીના વિસ્તૃત સ્થાનોમાં આ પ્રજા અને તેના વિભાગો ફરી વળ્યા. આ પ્રજાએ વિકસાવેલી ભાષાઓના કુળને આપણે ઑસ્ટ્રિક ભાષા-કુળ કહીએ છીએ. એમાંથી ઑસ્ટ્રોનેશિયન કુળની ભાષાઓ અગ્નિ એશિયાના કેટલાક દેશોની ભાષાઓ છે, જ્યારે ઑસ્ટ્રિકનો બીજો ફાંટો ભારતમાં મુણ્ડા, નિકોબારી અને 'મોંખ્મીર' ભાષાઓમાં વહેંચાયેલો છે. ભારતમાંથી બહાર નીકળ્યા પછી આદ્ય ઑસ્ટ્રોલોઇડ પ્રજાએ ઑસ્ટ્રેલિયામાં સ્વતંત્ર વ્યક્તિત્વ ધારણ કર્યું.

આ પ્રજાએ ભારતમાં માટીકામ, ખેતી, કેળાં, નારિયેલ, તાંબુલ, રીંગણ, કોળું, લીંબુ, જાંબુ, કપાસ વગેરે ફળ, કૂકડો, મોર, હાથી વગેરે પશુઓ, બાણ જેવાં હથિયારો અને કદાચ લિંગપૂજાનો વિકાસ કર્યો હશે. ડાંગરની ખેતી, મહત્ત્વનાં ફળ, ખાંડની બનાવટ, વીસથી (કોડીથી) ગણતરી, ચંદન અને અક્ષતનો પૂજામાં ઉપયોગ અને કાપડના વણાટકામ જેવી મહત્ત્વની બાબતોની ભારતીય સંસ્કૃતિને તેણે ભેટ ધરી છે.

ભારતમાં ઉત્તર અને પશ્ચિમ તરફ પ્રસરેલા ઑસ્ટ્રો-લોઇડની સાથે જ્યારે આર્યો સમાગમમાં આવ્યા ત્યારે તેમના કેટલાક રિવાજો અને વિચારો પણ આર્યોએ ગ્રહણ કર્યા. આવા રિવાજો અથર્વવેદમાં વિશેષ જોવા મળે છે. દિવસોની ગણતરીમાં તિથિ-ગણના આ દિશામાં મહત્ત્વનો પુરાવો છે. પૂર્ણિમા અને અમાવાસ્યા માટેના શબ્દો राका અને कुहु પણ ઑસ્ટ્રિક શબ્દો છે એ આ વિષયમાં વિશેષ પુરાવારૂપે રજૂ કરી શકાય. પુનર્જન્મ અને આત્માના નવીન શરીરમાં પુનઃપ્રસ્થાનના વિચારો પણ નિષાદ (ઑસ્ટ્રોલૉઇડ) સંસ્કૃતિનો વારસો છે. બ્રહ્માંડમાંથી જગતની અને જીવનની ઉત્પત્તિ, અવતારો, નાગદેવો અને દેવીઓ, દેવના પ્રતિનિધિ તરીકે પાષાણના ટુકડાનો ઉપયોગ, નાગ, ગણેશ, હનુમાન વગેરેને પણ ભારતીય સંસ્કૃતિમાં ઑસ્ટ્રિક પ્રજાનું પ્રદાન દર્શાવતી બાબતો તરીકે ગણવામાં આવે છે.

ઑસ્ટ્રિક પ્રજા કાંઈક બીકણ, વહેમી, આનંદી સ્વભાવવાળી અને શારીરિક મહેનતને સહન કરનારી તથા શણગારપ્રેમી હતી એમ કહેવામાં આવ્યું છે. સમગ્રતયા વિચાર કરીએ તો ઉદારતા, સાદાઈ સહનશીલતા અને આનંદીપણું આ પ્રજાનાં સામાન્ય લક્ષણો હતાં. ('The final picture is of a kindly simplicity and a smiling energy.' W. G Archer)

ઈ. પૂ. ૧૫૦૦ની આસપાસ શ્યામવર્ણવાળા અને ચપટાં નાકવાળા આ ઑસ્ટ્રિક લોકો આર્યોની સંસ્કૃતિથી રંગાઈ ગયા હતા. ગૌતમબુદ્ધના જન્મ પહેલાં તેમનુ મિલન પૂર્ણ બની ચૂકયું હતું. આમ હોવા છતાં દ્રાવિડિયન અને ઑસ્ટ્રિક પ્રજાનાં કેટલાંક અલગ સ્થાન, આર્ય-વસ્તીથી દૂર હતાં. બૌદ્ધ જાતકોમાં ચાંડાલગ્રામનો ઉલ્લેખ મળે છે. ઑસ્ટ્રિક પ્રજાના વિશાળ સમુદાયની ભાષાની અસરથી સંસ્કૃતના વ્યાકરણમાં વાકયરચના, શબ્દભંડોળ વગેરે ઉપર ઘણી અસર પડી. 'ગિલિગિલિ' (ચિત્તસંભૂત-જાતક) અને ગંગા (નદી) જેવા શબ્દો મૂળે ઑસ્ટ્રિક શબ્દો હોવાનો ઘણો સંભવ છે.

ભૂમધ્યની પ્રજાઓના જે સમૂહો ભારતમાં આવીને વસ્યા તેમણે દ્રાવિડિયન કુળની કોઈને કોઈ ભાષાને અપનાવી લીધી દ્રાવિડિયન લોકો લાંબા મસ્તકવાળા અને સંસ્કૃતિમા અતિ વિકસિત હતા. આ લોકોએ ભારતમા નાગર (શહેરની) સંસ્કૃતિનો વિકાસ કર્યો અને ભારતનો વેપાર પરદેશોની સાથે વધાર્યો.

દ્રાવિડિયન ભાષાકુળ એક સ્વતંત્ર ભાષાકુળ તરીકે ભારતમાં વિકસ્યું છે. આ કુળની ભાષાઓ અત્યારે વિન્ધ્યથી નીચેના સમગ્ર દક્ષિણ ભારતમાં બોલાય છે તેમ છતાં એક કાળે આખાયે ભારતમા અને ભારતની બહાર બલુચિસ્તાન, ઈરાન, અફઘાનિસ્તાન વગેરે પ્રદેશોમા પણ તે બોલાતી હતી એમ માનવુ જોઈએ. સંસ્કૃતમા અને ત્યાર પછી પ્રાકૃત અને અપભ્રંશના દેશવિશેષ પ્રભેદોમા દ્રાવિડિયન ભાષાઓની અસર વર્તાય છે; એટલું જ નહિ, પણ હિન્દુ ધર્મ, યજ્ઞક્રિયા, ચિંતન, દેવકલ્પના અને ઇતિહાસની અનુશ્રુતિમા પણ દ્રાવિડિયન પ્રજા– જે પંજાબ અને ગંગાના મેદાન પ્રદેશોમા પણ મોટી સંખ્યામાં વસતી હતી–નો બહુમૂલ્ય ફાળો છે. આર્યોની કાઈક અંશે બહારની સંસ્કૃતિની સામે ઉત્તર ભારતમાં ઑસ્ટ્રિક અને દ્રાવિડિયન પ્રજાઓએ સહિયારી સંસ્કૃતિ વિકસાવવા માંડી હતી એમ મનાયું છે.

પંજાબ અને સિન્ધની નાગર સંસ્કૃતિ વિકસાવનારી સિન્ધુ સંસ્કૃતિની પ્રજા તે દ્રાવિડિયન પ્રજા હતી તેવો એક અભિપ્રાય વિદ્વાનોમાં પ્રચલિત પણ પુરાવા વિનાનો રહ્યો છે. આર્યોના આગમન વખતે સમસ્ત ભારતવર્ષ–ખાસ કરીને ઉત્તર ભારત–દાસ અથવા દસ્યુ અર્થાત્ દ્રાવિડિયન અને નિષાદ અર્થાત્ ઑસ્ટ્રિક પ્રજાઓથી વસેલો હતો. આ પ્રજાઓના અનેક સમૂહો કદાચ ઈરાન સુધી વિસ્તરેલા હોઈ ને આર્યોને આ પ્રજામાં અને ભારતમાંના દાસ-દસ્યુઓ અને નિષાદોમાં વિશેષ તફાવત લાગ્યો ન હતો. પરિણામે, ઋગ્વેદની ભાષામાં અનેક દ્રાવિડિયન શબ્દો આપણને જોવા મળે છે.

વીસમી સદીની શરૂઆતના ચાર દાયકાઓ સુધી એમ માનવામાં આવતું કે "ભારતીય સંસ્કૃતિના ઉત્તમ અંશો આર્યોએ આપેલા વારસાનું પરિણામ છે અને જે કાંઈ નિમ્ન પ્રકારનું તે સઘળું આર્યેતર પ્રજાઓની સંસ્કૃતિઓની અસરને કારણે છે." આ અભિપ્રાય ઝડપથી બદલાઈ રહ્યો છે અને આર્યેતર પ્રજાઓના સંસ્કાર-વારસાનુ સહિયારું મહત્ત્વ સ્વીકારાઈ રહ્યું છે. દ્રાવિડિયન ભાષાની પ્રાચીન બોલીઓ બોલનારી કોઈક પ્રજા કે પ્રજાઓ સિન્ધુ સંસ્કૃતિની જનેતાઓ છે એવો અભિપ્રાય જોર પકડતો જાય છે. મોર્ટિમર વ્હિલર અને લિયોનાર્ડ વૂલી જેવા સમર્થ પુરાવિદો આર્યોને અર્ધ-સુધરેલી જંગલી ટોળીઓ ગણાવીને સિન્ધુસંસ્કૃતિના વિનાશ માટે આર્યોને અને તેમના નિષ્ઠુર નેતા ઇન્દ્રને જવાબદાર ગણે છે. ('Aryan victory seems to have involved wholesale massarce–the bodies of women and children lie amongst the ruins of the houses–and there was no chance of any trade revival under the rule of the barbarians.' 'The Ṛgveda is the epic of destruction of one of the great cultures of the ancient world.' Sir Leonard Wooley in the draft Volume I of History of Asia, as part of six–volume series of the 'History of Mankind' proposed to the prepared by UNESCO). દ્રાવિડિયન પ્રજાએ ભારતીય સંસ્કૃતિમાં કરેલા વિશિષ્ટ પ્રદાન માટે વધારે વિગતોમા, દક્ષિણ ભારતના સાંસ્કૃતિક ઇતિહાસનો વિચાર કરતી વખતે, આપણે ઊતરીશું.

ઑસ્ટ્રિક, દ્રાવિડિયન અને ઇન્ડો–યુરોપિયન (આર્ય) ભાષાઓ બોલતી પ્રજાઓએ ભારતીય સંસ્કૃતિના વિકાસમાં આપેલા ફાળાની સાથે સાથે કિરાત પ્રજા–મોંગોલૉઇડ-નો ફાળો પણ કેવો હતો તેનો સામાન્ય વિચાર અપેક્ષિત છે. આ પ્રજા ઉત્તર ભારતના પાર્વતીય પ્રદેશોમાં અને તિબેતમાં વસતી હતી. બુદ્ધના સમયથી તેમનો તિબેટ વસવાટ ગણવામાં આવે છે છતાં ભારત સાથેનો તેમનો સંબંધ ઘણો મોડો–ઇસુની સાતમી સદી પછી–શરૂ થાય છે. આ પ્રજાએ નેપાળી, બંગલા, આસામિયા વગેરે ભાષાઓ ઉપર અસર કરી છે. ભારતના આર્ય–દાસ–નિષાદ સંસ્કાર–વારસાનો પૂરો લાભ આ પ્રજાને મળ્યો અને આ વારસાના રંગે તે રંગાઈ ગઈ; કુદરતી અંતરાયોને લીધે રાજકીય અને સામાજિક અસરોનું આદાન-પ્રદાન અત્યંત અલ્પ થયું અને તેટલા પૂરતી તેમણે પોતાની આદ્ય સ્થિતિ જાળવી રાખી; પરંતુ અર્વાચીન ભારતમાં તેમનું સ્થાન સમગ્ર ભારતીય સંસ્કૃતિના એક અવિભાજ્ય અંગ તરીકે છે તે વાત તેઓ ન ભૂલે એવા પ્રયાસો થાય તે સર્વના હિતમાં છે.

## ૦·૬ સિન્ધુ સંસ્કૃતિ

ઈ. સ. ૧૯૨૨ સુધી ભારતીય સંસ્કૃતિ એટલે આર્યોની સંસ્કૃતિ એવો સર્વસ્વીકૃત મત પ્રવર્તતો હતો. ઈ. પૂ. લગભગ ૧૫૦૦થી પહેલાંની કોઈ પણ સંસ્કૃતિ–આર્યેતર સંસ્કૃતિ–વિષે આપણને કશો ખ્યાલ ન હતો; પરંતુ સિન્ધ અને પંજાબનાં કેટલાંક સ્થળોએથી સિન્ધુ સંસ્કૃતિના અવશેષો પ્રાપ્ત થયા પછી ભારતીય સંસ્કૃતિ વિષેના આપણા વિચારોમાં મૂલગામી પરિવર્તનો થયાં છે.

ઈ. સ. ૧૯૨૨–૨૩માં ભારતીય પુરાતત્ત્વ ખાતાના આર. ડી બેનરજી જ્યારે સિન્ધમાં મોહેન્જોદારો પાસે એક બૌદ્ધ વિહારના અવશેષો અંગે પ્રયત્ન કરી રહ્યા હતા ત્યારે કેટલીક પ્રાચીન મુદ્રાઓ તેમને મળી આવી. આ શોધથી ઉત્સાહિત બનીને પુરાતત્ત્વવિદોએ ૧૯૨૪–'૨૫થી માંડીને પછીનાં લગભગ સાત વર્ષ સુધી પંજાબ અને સિન્ધનાં અનેક સ્થળોએ ખોદકામ શરૂ કર્યું અને તેમને એક અત્યંત વિકસિત એવી પ્રાચીન સંસ્કૃતિના અસંખ્ય અને વિવિધ અવશેષો પ્રાપ્ત થયા. સમય જતાં આ સંસ્કૃતિને સિન્ધુખીણની સંસ્કૃતિ એવું નામ મળ્યું અને એ સંસ્કૃતિમાં વિકાસના અનેક સ્તરો હતા એમ સાબિત માનવામાં આવ્યું. પુરાતત્ત્વ ખાતાના બેનરજી, માર્શલ વગેરે પૂર્વસૂરિઓએ કરેલા આવા અત્યંત મહત્ત્વના કાર્યથી દેશમાં અસંખ્ય સ્થળોએ સિંધુ સંસ્કૃતિના અવશેષો માટે શોધ શરૂ થઈ. તેને પરિણામે ઉત્તર પ્રદેશમાંથી તથા સૌરાષ્ટ્રના સાગરકાંઠાના નજીકનાં સ્થળોએથી મહત્ત્વના અવશેષો પ્રાપ્ત થયા. ગુજરાતમાં લોથલના સિન્ધુસંસ્કૃતિના એક પ્રાચીન નગરની શોધથી આ સંસ્કૃતિનો પશ્ચિમ તથા દક્ષિણ તરફનો પ્રસાર કેટલો હતો તે પણ જાણી શકાયું. સિન્ધુ સંસ્કૃતિની શોધથી ભારતમાં પણ સુમેર, અક્કડ, બેબિલોન, ઇજિપ્ત અને એસિરિયાની સંસ્કૃતિઓ જેવી અત્યંત વિકસિત સંસ્કૃતિ હતી એમ આપણે હવે ગર્વભેર કહી શકીએ છીએ.

સિન્ધુ સંસ્કૃતિના આપણને પ્રાપ્ત થયેલા અવશેષો ઉપરથી આપણે એમ કહી શકીએ છીએ કે ઉત્તરથી દક્ષિણ સુધી લગભગ સાડા નવ સો માઈલના વિસ્તારમાં હરપ્પા સંસ્કૃતિ નગરો, ગામડાં વગેરે વિવિધ ઘટકો રૂપે વિસ્તરેલી હતી. આ સંસ્કૃતિનાં વિવિધ ઘટકોમાં અને તેના અવશેષોમાં સંપૂર્ણ સામ્ય છે. જ્યાં સામ્ય ઓછું દેખાય છે ત્યાં સમયના પ્રવાહની સાથે થયેલો વિકાસ અને ફેરફાર જ કારણભૂત છે.

સિન્ધુ સંસ્કૃતિનાં અનેક સ્થળોએથી શોધી કાઢવામાં આવેલા અવશેષોમાં આખાં નગરો, ગામડાં, રોજિંદા જીવન અને વ્યવહારની વસ્તુઓ, મોજશોખની ચીજો, ધાર્મિક વિચારો અને માન્યતાઓ દર્શાવતી મૂર્તિઓ અને આંતરદેશીય તથા બાહ્ય વ્યવહાર માટે ઉપયોગમાં લઈ શકાય તેવી મુદ્રાઓ મોટી સંખ્યામાં પ્રાપ્ત થયાં છે. આ બધાં ઉપરથી સિન્ધુ સંસ્કૃતિ, તેના લોકો, તેમનો જીવનવ્યવહાર, તેમના વિચારો, તેમની સિદ્ધિઓ વગેરેને વિષે ઘણી ઉપયોગી માહિતી મળે છે.

સિન્ધુ સંસ્કૃતિની પ્રજામાં આદ્ય ઑસ્ટ્રેલૉઇડ, ભૂમધ્ય પ્રકાર, મોંગોલૉઇડ અને આલ્પિનોઇડ પ્રકારની પ્રજાઓ અને તેમનાં સંમિશ્રણ હતાં એમ મનાય છે. ભૌગોલિક દૃષ્ટિએ સિન્ધુ સંસ્કૃતિનાં સ્થળો દરિયાઈ માર્ગે અને જમીન માર્ગે એશિયા તથા યુરોપના અનેક દેશો સાથે સંકળાયેલાં હશે અને તેથી આ સંસ્કૃતિના લોકોમાં અનેક પ્રજાઓનું સંમિશ્રણ થયું હશે.

પશુ, પ્રાણી અને અન્ન વિષયક બાબતોનો વિચાર કરતાં એમ લાગે છે કે ઘઉં, જવ, દૂધ, ફળ અને શાક-ભાજીના ઉપયોગ ઉપરાંત અનેક પ્રકારનાં માંસનો ઉપયોગ થતો હશે. માછલીની પણ અનેક જાતો તેમને જાણીતી હોવી જોઈએ. ગાય, બળદ, સિંહ, ઘેટાં, ગેંડો, વાઘ, વાનર, કૂતરાં, સસલાં, અને રીંછ જેવાં પશુઓ તથા પોપટ, મોર, કૂકડાં અને ખિસકોલી જેવાં પ્રાણીઓ અને પંખીઓ પણ તેમને જાણીતાં હતાં.

વસ્ત્રાભૂષણ અને અલંકારોનો વિચાર કરતાં આ સંસ્કૃતિના લોકો આ બધી બાબતોમાં ઘણા આગળ વધેલા હશે એમ લાગે છે. શાલ જેવું ઉપવસ્ત્ર અને ધોતિયા જેવું અંતરીય વસ્ત્ર તેઓ પહેરતા હતા. વસ્ત્રો સીવેલા અને સુતરાઉ તથા ઊની પણ હતા. પુરુષો અને સ્ત્રીઓ લાંબા વાળ રાખતાં, વચમાં સેંથી અને પાછળ લટો અથવા ગ્રંથિ રાખતા. વાળમાં પીનો ખોસવામાં આવતી. પુરુષો નાની, ટૂંકી, સ્વચ્છ અને બરાબર કાપેલી દાઢી રાખતા. સોનું, તાંબું, અને છીપલામાંથી અલંકારો બનાવવામાં આવતા. નેકલેસ, કુંડળ, એરિંગ, હાર, હારમાં મણકા અને સોનાના તોરા, કંકણ, વીંટીઓ અને પગમાં ઝાંઝર પણ પહેરવામાં આવતાં. મોં ઉપર લગાડવામાં કોઈક પ્રકારનું ચૂર્ણ, અળતો, નેત્રો માટેનું કાજળ અથવા એવું જ કોઈ અંજન પણ તેઓ જાણતા હતા. છન્હુદારોના અવશેષો-માંથી તો 'લિપસ્ટિક' જેવી વસ્તુનો પણ ખ્યાલ મળે છે.

ઘરમાં વાપરવા માટે અનેક પ્રકારના ધાતુના વાસણો તથા પકાવેલી અને વિવિધ રંગોએ પોલિશ કરેલી માટીનાં ચિત્રિત વાસણોનો ઉપયોગ કરવામાં આવતો. અકીકના અને આરસના લખોટા, પાસા, પાસા રાખવાના ઈંટોના પાટિયાં અને શિકાર માટેનાં પંખીઓને તથા પશુઓને પકડવાની કડીઓ અને પાશના અવશેષો પણ મળે છે. શિકાર, બળદ અને આખલાની લડાઈઓ, પંખીઓની લડાઈઓ વગેરે રમતો આ યુગની પ્રજાના આનંદ-પ્રમોદના સાધનો અને વ્યવસાયો હતાં.

વજન કરવાનાં સાધનો અને માલની અનેક વસ્તુઓનાં તોલમાપ દર્શાવવા માટેની મુદ્રાઓ આ યુગની પ્રજા વિપુલ પ્રમાણમાં બનાવતી. તેમના તોલમાપમાં ·૮૭૫૦ ગ્રામનું તોલ કેન્દ્રસ્થાને હતું અને સોળ સોળના યુનિટમાં આવા તોલમાં ફેરફારો થતા ગરીબ માણસો અત્યારની જેમ પથ્થરોને તોલમાપ માટે ઉપયોગમાં લેતા.

આ પ્રજામાં મુખ્યત્વે ચાર વર્ણ–વૈદિક આર્યોમાં મળે છે તેવા લગભગ–હતા. ઉચ્ચ વર્ણના લોકો યજ્ઞકાર્ય, વૈદક અને જ્યોતિષનો ધંધો કરતા. કડિયા, સુથાર, સોની જેવી પ્રજા પણ હતી અને ક્ષત્રિય પ્રકારના લોકો પણ હતા એમ સ્વીકારવામાં વાંધો નથી.

સામાન્ય ઉદ્યોગોમાં વણાટકામ, રમકડાં અને માટી-કામ, હથિયારોની બનાવટ, પૂતળાં તથા કાંસ્ય મૂર્તિઓની રચના અને રોજિંદા જીવનમાં ઉપયોગી વસ્તુઓની બનાવટ મુખ્ય હતાં. મુદ્રાઓ ઉપરનાં ચિત્રાંકનો આવા વ્યવસાયોમાં કદાચ મોખરે હશે. સિન્ધુ સંસ્કૃતિના અવ-શેષોમાંથી મળી આવેલી નર્તિકાની કાંસ્ય મૂર્તિ તે વખતની કલાસાધનાનો સુંદર પુરાવો છે. ('Though more impressionist in style than the stone-sculptures, this figure, which is cast in one piece, astonishes one by the ease and naturalness of its posture.')

સિન્ધુ સંસ્કૃતિના લોકોના ધર્મનો વિચાર કરતાં એક વાત સહજ દેખાઈ આવે છે કે આ સંસ્કૃતિના અવ-શેષોમાંથી ધાર્મિક બાબતો વિષે પુરાવો આપતા અવશેષો ઘણા અલ્પ છે. તેથી મુદ્રાઓમાંનાં ચિત્રાંકનો, પથ્થરનાં પૂતળાં અને ધાતુની મૂર્તિઓ ઉપરથી જ સિન્ધુપ્રજાની ધાર્મિક માન્યતાઓની કલ્પના કરવાની રહે છે. આ બધાનો વિચાર કરતાં બે-ત્રણ બાબતો સ્પષ્ટ થાય છે. આ પ્રજા પૃથ્વી જેવી કોઈક દેવીને માનતી હશે અને તેની આગળ પશુઓ અને પ્રાણીઓનો–કદાચ મનુષ્યોનો પણ–વધ કરતી હશે. શિંગડાના શિરસ્ત્રાણવાળા અને ત્રણ મુખવાળા દેવની આસપાસ હાથી, વાઘ, મહિષ અને ગેંડાની આકૃતિ-ઓ મળે છે તેથી આ ઊર્ધ્વલિંગ દેવને ત્રિમુખ, પશુપતિ અથવા યોગીશ્વર એવા શિવ સમજવા તરફ આપણે વળીએ છીએ. સિન્ધુસંસ્કૃતિનાં બીજાં સ્થળોએથી પણ શિવના ચિત્રાંકનોવાળી મુદ્રાઓ મળી આવી છે. પૃથ્વી અને શિવની પૂજા ઉપરાંત વૃક્ષો, અગ્નિ અને જળના દેવતાઓની પણ પૂજા થતી હતી અને માનવામાં આવે છે.

સિન્ધુ સંસ્કૃતિની પ્રાચીનતા વિષે પણ આપણે વિચાર

કરવો જોઈએ. સિન્ધુસંસ્કૃતિના અવશેષોનો વિચાર કરતાં આ સંસ્કૃતિના આદ્ય સ્તર ઈ. પૂ. ૨૮૦૦ અથવા ઈ. પૂ. ૨૫૦૦ની આસપાસ અસ્તિત્વમાં હશે એમ કહી શકાય. આ સંસ્કૃતિને ઇલામ અને મેસોપોટેમિયાની સંસ્કૃતિ સાથે તથા સુમેરની આદ્યઐતિહાસિક સંસ્કૃતિ સાથે નજીકનું સામ્ય હતું એમ માનવામાં આવે છે. સિન્ધુસંસ્કૃતિના અવશેષોમાંની મુદ્રાઓનો—અને તે જે જે સ્થળોએથી મળી આવે છે તે તે સ્થળોનો—વિચાર કરતાં એમ લાગે છે કે સિન્ધુસંસ્કૃતિનાં અનેક સ્થળો ઈ. પૂ. ૨૮૦૦થી ઈ. પૂ. ૧૫૦૦સુધી જુદે જુદે સ્વરૂપે અસ્તિત્વમાં હશે. આ સંસ્કૃતિને અને તેના વિકાસને સિંધુનાં જળથી નુકસાન થયું હોય તેવો સંભવ છે. આજના પ્રાચ્યવિદ્યાપંડિતો આર્ય પ્રજાએ આ સંસ્કૃતિનો નાશ કર્યો એમ સૂચવવામાં આનંદ માને છે.

આ સંસ્કૃતિનો આર્ય સંસ્કૃતિની સાથે કેવો સંબંધ હતો તેનો વિચાર કરતાં એક વાત તો સ્પષ્ટ છે કે આ સંસ્કૃતિ વૈદિક આર્ય સંસ્કૃતિ કરતાં મોટે ભાગે ભિન્ન હતી. આ વિષયમાં ઘણાં મતાંતર છે તેથી એને વિષે કશું ચોક્કસ કહી શકવાની સ્થિતિમાં આપણે નથી. એટલું જ કહેવું બસ થશે કે આર્યોને આ સંસ્કૃતિ અને તેની અસરોનો ખ્યાલ હતો. કદાચ આ બન્ને સંસ્કૃતિઓ વચ્ચે ઘણો સંબંધ પણ હોય અને તેથી ધર્મ, ચિંતન અને સામાજિક બાબતો તથા રોજિંદા વ્યવસાયોના સંદર્ભમાં આર્ય સંસ્કૃતિને આ પ્રજા કે પ્રજાઓ પાસેથી ઘણું શીખવાનું મળ્યું હોય. શિવ, પશુપતિ અને લિંગપૂજા તથા પુરુષમેધનો વૈદિક સાહિત્યમાં વિકાસ અને ઉલ્લેખ કદાચ આવા સંબંધના પરિણામે હોય એમ કહેવામાં વાંધો ન હોવો જોઇએ.

## ૦.૭ આર્યો: બીજી પ્રજાઓ સાથેના તેમના સંબંધો અને તેમની ઐતિહાસિક અનુશ્રુતિ

ઈ. સ. ૧૫૮૩થી ૧૫૮૮ સુધી પાંચવર્ષ ગોવામાં રહેનાર ફ્લોરેન્સના વેપારી ફિલિપો સાસેટીએ પહેલી વાર જાહેર કર્યું કે ભારતની સંસ્કૃત ભાષા અને યુરોપની કેટલીક ભાષાઓ વચ્ચે ચોક્કસ પ્રકારનો સંબંધ છે. આ સંબંધોનું મૂળ એક જ છે એમ વિલિયમ જોન્સે ઈ. સ. ૧૭૮૬માં સૂચવ્યું. જોન્સે ગ્રીક, લૅટિન, ગૉથિક, કેલ્ટિક, સંસ્કૃત, અવેસ્તા વગેરેનું એક જ મૂળ હતું અને તે આદ્યભાષાને ઇન્ડોજર્મૅનિક અથવા ઇન્ડોયુરોપિયન કહી શકાય એમ પ્રતિપાદન કરવાના પ્રયત્નો કર્યા. આ પિતૃભાષાની અનેક શિશુભાષાઓ અને બોલીઓ યુરોપના અનેક અને પાસે પાસે રહેલા દેશોમાં બોલાય છે; તેથી આ આદ્યપિતૃભાષા—ઇન્ડોયુરોપિયન—બોલનારી પ્રજા એશિયામાં નહિ પણ યુરોપમાં ક્યાંક વસતી હોવી જોઈએ; આ દલીલને વિશેષ પુષ્ટિ તો એ મળે છે કે ભારત અને એશિયાની વિદ્યમાન ઈન્ડોયુરોપિયન કુળની ભાષાઓમાંની કોઈ ભાષા—સંસ્કૃત પણ નહિ—જેને આપણે ઈન્ડોયુરોપિયન ભાષા તરીકે હવે, તૌલનિક ભાષાશાસ્ત્રની મદદથી જાણતા થયા છીએ તેની આદ્ય અવસ્થાની સાથે નિકટતમ સંબંધ ધરાવતી નથી; આવો નિકટતમ સંબંધ અત્યારના યુરોપની લિથુઆનિયન ભાષા ધરાવે છે.

આવા નિષ્કર્ષને પરિણામે પ્રાચીન આર્યોના નિવાસની મૂળ ભૂમિ ભારત હતી તે મુદ્દો પણ ખંડન પામે છે. હજી પણ ભારતમાં ઘણા અને ભારતની બહાર પણ થોડાક વિદ્વાનો ભારતને—ભારતના પંજાબ અને ઉત્તરપ્રદેશને—પ્રાચીન આર્યોની પિતૃભૂમિ તરીકે સ્વીકારે છે. આવી દલીલની સામે એક મુદ્દો એ ઉપસ્થિત થાય છે કે જો આર્યોની પિતૃભૂમિ ભારત હોત, તો તેમણે આખાય ભારતને પૂર્ણતયા આર્ય બનાવી દીધો હોત; દક્ષિણ ભારતમાં મળતા આર્યેતર ભાષાસમૂહોને કારણે—અરે, એટલું જ નહિ, પણ અત્યારના બલુચિસ્તાનમાં દ્રાવિડિયન કુળની એક ભાષા બ્રાહુઈને બોલનારી પ્રજા વસે છે—સમગ્ર ભારતમાં એક વખત આર્યેતર પ્રજાઓ વસતી હતી એમ ચોક્કસ અનુમાન થાય છે. વળી, સંસ્કૃત સિવાય બીજી કોઈ આર્યકુળની ભાષામાં મૂર્ધન્ય વર્ણોનો મહત્ત્વનો પ્રસાર નથી તેથી પણ એમ કહેવું જોઈએ, કે સંસ્કૃતમાંના મૂર્ધન્ય વર્ણો દ્રાવિડિયન અને ઑસ્ટ્રિક ભાષાકુળોનું જ પ્રદાન છે. હા, ભારતને આર્યોની પિતૃભૂમિ માનનારાઓની તરફેણમાં એક જ દલીલ આપી શકાય, જો સિન્ધુ સંસ્કૃતિની પ્રજાની ભાષાને સંસ્કૃત અથવા વૈદિક કે વૈદિક સંસ્કૃતનું કોઈ આદ્ય રૂપ આપણે સિદ્ધ કરી શકીએ તો; પણ કમનસીબે હજી સુધી સિન્ધુસંસ્કૃતિની ભાષાને અંગે આપણે અનુમાનો સિવાય કાંઈ જ જાણતા નથી.

આપણે અગાઉ તપાસ્યું છે કે વૈદિક સંસ્કૃતિ ભારતની પ્રાચીન સંસ્કૃતિઓમાંની એક હતી, અને તેને ભારતની

બીજી તત્કાલીન સંસ્કૃતિઓ સાથે નિકટનો સંબંધ હતો. ભારતની આ બધી સંસ્કૃતિઓમાંથી કઈ કેટલી પ્રાચીન હતી તે આ તબક્કે કહેવું અત્યંત મુશ્કેલ છે. સિન્ધુ-સંસ્કૃતિ જેને કેટલાક લોકો દ્રાવિડિયન પ્રજાની સંસ્કૃતિ ગણે છે, તે ભારતમાંની પ્રાચીનતમ સંસ્કૃતિ હતી એવો અભિપ્રાય ખૂબ ભારપૂર્વક દર્શાવવામાં આવે છે અને એમ પણ કહેવામાં આવે છે કે પછી આવેલા સુધરેલાં શસ્ત્રોવાળા અને બળવત્તર આર્યોએ તેનો નાશ કર્યો. આવા અભિપ્રાયો માટે પણ હજુ સુધી નિર્ણાયક દલીલો કરવામાં આવી નથી.

અત્યારે તો આપણે એટલું સ્વીકારીશુ કે આર્યો ભારતમાં ભારતની બહારથી આવ્યા. આર્યોની પ્રાચીન ભાષા સંસ્કૃતને અવેસ્તા ગાથાઓ સાથે અતિ નિકટનો સંબધ છે. પ્રાચીન વૈદિક સસ્કૃતને આપણે ઈસુની પૂર્વે લગભગ ૧૦૦૦ની આસપાસ પૂર્ણ રીતે વિકસેલી ભાષા તરીકે સ્વીકારી શકીએ. અલબત્ત, આવી ભાષા બોલનારી પ્રજા કે પ્રજાઓનો વિકાસ એથીયે ઘણો વહેલો થયો હોય એમાં કશી શંકા નથી. ઈરાનમાંની આર્ય ટોળીઓ અને ભારતમાંની તેમની બીજી સાહસિક પ્રજાઓ ઈ. સ. ૧૦૦૦ની આસપાસ સંપર્કમા હતી એમ લાગે જ છે.

ભારતની બહાર ઈરાનની આસપાસના પ્રદેશોમાં આદ્ય સંસ્કૃત અથવા આદ્ય અવેસ્તાના પ્રાચીન અંશોવાળી ભાષાઓ અથવા તેના સંસ્કારો પ્રચલિત હતા એમ અનુમાન કરી શકાય. (૧) ઈ. પૂ. ૧૪૦૦ની આસપાસ મિતાનિ રાજા 'મેટીઓઝા' અને હિટાઈટ રાજા 'શુબ્બિલુલ્યૌમ'ની વચ્ચે થયેલા સંધિ-કરારોમાં વૈદિક દેવો મિત્ર, વરુણ, ઇન્દ્ર અને નાસત્યૌના નામ મળે છે. આવા સધિ-કરારના અવશેષો 'બોગાઝકૉય'માંથી મળેલી ગુટિકાઓમાં મળે છે. (૨) મિતાનિ લેખક કિકુલિએ રચેલા રથસ્પર્ધાના પુસ્તકમા 'ઐક, પઝ, સત્ત' વગેરે સખ્યાવાચક શબ્દો મળે છે. (૩) ઈજિપ્તમા 'અલ-અમર્ના'માંથી મળેલી માટીની ગુટિકાઓમાં અર્તમન્ય, અર્ઝવીય, યશદત્ત, સુત્તર્ણ જેવા રાજાઓના નામ મળે છે. આ રાજાઓ ઈ. પૂ. પંદરમા સૈકાની આસપાસ સિરિયામાં રાજ્ય કરતા હતા. (૪) ઈ. પૂ. ૧૭૬૦ની આસપાસ 'કેસાઇટ' જાતિએ બેબિલોન જીતી લીધું. કેસાઇટ પ્રજા સૂર્ય માટે 'સુરિયસ' શબ્દ વાપરતી હતી. આ બધા પુરાવાઓ ઉપરથી કોઈ ચોક્કસ અનુમાન તારવવું શકય નથી; છતાં એટલું કહી શકાય, કે ઈ. પૂ. ૧૫૦૦ની આસપાસ આર્યોની સંસ્કૃતિનું ભારતમાં આગમન થયું. એની સાથે સાથે જ ઈરાક (પ્રાચીન મેસોપોટેમિયા), સિરિયા અને ઈરાનમાં પણ આર્ય પ્રજાઓ અને આર્ય રાજાઓનાં અસ્તિત્વ હતાં એમ માની શકાય. આ બધી આર્ય પ્રજાઓ ઈરાનની આસપાસ ઈ. પૂ. ૨૦૦૦માં પ્રસરી ચૂકી હતી અને પછીના સમયમા બીજા દેશોમાં પોતપોતાની વિશિષ્ટતાઓ—દા. ત. ભારતમાંની આર્ય સંસ્કૃતિનો-પૂર્ણ રીતે વિકાસ કરતી હતી.

આદ્ય ઈન્ડો-યુરોપિયન પ્રજાની એક પેટા જાતિ તરીકે હિટાઇટ પ્રજાને આપણે સમજીએ છીએ. ઈ. પૂ. ૧૯૫૦ની આસપાસ હિટાઈટ પ્રજા ઇરાકની આસપાસ આવીને ઘર કરીને બેસી ગઈ. લગભગ આ જ સમયની આસપાસ ઇન્ડોયુરોપિયન પ્રજાની બીજી એક પેટા જાતિ-ઈરાનની આર્ય જાતિ—ઉપર જોયું તેમ, મધ્ય એશિયામાં વિસ્તરતી જતી હતી. હિટાઇટ પ્રજાની ભૂમિ એશિયા માઇનર અને ઈરાનમાં વસેલી આર્ય જાતિઓની આદ્ય ભૂમિ લગભગ એક જ હોય અથવા પાસે પાસે હોય એવા અનુમાન તરફ આપણે આવતા જોઈએ છીએ. આની સાથે પ્રાચીન ઇંડો-યુરોપિયનની શિશુભાષા લિથુઆનિયનનું માતૃભાષા એવી આર્યભાષા સાથે અતિ નજીકનુ સગપણ છે એ સ્થિતિનો વિચાર કરતા આદ્ય ઈન્ડો-યુરોપિયન પ્રજાનુ મૂળ નિવાસસ્થાન લિથુઆનીઆની આસપાસનો પ્રદેશ મંસવે એવી કલ્પના અસ્થાને નહિ ગણાય. ઈન્ડો-યુરોપિયન પ્રજાના આદ્ય નિવાસસ્થાન તરીકે બીજાં અનેક સ્થળોને ગણવામાં આવ્યાં છે; તેમાના મુખ્ય સ્થળો વિષેના અભિપ્રાયો—આવા અભિપ્રાયોના પુરસ્કર્તા વિદ્વાનોનાં કૌંસમાં મૂકેલા નામ સાથે—નીચે પ્રમાણે છે: (૧) જર્મનિક ભાષાઓના મુખ્ય પ્રદેશ તરીકે સ્કેન્ડિનેવિયાને અને તેની આસપાસના પ્રદેશોને આર્ય પ્રજાના મૂળ નિવાસ તરીકે ગણવા જોઈએ (પેન્કા); (૨) ભાષાકીય સામગ્રીને બદલે પુરાવશેષો ઉપર વિશેષ ભાર મૂકીને તેમના ઉપરથી આર્યોની આદ્ય પિતૃભૂમિનો વિચાર કરવો જોઈએ; આ દૃષ્ટિએ વિચારતાં આદ્ય પાષાણયુગના પ્રાચીન પાષાણ અવશેષો બાલ્ટિક સમુદ્રના પશ્ચિમ કાંઠાના પ્રદેશોમાંથી મળી આવતા હોઈને તેને આર્યોની માતૃભૂમિ ગણવી

જોઈએ (ગૉર્ડન ચાઇલ્ડ); (૩) પ્રાગૈતિહાસિક માટીકામના નમૂના દક્ષિણ રશિયા, પોલૅન્ડ અને યુક્રેનના કેટલાક ભાગોમાંથી મળતા હોવાથી તે પ્રદેશોને આર્યોની પિતૃભૂમિ ગણવા જોઈએ (રોસેનબર્ગ); (૪) આદ્ય ઐતિહાસિક અને પ્રાગૈતિહાસિક માટી કામમાં સરખાપણું જણાતું હોવાથી અને તેવા માટીકામના અવશેષોની રશિયામાંથી પ્રાપ્તિ થતી હોવાથી રશિયાને, દક્ષિણથી પશ્ચિમ તરફના રશિયાઈ પ્રદેશને, આર્યભૂમિ ગણવા જોઈએ (ન્હેરિંગ); (૫) ઇન્ડો-યુરોપિયન કુળની ભાષાઓ ઉપરથી તૈયાર કરેલી આદ્ય ઇંડો-યુરોપિયન ભાષાસામગ્રીનો અર્થની દૃષ્ટિએ વિચાર કરતાં, અર્થાત્ જેને અર્થવિજ્ઞાન (Semantics) કહીએ છીએ તેની મદદથી પ્રાપ્ત થયેલી સામગ્રીનો વિચાર કરતાં, યુરલ પર્વતોની દક્ષિણ તરફના કિર્ગીઝના પ્રદેશોને આર્યોના મૂળ નિવાસ તરીકે ગણવા જોઈએ. ઇન્ડો-ઇરાનિયન જાતિઓની ભાષામાં મળતા શબ્દો અને તેના ઇન્ડો-યુરોપિયન મૂળ શબ્દોનો વિચાર કરતાં આવું અનુમાન અપરિહાર્ય બને છે. વનસ્પતિ અને પ્રાણીઓ તથા પશુઓનાં નામોમાં યુરોપિયન નામો કરતાં ઇરાનના પ્રદેશોનાં પ્રાણીઓનાં નામો વિશેષ પ્રાપ્ત થાય છે. આ ઉપરથી એમ સાબિત થાય છે કે આદ્ય ઇન્ડો-યુરોપિયન પ્રજા કિર્ગીઝના પ્રદેશોમાં રહેતી હોવી જોઈએ અને તેમાંથી જેને આપણે ઇન્ડો-ઇરાનિયન જાતિઓ કહીએ છીએ તે જાતિઓ પૂર્વ તરફ વળી અને પછીના સમયમાં બીજી જાતિઓ પશ્ચિમ દિશા તરફ વળી (બ્રેન્ડેસ્ટાઇન); (૬) ઇન્ડો-યુરોપિયન પ્રજાઓના બીજી જાતિઓ સાથેના સંબંધોનો વિચાર કરતાં 'ફિનો-ઉગ્રિયન' કુળની ભાષાઓ બોલતી પ્રજાઓ સાથેના સંબંધો ઠીક ઠીક નિકટના હતા એમ કહી શકાય. આ ફિનો-ઉગ્રિયન કુળની ભાષા બોલનારી પ્રજાઓનું સ્થાન મધ્ય રશિયામાં હતું તેથી મધ્ય રશિયાને આર્યોના આદ્ય સ્થાન તરીકે ગણવું જોઈએ (કૂલેર). આ બધા અભિપ્રાયોમાંથી છેલ્લા અભિપ્રાયને અંગે વિદ્વાનોમાં લગભગ ઐકમત્ય છે.

આર્ય પ્રજાની ઇન્ડો-ઇરાનિયન જાતિઓ ઘણા સમય સુધી મધ્ય એશિયાની તેમની પિતૃભૂમિમાં સાથે રહી હશે એ નિર્વિવાદ છે. ઈ. પૂ. ૨૦૦૦ની આસપાસ આવો સહનિવાસ શક્ય હતો. ત્યાર પછી લગભગ ચાર સો કે પાંચ સો વર્ષ પછી ઇરાનમાંથી નીકળેલી આર્ય જાતિઓએ ભારતમાં પ્રવેશ કર્યો અને સ્વતંત્રપણે પોતાની સંસ્કૃતિનો વિકાસ કર્યો. ઇરાન, અફઘાનિસ્તાન, કાશ્મીર, પંજાબ, હિમાલય-પ્રદેશો વગેરેમાં આર્ય પ્રજાઓ અને તેમની વિવિધ જાતિઓ આવીને વસી તે પહેલાં આ પ્રદેશોમાં કદાચ માતૃપ્રધાન અને વૃક્ષ, સર્પ વગેરેને પૂજનારી પ્રાચીન આર્યેત્તર પ્રજાઓ વસતી હશે એમ અનુમાન કરી શકાય.

ઇન્ડો-ઇરાનિયન જાતિઓના સહઅસ્તિત્વ વખતે દેવો, પૂજા, સોમપાન, યજ્ઞ વગેરે બાબતમાં આર્ય જાતિઓ કેટલુંક સામ્ય ધરાવતી હતી; છતાં થોડા સમય પછી દેવપૂજકો અને અસુરપૂજકો—એવા બે વિભાગ તેમનામાં પડી ગયા હશે. દેવપૂજકો એટલે આદ્ય ઇન્ડો-યુરોપિયન સમયથી જેની પૂજા થતી હતી તે પ્રકૃતિતત્ત્વો, જેવાં કે અગ્નિ, ઉષસ્, દ્યૌ, વગેરેને પૂજનારા લોકો અને અસુરપૂજકો એટલે પ્રકૃતિતત્ત્વો નહિ પણ સર્વસંમત વ્યવહાર, નીતિ, સદાચાર, વીરતા, બળ વગેરેના પ્રતિનિધિ એવા દેવો—જેવા કે, વરુણ, મિત્ર વગેરે—ને પૂજનારા લોકો. દેવપૂજકોમાં આર્યજાતિઓમાંની બલિષ્ઠ, ઉત્સાહી, સાહસિક છતાં કાંઈક અંશે ગ્રામીણ અને ખેતી તથા પશુપાલનને મહત્વ આપનારી ટોળીઓ હતી. તેમણે ભારતમાં પ્રવેશ કર્યો. મોટા પાયા ઉપર અને અનેક વાર અનેક જુદાં જુદાં સ્થળોએથી થયેલા આ પ્રવેશોને કારણે આવી આર્ય ટોળીઓ—દેવપૂજકોનીમાં પણ સામાજિક અને રાજકીય તથા ધાર્મિક ભિન્નતાઓ અને વિચારોમાં મતાંતર જોવા મળે છે. આવા દેવપૂજકોની સાથે કાંઈક વધારે સુધરેલા, વધારે સ્વસ્થ એવા અસુરપૂજકો પણ ઓછી-વધતી સંખ્યામાં ભારતમાં આવ્યા હશે તેથી આ બન્ને વચ્ચેનો વિરોધ ભારતમાં તેમના આવ્યા પછી પણ ઉગ્ર રહ્યો. છેવટે કેટલાંક વર્ષો પછી ભારતમાં આવો દેવ-અસુર વિરોધ નષ્ટ થયો અને દેવપૂજકોએ રોજિંદા જીવનમાં, કાવ્યોમાં અને દેવકલ્પનાઓમાં અસુરપૂજકોની મહત્તા માન્ય કરી. મહાભારત અને પુરાણોમાં અસુરોને આર્યો કરતાં વિશેષ સુધરેલા અને વિવિધ કલાઓમાં ઘણા આગળ વધેલા ગણાવ્યા છે.

ઝરથુસ્ત્રના આગમન પછી ઇરાનના આર્યો અને

ભારતના આર્યોના સંબંધોમાં નવો ઝોક આવ્યો છતાં દેવચિન્તન, સામાજિક રિવાજો, યજ્ઞપ્રક્રિયા અને કાવ્ય વિચારોની દૃષ્ટિએ તેમાં ઘણું સામ્ય દેખાય છે. પ્રાચીન વેદઋચાઓ અને અવેસ્તાની ગાથાઓ વચ્ચે ભાષા અને વિચારોનું આશ્ચર્યકારક સામ્ય છે.

આર્યોના ભારતમાં આગમન, વિકાસ, પ્રસરણ અને સિદ્ધિઓને વિષે તેમનો ઉત્તમ ગ્રંથ ઋગ્વેદ પુષ્કળ માહિતી પૂરી પાડે છે. ઋગ્વેદમાં અનેક નદીઓ, પર્વતો, સ્થાનો, પ્રજાઓ, વ્યક્તિઓ, જાતિઓ વગેરેનાં નામો મળે છે. એ બધા ઉપરથી આપણને ઘણી સામગ્રી પ્રાપ્ત થાય છે. આ બધુ હોવા છતાં ઋગ્વેદ એક કાવ્ય ગ્રંથ છે. આ કાવ્યગ્રંથમાં દેવવર્ણનો અને યજ્ઞવિષયક વર્ણનો ઘણાં હોવા છતાં સાંસ્કૃતિક સામગ્રીને યોગ્ય ઉલ્લેખો પણ છે. આ બધાને વિદ્યમાન ભૌગોલિક સ્થિતિ અને વૈજ્ઞાનિક સિદ્ધિઓ અને પુરાવશેષોના શાસ્ત્રના સંદર્ભમાં જ મૂલવવાથી ઘણી અને આધારભૂત માહિતી મળે છે.

ઋગ્વેદમાં હિમાલય, તેનું મૂજવત નામે શિખર, સિંધુસમૂહની નદીઓ અને ગંગા, યમુના, સરસ્વતી તથા સરયૂ નો ઉલ્લેખ મળે છે. સિંધુસમૂહની નદીઓમા શુતુદ્રી, વિપાશ, પરુષ્ણી, અસિક્ની, અને વિતષ્ટાને સતલજ, બિયાસ, રાવી, ચિનાબ અને જેલમ તરીકે આપણે ઓળખીએ છીએ. આવી અને બીજી નદીઓનાં કુલ પચીસ નામો આપણને ઋગ્વેદના મંત્રોમાંથી મળે છે. નદીઓના આ ઉલ્લેખો ઉપરથી લાગે છે કે ઋગ્વેદ સંહિતાના સમય સુધીમાં આર્યો કાશ્મીર, પંજાબ, સિંધ અને ઉત્તર પ્રદેશ સુધી વિસ્તર્યા હતા. આર્યોને પશ્ચિમ સમુદ્ર જાણીતો હતો એમ લાગે છે.

ઋગ્વેદમાં અનેક રાજાઓ અને અનેક જાતિઓના ઉલ્લેખો મળે છે; તેમાં સહુથી મહત્ત્વની જાતિઓ તરીકે દસ જાતિઓનો ઉલ્લેખ મળે છે; તેમા પૂરુ, યદુ, તુર્વશ, અનુ, દ્રુહ્યુ, અલિન, પક્થ, ભલાન, શિવ અને વિશાણીને ગણવામાં આવ્યા છે. આ ઉપરાંત, અજ, શિગ્રુ અને પક્ષુ જાતિઓનો ઉલ્લેખ મળે છે. ભરતો અને તેમની રાજવી જાતિઓનો અર્થાત્ તૃત્સુઓનો અને તેમના રાજા સુદાસનો ઉલ્લેખ આ બધાંના સફળ શત્રુ તરીકે મળે છે. તેમની વચ્ચે પરુષ્ણીને કાંઠે સંગ્રામ થયો હતો જેમાં દસ જાતિઓનો પરાજય થયો હતો. આ ઉપરાંત, ઋગ્વેદમાં અને બ્રાહ્મણ ગ્રંથોમાં ચેદી, ઉશીનર, ગાંધારી, પૃથુ, પર્શુ, પારાવત, કીકટ, પણિ, દાસ, દસ્યુ વગેરે પ્રજાઓના ઉલ્લેખો મળે છે. આમાંથી કુરુ, પાંચાલ; વશ અને ઉશીનર જાતિઓ મધ્ય દેશમાં વસતી હતી. તેમની સાથે લગભગ એ જ પ્રદેશમાં વસતી વશ, શિબિ અને મત્સ્યોનો ઉલ્લેખ પણ પ્રાપ્ત થાય છે.

યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદના સમયમાં તથા બ્રાહ્મણગ્રંથો અને ઉપનિષદોના સમયમાં આર્યોની અનેક જાતિઓ ભારતમાં અનેક દિશાઓમાં આગળ વધતી જોવા મળે છે. ધીમે ધીમે ભરતો અને વિદેહો યમુના, સરસ્વતી અને સદાનીરાની આસપાસ વિસ્તર્યા. ત્યાર પછી પૂર્વમાં કોસલ, વિદેહ, મગધ અને અંગ પણ આર્ય જાતિઓની સત્તા નીચે આવી ગયા. પૂર્વમાં અને ઈશાનમાં ઉત્તરકુરુ, ઉત્તરમદ્ર, બાહ્લિક, મહાવૃષસ્, અને મૂજવંત પ્રજાઓ હિમાલયની તળેટીના પ્રદેશોમાં ફરી વળેલી જોવા મળે છે. ક્રમશઃ પૂર્વના પ્રદેશોનું મહત્ત્વ વધતું જાય છે અને પશ્ચિમ ભારતનાં સ્થળોના ઉલ્લેખો ઓછા ને ઓછા થતા જાય છે. હવે પશ્ચિમ ભારતમાં અને વાયવ્યમાં જેમનુ મહત્ત્વ ઘણું હતું તે ભરતો અને તેમના રાજવંશો તરફથી ધ્યાન ઓછું થતાં મધ્ય દેશના કુરુ, પાંચાલ અને ઉશીનરો બ્રાહ્મણ સંસ્કૃતિનું કેન્દ્ર બનતા જાય છે અને તેમની સાથે કોસલ, વિદેહ, મગધ અને અંગ પણ તીવ્ર હરીફાઈમાં લાગી જાય છે. આ સમયે પણ એવી અનેક જાતિઓ હતી જેમને વૈદિક આર્યોએ પોતાની સંસ્કૃતિનો સ્પર્શ થવા દીધો ન હતો. આવી પ્રજાઓમાં આન્ધ્ર, પુંડ્ર, મૂતિબ, પુલિંદ, શબર અને નિષાદ જાતિઓનો ઉલ્લેખ મળે છે. સમગ્ર પશ્ચિમ, ઉત્તર, મધ્ય અને પૂર્વ ભારતનું આર્યીકરણ લગભગ ઈ. પૂ. ૫૦૦ની આસપાસ પૂરું થયું. એ જ અરસામાં આર્યો દક્ષિણમા વિંધ્યની પેલે પાર દક્ષિણના પ્રદેશોમાં પ્રસરણ કરતા માલૂમ પડે છે.

મહાભારત, રામાયણ અને પુરાણોમાં આર્ય જાતિઓના રાજાઓના જે ઉલ્લેખો મળે છે, તેના ઉપરથી એમ સમજવું પડે કે ઈ. પૂ. ૧૫૦૦ની આસપાસ

સમગ્ર ભારત, સિંહલ સુદ્ધાંમાં આર્ય જાતિઓનો પ્રસાર થઈ ચૂક્યો હતો. પરંતુ ધર્મશાસ્ત્ર અને વ્યાકરણશાસ્ત્રના ગ્રંથોના ઉલ્લેખોમાં આવા પુરાવા મળતા નથી. તેથી એમ માનવું રહ્યું, કે પુરાણોમાં અને મહાભારતમાં ઉલ્લેખ પામેલા અનેક રાજાઓ અને રાજવંશો કદાચ આર્ય જાતિઓના નહિ પણ આર્યેતર પ્રજાઓના હોવાનો સંભવ છે. આવા રાજવંશોમાં રાક્ષસ, વાનર, અસુર, દૈત્ય, દાનવ, નાગ, નિષાદ, દસ્યુ, દાસ, પુલિંદ, શક, યવન, કાંબોજ, પારદ, પલ્હવ વગેરેના ઉલ્લેખો છે. આમાંની લગભગ બધી જાતિઓ આર્યેતર જાતિઓ હોવાનો સંભવ છે; તેમાંની કેટલીક જાતિઓ કદાચ ભારતમાં આર્યોનું આગમન થયું તે પહેલાંની હોવાનો પણ સંભવ કલ્પી શકાય. આમ હોવા છતાં ઈ. પૂ. ૫૦૦ની આસપાસ સમગ્ર ભારતમાં આર્યોની સંસ્કૃતિની અસર પ્રસરી ચૂકી હતી એમ કહેવામાં કશો વાંધો નથી.

સંસ્કૃતિના આવા પ્રસારની યોજનામાં માત્ર રાજકીય વિજયો જવાબદાર હતા તેમ નથી. અનેક સાહસિક, જ્ઞાનવાન અને શૂરવીર બ્રાહ્મણ ઋષિઓ અને ક્ષત્રિય વીરો ઘણી વાર એકલે હાથે તો ઘણી વાર નાની ટોળીઓમાં અજાણ્યા પ્રદેશોમાં જઈને આશ્રમો અને નાની વસાહતો સ્થાપતા હતા. આવા સાહસવીરોમાં અગસ્ત્યનું નામ મોખરે છે. વિંધ્યની આસપાસના પ્રદેશોમાં આર્ય સંસ્કારનો પ્રચાર કરવામાં જવાબદાર વ્યક્તિ તરીકે આપણે એમનું નામ લઈએ છીએ. રામચંદ્ર જેવા આર્ય રાજાઓ પણ સંસ્કૃતિના પ્રસારમાં ઘણા મદદરૂપ થયા હતા. આવા પ્રસારમાં ઘણી વાર આર્ય જાતિઓ આર્યેતર જાતિઓ સાથે નીરક્ષીરવત મળી જતી અને પરિણામે આર્ય સભ્યતાને આગળ વધારવામાં સફળ થતી. મથુરાની આસપાસ વસતી યાદવ જાતિઓ રાજપુતાના, ગુજરાત, માળવા અને દક્ષિણના અનેક પ્રદેશોમાં આર્ય સંસ્કૃતિના પ્રસારને માટે આવી રીતે વર્તતી દેખાય છે. આવા જ સંસ્કૃતિના પ્રસારમાં મદદરૂપ થવાના મહત્ત્વના કાર્યને લીધે રામચંદ્ર અને કૃષ્ણને પરમાત્માના-વિષ્ણુના-અવતારનું સ્પૃહણીય સ્થાન આર્યોએ આપ્યું છે.

આર્યોની ઐતિહાસિક અનુશ્રુતિ(Historical tradition)ને સમજવા માટે મહાભારત, રામાયણ અને પુરાણો અત્યંત ઉપયોગી છે. વેદ, બ્રાહ્મણગ્રંથો, આરણ્યકો અને ઉપનિષદોમાં મળતાં વૃત્તાંતોને ઇતિહાસ-પુરાણના ઉપરના ગ્રંથોમાંના વૃત્તાંતોની સાથે સરખાવતાં એમાંથી આર્યોની ઐતિહાસિક અનુશ્રુતિનો કાંઈક સુબદ્ધ એવો ખ્યાલ આવે છે. આવા ગ્રંથોમાં મળતી માહિતી અતિશયોક્તિપૂર્ણ અને કલ્પનાપ્રચુર હોવાનો ઘણો સંભવ છે છતાં તેમાંથી ઐતિહાસિક માહિતી–પરંપરાપ્રાપ્ત ઇતિહાસની માહિતી–તારવવી મુશ્કેલ નથી. આવા ગ્રંથોનું ઇતિહાસ માટે સામગ્રી પૂરી પાડનારા ગ્રંથો તરીકેનું મહત્ત્વ આપણે સ્વીકારવા માંડ્યું છે. પુરાણો અને મહાભારતમાંથી પ્રાપ્ત થતી સામગ્રીને આપણે નીચે પ્રમાણે વ્યવસ્થિત રીતે મૂકી શકીએ.

ભારતીય ઐતિહાસિક અનુશ્રુતિ પ્રમાણે ઈ. સ. પૂ. લગભગ ૩૧૦૦ની આસપાસ મનુ વૈવસ્વતના યુગને મૂકવો જોઈએ. લગભગ આ સમયે કલિયુગ શરૂ થયો એવી એક ભારતીય માન્યતા છે. આ સમયની આસપાસ ભારતના ઉત્તર તરફના કોઈ પ્રદેશમાં, કદાચ કાશ્મીરના ઉચ્ચ પ્રદેશમાં, શતપથ બ્રાહ્મણમાં જેનો ઉલ્લેખ થયો છે તે પૂર આવ્યું હતું. આવા પૂરના ઉલ્લેખો હિબ્રુ અને બેબિલોનના પ્રાચીન વૃત્તાંતોમાં પણ મળે છે. મનુ પછી, ઋગ્વેદમાં જેનો ઉલ્લેખ થયો છે તે યયાતિ રાજા લગભગ ૯૦ વર્ષ પછી છઠ્ઠા રાજા તરીકે દેખાય છે. યયાતિ પછી વીસ પેઢીઓ (રાજાઓ) બાદ ઈ. પૂ. ૨૭૪૦માં માંધાતાને મૂકવો જોઈએ. ત્યાર પછી અર્જુન કાર્તવીર્ય, વિશ્વામિત્ર, જમદગ્નિ, પરશુરામ અને હરિશ્ચંદ્રના યુગને ઈ. પૂ. ૨૫૪૨માં મૂકવો પડશે અને સગર, દુષ્યંત અને હસ્તિનાપુરના ભરતને ઈ. પૂ. ૨૩૫૨ની આસપાસ લઈ જવા જોઈએ. મનુ વૈવસ્વત પછી ૬૫ પેઢીઓ બાદ જન્મેલા રામચંદ્રનો સમય ઈ. પૂ. ૧૯૫૦માં મૂકી શકીએ અને ત્યાર બાદ ઈ. સ. ૧૯૦૦ની આસપાસ દાશરાજ્ઞ યુદ્ધનો સમય ઠરાવી શકાય. ત્યાર પછી લગભગ ૫૦૦ વર્ષ બાદ મહાભારતનું યુદ્ધ ઈ. પૂ. ૧૪૦૦ની આસપાસ થયું.

ઉપર જણાવ્યું છે તેમ એક મત પ્રમાણે ઈ. પૂ. ૩૧૦૦ની આસપાસ કલિયુગ શરૂ થયો છે એવો મત મહાભારતના આપણને મળતા ઉલ્લેખથી વિરુદ્ધ જાય

છે. ભારત યુદ્ધ પૂરું થતાં દ્વાપર પૂરો થયો અને પરીક્ષિતના રાજ્યારોહણથી કલિયુગ શરૂ થયો એવો સ્પષ્ટ ઉલ્લેખ મહાભારતમાં છે, આમ પુરાણોના જણાવ્યા પ્રમાણે કલિયુગની શરૂઆતમાં પરીક્ષિત રાજા રાજ્ય કરતો હતો.

પુરાણોમાં મળતી અર્ધ ઐતિહાસિક માહિતીનું ભારતીય ઇતિહાસમાં પહેલી વાર મહત્ત્વ સમજાવનાર વિદ્વાન પાર્જિટર પુરાણોમાંના વૃત્તાંતોને નીચે પ્રમાણે રજૂ કરે છે. મહાભારતનું યુદ્ધ ઈ. પૂ. ૯૫૦માં થયું હતું. યુદ્ધ પૂરું થયા પછી પરીક્ષિત ગાદીએ આવ્યો અને તેના પછી જનમેજય અને તેના પછી તેનો પ્રપૌત્ર અધિસીમકૃષ્ણ સત્તા ચલાવવા લાગ્યો. અધિસીમકૃષ્ણ અને મહાપદ્મ નંદ (ઈ. પૂ. ૩૮૨)ની વચ્ચે ૨૬ રાજાઓ થયા. આ છવ્વીસ રાજાઓનો સરેરાશ રાજ્યકાળ દરેકનો અઢાર વર્ષનો ગણતાં અધિસીમકૃષ્ણના રાજ્યકાળને ઈ. પૂ. ૮૫૦માં મૂકવો જોઈએ. અધિસીમકૃષ્ણ અને મહાભારત યુદ્ધ વચ્ચે જો પાંચ અથવા ચાર રાજાઓ હોય તો લગભગ ૯૦ અથવા સો વર્ષનો ગાળો કલ્પીને મહાભારત યુદ્ધ ઈ. પૂ. ૯૫૦માં થયું એમ માનવામાં કશો વાંધો નથી.

ઐતિહાસિક અનુશ્રુતિની આ અને આવી બીજી ગણતરીઓ અત્યારે તો માત્ર પુરાણો અને મહાભારત તથા રામાયણ ઉપર નિર્ભર હોઈને તેમની પૂર્ણતયા સત્યતા વિષે ખાતરી આપી શકાય નહિ. તે તે સમયના સિક્કાઓ કે બીજા પુરાવશેષો જ્યારે પ્રાપ્ત થાય અને તેમને ભારતની અન્ય સંસ્કૃતિઓની સાથે અનેક રીતે તુલના કરીને મૂલવવામાં આવે ત્યારે જ પુરાણોમાં પ્રાપ્ત થતી આ માહિતી નિશ્ચિત રૂપે હાજર કરી શકાય.

### ૭-૮ ભાષા, સાહિત્ય, ચિંતન, અને રાજકીય તથા સામાજિક વ્યવસ્થા

પ્રાચીન ભારતમાં વસેલી અને ભારતીય સંસ્કૃતિમાં મહત્ત્વનો ફાળો આપનારી પ્રજાઓ વિષે વિચાર કરતી વખતે આપણે આર્યોના ભારતમાં આગમન, નિવાસ વગેરેનો વિચાર કર્યો હતો. આર્યો ઉપરાંત બીજી પ્રજાઓએ પણ ભારતીય સંસ્કૃતિમાં કેવું પ્રદાન કર્યું છે તેનો પણ આછો પરિચય આપણે મેળવ્યો છે. આર્યો અને તેમની સંસ્કૃતિ વિષે પુરાતત્ત્વવિદોના અભિપ્રાય કેવા ઉતાવળા અને કેટલીક વાર પૂર્વગ્રહથી દૂષિત છે તે પણ આપણે જોયું. સમગ્ર આર્યસંસ્કૃતિનો વારસો સાહિત્ય, ચિંતન, ભાષા વગેરે રૂપે આપણા સમક્ષ મોજૂદ હોવા છતાં આર્યોને જંગલી અથવા અર્ધજંગલી કહીને તિરસ્કારવા અને જેને વિષે હજી આપણે પ્રાથમિક તબક્કે પણ ઓછું જાણીએ છીએ એવી બીજી સંસ્કૃતિઓને આર્યોને ભોગે મહત્ત્વ આપવું એમાં પ્રાચ્યવિદ્યાની પૂરી સમજણનો અભાવ હોવા ઉપરાંત કાંઈક પૂર્વગ્રહપ્રેરિત એવું માનસ કામ કરી રહ્યું છે એવો ભાસ થયા વિના રહેતો નથી. આર્યોની સાથે સાથે અન્ય પ્રજાઓએ પણ આ ભારત દેશની સંસ્કૃતિમાં મહત્ત્વનો ફાળો આપ્યો એમાં કોઈ શક નથી; તેમ છતાં જેમનાં સાહિત્ય, ભાષા, ધર્મ વગેરેને વિષે આપણે બરાબર જાણીએ છીએ તેમની ઉપેક્ષા અને તિરસ્કાર કરવો અને અદૃષ્ટ તથા અજ્ઞાતની અહોભાવપ્રેરિત પૂજા કરવી એ સંસ્કૃતિના અભ્યાસીને શોભે એવું નથી. સંસ્કારીપણું અને જંગલીપણું એ આખરે તો સમય અને સ્થળના સંદર્ભમાં જ સાચા મનાતાં શબ્દો છે. આજની આપણી સંસ્કૃતિ કદાચ પચાસ વર્ષ પછી જંગલી અવસ્થામાં ખપાવવામાં આવે. સંસ્કૃતિને જો આપણે શરીર, મન અને આત્માનો તંદુરસ્ત આચાર સમજીએ, તો એવી પૂર્ણતા કયા સમયે અને કયાં પૂરેપૂરી વિકસી છે? અનેક દેશો અને અસંખ્ય પ્રજાઓએ પોતપોતાની રીતે સંસ્કૃતિના આદર્શોને ઝીલવાનો પ્રયાસ કર્યો છે. આવા પ્રયાસોની સચ્ચાઈ અને સાર્વજનીનતા એ સંસ્કૃતિઓની શોભા અને ગૌરવ છે. આર્ય સંસ્કૃતિનું આવું ગૌરવ અને સર્વગ્રાહિતા છેક અજાણ્યાં તો નથી જ.

સંસ્કૃતિ આખરે તો પ્રજાના મનોરથો અને આદર્શોનું પ્રતિબિંબ છે.' એ 'પ્રતિબિંબનાં માધ્યમ અનેક હોવા છતા એ પ્રજાની ભાષા 'અને તેનું સાહિત્ય એવાં પ્રતિબિંબને ઝીલવાના ઉપયોગી સાધનો છે. આર્યોની સંસ્કૃતિ એમની ભાષા અને એમના સાહિત્યમાંથી જેટલી સુરેખ રીતે સમજી શકાય છે તેટલી બીજા કોઈ આપણને મળતા માધ્યમ દ્વારા સમજી શકાતી નથી.

આર્યોની ભાષા ભારતમાં પથરાઈ ગયેલી અનેક ભાષાઓની જનની છે. ભાષાવિદો સામાન્ય રીતે ભારતીય ભાષાઓનાં ત્રણ મુખ્ય કુળ ગણાવે છે:

આર્ય, દ્રાવિડિયન અને ઑસ્ટ્રિક. તેમાં આર્યકુળની ભાષાઓએ સમગ્ર ભારતમા પોતાની અસર મૂકી છે. ભારતના ઉત્તર, પશ્ચિમ, મધ્ય અને પૂર્વ પ્રદેશોમાં બોલાતી મુખ્ય ભાષાઓ આર્ય કુળની ભાષાઓ છે અને તેમની જનનીને આપણે આર્ય ભાષા કહીશું. આર્ય કુળની ભાષાઓને પ્રાચીન આર્ય, (Old Indo-Aryan) મધ્ય આર્ય (Middle Indo-Aryan) અને નવીન આર્ય (New Indo-Aryan) એમ ત્રણ વિભાગોમાં વહેંચવામાં આવી છે.

આર્ય ભાષાના પ્રાચીન ઇતિહાસનું વિહંગાવલોકન કરતાં માલૂમ પડે છે કે ઈ. પૂ. ૨૪૦૦ થી ઈ. પૂ. ૨૯૦૦ સુધીના તેના અત્યંત પ્રાચીન સ્વરૂપને ઈંડો-હિટાઇટ (Indo-Hittite) ભાષા કહી શકાય; ઈ. પૂ. ૧૯૦૦ થી ઈ. પૂ. ૨૪૦૦ સુધીના સ્વરૂપને ઈંડો-યુરોપિયન (Indo-Eurapean), ઈ. પૂ. ૧૪૦૦ થી ઈ. પૂ. ૧૯૦૦ સુધીના સ્વરૂપને ઈંડો ઈરાનિયન (Indo-Iranian) અને ઈ. પૂ. ૧૨૦૦ થી ઈ. પૂ. ૧૪૦૦ સુધીના સ્વરૂપને આદ્ય ઈંડો–આર્યન (Proto-Indo-Aryan) કહી શકાય. આ આદ્ય ઈંડો–આર્યન ભાષા ઇરાન અને મેસોપોટેમીઆના કેટલાક પ્રદેશોમાં બોલાતી હતી. ઈ. પૂ. ૧૩૦૦ની આસપાસ, આદ્ય ઇન્ડો-આર્યન ભાષા બોલનારી પ્રજા ભારતમાં આવીને વસી. ભારતમાં આવનારી આ પ્રજામાં અનેક જાતિઓ હતી અને તે જાતિઓ ભારતમાં જુદે જુદે સમયે અને સ્થળે આવી હતી તેથી તેમની ભાષામાં સ્થાનિક પ્રભેદ અથવા સમયને કારણે થતા ફેરફારો જોવામાં આવે છે.

ભારતમાં આવી વસેલી–ઈ. પૂ. ૧૩૦૦ની આસપાસ લગભગ–આર્ય પ્રજાઓની ભાષાને આપણે આર્ય અથવા અનુકૂળતાને માટે સંસ્કૃત ભાષા કહીશું. આર્ય ભાષાનું 'સંસ્કૃત' એવું નામ ઘણું મોડું–ઈ. પૂ. બીજા સૈકાની આસપાસ પડ્યું. આ ભાષામાં ઋગ્વેદનાં ઘણાં સૂક્તો રચાયેલાં છે.

પ્રાચીન આર્ય (સંસ્કૃત)ના ચાર તબક્કાઓ ગણાવી શકાય. ઈ. પૂ. ૧૩૦૦થી ઈ. પૂ. ૧૦૦૦ સુધીનાં સમયમાં આ ભાષામાં ઋગ્વેદનાં પ્રાચીન મનાયેલાં સૂક્તો રચાયાં છે. ઈ. પૂ. ૧૦૦૦થી ઈ. પૂ. ૮૦૦ સુધીના સમયમાં ઋગ્વેદનાં કેટલાંક સૂક્તો અને અથર્વવેદની રચના થઈ હતી. પછીનાં ત્રણ સો વર્ષોમાં અર્થાત્ ઈ. પૂ. ૮૦૦થી ઈ. પૂ. ૫૦૦ સુધીમાં બ્રાહ્મણગ્રંથો, આરણ્યકો–ઉપનિષદો, સૂત્રગ્રંથો અને યાસ્કના નિરુક્તની રચના થઈ. આ સમયની અર્થાત્ ઈ. પૂ. ૬૦૦ની આસપાસના સમયની ભાષાનું વ્યાકરણ મહાન વૈયાકરણ પાણિનિએ રચ્યું. ઈ. પૂ. ૫૦૦થી જે ભાષા પ્રચલિત થઈ તેને આપણે પ્રશિષ્ટ સંસ્કૃત (Classical Sanskrit) કહીએ છીએ.

ઉપર ગણાવ્યા તેવા ચાર તબક્કાઓમાંથી પસાર થયેલી આર્ય (વૈદિક-સંસ્કૃત) ભાષામાં વિકાસનાં અનેક તત્ત્વો જોવા મળે છે. નવાનવા શબ્દો, જૂનાને સ્થાને અને તેમને બદલે, ઉમેરાતા જાય છે. આવા શબ્દોનું ભંડોળ કદાચ દ્રાવિડિયન અને ઑસ્ટ્રિક કુળની ભાષાઓમાંથી અને સ્થાનિક બોલીઓમાંથી મળેલા શબ્દોથી તેમજ ભારતની બહારના પ્રદેશોની સાથેના સંપર્કથી વધતું ગયું. પ્રાચીન આર્યમાં સ્વરોનું જે મહત્ત્વ હતું તે ઓછું થયું. સમાસ અને સામાસિક રચના તરફ ઝોક વધ્યો, જેનાં અંતિમ પરિણામ ન્યાય તથા વૈશેષિક સૂત્રોની ભાષામાં જોવા મળે છે. ક્રિયાસાધિત નામોની વપરાશ ઓછી થતી ગઈ અને સ્વરાંત નામોને બદલે વ્યંજનાંત નામો વપરાવા લાગ્યાં. નામ અને ક્રિયાપદોનાં વૈકલ્પિક રૂપો હવે ઓછાં વપરાવા લાગ્યાં. તૃતીયાંત નામો અને સાર્વનામિક રૂપોની સાથે 'સહ' (સાથે) અને તેના પર્યાયો વપરાવા લાગ્યા. સંશયાર્થનો પ્રયોગ બંધ થયો અને પરોક્ષ ભૂતની વપરાશ ઓછી થઈ. વાક્યમાં સ્વતંત્ર ક્રિયાપદનાં રૂપોને બદલે કૃદંતસાધિત રૂપોની વપરાશ વધી. ઉપસર્ગોનું સ્વતંત્ર સ્થાન ચાલ્યું ગયું અને હવે તે ક્રિયાપદની સાથે જ વપરાવા લાગ્યા. છંદોવૈવિધ્ય વધ્યું, પણ છંદોરચના વધારે નિયમબદ્ધ અને ભાવવહનમાં ઉપકારક થવા લાગી. ઋગ્વેદથી શરૂ કરીને યાસ્ક અને પાણિનિના ગ્રંથો સુધીના સમયની ગ્રંથોમાં આવા ફેરફારો અને ભાષાનો વિકાસ સ્પષ્ટપણે જોવા મળે છે. આ યુગના સાહિત્યને જો આપણે વૈદિક સાહિત્ય કહીએ, તો તે સાહિત્યને સમજવાને માટે અને તેની ભાષાને તથા તેના વિકાસને જાણવા માટે યાસ્ક અને પાણિનિના ગ્રંથો તથા પ્રાતિશાખ્યો અત્યંત ઉપયોગી છે.

## સાહિત્ય

ઉપર જણાવેલા ઈ. પૂ. ૧૩૦૦થી ઈ. પૂ. ૬૦૦ સુધીના સમયના પટમાં જે સાહિત્યની રચના થઈ તેને આપણે 'વૈદિક સાહિત્ય' કહીએ છીએ. આ સાહિત્યની રચના અનેક કવિઓએ અને વિદ્વાનોએ જુદે જુદે સ્થળે કરી હતી. આ સમય દરમિયાન આર્યો આખાયે ઉત્તર, પશ્ચિમ, મધ્ય અને પૂર્વ ભારતમાં પ્રસરી ચૂકયા હતા. વૈદિક સાહિત્યનો પ્રાચીનતમ ગ્રંથ–અને આપણને મળી આવતા જગતના પ્રાચીન ગ્રંથોમાં પ્રાચીનતમ સળંગ ગ્રંથ–ઋગ્વેદ છે. આ ઋગ્વેદની અસર પછીના સાહિત્ય ઉપર સીધી રીતે પડી હતી તેથી ઈસુની પૂર્વે છઠ્ઠી સદી સુધીના સાહિત્યને આપણે વૈદિક સાહિત્ય કહીએ છીએ.

વેદ શબ્દનો સામાન્ય અર્થ જ્ઞાન, ઉત્તમ જ્ઞાન અને પવિત્ર જ્ઞાન એમ કરવામાં આવ્યો છે. જેને આપણે 'ઋગ્વેદ' એવા નામથી ઓળખીએ છીએ તેમા ઋચાઓ અર્થાત્ પદ્યોનો સમૂહ એકત્ર કરવામાં આવ્યો છે. આવી ઋચાઓને રચનારા અનેક કવિઓ હતા. સામાન્ય જનના પરિમિત જ્ઞાનથી વિશેષ જ્ઞાનવાળી દૃષ્ટિવાળા આ કવિઓને આપણે 'દ્રષ્ટા'ઓ એવું હુલામણું નામ આપ્યું છે અને તેમના કાવ્યને 'દર્શન' કહીએ છીએ. આર્ય સંસ્કૃતિનુ ગૌરવ કરનાર લોકો વેદને પરમાત્માનુ દર્શન કહીને બિરદાવે છે. વેદ અથવા વૈદિક સાહિત્યથી આપણે ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ અને અથર્વવેદ–એમ ચાર વેદો, બ્રાહ્મણગ્રંથો અને આરણ્યકો તથા ઉપનિષદો અને વેદાંગોનો સમજીએ છીએ.

ચાર વેદમા સહુથી પ્રાચીન અને મૂળભૂત એવો વેદ તે ઋગ્વેદ છે. આ ઋગ્વેદની અનેક શાખાઓ હતી, જેમાની શાકલ શાખાનો ગ્રંથ આપણને સાદ્યંત મળે છે. તેમા દસ મંડલો અથવા વિભાગો છે અને બધા વિભાગોમા મળીને ૧૦૨૮ સૂક્તો છે. દસ મંડલોવાળા આ ઋગ્વેદના બે પ્રકારના વિભાગો માનવામાં આવ્યા છે. મંડલ વિભાગમાં દસ મંડલોમાથી દરેક મંડલમાં કેટલાક સૂક્તો અને દરેક સૂક્તમાં કેટલીક ઋચાઓ (અથવા પદ્યો) મળે છે. સહુથી પ્રાચીન મંડલો ગણાતાં ૨ થી ૭ મંડલોને ગૃત્સમદ, વિશ્વામિત્ર, વામદેવ, અત્રિ, ભરદ્વાજ અને વસિષ્ઠ કુળના કવિઓએ રચેલાં છે આઠમું મંડલ કણ્વ કુળના કવિઓએ રચેલું છે. ૧લા, ૯મા અને દસમા મંડલના કવિઓમાં કેટલીક કવયિત્રીઓના નામ પણ મળે છે. મંડલવિભાગ ઉપરાંત અષ્ટક વિભાગ (અષ્ટક, અધ્યાય અને વર્ગ) પણ જાણીતો હતો. નવમા મંડલમાં સોમ (એ નામના છોડના રસને દેવ માનીને કરવામાં આવેલી સ્તુતિ અને વર્ણન)ના સૂક્તો મળે છે. દસમું મંડલ ભાષા અને વિચારોની દૃષ્ટિએ ઘણો વિકાસ દર્શાવતું હોવાથી તેને છેલ્લું મંડલ માનવામાં આવ્યું છે. ઋગ્વેદની ઋચાઓમાં અનેક દેવો—ઇન્દ્ર, અગ્નિ, યમ, વરુણ, ઉષસ્, અશ્વિનૌ, સૂર્ય વગેરેની સ્તુતિનાં સૂક્તો; પુરુષસૂક્ત, હિરણ્યગર્ભ સૂક્ત, નાસદીય સૂક્ત, વાગામ્ભૃણીય સૂક્ત વગેરે ચિંતનપ્રધાન સૂક્તો; રાત્રિસૂક્ત, નદીસૂક્ત, અરણ્યાનીસૂક્ત જેવાં પ્રકૃતિના વર્ણનના સૂક્તો; બે અથવા વધારે વ્યક્તિઓની વચ્ચે સંવાદરૂપે રજૂ થયેલાં સૂક્તો (યમ અને યમી, ઇંદ્ર અને વસુક્ર, વિશ્વામિત્ર અને નદીઓ, પુરુરવસ્ અને ઉર્વશી, ઇંદ્ર અને નેમભાર્ગવ વગેરે); અક્ષસૂક્ત જેવાં સામાજિક પ્રતિબિંબ પાડતાં સૂક્તો; યજ્ઞને લગતાં આપ્રી સૂક્તો; દાતા, દાન અને દેયને લગતી દાનસ્તુતિઓ; શ્રદ્ધા, મન્યુ, ક્રોધ વગેરેને લગતાં સૂક્તો અને કદાચ પાછળથી ઉમેરવામાં આવેલાં ખિલસૂક્તો (વાલખિલ્ય, સુપર્ણ, પ્રૈષ અને નિવિદ) મુખ્ય સૂક્તો છે.

સામવેદ એ સામનનો સમૂહ છે. તેના ૧૬૦૩ સૂક્તોમાંથી લગભગ બધાં ઋગ્વેદમાંથી લેવામાં આવ્યાં છે. સામવેદના પૂર્વાર્ચિક અને ઉત્તરાર્ચિક–એવા બે વિભાગ છે. યજુર્વેદ એટલે યજુસ્ અર્થાત્ યજ્ઞવિષયક મંત્રોનો સમૂહ. સામવેદની એક હજાર શાખાઓ હતી એમ કહેવાય છે; પરન્તુ આજે તેની માત્ર બે જ શાખાઓ—કૌથુમ અને રાણાયણીય–પ્રચલિત છે. યજુર્વેદના બે વિભાગ છે: શુક્લ અને કૃષ્ણ. શુક્લ યજુર્વેદમાં માત્ર મંત્રવિભાગ છે અને તેની વાજસનેયી સંહિતા બે શાખાઓમા—માધ્યંદિન અને કાણ્વમા—મળે છે. કૃષ્ણ યજુર્વેદમાં મંત્ર અને યજુસ્ ઉપરાંત તે તે યજ્ઞોની ચર્ચા રજૂ કરતો ગદ્ય વિભાગ છે. તેની ચાર મુખ્ય શાખાઓ છે; કઠ, કાઠક, મૈત્રાયણીય અને તૈત્તિરીય. કૃષ્ણયજુર્વેદનો ગદ્ય ભાગ લગભગ બ્રાહ્મણગ્રંથોના જેવો જ છે. અથર્વવેદમા ૭૩૧ સૂક્તો અને લગભગ ૭ હજાર મંત્રો

છે. તેના વીસ વિભાગોમાંથી અનેક સૂક્તો અને મંત્રો ઋગ્વેદના આઠમા અને દસમા મંડલમાંથી લેવામાં આવ્યાં છે. અથર્વવેદને અથર્વણ નામના ઋષિઓ—આ ઋષિઓ અત્યંત પ્રાચીન યાજ્ઞિકો હતા—નો વેદ કહેવામાં આવે છે. અથર્વણોની સાથે તેમના જેવા જ પ્રાચીન આંગિરસો પણ જોડાયેલા હતા. અથર્વવેદના મંત્રોના શાંતિક–પૌષ્ટિક, આભિચારિક અને ભૈષજ્ય એવા વિભાગ પાડવામાં આવ્યા છે. અથર્વવેદ ભાષા અને ઘણા બધા વિચારો તથા દેવોના મહત્ત્વની દૃષ્ટિએ ઋગ્વેદથી અર્વાચીન છે, તેમ છતાં અથર્વવેદના વિષયો કદાચ આર્યોની અત્યંત પ્રાચીન માન્યતાઓ દર્શાવતા હોવાથી અને તેની ભાષામાં પણ, પ્રો. મૉરિસ બ્લુમફીલ્ડને મતે, ઇંડો-યુરોપિયન બોલીના અંશો વિદ્યમાન હોવાથી અથર્વવેદનું મૂળ સ્વરૂપ કદાચ ઘણું પ્રાચીન હોવું જોઈએ. અથર્વવેદમાંના આભિચારિક અને ભૈષજ્ય મંત્રોને કારણે ઘણા સમય સુધી તેને ત્રણ વેદોના જેવું મહત્ત્વ આપવામાં આવ્યું ન હતું.

વેદો પછી યજ્ઞવિષયક બાબતોની પ્રધાનપણે ચર્ચા કરનારા અને તે વિષેના જુદાજુદા વેદોમાં મળતા મંત્રોની બાબતોનો ઉલ્લેખ કરનારા ગ્રંથો તરીકે બ્રાહ્મણગ્રંથોને આપણે જાણીએ છીએ. તેમનું મુખ્ય ધ્યેય યજ્ઞનું ગૌરવ કરવાનું હતું. દરેક વેદને અને તેની શાખાને સ્વતંત્ર બ્રાહ્મણગ્રંથો હતા. ઋગ્વેદના બ્રાહ્મણગ્રંથોમાં ઐતરેય તથા કૌશીતકિ, સામવેદના તાણ્ડ્ય અને જૈમિનીય, યજુર્વેદના તૈત્તિરીય અને શતપથ તથા અથર્વવેદના ગોપથબ્રાહ્મણ વધારે જાણીતા છે. બ્રાહ્મણગ્રંથોમાં પ્રાચીન ભાષાનો, ગદ્યનો, યજ્ઞવાદ અને દેવવાદનો તથા બ્રાહ્મણોના વિકસતા જતા મહત્ત્વનો ઘણો પરિચય મળે છે. બ્રાહ્મણગ્રંથોના ગદ્યમાં સંસ્કૃતના પ્રાચીન ગદ્યના નમૂના પ્રાપ્ત થાય છે. આ ગ્રંથોના સમયમાં આર્યો ભારતના વધારે ને વધારે પ્રદેશોમાં ભળી જતા જોવા મળે છે; તેથી આ ગ્રંથોનું ભાષાકીય, સામાજિક, ચિંતનવિષયક અને ભૌગોલિક મહત્ત્વ પણ ઘણું ગણી શકાય. આરણ્યકો–ઉપનિષદો અને વેદાંગોનો વિચાર આપણે બીજા વિભાગમાં કરીશું.

### ચિંતન

ચાર વેદો અને તેમના બ્રાહ્મણગ્રંથોમાંથી પ્રાપ્ત થતા વિચારો ભારતીય ચિંતનના ઇતિહાસમાં અત્યંત મહત્ત્વનું સ્થાન ધરાવે છે. વૈદિક સાહિત્ય જેટલું પ્રાચીન બીજું કોઈ સાહિત્ય ભારતમાંથી મળતું નહિ હોવાથી ભારતીય ચિંતનનું આદ્ય સ્વરૂપ વૈદિક સાહિત્યમાંથી પ્રાપ્ત થાય છે. આવા પ્રાચીન ચિંતનનો દેખાઈ આવે એવો અને તબક્કાવાર ઇતિહાસ ચાર વેદો અને બ્રાહ્મણગ્રંથોમાંથી તારવી શકાય.

ઋગ્વેદના કવિને પ્રકૃતિનાં રૌદ્ર તેમજ સૌમ્ય તત્ત્વોએ ઘણો આકર્ષ્યો હતો. પ્રકૃતિનાં પ્રકાશિત રૂપો ને તેણે 'દેવ' માન્યા; પરિણામે તેણે માનવોનું સુખ અને મંગલ આ પ્રકૃતિતત્ત્વો ઉપર નિર્ભર માન્યું. આ બધાં તત્ત્વો અગ્નિ, સૂર્ય, ઉષા, મરુતો–વગેરેનાં ઉદાર કાર્યોમાં માનવભાવોનો આરોપ થવાથી દેવકથા અથવા દેવોને લગતી પ્રસંગકથાઓ જન્મી અને એમાંથી અનેક આખ્યાનો પણ તૈયાર થયાં. આવાં આખ્યાનો અને પુરાણકથાઓ તથા દેવવૃત્તાંતો પરંપરાથી પણ જાણીતાં હતાં ઇંડોઈરાનિયન યુગમાં વિકસેલાં આવાં વૃત્તાંતોને આર્યોએ આત્મસાત્ કર્યાં હતાં. દેવોના, પૃથ્વીસ્થાન દેવો, અંતરિક્ષસ્થાન દેવો અને દ્યુસ્થાન દેવો, એવા ત્રણ વિભાગ કદાચ ઋગ્વેદના સમયમાં જ જાણીતા હશે. પહેલામાં પૃથ્વી, અગ્નિ, સોમ, બૃહસ્પતિ અને નદીઓ; બીજામાં ઇંદ્ર, અપાંનપાત્, રુદ્ર, વાયુ-વાત, પર્જન્ય, આપઃ અને માતરિશ્વન્ અને ત્રીજા વિભાગમાં દ્યૌઃ, વરુણ, મિત્ર, સૂર્ય, સવિતૃ, પૂષન્, વિષ્ણુ, આદિત્ય, ઉષસ્, અને અશ્વિનોને મૂકવામાં આવ્યા છે. આ ઉપરાંત, શ્રદ્ધા, મન્યુ, મિત્રાવરુણૌ, દ્યાવાપૃથિવી, વિશ્વેદેવાઃ, એવા દેવો પણ ઋગ્વેદનાં અંતિમ મંડલોમાં જોવા મળે છે. દેવોના અને મનુષ્યના શત્રુઓ તરીકે દાસ અથવા દસ્યુઓને ગણવામાં આવ્યા છે. દસમા મંડલમાં રોગ, ઝેર, શત્રુઓ અને સપત્નીને દૂર કરનારા મંત્રોની સાથે જીવન ટકાવી રાખનારા, નિદ્રા લાવનારા અને સંતતિ લાવી આપનારા મંત્રોમાં વ્યાવહારિક જીવનનું મહત્ત્વ સમજવા મળે છે.

વૈદિક ચિન્તનનું બીજું મહત્ત્વનું અંગ છે યજ્ઞ અને યજ્ઞવિષયક બાબતો. દેવ અને તેણે કરેલા ઉદાર સત્કાર્ય તરફ અને મદદ તરફ અહોભાવથી પ્રેરિત્ વૈદિક યુગના કવિ તે તે દેવને ઉત્તમ વસ્તુઓ આપવાનું જાહેર કરે છે. આવા યજ્ઞકાર્યથી, આવા યજ્ઞહવિથી, દેવ તૃપ્ત થાય અને સમૃદ્ધિ તથા વીરપ્રસવ આપે. આવી સમૃદ્ધિથી વળી યજમાન ફરી વાર દેવને હવિ આપે અને આમ

યજ્ઞચક્ર ચાલુ રહે. દેવ આવા યજ્ઞમાં આવીને બેસે અને હવિ સ્વીકારે, એટલું નહિ, પણ દેવના અને યજ્ઞના શત્રુઓનો પરાભવ કરે અને યજ્ઞકાર્યની અવિચ્છિન્નતા જાળવે. યજ્ઞના હવિ તરીકે દૂધ, મધુ, ઘી, પુરોડાશ વગેરે આપવામાં આવતું. યજ્ઞોના બે મુખ્ય પ્રકાર હતા, ગૃહસ્થે કરવાનાં ગૃહ્યકર્માણિ અને રાજાઓ તથા ક્ષત્રિયોએ કરવાના મોટા યજ્ઞો–જેવા કે, સોમયાગ. સોમયાગ ઉપરાંત અશ્વમેધ અને કદાચ પુરુષમેધનો પણ પ્રચાર હોય. પુરુષમેધ અથવા નરમેધને લગતા પુરાવા અત્યંત અલ્પ છે અને શુનઃશેપનુ આખ્યાન તેનો પુરાવો નહિ પણ એક અણગમતા અને તિરસ્કારીને ફેંકી દીધેલા પ્રસંગની દૂરસ્મૃતિ જ છે.

ઋગ્વેદનાં સૂક્તોમાં અનેક દેવોની સ્તુતિ–તે તે દેવોની ખાસિયતોના અનુલક્ષમાં–કરવામાં આવી છે. ક્રમે ક્રમે એક દેવનાં વિશેષણો બીજાને લગાડવામાં આવતાં, બબ્બે જોડિયા દેવોની એક સાથે સ્તુતિ કરવામાં આવતી અને વિશ્વેદેવાઃવિષયક સૂક્તો પણ રચવામાં આવતાં. આ બધાંમાં ધીમે ધીમે એકદેવવાદ તરફ ગતિ કરતો વિચાર સ્પષ્ટ આકાર લઈ રહ્યો હતો. એક જ દેવને કવિઓ (વિપ્રાઃ) બહુ પ્રકારે વર્ણવે છે એમ ઋગ્વેદનો કવિ હવે બેધડક કહેવા લાગ્યો છે. આમ અનેકદેવ વાદમાથી હવે એકદેવવાદ તરફનો ઝોક નજરે ચડે છે. આવા જ સંદર્ભમાં વળી ઋગ્વેદનો દ્રષ્ટા પરમ પુરુષને અર્થાત્ પરમ તત્ત્વને–સત્ એવા નામથી સમજાવે છે. એક દેવમાંથી સર્વવિશ્વને વ્યાપીને રહેલું પરમતત્ત્વ અથવા સત્ ઋગ્વેદના દ્રષ્ટાની વધારે વિકાસશીલ ચિંતન પરપરાને સ્પષ્ટ કરે છે, આમ, ઋગ્વેદથી અદ્વૈતવાદનાં બીજ રોપાઈ ચૂક્યાં હતાં એમ કહેવામાં વાંધો નથી.

ઋગ્વેદકાલીન એકદેવવાદ અને અદ્વૈતવાદના મૂળમાં કદાચ ઋતના સિદ્ધાંતના વિકાસની પરપરા હશે એવો તર્ક કરવામાં આવે છે. ઋતનો સામાન્ય અર્થ નક્ષત્રનાં ભ્રમણનો માર્ગ. દેવો અર્થાત્ પ્રકૃતિનાં પ્રકાશમાન તત્ત્વો આવા ઋતને બરાબર અનુસરે તેથી સમષ્ટિની સુબદ્ધ વ્યવસ્થા એવો ઋતનો અર્થ પ્રચલિત થયો હોય. સામાન્ય વ્યવહારમાં ઋતને વ્યાવહારિક વ્યવસ્થા અથવા સર્વમત નૈતિક આચાર પણ માનવામાં આવ્યો હોય તેવો સંભવ છે. ધાર્મિક વાતાવરણમાં ઋતનો અર્થ યજ્ઞવ્યવસ્થા એવો કરવામાં આવ્યો. આ બધા અર્થનું સંઘટન થયું હોય અને પરિણામે સમષ્ટિ, આચાર, વ્યવહાર અને યજ્ઞમાં એકસરખા વ્યાપેલા અને મૂળભૂત એવા તત્ત્વને ઋત અને પછી સત્ અથવા પરમ તત્ત્વ એવું નામ મળ્યું હોય તેવો સભવ છે.

જગતની ઉત્પત્તિ વિશે પણ ઋગ્વેદનો કવિ કેટલાક વિચારો રજૂ કરે છે. ઋત અને સત્યની ઉત્પત્તિ 'તપ'-માંથી થઈ. ત્યાર પછી રાત્રિ, સમુદ્ર અને સંવત્સર ઉત્પન્ન થયાં. (ઋગ્વેદ:. ૧૦-૧૯૦-૧)

ऋतं च सत्यं चामीद्धात्तपसोऽध्यजायत।
ततो रात्र्यजायत ततः समुद्रो अर्णवः॥

વળી ઋગ્વેદનો દ્રષ્ટા અસત્‌માંથી સત્‌ની ઉત્પત્તિ (૧૦-૭૨-૨), હિરણ્યગર્ભે કરેલી પૃથ્વીની ઉત્પત્તિ અને રક્ષા (૧૦-૧૨૧) અને વાક્–વાણી–જેવા તત્ત્વનું 'સર્વવ્યાપિત્વ અને સર્વજનનીત્વ'ને પણ દર્શાવે છે. નાસદીય સૂક્તમાં અદ્વૈતવાદના વિચારો અત્યંત સ્પષ્ટ રીતે રજૂ થાય છે. ઋગ્વેદમાં માયાનો અર્થ પ્રાથમિક તબક્કે 'યુક્તિ, ચતુરાઈ' એવો કરવામાં આવ્યો છે; પરંતુ અદ્વૈત વેદાંતમાં માયાનો જે અર્થ પ્રચલિત થયો તેની કાંઈક ઝાંખી ઋગ્વેદમાં પણ થાય છે (૧૦-૫૦-૨). પંચ મહાભૂતને બદલે માત્ર જળને જ મહાભૂત માનવામાં આવ્યું છે.

પરલોક અને સ્વર્ગ વગેરે અંગે ઋગ્વેદમાં જે વિચારો વ્યક્ત થયા છે તેના બીજરૂપે પિતૃઓના માર્ગ અને દેવોના માર્ગ અર્થાત્ પિતૃયાન અને દેવયાનના વિચારો છે. યમ રાજાએ સૌથી પ્રથમ આ માર્ગ શોધ્યો. મરણ પામેલ વ્યક્તિ યમના લોકમાં જાય છે અને ત્યાં પુષ્કળ ખાનપાન અને પ્રકાશ સાથે આનંદમાં સમય વિતાવે છે. પુનર્જન્મ અંગેના વિચારો સ્પષ્ટ નથી. ઋતનું ઉલ્લંઘન કરનારા અથવા પાપ કરનારા લોકો નરકને પામે છે. આમ, યજ્ઞક્રિયાથી દેવોને પ્રસન્ન કરવા, એમનું સાન્નિધ્ય અનુભવવું અને સમૃદ્ધ તથા કાર્યરત અને સાહસિક જીવન જીવવું એવી આશાવાદી જીવનદૃષ્ટિનો સૂર વૈદિક સાહિત્યમાંથી સંભળાય છે.

### રાજકીય તથા સામાજિક વ્યવસ્થા

ઋગ્વેદના સમયની રાજકીય વ્યવસ્થાનો વિચાર કરતાં એમ લાગે છે કે રાજાશાહી મુખ્ય રાજકીય વ્યવસ્થા હતી.

ઋગ્વેદના આર્યોની અનેક જાતિઓ તેમના રાજાઓ સાથે ઉત્તર અને પશ્ચિમ ભારતનાં વિવિધ સ્થળોએ વસી હતી. દાશરાજ્ઞ સૂક્તમાં અને દાનસ્તુતિઓમાં અનેક રાજાઓનો ઉલ્લેખ છે. ઋગ્વેદનાં કેટલાંક સૂક્તોમાં 'ગણ' અને ગણપતિ અથવા જ્યેષ્ઠનો ઉલ્લેખ મળે છે તેથી કદાચ ભવિષ્યમાં જોવા મળતાં ગણરાજ્યો જેવી કોઈક આદ્ય વ્યવસ્થાનું અસ્તિત્વ પણ સૂચવાય છે. રાજ્યવ્યવહારમાં સભા અને સમિતિ જેવા બે સમૂહો મદદ કરતા. પુરોહિત કદાચ રાજાના કાર્યને મદદ કરતો અને કોઈ કોઈ વાર અંકુશમાં પણ મૂકતો. જીતેલી પ્રજાઓને–દાસ અથવા દસ્યુને–ગુલામ તરીકે રાખવામાં આવતી પણ તેમની સાથેનું વર્તન સારું હતું. રાજાઓ સંગ્રામમાં તીર, ભાલાં, કુહાડી, ધનુષ વગેરેનો ઉપયોગ કરતા અને વ્યૂહરચના (શર્ધ, વર્પ) કરતા. સમગ્ર જાતિને કદાચ 'રાષ્ટ્ર' કહેતા હશે, તેમાં વિશ અને ગ્રામ જેવા પેટા વિભાગો હતા. કુલ અથવા કુટુંબના રક્ષકને કુલપા કહેવામાં આવતો. ગ્રામના આંતરિક વ્યવહારમાં ગ્રામણી અને સેનાની મુખ્ય હતા. દૂતો અને જાસૂસોની પ્રથા પણ હતી.

ઋગ્વેદની સમાજવ્યવસ્થાનું મુખ્ય ઘટક કુટુંબ હતું. આખું કુટુંબ અત્યંત સુગ્રથિત હતું. કુટુંબના વડાનું મહત્ત્વનું સ્થાન હતું. જુગાર રમનાર કે ભયંકર ભૂલ કરનાર કુટુંબસભ્યને સખત શિક્ષા કરવામાં આવતી; પરિણામે, નિયમબદ્ધ અને શિસ્તપ્રેરિત વાતાવરણની હૂંફ આખાયે કુટુંબને મળતી. આવા કુટુંબમાં અતિથિનો સુંદર સત્કાર થતો. અત્યારે આપણે જેને મુખ્ય ચાર વર્ણ સમજીએ છીએ–બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર, એવાં ચાર નિશ્ચિત વર્ણો હશે એમ કહી શકાય નહિ. જાતિ અંગેના ભેદ જન્મગત નહિ પણ કર્મગત હશે એમ લાગે છે. યજ્ઞ કરાવનારને 'બ્રાહ્મણ', શૌર્યનાં કાર્યો કરનારને 'રાજન્ય' અથવા 'ક્ષત્રિય' કહેતા હશે અને આર્યોના શત્રુઓને 'દાસ' અથવા 'દસ્યુ' કહેતા હોવા જોઈએ. યજુર્વેદના સમયમાં જેવા વિવિધ વર્ણો હતા તેવા વર્ણો ઋગ્વેદના સમયમાં ન હતા એમ જરૂર કહી શકાય. અવેસ્તામાં ચાર વર્ણોનો ઉલ્લેખ હોવાથી ઋગ્વેદના સમયમાં પણ ચાર વર્ણ જ હોવા જોઈએ એમ માની શકાય નહિ. આવા વર્ણો વચ્ચે ભોજનવ્યવહાર અને લગ્નવ્યવહારના નિષેધો હતા એને માટે તો કશો પુરાવો મળતો નથી.

લગ્નવ્યવસ્થા અંગે એટલું ચોક્કસ કહી શકાય કે નાની ઉંમરે લગ્નો થતાં નહિ. વ્યક્તિગત પસંદગીને તેમાં અવકાશ રહેતો. આર્યો અને દાસોનાં લગ્ન નિષિદ્ધ અથવા તિરસ્કૃત હતાં. લગ્નજીવનમાં સ્નેહ અને તત્પ્રાપ્ત સુખ તથા આનંદને મહત્ત્વ હતું અને પતિ-પત્નીના વ્યવહારમાં પત્નીનું ઠીકઠીક મહત્ત્વ હતું. સંતતિ અને ખાસ તો પુત્રોની ઇચ્છા રાખવામાં આવતી. સતીની પ્રથા ન હતી અથવા આર્યેતર પ્રજામાં જો તે હોય અને આર્યોને એનો પરિચય થયો હોય તો તેને ધિક્કારવામાં આવતી; કદાચ, ક્ષત્રિયો પૂરતી તે મર્યાદિત હોય. અનેક પત્નીત્વની પ્રથા હતી. અનેક પતિની પ્રથાનું કોઈ અસ્તિત્વ ન હતું.

કેળવણી અને અધ્યયન વિષે સ્પષ્ટ પુરાવા મળતા નથી. આર્યોના ઉપનયન કે ઈરાનીઓના નવજોત જેવો કોઈક સંસ્કાર કરવામાં આવતો હશે. તેનાથી યૌવનની શરૂઆત અને અધ્યયનની દીક્ષા મનાતાં હશે. અધ્યયન, ચર્ચાઓ, પાઠ વગેરે મૌખિક હતાં. લેખનપદ્ધતિ વિષે આપણે કશું જ આ તબક્કે કહી શકીએ તેમ નથી. બ્યુલરના મતે આર્યો ઈ. પૂ. સાતમી સદી પછી જ લિપિને જાણતા થયા. તેથી એમ માનવું જોઈએ કે બ્રાહ્મણોનું વિશાળ સાહિત્ય કંઠસ્થ પરંપરાથી સચવાઈ રહ્યું હોય. સિંધુ સંસ્કૃતિમાં લિપિની પ્રાપ્તિ પછી આ વિષયમાં નવા વિચારો કરવાનું પ્રાપ્ત થયું છે. સિન્ધુ સંસ્કૃતિની લિપિએ આર્યોને નવી લિપિ આપી હશે. તે પ્રાચીન બ્રાહ્મીની આદ્ય જનની હોવાનો સંભવ છે.

સામાન્ય જીવનવ્યવહારમાં ગીત, વાદિત્ર, નૃત્ય, નાટ્ય, ચિત્ર, પાસાની રમતો વગેરે આનંદ-પ્રમોદનાં સાધનો હતાં. દૂધ, તેની બનાવટો, ઘી, જવ, ચોખા અને અનેક શાકભાજી તથા ફળોને ઉપયોગમાં લેવામાં આવતાં. માંસભક્ષણ અને કદાચ સોમ જેવા કોઈક માદક પીણાનો ઉપયોગ પણ હતો. બે વસ્ત્રો–વાસ અથવા નીચેનું વસ્ત્ર અને અધિવાસ અથવા ઉત્તરીય–પહેરવામાં આવતાં. સ્ત્રીઓ ઝભ્ભા જેવું વસ્ત્ર, સોનાની કિનારીવાળાં વસ્ત્રો અને ઝૂલવાળાં વસ્ત્રો પહેરતી. સોના, ચાંદી અને ઝવેરાતનાં તથા છીપનાં ઘરેણાં પહેરવામાં આવતાં. પુરુષો અને સ્ત્રીઓ લાંબા વાળ રાખતાં. સ્ત્રીઓ વાળની વેણી અથવા લટો બાંધતી.

સામાન્યલોકોનો ધંધો પશુપાલન અને ખેતી હતો. નહેરો અને તેનાં પાણી ખેતીના ઉપયોગમાં લેવાતાં.

પશુઓમાં ગાયનું સૌથી વધારે મહત્ત્વ હતું. નિર્દોષ બળદોના અસંખ્ય ઉલ્લેખો પણ મળે છે.

બાહ્ય પ્રદેશો સાથે તેમજ અંદરનાં સ્થળોમાં બહોળો વેપાર થતો હતો. વ્યવહારમાં નાણુંની કોઈક વ્યવસ્થા હોવાનો સંભવ છે, જેમાં નિષ્ક જેવો કોઈક સિક્કો અથવા સાધનનો ઉપયોગ થતો હશે. ગાયને વિનિમયના સાધન તરીકે માનવામાં આવતી. જમીનમાર્ગે પરદેશો સાથે વેપાર થતો હતો. કદાચ, દરિયાઈ માર્ગે પણ આવો વેપાર ચાલતો હતો એમ સમુદ્ર અને સઢવાળા વહાણોના ઉલ્લેખ ઉપરથી કલ્પી શકાય છે. ધંધા-રોજગારને અંગે એટલું કહી શકાય કે ચોક્કસ પ્રકારના ધંધા ચોક્કસ વર્ણના લોકો જ કરી શકતા એવું ન હતું. સુથારકામ, ધાતુકામ, વાસણકામ, માટીકામ અને ચર્મકામની સાથે સાથે સીવવાનું, સાદડીઓ બનાવવી, કપડાંનું વણાટકામ અને શિકાર—પક્ષીઓ, મૃગો અને સિંહોનો—વગેરે વ્યવસાયો હતા. શહેરને બદલે ગામડાં જાણીતાં હતાં અને આવાં ગામડાંની આસપાસ માટીના અથવા પથ્થરના કોટ રચેલા હતા. લાકડા, વાંસ અને માટીની મદદથી મકાનો બનાવવામાં આવતાં. આવ-જાનાં સાધનોમાં રથ, ગાડાં અને હોડીઓ તથા વહાણો જાણીતાં હતાં. આમ આર્ય સંસ્કૃતિ પ્રધાનપણે ગ્રામસંસ્કૃતિ હતી એમ કહેવું જોઈએ. [ક્રમશઃ]

*

# ખાનગી સાહસ વિરુદ્ધ જાહેર સાહસ — એક દૃષ્ટિબિંદુ

**બિપિન મ. ત્રિવેદી**

[સિનિયર બી એ. ના વિદ્યાર્થી, એચ. કે. આર્ટસ કૉલેજ, અમદાવાદ]

**ખાનગી** સાહસમાં નફો એ જરૂરી વસ્તુ માનવામાં આવે છે, ત્યારે જાહેર સાહસમાં સેવા એ મુખ્ય ગણવામાં આવે છે. ખાનગી સાહસમાં નફો પ્રેરક બળ હોવાથી એમાં કાર્યક્ષમતા હોવાનું કહેવાય છે; પરંતુ મારા અભિપ્રાય અનુસાર યોજનાના સંપૂર્ણ માપદંડ તરીકે નફાને વાપરી શકાય નહિ. પરંતુ હવે તો સરકાર પણ જાહેર સાહસમાં મહત્તમ નફો કરવાની વાત કરે છે. આ અનૈતિક છે.

આર્થિક વ્યવસ્થામાં ગ્રાહકને કેન્દ્ર સ્થાને રાખી તેનાં હિતો સચવાય એ રીતે વ્યવસ્થા નક્કી કરવી જોઈએ. હમેશાં ગ્રાહકો વધુ હોય છે, ઉત્પાદકો ઓછા હોય છે. ગ્રાહકનું હિત એ હોય છે કે તેને સારી અને ગુણવત્તા ધરાવતી ચીજ ઓછામાં ઓછા દરે મળવી જોઈએ. ગ્રાહકનું હિત વધુમાં વધુ સચવાય અને ખાનગી સાહસથી ગ્રાહકને બચાવી શકે કે ભાવ અંકુશમાં રાખી શકે એવાં સાહસને હું અગ્રીમ પસંદગી આપું છું.

જાહેર સાહસ સરકારના હસ્તક રહે તે ઇચ્છવા યોગ્ય નથી. સરકારી ઉદ્યોગોમાં નોકરી કરનાર સરકારની ટીકા કરવાનો હક્ક ગુમાવે છે. ટીકા કરવાનો ભારતના નાગરિકનો મૂળભૂત હક્ક છે. મારા મતાનુસાર આ હક્કને દબાવવો એ અત્યંત વાંધાજનક છે. સરકાર હસ્તકના જાહેર સાહસનો જેમ જેમ વિકાસ થતો જાય, તેમ તેમ તેમાં કામ કરનારા સરકારી કર્મચારીઓની સંખ્યા વધતી જાય; એનો અર્થ એ કે વધુ ને વધુ નાગરિકો વાણીસ્વાતંત્ર્યનો હક્ક ગુમાવતા જાય.

આવી પરિસ્થિતિ ઉપસ્થિત થાય તો, જેમ સામ્યવાદી દેશોમાં બને છે તેમ, આપણે વાણીસ્વાતંત્ર્ય વગરના માત્ર આજ્ઞાંકિત નાગરિકો પેદા કરી શકીશું.

લોકશાહીમાં માનવીના મૂળભૂત હક્ક સર્વોચ્ચ છે. આર્થિક વ્યવસ્થામા ગ્રાહકની જરૂરિયાત સર્વોચ્ચ છે.

જાહેર સાહસના ઉદ્યોગો સરકાર હસ્તક નહિ પણ એવી સંસ્થા હેઠળ હોવા જોઈએ કે એક તરફ સરકારથી જુદી એવી સંસ્થા હોય અને બીજી તરફ ખાનગી સાહસ સામે ગ્રાહકનાં હિતોનું રક્ષણ કરી શકે.

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક



'ભારતવર્ષને માટે મને ખૂબ પ્રેમ હોવા છતાં, અને પ્રાચીન ભારતવાસીઓ માટે માનની લાગણી હોવા છતાં મને લાગે છે, કે આપણે બીજી પ્રજાઓ પાસેથી ઘણું શીખવાનું છે. ભારતવર્ષની બહારની દુનિયાના સંબંધ વિના આપણને ચાલવાનું નથી. આપણે તેમના વિના ચલાવી લઈશું એમ આપણે ધાર્યું એ આપણી મૂર્ખાઈ હતી, અને એક હજાર વર્ષની ગુલામી ભોગવી આપણે તેની શિક્ષા સહન કરી છે. બીજી પ્રજાઓની સાથે આપણી સરખામણી કરવા આપણે બહાર ગયા નહિ, આપણી આસપાસ શું ચાલી રહ્યું છે તેનો આપણે ખયાલ કર્યો નહિ—આ વાત હિંદુમાનસના અધઃપતનનું એક મોટું કારણ નીવડ્યું છે. આપણે શિક્ષા ભોગવી છે. હવે વધારે ભોગવીએ નહિ એટલે બસ.' **સ્વામી વિવેકાનંદ**

[વીરવાણી—સ્વામી વિવેકાનંદ. અનુવાદક—શ્રી જયંતીલાલ મંગળજી ઓઝા, શ્રી રામકૃષ્ણ આશ્રમ—રાજકોટ, (સં. ૨૦૧૧) પૃષ્ઠ ૫૬-૫૭]


વર્ષ ૨

અંક ૬

જાન્યુઆરી · ૧૯૬૩

સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

**અભ્યાસ** સંપાદક : પુરુષોત્તમ ગણેશ માવળંકર

વર્ષ ૨ · અંક ૬
જાન્યુઆરી
૧૯૬૩

## અનુક્રમ

નૈવેદ્ય ૧૮૯ એ. જી. ભટ્ટ
રોજનીશીમાંથી ૧૯૧ ગણેશ વાસુદેવ માવળંકર
યુરોપમાં આર્થિક સહકાર ૧૯૨ ન. ઉ. રાજગુરુ
જનમત ૨૦૦ વિ. સ. વણીકર
'મૅનેજિંગ એજન્સી'ની પ્રથા ૨૦૬ એસ. ડી. ત્રિવેદી
ભારતના સાંસ્કૃતિક ઇતિહાસની રૂપરેખા–૩ ૨૦૯ જયદેવ. મો. શુક્લ
નવનીત [મહાત્મા શિશિરકુમાર ઘોષ] ૨૨૩
આજનો ધર્મ ૨૨૪ પુરુષોત્તમ ગણેશ માવળંકર

*

અભ્યાસ

* વાર્ષિક લવાજમ રૂપિયા આઠ, છમાસિક રૂપિયા પાંચ.
* મનીઑર્ડરથી કે ચેકથી લવાજમ–પુ. ગ. માવળંકર, 'પ્રગતિ', ૧૫ મહારાષ્ટ્ર સોસાયટી, અમદાવાદ-૬ એ સરનામે–મોકલવું, તથા ચેક પુ. ગ. માવળંકરના નામનો લખવો, એવી વિનંતી છે. રૂબરૂ લવાજમ 'અભ્યાસ' કાર્યાલય પર ભરી શકાશે.
* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* 'અભ્યાસ'ના પ્રથમ વર્ષના પ્રથમથી બાર અંકોના પૂરા સેટ ઉપલબ્ધ છે. સેટની કિંમત દસ રૂપિયા.

*

## સંપાદકના બે બોલ

આ અંક વડે 'અભ્યાસ'ના બીજા વર્ષની અડધી મજલ પુરી થાય છે. 'અભ્યાસ'માં રજુ થતું લખાણુ ઉપયોગી, રસમય અને વૈવિધ્યપૂર્ણુ હોય તે માટે બનતી કોશીશ થાય છે. કેટલાક વાચકોએ મૌખિક અને મીઠી ફરિયાદ કરી છે કે અભ્યાસ ઠીક ઠીક ભારેખમ છે! 'અભ્યાસ'નું વાચન નિરસ અને કંટાળાજનક હોવાની ફરિયાદ કદાચ આવા મિત્રોએ એમની સ્વાભાવિક વિનયશીલતાને કારણે કરી લાગતી નથી! એ ગમે તેમ, 'અભ્યાસ'ની શરૂઆત અને એની હાલની પ્રવૃત્તિ વિશિષ્ટ હેતુઓ માટે છે. હળવું વાચન અને કાવ્યો વાર્તાઓ વગેરે માટે અનેક શિષ્ટ ગુજરાતી સામયિકો ઉપલબ્ધ છે. ઉચ્ચ શિક્ષણુ અને સમાજવિદ્યાઓ તથા જાહેરજીવનના મહત્વના પ્રશ્નો પરત્વે કંઈક ગંભીરતાથી અને શક્ય તેટલા અભ્યાસપૂર્વક વિવિધ લેખો રજુ કરવા માટે 'અભ્યાસ'ની મથામણુ છે. આ પ્રકારના સાહિત્યનો વિશિષ્ટ વાચકવર્ગ આપણા ગુજરાત રાજ્યમાં અવશ્ય છે, હોવો જોઈએ; એવા વાચકવર્ગની રસવૃત્તિને 'અભ્યાસ' સંતોષી ન શકે એ બનવાજોગ છે. વળી, એવો વાચકવર્ગ મોટો ન હોય અને તેથી આ સ્વરૂપના સામયિકને આર્થિક રીતે પગભર બનાવી શકે એવો ન હોય એ પણુ બનવા જોગ છે.

*

મુદ્રક અને પ્રકાશક : પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન : કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

# નૈવેદ્ય

न निरोधो न चोत्पत्तिर्न बद्धो न च साधकः ।
न मुमुक्षुर्न वै मुक्त इत्येषा परमार्थता ॥

—गौडपादकारिका-२-३२॥

**ભાવાર્થ:** પ્રલય નથી, ઉત્પત્તિ નથી, કોઈ બંધનમાં નથી, કોઈ સાધક નથી, કોઇ મુમુક્ષુ નથી અને મુક્ત નથી—આમ આ પારમાર્થિક સત્ય છે.

**નોંધ:** ગૌડપાદાચાર્યે શ્રુતિવાક્યોનાં પ્રમાણ અને યુક્તિઓદ્વારા 'અજાતિવાદ'નું સરસ પ્રતિપાદન કર્યું છે. તેમના મત પ્રમાણે જગત કદી ઉત્પન્ન થયું નથી અને થવાનું પણ નથી. તે સ્પષ્ટ કહે છે કે, 'न कश्चिज्जायते जीवः संभवोऽस्य न विद्यते। एतत्तदुत्तमं सत्यं यत्र किंचिन्न जायते॥ ३-४८॥ કોઈ જીવની ઉત્પત્તિ થતી નથી; તેની ઉત્પત્તિનું કારણ નથી. કોઈની ઉત્પત્તિ થતી નથી—એ ઉત્તમ સત્ય છે. પરમ તત્ત્વ-બ્રહ્મમાં કશું જ ઉત્પન્ન થતું નથી, એ જ પરમ સત્ય છે.'

વાસ્તવિક દૃષ્ટિએ જોતાં ઉત્પત્તિ અને પ્રલય છે જ નહિ અને આ સમગ્ર વિવિધ નામ અને રૂપવાળા પદાર્થો પરમ તત્ત્વના અજ્ઞાનને લીધે ભાસે છે. જેમ મંદ અંધકારમાં દોરડીમાં સર્પ ભાસે છે અથવા જેમ છીપમાં રૂપું ભાસે છે, તેમ પરમાત્મા અથવા બ્રહ્મમાં જગત ભાસે છે. દોરડીમાં દેખાતો સર્પ કાલ્પનિક છે અને દોરડીનું જ્ઞાન થતું નથી ત્યાં સુધી તેમાં ભાસે છે, તેમ આ સમગ્ર જગત પરમાત્મામાં કલ્પિત છે; અને જ્યાં સુધી પરમાત્માનો સાક્ષાત્કાર થતો નથી, ત્યાં સુધી તે સાચું છે એમ પ્રતીત થાય છે. દોરડીમાં દેખાતો સર્પ ખરી રીતે તેમાં ઉત્પન્ન થયો હોતો નથી પણ દોરડીના અજ્ઞાનને લીધે ભાસે છે, તેમ પરમાત્મારૂપી અધિષ્ઠાનમાં ભાસતું આ જગત ખરી રીતે ઉત્પન્ન થતું નથી પણ પરમાત્માના યથાર્થ સ્વરૂપના અજ્ઞાનને લીધે ભાસે છે. જ્યાં સુધી મનુષ્ય સ્વપ્ન જોતો હોય, ત્યાં સુધી સ્વપ્નના પદાર્થો મિથ્યા છે એવી પ્રતીતિ તેને થતી નથી; તેમ જ્યાં સુધી પરમ તત્ત્વના અજ્ઞાનરૂપી નિદ્રામાં પોઢેલો જીવ સંસારરૂપી સ્વપ્ન જુએ છે, ત્યાં સુધી અનુભવાતા જુદા જુદા પદાર્થો મિથ્યા છે એવી પ્રતીતિ તેને થતી નથી. જેમને સત્યનો સાક્ષાત્કાર થયો છે, તેવા મહાપુરુષોએ અનેક રીતે એવી પ્રતીતિને વાણીમાં ઉતારવાનો યત્ન કર્યો છે. નરસિંહ મહેતા તેમના અનુભવને આ રીતે વાણીમાં સાકાર કરે છે: 'જાગીને જોઉં તો જગત દીસે નહિ, ઊંઘમાં અટપટા ભોગ ભાસે; ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે.' ગૌડપાદાચાર્ય જીવની નિદ્રાનો ઉલ્લેખ કરતાં કહે છે: अनादिमायया सुप्तो यदा जीवः प्रबुध्यते। अजमनिद्रमस्वप्नमद्वैतं बुध्यते तदा॥ १-१६॥ અનાદિ માયાથી સૂતેલો જીવ જ્યારે ગુરુના ઉપદેશથી પ્રબુદ્ધ થાય છે—આ મારું કુટુંબ, મારું ઘર, મારા મિત્રો, હું સુખી છું, હું યશસ્વી છું એ પ્રકારનાં સ્વપ્નોને જોતો મોહનિદ્રામાંથી જાગે છે, ત્યારે તે જન્મ વગેરે વિકારોથી રહિત, તત્ત્વના અજ્ઞાનરૂપી નિદ્રા અને તત્ત્વના અન્યથાગ્રહણ (misapprehension) રૂપી સ્વપ્નથી રહિત અદ્વૈત પરમાત્મરૂપ તત્ત્વને જાણે છે.

આ જગતના પ્રતીત થતા વિવિધ પદાર્થો મૃગજળના જેવા મિથ્યા છે. ગૌડપાદાચાર્ય પ્રતીત થતા સર્વ વિષયો મિથ્યા છે એવું પ્રતિપાદન કરતી અનેક યુક્તિઓ રજૂ કરે છે. आदावन्ते च यन्नास्ति वर्तमानेऽपि तत्तथा। वितथैः सदृशाः सन्तोऽवितथा इव लक्षिताः॥ २-६॥—આ કારિકામાં રજૂ કરેલી દલીલ મનનીય છે. જે આદિમાં નથી અને અંતે નથી તે વર્તમાન કાળમાં પણ (પ્રતીત થવા છતાં) નથી જ. જગતમાં પ્રતીત થતા વિવિધ પદાર્થો (મૃગજળ જેવા) મિથ્યા પદાર્થો જેવા હોવા છતાં સત્ય હોય તેવા લાગે છે. આ બધા વિષયો ઉત્પત્તિ થતાં પહેલાં અને તેમના અંત પછી અસ્તિત્વમાં હોતા નથી, માત્ર મધ્ય કાલમાં જ પ્રતીત થાય છે માટે તે મિથ્યા છે. માટીમાંથી ઉત્પન્ન થયેલો ઘડો તેની ઉત્પત્તિની પહેલાં ઘટરૂપે હોતો નથી અને ફૂટી ગયા પછી પણ ઘટરૂપે રહેતો નથી, માત્ર આદિ

અને અંતની વચ્ચેના સમયમાં જ ઘટરૂપે પ્રત્યક્ષ થાય છે માટે તે મિથ્યા છે. વિષયો પ્રતીત થાય છે, પ્રત્યક્ષ થાય છે માટે તે સત્ય છે એવું મંતવ્ય ભૂલભરેલું છે. જે દેખાય છે—જેનુ પ્રત્યક્ષ થાય છે, તે બધુ સત્ય હોય તો મૃગજળ પણ સત્ય છે એમ માનવું પડે. જે પરમ સત્ય છે, તે ત્રણે કાળમાં એક સ્વરૂપે જ રહે છે અને તેનો કદી પણ બાધ થતો નથી. જે એક સ્વરૂપે રહેતું નથી, જેમાં ફેરફાર થાય છે—જે પરિવર્તનશીલ છે અને જેનો બાધ થાય છે, તે સત્ય નથી. આ બધા દૃશ્ય પદાર્થો પરિવર્તનશીલ છે, એકસ્વરૂપે રહેનારા નથી, આદિ અને અંતવાળા છે, માટે તે મિથ્યા છે. પરમ સત્ય (Highest Reality) સદૈવ એકરૂપે જ રહે છે, ભેદ-રહિત છે—અદ્વૈત છે, તે સત્ (Existence), ચિત્ (Consciousness) અને આનંદ (Bliss) સ્વરૂપ છે. પરમાત્મા અથવા બ્રહ્મ—એ સત્સ્વરૂપ છે, તે સદૈવ એકસ્વરૂપે રહે છે, તેનો કદી બાધ (sublation) થતો નથી; અને તે પ્રાણીમાત્રનું—પદાર્થમાત્રનુ સાચું સ્વરૂપ છે, તે સર્વનો આત્મા છે, ભેદરહિત છે—અદ્વૈત છે. આ પરમ તત્ત્વ સત્ સ્વરૂપ છે અને સત્ (Existence)નો કદી પણ બાધ થતો નથી. 'આ ઘટ છે, આ પુસ્તક છે, આ વૃક્ષ છે, આ પટ છે'—આ બધા વિધાનો તપાસતાં જણાશે, કે હોવાપણુ સત (Existence) આ ચારેયમા વ્યાપીને રહેલું છે, તે બદલાતુ નથી, તેનો બાધ થતો નથી, જ્યારે ઘટ, પુસ્તક, વૃક્ષ અને પટ એ બધા બદલાય છે; પણ એ ચારેયમા સત્ (Existence) અનુવર્તમાન છે જે બદલાય છે, જે એકસ્વરૂપે રહેતા નથી—જેનો બાધ થાય છે, તે નામ-રૂપાત્મક પદાર્થો છે અને તે અસત્ છે, મિથ્યા છે. પરમાત્મા સતસ્વરૂપ છે માટે તેનો જન્મ સંભવતો નથી સતનો જન્મ થતો હોય તો તે સત (Existence) કહેવાય જ નહિ. જેનુ સદા અસ્તિત્વ છે, તેનો જન્મ ક્યાંથી સંભવે? અદ્વૈત પરમાત્મા અથવા બ્રહ્મ સત્સ્વરૂપ છે તેનો જન્મ ક્યાથી સંભવે? જેમ સતનો જન્મ સંભવતો નથી, તેમ આ નામરૂપાત્મક જગત જે અસત્ છે—મિથ્યા —, તેનો પણ જન્મ ક્યાથી સંભવે? સસલાના શિંગડાનો કે આકાશકુસુમનો જન્મ કેવી રીતે સંભવે? આ રીતે વિચારતાં સમજાશે, કે આ અસત્ નામરૂપાત્મક જગત કદી ઉત્પન્ન થતું નથી. આથી જ આ કારિકામાં દર્શાવ્યું છે કે વાસ્તવિક દૃષ્ટિએ ઉત્પત્તિ નથી અને પ્રલય પણ નથી. ઉત્પત્તિ જ થતી નથી એટલે પછી પ્રલય તો ક્યાંથી જ હોય? આ સંદર્ભમાં નીચેની કારિકા ધ્યાનમાં રાખવા જેવી છે—भूतं न जायते किंचिदभूतं नैव जायते। विवदन्तो द्वया ह्येवमजातिं ख्यापयन्ति ते ॥ ૪-૪॥ જે વિદ્યમાન વસ્તુ છે, તે ઉત્પન્ન થતી નથી; અને જે વસ્તુ અવિદ્યમાન છે, તે પણ કદી જન્મ પામતી નથી. આમ, પરસ્પર વિવાદ કરતા દ્વૈતવાદીઓ અજાતિવાદનું જ સ્થાપન કરે છે. આમાં અસત્કાર્યવાદીઓ—નૈયાયિકો અને વૈશેષિકો તથા સત્કાર્યવાદીઓ—સાંખ્યવાદીઓ વચ્ચેના વિવાદનો ઉલ્લેખ છે. વિવાદ કરતા આ બન્ને પક્ષ અજાતિવાદનું જ સ્થાપન કરે છે, એટલે તેમના પરસ્પર વિવાદથી કાર્ય-કારણના સિદ્ધાંતનુ જ ખંડન થઈ જાય છે. સાખ્યવાદી માને છે, કે ઉત્પત્તિ થતાં પહેલાં કાર્ય કારણમા હોય છે; સોનાનો અલંકાર ઉત્પન્ન થતાં પહેલાં તેના કારણમાં-સોનામાં હોય છે અને સોનું અલકાર રૂપે પરિણામ પામે છે; વૈશેષિકો કાર્ય તેની ઉત્પત્તિ પહેલાં કારણમા હોતું નથી અને નવુ જ ઉત્પન્ન થાય છે એમ માને છે વૈશેષિકો સાંખ્યવાદીઓનુ ખડન કરતાં દલીલ કરે છે, કે જે વસ્તુ વિદ્યમાન હોય તેની ઉત્પત્તિ થાય જ નહિ. સાખ્યવાદીઓ વૈશેષિકોના અસત્કાર્યવાદનુ ખડન કરતા દલીલ કરે છે, કે જે વસ્તુ અવિદ્યમાન હોય તેની ઉત્પત્તિ થાય જ નહિ. આમ, એક-બીજાનું ખડન કરતા તેઓ કાર્યકારણભાવ (Causality)નુ જ ખંડન કરે છે અને કશુ જ ઉત્પન્ન થયું નથી—એ સિદ્ધાંતને એટલે અજાતિવાદના સિદ્ધાંતને જ પ્રકાશિત કરે છે.

અદ્વિતીય પરમાત્મા એ જ સત્ય છે, દ્વૈતમાત્ર-ભેદમાત્ર મિથ્યા છે એવું સ્પષ્ટપણે શ્રુતિઓમાં કહેવામાં આવ્યું છે. आत्मैवेदं सर्वम्—આ બધુ આત્મા જ છે; ब्रह्मैवेदं सर्वम्—આ બધુ બ્રહ્મસ્વરૂપ જ છે. नेह नानास्ति किंचन। આમા નાનાત્વ-ભેદ (Multiplicity) નથી વગેરે શ્રુતિવાક્યો દ્વૈતમાત્રનો નિષેધ કરે છે અને અદ્વૈત આત્મા એ જ પરમ સત્ય છે એવુ દર્શાવે છે. આથી, ઉત્પત્તિ, પ્રલય, બંધનમાં પડેલો જીવ, સાધક, મુમુક્ષુ અને મુક્ત આત્મા-એમાંનું કશુંય વાસ્તવિક દૃષ્ટિએ જોતાં નથી એમ સિદ્ધ

થાય છે. આ બધું જગત મનની કલ્પનામાત્ર છે (द्वैतं मनोविकल्पनामात्रम्), જાદુગરે પ્રસારિત કરેલી માયા (Illusion) જેવું છે—રજ્જુમાં સર્પની પેઠે કલ્પિત છે. જ્યાં સુધી આત્મસ્વરૂપનું અજ્ઞાન છે, ત્યાં સુધી તે (જગત) સત્ય ભાસે છે. જ્યાં સુધી મનનું સ્પન્દન થયા કરે છે ત્યાં સુધી દ્વૈતનો અનુભવ થાય છે; જ્યારે મન સ્પન્દન કરતું અટકી જાય છે—આત્મારૂપી સત્યનું જ્ઞાન થતાં સંકલ્પ કરતું અટકી જાય છે, ત્યારે જગતનો—દ્વૈતનો અનુભવ થતો નથી. બધું જ આત્મસ્વરૂપ છે એવું જ્ઞાન થતાં સંકલ્પના વિષયનો જ અભાવ થાય છે, એટલે મન મન રહેતું જ નથી—તેનો અમનીભાવ થઈ જાય છે; તે બ્રહ્મ સાથે અભેદ પામે છે અને 'मनसो ह्यमनीभावे द्वैतं नैवोपलभ्यते—મનનો અમનીભાવ થતાં દ્વૈતની ઉપલબ્ધિ થતી જ નથી.

[સંપાદક અને લેખક: એ. છ. ભટ્ટ, સંસ્કૃતના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

*

# રોજનીશીમાંથી

ગણેશ વાસુદેવ માવળંકર

### તા. ૨૭ ઑગસ્ટ, ૧૯૪૭, બુધવાર

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રવાચન. રોજનીશી-લેખન. થોડો વખત વિઠ્ઠલભાઈ ચરિત્ર-વાચન. પછી કાગળો લખાવ્યા. આજે બંધારણસભામાં મોડો ગયો. પત્રવ્યવહારનું થોડું કામ પતાવ્યું. ૧૧ થી ૧ બંધારણસભા. શ્રી. બાબુરાવ મહેતા ત્યાં મળ્યા.

ભોજનોત્તર આરામ. ૩ વાગ્યાથી બંધારણસભાની બેઠક હતી. પણ હું ગયો નહોતો. કાગળો પર સહીઓ કરીને રવાના કર્યા. મુંબઈની ઇતિહાસપરિષદને રૂપિયા પચીસ ભેટ મોકલ્યા.

થોડો વખત વિઠ્ઠલભાઈ ચરિત્ર-વાચન.

સાંજે શ્રી. નારુદેને ઘેર તથા બિર્લામંદિરમાં જઈ આવ્યો. પાછા વળતાં Constitution Houseમાં ગયો. ત્યાં અમારા પક્ષની સભા ચાલતી જ હતી! ત્યાં હાજરી પૂરવા પૂરતો ગયો એટલામાં તો એક મહત્ત્વની બાબત ઉપર મતગણતરી કરવાનો સમય થયો હતો. કશું પણ ન જાણતાં શ્રી. મુનશીએ કહ્યા પ્રમાણે મત આપ્યો! અલબત્ત, એટલું સાચું કે ગઈ કાલે કરેલો નિર્ણય આજે ફેરવવો એ બાબત હતી એટલે નિર્ણયોમાં ફેરફાર રોજરોજ કરવા સારા નહિ એવો અભિપ્રાય અને મત આપ્યો. નિર્ણય શાને વિષે હતો એ ખબર નહોતી. ખેર.

ઘેર આવ્યા બાદ શ્રી. મુનશી મળ્યા. અમારી કમિટિનો રિપોર્ટ છે એના પરથી જે ઠરાવ ઘડવાનો છે એનો મુસદ્દો શ્રી. આયંગરે કર્યો હતો એ એમણે બતાવ્યો. બંધારણસભાના અધ્યક્ષ એક જ અને ધારાસભા તથા બંધારણ એ બન્ને શાખાઓના તેઓ મુખ્ય. Deliberative and Administrative—આ વાક્યનો અર્થ આગળનો-પાછળનો સંદર્ભ જોયા વગર જ શ્રી. મુનશી કરી રહ્યા હતા! મને નવાઈ લાગી. શ્રી. વલ્લભભાઈએ જરા કડક કહ્યું એટલે પછી મુદ્દા પર આવ્યા! વિચિત્ર મનોદશા.

### તા. ૨૮ ઑગસ્ટ ૧૯૪૭, ગુરુવાર

સવારે ડૉ. શ્યામાપ્રસાદ મુકરજી મળ્યા હતા. ધારાસભાની બેઠક વિષે વાતચીત થઈ. વિઠ્ઠલભાઈ ચરિત્ર વાચન. કેટલાક કાગળો.

૧૦ થી ૧ બંધારણસભાની બેઠક. શ્રી. ધુરંધર ત્યાં મળ્યા.

૧ થી ૨–૩૦ ગવર્નર-જનરલને ત્યાં ભોજન. શ્રી. અને શ્રીમતી ગાડગીળ, અલ્લાડી કૃષ્ણસ્વામી આય્યર એમ અમે બહારના લોકો હતા. જમતી વખતે સામાન્ય વાતચીત. ભોજનોત્તર ગવર્નર-જનરલ સાહેબ જોડે અલ્લાડી અને હું વાતો કરતા બેઠા હતા: એમણે મુદ્દાની બાબતો કાઢી. મારું મંતવ્ય હતું: (૧) અત્યારે જ બંધારણ ઘડવાની ઉતાવળ શા સારુ? તેઓ (ગવર્નર-જનરલ) આવ્યા ત્યારે ૧ જૂન ૧૯૪૮ના રોજ સત્તા-

ફેર નિવે ઠરાવવામાં આવેલું. ત્યાર પછી એમણે જ ઉતાવળ કરી અને એ યોગ્ય હતું. હવે જલદી સત્તાફેર થયો અને રાજ્ય ચલાવવા જેટલી સગવડભરી બંધારણીય જોગવાઈ ૧૯૩૫ના કાયદા મુજબ છે. એમાં જરૂરી અને જોઈએ તેટલા ફેરફારો કરી શકાય એમ છે. એટલે બંધારણ ધીમે ધીમે તૈયાર કરવું, અને હાલના પ્રધાન-મંડળે પોતાનું ધ્યાન અન્નપરિસ્થિતિ તથા રાજ્યવહીવટ ઉપર કેન્દ્રિત કરવું. (૨) રાજેન્દ્રબાબુએ અન્નખાતા તરફ કાં તો લક્ષ આપવું અગર બંધારણ અને ધારાસભા તરફ ધ્યાન આપવું. બન્ને તરફ ધ્યાન અને શક્તિની વહેંચણી ન કરવી.........(૩).........એમણે (ગવર્નર-જનરલે) કહ્યું કે "બધા મારી સાથે સંમત થાય છે. પણ પછી પ્રધાનમંડળને એ મુજબ કોઈ કરવું કહેતા કેમ નથી?" એ પરથી મેં મારી ભૂમિકા કહી. સ્વરાજ્યના સિપાઈ તરીકે સોંપી આપેલું કામ કરવું, મનમાં વિચારો આવે તે આગેવાનોને કહીને છૂટા થવું એટલું જ હું કરું છું. ઠીક.

પછી મુકામે આવીને આરામ. બાદ ટપાલ–રવાનગી, અને પછી ઘણોખરો વખત શ્રી. વિઠ્ઠલભાઈ ચરિત્રવાચન. સાંજે રાજકુમારી અમૃતકૌર પંજાબનો ચાર દિવસનો પ્રવાસ પૂરો કરીને આવ્યાં તેઓ બધી હકીકત કહેતાં હતાં. એ સાંભળી, શરીર પર રોમાંચ ખડાં થાય છે. માણસો માણસોને નિર્દયતાથી મારી નાખે છે. પોતાને હસ્તક હોય એવા નિરપરાધી, નિઃશસ્ત્ર લોકોને અને સ્ત્રી-બાળકોને પણ મારી નાખે છે! માણસની માણસાઈ નષ્ટ પામી છે! અને આ બધું ધર્મને નામે!! આની ખરી જવાબદારી આવાં કૃત્યો કરનારા અજ્ઞાન મનુષ્ય-રૂપી પશુઓની નહિ પણ એમને ચડાવનાર નરાધમોની, Politiciansની છે. ઈશ્વર સદ્‌બુદ્ધિ આપો.

......ની નાલાયકી (incompetence ની વાત રાજકુમારી કહેતાં હતાં..........

ભોજનોત્તર વાતોચીતો, રોજનીશીલેખન અને વિઠ્ઠલભાઈ ચરિત્રવાચન. થોડો વખત પત્રલેખન.

(ક્રમશઃ)

*

# યુરોપમાં આર્થિક સહકાર


ન. ઉ. રાજગુરુ

[અર્થશાસ્ત્રના વ્યાખ્યાતા, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]


રાષ્ટ્ર માથે ઝઝૂમી રહેલા ચીની આક્રમણના ભયની વેળાએ, તે આક્રમણના પ્રતીકાર માટે સાબદા થતા રાષ્ટ્રના જીવનના દરેક પાસાની ઝીણવટભરી તપાસ અનિવાર્ય બની છે. નિષ્ણાતો માને છે, કે આજે શસ્ત્રોથી જેટલું યુદ્ધ જિતાય છે, તેટલું જ કે તેથીય વધુ પ્રમાણમા યુદ્ધ શસ્ત્રો સિવાયનાં સાધનોથી જિતાય છે. રાષ્ટ્રની આર્થિક કરોડરજ્જુ જો મજબૂત હશે, તો રાષ્ટ્ર પોતાના સંરક્ષણ માટે ખડું રહી શકશે. આધુનિક વૈજ્ઞાનિક જીવનને સમજવામાં પ્રૌઢ બનેલા પાશ્ચાત્ય રાષ્ટ્રો આ બાબત સારી રીતે સમજ્યા છે, જ્યારે આપણે હજી તે દિશામા ઝડપથી, પણ માત્ર શરૂઆત કરી રહ્યા છીએ.

દુનિયાના આર્થિક પ્રવાહોમાં આજે ઝડપથી ફેર-ફારો થઈ રહ્યા છે. આ તમામ ફેરફારો એક-બીજા રાષ્ટ્રોની આર્થિક પરિસ્થિતિને અસર કરે છે તેમ આપણા દેશની આર્થિક પરિસ્થિતિને પણ અસર કરે છે. તેમાંય આર્થિક રીતે સબળા રાષ્ટ્રોની હિલચાલ ભારત જેવા આર્થિક રીતે નબળા રાષ્ટ્રને વધુ અસર કરે છે.

ઔદ્યોગિક વિકાસના પાયામાં જેણે સારી શક્તિ ધરબી દીધી છે, એવા યુરોપનું એક વિશિષ્ટ લક્ષણ એ છે, કે જ્યારે સંપત્તિનો વિપુલ પ્રમાણમાં નાશ થઈ જાય છે, ત્યારે પણ આર્થિક વિકાસના પાટે ફરી ચડતાં યુરોપને ખાસ સમય નથી લાગતો. ખૂનખાર બીજા વિશ્વયુદ્ધમાં લગભગ આખુંય યુરોપ સંડોવાયું હતું. યુદ્ધ પત્યા પછી યુરોપ નફા નુકશાનનો હિસાબ કરવા બેઠું ત્યારે માલૂમ પડ્યું, કે વિપુલ પ્રમાણમા સંપત્તિનો નાશ તેણે વહોરી લીધો છે. તે યુરોપ આજે આર્થિક રીતે સારી એવી સદ્ધરતા પ્રાપ્ત કરીને તૈયાર થયું છે. યંત્રવિદ્યાનો વારસો એ આ આર્થિક વિકાસનું મુખ્ય જવાબદાર પરિબળ છે.

યુરોપે હાંસલ કરેલા આર્થિક વિકાસને વેગ આપવા માટે યુરોપમાં આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે આર્થિક સહકારનો એક મોટો પ્રયોગ શરૂ થયો છે. આ પ્રયોગને 'યુરોપનું સહિયારું બજાર' (European Common Market)ના નામથી આપણે ઓળખીએ છીએ. રૂપ અને ગુણમાં તત્ત્વતઃ આ પ્રયોગ આર્થિક હોવાં છતાં રાજકીય પરિબળો આને માટે જવાબદાર મનાય છે. દુનિયાનાં બજારોમાં અમેરિકા જેવા હરીફોની સાથે થઈ જવા અને સામ્યવાદના ભારે વેગીલા ધસારાને ખાળવાના હેતુથી યુરોપ આજે એકત્ર થઈ રહ્યું છે. આર્થિક ક્ષેત્રની એકતા આવે છે પહેલી અને રાજકીય ક્ષેત્રની એકતા આવે છે પાછળ પાછળ.

આજના પશ્ચિમ યુરોપના અગ્રણીઓની માન્યતા અનુસાર બની શકે તેટલા રાજકીય અને આર્થિક સ્વાતંત્ર્યથી જ દેશ વધુ પ્રગતિ કરી શકે છે. આવી લગભગ એકસરખી માન્યતા ધરાવતા રાષ્ટ્રોએ ભેગા મળીને આ સંસ્થાની યોજના ઊભી કરી છે. જેમ એક અર્થતંત્રમાં પ્રદેશ-પ્રદેશ વચ્ચે વ્યાપાર-ઉદ્યોગના ક્ષેત્રે અંતરાયો દૂર કરાય છે, તેમ રાષ્ટ્ર–રાષ્ટ્ર વચ્ચેના અંતરાયોને જો દૂર કરવામાં આવે, તો વ્યાપાર-ઉદ્યોગની વૃદ્ધિ વધુ ઝડપી અને સંગીન બને તેવી માન્યતા છે.

૧૯૪૫ના બીજા વિશ્વયુદ્ધે ખાનાખરાબી કરવામાં કાંઈ જ બાકી રાખ્યું નહોતું. માણસોના મરણનો આંક લાખો સુધી પહોંચ્યો હતો. મકાનો, રસ્તાઓ, રેલવેનાં સાધનો, બંદરો વગેરે બધું ય તારાજ થઈ ગયું હતું. આવે વખતે યુરોપીય પ્રજામાં સહકારની જરૂર જણાઈ. વર્ષોથી રાજકીય ક્ષેત્રે દુશ્મનો તરીકે રહેલાં ફ્રાન્સ અને જર્મની આર્થિક વિકાસ માટે મતભેદોને નેવે મૂકે છે અને પશ્ચિમ યુરોપ એકત્ર થવા યત્ન કરે છે. સહકારની પ્રથમ સફળતા તરીકે ૧૯૫૦માં યુરોપિયન સ્ટીલ એન્ડ કોલ કમ્યુનિટી (European Steel and Coal Community) નામની સંસ્થા સ્થપાઈ. વિશ્વમાં અમેરિકા અને રશિયાની વધતી જતી જંગી તાકાતની સામે યુરોપને પણ ઊભું રાખવાનો પુરુષાર્થ યુરોપે આદરી દીધો. જે યુરોપ અસરકારક રીતે આજ પહેલાં જોડાયેલું જોવામાં નથી આવ્યું, તે આર્થિક પ્રવાહોના દબાણથી સંયુક્ત થયું. અને યુરોપને વધુ એકત્ર કરવા મોટી વાટાઘાટોની શરૂઆત થઈ. ઘણા મતભેદો અને વિરોધી હિતો હોવા છતાં પણ મહત્ત્વના અમુક મુદ્દાઓ ઉપર સંમતિ મળી શકી. આ સંમતિના પરિણામે ૧૯૫૭ના માર્ચની ૨૫મી તારીખે "રોમના કરારો" (Treaty of Rome) થયા અને યુરોપિયન ઇકૉનૉમિક કમ્યુનિટી (European Economic Community) નામની સંસ્થા ઊભી થઈ. આ સંસ્થામાં આજે ૭ સભ્ય-રાષ્ટ્રો છે—ફ્રાંસ, જર્મની, ઇટલી, બેલ્જિયમ, લક્ષમબર્ગ અને નેધરલૅન્ડ્ઝ. આ ૭ પ્રદેશોની કુલ વસ્તી ૧૭ કરોડની છે, જે રાષ્ટ્રસમૂહના દેશોની કુલ વસ્તીના ૨૦% જેટલી થવા જાય છે.

આ સંસ્થાના હેતુઓને ટૂંકામાં નીચે પ્રમાણે જણાવી શકાય :

યુરોપ ઘનિષ્ટ રીતે જોડાયેલ રાષ્ટ્રોનો સંઘ બની રહે. યુરોપના આર્થિક વિકાસમાં અવરોધરૂપે આવતાં પરિબળોને દૂર કરવા, જીવનધોરણમાં સુધારો કરવો, સ્થિર ગતિએ આર્થિક વિકાસ કરવો, અને સમગ્ર યુરોપમાં આર્થિક સમતુલા જેવું કાંઈક જાળવી શકાય તે હેતુથી યુરોપના પછાત રાષ્ટ્રોને વિકાસ માટે મદદ કરવી અને પછી જો શક્ય હોય તો બિન-યુરોપીય પછાત રાષ્ટ્રોને આર્થિક મદદ કરવી.

પોતાના હેતુઓ સિદ્ધ કરવા માટે યુરોપના આ સહિયારા બજારે નક્કી કર્યું છે, કે ૭ રાષ્ટ્રોનું બજાર, ઔદ્યોગિક માલ-સામાનના વેચાણ માટે સામાન્ય બજાર રહેશે. અંદર અંદર એક બીજા સામે કોઈ જકાત નાખવામાં નહિ આવે. આ સંસ્થા સિવાયના જે પ્રદેશો સાથે વેપાર ચાલે તેમાં છએ રાષ્ટ્રોએ સર્વાનુમતે નક્કી કરેલ જકાત પરદેશથી આવતા માલ ઉપર નાખવી, છએ રાષ્ટ્રોની જે જકાત ચાલુ હતી તેની સરેરાશ જેટલી જકાત તે વસ્તુ ઉપર લેવી એવું ઠરાવાયું છે. વળી, ઉત્પાદન-સાધનોની હેરફેરની પણ છૂટ મૂકવામાં આવી છે, જેથી જે પ્રદેશમાં ઉત્પાદન અંગનું એકમ વધુ ઉત્પાદક નીવડે ત્યાં તે જઈ શકે છે. માત્ર ખેતીવાડીના ઉત્પાદનનાં ક્ષેત્રે વસ્તુઓના વેચાણમાં પૂરી છૂટછાટ આપી શકાઈ નથી, છતાં સામાન્ય ખેતવિષયક નીતિ (Farm Policy) ઘડી કાઢવામાં આવી છે. વાહનવ્યવહારના ક્ષેત્રે પણ એક જ સામાન્ય નીતિ ઘડી કાઢવામાં આવી છે. સામાજિક સેવાઓના ક્ષેત્રને પણ એકસૂત્ર બનાવવાનો પ્રયાસ થયો છે.

વળી, આ સંસ્થાને સુંદર વ્યવસ્થાતંત્ર છે. વ્યવસ્થાતંત્રના ક્ષેત્રે પશ્ચિમે જે કુશળતા પ્રાપ્ત કરી છે, તેણે પશ્ચિમની આર્થિક સમૃદ્ધિમાં ઘણો સારો ફાળો આપ્યો છે.

સહિયારા બજારની આ બધી બાબતોને સંકલિત કરીને અમલમાં મૂકવા માટે તેમની એક સંસદ છે, જે 'યુરોપિયન એસેમ્બ્લી'ના નામે ઓળખાય છે. એક પ્રધાન કક્ષાની સભા પણ છે અને કાર્યવાહી માટે એક સંસ્થા પણ છે, જે જરૂરી કર્મચારીની સેવાઓ લેવાની વ્યવસ્થા કરે છે. વળી, જે કરારો રોમ ખાતે થયા તેની સમજણમાં જો મતભેદ પડતો હોય–સભ્યો વચ્ચે જો મતભેદો ઊભા થાય, તો અંતિમ નિર્ણય આપનારી ન્યાયાધીશોની એક અદાલત પણ ઊભી કરવામા આવી છે. યુરોપના પછાત પ્રદેશો આર્થિક મદદ કરવા માટે એક સામાન્ય 'ઇન્વેસ્ટમેન્ટ બેંક (Investment Bank)' રચવામાં આવી છે. એ ઉપરાંત, આ ૭ રાષ્ટ્રોના બનેલા સહિયારા બજાર સાથે જોડાયેલ (associated) પછાત રાજ્યોને આર્થિક મદદ કરવા એક વિશિષ્ટ વિકાસભંડોળ (Special Development Fund) ઊભુ કરવામા આવ્યુ છે. ટૂંકામા, ભવિષ્યમાં રાજકીય ક્ષેત્રે પણ સંકલન સાધવા માટેની લગભગ તમામ પૂર્વતૈયારીઓની આ એક ભૂમિકા છે. એટલે યુરોપનુ એક સમવાયતંત્ર (Federation of Europe) રચવાની તૈયારી યુરોપે ઉપાડી હોય એવુ સ્પષ્ટ લાગ્યા કરે છે.

હવે પ્રશ્ન એ થાય છે, કે યુરોપના આ ૭ રાષ્ટ્રોએ જે સંસ્થા રચી તેનાં શુ ફળો પ્રાપ્ત થયા છે. આર્થિક રીતે મૂલ્યાંકન કરતા પ્રગતિનો શુ આંક આ સંસ્થા બતાવે છે?

યુરોપના સહિયારા બજારનુ વાર્ષિક ઉત્પાદન ઇંગ્લેંડ કરતાં બેગણુ માલૂમ પડ્યુ છે, ઉદ્યોગોમાં ઉત્પાદનમા કામ કરતાં મજૂરની કલાકની ઉત્પાદકતા ઇંગ્લેંડના ઉદ્યોગોના મજૂરની કલાકની ઉત્પાદકતા કરતાં બેથી ત્રણગણી વધુ હતી. ઇંગ્લેંડમાં વિદેશી હૂંડિયામણનો અનામતનો વધારો ૦·૪ બિલિયન ડોલરનો થયો છે, જ્યારે યુરોપના સહિયારા બજારનો વિદેશી હૂંડિયામણનો અનામતનો વધારો ૧૧ બિલિયન ડોલર જેટલો થયો છે.

યુરોપના સહિયારા બજારના દેશોમા ૧૯૫૫ થી ૧૯૬૩ સુધીમાં કુલ ઉત્પાદનમાં ૨૩·૧ % જેટલો વધારો નોંધાયો છે. ૧૯૫૭ના વર્ષને પાયાનું વર્ષ (૧૯૫૭ =૧૦૦) ગણતા, ૧૯૬૧માં અમેરિકન ઓદ્યોગિક ઉત્પાદન ૧૦૮ના આંક સુધી પહોંચ્યું છે, જ્યારે સહિયારા બજારનો ઔદ્યોગિક ઉત્પાદનનો આંક ૧૩૦ જેટલે પહોંચ્યો છે.

આ તો વાત થઈ માત્ર ૧૯૫૬-'૫૭ પછીની. પણ યુરોપના આ સહિયારા બજાર પહેલાથી પણ એક સંસ્થા યુરોપમાં અસ્તિત્વમાં આવી છે, જેણે અત્યારના સહિયારા બજારના ઉદ્દભવમા ગણનાપાત્ર ફાળો આપ્યો છે. બીજા વિશ્વયુદ્ધથી મુશ્કેલીમાં મુકાયેલા યુરોપની આર્થિક પુનઃરચના માટે અમેરિકાએ 'માર્શલ પ્લાન' નામની જબરદસ્ત યોજના નીચે ૨૦ બિલિયન ડોલર આપવાની જવાબદારી સ્વીકારી. આ સહાયનો યોગ્ય રીતે સ્વીકાર થઈ શકે અને સકલિત રીતે કામ થાય તે માટે મદદનો લાભ લેના યુરોપના રાષ્ટ્રોએ ઑર્ગેનાઇઝેશન ઑફ યુરોપિયન ઇકૉનૉમિક કમ્યુનિટી (Organization of European Economic Community) નામની સંસ્થા ઊભી કરી હતી. તે પણ આવા સિદ્ધાંતો અને હેતુઓથી જ ઊભી કરવામાં આવી હતી. એટલે તે દૃષ્ટિએ ૧૯૫૧ થી ૧૯૬૧ સુધીના પશ્ચિમ યુરોપના આર્થિક પ્રવાહો તપાસતાં જણાય છે કે આવા પ્રકારના આંતરરાષ્ટ્રીય સહકારથી આર્થિક વિકાસનુ કામ ભારે વેગીલુ બને છે. આ ૭ રાષ્ટ્રોના સમૂહમાં પ. જર્મનીએ તો કમાલ કરી નાખી છે. યુદ્ધથી લગભગ આખું અર્થતંત્ર તૂટી પડ્યું હોવા છતા પણ તેણે અત્યારે દુનિયાના અગ્રગણ્ય વિકસિત દેશોમાં પણ મોખરાનું સ્થાન પ્રાપ્ત કર્યુ છે. આથી યુરોપના આર્થિક વિકાસની આ સિદ્ધિને તો 'આર્થિક ચમત્કાર' તરીકે ઓળખવામાં આવે છે.

હવે આમાં એક નવી વાત શરૂ થાય છે.

આપણે જોયું, કે યુરોપના સહિયારા બજારના ૭ રાષ્ટ્રોના સમૂહમા પશ્ચિમ યુરોપનું એક વખતનું આગેવાન રાષ્ટ્ર યુનાઇટેડ કિંગ્ડમ માલૂમ પડતું નથી. જ્યારે આ ૭ રાષ્ટ્રોએ આ સમૂહ ઊભો કર્યો ત્યારે બ્રિટનને આમંત્રણ હતું, પણ બ્રિટને આમંત્રણનો અસ્વીકાર કર્યો અને પોતાની આગેવાની નીચે સહિયારા બજાર જેવી કંઈક અંશે મળતા હેતુઓવાળી એક સંસ્થા ઊભી કરી, જેનું નામ યુરોપિયન ફ્રી

ટ્રેડ એસોસિયેશન (European Free Trade Association) રાખવામાં આવ્યું છે. જેટલો ઘનિષ્ટ આર્થિક સહકાર યુરોપના છ રાષ્ટ્રોના સહિયારા બજારમાં દેખાય છે, તેટલો ઘનિષ્ટ આર્થિક સહકાર આ સંસ્થામાં નથી. આ સંસ્થામાં કુલ સાત સભ્ય-રાષ્ટ્રો છેઃ ગ્રેટબ્રિટન, ઑસ્ટ્રિયા, સ્વિટ્ઝર્લૅન્ડ, નૉર્વે, ડેન્માર્ક, સ્વિડન અને ફિનલેન્ડ. પણ ઇંગ્લેન્ડની આગેવાની નીચેની આ સંસ્થાએ સહિયારા બજાર જેટલી આર્થિક પ્રગતિ નથી કરી. અને તેથી હવે બ્રિટન પોતે જ સહિયારાં બજારમાં જોડાઈ જવા ભારે ઈંતેજાર છે. સહિયારા બજારમાં જોડાવાની આ ઇંતેજારીએ દુનિયામાં ભારે ખળભળાટ મચાવ્યો છે. પ્રશ્નો તો ઘણા જ ઉપસ્થિત થાય છે. શા માટે બ્રિટન સહિયારા બજારમાં જોડાય છે? તેનાથી બ્રિટનને શું લાભ છે? જો બ્રિટન જોડાય તો સ્કેન્ડિનેવિયન પ્રદેશો(નૉર્વે, ડેન્માર્ક, સ્વિડન અને ફિન્લેન્ડ)નું શું? અને તે કરતાંય વધુ ઉગ્ર પ્રશ્ન તો એ છે, કે બ્રિટન સહિયારા બજારમાં જોડાય તો રાષ્ટ્રસમૂહના પ્રદેશોનું શું?

આ લેખમાં સ્થાનયોગ્યતા જોઈને ટૂંકમાં જ આ પ્રશ્નો તપાસવા પ્રયત્ન કરીએ.

એક વાત તો આપણે કબૂલ કરવી જ પડશે, કે સહિયારા બજારે ઉત્પાદકતા વધારી છે, કાર્યદક્ષતા વધારી છે અને ઉત્પાદનના ખર્ચને ઘટાડ્યું છે. એક લેખકે લખ્યું છે: 'The Common market was bringing about a veritable technical and scientific revolution which is bringing about a gigantic rennovation of capitalist industrial structure.' વળી, સહિયારા બજારે પ્રત્યક્ષ રીતે કોઈને નુકસાન પણ નથી કર્યું.

બ્રિટનનું સહિયારા બજારમાં જોડાવાનું એક કારણ તો એ માનવામાં આવે છે, કે રાષ્ટ્રસમૂહના પ્રદેશો સાથેના આર્થિક સંબંધોથી બ્રિટનને જે લાભ છે, તે કરતાં સહિયારા બજાર સાથેના આર્થિક સંબંધોથી વધુ લાભ થવાની શક્યતા છે. સહિયારા બજારનો પ્રયોગ, ઉપર જણાવ્યા પ્રમાણે, મૂડીવાદના વ્યવસ્થાતંત્રને એક નવા જ માળખામાં મૂકી રહેલ છે, તો બ્રિટને પણ એનો લાભ કેમ ન લેવો?

બ્રિટનનો ૪૦ % વ્યાપાર રાષ્ટ્રસમૂહના પ્રદેશો સાથે ચાલે છે અને માત્ર ૧૫ % સહિયાર બજારના પ્રદેશો સાથે ચાલે છે. રાષ્ટ્રસમૂહ સાથે વર્ષો જૂના આર્થિક સંબંધો છે, જ્યારે સહિયારા બજારના રાષ્ટ્રો જોડે બ્રિટનના સંબંધો એટલા જૂના કે ઘનિષ્ટ નથી. વળી, બ્રિટનની નેતાગીરી નીચે રાષ્ટ્રસમૂહના દેશોના સંબંધોને આર્થિક રીતે વધુ ઘનિષ્ટ બનાવી શકાય તેમ છે. બ્રિટનની સંસદના બે સભ્યોએ તો એક મજબૂત દલીલ ઉપાડી છે, કે રાષ્ટ્રસમૂહને આર્થિક દૃષ્ટિએ વધુ ઘનિષ્ટ બનાવી શકાય. રાષ્ટ્રસમૂહનું સામાન્ય બજાર, સામાન્ય વ્યાપાર, સામાન્ય આયાત-નિકાસ નીતિ, સામાન્ય રોજગારી સંસ્થા, વસતી-નિયામક બૉર્ડ, મૂડી રોકાણ બેન્ક વગેરે ઊભું કરી શકાય.

માત્ર દલીલની દૃષ્ટિએ ઉપરના મુદ્દાઓનો સ્વીકાર થઈ શકે, પણ એ વાત કેટલે અંશે વ્યવહારમાં મૂકી શકાય તેમ છે તે પ્રશ્ન અગત્યનો છે. રાષ્ટ્રસમૂહ ક્યારેય આર્થિક રીતે ઘનિષ્ઠ સંઘ રહેલ નથી. આર્થિક વિકાસની પદ્ધતિઓ તરેહ-તરેહની છે અને વ્યાપારના માર્ગો પણ રાષ્ટ્રસમૂહના પ્રદેશોને રાષ્ટ્રસમૂહની બહારના પ્રદેશો તરફ શોધ્યા છે. રાજકીય દૃષ્ટિએ પણ વિસંવાદિતા ઘણી દેખાય છે. પણ આ ઉપરાંત બીજી એક મહત્ત્વની વાત એ છે, કે મોટા ભાગના રાષ્ટ્રસમૂહના પ્રદેશો પછાત છે, વિકાસની ગતિ ઘણી મંદ છે અને કેટલાક તો લગભગ સ્થગિત છે. વિદેશ-વ્યાપારની દૃષ્ટિએ તપાસતાં ૧૯૫૪ થી ૧૯૬૦ સુધીમાં દુનિયાની નિકાસમાં ૪૬ % ની વૃદ્ધિ થઈ છે, જ્યારે રાષ્ટ્રસમૂહના નિકાસ-વ્યાપારમાં માત્ર ૩૨ % ની વૃદ્ધિ થઈ છે અને રાષ્ટ્રસમૂહમાં આંતરિક રીતે નિકાસ-વ્યાપારમાં માત્ર ૧૭ % ની વૃદ્ધિ થઈ છે. વ્યાપારી પ્રદેશ તરીકે ઇતિહાસમાં રાષ્ટ્રસમૂહની ગણના હવે ઘટી રહી છે. સહિયારા બજારમાં બ્રિટન જો ન જોડાય તો બ્રિટનને ચોક્કસ ગેરલાભ છે, જ્યારે બીજાં રાષ્ટ્રો તેમની આર્થિક સ્થગિત પરિસ્થિતિમાં ચાલુ જ રહેવાના છે. આથી, બ્રિટનને પોતાના લાભાર્થે સહિયારા બજારમાં જોડાવું આર્થિક દૃષ્ટિએ જરૂરી લાગે છે.

યુરોપના સહિયારા બજારમાં જોડાવવાનું કામ બ્રિટન

માટે મુશ્કેલ બન્યું છે. બ્રિટનના અગ્રણીઓનો એક ભાગ સહિયારા બજારમાં જોડાવાની વિરુદ્ધમાં છે. તે ઉપરાંત, જો આ વિરોધને પણ ન ગણકારે અને સત્તાધારી પક્ષ યુરોપમાં જોડાવા આગળ ઇચ્છા રાખે તો પણ આ સહિયારા બજારમાં તેને સહેલાઈથી પ્રવેશ મળી જાય તેમ પણ નથી લાગતું. કારણકે બ્રિટન પોતાની સાથે અમુક રાષ્ટ્રોને વિશિષ્ટ સ્થાન સાથે પોતાની પાછળ તેમાં લઈ જવા માગે છે. રાષ્ટ્રસમૂહ સાથેના વર્ષોજૂના આર્થિક સંબંધોને કારણે વિશિષ્ટ સગવડતાઓ (લાંબા તેમ જ ટૂંકા ગાળાની) બ્રિટન સહિયારા બજાર પાસેથી માગે છે. વળી, તે ઉપરાંત ખેતી વિષયક નીતિમાં સમાધાન કરવાનુ પણ અતિ મુશ્કેલ છે.

એ ગમે તે હોય, પણ જ્યાં સુધી બ્રિટનને દાખલ થવાની અચોક્કસતા ચાલુ રહેશે, ત્યા સુધી બ્રિટિશ ઉદ્યોગોને નુકસાન થયા કરવાની સંભાવના છે; કારણ કે અચોક્કસ વાતાવરણને લીધે ઔદ્યોગિક સાહસનાં અનેક નવાં કાર્યો હાથ ધરવાનુ મુલત્વી રહ્યું છે. અને તેટલે અંશે બ્રિટન યુરોપના સહિયારા બજારના રાષ્ટ્રોથી આર્થિક રીતે પાછળ પડી રહ્યું છે.

રાષ્ટ્રસમૂહના રાષ્ટ્રો કરતા બિન-સામ્યવાદી યુરોપનુ મહત્ત્વ બ્રિટનને આર્થિક રીતે વધુ છે તે આપણે જોયું છે; કારણ કે બ્રિટનના વ્યાપારમા ગયે વર્ષે સામ્યવાદી યુરોપ અને બિન-સામ્યવાદી યુરોપનો દરેકનો ફાળો ૩૭% જેટલો હતો. આમ, સહિયારા બજારનો ફાળો બ્રિટિશ વ્યાપારમા વધતો જાય છે. વળી, સહિયારા બજારે બ્રિટનને અમુક લાભો પણ કાઢી આપ્યા છે. ઑસ્ટ્રેલિયા, કેનેડા અને ન્યૂઝીલેન્ડ જેવા ટેમ્પરેટ ઝોનના ખાદ્ય પદાર્થોને બ્રિટનની ઇચ્છા મુજબ આયાત કરાશે, ભારત, પાકિસ્તાન અને સિલોનના માલ-સામાનને પણ તેથી સગવડ મળશે અને આ ઉપરથી ૧૮% જકાતને બિલકુલ ઘટાડી નાખવાની વગેરે બાબતો સહિયારા બજારે કબૂલ રાખી છે. આ પરિબળો પણ બતાવે છે, કે બ્રિટનને સહિયારા બજારથી જ વધુ લાભ થશે. વળી, એટલે જ તો બ્રિટનના મજદૂરસંઘોની કાયમી કારોબારી સમિતિએ પણ કબૂલ કર્યું છે, કે બ્રિટનની સહિયારા બજારમાં જોડાવાની નીતિ બ્રિટનમા પૂર્ણ રોજગારી ઊભી કરવા સાથે કે મજદૂર સંઘોના હિતની સામે વિપરીત અસર કરશે નહિ. પણ જો બ્રિટન યુરોપમાં જોડાય તો ખર્ચ ઘટાડવાનાં પગલાં તરીકે વેતન અને સામાજિક સલામતીના ક્ષેત્રે બ્રિટનની સરકાર કડક નીતિ અપનાવે તેવી પૂરી શક્યતા છે. આથી રાજકીય ક્ષેત્રે મજૂર-પક્ષની મુશ્કેલી વધશે અને ટોરી પક્ષને પક્ષીય રીતે ફાયદો થાય તેમ લાગે છે.

હવે સહિયારા બજારની અસર અમેરિકા ઉપર શી છે તે જોઈએ.

માત્ર થોડા જ વખત પહેલાં અમેરિકન ધારાસભાએ બધું જ કામ બાજુ પર મૂકીને એક કાયદો પસાર કર્યો. આ કાયદો છે Trade Expansion Act. આ કાયદાની કલમો અમેરિકન પ્રજાની ભારે હિંમત બતાવે છે. આ કાયદા દ્વારા અમેરિકન સંસદ પ્રમુખને એવી સત્તા આપે છે, કે પ્રમુખને જ્યારે યોગ્ય લાગે ત્યારે તેઓ ૫૦% જકાતનો ઘટાડો કરી શકે છે. સહિયારા બજાર સાથેના વ્યાપારમાં માત્ર જકાતમાં ઘટાડો કરવો એટલું જ નહિ પણ, જે ચીજવસ્તુઓમાં અમેરિકાને માફક આવે તેમાં જકાતને પૂર્ણપણે કાઢી નાખવાની સત્તા પણ પ્રમુખને મળી છે ખેતીવાડી અને જંગલપેદાશની ચીજવસ્તુઓની આયાત ઉપર જકાતઘટાડો સહિયારા બજારના રાષ્ટ્રો માટે, તેમજ લેટિન અમેરિકા, આફ્રિકા અને એશિયા માટે પણ છે. વળી, આ ઉપરાંત, અમેરિકન ઉદ્યોગોને હવેથી જકાત દ્વારા રક્ષણ આપવાને બદલે નાણાકીય કે ટેકનિકલ સહાય આપીને ઉત્પાદનખર્ચમાં ઘટાડો કરીને વિદેશી માલની સામે હરીફાઈમાં ઊભા રહેવાનુ બળ આપવામાં આવશે. આ પ્રકારની સગવડતા એ એક ભારે મોટો ફેરફાર છે. આ ઉપરથી એક વાત દેખાય છે, કે યુરોપના આ પ્રયાસમાં અમેરિકાને રસ છે અને તેથી તેને પ્રોત્સાહન અપાય છે.

એમ પણ કહેવાય છે કે સહિયારા બજારમાં જોડાવા માટે બ્રિટનને ઉત્સાહિત કરવામાં અમેરિકા(યુ. એસ. એ.)-નો પણ ફાળો છે. જો બ્રિટન જોડાય, તો રાષ્ટ્રસમૂહના રાષ્ટ્રોમાં અમેરિકા પોતાની તમામ શક્તિથી લાગવગનો વધારો કરી શકે અને સામ્યવાદવિરોધી વાતાવરણ ઊભુ કરવા મોકળુ મેદાન મળી શકે અને વધુમાં તો રાષ્ટ્રસમૂહનાં બજારો પણ મળી શકે.

વળી, એક બીજો મુદ્દો પણ છે. રાજકીય પરિબળોને બાદ કરતાં આર્થિક દૃષ્ટિએ પણ અમેરિકા સહિયારા બજારને આવકારે છે. અત્યારે અમેરિકન આર્થિક વિકાસની જે ઝડપ છે, તે કરતાં સહિયારા બજારની આર્થિક વિકાસની ઝડપ બમણી છે. એટલે અમેરિકાએ પણ વેતનો, સામાજિક સેવાઓ, બચત વગેરે વિષે વધુ સખતાઈથી કામ લેવાની જરૂર ઊભી થઈ છે. અમેરિકન માલસામાનની સામે યુરોપની હરિફાઈ વધે છે. એટલે ઉત્પાદન ખર્ચ ઘટાડવાની પણ ઘણી જરૂર અમેરિકામાં ઊભી થઈ છે. અમેરિકા અને સહિયારા બજાર વિષે જાણીતા અમેરિકન વિદ્વાન વૉલ્ટર લિપમન લખે છે. 'We shall be facing not only a competition which is formidable but the likelihood of deep difficulties in our balance of payments. If we do not take strong measures at home and abroad, we may well find ourselves in an extremely difficult decade.'
(New York Herald Tribune, Nov. 16, 1961)

માર્શલ પ્લાનની મદદ આપતાં જે રસ અમેરિકાને યુરોપની આર્થિક સમૃદ્ધિમાં હતો, તેવો આજે પણ છે અને તેથી જ અમેરિકા યુરોપના સહિયારા બજારને આવકારે છે એમ લાગે છે.

હવે આપણે યુરોપનું સહિયારું બજાર (E. C. M) અને યુરોપીય મુક્ત વ્યાપાર સંઘ (E. F. T. A.) વિષે વિચારીએ. અહીં તો ભારે મડાગાંઠ ઊભી થઈ છે. એટલે તેમના સંબંધોનો અભ્યાસ તો વળી ઓર રસદાયક છે.

અગાઉ આપણે જોઈ ગયા છીએ કે યુરોપિયન ઇકૉનૉમિક કૉમ્યુનિટી (E. C. M.)ની સામે હરીફાઈ કરવા બ્રિટને પોતાની આગેવાની નીચે યુરોપિયન ફ્રી ટ્રેડ એસોસિયેશન (E. F. T. A.) નામની સંસ્થા ઊભી કરી છે. જર્મની અને ફ્રાંસના પ્રભુત્વવાળી સંસ્થામાં સામાન્ય સભ્ય તરીકે દાખલ થવા કરતાં જેમાં નેતાગીરી રાખી શકાય તેવો સંઘ બ્રિટનને વધુ માફક આવ્યો. આ સંઘમાં સાત સભ્ય-રાષ્ટ્રો છે: બ્રિટન, ઑસ્ટ્રેલિયા, સ્વીટ્ઝર્લેન્ડ, અને સ્કેન્ડિનેવિયન રાષ્ટ્રો (નૉર્વે, ડેન્માર્ક, સ્વીડન અને ફીન્લેન્ડ).

આ E. F. T. A. સંસ્થામાં E. C. M. જેવી કોઈ વિશિષ્ટ સામાન્ય નીતિનો હેતુ નહોતો. મુક્ત વ્યાપાર રચી આર્થિક વિકાસની તકોની વૃદ્ધિ કરવી એ જ માત્ર હેતુ હતો. કોઈ વિશાળ રાજકીય હેતુ આ સંસ્થાની રચના પાછળ જણાયો નથી. શ્રમ કે મૂડી માટે કોઈ સંકલિત બજારની યોજના પણ નહોતી. રાજકીય હેતુ નહોતો તેથી તો રશિયાના દબાણવાળા ફીન્લેન્ડે પણ આ સંસ્થાનું સભ્યપદ સ્વીકાર્યું હતું, અને એમ તે પણ મુક્ત વ્યાપારનો લાભ મેળવી શક્યું.

E. F. T. A. સંસ્થામાં નૉર્વે, સ્વીડન, ડેન્માર્ક અને ફીન્લેન્ડનો વળી એક જુદો સંઘ છે, જે નૉર્ડિક યુનિયન (Nordic Union)ના નામે ઓળખાય છે. આ ચારે રાષ્ટ્રો ભૌગોલિક, આર્થિક અને સાંસ્કૃતિક દૃષ્ટિએ ખૂબ ઘનિષ્ટતાથી એક-બીજા સાથે જોડાયેલા છે. જે ઘનિષ્ટતા મેળવતાં તેમને સહિયારા બજારમાં વર્ષો લાગે! આથી ઘણી બાબતોમાં તેમણે આ ઘનિષ્ટતાની વૃદ્ધિ કરવા પ્રયાસ કર્યો છે. આ નૉર્ડિક યુનિયન માટેની કારોબારી સમિતિ જે નૉર્ડિક કાઉન્સિલ(Nordic Council)ના નામે ઓળખાય છે, તે ૧૯૫૨માં રચવામાં આવી. ૧૯૫૪માં એવું નક્કી થયું કે શ્રમનું બજાર ચારે રાષ્ટ્રોનું સહિયારું રહેશે અને એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં જવાની છૂટ શ્રમિકોને રહેશે. પરવાના વગર ફરી શકે, કામ કરી શકે અને કમાઈ શકે, તેમજ જ્યાં જાય ત્યાં સામાજિક સલામતીના તમામ લાભો ઉઠાવી શકે. આ ઉપરાંત, સાંસ્કૃતિક વિકાસ, કેળવણી, વૈજ્ઞાનિક બાબતો વગેરે માટે પણ સામાન્ય સંસ્થાઓ ઊભી કરવામાં આવી છે. વળી, હવે તો આઇસલેન્ડ પણ પાંચમાં સભ્ય તરીકે નૉર્ડિક યુનિયનમાં જોડાયું છે. વળી, વર્ષોજૂના સાંસ્કૃતિક સંબંધો ઉત્તરના આ ચારે રાષ્ટ્રો વચ્ચે રહ્યા છે એટલે જો જોડાય તો સહિયારા બજારમાં ચારેય સાથે જ જોડાય.

પણ તેમાં વળી એક મુશ્કેલી છે. નૉર્ડિક યુનિયનના સભ્યોમાં રાજકીય રીતે મેળ નથી. સ્વીડન તટસ્થ રાષ્ટ્ર છે, નૉર્વે અને ડેન્માર્ક પશ્ચિમની NATO લશ્કરી

સંસ્થાનાં સભ્યો છે, જ્યારે ફીન્લેન્ડ રશિયાના વર્ચસ્વ નીચે છે. આમ રાજકીય રીતે જુદા જુદા રંગ ધરાવતા ચારે રાષ્ટ્રોને E. C. M. સંસ્થા સ્વીકારે? અને જો E. C. M. સ્વીકારે તો નોર્વે અને ડેન્માર્ક દાખલ થવા તૈયાર થાય; પણ સ્વીડન અને ફીન્લેન્ડ કોઈ શરતો કે ફેરફારો વિના દાખલ થવા તૈયાર થાય?

નોર્વે અને ડેન્માર્કે બ્રિટન સાથે યુરોપનાં સહિયારા બજારમા જોડાવા માટે અરજી કરી છે. તટસ્થ સ્વીડને અને ફીન્લેન્ડે પણ અરજીઓ તો કરી જ છે, પણ અમુક શરતો અને માગણીઓ સાથે.

રાજકીય, લશ્કરી અને આર્થિક દૃષ્ટિએ એકસરખી નીતિ ધરાવતુ યુરોપનુ સહિયારું બજાર નોર્વે અને ડેન્માર્ક સ્વીકારે, પણ સ્વીડન અને ફીન્લેન્ડને સ્વીકારે તો પોતાના મૂળ ચારિત્ર્યમા જ ફેર કરવો પડે.

પ. જર્મની અને બ્રિટન ચારે સ્કેન્ડિનેવિયન રાષ્ટ્રોના ગ્રાહકો છે. ખેતીવાડીનો માલ-સામાન ત્યાં મોકલવામા આવે છે એટલે તે રીતે આ રાષ્ટ્રો પ. જર્મની અને બ્રિટનની નજીક જ રહેવાની ઇચ્છા ધરાવે છે. અને તેમાય ખાસ કરીને ડેન્માર્કની ખેતીવાડી કાર્યદક્ષ અને હરીફાઈમા ઊભી રહી શકે તેવી છે. વળી, યુરોપથી ભૌગોલિક રીતે અને આર્થિક દૃષ્ટિએ પણ નજદીક છે. એટલે તેને તો સહિયારા બજારમા કૂદી પડવુ ફાવે તેમ છે; અને જો ન કૂદી પડે, તો તેનુ કટ્ટર હરીફ નેધરલેન્ડઝ સહિયારા બજારની નીચી જકાતનો લાભ ઉઠાવી પોતાનો માલ સહિયારા બજારના બીજા સભ્યોને વેચી આવે અને ડેન્માર્કને જરૂર નુકશાન પહોંચાડે.

આમ તો ચારે રાષ્ટ્રો વિકસિત અને ધનાઢ્ય છે. નોર્વેની ખેતીવાડી, સ્વીડન તેમજ ફીનલેન્ડની માફક સામાન્ય પ્રકારની છે; કારણ કે ઉત્તરની ખૂબ ઠંડી આબોહવા અને નબળી જમીનથી સારા પાક લેવાનુ મુશ્કેલ છે. પણ નોર્વેને સ્વીડન સાથે લગભગ ૧૦૦૦ માઈલની સરહદ છે. તો, અહીં જકાત કેમ ચાલે? જો નોર્વે જોડાય અને સ્વીડન-ફીન્લેન્ડ ન જોડાય, તો સહિયારા બજારની સામાન્ય જકાતો તેમને લાગુ પડે.

સહિયારા બજારના રાષ્ટ્રોની સમાજવાદી વિચારસરણી ધરાવતા પક્ષોએ સ્કેન્ડિનેવિયાના ચાર રાષ્ટ્રો વિષે કશુ જ કહ્યું નથી. અને બ્રિટને તો હવે સહિયારા બજારમાં જોડાવાની ઇચ્છાથી તેમને તરછોડયા જ છે એવું લાગે છે. સહિયારા બજાર સામે હરીફાઈ કરી શકાશે તેવી આશા બ્રિટને આપી હતી. હવે તો તેના જ રણમેદાન છોડી હરીફના તંબૂમાં ઘૂસે છે!

અહીં એક મુદ્દો છે. સ્કેન્ડિનેવિયાના આ ચારે રાષ્ટ્રોમાં અંદરઅંદર પણ સારી હરીફાઈ ચાલે છે. લાકડું, કાગળ, વહાણવટું, ઇલેક્ટ્રો-કેમિકલ અને ઇલેક્ટ્રો-મેટલર્જિકલ ઉદ્યોગોનો માલસામાન ચારે રાષ્ટ્રો નિકાસ કરે છે. એક-બીજાથી આગળ નીકળી જવા માટે હરીફાઈમાં જીતવા કદાચ કોઈ નૉર્ડીક યુનીયન તોડવા તૈયાર થાય પણ ખરું! આમ તો વર્ષોજૂના સંબંધો છે. પણ હવે એ જોવાનું રહે છે કે, વ્યાપારી લાભની દૃષ્ટિ જીતે છે કે પ્રણાલિકાગત વર્ષોજૂના સંબંધો!

સહિયારા બજાર સામે સામ્યવાદી જૂથના શા પ્રત્યાઘાતો છે તે જાણવુ એટલું જ રસપ્રદ થઈ પડે તેમ છે. સામ્યવાદી જૂથે પણ પરસ્પર આર્થિક સહાય માટેની એક સંસ્થા ૧૯૪૯માં જ ઊભી કરી છે. આ સંસ્થાનું નામ 'કાઉન્સિલ ફૉર મ્યુચ્યુઅલ ઇકૉનૉમિક એસિસ્ટન્સ (Council for Mutual Economic Assistance)' રાખવામા આવ્યું છે અને C.O.M E.C.O.N.ના ટૂંકા નામથી ઓળખાય છે. સોવિયેટ રશિયાએ પૂર્વ યુરોપના સામ્યવાદી પ્રદેશો અને આઉટર મંગોલિયાને લઇને આ સંસ્થા ઊભી કરી છે. પરસ્પર આર્થિક સહાયનો હેતુ આમાં સમાયેલો છે, અને સહિયારા બજાર જેવો કાંઈક ખ્યાલ પણ છે.

પણ આ સંસ્થા પોતાના આર્થિક હેતુઓ સિદ્ધ કરી શકી નથી, કારણ કે સામ્યવાદી પદ્ધતિમા એકબીજા રાષ્ટ્રો સાથે પણ છૂટથી વ્યાપાર થઈ શકતો નથી. આ સંસ્થાના સભ્યો એક બીજા સાથે બહુ જ ઓછા વ્યાપારી સંબંધો ધરાવે છે અને તેમની નિકાસોના લગભગ ૬૦% થી ૮૦% ભાગ તો સોવિયેટ સંઘમા જ જાય છે. એટલે આ સંસ્થાથી બહુપક્ષીય વ્યાપાર, થતો નથી, પણ દ્વિપક્ષીય વ્યાપાર થાય છે. એક બીજાની સરહદો વચ્ચેની ઉત્પાદનનાં સાધનોની હેરફેર પણ થઈ શકતી નથી. એક બીજાના ચલણો બાહ્ય રૂપાંતરતા પણ ધરાવતાં નથી.

સામ્યવાદી આર્થિક પદ્ધતિની એ એક મોટી ક્ષતિ છે, કે તે અમુક અંશે જડ પ્રથા છે. અર્થતંત્રનાં અમુક પરિબળોના વારંવારના થતા ફેરફારોની સાથે બીજાં આર્થિક પરિબળો ફરતાં નથી. માગ, પુરવઠો અને ખર્ચનાં પાસાં જલદીથી આ પ્રથામાં બદલી શકાતાં નથી, અને જો પ્રયત્ન થાય તો ઘણા ભારે નુકસાનથી એ ફેરફાર શક્ય બને છે. સામ્યવાદી વિશ્વના આયોજકો તો અગાઉથી જ બધું એવી રીતે તૈયાર કરે છે, જેમાં માનવ પરિબળને માત્ર ઉત્પાદનનાં સાધન તરીકે ગણવામાં આવે છે. આથી તો વ્યક્તિને કામ કરવાનો ઉત્સાહ પણ રહેતો નથી એમ માનવામાં આવે છે. આવા રાષ્ટ્રોનો બનેલો સમૂહ વ્યાપારની સારી એવી વૃદ્ધિ કરી શકે એમ મનાતું નથી.

પશ્ચિમ યુરોપ જ્યારે આર્થિક વિકાસની હરણફાળ ભરી રહ્યું હોય ત્યારે સામ્યવાદી જૂથને ચિંતા થાય તે સ્વાભાવિક છે. આથી જ થોડા વખત પહેલાં જ Comeconના સભ્ય-રાષ્ટ્રોની પરિષદ મળી અને પશ્ચિમ યુરોપના સહિયારા બજારની ઘણી આકરી ટીકા કરી. આંકડાઓ બતાવે છે કે પશ્ચિમ યુરોપના સહિયારા બજાર અને સામ્યવાદી જૂથ વચ્ચે વેપાર વધી રહ્યો છે. એકના આર્થિક વિકાસનો ફાયદો બીજાને મળી રહ્યો છે. બન્ને વચ્ચેના વ્યાપારમાં વાર્ષિક ૨૨%નો વધારો થઈ રહ્યો છે. આમ છતાં સહિયારા બજારની તેમણે જે ટીકા કરી છે તે નીચેનું વાક્ય સારી રીતે રજૂ કરે છે. એક ટીકાકારે લખ્યું છે: 'Capitalists, unable to sell their production to their poor workers, have tried to widen their market to all Europe, rather than increase the buying power of their labour at the expense of their own profits.'

સહિયારા બજારમાં જોડાવાના બ્રિટનના નિર્ણયથી રાષ્ટ્રસમૂહના દેશોમાં ભારે ચિંતાનું વાતાવરણ સર્જાયું છે. આ પરિસ્થિતિ સર્જાવાનાં કારણો ટૂંકમાં તપાસીએ. રાષ્ટ્રસમૂહના બ્રિટન સિવાયના અર્થતંત્રોને ત્રણ વિભાગમાં વહેંચી શકાય. એક ભાગમાં આવે આફ્રિકાનાં અર્થતંત્રો, બીજામાં આવે ભારત, પાકિસ્તાન તથા સિલોન–એશિયાનાં અર્થતંત્રો અને ત્રીજા વિભાગમાં આવી શકે ઑસ્ટ્રેલિયા, ન્યૂઝીલૅન્ડ અને કૅનેડા.

રાષ્ટ્રસમૂહના બધા જ દેશોમાં ઑસ્ટ્રેલિયા, ન્યૂઝીલૅન્ડ અને કૅનેડા સૌથી વધુ ધનવાન અને વિકસિત અર્થતંત્રો છે. કૅનેડાના આર્થિક સંબંધો અમેરિકા સાથે વધુ છે એટલે તેને પ્રમાણમાં ઓછી અસર થવાની, પણ ઑસ્ટ્રેલિયા અને ન્યૂઝીલૅન્ડને વધુ અસર થવાની સંભાવના છે. ન્યૂઝીલૅન્ડનો દાખલો ઘણો વિશિષ્ટ પ્રકારનો છે; કારણ કે ન્યૂઝીલૅન્ડનું અર્થતંત્ર વિકસિત છે છતાં તે ઔદ્યોગીકરણની દૃષ્ટિએ પછાત છે, દેશની આવકનો આધાર ખેતી ઉપર વધુ છે અને આથી અર્થતંત્ર એક-પક્ષીય વિકાસ ધરાવે છે. ખેતીવાડી ઉત્પાદનની નિકાસ ખાસ તો યુરોપમાં જ કરે છે અને તેથી તેના વેચાણ ઉપર ભારે અસર થાય તેમ છે.

ઑસ્ટ્રેલિયન ઘઉં, માખણ, ચીઝ, અને માંસ વગેરેને તાત્કાલિક અને ભારે હરીફાઈનો સામનો કરવો પડે. અત્યાર સુધી ઓટાવા કરારના જે લાભો તેને મળી રહ્યા છે તે તમામ ચાલ્યા જાય અને ઑસ્ટ્રેલિયન આયાત સામે સામાન્ય બાહ્ય જકાત નાંખવામાં આવે. ઑસ્ટ્રેલિયાની બ્રિટન ખાતેની કુલ નિકાસના લગભગ ૭૦% (૧૬૫,૦૦૦,૦૦૦ ઑસ્ટ્રેલિયન પાઉન્ડ)ને અસર પહોંચવા સંભવ છે. વચગાળાની યોજના મૂકવાનું વિચારાયું છે, પણ તે માત્ર ઑસ્ટ્રેલિયાને શ્વાસ લેવાના સમય જેટલી રાહત જેવું જ પુરવાર થાય. ત્રણ વર્ષની ઑસ્ટ્રેલિયાની નિકાસના આંકડાઓ નીચે આપ્યા છે, જે પરિસ્થિતિને કાંઈક અંશે વધુ સ્પષ્ટ કરે છે:

ઑસ્ટ્રેલિયાની નિકાસ (કરોડ રૂપિયામાં)

| | ૧૯૫૮-'૫૯ | ૧૯૫૯-'૬૦ | ૧૯૬૦-'૬૧ |
|---|---|---|---|
| બ્રિટન ખાતે | ૨૭૨.૮૪ | ૨૫૦.૫૪ | ૨૧૨.૩૨ |
| સહિયારા બજારના પ્રદેશો ખાતે | ૧૪૮.૬૨ | ૧૮૫.૭૯ | ૧૬૩.૪૯ |

આ સાથે ભારતની પણ તે જ પ્રદેશો ખાતેની નિકાસ સરખાવીએ:

ભારતની નિકાસ (કરોડ રૂપિયામાં)

| | ૧૯૫૮-'૫૯ | ૧૯૫૯-'૬૦ | ૧૯૬૦-'૬૧ |
|---|---|---|---|
| બ્રિટન ખાતે | ૧૬૪.૨૩ | ૧૭૮.૮૫ | ૧૭૨.૫૧ |
| સહિયારા બજારના પ્રદેશો ખાતે | ૩૯.૨૦ | ૪૯.૯૭ | ૫૧.૭૭ |

સહિયારાં બજારના પ્રદેશોમાં પણ ખેતીવાડી વિકસાવવાની યોજના છે. જો તેમ થાય તો ઑસ્ટ્રેલિયા અને ન્યૂઝીલૅન્ડને સહેન કરવું પડે. ફ્રાંસમાં પ્રવર્તતી ભાવની સપાટીથી વધુ ઊંચે ખેતીવાડી ઉત્પાદનના ભાવોને જો રાખવામાં આવે તો સહિયારા બજારના બીજા પ્રદેશો પણ પોતાનો ખેતીવાડી ઉત્પાદનનો જથ્થો વેચી શકે, અને ઑસ્ટ્રેલિયન ઘઉં વગેરે પદાર્થોને બજારમાંથી દૂર હઠાવી શકે.

પ્રથમ દૃષ્ટિએ તપાસતા લાગે છે કે ટૂંકા ગાળામાં ભારતને બ્રિટનના સહિયારા બજારના જોડાણથી ભારે અસર ન થાય; કારણ કે ભારતની ચા અને શણ માટેની માગ પ્રમાણમાં સ્થિર છે. પણ કાપડના વેચાણમા મુશ્કેલી ઊભી થાય. કાપડના બજારમા જાપાન અને ચીનની હરીફાઈ વધે ખરી. કાપડને માટે અત્યારે એવું વિચારાયું છે કે ક્રમશઃ ત્રણ તબક્કામાં સામાન્ય બાહ્ય જકાત લાગુ પાડવામા આવશે. જ્યારે ઇગ્લેન્ડ દાખલ થાય ત્યારે આ નક્કી થયેલ જકાતના ૩૦ % લાગુ પાડી દેવામા આવે, ૧૯૬૭માં બીજા ૩૦ % અને ૧૯૭૦માં બાકીનો ભાગ લાગુ પાડી દેવામા આવે.

ભારતના જે પદાર્થો કોઈપણ જકાત વગર બ્રિટનમા વેચાણ માટે પ્રવેશ પામે છે તેમને જો સહિયારા બજારમાં પણ જકાત વગર દાખલ કરવામા આવે તો ભારતને માટે ભારે સંતોષકારક પરિસ્થિતિ ઊભી થઈ ગણાય.

પાકિસ્તાન અને સિલોનને માટે પણ આવી ભારતને મળતી સગવડ જેવી જ સગવડ આપવાનુ વિચારાઈ રહ્યું છે

આફ્રિકાના પ્રદેશો માટે બ્રિટન પાસે કાંઈક જુદી જ યોજના છે આફ્રિકાના પ્રદેશોને બ્રિટન સહિયારા બજાર સાથે જોડિયા (associate) પ્રદેશો તરીકે રાખવા માગે છે. આફ્રિકાનાં બજારો બ્રિટન તેમજ સહિયારા બજાર માટે ઘણાં ઉપયોગી છે. ઘણા પ્રદેશોમાં ઔદ્યોગીકરણ થયું જ નથી, સ્વાવલંબીપણાનો ખ્યાલ પ્રજામાનસમાં એશિયન પ્રજા જેટલો દૃઢ પણ નથી એટલે આફ્રિકાના પ્રદેશો હજી કાચો માલ પૂરો પાડતાં અને તૈયાર માલની ખરીદી કરતા અર્થતંત્રો બની રહે તેમ છે. વળી, અમેરિકાની કે રશિયાની અસર આ નવોદિત રાષ્ટ્રો પર ન પડે અને યુરોપની વગ ચાલુ રહે તે પણ દૃષ્ટિ છે. આથી જ તો સહિયારા બજારે પણ પરદેશોને મદદ કરવા માટેનું એક ખાસ ભંડોળ ઊભુ કર્યું છે. મૂડીનું રોકાણ એશિયામાં નહિ પણ આફ્રિકામા વધારવું તેવુ પશ્ચિમ યુરોપમાં આજે વિચારાઈ રહ્યું છે. આમ, બ્રિટનના સહિયારા બજારમાં જોડાવાની આટલી અસરો મહત્ત્વની લાગે છે.

આમ, યુરોપમાં આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે શરૂ થયેલી આર્થિક સહકારની પ્રવૃત્તિએ ચારે તરફ તેનો ચેપ લગાડવો શરૂ કર્યો છે. રશિયાને પણ બીજું અમેરિકા પોતાની સરહદો ઉપર ઊભુ થતું હોય એમ લાગે છે. એક રીતે જોતાં પ્રથમ દૃષ્ટિએ એમ કહી શકાય કે મુક્ત વિશ્વને માટે તો જો પશ્ચિમનુ જૂથ મજબૂત હશે તો તે ફાયદાકારક પરિસ્થિતિ જ ગણાશે. હરીફાઈનાં પરિબળો જેમ વધુ મજબૂત બને તેમ કાર્યક્ષમતા અને ઉત્પાદકતા વધે એ પણ એટલુ જ સ્વાભાવિક છે. આ દૃષ્ટિએ પણ સહકારના આ નવા શરૂ થયેલા સ્વરૂપને આવકારવુ ઘટે.

વળી, આ પરિસ્થિતિનો ગેરલાભ ઉઠાવાય તે પણ શક્ય છે. પશ્ચિમ યુરોપે સંસ્થાનવાદથી દુનિયાભરના દેશોનુ શોષણ કર્યું છે. આ નવા ઉપસ્થિત થતા સહકારનુ બીજુ પાસુ પણ ધ્યાન બહાર ન જાય તે જરૂરી છે.

## જનમત (Public Opinion)

વિ. સ. વણીકર

[મનોવિજ્ઞાનના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

**Public** Opinion અથવા જનમત એ અર્વાચીન ખ્યાલ છે. જ્યારે લોકશાહીનો ઉદય થયો અને બુદ્ધિજીવી મધ્યમ વર્ગના લોકોના મતને મહત્ત્વ પ્રાપ્ત થયું, ત્યારે 'જનમત'નો સામાજિક વર્તન અને શાસનતંત્રની નિયામક શક્તિ તરીકે સ્વીકાર કરવામા આવ્યો; અને જેમ જેમ પરસ્પર વ્યવહારના સાધનો વધુ સુગમ અને

વેગીલાં બનતાં ગયાં, તેમ તેમ જન-મતની નિર્મિતિ વધુ સુગમ બનતી ગઈ અને સમાજમાં તેની અસર વધુ પ્રભાવી થતી ગઈ.

'જન-મત'માં જન શબ્દ publicનો સમાનાર્થી છે. Public અથવા જનતા શબ્દ મનોવિજ્ઞાનમાં વિશિષ્ટ અર્થમાં વપરાય છે. કોઈ પણ વિષયમાં સામાન્ય રસ ધરાવતા જૂથને public કહે છે. આ જૂથ સ્થળની બાબતમાં વીખરાયેલું (loose) હોય છે; તેનું ખાસ બંધારણ (structure) હોતું નથી; આ જૂથમાં લોકોનો સીધો સંપર્ક આવતો નથી. આ જૂથ નાનું અથવા મોટું સામાન્ય રસના વિષયના વિસ્તાર પ્રમાણે હોય છે. દાખલા આપી આ મુદ્દો સ્પષ્ટ કરીએ. રેડિયો સાંભળનારા લોકોની એક જનતા (public) બને છે, ક્રિકેટના શોખીનોની બીજી જનતા બને છે, આંતરરાષ્ટ્રીય સંઘર્ષમાં શાંતિભર્યા માર્ગથી ઉકેલ શોધનારાઓની ત્રીજી જનતા બને છે. કેટલીક વખતે ભૌગોલિક દૃષ્ટિએ અથવા બીજા સંબંધોથી તદ્દન નિકટ વ્યક્તિઓ જુદી જુદી જનતાના સભ્યો હોય છે. દા. ત. પતિને ક્રિકેટનો શોખ હોય અને પત્નીને સંગીતનો શોખ હોય, તો બંને અલગ અલગ publicનાં સભ્યો છે. હવે જન-મતમાં આવેલા 'જન'નો અર્થ સમજાવ્યા પછી જનમત એટલે શું એ સમજવાનો પ્રયત્ન કરીએ.

જુદા જુદા અભ્યાસકોએ જન-મતની વ્યાખ્યાઓ આપી છે તે પહેલાં તપાસીએ: J. T. Young નામના રાજ્યશાસ્ત્રનિષ્ણાતના મત પ્રમાણે Public opinion is the social judgment of a self-conscious community on a question of general import after rational public discussion. (સામાન્ય મહત્ત્વના સવાલ ઉપર જાહેર રીતે બૌદ્ધિક ચર્ચા કરીને સ્વપ્રતીતિ ધરાવતો સમાજ સમાજ તરીકે જે નિર્ણય ઉપર આવે છે, તેને 'જનમત' કહે છે.)

Park નામના સમાજશાસ્ત્રીના મત પ્રમાણે: There is no public opinion where there is no substantial agreement. But there is no public opinion, where there is not disagreement. Public opinion presupposes public discussion. (જ્યાં મુખ્ય મુદ્દાની બાબતમાં એક મત નથી ત્યાં જનમત સંભવી શકે નહિ, અને જ્યાં મતભેદ નથી ત્યાં 'જનમત' શબ્દને કોઈ અર્થ નથી 'જનમત'નો અર્થ જ એવો થાય છે કે એની નિર્મિતિ પહેલાં સાર્વજનિક ચર્ચા થયેલી હોવી જોઈએ.)

Walter Lippmanએ આ વિષયનો ઘણો ઊંડો અભ્યાસ કર્યો છે. એમના મત પ્રમાણે—'The pictures inside the heads of ... human beings, pictures of themselves, of others, of their needs, purposes, and relationships are their public opinion. (લોકોના મગજમાં પોતાને વિષે, બીજાને વિષે, પોતાની જરૂરિયાતો, હેતુઓ, અને સંબંધો વિષે જે ખ્યાલ હોય છે, તે તેમનો (જન-) મત છે.)

Harvard University ના એક વખતના અધ્યક્ષ A. Lawrence Lowellએ જનમતનો અર્થ બહુ સહેલી ભાષામાં આપ્યો છે. તેમના મત પ્રમાણે: In order that an opinion might be public, it must be accepted by more than a majority of citizens. (કોઈ પણ મત જનતાનો મત બને એટલા માટે મોટા બહુમતથી તેનો સ્વીકાર થવો જોઈએ.)

ઉપર આપેલી વ્યાખ્યાઓ તપાસતાં આપણે નીચે પ્રમાણે નિષ્કર્ષ કાઢી શકીએ. જનમત માટે નીચેની બાબતો આવશ્યક છે:

૧. લોકોની સમક્ષ કોઈ સાર્વજનિક સવાલ હોય છે.

૨. એ સવાલ વિષે શરૂઆતમાં મતભેદને અવકાશ હોય છે.

૩. એ સવાલ ઉપર સાધક-બાધક ચર્ચા થાય છે.

૪. ચર્ચા એમ તો બૌદ્ધિક હોય છે. પણ એમાં લોકોના મનમાં પહેલેથી જે માન્યતાઓ કે પૂર્વગ્રહો હોય છે, તે ભાગ ભજવે છે. એટલે શુદ્ધ તર્ક કરતાં લાગણી જ લોકમતમાં વધુ ભાગ ભજવે છે.

૫. સાધક-બાધક ચર્ચાને અંતે કોઈ કામચલાઉ એકમત નિર્માણ થાય છે. આ એકમતને જનમત કહે છે.

૬. આ લોકમત છેવટે ક્રિયામાં પરિણમે છે. જનમત બધાએ સ્વીકારેલો મત છે એમ હોતું નથી. કોઈ પણ સવાલ ઉપર બધા લોકો એક મતના થાય એમ ભાગ્યે જ બને છે. જનમતના વિરોધીઓ પણ હોય છે. પણ પ્રત્યક્ષ પરિણામની દૃષ્ટિએ વિરોધી અલ્પમતવાળાઓનો મત દબાઈ જાય છે; અને જનમત પ્રભાવી બને છે અને ક્રિયામાં પરિણમે છે.

## જનમત નિર્મિતિનાં પગથિયાં

જનમત કેટલાક નિશ્ચિત સ્વરૂપના તબક્કાઓમાંથી પસાર થાય છે. આપણે ચાર પ્રમુખ તબક્કાઓનુ વિવેચન કરીએ:

૧. શરૂઆતમાં લોકોની સમક્ષ કોઈ સામાન્ય સમસ્યા નિર્માણ થાય છે. આ સમસ્યા સમાજના આગેવાનો લોકોની આગળ મૂકે છે.

૨. પછી એ સમસ્યાને વાચા મળે છે. સમસ્યાનું સ્વરૂપ કેવુ છે? એ કેટલી ગંભીર છે? એનો વિચાર કરવાની હાલના તબક્કે જરૂર છે? વગેરે વગેરે પ્રશ્નોનો વર્તમાનપત્રોમા, રેડિયોમા, ભાષણોમા, વૈયક્તિક સંભાષણોમાં વિચાર કરવામાં આવે છે.

૩. ત્યારપછીના તબક્કામાં એ સમસ્યાને વ્યવસ્થિત સ્વરૂપ પ્રાપ્ત થાય છે. એટલે સાધક-બાધક ચર્ચાને અંતે એના અનેક ઉકેલો જનતા સમક્ષ મૂકવામાં આવે છે.

૪. છેવટે સંભાષણો, ભાષણો, ચર્ચા અને લેખોમાંથી કોઈ એક મત વધુ પ્રભાવી બને છે, અને બહુજન સમાજ એ મતનો સ્વીકાર કરે છે. અને એ રીતે ‘જનમત’ તૈયાર થાય છે.

જનમત ઘડવામાં કોનો ફાળો હોય છે? અથવા કયા લોકો જનમત ઘડવામાં મોટો ભાગ ભજવે છે?

James Bryce ના મત પ્રમાણે રાજકીય બાબતોમાં જનમતના ઘડતરમાં ત્રણ પ્રકારના ઘટકો (agencies) ભાગ ભજવે છે: (૧) જાહેર કાર્યો સાથે સીધી રીતે સંકળાયેલા લોકો જેવા કે ધારાસભાના સભ્યો, વર્તમાનપત્રકારો, રાજ્યકારી પુરુષો. આવા લોકોની સંખ્યા બહુ અલ્પ હોય છે. પણ પ્રત્યક્ષ જનમત બનાવવામા આ લોકોનો જ સૌથી મોટો હિસ્સો હોય છે. (It is they who practically make opinion.) એનું કારણ આ લોકોની પાસે બધી હકીકતોનું જ્ઞાન હોય છે, અને તેમણે એના ઉપર વિચાર કરેલો હોય છે, અને તેથી ભાષણો દ્વારા અને લખાણો દ્વારા તેમની વિચારસરણી લોકો આગળ મૂકીને તેમના ઉપર અસર કરે છે. (૨) બીજો પણ એક વર્ગ છે, જેમનો ફાળો લોકમતના ઘડતરમા ઠીક ઠીક હોય છે. તેઓ પ્રત્યક્ષ રાજકારણમાં ભાગ લેતા નથી. પણ તેઓ તેમાં તાત્ત્વિક રસ ધરાવે છે. તેઓ રાજકીય પ્રશ્નનો સાધક-બાધક વિચાર કરે છે અને તે લોકોની આગળ મૂકે છે અને લોકોને પોતાના મતથી પ્રભાવિત કરે છે. (૩) સર્વ સામાન્ય લોકો. આ લોકોને પોતાની સ્વતંત્ર વિચારસરણી હોતી નથી. તેઓ કોઈ વ્યક્તિથી, વાતાવરણથી અથવા પરંપરાથી પ્રભાવિત થઈ પોતાના મત બનાવે છે. સંખ્યાની દૃષ્ટિએ આવા લોકોનો મતઘડતરમાં મોટો ફાળો હોય છે.

## જનમત કેવી રીતે નિર્માણ થાય છે?

નાના ગામડાઓમાં જનમત નિર્મિતિની ક્રિયા બહુ સરળ હોય છે. ત્યાં જનમત ખાસ કરીને સ્થાનિક સમસ્યાઓ વિષે હોય છે. ગામના પૈસાદાર, વગદાર, અથવા પ્રતિષ્ઠિત નાગરિકો જનમત નક્કી કરે છે, અને પંચદ્વારા અથવા સીધા તે મત લોકોમાં ફેલાય છે. ગામડુ પ્રાથમિક જૂથ છે; તેમાં લોકોનો અરસપરસ સીધો સંપર્ક આવે છે અને તેથી જનમત મોટે ભાગે બિનવિરોધી હોય છે.

પણ આજનુ સમાજજીવન બહુ સંકુલ (complex) બન્યુ છે. આજની સમસ્યાઓ વધુ વ્યાપક બની છે. આજે ગામડાને શહેરથી અલગ પાડી શકાય એમ નથી. ઘણી સમસ્યાઓ ગામડાંઓને અને શહેરોને સ્પર્શે એવી સામાન્ય હોય છે. જૂના જમાનામાં લોકોની સમક્ષ સ્થાનિક સમસ્યાઓ હતી; હવે તેમની સામે આખા દેશની અથવા જાગતિક સમસ્યાઓ છે. તે સમસ્યાઓ વિષે મત બાંધવાના હોય છે. તેથી મતઘડતરની ક્રિયામાં અનેક મુશ્કેલીઓ નિર્માણ થાય છે. એક તો લોકોનો સીધો સંપર્ક થતો નથી. સીધી માહિતી મળવી મુશ્કેલ હોય છે. વર્તમાનપત્રો, ચલચિત્રો, રેડિયો વગેરે દ્વારા મળતી આડકતરી માહિતી ઉપર આધાર રાખવો પડે

છે. આના અપ્રત્યક્ષ વાતાવરણમ લોકમતના ઘડતરમાં પ્રચાર મોટો ભાગ ભજવે છે.

### જનમત ઘડનારાં પરિબળો

**મનમાં બંધાયેલા ખ્યાલો.** (Images) કેટલાક લોકો, પદાર્થો અથવા પ્રસંગો વિષે આપણા મનમાં આસપાસના વાતાવરણને લીધે અથવા આપણા સતત અનુભવને લીધે અથવા પરંપરાને લીધે આપણા મનમાં અમુક ખયાલ બંધાઈ ગયા હોય છે. આવા ખ્યાલો લોકમતના ઘડતરમાં બહુ પ્રભાવી નીવડે છે. દા. ત., હિંદુઓના મનમાં ગાય વિષે પવિત્ર ખ્યાલ પરંપરાથી બંધાયેલો છે. ગાય હિંદુને માટે માતા અથવા દેવ સમાન છે. તેથી ગોહત્યા અટકાવવા માટે જ્યારે જનમત લેવામાં આવ્યો ત્યારે આખા દેશે ગોહત્યા કાયદાથી અટકાવવી જોઈએ એવો મત આપ્યો. એમાં પં. નહેરુ જેવી વ્યક્તિનું પણ કંઈ ચાલ્યું નહિ.

લોકોના મનમાં કેવા ખ્યાલો અથવા પ્રતિમાઓ હોય છે તે જાણવાને અનેક અભ્યાસો કરવામાં આવ્યા છે. એક દાખલો લઈએ:

Siegfried Kracauer નામના અભ્યાસકે અમેરિકન ચલચિત્રોમાં ૧૯૩૩થી૧૯૪૮ દરમિયાન અંગ્રેજ અને રશિયન પાત્રોનું કેવી રીતે ચિત્રણ (depiction) કર્યું છે તેનો અભ્યાસ કર્યો છે. બીજા વિશ્વયુદ્ધ પહેલાં અંગ્રેજ માણસનું વર્ણન અક્કડ અને અહંમન્ય માણસ તરીકે કર્યું છે; પણ વિશ્વયુદ્ધ દરમિયાન તેને નમ્ર અને વિનયી તરીકે ચીતર્યો છે. યુદ્ધ પહેલાં રશિયનનું વર્ણન લડાઈખોર તરીકે કર્યું છે; લડાઈ દરમિયાન તેને વિષે સારી ભાષા વાપરી છે. ૧૯૪૫થી ૧૯૪૮ સુધી રશિયનોનો બહુ ઉલ્લેખ જ જોવામાં આવતો નથી. પણ પાછા ૧૯૪૮થી રશિયનોનો ઉલ્લેખ દુષ્ટ અને કાવતરાખોર તરીકે કરવામાં આવ્યો છે.

### માહિતી, જ્ઞાન અને કેળવણી

George H. Smith નામના અભ્યાસકે કેળવણી, માહિતી અને માનસિક વલણ વચ્ચે કેવો સંબંધ છે એનો અભ્યાસ કર્યો છે. એમણે એવો નિષ્કર્ષ કાઢ્યો છે, કે જે લોકો વધુ શિક્ષિત અને જાણકાર હોય છે તેઓ જ્યાં સુધી તેમના સ્વાર્થને સીધી આંચ ન આવે ત્યાં સુધી ઉદાર મત ધરાવનારા હોય છે. દા. ત., આવા લોકો વાણીસ્વાતંત્ર્ય, આંતરરાષ્ટ્રીયતા જેવી મોટી મોટી વાતો કરશે; વિધવાવિવાહ, આર્થિક સમાનતાની બાજુમાં મત આપશે.

આજના જમાનામાં વર્તમાનપત્રો, રેડિયો, ભાષણો, પુસ્તકોદ્વારા માહિતીનો સતત ધોધ માણસના મગજ ઉપર પડતો હોય છે. આની અસર એમનાં વલણો અને માન્યતાઓ ઉપર થાય છે. આ માહિતી ઉપર વાતચીત, ચર્ચા વગેરે થતી હોય છે. એમાં લાગણી પણ ભાગ ભજવે છે. આ બધી વસ્તુઓ જનમત બનાવવામાં ફાળો આપે છે.

વિશેષે કરીને જે વિષય સામાન્ય લોકોની કક્ષાની બહારનો છે, એટલે જેમાં બહુજન સમાજને કંઈ સમજ પડતી નથી એવા વિષય વિષે મત બનાવવામાં તે તે વિષયોના નિષ્ણાતો બહુ મોટો ભાગ ભજવે છે. દા. ત., B. C. G. ઈન્જેક્શન લાભદાયક છે કે હાનિકારક એને વિષે મત બનાવતી વખતે નિષ્ણાત ડૉક્ટરોના મત ઉપર આપણે આધાર રાખીએ છીએ.

**જૂથનું સભ્યત્વ :** આપણા જૂથની અસર આપણા મત ઉપર બહુ મોટા પ્રમાણમાં થાય છે. દા. ત., રાજકીય પક્ષોના સભ્યોની વાત લઈએ. પોતાના પક્ષના અધિકૃત વિચારો પક્ષના સભાસદો અપનાવે છે. પક્ષનાં વર્તમાનપત્રો પણ સાચી–ખોટી બાજુનો વિચાર કર્યા વગેરે પક્ષના એકાંતિક વિચારો આપે છે. પક્ષના અનુયાયીઓ પણ એ વિચારો વગર વિચારે અપનાવે છે.

બીજા પ્રકારોનાં જૂથો લઈએ. શ્રીમંત માણસો દરેકને પૈસા કમાવાની છૂટ હોવી જોઈએ એવો મત ધરાવે છે; ગરીબ માણસો આર્થિક સમાનતા જોઈએ એવો મત ધરાવે છે.

જૂથના સભ્યોની પોતાની અલગ જરૂરિયાતો, અભિરુચિઓ, હેતુઓ હોય છે. તેને લીધે પોતાનો હેતુ બર આવે એવી રીતે જ વિચાર કરે છે. દા. ત., ડાંગ નકશામાં ક્યાં છે એ ભાગ્યે જ કોઈ ગુજરાતી કે મહારાષ્ટ્રીયનને ખબર હતી. પણ ગુજરાતીઓનો મત એવો હતો કે ડાંગ ગુજરાતનું છે; અને મહારાષ્ટ્રીયનોનો મત એવો હતો કે ડાંગ મહારાષ્ટ્રનું છે.

પણ આજનું જૂથનું સભ્યત્વ પહેલાનાં જેટલું હાનિકારક નથી. આજે વ્યક્તિ એક જ જૂથની સભ્ય હોતી નથી, અનેક જૂથ સાથે એને સંબંધ હોય છે. તેથી તેના ઉપર અનેક જાતના cross-pressures પરસ્પર વિરોધી દબાણો આવે છે અને એને લીધે એના મત આત્યંતિક (*extreme*) બનતા નથી; એમાં સમતુલા (balance) આવે છે.

**નેતૃત્વ** નેતાની અસર પણ લોકમત ઉપર પડે છે. નેતા સાર્વત્રિક સમસ્યા લોકો સમક્ષ મૂકે છે; અને એનું સાચું સ્વરૂપ સમજાવે છે. અને લોકોના વિચારોને અમુક દિશામાં દોરે છે. કેટલીક વખતે નેતા કેવળ પોતાના પક્ષના સ્વાર્થ માટે અથવા ચૂંટણીના પ્રસંગે બને છે તેમ પક્ષના ભોગે પણ કેવળ પોતાના અંગત સ્વાર્થ માટે લોકોને અમુક દિશામાં દોરે છે. લોકશાહીનું આ મોટામાં મોટું ભયસ્થાન છે.

**અનુભવ અને પ્રત્યક્ષ ઘટના** (Event): પ્રત્યક્ષ અનુભવ અને પ્રત્યક્ષ બનાવની અસર લોકમત ઉપર મોટા પ્રમાણમાં થાય છે. આજ સુધી આપણે 'હિંદી-ચીની ભાઈ-ભાઈ'ના નારા લગાવ્યા અને ઇતિહાસનાં પાઠ્યપુસ્તકોમાં પણ ચીનાઓનાં ખૂબ વખાણ કર્યાં. એક પાઠ્ય-પુસ્તકમાંથી નીચેનો ઉતારો આપેલ છે:

ચીનાઓ એકંદરે શાંતિપ્રિય છે. એમણે સામ્રાજ્ય ખીલવવાનો કદી પ્રયત્ન કર્યો નથી. ...વિનયી, સહિષ્ણુ ને બિનસાંપ્રદાયિક પ્રજા તરીકે જગતમાં ચીનાઓનો જોટો મળવો મુશ્કેલ છે.

આજે ચીને ભારત ઉપર આક્રમણ કર્યું છે ત્યારે ચીનાઓ ક્રૂર રાક્ષસો છે એમ આપણે માનતા થયા છીએ.

### જનમતમાં પરિવર્તન

જનમતનાં બે પાસા છેઃ સ્થિરતાઅને પરિવર્તનશીલતા. અમુક સમય માટે એક પ્રકારનો લોકમત સમાજમાં પ્રવર્તે છે. અને ઓછા-વધતા સમય માટે સ્થિર રહે છે. આ સ્થિરતાની પાછળ બે કારણો કામ કરતાં હોય છે. એક તો સામાન્ય રીતે માણસ પોતાની સ્વસ્થતાને માટે મોટા ભાગના લોકો જે પ્રમાણે વિચારે છે અને વર્તે છે તેને અનુસરે છે, અને બીજું દરેક માણસને એક વખત પોતે સ્વીકારેલા મત વિષે મમત્વ નિર્માણ થાય છે, અને મારો મત સાચો છે એવો એનો આગ્રહ હોય છે. તેથી પોતાના મતમાં ફેરફાર કરવાને એ બહુ તત્પર હોતો નથી. પરંતુ આજના જમાનામાં સમાજની રચનામાં એટલા ઝડપી ફેરફાર થાય છે, વાહનવ્યવહારનાં સાધનો એટલાં ઝડપી અને સાર્વત્રિક બની ગયાં છે કે નવા નવા વિચારો, આચારોની વાતો કાન ઉપર અને આંખ ઉપર અથડાયા જ કરે છે. આવા સંજોગોમાં કોઈ પણ મત લાંબા સમય સુધી સ્થિર રહે એ અશક્ય છે તેથી લોકમત પરિવર્તનશીલ પણ છે એમ આપણે ઉપર કહ્યું છે.

**મતપરિવર્તનનાં પરિબળોઃ** લોકમતના પરિવર્તનમાં કયાં કયાં પરિબળો ભાગ ભજવે છે એનું વિગતવાર વિવેચન કરવું અશક્ય છે; કારણ કે એની પાછળ અક્ષરશઃ અસંખ્ય પરિબળો કામ કરતાં હોય છે. છતાં ચાર પરિબળો એમાં પ્રમુખ ભાગ ભજવે છે:

**૧. સમાચાર** જ્યારે લોકોને કોઈ વિષય વિષે કંઈક નવું જાણવાનું મળે છે ત્યારે તેમના વિચારોમાં ગડમથલ થાય છે અને તેમનું દૃષ્ટિબિંદુ બદલાય છે. Cantril નામના અભ્યાસકે વર્તમાનપત્રોને 'principal agenda-making body for everyday conversation' કહ્યાં છે. એટલે સમાચારપત્રો વાંચીને માણસો એને વિષે વિચાર કરતા થાય છે. વર્તમાનપત્રો હેતુપુરઃસર જે રીતે સમાચાર મૂકે છે, તેની અસર વાચકો ઉપર મોટી થાય છે.

એક અભ્યાસકે ફ્રાંસના Moniteur પત્રમાં ૧૮૧૫ના માર્ચ મહિનામાં નેપોલિયન એલ્બામાંથી નીકળી ગયો તે અરસામાં નેપોલિયન વિષે જે રીતે સમાચાર આવ્યા છે તે એકઠા કર્યા છે. વાચકોને તે બહુ રસદાયક નીવડશે.

૯મી માર્ચને દિવસે આ પ્રમાણે વર્ણન હતું: 'નરરાક્ષસ' (નેપોલિયન) નાસી છૂટયો છે.

૧૧મી માર્ચના 'વાઘ' ગૅપ (સ્થાન) આગળ દેખાયો હતો.

૧૩મી માર્ચ: 'જુલમી' હવે લાયન (ગામ)માં આવી પહોંચ્યો છે.

૧૯મી માર્ચ: 'બોનાપાર્ટ' (નેપોલિયનની અટક) કૂચ કરી રહ્યો છે. પણ એ પૅરિસ પહોંચી શકશે નહિ.

૨૦મી માર્ચ: 'નેપોલિયન' આવતી કાલે પૅરિસ પહોંચશે.

૨૧મી માર્ચ: 'શહેનશાહ નેપોલિયન' હવે...આવી પહોંચ્યા છે.

મહાગુજરાતની ચળવળ વખતે અહીંના સ્થાનિક પત્રોના પ્રત્યાઘાતો ઝડપથી કેવી રીતે બદલાતા ગયા એનો અભ્યાસ પણ રસદાયક નીવડશે.

**૨. અનુભવ અને પરિસ્થિતિમાં ફેરફાર:** ફક્ત સમાચાર અથવા માહિતીને લીધે જ મતમાં પરિવર્તન થાય છે એમ નથી. પ્રત્યક્ષ પરિસ્થિતિમાં જેમ જેમ પલટો આવે છે, તેમ તેમ લોકમતમાં પણ ફેરફાર થાય છે. કેટલીક ઘટનાઓ—જેવી કે આર્થિક સંકડામણ, પૂર, ધરતીકંપ, રોગચાળો—પણ મનમાં પલટો લાવે છે. દા. ત., 'હિંદી-ચીની ભાઈ ભાઈ'—એ મતમાં પલટો આવવાનું કારણ ચીને કરેલું આક્રમણ, એક વખત સ્ત્રીએ નોકરી ન કરવી જોઈએ એવો મત હતો; હવે રૂઢિચુસ્ત કુટુંબોમાં પણ સ્ત્રીઓ નોકરી કરે છે.

**૩. પ્રત્યક્ષ આચરણ:** કેટલીક વખતે સંજોગો એવા આવે છે કે આપણને અમુક એક રીતે વર્તવું પડે છે. દા. ત., ગામડાંઓમાં ખેડૂતો પોતાના છોકરાઓને નિશાળે મોકલવાની તરફેણમાં ન હતા. પણ જ્યારે પ્રાથમિક કેળવણી ફરજિયાત બની, ત્યારે તેઓને છોકરાઓને નિશાળમાં મોકલવાની ફરજ પડી. અનેક વરસો સુધી આની ટેવ પડી જવાથી હવે કેળવણીની બાબતમાં એમના મનમાં પણ ફેરફાર થયો છે.

**નેતૃત્વ:** નેતૃત્વ મતપરિવર્તનમાં મોટો ભાગ ભજવે છે. મોટા રાજ્યકારી પુરુષો, આગેવાનો, લેખકો, વૈજ્ઞાનિકો ધાર્મિક ગુરુઓ, પ્રચારકોની અસર જનમત ઉપર મોટા પ્રમાણમાં પડે છે. Karl Marx એ આર્થિક ક્ષેત્રમાં અને Freud એ Sexની બાબતમાં અને મહાત્મા ગાંધીએ અહિંસાની બાબતમાં તે તે જમાનાના લોકોના મતોમાં કેવું પરિવર્તન કર્યું હતું એ સુવિદિત છે.

### જનમત–માપન

લોકશાહીના યુગમાં જનમતને બહુ મોટું મહત્ત્વ હોવાથી જનમતનો અંદાજ લેવાની અને બની શકે તો એનું ચોક્કસ માપન કરવા માટે અનેક પદ્ધતિઓ શોધી કાઢી છે. એમાંની કેટલીક પ્રમુખ પદ્ધતિઓ નીચે આપી છે:

Public Opinion Polls–લોકમત ગણતરીની પદ્ધતિ: આ પદ્ધતિ પહેલવહેલાં ૧૯૩૬માં અમેરિકામાં રૂઝવેલ્ટ લૅન્ડનની ચૂંટણી વખતે Gallup, Roper, Crossley અને બીજા અનેક જણાએ આ પદ્ધતિનો ઉપયોગ કરી ચૂંટણીમાં કોણ જીતશે એનો યશસ્વી અંદાજ કાઢ્યો હતો.

જનમતના માપન માટે બે જાતના સવાલો પૂછવામાં આવે છે. એક પ્રકારમાં 'હા', 'ના' અથવા 'ખબર નથી' એવા જવાબો આપવાના હોય છે. દા. ત., ભારત સરકારે ચીન સાથે હમણાં સશસ્ત્ર યુદ્ધ કરવું જોઈએ? બીજા પ્રકારને મુક્ત પ્રશ્નો કહેવામાં આવે છે. એના જવાબ મુક્ત રીતે આપવાના હોય છે. દા. ત., ભારત સરકારે પોતાની સરહદો પાછી મેળવવા શું કરવું જોઈએ?

છેવટની પ્રશ્નાવલી નિશ્ચિત કરતાં પહેલાં pilot survey કરવામાં આવે છે. એટલે થોડા ચુનંદા લોકોને પૂછીને કયા પ્રશ્નો પૂછવા જોઈએ એ નક્કી કરવામાં આવે છે. આ તબક્કામાં બંને પ્રકારના બહુ–ઉત્તરો અને મુક્ત-ઉત્તરી (multiple-answer અને open-end) પ્રશ્નો વારાફરતી પૂછવામાં આવે છે. દા. ત., પહેલાં કેટલાક લોકોને આ પ્રશ્ન વિષે તમારે શું કહેવાનું છે એમ પૂછવામાં આવે છે. પછી એમાંથી હા, ના, ખબર નથી વાળા પ્રશ્નો તૈયાર કરવામાં આવે છે; વળી પાછા એને મળેલા જવાબમાંથી open-end પ્રશ્નો બનાવી તેના જવાબ માગવામાં આવે છે. આમ, છેવટની પ્રશ્નાવલી તૈયાર કરવામાં આવે છે.

**મતમાપનની બીજી પદ્ધતિ:** આ પદ્ધતિમાં કેટલાક ગણ્યાગાંઠ્યા લોકોને—ઘણી વાર આ નિષ્ણાતો હોય છે—પ્રશ્ન પૂછવામાં આવે છે. એક વાર પ્રશ્ન પૂછી એનો જવાબ મળ્યા પછી થોડા થોડા સમયને અંતરે એ જ પ્રશ્નો પૂછી તેના જવાબ મેળવવામાં આવે છે. લોકોમાં મતપરિવર્તન કેવી રીતે થાય છે એનો અભ્યાસ કરવા આ પદ્ધતિ વપરાય છે.

**મતમાપનની વિશ્વસનીયતા:** મતમાપનની પદ્ધતિઓથી કેટલા પ્રમાણમાં સાચું મતમાપન થઈ શકે છે એ મહત્ત્વનો સવાલ છે. આ પદ્ધતિઓથી સાચા મત જાણી શકાય કે નહિ, એ કયા માણસોને પ્રશ્ન

પૂછ્યા છે (sample) અને જવાબમાં કેટલી પ્રામાણિકતા છે એના ઉપર આધાર રાખે છે. એ જો પ્રાતિનિધિક માણસોને સવાલ પૂછવામાં આવ્યા હોય અને તેમણે જવાબ સાચા આપ્યા હોય, તો આપણે લોકમતનો સાચો અંદાજ બાંધી શકીએ. અને એ લોકો અમુક એક પ્રસંગે કેવી રીતે વર્તશે એની આગાહી આપણે કરી શકીએ. પણ વર્તનનો અંદાજ કાઢવામાં પ્રત્યક્ષ એક મુશ્કેલી નિર્માણ થાય છે તે એ કે જે સંજોગોમાં મત-નો અંદાજ કાઢવામાં આવ્યો હોય, તે સંજોગો બદલાઈ જાય તો આપણી આગાહી ખોટી પડવાનો સંભવ છે. ચૂંટણીની આગાહીઓમા આ મુશ્કેલી નડે છે. એ તમે આજે મતમાપન કરો અને આવતી કાલે ચૂંટણીનુ મતદાન હોય તો મનોવૈજ્ઞાનિક મતમાપન ઉપરથી કાઢેલો અંદાજ ખરો પડવાનો પૂરો સંભવ હોય છે. પણ એક મહિના પછી ચૂંટણી હોય તો સંજોગો બદલાઈ ગયા હોય છે; અનેક નવાં પરિબળો કામ કરતા થઈ જાય છે અને તમારી પહેલી ગણતરી ખોટી પડે છે. જ્યાં મતમાપનની ઉપયુક્તતા અનેક ક્ષેત્રોમાં પુરવાર થઈ છે. ખાસ કરીને ઉદ્યોગક્ષેત્રમાં, લોકોની અભિરુચિઓ તપાસવામાં એ ઉપયોગી માલૂમ પડી છે પણ રાજકીય ક્ષેત્રોમાં જ્યા માણસોના સૂક્ષ્મ વિચારો, લાગણીઓ, જરૂરિયાતો, આશાઓ, ભીતિઓ વગેરે ભાવનાઓની સંકુલતા સંકળા-યેલી હોય છે, ત્યાં એક વખત કરેલા મતમાપન ઉપર આધાર રાખી વર્તનની આગાહી કરવી એ જોખમ ભરેલું છે. છતા સામાન્ય સંજોગોમાં લોકોની નાડી પારખવાનુ આ એક ઉપયોગી સાધન છે એમાં શંકા નથી.

*

# 'મૅનેજિંગ એજન્સી'ની પ્રથા

એસ. ડી. ત્રિવેદી

[અર્થશાસ્ત્રના વ્યાખ્યાતા, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

મૅનેજિંગ એજન્ટો દ્વારા ઉદ્યોગોનુ સંચાલન એ ભારતના ઔદ્યોગિક ક્ષેત્રની અદ્વિતીય અને આગવી લાક્ષણિકતા છે. ૧૯મી સદીના અંતમા આ પ્રથા-ની શરૂઆત થયેલી જોવા મળે છે. ભારતમા ઔદ્યોગિક વિકાસના પ્રારંભિક તબક્કામાં આ પ્રથા યુરોપિયનો તરફથી અપનાવવામાં આવી હતી. ભારતના ઔદ્યોગિક વિકાસના માર્ગમાં કેટલાંક અવરોધક પરિબળો હોવાને લીધે ઔદ્યો-ગિક વિપ્લવની શરૂઆતમા આ પ્રથા આશીર્વાદ સમાન થઈ પડી હતી. ભારતની આર્થિક, ભૌગોલિક અને ઐતિહાસિક પરિસ્થિતિ આ પ્રથાના પ્રારંભ અને વિકાસ માટે પોષક હતી. ઔદ્યોગિક સાહસ અને કુશળ સંચા-લન શક્તિની તીવ્ર અછત હતી. મૂડી હોય તો પણ મૂડીપતિઓ ઉદ્યોગોમાં મૂડીનુ રોકાણ કરી જોખમ ખેડવા તૈયાર નહોતા. ભારતીય મૂડીનું શરમાળપણું, અવિકસિત નાણા બજાર અને ઔદ્યોગિક કૌશલ્ય અને કાબેલિયતના અભાવને કારણે આ પ્રથાએ ખૂબ જ મહત્ત્વ પ્રાપ્ત કર્યું. વ્યાપારી બેંકો પણ ઔદ્યોગિક સાહસોને લાબા ગાળાનાં ધીરાણો આપી જોખમ ખેડવા તૈયાર નહોતી અને નાણાકીય દૃષ્ટિએ સદ્ધર પણ નહોતી. અમેરિકા અને ઇંગ્લેન્ડમા કંપનીઓ પ્રમોટ કરવા માટે 'પ્રમોટિંગ હાઉસીસ' જેવી સંસ્થાઓ છે. આ રાષ્ટ્રોમાં ઇનવેસ્ટમેન્ટ ટ્રસ્ટ, ઇશ્યુ હાઉસીસ અને પ્રમોટિંગ હાઉસીસ જેવી સંસ્થાઓએ ઝડપી ઔદ્યોગિક વિકાસમાં મહત્ત્વનો ફાળો આપેલો છે. ભારતમાં આવી સંસ્થાઓના અભાવને લીધે મૅનેજિંગ

એજન્ટોએ (Promoters) પ્રમોટર્સ અને Pioneers-નાં મહત્ત્વનાં કાર્યો બજાવી ઔદ્યોગિક ક્રાંતિનો બોજ ઉપાડી લીધો. Comapany Law Comomittee (૧૯૫૨)ના મત મુજબ "History, Geography and Economics all combined to create and develop a system which, in some of its distinctive features, still retains its unique charactar.'

ઇંગ્લેન્ડના મૂડીપતિઓએ ચાના બગીચા, સુતરાઉ કાપડ, શણ અને ખાણ ઉદ્યોગ જેવા ઉદ્યોગોમાં મૂડી-રોકાણ શરૂ કર્યું. આ મૂડીપતિઓએ પોતાનાં એકમોની વ્યવસ્થા અને સંચાલનની જવાબદારી ભારતમાં પોતાના પ્રતિનિધિઓને સોંપી. પરિણામે, ભારતમાં "મૅનેજિંગ એજન્સી હાઉસીસ"ની સ્થાપના થઈ. અમેરિકા અને ઇંગ્લેન્ડમાં કંપનીઓ પ્રમોટ કરવા પ્રમોટિંગ હાઉસીસ જેવી આગવી વ્યવસ્થા છે. ભારતમાં આ હાઉસીસ તરફથી પ્રમોટિંગ હાઉસીસ ન હોવાથી કંપનીઓ પ્રમોટ કરવામાં આવતી. ઉદ્યોગના વિકાસની શક્યતા તપાસવાનું અને ક્યાસ કાઢવાનું કાર્ય મૅનેજિંગ એજન્ટો કરે છે. તદુપરાંત મૅનેજિંગ એજન્ટો કંપનીઓને સીધી અને આડકતરી રીતે નાણાં પૂરાં પાડવાનું મહત્ત્વનું કાર્ય કરે છે. ભારતનું નાણાં બજાર ઔદ્યોગિક વિકાસને અનુરૂપ ન હોવાથી ઔદ્યોગિક એકમોને મૅનેજિંગ એજન્ટોનો આશ્રય લેવો પડે છે. આ એજન્ટો શરૂઆતમાં સ્થાયી મૂડી પૂરી પાડે છે. રોજબરોજના વ્યવહાર માટે ચાલુ મૂડી પણ આ એજન્ટો મેળવી આપે છે. નાણાં પૂરાં પાડવા ઉપરાંત કંપનીઓના સંચાલનની અને વ્યવસ્થાની જવાબ-દારી પણ તેઓ ઉઠાવે છે. ઔદ્યોગિક સાહસિકોને આ પ્રથા એટલી સગવડભરી, આકર્ષક લાગે છે કે કંપનીઓનો વહીવટ અને સંચાલન તેમને સોંપી દેવાની એક પ્રણાલિકા પડી ગઈ છે.

ઔદ્યોગિક વિપ્લવના પ્રારંભિક તબક્કામાં આ પ્રથાનો ફાળો નાનો–સૂનો નથી. જો આ પ્રથા ન હોત, તો કદાચ ભારતનો ઔદ્યોગિક વિકાસ થોડાંક વર્ષો પાછો ઠેલાયો હોત. જો મૅનેજિંગ એજન્ટોએ ઔદ્યોગિક વિકાસમાં રસ ન દાખવ્યો હોત કે મહેનત ન ઉઠાવી હોત, તો શણ, સુતરાઉ કાપડ, ખાણ અને ચા જેવા ઉદ્યોગોની સ્થાપના અને વિકાસ માટે ભારતે કેટલાંક વર્ષો સુધી રાહ જોવી પડત. પણ છેલ્લા ૨૦થી ૩૦ વર્ષો દરમિયાન આ પ્રથામાં કેટલીક ગેરરીતિઓ પ્રવેશેલી હોવાને લીધે આ પ્રથા સામે ઉગ્ર ટીકાઓ થતી જોવા મળે છે. આ પ્રથા સામે વિરોધ હોવા છતાં પણ તે પ્રતિવર્ષ વ્યાપક બનતી જાય છે. Investor's India year-Book ૧૯૩૫–૫૬માં પ્રસિદ્ધ થયેલા આંકડા મુજબ ૧૯૩૫માં ૭૫% કંપનીઓનું સંચાલન મૅનેજિંગ એજન્ટો દ્વારા થતું હતું. આ પ્રમાણ વધીને ૧૯૫૬માં ૯૫% થયું છે.

આ પ્રથાની ઉપયોગિતા ખૂબ જ હોવા છતાં પણ તેની સામે થતી ટીકાઓમાં કેટલીક વાસ્તવિકતા છે; કારણ કે છેલ્લાં ૨૦થી ૩૦ વર્ષો દરમિયાન અનેક દોષિત નીતિરીતિઓ દાખલ થયેલી જોવા મળે છે. ઓફિસ-એલાવન્સ પેટે વધુ નાણાં, ગેરવ્યાજબી અને અયોગ્ય વળતર અને મહેનતાણાથી કંપનીઓને બિનજરૂરી નાણાં-કીય બોજ ઉઠાવવો પડે છે. તેથી શેરહોલ્ડરોને નુક-સાન જાય છે. એજન્સી વેચવાની, ગીરો મૂકવાની પ્રણાલિકાથી નાણાકીય તત્ત્વની પકડ કંપનીઓ ઉપર જોવા મળે છે. આંતર કંપની મૂડી રોકાણ પ્રથા દ્વારા કાર્યક્ષમ અને સદ્ધર કંપનીને ભોગે બિન–કાર્યક્ષમ કંપની-ને નિભાવવાની પ્રથા સદ્ધર કંપનીની કાર્ય-ક્ષમતા અને સંગીનતા માટે જોખમકારક છે. સંપત્તિ અને માલિકીનું કેન્દ્રીકરણ આવકની અસમાન વહેંચણીનું અવરોધક પરિબળ છે. તદુપરાંત, મૅનેજિંગ એજન્ટોએ સ્થાપેલા ઉદ્યોગો ઘણે ભાગે અમુક શહેરો અને અમુક પ્રદેશોમાં જ કેન્દ્રિત થયેલા છે. ગ્રામ-વિસ્તારોના અને પ્રાદેશિક સમતોલ વિકાસની અવગણના થયેલી નજરે પડે છે.

આ ગેરરીતિઓ નિવારી આ પ્રથાને નિયંત્રિત કરવાનો પ્રયાસ ૧૯૩૫ના કંપનીધારા હેઠળ કરવામાં આવ્યો હતો. તેમ છતાં પણ આ પ્રથા વધુને વધુ વ્યાપક બનતી ગઈ. ૧૯૪૭ પછી આ પ્રથા પરત્વેના દૃષ્ટિબિંદુમાં ધરમૂળથી ફેરફારો થયેલા જોવા મળે છે. ઝડપી આયોજિત વિકાસ અને નિર્ધારિત ધ્યેયો ઝડપથી હાંસલ કરવાની નેમ આપણા આયોજનની છે. આયોજનના પાયામાં સમાજવાદી સમાજરચનાનો સિદ્ધાંત સ્વીકારેલો છે.

તેથી ૧૯૫૬ના કંપનીધારા દ્વારા આ પ્રથાને નિયંત્રિત કરવાનો બીજો નિશ્ચયાત્મક પ્રયાસ કરવામાં આવ્યો છે. આ ધારાનો હેતુ શેરહોલ્ડરો અને વિશાળ સામાજિક હિતોનું રક્ષણ કરવાનો છે. આ નિયંત્રણનો બીજો હેતુ એ પણ છે કે મૅનેજિંગ એજન્ટો દ્વારા સંચાલિત કંપનીઓ "General Pattern of State Policy"ની મર્યાદાઓમાં રહીને આયોજનને અનુરૂપ પોતાની પ્રવૃત્તિઓ વિસ્તારે.

૧૯૫૬ના કંપનીધારા હેઠળ મૅનેજિંગ એજન્ટોનું વળતર, ઑફિસ-એલાવન્સ, આંતર કંપની મૂડી રોકાણ, હોદ્દાની મુદત, સંચાલન માટે કંપનીઓની સંખ્યા જેવી વિવિધ બાબતો પર અસરકારક અંકુશ મૂકી આ પ્રથાને નિયંત્રિત કરવાનો મજબૂત અને નિશ્ચયાત્મક પ્રયાસ કરવામાં આવ્યો છે.

શ્રી જે. જે. અશર (Commerce Annual Number 1961)ના શબ્દોમાં 'Too much ideological approcah'ની નીતિ અપનાવવાથી ઔદ્યોગિક વિકાસની ગતિને હાનિ પહોંચવાનો સંભવ છે. આ પ્રથા આપણા ઔદ્યોગિક માળખા સાથે એટલી વણાયેલી છે કે તેને તાત્કાલિક નાબૂદ કરવી એ ખાનગી મૂડી રોકાણને અસર પહોંચાડ્યા સિવાય શક્ય નથી. આ પ્રથાને તાત્કાલિક નાબૂદ કરવી એ ઔદ્યોગિક વિકાસને હાનિ પહોંચાડનારું ઉતાવળિયું પગલું ગણાશે. ભૂતકાળમાં ઔદ્યોગિક વિકાસમાં આ પ્રથાએ આપેલ ફાળાને ભૂલવો ન જોઈએ. આ પ્રથામાં અનેક ત્રુટિઓ અને દોષિત નીતિ-રીતિઓ છેલ્લાં કેટલાક વર્ષોથી પ્રવેશેલી છે; પણ તેનો અર્થ એમ નથી, કે એની ગેરરીતિઓને નાબૂદ કરવાને બદલે તે પ્રથાને સદંતર નાબૂદ કરવી. દર્દ થયું હોય તો તેનાં કારણો શોધીને દર્દને નાબૂદ કરવું જોઈએ, પણ દર્દીની નાબૂદી જરૂરી નથી. Company law Committee એ સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું છે, કે 'Under the present economic Structure of the country, it would be an advantage to continue to rely on the managing ageney system......Shorn of the abuses and malpractices which have disfigured its' working in the recent past, the system may yet prove to be potent instrument for tapping the springs of private enterprise.' ભારતમાં મૂડી, ટેકનિકલ જ્ઞાન અને સંચાલનશક્તિની તીવ્ર અછત છે. આ અછત માત્ર ખાનગી ક્ષેત્રે જ નહિ, બલ્કે જાહેર ક્ષેત્રમાં પણ વર્તાય છે. કેટલીક યોજનાઓ ટેકનિકલ જ્ઞાન, મૂડી અને નિયોજનશક્તિને અભાવે જવા દેવી પડે છે. જાહેર ક્ષેત્રના કેટલાંક ઔદ્યોગિક સાહસોનું સરવૈયું નિરાશાજનક જણાય છે. કાબેલ, તાલીમી અને બહોળો અનુભવ ધરાવતા સંચાલકોનો અભાવ એક પાયાનું કારણ છે. તેથી સરકાર પણ બાહોશ, દૂરંદેશી, બહોળો ઔદ્યોગિક અને વ્યાપારી અનુભવ અને જ્ઞાન ધરાવતા મૅનેજિંગ એજન્ટોની શક્તિઓ અને કાબેલિયતનો લાભ જાહેર સાહસોની સ્થાપના, વિકાસ અને કાર્યક્ષમ સંચાલન માટે ઉઠાવે એ આર્થિક દૃષ્ટિએ લાભદાયી નીવડશે. મિશ્ર અર્થતંત્રમા ખાનગી ક્ષેત્રના મહત્ત્વનો સ્વીકાર કરવામાં આવેલો છે. આ ક્ષેત્રને વિકાસની પૂરતી તકો આપવા માટે આ પ્રથા પરત્વે વાસ્તવિક દૃષ્ટિબિંદુ અને નીતિ અપનાવવામાં આવે તે જરૂરનું છે. National Counicil of Applied Economic Reseach દ્વારા ૧૯૫૯માં પ્રસિદ્ધ થયેલ The Managing Agency System નામના પુસ્તકમાં પણ એવો અભિપ્રાય આપવામાં આવેલો છે કે 'The managing agency system has still an institutional role to play in the effective performance of the private sector.' આ પ્રથાની નાબૂદી માટે ગૂંચવણભરેલી પરિસ્થિતિ પેદા કરી "માનસિક અસરો" પેદા કરવાનો પ્રયાસ એ અવાસ્તવિક નીતિ હશે. જ્યાં સુધી આ પ્રથાનું સ્થાન લઈ શકે તેવી વૈકલ્પિક વ્યવસ્થા ઊભી ન થાય ત્યાં સુધી આ પ્રથાની નાબૂદી શક્ય નથી અને હિતાવહ પણ નથી. એક નિષ્ણાતના મત મુજબ 'It is not advisable to place needless restrictions on the working of all joint-stock companies because of the malpractices of a few.' આ પ્રથા પરત્વે જડ અને અવાસ્તવિક નીતિ અપનાવવાને

બદલે યોગ્ય નીતિ અપનાવવી જોઈએ. એનો અર્થ એમ નથી કે આ પ્રથાને નિરંકુશ રીતે પ્રવૃત્તિઓ વિસ્તારવાની છૂટ આપવી જોઈએ. આયોજનના માળખામાં રહીને આ પ્રથા કાર્ય કરે એ જરૂરનું છે અને તે માટે આ પ્રથાને નિયંત્રિત કરવાનો પ્રયાસ એ આવકારદાયક છે; પણ આ પ્રથા પરત્વેની નીતિ એકપક્ષી અને ટૂંકી દૃષ્ટિવાળી ન હોવી જોઈએ, કે જેથી ઔદ્યોગિક વિકાસ ઉપર વિપરીત અસર થાય.

મૅનેજિંગ એજન્ટો પણ વ્યક્તિગત દૃષ્ટિબિંદુને સ્થાને બદલાયેલા સંજોગો અને વિચારસરણી અનુસાર સામાજિક હિતોને અનુલક્ષીને વિશાળ દૃષ્ટિબિંદુ અપનાવે તે જરૂરી છે. આમ ભારતની વર્તમાન જરૂરિયાતો જોતાં આ પ્રથા પરત્વે વાસ્તવિક નીતિ અપનાવવાથી ખાનગી અને જાહેર એમ બન્ને ક્ષેત્રોને લાભ થશે.

*

# ભારતના સાંસ્કૃતિક ઇતિહાસની રૂપરેખા—૩


જયદેવ મો. શુક્લ

[સંસ્કૃત અને પ્રાચીન ભારતીય સંસ્કૃતિના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]


૨

## વૈદિક યુગ : જનપદ યુગ : મૌર્યોનો ઉદય

### ૨·૧ વૈદિક યુગની રાજકીય પરંપરાઓ

વૈદિક યુગના (ઈ. પૂ. ૧૫૦૦ થી ઈ. પૂ. ૬૦૦) રાજકીય ઈતિહાસને જાણવાનાં સાધનો આપણી પાસે નહિવત્ છે. ઋગ્વેદમાં અને બ્રાહ્મણગ્રંથોમાં અનેક રાજાઓ અને અનેક જાતિઓના ઉલ્લેખો છે. એ જાતિઓ, બ્રાહ્મણઋષિઓ અને રાજાઓમાંથી કેટલાંક આર્યેતર હોવાનો સંભવ છે તો કેટલાંક આર્યો ભારતમાં આવ્યા તે પહેલાંના કાં તો ભારતીય અથવા ભારતની બહારના પ્રદેશોનાં પણ હોઈ શકે; કારણ કે આપણે ઉપર જોયું છે તેમ ઋગ્વેદનાં સૂક્તો, જે આપણે માટે પ્રાચીન ઈતિહાસનાં અદ્વિતીય સાધનો છે, ભારતમાં તેમજ ભારતની બહાર અનેક સ્થળોએ, અનેક વ્યક્તિઓ દ્વારા રચાયાં હતાં અને તેમાં ભૂતકાળની અનેક પ્રજાઓના ઉલ્લેખો સંભવે. આવી પ્રજાઓ, રાજવીઓ અને બ્રાહ્મણઋષિઓના ઉલ્લેખો વૈદિક સાહિત્ય ઉપરાંત યાસ્કના નિરુક્તમાં અને મહાવૈયાકરણ પાણિનિના 'અષ્ટાધ્યાયી' ગ્રંથમાં પણ મળે છે. એ બધા ઉલ્લેખો ઉપરથી કાંઈક વ્યવસ્થા તારવવાનો પુરાણો અને મહાભારતમાં પ્રયાસ છે તેમ છતાં પુરાણો અને મહાભારતની પ્રાચીન પરંપરામાં ઘણા ફેરફારો થયા હોવાથી તેમની પૂરેપૂરી ચોક્કસાઈ વિષે શંકાને સ્થાન રહે છે જ.

પુરાણો અને મહાભારતના આવા રાજવંશો અને બ્રાહ્મણકુળોના ઉલ્લેખોનો પ્રથમ વાર અભ્યાસ પાર્જિટર નામના વિદ્વાને કર્યો હતો. આવા સૂક્ષ્મ અભ્યાસને કારણે એમણે પુરાણોની માહિતીને વૈદિક સાહિત્યના વિવિધ ગ્રંથોના ઉલ્લેખો સાથે સાંકળી લઈને એમાંથી ચોક્કસ અનુમાનો તારવ્યાં છે. આવાં અનુમાનો સર્વથા ગ્રાહ્ય ન હોવા છતાં પાર્જિટરે જે માર્ગ બતાવ્યો તે માર્ગે અભ્યાસ કરતાં અને બૌદ્ધ તેમજ જૈન સૂત્રગ્રંથોમાં મળતા કેટલાક ઉલ્લેખોનો વિચાર કરતાં, બીજા અનેક વિદ્વાનોએ એક વ્યવસ્થિત રાજકીય ઈતિહાસ તારવવાનો પ્રયાસ કર્યો છે. આ દિશામાં ચંદા, રાયચૌધરી, મજુમદાર, ભાંડારકર, લૉ, માંકડ, પરીખ અને પુસાળકરનાં સંશોધનોને પરિણામે વૈદિક યુગની રાજકીય

સ્થિતિનો ઠીકઠીક ઈતિહાસ આપણે જાણી શક્યા છીએ. આ ઈતિહાસની પરંપરામાં અનેક અનિશ્ચિત સ્થળો છે. ઘણી વાર દંતકથાને ઈતિહાસ કહેવાને આપણે લલચાયા છીએ, તો ઘણી વાર આપણા પોતાના અર્વાચીન મનની ઝંખનાઓ અને પૂર્વગ્રહોને પણ મૂકવાનો આપણે જાણ્યે-અજાણ્યે પ્રયાસ કર્યો છે. પરિણામે, વૈદિક યુગનો ઈતિહાસ એ ઈતિહાસ અને દંતકથાનું નીરક્ષીરવત્ મિશ્રણ છે; એટલું જ નહિ, પણ આપણી સૌથી વધારે જાણીતી સંસ્કૃતિમાં કાંઈક વ્યવસ્થા હતી એનું સાબિત કરવાની ઉત્સાહી ઝંખનાનો ઉતાવળો આવિષ્કાર પણ છે.

અગાઉ આપણે ઋગ્વેદમાં ઉલ્લેખ પામેલી કેટલીક જાતિઓ, દસ જાતિઓ અને ભરતોનું નામગ્રહણ કર્યું છે. સુદાસનો વિરોધ કરનારા રાજાઓની દસ જાતિઓ-માં પૂરુ, યદુ, તુર્વશ, અનુ અને દ્રુહ્યુ મુખ્ય હતી. પૂરુ જાતિઓના ઘણા રાજાઓના ઉલ્લેખો ઉપરથી દુર્ગહ, ગિરિક્ષિત્, પુરુકુત્સ, ત્રસદસ્યુ એવી પૂરુ રાજાઓની વંશાવળી આપી શકાય. સુદાસની તૃત્સુ જાતિ જેનો ભાગ હતી તે ભરતોની સૃંજયો એ નામની જાતિ મિત્ર જાતિ હતી. પૂરુના મિત્રો અને મદદગાર તે અનુ, દ્રુહ્યુ, યદુ અને તુર્વશ. આ જાતિઓ પંજાબના દક્ષિણ તરફના પ્રદેશોમાં રહેતી હતી. એમની સાથે અજ, શિગ્રુ અને યક્ષુ નામની જાતિઓ કદાચ પૂર્વ ભારતની આર્યેતર જાતિઓ હતી, જ્યારે પક્થ, ભલાન, વિશાણી, અલિન અને શિવ વાયવ્ય સરહદની પ્રજાઓ હતી. આ ઉપરાંત, યમુના અને વિંધ્યની વચ્ચે રહેનારી ચેદી, મધ્ય દેશમાં રહેનાર ઉશીનર, વાયવ્યમાં રહેનાર ગાંધારી, યમુનાને કાંઠે રહેતી પારાવત, મગધમાં રહેતી આર્યેતર કીકટ જાતિ, આર્યોના દેવો સાથે શત્રુતા રાખનાર પણિ (તે કદાચ પાર્થિયન, બેબિલોનિયન, ઈરાનિયન કે પછી દરિયાઈ વેપાર કરનારી અને તેથી સમૃદ્ધ અને મિજાજી આર્ય ટોળીઓ, અથવા સ્થાનિક આર્યેતર પ્રજા હોઈ શકે) વગેરે જાતિઓના ઉલ્લેખો સ્પષ્ટ રીતે મળે છે. આ બધા ઉપરથી આર્યોની આદ્ય પ્રજાઓ, જે પ્રદેશોમાં ફરી વળી તેમાં વાયવ્ય, પશ્ચિમ, ઉત્તર, મધ્ય અને પૂર્વ ભારતના પ્રદેશો મુખ્ય હતા.

વૈદિક સાહિત્યનાં ઉલ્લેખો અને પુરાણોમાં સચવાઇ રહેલી અનુશ્રુતિ પ્રમાણે વૈવસ્વત મનુને આર્ય પ્રજાના આદ્ય રાજા તરીકે માનવામાં આવ્યા છે. પોતાના નવ દીકરા અને એક દીકરી ઇલા—એમ દસ વ્યક્તિઓ વચ્ચે તેમણે ભારતના પ્રદેશો વહેંચી આપ્યા હતા. સૌથી મોટા પુત્ર ઇક્ષ્વાકુને મધ્યદેશનું રાજ્ય સોંપ્યું હતું. તેનાથી સૂર્યવંશ શરૂ થયો હતો અને અયોધ્યા તેની રાજધાની હતું. મનુનો પુત્ર નિમિ વિદેહમાં રાજ્ય કરતો હતો. તેના પુત્ર મિથિના નામ પરથી રાજધાની મિથિલાને અભિધાન મળ્યું હતું. દીકરી ઇલાનો પુત્ર પુરૂરવા પ્રતિષ્ઠાન અથવા અલ્લાહાબાદની આસપાસ રાજ્ય કરતો હતો. તેના વંશમાં આવેલા અને તેના પ્રપૌત્ર યયાતિએ રાજ્યનો વિસ્તાર વધાર્યો હોઇને તેને સમ્રાટ કહેવામાં આવ્યો છે. તેનુ રાજ્ય તેણે યદુ, તુર્વશ, દ્રુહ્યુ, અનુ અને પૂરુ એમ પાંચ પુત્રો વચ્ચે વહેંચી આપ્યું. આ દરેક પુત્રથી નવા અને ઘણા લાંબા સમય સુધી ચાલેલા રાજવંશો પ્રચલિત થયા. પિતાની સમગ્ર રાજ્યસંપત્તિને પામેલ યદુનું રાજ્ય મધ્ય પ્રદેશમાં ચંબલ નદીની આસપાસ વિસ્તર્યું. પાછળના સમયમાં એમાથી બે મહાન જાતિઓ—હૈહયો અને યાદવોનો વિકાસ થયો. યાદવોએ આસપાસના પ્રદેશો જીત્યા, પૂરુવંશીઓને હરાવ્યા તથા દ્રુહ્યુઓને પંજાબ સુધી કાઢી મૂકયા.

અયોધ્યાના રાજ્યની ચડતીના સમયે અર્થાત્ તેના રાજાઓમા યુવનાશ્વ અને માંધાતાના અમલ દરમિયાન પૌરવો અને દ્રુહ્યુઓને સખ્ત ફટકા પડ્યા. દ્રુહ્યુ રાજા ગંધાર-વાયવ્યમાં ચાલ્યો ગયો અને ગાંધાર પ્રદેશનો તેણે વિકાસ કર્યો. માંધાતાને આપણે સમ્રાટ તરીકે જાણીએ છીએ. અયોધ્યાની રાજ્યસત્તા ક્ષીણ થતા હૈહયો મહત્ત્વની સત્તા ધરાવવા લાગ્યા. તેના રાજાઓએ પૌરવોને હરાવ્યા અને કાશીના રાજ્યને જીત્યું. આ જાતિમા થયેલા પરાક્રમી રાજા સહસ્રાર્જુને નર્મદાના મુખથી હિમાલયની તળેટી સુધી રાજ્યને વિસ્તાર્યું. નર્મદાની આસપાસ રહેતાં કેટલાક બ્રાહ્મણ કુટુંબો તરફ સહસ્રાર્જુને ક્રૂરતાભર્યું વર્તન કરતાં તેમણે મધ્ય દેશ તરફ હિજરત કરી. આ બ્રાહ્મણ કુળોમાં સૌથી વધારે જાણીતા ઋચિક ઔર્વે કાન્યકુબ્જના રાજા ગાધીની દીકરી સાથે લગ્ન કર્યાં હતાં. તેમના પુત્ર જમદગ્નિને સહસ્રાર્જુને હણ્યો તેથી જમદગ્નિના પુત્ર પરશુરામે અયોધ્યા અને

કાન્યકુબ્જના રાજાઓની મદદથી સહસ્રાર્જુનને માર્યો અને હૈહયોને સખ્ત શિક્ષા કરી. હૈહયોનો આ પરાજય અસરકારક નીવડ્યો નહિ અને પરશુરામના મરણ પછી ફરી એક વાર હૈહયોની સત્તા ખંભાતના અખાતથી ગંગા-યમુનાનાં મેદાનો સુધી પ્રસરી. તેમણે અયોધ્યા અને કાન્યકુબ્જના રાજવંશોનો નાશ કર્યો. અયોધ્યાના વનમાં નાસી છૂટેલા રાજાનો બાળક સગર મોટો પરાક્રમી થયો અને તેણે હૈહયો સહિત ઉત્તર ભારતની બધી જ જાતિઓનો પરાભવ કર્યો અને સ્થિર રાજસત્તાનો પાયો નાંખ્યો.

સગરના સમયમાં પૂર્વમાં વિદેહ, વૈશાલી અને આણવ, મધ્ય દેશમાં કાશી અને વિદર્ભમાં યાદવ જાતિઓ અને રાજ્યોની સત્તા હતી. સગરના મૃત્યુ પછી આ બધી સત્તાઓ ફરી વાર સશક્ત થઈ. વિદર્ભોએ હૈહયોના પ્રદેશો જીત્યા અને યમુનાના દક્ષિણ કાંઠાની આસપાસ ચેદીમાં રાજ્યસત્તા સ્થાપી. આણવ રાજ્યે પૂર્વમાં અંગ દેશમાં સ્થિરતા મેળવ્યા પછી તેના પાંચ વિભાગો અંગ, વંગ, કલિંગ, સુહ્મ, અને પુંડ્ર (તે તે રાજાઓના નામ ઉપરથી પડેલાં પ્રદેશનામો)માં સત્તાને વ્યવસ્થિત કરી. પૌરવ રાજ્યને દુષ્યંતે વ્યવસ્થિત કર્યું. તેના પુત્ર ભરતે રાજ્યનો મોટો વિસ્તાર કર્યો અને તેથી તેની સત્તા ઘણા મોટા પ્રદેશ ઉપર સ્થિર બની. તેના વંશમાં ઊતરી આવેલા હસ્તિ નામના રાજાએ પૌરવ જાતિની રાજધાની તરીકે હસ્તિનાપુર નામનું નગર વસાવ્યું. લગભગ આ સમયે સગરના પ્રપૌત્ર ભગીરથે અયોધ્યાના રાજ્યની સત્તા વિસ્તારી, પણ અનેક ચડતી-પડતીઓ પછી દિલીપના સમયમાં એ સત્તા સ્થિર થઈ. દિલીપ પછી આવેલા રઘુ, અજ, દશરથ અને રામચંદ્રે પોતપોતાની રીતે રાજ્યવિસ્તાર કર્યો; પરંતુ રામચંદ્ર પછી અયોધ્યાના રાજવંશનું મહત્ત્વ ઘટી ગયું. રઘુવંશના રાજાઓના સમકાલીન યાદવ રાજવંશોએ મધુ નામના રાજાની સત્તા નીચે સંગઠન કર્યું અને ગુજરાતથી યમુના સુધીના પ્રદેશને પોતાની સત્તા નીચે મૂક્યો. આમ હોવા છતાં યાદવોમાં અનેક અને પરસ્પર લડતાં નાનાં રાજ્યોમાં સત્તા વહેંચાઈ ગયેલી હોવાથી યાદવ જાતિનું મહત્ત્વ ઘટી ગયું. પૌરવોના વંશમાં ઊતરી આવેલા કુરુએ પોતાના પ્રદેશને કુરુક્ષેત્ર એવું નામ આપ્યું. તેના વંશમાં ઊતરી આવેલા વસુએ પોતાના પાંચ પુત્રોને રાજ્ય વહેંચી આપ્યું અને તેમાંના સૌથી મોટા બૃહદ્રથે મગધમાં ગિરિવ્રજને રાજધાની બનાવીને એકહથ્થુ સત્તા સ્થાપી. તેની પેઢીમાં સૌથી વધારે મહત્ત્વ ધરાવતા જરાસંધે મથુરા સુધી પોતાના રાજ્યનો વિસ્તાર કર્યો. યાદવ રાજા કંસે તેનું સ્વામિત્વ સ્વીકાર્યું અને પ્રજાને પીડવા લાગ્યો. યાદવ જાતિઓમાંની કેટલીક જાતિઓએ મહાપુરુષ તરીકે સ્વીકારેલા શ્રીકૃષ્ણે કંસનો પરાભવ કર્યો, પરંતુ જરાસંધના આક્રમણ સામે ટકી નહિ શકવાને કારણે મોટા સમુદાયમાં ગુજરાતમાં હિજરત કરી અને યાદવોની સત્તા સ્થિર કરી.

કુરુ વંશમાં અનેક લીલી-સૂકી જોયા પછી પ્રતીપ અને તેના પછી આવેલા શંતનુના અમલ દરમિયાન કુરુ સત્તા ફરી એક વાર સ્થિર થઈ. તેના વંશમાં ઊતરી આવેલા પાંડવોએ ઇંદ્રપ્રસ્થ (દિલ્હી)માં રાજધાની સ્થાપી. કૌરવોની સાથે તેમને યુદ્ધ થયું. પાંડવોને પક્ષે મત્સ્ય, ચેદી, કારુશ, કાશી, દક્ષિણ પાંચાલ, પશ્ચિમ મગધ અને ગુજરાત તથા સૌરાષ્ટ્રના યાદવો હતા. દુર્યોધનને પક્ષે દક્ષિણનાં, પંજાબનાં અને ઉપર ગણાવ્યાં તે સિવાયનાં ઉત્તરનાં બધાં રાજ્યો અને પ્રજાઓ હતાં. યુદ્ધમાં કૌરવોના પરાજય પછી અને કૃષ્ણની વ્યવસ્થાને કારણે લગભગ સમગ્ર ભારતનું રાજકીય એકીકરણ થયું અને યુધિષ્ઠિર અને તેના વંશજો સત્તા ભોગવવા લાગ્યા. દ્વાપર યુગ પૂરો થયો અને કલિ શરૂ થયો.

આ રીતે કાંઇક અંશે વ્યવસ્થિત એવો રાજકીય ઇતિહાસ પુરાણોમાં મળતા ઉલ્લેખો ઉપરથી તારવી કાઢવામાં આવ્યો છે.

## ૧·૨ મહાભારત કાળ અને એકહથ્થુ સત્તાનો ઉદય

ઈ. પૂ. ૧૦૦૦ની આસપાસ લડાએલા મહાભારત યુદ્ધ પછીનો ભારતનો રાજકીય ઇતિહાસ વધારે વ્યવસ્થિત રીતે આપણે જાણી શક્યા છીએ. મહાભારતના યુદ્ધ પછી પરીક્ષિતનું રાજ્ય સરસ્વતી અને ગંગા વચ્ચેના પ્રદેશોમાં હતું. ભારતયુદ્ધથી નબળા પડેલા કુરુ રાજવંશનો ઉચ્છેદ કરવા નાગ પ્રજાનો રાજા તક્ષક પરીક્ષિત સામે યુદ્ધે ચડ્યો અને તેમાં પરીક્ષિતનું મૃત્યુ થયું. તેનો પુત્ર જનમેજય જ્યારે શક્તિમાન થયો ત્યારે તેણે નાગ પ્રજાઓની કતલ કરી અને સમગ્ર પંજાબ અને વાયવ્ય ભારતના પ્રદેશો તેની સત્તા નીચે આવ્યા. જનમેજયના

વંશમાં ઊતરી આવેલા અધિસીમકૃષ્ણના પુત્ર નિચક્ષુના સમયમાં હસ્તિનાપુરમાં ગંગાનાં જળ ફરી વળ્યાં અને છાંદોગ્યઉપનિષદના ઉલ્લેખ (મટચીહતેષુ કુરુષુ। ૧.૧૦.૧) પ્રમાણે તીડેના ઉપદ્રવથી પાક નાશ પામ્યો. કુરુ પ્રજાએ ત્યાંથી હિજરત કરી અને કૌશાંબીમા જઈને વસી કૌશાંબીમા વસેલી કુરુ જાતિમાં નિચક્ષુ પછી ૨૩ રાજાઓ થયા. તેમા શતાનિક અને તેના પુત્ર ઉદયનનો વિશેષ ઉલ્લેખ કરવો જોઈએ. ઉદયન, અવંતીનો પ્રદ્યોત મહાસેન, મગધનો અજાતશત્રુ, ગૌતમ બુદ્ધ અને મહાવીર લગભગ સમકાલીન હતા.

આ સમયે કોસલમાં ઐક્ષ્વાકુઓનુ રાજ્ય હતું. અયોધ્યાને રાજધાની સ્વીકારીને સત્તા ચલાવનારા આ રાજવંશમાં ચોવીસ રાજાઓ થયા, જેમાં પ્રસેનજિત વિષે આપણે ચોક્કસપણે જાણીએ છીએ. ઐક્ષ્વાકુઓ ઉપ રાંત, મગધમા બાર્હદ્રથોનુ રાજ્ય હતું. જરાસંધના વંશમા ઊતરી આવેલા આ રાજવશમા સોળ રાજાઓ હતા અને ગિરિવ્રજ અથવા રાજગૃહ તેમની રાજધાની હતું.

કોસલના રાજવંશોને અંગે પુરાણોના હેવાલો કરતાં બૌદ્ધગ્રંથોની માહિતી વધારે વ્યવસ્થિત કહી શકાય. તેમની રાજધાની અયોધ્યા અને શ્રાવસ્તીમાં હતી. કોસલ રાજને કાશીના રાજાઓ સાથે અનેક વાર યુદ્ધ થતાં. લાંબા સમય સુધી ચાલેલી સત્તાની આવી સાઠમારીમાં કોઈ વાર કોસલ તો કોઈ વાર કાશી વિજયી બનતું. આવી હરીફાઈના ઉલ્લેખો 'રાજોવાદ જાતક' અને 'મહાશીલવ જાતક'માં મળે છે; અને, કાશી અને કોસલ મહાકોસલ એવા સ્વરૂપે ભળી ગયા.

મગધમાં બાર્હદ્રથ રાજવંશ વિષે આપણે ઉપર ઉલ્લેખ કર્યો છે. આ વંશનો સેનાજિત, પૌરવ અધિસીમ કૃષ્ણનો સમકાલીન હતો. આ વશમાં કેટલાક સમય પછી આવેલા પ્રદ્યોતનો રાજવંશ પુરાણોના ઉલ્લેખ પ્રમાણે ૧૩૮ વર્ષ સુધી સત્તાસ્થાને રહ્યો. તેમાં શિશુનાગ, બિંબિસાર અને અજાતશત્રુને શક્તિશાળી રાજાઓ તરીકે ગણાવવામાં આવ્યા છે. આ રાજાઓની પરસ્પર પૂર્વકાલીનતા અથવા અનુકાલીનતાને અંગે પુરાણોના ઉલ્લેખોમાં ઘણો ગોટાળો હોવા છતાં એક વાત સ્પષ્ટ રીતે સમજાય છે, કે બાર્હદ્રથ વંશમાં રિપુંજય છેલ્લો રાજા હતો અને તેના પછી મગધની મહાન સત્તાનો પાયો નાખનાર બિંબિસાર ગાદીએ આવ્યો.

પૌરવ, મગધ અને કોસલના રાજવંશો ઉપરાંત પાંચાલ, હૈહય, કલિંગ, અશ્મક, મૈથિલ, શૂરસેન અને વીતિહોત્ર રાજવંશો ભારતના પશ્ચિમ, મધ્ય અને પૂર્વ તરફના પ્રદેશોમાં સત્તા ધરાવતા હતા.

રાજ્યસત્તાના અને રાજાશાહીના વિચારોનો વિકાસ ઈ. પૂ. ૮૦૦ થી ઈ. પૂ. ૬૦૦ સુધીના સમયમાં રચાયેલા ગ્રંથોમાં જોવા મળે છે. ઐતરેય બ્રાહ્મણમાં ઉલ્લેખ છે કે (૧. ૧. ૧૪) દેવોને હારવાનું કારણ તેમનામાં કોઈ રાજા ન હતો તે હતું. તેમણે રાજાને નક્કી કર્યો અને તેની મદદથી વિજયી થયા. વળી દેવોએ ઇન્દ્રનો અભિષેક કર્યો અને તેને સમ્રાટ બનાવ્યો તેનો ઉલ્લેખ પણ ઐતરેય બ્રાહ્મણ (૮. ૪. ૧૨)માં મળે છે. રાજાની આવી પસંદગી અને તેનુ દેવાંશિત્વ પછીના સાહિત્યમાં વિગતે ચર્ચાને માટે યોગ્ય ગણવામાં આવ્યાં છે. પ્રાચીન સમયની અવ્યવસ્થાને ટાળવા અને વ્યવસ્થાનું સર્જન કરવા પરમાત્માએ રાજાને સરજ્યો અથવા દેવોએ રાજાને પસંદ કર્યો. રાજાની દૈવી ઉત્પત્તિ અથવા પ્રજા દ્વારા એની ચૂંટણીના આવા ઉલ્લેખોમાં રાજાવાદના વિકાસની પરંપરાનો ઇતિહાસ મળે છે. ઐતરેય બ્રાહ્મણના 'ઐન્દ્રમહાભિષેક' વૃત્તાન્તમાં સમ્રાટ, ભોજ, વિરાટ અને રાજન એવા શબ્દો પૂર્વ, દક્ષિણ, ઉત્તર અને મધ્ય દેશના રાજાઓ માટે વાપરવામા આવ્યા છે, જ્યારે એકરાટ્ અને સાર્વભૌમ એવા શબ્દો આ ચારેય દિશાના રાજાઓને જીતનાર રાજા માટે વાપરવામા આવ્યા છે.

રાજાના અમલદારોના ઉલ્લેખો પણ વૈદિક યુગના સાહિત્યમા ઘણા નોંધપાત્ર છે. સૂત (સારથી), સંગ્રહિતા (ખજાનચી), અક્ષાવાપ (આનંદપ્રમોદ નિર્દેશક), તક્ષન (સ્થપતિ), રથકાર (રથ બનાવનાર), ક્ષત્રી (કાંચુકીય), પુરોહિત, સેનાની અને ગ્રામણી વગેરેમાથી કેટલાકને ઘેર રાજસૂય યજ્ઞ વખતે રાજાએ જવું પડતું અને દેવોને હવિ આપવો પડતો. શતપથ બ્રાહ્મણનો ઉલ્લેખ (૫. ૩. ૩. ૯) રાજસૂય યજ્ઞને પરિણામે રાજાને પ્રાપ્ત થતી અબાધિત સત્તાઓ–શિક્ષામુક્તિ અને કાયદા ઉપર પ્રભુત્વ દર્શાવે છે છતા સામાન્ય ધર્મ પ્રમાણે રાજાએ વર્તન

કરવાનું હોવાથી અનિયંત્રિત રાજ્યસત્તા અર્થાત્ ધર્મ વિરુદ્ધ સત્તા તરફ સખત અણગમો દર્શાવવામાં આવતો. ધર્મ પ્રમાણે રાજ્ય નહિ ચલાવનારા આપખુદ રાજાઓને ગાદી ઉપરથી ઉઠાડી મૂકયાના ઉલ્લેખો વૈદિક સંહિતાઓમાં અને બ્રાહ્મણ ગ્રંથોમાં મળે છે. સૃંજયોએ તેમના રાજા દુષ્ટરીતુ પૌંસાયનને ઉઠાડી મૂક્યો હતો (શતપથ: ૧૨·૯·૩·૧) અને અણગમતા રાજાને દૂર કરવા માટે તેની પ્રજાઓ યત્ન કરતી (તાંડય મહા બ્રાહ્મણ: ૬·૬·૫). વૈદિક સાહિત્યમાં ઉલ્લેખ પામેલ સભા અને સમિતિ રાજાની સત્તાઓ ઉપર યોગ્ય કાબૂ ધરાવતી હતી.

## ૧·૩ જનપદ યુગ: સંઘો અને ગણરાજ્યો

ઈસુની પૂર્વે સાતમી સદીની આસપાસ ઉત્તર ભારતમાં કોઈ એક રાજ્યની સર્વોપરી સત્તાને બદલે અનેક સ્વતંત્ર રાજ્યો અસ્તિત્વમાં હતાં તે વાતનો ઉલ્લેખ આપણે અગાઉ જોયો. આવાં રાજ્યો વિષે વૈદિક સાહિત્ય પછીના સાહિત્યમાં ઠીક ઠીક પ્રમાણમાં ઉલ્લેખો મળતા હોવાથી પુરાણો, બૌદ્ધ ગ્રંથો, જૈન ગ્રંથો અને પાણિનિના વ્યાકરણ ગ્રંથમાંથી મળતી માહિતી પ્રમાણે ઇ. પૂ. છઠ્ઠી સદીની આસપાસના સમયની રાજકીય સ્થિતિનો સ્પષ્ટ ખ્યાલ આપણને મળે છે. આ સમયની પરિસ્થિતિ અંગેના પુરાણોના ઉલ્લેખો અનિશ્ચિત અને પૌર્વાપર્યની ચોકસાઈ વિનાના હોવાથી તેમજ બ્રાહ્મણ ધર્મ અને પરંપરા તરફ તેમની કાંઈક અંશે પક્ષપાતભર્યું વલણ હોવાથી બ્રાહ્મણેતર અથવા આર્યેતર રાજવંશો, પ્રજાઓ અને રાજાઓને વિષે તેમની માહિતીને સાશંક દૃષ્ટિથી જોવી ઇષ્ટ છે. આવી સ્થિતિ હોવાથી બૌદ્ધ અને જૈન વૃત્તાન્તો તથા પાણિનિને આપણે પ્રમાણભૂત માનવા જોઈએ.

પુરાણોના ઉલ્લેખ પ્રમાણે ઉત્તર ભારતમાં મગધ, કોશલ, વત્સ, કુરુ, પાંચાલ, શૂરસેન, કાશી, મિથિલા, અંગ, કલિંગ, અશ્મક, ગાંધાર, કાંબોજ, હૈહય અને વીતિહોત્ર પ્રજાઓનાં રાજ્યો હતાં. બૌદ્ધ ઉલ્લેખો (અંગુત્તરનિકાય: ૧·૨૧૩; ૪·૨૫૨, ૨૫૬, ૨૬૦; મહાવસ્તુ: ૧·૩૪; ૨·૩) પ્રમાણે ગૌતમબુદ્ધના સમય પહેલાં 'સોળસમહાજનપદા'નું અસ્તિત્વ હતું. તેમાં અંગ મગધ, કાશી, કોશલ, વૃજિ, મલ્લ, ચેદિ, વત્સ, કુરુ, પંચાલ, મત્સ્ય, શૂરસેન, અશ્વક, અવન્તિ, ગંધાર અને કાંબોજને ગણવામાં આવ્યાં છે. જૈન ગ્રંથોમાં ભગવતી સૂત્રની યાદી પ્રમાણે અંગ, વંગ, મગધ, મલય, માલવ, અચ્છ, વચ્છ, કોચ્છ, પઢ, લાઢ, વજ્જિ, મોલી, કાશી, કોશલ, અવાહ અને સંભુત્તરને સોળ જનપદો તરીકે ગણવામાં આવ્યાં છે. પાણિનિ (ઈ. પૂ. ૬૦૦ની આસપાસ)ના ઉલ્લેખ પ્રમાણે ક્ષુદ્રક, માલવ, અંબષ્ટ, હસ્તિનાયન, પ્રકણ્વ, મદ્ર, મધુમંત, આર્પ્રીત, વસાતિ, ભગ્ગ, શિબિ, આશ્વાયન અને આશ્વકાયનને ગણ અથવા સંઘરાજ્યો ગણવામાં આવ્યાં છે. બૌધાયન ધર્મસૂત્રમાં અને ભાસના પ્રતિજ્ઞાયૌગન્ધરાયણમાં સુરાષ્ટ્ર, અવંતિ, મગધ, અંગ, પુંડ્ર અને વંગના ઉલ્લેખો મળે છે. ગણરાજ્યોના ઉલ્લેખો મેગેસ્થીનીસ અને કૌટિલ્યમાં પણ મળે છે, એટલું જ નહિ, પણ ઈસુની ચોથી સદીમાં તૈયાર કરેલા કેટલાક ઉત્કીર્ણ લેખોમાં પણ આમાંનાં કેટલાંક ગણરાજ્યોના ઉલ્લેખો સંગ્રહાયા છે.

પ્રાચીન અંગને અત્યારના ભાગલપુર અને મોંઘીર જિલ્લાઓને સમાવતું ગણી શકાય. તેની રાજધાની ચંપા ગંગાને દક્ષિણ કિનારે હતી અને તે વેપારનું મોટું કેન્દ્ર હતું. તેના સાહસિકો સુવર્ણભૂમિ સુધી વેપાર ખેડતા. કાશી રાજ્યનું વારાણસી–વરુણા અને અસિ એમ બે નદીઓની વચ્ચે હોવાથી–ગંગાને ઉત્તર કાંઠે હતું. કાશી અને કોસલનો ઝઘડો ઘણાં વર્ષો સુધી ચાલ્યો હોવાનો ઉલ્લેખ ઉપર કરવામાં આવ્યો છે. કોસલ અથવા અત્યારના અૌધની શ્રાવસ્તી નગરી રાજધાની હતી. કાશી ઉપરના વિજય પછી કોસલે કપિલવસ્તુના શાક્યો અને કેશપુત્રના કાલામો ઉપર સત્તા જમાવી. કોસલરાજ પ્રસેનજિતનો મગધરાજ અજાતશત્રુ સાથેનો ઝઘડો સુવિદિત છે. પ્રસેનજિત ગૌતમ બુદ્ધ તરફ અને ગૌતમ જે જાતિમાં જન્મ્યા હતા તે શાક્ય જાતિ તરફ અત્યંત પ્રેમ અને માન ધરાવતો હતો. ધર્મ, ભોજન, વિલાસ અને પીણાં તરફનો એનો વધારે પડતો પ્રેમ, યુદ્ધમાં શૌર્ય, શત્રુ તરફ ઉદારતા, સંપત્તિ માટે લોભ અને પાપીને શિક્ષા કરવાની આસક્તિથી સમતુલા ધારણ કરતો. તેના પછી સત્તા ઉપર આવેલા વિદુડાભે સમસ્ત શાક્ય જાતિનો આબાલવૃદ્ધ ધ્વંસ કરાવ્યો. વજ્જિ અથવા વૃજિઓ નવ પ્રજાઓનો સંઘ હતો તેમાં વજ્જિ, વિદેહ, લિચ્છવી અને જ્ઞાતૃકો વધારે મહત્ત્વ ધરાવતા. વૃજિઓની રાજધાની વૈશાલી હતી. તેની અમાપ સમૃદ્ધિ, ભવ્ય મકાનો, કમળોથી શોભનાં

સરોવરો અને દરવાજા તેને ભવ્યતા અર્પતાં હતાં. મલ્લ જાતિઓનો વસવાટ પૂર્વ ભારતમાં હતો. તેમના નવ પ્રદેશો હતા અને કુશીનારા તેમની રાજધાની હતી. વજ્જિઓ, લિચ્છવિઓ અને મલ્લોના પ્રદેશો લગભગ પાસે પાસે હોવાથી અને શાકયો સાથે તેમના નજીકના સંબંધો હોવાથી બુદ્ધ અને મહાવીરના ઉપદેશો આ પ્રજાઓએ સૌથી વહેલા ઝીલ્યા હતા. વત્સદેશનો ઉલ્લેખ આપણે અગાઉ કર્યો છે. કુરુઓ હસ્તિનાપુરથી નીકળીને કૌશાંબીમાં આવી વસ્યા હતા. તેના પ્રસિદ્ધ રાજા ઉદયનની આસપાસ દંત-કથાઓની સુંદર ગૂંથણી થઈ છે. અવન્તિના પ્રદ્યોત સાથેની તેની શત્રુતા અને ત્યાર પછીની મિત્રતા જાણીની છે. ભાસના પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ અને સ્વપ્નવાસવદત્ત-માં તથા હર્ષના પ્રિયદર્શિકા અને રત્નાવલી—એ નાટકોમાં તેને નાયકને સ્થાને મૂકવામા આવ્યો છે. બુદ્ધ અને બૌદ્ધ ધર્મ તરફની તેની ઉપેક્ષાના ઉલ્લેખો બૌદ્ધ ગ્રંથોમાં મળે છે. કુરુઓનુ રાજ્ય ઇંદ્રપ્રસ્થમા હતું. બુદ્ધના સમયમાં તેમની રાજકીય સત્તા નહિ પણ તેમનુ જ્ઞાન અને ડહાપણ પ્રસિદ્ધ હતાં. પંચાલ પ્રદેશને અત્યારના ફરુકાબાદની આસપાસના પ્રદેશોમા મૂકી શકાય. ઉત્તર પચાલ અને દક્ષિણ પંચાલ એવા તેના બે વિભાગ હતા. ઉત્તર પંચાલ-ની રાજધાની અહિચ્છત્રા અને દક્ષિણ પચાલની રાજ-ધાની કાંપિલ્ય હતી. ઈસુની પૂર્વે છઠ્ઠી સદીમા પચાલ-રાજ્ય ગણરાજ્ય હતું. પાચાલ રાજા બ્રહ્મદત્તનો ઉલ્લેખ રામાયણ, મહાઉમ્મગજાતક, ઉત્તરાધ્યનસૂત્ર અને સ્વપ્ન વાસવદત્તમાં મળે છે. અત્યારના જયપુરની આસપાસના પ્રદેશને પ્રાચીન મત્સ્ય દેશ કહેવામા આવતો. બૌદ્ધ ઉલ્લેખો પ્રમાણે મત્સ્યોનો શૂરસેનો સાથેનો ગાઢ સંબંધ હતો. કદાચ મત્સ્યદેશને સ્વતન્ત્ર રાજકીય અસ્તિત્વ ન હતુ પરંતુ તે ચેદી પ્રદેશની સત્તા નીચે હતુ. શૂરસેનની રાજધાની મથુરા હતી. મથુરાના અધક અને વૃષ્ણીઓ-નો ઉલ્લેખ પાણિનિના ગ્રથમાં પણ મળે છે. મેગાસ્થી-નીસના જણાવ્યા પ્રમાણે મથુરા કૃષ્ણપૂજાનુ પ્રમુખ કેન્દ્ર હતું. અશ્વક અથવા અશ્મકને ગ્રીક લેખકો પ્રમાણે સ્વાતના ખીણ પ્રદેશમાં સમજવામા આવે છે. કૌટિલ્યના અર્થશાસ્ત્રમા અશ્વકને મહારાષ્ટ્ર સમજવામા આવે છે. પશ્ચિમ હિન્દનાં રાજ્યોમાં અવન્તિનુ સ્થાન મહત્ત્વનું હતું. મહાવીર અને બુદ્ધના સમયમા ઉજ્જયિની તેની રાજ-ધાની હતું. તેના રાજા પ્રદ્યોત મહાસેનની ખ્યાતિ દૂર સુધી વિસ્તરી હતી. બૌદ્ધ ગ્રંથોમાં તેને ઘાતકી વર્ણવવામાં આવ્યો છે. પુરાણોના ઉલ્લેખો પ્રમાણે પ્રદ્યોત પછી ચાર રાજાઓ થયા. તેમણે અનુક્રમે ૨૪, ૫૦, ૨૧ અને ૨૦ વર્ષ સુધી રાજ્ય કર્યું હતું. છેલ્લા રાજાને શિશુનાગે હરાવીને અવન્તિને મગધની સાથે ભેળવી દીધું. ગાંધારને અત્યારના પેશાવર અને રાવલપિંડી જિલ્લાઓની આસપાસના પ્રદેશ તરીકે ગણી શકાય. તેની રાજધાની તક્ષશીલા વેપાર અને વિદ્યાનું અત્યંત મહત્ત્વનું કેન્દ્ર હતું. અત્યારના કાશ્મીરને કેટલાક સમય સુધી ગાંધારનો ભાગ ગણવામા આવતું. કાબોજને અત્યારના હજારા જિલ્લાથી કાફિરિ-સ્તાન સુધીના પ્રદેશ તરીકે ગણી શકાય. કૌટિલ્યના સમયમાં કામ્બોજ જાતિ ગણતંત્ર તરીકે વર્તતી હશે.

ઉપર ગણાવ્યા તે સોળ જનપદો ઈ. પૂ. ૫૫૦ પહેલાં અસ્તિત્વમાં હતાં તે ચોક્કસ છે. આ જનપદોમા એક પણ જનપદ દક્ષિણ ભારતનું નથી એ વાત ખાસ નોંધવી જોઈએ. આ જનપદો સિવાયનાં બીજા અનેક જનપદો સ્વતંત્ર સંઘો જેવાં હતાં. આવાં જનપદોમાં કપિલવસ્તુનું શાકયોનુ રાજ્ય મુખ્ય હતું. ઈ. પૂ. છઠ્ઠા સૈકાના મધ્ય ભાગમાં તે કોસલના તાબા નીચે હતું અને થોડા સમય પછી કોસલના રાજા વિડુડાભે તેનો અંત આણ્યો. તેના મુખ્ય નગર કપિલવસ્તુને નેપાળની તળેટીમા તિલોરકોટ નામના સ્થળની સાથે જોડી શકાય. શાકયોની વસ્તી લગભગ પાચ લાખ જેટલી હતી અને ગૌતમ બુદ્ધ શાકય જાતિના હતા તેથી આ પ્રજાનું મહત્ત્વ સમજવામાં આવે છે.

શાકયો ઉપરાંત રામગ્રામની કોલિય જાતિ, ઐત-રેય બ્રાહ્મણ, પાણિનિ અને મહાભારતમાં ઉલ્લેખ પામેલી ભગ્ગ જાતિ, કુશીનગરથી પચાસ માઈલ પશ્ચિમે આવેલ પિપ્ફલીવનની મોરિય જાતિ (ભવિષ્યના મૌર્યો)ના ઉલ્લેખો મળે છે. આ બધી જાતિઓ શરૂઆતમાં કદાચ રાજાશાહી વ્યવસ્થાવાળી હોવી જોઈએ, પરંતુ રાજાઓના જુલ્મને પરિણામે તેમણે સ્વાયત્ત રાજ્યવ્યવસ્થા (સંઘરાજ્ય અથવા ગણરાજ્ય) પસંદ કરી હશે. આવી ગણતંત્ર વ્યવસ્થાવાળી પ્રજાઓમા સ્વતંત્ર રીતે વિચાર કરનારા ચિંતકો અને ધર્મપ્રવર્તક મહાપુરુષો, બુદ્ધ મહાવીર અને તેમની પૂર્વેના ઓછા જાણીતા બીજા કેટલાક સ્વતંત્ર વિચારકો થયા

તે સ્થિતિ જ રાજકીય સ્વતંત્રતા ચિંતનની સ્વતંત્રતાની જનની અને પોષક છે એ વાતને સિદ્ધ કરે છે. ('Political freedom is the great nursery of freedom of thought.')

આવાં ગણરાજ્યોમાં કપિલવસ્તુના શાક્યો અને વૈશાલીના લિચ્છવીઓની રાજ્યવ્યવસ્થા વિષે આપણને ઠીક ઠીક ખ્યાલ આવે છે. ચોક્કસ સમય સુધી ચૂંટેલો એક પ્રમુખ રાજતંત્રનો વડો હતો. તેને મદદ કરવા માટે સાત વ્યક્તિઓની એક સમિતિ હતી. આ સમિતિ અને સંઘ-મુખ્ય સંથાગાર નામના સ્થાનમાં મળતાં. સમિતિનું વિશાળ સ્વરૂપ તે ૭૭૦૭ સભ્યોની બનેલી સભા. આમ સમગ્ર રાજ્યવ્યવસ્થા માટે ઉપયોગી એવા ચોક્કસ વિભાગોમાં વહેંચાયેલું હતું. એથેન્સના કલેસ્થેનિયન બંધારણ જેવું આ બંધારણ કહી શકાય. ગૌતમ બુદ્ધને લિચ્છવી અને મલ્લ પ્રજાની ગણતંત્ર વ્યવસ્થાનું એટલું બધું આકર્ષણ થયું હતું કે તેમણે શાક્યોમાં પણ આ પ્રથા દાખલ કરવાના પ્રયાસો કર્યા હતા. બૌદ્ધ ધર્મમાં સંઘને અંગે જે નિયમો અને વ્યવસ્થા છે તેના મૂળમાં આવી ગણતંત્ર શાસનવ્યવસ્થાના અંશો હોવાનો સંભવ છે.

કોઈપણ કાયદાનો ખરડો પસાર કરાવવા માટે ચોક્કસ પ્રકારની વ્યવસ્થા હતી. ખરડાને ત્રણ વાર રજૂ કરવામાં આવતો. વિરોધ અથવા નવી સૂચનાઓ જો હોય તો આવકારવામાં આવતી અને પસાર કરવામાં આવતી. બેલટ પદ્ધતિ જેવી મતદાન પદ્ધતિ પણ હતી. મુશ્કેલીભર્યા અને મહત્ત્વના ખરડાઓ પ્રવર સમિતિ જેવી સમિતિને સોંપવામાં આવતા. કોરમ, ગેરહાજરી, ગેરહાજર સભ્યોનાં મતદાન વગેરે અંગે સ્પષ્ટ નિયમો ઘડવામાં આવ્યા હતા. ન્યાયવિતરણ માટે આઠ અદાલતો હતી. તેમાં દરેક ગુનેગારને રજૂ કરવામાં આવતો અને આઠમાંથી ગમે તે અદાલત તેને મુક્ત કરવા માટે સ્વતંત્ર હતી. નાગરિક સ્વાતંત્ર્ય માટેની આવી વ્યવસ્થા જગતના ઇતિહાસમાં અજોડ ગણી શકાય.

કૌટિલ્યનું અર્થશાસ્ત્ર ગણરાજ્યોના અસ્તિત્વને ધિક્કારે છે અને તેમનામાં પરસ્પર વૈમનસ્ય અને વિરોધ જગાવીને તેમનો કોઈપણ—સારા કે નરસા—ઉપાયો યોજીને નાશ કરવાનો સ્પષ્ટ આદેશ આપે છે. મહાભારતના શાંતિપર્વના ઉલ્લેખોમાં (અધ્યાય ૧૦૭) આવા ગણ-રાજ્યોને પરસ્પર વૈમનસ્ય અને કુસંપમાંથી બચાવવા માટે કેટલીક સૂચનાઓ આપવામાં આવી છે. ગૌતમ બુદ્ધે આવા સંઘતંત્રની મુક્ત કંઠે પ્રશંસા કરી છે. "હે આનંદ, જ્યાં સુધી આ વજ્જિઓ વારંવાર અને એક સંપથી તેમની સભા અને સમિતિઓમાં મળશે, જ્યાં સુધી બધાં જ કાર્યો એકરાગથી કરશે, તેમની પ્રાચીન પ્રણાલિકાઓને માન આપશે અને તેમનાં વડીલો અને વૃદ્ધજનોની સલાહ લેશે અને તેમને માન આપશે, ત્યાં સુધી વજ્જિઓની અવનતિ થશે નહિ, એટલું જ નહિ, પણ તેમની ઉન્નતિ થશે." (મહાપરિનિર્વાણસૂત્ર)

ઈ. પૂ. ૬૦૦થી ઈ. સ. ૪૦૦ સુધીના લગભગ એક હજાર વર્ષના વિશાળ પટમાં આવાં ગણરાજ્યોએ સ્થાપેલી અને પ્રબોધેલી સ્વતંત્રતા પછીના સમયમાં નષ્ટ થઈ. બ્રાહ્મણ ધર્મના અન્ય ધર્મો તરફના કાંઈક પક્ષપાતભર્યા વલણને કારણે આવી સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતી વિચારધારાઓ નામશેષ થઈ એમ કહી શકાય.

## ૧·૪ મગધની સત્તાનો ઉદય: બિંબિસાર અને શિશુનાગ રાજાઓ

બ્રાહ્મણ, બૌદ્ધ, અને જૈન ઉલ્લેખોના એક સરખા પુરાવાઓથી મગધની રાજ્યસત્તાનો વિકાસ નીરખી શકાયો હોવાથી આ સત્તાને પુરાણોએ વ્યવસ્થિત રીતે અને વિગતે રજૂ કરવાનું ધ્યેય રાખ્યું છે. આમ હોવા છતાં પુરાણોનાં વૃત્તાન્તો ગોટાળાભરેલાં અને તેથી અવિશ્વસનીય હોવાથી બૌદ્ધ ગ્રંથોને—ખાસ કરીને, સિંહલ ગ્રંથ મહાવંસને—અનુસરીને મગધની સત્તા વિષેનું આપણું જ્ઞાન આપણે વિસ્તારવું જોઇએ. મહાવંસમાં મળતી યાદી પ્રમાણે નંદોની પહેલાં મગધમાં બિંબિસાર, અજાત-શત્રુ, ઉદયભદ્ર, અનુરુદ્ધ, મુંડ, નાગદાસક, કાલાશોક અને ત્યાર પછી કાલાશોકના દસ પુત્રોનું રાજ્ય હતું. આ રાજાઓના સમયને નિશ્ચિત કરવાનું મુશ્કેલ છે; છતાં અજાતશત્રુના રાજ્યઅમલના આઠમા વર્ષમાં ગૌતમ બુદ્ધનું મૃત્યુ થયું હતું એવી ચોક્કસ અનુશ્રુતિને અનુસરતાં બુદ્ધનું મરણ ઈ. પૂ. ૪૮૬માં થયું હતું એમ સ્વીકારવામાં વાંધો નથી. આ વર્ષને નિશ્ચિત ગણતાં ઈ. પૂ. ૫૪૪થી૪૯૩ સુધી બિંબિસારને, ઈ. પૂ. ૪૯૩થી

ઈ. પૂ. ૪૬૨ સુધી અજાતશત્રુને, ઈ. પૂ. ૪૬૨થી ઈ. પૂ. ૪૩૦ સુધી પછીના ચાર રાજાઓને, અને શિશુનાગ તથા તેની પછીના રાજાઓને ઈ. પૂ. ૪૩૦થી ઈ. પૂ. ૩૬૪ સુધીના સમય દરમિયાન મૂકવા જોઈએ. આ રીતે ગણતાં નંદ વંશનો સમય ઈ. પૂ. ૩૬૪થી ઈ. પૂ. ૩૨૪ સુધીનો મૂકી શકાય.

## બિંબિસાર

પંદર વર્ષની વયે ગાદી આવનાર બિંબિસાર મહાનાગ વંશનો રાજા હતો એમ ડૉ. દેવવ્રત ભાંડારકર જણાવે છે. તેનાં બીજા કુળોના ઉલ્લેખો અન્ય ગ્રંથોમાં મળે છે. કોસલના પ્રસેનજિતની બહેન, લિચ્છવીમુખ્ય ચેતકની દીકરી ચેલ્લણા તથા વૈદેહી વાસવી એમ બિંબિસારની ત્રણ રાણીઓ વિષે આપણે જાણીએ છીએ. આ લગ્નસંબંધોથી તેના રાજ્ય અને સમૃદ્ધિનો વિસ્તાર વધ્યો હશે એમ લાગે જ છે. તેના અનેક પુત્રોમાંથી કુણિક અથવા અજાતશત્રુ, હલ્લ અને વેહલ્લ, અભય અને મેઘકુમાર વધારે જાણીતા હતા.

બિંબિસારને રાણી તરફથી કાશી મળ્યું હતું. તેની મદ્ર દેશની રાણીથી તે દેશ સાથેના સબંધો વધ્યા હતા તથા પડોશી રાજા પ્રદ્યોત મહાસેન સાથે પણ તેને મિત્રતા હતી. અંગ ઉપર ચડાઈ કરીને તેણે તેને જીતી લીધું. આ બધા ઉપરાંત અનેક નાના-મોટા પ્રદેશો તેની સત્તા નીચે આવ્યા હતા. ગ્રામક, મહામાત્ર, સર્વાર્થક, વોહારિક, સેનાનાયક વગેરે અમલદારોની મદદથી બિંબિસારે રાજ્યની અત્યંત સરસ વ્યવસ્થા કરી હતી.

બિંબિસારને જૈન અને બૌદ્ધ ધર્મો પોતપોતાના ભક્ત તરીકે મનાવે છે. બુદ્ધ તરફની તેની શ્રદ્ધા એટલી બધી તીવ્ર હતી કે તે વારવાર તેમને મળતો, પોતાની બૌદ્ધસિદ્ધાંતનિષ્ણાત રાણી ખેમા પાસેથી બૌદ્ધ તત્ત્વજ્ઞાનને સમજતો, વેણુવન જેવા બગીચાઓ બુદ્ધ અને સંઘને આપતો અને ગંગા પાર કરવાને માટે બૌદ્ધ સાધુઓને અનુકૂળતા કરી આપતો.

બૌદ્ધ પરંપરા પ્રમાણે બુદ્ધના દુષ્ટ શિષ્ય દેવદત્તની શિખવણીથી અજાતશત્રુએ બિંબિસારનુ ખૂન કર્યું. આ પહેલાં પણ અજાતશત્રુએ અનેક વાર આવા પ્રયત્નો કર્યા હતા. જૈન પરંપરા પ્રમાણે અજાતશત્રુએ પિતાને કારાગ્રહમાં નાખ્યો હતો. બિંબિસાર કારાવાસમાં જ મરણ પામ્યો.

## અજાતશત્રુ

અજાતશત્રુએ ગાદી પર આવતાં વાર કોસલ સાથે ઝઘડો શરૂ કર્યો. કોસલરાજ પ્રસેનજિતે કાશી પાછું માગ્યું. અજાતશત્રુ ફસાઈ ગયો, પણ ભાણેજ તરફ દયા બતાવી તેને પ્રસેનજિતે છૂટો કર્યો અને પોતાની દીકરી વજિરાનાં તેની સાથે લગ્ન કર્યાં. જૈન અનુશ્રુતિ અજાતશત્રુને છત્રીસ સંઘરાજ્યોને જીતનાર મહાપરાક્રમી રાજા તરીકે જાહેર કરે છે. અજાતશત્રુના સૌથી મોટા પરાક્રમ તરીકે લિચ્છવીવિજય ગણવામા આવ્યો છે. આ મહાપરાક્રમી સંઘ સાથે હીરાની ખાણના હિસ્સા અંગે તકરાર થઈ. લિચ્છવીઓમા કુસંપ અને ભેદ જગાવવા માટે અજાતશત્રુએ વસ્સકાર નામના તેના મંત્રીને મોકલ્યો. ત્રણ વર્ષના તેના પ્રયત્નો બાદ લિચ્છવીઓ નબળા પડ્યા. પોતાની રાજધાની રાજગૃહથી યુદ્ધનું સંચાલન સફળતાથી થાય તેમ ન હોવાથી ગંગા ઉપર અજાતશત્રુએ નવો કિલ્લો બાંધ્યો અને નવું નગર વસાવ્યું. ગૌતમ બુદ્ધની પવિત્ર પદપંક્તિથી તેના દરવાજા પુનિત કરવામાં આવ્યા. ગૌતમે તે સમયે જાહેર કર્યું કે આ સ્થળ, આ શહેર ભારતવર્ષનું એક મહાન નગર થશે. આ શહેર તે પાટલિપુત્ર. નબળા પડેલા લિચ્છવીઓને સહેલાઈથી જીતી લેવામાં આવ્યા. લિચ્છવીઓ સાથેનો આ સંગ્રામ ઘણા લાંબા સમય સુધી ચાલ્યો હશે. એમ કહેવાય છે કે મહાવીરના પ્રતિસ્પર્ધી આચાર્ય ગોસાલ મખ્ખલિપુત્રને આ લડાઈનો પરિચય હતો. આ સંગ્રામમાં વિજય મળ્યાથી અજાતશત્રુની સત્તા ઘણો વિસ્તાર પામી. તેની વિકસિત સત્તાથી અવન્તીનો ચંડપ્રદ્યોત ચમક્યો અને પાટલિપુત્રને ઘેરો ઘાલવાની ઇચ્છા કરી, પરંતુ તેનું કાંઈ વળ્યું નહિ.

બિંબિસારની જેમ અજાતશત્રુને વિષે પણ બૌદ્ધો અને જૈનો તેને પોતપોતાના સંપ્રદાયને માનનારો ગણાવે છે. બુદ્ધ અને બૌદ્ધ ધર્મ તરફનો તેની શત્રુતા જાણીતી છે. પાછળનાં વર્ષોમાં તે ગૌતમનો મહાન ભક્ત થઈ ગયો હતો. ભારહૂતના સ્તૂપમાં અજાતશત્રુની ગૌતમની મુલાકાતનો પ્રસગ મૂકવામાં આવ્યો છે. બુદ્ધના મૃત્યુ વિષે સાંભળીને તે કુશીનારા ગયો અને પોતે ક્ષત્રિય

હોવાથી તથા ભગવાન તથાગત પણ ક્ષત્રિય હોવાથીભગવંન-ના અવશેષોમાં તેને ભાગ મળવો જોઈએ એવી માગણી કરી. બુદ્ધના મુખ્ય શિષ્ય મહાકાશ્યપે બુદ્ધના અવશેષોના મુખ્ય ભાગને અજાતશત્રુને સોંપ્યો. અજાતશત્રુએ તેના ઉપર સ્તૂપ રચાવ્યો એટલું જ નહિ પણ રાજધાનીમાં અનેક જગ્યાએ ધાતુચૈત્ય બંધાવ્યાં, અઢાર મહાવિહાર સમરાવ્યા અને બૌદ્ધસંઘની પ્રથમ સંગીતિ બોલાવી.

અજાતશત્રુ પછી ઉદયભદ્ર, અનુરુદ્ધ, મુંડ અને ત્યાર પછી નાગદાસક એમ ચાર રાજાઓ થયા. 'સ્વપ્ન વાસવદત્ત'માંનો દર્શક તે આ નાગદાસક અથવા દર્શક હોવાનો સંભવ છે. ત્યાર બાદ શિશુનાગની સત્તા શરૂ થઈ. તેણે અવન્તિની સત્તાનો નાશ કર્યો અને અવન્તિને પોતાના રાજ્યમાં ભેળવી દીધું એટલું જ નહિ, પણ વત્સ અને કોસલને પણ ભેળવી દેવામાં આવ્યાં. શિશુનાગ પછી કાલાશોક અથવા પુરાણોમાં જેને કાકવર્ણ કહેવામાં આવ્યો છે તેનું રાજ્ય શરૂ થયું. તેના સમયમાં બૌદ્ધ સંઘની બીજી સંગીતિ ભરવામાં આવી હતી. હર્ષચરિત અને ગ્રીક લેખક કર્ટિયસના વૃત્તાંત પ્રમાણે કાકવર્ણનું ખૂન કરવામાં આવ્યું. આ ખૂની, જે કાકવર્ણની સ્ત્રીનો જાર હતો, તે નંદ વંશના પ્રસ્થાપક તરીકે જાણીતો છે. તેણે કાકવર્ણનું ખૂન કર્યું એટલું જ નહિ, પણ તેના દસ પુત્રોને પણ મારી નાખ્યા. આમ, બેવફા રાણીની શિખવણીથી અને રાજદરબારની ખટપટને પરિણામે શિશુનાગ વંશનો અંત આવ્યો.

### ૧-૫ નંદવંશ : ઉગ્રસેન અને ધનનંદ

નંદવંશનો સ્થાપક હલકા વર્ણનો હતો એ બાબતમાં બ્રાહ્મણ (પુરાણો), જૈન (પરિશિષ્ટપર્વ અને આવશ્યકસૂત્ર) અને બૌદ્ધ (મહાવંશ ટીકા) લગભગ સમાન મત ધરાવે છે. તે શૂદ્ર પિતા(હજામ)નો પુત્ર હતો. તેને ઉગ્રસેન કહેવામાં આવ્યો છે. ઉગ્રસેન સહિત નવ રાજાઓ આ વંશમાં થયા. બૌદ્ધ ગ્રંથોમાં આ નવ નંદોને ભાઈઓ ગણવામાં આવ્યા છે. તેમાંના ઉગ્રસેન, જેને મહાપદ્મ નંદ પણ કહેવામાં આવ્યો છે, તેનું પૂર્વજીવન લૂંટારાનું હતું અને તેણે ધીમેધીમે લશ્કર એકઠું કરીને મગધની ગાદી મેળવી હતી. પુરાણોમાંના વૃત્તાંત પ્રમાણે ઉગ્રસેને ઇક્ષ્વાકુ, પંચાલ, કાશી, હૈહય, કલિંગ, અશ્મક, કુરુ, મૈથિલ, શૂરસેન અને વીતિહોત્ર પ્રજાઓને જીતી હતી. મહીસૂરના કેટલાક ઉત્કીર્ણ લેખોમાં નંદોનું રાજ્ય કુન્તલ (ગોવા)-ની આસપાસ હતું એમ દર્શાવવામાં આવ્યું. આવી રીતે મહાપદ્મ નંદને ઉત્તર ભારતનો ઈતિહાસનિશ્ચિત પ્રથમ સમ્રાટ માનવો જોઈએ.

ઉગ્રસેન કે તેના પછીના બીજા સાત નંદોને વિષે આપણને વધારે માહિતી મળતી નથી; પરંતુ ધનનંદ— નંદવંશનો છેલ્લો રાજા–ને વિષે આપણે ઠીકઠીક જ્ઞાન ધરાવીએ છીએ. એલેકઝાન્ડરના આક્રમણ વખતે તે રાજ્ય કરતો હતો તેથી ગ્રીક લેખકોમાંથી તેને વિષે ઠીકઠીક માહિતી મળે છે. તેનું રાજ્ય પંજાબથી મગધ સુધી પ્રસરેલું હતું. તેની પાસે વીસ હજાર અશ્વસ્વારો, બે લાખ પદાતિ, બે હજાર ચાર ઘોડે જોડેલા રથો અને ત્રણ હજાર હાથીઓનું મોટું અને શક્તિશાળી સૈન્ય હતું. આવા વિશાળ રાજ્ય ઉપર તે સત્તા ચલાવતો હોવા છતાં પ્રજા તેને ધિક્કારતી. તેણે જુલ્મથી અને સખ્ત કરવેરાથી એક અબજ સોનાના સિક્કા પોતાના ખજાનામાં ભેગા કર્યા હતા. જૈન પરંપરા પ્રમાણે છેલ્લા નંદને શકટાલ નામનો મંત્રી હતો. તેના મરણ પછી તેના પુત્ર સ્થૂલભદ્રે મંત્રીપદ ન સ્વીકારતાં તેના નાના ભાઈ શ્રીયકને મંત્રીપદ આપવામાં આવ્યું હતું. ધનનંદના સમયમાં રાજકુટુંબમાં જૈન ધર્મનો પગપેસારો થયો હોય એમ લાગે છે.

આપણે ઉપર જોયું છે તેમ એલેક્ઝાન્ડરની ચડાઈ વખતે પંજાબની પૂર્વ તરફ ધનનંદની સત્તા હતી. એલેક્ઝાન્ડરનું પંજાબથી પાછા ફરવાનું કારણ એના કંટાળેલા સૈનિકોએ બળવો કર્યો હતો તે દર્શાવવામાં આવે છે; પરંતુ એક ગ્રીક ઇતિહાસકાર જાહેર કરે છે, કે તેને ધનનંદની વિશાળ શક્તિ અને વિશાળ લશ્કરનો ભય લાગવાથી તે આગળ વધ્યો નહિ. આ વિષે આપણે કશું પણ વધારે જાણતા નથી; એટલું જ નહિ, પણ કદાચ ભવિષ્યમાં પણ જાણી શકીશું નહિ. ચંદ્રગુપ્ત મૌર્યને હાથે નંદ વંશનો અને તેના છેલ્લા રાજા ધનનંદનો અંત આવ્યો.

### ૧-૬ પરદેશીઓનાં આક્રમણો: ઈરાન અને મેસીડોનિયા

ઈરાન અને ભારત વચ્ચે પ્રાગૈતિહાસિક કાળમાં કેવા સંબંધો હતા તેનો ઉલ્લેખ આપણે અગાઉ કર્યો છે. ઈ.સ.ના

છઠ્ઠા સૈકા પહેલાંના રાજકીય સંબંધોનો કશો સ્પષ્ટ ખ્યાલ આપણને આવતો નથી. ઇરાની રાજા સાયરસ (ઈ. પૂ. ૫૫૮ થી ઇ. પૂ. ૫૩૦) ભારતના વાયવ્ય પ્રદેશોની સાથે અથડામણમાં ઊતર્યો હતો. સાયરસના ભારત સાથેના ઝઘડાના ઉલ્લેખો હિરોડોટસ, ટેસિયસ, ઝેનોફોન, સ્ટ્રેબો અને એરિયનના ગ્રંથોમાં મળે છે. સાયરસે હિંદી સમુદ્ર સુધીના પ્રદેશો તેને કબજે કર્યા હતા તેવા ઉલ્લેખો છે. આમ હોવા છતાં એલેક્ઝાન્ડરની ચડાઈનો વૃત્તાંત લખનારા ગ્રીક લેખકોમા સાયરસની ભારતીય પ્રદેશો ઉપરની સત્તા વિષે કોઈ ઉલ્લેખ નથી. મેગાસ્થીનીસ અને એરીયન તો સ્પષ્ટ જણાવે છે, કે એલેક્ઝાન્ડર પહેલાં કોઈ પરદેશીએ ભારત પર આક્રમણ કર્યું ન હતુ. આમ હોવા છતાં સાયરસના તાબામા હિન્દુકુશની આસપાસનો પ્રદેશ તેમજ ગાધાર પ્રદેશનો કેટલોક ભાગ હતો એમ માની શકાય.

સાયરસના સમય પછી ઈ. પૂ ૩૩૦ સુધી ઇરાની રાજાઓની સત્તા અફગાનિસ્તાન અને ગાધાર સુધી તથા સિન્ધુના પશ્ચિમ અને ઉત્તર કાંઠાઓ સુધી કદાચ હોવાનો સંભવ છે. આ વાત ડેરિયસ (ઈ. પૂ. ૫૨૨ ઈ. પૂ. ૪૮૬)-ના બેહુસ્તુનના (૫૨૦–૫૧૦ ઈ. પૂ.), પર્સિપોલિસના (ઇ. પૂ. ૫૧૮–ઈ. પૂ. ૫૧૫) અને નક્ષ–ઇ–રુસ્તમ (ઇ. પૂ. ૫૧૫)ના ઉત્કીર્ણ લેખો ઉપરથી સાબિત થાય છે સિંધુની આસપાસના પ્રદેશોમા વસતી લડાયક જાતિઓ સાથે ઇરાની રાજાઓને ચોક્કસ પ્રકારનો સંબધ હોય તે શક્ય છે; કારણ કે ગાધારના સૈનિકો યુરોપ સુધી લડવા જતા તેવા સ્પષ્ટ ઉલ્લેખો હિરોડોટસના વૃત્તાન્તોમાથી મળે છે.

પૂર્વના દેશોમા વિજયો કરવાના નિશ્ચિત ધ્યેયથી એલેક્ઝાંડરનાં આક્રમણો શરૂ થયા હતાં. પહેલા વિજયમા તેણે ડેરિયસ ત્રીજાને હરાવ્યો અને તેની નગરી પર્સિપોલિસને બાળી (ઇ પૂ. ૩૩૦). ઇ. પૂ. ૩૨૭મા ઇરાનના પૂર્વ પ્રદેશોને તેણે જીતી લીધા અને બોખારા સુધી આવી પહોંચ્યો. ઇ. પૂ. ૩૨૭ના મેમા ભારતીય પ્રદેશોમાં તેણે પ્રવેશ કર્યો. તક્ષશિલા અને સિંધુના પશ્ચિમ પ્રદેશોના રાજાઓને તેણે સંધિ માટે કહેણ મોકલ્યા. આવા નિમંત્રણ મળે તે પહેલાં તક્ષશિલાના રાજા આંભીએ—ભારતીય ઇતિહાસનો પહેલો અમીચંદ–એલેક્ઝાંડરને ભેટો મોકલી, કારણ કે આંભીને પડોશી રાજા પોરસ સાથે તકરાર હતી. એલેક્ઝાંડરના લશ્કરમા અનેક દેશોના વિવિધ આયુધોવાળા અને વિવિધ પ્રણાલિકાઓવાળા ભાડૂતી સૈનિકો હતા. ત્રીસ હજાર સૈનિકોના આ લશ્કરના એલેક્ઝાંડરે બે ભાગ પાડ્યા હતા. એક વિભાગની સરદારી એણે પોતે અને બીજા વિભાગની સરદારી એના બે સેનાપતિઓએ લીધી હતી.

એલેક્ઝાંડરનો પ્રથમ સામનો અષ્ટકરાજ નામના રાજાએ કર્યો. તેને અષ્ટકોના રાજા તરીકે આપણે જાણીએ છીએ. તેની રાજધાનીનું નામ પુષ્કલાવતી હતું. ત્રીસ દિવસના યુદ્ધ પછી અષ્ટકરાજ હાર્યો અને આંભીના સરદારને એલેક્ઝાંડરે અષ્ટકોનો અધિપતિ બનાવ્યો. ત્યાર બાદ મશકાવતીના અશ્વાયન અને અશ્વકાયનોએ તેનો સામનો કર્યો. આ યુદ્ધમાં એલેક્ઝાંડર સખ્ત ઘાયલ થયો હતો તેથી યુદ્ધમા વિજય બાદ તેણે આખીયે વસ્તીની કતલ કરાવી. ત્યાર પછી અંદક નામની નગરીમાં તેનો સામનો થયો અને ત્યાથી ૪૦,૦૦૦ સૈનિકોને કેદ પકડવામાં આવ્યા. તે પ્રસંગ પછી કાફિરિસ્તાનમાં તેનો સામનો થયો. ત્રીસ હજાર ઘોડેસ્વારો, આડત્રીસ હજાર પાયદળ અને ત્રીસ હાથીઓના આ સૈન્યની સરદારી આ પ્રજાની રાણીએ લીધી હતી. કેટલાક દિવસોના યુદ્ધ પછી એલેક્ઝાંડરને વિજય મળ્યો. કેદ પકડેલા સાત હજાર સૈનિકોની તેણે કતલ કરી. આ યુદ્ધ પછી તેણે વરણ નામના કિલ્લાને સર કર્યો અને પોતાના સૈન્યને સિન્ધુની પાર હોડીઓ દ્વારા ઉતાર્યું.

તક્ષશીલામાં આવીને તેણે દરબાર ભર્યો અને આંભીને તથા બીજા નાના-મોટા રાજાઓને ભેટો વહેંચી અને ત્યાર બાદ જેલમ અને ચિનાબની વચ્ચેના પ્રદેશોના રાજા પોરસની સાથે લડાઈની તૈયારી કરી. પુરુવંશી રાજા પોરસે સખત સામનો આપવાનો નિશ્ચય કર્યો હતો. આંભી અને તેના પ્રેરેલા બીજા રાજાઓ નમી ગયા તેથી તેને અપાર દુઃખ થયું હતું. એલેક્ઝાંડરે જ્યારે તેને મળવા માટે કહેણ મોકલ્યું, ત્યારે તેણે જણાવ્યું કે તે તો સગ્રામમાં અને શસ્ત્રો સાથે તેને મળશે, અન્યથા નહિ. જેલમમાં પુર આવ્યું હતું, પરંતુ યુક્તિપૂર્વક છાની રીતે એલેક્ઝાંડરે પોતાના સૈન્યને હોડીઓનો પુલ બનાવી ઉતાર્યું. શરૂઆતની ટુકડીઓની સરદારી પોતાના પુત્રને સોંપીને

પોરસે તેને લડવા મોકલ્યો હતો. તે હાર્યો અને હણાયો. પોરસે હવે પોતાનું વિશાળ લશ્કર મેદાનમાં ઉતાર્યું. ત્રીસ હજાર પાયદળ, ચાર હજાર ઘોડેસવારો, ત્રણસો રથ અને બસો હાથીઓવાળા આ લશ્કરને શરૂઆતથી જ મુશ્કેલીઓ નડી. વરસાદથી ચીકણી બનેલી જમીનમાં રથ ચોંટી ગયા. સામી સેનાની બાણવર્ષાથી હાથીઓ ગભરાયા અને અસ્તવ્યસ્ત થયા. આખુંયે લશ્કર અસ્તવ્યસ્ત થઈ ગયું અને લગભગ સમસ્ત સૈન્ય હણાઈને સૂતું. પોરસના પુત્રો અને સેનાપતિઓ હણાયા. નવ ઘા સાથે સેનામાંથી નિવૃત્ત થયેલા પોરસે પાસે આવેલા અમીચંદ—આંભીને ઓળખ્યો અને તેનો તિરસ્કાર કર્યો. એલેક્ઝાન્ડર સમક્ષ જ્યારે તેને લાવવામાં આવ્યો અને તેના તરફ કેવું વર્તન કરવું તેમ તેને પૂછવામાં આવ્યું ત્યારે તેણે બેધડક ઉત્તર આપ્યો: 'રાજાની જેમ વર્તન કર'. એલેક્ઝાંડરે પોરસને રાજ્ય પાછું સોંપ્યું. એલેક્ઝાંડરે ત્યાર પછી ગ્લચુકાયનક નામના સંઘરાજ્યનો પરાભવ કર્યો. લગભગ આ સમયે એલેક્ઝાન્ડરે પરાજિત કરેલાં રાજ્યો અને પ્રજાઓએ બળવા કર્યાના સમાચાર આવ્યા. ઇરાનમાંથી આવી પહોંચેલી નવી કુમકની મદદથી પરિસ્થિતિને થોડી ઘણી કાબૂમાં લઈને એલેક્ઝાન્ડરે ચીનાબ ઓળંગી. તેનો રાજા નાસી ગયો. ત્યાર પછી તે રાવી અને તેના કાંઠાના પ્રદેશો સુધી પહોંચ્યો અને ત્યાંનાં કેટલાંક ગણરાજ્યોનો પરાભવ કર્યો અને બિઆસ આવી પહોંચ્યો. ઈ. પૂ. ૩૨૬ની જુલાઈની ૩૦મીના રોજ તેના સૈનિકોએ બળવો કર્યો. અનેક વીનવણીઓ છતાં જ્યારે સૈનિકોએ માન્યુ નહિ ત્યારે તેણે પાછા ફરવાનો નિશ્ચય કર્યો. તેણે પોતે જીતેલા પ્રદેશોમાંથી બિયાસ અને જેલમ વચ્ચેનો પ્રદેશ પોરસને, જેલમના પશ્ચિમ કાંઠાનો પ્રદેશ આંભીને અને કાશ્મીર પ્રદેશ અભિસારને સોંપ્યો. તેના પાછા ફરવાના માર્ગમાં ક્ષુદ્રક અને માલવ સંઘની પ્રજાઓએ તેની ઉપર હુમલા કર્યા, પણ તેઓ સફળ થઈ શક્યા નહિ. આ ઉપરાંત, આર્જુનાયન અને મુશિકસ નામના સંઘોને પણ તેણે હરાવ્યા. ઈ.પૂ. ૩૨૫ના સપ્ટેમ્બરમાં તેણે ઘર તરફ પ્રયાણ કર્યું અને ગેડ્રોસિયા થઈને બેબિલોન તરફ જવાનું શરૂ કર્યું. બે વર્ષ પછી તે મરી ગયો. અગાઉ આપણે ઉલ્લેખ કર્યો છે તેમ બિયાસના પૂર્વકાંઠાથી તેના આગળ ન જઈ શકવાનાં કારણોમાં બળવા ઉપરાંત મગધરાજ ધનનંદના મહાન લશ્કરી બળની બીક પણ હોઈ શકે. એક ગ્રીક લેખકે આ કારણ સૂચવ્યું છે પણ ખરું.

એલેક્ઝાન્ડરના વિજયોને જેટલું મહત્ત્વ આપવામાં આવે છે તેટલા મહત્વના એ અધિકારી છે ખરા એવો પ્રશ્ન પૂછવાનું મન થાય છે. એલેક્ઝાન્ડરે વાયવ્ય પ્રદેશોની વિવિધ પ્રજાઓ સાથે અનેઅનેકરીતે અસુઘટિત એવા સંઘોની સામે ઘર્ષણમાં ઊતરીને તેમને હરાવ્યાં તે સાચું છે; પરંતુ પંજાબથી દક્ષિણ તરફની કે પૂર્વ તરફની મહાન પ્રજાઓ અને મહાન રાજ્યોને તે અડકી શક્યો ન હતો. રાજકીય સુવ્યવસ્થાની દૃષ્ટિએ પણ આ વિજયોને બહુ મહત્ત્વ આપી શકાય તેમ નથી; કારણ કે જેમજેમ એલેક્ઝાન્ડર આગળ વધતો ગયો, તેમ તેમ તેણે પરાજિત કરેલી પ્રજાઓએ તેના અમલદારો અને સેનાપતિઓ તથા વ્યવસ્થાપકોની સામે બંડો ઉઠાવ્યાં. સામાન્ય જનસમાજ, વ્યવહાર જીવન, સાહિત્ય કે ચિન્તન ઉપર એની વર્તાઈ આવે એવી અસરો જણાતી નથી. એલેક્ઝાંડરના મરણ પછી એકાદ દસકામાં જ ચંદ્રગુપ્તે તેના સેનાપતિઓને નામશેષ કર્યા અને તેની સત્તાને નિર્મૂળ કરી.

એલેક્ઝાંડરની ચડાઈનાં સારાં પરિણામ એ આવ્યાં કે વાયવ્ય અને ઉત્તર તથા પશ્ચિમ ભારતનાં અનેક નાનાં-મોટાં રાજ્યો એક-બીજામાં ભળી ગયાં અને રાજકીય દૃષ્ટિએ વધારે સુગ્રથિત બન્યાં. પરિણામે, મૌર્યયુગમાં જોવા મળે છે તેવા ભારતીય સામ્રાજ્યનો પાયો નંખાયો. ભારત અને ગ્રીસ વચ્ચેનો સંપર્ક વધ્યો અને પશ્ચિમનાં સુંદર તત્ત્વો અને વિચારોનો લાભ ભારતને મળ્યો; એટલું જ નહિ ભારતીય સંસ્કૃતિ, વિદ્યાઓ, જ્ઞાન, વેપાર અને સમૃદ્ધિનો અન્ય દેશોમાં પ્રચાર અને પ્રસાર થયો. આ બધું હોવા છતાં એલેક્ઝાંડરે જે વિનાશ વેર્યો, જે ક્રૂરતાઓ આચરી, આખીય વસ્તીની કતલો કરી અને નિર્દોષ બાળકો અને સ્ત્રીઓને તથા વૃદ્ધોને હણ્યાં અને એ રીતે સમસ્ત પંજાબમાં જે ખૂનામરકી ચલાવી તેથી ગ્રીક લેખકો ભલે તેને સાતમે આસમાને ચડાવે, પણ આપણે તો તેને મહમુદ ગઝની, તૈમુર, નાદિરશાહ કે એવા બીજા ક્રૂરતાની જીવંત પ્રતિમાઓ સમા હુમલાખોરોની કક્ષામાં જ મૂકીએ છીએ. આવી વ્યક્તિઓ સમસ્ત સંસારને શાપરૂપ છે એમાં શંકાને લેશ પણ સ્થાન નથી.

## ૧૭ મૌર્યોની સત્તાનો ઉદય અને વિકાસ: ચંદ્રગુપ્ત મૌર્ય

એલેક્ઝાંડરના આક્રમણને સમયે સમસ્ત ઉત્તર ભારતમાં એકહથ્થુ સત્તા ચલાવનાર મગધરાજ ધનનંદનું રાજ્ય હતું તે આપણે જોયું છે. આવી વિશાળ સત્તા ધરાવનાર અને અત્યંત શક્તિશાળી રાજ્ય પણ પ્રજાની ઉપેક્ષા અને ધિક્કારને કારણે ટકી શક્યું નહિ. મૌર્ય જાતિમાં જન્મેલા ચંદ્રગુપ્તને હાથે તેનો ઉચ્છેદ થયો. એક મહાન સામ્રાજ્યના માત્ર સ્થાપક તરીકે જ નહિ પણ ગ્રીક સત્તાને નિર્મૂળ કરનાર એક મહા પ્રરાક્રમી લોકનેતા તરીકે તેનું સ્થાન અદ્વિતીય છે.

ઇતિહાસને ઉજાળનાર પરાક્રમી વ્યક્તિઓના જીવનમાં બને છે તેમ ચંદ્રગુપ્તના શરૂઆતના જીવન વિષે આપણે ઘણું ઓછું જાણીએ છીએ. ગ્રીક લેખક જસ્ટિન એને હલકા કુટુંબમાંથી ઊતરી આવેલો ગણાવે છે. જૈન ગ્રંથોમાં તેને મયૂર પાળનાર લોકોના નેતાના કુળનાં જન્મેલો ગણાવવામાં આવ્યો છે. પુરાણોનો વૃત્તાન્ત એને મુરા નામની ધનનંદની સ્ત્રીને પેટે જન્મેલો ગણાવે છે. પરંતુ આમાં ઇતિહાસદોષ હોવા ઉપરાંત વ્યાકરણ-દોષ પણ છે. મુરાનો પુત્ર મૌરેય થાય મૌર્ય નહિ. વિષ્ણુપુરાણ અને મુદ્રારાક્ષસમાં આ વાતનો ઉલ્લેખ મળે છે. બૌદ્ધ ઉલ્લેખો આ બાબતમાં વિશ્વસનીય માહિતી પૂરી પાડે છે. ચંદ્રગુપ્ત મોરિય નામના ક્ષત્રિય કુટુંબમાં જન્મ્યો હતો. આ મોરિય જાતિ પિપ્ફલીવન નામે પ્રદેશમાં રહેતી હતી અને તેમણે મલ્લો પાસેથી તથાગતના અવશેષોમાંથી ભાગ માગ્યો હતો; કારણ કે તથાગત પણ ક્ષત્રિય હતા અને મોરિયો પણ ક્ષત્રિય જાતિના હતા. ચંદ્રગુપ્તનો પિતા મોરિય જાતિનો નેતા હતો અને સંગ્રામમાં તે મરણ પામતાં તેની સ્ત્રી કુસુમપુર અર્થાત પાટલિપુત્રમાં આવીને વસી હતી. ત્યાં તેણે બાળક ચંદ્રગુપ્તને જન્મ આપ્યો. શરૂઆતમાં ગોવાળિયાની સાથે ઉછરેલા આ બાળકને પાટલિપુત્રમાંથી તક્ષશિલાનો તેજસ્વી બ્રાહ્મણ કૌટિલ્ય પોતાને ત્યાં લઈ ગયો અને તેને રાજપુત્રને યોગ્ય શિક્ષણ આપ્યું. કૌટિલ્યને એક તરફ પરદેશી રાજ્ય તરફ ધિક્કાર હતો, તો બીજી તરફ તેને જુલ્મી રાજા તરફ પણ નફરત હતી. ચંદ્રગુપ્તે એલેક્ઝાંડરની મુલાકાત લીધી હતી. તેનાં સ્વતંત્ર વર્તન અને વિચારોથી એલેક્ઝાંડર છંછેડાયો હતો અને ચંદ્રગુપ્ત તેના ગુસ્સામાંથી માંડમાંડ બચ્યો હતો. એલેક્ઝાંડરની સામે શૌર્યથી લડનાર ક્ષુદ્રક, માલવ, મલ્લ, અશ્વક અને અશ્વકાયન વગેરે સંઘોની તાકાત ચંદ્રગુપ્ત બરાબર સમજતો હતો અને તેથી ચાણક્યની સોબતમાં રહીને તેણે લશ્કર માટે સૈનિકો અને સામગ્રી એકઠી કરવાનું શરૂ કર્યું. ચંદ્રગુપ્તે ભટકતી શૂરવીર ટોળીઓમાંથી લશ્કર એકઠું કરવા માંડ્યું. હિમાલય પ્રદેશોના રાજા પર્વતકની સાથે મિત્રતા કરીને તેણે શક, યવન, કિરાત, કમ્બોજ, પારસિક અને બાહ્લિક પ્રજાઓમાંથી સૈનિકો મેળવ્યા. એલેક્ઝાન્ડરની વ્યવસ્થા મોળી પડતી જતી હતી. તેણે નીમેલા કાર્યકર્તાઓને ભારતમાં ગોઠતું ન હતું. કેટલાકને ઘેર જવું હતું, તો બીજા કેટલાકને સ્વતંત્ર થવું હતું. આ ઉપરાંત, એલેક્ઝાંડરે હરાવેલી કેટલીય જાતિઓએ માથું ઊંચક્યું હતું. કંદહારમાં બળવો થયો. ગ્રીક સત્રપ નિકેનોર અને ફિલિપનાં ખૂન થયાં. ગ્રીકો અને મેસિડોનિયનોમાં તીવ્ર હરીફાઈ ચાલતી હતી. ચંદ્રગુપ્તે આ પરિસ્થિતિનો બરાબર લાભ લીધો. પોતાને રાજા તરીકે જાહેર કરીને તેણે ઈ. પૂ. ૩૧૭ સુધીમાં એલેક્ઝાંડરે મૂકેલા રાજકર્તાઓને એક પછી એક હરાવ્યા. વૃદ્ધ પોરસને નીચતાથી મારી નાખનાર અને પશ્ચિમ પંજાબના ગ્રીક દળોનો સેનાપતિ યુડેમસ સમય પારખીને પોતાના સૈન્યો સાથે ચાલ્યો ગયો અને ફરી પાછો આવ્યો નહિ. આમ, ચંદ્રગુપ્તે પરદેશી સત્તાના છેલ્લા અવશેષોને પણ દૂર કર્યા.

ચંદ્રગુપ્તને અને તેના સલાહકાર ચાણક્યને ધનનંદ તરફ અત્યંત તિરસ્કાર હતો. ધનનંદની સત્તાને ઢીલી કરતાં ચંદ્રગુપ્તને ઠીકઠીક સમય લાગ્યો હશે અને તેમાં તેને ઘણી મોટી મુશ્કેલીઓ પણ પડી હશે કારણકે જૈન અને બૌદ્ધ ગ્રંથો ચંદ્રગુપ્તે કરેલી વ્યૂહાત્મક ભૂલોનો નિર્દેશ કરે છે. અંતે ચંદ્રગુપ્ત સફળ થયો. તેણે ધનનંદને હણ્યો અને પાટલિપુત્રને ઘેરો ઘાલી જીતી લીધું. મગધના સૈન્યની કતલનો અતિશયોક્તિભર્યો અહેવાલ 'મિલિન્દપન્હો'માં મળે છે. ચંદ્રગુપ્તના આ વિજયોમાં તેના વ્યક્તિગત શૌર્ય ઉપરાંત ચાણક્યનાં પ્રેરણા, જ્ઞાન, ડહાપણ અને યોજના પણ કામે લાગ્યાં હશે એમ લાગે છે.

એલેક્ઝાંડર પછી ગાદીએ આવેલા ગ્રીક રાજા સેલ્યુકસે પોતાના ભારતીય પ્રદેશોને ફરી વાર જીતી લેવાને

માટે તૈયારીઓ કરવા માંડી. ચંદ્રગુપ્તની સુવ્યવસ્થિત સત્તા સામે તે ટકી શક્યો નહિ અને હેરાત, કંદહાર અને કાબુલના પ્રદેશો તથા બલુચિસ્તાન ચંદ્રગુપ્તને મળ્યાં. કદાચ કોઈક લગ્ન સંબંધ પણ બન્ને વચ્ચે થયો હોય. સેલ્યુકસે મેગેસ્થીનીસને પોતાના એલચી તરીકે પાટલિપુત્રમાં મોકલ્યો.

ચંદ્રગુપ્તના ઉત્તર જીવન વિષે કશું જાણવાનું મળતું નથી. તેનું આખુંય જીવન યુદ્ધો જીતવામાં અને રાજ્યને વ્યવસ્થિત કરવામાં ગયું હોય તો નવાઈ નહિ. જૈન પરંપરામાં સચવાઈ રહેલાં વૃત્તાંતો પ્રમાણે ચંદ્રગુપ્તે જૈન મુનિ ભદ્રબાહુની પ્રેરણાથી રાજગાદીનો ત્યાગ કર્યો અને બન્ને જણા મહીસૂરમાં શ્રવણ બેળગોળ નામના સ્થળે જઈને રહ્યા. ભદ્રબાહુના દક્ષિણાપથગમનથી દિગંબર સંપ્રદાય શરૂ થયો છે તે જાણીતું છે. ચંદ્રગુપ્ત પોતાના પ્રદેશમાં જ રહ્યો હશે તેથી એમ માની શકાય કે મહીસૂર સુધીનો પ્રદેશ તેના તાબામાં હતો. અશોકના નાના સ્તંભો અને તેમાંના લેખો ઉપરથી તથા દક્ષિણના તેના ઉત્કીર્ણ લેખો ઉપરથી પણ મૌર્યોની દક્ષિણના પ્રદેશો ઉપરની સત્તાનો ખ્યાલ આવે છે. ચંદ્રગુપ્તની રાજ્યસત્તાના સમયાનુક્રમનો વિચાર કરતાં એમ લાગે છે, કે ઈ. પૂ. ૩૨૩માં તે સત્તા ઉપર આવ્યો, ઈ. પૂ. ૩૦૪માં તેણે સેલ્યુકસને હરાવ્યો અને ઈ. પૂ. ૨૯૯ સુધી પચીસ વર્ષ સુધી તેણે રાજ્ય કર્યું.

### ૧૦૮ ચંદ્રગુપ્તની રાજ્યવ્યવસ્થા

ઈરાનથી મગધ સુધી અને કાશ્મીરથી મહીસૂર સુધીના આવા વિશાળ સામ્રાજ્યને ટકાવી રાખવા માટે ચંદ્રગુપ્તે રાજ્યની બરાબર વ્યવસ્થા કરી હતી તેમાં કશી શંકા નથી. પાટલિપુત્રની મધ્યસ્થ સત્તાને સુઘટિત કરવા માટે જુદા જુદા પ્રાંતો અને પ્રદેશોમાં તેણે સ્થાનિક વહીવટકર્તાઓ અને સેનાપતિઓ રાખ્યા હોવા જોઈએ. આવા એક સૂબા તુષાસ્પનો ઉલ્લેખ રુદ્રદામનના જૂનાગઢના ઉત્કીર્ણ લેખમાંથી મળે છે. તક્ષશીલા, કૌશાંબી, ઉજ્જયિની, સુવર્ણગિરિ અને તોસલી નામનાં નગરોમાં કદાચ બીજા સૂબાઓ હોવાનો સંભવ છે.

ચંદ્રગુપ્તના રાજ્યવહીવટ અંગે મેગેસ્થીનીસનો વિગતે વૃત્તાંત મળે છે અને આ વૃત્તાંતની સચ્ચાઈ માટે કૌટિલ્યના અર્થશાસ્ત્રમાંથી પ્રમાણો મળે છે.

ધર્મને ઉત્તમ ધ્યેય માનીને રાજ્યનો વડો અથવા રાજા ચંદ્રગુપ્ત શાસન કરતો હતો. તેની દૈનિક કાર્યક્રમવ્યવસ્થા ખૂબ ભરચક હતી. દિવસે તે સૂતો નહિ એટલું જ નહિ, પણ આખો દિવસ દરબારમાં બેસતો. કપડાં પહેરતી વખતે કે વાળ ઓળાવતી વખતે પણ પ્રજાની ફરિયાદો સાંભળવામાં આવતી. આખો દિવસ જાસૂસો સાથે વાતચીત, મુલાકાતો, ઉપસ્થાન અથવા દરબારમાં હાજરી, પ્રદેશોના વડાઓ સાથે વાતચીત, મંત્રીઓ સાથે મંત્રણાઓ, લશ્કરનાં બધાં અંગોની મુલાકાત, ભોજન, આરામ, ધર્મચિંતન અને નિદ્રા—એમ વિવિધ રીતે તે પસાર કરતો. કૌટિલ્યે તેના અર્થશાસ્ત્રમાં રજૂ કરેલા આદર્શ પ્રમાણે ચંદ્રગુપ્ત વર્તતો હતો એમાં કશી શંકા નથી. અશોકે પણ આ પરંપરાનું અનુકરણ કર્યું હતું તે તેના ઉત્કીર્ણ લેખોમાંથી જાણીતું છે. પોતાના ભરચક કાર્યક્રમમાંથી સમય કાઢીને રાજા શિકાર, પ્રાણીઓની હરીફાઈઓ વગેરેમાં ભાગ લેતો. હથિયારધારી સ્ત્રીઓ શિકારમાં તેનું રક્ષણ કરતી. મૌર્ય રાજમહેલનો ભપકો પણ આંજી નાખે એવો હતો. સોનેરી વરખે મઢેલા થાંભલાઓ, વૃક્ષરાજિઓ, પ્રાસાદો, ઉપવનો, પંખીઓ અને અનેક પ્રકારની માછલીઓ મહેલનાં કાસારોમાં જોવા મળતી હતી. શોણ અને ગંગાના વચલા પ્રદેશમાં પાટલિપુત્ર બાંધવામાં આવ્યું હતું. સાડા નવ માઈલ લાંબા અને દોઢ માઈલ પહોળા આ નગરને ફરતી સાઠ ફીટ ઊંડી અને છસો ફીટ પહોળી ખાઈઓ હતી. તેના લાકડાના કોટને ૬૪ દરવાજા અને ૫૭૦ ટાવર હતા. કોટમાં વચ્ચેવચ્ચે તીરંદાજોને માટે બાકોરાં રાખવામાં આવ્યાં હતાં.

ચંદ્રગુપ્તની સભા અથવા મંત્રિપરિષદ જાણીતી હતી. પતંજલિના મહાભાષ્ય (ઈ.પૂ. ૧૫૦)માં તેનો ઉલ્લેખ છે. આ પરિષદ અને તેના અધ્યક્ષને વિશાળ સત્તાઓ આપવામાં આવી હતી. તે સૂબાઓ, સેનાપતિઓ, મંત્રીઓ અને રાજ્યના મોટા અમલદારોને પસંદ કરતી અને તેમની નિમણૂક કરતી. રાજ્યવહીવટ અને તેની યોજના અત્યંત સુગ્રથિત અને સુબદ્ધ હતાં. નહેરો, ખેતીવાડી, જંગલો, ખાણો, રસ્તાઓ—તેમનાં માપ, તેમની બન્ને બાજુએ વૃક્ષોની રોપણી, અંતરનો નિર્દેશ અને થોડે થોડે અંતરે

સામાન્ય ખબર પૂછી લેવાનું પોતે ન ચૂકે. પોતાની શક્તિમાં તેમને અડગ વિશ્વાસ હતો, અને ઈશ્વરમાં અતૂલ શ્રદ્ધા હતી. મને ખાતરી છે કે જ્યારે અર્વાચીન ભારતનો ઇતિહાસ લખાશે ત્યારે શિશિરબાબુનું સ્થાન એમાં મોખરે રહેશે."

મહાત્મા ઘોષના લખાણોનો મોટો ગુણ એ કે તેમની લખાણપદ્ધતિ ખૂબ સીધીસાદી હતી. સમજવામાં ખૂબ જ સરળ પડે તેવું તેમનું લખાણ હતું. વાંચતી વખતે એવું જ લાગે, કે જાણે કોઈ અતિ વિરલ, મહાન અને છતાં સરળ વ્યક્તિના સાન્નિધ્યમાં આપણે બેઠા છીએ.

સને ૧૮૮૫માં તેમણે 'અમીય નિમાઈ ચરિત' નામનો ગ્રંથ ૭ વિભાગમાં લખ્યો. ચૈતન્ય મહાપ્રભુ ઉપર આ ગ્રંથ લખાયો છે. સને ૧૯૦૯મા તેમણે તે જ વિષય પર 'નિમાઈ સંન્યાસ' નામનુ પુસ્તક લખ્યું. સને ૧૮૯૭-'૯૮માં તેમણે 'ગૌરાંગ પ્રભુ' નામનો ગ્રંથ લખ્યો. વૈષ્ણવ પંથ ઉપરનાં આ ત્રણે પુસ્તકોએ વિદ્વાનોમાં ભારે હલચલ મચાવી.

સને ૧૮૯૫માં તેમણે 'કલાચંદ ગીત' નામનો કાવ્યગ્રંથ બંગાળી ભાષામાં બહાર પાડ્યો. આ કાવ્યસંગ્રહ વૈષ્ણવ પંથ ઉપર જ છે. એવું કહેવાય છે, કે જેમણે આ ગ્રંથ નથી વાંચ્યો, તેમનો હિંદુ ધર્મ વિષેનો અભ્યાસ અધૂરો છે. તે સમયના બંગાળના ધુરંધર કેળવણીકાર સર ગુરુદાસ બૅનરજી આ પુસ્તક માટે લખે છે: "હું માંદગીને બિછાને હતો. આ પુસ્તક મારા હાથમાં આવ્યું. મેં વાંચવું શરૂ કર્યું, પણ આ પુસ્તકની એટલી ભારે અસરમાં આવી પડ્યો, કે હું મારું તમામ દર્દ ભૂલી ગયો અને મોડે સુધી રાતે વાંચીને પુસ્તક પૂરું કર્યું ત્યારે જ મને નિરાંત વળી અને મેં ભારે પ્રસન્નતા અનુભવી." આ પુસ્તકનું અંગ્રેજીમાં ભાષાંતર થયું છે અને ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણને તેમાં નોંધ લખી આપી છે.

માર્ચ ૧૯૦૬માં "હિંદુ સ્પિરિચ્યુઅલ મૅગેઝીન" નામનું સામયિક એમણે શરૂ કર્યું. અધ્યાત્મ સત્યનો ફેલાવો કરવો તે તેનો હેતુ હતો. પૂર્વના શાશ્વત સત્યના સિદ્ધાંતો, જેની પશ્ચિમની પ્રજાને જાણ નથી તે તેમને જણાવવા, અને પશ્ચિમના, પૂર્વના જગતને જણાવવા એવો તેનો હેતુ હતો.

મહાત્મા શિશિરકુમાર ઘોષ એક મોટા લેખક પણ હતા અને તેમના વાચકોને માટે અખૂટ રસના ભંડાર સમા હતા, અને દુઃખીઓને મન પ્રેરણાદાયી હતા ટૂંકમાં, બંગાળના આ વિદ્વાન અધ્યાત્મવાદના પ્રખર અભ્યાસી હતા. તેમણે ભારતીય જીવનપ્રણાલીને ઊંચી કક્ષાએ સ્થાપવામાં ભારે અગત્યનો ફાળો આપ્યો છે.

[કલકત્તાના દૈનિક 'અમૃત બઝાર પત્રિકા'ના તા. ૧૧–૧–'૬૩ના અંકમાં છપાયેલા શ્રી. નકુલ ચૅટરજીના લેખનો સંક્ષિપ્ત ભાવાનુવાદ]

# આજનો ધર્મ

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

[આકાશવાણી, અમદાવાદ પરથી તા. ૨૨ જાન્યુઆરી ૧૯૬૩ના રોજ કરેલું આ વાર્તાલાપ, આકાશવાણીના સૌજન્યથી અહીં સાભાર પ્રસિદ્ધ કર્યું છે. —પુ. ગ. મા.]

આજનો ધર્મ કોઈને શિખામણ નહિ આપવાનો છે! કહેવત છે, કે 'શેઠની શિખામણ ઝાંપા સુધી'; પણ મારી આ વાતચીત કોઈને શિખામણ લાગે તો પણ હું કોઈ 'શેઠ' નથી અને મારી વાત ઝાંપા સુધી જઈ અટકની નથી! આપણા રાષ્ટ્ર પર સામ્યવાદી ચીને જે પ્રકારે આક્રમણ કર્યું છે એમા કેવળ આપણી ગઈ કાલ અને આજ ઉપર નહિ પરંતુ આવતી કાલ પર પણ ચડાઈ છે! તેથી જ આપણે જે જે ઉમદા અને ઉપકારક કામ આપણા દેશના રક્ષણ માટે અને આપણી સ્વતંત્રતા તથા સંસ્કૃતિના જતન માટે કરવા માગતા હોઈએ તે આજે જ કરીએ! જે કામ આજે કરવાનું છે, તે આવતીકાલ પર મુલત્વી ન રાખીએ અને જે અત્યારે જ કરવાનુ છે તે તત્કાળ કરીએ! 'આજ ભાઈ અત્યારે' વાળી પેલી કાવ્યપંક્તિ બરાબર યાદ રાખીને આપણે આજનો ધર્મ બજાવતો રહ્યો.

આજનો ધર્મ બહુ બોલ્યા કરવાનો નથી! 'બોલે તેનાં બોર વેચાય' એ કદાચ સામાન્ય સંજોગોમાં થોડુ ઘણુ ખરુ હશે; પણ હરહંમેશ બોલ–બોલ કરનાર કશુ જ કરી શકતો નથી. આપણે કાંઈક કરી બતાવીએ અને પછી થોડુંક બોલીએ. આપણે કાંઈક સિદ્ધિ મેળવીએ અને પછી વાણીવિલાસ થોડો વખત ઉપભોગીએ. પણ છાશવારે ટીકાના બોલ છેવટે આપણને જ વાગે છે. નકામી વાતચીત આપણને નિર્માલ્ય બનાવે છે.

વાણીસ્વાતંત્ર્ય આપણો એક મૂળભૂત અને મૂલ્યવાન હક્ક છે. આપણા દેશમા લોકશાહી છે એનુ એ જીવંત પ્રતીક છે. વળી, લોકશાહીના સંવર્ધન માટે તો આપણી

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક



'સત્યથી નુકસાન તો ભાગ્યે જ થાય, પણ સરવાળે નુકસાન કરતાં ફાયદો જ વધારે છે એ સત્યનું વહેવારુ પાસું લોકો અને ખાસ કરી વકીલો, રાજદ્વારી પુરુષો સમજે એ પણ કેટલું આવશ્યક છે એ આ કથાઓથી જણાઈ આવશે. સત્યથી અરસપરસ વિશ્વાસ વધે, સહકાર થાય અને સમાજ ઊંચી કક્ષાએ આવે. કોર્ટોમાં તો ખોટું બોલવું જ જોઈએ એવો ભ્રમ લોકોમાં પ્રવર્તી રહ્યો છે તે સમાજનાં વિકાસ અને પ્રગતિને રૂંધી નાખે છે, સમાજના સુખી જીવનને ધૂળ મેળવે છે, એવો મારો વકીલાતનો તેમજ જેલનો અનુભવ છે.'

**ગણેશ વાસુદેવ માવળંકર**

['માનવતાનાં ઝરણાં, ભારતી સાહિત્ય સંઘ, સને ૧૯૫૫ (ત્રીજી આવૃત્તિ) પૃ. ૩૩]

**વર્ષ ૨**
**અંક ૭**
**ફેબ્રુઆરી · ૧૯૬૩**
**સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર**

# અભ્યાસ

સંપાદક : પુરુષોત્તમ ગણેશ માવળંકર

વર્ષ ૨ • અંક ૭
ફેબ્રુઆરી
૧૯૬૩


## અનુક્રમ


| | | |
|---|---|---|
| નૈવેદ્ય | ૨૨૫ | એ. જી. ભટ્ટ |
| રોજનીશીમાંથી | ૨૨૬ | ગણેશ વાસુદેવ માવળંકર |
| સ્વતંત્રતાનું સ્વરૂપ | ૨૨૯ | ગણેશ વાસુદેવ માવળંકર |
| ભારતની પ્રાચીન શિક્ષણસંસ્થાઓ | ૨૩૨ | રતિલાલ મો. ત્રિવેદી |
| વપરાશ-મર્યાદા | ૨૩૪ | અંબાલાલ સોમાભાઈ પટેલ |
| અમેરિકન મજદૂર આંદોલન: એક રૂપરેખા | ૨૩૬ | સનત મહેતા |
| નવોદિત રાષ્ટ્રો: સાયપ્રસ | ૨૪૧ | ઈન્દુકુમાર કે. દેસાઈ |
| ભારતના સાંસ્કૃતિક ઇતિહાસની રૂપરેખા-૪ | ૨૪૫ | જયદેવ મો. શુક્લ |
| ન્યાયનિષ્ઠ દાદાસાહેબ | ૨૬૨ | પુષ્કર ચંદરવાકર |
| દાદાસાહેબની કાર્યપ્રણાલી | ૨૬૪ | રામપ્રસાદ શુક્લ |
| સદ્‌ગત શ્રી. દાદાસાહેબ માવળંકર: કેટલાંક સ્મરણો | ૨૬૬ | નર્મદાશંકર ત્રિવેદી |
| મહાનુભાવનાનાં પુણ્ય સ્મરણો | ૨૬૮ | યશવંત શુક્લ |


*

### અભ્યાસ


* વાર્ષિક લવાજમ રૂપિયા આઠ, છમાસિક રૂપિયા પાંચ.
* મનીઑર્ડરથી કે ચેકથી લવાજમ-પુ. ગ. માવળંકર, 'પ્રગતિ', ૧૫ મહારાષ્ટ્ર સોસાયટી, અમદાવાદ-૬ એ સરનામે-મોકલવું, તથા ચેક પુ. ગ. માવળંકરના નામનો લખવો, એવી વિનંતી છે. રૂબરૂ લવાજમ 'અભ્યાસ' કાર્યાલય પર ભરી શકાશે.
* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* 'અભ્યાસ'ના પ્રથમ વર્ષના પ્રથમથી બાર અંકોના પૂરા સેટ ઉપલબ્ધ છે. સેટની કિંમત દસ રૂપિયા.


*

### સંપાદકના બે બોલ

'અભ્યાસ'નો આ અંક પૂજ્ય દાદાસાહેબની સાતમી સંવત્સરી પર પ્રસિદ્ધ થાય છે તેથી આ અંકમાં છેલ્લે સદ્‌ગતને અંજલિ અર્પતા ચાર ખાસ લેખો પ્રસિદ્ધ કર્યા છે. દાદાસાહેબના અંગત સમાગમમાં આવેલા આ ચાર સજ્જનોના સહકાર માટે આભાર. પૂજ્ય દાદાસાહેબની પુણ્ય સ્મૃતિ હરહંમેશ પ્રેરણા, હૂંફ અને આત્મિકબળ આપતી રહો!

થઈ શકે તેટલા પ્રયત્નો પ્રમાણિકપણે કરી છૂટયા પછી પણ 'અભ્યાસ'નું આર્થિક પાસું ખૂબ નબળું ચાલુ રહ્યું છે. ગ્રાહકોની સંખ્યા હજી ૩૦૦ (ત્રણસો)ની અંદર છે, અને એમાં વધારો અતિશય મંદ ગતિથી થઈ રહ્યો છે. એટલે ન છૂટકે આ અંકથી જાહેરખબરો લેવાનું શરૂ કર્યું છે. આવી મદદ આપનારા શુભેચ્છકોનો પણ હાર્દિક આભાર.

*


મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

# નૈવેદ્ય

ज्ञानं यथा मम भवेत्कृपया गुरूणां
सेवां तथा न विधिनाकरवं हि तेषाम् ।
सेवापि साधनतयाविदितास्ति चित्ते
तस्मात्त्वमद्य शरणं मम दीनबन्धो ॥

—श्रीभगवच्छरणस्तोत्रम् । श्लो० १८ ॥

**ભાવાર્થ:**— મેં ગુરુજનોની એવી વિધિપૂર્વક સેવા કરી નથી જેથી તેમના અનુગ્રહથી મને જ્ઞાનની પ્રાપ્તિ થાય. મેં ગુરુજનોની સેવાને જ્ઞાનપ્રાપ્તિના સાધન તરીકે જાણી નથી. માટે હે દીનબંધુ! હવે તમે મારું શરણુ છો.

**નોંધ:**— આ શ્લોકમાં ગુરુજનની સેવાનું મહત્ત્વ દર્શાવ્યું છે. ગુરુઓની શુશ્રૂષાથી તેમનો અનુગ્રહ થતાં યથાર્થ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. પુરાતન સમયથી ગુરુ-સેવાના આદર્શ પર ખૂબ ભાર મૂકવામાં આવ્યો છે. પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાં જ્ઞાન-પ્રાપ્તિના સાધન તરીકે ગુરુસેવાની વિધિનો નિર્દેશ અનેક સ્થળે કરવામાં આવ્યો છે. ઉપનિષદોમાં વિદ્યાના ઉપાર્જન માટે ગુરુ પાસે જવાના વિધિનું વર્ણન કરવામાં આવ્યું છે અને તે વિધિને ગુરૂપસદનનો વિધિ કહેવામાં આવે છે. બ્રહ્મ-વિદ્યાની પ્રાપ્તિ માટે મુંડકોપનિષદમાં વિધાન કર્યું છે કે, तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ।'— 'આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે સમિધ હાથમાં લઈને શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુની પાસે તે જાય.' આ રીતે વિધિપૂર્વક સમીપ આવેલા શાંતચિત્તવાળા તે શિષ્યને આચાર્ય બ્રહ્મવિદ્યાનો યથાર્થ ઉપદેશ કરે છે. આત્મજ્ઞાનના ઉપદેશક આચાર્ય શાસ્ત્રજ્ઞ, નિષ્પાપ, તૃષ્ણારહિત, બ્રહ્મ-નિષ્ઠ, શાંત, નિષ્કારણ દયાસિન્ધુ અને નમ્ર જિજ્ઞાસુઓના બંધુ હોવા જોઈએ, એમ વિવેકચૂડામણિમાં વર્ણવવામાં આવ્યું છે. વિવેકચૂડામણિમાં આ સંદર્ભમાં રચાયેલા શિષ્ય તથા ગુરુના વર્તન સંબંધી શ્લોકો ઉલ્લેખને પાત્ર છે.

સદ્ગુરુની સમક્ષ જઈને શિષ્ય તેમની આ રીતે સ્તુતિ કરે છે:

स्वामिन्नमस्ते नतलोकबन्धो, कारुण्यसिन्धो पतितं भवाब्धौ । मामुद्धरात्मीयकटाक्षदृष्ट्या, ऋज्व्यातिकारुण्यसुधाभिवृष्ट्या ॥ ३६ ॥ कथं तरेयं भवसिन्धुमेतं, का वा गतिर्मे कतमोऽस्त्युपायः । जाने न किञ्चित्कृपयाऽव मां प्रभो संसारदुःखक्षतिमातनुष्व ॥ ४० ॥

હે સ્વામી! નમ્ર જનોના બંધુ! દયાસાગર! આપને મારા પ્રણામ. અત્યંત દયારૂપી અમૃતની વૃષ્ટિ કરનારી આપની સરલ કટાક્ષવાળી દૃષ્ટિ મારા પર કરી સંસાર-સમુદ્રમાં પડેલા મારો ઉદ્ધાર કરો.

આ સંસારસમુદ્રને હું શી રીતે તરું? મારી ગતિ શી થશે? મારે માટે (સંસાર-સાગરને તરવાનો) શો ઉપાય છે? હું (આ વિષે) કાંઈ જાણતો નથી. હે પ્રભુ! આપ કૃપાપૂર્વક મારી રક્ષા કરો અને (જન્મ-મરણરૂપ) સંસારનો નાશ કરો.

આ રીતે વિનમ્ર ભાવે પ્રાર્થના કરતા શિષ્યને અભય-દાન આપતા ગુરુ કહે છે:

मा भैष्ट विद्वंस्तव नास्त्यपायः
संसारसिन्धोस्तरणेऽस्त्युपायः ।
येनैव याता यतयोऽस्य पारं
तमेव मार्गं तव निर्दिशामि ॥ ४५ ॥

હે ઉપદેશ ગ્રહણ કરવામાં કુશલ શિષ્ય! તું ડરીશ નહિ. તારો નાશ કદી થવાનો નથી. સંસાર-સિન્ધુને તરવાનો ઉપાય છે. જે માર્ગને અનુસરીને યતિઓ-સંન્યાસીઓ સંસાર-સમુદ્રનો પાર પામ્યા છે, તે જ માર્ગનું હું તને દર્શન કરાવીશ.

ભગવદ્ગીતામાં જ્ઞાનપ્રાપ્તિની પદ્ધતિ આ રીતે દર્શાવી છે:

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥ ३४ ॥

આ (આત્મવિષયક)જ્ઞાન તું પ્રણામ કરીને, (જિજ્ઞાસાપૂર્વક) પ્રશ્નો પૂછીને અને (ગુરુઓની) સેવા કરીને પ્રાપ્ત કર. તત્ત્વદર્શી જ્ઞાનીઓ તને તેનો ઉપદેશ કરશે.

ઉપરના શ્લોકમાં વિનમ્રતા, જિજ્ઞાસુભાવે કરવામાં આવેલા પ્રશ્નો અને ગુરુની શુશ્રૂષાને જ્ઞાનપ્રાપ્તિ માટે આવશ્યક ગણી વિદ્યોપાર્જનની પ્રાચીન પ્રણાલિકાનો નિર્દેશ કર્યો છે.

ઈશ્વર અને ગુરુ પ્રત્યેનો ઉત્કટ ભક્તિભાવ શિષ્યના હૃદયમાં જ્ઞાનની જ્યોતિ પ્રગટાવે છે. ઈશ્વર અને ગુરુ પ્રત્યે ઉત્પન્ન થયેલો ઉત્કૃષ્ટ હાર્દિક ભાવ શાસ્ત્રોનું રહસ્ય અનાયાસે પ્રકાશિત કરે છે અને તેમ થતાં પરમાત્માનો અપરોક્ષ અનુભવ જાગી ઊઠતાં વાર લાગતી નથી. આ સંદર્ભમાં શ્વેતાશ્વતરોપનિષદનો નીચેનો મંત્ર ધ્યાનમાં રાખવા જેવો છે.

यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ।
तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः॥

જેની પરમાત્મામાં પરમ ભક્તિ છે અને જેવી પરમાત્મામાં તેવી જ ગુરુ પ્રત્યે ઉત્કટ ભક્તિ છે તેવા મહાત્માને આ ઉપદેશ કરેલા અર્થો—શાસ્ત્રોના સિદ્ધાંતો પ્રકાશિત થાય છે.

ગુરુ-શુશ્રૂષાથી ગુરુની સમગ્ર વિદ્યાનું શિષ્યમાં સંક્રમણ થાય છે અને તેનો અપૂર્વ અભ્યુદય થાય છે. આ સંબંધી મનુસ્મૃતિના નીચેના શ્લોકો યાદ રાખવા જેવા છેઃ

अभिवादनशीलस्य नित्यं वृद्धोपसेविनः।
चत्वारि तस्य वर्धन्ते आयुर्विद्या यशो बलम्॥
२-१२१॥

यथा खनन्खनित्रेण नरो वार्यधिगच्छति।
तथा गुरुगतां विद्यां शुश्रूषुरधिगच्छति॥२-२१८॥

જે ગુરુઓ તથા વડીલોનું નિત્ય અભિવાદન કરે છે અને તેમની શુશ્રૂષા કરે છે, તેનાં આયુષ્ય, વિદ્યા, યશ અને બળ—એ ચાર વૃદ્ધિ પામે છે.

જેમ ભૂમિને કોદાળીથી ખોદતો મનુષ્ય જળ પ્રાપ્ત કરે છે, તેમ ગુરુમાં રહેલી વિદ્યાને તેમની સેવા કરતો શિષ્ય પ્રાપ્ત કરે છે.

ભગવચ્ચરણસ્તોત્રના કર્તા, તત્ત્વદર્શી ગુરુની શુશ્રૂષાથી જીવનમાં કેવો ચમત્કાર થાય, શી સિદ્ધિ પ્રાપ્ત થાય, કેવું દિવ્ય પરિવર્તન થાય—એ જાણે છે. સમર્થ ગુરુની સેવાદ્વારા તેમની કૃપા મેળવી પોતે આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યું નથી એની હાર્દિક વિનમ્રતા પ્રગટ કરી તે ઈશ્વરની શરણાગતિ યાચે છે; કેમ કે ઈશ્વર સાધકની સાચી શરણાગતિ સિદ્ધ થતાં સૂર્ય જેમ જગતને પ્રકાશિત કરે છે તેમ તેના (સાધકના) હૃદયમાં જ્ઞાનની જ્યોતિ પ્રકાશિત કરે છે. જે પ્રીતિપૂર્વક ઈશ્વરની ભક્તિ કરે છે, તેનું શરણ સ્વીકારે છે, તેને ઈશ્વર યથાર્થ જ્ઞાનનું પ્રદાન કરે છે જે પામીને સાધક મુક્ત થાય છે. ભગવદ્ગીતામાં સ્પષ્ટ દર્શાવ્યું છે, કે

तेषामेवानुकम्पार्थमहमज्ञानजं तमः।
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता॥१०-११॥

(જે મારી અનન્ય ભાવે ભક્તિ કરે છે) તેમના પર કૃપા કરવા માટે તેમના હૃદયમાં અન્તર્યામીરૂપે રહેલો હું તેજથી જળહળતા જ્ઞાનમય પ્રદીપ વડે અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરું છું.

[સંપાદક અને લેખક : એ. જી. ભટ્ટ, સંસ્કૃતના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

*

# રોજનીશીમાંથી

ગણેશ વાસુદેવ માવળંકર

**તા. ૨૯ ઑગસ્ટ ૧૯૪૭, શુક્રવાર**

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રો જોયા. રોજનીશી. થોડો વખત Reorganization of Hindu Charity એ વિષય પર મુંબઈના Young Men's Hindu Association ના Annual માટે લેખ લખવાનો છે એનું ટાંચણ. શ્રી. વિઠ્ઠલભાઈ ચરિત્રવાચન. પછી થોડો વખત લેખ લખાવ્યો (આશરે પંદર મિનિટ).

૧૦ થી ૧ ઍસેમ્બ્લીની બેઠક. આજનો બધો સમય નકામા ભાષણોમાં ગયો. એક જણે એક વિધાન કર્યું (statement), બીજાઓએ એની પ્રત્યે શંકાશીલ નજરે જોયું, અને બોલવાનું શરૂ થાય! સમયનો, પૈસાનો અને મહેનતનો બગાડ – રોજ આશરે ૨૦૦ સભ્યો હાજર હોય છે. દરેકને ભથ્થું રોજનું રૂપિયા પિસ્તાળીસ, એટલે ૯૦૦૦ તો રોજ ભથ્થામાં જ ગયા. એ સિવાય કામ કરનારા અમલદારોનો પગાર જુદો. ગરીબોના પ્રતિનિધિઓ તરીકે ઓળખાવનારા અમને કૉંગ્રેસના લોકોને કશું જ લાગતું નથી જાણે! દેશમાં પરિસ્થિતિ બહુ વિકટ–અનાજ નહિ, કાપડ નહિ, જીવનને જરૂરી એવી સાદી ચીજો નહિ. કાળાં બજાર, લાંચરુશવત વગેરે ભરપૂર, અને અમે અહીં કેવળ તાત્ત્વિક ચર્ચા કરવામાં–અને તે પણ બડબડથી વિશેષ નહિ, એ ને એ જ વાતોની પુનરુક્તિ! આનો શો અર્થ? અમારી નાલાયકી આનાથી વધુ કઈ હોઈ શકે? હાલના અધિકારી કૉંગ્રેસી લોકોને પ્રજાએ દૂર કરી દેવા એ એક જ માર્ગ દેખાય છે. પરંતુ એ બહુ કઠણ, અશક્યવત્ છે. છેલ્લાં ૩૦–૩૦ વર્ષોથી જેમની આગેવાની હેઠળ આપણે અંગ્રેજો સાથે લડ્યા, જેમને માટે આપણને પ્રેમ અને માન થાય છે, એમની જોડે લડવું કેટલું કઠણ? અર્જુનવિષાદ જેવી અવસ્થા થાય છે. અને નહિ જોઈએ આ રાજકીય જીવન, આપણે પોતે નિવૃત્ત થઈને શાંત બેસવું એમ પણ થાય છે.

શ્રી. શંકરરાવ દેવ જોડે વાત થઈ. એમની પણ ફરિયાદ એ, કે 'મોટા આગેવાનો–ખાસ કરીને નેહરુ અને પટેલ – કશું પણ સાંભળી લેવાનેય તૈયાર નથી! એમના અભિપ્રાયની વિરુદ્ધ કશુંક બોલીએ, તો ચિડાય છે!' આમાં તથ્ય છે. પરંતુ તેથી કોઈ જ બોલતું નથી તો તેમની વૃત્તિ વધારે જ અસહિષ્ણુ બનવાની નહિ વારુ?

બંધારણીય કાયદાનો મુસદ્દો તપાસવાનું કામ કમિટીને સોંપવું એ સૂચના ઉપર આજે ખૂબ જ ચર્ચા થઈ. વાત સાદી. જે જે નિર્ણયો બંધારણસભાએ લીધા તે તે નિર્ણયોને અનુસરીને કાયદાનો ખરડો તૈયાર કરવો. આટલે સુધી સહુ સંમત હતા. પરંતુ આગળ એમ જણાવ્યું હતું, કે જે જે નિર્ણયો થયેલા વિષયો નથી પણ બંધારણમાં સમાવાના છે, એમનો પણ વિચાર થાય અને પછી મુસદ્દો કરવો–સરવાળે આખો જ મુસદ્દો કમિટી આગળ આવે છે. એટલે એ પ્રમાણે કરવામાંય વાસ્તવિક મુશ્કેલી ન હોવી ઘટે. પણ વાતાવરણ શંકાભર્યું અને પરસ્પર અવિશ્વાસનું. આ પ્રમાણે જો આખો મુસદ્દો તૈયાર થઈને આવ્યો તો તત્ત્વતઃ જો કે બંધારણસભાને ગમે તે કરવાની છૂટ હોય તો પણ હકીકતમાં એના હાથપગ બંધાઈ જ જવાના છે. અને કમિટી જે નક્કી કરશે એ જ છેવટે પક્ષની શિસ્ત તરીકે માન્ય કરાવવા માટેનો આ દાવ છે એવી ઘણાઓને શંકા! કેટલી દુઃખદ પરિસ્થિતિ! દેશનું હિત, દેશની સેવા કરવા સારુ આપણે સહુ જો ભેગાં મળતાં હોઈએ, તો ખરેખર વાતાવરણ શુદ્ધ, નિર્મળ, પ્રેમમય હોવું ઘટે. મને ૧૯૨૧ના દિવસો યાદ આવે છે. અંદર અંદર અમારા મતભેદો હોવા છતાંય સહુનું ધ્યેય એક હતું, સેવા હતી. સત્તાલાલસા અગર હુકમો છોડવાની મોટાઈ નહોતી. પરસ્પર વિશ્વાસ હતો. એ બધું આજે ક્યાં છે? ૩૦–૩૦ વર્ષો એક સાથે કામ કર્યા પછી આપણે પરસ્પરની પાસે આવવાને બદલે દૂર જવા લાગ્યા! એકબીજાની ઈર્ષા, અદેખાઈ કરવા લાગ્યા!! ઉપર ચડવાને બદલે ખાડામાં ઊતરવા લાગ્યા! ઈશ્વરની મરજી! મારી પ્રાર્થના એટલી જ, કે "પ્રભુ, મારી બુદ્ધિ બગડવા દેજે મા. અને કાંઈ નહિ તો હું પોતે મારી ફરજ અદા કરીશ; બીજાઓ ગમે તે કરે, ગમે તેવા હો. આટલી સ્થિરતા મને આપ."

અમારી કમિટીનો રિપોર્ટ આજે વિચારાર્થે આવ્યો. શ્રી. રાજેન્દ્રબાબુ ખુરસીમાં જ હતા! એમને એમ પણ થયું નહિ કે આપણે પોતે સરકારના સભ્ય છીએ ત્યારે ખુરસીમાં ન હોવું એ સાદી અને સૂર્ય જેટલી સ્પષ્ટ વાત ચર્ચાય તે ઇષ્ટ નથી! આનાથી વધુ મોટો બંધાપો કયો હોઈ શકે? ખેર!

૧ વાગ્યે પાછો મુકામે આવ્યો. ભોજનોત્તર ઘેર કાગળ લખ્યો. નાની ગાડીથી (R. M. R.) જવું જોખમભર્યું હોવાથી (બે દિવસ પર દિલ્હીથી ૧૫ માઈલના અંતરે ગાડી સ્ટેશન પર થોભાવીને ઉતારુઓને માર્યાના ખબર છે) વિમાનથી અગર વડોદરા થઈને જનારી B. B. C. I. ગાડીથી જવું એ સહુથી સલામત માર્ગ. આમ સહુનો જ મત થવાથી Frontier દ્વારા

જવાનું ઠરાવીને એ પ્રમાણે ઘેર કાગળ લખ્યો, અને પછી વિમાની ટપાલથી મોકલ્યો. ત્યાર બાદ ૪વાગ્યા સુધી આરામ.

પછી પરચૂરણ કામો. વિઠ્ઠલભાઈચરિત્ર આગળ વાંચ્યું. શ્રી. બાબુરાવ મહેતા અને કૌલ મળવા આવ્યા. અમદાવાદનાં કામો અંગે શ્રી. બાબુરાવને સૂચનાઓ આપી. શ્રી. કૌલ સાથે Assembly Department વિષે ચર્ચા. તેઓ નકામા ગભરાય છે. ઠીક.

આજે શ્રી. ગોપાલસ્વામી આયંગાર મને પૂછતા હતા, કે "બંધારણસભાની આ જ ચાલુ બેઠકમાં જો ધારાસભાના સ્પીકરની પસંદગી ન થઈ, તો ધારાસભાની આગામી બેઠકના કામની એકદમ શરૂઆત કેવી રીતે થશે?" મે કહ્યું, કે "મને કાંઈ ખબર નથી." બંધારણ-સભાએ સ્પીકરની ચૂંટણી ધારાસભા (Legislature) માટેની નહિ પરંતુ બંધારણસભા તરીકેની જ કરવી એવી એમની સૂચના હતી. મેં સાભળી લીધી, અને જે કહેવાનુ હોય તે શ્રી. વલ્લભભાઈ ને કહેવું એમ જણાવ્યું. પાછળથી મે આ હકીકત વલ્લભભાઈ ને કહી. એમણે જણાવ્યું, કે "ગોપાલસ્વામી મને પૂછવા આવ્યા હતા, કે શો વિચાર છે? મે કહ્યું, કે મને શું પૂછો છો? તેઓ ખુરશીમા બેઠા છે (રાજેન્દ્રબાબુ) એમને પૂછો. એમણે કાં તો પ્રધાનમંડળમાંથી નીકળી જવું અગર તો ખુરશી છોડી દેવી એવું એમને આ પહેલા જ અનેક વાર કહ્યું છે. બન્ને રાખવાં હોય, તો ધારાસભાનો પ્રમુખ બીજો હોય અને તે સારુ માવળંકરને પસંદ કરવા એ પણ એમને કહ્યું હતું. અને તેથી માવળંકરનું નામ યૂ. પી. ના ગવર્નરપદ માટે પસંદ કરવાનો વિચાર બદલીને એમને આ સભામા સભાસદ તરીકે લીધા. આમ હોવા છતા રાજેન્દ્રબાબુ હજી અનિશ્ચિત છે એનો શો અર્થ? એટલે જે કાંઈ પૂછવાનુ તે એમને(રાજેન્દ્રબાબુને) પૂછો." આ પ્રમાણે વલ્લભભાઈએ ઝાટકણી કાઢી. ખેર!

સાંજે થોડુ ફરવા જઈ આવ્યો. પછી સ્નાન આટોપીને શ્રી. નાફડેને ઘેર જમવા જવાને નીકળ્યો. રસ્તામાં Constitution Houseમા શ્રી અને શ્રીમતી ખેરને લેવા ગયો. ત્યાં શ્રી. અનંતશયનમ્ આયગર અને શંકરરાવ દેવ મળ્યા.

નાફડેને ત્યાં ભોજન વખતે શ્રી. ખેર, ડૉ. ખરે, ડૉ. શેવડે એમ સપત્નીક, અમે બન્ને અને શ્રી. બાપુજી અણે એમ હતાં. ડૉ. ખરે જેમ ફાવે તેમ બોલતા હતા. તેમણે કહ્યું, કે "હિંદુસ્તાનમાં હવે બે જ રાષ્ટ્રીય મુસલમાન છે—એક ગાધી અને બીજા નેહરુ." વળી, "હાલમિયાએ ઝીણાનું ઘર લીધું તે તેઓ ગોરક્ષણાર્થે આપવાના હતા અને એ વાત મુસલમાનોને ગમશે નહિ તેથી સરકારે એ requisition કર્યું." જે વ્યક્તિ પહેલાં મુખ્ય પ્રધાનપદે રહી ચૂકી છે, વાઈસરૉયના કારોબારીમંડળમાં રહી છે, અને હાલ અલવરના મંત્રપ્રધાનપદે છે, એણે આવા તુક્કા છોડવા એ પરથી આપણે કઈ કક્ષા (level) પર છીએ એ બરોબર સ્પષ્ટ થતું નથી વારુ? ઠીક.

રાતે ૧૦। વાગ્યે પાછા આવી તે બાદ વાતચીત અને પછી વિશ્રાંતિ.

### તા. ૩૦ ઑગસ્ટ ૧૯૪૭, શનિવાર

સવારે નિત્યવિધિ.વૃત્તપત્રવાચન.રોજનીશી,ઇંજેક્શન વગેરે. થોડા કાગળો. જયપુરના રાજ્યકર્તાના ફોટો મોકલવા વિષે શ્રી. નાનાસાહેબ(રિયાસતકાર સરદેસાઈ)નો કાગળ આવ્યો હતો એ મુજબ સર ટી. કૃષ્ણમાચારી (જયપુર દીવાન)ને પત્ર પાઠવ્યો. Reorganisation of Hindu Charities' લેખ લખાવ્યો.

૧૦-૪૫થી ૧-૩૦ સુધી બંધારણસભાની બેઠક. દરમિયાન શ્રી. કાકાસાહેબ કાલેલકર મળ્યા. ગુજરાત યુનિવર્સિટી વિષે એમને હકીકત કહી.

ભોજન બાદ આરામ. પછી ટપાલ મોકલી, અને સવારે લખાવેલો લેખ સુધારવાનું કામ. શ્રી. સૌ. શંકરરાવ દેસાઈ અને એમની કન્યા સૌ. રાવ આવ્યાં હતાં. ડૉ. સૌ. સોની કસ્તૂરબા ફંડના કામ માટે આવ્યાં હતાં.

થોડો વખત ફરવા જઈ આવ્યો. પછી સ્નાન આટોપીને જમવા સારુ શ્રી. ખેરને ત્યાં કૉન્સ્ટિટ્યુશન ક્લબમા ગયો. શ્રીમતી રાજકુમારી, ડૉ. અને શ્રીમતી જીવરાજ, ડૉ. અને શ્રીમતી રાવ, શ્રી. અને શ્રીમતી ગાડગીળ એમ આવ્યા હતાં.

### તા. ૩૧ ઑગસ્ટ ૧૯૪૭, રવિવાર

સવારે નિત્યવિધિ. સ્નાન વગેરે આટોપીને વૃત્તપત્ર-

વાચન. રોજનીશીલેખન. પછી ઘણા પરચૂરણ કાગળો (૧૪) હાથે લખ્યા. થોડો વખત શ્રી. વિઠ્ઠલભાઈચરિત્ર-વાચન. અને પછી શ્રી. રામ આશરા પાસે પત્રો લખાવ્યા.

બપોરે જમવા માટે કર્નલ શેવડેને ઘેર ગયો હતો. કર્નલ કેળવકર પણ સપત્નીક આવ્યા હતા. તેઓ સિમલાથી ગઈ કાલે જ આવ્યા. એમની ગાડી પાંચ કલાક મોડી આવી. ગાડીમાંની હકીકતનું વર્ણન કરતા હતા. શરીર પર રોમાંચ ખડા થયા.... ... ... ખેર !

૩ વાગ્યે મુકામ પર આવ્યો. સહીઓ કરીને ટપાલ રવાના કરી. થોડો વખત આરામ. પછી શ્રી. કૌલ અને ઠાકર (સ્ટ્રૉફ ઑફ) મળ્યા. થોડો વખત વિઠ્ઠલભાઈ-ચરિત્રવાચન.

સાંજે ફરવા જઈ આવ્યો. ભોજનોત્તર સામાન બાંધવાની તૈયારીઓ. વાતચીત. (ક્રમશઃ)

*

# સ્વતંત્રતાનું સ્વરૂપ

## ગણેશ વાસુદેવ માવળંકર

[પંડિત દીનાનાથ ભાર્ગવ 'દિનેશ' સંપાદિત અને દિલ્હીથી પ્રકાશિત 'માનવધર્મ' માસિકના ઑક્ટોબર, ૧૯૪૭ના વિશેષાંક-'માતૃભૂમિ અંક'-માં પ્રગટ થયેલ મૂળ હિંદી લેખનો ગુજરાતી અનુવાદ]

આપણે એ સારી પેઠે સમજી લેવું જોઈએ કે જો આપણે આપણા માટે સ્વતંત્રતા પ્રાપ્ત કરી રહ્યા હોઈએ તો આપણે આપણી જાતને તેને લાયક બનાવવી પડશે. પંદરમી ઑગસ્ટ પછી આપણે કેવી રીતે રહીએ અને વ્યવહાર કરીએ એ એક પ્રશ્ન છે.

આ વિષે અનેક મત હોઈ શકે છે. પણ મેં તો હમેશાં એમ જ કહ્યું છે, કે હું બંધારણ અને બંધારણ ઘડવાને જ સ્વાતંત્ર્યપ્રાપ્તિનું અંતિમ લક્ષ્ય માનતો નથી. દરેક પ્રાંતમાં તથા કેન્દ્રમાં એક ધારાસભા હોય કે બે, ત્યાં અલ્પ સંખ્યાનું પ્રતિનિધિત્વ હોય કે બહુ મોટી સંખ્યાનું, ભલે બહુમતીથી જ નિર્ણયો લેવાતા હોય. આ બધી હકીકતો છે તો મહત્ત્વપૂર્ણ, છતાંય મને એમ લાગે છે કે એ સ્વતંત્રતાના સારતત્ત્વો નથી. સ્વાતંત્ર્યનાં સારતત્ત્વો તો કંઈક જુદાં જ છે. જેને આપણે બંધારણ કે બંધારણનિર્માણ કહીએ છીએ, તે સર્વ કેવળ, જેને માટે આપણે ઉત્સુક છીએ તે સ્વતંત્રતાને સ્થાપવા તથા ઉપભોગ કરવાનાં સાધન છે. આ એક વાતને હું તમારા હૃદયમાં દૃઢ કરવા ઇચ્છું છું-મહેરબાની કરી તમે માત્ર બંધારણ અને બંધારણ-નિર્માણ તરફ જ દૃષ્ટિ ન રાખશો. મારો એ કડવો અનુભવ છે, કે જ્યારે આપણે કોઈ જનસેવાનું કાર્ય કરવા ઇચ્છીએ છીએ ત્યારે મોટા ભાગમા લોકો નક્કર કાર્ય કરવાને બદલે નિયમ-ઉપનિયમ કે બંધારણ ઘડવામાં વિશેષ રસ લે છે; પણ આપણે બંધારણ કરતાં સ્વતંત્રતાના સારતત્ત્વ પ્રત્યે અધિક લક્ષ આપવું જોઈએ. તમે એમ ન સમજશો, કે હું બંધારણને કંઈ જ મહત્ત્વ આપતો નથી, પણ માત્ર એટલું જ કે કોઈ પણ ભાષાજ્ઞાન કેવળ બોલવા ખાતર જ નહિ, બલકે આપણા વિચારો અન્ય સુધી પહોંચાડવા સારુ જરૂરી છે. બંધારણો વિષે પણ એવું જ છે.

આ હું એટલા માટે કહું છું, કે જનસાધારણનો અધિકાંશ સમય બંધારણોની ચર્ચા કરવામાં વ્યતીત થાય છે અને તેઓ સ્વાધીનતાનાં સારતત્ત્વો તરફ લક્ષ આપતા નથી. માની લો કે એક ભાગીદારીનો ધંધો ચલાવવા માટે ભાગીદારીનો કરાર એક ઘણા જ કુશળ ધારાશાસ્ત્રી દ્વારા આલેખાય તે જરૂરી છે, પણ સારામાં સારો દસ્તાવેજ લખાય તો પણ એ તો નક્કી થતું નથી કે ધંધો અવશ્ય સફળતાપૂર્વક ચાલશે. સફળતા માટે ભાગીદારોની બુદ્ધિ જરૂરી છે. પરસ્પર સદ્ભાવના, વિશ્વાસ, ચારિત્ર્ય, સચ્ચાઈ, ત્યાગ અને ધંધાકીય જ્ઞાન-એ બધાં સફળતાનાં આવશ્યક અંગો છે. રાજનૈતિક સંસ્થાઓ માટે પણ આ જ મૂળ સત્ય છે. આપણે તો સ્વતંત્રતાનું સ્વરૂપ સમજવું જોઈએ તથા વિશેષતઃ આપણી તેના પ્રત્યેની જવાબદારી.

આપણે સમજવું જોઈએ, કે સ્વતંત્રતા શું છે. અનેક વ્યક્તિઓ તથા અનેક સમુદાયો તેનો અર્થ પોતપોતાની

રીતે કરે છે. આપણામાંના ઘણા ખરા લોકો કે જેમણે આધુનિક વિદ્યાલયોમાં શિક્ષણ લીધું છે, તેઓ જો નીચે પ્રમાણે કહે તો મને આશ્ચર્ય નહિ થાય: હવે અંગ્રેજો ચાલ્યા ગયા છે, તેમનુ સ્થાન આપણને મળશે. અંગ્રેજો જેમ રહેતા હતા તેવી રીતે અધિકારી બનીને રહેવાનો લાભ આપણે મેળવીશુ, બધા અધિકારો આપણને પ્રાપ્ત થશે. પરંતુ શુ સ્વતન્ત્રતાનો આ જ સાર છે? જો કે બધા ધર્મોના મૂળ સિદ્ધાતો સરખા જ હોય છે અને કોઈ હિન્દુ, તો કોઈ મુસલમાન, તો કોઈ ખ્રિસ્તી એ તો સંયોગાધીન છે, તો પણ જ્યારે આપણે સાંપ્રદાયિક ખેંચતાણ તરફ દૃષ્ટિક્ષેપ કરીએ છીએ ત્યારે પોતાની જાતને ધાર્મિક અને શિક્ષિત કહેનાર લોકોને પોતાના વિશેષ ધર્મ તરફ પંક્તિબદ્ધ થતાં જોઈ આપણને ખેદ ઊપજે છે. ધર્મનુ સાચુ ધ્યેય મનુષ્યને પશુતામાથી ઉપર ઉઠાવવાનુ છે. આ ધ્યેય સર્વ ધર્મોમાં સમાન હોય છે. એના વડે સમાજને દૃઢતા મળે છે. આપણે સહુએ સમાજના સભ્યોની માફક રહેવું જોઈએ. પણ કમનસીબે આજે હિન્દુસ્તાનમા એવુ નથી. આપણી સમક્ષ ભયકર સાપ્રદાયિક કલહો છે.

હુ મારી જાતને જ પૂછું છું, કે આપણે શું હિન્દુ કે મુસલમાન સંસ્કૃતિને માટે ઝઘડી રહ્યા છીએ? આ વાત પર તમારામાથી કોઈ મને અનુદાર પણ કહી શકે છે. આપણે સહુ જો કે એક સભ્ય અને સાસ્કૃતિક દેશના નાગરિક હોવાનો દાવો કરીએ છીએ તો પણ આપણે આજની સમસ્યાને સભ્ય રાષ્ટ્રની જનતાના ઉચ્ચ સ્તરેથી જોતા નથી. આપણે તો સંકુચિત વ્યક્તિગત લાભ જોઈએ છીએ. આપણે સમાજનું વ્યાપક હિત વિચારતા નથી, દરેક વાતને આપણા હિતાર્થે આપણી રીતે ઇચ્છીએ છીએ. આપણે શુ આને જ સ્વતન્ત્રતા કહીશું? જો આપણે એ પ્રમાણે નથી ઇચ્છતા તો પછી આપણે પરધર્મીઓ ઉપર અવિશ્વાસ કેમ રાખીએ છીએ? કારણ ગમે તે હોય, પણ સત્ય એ છે કે આપણે વ્યક્તિગત રીતે વિચારીએ છીએ. જો આપણે સંપૂર્ણ જાતિની માફક વિચારીએ તો આપણે એમ કરવું જોઈએ કે આપણે માનવતાના લાભનો વિચાર કરી ભારતના ચાળીસ કરોડ જનસમુદાયનુ હિતચિંતન કરીએ. આપણી ભાવના ઘણી સંકુચિત થઈ ગઈ છે. હું મારી જાતને અને તમને સહુને એ પ્રશ્ન પૂછું છું, કે તમારી આવી સ્વતંત્રતામાં જનસમુદાયને શું રસ છે? જો મારા ભાગ્યમાં હમેશાં ઉચ્ચ વર્ગનું મેલું જ સાફ કરવાનું લખ્યું છે તો મારા માટે ભારત સ્વતંત્ર થાય કે બંધનમાં રહે તેમાં શું તફાવત છે? આવી સ્વતન્ત્રતાનું આકર્ષણ શું હોઈ શકે? જનતન્ત્રનો શો અર્થ છે? જો મારા માટે સમાન અધિકારો અને તકો નથી, જો મને ન્યાય ન મળે—કે જેને માટે પ્રત્યેક વ્યક્તિ અધિકારી છે—તો મને મોટીમોટી સ્વતંત્રતાની વાતો કહેવાથી શો ફાયદો? સાધારણ મનુષ્યના જીવનમાં સ્વતંત્ર થવાથી શું પરિવર્તન થશે? સ્વતન્ત્રતા વડે તેનું હિત ત્યારે જ છે, કે જ્યારે તેને સારું ભોજન મળે, તેનું પેટ ભરાય, તેને પૂરતાં કપડાં મળે, જરૂરી રહેઠાણ મળે, તે પોતાના પરિવાર સાથે રહી લાંબુ જીવનસુખ ભોગવે. જો આ સઘળા પદાર્થો મળે તો સ્વતન્ત્રતાનો કંઈક અર્થ છે, નહિ તો સામાન્ય માણસને માટે તો કેવળ ઘોડેસવારના બદલાવા તુલ્ય છે. ઘોડા ઉપર સફેદ સવારને બદલે ભલે કાળો સવાર બેસે. ઘોડાની દૃષ્ટિએ કોઈ અંતર નથી. તેથી આપણે સારી રીતે સમજવું જોઈએ, કે આપણે સ્વતન્ત્રતા શા માટે ઇચ્છીએ છીએ અને તેનો સાચો અર્થ શો છે.

સ્વતન્ત્રતાનું લક્ષ્ય મેં ઉપર બતાવ્યું છે. આપણે સર્વસાધારણની ઉન્નતિને માટે રાજનૈતિક બળ ઇચ્છીએ છીએ. કૉંગ્રેસ ક્રાન્તિ શા માટે કરી રહી હતી? સાઠ વર્ષોથી તેનુ ધ્યેય શું હતું? હું વિનમ્રતાપૂર્વક કહીશ, કે થોડાક માણસોની કમજોરી અથવા દોષ વડે એક મહાન સંસ્થા વિષે કોઈ પણ નિર્ણય બાંધવો ન જોઈએ. પ્રત્યેક સંસ્થામાં કેટલીક એવી વ્યક્તિઓ હોય જ છે કે જે કેવળ પોતાના સ્વાર્થ પર નજર રાખે છે. ઘણા ખરા લોકો તો નાનકડા લાભ માટે પણ પોતાનો ધર્મ સુદ્ધાં ત્યજી દે છે.

વાસ્તવમા તો કૉંગ્રેસનો જન્મ એટલા માટે થયો હતો કે આપણે જનસમુદાયની ઉન્નતિ ઇચ્છીએ છીએ અને જો તમને યાદ હોય તો કૉંગ્રેસની પહેલી માંગ મીઠાના કરને દૂર કરવાની હતી. મીઠાના કરને હઠાવવાનું આંદોલન કૉંગ્રેસે ગરીબોને લાભ પહોંચાડવા માટે જ ચલાવ્યું હતું. ૧૯૩૦માં સવિનય આજ્ઞાભંગ આંદોલન ચલાવતી વખતે મહાત્મા ગાંધીએ એટલા જ માટે મીઠાના કરને તોડ્યો હતો કે જેથી ગરીબોનું કંઈક હિત થાય અને તેમની દશા સુધરે.

આપણે ગરીબોની પરિસ્થિતિ વિષે વિચાર કર્યો છે. અમદાવાદ નગરપાલિકાના અધ્યક્ષ હોવાના કારણે મને ગરીબ અને દલિતોની સેવા કરવાનો શુભ અવસર સાંપડ્યો છે. આજે મારા વર્તમાન હોદ્દા પરથી મને પ્રત્યક્ષ સેવાના એવા અવસરો પ્રાપ્ત થતા નથી. મને એક લેખ લખવા કરતાં દીન-દુઃખીઓની સેવા અને મદદ કરવામાં અધિક હર્ષ ઊપજે છે.

જ્યારે હું નગરપાલિકાનો અધ્યક્ષ હતો ત્યારે હું મારી જાતને 'સરભંગી' કહ્યા કરતો હતો. હું એક ઉદાહરણ આપું. મેં એક ભંગી સ્ત્રીને મેલાનો ટોપલો ઊંચકી જતી જોઈ. તેના માથા ઉપર ટોપલો હતો અને તેના પેટ ઉપરથી અનુમાન થઈ શકતું હતું કે તેને નવમો માસ ચાલતો હોવો જોઈએ. વરસાદ પડતો હતો અને ટોપલામાંથી પાણીની સાથે મેલું પણ વહીને તેના મોં ઉપર આવી રહ્યું હતું. મને અને સંભવતઃ કોઈ પણ મ્યુનિસિપલ અધિકારીને આ પડેલાં ભંગીઓની દશા વિષે કોઇ અનુમાન હતું નહિ. આ એક એવું દૃશ્ય હતું કે જેણે મારા હૃદયને પિગળાવી દીધું. હું અવાક્ રહી ગયો, આંખોમાંથી આંસુ ટપકી પડ્યાં અને મારી જાતને સ્વસ્થ કરતાં મને લગભગ પંદર મિનિટ લાગી. મેં વિચાર્યું: શું આ જ સમાજ છે કે જેમાં આપણે રહીએ છીએ? આપણે સભ્ય તથા શિક્ષિત હોવાનો દાવો કરીએ છીએ? શું આપણે કદીય ગરીબોની હાલત વિષે વિચાર કર્યો છે? તેઓ કેવી તે રહે છે, કેટલો કઠોર શ્રમ કરે છે, જીવનની કેવી પરિસ્થિતિઓમાંથી પસાર થાય છે? જો કે તે વખતે આવા ખર્ચ માટે કોઈ જોગવાઈ ન હતી તો પણ ગમે તેમ કરીને મેં તે વખતે મેલું ઉપાડવાના દસ હજાર રૂપિયાની કિંમતના બંધ ટોપલા મંગાવ્યા. આ ઉદાહરણ પરથી તમે સમજશો, કે સ્વતંત્રતા વિષે મારી દૃષ્ટિ કયા પ્રકારની છે.

જ્યાં સુધી મહેનત કરનાર જનસમુદાય જીવનની જરૂરી અને ઉપયોગી સામગ્રી પણ મેળવી શકતો નથી અને મનુષ્યની માફક જીવન જીવી શકતો નથી, ત્યાં સુધી આપણું ધ્યેય અપૂર્ણ છે. જો આપણે ઇચ્છીએ કે પ્રત્યેક ભારતનિવાસી સ્વતંત્રતામાં રસ લે, તો આપણે સમાજનું સંગઠન કરવું જોઈશે. જે કંઈ આપણી પાસે છે તે બધાનું છે. એમ ન બને કે આપણું પતન થાય.

જ્યારે આપણે કોમી પ્રતિનિધિત્વ માટે લડીએ છીએ ત્યારે તો સાચે જ આપણે કોઈ પણ જ્ઞાતિનો પક્ષપાત નથી કરતા, કારણ કે કોમ તો ભારતીય સમુદાયો વડે બનેલી છે. આટલી બેઠકો હિન્દુઓ માટે, આટલી મુસલમાનો માટે અને આટલી શીખો માટે વગેરે વગેરે, આનો શો અર્થ છે? કૉંગ્રેસનો આ માર્ગ નથી.

આપણે જે સ્વતંત્રતાની કલ્પના કરીએ છીએ તે ગણ્યાગાંઠ્યા લોકોની નથી પણ દરેક ભારતીય દ્વારા તેના વ્યક્તિગત જીવનમાં તે અનુભવાશે. સરકારી હુકમો અને અંકુશો વડે આપણાં કામ ચાલી શકે નહિ. અંકુશોનાં પરિણામ આપણે જોયાં છે. અછત, કાળું બજાર તથા લાંચરુશવત વિસ્તર્યા છે. ઘણી વાર લોકો પૂછે છે કે સરકાર આ રુશવતખોરીને કેમ રોકતી નથી. તમે એ વાત તો સ્વીકારશો કે સરકાર પોતે લાંચરુશવત ઇચ્છતી નથી. પણ તેને કેવી રીતે રોકી શકે? જો તે એક ક્ષેત્રે તેને રોકવા પ્રયાસ કરે છે, તો કોઈ બીજો જ લાંચરુશવતનો માર્ગ ખૂલી જાય છે. ગમે તેમ હોય, સરકારી કર્મચારીઓ આપણા લોકોમાંથી નિયુક્ત કરવામાં આવે છે. સ્વતંત્રતા એટલા માટે છે કે પ્રત્યેક ભારતીયને જીવનમાં વધુ સગવડો મળે. દરેક કાર્ય માટે આપણે સરકારી મદદની અપેક્ષા ન રાખવી જોઈએ. જો આપણે સ્વાધીનતા વિષે સાચો ઉત્સાહ રાખતા હોઈએ, તો આપણે એવું જીવન જીવવાનો પ્રારંભ કરવો જોઈએ કે જે વિશેષ નૈતિક હોય, વિશેષ સત્ય હોય, અધિક નમ્ર હોય, પરસ્પર સહાયની ભાવનાથી પ્રેરિત હોય અને પ્રત્યેક મનુષ્ય પ્રત્યે ન્યાયપૂર્ણ વ્યવહારથી નિયંત્રિત હોય. આપણે એવા જનમતને નિર્માણ કરવા માટે સમર્થ થવું જોઈએ કે જેમાં સ્વાધીનતાનાં ફળ બધાને મળે. જો તેમ ન થાય તો 'ઇન્ડિયન ઇન્ડિપેન્ડન્સ' બિલ વડે જે સ્વાધીનતા મળી છે તેનું સ્વરૂપ માત્ર કાગળ ઉપરનું જ રહેશે. તે સ્વતંત્રતા દિલ્હી અને લંડનમાં કાગળો ઉપર જ લખેલી રહેશે અને જ્યાં સુધી વાસ્તવિક કાર્યને લાગે વળગે છે ત્યાં સુધી તે જ જૂની ઘરેડ ચાલતી રહેશે. એમ પણ બને કે પરિસ્થિતિ વિશેષ બગડે.

આપણે નાગરિક ગુણોની વૃદ્ધિ કરવી જોઈએ અને નાગરિકતાના સ્તરને ઉપર ઉઠાવવું જોઇએ. ત્યારે જ

સ્વાધીનતા દ્વારા આનંદ પ્રાપ્ત કરવાનો અવસર મળી શકે છે. તેથી જે માણસો શિક્ષિત હોવાનો દાવો કરે છે તેમણે થોડા આદર્શો પ્રમાણે પોતાના જીવનને ઘડવાનો પ્રયાસ કરવો જોઈએ. તેના અભાવમાં આપણું ભવિષ્ય આશાથી નહિ બલ્કે અંધકારથી ભરેલું છે.

મારી આ નમ્ર વિનતિ છે, કે સ્વતંત્રતાના ઉપાસકો પરમ પુરુષાર્થને માટે જીવન અર્પી દે. એ જ આપણી દેશભક્તિ હશે અને એ જ અજેય શક્તિ!

# ભારતની પ્રાચીન શિક્ષણસંસ્થાઓ

**રતિલાલ મો. ત્રિવેદી**

[ગુજરાત વિશ્વવિદ્યાલય વ્યાખ્યાનમંડળ સમિતિ, અમદાવાદ તરફથી યોજાયેલી વ્યાખ્યાનમાળાનું પ્રથમ વ્યાખ્યાન આચાર્ય શ્રી રતિલાલ મો. ત્રિવેદી (ન્યૂ એજ્યુકેશન હાઈસ્કૂલ, અમદાવાદ)એ તા. ૧૬ નવેંબર ૧૯૪૭ના રોજ આપ્યું હતું. શ્રી પુરુષોત્તમ ગણેશ માવળકરે એ વ્યાખ્યાનની તે વખતે ઉતારેલી સંક્ષિપ્ત નોંધ એ જ સ્વરૂપમાં અહીં પ્રકાશિત કરી છે.]

જે પ્રજાને ભૂતકાળ નથી તેને બહુ મુશ્કેલી છે. જેને હતો અને આજે ધોવાઈ ગયો છે એને પણ મુશ્કેલી છે. આપણે એવું નથી. આપણો સંસ્કૃતિપ્રેમ અખૂટ છે. આપણો ભૂતકાળ ઉજ્જવળ છે. પણ એને ખુલ્લો કરવાની—ઉઘાડો કરવાની જરૂર છે.

પ્રાચીન ભારતમાં કેળવણી ફરજિયાત ને સાર્વત્રિક હતી. ઇંગ્લેન્ડે ૭૦-૭૫ વર્ષ પહેલા એ કરી. આપણે ત્યાં કેળવણી લેવી એ બન્ને—હક ને ફરજ ગણાતાં. ગુરુને ત્યા જઈને આપણો વિદ્યાર્થી અંતેવાસી બની રહેતો. અંતેવાસી શબ્દ બહુ સરસ છે. ગુરુના સમાગમમાં સર્વાંગી રીતે આવવું એ ત્યારે હતું. સવાલ એ છે કે આ પ્રકારનો અધિકાર સ્ત્રીઓ ને શૂદ્રોનો પણ હતો કે કેમ. ઘણું કરીને સ્ત્રીઓને એ અધિકાર હતો. મનુએ સ્ત્રીના ઉપનયન-સંસ્કારની વાત કરી છે. પણ શૂદ્રો અંગે કેટલાક extra philosophical questions ઉદ્‌ભવે છે. અનાર્યોને કારણે કેટલાક પ્રતિબંધો જરૂરી હતા. એ પ્રતિબંધો અનાર્યોના જવાથી ધીમે ધીમે ઓછા થયા.

પણ આમ પ્રાચીન કેળવણી સામુદાયિક ને સાર્વત્રિક હતી. રાજા પ્રજાનું પાલન-પોષણ જ નહિ પણ કેળવણીનુ કાર્ય પણ હાથમાં લેતો. ઊંચા જ્ઞાનને પ્રાચીન સમયમા હિમાલય ઉપર જ નહોતું રાખવામાં આવતું. એ સપાટી પરના બધા સર્વસામાન્ય લોકોને અપાતું હતું.

હવે એ વિચારીએ કે અત્યારની આપણી વિશ્વ-વિદ્યાલયની કલ્પનાનો ઊગમ ક્યારે થયો. પૂર્વે આપણે ત્યાં અનેક પરિષદો હતી. આ સંસ્થાઓ સ્થિર નહોતી. યજ્ઞકર્મના હેતુથી એ સ્થપાતી. એમાં અમુક મર્યાદિત સંખ્યાના વિદ્યાર્થીઓ જ લેવાતા. પણ આ જ પરિષદો તે આપણી વિદ્યાપીઠો એમ ચોક્કસ કહી ન શકાય.

આશ્રમ—વિદ્યાપીઠ. કુલપતિ કણ્વ એ ૧૦,૦૦૦ વિદ્યાર્થીઓની વિદ્યાપીઠના અધિષ્ઠાતા હતા. સુંદર સૃષ્ટિ-શોભા. મુક્ત, સ્વતંત્ર, અહિંસાનું ને જ્ઞાનની એકાગ્રતાનું વાતાવરણ. વિદ્યાપીઠમા મુખ્ય વસ્તુ વાતાવરણ છે. નિર્ભયતાનુ અને મુક્ત એવું વાતાવરણ જોઈએ. કણ્વ ઋષિના આશ્રમના આ પ્રકારના વાતાવરણનો દુષ્યંતને અનુભવ થાય છે એ 'શાકુંતલ'માથી આપણે જોઈ શકીએ છીએ.

આશ્રમ—વિદ્યાપીઠનો અભ્યાસક્રમ બને તેટલો વિવિધ હતો. વેદ, ઉપનિષદ, સ્મૃતિ, બીજા શાસ્ત્રીય વિષયો વગેરેનુ જ્ઞાન અપાતું. આપણે ત્યાં ત્રણ યુગ પાડી શકીએ.

(૧) વેદયુગ—ઈ. સ. પૂર્વે ૫૦૦૦–૬૦૦૦ થી ઈ. સ. પૂર્વે ૧૦૦૦ સુધી.

(૨) સંસ્કૃતયુગ—ઈ. સ. પૂર્વે ૧૦૦૦ થી ઈ. સ. ૧૦૦૦–૧૨૦૦ સુધી.

(૩) ભાષાયુગ ઈ. સ. ૧૦૦૦–૧૨૦૦ થી આજ સુધી.

આશ્રમ—વિદ્યાપીઠનો યુગ એ પ્રથમ યુગમાં આવી જાય છે.

હવે આપણે સંસ્કૃત યુગમાં આવીએ છીએ. પંજાબમાં આવેલ પ્રખ્યાત તક્ષશિલાનુ વિદ્યાપીઠ. અનેક હાથોમાં એ વિદ્યાપીઠ ગયું. ૧૦૦૦–૧૫૦૦ વર્ષ સુધી આ વિદ્યાપીઠ ભારતવર્ષનું બૌદ્ધિક પાટનગર (intellectual capital) રહ્યું હશે. એમ કહેવાય છે કે ભગવાન ચાણક્ય, અશોક

વગેરે ત્યાંના વિદ્યાર્થીઓ હતા. એ એક અર્વાચીન વિશ્વ-વિદ્યાલયગ્રામ જેવું હતું. વેદવિદ્યા ઉપરાંત ત્યાં ખાસ ઔષધિવિદ્યા અને લશ્કરી તાલીમ અપાતાં. અહીં ચાંડાળો સિવાય સહુને પ્રવેશ હતો. છતાં બે ચાંડાળો છૂપી રીતે દાખલ થયેલા. પણ તેમનું ખરું રૂપ ઉઘાડું પડતાં એમને હાંકી કાઢવામાં આવેલા. અહીં શ્રીમંતો, ગરીબ, માછીમાર વગેરે બધા હતા. બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્ય હતા. ખાસ એ કે ગરીબ–તવંગર સહુ સમાન હતા. એમના ઉત્કૃષ્ટ દાખલાઓ પણ નોંધાયેલા છે.

તક્ષશિલા શરૂઆતમાં બ્રાહ્મણ-સંસ્કૃતિનું ધામ હતું. પછી એ બૌદ્ધ સંસ્કારિતાનું ધામ બન્યું. આનું કારણ ઐતિહાસિક છે. અભ્યાસક્રમ વિશાળ હતો. બ્રાહ્મણ ને બૌદ્ધ ગ્રંથો બિલકુલ પક્ષપાત વિના શીખવવામાં આવતા.

ચીન વગેરે દેશથી પણ વિદ્યાર્થીઓ અહીં ભણવા આવતા. ઈ. સ. ૪, ૫ સૈકા સુધી આ વિદ્યાપીઠ ચાલ્યું હશે એમ લાગે છે. ત્યાર પછી હૂર લોકોએ એનો નાશ કર્યો.

હવે કાશી-વિદ્યાપીઠનો વિચાર કરીએ. કાશીનાં વિદ્યાસ્થાનોમાં કોઈપણ એક વિદ્યાનું વાતાવરણ હતું એ એની વિશિષ્ટતા છે. અહીં મીમાંસાનું અપૂર્વ વાતાવરણ હતું. અનેક મહાપંડિતો અહીં આવીને રહ્યા. રામાનુજાચાર્ય, વલ્લભાચાર્ય, તુલસીદાસ વગેરે.

કાશીમાં પણ તક્ષશિલાનો પડઘો પડતો. તક્ષશિલાના વિદ્યાર્થીઓ ત્યાં ભણવા આવતા.

હવે નાલંદા વિષે — સહુથી મહાન વિદ્યાપીઠ –

ગુપ્ત સમયમાં આ વિદ્યાપીઠ બંધાયું. ઈ. સ. ૪૫૦ થી ૫૦૦ સુધીમાં તક્ષશિલા એશિયાનું પણ નાલંદા તો સમગ્ર વિશ્વનું મહાન વિદ્યાપીઠ બની રહ્યું. ૧૦૦ અધ્યાપન માટેના ખંડો.

એનું પુસ્તકાલય તો જગતમાં બેનમૂન હતું. ૯ માળનું તો એ મકાન હતું. ચીનના મુસાફર હ્યુ-આન-સાંગે આ વિદ્યાપીઠનું ખૂબ સરસ વર્ણન કર્યું છે.

નાલંદાનું વિદ્યાપીઠ એ મહાવિહાર હતું. બૌદ્ધ-સંસ્કૃતિનું એ ધામ હતું. પણ બ્રાહ્મણ-સંસ્કૃતિના ગ્રંથો પણ અહીં શિખવાતા.

નાલંદાની સ્થાપના થઈ ત્યારથી તે વખતના રાજાઓએ ૧૦૦૦ ગામડાં વિદ્યાપીઠને આપેલાં! એનું મહેસૂલ મળે એમાંથી વિદ્યાપીઠ ચાલે.

જ્ઞાનનું વાતાવરણ ચોવીસે કલાક ત્યાં હતું. એશિયાના અનેક ભાગોમાંથી વિદ્યાર્થીઓ ત્યાં આવતા.

દ્વાર પંડિતની પરીક્ષામાં તો ત્રણ-ચાર જણને જ પ્રવેશ મળતો! ૭૦૦ વર્ષ સુધી નાલંદાએ પોતાની અગત્ય જાળવી હતી. એનો નાશ ૧૨મા સૈકામાં મુસલમાન હુમલાખોરોને હાથે થયો હતો.

પછી વિક્રમશિલા વિદ્યાપીઠ. નાલંદાની માફક એને પણ ફરતો કોટ હતો. આ વિદ્યાપીઠની રચના સુંદર હતી.

મોટી નદીઓને કાંઠે આ વિદ્યાપીઠો સ્થપાયેલાં. વિક્રમશિલાની સ્થાપના ૯મા સૈકામાં થઈ ને ૧૨મા સૈકામાં એનો અંત થયો. બૌદ્ધ-સંસ્કૃતિનું જ્ઞાનાર્જન એણે કર્યું. કેટલાયે બ્રાહ્મણોએ બૌદ્ધ ધર્મ સ્વીકારેલો એ એક ખૂબી છે!

ત્યારપછી ઉદંતપુરીનું વિદ્યાપીઠ. ઘણા સાધુઓ અહીં અભ્યાસ કરતા. પછી જગતદળ વિદ્યાપીઠ – અહીં તિબેટમાંથી વિદ્યાર્થીઓ આવતા.

૧૨મા સૈકામાં અંતના ભાગમાં આ વિદ્યાપીઠોનો પણ અંત આવ્યો. ત્યારપછી પૂર્વમાં મિથિલા વિદ્યાપીઠ– નવદ્વીપ વિદ્યાપીઠ બીજું. દક્ષિણમાં મદુરાનું વિદ્યાપીઠ.

આમ, આપણા પ્રાચીન ભારતમાં વિદ્યાપીઠો હતી આ આપણું પ્રાચીન ધન છે. એણે અનેક વિદ્વાનોની પરંપરા નિર્માણ કરી.

આપણી સંસ્કૃતિ ત્રિપદી છે. ગ્રામ, નગર અને વનની બનેલી એ સંસ્કૃતિ છે. રાજમહેલમાંથી પણ સંસ્કૃતિનું વહન થયું છે.

હવે એવો સમય આવ્યો છે, જ્યારે આપણે આપણી સંસ્કૃતિનો વિચાર કરવો ઘટે. એનો પાક આપણે ગુજરાત વિશ્વવિદ્યાલયમાં તૈયાર કરવો જોઈએ.

*

# વપરાશ-મર્યાદા

બબાભાઈ સોમાભાઈ પટેલ

[અર્થશાસ્ત્રના અધ્યાપક, સેંટ ઝેવિયર્સ કૉલેજ, અમદાવાદ]

ડૉ. શુમાખર એવો મત ધરાવે છે કે માનવીઓની વપરાશને મર્યાદા હોવી જરૂરી હોય છે, કેમ કે તેથી જીવનમા શાંતિ, સુખ, સરળતા, સંયમ તથા સ્વાતંત્ર્ય વિશેષ આવે છે. લગભગ આવી જ વિચારસરણી ગાંધીવાદી વિચારકોમાં પણ જોવા મળે છે. વપરાશ-મર્યાદાના જીવનમૂલ્યની શ્રદ્ધાને લીધે તેઓ ઉત્પાદન, ઉત્પાદકતા, વિશેષીકરણ અને એમ આર્થિક વિકાસની અવધિ નક્કી કરવા સુધી વિચારતા હોય છે.

માનવીઓ અને સમાજો તેમના આર્થિક જીવનમાં આર્થિક અછતોનો ઉકેલ લાવવા મથે છે. અછતોનો ઉકેલ બે રીતે આવી શકે એમ હોય છે: (૧) આર્થિક વસ્તુઓ-કામગીરીઓનું સર્જન કરવું. તે માટે અનેકવિધ ઉત્પાદક પ્રવૃત્તિઓ, કાર્યક્ષમ ઉત્પાદનવ્યવસ્થા, સ્થૂળમૂડી-સર્જન, માનવ મૂડી સર્જન વગેરે દિશામાં માનવસમાજ પોતાનાં સમય, શક્તિ અને સાધનો રોકે છે. (૨) અછત માંગ અને પુરવઠા પર આધાર રાખે છે. જેમ પુરવઠો વધારી અછત ઘટાડી શકાય, તેમ માંગ ઘટાડીને પણ અછત ઓછી કરી શકાય. માંગ ઘટાડો બે રીતે થઈ શકે. એક, જો વર્તમાન વ્યક્તિઓ પોતાની વપરાશ ઓછી કરે તો વસ્તુઓની માગ ઘટે, જેથી અછત ઓછી થાય. બીજું, જો વસ્તીવધારા પર નિયંત્રણ લાવવામાં આવે તો ખાનારા-પીનારા-રહેનારાની સંખ્યા ઓછી વધે અને તેથી વસ્તુઓની માગ ઓછી થાય. સરવાળે અછતની કક્ષા હળવી બને

મતભેદ ત્યાં ઊભો થાય છે કે વ્યક્તિ અને સમાજે તેની આર્થિક અછતનો ઉકેલ પહેલી રીતે કે બીજી રીતે લાવવો? માનવપ્રજાનો ઇતિહાસ જોતાં જણાય છે કે ખૂબ બહોળા પ્રમાણમાં પ્રથમ (વધુ ઉત્પાદનની) રીતનો અને બીજી રીતના બીજા ભાગ (વસ્તીનિયંત્રણ)નો ઉપયોગ કરવામાં આવ્યો છે. બીજી રીતના પહેલા ભાગ (વપરાશ-મર્યાદા) અંગે વિચારણા થઈ છે, પણ વાસ્તવમાં તેનો ઉપયોગ ખૂબ જૂજ કરવામાં આવ્યો છે.

માનવમન ચંચળ છે. એક જરૂરિયાત પોષાતાં બીજી, બીજી સંતોષાતાં ત્રીજી...એમ ગુણાકાર ચાલ્યા કરે છે. આદિકાળમાં માનવી જેવી અછત અનુભવતો હશે તેના કરતાંય કદાચ વિશેષ અછત આધુનિક યુગમાં અનેકવિધ વસ્તુઓના ઢગલેઢગલા ઉત્પન્ન થતા હોવા છતાં અનુભવતો હોય તો નવાઈ નહિ. આર્થિક રીતે સમૃદ્ધ દેશોમાં ગુનાઓ, ખૂન, સશસ્ત્ર હુમલા, બળાત્કાર, કુંવારી માતાઓ, છૂટાછેડા, વર્ગવિગ્રહ અને એવા કેટલાય પ્રશ્નો જોવા મળે છે. ગરીબ દેશોની તુલનાએ ધનિક દેશોમાં તે અંગે કેવી પરિસ્થિતિ હોય છે તે ગરીબ દેશોમાંની પરિસ્થિતિને લગતી આધારભૂત વિગતો એકત્રિત થયેલી જોવા ન મળતાં ચોક્કસ રીતે ન કહી શકાય.

જેમ આર્થિક સમૃદ્ધિનાં લાભ અને અલાભનાં પાસાં હોય છે, તેમ આર્થિક ગરીબાઈનાં પણ હોય છે. આર્થિક ગરીબાઈના લાભાલાભનો સમગ્ર રીતે વિચાર કરતાં અલાભનુ પાસું ખૂબ મોટું જણાય છે તેનો તો મોટા ભાગના લોકો સ્વીકાર કરે છે. ગરીબ દેશોમાં માનવીઓના રોજ-બ-રોજના જીવનવ્યવહારમા મોટા ભાગની જે સંકુચિતતા, કજિયાવૃત્તિ, ચોરવૃત્તિ, ઈર્ષા, નિરાશા વગેરે દૂષણો જણાય છે તે મહદંશે આર્થિક ગરીબાઈને આભારી હોય છે. અમેરિકાના મૂડીવાદ તથા અમેરિકાની આર્થિક સમૃદ્ધિના દૂષણો વિષેના મારા પૂર્વગ્રહો અમેરિકામાં મારા બે વર્ષના વસવાટ બાદ ઘણાખરા હટી ગયા લાગે છે. અમેરિકન જીવન એ કંઈ પૂર્ણ રીતે આદર્શ તો નથી જ. તેમ છતાંય એમ તો લાગ્યું જ કે ભારતની આર્થિક ગરીબાઈનુ નિવારણ અમેરિકાના રાહે ખૂબ ઝડપથી થઈ શકે એમ છે. અમેરિકાના આર્થિક વિકાસમાં સ્થૂળમૂડી કરતાં માનવીઓની શારીરિક–માનસિક મૂડીએ અતિ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે તે એક અતિ નોંધપાત્ર બાબત છે.

ખરા સંતો સિવાય અન્ય કોઈ 'ગરીબીમાં અમીરી' અનુભવતું નથી તે દેખીતું જ છે. જેઓ વપરાશની

મર્યાદાનો વિચાર કરે છે તેઓ આર્થિક ગરીબાઈને પસંદ નથી જ કરતા. આથી આપણે એક વાત પર તો સહમત થઈ શકીએ કે ભારતના વર્તમાન સંજોગોમાં વપરાશની મર્યાદાની ચર્ચા અસ્થાને છે. (અલબત્ત, જેટલા અંશે વપરાશમર્યાદા કરાવી શકાય એમ છે અને મૂડીસર્જન વધારે ઝડપથી વધારી શકાય એમ છે તેટલા અંશે તે ચર્ચા મહત્ત્વની છે જ. પણ વિલાસ માટે થતી વપરાશો રોકવાનો પ્રશ્ન ખૂબ ગૌણ છે.) ઊલટાનું તેની ચર્ચામાં સમૃદ્ધિનાં દૂષણોની આવતી વાતો આર્થિક સમૃદ્ધિ વિષે કેટલાક અયોગ્ય પૂર્વગ્રહો ઊભા કરી લોકોની કાર્યવૃત્તિને રોકે અને એમ ગરીબાઈ નિર્મૂળ કરવાનું કાર્ય મંદ બને તો નવાઈ નહિ. જે આર્થિક ગરીબાઈ ભારતમાં જણાય છે તેમનો કેટલોક ભાગ તો ધગશના અભાવ અને સંતોષવૃત્તિને લીધે છે. પણ તે વૃત્તિ અજ્ઞાનતાને આભારી છે, ખરી ત્યાગવૃત્તિને લીધે નહિ. જ્યારે માહિતીઓ પહોંચે છે, કમાવાના સંજોગો જણાય છે ત્યારે વ્યક્તિઓ ધનની પાછળ દોટ લગાવે છે.

વિવેક વગરના ઉપભોગથી વસ્તુઓ—કામગીરીઓનો ઉપભોગ માનવી કરવાને બદલે માનવીનો ઉપભોગ વસ્તુઓ—કામગીરીઓ કરતી હોય છે, એટલે કે માનવી સુખી થવાને બદલે દુઃખી થતો હોય છે. પણ ત્યાં સુખ અને દુઃખની વ્યાખ્યાનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. જે માનવીઓની આપણે વાત કરીએ છીએ, તે માનવીઓના સુખ—દુઃખના ખ્યાલ અનુસાર તો તેઓ વધુ વૈભવમાં વધુ રાચતા જ હોય છે. કહેતા જાય છે કે વધુ વૈભવમાં કંઈ વધુ સુખ નથી છતાંય વૈભવ તો વધાર્યે જવામાં આવે છે. વિશ્વમાં અમર્યાદ રીતે વપરાશ કરવા ભણીનું વલણ જોવા મળે છે તે પણ દર્શાવે છે કે સમૃદ્ધિનાં દૂષણો કરતાં સમૃદ્ધિનાં સુખ (તેમના સુખના ખ્યાલ મુજબ) ચડિયાતું જણાવે છે.

સુખના ઉચ્ચ કક્ષાના ખ્યાલ પ્રમાણે વિવેક વગરની વપરાશ દુઃખરૂપ જ હોય એમ જો વિશ્વના સમજુ વર્ગને લાગે તો જ્યાં સુધી લોકોની રુચિમાં ફેરફાર લાવી ન શકાય ત્યાં સુધી સમજુ વર્ગની મહેચ્છા બર આવી ન શકે. ઔદ્યોગીકરણ, યંત્રીકરણ તથા આર્થિક વિકાસની મર્યાદા સરકાર દ્વારા નક્કી કરાવી વ્યક્તિઓની વપરાશની મર્યાદા નક્કી કરાવવાની વાત મહદંશે હવાઈ કિલ્લા જેવી છે.

વધુમાં વધુ (આદર્શ) વપરાશની કક્ષા નક્કી કરવી અતિ કઠિન છે, છતાંય માની લઈએ કે એવી મર્યાદા નક્કી થઈ શકી હોય તો અતિ કઠિન પ્રશ્ન એ ઊભો થાય છે કે વપરાશ-મર્યાદા અનુસાર કઈ રીતે કોઈ દેશમા ઉત્પાદનની મર્યાદા બાંધી શકાય? દા. ત., જો નાયલૉન કાપડ વપરાશની મર્યાદા બહાર આવતું હોય, તો તે કાપડનું ઉત્પાદન કઈ રીતે બંધ કરાવી શકાય? જ્યાં સુધી તેવા કાપડની માંગ દેશમાં તથા દેશ બહાર હશે ત્યાં સુધી તેનું ઉત્પાદન થવાનું જ. વિવિધ પ્રકારના સરકારી અંકુશો વ્યવહારમાં અસરકારક બની શકતા નથી અને ઉપરથી સમાજમાં દંભ વધે છે. અંકુશો અંગે ગાંધીજીએ કહ્યું હતું કે:—'Control gives rise to fraud, suppression of truth, intensification of the black market and to artificial scarcity. Above all, it unmans the people, and deprives them of initiative, it 'undoes the teaching of selfhelp they have been learning for a generation. This is a tragedy next only, if indeed not equal, to the fratricide on a vast scale and the insane exchange of population (which followed the partition.)'

વળી, ઉત્પાદનની મર્યાદા નક્કી કરવા યંત્રીકરણની મર્યાદા પણ બાંધી શકાય તેવી કોઈ શક્યતા જણાતી નથી. તે અંગે બર્ટ્રાન્ડ રસેલ લખે છે:—"મને એમ લાગે છે, કે યંત્રોની શોધ એ માનવજાત માટે દુર્ભાગ્યની વાત છે; પણ જ્યારે યંત્રો આ વિશ્વ પર અવતર્યાં જ છે ત્યારે જે દેશમાં તેને અનુરૂપ પરિસ્થિતિ છે ત્યાંથી હાંકી કાઢી શકાય એમ નથી. હિંદના ઔદ્યોગીકરણની રુકાવટના ગાંધીજીના પ્રયત્નો માટે મારી ખૂબ જ સહાનુભૂતિ છે. જો તે પ્રયત્નો સફળ થઈ શકે તેવા હોય, તો તેમને મારો પૂરો ટેકો છે. પણ મને ખાતરી થઈ ગઈ છે, કે તેવા પ્રયત્નોની સફળતા અશક્ય છે. ઔદ્યોગીકરણનો પ્રસાર એ એક કુદરતી શક્તિ સમો છે. આપણે તેનો સ્વીકાર કરવો જ જોઈએ અને તેના દ્વારા જે કંઈ સારું થઈ શકે તે કરવું રહ્યું.

છેવટે, વપરાશની મર્યાદાની વિચારસરણી રજૂ કરતી વખતે સમૃદ્ધિનાં દુઃખોનાં જે ઉદાહરણો પાશ્ચાત્ય દેશોમાંથી આપવામાં આવે છે, તે ઉદાહરણો તેમના સુખની સરખામણીએ જોવાં જોઈએ અને નહિ કે આપણા દેશના

વર્તમાન સુખની સરખામણીએ. વળી, પાશ્ચાત્ય દેશોની સામાજિક, ધાર્મિક, સાંસ્કૃતિક ભૂમિકા કરતાં ભારતની ભૂમિકા કંઈક વિશિષ્ટ છે; આથી તેટલે અંશે ભારતની ભાવિ સમૃદ્ધિનાં દૂષણો કદાચ ઓછાં હોય તે વધારે સંભવિત છે. છતાં એમ કહેવાનો આશય નથી કે તેવાં દૂષણો રોકવા શક્ય તેવા ઉપાયો આપણે ન ધરવા જોઈએ.

સંક્ષેપમાં, (૧) વપરાશ-મર્યાદાનો પ્રશ્ન ભારતની વર્તમાન પરિસ્થિતિમાં અસંગત જણાય છે, (૨) વપરાશની મર્યાદા નક્કી કરવી મુશ્કેલ છે, (૩) વપરાશની મર્યાદા અનુસાર ઉત્પાદન મર્યાદિત કરવું મુશ્કેલ છે અને (૪) સમૃદ્ધિનાં દૂષણોનો ભય પાશ્ચાત્ય દેશો કરતાં ભારતમાં કદાચ ઓછો હોય.

# અમેરિકન મજદૂર આંદોલન : એક રૂપરેખા

સનત મહેતા

[પ્રમુખ, વડોદરા શહેર કામદાર પરિષદ; સામાન્ય મંત્રી, પ્રજાસમાજવાદી પક્ષ, ગુજરાત]

અમેરિકા આમ તો દુનિયાની નજરે એક જબરજસ્ત મૂડીવાદ રાષ્ટ્ર છે; એટલું જ નહિ, પણ અમેરિકન સમાજનો સામાન્ય માનવી સામ્યવાદનો એટલો કટ્ટર વિરોધી છે કે એ કટ્ટરતામાં એ સમાજવાદ અને સામ્યવાદના ભેદને પારખવાની ના પાડે છે. બીજા રાષ્ટ્રોના પ્રમાણમા અહીંના મજૂરના મજૂરીના દરો, વૃદ્ધાવસ્થા, બેકારી–અગર બીજી શારીરિક અશક્તિ માટે વળતર–વરસમા ચડતા પગારે વેકેશન અને કામના ઓછા કલાકો માટે એ મહેનત કરે છે. આ દેશના લઘુતમ મજૂરીના દર કલાકના ૧.૨૫ ડૉલર એટલે કે કલાકના લગભગ ૫.૯૬ રૂપિયા છે. અને ઔદ્યોગિક કામદારની ૧૯૬૨ના જુલાઈના મજૂર ખાતાના આંકડા પ્રમાણે સરેરાશ અઠવાડિક આવક ૪૬૦ રૂપિયા છે. આટલી સમૃદ્ધિ છે એટલે કદાચ આપણને એવું લાગે, કે માલિક–મજૂર વચ્ચે વિરોધ વધુ નહિ હોય-ઘણા નહિ હોય-માલિકને સાથ આપતો હશે; પણ હકીકતમા એની લાગણી ભારતના મજૂર જેટલી જ માલિક વિરોધી છે. ઊલટું, ભારતના મજૂરને તમે રાષ્ટ્રના હિત ખાતર ઉત્પાદનમાં સહકાર આપવાનું સમજાવી શકો, પણ અહીં ઉત્પાદનમા સહકાર આપવાની વાતને મજૂર નેતાઓ હસી કાઢે છે. ટૂંકમા, આર્થિક સમૃદ્ધિ ઘણી વધુ હોવા છતા એનું માનસ અનેક રીતે દુનિયાના બીજા મજૂર જેવું જ છે.

## સમૃદ્ધ મજૂરપ્રવૃત્તિ

અહીંની મજૂરપ્રવૃત્તિના ઇતિહાસને સાત તબક્કામા અહીંના મજૂરનેતાઓ વહેંચે છે. ૧૮૨૮–૧૮૩૬ જે ગાળામા મોટાં શહેરોમાં મજૂરમંડળો સ્થપાયાં, જેમાં મુખ્ય અસર જૅફરસને સ્થાપેલી લોકશાહીની હતી. અને મંડળો મોટે ભાગે કુશળ ધાતુ (મેટલ) કામદારોનાં રહ્યાં. આ વખતે મજૂરમંડળની સભ્યસંખ્યા ૩ લાખની હતી. પછી એ મજૂર પ્રવૃત્તિ આથમી ગઈ. બીજો તબક્કો ૧૮૬૦–૧૮૬૬નો છે, જેમાં રાષ્ટ્રીય મજૂરમંડળ અસ્તિત્વમાં આવ્યું–જેમાં સમાજસુધારકોની અસર રહી. અમેરિકન આંતરવિગ્રહ પણ આ જ અરસામાં થયો. સભ્યસંખ્યા ફરી ત્રણ લાખની થઈ. એ પછીનો ગાળો ૧૮૮૦-૧૮૮૬નો રહ્યો, જે દરમિયાન વધુ રાષ્ટ્રીય યુનિયનો સ્થપાયાં–એ ગાળાને મજૂરોના ઉમરાવો–Knights of Labour–નો ગાળો ગણાવાય છે. સભ્યસંખ્યા ૭ લાખે પહોચી. એ પછી ૧૮૯૮–૧૯૦૩, જેમાં અમેરિકન મજૂર ફેડરેશન ('એ. એફ. એલ')નો જન્મ થયો. અને ધધા દીઠ યુનિયનો થવા લાગ્યાં. આ જ ગાળામાં સ્પેન-અમેરિકન યુદ્ધ થયું. સભ્યસંખ્યા ૨૦ લાખ થઈ ગઈ. એ પછીનો ગાળો ૧૯૧૭ થી ૧૯૨૦નો–પહેલા વિશ્વયુદ્ધનો ગાળો ગણાય છે, જેમાં ઉદ્દામવાદી જૂથોની અસર કાઢી નખાઈ સભ્ય સંખ્યા ૨૦ લાખે પહોંચી. જ્યારે ૧૯૩૩–૧૯૩૭ જે ગાળો મજૂરમંડળો માટે અમેરિકામાં સોનેરી કહેવાય છે. જ્યારે New Dealની નીતિ અપનાવાઈ, સાથોસાથ ઔદ્યોગિક મજૂરમંડળની બીજી મધ્યસ્થ સંસ્થા ('સી. આઈ. ઓ.')નો જન્મ થયો. 'કૉંગ્રેસ ઑફ

ઇન્ડસ્ટ્રિયલ ઑર્ગેનાઇઝેશન' અને 'એ. એફ. એલ', 'અમેરિકન ફેડરેશન ઓફ લેબર' અને 'સી. આઇ. ઓ' વચ્ચે તીવ્ર હરીફાઈ થયા કરી. આ ગાળામાં સભ્યસંખ્યા ૬૫ લાખે પહોંચી ગઈ. ૧૯૪૦–૧૯૪૭નો છેલ્લો ગાળો, જેમાં આ બન્ને મધ્યસ્થ મંડળોની સંસ્થા એક થઈ ગઈ અને સભ્યસંખ્યા દોઢ કરોડે પહોંચી. અત્યારે આ 'એ. એફ. એલ'–'સી. આઇ. ઓ.'ની સભ્ય સંખ્યા જાન્યુઆરી ૧૯૬૨ ના રોજ એક કરોડ ૬૫ લાખની છે. અત્રે એટલું નોંધવું જોઈએ, કે અમેરિકામાં કુલ મજૂરોની સંખ્યા ૭૬ કરોડની છે. કુલ વસ્તી ૧૮·૭૦ કરોડની છે.

## મકાનો–સ્ટાફ–અખબારો

વૉશિંગ્ટનમાં અમે કેટલાંક રાષ્ટ્રીય મજૂરમંડળો એટલે કે 'નેશનલ ફેડરેશન્સ'નાં મકાનો જોયાં–ભવ્ય આલીશાન અદ્યતન સગવડોવાળાં મકાનો, મોટો સ્ટાફ અને દરેકનાં પોતાનાં અખબારો એ તો અહીંનાં મજૂર-મંડળો માટે રોજિંદી વાત છે. 'એ. એફ. એલ'–'સી. આઈ. ઓ.'ની દરેક રાજ્યમાં શાખા છે અને ૯૦૦ શહેરના મધ્યસ્થ મજૂરફેડરેશનો છે. આ નવસો ફેડરેશનનાંથી ચોથા ભાગને પોતાની અલગ ઑફીસો છે. અને ૨૧૦૦૦ પૂરા સમયના કાર્યકરો 'એ. એફ. એલ. સી. આઈ. ઓ.'માં કામ કરે છે. ૬૦ હજાર યુનિયનો જોડાયેલાં છે.

'એ. એફ. એલ. સી. આઇ. ઓ' અગર કે બીજાં મજૂરમંડળો અહીં પ્રથમથી જ રાજકીય પક્ષોથી પર રહ્યાં છે, કારણ એમને ઘણા રાજકીય અધિકારો સમાન શિક્ષણ પહેલેથી જ મળ્યા હતા. પણ છતાં એને પોતાની રાજકીય સમિતિઓ હોય છે અને એ સમિતિ ચૂંટણી સમયે સંસદ કે સેનેટના દરેક સભ્યનો મજૂરતરફી કાયદાઓ પર એણે કેવું મતદાન કર્યું તેનો સરકારી રેકર્ડ પરથી ઉતારો કરે છે અને પછી જે સભાસદે મજૂરતરફી કાયદાની તરફેણમાં મતદાન કર્યું હોય એને એ મત આપવા મજૂરોને સમજાવે છે. છતાંય જાણીને નવાઈ લાગશે કે કેનેડી માટે 'એ. એફ. એલ. સી. આઈ. ઓ.' એ ૨૪ લાખ ડૉલર ખર્ચ્યા હતા.

ભારતની સરખામણી કરવાનું ઘણાને મન થઈ આવે તે સ્વાભાવિક છે. પણ આપણે ભૂલવું ન જોઈએ કે ભારતમાં પહેલું મજૂરમંડળ છેક ૧૯૧૮માં સ્થપાયું હતું, જ્યારે તે સમયે અમેરિકન મજૂર આંદોલન એના પાયમાં તબક્કામાં હતું અને એની સભ્ય સંખ્યા ૫૦ લાખની હતી. ભારતને ગુલામીની બેડીઓ હતી, એટલું જ નહિ, પણ અમેરિકામાં કુશળ કામદારો કે અન્ય કામદારોની અછત હતી. ભારતમાં કામની અછત હતી. અમેરિકામાં એટલી જમીન પડેલી હતી કે ૧૮૬૨માં હોમસ્ટેડ કાયદા નીચે કોઈ પણ ખેતી કરવા ઇચ્છતા નાગરિકને ૧૫૦ એકર મફત જમીનનો ભોગવટો કરવાનો અધિકાર અપાયો હતો.

## મજૂર કાયદાઓ

શરૂની મુશ્કેલીને બાદ કરતાં અમેરિકામાં સરકારની નીતિ હમેશા મજૂર–માલિક સંબંધોમાં ઓછામાં ઓછી દખલની રહી છે. અહીં સરકાર મંડળોને ગુપ્ત મતદાન દ્વારા પ્રતિનિધિત્વનો અધિકાર આપે છે, જેના પરિણામે એ ઉદ્યોગના માલિકને એની જોડે સામૂહિક સોદો કરવાની ફરજ પડે છે. એને તોડવાનો કે બાજુએ ધકેલવાનો માલિક પ્રયત્ન કરે તો યુનિયન કાયદેસર દાદ મેળવી શકે છે.

શરૂમાં તો સભ્ય થવાની બાબતમાં 'ક્લોઝ્ડ શૉપ'-ની પ્રથા હતી, એટલે જે મજૂરયુનિયનનો સભ્ય ન થાય તેને માલિક કાઢી મૂકે તેવો કરાર યુનિયનો કરતા. એટલે કે મજૂરને નોકરીમાં રાખતી વખતે યુનિયન ભાગ ભજવતું. યુનિયનનો સભ્ય થાય તો જ નોકરી મળે. હવે યુનિયન શૉપની પ્રથા છે, જેમાં નોકરીમાં જોડાયા પછી મજૂરને અમુક મુદતમાં સભ્ય થવાનું કહેવાય છે. લવાજમ પગારમાંથી કાપીને યુનિયનને આપવાની વ્યાપક પ્રથા છે.

અલબત્ત, હવેના નવા કાયદાથી સરકારે પોતાનું ક્ષેત્ર ઘણું વિસ્તાર્યું છે.

## નબળી કડીઓ–બેકારી

આટલું હોવા છતાં અમેરિકન મજૂરઆંદોલન સમક્ષ અનેક સવાલો પડ્યા છે. એમાં ઘણી નબળાઈઓ છે. હજી સરકારી નોકરો, હૉસ્પિટલ કામદારો અને બીજા કેટલાક કામદારોને હડતાળનો કે કામદારોનાં પ્રતિ-નિધિ મંડળ બનવાના કાયદાનો લાભ સરકારે આપ્યો નથી.

એટલે એ નબળાઈઓ પણ આપણે સમજવી જોઈએ. એ સમજીએ તો જ આપણને સાચું ચિત્ર

મળે. તાજેતરમાં એક પુસ્તિકા બહાર પડી છે, જેનું નામ છે: 'The Decline of the Labour Movement' એના લેખક છે શ્રી. સૉલેમન બારકીન. એણે ભારે ચકચાર જગાડી છે.

અત્યારે હમણાં હમણાં ખાસ કરીને આ વરસમાં જે યંત્રીકરણે અમેરિકન સંસ્કૃતિને–અને સમાજને આજની સમૃદ્ધિ આપી છે–જેણે અણખૂટ સગવડો આપી છે તે જ યંત્રીકરણ ('ઑટોમેશન')ના કારણે વધતી જતી બેકારીએ અમેરિકન મજૂરચળવળને બેચેન બનાવી મૂકી છે. અત્યારે આના કારણે અમેરિકામાં બેકારોની સંખ્યા ૪૦ લાખની ગણાય છે. તાજેતરમાં પ્રમુખે નીમેલી એક સમિતિએ જણાવ્યું છે, કે "દુનિયાના સાત દેશો કે જેની કુલ મજૂર સંખ્યા ૧૪ કરોડ ૩૦ લાખની એટલે કે અમેરિકા કરતાં બમણી છે તેવા સાતેય દેશોમાં બેકારોની કુલ સંખ્યા ૩૦ લાખની છે, જ્યારે અમેરિકા એકલામાં ૪૦ લાખ બેકારો છે." આ સાતેય દેશોમાં ૧૯૬૦ની સાલના આકડા પ્રમાણે બેકારીનું પ્રમાણ સરેરાશ ૨.૧ ટકા હતું, જ્યારે અમેરિકાનું એકલાનું ૫.૬ ટકા અને તાજેતરમા ૫.૮ ટકા છે. વિગતો જોઈએ તો જણાય છે કે માત્ર કૅનેડાનુ બેકારીનું પ્રમાણ ૭ ટકા હતું. બાકી ફ્રાન્સનું ૧.૯ ટકા, પશ્ચિમ જર્મનીનું ૧ ટકા, બ્રિટનનું ૨.૪ ટકા, ઈટલીનુ ૪.૩ ટકા, જાપાનનુ ૧.૧ ટકા અને સ્વીડનનું ૧.૫ ટકા હતું.

## બદલાતી જતી ટેક્નૉલૉજી

ઑટોમેશનના કારણે અમેરિકામાં માત્ર બેકારી વધી છે, એટલું જ નહિ, પણ અમેરિકાની મજૂર ચળવળ સામે સંગઠનના પણ ઘણા નવા સવાલો ઊભા થયા છે. ઑટોમેશન અને બદલાતી જતી ટેક્નૉલૉજીના કારણે કુશળ–અર્ધકુશળ કે બીજા કારખાનાના કામદારોને જેને અહીં ભૂરા કૉલરવાળા (બ્લ્યૂ કલર્ડ) મજૂરો કહે છે. તેની સંખ્યામાં જૂજ વધારો થાય છે. જ્યારે ઉદ્યોગો–સંશોધન–વૈજ્ઞાનિકો વગેરે તરફ વધુ ઝોક આપતા હોવાથી તેમજ સમૃદ્ધિના કારણે દેશમાં હૉસ્પિટલ, શાળાઓ, રેસ્ટોરાં, મોટા મોટા ડિપાર્ટમેન્ટ-સ્ટોર અને બીજી સેવાઓ વધતી જતી હોવાથી જેને સર્વિસ મજૂરો કહેવાય છે તેની સંખ્યામાં જબરજસ્ત વધારો થઈ રહ્યો છે અને સફેદ કૉલરવાળા અગર બાબુલોકની સંખ્યામાં વધારો થઈ રહ્યો છે. નીચેના આંકડા આ વસ્તુસ્થિતિ વધુ સ્પષ્ટ કરે છે:

(આંકડા હજારમાં)

| | ૧૯૪૭ | ૧૯૬૦ | ૪૭-૬૦નો વધારો | ટકામાં |
|---|---|---|---|---|
| કુલ બિનખેતી ક્ષેત્રમાં કામ કરનારાઓની સંખ્યા | ૪૯,૭૨૩ | ૬૧,૧૧૨ | ૧૧,૩૯૯ | ૨૨.૯ |
| સફેદ કૉલર મજૂરો | ૨૦,૧૮૩ | ૨૮,૫૦૭ | ૮,૩૨૪ | ૪૧.૨ |
| ભૂરા કૉલર મજૂરો | ૨૩,૫૫૪ | ૨૪,૨૮૦ | ૭૨૬ | ૩.૦ |
| સર્વિસ મજૂરો: | | | | |
| પ્રકીર્ણ | ૫,૯૮૬ | ૮,૩૩૫ | ૨,૩૪૯ | ૩૯.૨ |

અહીં આ આંકડાઓનું મહત્ત્વ એટલા માટે છે, કે મોટા ભાગની મજૂર પ્રવૃત્તિ ભૂરા કૉલરમાં કેન્દ્રિત થયેલી છે. એટલે આવતા દિવસોમાં જેમ જેમ ટેક્નૉલૉજી વિકસિત થશે, તેમ તેમ આજના ઘણા ખ્યાલો ભૂંસાઇ જશે. કુશળતા માપવાનાં આજનાં ધોરણ બદલાઈ જશે, કારણ કે એક જ માણસ એક જગ્યાએ બેસી આખો પ્લાંટ ચલાવતો થયો છે.

આ વસ્તુને વધુ સ્પષ્ટ કરવા આપણે ઉદ્યોગોના મજૂરોને બે ભાગમા વહેંચીએ અને જોઈએ એક ભાગ જ્યાં યુનિયનો મજબૂત છે અને બીજા ભાગમાં જ્યાં યુનિયનો નહિવત્ અગર ઓછી લાગવગ ધરાવે છે.

| | કામદારોની સંખ્યા ૧૯૪૭ | ૧૯૬૦ | ૪૭-૬૦માં ફેરફાર (હજારમાં) | ટકામાં |
|---|---|---|---|---|
| યુનિયન પ્રવૃત્તિમાં મજબૂત છે તેવા ઉદ્યોગો | ૨૨,૩૩૭ | ૨૩,૬૭૫ | ૧,૩૩૮ | ૬.૦ |
| યુનિયનો નબળાં અગર નહિવત્ છે તેવા ઉદ્યોગો | ૨૧,૧૨૫ | ૨૯,૨૨૨ | ૮,૦૯૭ | ૩૮.૩ |

આ બન્ને પ્રકારના આંકડાઓ ટેક્નૉલૉજીના ફેરફારને આભારી છે. જ્યાં યુનિયનો મજબૂત છે, તેવાં ક્ષેત્રોમા મેન્યુફૅક્ચરિંગ બાંધકામ, ખાણો અને વાહનવ્યવહાર

અને જાહેર સેવાના ઉદ્યોગોનો સમાવેશ થાય છે. જ્યાં યુનિયનો નબળાં અગર નહિવત્ છે તેમાં વેપાર, સર્વિસ, વીમા કંપનીઓ, બૅંકો, મધ્યસ્થ અને રાજ્ય સરકારના નોકરિયાતોનો સમાવેશ થાય છે.

આ બધાં કારણોનો પડઘો બીજી રીતે પણ સ્પષ્ટ બન્યો છે. અહીં યુનિયનોને પ્રતિનિધિત્વ આપવા માટે ગુપ્ત મતદાન દ્વારા ચૂંટણી કરાય છે અને આવી ચૂંટણીઓ રાષ્ટ્રીય મજૂર સંબંધક બોર્ડ ('નૅશનલ લેબર રિલેશન્સ બોર્ડ')ની દેખરેખ નીચે થાય છે. એની ચૂંટણીનાં પરિણામોના ૧૯૩૮થી ૧૯૬૦ સુધીના વરસોના આંકડા જોઈએ તો તે પણ આ હકીકત બતાવે છે. આ આંકડાઓ ત્રણ ભાગમાં વહેંચ્યા છે. 'એ. એફ. એલ. સી. આઈ. ઓ.' જોડે જોડાયેલ યુનિયનોની તરફેણમાં મતદાન અગર એનાથી જિતાયેલી ચૂંટણીઓ–એની સાથે ન જોડાયાં હોય તેવાં યુનિયનોની તરફેણમાં થયેલ મતદાન અને જિતાયેલ ચૂંટણીઓ–અને કોઈ યુનિયનની તરફેણમાં મત ન આપે અગર યુનિયન ન જોઈએ તેવા મતો–આ પ્રકારના આંકડાઓ જે નીચે આપ્યા છે તે બતાવે છે કે 'એ. એફ. એલ. સી. આઈ. ઓ'ની જીતેલી ચૂંટણીઓ અને મતના ટકા ૧૯૩૮માં હતા તેના કરતાં ૧૯૬૦માં ખૂબ નીચે ગયા છે.

| | ચૂંટણીઓ | | | પડેલા મતો | ટકામાં | |
|---|---|---|---|---|---|---|
| વરસ | 'એ. એફ. એલ. સી. આઈ. ઓ.' સાથે જોડાયેલ | સ્વતંત્ર યુનિયનો | યુનિયન નહિ | 'એ. એફ. એલ. સી. આઈ. ઓ.' સાથે જોડાયેલ | સ્વતંત્ર યુનિયન | યુનિયન નહિ |
| ૧૯૩૮ | ૭૦.૮ ટકા | ૧૧.૨ | ૧૮.૦ | ૬૭.૮ ટકા | ૧૪.૪ | ૧૭.૮ |
| ૧૯૫૦ | ૫૮.૭ | ૧૫.૮ | ૨૫.૫ | ૬૦.૯ | ૨૨.૩ | ૧૬.૯ |
| ૧૯૬૦ | ૩૭.૬ | ૨૧.૦ | ૪૧.૪ | ૪૨.૦ | ૨૨.૧ | ૩૫.૯ |

આ બન્ને આંકડાઓ 'એ. એફ. એલ. સી. આઈ. ઓ.' જોડે જોડાયેલ મજૂર મંડળોએ જીતેલી ચૂંટણીઓના ટકા તેમજ એમાં પડેલા મતો 'વૅલિડ વેટ્સ'માંથી 'એ. એફ. એલ. સી. આઈ. ઓ.' જોડે જોડાયેલ યુનિયનોને મળેલા મતોની ટકાવારી નિરંતર ઘટતી જ જાય છે.

## ઘટતી કે સ્થિર સભ્યસંખ્યા

આ બધાને પરિણામે મજૂર સભ્યસંખ્યા ઘટતી જાય છે. જ્યાં ટેક્નૉલૉજીમાં મોટા ફેરફારો થયા છે એવા ઉદ્યોગોના યુનિયનોની સભ્યસંખ્યા ભારે પ્રમાણમાં ઘટી. ૧૯૫૧–'૫૮ સુધીના આ આંકડાઓ બતાવે છે કે ૧૩૧ રાષ્ટ્રીય મજૂર મંડળો જેનું સર્વે કરાયું હતું તેમાંથી ૪૯ મંડળોની સભ્યસંખ્યા ઘટવા પામી હતી. ૧૬ મંડળોએ તો ૧૦,૦૦૦ વધુ સભ્યો ગુમાવ્યા હતા. ટેક્સ્ટાઈલ યુનિયન ઑફ અમેરિકા એકલાયે ૧,૬૪,૭૭૦ સભ્યો અને યુનાઇટેડ ટેક્સ્ટાઈલ વર્કસે ૪૪,૦૦૦ જ્યારે સ્ટ્રીટ ઇલેક્ટ્રિક રેલ્વે ઍન્ડ મોટર કોચ એમપ્લૉઈઝ યુનિયને ૪૫, ૩૬૩ સભ્યો ગુમાવ્યા હતા.

પરિણામે 'એ. એફ. એલ. સી. આઈ. ઓ.', જેની સભ્યસંખ્યા ૧૯૫૮માં બે કરોડ પર પહોંચી હતી, તે અત્યારે ૧૯૬૨ના જાન્યુઆરીની ૧લીએ ૧.૬૨ કરોડની છે.

તાજેતરમાં હાર્વર્ડ યુનિવર્સિટીના પ્રો. જૉન ડનલૉપે એક નાની પુસ્તિકા બહાર પાડી છે, જેમાં એમણે ૧૯૭૫ની સાલમાં ઔદ્યોગિક સંબંધોની શું સ્થિતિ હશે તેનું અવલોકન કર્યું છે. પુસ્તિકાનું નામ છે: 'ધી અમેરિકન ઇન્ડસ્ટ્રિયલ રિલેશન્સ સિસ્ટિમ ઈન ૧૯૭૫."

આમાં એક જગ્યાએ એમણે જણાવ્યું છે કે, ૧૯૭૫માં કુલ મજૂરોની સંખ્યા: લેબર ફોર્સ જે અત્યારે ૭ કરોડની લગભગ છે તે વધીને ૯.૩ કરોડે પહોંચશે. અત્યારે મજૂરમંડળો: બધાં જ :ની સભ્ય સંખ્યા ૨.૨૫ કરોડની છે. તેમણે આજની ટકાવારી અને પ્રમાણને જાળવવું હશે તો સાડા પાંચ કરોડે પહોંચવું પડશે. આંકડાઓ એમ બતાવે છે કે બીજા યુદ્ધ પછીના દસકાઓમાં મજૂર-મંડળોની સભ્યસંખ્યા દરવરસે બે લાખના હિસાબે વધવા પામી છે. આના બદલે માત્ર આજની સ્થિતિ જાળવવા માટે દર વરસે ત્રણ લાખ નવા સભ્યો વધારવા પડશે.

## જુદા જુદા ભાગોમાં મજૂર પ્રવૃત્તિ

આ બધાં કારણો–જેવાં કે ટેક્નૉલૉજીમાં થતો જતો સુધારો, સરકારી નોકરીમાં અને હૉસ્પિટલમાં કાનૂની અગવડો, ને બાજુએ મૂકીએ અને અમેરિકાના જુદા જુદા રાજ્યોમાં મજૂરપ્રવૃત્તિની શી સ્થિતિ છે તે જોઈશું તો વળી વધુ રસપદ ચિત્ર મળી આવશે. અમેરિકામાં દક્ષિણ અને ઉત્તરમાં ઘણી રીતે ફરક છે. એક ફરક જેને કારણે તાજેતરમાં મિસિસિપી યુનિવર્સિટીમાં હબસી વિદ્યાર્થીના પ્રવેશ માટે પ્રમુખ કૅનેડીને લશ્કર મોકલવું પડયું એ પણ દક્ષિણ અમેરિકામાં જ છે. એનો પણ આ ચળવળમાં ઘણો હિસ્સો છે. છતાં પહેલાં તો આપણે જુદા જુદા વિભાગોમાં મજૂર પ્રવૃત્તિની ટકાવારી તપાસીએ.

### ૪૦ટકાથી વધુ મજૂરો સંગઠિત થયાં છે તેવાં રાજ્યો

વૉશિંગ્ટન ૫૯ ટકા, મિશિગન ૪૦, ઑરેગૉન ૪૭, ઇલિનૉય ૪૧, ઇંડિયાના ૪૧, મિસુરી ૪૧, વિસ્કૉન્સીન ૪૧, કૅલીફોર્નિયા ૪૦, મિનેસોટા ૪૦, મૉન્ટાના ૪૦, ઓહાયો ૪૦.

### ૩૦ થી ૪૦ ટકા વચ્ચેનાં રાજ્યો

ન્યુજર્સી ૩૭, ન્યૂયાર્ક ૩૬, પેન્સિલવેનિયા ૩૬, મૅસેચ્યુસેટ્સ ૩૨, નવાડા ૩૨, ર્‌હોડ આઇલેન્ડ ૩૦.

### ૨૦થી ૨૯ ટકા વચ્ચેનાં રાજ્યો

કોલોરાડો ૨૯, કનેકટીકટ ૨૯, ઍરીઝોના ૨૮, આયોવા ૨૮, વીઓમીંગ ૨૬, મેરીલેન્ડ, ન્યૂ હૅમ્પશાયર ૨૫, આલાબામા ૨૪, કૅન્સસ, કેન્ટકી ૨૪, ડી. સી. ૨૩, ઉતાહ ૨૩, ટેનેસી ૨૨, પશ્ચિમ વર્જિનિયા ૨૨, આરાકાન્સસ ૨૧, ઇડોહા, ૨૧, લુઈઝિયાના ૨૦.

### ૨૦ ટકા કરતાં નીચે

નેબ્રાસકા ૧૯, ફ્લોરિડા ૧૮, ઓકલાહોમા ૧૭, ટેક્સસ ૨૭, વર્જિનિયા ૧૭, જ્યૉર્જિયા ૧૬, વરમૉન્ટ ૧૬, મિસિસિપી ૧૫, દક્ષિણ ડકોટા ૧૪, ન્યૂ મેક્સિકો ૧૩, ઉત્તર ડકોટા ૧૦, ઉત્તર કેરોલીના અને દક્ષિણ કેરોલીના ૯.

આ બધા વિગતવાર આંકડા બતાવે છે કે દક્ષિણમાં મજૂર પ્રવૃત્તિની તાકાત ઘણી ઓછી છે. દક્ષિણની વાત આવે છે ત્યારે અત્રે નોંધવું જોઈએ કે તાજેતરમાં ઉદ્યોગોમાં પણ એવી મનોવૃત્તિ જન્મવા પામી છે કે નવા ઉદ્યોગો દક્ષિણમાં કરવા, ઉદ્યોગો દક્ષિણમાં કરવાની પ્રવૃત્તિ યુનિયનોમાંના કારણે છે એમ સાબિત કરવું મુશ્કેલ છે; કારણ કે દક્ષિણ અવિકસિત છે એ પણ એટલું જ સાચું છે. ગમે તેમ પણ મજૂર આંદોલન માટે એ મહત્ત્વની હકીકત બની રહે છે.

### કેટલીક ધ્યાન ખેંચે તેવી વાતો

આ અગાઉની વિગતો આપણને અમેરિકન મજૂર ચળવળની હાલની સ્થિતિ ઉપરાંત ભાવિ માટે એની સામે પડેલા ગંભીર સવાલોનો ઓછો ખ્યાલ આપે છે. છતાં એ પણ ન ભૂલવું જોઈએ કે કોલસાની ખાણોના મજૂરમંડળમાં જબરજસ્ત લોખંડી નેતા જૉન લુઇસ અને મોટરના કારખાનામાં કામ કરતા મજૂરોના નેતા વૉલ્ટર રૂથર જેવાઓની તાકાત પણ મજૂર ચળવળ પાસે છે.

તાજેતરમાં તંદુરસ્તી અને સલામતી અંગે મજૂરમંડળોએ પોતાના કરારો મારફત શું મેળવ્યું છે તેનો અભ્યાસ કરતી વખતે કોલસાની ખાણના મજૂરમંડળે આ દિશામાં મેળવેલી સિદ્ધિ વાંચી. અલબત્ત અહીં દવાખાનાં અને વૈદકીય રાહતમાં સરકાર બહુ ઓછું કરે છે. પણ જૉન લુઇસે તો છેક ૧૯૪૬માં માલિકો જોડેના કરારમાં વૈદકીય રાહત મેળવવાની પહેલ કરી. આના પરિણામે ૧૯૬૧ સુધીમાં યુનાઇટેડ માઈનવર્કસ ઑફ અમેરિકાએ ૭૦ હજાર નિવૃત્ત કામદારો માટે પેન્શન અને દસ હજાર નિરાધાર વિધવા અને બાળકો માટે રાહતના લાભો મેળવવા ઉપરાંત દસ લાખ લોકો માટે વૈદકીય રાહત કરારો માટે રાહતના લાભો મેળવવા ઉપરાંત વૈદકીય રાહત કરારો મારફત મેળવી આજે ૪૯ રાજ્યોમાં એમની વૈદકીય રાહત ફેલાયેલી છે. ૭૦૦૦ ડૉક્ટરો અને દસ હૉસ્પિટલોની જાળ એણે જમાવી છે.

આવી લોખંડી વ્યક્તિઓની સિદ્ધિને નગણ્ય ઢાંકી શકે નહિ. પણ એ બધા આંકડા માત્ર વિકસતા રાષ્ટ્રના મજૂરઆંદોલનના સામે પડેલા સવાલોનો ખ્યાલ આપવા માટે હતા.

એક બીજી મોટી ત્રુટિ મને આટલા દિવસોમાં જે દેખાઈ તે મજૂરકાર્યકરોમાં કોઈ સ્પષ્ટ વિચારસરણીના અભાવની. એક વાર વર્ગમાં આંતરરાષ્ટ્રીય મજૂર ચળવળનો

ખ્યાલ આપનાર પ્રાધ્યાપક માર્ક્સનો હિસ્સો સમજાવી રહ્યા હતા ત્યારે મેં પૂછ્યું કે 'સામાન્ય મજૂરકાર્યકર આ દેશમાં માર્ક્સને કઈ નજરે જુએ છે?' ત્યારે પ્રાધ્યાપકે જવાબ આપ્યો, કે' સામાન્ય મજૂરકાર્યકર માર્ક્સ રશિયન છે એમ માનતો હશે.' માર્ક્સને વાંચવાની કે સમજવાની વાત તો બાજુએ રહી.

આ દૃષ્ટાંત બતાવે છે કે માર્ક્સ જેવી વિશ્વવિભૂતિને ઓળખવા જેટલી તસદી ન લેવી એ મજૂર આંદોલન માટે ભયજનક છે.

બીજી એક વાર હડતાળનો અધિકાર સરકારી નોકરોને હોવો જોઈએ કે નહિ તેની ચર્ચા ચાલતી હતી. એક પ્રાધ્યાપકે આવા હડતાળના હક્ક પણ કોઈ સામાન્ય નિયંત્રણ : Blanket Ban ન હોવો જોઈએ એવું કહ્યું ત્યારે વર્ગમાં કેટલાક મજૂર નેતાઓએ કહ્યું ખરું, કે "સરકારી નોકરોને હડતાળનો હક્ક ન હોવો જોઈએ." દુનિયાના લોકશાહી રાષ્ટ્રની આ વાત આંચકો આપે તેવી મને તો લાગી જ.

પણ સહુથી વધુ આંચકો તો એ વાતે આપ્યો, કે 'એ. એફ. એલ. સી. આઈ. ઓ.'ના પોતાના નીતિનિયમોમાં એવી જોગવાઈ છે કે એના હોદ્દેદારો પોતે સામ્યવાદી નથી, પોતે ગેરરીતિ નહિ અજમાવે તેની લેખિત બાંહેધરી લે છે. મારા મને તો તરત જ કહ્યું : 'There cannot be affidavit on one's belief or honesty'. આ બધી મર્યાદાઓએ મારા મન પર એવી છાપ ઊભી કરી છે, કે વિચારસરણી અગર સૈદ્ધાંતિક "આઇડિયૉલૉજિકલ" પૂર્વભૂમિકા બાંધવાની જરૂર ત્યાં છે જ.

આમ ન હોવાનું એક કારણ એ છે કે અમેરિકન મજૂર ચળવળ pragamatic અ-સૈદ્ધાંતિક રહેવામાં ગૌરવ સમજે છે.

એવી જ આશ્ચર્યકારક વાત સ્ત્રીમજૂરોની છે. દર ત્રણ મજૂરે એક સ્ત્રી મજૂર છે. છતાં બહુ ઓછી સ્ત્રીઓ મજૂરઆંદોલનમાં હિસ્સો લે છે કે સંગઠિત બને છે. અલબત્ત, આનો વધુ આશ્ચર્યકારક પડઘો તો અમેરિકાની સેનેટ અને કૉંગ્રેસમાં સ્ત્રીઓનું પ્રમાણ ભારત કરતાં ઘણું ઓછું જોયું ત્યારે જ સમજાયો હતો.

અમેરિકન મજૂર આંદોલનનાં આ પાસાંઓ જોઈએ અને સમજીએ અને સાથોસાથ મજૂરકાર્યકરોને તાલીમ આપવાના અમેરિકાની હાર્વર્ડ, વિસ્કૉન્સીન, કૉરનેલ યુનિવર્સિટીઓના પ્રયાસો જોઈએ ત્યારે લાગે છે કે ભારતના મજૂર આંદોલન સામે ભાવિમાં કેવા સવાલો આવનાર છે. તેમજ એણે પણ આવાં તાલીમ કેન્દ્રો આવતી કાલના સવાલો ઉકેલવા સ્થાપવાં પડશે.

*

# નવોદિત રાષ્ટ્રો

## સાયપ્રસ

ઈન્દુકુમાર કે. દેસાઈ
[તર્કશાસ્ત્ર અને મનોવિજ્ઞાન વિભાગના ટ્યૂટર, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

'સંસ્કૃતિનું પારણું' કહેવાતા પ્રદેશનું સામીપ્ય અનુભવતા સાયપ્રસ બેટનું ભાવિ પાંચ હજાર વર્ષના ઇતિહાસના પ્રતિબિંબ પર આધારિત છે. ૧૮૭૮માં બ્રિટને એનો કબજો લીધો ત્યાં સુધીમાં અનેક માલિકોના દોર નીચે સાયપ્રસ રહ્યું છે.

### ભૌગોલિક સ્થાન

ભૂરું આકાશ, તંદુરસ્ત અને ખુશનુમા હવામાન, પૂરતો સૂર્યપ્રકાશ અને અનિયમિત પણ ઓછા વરસાદવાળો સાયપ્રસ ભૂમધ્ય સમુદ્રના ઈશાન ખૂણે એક છેવાડે આવેલો છે. તુર્કસ્તાનથી ૪૦, સિરિયાથી ૬૦, ઇજિપ્તથી ૨૪૦ અને ગ્રીસથી ૫૭૬ માઇલ પર આવેલો એ ટાપુ ભૂમધ્ય સમુદ્રમાં વિસ્તારની દૃષ્ટિએ ત્રીજો આવે છે. ૧૪૦ માઇલ લાંબા, વધુમાં વધુ ૬૦ માઇલ પહોળા આ બેટનો કિનારો ખડકવાળો અને દરિયા કાંઠો રેતાળ

છે. અંદરનો પ્રદેશ પૂર્વ–પશ્ચિમ જતી બે હારમાળાને લઈને પર્વતીય છે.

૫૫૯,૦૦૦ ની કુલવસ્તીનો ⅓ ભાગ ૭ શહેરોમાં અને બાકીનો ⅔ ભાગ ૬૨૭ ગામડાંઓમાં છે. વસ્તીનો મોટો ભાગ ગ્રીક સાયપ્રસવાસીઓનો [૭૮.૮ %] છે. અને તુર્ક સાયપ્રસીઓ ૧૭.૫ % છે. આ ઉપરાંત નાની લઘુમતી કોમો છે. અંદરના પ્રદેશના મજૂરોના ૪૦ % ખેતી પર નભે છે.

## પ્રાચીન ઇતિહાસ

સાયપ્રસ ૬૦૦૦ વર્ષના ગાળાને આવરી લેતા ઇતિહાસના અસંખ્ય પુરાવશેષોથી ભરપૂર છે. ઈ. સ. પૂર્વે ૧૦૦૦ વર્ષ સુધીમાં આ બેટ પર ટ્રોજન યુદ્ધમાંથી પાછા ફરતા ગ્રીકો અને એશિયા માઇનોરના ફેનિસિયનો સંસ્થાન સ્થાપી ચૂક્યા હતા. ત્યાર બાદ એસિરિયન અને ઇજિપ્તના ફેરો અને પર્શિયનોએ એના પર આધિપત્ય જમાવ્યું. ઈ. સ. પૂર્વે ૩૩૩માં સિકંદરે સાયપ્રસને મુક્ત કર્યું. પરંતુ એના મૃત્યુ બાદ ઇજિપ્તના રાજાએ એ જીતી લીધું. અને એના અનુગામીઓએ ઈ. સ. પૂ. ૫૮ સુધી પોતાને હસ્તક રાખ્યું. પરંતુ એક્ટિયમ આગળ ક્લિયોપેટ્રા અને ઍન્થનીની હારથી એ રોમન સામ્રાજ્યનો ભાગ બન્યું. રોમન સામ્રાજ્યના ભાગલા પડતા સાયપ્રસ બિઝેનટાઈન સામ્રાજ્યનો ભાગ બન્યું. આ સામ્રાજ્યના કાળ દરમિયાન આધુનિક સાયપ્રસમાં ખૂબ જ અસરકારક રૂઢિચૂસ્ત ચર્ચની સ્થાપના ગ્રીકભાષી લોકોમાં કરવામાં આવી. બિઝેનટાઈન સત્તા નિસ્તેજ બની. અને ઈ. સ. ૧૧૯૦માં ઇંગ્લેન્ડના રિચાર્ડ પહેલાએ ત્રીજી ક્રુઝેડ દરમિયાન આ ટાપુ કબજે કર્યો. પાછળથી એ ટાપુ જેરુસલેમના રાજા ગે–ડી–લુસીનના હાથમાં ગયો. લુસીનના વંશે અવારનવાર યુરોપીય રાજકર્તાઓના દરિયાઈ કાફલાની મદદથી ત્રણ સદી સુધી રાજ્ય કર્યું. ઈ. સ. ૧૪૮૯માં તત્કાલીન સર્વોત્તમ દરિયાઈ સત્તા વેનિસના કબજામાં એ બેટ ગયો. પરંતુ ૧૫૭૧મા તુર્કોએ એ જીતી લીધો.

## તુર્ક વહીવટ

ત્રણ સદીના તુર્ક વહીવટે રૂઢિચુસ્ત ચર્ચની સ્થાપના કરી અને સામંતશાહી પ્રથાનો નાશ કર્યો. તુર્ક અમલ દરમિયાન ખ્રિસ્તી વસ્તીને સારા પ્રમાણમાં સ્વતંત્રતા મળી હતી. પરંતુ લોખંડ અને તાંબાની ખાણો બંધ કરી દેવામાં આવી. જંગલની સંપત્તિનો નાશ કરવામાં આવ્યો. પ્રખ્યાત દારૂના વેપારને ભારે ફટકો પડ્યો.

૧૮૭૮માં રશિયાની વિસ્તારવાદી નીતિ સામે તુર્કોને મદદ કરવાના બદલામાં, રાજકીય રીતે સાયપ્રસ ઑટોમન સામ્રાજ્યનો ભાગ ગણાતો હોવા છતાં વાસ્તવિક રીતે એ ટાપુનો વહીવટ બર્લિન કૉંગ્રેસમાં થયેલા કરાર અનુસાર બ્રિટનને સોંપવામાં આવ્યો. ૧૯૧૪ના પ્રથમ વિશ્વયુદ્ધમાં તુર્કી મિત્રરાજ્યોની વિરુદ્ધ ગયું. આથી બ્રિટને એ ટાપુ ખાલસા કર્યો. ૧૯૧૫માં એ યુદ્ધમાં સામેલ થવા માટે ગ્રીસ સમક્ષ આ ટાપુ લાંચ તરીકે ધરવામાં આવ્યો હતો. ૧૯૨૫માં એને શાહી સંસ્થાન તરીકે જાહેર કરી Legislative Council ની સ્થાપના કરવામા આવી. પરતુ ૧૯૩૧ના Enosis ચળવળનાં તોફાનોને લીધે ધારાસભાને રદ કરવામાં આવી. Enosis ગ્રીક શબ્દ છે. એનો અર્થ સંઘ [Union] થાય છે. ગ્રીક પ્રજા અને ગ્રીક સિપ્રિયટોએ સાયપ્રસને ગ્રીસ સાથે જોડવાની અને સંઘ રચવાની જે ચળવળ ઉપાડી તેને Enosis ચળવળ કહે છે.

## બ્રિટિશ અમલ

૧૮૭૮માં બ્રિટિશ હાઇકમિશ્નર આ ટાપુ પર સાર્વભૌમત્વ ધારણ કરવા આવ્યા ત્યારે બંદર પર જ Enosisની માગણી કરનારું પ્રતિનિધિમંડળ આર્ચબિશપની નેતાગીરી નીચે મળવા આવ્યું. આર્ચબિશપ રાજદ્વારી બાબતમાં મુખ્ય પ્રવક્તા બને એનું બ્રિટિશરોને આશ્ચર્ય થયું. પરતુ આ તત્ત્વ તુર્કોએ પોતાના સામ્રાજ્યના તમામ ભાગમાં દાખલ કર્યું હતું. Enosis ચળવળ પ્રત્યે ગંભીરતાપૂર્વક ધ્યાન આપવામાં આવ્યું નહિ. ૧૮૮૧માં બ્રિટિશ હાઈકમિશ્નરે અંગ્રેજી શાળા દાખલ કરવાની પદ્ધતિનો અનુરોધ કર્યો, પરંતુ સાંસ્થાનિક મંત્રીએ બચતના બહાના હેઠળ એ માગણી નકારી. સાયપ્રસવાસી તુર્કો આ ચળવળના વિરોધી હતા અને બ્રિટિશ સાંસ્થાનિક વહીવટને ટેકો આપતા હતા. લઘુમતીનો ભય એમને સતાવતો હતો. તુર્ક સરકારનો એમને ટેકો હતો. એમણે સાયપ્રસના ભાગલાની માગણી કરી. એમાં મોટે

ભાગે ૧૮૭૮ પહેલાંના તુર્ક તંત્રસંચાલકોના વારસદારો હતા.

૧૯૪૬માં બ્રિટને જાહેર કર્યું કે નવું બંધારણ Consultative Assembly દ્વારા ઘડાશે. પરંતુ એમાં Enosis અથવા સંપૂર્ણ સ્વશાસનનો સ્વીકાર ન હતો. આ દરમિયાન લાંબા સમયથી રાજકારણમાં ભાગ લેતા આર્ચબિશપની ચૂંટણી પર મૂકેલો પ્રતિબંધ ઉઠાવી લેવામાં આવ્યો. નવા ચૂંટાયલા આર્ચબિશપ Leontios પોતે Enosis ચળવળના જબરા ટેકેદાર હતા. એમણે Consultative Assemblyનો બહિષ્કાર કરવા ગ્રીકોને સલાહ આપી. તેઓ સામ્યવાદી અંકુશિત Akel મજૂર સંસ્થા જોડે મૈત્રીભર્યો સંબંધ રાખતા. એમના અનુગામી સામ્યવાદી વિરોધી હતા. Akel સંસ્થાએ Consultative Assemblyમાં ભાગ લેવાનું નક્કી કર્યું. બીજા ગ્રીક પ્રજાના પક્ષો Pek [કિસાન સંસ્થા] અને Kek (મજૂર સંસ્થા) Enosis ચળવળને ટેકો આપતા હતા. ૧૯૪૬માં આ ગ્રીક સાયપ્રસવાસીઓએ પોતાની માગણીને ગ્રીક સરકાર ટેકો આપે એ માટે એક પ્રતિનિધિ મંડળ ઍથેન્સ મોકલ્યું.

આવી બહિષ્કારયુક્ત પરિસ્થિતિમાં મળેલી Consultative Assemply એ બ્રિટિશ દરખાસ્તોનો સ્વીકાર કર્યો. પરંતુ એ દરખાસ્ત અનુસારની ધારાસભાને સાયપ્રસના ભાવિની ચર્ચા કરવાનો અધિકાર ન હતો. અને તેની ધારાકીય સત્તાઓ પણ ગવર્નરની અનામત સત્તાઓના ઉપયોગની અપેક્ષાએ જ ગણાય. તરફેણમાં ૧૧ સભ્યો અને વિરોધમાં ૭ સભ્યો જતાં સરકારે Assemblyને વિખેરી નાખી અને એની દરખાસ્તો ગ્રીકોને સ્વીકાર્ય બને ત્યાં સુધી અસ્તિત્વમાં રહી. પરંતુ પાછળથી એ છૂટ ખેંચી લઈને ચૂંટાયેલા સભ્યોની લઘુમતીવાળા વધુ અંકુશિત બંધારણની રજૂઆત થતાં કટોકટી પેદા થઈ.

## બ્રિટિશ વલણ

બ્રિટનને સુએઝ નહેર વિસ્તાર છોડવાની ફરજ પડી. એટલે સાયપ્રસ એ જ એક એમનો છેલ્લો સહારો હતો. ત્યાં તેઓ પોતાનું નૌકામથક સ્થાપી શકે એમ ન હતું. [સુએઝ પરનું આક્રમણ માલ્ટા પરથી કરવામાં આવ્યું હતું, સાયપ્રસ પરથી નહિ. એ પ્રસંગ પોતે અને અન્ય નિષ્ણાતોનો અભિપ્રાય છે કે સાયપ્રસ મધ્યપૂર્વના લશ્કરી મથક તરીકે કામગીરી આપી શકે એમ નથી.] ઇજિપ્તમાં પોલીસદળ પરના બ્રિટનના કાબૂના અભાવે તેમણે કરેલા અસહકારનું પુનરાવર્તન સાયપ્રસમાં ન થાય એ માટે બ્રિટને કાળજી રાખી. Enosis ચળવળ માટે સર ઍન્થની ઇડને જાહેર કર્યું કે એ પ્રકરણ બંધ છે અને સાયપ્રસ અમારી માલિકીનું છે. Natoનાં હિતોના સંરક્ષણની તથા સાયપ્રસ ઇતિહાસના કોઈ કાળે ગ્રીસ જોડે જોડાયેલું ન હતું એવી દલીલો આગળ ધરવામાં આવી. પરંતુ હકીકતમાં આ દલીલોને આધાર ન હતો. સાયપ્રસવાસી ગ્રીકો ગ્રીક ભાષા બોલે છે, એટલું જ નહિ, ગ્રીક ભાષા દ્વારા તેમને કેળવણી આપવામાં આવે છે. તેઓ ગ્રીક શાળાઓની પરીક્ષામાં બેસે છે. ઉચ્ચ શિક્ષણ માટે ઍથેન્સની યુનિવર્સિટીમાં તેમજ ગ્રીક શિક્ષકોની તાલીમી કૉલેજમાં જ તેઓ જાય છે. તેઓને લાગે છે કે તેઓ ગ્રીક છે અને એ જ નિર્ણાયક તત્ત્વ હતું. પાંચ લાખની ગ્રીક વસ્તીમાંથી ચાર લાખ ગ્રીકોની Enosis ચળવળ એ સાચી રાષ્ટ્રવાદી પ્રવૃત્તિ હતી. એને બ્રિટન પિછાની શક્યું નહિ. પોતાના દક્ષિણ કિનારાના મોટા ભાગનાં બંદરોના નજીકના આ ટાપુને બ્રિટન સિવાય અન્ય કોઈના કબજામાં જવા દેવામાં તુર્ક સરકારને સંરક્ષણ અંગે ભય પેદા થતો લાગતો. ગ્રીક સરકાર બ્રિટન તરફ સહાનુભૂતિ ધરાવતી હોવાથી નિર્ણય જાહેર કરતાં અચકાતી હતી. પરંતુ ગ્રીક સરકારની નબળાઈ અને અસ્થિરતા અંગે બ્રિટન તરફ થતી ટીકાને લીધે એણે Enosisને જાહેર ટેકો આપ્યો. નેટોના બે સભ્યો—ગ્રીક અને તુર્કી વચ્ચેનો ગજગ્રાહ એટલે સુધી વધ્યો, કે ૧૯૫૫ના 'નેટો સંયુક્ત નૌકાદળ'ના વિચારને પડતો મૂકવામાં આવ્યો.

## વાટાઘાટોની નિષ્ફળતા

ટાપુ પર પણ તોફાનો વધતાં ચાલ્યાં. જનરલ ગ્રીવાસની નેતાગીરી નીચે Eoka નામની સંસ્થાએ ત્રાસવાદી પ્રવૃત્તિ શરૂ કરી. ગ્રીક અને તુર્ક—બન્ને જાતિ એકબીજાનાં ગળાં રહેંસવા લાગી. બ્રિટિશ સરકાર આ કેમ સહન કરી શકે? પરંતુ જેમ દમનકારી પગલાં વધ્યાં, તેમ હિંસાત્મક ચળવળે જોર પકડ્યું. બ્રિટને ૩૫૦૦૦ ના દળથી પણ મુઠ્ઠીભર ત્રાસવાદીઓને જેર કરવામાં નિષ્ફળ

નીવડયું. આથી અગાઉ બંધ કરેલા પ્રશ્નને ફરી શરૂ કરવામાં આવ્યો. આર્ચબિશપ મેકારિયોસ સાથે વાટાઘાટો શરૂ થઈ. છતાં આર્ચબિશપને સંતોષવા બ્રિટિશ સરકાર વધુ ઉદાર બની શકી નહિ. ગ્રીકોને ધારાસભામાં કેટલી બેઠકો મળશે? એવા સચોટ પ્રશ્ન અંગે બ્રિટને ગોળગોળ વાતો કરી. આખરે વાટાઘાટો પડી ભાંગી. મેકારિયોસની ધરપકડ કરવામાં આવી અને તેમને દેશનિકાલ કરવામાં આવ્યા. ગ્રીકોના પ્રતિનિધિ તરીકે બીજા કોઈ બહાર આવે એની બ્રિટિશ સરકાર રાહ જોવા લાગી. પરતુ કોઈ અન્ય નેતાગીરી બહાર ન આવતાં મડાગાંઠ જારી રહી. આથી બ્રિટિશ સરકારે આ પ્રશ્નના બંધારણીય પ્રશ્નોની તપાસ માટે નિમણૂક કરી. એનો અહેવાલ સુએઝની કટોકટી દરમિયાન જ બહાર પડ્યો. એમણે સૂચવેલા બંધારણીય સુધારાઓનો બ્રિટિશ સરકારે સ્વીકાર કર્યો. પરતુ ગ્રીક અને તુર્કસ્તાનની સરકારોએ એનો સ્વીકાર કર્યો નહિ. એટલે તુર્ક સરકારે વિકલ્પ રૂપે ભાગલાની નીતિ પર ભાર મૂકયો.

## 'યુનો'નો ઠરાવ

૧૯૫૭ના ફેબ્રુઆરીમાં 'યુનો'ની સામાન્ય સમિતિએ બ્રિટન અને ગ્રીસના ઠરાવોનો વિરોધ કરીને, 'શાંતિમય, લોકશાહી અને ન્યાયી ઉકેલ' પર આવવાની વિનતિ કરતા ભારતના ઠરાવનો સ્વીકાર કર્યો. માર્ચમાં Nato એ મધ્યસ્થી કરવાની ઇચ્છા પ્રદર્શિત કરી. પરતુ ગ્રીસે એ વિનતિ નકારી અને બ્રિટન તથા સાયપ્રસવાસીઓની વાટાઘાટો પર ભાર મૂકયો.

હિંસાત્મક ત્રાસવાદી પ્રવૃત્તિ અટકાવવા Eoka સંસ્થાને મેકારિયોસ વિનતિ કરે એવી ઇચ્છા સાથે એમને સિસિલ ટાપુ પરના કેદખાનામાંથી ૧૩ માસના કારાવાસ બાદ મુક્ત કરવામા આવ્યા. સાયપ્રસમાં પ્રવેશ કરવાની મનાઈને લીધે તેઓ ગ્રીસ પહોંચ્યા. અને બ્રિટિશ સરકાર સાથે દ્વિપક્ષીય વાટાઘાટો માટે જ ઇચ્છા વ્યક્ત કરી. એટલે મડાગાંઠ ચાલુ જ રહી. સપ્ટેમ્બરમા બ્રિટિશ પ્રવક્તાએ સાયપ્રસને Nato મથક બનાવવાની જાહેરાત કરી. બ્રિટિશ સાયપ્રસથી છૂટવા માગતું હતું, પરતુ તેને લશ્કરી મથક તરીકે છોડવા માગતું ન હતું. Eoka સંસ્થાએ ત્રાસવાદી પ્રવૃત્તિ વધારી મૂકી. ગ્રીસ અને તુર્કી વચ્ચે ખુલ્લું ભંગાણ પડવાની સ્થિતિ ઊભી થતાં નેટોના સભ્યો વચ્ચે સાયપ્રસના પ્રશ્ને સહકારની ભાવના ઘટાડી દીધી. ગ્રીસના રાજા પૉલે અમેરિકન ખબરપત્રીને જણાવ્યું, કે સાયપ્રસ ગ્રીસ જોડે જોડાવું જોઈએ અને એ પછી નૌકામથક સાયપ્રસમાં Crete અને બીજે કયાંક અપાશે. આ જાહેરાત સામે બ્રિટિશ સરકારે ગ્રીક સરકાર સામે વિરોધ નોંધાવ્યો.

## આખરી મંત્રણા

ઝ્યૂરીચમાં ગ્રીસ અને તુર્કી વચ્ચે ૬ દિવસ સુધીની લાંબી મંત્રણાઓ થઈ. ગ્રીસના વડાપ્રધાન Konstantin Karamalis અને તુર્કીના વડાપ્રધાન Adman *Menderes*—એ બન્નેએ ફેબ્રુઆરીની ૧૧મીએ જાહેર કર્યું કે સાયપ્રસ અંગે બન્ને પક્ષો વચ્ચે કરાર થયો છે. બન્ને દેશોના પરદેશપ્રધાનો એ જ દિવસે લંડન જવા ઊપડયા અને ત્રિપક્ષી વાટાઘાટો શરૂ કરી. બન્નેના વડાપ્રધાનો મંત્રણામાં પાછળથી જોડાયા. વડાપ્રધાન મેકમિલન સાથેની વાટાઘાટોને અંતે ફેબ્રુ. ૧૯મીએ પ્રજાસત્તાક સાયપ્રસની સ્થાપના કરવાના કરાર પર સહીઓ થઈ.

તરત બનાવો ઝડપભેર બનવા લાગ્યા. સાયપ્રસમાંથી કટોકટીની સ્થિતિ દૂર થઈ. ગવર્નરે ત્રાસવાદીઓને માફી બક્ષી. કરારની કલમો પ્રમાણે (૧) સાયપ્રસ, ૧૯૬૦ની ફેબ્રુઆરી સુધીમાં સાર્વભૌમત્વ પ્રાપ્ત કરે, (૨) ગ્રીક પ્રજા ગ્રીક પ્રમુખને ચૂંટે, (૩) તુર્ક પ્રજા ઉપપ્રમુખને ચૂંટે, (૪) પ્રમુખ, ઉપપ્રમુખ, ૭ ગ્રીક સાયપ્રસવાસી, ૩ તુર્ક સાયપ્રસવાસીઓની એક કારોબારી રચી શકે, (૫) એના નિર્ણયો બહુમતીથી થાય, (૬) છતાં પ્રમુખ, ઉપપ્રમુખને વિટો વાપરવાની સત્તા ખરી (૭) ૭૦ % ગ્રીક અને ૩૦ % તુર્ક સાયપ્રસવાસી સભ્યોવાળી પ્રતિનિધિસભાને ધારાકીય સત્તાઓ હોય, (૮) એ ધારાઓ સામાન્ય બહુમતીથી ઘડાય, (૯) છતાં પ્રમુખ અને ઉપપ્રમુખને વિટોની સત્તા ખરી, (૧૦) સુપ્રિમ કોર્ટમાં એક તુર્ક સાયપ્રસવાસી, એક ગ્રીક સાયપ્રસવાસી, અને એક તટસ્થ એમ ત્રણ સભ્યો રહે, (૧૧) બ્રિટન સાયપ્રસ જોડે સંધી કરે કે સાયપ્રસ ગ્રીક જોડે ન જોડાય અને ગ્રીક અને તુર્કી વચ્ચે ભાગલા ન પડે તેની ખાતરી આપે (૧૨) બ્રિટન પોતાના બે લશ્કરી મથકો રાખી શકે અને તેને

અસરકારક બનાવવા રસ્તા, બંદરો અને બીજી સગવડોનો ઉપયોગ કરી શકે; શાંતિના સમયમાં નિકોસિયા-[સાયપ્રસની રાજધાની]ના હવાઈ મથકનો પણ ઉપયોગ કરી શકે.

આના પરિણામે Enosis ચળવળના પ્રખર નેતા મેકારિયોસને દેશનિકાલ કરવાનો હુકમ પાછો ખેંચાયો. તેમણે માર્ચની પહેલીએ સાયપ્રસમાં પ્રવેશ કર્યો. ગવર્નર તથા દોઢ લાખ સાયપ્રસવાસીઓની જંગી મેદનીએ તેમનું સ્વાગત કર્યું. કાળા ઝભ્ભામાં સદા સજ્જ આર્ચ-બિશપ મેકારિયોસ જન્મથી સાયપ્રસવાસી છે. ઘણી નાની ઉંમરે તેઓ બિશપ બન્યા છે. યુરોપમાં એ એકલા જ એવા રાજ્યકર્તા છે, જે રાજ્ય તેમજ ચર્ચ – બન્નેના વડા છે:

### સ્વતંત્ર સાયપ્રસના પ્રશ્નો

અનેક મુશ્કેલીઓને પાર કરીને ૧૬મી ઑગસ્ટ ૧૯૬૦ના દિવસે આખરે સાયપ્રસની આઝાદી જાહેર થઈ. આઝાદી બાદ મેકારિયોસના પ્રમુખપદે ચૂંટણી થઈ. ચૂંટણી દરમિયાન મેકારિયોસે AKEL [સાયપ્રસના સામ્યવાદીપક્ષ] સાથે ચૂંટણી માટે સમાધાન કર્યું. આથી પ્રથમ પાર્લમેન્ટમાં ૩૦ મેકારિયોસના Patriotic Frontના સભ્યો, ૧૫ તુર્ક સાયપ્રસવાસીઓ, ૫ AKEL [સામ્યવાદીપક્ષ]ના સભ્યો ચૂંટાયા. ત્યાર બાદ સામ્યવાદીઓની અસર વધી છે. એટલે આજે પ્રમુખ મેકારિયોસ અને ઉપપ્રમુખ Kutchuk સામે મુખ્ય ચાર સવાલો છે: (૧) આત્યંતિક ત્રાસવાદી પ્રવૃત્તિની સંસ્થા Eoka જોર ન પકડે (૨) કાયદેસર તુર્ક વિરોધીઓ, જેઓ તુર્ક લઘુમતીના હિતોનું જોરદાર રક્ષણ કરવા માગે છે (૩) આત્યંતિક તુર્કોની પ્રવૃત્તિ કે જેઓ આ કરારનો જ ધરમૂળથી વિરોધ કરે છે અને દેશના ભાગલા ચાહે છે. (૪) સામ્યવાદીપક્ષ.

પોતાની પરદેશનીતિમાં લશ્કરી જૂથોથી અલગ રહી તટસ્થ નીતિ અપનાવનાર અને તાજેતરમાં ભારતની મુલાકાત દરમિયાન ચીનના આક્રમણનો ખુલ્લો વિરોધ વ્યક્ત કરનાર મેકારિયોસ કેવી રીતે એમની સામેના પ્રશ્નોનો સામનો કરે છે એ ભાવિમાં જોવું રહ્યું.

**Books for Reference**


(1) Cyprus Looks forward: prepared by the Central Office of Information 1959
(2) The issue of The Christian Science Monitor–August 17, '59
(3) The World Almanac and Book of Facts–1960
(4) Inside Europe [Today] — John Gunther
(5) The Background to Current Affairs — Desmond Crowley


*

# ભારતના સાંસ્કૃતિક ઇતિહાસની રૂપરેખા-૪


જયદેવ મો. શુક્લ

[સંસ્કૃત અને પ્રાચીન ભારતીય સંસ્કૃતિના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]


### ૨.૧ અશોક: ધર્મચક્રવિકાસ: મૌર્યોની અવનતિ

**પ્રાચીન** ભારતના સૌથી મોટા પ્રદેશ ઉપર રાજ્ય કરનાર પ્રથમ સમ્રાટ તરીકે આપણે અશોકને ઓળખીએ છીએ; એટલું જ નહિ પણ, પ્રજાકલ્યાણને હૃદયમાં રાખીને તેને સન્માર્ગે વાળનાર સંત રાજવી તરીકે પણ આપણે અશોકનું બહુમાન કરીએ છીએ. ઈરાનથી કલિંગ સુધીના અને કાશ્મીરથી કાવેરી સુધીના વિસ્તૃત પ્રદેશનું રાજ્ય મેળવનાર આ રાજરાજેન્દ્રને, તેના વ્યક્તિનિષ્ઠ ચારિત્ર્યથી, તેણે પ્રસારેલા તથા કાર્યમાં મૂકવા માટે ઉદ્‌બોધેલા આદર્શોને કારણે તેમજ એવા જ આદર્શો એણે કેવી રીતે પોતાના શાસન દરમિયાન અપનાવ્યા એવાં અનેક કારણોને લીધે ઇતિહાસકારોએ સન્માન્યો છે.

અશોકના પૂર્વજીવનનાં વૃત્તાન્તો અસ્પષ્ટ અને પૂર્વગ્રહપ્રેરિત છે. બૌદ્ધ ધર્મના પ્રસારમાં મદદ કર-

નાર આ રાજવીને અંગે પુરાણોનાં વૃત્તાન્તો મદદકર્તા નથી; એટલું જ નહિ પણ, તેના પૂર્વ જીવનના પ્રસંગોનું બૌદ્ધ ગ્રંથોએ કરેલું આલેખન અતિશયોક્તિ અને ધિક્કાર-મૂલક પૂર્વગ્રહોથી દૂષિત છે. તેને ક્રૂર અને ૯૯ ભાઇઓને મારી નાખનાર ગણાવવામાં આવ્યો છે.

અશોકના બૌદ્ધધર્મસ્વીકાર પછીના જીવનનો વીગતે ચિતાર મળે છે. પહેલી વાર ભારતીય ઇતિહાસમાં એક મહાન રાજાએ પોતાને વિષે તેમજ પોતાની પ્રજા, રાજ્યવ્યવસ્થા, ધામિક જીવન વગેરે વિષે વિગતપૂર્ણ ઉત્કીર્ણ લેખો આખાય ભારતમાં તૈયાર કરાવ્યા છે. આ બધા લેખોમાંથી મહત્ત્વના લેખોના નીચે પ્રમાણે વિભાગ કરવામાં આવ્યા છે: (૧) ચૌદ મહત્ત્વના લેખો: આઠ જુદાં જુદાં સ્થળોએ પર્વતો ઉપર કે શિલાખંડો ઉપર ચૌદ લેખો કોતરવામાં આવ્યા છે. આવાં સ્થળો-નાં નામ છે શાહબાઝગઢી (પેશાવર પાસે), માનસેરા (હઝારા જિલ્લો), કાલ્સી (દહેરાદૂન પાસે), ગિરનાર (જૂનાગઢ પાસે), સોપારા (થાણા જિલ્લો), ધૌલિ અને જૌગડા (ઓરિસ્સા) અને યેરૂગુડી (મદ્રાસમાં કુર્નૂલ જિલ્લો). (૨) ઓછા મહત્ત્વના લેખો: આવા લેખો રૂપ-નાથ (જબલપુર જિલ્લો), વૈરાટ (જયપુર), સસરામ (શાહબાદ જિલ્લો, બિહાર), મસ્કી (રાયચુર જિલ્લો), ગવીમઠ અને પાલ્કીગુંડુ (આંધ્ર), યેરૂગુડી અને મહીસૂર-ના શીતલદુર્ગ જિલ્લાનાં ત્રણ ઓછાં જાણીતાં સ્થળો-એથી મળે છે. (૩) સાત સ્તંભ લેખો: મોટા અને અત્યંત ઊંચા કદના સ્તંભો ઉપર કોતરેલા આવા સાત-નો એક સમૂહ ટોપ્રા નામના એક સ્થળેથી પ્રાપ્ત થયો છે. બાકીના ૭ લેખો મોટે ભાગે ઉત્તર બિહારના સ્થળો એથી મળી આવ્યા છે.

ઉપર જણાવ્યું તેમ ઉત્કીર્ણ લેખોમાંથી મળતી સામગ્રી વિશ્વસનીય હોઇને તે અશોકના જીવન ઉપર વિશેષ પ્રકાશ નાખે છે. તેને કેટલાંક ભાઈઓ અને બહેનો હતાં અને ઓછામાં ઓછી બે રાણીઓ હતી. જ્યારે તે રાજપુત્ર હતો ત્યારે તક્ષશિલા વગેરે સ્થળોએ પણ જે સ્ત્રીઓના સંપર્કમાં આવ્યો હતો, તે તેની પત્ની-ઓ તરીકે તે તે સ્થળોમાં રહેતી હતી. આવાં 'અવ-રોધન'નો ઉલ્લેખ તેના ઉત્કીર્ણ લેખોમાથી મળે છે. તેને ચાર પુત્રો હતા, જેમાંથી ત્રણ તક્ષશિલા, ઉજ્જ-યિની અને તોસલીમાં વ્યવસ્થા જાળવતા અને ચોથો પુત્ર જે કદાચ ગાદીનો વારસ હતો (આર્યપુત્ર) તે સુવર્ણ-ગિરિમાં રહેતો હતો. અશોકને શિકારનો, અંતઃપુરના આનંદોનો, સુન્દર ભોજનનો, અશ્વોનો, બગીચાઓનો અને વિહારયાત્રાઓનો શોખ હતો. બુદ્ધ ઘોષના ગ્રંથ સારાર્થ-પ્રકાશિની (પૃષ્ઠ ૧૦૫) પ્રમાણે મધ્યદેશના રહેવાસી-ઓની જેમ અશોકને મોરના માંસનો શોખ હતો.

તેના ઉત્કીર્ણ લેખોમાં તેના નામ અશોકને બદલે (કોઇ ઉત્કીર્ણ લેખમાં અશોક એવું નામ મળતું નથી) 'દેવાનાં પ્રિય પ્રિયદર્શીરાજા' એવું અભિધાન મળે છે. જ્યાં જ્યાં સમયનો અનુક્રમ મળે છે ત્યાં ત્યાં તે સમય તેના રાજ્યારોહણથી ગણવો જોઈએ. (અશોકપૌત્ર દશરથના નાગાર્જુની ગુફાઓના ઉત્કીર્ણ લેખોમાં પણ દશરથના રાજ્યારોહણથી જ સમયની ગણના કરવામાં આવી છે.) સમાજ અથવા જાહેર આનંદસમારંભોમાં પોતાની પ્રજાનું મનોરંજન તે કરતો. આવે સમયે માંસની વાનગીઓ, સંગીત અને નૃત્ય પીરસવામાં આવતાં. આવા સમાજો યોજવાની સલાહ કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં આપવામાં આવી છે. કલિંગનો ખારવેલ અને દક્ષિણનો ગૌતમીપુત્ર શાતકર્ણિ આવા સમાજો યોજતા. ધર્મસ્વીકાર પછી આવા સમાજોમા માંસભક્ષણ પર નિયંત્રણ મૂકવા-માં આવ્યા હશે એમ લાગે છે. મહાભારતના રંતિદેવની જેમ અશોકના રસોડામાં હજારો પશુઓનો રોજ ઘાત થતો હશે. આ સ્થિતિ પણ પછીના સમયમાં નિયંત્રિત બની હોવાનુ કહી શકાય.

અશોકના જીવનનો સૌથી મહત્ત્વનો પ્રસંગ તે કલિંગ (અત્યારનાં ઓરિસ્સા અને મદ્રાસનો ગંજામ જિલ્લો) ઉપરનો વિજય. બિંદુસારે આંધ્રનો વિજય કર્યો હતો. ચોલ અને પાંડ્ય રાજ્યો ઉપર વિજય મેળવવાને માટે કલિંગનો વિજય જરૂરનો હતો. રાજ્યારોહણ પછી આઠમા વર્ષે આ પ્રસંગ બન્યો. આ યુદ્ધમાં એક લાખ પચાસ હજારને કેદ પકડવામાં આવ્યા હતા, એક લાખ યુદ્ધમાં હણાયા હતા અને યુદ્ધમાં મરણ પામેલા સિવાય-ના આથી અનેકગણા મરણ પામ્યા હતા. કલિંગ જેવા રાજ્ય માટે આ સ્થિતિ દુઃખદ ગણાય. પ્લિનીના કલિંગના

વૃત્તાન્તોનો વિચાર કરતાં કલિંગના સૈન્યનો ચોથો ભાગ ખતમ થઇ ગયો હતો એમ લાગે છે.

કલિંગમાં થયેલા સર્વનાશને કારણે અશોકને ભારે પસ્તાવો થયો. તેના ૧૩મા ઉત્કીર્ણ લેખમાં જણાવ્યું છે કે "કલિંગના વિજય પછી નામદાર રાજાધિરાજને ભારે શોક થયો, કારણ કે પહેલાં પરાજિત નહિ કરેલા દેશના વિજયમાં કતલ, મૃત્યુ અને કેદ પકડવા રૂપી આપત્તિઓને નોતરવામાં આવે છે. આને પરિણામે શ્રીમાન નામદારને અત્યંત શોક અને ગ્લાનિ થયાં છે. આવા શોકને માટે બીજું પણ એક કારણ છે, જેને પરિણામે નામદારની ગ્લાનિ વિશેષ દુઃખદાયક બની છે. આવા દેશમાં બ્રાહ્મણો, અનેક પ્રકારની વ્યક્તિઓ અને ગૃહસ્થો વગેરે પ્રજાજનો રહેતા હતા. આવા દેશમાં આવાં સજ્જનોને હિંસા, ખૂન અને પ્રિયજનથી અત્યન્ત વિયોગ સહન કરવાં પડે છે. જેઓને હિંસા વગેરેનો સ્પર્શ થયો નથી, તેમનાં પ્રિયજનો, મિત્રો, સગાં, સાથીદારો અને સંબંધીઓને આપત્તિઓ પ્રાપ્ત થઈ છે. તેમને માટે પણ એ આપત્તિઓ હિંસા સમાન જ છે." યુદ્ધમાં વિજય મેળવીને ઉન્મત્ત બની રહેનાર સર્વ લોકનેતાઓ માટે આ શબ્દો આદર્શ સમાન છે. જગતના કોઈ રાજવીએ વિજય પછી આવાં વચનો ઉચ્ચાર્યા હોય તેવું આપણે જાણતા નથી.

કલિંગના વિજયથી પ્રાપ્ત થયેલ પશ્ચાત્તાપના પ્રથમ પગલા તરીકે અશોકે બધા પ્રકારનાં યુદ્ધોને સર્વથા બંધ કરવાનો આદેશ આપ્યો. વનપ્રદેશ અને પાર્વતીય પ્રદેશોના લોકો–જેઓને અભિભૂત કરવા માટે કદાચ અશોક સમર્થ થયો ન હતો–સાથે પણ સમાધાનવૃત્તિથી વર્તવું અને પોતાની પ્રજામાં અને જગતમાં બધે ધર્મનો અને સદ્-વર્તનનો ફેલાવો કરવો એવા આદર્શ અશોકે સમક્ષ રાખ્યા. કલિંગના વિજય પછી બીજે વર્ષે અર્થાત્ તેના રાજ્યા-રોહણના દસમે વર્ષે તે બૌદ્ધ સંઘની સાથે રહેવા લાગ્યો. રાજગૃહમાં (સુવર્ણગિરિ નામની ટેકરી ઉપર) રહેતા રાજકુમાર (આર્યપુત્ર)ને રાજ્યનો સઘળો ભાર તેણે સોંપ્યો. તેણે બુદ્ધગયા અને લુમ્બિનિની યાત્રાઓ કરી અને જાહેર કર્યું કે હવે જંબુદ્વીપના તેના જેવા લોકો દેવોની સાથે સીધા જ હળીમળી શકશે. તેના ઉત્કીર્ણ લેખોમાં આથી વધારે વિગતો મળતી નથી. તેને દીક્ષા આપનાર બૌદ્ધ આચાર્યનો નિર્દેશ પણ ઉત્કીર્ણ લેખોમાં કરવામાં આવ્યો નથી.

બૌદ્ધ ગ્રંથો અશોકના બુદ્ધના સિદ્ધાંતોના સ્વીકાર અંગે વૈવિધ્ય ભરેલી વાતો રજૂ કરે છે. શરૂઆતમાં નિગ્રોધ નામના સાત વર્ષના શિશુસાધુ પાસેથી તેણે દીક્ષા લીધી. પાછળથી મોગ્ગલિપુત્ત તિસ્સના સંપર્કમાં આવવાથી બૌદ્ધ ધર્મથી તે વિશેષ પ્રભાવિત થયો. પુત્ર મહેન્દ્ર અને દીકરી સંઘમિત્રાને તેણે સિંહલમાં ધર્મપ્રસાર કરવા મોકલ્યાં. મહાયાન બૌદ્ધ સંપ્રદાય અશોકે ઉપગુપ્ત પાસેથી દીક્ષા લીધાનું જણાવે છે. દીક્ષાગુરુ વિષેની આવી પરસ્પર વિરોધી દલીલોને પરિણામે એટલું સ્પષ્ટ થાય છે કે અશોકે ગૌતમના ઉત્તમ સિદ્ધાંતોને આત્મસાત કર્યા એટલું જ નહિ પણ એ સિદ્ધાંતોમાં હૃદયને શાન્તિ આપવાની શક્તિ તેણે અનુભવી હોવાથી તે સિદ્ધાંતોનો પ્રચાર પણ તેણે કરાવ્યો. કોઈ દીક્ષાગુરુ તેણે પસંદ કર્યો હોય તેમ લાગતું નથી. બૌદ્ધ ધર્મ તરફનું તેનું વલણ પણ આવું વ્યક્તિત્વની ઉદારતા અને સ્વતંત્રતાથી અનુપ્રાણિત ગૌરવથી પૂર્ણ હતું તેમ કહી શકાય.

બૌદ્ધ સિદ્ધાંતોમાં પણ તેને ઉચ્ચ વિચારો, નૈતિક આચાર અને પ્રેરણાદાયી પ્રવચનસૂક્તોમાં જ રસ હતો. આનો પુરાવો તેનો ભાબ્રુનો ઉત્કીર્ણ લેખ છે. માત્ર સાધુના સંયમપૂર્ણ જીવન તરફ જ તેને રસ નથી. તેને તો આવા સાધુઓ બુદ્ધના સિદ્ધાંતોને જે રીતે આચારમાં મૂકે, તેનાથી સમગ્ર વાતાવરણને પરિશુદ્ધ કરે અને એવી રીતે જગત સદાચારનું એક મહાન સુમંડલ બને એમાં જ રસ છે. માત્ર બૌદ્ધ સાધુઓને અને શ્રાવકોને જ આવા સિદ્ધાંતો સ્પર્શે છે એટલું જ નહિ પણ, સમગ્ર જગત માટે તે ઉપકારક છે એમ બતાવવાના અશોકને કોડ હતા. તેના સાતમા ઉત્કીર્ણ લેખમાં બતાવવામાં આવ્યું છે તેમ તે સર્વ ધર્મ તરફ સમાન ભાવથી જોતો. સર્વ ધર્મોમાં સારગ્રહણ શું છે (સાર-વધી) અને તેની વૃદ્ધિ કેવી રીતે થાય તે જોવા તે આતુર હતો.

ધમ્મની તેની વ્યાખ્યામાં સુકલ્યાણ (साधने अथवा बहुकयाने), નીતિમત્તા (अपासिनवे), દયા (दया), દાન (दाने), સત્ય (सचे) શુદ્ધિ (सोचये) અને નમ્રતા (मदवे)

આવી જાય છે. અશોક પરલોકની વાત પણ કરે છે (ઇહલોકિક અને પરલોકિક). ધર્મથી પુણ્ય અને સ્વર્ગની પ્રાપ્તિ થાય છે એવી તેની માન્યતા હતી. અશોકે પ્રચારેલા આ સિદ્ધાંતો ગૃહસ્થને માટેના નિયમોમાં આવે છે (ગિહિ વિનય) અને તેથી ચાર આર્યસત્યો, અષ્ટાંગ માર્ગ કે નિર્વાણ જેને સાધુઓ માટે ઉપદેશવામાં આવ્યાં છે તેનો ઉલ્લેખ અશોકના લેખોમાં નથી.

ઉપર ગણાવેલા સિદ્ધાંતોનો પ્રસાર કરવા માટે અશોકે ચોક્કસ પગલાં ભર્યાં હતાં. વિહારયાત્રાઓને બદલે હવે તે ધર્મયાત્રાઓને ઉત્તેજવા લાગ્યો. બ્રાહ્મણો અને શ્રમણોને દાન આપવા લાગ્યો. ભારતની બહારના દેશોમા તેણે ધર્મપ્રસાર અને શાંતિપ્રસાર માટે દૂતો મોકલ્યા. હવે ભેરીઘોષ બંધ થયા અને ધર્મઘોષ સંભળાવા લાગ્યા. (Silenced was the war-drum. There was no longer any summons to war or call to the colours but only a call to moral life. ઉત્કીર્ણ લેખ ૪)

રાજકીય ક્ષેત્રે તેણે અન્ય રાષ્ટ્રો સાથે સમાધાન-વૃત્તિ અપનાવી. નાનાં, નિર્બળ અને સીમા પ્રદેશોના રાજ્યોને તથા આટવિકોને તેણે હેરાન કર્યાં નહિ. તેના પિતામહની એકરાટ્ (સમ્રાટ) થવાની નીતિનો તેણે ત્યાગ કર્યો.

અશોકની રાજધાની પાટલિપુત્રમાં બૌદ્ધ ધર્મની ત્રીજી સંગીતિ ભરવામાં આવી. ઉપગુપ્ત (અથવા હીનયાન મત અનુસાર મોગ્ગલિપુત્ર તિસ્સ)ના સંચાલન નીચે જુદા જુદા દેશોમાં ધર્મપ્રચાર કરવા માટે પ્રતિનિધિઓને મોકલવામાં આવ્યા. મઝ્ઝંતિક ને કાશ્મીર અને ગંધારમાં, મહારક્ષિતને ગ્રીસમાં, મઝ્ઝિમને હિમાલયના પ્રદેશોમાં, ધર્મરક્ષિતને અપરાંતકમા, મહાધર્મરક્ષિતને મહારાષ્ટ્રમાં, મહાદેવને મહીસૂરમાં, રક્ષિતને કન્નડ દેશમાં, શોણ અને ઉત્તરને સુવર્ણભૂમિમાં અને મહેન્દ્ર તથા બીજા કેટલાકને લંકામાં મોકલવામાં આવ્યા. પરદેશોમાં મોકલવામા આવેલા આવા ધર્મદૂતોને પરિણામે, અશોકના જણાવ્યા પ્રમાણે, પરદેશોમાં બૌદ્ધ ધર્મનો પ્રચાર થયો. ઍલેક્ઝાંડ્રિયામાં બૌદ્ધ ધર્મ જાણીતો હતો તે વાત સુવિદિત છે.

અહિંસા અને જીવદયાને વિશેષ પ્રસારવા માટે અશોકે કેટલાંક નક્કર પગલાં ભર્યાં. કેટલાંક પક્ષીઓને અવધ્ય જાહેર કર્યાં. માછલીનો ઉપયોગ કરવા માટે દિવસો નક્કી કરવામાં આવ્યા. પશુઓની ખસી બંધ કરાવવામાં આવી. પણ દેહાંત દંડ તે બંધ કરાવી શક્યો નહિ.

કલા અને સ્થાપત્યની દૃષ્ટિએ અશોકનો રાજ્ય અમલ ઘણો મહત્ત્વનો ઠરે છે. તેણે અનેક નવાં શહેરો, સ્તૂપો, વિહારો, સ્તંભો, ગુફાઓ અને મંદિરો બંધાવવા માટે પ્રેરણા કરી અને તેમાં સક્રિય મદદ કરી. અત્યાર સુધી પ્રચલિત લાકડાકામને બદલે હવે પથ્થરની વપરાશ શરૂ થઇ. અશોકના મહેલને જોઈને અને તેના બૃહદ્‌કાય સ્તંભો, કોતરણી અને દીવાલો તથા દરવાજા જોઈને ફા-હ્યાન અત્યંત પ્રભાવિત થયો હતો; તેણે જાહેર કર્યું છે કે મનુષ્યને હાથે આવું કાર્ય થવું અશક્ય હોઈને દેવોએ અને ભૂતોએ આ કર્યું હોવું જોઈએ. ફા-હ્યાનના જણાવ્યા પ્રમાણે અશોકે પ્રાચીન આઠ સ્તૂપોમાથી બુદ્ધના અવશેષો લઇને ૮૪૦૦૦ સ્તૂપો નવા બંધાવી તેમાં વહેંચ્યા. કદાચ અત્યારે જ્યાં સાંચીનો સ્તૂપ છે, તે સ્થળમાં અશોકે કોઈક પ્રાચીન સ્તૂપ રચાવ્યો હોય તેવો સંભવ કલ્પી શકાય. તેણે તૈયાર કરાવેલા સ્તંભોની રચના, કોતરણી, પૉલિશ અને ઝીણું નકશીકામ અત્યારે પણ આશ્ચર્ય પ્રેરતાં ઊભાં છે. રાજગૃહની 'જરાસંધકી બૈઠક' અને પિપ્રહ્વ સ્તૂપમાંની પથ્થરની પેટી આના સુંદર નમૂના છે. પથ્થરના સ્તંભો અને સ્તૂપોની રચનાનો મૂળ વિચાર કદાચ ઈરાનના રાજાઓના સ્થાપત્યમાથી મળ્યો હોય એમ માની શકાય; પણ સ્વતંત્ર ઊભેલા સ્તંભોનો જોટો ઈરાની સ્થાપત્યમાં નથી તેથી ભારતીય સ્થાપત્યમાથી ઉત્પન્ન થયેલો તે મૌલિક નમૂનો છે એમ માનવું રહ્યું.

ભારતીય ઇતિહાસના વિશાળ પટમાં અશોકની કારકિર્દી એક સમુજ્જ્વલ સીમાસ્તંભ છે. તેની દૃષ્ટિની વિશાળતા, જનકલ્યાણની ભાવના અને દૂરના દેશોમાં પણ સદાચારને ફેલાવવાની તેની તમન્નાએ તેને ઇતિહાસકારોનો માનીતો રાજા બનાવ્યો છે. તેના સમયમાં બૌદ્ધ ધર્મ બીજા અનેક સંપ્રદાયોની જેમ આગળ આવવા માટે ફાંફાં મારતો હતો. તથાગત તરફના અશોકના પ્રેમથી અને તેણે સંઘવ્યવસ્થાના કાર્યમાં લીધેલા રસથી બૌદ્ધ

ધર્મ વિશાળ સમુદાયમાં ફેલાયો. વિજયની ક્ષણોમાં યુદ્ધને તિરસ્કારનાર અને તેનો સર્વથા ત્યાગ કરવાનું સમજનાર આ મહાપુરુષને માટે દંતકથાના રંગો મેઘધનુના રંગોની જેમ પ્રકટ થવા માંડ્યા. સાંચીના સ્તૂપમાં આવી દંતકથાના અનેક પ્રસંગો હંમેશને માટે સ્મરણીય બનાવવામાં આવ્યા છે. સારનાથનાં સિંહાકૃતિ સ્તંભશીર્ષ અને ધર્મચક્ર અર્વાચીન ભારતને પ્રેરણા આપતાં ઊભાં છે.

અશોકના ધર્મ તરફના ઉત્સાહને કારણે રાજ્યતંત્ર શિથિલ બન્યું હોય કે બ્રાહ્મણો તરફથી ખરાબ વર્તન થયું હોય તેવા પુરાવા નથી. જગતના રાજ્યકર્તાઓમાં અશોકની કારકિર્દી ચિરસ્મરણીય રહેશે. ('He was indeed a great monarch, whose reign constitutes one of those 'rare and lightning' epochs in the annals of nations when a people is vouchsafed a glimpse of happiness perceived, if not possessed.')

અશોકના રાજ્યારોહણને ઈ. પૂ. ૨૭૩માં મૂકવું જોઈએ. તેના તેરમા ઉત્કીર્ણ લેખમાં સીરિયાના ઍન્ટીઓકસ (ઈ. પૂ. ૨૬૧–૨૪૬), ઇજિપ્તના ટોલેમી (ઈ. પૂ. ૨૮૫–૨૪૭), મેસિડોનિયાના ઍન્ટીગોનસ (ઈ. પૂ. ૨૭૮–૨૩૯), સાયરિનના મેગસ અને એપિરસના ઍલેક્ઝાન્ડરનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. ઈ. પૂ. ૨૫૦ સુધી આ બધા રાજાઓ વિદ્યમાન હતા. તેનું રાજ્યકાર્ય ઈ. પૂ. ૨૩૬માં પૂરું થયું એમ માની શકાય.

અશોકના મરણ પછીનો મૌર્યવંશનો ઇતિહાસ અંધકારથી ભરેલો છે. અશોકનો રાજદંડ શિવના ધનુષ જેવો હતો. સામાન્ય માણસોથી તે કદી ધારણ કરી શકાયો નહિ. અશોકને અનેક દીકરા હતા, જેમાંના મહેન્દ્ર, કુણાલ અને જલૌક વધારે જાણીતા હતા. અશોક પછી તેનો પૌત્ર દશરથ ગાદીએ આવ્યો. નાગાર્જુની ટેકરીઓમાંની ગુફાઓ તેણે આજીવકોને આપી હતી. આ ગુફાઓની દીવાલો પરના ઉત્કીર્ણ લેખોથી આ વાત સિદ્ધ થાય છે. મૌર્યયુગના છેલ્લા રાજા તરીકે બૃહદ્રથ રાજાનું નામ મળે છે. તેના સમયમાં પંજાબ અને ઉત્તર પ્રદેશમાં પરદેશીઓનાં આક્રમણો શરૂ થયાં હતાં. સાકેત અને માધ્યમિકા નગરી ઉપરના યવનના હુમલાના ઉલ્લેખો પતંજલિના મહાભાષ્યમાં મળે છે (अरुणद्यवनः साकेतम्। अरुणद्यवनो माध्यमिकाम्।).

મૌર્યવંશના વિચ્છિન્ન થયાનાં કારણોમાં અશોકના બૌદ્ધ ધર્મ તરફના પક્ષપાતને જવાબદાર ગણવામાં આવ્યો છે. અશોક પછી લગભગ પચાસ વર્ષમાં જ મૌર્ય સામ્રાજ્ય લાકડાના મહેલની જેમ તૂટી પડ્યું. બ્રાહ્મણો તરફના તેના દુર્વર્તનથી પુષ્યમિત્ર જેવા બ્રાહ્મણધર્મના પક્ષપાતીઓ તૈયાર થયા એમ કહેવામાં આવે છે. આ કથન સત્યથી નજીક નથી. બ્રાહ્મણોની સાથે ખરાબ વર્તન કર્યાનો દાખલો અશોકના વ્યક્તિત્વમાં જોવા મળતો નથી. અશોકની અહિંસાની રાષ્ટ્રનીતિ આને માટે જવાબદાર હતી એમ પણ કહેવામાં આવે છે. ચંદ્રગુપ્તના સમયમાં મૌર્ય સત્તાની જે ધાક આખાય ભારતમાં હતી તે હવે ચાલી ગઈ અને પ્રજામાં અહિંસાથી પ્રગટેલી નિર્વીર્યતા આવી. આ કારણ પણ બરાબર નથી. મૌર્ય સામ્રાજ્ય તૂટી પડવાનાં કારણોમાં વિશાળ રાજ્યને સાચવવા માટેની સુદૃઢ વ્યવસ્થાનો અભાવ, અશોક પછીના રાજાઓનાં શૌર્યહીન વ્યક્તિત્વ અને તેમનામાં દૂરદર્શિતાનો અભાવ, સ્થાનિક સત્તાઓનો વિકાસ, આંતરિક અને રાજદરબારની ખટપટો અને પ્રજાની રાજ્યસત્તા તરફથી ઉપેક્ષા તેમજ પરદેશીઓનાં આક્રમણો જવાબદાર છે. રાજદરબારની ખટપટોને લીધે મધ્યસ્થ રાજતંત્રમાં પણ બે પંથ પડી ગયા હતા. મુખ્ય પ્રધાનનો એક પક્ષ હતો અને બીજો પક્ષ સેનાપતિ પુષ્યમિત્ર અને તેના મળતિયાઓનો હતો. મધ્યસ્થ તંત્રની આવી ખટપટોની અસર તક્ષશિલા જેવા દૂરના પ્રદેશોમાં પણ પડી. આને પરિણામે દૂરના પ્રાંતો સ્વતંત્ર થવા માંડ્યા અને લશ્કરમાં સેનાપતિની સત્તા વધવા માંડી. પરદેશીઓના હુમલાઓથી અને દુકાળથી ક્ષીણ થયેલી બૃહદ્રથની સત્તાને સેનાપતિ બૃહદ્રથે છેલ્લો ફટકો લગાવ્યો. મૌર્ય સત્તાનો અંત આવ્યો.

મૌર્ય વંશના અંત પછી ઘણાં વર્ષો સુધી મૌર્ય કુટુંબના રાજાઓની અનેક પેઢીઓ પશ્ચિમ હિંદમાં જુદે જુદે સ્થળે રાજ્ય કરતી હતી. પુલકેશી બીજાના ઐહોળેના ઉત્કીર્ણ લેખમાં ચાલુક્યોએ મૌર્યોનો પરાભવ કર્યાનો ઉલ્લેખ છે. અગિયારમા સૈકા સુધી મૌર્ય

ઠકરાતો ચાલુ હતી. પછીના સમયમાં રાજપુતો અને મરાઠાઓમાં આ વંશની પ્રજા ભળી ગઈ.

## ૨.૨ શુંગો અને કાણ્વો

ભરદ્વાજકુળના બ્રાહ્મણોમાંથી ઊતરી આવેલા અને શુંગ કુળમાં જન્મેલા પુષ્યમિત્રે મૌર્યરાજ બૃહદ્રથને સૈન્યની કવાયત દેખાડવાને બહાને લઈ જઈને ઘાત કર્યો એવો ઉલ્લેખ બાણના હર્ષચરિત નામના ગ્રંથમાં મળે છે. પુષ્યમિત્ર લાંબા સમય સુધી આવી તકની રાહ જોતો હશે એમ લાગે છે.

તેના સમયમાં દક્ષિણમાં, આન્ધ્રો અને કલિંગના રાજાઓ સ્વતંત્ર થયા હતા. પાટલિપુત્ર, અયોધ્યા, વિદિશા અને સાકલમાં તેની સત્તા હતી. પુષ્યમિત્રના સમયમાં ભારહૂતના સ્તૂપના બે દરવાજા બાંધવામાં આવ્યા હતા. માધ્યમિકા અને સાકેત ઉપરના યવનોના હુમલાનો ઉપર ઉલ્લેખ કરવામાં આવ્યો છે. પતંજલિના મહાભાષ્યમાં ઉલ્લેખ પામેલા આવા હુમલા પણ, પુષ્યમિત્ર મૌર્યોનો સેનાપતિ હતો ત્યારે થયા હતા એમ માનવું જોઈએ. તેના અમલ દરમિયાન બેક્ટ્રિયાના ગ્રીકો સાથે તેને સંઘર્ષમાં ઊતરવું પડ્યું હતું. આ ગ્રીકોને (તે ડેમેટ્રિયસ અને મિનેન્ડર કે યુક્રેટાઈડ્ઝ હોઈ શકે) પુષ્યમિત્રે પેલે પાર હાંકી કાઢ્યા. આ વિજયને જાહેર કરવા માટે તેણે અશ્વમેધ યજ્ઞો કર્યા. અશ્વમેધ યજ્ઞ બ્રાહ્મણ ધર્મના પુનરુત્થાનને જાહેર કરે છે. બૌદ્ધો તેને ક્રૂર રાજા તરીકે અને બૌદ્ધધર્મના શત્રુ તરીકે ગણાવે છે. તેમના જણાવ્યા પ્રમાણે તેણે સાકલના (સિયાલકોટના) બૌદ્ધ વિહારનો નાશ કર્યો હતો અને બૌદ્ધ સાધુઓને હણી લાવનારને માટે ઇનામ જાહેર કર્યું હતું. આ વાતને બીજા કશાનો ટેકો નથી, એટલું જ નહિ પણ તેના સમયમાં ભારહૂતના પ્રસિદ્ધ સ્તૂપની રચના થઈ હતી તે પુષ્યમિત્રનો બૌદ્ધ ધર્મ તરફનો ભાવ પણ સૂચવે છે.

છત્રીસ વર્ષ સુધી રાજ્ય કરનાર પુષ્યમિત્ર પછી તેનો પુત્ર અને કાલિદાસના માલવિકાગ્નિમિત્ર નાટકનો નાયક અગ્નિમિત્ર ગાદીએ આવ્યો. ત્યાર પછી અનુક્રમે સુજ્યેષ્ઠ અને વસુમિત્ર નામના રાજ્યકર્તાઓ હતા. વસુમિત્ર પછી ભદ્રક (વેસનગરના ઉત્કીર્ણ લેખનો ભાગભદ્ર) અને બીજા અનેક રાજાઓ થયા. છેલ્લો દેવભૂમિ અથવા દેવભૂતિ તેના બ્રાહ્મણ પ્રધાન વાસુદેવે યોજેલા કાવતરામાં ફસાયો અને રાણીના વેશમાં રહેલી એક દાસીએ તેનું ખૂન કર્યું. શુંગ રાજાઓનો આ વંશ ઈ. પૂ. ૧૮૭થી ઈ. પૂ. ૭૫ સુધી ૧૧૨ વર્ષ સુધી ચાલ્યો.

શુંગ વંશના રાજાઓએ યવનોનાં પૂરને ખાળવાના પ્રયાસો કર્યા, પરદેશી ગ્રીકો સાથેના સંબંધો સુધાર્યા અને બ્રાહ્મણ ધર્મનો વિકાસ કર્યો. બૌદ્ધ ધર્મને આ સમય દરમિયાન કશી મુશ્કેલી નડી ન હતી; પરિણામે શુંગ વંશ દરમિયાન ભારહૂતના સ્તૂપનું સુંદર સ્થાપત્ય ભારતમાં રચવામાં આવ્યું, વિદિશામાં કલા અને સ્થાપત્યનો વિકાસ થયો અને મધ્ય ભારતમાં જન્મેલા મહાવૈયાકરણ પતંજલિ (ઈ. પૂ. ૧૫૦–૧૨૦)એ વ્યાકરણમહાભાષ્ય રચ્યું. ભારહૂત અને મહાભાષ્ય—એ બન્નેથી શુંગ રાજાઓ ગૌરવાન્વિત થયા છે એમાં કશી શંકા નથી.

શુંગરાજ દેવભૂમિનો ઘાત કરાવનાર વાસુદેવથી કાણ્વ વંશની શરૂઆત થાય છે. કાણ્વ અથવા કાણ્વાયન રાજવંશમાં વાસુદેવ, ભૂમિમિત્ર, નારાયણ અને સુશર્મા–એમ ચાર રાજાઓ થયા અને તેમણે મગધમાં અનુક્રમે, ૯, ૧૪, ૧૨ અને ૧૦ વર્ષ સુધી રાજ્ય કર્યું. આંધ્રોએ આ રાજવંશનો નાશ કર્યો અને ઈ. પૂ. ૨૭માં મગધને જીતી લીધું. મગધને જીત્યા પછી થોડાં વર્ષો બાદ કદાચ મગધને તેમણે ત્યજી દીધું હોય અથવા તો બીજા રાજાઓના હુમલાઓને કારણે ગુમાવ્યું હોય તેવો સંભવ છે. મગધમાથી કોઈ આંધ્ર કે આંધ્રભૃત્ય રાજાના સિક્કાઓ મળી આવ્યા નથી. ગૌતમીપુત્ર શાતકર્ણિને માત્ર 'દક્ષિણાપથપતિ' જ કહેવામાં આવ્યો છે.

શુંગો અને કાણ્વો પછી લગભગ ઈ. સ.ના ત્રીજા સૈકા સુધી મગધનું શું થયું તે સ્પષ્ટપણે જાણવા મળતું નથી. ત્રણ સો વર્ષ સુધીનો તેનો ઇતિહાસ અજ્ઞાત છે. કદાચ કેટલાય નાના-મોટા રાજાઓએ તેને દબાવવા અને નમાવવાના પ્રયાસો કર્યા હશે. તે સમય દરમિયાનની અવ્યવસ્થામાં કદાચ ઉત્તર ભારતની સંસ્કૃતિને પુષ્કળ નુકસાન થયું હોવાનો સંભવ છે. અનેક સુંદર સસ્કૃત ગ્રંથો નાશ પામ્યા હશે. મહાવૈયાકરણ ભર્તૃહરિએ પોતાના વાક્યપદીય ગ્રંથના બીજા (વાક્ય) કાંડમાં પતંજલિના મહાભાષ્યનો ઉચ્છેદ થયો તેનો સ્પષ્ટ નિર્દેશ કર્યો છે.

આવા અનેક સુંદર ગ્રંથો આ પ્રદેશોમાં નાશ પામ્યા હશે. મહાભાષ્યનું એ સદ્ભાગ્ય હતું કે દક્ષિણમાં તેનો પ્રચાર હોવાથી તે સચવાઈ રહ્યું હતું. સાહિત્ય તેમજ પુરાતત્ત્વીય સામગ્રી ઉપરથી મગધના આ સમયના ઇતિહાસને અંગે કશું જાણવાનું મળતું નથી. બસરુહામાંથી મળેલ માટીની મુદ્રા ઉપરથી જાણવા મળે છે, કે મગધના રાજ્યકર્તાઓને પશ્ચિમ ભારતના ક્ષત્રપોની સાથે સંબંધ હતો. લગભગ આ સમયે અર્થાત્ ચોથા સૈકાની શરૂઆતમાં લિચ્છવી અને ગુપ્ત રાજવંશો અસ્તિત્વમાં આવ્યા અને ઈ. સ. ના ચોથા સૈકાથી ગુપ્તોનું સામ્રાજ્ય શરૂ થયું.

મૌર્યોની અવનતિના સમય દરમિયાન ભારતના અનેક પ્રદેશોમાં નાનામોટા રાજવંશોએ મસ્તક ઊંચક્યાં હતાં. શુંગોના સાથીદારો અને સેનાપતિઓ મિનેન્ડરની જીતથી પ્રભાવિત બન્યા હતા અને તેથી અયોધ્યા, કૌશાંબી, મથુરા અને અહિચ્છત્રામાં અનેક રાજવંશો અસ્તિત્વમાં આવ્યા. આ રાજાઓના સિક્કાઓ તે તે પ્રદેશોમાંથી મળી આવ્યા હોવાથી તેમના અસ્તિત્વને વિશેષ દૃઢ કરે છે.

પુષ્યમિત્રના મરણ પછી તેના વંશજોના રાજ્યઅમલ દરમિયાન રાવિ સુધીનો પ્રદેશ મિનેન્ડરે પચાવી પાડ્યો. શુંગ રાજાઓની અને પછીના કાણ્વ રાજાઓની નિર્બળ સ્થિતિનો વિચાર કરીને કેટલીક ક્ષત્રિય જાતિઓએ સ્વતંત્ર રાજ્યસત્તા જાહેર કરી. આ જાતિઓ લડાયક જાતિઓ હતી એટલું જ નહિ પણ, તેમના પૂર્વજો પણ લડાયક જાતિઓ તરીકે પાણિનિના સમયમાં (ઈ. પૂ. ૫૦૦ની આસપાસ) જાણીતા હતા. ઈ. પૂ. બીજા અને પહેલા સૈકાના તેમના સિક્કાઓ તેમના અસ્તિત્વને પુરવાર કરે છે. આ જાતિઓમાં રાવિ અને બિયાસની વચ્ચેના પ્રદેશના ઔદુમ્બરો, બિયાસ અને યમુના વચ્ચેના પ્રદેશના કુણિન્દો, રાવિ અને સતલજની વચ્ચેના ત્રિગર્તો, સતલજ અને યમુના વચ્ચેના યૌધેયો અને યૌધેયોના પડોશીઓ અગત્યો મુખ્ય હતા.

### ખારવેલ

અશોકના મૃત્યુ પછી કલિંગના મહામેઘવાહને મૌર્યો પાસેથી કલિંગ પાછું મેળવ્યું હતું. તેના વંશમાં આવેલા મહારાજ ખારવેલના ગૌરવને પુરી જિલ્લાના ભુવનેશ્વરથી ત્રણ માઈલ દૂર આવેલ ઉદયગિરિ ટેકરીની હાથીગુંફાના ઉત્કીર્ણ લેખમાં જાહેર કરવામાં આવ્યું છે. ખારવેલના રાજ્યારોહણને ઈ. પૂ. ૨૦૦થી ૧૯૬ વચ્ચે મૂકી શકાય, કારણ કે તેના હાથીગુંફાના લેખમાં ગ્રીક ડેમેટ્રિયસના આક્રમણનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

ચોવીસમે વર્ષે રાજ્યધુરા ધારણ કરનાર ખારવેલે ગાદીએ આવીને તરત જ રાજધાની કલિંગ નગરનું સમારકામ કરાવ્યું. શાતકર્ણિના રાજ્યમાં તેણે એક મહાન લશ્કરને મોકલ્યું. બન્ને વચ્ચેના સંગ્રામ વિષે કશું કહી શકાતું નથી, પરંતુ કલિંગમાં આ પ્રસંગને ભવ્ય રીતે ઊજવવામાં આવ્યો હતો. બીજે વર્ષે ખારવેલે વરાડના ભોજકો અને અહમદનગર અને પૂર્વ ખાનદેશના રઠિકાની સામે લશ્કરો મોકલ્યાં. પોતાનાં શૌર્ય અને પ્રભાવને દર્શાવવાને માટે તેણે આવા ઉપાયો યોજ્યા હતા. પ્રજાકલ્યાણને માટે તેણે લાંબી નહેરો પણ ખોદાવી હતી. ઉત્તરના (ગ્રીક રાજા ઉપરના) તેના વિજયને જાહેર કરવા માટે તેણે 'મહાવિજય પ્રાસાદ' બંધાવ્યો. તેના રાજ્યારોહણના દસમા વર્ષે તે તામિલ દેશ સુધી પોતાનાં લશ્કરો લઈ ગયો. બીજે વર્ષે તેણે મગધ ઉપર ચડાઈ કરી અને પુષ્કળ લૂંટ લઈ આવ્યો. હાથીગુંફાના આ વર્ણનમાં અતિશયોક્તિ હોવા છતાં એમ કહેવું જોઈએ કે ખારવેલની રાજકીય અને લશ્કરી કારકિર્દી જ્વલંત હતી. વિજળીના ઝબકારની જેમ ચમકીને તે અદૃશ્ય થઈ ગઈ.

ખારવેલ જૈન ધર્મનો અનુયાયી હતો. ઉદયગિરિ ટેકરી ઉપર જૈન સાધુઓને રહેવાનાં સ્થાન (जिनदेहसंश्रियक) તેણે બંધાવી આપ્યાં હતાં. આવા સાધુઓને તે વસ્ત્રોનું દાન કરતો. મગધના વિજયમાંથી તે નંદરાજાએ લઈ લીધેલી જિનમૂર્તિ લઈ આવ્યો હતો. (જયસ્વાલ હાથીગુંફાના લેખમાં कलिङ्गजिन વાંચે છે, પણ कलिङ्गजिन ને બદલે कलिङ्गजन પણ વાંચવામાં આવ્યું છે અને તે બરાબર હોવાનો સંભવ છે.) જૈન ધર્મનો પ્રભાવક હોવા છતાં ખારવેલ સર્વધર્મ તરફ સમભાવ રાખતો હતો.

કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં વિજયના કેટલાક વિભાગ ગણવામાં આવ્યા છે જેમાં ધર્મવિજય, લોભવિજય અને

અસુરવિજય જાણીતા છે. ધર્મવિજય પ્રમાણે વિશેષ સત્તાશાળી રાજા બીજી નાની સત્તાઓના અસ્તિત્વને જાળવી રાખતો, પરંતુ પોતાનુ આધિપત્ય તેના ઉપર સ્થાપતો અને તેનો સ્વીકાર કરાવતો. લોભવિજય અને અસુરવિજયમાં પ્રતિસ્પર્ધીનાં રાજ્ય, પુત્રપૌત્રાદિ, મિલકત વગેરેનો નાશ કરીને સમસ્ત રાજ્યને પોતાના રાજ્યમાં જોડી દેવામાં આવતું. અશોક અને બીજા કેટલાક મહાન રાજાઓ લોભી રાજાઓમા ખપવાનુ પસંદ કરતા નહિ હોવાથી તેમણે પોતાનાં રાજ્યમાં કેટલીક ક્ષત્રિય પ્રજાઓ, જાતિઓ, સંઘો અને રાજ્યોને અસ્તિત્વમાં રહેવા દીધા હતાં; પરંતુ પોતાના સાર્વભૌમત્વનો તેમની પાસે સ્વીકાર કરાવ્યો હતો. આવાં રાજ્યો અને સંઘો પોતપોતાની રીતે સ્વાયત્ત હતા. ઍલેક્ઝાન્ડરના આગમન વખતે આવાં અનેક રાજ્યો અને સંઘોએ વિરોધ કર્યો હતો. ચન્દ્રગુપ્ત મૌર્યના સમયમા તે બધાં મૌર્યસત્તાને સ્વીકારતા હતા. ઇ. પૂ. સાતમા અને છટ્ઠા સૈકામાં અનેક સંઘો અને ગણરાજ્યો અસ્તિત્વમાં હતાં તે આપણે જોયું છે. આવા સંઘો કદાચ શુંગો અને કાણ્વોના સમયમાં પણ અસ્તિત્વમાં હોય એમ લાગે છે. આવા સંઘોમાં ઔદુમ્બર કે ઔદુમ્બરાયણોના સિક્કાઓ મળી આવે છે. તેમની સાથે કુલૂત અને કુણિન્દના ઉલ્લેખો અને તેમના, કુશાનોના અનુકરણમાં કરેલા, સિક્કાઓ પણ પ્રાપ્ત થયા છે.

શુંગ અને કાણ્વ અમલ દરમિયાન તેમજ તેમની અવનતિ પછી પણ અસ્તિત્વ ધરાવતાં રાજ્યોનો આપણે ઉપર ઉલ્લેખ કર્યો છે. આ રાજ્યોના ઉલ્લેખની સાથે બીજાં કેટલાકનો પણ ઉલ્લેખ કરવો ઇષ્ટ છે. પુરાણોના ઉલ્લેખો પ્રમાણે વિદિશા (ભિલ્સા), કાન્તિપુરી, મથુરા અને પદ્માવતીમા નાગરાજસત્તા હોવાના પુરાવા મળે છે. નાગને પૂજનારી આ આર્યેતર પ્રજાના રાજાઓના નામોને અંતે નાગ, દત્ત કે મિત્ર એવા અનુગો મળે છે. આવા નાગ રાજાઓમાંના એક ભવનાગને આપણે જાણીએ છીએ. ભારશિવ કુટુંબના આ રાજાને વાકાટકો સાથે (રુદ્રસેન?) સંબંધો હતા.

નાગરાજ્યો ઉપરાત પૂર્વ પંજાબ અને મધ્ય ભારતમા તેમજ રજપુતાનામાં કેટલાય ગણરાજ્યોના ઉલ્લેખો આપણે અગાઉ જોયા છે. તેમાંથી માલવો અને યૌધેયોનો અલગ ઉલ્લેખ કરવો જોઇએ. માલવો અત્યન્ત પ્રાચીન પ્રજા હતી એમ પાણિનિના માલવો અને ક્ષુદ્રકો 'આયુધજીવીઓ' હતા એવા ઉલ્લેખ ઉપરથી લાગે છે. માલવોના ઈ. સ.ની પહેલી સદીના સિક્કાઓ જયપુર રાજ્યનાં અનેક સ્થળોએથી મળી આવ્યા છે. બીજા સૈકામાં માલવોએ શકોની સામે સફળતાથી યુદ્ધ ખેલ્યું હતું તેવા ઉલ્લેખો છે. ઈ. સ. ૨૨૬ના ઉત્કીર્ણ લેખોમાં માલવ અધિપતિના મહાન વિજયને નોંધવામાં આવ્યો છે. શકોની સામે વિજય મેળવીને માલવો છેક મધ્ય ભારત સુધી પ્રસર્યા હશે એમ લાગે છે.

ઈ. સ. પૂ. ૫૮થી શરૂ થતો વિક્રમ સંવત માલવોના વાતાવરણમાંથી જ ઉત્પન્ન થયો હોય એમ લાગે છે. પ્રાચીન સમયમાં વિક્રમ સંવતનુ કૃત સંવત એવું નામ — કદાચ કૃત નામના કોઈ વીર ઉપરથી — પડ્યું હતું. કેટલાક લોકો વિક્રમ સંવતની શરૂઆત કરનાર પરદેશી રાજા ઍઝીઝ હતો એમ પણ માને છે. આ બધી અનિશ્ચિતતાઓ વચ્ચે ઍટલું તો ચોક્કસ છે, કે વિક્રમ સંવતનો માલવો સાથેનો સંબંધ લાંબા સમય સુધી હતો અને ત્યાર પછી કોઇક રાજાએ એનો વધારે પ્રસાર કર્યો અને એના વિક્રમાદિત્ય એવા નામ સાથે આ સંવત જોડાઈ ગયો.

ઇસુની પૂર્વેની ત્રીજી, બીજી અને પહેલી સદીઓનો દક્ષિણનો ઇતિહાસ આપણે પછીનાં પ્રકરણોમાં જોઇશું.

## ૨.૩ યવનો : ગ્રીકો : શકો : પહ્લવો : કુશાનો : ક્ષત્રપો

આપણે અગાઉ જોયું છે કે મગધમાની કાણ્વ સત્તાને ક્ષીણ થવાનાં કારણોમાં પરદેશીઓએ કરેલાં આક્રમણોનો પણ મહત્ત્વનો ફાળો હતો. લગભગ ઇસુની પૂર્વે બીજી સદીથી ઇસુની ચોથી સદીની શરૂઆત સુધીનો ભારતનો ઇતિહાસ પરદેશીઓના આક્રમણો, તેમનો ભારતમાં નિવાસ અને તેમની રાજકીય કારકિર્દીનો જ ઇતિહાસ કહી શકાય. પંજાબ, ઉત્તર ભારત, મધ્ય ભારત અને પશ્ચિમ ભારતમાં ગુજરાત અને સૌરાષ્ટ્ર સુધી આવા પરદેશીઓએ સત્તા જમાવી હતી. યવન શબ્દનો મૂળ અર્થ તો આયોનિયન ગ્રીક લોકો એવો કરી શકાય; પણ ભારત-

માં ધીમે ધીમે યવન એટલે પરદેશીઓ એવો અર્થ પ્રચલિત થતો ગયો છે.

ભારતના લોકોને ગ્રીકો સાથેનો સીધો સંબંધ ઈસુની પૂર્વે છઠ્ઠી સદીથી શરૂ થયો હતો. એકેમેનિયન રાજ્યમાં ભારતીય અને ગ્રીક અમલદારો વચ્ચે સતત સંપર્ક રહ્યા કરતો હતો. તેથી દેરિયસ પહેલાંના લેખોમાં વપરાએલો યૌનશબ્દ ભારતમાં 'યવન' શબ્દ તરીકે પ્રચલિત થઈ ગયો. પાણિનિના વ્યાકરણગ્રંથ અષ્ટાધ્યાયીમાં (ઈ. પૂ. ૫૦૦) અને અશોકના ઉત્કીર્ણ લેખોમાં યવન શબ્દના ઉલ્લેખો મળે છે. એલેક્ઝાન્ડરના આક્રમણથી ગ્રીકો સાથેનો સંપર્ક વધ્યો અને એલેક્ઝાન્ડરે જીતેલા પ્રદેશોમાં તેણે જે ગ્રીક અમલદારો મૂક્યા તેમને કારણે ગ્રીક વાતાવરણ વધારે દઢ બન્યું. સેલ્યુકસ અને એન્ટીઓકસ ત્રીજાના સમય દરમિયાન ગ્રીક-ભારતીય સંપર્ક પ્રગટ થયો એટલું જ નહિ પણ મૌર્યોના અમલદારવર્ગમાં ગ્રીકોને સ્થાન આપવામાં આવ્યું. એલેક્ઝાન્ડ્રિયાની આસપાસના ગ્રીક પ્રદેશોનો ઉલ્લેખ અશોકના ઉત્કીર્ણ લેખ ૧૩માં કરવામાં આવ્યો છે અને જાહેર કરવામાં આવ્યું છે કે યૌન (યવન) દેશમાં ચાર વર્ણો નહિ પણ માત્ર બે વર્ણો અર્થાત્ આર્ય અને દાસ જ હતા. પતંજલિના સમયમાં તો યવનો અને શકો ભારતીય પ્રજામાં ભળી ગયા હતા અને પતંજલિ યવનોને શુદ્ધ (અનિર્વસિત) શૂદ્રો કહે છે. મનુસ્મૃતિમાં પણ તેમને પતિત ક્ષત્રિયો ગણાવવામાં આવ્યા છે. આ યવનોએ ધીમે ધીમે ભારતીય નામો, વર્ણવ્યવસ્થા, પૂજા અને રિવાજો અપનાવ્યા અને એ રીતે ભારતીયોમાં ભળી ગયા.

ઈસુની પૂર્વે બીજી સદીમાં મગધની સત્તા નીચેના પંજાબના તેમજ વાયવ્ય પ્રદેશના પ્રાંતોને ડેમેટ્રિયસે છીનવી લીધા હતા તે આપણે જોયું છે. ડેમેટ્રિયસની ભારતીય પ્રદેશો ઉપરની પકડ એટલી બધી મજબૂત હતી કે ગ્રીક લેખકોએ તેને 'ભારતીયોનો રાજા' કહ્યો છે. ડેમેટ્રિયસના ભારતમાં નિવાસ દરમિયાન બેક્ટ્રિયાની તેની ગાદી યુક્રેટાઇડ્ઝે અને તેના પછી તેના પુત્રે છીનવી લીધી. આંતરિક વિચ્છિન્નતાને લીધે કદાચ ગ્રીકો પાસેથી પોતાના પ્રદેશો પાછા મેળવવાને પુષ્યમિત્ર ભાગ્યશાળી થયો હોય એવો સંભવ છે. ગ્રીકોની મુશ્કેલીઓ બીજી રીતે પણ ઘણી વધી. બેક્ટ્રિયા ઉપર સિથિયન ટોળાંઓએ હુમલો કર્યો અને આમ ઑક્ઝસની ફળદ્રૂપ ખીણનો પ્રદેશ સદાને માટે બેક્ટ્રિયાના ગ્રીકો પાસેથી ચાલ્યો ગયો. બેક્ટ્રિયામાંથી ઉચાળા ભરીને ગ્રીકો હવે (ઈ. પૂ. ૧૨૦ની આસપાસ) ભારતમાંનાં તેમનાં સ્થાનોમાં—અફઘાનિસ્તાન અને પશ્ચિમ પંજાબમાં—આવવા લાગ્યા. ત્યાં તેમણે લગભગ બસો વર્ષ સુધી સ્થિર રાજ્યસત્તા ચલાવી, આ સમય દરમિયાન આ બધા પશ્ચિમ ભારતના અને વાયવ્ય ભારતના પ્રદેશોમાં અનેક ગ્રીક રાજાઓ (નાનામોટા થઇને લગભગ ૩૦) થયા અને એમના જ સંપર્કથી ભારતને ગ્રીક સંસ્કૃતિનો પરિચય થયો એમ કહેવું જોઇએ.

ભારતની પશ્ચિમ અને વાયવ્ય સરહદોપરથી ભારતને હેરાન કરવામાં ગ્રીકો એકલા ન હતા. ગ્રીકોના આગમન અને રાજ્યસત્તાથી ઉત્તેજન પામીને બીજી અનેક પ્રજાઓએ ભારતમાં આવીને તેની સમૃદ્ધિ માણવાના પ્રયત્નો કર્યા; તેમાં શકો, કુષાણો અને પહ્લવો મુખ્ય હતા. ઈસુની પૂર્વે ત્રીજી સદીમાં પાર્થિયામાં સિરિયાના રાજા સેલ્યુસિડની સામે સફળ બળવો થયો, પાર્થિયામાં સ્વતંત્ર રાજસત્તા સ્થાપવામાં આવી. તેના રાજા મિત્રદત્તે સિન્ધુ સુધી તેનાં લશ્કરો મોકલ્યાં. ત્યાર પછીના સમયમાં પશ્ચિમ પંજાબમાં અને કંદહારમાં અનેક પાર્થિયન અર્થાત્ પહ્લવ રાજાઓની સત્તા શરૂ થઈ; પેશાવરમાં અને સિન્ધમાં સત્તા જમાવવા માટે તેમણે હરીફાઇઓ શરૂ કરી. ભારતના વાયવ્ય પ્રદેશમાંથી તખ્ત-ઇ-બાહિમાંથી મળેલા લેખ પ્રમાણે આ બધા રાજાઓમાં સૌથી વધારે જાણીતો ગોન્ડોફેરિસ હતો. ખ્રિસ્તી અનુશ્રુતિ જણાવે છે કે સંત ટૉમસે તેના દરબારની મુલાકાત લીધી હતી અને તેને તથા તેના કુટુંબને ઉપદેશ આપી ખ્રિસ્તી બનાવ્યાં હતાં. સિન્ધુના ખીણપ્રદેશમાં પહ્લવ રાજસત્તા ઈ. સ. ૮૦ સુધી ચાલુ હતી. આનો પુરાવો પેરિપ્લસમાંથી મળે છે. ("તેની પાછળ સિથિયાની રાજધાની મિન નગર છે; તેના ઉપર પાર્થિયન રાજાઓનું આધિપત્ય છે; તેઓ એકબીજાની સત્તા છિનવી લેવા પ્રયાસો કરે છે.")

શકોની આદ્ય ટોળીઓ રખડૂ ટોળીઓ હતી. તેઓ સિરદર્યા અથવા જક્ષર્ટિસ નદીના ઉત્તર કિનારાની પેલે પાર રહેતા હતા. પોતાના સ્થાનમાં બીજી જંગલી પ્રજાઓના

કનિષ્કના અમલ દરમિયાન કાશ્મીરમાં કુંડલવન-વિહારમાં બૌદ્ધ ધર્મની ચોથી સંગીતિ ભરવામાં આવી હતી. ૫૦૦ બૌદ્ધ વિદ્વાનો અને ભિક્ષુઓના અધ્યક્ષપદે આચાર્ય વસુમિત્ર હતા. કનિષ્કના માનીતા બૌદ્ધ આચાર્ય પાર્શ્વની સલાહથી તેણે ત્રિપિટકને નિશ્ચિત કરવાનો પ્રયત્ન કર્યો. પોતાના વિશાળ સામ્રાજ્યમાંથી તેણે બૌદ્ધ વિદ્વાનોને બોલાવ્યા. કનિષ્કે બોલાવેલી આ સંગીતિને માટે હ્યુ-એન-ત્સંગનો વૃત્તાંત આપણો આધાર છે. ત્રિપિટકની વાચના નિશ્ચિત કરીને તેના અનેક વિભાગો ઉપર વિદ્વત્તાપૂર્ણ ટીકાઓ રચવામાં આવી. કનિષ્કે આ વિશાળ સાહિત્યને તામ્રશાસનો ઉપર, શિલા ઉપર અને બીજા અનેક પદાર્થો ઉપર કોતરાવ્યું અને એ બધી સામગ્રીને તેણે બંધાવેલા સ્તૂપમાં ભંડારી. બૌદ્ધ સૂત્રગ્રંથોની ઘણી ટીકાઓ સંસ્કૃતમાં રચવામાં આવી. મહાયાનનો જન્મ થયો અને અનેક મુખે વિકાસ થયો.

## ૨·૪ ભાષા: બ્રાહ્મણગ્રંથયુગ: પાણિનિ અને વૈયાકરણો: પ્રાકૃત અને પાલિ

વૈદિક યુગની ભાષાનો વિચાર કરતી વખતે આપણે પ્રાગ્વૈદિક ભાષાનો વિકાસ જોયો હતો. તેના અનુસંધાનમાં ઈ. સ.ના ચોથા સૈકા સુધીનો ભારતીય ભાષાઓનો વિકાસ આપણે આ વિભાગમાં તપાસીશું. આમા દ્રાવિડિયન ભાષાઓને અંગે દક્ષિણાપથનો ઇતિહાસ તપાસતાં વિચાર કરવામાં આવશે.

ભારતની બધી ભાષાઓનો વિચાર કરતાં સમગ્ર ભારતની ભાષાઓ ત્રણ કુળમાં વહેંચાઈ જાય છે. ઈન્ડો-આર્યન કુળ, દ્રાવિડિયન કુળ અને ઑસ્ટ્રિક કુળ. ઈન્ડો-આર્યન કુળ એક પ્રાચીન કુળ છે. તેને મધ્ય યુરોપના ઇન્ડો-યુરોપિયન કુળની સાથે સીધો સંબંધ છે એ વાત આપણે અગાઉ તપાસી છે. ઈન્ડો-યુરોપિયન કુળની ભાષાઓ પછી ઈન્ડો-ઈરાનીઅન કુળની ભાષાઓ અસ્તિત્વમાં આવે છે. જ્યારથી આર્યો ભારતમાં પ્રવેશ્યા ત્યારથી તેમની ભાષાને ઇન્ડો-આર્યન ભાષા કહેવામાં આવે છે. ઈન્ડો આર્યન ભાષાની સાથે પ્રાચીન ભારતની અનેક આર્ય ભાષાઓ સમયાનુક્રમમાં સંબંધ ધરાવતી માલૂમ પડે છે. વેદના સમયની વૈદિક, બ્રાહ્મણોના સમયની પ્રાચીન સંસ્કૃત, રામાયણ અને મહાભારત કાળની લોકસંસ્કૃત, મહાકાવ્યોના સમયની પ્રશિષ્ટ સંસ્કૃત, ગૌતમ અને મહાવીરના વ્યક્તિત્વને લીધે જાહેર ગૌરવને પ્રાપ્ત કરનારી પ્રાકૃત ભાષા અને તેના અનેક ભેદો, અપભ્રંશ ભાષાઓ અને અર્વાચીન ભારતના ઉત્તર, પૂર્વ, મધ્ય, પશ્ચિમ અને વાયવ્ય પ્રદેશની ભાષાઓ — આ બધી ભાષાઓ મૂળ આર્ય ભાષા કુળની ભાષાઓ છે. દ્રાવિડિયન કુળની ભાષાઓમાં અત્યારના દક્ષિણ પ્રદેશની મુખ્ય ચાર ભાષાઓ અને બલુચિસ્તાનમાં પ્રચલિત બ્રાહુઈ ને ગણવામાં આવે છે. ઑસ્ટ્રિક કુળની ભાષાઓમાં દક્ષિણ ભારતના અને આસામના પાર્વતીય અને વનપ્રદેશોની મુંડા ભાષાઓ, ખાસી અને નિકોબારીને ગણવામાં આવે છે.

ઉપર ગણાવ્યાં તે ત્રણ કુળોમાંથી ઈંડો-આર્યન કુળની ભાષાઓ સંખ્યાદૃષ્ટિએ વિશેષ હોવાથી આ સ્થળે એનો થોડીક વિગતે વિચાર કરીશું. ઇન્ડો-આર્યન ભાષાના પ્રાચીન ભારતીય આર્ય (પ્રા. ભા. આ. ઈ. પૂ. ૧૨૦૦ થી ઈ. પૂ. ૬૦૦), મધ્ય ભારતીય આર્ય (મ. ભા. આ. ઈ. પૂ. ૬૦૦ થી ઈ. સ. ૧૦૦૦) અને નવ્ય ભારતીય આર્ય (ઈ. સ. ૧૦૦૦ થી આગળ અત્યાર સુધી) એવા ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે. પ્રાચીન ભારતીય આર્યમા ત્રણ નાના વિભાગ પાડી શકાય: (૧) ઋગ્વેદનાં પ્રાચીન સૂક્તોની ભાષા અર્થાત્ વાયવ્ય પ્રદેશની પ્રાચીન વૈદિક ભાષા, (૨) પંજાબના દક્ષિણ અને પશ્ચિમ પ્રદેશોની ભાષા અર્થાત્ ઋગ્વેદના દસમા મંડલની અને બ્રાહ્મણગ્રંથોની ભાષા, અને (૩) આ બન્નેનું મિશ્રણ છતાં કાંઇક અંશે વધારે વિકસિત એવી અને પાણિનિના સમયની ભાષા.

મધ્ય ભારતીય આર્ય ભાષાના પણ ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે: (૧) પ્રાચીન માગધી, પ્રાચીન અર્ધ-માગધી અને ત્રિપિટકમાંની ગાથાઓની પાલિ પ્રાકૃત. આમાં અશોકની પ્રાકૃત આવી જાય છે (ઈ. પૂ. ૬૦૦ થી ઈ. પૂ. ૨૦૦). (૨) અશોકના સમય પછીના ઉત્કીર્ણ લેખોની પ્રાકૃત, વૈયાકરણોની પ્રાકૃત અને સંસ્કૃત નાટકોમાંનાં પ્રાકૃતો (ઈ. સ. પૂ. ૨૦૦ થી ૬૦૦). (૩) અપભ્રંશ (ઈ. સ. ૬૦૦ થી ૧૦૦૦). નવ્ય ભારતીય આર્યમાં શરૂઆતના તબક્કામાં અત્યારની ઉત્તર ભારતની મુખ્ય ભાષાઓનાં પ્રાચીન સ્વરૂપો નજરે ચડે

છે. અનેક સાંસ્કૃતિક સંપર્કોને કારણે આ બધાં સ્વરૂપો ધીમેધીમે સ્વતંત્ર ભાષાઓનાં રૂપો ધારણ કરે છે.

આટલી પૂર્વ ભૂમિકાનો વિચાર કર્યા પછી અનુવૈદિક કાળની ભાષા (સંસ્કૃત)માંના કેટલાક સામાન્ય ફેરફારોનો વિચાર કરીશું: (૧) ઋગ્વેદ કાળના ઘણા શબ્દોની વપરાશ બંધ થાય છે. (૨) સન્ધિની વ્યવસ્થા વધારે દૃઢ બને છે. (૩) મૂર્ધન્યીકરણની સામે હવે બીજાં રૂપો વપરાવાં લાગ્યાં છે. (૪) ત્તાત્ અને તતિ જેને અંતે હોય એવાં રૂપો બંધ થયાં છે અને મન્ અને વન્‌ને બદલે મન્ત અને વન્ત વપરાવા માંડ્યાં છે. (૫) સ્વરાન્ત ક્રિયાપદોને બદલે વ્યંજનાન્ત ક્રિયાપદોની વપરાશ વધી છે અને નામધાતુનો પ્રચાર ઓછો થયો છે. (૬) ક્રિયાપદનાં રૂપોમાં હવે વૈવિધ્ય ઓછું થયું છે (૭) તુમ્ જેને અંતે છે તેવા જ હેત્વર્થ કૃદંતને હવે સ્થાન મળ્યું છે. જેને આપણે પ્રશિષ્ટ સંસ્કૃત કહીએ તેવી ભાષામાં નીચે પ્રમાણે ફેરફારો થયેલા જોવા મળે છે: (૧) સન્ધિના નિયમો અત્યંત નિશ્ચિત બન્યા છે. (૨) શબ્દભંડોળમાં અન્ય ભાષાઓના શબ્દો અને પરદેશી ભાષાઓના શબ્દો ઉમેરાયા છે. (૩) બેથી વધારે પદોના સમાસમાં અનિયંત્રિતપણું વધતું જાય છે (૪) કાળનાં વૈકલ્પિક રૂપોને હવે કશું મહત્ત્વ–વપરાશનું–આપવામાં આવતું નથી. (૫) સંકેતાર્થ સાવ અદૃષ્ટ થઈ ગયો છે.

સંસ્કૃત ભાષાના વિકાસનો વિચાર કરતાં પ્રાચીન વૈયાકરણોનો વિચાર કરવો આવશ્યક છે. પ્રાચીન ભારતમાં ઈ. સ. પૂ. ૧૦૦૦ની આસપાસ જ્યારે ઋગ્વેદના પદપાઠની રચના થઇ ત્યારથી જેને આપણે 'વ્યાકરણ' કહીએ છીએ તેવી પરિપાટીની શરૂઆત થઈ. પ્રકૃતિ, પ્રત્યય, તેમનો સંબંધ, ક્રિયાપદો અને કર્તાનો સંબંધ, શબ્દો અને તેમના અર્થ સાથે તેમનો સંબંધ વગેરે બાબતોની ચર્ચા બ્રાહ્મણગ્રંથો અને ઉપનિષદોમાં થવા લાગી હતી. વેદની જુદી જુદી સંહિતાઓ પરત્વે આવી ચર્ચાઓ થતી હોવાથી દરેક શાખાનાં વ્યાકરણો અથવા પ્રાતિશાખ્યો તૈયાર થયાં. એમાંના વિષયો મિશ્ર હતા અને તેમના આધાર તરીકે ચોક્કસ વેદની વિશિષ્ટ સંહિતાઓ હતી. પ્રાતિશાખ્યોમાં વ્યાકરણના વિષયો ઉપર પણ વિચાર થવા લાગ્યો અને અનેક આચાર્યોએ પોતે પ્રતિપાદન કરેલા સિદ્ધાન્તો સૂત્રરૂપે પ્રચલિત કર્યા. પ્રાતિશાખ્યોમાં આપણને ઋક્ પ્રાતિશાખ્ય, સામવેદ પ્રાતિશાખ્ય, વાજસનેયી પ્રાતિશાખ્ય, તૈત્તિરીય પ્રાતિશાખ્ય અને અથર્વ પ્રાતિશાખ્ય એટલાં પ્રાતિશાખ્યો મળે છે. વૈયાકરણોમાં અત્યંત પ્રાચીન વૈયાકરણોનાં નામ આપણને પાણિનિના અષ્ટાધ્યાયી ગ્રંથમાં અને તેની પહેલાંના યાસ્કના નિરુક્ત નામે ગ્રંથમાં મળે છે. આવા પ્રાચીન વૈયાકરણોમાં ગાર્ગ્ય, ગાલવ, શાકટાયન, ચાક્રવર્મન્, આપિશલિ અને સ્ફોટાયન મુખ્ય છે.

પ્રાચીન ભારતના આપણને મળતા પ્રથમ વ્યાકરણગ્રંથને રચનાર મહાવૈયાકરણ પાણિનિનો જન્મ ભારતના વાયવ્ય પ્રદેશમાં થયો હતો. તેમને વિષે આપણે કશું જ જાણતા નથી; પરંતુ એટલું નિશ્ચિત છે કે તે ઈ. પૂ. ૫૦૦ ની પહેલાં થયા. તેમના ગ્રંથ-અષ્ટાધ્યાયીમાં લગભગ ૪૦૦ સૂત્રોમાં તેમના સમયની સંસ્કૃત ભાષાને લગતા તથા વૈદિક સંહિતાઓને લગતા વ્યાકરણના નિયમો આપવામાં આવ્યા છે. પાણિનિની રચના એટલી બધી વૈજ્ઞાનિક પદ્ધતિની અને સુબદ્ધ છે કે આજે પણ કોઈ પણ ભાષાનું વ્યાકરણ રચવા માટે પાણિનિના ગ્રંથને નમૂના તરીકે સ્વીકારવામાં આવે છે. પાણિનિના ગ્રંથની રચના પછી એમણે ઉદ્‌બોધેલા નિયમોને દૃઢ માનવામાં આવ્યા અને તેથી એ નિયમો પ્રમાણે જ ભાષાએ વર્તવું એવું વાતાવરણ થતાં પ્રશિષ્ટ સંસ્કૃત ભાષા લોકસંપર્કથી દૂર જતી ચાલી.

પાણિનિના સમયની સંસ્કૃત ભાષાનો વિચાર કરતાં ઈ. પૂ. ૪૦૦થી ઈ. સ.ની પહેલી સદી સુધી પ્રચારમાં હતી તે 'લોકસંસ્કૃત'નો પણ વિચાર કરવો જોઈએ. આવા લોકસંસ્કૃતનો ખ્યાલ પ્રાચીન સંસ્કૃતનાં ધ્વનિવ્યવસ્થા અને વ્યાકરણ વ્યવસ્થામાં નહિ બેસતાં રૂપોના અસ્તિત્વ ઉપરથી, પ્રાચીન વૈયાકરણોએ વૈકલ્પિક રૂપો તરીકે આપેલાં રૂપો ઉપરથી, બૌદ્ધ સંસ્કૃતની પ્રકૃતિ ઉપરથી, રામાયણ અને મહાભારતમાં મળતા સાહિત્યિક સંસ્કૃત ઉપરથી, મધ્યભારતીય આર્ય ભાષાઓમાંથી તૈયાર કરેલા કેટલાક મૂળ શબ્દો ઉપરથી અને નવ્યભારતીય આર્યભાષાઓમાંથી તૈયાર કરેલાં કેટલાંક સ્વરૂપો ઉપરથી આવે છે. પ્રાચીન સમયના લોકસંસ્કૃતની સ્થિતિ અત્યારના ભારતમાં આખાયે દેશમાં પ્રચલિત બજારહિંદીના જેવી કહી શકાય. જેને આપણે

બૌદ્ધ મિશ્રસંસ્કૃત (Buddhist hybrid Sanskrit) કહીએ છીએ તે તો આ લોક સંસ્કૃતનું કેવળ પ્રાકૃત રૂપાંતર જ છે. આની ખાતરી મિશ્ર બૌદ્ધ સંસ્કૃતના ગ્રંથો જેવા કે લલિતવિસ્તર, મહાવસ્તુ, સદ્ધર્મપુંડરીક વગેરેને તપાસતાં થાય છે. આવું લોક સંસ્કૃત સામાન્ય જનવ્યવહારમાં પ્રચલિત હતું એટલું જ નહિ પણ, રાજવ્યવહારમા પણ તે પ્રચલિત હતું તેનો પુરાવો હુવિષ્કના મથુરાના ઉત્કીર્ણ લેખમાંના લોકસંસ્કૃત ઉપરથી મળે છે. કુશાન રાજાઓ પણ રાજવ્યવહારમાં લોક સંસ્કૃતનો ઉપયોગ કરતા.

ઈ. પૂ. છઠ્ઠા અને પાંચમા સૈકાનાં ઉત્તર અને પૂર્વ ભારતનાં સ્વતંત્ર રાજ્યો તેમજ ગણતંત્રોનો વિચાર કરતી વખતે આપણે વિચાર્યું હતું, કે રાજકીય સ્વતંત્રતા ચિંતનની સ્વતંત્રતાની જનની છે. આ યુગમાં આર્યો અને તેમના આચારો પૂર્વ ભારતમા પ્રસરી ચૂકયા હતા અને અનેક વિભિન્ન પ્રવાહોને પોતાનામાં સમાવવા મથી રહ્યા હતા. ભારતીય ચિંતનના ઇતિહાસમા ઈસુની પૂર્વેની છઠ્ઠી અને સાતમી તથા પાચમી સદીઓ ચિંતનક્ષેત્રે અનેક સ્વતંત્ર પ્રવાહોના ઇતિહાસથી ગૌરવવંતી છે. મગધ અને તેની આસપાસના પ્રદેશોમાં આર્યેતર ચિંતનના પ્રવાહો વધારે બલવત્તર થતા જતા હતા. લગભગ આ જ સમયે જેને આપણે લોકસંસ્કૃત કહીએ છીએ એ ભાષા પણ આ બધા દેશોમા પ્રચારમાં હતી. આ લોકસંસ્કૃતને સ્થાનિક અસરો લાગવા માડી અને એને પરિણામે જેને આપણે મિશ્ર બૌદ્ધ સંસ્કૃત કહીએ છીએ એવી બોલી તૈયાર થઈ. મગધની આસપાસના પ્રદેશોની સ્થાનિક ભાષા સામાન્ય લોકવ્યવહારમા પ્રચલિત હતી જ. આવી લોકભાષા અશોકના ઉત્કીર્ણ લેખોમાં જોવા મળે છે. એટલું જ નહિ પણ, પ્રાચીન પાલિ ગ્રંથોમાં પણ આ ભાષાનાં રૂપાંતર મળે છે. ગૌતમબુદ્ધ અને મહાવીરનાં અનન્ય વ્યક્તિત્વને કારણે લોકભાષાઓને વેગ મળ્યો અને જેને આપણે પ્રાકૃત કહીએ છીએ એવી સર્વજનસાધારણ ભાષા તૈયાર થઈ. આ ભાષામાં અને લોક સંસ્કૃતમાં વિશેષ ફરક ન ભાષાઓ સમજાવી શકાય. ગૌતમબુદ્ધે તો જાહેર કર્યું કે વેદના સમયની પે મારો ઉપદેશ પોતપોતાની ભાષામાં સંસ્કૃત, રામાયણ जानामि भिक्खवे सकाय निरुत्तिया बुद्ध रम्।) બહુજનવ્રાત એવી આ ભાષામાં સ્થાનવિશેષ પરત્વે ભેદ પડચા હતા; જેમ કે અશોકના ઉત્કીર્ણ લેખોની ભાષા કલિંગરાજ ખારવેલના હાથીગુંફાના ઉત્કીર્ણ લેખની ભાષાથી કે યવન રાજદૂત હેલીઓડોરસના બેસનગરના ઉત્કીર્ણ લેખની ભાષાથી અલગ દેખાય છે.

બોલચાલની પ્રાકૃત હવે સ્થાનવિશેષમાં દૃઢ થવા લાગી અને તેના શૌરસેની પ્રાકૃત (મથુરાની આસપાસના પ્રદેશની), માગધી (પ્રાચ્ય પ્રાકૃત), અર્ધમાગધી (કાશી અને કોસલની પ્રાકૃત), અને મહારાષ્ટ્રી પ્રાકૃત એવા વિભાગો પડચા. મહારાષ્ટ્રી પ્રાકૃતમાં સાહિત્યકારોએ ગ્રંથરચના કરવા માડી; આ બધી રચનાઓ ઈસવી સનના ત્રીજા કે ચોથા સૈકા પછીની રચનાઓ કહી શકાય.

## ૨૫ સાહિત્ય: ઉપનિષદો: વેદાંગો: સૂત્રો: રામાયણ: મહાભારત: પુરાણો

કોઈ પણ દેશ, કાળ કે પ્રજાના સાહિત્યનું મૂલ્ય તે સાહિત્યના અંતઃસત્ત્વમાં, તે સાહિત્ય ચિન્તનની જે ધારા પ્રગટાવે છે અને તે ધારાને જીવનનાં મૂલ્યો તરીકે સ્થાપે છે તેના મહત્ત્વમાં, જે જુદાં જુદાં માધ્યમોને ધારણ કરીને પ્રજા સમક્ષ જાહેર થાય છે તે માધ્યમોનાં સૌંદર્ય અને વૈવિધ્યમાં અને સમસ્ત પ્રજાના આદર્શો અને તેની ઝંખનાઓને ઊર્ધ્વગામી કરીને તે પ્રજાને અને તે કાળને કેટલાં સત્ત્વશીલ અને બલિષ્ઠ બનાવે છે તેમાં રહેલું છે. આ દૃષ્ટિએ વિચારતાં ભારતીય સંસ્કૃતિના આત્માને, અનેક રૂપે રજૂ કરતા ભારતીય સાહિત્યનાં વિવિધ પાસાં સંસ્કૃત અને બીજી ભાષાઓ દ્વારા આવિર્ભાવ પામ્યાં છે. આવા આવિર્ભાવોનાં બલવત્તા, વૈવિધ્ય, મૂલગામી અને બલિષ્ઠ સત્ત્વનિષ્ઠા, સૌંદર્ય, વિશાળ સમુદાયને અસર કરવાની તેની વ્યાપકતા અને બાહ્ય રૂપે આહ્‌લાદકતાને કારણે સંસ્કૃત અને બીજી ભાષાઓનાં સાહિત્યના અનેક વિવિધ રૂપો જગતનાં સાહિત્યમા અત્યન્ત જાણીતાં બન્યાં છે. ઉપનિષદો, મહાભારત અને રામાયણ, કાલિદાસ અને બીજા મહાકવિઓ, બૌદ્ધ અને જૈન અવદાનો અને ધર્મકથાઓ, વિદ્યાપતિ, ચંડીદાસ અને તુકારામની કૃતિઓ, તિરુવલ્લુવર અને કમ્બનના ગ્રંથો તથા આળવાર સંતોની કૃતિઓએ ભારતીય સાહિત્યના મહાનદને પોતતાં અજાણ્યાં છતાં સુરેખ ઝરણાં રૂપે વહી આવીને સમૃદ્ધ કર્યો છે.

વેદ અને બ્રાહ્મણગ્રંથો વિષેના ઉલ્લેખો આપણે અગાઉ કર્યા છે. વેદમાંની આધ્યાત્મિકતા, અનંતને શોધવાની તીવ્રતા અને દેવોના સાન્નિધ્યમાં ફરવામાં સ્વાભાવિકતા કદાચ પરદેશીઓને અજાણી લાગે; પણ જેનાં ચક્ષુ આંતરદર્શનથી અનુપ્રાણિત થયાં હોય તેવા ભારતીય જનને વેદમાં ઉચ્ચ દર્શનની સ્વાભાવિકતા અને આધ્યાત્મિક દર્શનની સચ્ચાઈ હસ્તામલકવત્ લાગે છે. વેદમાંના જ સિદ્ધાન્તોનું અનુદર્શન ઉપનિષદો કરાવે છે. વેદમાં જે ગુપ્ત અને ગુહ્ય અને ગુહાનિહિત હતું તે હવે વધારે સ્પષ્ટ કરવામાં આવે છે. આ અર્થમાં વિચાર કરીએ તો ઉપનિષદો વેદના વાતાવરણથી અત્યંત જુદાં પડતાં નથી; પણ વેદમાં જે વિચારો તરફ ઓછો ભાર દર્શાવવામાં આવ્યો હતો, તેના તરફનું વલણ ઉપનિષદોમાં વધતું ચાલે છે. તૈત્તિરીય ઉપનિષદનો દ્રષ્ટા પ્રાર્થે છે કે હું અમૃતત્વનું વાહન બનું, મારું શરીર નવા દર્શનથી પૂર્ણ બને, મારી જિહ્વા મધુમત્તમ બને, મારાં નેત્રો અને કર્ણોથી હું વિશાળને જોઉં અને સાંભળું. આ પ્રાર્થના ઇન્દ્રને કરવામાં આવી છે. આવી જ રીતે સૂર્યને જ્ઞાનના દેવ તરીકે ગણવામાં આવેલ છે. એને સત્યધર્મને માટે જ્ઞાન ઉપરના આવરણને દૂર કરવાનું જણાવવામાં આવ્યું છે. વેદ અને ઉપનિષદોમાંનાં પ્રતીકોને સમજવાને માટે, પ્રતીકની નિશ્ચિતતા અને સ્વાભાવિકતામાં રાચતું આપણું મન બુદ્ધિને દુરગમ્ય એવી બાબતો સ્વીકારવાને ના પાડતું હોવાથી મુશ્કેલીઓ ઊભી કરે છે; પરંતુ એક વાર પરમતત્ત્વના સ્વાભાવિક આવિષ્કારનો સ્પર્શ થતાં આ બધી બુદ્ધિગમ્ય અડચણો દૂર થઈ જાય છે.

આપણને મળતાં ઉપનિષદો લગભગ ૨૫૦થી પણ વધારે છે; પણ આમાં પછીના સમયમાં થયેલા ઉમેરા ઘણા છે. ભારતીય પરંપરા દસ ઉપનિષદોને પ્રાચીન સમજે છે. આ દસ ઉપનિષદોમાંથી કેટલાંક–જેમ કે બૃહદારણ્યક અને છાંદોગ્ય–તો ઇસુની પૂર્વે સાતમી સદીથી પણ પ્રાચીન છે. કેટલાંક ઉપનિષદો બ્રાહ્મણગ્રંથોના ભાગ છે–જેમકે ઐતરેય, કૌશીતકિ, તૈત્તિરીય, બૃહદારણ્યક, છાંદોગ્ય, કેન વગેરે. બધાં ઉપનિષદોને ગદ્ય અને પદ્ય એમ બે વિભાગમાં વહેંચી શકાય. ગદ્ય ઉપનિષદો વધારે પ્રાચીન છે. પ્રાચીન દસ ઉપનિષદો સિવાયનાં બીજાં અનેક ઉપનિષદો પુરાણો, તંત્રો, ચોક્કસ પ્રકારના સંપ્રદાયો વગેરેને લગતાં ચિંતનોના સમૂહો જ કહી શકાય.

ઉપનિષદોના વિચારકોમાં બ્રાહ્મણ ઋષિઓ અને ક્ષત્રિય રાજાઓ તથા કેટલાક અજાણ્યા માણસો અને બ્રહ્મજ્ઞાન પામેલી વિદુષી સ્ત્રીઓ પણ છે. ઉપનિષદોના વિચારો નિશ્ચિતપણે, એક જ સિદ્ધાન્તરૂપે મૂકવામાં આવ્યા નથી; પરંતુ બ્રહ્મ અને આત્માના સ્વરૂપ અને સંબંધના વિચારોની આસપાસ ઉપનિષદના ઋષિઓનું ચિંતન મહદંશે વિકસ્યું છે. ભારતીય તત્ત્વજ્ઞાનના ઇતિહાસને માટે અને જગતના તત્ત્વવિચારોના ઇતિહાસને માટે ઉપનિષદો મહત્ત્વની સામગ્રી પૂરી પાડે છે એટલું જ નહિ પણ, ઈસવી સન પૂર્વે સાતમા સૈકા પછી આર્યેતર વિચારધારાઓમાં અને બ્રાહ્મણેતર વિચારધારાઓમાં પણ તેમનો ઘણો પ્રભાવ દેખાઈ આવે છે. ઉપનિષદોના આ સિદ્ધાન્તોને રજૂ કરતી વખતે અત્યંત સૂક્ષ્મ અને ગહન વિચારને પણ અતિ સાદી અને સ્પષ્ટ ભાષામાં વ્યક્ત કરવાની કાળજી રાખવામાં આવી છે અને અનેક ઘરગથ્થુ અને વ્યવહારનાં દૃષ્ટાંતો તથા સંવાદોને રજૂ કરીને સિદ્ધાન્તનિરૂપણને સુવ્યક્ત કરવામાં આવ્યું છે. ઉપનિષદો ભારતીય વિચારધારાનો મહામૂલો મૂડીરૂપ ખજાનો છે એમ કહેવું જ જોઈએ.

## વેદાંગો

મુંડક ઉપનિષદમાં (૧-૧-૫) વિદ્યાઓના વિભાગ પાડવામાં આવ્યા છે. પરા અને અપરા એવી બે વિદ્યાઓમાંથી પરા વિદ્યાથી બ્રહ્મની પ્રાપ્તિ થાય છે જ્યારે અપરાવિદ્યામાં 'ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અથર્વવેદ, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છન્દસ્ અને જ્યોતિષ'નો સમાવેશ થાય છે, યાસ્કના નિરુક્તમાં પણ સાક્ષાત્કૃતધર્મા' ઋષિઓએ 'અસાક્ષાત્કૃતધર્મ' વ્યક્તિઓને મન્ત્રો બનાવ્યા અને બીજાઓ (અવરે)ને વેદાંગો સમજાવ્યાં એવો ક્રમ બતાવવામાં આવ્યો છે. આ બન્ને ઉલ્લેખોમાં જેને આપણે 'વેદાંગો' કહીએ છીએ તે ગ્રન્થસમૂહો અથવા વિદ્યાસમૂહો ની વાત કરવામાં આવી છે.

વેદની દરેક શાખામાં મન્ત્રોના ઉચ્ચાર અને તેમનો યજ્ઞમાં વિનિયોગ કરતી વખતે અનેક આનુષંગિક બાબતોનો ગંભીરપણે વિચાર કરવો પડતો હતો. વેદના મંત્રોનો ઉચ્ચાર, તે મન્ત્રનો ચોક્કસ પ્રકારના યજ્ઞમાં વિનિયોગ

હોઇને તે યજ્ઞની વિગત, વેદમંત્રના શબ્દો અને શબ્દ-સમૂહોનો અર્થ અને જરૂર પડે ત્યાં, વિનિયોગ વખતે વિભક્તિ કે વચનમાં ફેરફાર, ચોક્કસ શબ્દોના મૂળ ધાતુ જાણવાથી થતી અર્થની સ્પષ્ટતા, વેદમન્ત્રનો વૃત્ત અને યજ્ઞકાર્યના સમયની શુભાશુભતા—આ બધી બાબતોની મૌલિક ચર્ચાઓએ ધીમે ધીમે સંહિતાવિશિષ્ટ—અર્થાત્ ચોક્કસ વેદની સંહિતા પૂરતી ચોક્કસ પ્રકારની—ચર્ચાનું રૂપ ધારણ કર્યું. આવી ચર્ચાઓ મુખપરંપરાથી સચવાતી રહી. તેમા વ્યવસ્થા, વિસ્તાર અને પ્રામાણ્ય આવ્યાં. જ્યારે ચર્ચાઓ વિસ્તૃત બની ત્યારે તેમને નાનાં, ટૂંકાં, સચોટ, ઓછા શબ્દોવાળાં, ક્રિયાપદના રૂપ વિનાનાં સૂત્રો દ્વારા યાદ રાખવામાં સરળતા સ્થાપવામાં આવી. પરિણામે, વેદને ઉપયોગી આ ચર્ચાઓ અર્થાત્ વેદાંગો સૂત્રરૂપે—અલગ સૂત્રગ્રંથોરૂપે—પ્રચલિત બની.

શિક્ષામા ઉચ્ચારણ, સ્વરો વગેરેની ચર્ચા મળની હતી. શિક્ષાના પ્રાચીન ગ્રંથો આપણી જાણમાં નથી. આપણને મળતી પ્રાચીનતમ શિક્ષા તે પાણિનિના કર્તૃત્વને સ્થાપનારી પાણિનીય શિક્ષા આ શિક્ષા કોઈ એક ચોક્કસ સંહિતાના નિયમો આપતી નથી. પછીના સમયમાં અનેક શિક્ષાઓ રચવામાં આવી, જેમની સંખ્યા બસોથી વધારે છે. કલ્પ અર્થાત્ વૈદિક યજ્ઞો અંગેની ચર્ચાઓના ત્રણ વિભાગ પડ્યા. તેને લગતા ગ્રંથોને શ્રૌતસૂત્ર, ગૃહ્યસૂત્ર અને શુલ્બસૂત્ર કહેવામા આવે છે. શ્રૌતસૂત્રોમાં બ્રાહ્મણગ્રંથોમાં નિર્દિષ્ટ યજ્ઞો જેવા કે સોમયાગ, વાજપેય, અશ્વમેધ, રાજસૂય વગેરેને લગતી વિગતો આપવામાં આવી છે. ગૃહ્યસૂત્રમાં ગૃહ્યકર્મો—ખાસ કરીને ગૃહસ્થના જીવનના સોળ સંસ્કારોની વિગતો આપવામા આવી છે. યજ્ઞો માટે ઉપયોગમાં લેવાના મંડપો, વેદી, કુંડ વગેરેનાં માપની ચર્ચા શુલ્બસૂત્રોમાં કરવામાં આવી છે. જુદા જુદા વેદો-પરક આવા સૂત્રો—આવા કલ્પસૂત્રો—અનેક છે. કલ્પ-સૂત્રોના વિભાગ તરીકે ધર્મસૂત્રોને પણ ગણવા જોઇએ. તેમાં વર્ણ, આચાર, તેના નિયમો, તેને માટેના અધિકાર વગેરેની પ્રાથમિક ચર્ચા કરવામાં આવી છે. આવાં ધર્મસૂત્રો પણ તેમના કર્તાના નામ પ્રમાણે ભિન્ન ભિન્ન છે. ધર્મસૂત્રોમાંથી સ્મૃતિઓના વિશાળ સાહિત્યનો ઉદ્ભવ થયો એમ ગણી શકાય. વ્યાકરણના વેદાંગ વિષે પણ આપણને માહિતી નથી. કેટલાંક પ્રાતિશાખ્યોમા વ્યાકરણ-ના જેવા વિષયોની ચર્ચા થઈ હોવાથી આવાં પ્રાતિશાખ્યો-ને પ્રાચીન સમયનાં વ્યાકરણવેદાંગ ગણવામાં વાંધો નથી. આવાં પ્રાતિશાખ્યોમાંથી એક ઋક્પ્રાતિશાખ્ય જ પ્રાચીન ગણી શકાય. પાણિનિના ગ્રંથ 'અષ્ટાધ્યાયી'ને કેટલાક લોકો પ્રાચીન વ્યાકરણ વેદાંગનું ગૌરવવંતું પદ આપે છે. નિરુક્તમાં શબ્દોની વ્યુત્પત્તિની ચર્ચા અને તેના સિદ્ધાન્તો મુખ્ય વિષયો છે. આવા વિભાગના ગ્રંથોમાં યાસ્કનું નિરુક્ત આપણો આદ્યગ્રન્થ છે. ઈ. સ. પૂર્વે સાતમા સૈકાના આ ગ્રંથમાં અનેક પૂર્વાચાર્યો અને શાખાઓનો ઉલ્લેખ હોઇને આવી ગ્રન્થરચના પ્રાચીન સમયમાં પણ થઈ હશે એમ માનવું જોઈએ. 'છન્દસ્'માં પિંગલનું 'છન્દઃસૂત્ર' એ આપણો એકમાત્ર પ્રાચીન ગ્રંથ છે અને જ્યોતિષમાં 'વેદાંગ જ્યોતિષ' ને આદ્યગ્રન્થ ગણવામાં આવ્યો છે. તેનાં ૪૦ પદ્યોમાં ચન્દ્ર, સૂર્ય અને નક્ષત્રોની સ્થિતિ, તેના નિયમો અને તેની ગણના એટલા વિષયો ચર્ચવામાં આવ્યા છે. આ બધા વેદાંગોએ પછીના સમયમાં અનેક અને વિવિધ શાસ્ત્રોની રચના કરવાની પ્રેરણા આપી તે તેમનો સૌથી મોટો ફાળો ગણાય. વેદાંગોમાંથી ધર્મસૂત્રો, ગૃહ્યસૂત્રો અને શ્રૌતસૂત્રોમાંથી તે સમયની સાંસ્કૃતિક સામગ્રી સારા પ્રમાણમાં મળતી હોવાથી સાંસ્કૃતિક ઇતિ-હાસના સંદર્ભમાં તેમનુ મૂલ્ય ઘણું મોટું છે.

## મહાભારત અને રામાયણ

મહાભારત અને રામાયણને આપણે વીરકાવ્યો અથવા બૃહદ્કાવ્યો કહીશું. અસંખ્ય આખ્યાનોના સંગ્રહ-રૂપ આ કાવ્યોના મૂળ તરીકે વેદનાં સંવાદસૂક્તો અથવા આખ્યાનસૂક્તોને કલ્પવામાં આવે છે. આવાં સંવાદ-સૂક્તોમાનાં આખ્યાનો પ્રાચીન સમયની લોકપ્રચલિત વાર્તાઓ હોઈ શકે, પણ રામાયણ અને મહાભારત જેવાં કાવ્યોનુ મૂળ આવા સૂક્તો કે બ્રાહ્મણગ્રંથોમાં મળતાં 'શુનઃશેપનો વૃત્તાન્ત' જેવાં આખ્યાનો નહિ પણ સામાન્ય લોકોમાં પ્રચલિત વીર અથવા શૌર્યપ્રેરિત પ્રસંગોનાં વૃત્તાંતોમા ગણવું જોઈએ. આ બન્ને કાવ્યોમા અત્યન્ત પ્રાચીન સમયનાં લોકપ્રચલિત વૃત્તાંતો અને પ્રસંગકથાઓ સંગ્રહાયેલા છે. આ બન્ને કાવ્યો આપણને તેના મૂળ સ્વરૂપમાં મળતાં નથી. મૂળ રૂપની તો માત્ર કલ્પના જ કરી શકાય.

'મહાભારત' શબ્દનો અર્થ ભરતો વચ્ચે થયેલા યુદ્ધનું મહાન આલેખન એમ કરવામાં આવે છે. ઋગ્વેદ-ના સમયથી જ ભરતોને અને તેમની એક જાતિ કુરુઓ-ને ગંગા અને યમુનાના પ્રદેશોની વચ્ચે નિવાસ અને રાજ્ય કરતી આપણે જોઈ છે. કુરુઓના કુટુંબનો આ ઝઘડો–કૌરવો અને પાંડવો વચ્ચેનો, તે સમયમાં એક અત્યંત મહત્ત્વનો-સમગ્ર ભારત દેશના સંદર્ભમાં ભારે અગત્ય ધરાવતો–હોવો જોઈએ. સમય જતાં આ યુદ્ધ-ના પ્રસંગની આસપાસ યુદ્ધમાં ભાગ લેનાર પાંડવો અને કૌરવો તથા બીજી જાતિઓની વંશાવળીઓ, અનેક ક્ષત્રિય વીરો અને બ્રાહ્મણ ઋષિઓની જીવનકથાઓ, વિકસતા સમયની સાથે સ્પષ્ટ થતા ધર્મો અને તત્વજ્ઞાનના અનેક સિદ્ધાંતો, નીતિ અને ઉપદેશની કથાઓ વગેરે ગૂંથાઈ ગયાં છે. મહાભારતનું આદ્યરૂપ જયગ્રંથ, પછીનું ભારત અને ત્રીજું મહાભારત–એમ ત્રણ વાચનાઓ મહાભારત માટે કલ્પવામાં આવે છે. અઢાર પર્વો અને એક લાખ શ્લોકોમાં મળતા આ ગ્રંથની વાચનાઓના દ્રષ્ટા વ્યાસ, જનમેજય અને સૌતિ લોમહર્ષણિ છે. ભગવદ્‌ગીતા જેવા ગ્રંથો આ મહાભારતનો અંતર્ગત ભાગ છે એ વાત તેના મહત્ત્વને દર્શાવવાને પૂરતી છે.

મહાભારત એ માત્ર ભરતોના રાજવંશની વાત નથી પણ સમસ્ત ભારતનો બહુવિધ વિકાસ અને તેનાં તબક્કાઓ દર્શાવતો મહાગ્રંથ છે. ભારતના ધાર્મિક, નૈતિક અને સાંસ્કારિક વારસાનો તે મહામૂલો ખજાનો છે. કોઈ એક કવિની તે કૃતિ નથી; સમસ્ત ભારતના પ્રાણ એમાં ધબકે છે. તેમાં રાષ્ટ્રનો આત્મા છે. વીરકાવ્યો અંગેના સિદ્ધાંતો એને લાગુ પાડીને એનું મૂલ્યાંકન કરવામાં આપણી લઘુતાનો આવિષ્કાર થાય છે. મહા-ભારતને માપવાનો મહાન ગજ છે ભારતીય સંસ્કૃતિ. આકાશનાં ગહન ઊંડાણો સુધી પહોંચતા કોઈ મહાન પ્રાસાદની જેમ એનાં વિવિધ અંગોનું સૌંદર્ય ક્રમે ક્રમે આવિષ્કાર પામે છે. ('It is humanity aggrandised and half-uplifted to superhumanity and yet always true to the human motive and idea and feeling.')

રામાયણને ભારતીય પંડિતોએ 'આદિકાવ્ય' કહ્યું છે અને તેના કવિને 'આદિકવિ' કહ્યા છે. ઈસુની પૂર્વે બીજી સદીથી વિકાસ પામેલ ભારતીય મહાકાવ્યોનું મૂળ રૂપ રામાયણમાં સંભવે. રામાયણ તેના હાલના સ્વરૂપમાં સાત વિભાગ (કાણ્ડ)માં વહેંચાયેલ, ૨૪૦૦૦ શ્લોકોનું કાવ્ય છે. સાતમું અને પહેલું–એમ બે કાંડ પાછળથી ઉમેરાયાં હશે એવો વિદ્વાનોનો મત છે. ઈસુની પૂર્વે પહેલી સદીથી તો અર્વાચીન રામાયણનું અસ્તિત્વ જરૂર માની શકાય.

ભારતીય સંસ્કૃતિમાં અત્યંત ગૌરવભર્યું અને સ્પૃહ-ણીય સ્થાન ભોગવતા રામચન્દ્રના જીવનની આસપાસ રામાયણના પ્રસંગો આકાર લે છે. મહાભારત કરતાં રામાયણમાં યોજનાની સાદાઈ અને સુબદ્ધતા, કવિત્વની ઉષ્માનો વિશેષ નાજુક આવિષ્કાર અને વાસ્તવિકતા કરતાં આદર્શમય જીવનની સંતર્પક તાજગી દેખાય છે. રામાયણમાં જીવનનાં બે વિરોધી પાસાંઓનું દર્શન છે. એક તરફ આદર્શરૂપ પૌરુષના પ્રતિનિધિ રામચન્દ્ર, સદ્વૃત્તિ અને પવિત્ર જીવનની મૂર્તિમંત અવસ્થા સરખાં સીતા, ધર્મમૂલક રાજ્યની ફરજોનું ભાન અને જીવનના આદર્શોને અનુરૂપ બનીને વર્તવાની દૃઢનિશ્ચયી તાકાત, તો બીજી બાજુ અહંકાર અને હિંસામાં રાચતા બળનો નિરર્થક હુંકાર, જીવનનાં મૂલ્યોને અવગણનારી ક્રૂરતા અને યુદ્ધના નિષ્ફળ ઘોષ દર્શાવાયા છે. વાલ્મીકિની કૃતિએ ભારતના સંસ્કારોને પોષવામાં માતૃવત્ કાર્ય કર્યું છે. ઈસુની પહેલી સદીથી શરૂ કરીને રામાયણે આવિષ્કૃત કરેલા આદર્શો અને એનાં પ્રતિનિધિ પાત્રો વિવિધ રૂપે સમગ્ર ભારતમાં ફરી વળ્યાં છે. સંગીત, શિલ્પ, નાટક, સ્થાપત્ય, કાવ્ય, કથા અને ભક્તિદ્વારા એણે ભારતના આત્માને તૃપ્ત કર્યો છે. ભારતનાં ખૂણેખૂણાનાં ગામડાંઓમાં રામાયણની કથાઓએ અનેક ભોળાં હૃદયોને શાંતિ આપી છે. ભારતના ઉષ્ણ નિદાઘની શાંત રાત્રિઓ રામકથાના સ્વરે ગૂંજી ઊઠી છે.

## પુરાણો

બ્રાહ્મણગ્રંથોમાં, ઉપનિષદોમાં અને પ્રાચીન બૌદ્ધ ગ્રંથોમાં ઇતિહાસપુરાણ એવો જોડિયો શબ્દ મળે છે. ત્યાં ઘણી વાર ઇતિહાસ અને પુરાણ, અથવા પ્રાચીન ઇતિહાસ અથવા ઇતિહાસ અર્થાત્ પુરાણ એવા અર્થ પણ લઈ શકાય. ધર્મસૂત્રોમાં પુરાણોને સ્વતંત્ર ગ્રંથો

ગણાવ્યા છે. પતંજલિના મહાભાષ્યમાં પણ પુરાણ શબ્દથી ચોક્કસ પ્રકારના ગ્રંથો એવો અર્થ નીકળે છે. પુરાણોના વિષયો તરીકે સામાન્ય રીતે સર્ગ, પ્રતિસર્ગ, વંશ, મન્વંતર અને વંશાનુચરિતને ગણ્યા છે; તેમ છતાં આપણને મળતાં પુરાણો આવા વંશો વગેરેનું વર્ણન આપવા ઉપરાંત કોઈ ચોક્કસ દેવ કે સંપ્રદાયને લક્ષમાં રાખીને રચવામાં આવેલા જોવા મળે છે. આ દષ્ટિએ પુરાણોને શૈવ પુરાણો, વૈષ્ણવ પુરાણો અને દેવી પુરાણો—એવા વિભાગમાં વહેંચી શકાય છે. કેટલાંક પુરાણોમા મળતી સામગ્રી એક-બીજામા સરખી હોઈને ઘણી વાર ધર્મ કે સંપ્રદાયમૂલક પૂર્વગ્રહ અથવા પક્ષપાતથી ભરેલી હોય છે. અતિશયોક્તિ અને ગુણાનુવર્ણન—એ પુરાણોનો પ્રાણ હોવાથી તેમાંની સાંસ્કૃતિક માહિતીને, તે અત્યંત મહત્ત્વની હોવા છતાં, ખૂબ કાળજીથી તપાસવી જોઈએ. ધર્મ, ધાર્મિક વિચારો, પ્રાચીન ચિંતન, રાજકીય વાતાવરણ, સામાજિક સ્થિતિ, શિલ્પ, સ્થાપત્ય, સંસ્કારો અને અનેક વિદ્યાઓની ચર્ચાઓની દષ્ટિએ પુરાણો ઘણું મહત્ત્વ ધરાવે છે. રાજકીય ઇતિહાસના અનુલક્ષમાં પુરાણો ઘણી ઉપયોગી માહિતી પૂરી પાડે છે. આજે પુરાણોને લીધે પ્રાચીન ભારતનો ઇતિહાસ આપણે ઠીકઠીક નિશ્ચિતપણે જાણી શકયા છીએ.

બધાં જ પુરાણોમાં અઢારે પુરાણોનાં નામો મળે છે. બ્રહ્મ, પદ્મ, વિષ્ણુ, વાયુ, ભાગવત, નારદ, માર્કંડેય, અગ્નિ, ભવિષ્ય, બ્રહ્મવૈવર્ત, લિંગ, વરાહ, સ્કંદ, વામન, કૂર્મ, મત્સ્ય, ગરુડ અને બ્રહ્માંડ—એટલાં પુરાણોની સાથે બીજાં ઉપપુરાણો પણ ગણાવવામાં આવ્યાં છે.

ઉપર ગણાવ્યાં તે પુરાણોમાંથી માર્કંડેય, અગ્નિ, મત્સ્ય, વિષ્ણુ અને વાયુ—એટલાં પુરાણોને પ્રાચીન માનવમાં આવ્યાં છે, જ્યારે ભાગવત જેવાં પુરાણોને અર્વાચીન માનવામાં આવ્યાં છે. પુરાણોમાંની સામગ્રી ઘણી પ્રાચીન હોઈને તે ઈસુની પૂર્વે છઠ્ઠી અથવા સાતમી સદીથી પણ વધારે પુરાણી હોવાનો સંભવ છે. પુરાણોનું રૂપ અર્વાચીન કહી શકાય. ભવિષ્યકથન કરતાં હોય તેમ ઘણાં પુરાણોમા પ્રાચીન વંશોની માહિતી આપવામાં આવી છે.

[ક્રમશઃ]

*

# ન્યાયનિષ્ઠ દાદાસાહેબ

પુષ્કર ચંદરવાકર

[આચાર્ય, શ્રી રજની પારેખ આર્ટસ કૉલેજ, ખંભાત]

સ્વ. દાદાસાહેબ સાથેનુ મારું કામ સવિશેષ શૈક્ષણિક રહેલું, તેમ છતાં ય કસ્તૂરબા ટ્રસ્ટ અને મહાત્મા ગાંધી ટ્રસ્ટનાં કામો ય કોઈ વાર આવી જાય. ચરોતર એજ્યુકેશન સોસાયટી ને ચારુતર વિદ્યામંડળના ય કાગળો તૈયાર કરવાનું ય સોંપવામાં આવતું. પણ આ તો મારા ખુશીના સોદા હતા. સવિશેષ ગુજરાત યુનિવર્સિટી માટે નિમાયેલ સમિતિનું કામ મારી પાસે રહેતું. તે કામોમાં ભવિષ્યમાં ગુજરાત યુનિવર્સિટીને કામ કરતી કરવા માટે નાણાંભંડોળ, તેની કચેરી અને વિદ્યાશાખાઓ માટે મકાનોની સવલત કરવા માટે જમીન ઇત્યાદિ માટેની પણ દાદાસાહેબ ચિંતા રાખી ફરતા. દાદાસાહેબમાં પ્રચાર કરવાની સમજ અને સૂઝ જબરી. તેમાં તેમનો આત્મા પેલા પાદરીઓ જેવો. જ્યારે જે કામ હાથ પર લઈ બેઠા હોય, ત્યારે જે કોઈ આવે, તેને તેનો જ પ્રચાર કરે.

ગુજરાત યુનિવર્સિટીનાં કામો માટે સમિતિ રૂપે પણ આખુ ગુજરાત, સૌરાષ્ટ્ર અને મુંબઈમાં તેઓ ફરેલા. તેમની સાથે મારે રહેવાનું થતું. મુંબઈમાં પોતે દાદરમાં તેમના નિવાસસ્થાને ઊતરે, પણ તેમને જે કોઈ મળવા આવે, તેમને ભવિષ્યમાં થનાર ગુજરાત યુનિવર્સિટીની જ વાતોથી લાદી દે. પરિણામે, ગુજરાત યુનિવર્સિટી માટેનું સમાજના મોવડીઓને એક ચિત્ર મળવા પામ્યું. દાદાસાહેબના ચિત્તમાં તેની રેખાઓ ખૂબ ઘૂંટાઈ ગઈ.

આ જ ગાળામાં મુંબઈમાં હતા ત્યારે ગુજરાતના એક ધનિક ઉદ્યોગપતિ દાદાસાહેબને તેમના નિવાસસ્થાન પર મળવા આવ્યા. તેમને દાદાસાહેબે ગુજરાતની યુનિવર્સિટીનું

સંપૂર્ણ ચિત્ર આપ્યું. આથી તેઓ પણ પ્રસન્ન થયા અને દાદાસાહેબની વિદાય લઈને ગયા. અમે તે વખતે મુંબઈમાં ગુજરાત યુનિવર્સિટીની સમિતિનાં કામો પર ગયા હતા. કામ પત્યા પછી તરત જ અમો સૌ અમદાવાદ આવ્યા.

અમદાવાદમાં આવ્યા પછીનો બીજો જ દિવસ. સાંજ વીતી ગઈ છે. દીવાઓ સળગી ગયા છે. દાદાસાહેબ સાંજના આશ્રમની પ્રાર્થનામાંથી પાછા આવી તેમનાં શરીરપરનાં વસ્ત્રો ઉતારી રહ્યા છે, અને ત્યાં ટેલિફોનનો ટોકરીરણકાર શરૂ થયો. તેઓ બેસવાની તૈયારી કરતા હતા, ત્યાં સીધા રસોડા તરફ ન જતાં કહ્યું: 'જુઓ તો, કોનો ટેલિફોન છે?'

ટેલિફોન લીધો અને દાદાસાહેબને ઉત્તર આપ્યો: 'મુંબઈથી ટ્રંકકૉલ છે.'

'કોનો?'

'શેઠશ્રી....'

'લાવો!'

તેઓ ટેલિફોન હાથમાં લઈને સાંભળવા લાગ્યા ને વચ્ચે વચ્ચે બોલવા લાગ્યા: 'તમારા દાનની રકમ ખરેખર ઘણી મોટી છે. તે રકમમાંથી સારી યુનિવર્સિટી ઊભી થઈ શકે. આપની ઉદારતા માટે ગુજરાત ગૌરવ પણ લઈ શકશે.'

પાછા ઘડીભર થંભ્યા અને થોડી વારે તેઓ બોલ્યા: 'પણ શરત તમારી કઈ રીતે સ્વીકારી શકાય? કોઈ વ્યક્તિના નામ પર ગુજરાતની યુનિવર્સિટી કઈ રીતે ઊભી કરી શકાય? તમે દાન આપો, નામ ગુજરાત આપે.'

ટેલિફોન પર સારી રકઝક ચાલી, ને છેવટે ટેલિફોન મૂકીને રસોડામાં જમવાના ટેબલ ઉપર આવ્યા ત્યારે તેઓ ગંભીર હતા. તેમણે જ વાત કાઢી: 'કરોડ થી ય વધારે રૂપિયા આપવા તૈયાર છે; પણ આ યુનિવર્સિટી આખા ગુજરાતની થવાની છે, તેમાં કોઈ વ્યક્તિનું નામ આપી કેમ શકાય? મેં સ્પષ્ટપણે કહ્યું, કે દાન તમે આપો, નામ ગુજરાત આપે! ભલે મોટી રકમ જાય, પણ સમગ્ર ગુજરાતની યુનિવર્સિટીનું નામ 'ગુજરાત યુનિવર્સિટી' રહે તે જ ગુજરાતનું ગૌરવ કહેવાય. તેમાં જ ગુજરાતની શોભા રહે ને ગુજરાતની વિદ્યાપીઠનું મસ્તક ઊંચું રહે.'

તરત જ તેઓ જમવા બેઠા, જાણે કશું ય ગુમાવ્યું ન હોય!

આવો જ પ્રસંગ '૪૭ના અરસામાં મુંબઈ અંગે બન્યો હતો. ગુજરાત અને મહારાષ્ટ્ર—એવાં બે રાજ્યો રચાય ત્યારે મુંબઈનું સ્થાન ક્યાં હોઈ શકે? મુંબઈમાં તેના માટેનું જબ્બર આંદોલન ચાલે. દાદર જેવા ઉપનગરમાં લત્તે લત્તે હમચી મુંબઈની પત્રિકાઓ ચોંટેલી જોવા મળે. મુંબઈના રાજકીય પુરુષો પણ ત્યારે બહારના કોઈ રાજકીય પક્ષના નેતા આવે, તો તેનો મત કઢાવે, ને પ્રચારમાં ખપમાં લાગે તો તેનો પ્રચાર કરવાનું જરા ય ન ચૂકે.

આ જ અરસામાં દાદાસાહેબને મુંબઈ ગુજરાત યુનિવર્સિટીની સમિતિના કામે જવાનું થયું. મહારાષ્ટ્રના નેતાઓ આ તક શાની ખૂએ? તો મરાઠી પત્રોના તંત્રીઓ પણ તેમને ફાવતું મેળવવા માટે એવા ચિત્ર-વિચિત્ર પ્રશ્નો પૂછે કે ઉત્તરદાતા જાગ્રત ન હોય, મરદ-bold—ન હોય, તો તેઓ ખુશ થાય તેવા ઉત્તર આપી દે. અને ઉત્તર આપ્યે ય ક્યાં પતતું હતું? તેઓ તે ઉત્તરો બીજે દિવસે છાપામાં આપે! તેમને ફાવતા ઉત્તરો હોય, તો ઉત્તરદાતાને શણગારે—નહિ તો ભાંડે, કટાક્ષચિત્રો પણ દોરાવે!

દાદાસાહેબ અમુક પત્રોની આવી નીતિથી પૂરા વાકેફ હતા. અને તેવા જ પત્રના એક તંત્રીએ દાદાસાહેબની મુલાકાત માગી. દાદાસાહેબે તેમને મુલાકાત આપી, અને મુંબઈનું સ્થાન ક્યાં રહેવું જોઈએ—મહારાષ્ટ્ર રાજ્યમાં કે ગુજરાતમાં તેવો તંત્રી મહાશયે પ્રશ્ન કર્યો.

'બંને રાજ્યોમાંથી ક્યાં ય નહિ.'

'તો તેનું સ્થાન અલગ રહેવું જોઈએ?'

'ચોક્કસ.'

'મહારાષ્ટ્રમાં શા માટે નહિ?'

દાદાસાહેબે તેનાં ઠીકઠીક કારણો આપ્યાં. ભૌગોલિક દૃષ્ટિએ, રાષ્ટ્રીય દૃષ્ટિએ, મુંબઈના વિકાસની દૃષ્ટિએ તેમ જ રાજકીય દૃષ્ટિએ મુંબઈનું વ્યક્તિત્વ નિરાળું છે—મહારાષ્ટ્ર કરતાં તેમ જ ગુજરાત કરતાં—તે તેમણે સમજાવ્યું.

તંત્રી-મહાશય પણ સામે દલીલમાં જરા ય ગાંજ્યા જાય તેમ ન હતા.

મહાગર્જના વિદ્વાનો અને તંત્રીઓ ધનિકો અને રાજકીય પુરુષોની છાયામાં તેમની પ્રતિભાને જરાય રગના દેતા નથી તે ત્યારે જોયું. બીજા દિવસે સવારે દાદાસાહેબનો આ મુલાકાતનો પ્રસગ મુબઈના એક મરાઠી દૈનિકમા પ્રસિદ્ધ થયો, સાથોસાથ દાદાસાહેબની દલીલોને રદિયો આપતો તંત્રીલેખ અને એ બધાના શિરમોરરૂપ દાદાસાહેબ માટેનું એક કટાક્ષચિત્ર.

આ બધું જોઈને દાદાસાહેબ મલકયા ને હસ્યા, પણ તેમાં ગુજરાત માટેની નિષ્ઠા હતી કે પેલો સત્યપ્રેમ તે વિચારવાનું મારા પર છોડી દીધુ ન હોય, તેવું ત્યારે ય લાગ્યું હતું અને આજે ય તે હાસ્ય ને મલકાટ મારા માટે ઉલઝન સમાન છે.

*

# દાદાસાહેબની કાર્યપ્રણાલી

રામપ્રસાદ શુક્લ
[ગુજરાતીના મુખ્ય અધ્યાપક, એલ ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

શ્રી દાદાસાહેબ ગણેશ વાસુદેવ માવળંકરના અતિ નિકટ સંપર્કમાં આવવાનો દાવો હું ભાગ્યે જ કરી શકુ, એમ છતાં સને ૧૯૪૫ના જાન્યુઆરી માસથી ૧૯૪૬ના જુલાઈ માસ સુધી કાર્યવશાત્ તેઓ સાથે નિકટના સંપર્કમાં આવવાનો સુયોગ મને પ્રાપ્ત થયો હતો. તેઓ ગુજરાત યુનિવર્સિટીની સ્થાપના માટે પ્રવૃત્તિ ચલાવનાર મડળના ચૂંટાયેલા પ્રમુખ હતા. આ મંડળે સને ૧૯૪૪ની આખરમાં તેની પ્રવૃત્તિ વધારી અને ગુજરાત વિદ્યાસભાના મકાનમાં તે અર્થે સ્વતંત્ર કાર્યાલય પણ ખોલાયું. આ કાર્યાલયનો આશરે દોઢ વર્ષ હું સવેતન મંત્રી રહ્યો. સદ્‌ભાગ્યે સને ૧૯૪૫નું આખુ વર્ષ દાદાસાહેબ મુખ્યત્વે અમદાવાદમાં રહ્યા હતા. તે દરમિયાન તેઓ વિદ્યાસભાના મકાનમા રોજ નિયમિતપણે બેસતા અને ત્યાંથી પોતાની રાષ્ટ્રીય પ્રવૃત્તિઓ પણ ચલાવતા. આમાંની મુખ્ય તે સમયે કસ્તૂરબાનિધિને લગતી હતી. એ અંગેની ફાઇલો પણ આ ઑફિસમા જ રહેતી.

હું ભૂલતો ન હોઉં તો દાદાસાહેબ અમદાવાદમાં હોય ત્યારે લગભગ ઘણું ખરું ભોજન પછી તરત ઑફિસમાં આવતા અને પોતાની વિવિધ પ્રવૃત્તિઓ આદરતા. બે કલાક કામ કર્યા પછી લગભગ અર્ધો કલાક આરામ અર્થે ઊંઘતા. વિશ્રાન્તિ પછી સાંજના ૭ વાગ્યા સુધી ત્યાં રહેતા અને પછી ભદ્રના પોતાના મકાને થઈ મહારાષ્ટ્ર સોસાયટીના બંગલે જતા. કામનું દબાણ હોય ત્યારે આ સમય લંબાતો અને કવચિત્ અન્યત્ર રોકાણ હોય તો એ ટૂંકાતો પરંતુ જવલ્લે જ. આમ, લગભગ એક વર્ષ સુધી તેઓશ્રીની કાર્યપ્રણાલી ઠીક નિકટથી જોવાનો લાભ મને મળ્યો. તે સમયે તેઓની પાસે કોઈ અન્ય અંગત મંત્રી ન હોઈ કેટલુંક એ પ્રકારનું કામ મારા હાથે થવા પામતું. એ રીતે તેઓનો રાષ્ટ્રના સર્વોચ્ચ નેતાઓ સાથેનો પત્રવ્યવહાર પણ વાંચવાની તક મને મળતી. દાદાસાહેબ મંત્રી જેવું કાર્ય કરનાર પર પૂર્ણ વિશ્વાસ રાખતા, એટલું જ નહિ, પરંતુ આવા કાર્યકરે તેઓના ઉચ્ચ કક્ષાના પત્રવ્યવહારથી વાકેફ રહેવું જોઈએ તેવો આગ્રહ રાખતા.

તેઓની કાર્યપ્રણાલીનું એક પ્રમુખ અંગ અત્યંત ચોકસાઈ અને કાળજી હતું. કસ્તૂરબાનિધિના પત્રવ્યવહારની તેમજ અન્ય અગત્યના પત્રવ્યવહારની જાવકની નોંધ પોતે એક નોટબુકમાં રાખતા. પત્રવ્યવહારમાં જો પત્તાંથી ચાલે તો પરબીડિયું ન વાપરવું એવો એમનો ખાસ આગ્રહ અને તે માટે ઘટતી ચીવટ પણ હતા. જે સંસ્થાનો વહીવટ હાથમાં લે તેના વિકાસ માટે પોતે છૂટથી ધન ખર્ચવાનો વિચાર ધરાવનાર હોવા છતાં તેઓની કરકસર નમૂનેદાર હતી. કોઈ સંસ્થાના હિત માટે અથવા તો તેની કાર્યવાહક સમિતિમાં હાજરી આપવા માટે પોતે મુસાફરી કરે તે દૂરનું સ્થાન હોય તો પણ તેનું ખર્ચ તેઓ સંસ્થા ખાતે ચડાવતા નહિ. પોતે પદરનું ખર્ચ કરતા. કસ્તૂરબાનિધિના કાર્ય-અંગે તેઓ દેશના વિવિધ ભાગોમાં અંગત ખર્ચે જતા. પોતે કાર્યવાહક સમિતિમાં હાજરી આપવાના હોય તો

તેની ખબર આપતું પત્તું પણ તેઓ પદરનું વાપરતા.

ગુજરાત યુનિવર્સિટીની સ્થાપનાના પ્રચાર અર્થે એક સમયે તેઓને સૂરત જવાનું થયું. ઘણું કરીને સને ૧૯૪૫ની એ શરદ ઋતુ હતી. શ્રી બલ્લુભાઈ મજમુદાર ગુજરાત યુનિવર્સિટી મંડળના મંત્રી તરીકે અને હું કચેરી-મંત્રી તરીકે સાથે હતા. દાદાસાહેબે પોતાના અંગત ખર્ચે ટિકિટ કઢાવી હતી. અમે ભરુચ સ્ટેશને પહોંચ્યા ત્યારે એક વિદ્યમાન ઉદ્દામવાદી નેતા તેઓને મળવા આવ્યા. અમે ચા-નાસ્તા માટે ટ્રે મંગાવી અને સહુએ યથેચ્છ ન્યાય આપ્યો. પોતાને તે દિવસે ઉપવાસ હતો એટલે એમણે ચા પણ લીધી ન હતી છતાં બિલનાં નાણાં પોતે જ આપવાનો આગ્રહ રાખ્યો. એમણે એવું કાંઈક કહ્યાનું મને યાદ છે, કે મળવા આવનાર તેઓને અંગત ઓળખાણને કારણે મળવા આવેલ—નહિ કે પોતે અમુક સંસ્થાના પ્રમુખ હતા તેથી. આ તો દલીલ હતી. હકીકતે તેઓનું વલણ પોતાની હાજરીમાં આવું કાંઈ ખર્ચ થાય તે પોતે જ વહોરવાનું રહેતું. આવા બીજા પ્રસંગો પણ ટાંકી શકાય.

સંસ્થાઓના વહીવટ વિષેની આ પ્રણાલીનો ફલિતાર્થ સુસ્પષ્ટ છે. તેઓના એક બીજા સદ્ગુણે મારું ધ્યાન ખેંચેલું તે તેમનો લોકશાહી વર્તાવ. નાના નોકર પ્રત્યે પણ તેઓ આદરયુક્ત વર્તાવ કરતા. કોઈની ભૂલ બતાવવી હોય તો તેઓ વાતવાતમાં સહજપણે હળવી રીતે કહી દેતા. હાથ નીચેના નોકરો સાથે તેઓને નિકટતા અને અંતર-બન્ને જાળવતાં આવડતું. મતભેદની વાત તેઓ ધીરજથી સાંભળતા અને કોઈ વાર તેવો મતભેદ પ્રગટ કરવા પ્રેરતા પણ ખરા. પ્રવાસમાં સાથે હોય તે સર્વની વ્યવસ્થા અંગે તેઓ જાતે કાળજી લેતા.

આવો એક બીજો પ્રસંગ મને યાદ છે તે આ પ્રમાણે છે: સને ૧૯૪૬ના જાન્યુઆરી માસમાં વડી ધારાસભાના સ્પીકર-પદે ચૂંટાયા પછી તેઓ દિલ્હી વિમાનમાર્ગે જવાના હતા. શહેરના અગ્રણી નાગરિકો તેમને વળાવવા હવાઈ મથકે ગયા હતા. અમે થોડા અંગત માણસો પણ ગયા હતા. તે સમયે હવાઈ મથકે જવા માટે બસ-સર્વિસની કે તેવી બીજી ગોઠવણ ન હતી. જતી વખતે હું કોની મોટરમાં બેસીને ગયો હતો તે તો ભૂલી ગયો છું, પરંતુ હું પાછો ફરતી વખતે ઘેર કેવી રીતે પહોંચીશ તે બાબતની તેમણે આ પ્રસંગે પણ કાળજી રાખીને મને તે વિષે પૃચ્છા કરી. મેં કહ્યું, કે હું સગવડ કરી પહોંચી જઈશ; પરંતુ તે જ વખતે તેઓએ 'સંદેશ'ના તે સમયના તંત્રી શ્રી નંદલાલ બોડીવાળાને મને તેઓની મોટરમાં લઈ જવા સૂચના કરી, જેનો અમલ શ્રી નંદલાલભાઈએ સહર્ષ કર્યો હતો. તેઓના આવા સમભાવની બીજી વિગતો પણ આપી શકાય.

દરેક કાર્યમાં તેઓની દૃષ્ટિની ચીવટ જોવા મળતી. પત્રમાં કે લખાણના કાગળોમાં ટાંકણી કેમ ભરાવવી એ વિષે પણ તેઓની ચોક્કસ પદ્ધતિ હતી. ટાંકણી નીચેથી ઉપર નહિ પરંતુ ઉપરથી નીચે ભરાવેલી હોવી જોઈએ જેથી લખાણ પકડનારની આંગળીને તે લાગવાનો સંભવ ન રહે તેવી તેમની ખાસ ચીવટ હતી. પ્રત્યેક પત્ર ટપાલમાં બીડતાં તેઓ લખાણ સાથે આવી બાબતો પણ તપાસી લેતા તેનું એક દૃષ્ટાંત મને આકસ્મિક રીતે મળ્યું હતું. અમારી ઑફિસના એક કારકુન તેઓની પાસે સહી કરાવવા લખાણ લાવ્યા. ટાંકણી ઊંધી ભરાવેલી હતી એટલે દાદાસાહેબે તેને જાતે બરાબર કરી. પેલા કારકુનભાઈને ટેવ સુધારવાનો કશો શાબ્દિક બોધ તેઓએ કર્યો નહિ; પરંતુ પોતે બે-ત્રણ વખત ટાંકણી કાઢી યથાસ્થિત કરી. કહેવાની તેઓની આ એક માર્મિક રીત હતી તેમ હું તથા પેલા ભાઈ-બન્ને સમજ્યા.

રોજ સાંજે તેઓ ઘણું ખરું ભદ્રના મકાને થઈને નદીપાર જતા. ભદ્રનું મકાન તે સમયે ખાલી હતું અને ત્યાં એક જૂનો નોકર (ઘણું કરીને તેનું નામ અંબારામ હતું) હતો. દાદાસાહેબની તેના પ્રત્યેની મમતા બન્નેની વાતચીતમાં વ્યક્ત થતી. તેઓ તેની સાથે મૃદુતાથી વાત કરતા અને તેમના અવાજમાં પણ એક પ્રકારની આત્મીયતા વરતાઈ આવતી. એક અંગ્રેજ વિદ્વાને કહ્યું છે, કે વ્યક્તિનું ખરું પોત તેના નાનાં માણસો સાથેના વર્તાવ ઉપરથી પરખાઈ આવે છે. આ કસોટીમાં દાદાસાહેબનો ગુણાંકનો ક્રમ ઘણો ઊંચો આવે.

*

# સદ્‌ગત શ્રી. દાદાસાહેબ માવળંકર: કેટલાંક સ્મરણો

નર્મદાશંકર ત્રિવેદી

[મૅનેજર, ગૌશાળા, હરિજન આશ્રમ, સાબરમતી, અમદાવાદ]

સદ્‌ગત શ્રી. દાદાસાહેબ માવળંકરના અવસાનની આજે (તા. ૨૭મી ફેબ્રુઆરી ૧૯૬૩) ૭મી પુણ્યતિથિ છે. વરસ એક પછી એક વહી જાય છે, પણ સદ્‌ગતનાં સ્મરણો તો જેવાં ને તેવા તાજાં જ રહે છે.

તેમની સાથેના આશરે નવ વરસના નિકટ પરિચય દરમિયાન મારા મન ઉપર એક છાપ એવી અંકિત થઈ હતી, કે વર્તમાન સમયમા ગાંધીજી અને સરદારશ્રી પછી જો કોઈ પણ એક વ્યક્તિ ગુજરાત સમસ્તના તમામ વર્ગોમાં આદરને પાત્ર ગણાતી હોય, તો તે દાદાસાહેબ હતા. આમ તો તેઓ પાર્લમેન્ટની લોકસભાના અધ્યક્ષ–સ્પીકર–હોવાને કારણે દેશભરમાં આદરણીય થયા હતા. પણ આપણા ગુજરાતમાં તેમની લગભગ ૪૦ વરસની એકધારી જાહેર સેવાને કારણે લોકમાનસ ઉપર તેમનો પ્રભાવ ઘણો પડતો, અને તેમનો બોલ ભાગ્યે જ કોઈ ઉથાપી શકતું. સાથી કે સેવક, વકીલ કે અસીલ, મિલ-માલિક કે મિલ-કામદાર, વેપારી કે વાણોતર, જમીનદાર કે ખેડૂત, અધ્યાપક કે વિદ્યાર્થીગણ, સત્તાધારી કે ઇતર પ્રજાજન–સહુ કોઈ આ લાંબા સમય દરમિયાન તેમના પરિચયમા આવેલા અને તેમની અવિરત અને નિષ્કામ લોકસેવાથી સહુ પ્રભાવિત થયેલ.

તેમના પ્રત્યેના આવા વ્યાપક આદરનુ કારણ શુ એ હું જ્યારે જ્યારે વિચારતો ત્યારે ત્યારે તેનો જવાબ તેમના સ્વભાવના ખાસ તરી આવતા એક અથવા બે મુખ્ય લક્ષણોમાંથી મળતો. પોતાની જવાબદારી અથવા કર્તવ્ય પ્રત્યે સતત જાગૃતિ (high sense of duty) અને બીજાઓની લાગણી કે સગવડ વિષે ઊંડો આદર (deep sense of consideration for others)–આ બે મુખ્ય લક્ષણો તેમના દરેક કાર્યમાં જોવા મળતા. આપણા તત્ત્વજ્ઞો કે શાસ્ત્રકારોએ ગણાવેલાં સદ્‌ચરિતનાં લગભગ તમામ લક્ષણો ઉપરનાં બે લક્ષણોમાં સમાવી શકાય. અન્યની લાગણીઓનો ખ્યાલ સતત નજર આગળ રાખીને માણસ પોતાનું કર્તવ્ય નિષ્ઠાપૂર્વક બજાવે તો તે સર્વથા ન્યાયી અને નીતિપૂર્ણ હોવાનું એમ તેઓ માનતા.

૨

સદ્‌ગત દાદાસાહેબમાં આ લક્ષણો આટલા મોટા પ્રમાણમા વિકસિત થવાં એની પાછળની પ્રેરણા સમજવા માટે કેટલાક પ્રસંગના સ્મરણો અહીં નોંધું તો આપણને તે લક્ષણો વધારે સારી રીતે સમજાશે.

તેમની સાથેનો મારો પ્રથમ પરિચય ૧૯૨૨–'૨૩ના વરસના મારા વિદ્યાર્થીકાળનો. ગુજરાત વિદ્યાપીઠમાં વાણિજ્ય શાખાના સ્નાતક વર્ગમાં હું એક વિદ્યાર્થી, અને તેઓ અમને વાણિજ્યને લગતા, કૉન્ટ્રેક્ટ ઍક્ટ જેવા કેટલાક કાયદા શીખવતા. એક દિવસ સારા, કુશળ વકીલનું લક્ષણ તેમણે એક વાક્યમાં અમને જણાવ્યું: જે વકીલ પાસે કાયદાનુ જ્ઞાન હોય, તે કુશળ નહિ; પણ કાયદો કયા છે તે ઝડપથી શોધીને બતાવી શકે તે જ કુશળ. આ વાક્યનુ હાર્દ મને તે વખતે સમજાયું ન હતું, પણ કેટલાંક વર્ષો પછી કેટલાક સારા અને કુશળ વકીલોની કામગીરી જોવા મળી ત્યારે જ સમજાયું. પોતાના અસીલનો કેસ પુરવાર કરવા પાછળ જે વકીલ અથાગ પરિશ્રમ લઈ ને, અગાઉ આવા કેસોમાં અપાયેલા ચુકાદાઓ શોધીને એક પછી એક તેને કડીબંધ ટાંકી તેને આધારે દલીલો કરી શકે, તે જ ઘણુ ખરુ જીતે. એક વકીલ મિત્રે એક વાર કહેલું, કે સાચો કેસ પણ કોઈ વખત સારા વકીલને અભાવે માર્યો જાય છે, એ સાર્વત્રિક અનુભવ છે; માટે કેસ જીતવો હોય તો સામાવાળા કરતાં સવાયો વકીલ રોકજો! સદ્‌ગત દાદાસાહેબ પોતે આવા પરિશ્રમશીલ પુરુષ હતા. લોકસેવાના નાના કે મોટા દરેક કાર્ય અંગે ઝીણવટથી પરિશ્રમપૂર્વક ઊંડો અભ્યાસ કરી પોતાની હકીકત કે દૃષ્ટિબિંદુ તેઓ લાગતા-વળગતાની સમક્ષ રજૂ કરતા અને ઘણું ખરું તેમને સમજાવવામાં તેઓ સફળ થતા. તેમણે મૂકેલી વાત પાછી પડ્યાનુ મને ખાસ કોઈ સ્મરણ નથી.

## ૩

શ્રી. દાદાસાહેબ સાથે કામ કરવા હું ૧૯૪૭ ના ઑક્ટોબરમાં જોડાયો ત્યારે પ્રથમ દિવસે જ તેમણે કહેલી એક વાત કદી ભુલાતી નથી. તેઓ પોતાના ઑફિસના ખંડમાં ઉઘાડે શરીરે, ફક્ત એક ચડ્ડી પહેરીને કામ કરતા બેઠા હતા, અને હું ત્યાં દાખલ થયો. તેમણે કહ્યું: "તમને જોઈને નવાઈ લાગશે, કે હું આ રીતે ખુલ્લા શરીરે કેમ બેઠો છું?" "મને એવું લાગ્યું ખરું" એમ મેં જણાવતાં, તેમણે ખુલાસો કર્યો, કે આપણા દેશમાં અત્યારે દરેક વસ્તુનું રેશન છે. કાપડની કારમી તંગી અત્યારે પડેલી છે. લાખો માણસો પાસે પૂરતાં વસ્ત્ર નથી. તે વખતે આપણે કેટલું કાપડ ઓછું વાપર્યું એમ કેટલા માણસો વિચાર કરે છે? હું ચાર કપડાં ઘરમાં પહેરી શકું, પણ નથી પહેરતો તે આવા એક વિચારે જ. તે દિવસથી તેમની આ વાતે મને હમેશાં વિચાર કરતો કરી મૂક્યો છે.

કાપડનું તેવું જ અનાજનું. તેમના ઘરમાં ભોજન સમયે અનાજનો બગાડ થાય તે તેઓ બિલકુલ સહન કરી શકતા નહિ. નાનાં બાળકોથી માંડીને દરેકને માટે કડક કાયદો હતો કે ભોજન પૂરું થાય ત્યારે થાળી સાફ થયેલી હોવી જોઇએ. જો કોઈ ખોરાક છાંડે તો તેઓ પીરસનારને ટકોર કરીને કહેતા, કે 'જોઈએ તેટલી વખત પીરસો પણ જમનાર છાંડે એ રીતે નહિ.' उदरभरण नोहे, जाणीजे यज्ञकर्म–એ શાસ્ત્રવચન અનુસાર લોકસેવા અર્થે શરીર ટકાવવા માટે ખોરાક લેવાનો એવું તેઓ ભોજનને હમેશાં લેખતા.

## ૪

નક્કી કરેલા સમયના પાલન વિષે તેમનો આગ્રહ અસાધારણ હતો, અને તેમાં જ્યારે કોઈની નાની કે મોટી ક્ષતિ તેઓ જોતા, ત્યારે ખેદ સાથે કહેતા, કે 'આપણે આટલી નાનકડી બાબતનું પણ આયોજન (પ્લાનિંગ) નથી કરી શકતા, તો આપણે સ્વરાજ શી રીતે ચલાવાના છીએ?' આ અસાધારણ આગ્રહ તેઓ યુવાવસ્થાના એક અસાધારણ પ્રસંગમાંથી શીખ્યા હતા એમ કહેતા; અને તે જિંદગીપર્યંત તેઓ ભૂલ્યા નહોતા.

ગુજરાતના સુપ્રસિદ્ધ લોકસેવક સદ્‌ગત દીવાન બહાદુર અંબાલાલ સાકરલાલ દેસાઈ સાથે જાહેર કામ કરવા માટે જોડાવવાનો એમને નાની ઉંમરમાં પ્રસંગ આવ્યો. કામ અંગે વાતચીત માટે દીવાન બહાદુરે સમય નક્કી કર્યો: "માવળંકર, આવતી કાલે ચાર વાગ્યે આપણે અહીં (પ્રેમાભાઈ હૉલમાં) મળવાનું છે."

બીજે દિવસે ચાર વાગ્યા પછી બે-ત્રણ મિનિટે દાદાસાહેબ દી. બ. પાસે પહોંચ્યા. દી. બ.એ કહ્યું: "માવળંકર, મોડા પડ્યા છો!" દાદાસાહેબ કહે: "પણ, સાહેબ, હું પ્રેમાભાઈ હૉલનાં પગથિયાં ચડતો હતો તે વખતે જ ભદ્રના કિલ્લાના ઘડિયાળમાં ચારના ટકોરા પડતા હતા, અને હું તરત જ આપની પાસે આવ્યો છું." દી. બ.એ હસીને કહ્યું: "મુંબાઈ જવાની ગાડી રાતે નવ વાગે ઊપડવાની છે, બરાબર નવ વાગ્યા છે, ગાર્ડે લીલીબત્તી આપી દીધી છે, ડ્રાઇવરે ગાડી ઉપાડવાની વ્હિસલ મારી છે. બરાબર તે જ વખતે માવળંકર સ્ટેશનનાં પગથિયાં ચડી રહ્યા છે. તેઓ ટિકિટ લઈને ગાડીમાં આવીને બેસે ત્યાં સુધી ગાડી તેમને માટે થોભશે ખરી? આપણે ચાર વાગ્યે મળવાનું હતું, એટલે કે ચારને ટકોરે વાતચીત શરૂ કરવાની હતી. તેને સારુ તમારે પાંચ મિનિટ વહેલા જ અહીં પહોંચવું જોઈતું હતું." પોતે સાચે જ મોડા પડ્યા હતા એ વાત દાદાસાહેબે સ્વીકારી અને પોતાની ક્ષતિ માટે તેમણે ક્ષમા માગી.

પણ તે દિવસથી તેઓ ચોક્કસ કરેલા સમયના પાલનનો આગ્રહ પોતે રાખતા અને બીજા પાસે રખાવવાનો પ્રયત્ન કરતા. ક્વચિત્ આમાં ચૂક થતી તો પોતે અકળાતા અને "આપણે સ્વરાજ શી રીતે ચલાવવાના છીએ?"–એવો ઉદ્‌ગાર હમેશાં કાઢતા. કોઈને સમય આપ્યો હોય અને કોઈ કારણસર તેમાં ફેરફાર કરવાનો પ્રસંગ આવે, તો તેઓ ટેલિફોન, ટપાલ, તાર, છેવટે મુકામ માણસ મોકલીને પણ સામાને વખતસર ખબર આપવાની ચીવટ રાખતા.

## ૫

તેમના ઉપર અનેક પત્રો–અંગત કે જાહેર કામ અંગેના તથા નિમંત્રણો–આવ્યા કરતા. એ દરેકના ઉત્તર આપવાની તેમને ઘણી ચીવટ હતી. તેનું મહત્ત્વ મારી કામગીરીની શરૂઆતમાં જ તેમણે પોતાની લાક્ષણિક ઢબે એક સૂત્રમાં મને સમજાવેલું. આપણને કોઈ પ્રત્યક્ષ

મળતાં નમસ્કાર કરે છે ત્યારે આપણે તરત જ સામા હાથ જોડીને તેમને નમસ્કાર કરીએ છીએ. એ જ રીતે, પત્રોનું પણ સમજો. કોઈ આપણને પત્ર લખે તે વળતા ઉત્તરની અપેક્ષા આપણી પાસે રાખે છે. દરેક પત્રનો ઉત્તર લખવાનો વિવેક આપણે દર્શાવવો જ ઘટે. કોઈ વાર કોઈ નિમંત્રણો બહુ મોડા મળતા, અને વેળાસર શુભેચ્છા મોકલવા જેટલો સમય રહેતો નહિ. તેવે વખતે જરૂર હોય તો એક્સપ્રેસ તાર કરતા. ગામમાં જ હોય તો મુદ્દામ માણસ સાથે જવાબ પહોંચાડતા.

૬

કોઈને કાંઈ કામ સોંપ્યું હોય તે એક કે બીજી મુશ્કેલીને બહાને ન બજાવી શકે ત્યારે તેમને અણગમો થતો. કામ આડે મુશ્કેલી તો હમેશાં રહેલી જ છે, પણ તેને દૂર કરવા આપણે પ્રયત્ન શું કર્યો તે જ તેઓ જોતા, અને આપણી બુદ્ધિ, શક્તિ અને વ્યાવહારિક જ્ઞાનની કસોટી એ દૃષ્ટિએ તેઓ કરતા. બુદ્ધિના અસાધારણ ઉપયોગનો એક ઐતિહાસિક દાખલો તેમણે એક વાર કહેલો.

પાણીપતના ત્રીજા યુદ્ધમાં મરાઠા સૈન્યના સેનાપતિ ભાઉ સદાશિવરાવ હતા. તેમને ભોજનમાં હમેશાં ગરમ ભાત જમવાની આખી જિંદગીની ટેવ. છાવણીમાં એક સાંજે સખ્ત વરસાદ પડ્યો. કોઈ ઠેકાણે ચૂલા સળગે નહિ. ટાઢા ભોજનથી સહુને ચલાવી લેવાનું હતું. ભાઉને ગરમ ભાત જોઈએ એ તેમનો રસોઇયો જાણે. ભોજન સમયે તેણે ભાઉને ગરમ ભાત પીરસ્યો. ભાઉને આશ્ચર્ય થયું. રસોઇયાને કહે: "અલ્યા, તેં અત્યારે ભાત શી રીતે રાંધ્યો?" રસોઇયાએ થોડે દૂર બળતી એક ચિતા બતાવી, અને તેમાંથી અંગાર કાઢી ત્યાં જ ભાત રાંધી આણ્યાની વાત તેણે કહી! રસોઇયાનું બુદ્ધિચાતુર્ય જોઈ ભાઉ રાજી થયા, અને તેને સારી બક્ષી આપી. આગળ ઉપર કેટલાંક વર્ષો પછી આ કાબેલ માણસ પોતાનાં બુદ્ધિબળ અને સમયસૂચકતાના પ્રતાપે મરાઠા સૈન્યનો એક મોટો અધિકારી બન્યો હતો એવું દાદાસાહેબે કહ્યું.

સ્વ. દાદાસાહેબે આવા અનેક પ્રસંગોમાંથી પ્રેરણા મેળવેલી, અને પોતે શીખેલા પાઠો પોતાના વર્તનમાં ઉતારવા તેઓ સદા પ્રયત્નશીલ રહેતા. બીજાની લાગણી માટે આદર (consideration) અને તેને અનુરૂપ આપણો સમાજ પ્રત્યેનો વ્યવહાર હોય એનું જ નામ સાચો ધર્મ – એ મતલબનું ટૉલ્સ્ટૉયે પોતાના એક પુસ્તકમાં ક્યાંક લખ્યું છે. સદ્ગત દાદાસાહેબના જીવનપ્રસંગોમાં આવો જ કાંઈક ધર્મ આપણને જોવા મળે છે. એમાંથી આપણે પ્રેરણા મેળવીએ એ જ આજના પુણ્ય દિવસે આપણી એમને નમ્ર અંજલિ હોય.

# મહાનુભાવતાનાં પુણ્ય સ્મરણો

**યશવંત શુક્લ**

(આચાર્ય, શ્રી હ. કા. (હરિવલ્લભદાસ કાળિદાસ) આર્ટ્સ કૉલેજ, અમદાવાદ)

૧૯૪૫માં 'ગુજરાત વિદ્યાસભા'માં હું જોડાયો ત્યા...
...અથવા કર્તવ્ય ...મરણીય દાદાસાહેબને બીજા નાગરિકો-
of duty) અને ...માનદૃષ્ટિએ જોવાને ટેવાયો હતો.
ઊંડો આદર (deep પત્રકારત્વના અધ્યાપક તરીકે વિદ્યા-
for others)–આ ...ી સાથે મારે એમને મળવાનું
કાર્યમાં જોવા મળતાં. આ પ્રસંગે હું આટલું સમજ્યો,
ગણાવેલાં સદ્ચરિતનાં લક્ષ... કહેનારે દાદાસાહેબ
બે લક્ષણોમાં સમાવી શકાય નથી. એમનું વ્યક્તિત્વ,
ખ્યાલ સતત નજર આગળ ર... ...વા પ્રકારના

હતા, કે કેવળ તેટલાથી જ મારા જેવા નાના માણસોને મૂંઝાવાનું કારણ રહે. પણ એમની વ્યવહારશૈલી એવા પ્રકારની હતી, જે સામાના વ્યક્તિત્વને પ્રગટ થવાનો અવકાશ આપે. હું એવા ઘણા પ્રસંગો યાદ કરી શકું છું, જેમાં સૂચના આપવાની સાથે સૂચનાનું રહસ્ય પણ તેઓએ સમજાવેલું. આથી સૂચના આપનાર અને લેનારનું અંતર ઓછું થતું, કોઈ એક સમાન પ્રયોજન બંનેને સાધવું હોય એવો ઘાટ નીપજી રહેતો અને સૂચના ઝીલનારનું આત્મગૌરવ અખંડિત રહેતું.

વિદ્યાસભામાં હું જોડાયો તે દિવસો સંસ્થા માટે ભારે આર્થિક કટોકટીના દિવસો હતા. મારા મિત્ર શ્રી જેઠાલાલ ગાંધી દરેક મહિનાના છેલ્લા અઠવાડિયામાં અમને સહુને ભડકાવતા, કે 'પહેલી તારીખે તમને બધાંને પગાર ચૂકવવા માટે નાણાં ક્યાંથી આવશે તેની ફિકરમાં છું.' અને છતાં મને એક પણ દિવસ યાદ આવતો નથી, જ્યારે મહિના-ની પહેલી તારીખે અમારો પગાર ન થયો હોય. પાછળ-થી શ્રી જેઠાલાલ ગાંધીની ફરિયાદો અમને અવાસ્તવિક લાગવા માંડેલી એટલી બધી વિગતેવિગતની ભારે ઓથ દાદાસાહેબની વિદ્યાસભાને હતી. તેઓ તો સદાય હસતા અને નિશ્ચિંત જ લાગતા. હમેશાં કહેતા : 'આપણે આપણું કામ બજાવ્યા કરીએ છીએ; સમાજને આપણી જરૂર નહિ હોય તો સંસ્થાને તાળું મારીને ઘેર જઈશું.' હજી સુધી દાદાસાહેબનું પુણ્ય પહોંચે છે અને સંસ્થાનાં બારણાં ખુલ્લાં જ છે.

*

પાર્લમેન્ટના સ્પીકરપદની ભારે કામગીરીમાંથી શ્વાસ ખાવાનો વખત મળતો ત્યારે દાદાસાહેબ અચૂક અમદાવાદ આવી રહેતા અને ગુજરાતભરની અનેક સંસ્થાઓની જવાબદારી પ્રત્યક્ષ સંભાળતા. પણ દિલ્હીમાં હોય ત્યારે પણ પોતાના આરામના સમયમાંથી પણ વખત કાઢીને સંસ્થાઓ સાથે પત્રવ્યવહારથી સંબંધ ચાલુ જ રાખતા. વિદ્યાસભાના નાનામાં નાના પ્રશ્ન અંગે એમને પુછાવ્યું હોય તો પણ ઘણું કરીને વળતી જ ટપાલે એમનો જવાબ આવી રહ્યો જ હોય. અને જવાબમાં પણ દૂરદૃષ્ટિ, વિવેક, અને આત્મીયતા હોય.

એક પ્રસંગે કલકત્તા જતાં વાટમાં મારે દિલ્હી એકાદ બે દિવસ રોકાવાનું હતું. મેં એમને લખ્યું, કે 'દિલ્હીમાં હોઈશ એ ગાળામાં હું ફોન કરી સમય માગી આપને મળવા આવી જઈશ.' મને એમણે તરત જ જવાબ આપ્યો, કે 'તમે મારે ત્યાં ઊતરી પણ શકો છો.' કાર્ય-સંગીઓ એમને તો કેટલા બધા હોય? પણ અદનામાં અદના સાથીને પણ એમની આત્મીયતાનો પરિચય થવાનો જ.

એવા જ એક બીજા પ્રસંગે પત્રકારત્વ અને પ્રાચીન ભારતીય સંસ્કૃતિના વિદ્યાર્થીઓની મંડળી સાથે મારે ભારતીય કલાકૃતિઓ, પુરાવશેષો આદિનું સાંસ્કૃતિક પ્રદર્શન દિલ્હીમાં ભરાયેલું તે જોવા દિલ્હી જવાનું થયેલું. દાદાસાહેબ એ દિવસોમાં અમદાવાદ આવેલા હતા. એમની સાથે આની વાત નીકળતાં તરત જ એમણે મને એવું સૂચન કર્યું, કે દિલ્હી જઈને મારે શ્રી યશવંત પંડ્યાનો સંપર્ક સાધવો. એમણે સ્વ. શ્રી પંડ્યાને પરબારો પત્ર લખીને અમને બધી અનુકૂળતા કરી આપવા લખ્યું અને મારી સાથે એવો એક પત્ર બંધાવ્યો, જેણે અનેક સ્થાનોએ 'ખુલ જા સીસમ'નું કામ આપ્યું. આ દિવસો શિયાળાના હતા એટલે સાથે પૂરતા પ્રમાણમાં પહેરવા-ઓઢવાનું રાખવાની ઝીણી સલાહ આપવાનું પણ દાદાસાહેબ ભૂલેલા નહિ. આ ઝીણી કાળજી એમની આંતરિક મોટપ-નો સંકેત હતી.

*

સંસ્થાના કામ અંગે જ્યારે પણ મારે એમને મળ-વાનું થાય ત્યારે ટેલિફોન ઉપર એમની અનુકૂળતા પૂછીને જવાનો વિવેક હું જાળવતો. એમની તબિયત સારી રહી ત્યાં સુધી તો અમદાવાદમાં હોય ત્યારે સાંજના પાંચ વાગ્યે સેવાકુટિરમાં ગમે તે વ્યક્તિ અગાઉથી કહેવડાવ્યા વિના કે પરવાનગી મેળવ્યા વિના એમને પરબારી મળી શકતી. ઘણું ખરું હું આ ગાળાનો લાભ લેવા પ્રયત્નશીલ રહેતો. પણ એક પ્રસંગે તેમણે મને કહી દીધું, કે 'સંકોચ રાખ્યા વિના ગમે ત્યારે તમારે સીધા ચાલ્યા આવવું.' અંગત કૃપા કે પક્ષપાતના સંભવના થોડાક ટકા બાજુએ કાઢતાં પણ આ પ્રસંગમાં કામની સરળ પદ્ધતિ ગોઠવીને કામનો ઉકેલ લાવવાની તેમની સૂઝનાં મને દર્શન થાય છે.

પત્રકારત્વના મારા વિદ્યાર્થીઓ સંખ્યામાં ઝાઝા નહોતા પણ યુરોપના પ્રવાસેથી દાદાસાહેબ પાછા ફર્યા ત્યારે યુરોપના અનુભવો કહેવા મેં તેમને વિદ્યાસભાના વૃત્ત-વિદ્યાવિભાગ તરફથી નિમંત્ર્યા. એમણે રમૂજથી ટકોર કરી: 'તમારા વિદ્યાર્થીઓ રિપોર્ટિંગ કેવું કરે છે તે નાણી જોવાની તક આપો તો હું આવું.' મેં શરત સ્વીકારી. તેઓ આવ્યા અને પૂરતો સમય આપીને અમને ઘણું ઘણું કહ્યું. એમાંથી જે કાંઈ ઝિલાયું, તે પાછળથી 'બુદ્ધિપ્રકાશ'માં પ્રગટ થયાનું પણ મને સ્મરણ છે. એ જ પ્રમાણે પાર્લમેન્ટરી લોકશાહી વિષે પણ એમની

અનુભવપૂત વાણીમાં અમને ઉત્તમ વિચારસામગ્રી એમણે પૂરી પાડી હતી.

આ પ્રસંગો હું એ કહેવા માટે નોંધું છું, કે વિચારની ચાલક શક્તિમાં તેમને અપાર શ્રદ્ધા હતી. તેઓ વારંવાર કહેતા, કે 'વિચાર પરિશુદ્ધ હશે તો વ્યવહાર પણ નિર્મળ બનશે.' વળી એટલા માટે નોંધું છું કે પ્રતિષ્ઠાના ઉપરચોટિયા ખયાલોથી કે પ્રવૃત્તિ, કાર્ય કે મંડળના સામાજિક મહત્ત્વની તારતમ્યબુદ્ધિથી પોતે સામેલ થવું કે ન થવું તેનું ગણિત તેઓ માંડતા નહિ.

*

૧૯૫૨ના સપ્ટેમ્બરમાં પૂ. રવિશંકર મહારાજ અને ભાઈશ્રી ઉમાશંકર જોશી સાથે પેકિંગની વિશ્વશાન્તિપરિષદમાં હાજરી આપવા માટે ચીન જવાનો પ્રસંગ મને પ્રાપ્ત થયો. દિવાળીની રજાઓ પડવાને મહિના એકની વાર હતી અને રજાઓ ખૂલતાં હું પાછો ફરી શકું એમ હતો. ચીન જવાથી મારા વિશે બહાર જે ખયાલો બંધાય તેની અસર સંસ્થાને પહોંચે એ પ્રશ્ન તો મને મૂંઝવી રહ્યો હતો જ અને છતાં સંગાથ સારો છે તો આ તક ગુમાવવી નહિ એ ગણતરી પણ હતી. અંતે જવાને પક્ષે નિર્ણય લીધો. હું કંઈ સંસ્થાના કામે જતો નહોતો એટલે નિયમના રાહે મારે ઓછામાં ઓછો એક મહિનાનો પગાર જતો કરવો પડે એ સ્પષ્ટ સમજ સાથે જ હું જતો હતો. પણ હું પાછો ફર્યો ત્યારે મને પૂરો પગાર ચૂકવાયો. મને ભારે નવાઈ લાગી. મેં જ્યારે એ વિશે ચોખવટ માગી ત્યારે જ જાણવા મળ્યું, કે નિયમના રાહે મારે જે પગારકાપ ભોગવવો પડે તેનો પ્રશ્ન દાદાસાહેબ સાથે ચર્ચાવા પામ્યો હતો અને એમણે ચુકાદો એવો આપ્યો હતો, કે 'આપણે યશવન્તભાઈને એમ કહી શકવાના છીએ કે ચીનયાત્રાથી એમને જે કંઈ અનુભવલાભ થયો હોય, તે ગાળી કાઢીને વિદ્યાર્થીઓને ભણાવજો?'

હું ચીન જઉં તેથી પણ સંસ્થાને લાભ થાય છે એમ માનવાની આ ઉદારતાએ મને ઘણું ઘણું શીખવ્યું. આવી જ ઉદાર દૃષ્ટિથી એ હમેશાં કહેતા : 'વિદ્યાસભાનો માણસ ગમે ત્યાં કામ કરતો હોય તોપણ એ વિદ્યાસભાનું જ કામ કરે છે.

*

સમાજમાં વિદ્યા કે સંસ્કારની કોઈ પ્રવૃત્તિ થતી ઘટતી હોય પણ થતી ન હોય તો તે માટે ખોટ ખમીને પણ વિદ્યાસભાએ પહેલ કરવી જોઈએ એ તેમની દૃષ્ટિ સાથે એમના વ્યવહારપટુ મિત્રો અને કાર્યસંગીઓ હમેશાં સંમત નહોતા થતા. અમુક કે તમુક પ્રવૃત્તિ અથવા તો અમુક કે તમુક વિદ્વાન યા કાર્યકર એ તો ધોળો હાથી છે એવી ટીકા પણ થતી. એ બધી ટીકા દાદાસાહેબ બરદાસ્ત કરતા, પણ પોતાની નીતિ વિસારતા નહિ—ઊલટું, ભારે કામમાંથી પણ પૂરતો વખત કાઢીને પોતાની દૃષ્ટિ સમજાવતા. ત્યારે એમની મમતા કેવળ વિદ્યાસભા નામની સંસ્થામાં બંધાયેલી છે એવું માનનારાની ભૂલ ભાંગતી. પ્રશ્નને તેઓ એની અખિલાઈમાં જોતા અને વિદ્યાસભાને નિમિત્તે ગુજરાતનું કે દેશસમસ્તનું હિત થવાનું છે એ પ્રતીતિને આધારે તેઓ નિર્ણય કરતા.

*

મહારાષ્ટ્રની સાહિત્યપરિષદે જૂના મુંબઈ રાજ્યની વિદ્યાસંસ્કારની પ્રવૃત્તિઓ કરનારી સંસ્થાઓને ભાષાવાર આન્તરરચનાના પ્રશ્નની ચર્ચા-વિચારણા કરવા માટે પોતાના તરફથી એક પ્રતિનિધિ મોકલવાનું આમંત્રણ આપેલું. આ પ્રશ્ન તે વખતે એટલી બધી ઉગ્રતાથી ચર્ચાતો હતો, કે પ્રતિનિધિ મોકલવાની લપ નહિ વહોરવામાં વધારે શાણપણ હતું. પણ વિદ્યાસભા આગળ જ્યારે એ પ્રશ્ન આવ્યો, ત્યારે પ્રશ્ન સામે આંખો મીંચવાને બદલે ખુલ્લે દિલે એ ચર્ચા લઈને સામાના વિચારો જાણવાની અને આપણા વિચારો કહેવાની તક મેળવવી એ દૃષ્ટિ તરી રહી. પ્રતિનિધિ તરીકે પસંદગી મારા ઉપર ઢળી એમાં મારી યોગ્યતા કરતાં સંસ્થાનો મારે વિશેનો પક્ષપાત જ કારણભૂત હશે. પણ આ નાજુક પ્રશ્નની ચર્ચા કરવા હું છેક કોરી સ્લેટ જેવો પૂના જઈ આવું તે યોગ્ય નહિ એમ લાગવાથી હું દાદાસાહેબને મળવા ગયો ને સંસ્થાનો કોઈ દૃષ્ટિકોણ મારે રજૂ કરવાનો હોય તો તે વિશે એમની સૂચના માગી. એમણે મને કહ્યું : 'તમે તમારા જે વિચાર હોય તે જ કહેજો; અને કહેજો, કે અમારી સંસ્થા વિદ્યાકાર્ય માટેની સંસ્થા છે અને પ્રાદેશિક ભાવ કે દ્વેષભાવમૂલક પક્ષાપક્ષીથી એ પર છે. એમ પણ કહેજો, કે તમારા વિચારો એ સંસ્થાના વિચારો નથી અને સંસ્થા એનાથી બંધાતી નથી.' મને બીક કરવાનો તો

[અનુસંધાન પૂઠા ૩ ઉપર]



'Truth is God. Therefore, follow what you believe to be true. Let your conscience be your guide. Research means pursuit of truth and requires the quality of tolerance and a judicial mind.'

*G V. Mavalankar*

પૂજ્ય દાદાસાહેબની સાતમી પુણ્યતિથિ પ્રસંગે



'આ લોકસભાના પ્રારંભમાં અને કપરા ઘડતરકાળમાં શ્રી માવળંકરે જ એક પથપ્રદર્શક દેવતાની જેમ આપણને દોર્યા છે, સહારો દીધો છે, ટોંક્યા છે ને સાચે રસ્તે રાખ્યા કર્યા છે, અને ઉચ્ચ પ્રણાલિકાઓ પાડીને આપણી લોકસભાનું જ નહિ પણ અન્ય સ્થળોના પાર્લમેન્ટરી જીવનનું ઘડતર કર્યું છે. સંસદમાં આવી પડતી કોઈ પણ પરિસ્થિતિમાં શાંતિ, સૌજન્ય અને છતાં નિશ્ચલતાથી કામ લેવાની એમની શક્તિ પર આપણે એટલો બધો આધાર રાખતા કે આ લોકસભાને એમના વિનાની આપણે કલ્પી જ શકીએ નહિ. લોકસભાનુ તે એક અવિભાજ્ય અંગ હતા, આપણને સૌને એકબીજા સાથે સાધનારી કડી હતા અને તેથી, એમના મૃત્યુથી જાણે એક પ્રણાલિકા નંદવાઈ ગઈ છે, જાણે એક સંસ્થાનો લોપ થઈ ગયો છે એમ લાગે છે. લોકસભાના એ લગભગ પિતા સમાન હતા, અને મારી ખાતરી છે કે એમનું નામ, આ લોકસભાનું ઘડતર કરીને તેના ઉપર પોતાના વ્યક્તિત્વની ઊંડી મહોર મૂકી જનાર તરીકે, દીર્ઘ કાળ સુધી તેની સાથે સંકળાએલું રહેશે.'

**પંડિત જવાહરલાલ નેહરુ**

**ભારતીય પાર્લમેન્ટના પિતા સદ્ગત ગણેશ વાસુદેવ માવળંકરની સાતમી સંવત્સરી નિમિત્તે**

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક

'ગિરનારમાં બહુ રખડ્યો છું, ઇચ્છું છું કે હજી રખડું. યુવાન બંધુઓ! સિંહબાળ ફાળ ભરતો ઉછળે, ગિરનારની શિલાઓ ઉલ્લંઘે, ઓઘડનાથને શિખરે ચ્હડી બેસે. વૃદ્ધ સિંહના તો એ અભિલાષ જ હોય; હવે તો તમને ભળાવું છું. શિખર-શિખરે ભમજો, ગુફા-ગુફાએ ભટકજો, વનવનનાં—કુંજકુંજનાં પાણી પીજો. ઇતિહાસવાહી પ્રભુને એમ પ્રીછજો.'

ન્હાનાલાલ દલપતરામ

['સોરઠી તવારીખના થર' (જૂનાગઢની બહાઉદ્દીન કૉલેજના સોશિયલ ગૅધરિંગ પ્રસંગે કવિશ્રીએ કરેલ ઉદ્બોધન) તા. ૧૪-૨-૧૯૨૮. પૃષ્ઠ-૧૦]

વર્ષ ૨
અંક ૮
માર્ચ · ૧૯૬૩
સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

# અભ્યાસ

સંપાદક : પુરુષોત્તમ ગણેશ માવળંકર

વર્ષ ૨ - અંક ૮
માર્ચ
૧૯૬૩

## અનુક્રમ

| | | |
|---|---|---|
| નૈવેદ્ય | ૨૭૩ | એ. જી. ભટ્ટ |
| રોજનીશીમાંથી | ૨૭૪ | ગણેશ વાસુદેવ માવળંકર |
| ભારત અને અમેરિકામાં મૂળભૂત અધિકારો | ૨૭૮ | હોલ્ડન ફર્મર |
| રંગભૂમિ અને પ્રેક્ષકમાનસ | ૨૮૧ | એમ. કે. ભટ્ટ |
| સુતરાઉ કાપડનો ઉદ્યોગ અને રૅશનલાઇઝેશન | ૨૮૪ | એસ. ડી. ત્રિવેદી |
| દુ:ખનો મનોવૈજ્ઞાનિક પ્રતીકાર | ૨૮૭ | બી. એન. દવે |
| નવનીત | | |
| [અર્વાચીન યુગના મહર્ષિ—ધોન્ડો કેશવ કર્વે] | ૨૮૯ | |
| [કાયદો એટલે શું?] | ૨૯૧ | |
| [જ્વાળામુખીને આરે ઊભેલું દક્ષિણ અમેરિકા] | ૨૯૨ | |
| [વિશ્વબૅંક, ઇત્યાદિ] | ૨૯૭ | |
| દેશવિદેશના પ્રવાહો | ૩૦૨ | પુરુષોત્તમ ગણેશ માવળંકર |

*

## 'અભ્યાસ' સામયિક અંગેની માહિતી

[ધિ રજિસ્ટ્રેશન ઑફ ન્યુઝપેપર્સ (સેન્ટ્રલ) રુલ્સ, ૧૯૫૬ અન્વયે (ફૉર્મ નં. ૪, રુલ નં ૮)]

૧ પ્રકાશન સ્થળ: માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧

૨ પ્રકાશન સમય: માસિક; દર મહિનાની છેલ્લી તારીખે

૩ મુદ્રકનું નામ: પુરુષોત્તમ ગણેશ માવળંકર, રાષ્ટ્રીયતા: ભારતીય. સરનામું: માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧

૪ પ્રકાશકનું નામ: પુરુષોત્તમ ગણેશ માવળંકર, રાષ્ટ્રીયતા: ભારતીય. સરનામું: માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧

૫ તંત્રીનું નામ: પુરુષોત્તમ ગણેશ માવળંકર, રાષ્ટ્રીયતા: ભારતીય. સરનામું: માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧

૬ માલિક કે માલિકોનું નામ—સરનામું: પુરુષોત્તમ ગણેશ માવળંકર, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧

હું, પુરુષોત્તમ ગણેશ માવળંકર, આથી જાહેર કરું છું કે, ઉપર જણાવેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને સમજ મુજબ સાચી છે.

પુરુષોત્તમ ગણેશ માવળંકર
પ્રકાશક

તા. ૩૧-૩-'૬૩

*

* વાર્ષિક લવાજમ રૂપિયા આઠ, છમાસિક રૂપિયા પાંચ.
* મનીઑર્ડરથી કે ચેકથી લવાજમ—પુ. ગ. માવળંકર, 'પ્રગતિ', ૧૫ મહારાષ્ટ્ર સોસાયટી, અમદાવાદ-૬ એ સરનામે—મોકલવું, તથા ચેક પુ. ગ. માવળંકરના નામનો લખવો, એવી વિનંતી છે. રૂબરૂ લવાજમ 'અભ્યાસ કાર્યાલય પર ભરી શકાશે.
* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* 'અભ્યાસ'ના પ્રથમ વર્ષના પ્રથમથી બાર અંકોના પૂરા સેટ ઉપલબ્ધ છે. સેટની કિંમત દસ રૂપિયા.

*

મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ ૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

# નૈવેદ્ય

यदा चर्मवदाकाशं वेष्टयिष्यन्ति मानवाः।
तदा देवमविज्ञाय दुःखस्यान्तो भविष्यति॥

श्वेताश्वतरोपनिषद्। ६-२०॥

**ભાવાર્થ:** જ્યારે મનુષ્યો આકાશને ચામડાની પેઠે વીંટાળશે ત્યારે દેવને–પરમાત્માને જાણ્યા વિના દુઃખનો અંત આવશે.

**નોંધ:** શ્વેતાશ્વતરોપનિષદ્‌ના આ મંત્રમાં દુઃખના નાશનો અમોઘ ઉપાય દર્શાવ્યો છે. સર્વત્ર મનુષ્યમાત્ર સ્વભાવિક રીતે સુખની પ્રાપ્તિ અને દુઃખના પરિહાર માટે યત્ન કરે છે. સામાન્ય રીતે પોતાને અનુકૂળ વસ્તુ કે પરિસ્થિતિની પ્રાપ્તિ થતાં સુખ અને પ્રતિકૂળ વસ્તુ કે પરિસ્થિતિની પ્રાપ્તિ થતાં દુઃખનો અનુભવ પ્રાણીમાત્રને થયા કરે છે. કોઈ અનુકૂળ ઘટના થતાં આનંદ થાય છે, પ્રતિકૂળ પરિસ્થિતિ રચાતાં શોક થાય છે– એવો અનુભવ મોટે ભાગે ઘણાંખરાં મનુષ્યોને થતો જોવામાં આવે છે. આ સાથે એ પણ અનુભવ થતો જોવામાં આવે છે, કે અમુક સુખની પ્રાપ્તિ થયા પછી મનુષ્ય અન્ય સુખની કે તેનાથી અધિકતર સુખની અપેક્ષા રાખે છે અને આ રીતે મોટે ભાગે તેના સુખની તૃષ્ણાની અભિવૃદ્ધિ થયા જ કરે છે. જ્યાં સુધી તૃષ્ણાનો અંત આવતો નથી ત્યાં સુધી કોઈ ને કોઈ માનસિક ક્લેશ રહ્યા જ કર્યા છે અને સંપૂર્ણ સુખનો અનુભવ થતો નથી. વળી આધિ, વ્યાધિ ને ઉપાધિ–એ ત્રણેય અથવા તે ત્રણમાંથી કોઈ એકના ત્રાસમાંથી ભાગ્યે જ કોઈ મનુષ્ય મુક્ત રહે છે. દુઃખનો જેમાં લેશ પણ ન હોય તેવા નિર્મળ સુખનો સતત અનુભવ પણ ભાગ્યે જ કોઈ દેહધારીને થાય છે. જ્યાં સુધી શરીર ટકે છે ત્યાં સુધી સંસારની પ્રિય અને અપ્રિય ઘટનાઓથી વિમુક્ત રહી શકાતું નથી. ઘડીકમાં અનુકૂળતા તો ઘડીકમાં પ્રતિકૂળતા, કોઈ વાર સ્વાધીનતા તો કોઈ વાર પરાધીનતા–આમ સુખ અને દુઃખનાં દ્વંદ્વોનો અનુભવ પ્રકાશ અને અંધકારના અનુભવની પેઠે થયા જ કરે છે. છાયા અને આતપનાં સમાં આ સાંસારિક દુઃખ અને સુખ સાપેક્ષ છે. ભર્તૃહરિ કહે છે તેમ 'प्रतीकारो व्याधेः सुखमिति विपर्यस्यति जनः।' વ્યાધિના પ્રતીકારને લોકો અવિવેકથી સુખ તરીકે માને છે.' તૃષાને ઠંડું જળ પીને શમન કરવામાં, ક્ષુધાને ભોજન વડે દૂર કરવામાં, ઉજાગરાની વ્યથાને નિદ્રા દ્વારા શમાવવામાં મનુષ્ય સુખ માને છે, જેથી સમજાય છે કે તે તૃષા વગેરે વ્યાધિનો પ્રતીકાર એ સુખ છે, એવું સુખ સંબંધી વિપરીત જ્ઞાન ધરાવે છે. તેને વાસ્તવિક સુખનો સાચો ખયાલ નથી. વ્યાધિના વિનાશને, દુઃખના નિરસનને તે સુખ માને છે. આમ, દુઃખની નિવૃત્તિ માટે લોકો સતત પરિશ્રમ કરતા જોવામાં આવે છે. પરંતુ દુઃખનો આત્યંતિક નાશ થતો નથી અને એક દુઃખ જ્યાં દૂર થાય છે કે બીજું ઉપસ્થિત થતું પણ જોવામાં આવે છે અને જીવનમાં ઘણી વાર વિપત્તિઓની પરંપરા જાગે છે. સંસારમાં એવી વિચિત્ર ઘટનાઓના અનુભવ થાય છે, કે 'न जाने संसारः किममृतमयः किं विषमयः'– એ ભર્તૃહરિની ઉક્તિ પ્રમાણે સંસાર અમૃતમય છે કે વિષમય એ સમજાતું નથી.

ઉપર દર્શાવ્યું તેમ મનુષ્યોની પ્રવૃત્તિ દુઃખના વિનાશ માટે અને સુખની પ્રાપ્તિ માટે થતી જોવામાં આવે છે. પરંતુ કોઈ પણ સાંસારિક કે દિવ્ય વિષયની પ્રાપ્તિથી દુઃખનો આત્યંતિક વિધ્વંસ થતો નથી.

ભગવદ્‌ગીતામાં દર્શાવ્યું છે તે પ્રમાણે–

मात्रास्पर्शास्तु कौन्तेय शीतोष्णसुखदुःखदाः।
आगमापायिनोऽनित्यास्तांतितिक्षस्व भारत॥ २-१४॥

ભારત! વિષયો અને ઇન્દ્રિયોના સંયોગ શીત, ઉષ્ણ અને સુખ-દુઃખને આપનારા, ઉત્પત્તિ અને નાશ પામનારા, અનિત્ય છે. તું તેમને સહન કર.

વિષયોની પ્રાપ્તિથી દુઃખનો સમૂલ વિનાશ થતો નથી. કામની તૃપ્તિ કામોપભોગથી થતી નથી.

મનુસ્મૃતિમાં દર્શાવ્યું છે તે પ્રમાણે –

न जातु कामः कामानामुपभोगेन शाम्यति।
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते।। २-९४।।

કદી પણ કામના ઉપભોગથી કામ શાંત થતો નથી, પરંતુ જેમ ઘી હોમવાથી અગ્નિ વધે છે તેમ તે અત્યંત વૃદ્ધિ પામે છે. જેમ મૃગજળની પાછળ દોડવાથી તરસ છીપતી નથી, તેમ વિષયોની પ્રાપ્તિ માટે કરેલા ભગીરથ પ્રયત્નથી દુઃખનો આત્યંતિક વિનાશ અને નિરતિશય સુખની પ્રાપ્તિ થતી નથી.

ઉપનિષદોમાં સ્થળે સ્થળે દર્શાવવામાં આવ્યું છે, કે આત્મસ્વરૂપનું અજ્ઞાન એ જ દુઃખનું મૂળ કારણ છે. જેમ વ્યાધિનું જ્યાં સુધી નિદાન થતું નથી ત્યાં સુધી તેની સાચી ચિકિત્સા થતી નથી, તેમ જ્યાં સુધી દુઃખનું મૂળ કારણ જાણવામાં આવતું નથી ત્યાં સુધી તેને દૂર કરી શકાતું નથી. સર્વ પ્રકારનાં દુઃખનું મૂળ કારણ આત્મા અને અનાત્માનો અવિવેક છે. મોટે ભાગે સહુ કોઈ શરીરને આત્મા માને છે. શરીર, ઇન્દ્રિયો, મન ને બુદ્ધિ—એ બધાંથી આત્મા જુદો છે. શરીર, ઇન્દ્રિયો વગેરે જડ છે, વિનાશી છે; અને આત્મા ચેતન છે, અવિનાશી છે. શરીર, ઇન્દ્રિયો વગેરે પર-પ્રકાશિત છે; આત્મા સ્વ-પ્રકાશ છે. શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે પ્રકૃતિના વિકારો (effects) છે; આત્મા કોઈનો વિકાર નથી. આત્માનુ સ્વરૂપ સત્, ચિત્, આનંદ છે; અને શરીર ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે તેના પ્રકાશથી પ્રકાશે છે. પરમાત્મા, જે સચ્ચિદાનંદ સ્વરૂપ છે, તે જ દરેક પ્રાણીના શરીરમાં જીવાત્મારૂપે રહેલો છે. જીવનું સાચું સ્વરૂપ પરમાત્મા, છે, શરીર નથી. શરીરને ઉદ્દેશીને 'મારું શરીર'—એવો ઉલ્લેખ થતો હોવાથી આત્મા શરીરથી જુદો છે એમ સ્પષ્ટ પ્રતીત થાય છે. એ જ રીતે 'મારી ઇન્દ્રિયો, મારું મન, મારી બુદ્ધિ'—એવા શબ્દ-પ્રયોગ થતા હોવાથી ઇન્દ્રિયો, મન તથા બુદ્ધિથી આત્મા જુદો છે એમ આપોઆપ સિદ્ધ થઈ જાય છે. આત્મા અને પરમાત્મા એક જ છે; કેમ કે ઉપર દર્શાવ્યા પ્રમાણે પરમાત્મા જ આ શરીરોને ઉત્પન્ન કરીને તેમાં જીવાત્મારૂપે પ્રવેશ્યો છે અને અમૃત તત્ત્વ છે. પરમાત્મા જ જીવમાત્રનું સાચું સ્વરૂપ છે. તે અદ્વિતીય છે અને સર્વવ્યાપક છે. જ્યાં સુધી પરમાત્મા પોતાનું સાચું સ્વરૂપ છે એ ભુલાઈ જઈ શરીર પોતાનું સ્વરૂપ છે એવું અજ્ઞાન રહ્યા કરે છે, ત્યાં સુધી દુઃખનો સમૂલ નાશ કદી પણ થતો નથી. જ્યાં સુધી આનંદસ્વરૂપ પરમાત્માને જાણ્યો નથી—પોતાના સાચા સ્વરૂપ તરીકે તેને પિછાણ્યો નથી, ત્યાં સુધી દુઃખનો નાશ શક્ય નથી. આથી આ ઉપનિષદનો મંત્ર દર્શાવે છે, કે જેમ આકાશને ચામડાની માફક વીંટાળવું કે પહેરવું શક્ય નથી, તેમ પરમાત્માને જાણ્યા વિના દુઃખનો આત્યંતિક ઉચ્છેદ કરવાનું પણ શક્ય નથી. જે આત્માને જાણે છે, તે દુઃખના સાગરને તરી જાય છે. 'तरति शोकमात्मवित्।'

[સંપાદક અને લેખક : એ. જી. ભટ્ટ, સંસ્કૃતના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

*

# રોજનીશીમાંથી

**ગણેશ વાસુદેવ માવળંકર**

### તા. ૧ સપ્ટેમ્બર ૧૯૪૭, સોમવાર

સવારે વહેલો ઊઠીને સ્નાન વગેરે આટોપીને સામાન ગોઠવ્યો અને સહુની વિદાય લઈને નીકળ્યો. દિલ્હી સ્ટેશને આવીને ૯ાના ફ્રંટિયર મેલથી વડોદરા માર્ગે અમદાવાદ જવાને નીકળ્યો. ગાડીમાં વચ્ચે વચ્ચે જે વખત મળ્યો એમાં શ્રી. વિઠ્ઠલભાઈ ચરિત્રનું હસ્તલિખિત વાંચ્યું. બપોરના ફરાળ માટે, સાંજની ચા વખતે તથા રાતે જમવામાં શ્રી. બાળાસાહેબ ખેરની સાથે જ હતો. ઘણી વાતો થઈ.

### તા. ૨ સપ્ટેમ્બર ૧૯૪૭, મંગળવાર

પરોઢિયે ૩-૪૫ના અરસામાં વડોદરા આવી પહોંચ્યો. શેઠ મગનલાલભાઈને તાર મોકલ્યો હતો પણ એ પહોંચ્યો નહિ હોય એટલે એમનો માણસ અગર મોટર આવી

નહોતી. તેથી ગામમાં જઈને ચિ. બાળાસાહેબ મહાજનને ત્યાં જવાનું થયું નહિ. સ્ટેશન પર જ કામધંધા વિના જ વખત પસાર કરવો પડ્યો!

ત્યાંથી ૬–૫૦ની લોકલમાં નીકળ્યો. ગાડીમાં સ્વ. વિઠ્ઠલભાઈ ચરિત્રનું હસ્તલિખિત આગળ વાંચ્યું. આણંદ સ્ટેશને શ્રી. ઈશ્વરભાઈ પટેલ, રાવજીભાઈ વગેરે 'ચરોતર સોસાયટી'ના મિત્રો અને ચિ. કેશવ મળ્યા.

૧૧ના અરસામાં અમદાવાદ આવ્યો. ઘેર આવીને ટપાલ જોઈને સ્નાન, જમણ વગેરે આટોપતાં ૨ વાગ્યા. પછી થોડો આરામ. બાદ પરચૂરણ કામો. ઘરના અને પ્રવાસના હિસાબો. ટ્રસ્ટફંડના હિસાબો–પત્રો વગેરે કામો. જુદાં જુદાં કામ માટે ફોન. (૧) યુનિવર્સિટી (૨) એજ્યુકેશન સોસાયટી વગેરેનાં કામો.

સાંજે શ્રી. ભગુભાઈ સૂતરિયા, છોટાલાલ સૂતરિયા, કાંતિલાલ ભોગીલાલ, કેશુભાઈ વગેરે શેઠ આણંદજી કલ્યાણજી મંડળી આવી હતી. મુંબઈ સરકારના હરિજન બિલની સામે શેઠ આણંદજી કલ્યાણજી વતી સરકારને કાગળ ગયો. એને લીધે કસ્તૂરભાઈએ પ્રમુખપદનું રાજીનામું આપ્યું. હવે આ લોકો મડાગાંઠમાં પડ્યા છે, અને શેઠે રાજીનામું પાછું ખેંચી લેવું એવી માગણી છે. એ કેવી રીતે બને?–એમ સવાલ છે. ખરું જોતાં તો આ લોકોએ આવો વિરોધ કરવો જોઇતો નહોતો. વળી, એમણે હવે વિરોધ પાછો ખેંચી લેવો એ પણ કઠણ! શેઠ કસ્તૂરભાઈને પૂછીને પછી જે હશે તે ઠરાવીશું.

પછી શ્રી. બાબુરાવ મહેતાની સાથે ફરતાં ફરતાં વાતચીત. સેવાનિવૃત્ત સબજજ શ્રી. છોટુભાઈ દેસાઈ પણ આવ્યા હતા.

પછી પ્રાર્થના. ઘણા દિવસે સહુએ ભેગાં પ્રાર્થના કરવાનો યોગ આવ્યો. .....ભોજનોત્તર વાતો અને પરચૂરણ વાચન.

### તા. ૩ સપ્ટેંબર ૧૯૪૭, બુધવાર

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રો જોયાં .... પછી પરચૂરણ કામો. અનેક કાગળો લખ્યા.

શ્રી. નરહરિભાઈ પરીખ અને પરીક્ષિતલાલભાઈ આવ્યા હતા. હરિજન આશ્રમમાં રામજી ગોપાળજી નામનો એક લુચ્ચો અને ખટપટી હરિજન હક પકડીને ઉપવાસ કરે છે. અમારા પર (ટ્રસ્ટીઓ પર) ઉપવાસનું અને લોકમતનું દબાણ લાવીને એને સ્વાર્થ સાધવો છે. પરંતુ એ અમે કેવી રીતે થવા દઇએ? એટલે આ સંબંધમાં જે જાહેર નિવેદન કરવાનું એનો મુસદ્દો મેં તૈયાર કર્યો અને તે શ્રી. નરહરિભાઈ આદિએ તપાસીને સુધાર્યો.

ચિ. નીલા (ચિ. સૌ. તાઈની દીકરી)ની આજે વર્ષગાંઠ. ૮ વર્ષ પૂરાં થઈને આજે એને ૯મું વર્ષ બેઠું. સમયની પ્રગતિ ખૂબ ઝડપથી થઈ રહી છે. ઠીક.

ભોજનોત્તર .... જોડે ચર્ચા. ... ...

પછી વિશ્રાંતિ અને પરચૂરણ વાચન. બાદ રોજનીશી લખી. ઇતર કામો. બાકી પત્રવ્યવહાર જોયો. કેટલાક કાગળો તો આશરે ૧૧ માસ પડી રહ્યા છે! ખૂબ જ વિલંબ, પણ શું કરવું?

શ્રી. નગીનદાસ પારેખ અને યશવંત શુક્લ આવ્યા હતા. 'બુદ્ધિપ્રકાશ' માટે લેખ માગતા હતા. મારી પાસે નવું એવું કહેવાનું શું છે? મારો ખાસ એવો કોઇ પણ વિષય રહ્યો છે એમ મને સાચે જ લાગતું નથી. બંધારણશાસ્ત્ર, ધારાસભા, લોકશાહી વગેરે બધી બાબતો વિષે મને હવે ઝાઝો ઉત્સાહ થતો નથી. મારો ભાર "ક્રિયા" અને "ચારિત્ર્ય" ઉપર છે. જે તે બોલે છે, પણ કરનારો કોઈ નહિ! જાહેર કામો અને તેમાંયે રાજકારણ એટલે ધાલમેલ એવો જ ખ્યાલ દેખાય છે. ચારિત્ર્યના અભાવે સ્વાતંત્ર્ય ટકવું અશક્ય. વળી લોકોને કહેવાથી કરશે એવી આશા રાખવી તે પણ મૂર્ખાઇભર્યું અને વ્યર્થ છે. પોતાના વર્તન વડે જ લોકોને શીખવી શકાય. પણ લોકોને શીખવનારા એવા આપણે પોતે કોણ મોટા?–એવો પણ વિચાર આવે છે. એટલે ઉત્તમ અને એક જ રસ્તો છે તે એ, કે આપણે આપણું કર્તવ્ય કરવું. એમાં આત્મસંતોષ અને આત્મોન્નતિ બન્ને છે. આપણે કર્તવ્ય પરાયણ હોઈએ તો એની અસર તો ચોક્કસ થવાની જ છે. એ (અસર) દેખાય કે ન પણ દેખાય. પરિણામ જોવાની ઇચ્છા એટલે જ ફળની આશા આપણે શા સારુ રાખવી? આપણું કર્તવ્ય નિરપેક્ષ (absolute) છે, સાપેક્ષ (relative) નહિ "कर्मण्येवाऽधिकारस्ते"–એ ભગવદુક્તિનું આ જ રહસ્ય છે. "स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः।"

પછી શ્રી. રમણલાલ મશરૂવાળા અને એમના પિતાશ્રી આવ્યા હતા. ઇન્કમટૅક્સની બાબતમાં મધ્યસ્થ સરકારે બ્રહ્મદેશમાં ૧૯૪૧–'૪૨ની સાલમાં જાપાનિસ લોકોના હાથમાં ગયેલા માલની બાબતમાં નફો ન ગણતાં કરની ગણતરી કરવી જોઈએ–એ મુદ્દો સરકારની નજર પર મારે લાવવો એવું એમનું કહેવાનુ હતું. મેં એ માન્ય રાખ્યું છે.

પછી શ્રી. કેશવરામ શાસ્ત્રી આવ્યા હતા. તા. ૩૦ ઑગસ્ટની ગુજરાત વિદ્યાસભાની સામાન્ય સભાની હકીકત એમણે કહી.

પછી હરિજન આગેવાન શ્રી. મૂળદાસ અને અન્ય લોકો આવ્યા હતા. આશ્રમમાં ગમજીએ શરૂ કરેલા ઉપવાસ વિષે પોતાની વાત કહેવા સારુ આવ્યા હતા. મેં એમને મારી ભૂમિકા જણાવી અને સ્પષ્ટ કહ્યું, કે ઉપવાસના દબાણથી અમારી ન્યાય્ય ભૂમિકા છોડવાને હું તૈયાર નથી. સહાનુભૂતિથી વિચાર કરવા માટે હું ગમે તે ક્ષણે પણ તૈયાર છું.

ચિ. બાપુ આજે ગુજરાત મેલથી મુંબઈ રવાના થયો ઘરના લોકો એને સ્ટેશને મૂકવા ગયા હતા. જમવામાં હું એકલો જ હતો. શ્રી. મામાસાહેબ ફડકે રાતે મુકામ માટે અહીં જ આવ્યા હતા. એમની સાથે વાતો.

ભોજનોત્તર શ્રી. ખેર (કૅલિકો મિલના) આવ્યા હતા. વાતોચીતો. હિંદુસ્તાનનું આર્થિક ધોરણ શું હોવું ઘટે અને ક્યાં ભૂલ થાય છે એ વિષે ખેરે પોતાના વિચારો કહ્યા, જે ઉદ્બોધક હતા.

પછી પરચૂરણ વાચન અને વિશ્રાંતિ.

## તા. ૪ સપ્ટેંબર ૧૯૪૭, ગુરુવાર

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રો. રોજનીશીનું લેખન. પછી કાગળો. લઘુલેખક નહિ હોવાથી આ કામમાં બહુ જ વખત જાય છે. પણ ઉપાય નથી. ત્રણ લવાદી કામો (મિલ વિ. મ્યુનિ. અને કુબેરદાસવાળાં બે) કર્યાં. એમના હિસાબો કરીને ખર્ચના પૈસા કાપીને બાકી રકમોના ચેક આપ્યા. એ કામમાં ઠીક ઠીક વખત ગયો.

શ્રી. વિક્રમ સારાભાઈ એમની Research Laboratoryની યોજના માટે આવ્યા હતા. એમની સાથે ચર્ચા કરી. અગાઉનો પત્રવ્યવહાર તેઓ મોકલવાના છે. એ જોઈને પછી ફરી જરૂર જણાય તો ચર્ચા.

ભોજનોત્તર પરચૂરણ વાચન અને આરામ. ૨॥ થી ૩॥ શેઠ કસ્તૂરભાઈ લાલભાઈ જોડે બેસીને સર્વેયર શ્રી. ચિમનલાલ દેસાઈ જોડે નગરશેઠ લવાદનામાની ચર્ચા અને સૂચનાઓ. પછી થોડી વાતો. ૩॥ થી ૪॥ શેઠ અમૃતલાલ પણ આવ્યા, અને પછી અમે ત્રણેએ વિશ્વવિદ્યાલય માટે કરવાના ફાળાનો વિચાર કર્યો. શેઠ નવીનચંદ્ર મફતલાલ પાસે ફરી એક વાર માગણી કરવાની, પણ હવે વધુ રાહ ન જોતાં કામ શરૂ કરીને નામો અને લવાજમો નોંધતા જવાનું.

પછી પરચૂરણ કામો. શ્રી. ચિટણીસ જોડે બેસીને હિસાબો. ઈશ્વરલાલ જોડે ટ્રસ્ટનાં કામો, વગેરે.

શ્રી. સૌ. ત્રિલોકેકર અને ઇંદુમતી મહેતા ડૉ. બેસંટની શતાબ્દીઉત્સવને વખતે–તા. ૧ ઑક્ટોબરે–હું પ્રમુખ બનુ એમ કહેવાને આવ્યા હતાં. મે શરતી સ્વીકાર કર્યો છે.

શ્રી. કુબેરદાસ મોદી આવ્યા હતા. 'એજ્યુકેશન સોસાયટી'ને એમણે લખેલા કાગળ મુજબ દસ્તાવેજ કરી આપવાને તેઓ તૈયાર છે. સાંજે મોડેથી શ્રી. ચિમનલાલ મોદી અને મોહનલાલ શાહ પણ આવ્યા હતા. તેઓ પણ કબૂલ છે.

શ્રી. મણિલાલ શાહ (મ્યુનિસિપલ પ્રેસિડેન્ટ) આવ્યા હતા. મ્યુનિસિપાલિટીમાં પોતે કંટાળી ગયા હોવાનું કહેતા હતા. જો તેમ હોય તો રાજીનામું (પ્રમુખપદનું) આપવાની સલાહ મેં આપી. કાં તો પક્ષના લોકોએ વાત સાંભળવી, નહિ તો પોતે છેવટે છૂટા થવું એ સિવાય રસ્તો નથી. પરતુ એ રીતે શ્રી. કાનજીભાઈ રાજીનામું આપવા દેતા નથી એમ એમનું કહેવાનું થયું, આ સાચું હોય તોપણ મણિલાલને પોતાને જ ખરેખર વૈરાગ્ય આવ્યો છે એમ લાગતું નથી. ખેર !

શ્રી. ચૈનાની મળવા આવ્યા હતા. તેઓ ન્યાયખાતામાંથી મુલકી ખાતામાં જાય છે. મધ્ય વિભાગના કમિશનર તરીકે એમને પૂના ખાતે નીમવાના છે. મારો અભિપ્રાય એમણે પૂછ્યો. લોકહિતની દૃષ્ટિથી આ યોગ્ય છે એમ મેં કહ્યું. શેઠ રતિલાલ પટેલ અને એમના ભાઈ આવ્યા

હતા. નડિયાદના ટાઉન હૉલ વિષેના એમના ટ્રસ્ટડીડના કામ પૈકી કેટલુંક બાકી છે એમ કહેતા હતા.

રાતે ભોજનોત્તર થોડી વાતો. પછી પરચૂરણ વાચન અને વિશ્રાંતિ.

સવારે શ્રી. શેવડે (વકીલ) અને પાનસરે મળ્યા હતા. શ્રી. બાબુરાવ પુસાળકર મુંબઈમાં ખૂબ માંદા છે અને મને મળવાની એમની ઇચ્છા છે એમ કહેતા હતા. એક વાર જવું જોઈશે.

## તા. ૫ સપ્ટેંબર ૧૯૪૯, શુક્રવાર

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રવાચન. રોજનીશીલેખન. પછી એજ્યુકેશન સોસાયટી અને યુનિવર્સિટીની બાબતમાં ટેલિફોન પર ચર્ચા (શેઠ અમૃતલાલ અને શેઠ કસ્તૂરભાઈ). પત્રો લખાવ્યા. શ્રી. વિક્રમ સારાભાઈએ Physical Research Laboratory વિષે યોજના આપી છે તે વાંચીને ટાંચણ કર્યું.

ભોજનોત્તર પરચૂરણ વાચન અને આરામ. ટપાલ—આવેલી અને જનારી. ખંભાતના નવાબને આજે કાગળ લખીને એમના રાજ્યમાં કોમી વિખવાદ ઊભો ન થવા દેવા વિષે વિનંતી કરી. એ કાગળની નકલ સરદાર વલ્લભભાઈ ને મોકલી.

બાકી પત્રવ્યવહાર અને કાગળો ઉથલાવી જોયા, અને નિકાલ કરવાના ઉદ્દેશથી પસંદગી કરી. રોજ આ કામ થોડું થોડું જોવું પડશે. ઠીક.

૪ થી ૫ા શ્રી. વિક્રમ સારાભાઈ અને મજમુદાર આવ્યા હતા. Research Laboratory વિષે ચર્ચા કરીને મુદ્દાઓ નક્કી કર્યા. પછી ચા, શૌચ.

૪–૪૫ થી ૭ સુધી એજ્યુકેશન સોસાયટીની ગવર્નિંગ બૉડીની સભા. શ્રી. કુબેરદાસનું દાન સ્વીકારવાનો ઠરાવ આજે થયો. આનાથી સોસાયટીને આશરે ૬–૭ લાખ રૂપિયા મળશે. એક મોટું કામ થયું. સોસાયટીમાં ઓછા વ્યાજે પૈસા રોકવા—એ સૂચના શેઠ કસ્તૂરભાઈને માન્ય નથી. મને એમની વાત ગળે ઊતરતી નથી. સોસાયટીની રકમો કોઈ ખાનગી વ્યક્તિ પાસે રાખવી નહિ એ બરાબર; પણ સોસાયટી પાસે ઓછા વ્યાજે રાખવામાં શો વાંધો હોય? એમના અભિપ્રાય મુજબ આ વેપાર થયો? કેવી રીતે? મને તો લાગે છે, કે "એક પંથ ઔર દો કામ." વગર વ્યાજે રકમ લેવી—એ અંગે તેઓ સંમત છે. મને લાગે છે, કે એમની મુખ્ય નજર પૈસા રોકનારો ભવિષ્યમાં ક્યારેક વહેલો-મોડો મુશ્કેલીમાં આવવાનો સંભવ એટલે વગર વ્યાજે એવી રકમ એ થોડીક જ રોકે તેથી એ રકમને નુકસાન પહોંચ્યું તો ઝાઝું દુઃખ થવાનું કારણ નહિ. મને આ વિચારસરણી ગળે ઊતરતી નથી.

શેઠ આણંદજી કલ્યાણજી પેઢીના પ્રમુખપદનું શેઠ કસ્તૂરભાઈએ રાજીનામું આપ્યું એની વાત પણ કાઢી હતી. એ વિષે નિરાંતે આવતી કાલે વાત કરીશું.

૭ થી ૮ા રોટરી ક્લબમાં ભાષણ કરવાને ગયો. ગુજરાતીમાં જ બોલ્યો. Implications of Independence એ વિષય હતો. સ્વરાજ્ય આવ્યું તે હજી આપણા મનની અંદર ઠસાયેલું દેખાતું નથી, સ્વરાજ્ય પહેલાંની પરિસ્થિતિમાં જ આપણે હજી છીએ. સ્વરાજ્યની સમજ એટલે દરેક નાગરિક નૈતિક, ન્યાયવૃત્તિથી વર્તનારો થવો જોઈએ. સમાજના હિતમાં જ વ્યક્તિગત હિત છે એ દરેકના મનમાં ઊતરવું જોઈએ. આ મારા મુખ્ય મુદ્દાઓ હતા. સ્વાતંત્ર્ય એટલે હક્ક નહિ પણ જવાબદારી છે એમ સમજવું ઘટે. ઠીક.

સાંજે શ્રી. નરહરિ પરીખ આવ્યા હતા. આશ્રમ ગૌશાળાનું ટ્રસ્ટડીડ સુધારો કરવા સારુ આપી ગયા. હરિજન આશ્રમના રામજીએ ઉપવાસ છોડી દીધાનું પણ એમણે જણાવ્યું.

રાતે બંગલે આવીને ભોજન. પ્રાર્થના. પરચૂરણ વાચન.

(ક્રમશઃ)

*

# ભારત અને અમેરિકામાં મૂળભૂત અધિકારો

હૉલ્ડન ફર્બર

[અમેરિકાની પેન્સિલવેનિયા યુનિવર્સિટીમાંના ઇતિહાસના અધ્યાપક ડૉ. હૉલ્ડન ફર્બરે તા. ૧૭ ડિસેમ્બર ૧૯૬૨ને રોજ એલ ડી. આર્ટસ કૉલેજના નવા મકાન 'નૉન રેસિડેન્ટ સ્ટુડન્ટ્સ વેલફેર સેન્ટર'ના હૉલમાં ઉપરોક્ત વિષય પર એક ઘણું સુંદર પ્રવચન આપ્યું તેનું ગુજરાતી રૂપાંતર]

મને આજે આ હૉલમાં બોલતા ઘણી ખુશી ઉપજે છે એનું કારણ એ છે, કે આ મકાન બાંધવા પાછળ જ્ઞાન સાથે રમતગમતની જે ભાવના રહેલી છે તે પ્રશંસનીય છે. આજની દુનિયામાં જ્ઞાન સાથે ગમ્મતનો સુભગ સુમેળ ભાગ્યે જ જોવા મળે છે. તમારી કૉલેજે કરેલો આ પ્રયાસ આદરણીય છે. તે માટે હું પ્રિન્સિપાલ માવળંકર અને તમને સહુને ધન્યવાદ આપું છું.

તમારા પ્રિન્સિપાલે મને મૂળભૂત અધિકારો વિષે બોલવાનું કહ્યું છે. આ એ મૂળભૂત અધિકારો છે, જે યુનો, યુ. એસ. એ., ભારત અને બીજા અન્ય દેશોમાં મૂળભૂત હક્કો તરીકે માન્ય છે. આ હક્કો માનવ હક્કો (Human Rights) તરીકે પણ ઓળખાય છે.

ડિસે.ની ૧૦મી તારીખે એટલે કે ગયા સોમવારે જ આપણે દુનિયાભરમાં માનવહક્કદિન (Human Rights Day) ઉજવ્યો. આ એ દિવસ છે, જ્યારે માનવહક્કોને યુનોની સંસ્થાએ પણ પોતાના હક્કપત્રમાં માન્ય રાખ્યા છે. ડિસે.ની ૧૫મી તારીખે યુ. એસ. એ.નો માનવહક્કદિન છે, જે એ દિવસ ઉપર જ ઉજવાયો. ૧૭૯૧ના ડિસે.ની ૧૫મીએ ૧૭૮૭ના અમેરિકન બંધારણમાં Bill of Rightsને લગતા દસ સુધારાઓ ઉમેરવામાં આવ્યા. આ બધા જ સુધારાઓ મૂળભૂત હક્કોને લગતા હતા. ૧૯૬૨ના ડિસે.ની ૧૫મી તારીખે પ્રમુખ જૉન કેનેડીએ એક ઢંઢેરો બહાર પાડ્યો છે અને તેમાં માનવહક્કોનું મહત્ત્વ આજની દુન્વયી પરિસ્થિતિના પ્રકાશમાં ખૂબીથી સમજાવ્યું છે. તેમાં તેઓએ અમેરિકાના ભૂતપૂર્વ પ્રમુખ સદ્‌ગત ફ્રેન્કલિન રૂઝવેલ્ટનાં પત્ની સદ્‌ગત શ્રીમતી એલીનોર રૂઝવેલ્ટના માનવહક્કોને લગતા કાર્યને બિરદાવ્યું છે. પ્રમુખે તેઓશ્રીના આ ક્ષેત્રમાં અથાગ પ્રયત્ન અને મહેનતને બિરદાવતા કહ્યું, કે આપણે સર્વેએ આપણા દેશના નાગરિક તરીકે આ કાર્યનો ભાર ઉપાડવો જરૂરી છે.

હવે આપણે અમેરિકન Bill of Rights અને ભારતીય મૂળભૂત હક્કો કે જે ભારતના બંધારણના ત્રીજા વિભાગમાં આપવામાં આવ્યા છે તેમની સરખામણી કરીએ. જો કે આમાંના કેટલાક મૂળભૂત હક્કો ઉપર આજની કટોકટીની પરિસ્થિતિમાં કાપ જરૂર મૂકવામાં આવ્યો છે, પરન્તુ દેશમાં જ્યારે કટોકટીની પરિસ્થિતિ હોય ત્યારે નાગરિકોના મૂળભૂત હક્કો ભોગવવાના સ્વાતંત્ર્ય પર થોડો કાપ મુકાય એ જરૂરી છે, હિતાવહ છે.

(૧) સહુ પ્રથમ અમેરિકન અને ભારતીય મૂળભૂત હક્કોમાં જે તફાવત આપણને જોવા મળે છે તે તેનાં પાનાંઓની સંખ્યામાં છે. અમેરિકન Bill of Rights-ને લગતા દસે દસ સુધારાઓ માત્ર એક જ પાનાંમાં સમાવી શકાય છે એટલે કે અમેરિકન મૂળભૂત હક્કો વિષેનું લખાણ માત્ર એક જ પાનાનું છે, જ્યારે ભારતીય મૂળભૂત હક્કો બંધારણના ત્રીજા વિભાગમાં લખાયેલા છે અને તે કેટલાય પાનાઓમાં લખાયેલા છે. મારી પાસે ભારતના બંધારણનું આ પુસ્તક છે; અને તમે જોઈ શકશો, કે આ કેવડું મોટું પુસ્તક છે!! પરન્તુ તેની પાછળ પણ કારણો છે જ. આજે આપણે એવી દુનિયામાં જીવીએ છીએ, જેમાં આપણે અનેક પ્રશ્નોનો અનેક દૃષ્ટિબિંદુથી વિચાર કરવાનો હોય છે. તેથી સ્વાભાવિક છે, કે ૨૦મી સદીમાં ઘડાયેલું ભારતનું બંધારણ એ ઘણું જ અટપટું હોય. ભારતીય મૂળભૂત હક્કો પણ એ કારણે જ અટપટા છે.

(૨) અમેરિકન Bill of Rights અને ભારતીય મૂળભૂત હક્કો—એ બન્નેને બ્રિટિશ બંધારણીય ઇતિહાસમાંથી વારસો મળેલો છે. એટલે કે ૧૭મી અને ૧૮મી સદીના બ્રિટનના ઇતિહાસમાંથી વારસારૂપે મળેલા આ માનવહક્કો છે. તેથી બ્રિટન, અમેરિકા અને

ભારતના મૂળભૂત હક્કોનો મૂળ પાયો બ્રિટનનો ૧૭મી અને ૧૮મી સદીનો બંધારણીય ઇતિહાસ છે.

દા. ત. :–(અ) ઇંગ્લેન્ડમાં Rule of Lawનું ચલણ છે. ફ્રાંસમાં વિશિષ્ટ પ્રકારના કાયદા–Administrative Law–નું ચલણ છે. ભારત તેમજ અમેરિકા પણ આ Rule of Lawને અનુસરે છે. આ Rule of Law એટલે દરેક બાબતનો કાયદાના નિયમાનુસાર જ વિચાર થવો ઘટે, તેમાં કોઈ જાતની છૂટછાટ કે અપવાદને સ્થાન ન હોય.

(આ) ન્યાયતંત્ર :– ઇંગ્લેન્ડમાં ન્યાયાધીશોની વરણી તેમના ઉચ્ચ ગુણો અને હોંશિયારી પર થાય છે. તેમની બીનલાંચરુશવતવૃત્તિને પણ ખ્યાલમાં લેવાય છે. એક વખત ન્યાયાધીશોની વરણી થયા બાદ તેમને તેમના હોદ્દા પરથી ખસેડી શકાતા નથી. આથી ન્યાયાધીશો ન્યાયાલયમાં મૂળભૂત હક્કોનું રક્ષણ કરતાં અચકાતા નથી. મૂળભૂત હક્કોને ભોગવવા માટે પણ બિનપક્ષી (impartial) ન્યાયતંત્ર જરૂરી છે. ભારત અને અમેરિકામાં પણ ન્યાયતંત્રની સર્વોચ્ચતાનો આ સિદ્ધાંત અપનાવાયો છે.

(૩) Due Process of Law :– દરેક કાર્ય યોગ્ય કાયદાનુસાર જ થવું જોઈએ. આ Due Process of Law પાછળ લાંબો ઇતિહાસ છે. દરેક કાર્ય કાયદાના નિયમાનુસાર યોગ્ય રીતે જ થવું જોઈએ. ભારત અને અમેરિકામાં તેથી કાયદાને વધુ મહત્ત્વ અપાય છે. બિનપક્ષી ન્યાયતંત્ર અને કાયદાની રૂએ કાર્ય દેશને આપખુદી વિચારધારા અને અન્યાયી વાતાવરણથી દૂર રાખે છે.

હવે આપણે બંને દેશોના હક્કો વિષે કેટલીક વિશિષ્ટ સરખામણી કરીએ :–

(૧) યુ. એસ. એ.નું Bill of Rights ટૂંકુંટચ અને નાનું છે. એક જ પાનામાં દસે દસ હક્કોનો સમાવેશ થઈ જાય છે. તેથી આ હક્કો વરિષ્ઠ અદાલત સમક્ષ ન્યાયકીય અર્થઘટન (Judicial interpretation) માટે વારંવાર આવે છે. તેથી આ હક્કોને સમય અનુસાર સ્વરૂપ આપવાનું કાર્ય અમેરિકન વરિષ્ટ અદાલત કરે છે. ભારતીય મૂળભૂત હક્કો, જે ભારતના બંધારણના ત્રીજા વિભાગમાં આપવામાં આવ્યા છે, તે ઘણા જ લંબાણપૂર્વક હોવાથી આ માનવહક્કોને સમયાનુસાર વારંવાર સ્વરૂપ આપવાનું કાર્ય ભારતીય વરિષ્ટ અદાલતને કરવું પડતું નથી.

(૨) રાજ્યશાસ્ત્રના દૃષ્ટિકોણથી જોઈએ તો યુ.એસ. એ.માં સમવાયતંત્રી સરકાર છે. આ જાતની સરકારની સ્થાપના ક્રાંતિકારી સમયમાં થઈ છે. સંસ્થાનોમાં રહેતા જુદા જુદા લોકો ભેગા થયા. ઇંગ્લેન્ડની રાજકીય સત્તા સામે ટકવાના બળ રૂપે તેઓ ભેગા મળ્યા અને સમવાયતંત્રી સરકાર સ્થાપી.

ભારતમાં તેનાથી તદ્દન વિરુદ્ધની જ પરિસ્થિતિ છે. ભારતનો ઇતિહાસ તપાસીશું તો જણાશે, કે ભારતમાં લગભગ ૮૦ વર્ષ ઉપર એકહથ્થુ, એકતંત્રી, કેન્દ્રીય અને નોકરશાહી (centralised, unified & bureaucratic) સરકારની સ્થાપના થઈ. ત્યારબાદ થોડા સમયમાં પ્રાંતીય સરકાર (provincial autonomy) આવી. પછી હાલની સ્વતંત્રતા, જેમાં મધ્યસ્થ સરકાર અને રાજ્ય સરકારના સંબંધોની સ્થાપના કરવામાં આવી, તેથી કેન્દ્રીય ભારતને વિકેન્દ્રીય બનાવી સમવાયતંત્રી સરકાર રચાઈ છે.

(૩) અમેરિકન ન્યાયાલયો રાજ્ય-ન્યાયાલયો કરતાં સમવાયી ન્યાયાલયો છે. એનું પણ મહત્ત્વ છે. દરેક રાજ્યને પોતાના મૂળભૂત હક્કો હોય છે, જે તેમના બંધારણમાં આપ્યા હોય છે. આ દરેક રાજ્યના મૂળભૂત હક્કોની ખાતરી (ગૅરંટી) સમવાયી સંસદ (Federal Legislature) એટલે કે કૉંગ્રેસ અને સમવાયી ન્યાયાલયો (Federal Courts)ને આપવી પડે છે. કૉંગ્રેસ એવો કોઈ કાયદો ન ઘડી શકે, જે પ્રજાના મૂળભૂત હક્કો છીનવી લેતો હોય. દા. ત., ધાર્મિક સ્વતંત્રતા. કોઈ પણ વ્યક્તિનું વ્યક્તિસ્વાતંત્ર્ય ધાર્મિક બાબતમાં છીનવી લેવાનો કે તેના પર કાપ મૂકવાનો કાયદો કૉંગ્રેસ ઘડી ન શકે.

(૪) વાણીસ્વાતંત્ર્ય અને છાપખાનાંનું સ્વાતંત્ર્ય :– આ બંને હક્કોની બાબતમાં બંને દેશનાં બંધારણો લગભગ સરખાં છે–શબ્દોની બાબતમાં અને ચુકાદાની બાબતમાં પણ.

(૫) Due Process of Law :– કોઈ પણ

વ્યક્તિને ગુના વગર પકડી ન શકાય. તેને ગુનામાંથી છૂટવા માટે પોતાનો કેસ લડવાની છૂટ આપવી. નાના-મોટા અધિકાર જોયા વગર, દરેક વ્યક્તિને, પોતાની જાત કે હોદ્દાને માન આપ્યા વગર, તેના ગુના માટે public trial આપવી પડે છે. આ બાબતમાં પણ ભારતીય બંધારણનો ત્રીજો વિભાગ અને અમેરિકન બંધારણનો પાંચમો સુધારો ઘણાખરા સરખા છે

(૬) ભેગા મળવાનો અધિકાર (Right to assemble):– અમેરિકામાં અને ભારતમાં આ અધિકાર અપાયો છે. પરન્તુ અમેરિકન અને ભારતીય Bill of Rightsના આ અધિકારમાં ફેર છે. અમેરિકન Bill of Rights એ ૧૮મી સદીનુ ઘડતર છે. ૧૮મી સદીનો સમય ક્રાન્તિકારી સમય હતો. ઇંગ્લેન્ડના હાથમાંથી મુક્ત થયા હોવા છતાં પોતાના સ્વાતન્ત્ર્ય વિષે દેશવાસીઓને હજી દહેશત હતી. રખેને મહામૂલી સ્વતન્ત્રતા ભયમા મુકાય!! તેથી બંધારણના ઘડવૈયાઓએ લોકોને શસ્ત્રસહિત ભેગા મળવાનો અધિકાર આપ્યો. એટલું જ નહિ પણ શસ્ત્ર રાખવાનો પણ અધિકાર આપ્યો. આમ, શસ્ત્ર રાખવા અને શસ્ત્રસહિત મળવુ એ અમેરિકામાં ગુનો નથી, કાયદેસર પગલું છે. આમ છતાં, પરવાના, ઇજારા વગેરે બાબતમા તો જે પરિસ્થિતિ ભારતમાં તેવી જ અમેરિકામા. ભારતીય બંધારણ ભેગા મળવાનો અધિકાર આપે છે, પણ શસ્ત્ર વગર. ભારતીય અને અમેરિકન અધિકારમાં આટલો તફાવત!!

આ અધિકારનો અર્થ એમ ન ઘટાવી શકાય, કે અમેરિકામા મન ફાવે તેમ શસ્ત્રો ખરીદી, વેચી, વાપરી શકાય છે. આ કાર્યો તો કાયદાની રૂએ જ થાય છે. તેથી આ બાબતમાં ભારત અને અમેરિકા એક રીતે જોતાં તો નજદીક છે.

(૭) ધાર્મિક સ્વતંત્રતા:– બંને બંધારણોમાં આ સ્વતંત્રતા આપવામા આવી છે. પરંતુ ભારતમાં અમેરિકા કરતાં ધાર્મિક પ્રશ્નો ઘણા અને અટપટા હોવાથી ભારતીય બંધારણની ભાષા અમેરિકન બંધારણની ભાષા કરતાં ઘણી અટપટી (complicated) છે. તેથી ધાર્મિક કેળવણી એ ભારતમા વિશાળ અને અટપટો વિષય બની ગયો છે.

(૮) મિલકત અધિકાર:– બંને દેશોમાં આ અધિકાર અપાયો છે. અમેરિકામાં આ અધિકાર તદ્દન સાદો અને સરળ છે. તેનું કારણ પણ સમય. ૧૮મી સદીમાં મિલકતનો સંચય ગમે તેટલા પ્રમાણમાં થઈ શકતો હતો. તેથી અમેરિકામાં લોકો ખાનગી મિલકતનો આ અધિકાર સુંદર રીતે ભોગવે છે.

ભારતમાં પણ આ અધિકાર આપવામાં આવ્યો છે. પરન્તુ જમીનદારી પદ્ધતિ, જમીનને લગતા સુધારાઓ, સામાજિક દૂષણોનો નિકાલ વગેરેના એટલા છાંટા ઊડ્યા છે કે એમણે ભારતના મિલકત હકને ધક્કો છે. જમીનદારી પદ્ધતિ અને તેમાંથી ઉદ્‌ભવતાં અનેક દૂષણો અને ગેરફાયદાઓએ ભારતના પ્રજાજનને અપાયેલા મિલકત હક પર અનેક નિયંત્રણો મૂકવાની ફરજ પાડી. ભારતીય આર્થિક અને સામાજિક પરિસ્થિતિને લક્ષમાં રાખીને ૩૧મી કલમમાં અનેક સુધારાઓ કરવામાં આવ્યા છે. તેથી ભારતીય પ્રજા આ અધિકાર ભોગવે છે ખરી, પણ સંપૂર્ણતયા નહિ.

## 'યુનો'નું હક્કપત્ર

હવે હુ બે બોલ 'યુનો'ના હક્કપત્ર વિષે કહીશ.

માનવહક્કનુ મહત્ત્વ એટલું બધુ છે, કે યુનો જેવી આંતરરાષ્ટ્રીય સંસ્થાએ પણ ૩૦ કલમોમાં લખાયેલા માનવહક્ક માનવજાતને આપ્યા છે. યુનોએ આપેલા મૂળભૂત હક્કો, યુ.એસ.એ.એ આપેલા મૂળભૂત અધિકારો કરતા સવિશેષ લાંબા છે, પણ ભારતના કરતાં ટૂંકા છે. એ મૂળભૂત અધિકારો વધુ લંબાણપૂર્વક લખાયેલા છે, કારણ કે આ અધિકારોનું અમલીકરણ યુનો નથી કરી શકતી. એ હક્કોના અમલીકરણનો આધાર રાષ્ટ્ર–રાજ્યો પર છે, જેઓ આ અધિકારોને માન્ય રાખી, અમલ પણ કરે છે.

એક રીતે એથી જરૂર એમ કહી શકાય, કે યુનોના હક્કપત્ર અને ભારતના બંધારણમાં આપવામાં આવેલા રાજનીતિના માર્ગદર્શક સિદ્ધાંતો (Directive Principles of State Policy)માં ફેર નથી. બંને પવિત્ર આદર્શો રજૂ કરે છે, બંને ખાસ સંસ્થા વડે ઘડાયા છે છતાં એને અમલમાં મૂકી શકનાર કોઈ સત્તા નથી. બંનેનું ઉલ્લંઘન થાય તો નથી કોઈ ન્યાયાલયને સત્તા કે એ આદર્શના ઉલ્લંઘન માટે કોઈને શિક્ષાપાત્ર ઠરાવી શિક્ષા કરી શકે!

જો આમ જ હોય, તો આપણને પ્રશ્ન થાય છે કે આવા આદર્શો શા ખપના? આ આદર્શોની પણ કિંમત છે. રાષ્ટ્ર–રાજ્યોના હક્કપત્રમાં સુધારાની ગરજ સારતું અને રાષ્ટ્ર–રાજ્યો કેટલે અંશે માનવહક્કને માન આપે છે તેની તુલના કરતું આ 'યુનો'નું હક્કપત્ર એ સાધન છે.

રોજની હજારો ટપાલો યુનોના સચિવાલયમાં આવે છે. આ ટપાલો શેને લગતી છે તે જાણો છો? આ ટપાલો ફરિયાદો છે, તમારા, મારા જેવાઓએ લખેલી આ ફરિયાદો હોય છે, જેમાં તેઓ પોતાની રાષ્ટ્ર-સરકાર કયા મૂળભૂત હક્કોને કેટલે અંશે માન આપે છે અને કેટલે અંશે તથા કેવી રીતે છીનવી લે છે તેનું બયાન સેક્રેટરી-જનરલ પર કરે છે. સેક્રેટરી જનરલ શું કરી શકે? આ ફરિયાદોનું નિરાકરણ કેમ લાવી શકે? તેમની પાસે એવી કોઈ સત્તા નથી, જેથી તેઓ રાજ્ય–સરકારોને મૂળભૂત અધિકારોને માન આપવા માટે ફરજ પાડી શકે. હા, સેક્રેટરી–જનરલ પાસે એક ઉપાય છે. તેઓ જે જે દેશોની ફરિયાદો આવી હોય, તે તે દેશો ઉપર તે ટપાલો રવાના કરે છે અને તે બાબતમાં ઘટતું કરવાનું સૂચન કરે છે. આથી રાષ્ટ્ર–રાજ્યોને પણ ખ્યાલ આવે છે, કે પ્રજાના મૂળભૂત હક્કોના ઉલ્લંઘન વિષે યુનો અજાણ નથી.

મને લાગે છે, કે યુનોનું આ કાર્ય પણ ઓછું મહત્ત્વનું તો નથી જ. બધા દેશોના અધિકારના ઉપભોગ પર કડક આંખ રાખવી એ યુનોની લાક્ષણિકતા છે.

હવે મારી વીસ મિનિટ પૂરી થવા આવી છે એટલે મારે અટકવું જોઈએ.

*

# રંગભૂમિ અને પ્રેક્ષકમાનસ

એમ. કે. ભટ્ટ
(તત્ત્વજ્ઞાન અને મનોવિજ્ઞાનના અધ્યાપક, ડી. કે. વી. કૉલેજ, જામનગર)

## નાટકની ઉત્પત્તિ

નાટકની લૌકિક ઉત્પત્તિ વિષે વિવિધ મતો પ્રવર્તે છે.[1] ડૉ. રિજવેના મંતવ્ય મુજબ, "ગ્રીક નાટક અને દુનિયાનાં સઘળાં નાટક મૃત મનુષ્યના પ્રેતને આપવામાં આવતા સન્માનમાંથી ઉદ્ભવ્યાં છે." ઓલ્ડેનબર્ગના કથનાનુસાર નાટકની ઉત્પત્તિ મૂક-નૃત્યોમાં ગીત અને સંવાદની સમૃદ્ધિ ભળતાં થયેલી છે. પૂતળી-ખેલોમાંથી નાટકની ઉત્પત્તિ થયેલી હોવાનું પીશલ માને છે. આ મત-મતાંતરોમાંથી નાટકની ઉત્પત્તિ સંબંધે ભલે ચોકસ માહિતી સાંપડે નહિ; પણ તેમાંથી એટલું તો ફલિત થાય છે, કે મનોરંજનના આ લોકપ્રિય અને પ્રાચીન સ્વરૂપની ઉત્પત્તિનો મુખ્ય હેતુ મનોરંજન માટે નહિ પણ ધાર્મિક ક્રિયાઓ કે તેની બાબતો માટે હતો. પરંતુ જેમ માનવીને સંવેગો અને જરૂરતોની અભિવ્યક્તિમાં શબ્દો અને ભાષા આકસ્મિક સાંપડ્યાં અને તેને પોતાના હેતુઓની અભિવ્યક્તિની અનુકૂળતા તથા વ્યવહારની સરળતા માટે અપનાવીને વિકસિત કર્યાં, તેવી જ રીતે પ્રાચીન કાળમાં શરૂઆતમાં નાટક અને નૃત્ય ભલે મનોરંજનના હેતુ માટે ઉત્પન્ન ન થયાં હોય તો યે આ અનુકૂળ સ્વરૂપ મનોરંજનના હેતુઓ માટે પછીથી વિકસિત અને વ્યાપક થયાં. આથી રંગભૂમિનાં વિકાસ અને વ્યાપકતાનો પ્રશ્ન માનવ-માનસને આ સ્વરૂપ શા માટે અનુકૂલ આવે છે તેની સાથે સંકળાયેલો છે.

## માનસિક બોજો અને સંવેગોની રાહત

ઍરિસ્ટૉટલ મુજબ જે સંવેગો માનવીમાં સામાજિક નિયંત્રણોના બોજા નીચે એકઠા થયા હોય અને તેની અસામાજિક કે ખંડનાત્મક માર્ગોએ વ્યક્ત થવાની શક્યતા હોય તેનું રંગભૂમિનાં નિર્દોષ મનોરંજનનાં સ્વરૂપો દ્વારા રેચન થાય છે.[2] ઍરિસ્ટૉટલનો આ સિદ્ધાંત હિપ્પોક્રેટસના રસો (Humours)ના સિદ્ધાંત જેટલો જૂનો છે.[3] આ સિદ્ધાંત મુજબ આ રસોની (લોહી, કફ, પીળું પિત્ત, કાળું પિત્ત) સમતુલા પર શારીરિક તેમ જ માનસિક તંદુરસ્તીનો આધાર છે. મનોરંજનનાં સ્વરૂપોદ્વારા માનસિક

સમતુલા જળવાય છે. સંગીતનાં મૂલ્ય સંબંધે પ્લેટોની માન્યતા એવી છે કે તે માત્ર લાગણીને સંસ્કારે છે એટલું જ નહિ પણ તે તંદુરસ્તીની પુનઃપ્રાપ્તિ અને સાચવણી કરે છે.[૪] સુપ્રસિદ્ધ માનસશાસ્ત્રી મેક્ડુગલનુ એવું મન્તવ્ય છે, કે પુખ્ત વયનાં માનવીઓ માટે દિવાસ્વપ્નોનુ સ્થાન સાહિત્ય, કલા, રંગભૂમિ અને સિનેમા લે છે અને તેથી આવાં દિવાસ્વપ્નોની અવેજીનાં સ્વરૂપોની ડહાપણપૂર્વકની પસંદગી થાય તો કલ્પનાશીલ પ્રવૃત્તિનુ વધુ તંદુરસ્ત અથવા ઓછું ભયજનક સ્વરૂપ હાંસલ થાય; કારણ કે દિવાસ્વપ્નોનો અતિરેક સહેલાઈથી થઈ જાય અને કેટલીક વાર તે મનોવિકૃતિને પંથે દોરે.[૫]

વ્યાવહારિક જીવનમાં સામાન્યતઃ કોઈ પણ પોતાની આશા, અભિલાષા, ઇચ્છા, વૃત્તિ સંપૂર્ણપણે સંતોષી શકતું નથી. તેને આર્થિક, કૌટુંબિક, જ્ઞાતિ અને જાતિના, રાજ્યનાં, નીતિના કે સમાજના નિયમોનાં બંધનો એક અથવા બીજી રીતે આવા સંતોષની આડે આવે છે. આમ છતાં આવા નિયંત્રણો સમાજજીવન અને વ્યક્તિ જીવનની સુરક્ષા માટે જરૂરી છે. આ કારણે સમાજને હાનિકારક ન હોય તેવા માર્ગોએ દમન થયેલ ઇચ્છા કે સંવેગોને રાહત મળે તે જરૂરનુ છે. ભારતીય નાટ્યશાસ્ત્રમા એવી માન્યતા છે, કે જ્યા શોક કે દુઃખનુ નામ નથી ત્યા મનોરંજનની જરૂર નથી. આ માન્યતા ઉપરોક્ત હકીકતનુ આડકતરૂ સમર્થન કરે છે. આમ, વ્યક્તિજીવનની આવી મૂળભૂત જરૂરતને કારણે માનવી મનોરંજન ઇચ્છે છે. એફ. એલ. લ્યુકાસનુ મન્તવ્ય તદ્દન ભિન્ન છે. તે કહે છે, કે લોકો સંવેગના અતિરેકથી નહિ પણ ઓછપથી પીડાતા હોય છે. આથી તેઓ સંવેગો મેળવવા લલચાતા હોય છે; તેની રાહત માટે નહિ.[૬] આ મંતવ્ય યથાર્થ નથી. દુઃખના સંવેગોની ઓછપવાળા સુખી માનવીઓ આ મુજબ દુઃખના સંવેગો મેળવવા કરુણાંત નાટકો જોવા જાય તેમ કહેવુ વધુ પડતું છે. આ મંતવ્ય, આમ છતા, રંગભૂમિ પર રજૂ થતા મનોરંજનને ઍરિસ્ટૉટલની જેમ સામાજિક પરિસ્થિતિ કરતા વ્યક્તિગત પરિસ્થિતિ તરીકે ગણે છે.

## નાટ્યપ્રકારો અને પ્રેક્ષકમાનસ

આમ, રંગભૂમિ પર રજૂ થતા નાટકોની સફળતાનો આધાર અતૃપ્ત અને દમન કરાયેલ સંવેગો અને ઇચ્છાની જે પરિસ્થિતિમાં રાહત મળે તે પરિસ્થિતિ સર્જતી નાટ્યકથાઓ અને તેની સિફતભરી રજૂઆત ઉપર આધાર રાખે છે. પ્રેક્ષકોની લાગણી ન દુભાય એ હેતુ માટે ભારતનાટ્યશાસ્ત્રમાં રાજ્યનો નાશ, મરણ જેવાં દશ્યો પ્રત્યક્ષ રજૂ ન કરવાં તેવું સૂચન છે, જ્યારે ઍરિસ્ટૉટલ મરણના બનાવને પ્રત્યક્ષ રજૂ કરવાની છૂટ આપે છે. દૃષ્ટિબિંદુઓમાં આવી ભિન્નતાનું કારણ એ છે, કે બન્ને પોતપોતાની રીતે પ્રેક્ષકમાનસ પરની અસર લક્ષમાં લે છે. ઍરિસ્ટૉટલ કરુણાંત નાટ્યકથાઓની રજૂઆત દ્વારા સંવેગોની રાહત પ્રાપ્ત થઈ શકે છે તેમ માનતા.

### (અ) સુખાંત નાટ્યકથાઓ

પ્રેક્ષકમાનસને અનુકૂળ અને સંતોષપ્રદ થતી નાટ્યકથાઓની રજૂઆતમા સુખદ અન્તવાળી કથાઓનું સ્થાન પહેલું આવે છે; કારણ કે નાટ્યગૃહોમાં પ્રેક્ષકો દુઃખના સંવેગોનો બોજો વધારવા જતાં નથી, તેની રાહત માટે જાય છે. નાટ્યકથાનાં પાત્રો સાથે પ્રેક્ષકમાનસ પોતાની માનસિક ભૂમિકા અને સંવેગો મુજબ તાદાત્મ્ય સાધે છે અને તેથી તે પાત્રોનાં સુખ-દુઃખ પોતે અનુભવે છે. બહુધા સામાજિક, નૈતિક અને એવા બીજાં પ્રકારનાં નિયંત્રણોને કારણે વ્યવહારમાં શક્ય ન થઈ શકતી હોય તેવી પોતાની શ્રેષ્ઠતાની ઇચ્છાપૂર્તિ કરવાના મનોવલણને કારણે પ્રેક્ષકમાનસ મુખ્યત્વે નાયક કે નાયિકાના પાત્ર સાથે તાદાત્મ્ય સાધે છે. આથી નાયક કે નાયિકાનુ અહિત ન થાય તથા "સહુ સારું—જેનુ છેવટ સારું" એવી સુખાંત પ્રકારની નાટ્યરચના પ્રેક્ષકમાનસને વધુ અનુકૂળ આવે છે. કદાચ એટલા માટે જ ભરતનાટ્યશાસ્ત્રમાં નાયકના વધનુ દશ્ય કે સૂચન નાટકમાં ન થવુ જોઇએ તેમ દર્શાવ્યુ છે.[૮] આવી સુખાંત નાટ્યકથાઓની રજૂઆતમા પ્રેક્ષકમાનસની રંજનજૂની બદલાની ભાવના સંતોષાય છે. જેને કવિ-ન્યાય (Poetic Justice) કહેવામાં આવે છે તે હકીકતમા બદલાની ભાવના (Poetic Revenge)-નુ બીજું સ્વરૂપ છે. આથી 'બદલો ભલા-બૂરાનો અહીં ને અહીં મળે છે'—એ ન્યાયે શુભ ગુણોવાળા નાયક અને નાયિકાને અંતે સુખ અને ખલનાયકને તેનાં કર્માનુસાર બદલો મળતો બતાવી પ્રેક્ષકમાનસની આ ભાવનાને-દાદ

આપવામાં આવે છે. સંસ્કૃત નાટ્યકારોએ એકાદ અપવાદ સિવાય સુખાંત નાટકોની રચના કરેલી તેનું આ મુખ્ય કારણ હશે. માત્ર રંગભૂમિ પરનાં નાટકોમાં જ નહિ પણ નવલકથાનાં પાત્રો તરફ આવી રીતે અમુક લાગણી અને માન સ્થાયી થાય છે ત્યારે તે પાત્રનું મૃત્યુ વાચકને ખિન્નતા અને દુઃખ ઉત્પન્ન કરે છે. જગપ્રસિદ્ધ જાસૂસી કથાના લેખક આર્થર કોનન ડૉઇલને લોકલાગણીને માન આપીને શેરલોક હોમ્સને ફરી જીવતો કરવો પડેલો.

## (ख) કરુણાંત નાટ્યકથા

સુખદ અંતવાળી નાટ્યરચનાની સરખામણીમાં કરુણરસપ્રધાન કે કરુણાંત નાટ્યરચનાની રજૂઆત પ્રેક્ષકમાનસને ઓછી અનુકૂળ આવે છે. નાયક કે નાયિકાનો કરુણ અંત તેના તરફની સહાનુભૂતિ (sympathy) અને વિશેષ તો પરાનુભૂતિ (Empathy)ને કારણે રુચિકર બનતો નથી. એરિસ્ટોટલે કરુણાંત નાટકની વ્યાખ્યા આપતાં કહ્યું છે, કે તે ભય અને દયાના ઉદ્દીપનદ્વારા સંવેગોને રાહત આપે છે.[૯] સંવેગોની રાહતનો આ હેતુ સરે અને પ્રેક્ષકમાનસને અનુકૂળ આવે એવી કરુણાંત નાટ્યરચના અને તેની રજૂઆત કુશળતા અને પ્રેક્ષકમાનસની સાચી સમજ માગી લે છે. આવી નાટ્યરચના બોજારૂપ ન લાગે એટલા માટે તેમાં વચ્ચે વચ્ચે રાહત મળે તેવા હળવા આનંદજનક પ્રસંગો મૂકવામાં આવે છે. આ ઉપરાંત, કરુણ અસર ઉપજાવવામાં ખલનાયકને કોઈ વ્યક્તિ તરીકે લેવા કરતાં વિપરીત પરિણામ લાવનાર પરિબળ કે અશુભ તત્ત્વ તરીકે મૂકવામાં આવે અને એ રીતે સામાજિક નિયંત્રણો, સંયોગો, કુદરતી આફતો—જેવી કે દુષ્કાળ, પૂર, ધરતીકંપ કે લડાઈ વગેરે કારણોસર નાયક કે નાયિકાને તેનો ભોગ થવું પડે તેવી નાટ્યરચનામાં પ્રેક્ષકમાનસની બદલાની ભાવના વ્યક્તિ તરફ ઉશ્કેરાય તેટલી અહીં ઉશ્કેરાતી નથી. શોપનહોર કહે છે, કે કરુણાંત નાટકમાંથી જીવનની નિરર્થકતા સમજીને જીવન જીવવાની ઇચ્છામાંથી મુક્ત થવાનો બોધ લેવો જોઈએ.[૧૦] પરંતુ આવી નાટ્યરચનાઓ કુશળતાથી રજૂ કરવામાં આવે તો નાટકમાં દર્શાવવામાં આવેલી પરિસ્થિતિ કરતાં પોતાની પરિસ્થિતિ સરખામણીમાં વધુ સારી છે તેવી રાહત પ્રેક્ષકને મળે છે.

## (क) હાસ્યપ્રધાન નાટ્યકથા

હાસ્યરસપ્રધાન નાટ્યકથાની રજૂઆત પ્રેક્ષકમાનસને અનુકૂળ અને પ્રિય કેમ થાય છે તે વિશે ભિન્ન ભિન્ન મંતવ્યો છે. શોપનહોર મુજબ હાસ્યરસપ્રધાન નાટક જીવન જીવવાની ઇચ્છાને ઉત્તેજે છે.[૧૧] સામાન્ય રીતે તો પ્રેક્ષકમાનસ તત્કાલીન પરિસ્તિમાં જુદું, બેહૂદું કઢંગું માનતું હોય તેવી ઉત્પન્ન થતી પરિસ્થિતિમાં રમૂજ અને આનંદ અનુભવે છે. જીવનને તેમાં હળવી રીતે જોવાય છે. સંવાદોદ્વારા જ્યારે હાસ્યનિષ્પત્તિ કરવામાં આવે ત્યારે તેની બધાં પ્રેક્ષકો ઉપર સરખી અસર પડતી નથી. આ સંબંધે ફ્રોઇડનો એવો મત છે, કે દમન કરાયેલી વૃત્તિઓ કે ઇચ્છાને મુક્ત કરે એવી રીતે સ્પર્શતાં કટાક્ષો કે પરિસ્થિતિ તેને અસર કરે છે. જાતીય બાબતો વિષેના શિષ્ટ ગણાતા કટાક્ષો લગભગ બધાંને સ્પર્શે; કારણ કે, તેના મતે, જાતીય ઇચ્છાનું વધતેઓછે અંશે બધાંને દમન કરવું પડતું હોય છે. પ્રણયકથાઓની રજૂઆત પણ આટલા માટે લોકપ્રિય થતી હોય છે તેમ કહી શકાય.

## આધુનિક રંગભૂમિ અને પ્રેક્ષકમાનસ

આધુનિક યુગમાં રંગભૂમિનો નોંધપાત્ર વિકાસ થયો છે. તેમાં સંઘર્ષ, સૂચન, રજૂઆત, સજાવટ, પાર્શ્વસંગીત વગેરે બાબતોને પ્રેક્ષકમાનસ પર ધારેલી અસર ઉપજાવવા ઉપયોગમાં લેવાય છે. જૂની રંગભૂમિની જેમ અત્યારે પાત્રના નામ અને તેના પહેરવેશદ્વારા તેના ચારિત્ર્યનું સૂચન અગાઉથી આપી દેવાની જરૂર હોતી નથી. પ્રસંગો, સંવાદો અને કાબેલિયતભરી રજૂઆત પાત્રને ઉઠાવ આપે છે અને પ્રેક્ષકમાનસ પર ધારી અસર કરે છે. આમ છતાં રંગભૂમિની મર્યાદાઓ અમુક પ્રકારની નાટ્યકથાઓની સફળ રજૂઆત કરવામાં આડે આવે છે. સાહસપ્રધાન નાટ્યકથાઓની રજૂઆત રંગભૂમિ ઉપર સરળતા અને સફળતાપૂર્વક, ચલચિત્રની માફક, થઈ શકતી નથી. જ્યારે રહસ્યપ્રધાન નાટ્યકથાઓ હવે ઉત્તરોત્તર સફળતાપૂર્વક આધુનિક રંગભૂમિના વિકાસને કારણે રજૂ કરી શકાય છે.

આધુનિક નાટ્યરચનામાં મનોવિશ્લેષણના વધતા જતા મહત્ત્વ વિષે ચિંતકોએ ચેતવણીના સૂર કાઢ્યા છે. એ સાચું છે, કે જીવનની અધમ કક્ષાની—પછી ભલે તે સાચી

હોય—રજૂઆત શિષ્ટતાને બાજુએ મૂકીને કરવામાં આવે એ ઇચ્છવાયોગ્ય નથી જ; કારણ કે મનોરંજનનું ધ્યેય આપણે ઉપર ચર્ચ્યું તેમ સંવેગોની રાહતનું છે, સંવેગોને બહેકાવવાનું નહિ. આમ છતાં, મનોવિશ્લેષણનાં સંશોધનો દ્વારા માનવમાનસના અગોચર ખૂણાઓ અને માનસિક ક્રિયાઓ વિષે ઘણું નવું જાણવા મળતું જાય છે તેનો ઉપયોગ કુશળતાપૂર્વક કરવામાં આવે તો ઍરિસ્ટૉટલે કલા સબંધે પ્રતિપાદિત કરેલો હેતુ વધુ બર આવે. આ હેતુ સંવેગોના બોજાની રાહતનો છે; વ્યક્તિત્વનું પરિવર્તન કરવાનો સુધારાવાદી હેતુ નથી. આ સંબંધે લા પિયર કહે છે તે વિચારવા જેવું છે: "જેમ દિવાસ્વપ્નોથી માનવ-ઇતિહાસમાં પરિવર્તન થતું નથી, તેમ રંગભૂમિ પરની રજૂઆતથી પ્રેક્ષકોના મૂળભૂત વ્યક્તિત્વનું પરિવર્તન થતું નથી."

---

૧. ન. ભો. પુરોહિત: 'ગ્રીકકૃત સંસ્કૃત નાટક' ભાગ ૧ : પાન ૫૬-૬૮

૨. ૪. વિલ ડુરાન્ટ: 'સ્ટોરી ઑવ ફિલૉસૉફી' (પૉકેટ બુક): પાન ૨૫, ૭૪

૩. ૬, ૯, ૧૦, ૧૧. એફ. એલ. લ્યુકાસ: 'ટ્રેજેડી': પાન ૩૭-૩૮, ૪૯, ૨૪, ૬૮, ૬૮

૫. વિલિયમ મૅકડુગલ: 'એન આઉટલાઈન ઑવ એબ્નૉર્મલ સાયકૉલૉજી': પાન ૨૦૮

૭. ૮. ભરતનાટ્યશાસ્ત્ર, અધ્યાય ૧૮: શ્લોકો ૩૮, ૩૯

# સુતરાઉ કાપડનો ઉદ્યોગ અને રૅશનલાઇઝેશન

**એસ. ડી. ત્રિવેદી**

[અર્થશાસ્ત્રના વ્યાખ્યાતા, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

પ્રથમ વિશ્વયુદ્ધને કારણે યુરોપનાં રાષ્ટ્રોનાં અર્થતંત્રોને ભારે બોજ ઉઠાવવો પડયો હતો. શાંતિના સમયનાં અર્થતંત્રોને સમગ્ર રીતે યુદ્ધના પાયા પર મૂકવામાં આવ્યાં. યુદ્ધકાલીન માગ સંતોષવા ઔદ્યોગિક પ્રવૃત્તિનું સ્વરૂપ અને દિશા બદલવાં પડયાં. યુદ્ધના ભારે બોજાને પરિણામે યુરોપનાં રાષ્ટ્રોની ઔદ્યોગિક વ્યવસ્થા અસ્તવ્યસ્ત બની ગઈ. ઔદ્યોગિક સંરચના ખોરવાઈ ગઈ. યુદ્ધ દરમિયાન રાતદિવસની કામગીરીને લીધે ઉદ્યોગોની યંત્રસામગ્રી ઘસાઈ ગઈ. તેથી યુદ્ધોત્તર સમયમાં પશ્ચિમી રાષ્ટ્રોની ઔદ્યોગિક કાર્યક્ષમતા ખૂબ જ ઘટી ગઈ અને ઔદ્યોગિક ક્ષેત્રમાં વધુ ઉત્પાદન-ખર્ચ, ઊંચી કિંમતો, ચીજવસ્તુઓની નીચી ગુણવત્તા, ઘટેલી નિકાસ અને બેકારી જેવા આર્થિક અનિષ્ટો પેદા થયા. તેથી યુદ્ધોત્તર સમયમાં પશ્ચિમી રાષ્ટ્રો સમક્ષ એક ગંભીર સમસ્યા ખડી થઈ, કે ઔદ્યોગિક વ્યવસ્થાતંત્રની પુનર્રચના અને પુનર્વ્યવસ્થા કઈ રીતે કરવી, કે જેથી ઔદ્યોગિક ક્ષેત્રે વધુમાં વધુ કાર્યક્ષમતા પ્રાપ્ત થાય. વધુ ઉત્પાદન-ખર્ચ, ઊંચી કિંમતો, ચીજવસ્તુઓની નીચી ગુણવત્તા, ઘટેલી નિકાસ, મંદી અને બેકારી જેવા યુદ્ધોત્તર આર્થિક અનિષ્ટોને નાબૂદ કરી ઔદ્યોગિક વ્યવસ્થાતંત્રની પુનર્રચના અને પુનર્વ્યવસ્થાની ચળવળ જેના અર્થતંત્રને યુદ્ધનો સહુથી વધુ માર પડયો હતો તેવા જર્મનીમાંથી શરૂ થઈ. જર્મનીએ ઔદ્યોગિક એકીકરણની પ્રવૃત્તિને જોરદાર બનાવી. ઉત્પાદનનાં સાધનોના બુદ્ધિપૂર્વકના સંયોજનની નીતિ અખત્યાર કરી, કે જેને 'રૅશનલાઇઝેશન'ની પ્રવૃત્તિ તરીકે ઓળખવામાં આવે છે. યુદ્ધના મારથી ભાગી પડેલી ઔદ્યોગિક વ્યવસ્થા ફરીથી વ્યવસ્થિત, સ્થિર અને મજબૂત બનાવવામાં તેને નોંધપાત્ર સફળતા મળવા લાગી. ભાંગી પડેલું અર્થતંત્ર ઝડપથી બેઠું થવા લાગ્યું. આ પ્રવૃત્તિની નોંધપાત્ર અસરોએ યુરોપના રાષ્ટ્રો અને અમેરિકામાં જબ્બર આકર્ષણ જમાવ્યું. એથી આ રાષ્ટ્રોને પણ તેનું અનુકરણ આર્થિક દૃષ્ટિએ ખૂબ જ લાભદાયી નીવડયું. રૅશનલાઇઝેશનની નોંધપાત્ર અસરો અને તેના વિસ્તૃત અમલને કારણે કેટલાક અર્થશાસ્ત્રીઓ તેને 'New Industrial Revolution' તરીકે ઓળખાવે છે.

રૅશનલાઇઝેશન શબ્દ 'Rational' ઉપરથી

ઊતરી આવ્યો છે. તેનો સામાન્ય અર્થ એવો ઘટાવી શકાય, કે કોઈપણ ઉદ્યોગમાં ઉત્પાદનનાં સાધનોના બુદ્ધિપૂર્વકના સંયોજન અને વૈજ્ઞાનિક સિદ્ધાંતોના અમલ દ્વારા ઓછામાં ઓછો બગાડ અને વધુમાં વધુ કાર્યક્ષમતા પ્રાપ્ત કરવી. રૅશનલાઇઝેશનનો અર્થ માત્ર જૂનાં યંત્રોને સ્થાને નવાં યંત્રો મૂકવાં એટલો જ થતો નથી; પણ તેનો અર્થ ખૂબ જ વિશાળ થાય છે. તેનો સ્પષ્ટ ખ્યાલ મેળવવા તેને મુખ્ય ચાર વિભાગોમાં વહેંચવામાં આવે છે : (1) Technological (2) Organizational (3) Financial (4) Social or Human.

જો કોઈપણ વ્યક્તિગત ઔદ્યોગિક એકમ તેને અમલમાં મૂકે તો તેના લાભો વિસ્તૃત પ્રમાણમાં પ્રાપ્ત થતા નથી; કારણ કે રૅશનલાઇઝેશન એ એક ઉદ્યોગનાં તમામ એકમોની સામૂહિક પ્રક્રિયા છે. એક અર્થશાસ્ત્રીના શબ્દોમાં– 'It is a group or collective action taken by all the units in an industry.'

ભારતના ખાંડ, શણ અને સુતરાઉ કાપડ જેવા મોટા અને મહત્ત્વના ઉદ્યોગો સમક્ષ કેટલાક મુશ્કેલ સવાલો પેદા થયા છે. આપણે માત્ર અહીં સુતરાઉ કાપડ ઉદ્યોગના સંદર્ભમાં રૅશનલાઇઝેશનની માત્ર જરૂરિયાત તપાસવાનો યત્ન કરીશું.

ભારતનો સુતરાઉ કાપડનો ઉદ્યોગ એ મૂડીરોકાણ રોજગારી અને રાષ્ટ્રીય આવકના ફાળાની દૃષ્ટિએ ભારતનો સહુથી જૂનો અને મોટામાં મોટો ઉદ્યોગ છે. કાચા સૂતરની વપરાશ અને સુતરાઉ કાપડના ઉત્પાદનમાં અમેરિકા પછી દ્વિતીય સ્થાન ભારતનું છે. આ ઉદ્યોગ કાપડની આંતરિક માગ સંતોષે છે એટલું જ નહિ, પણ તે મોટા પ્રમાણમાં નિકાશ દ્વારા કિંમતી પરદેશી હૂંડિયામણ કમાવી આપે છે. ૧૯૫૬માં ૪૬૧ મિલો હતી. ૧૯૬૧માં ૧૨૭ લાખ સ્પિન્ડલો અને ૨ લાખ ૩૦ હજાર કરતાં વધુ લૂમ્સ હતી. રાજ્ય અને મધ્યસ્થ સરકારને આ ઉદ્યોગ પ્રતિવર્ષ રૂ. ૪૦ કરોડ કરતાં પણ વધુ રકમ કરવેરાના સ્વરૂપમાં આપે છે. આ ઉદ્યોગના બે વિભાગો છે : (૧) મિલ ઉદ્યોગ, જે આશરે ૯ લાખ ૨૭ હજાર કામદારોને રોજી પૂરી પાડે છે. (૨) હાથશાળ ઉદ્યોગ, જે આશરે ૨૫ લાખ કામદારોને રોજી પૂરી પાડે છે.

આયોજનના પ્રથમ દાયકા દરમિયાન મિલ કાપડના ઉત્પાદનમાં ૩૮% અને વિકેન્દ્રિત (ખાદી, હેન્ડલૂમ અને પાવરલૂમ) વિભાગના ઉત્પાદનમાં ૧૬૮% નો વધારો થયો. ત્રીજી યોજના દરમિયાન વસ્તીવધારો, આવકવૃદ્ધિ અને સુધરતા જીવનધોરણને પરિણામે કાપડની જરૂરિયાતમાં ૨૦% વધારો થવાનો અંદાજ છે. ૮૪૫ કરોડ વારની આંતરિક માગ અને ૮૫ કરોડ વારની નિકાસ માંગના અંદાજને અનુલક્ષીને કાપડઉત્પાદનનો (૧૯૫૫–'૫૬માં) વાર્ષિક લક્ષ્યાંક ૯૩૦ કરોડ વારનો નક્કી કરવામાં આવ્યો છે. મિલ-ઉદ્યોગના ઉત્પાદનનો લક્ષ્યાંક ૫૮૦ કરોડ વારનો રાખવામાં આવ્યો છે. આ લક્ષ્યાંક સિદ્ધ કરવા કુલ ૩૪ હજાર સ્વયંસંચાલિત શાળાની જોગવાઈ કરવામાં આવી છે.

છેલ્લાં કેટલાંક વર્ષોથી આ મહત્ત્વનો ઉદ્યોગ આંતરિક અને આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે ગંભીર કટોકટીનો સામનો કરી રહ્યો છે. સુતરાઉ કાપડનું ઉત્પાદન અને નિકાસ ઘટી રહ્યાં છે. ૧૯૬૧ જાન્યુઆરીથી નવેમ્બર સુધીના ૧૧ માસના ગાળા દરમિયાન સુતરાઉ કાપડનું ઉત્પાદન ૪૭૦૫ મિલિયન વારનું થયું. ૧૯૬૨ના એ જ સમયના ગાળા દરમિયાન ઉત્પાદન ઘટીને ૪૫૭૫ મિલિયન વારનું થયું. સુતરાઉ કાપડના નિકાસનો વાર્ષિક લક્ષ્યાંક ૧૦૦ કરોડ વારનો હતો, તે પણ સિદ્ધ થઈ શક્યો નહિ. સુતરાઉ કાપડની નિકાસ ૧૯૫૭માં ૮૮.૧ કરોડ વારની હતી તે ઘટીને ૧૯૬૨માં લગભગ ૬૫ કરોડ વારની થઈ. ત્રીજી યોજનાનો નિકાસનો વાર્ષિક લક્ષ્યાંક ૮૫ કરોડ વારનો સિદ્ધ કરવા માટે ભારે જહેમત ઉઠાવવી પડશે.

આંતરરાષ્ટ્રીય બજારમાં વિદેશી કાપડની ગળાકાપ હરીફાઈને કારણે આ ઉદ્યોગ ભારે કટોકટીમાંથી પસાર થઈ રહ્યો છે. આપણે જૂનાં બજારો એક પછી એક ગુમાવી રહ્યા છીએ અને નવાં બજારો મેળવવાં મુશ્કેલ બનતાં જાય છે. ચીનની નફા-નુકસાનની પરવા કર્યા સિવાય ભાવ કાપીને આપણાં બજારોમાં માલ વેચવાની ઇરાદાપૂર્વકની આક્રમક નીતિ આપણે માટે એક ચેલેંજ રૂપ છે. જાપાન સસ્તું અને સારું કાપડ આપણાં બજારોમાં ઢગલાબંધ ઠાલવી રહ્યું છે. ટોકિયોના એક અહેવાલ પ્રમાણે–

'Soviet-made cotton cloth is now flooding the Singapore market in a

fierce export drive to outset Japanese, Communist, Chinese, Indian, American and British products.' બ્રિટનના યુરોપના સહિયારા બજારમાં પ્રવેશવાના પ્રયત્નોને કારણે પણ સુતરાઉ કાપડની કુલ નિકાસના ૫૦% નિકાસને વિપરીત અસર પહોંચવાનો સંભવ છે. આ ઘાતક હરીફાઈને કારણે નિકાસ બજારો તૂટી રહ્યાં હોવાથી પરદેશી હૂંડિયામણની સમસ્યા વધુ વિકટ બનતી જાય છે.

સુતરાઉ કાપડની ઘટતી નિકાસ માટે વિદેશી તીવ્ર હરીફાઈ ઉપરાંત વધુ ઉત્પાદનખર્ચ, ઊંચી કિંમતો, નીચી ગુણવત્તા, મજૂરોની ઓછી ઉત્પાદકતા અને જાડા હલકા કાપડની ઘટતી માગ જેવાં અનેક પરિબળો જવાબદાર છે. વિદેશી બજારોમાં ઊંચી કિંમતો અને નીચી ગુણવત્તા હોવાને લીધે ભારતનું કાપડ ઊભુ રહી શકે એમ નથી. જ્યાં 'Buyers' Market'ની પરિસ્થિતિ પ્રવર્તતી હોય ત્યાં આ ભારતનો માલ છે માટે ખરીદવો જ પડશે એવો વ્યર્થ આગ્રહ સેવવાની નીતિ અવાસ્તવિક હશે. Tariff Commissionના અહેવાલ પ્રમાણે–'In as many as 62 industries, a fair ex-factory price in India is higher than the price of similar imported items.'

જૂનાં ખખડધજ યંત્રો અને જરીપુરાણી ઉત્પાદનની રીતોને લીધે આ ઉદ્યોગની કાર્યક્ષમતાનું ધોરણ ઘણુ જ નીચે ઊતરતું જાય છે. વિકાસ પામતા ગતિશીલ અર્થતંત્રમાં ઉત્પાદનની સ્થગિત રીતોને નિભાવવાનો પ્રયાસ આર્થિક વિકાસની ગતિને ધીમી પાડવાનો પ્રયાસ ગણાશે. બીજા વિશ્વયુદ્ધની રાત-દિવસની કામગીરીને લીધે આ ઉદ્યોગની યંત્રસામગ્રી ઘસાઈ ગઈ છે. એક અંદાજ પ્રમાણે મુંબઈની મિલોની ૯૦% મશીનરી ૨૫ વર્ષ કરતાં વધારે જૂની છે I. L. O. Committee (૧૯૫૨)ના અંદાજ મુજબ કાંતણ વિભાગના ૬૫% યંત્રો બીજા વિશ્વયુદ્ધ પહેલાંનાં છે અને ૪૫% યંત્રો ૧૯૧૦ પૂર્વેનાં છે. વણાટ વિભાગમા ૭૫% યંત્રો ૧૯૨૫ પૂર્વેનાં છે અને લગભગ ૬૩ એકમો બિનઆર્થિક છે. જૂનાં યંત્રો અને જૂની ઉત્પાદનની રીતોને લીધે ઉત્પાદનનાં સાધનોનો ઘણો જ બગાડ થાય છે. ભારતીય મિલોમાં વપરાતા રૂનો ૧૮% ભાગ બગડે છે, જ્યારે અમેરિકા અને બ્રિટનમાં તે પ્રમાણ અનુક્રમે ૭% અને ૮%નું છે. મજૂરોની ઉત્પાદનશક્તિ પણ ઘણી જ ઓછી છે. ભારતનાં મજૂરો કરતાં જાપાનનાં મજૂરોની ઉત્પાદનશક્તિ બેવડી અને અમેરિકાના મજૂરોની ઉત્પાદનશક્તિ ૪૬ ગણી છે. Shree Lala Bharat Ramના શબ્દોમાં 'The level of productivity in our cotton mills is notoriously low.' મજૂરોની ઉત્પાદનશક્તિ ઘણી ઓછી હોવાથી તેમનાં વેતનો પણ ઘણાં જ નીચાં છે.

'Economic Nationalism'ની પ્રબળ ભાવના હેઠળ જે રાષ્ટ્રો અત્યાર સુધી કાપડની આયાત કરતાં હતા તે રાષ્ટ્રોએ કાપડનું ઉત્પાદન શરૂ કર્યુ છે. પરિણામે, આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે ગળાકાપ સ્પર્ધા શરૂ થઈ છે. વિકસતા રાષ્ટ્રોએ પ્રારંભથી જ મૂડીપ્રધાન ઉત્પાદનની રીતો અપનાવેલી હોવાથી ઉત્પાદન-ખર્ચ ઘણું જ ઓછું આવે છે. ઉત્પાદન સસ્તું અને સારી ગુણવત્તાવાળું હોય છે. દિવસે-દિવસે જેની માગ વધતી જાય છે, તેવા ફાઇન અને સુપરફાઇન કાપડના ઉત્પાદન દ્વારા ઉત્પાદન-વૈવિધ્ય લાવી શક્યા છે. ભારતમાં જરીપુરાણાં યંત્રો અને ઉત્પાદનની જૂની રીતો દ્વારા કરવામા આવતું ઉત્પાદન મોંઘું અને નીચી ગુણવત્તાવાળું હોય છે. વિકસિત રાષ્ટ્રોમાં પણ સ્વયંસંચાલિત યંત્રોના ઉપયોગનું પ્રાધાન્ય છે. અમેરિકામાં સ્વયંસંચાલિત શાળોનુ પ્રમાણ ૧૦૦%, જાપાનમાં ૭૮·૫% આપણા પડોસી પાકિસ્તાનમા ૬૦·૨%નું છે, જ્યારે ભારતમાં ૧૯૬૦માં તે પ્રમાણ ૮·૩%નું હતું.

જો નિકાસ-બજારો આ રીતે તૂટતા જશે અને ઉત્પાદન ઘટતું જશે, તો આ ઉદ્યોગોમાં મંદી, બેકારી, મજૂરોનો અસતોષ, સાધનોનો દુરવ્યય જેવાં આર્થિક અને સામાજિક અનિષ્ટોના આગમનને રોકવાં મુશ્કેલ પડશે. એક (Eastern Economist Annual Number–1963ના) અહેવાલ પ્રમાણે:

'It seems to have been realised by the industry in general that if India's export goal in textiles is to be attained, there is no substitute for modernising its productive equipment, for attaining higher levels of productivity and for achieving a general reduction in costs.'

રૅશનલાઇઝેશનના અમલીકરણને પરિણામે ઉત્પાદન-માં વધારો થશે, ઉત્પાદન-ખર્ચ ઘટશે અને કિંમતો નીચે આવશે. તેથી કાપડની વધતી આંતરિક માગને સંતોષી શકીશું એટલું જ નહિ, પણ તીવ્ર વિદેશી સ્પર્ધા સામે જબરદસ્ત ટક્કર ઝીલવા શક્તિમાન થઈશું. તેજી-મંદીના પલટાઓની તીવ્રતા ઘટાડી શકીશું. આર્થિક સ્થિરતા, મોટા પાયાપરના ઉત્પાદનના લાભો અને સાધનોના મહત્તમ ઉપયોગ દ્વારા આવકમાં વધારો થશે. બગાડયુક્ત આંતરિક સ્પર્ધા દૂર કરી શકીશું. ગ્રાહકોને સસ્તા અને સારા કાપડથી આર્થિક લાભ થશે. ઉદ્યોગનો નફો અને મજૂરોની ઉત્પાદનશક્તિ વધવાથી મજૂરોને વધુ વેતન અને વધુ સગવડોના સ્વરૂપમાં લાભ થશે. ઉત્પાદન અને આવક વૃદ્ધિના પરિણામેસમગ્રપ્રજાના જીવણધોરણમાં સુધારોથશે.

રૅશનલાઇઝેશન સામેનો મજૂરોનો વિરોધ સમજી શકાય એવો છે; કારણ કે તેનું સીધું તાત્કાલિક પરિણામ બેકારીની દિશામાં હોય છે. વધતી વસ્તી અને રોજગારી-ની વૈકલ્પિક તકોની અછતને કારણે રૅશનલાઇઝેશનથી બેકારીની સમસ્યા તીવ્ર બનશે. મજૂરોનો કામનો બોજ વધશે પણ આ બેકારી એ ટૂંકા ગાળાની પ્રક્રિયા હશે. જો રૅશનલાઇઝેશનથી ઉત્પાદન-ખર્ચ અને કિંમત ઘટતાં હોય, માગ વધતી હોય, તો ઉત્પાદન વધવાથી લાંબે ગાળે રોજીની તકોમાં વૃદ્ધિ થશે અને વધુ કામદારોને રોજી મળશે. આપણે લાંબા ગાળાની અને સમગ્ર સમાજની રોજગારીની દૃષ્ટિએ રૅશનલાઇઝેશનનો પ્રશ્ન વિચારીએ તો તે આવકારદાયક છે.

તત્કાલિક બેકારીની ગંભીર અસરોને હળવી કરવા રૅશનલાઇઝેશનની પ્રક્રિયાની ગતિ ક્રમિક હોવી ઘટે. રૅશન-લાઇઝેશનનો નાણાકીય બોજ માલિકો, સરકાર અને અન્ય નાણાકીય સંસ્થાઓએ સંયુક્ત રીતે ઉઠાવવો જોઈએ. પરદેશી હૂંડિયામણની તંગીને કારણે રૅશનલાઇઝેશન માટે યંત્રસામગ્રીની આયાત મુશ્કેલ હોવાથી જરૂરી યંત્રસામગ્રીનું ઉત્પાદન દેશમાં જ વધારવાના પ્રયત્નો કરવા જોઈએ. રૅશનલાઇઝેશનથી ઊભા થતા વિવિધ પ્રશ્નોના ઉકેલ માટેની જવાબદારી મજૂરો, માલિકો અને સરકાર સંયુક્ત રીતે ઉઠાવે એ સમગ્ર રાષ્ટ્રના હિત માટે આવકારદાયક અને ઇચ્છવાયોગ્ય ગણાશે.

*

# દુઃખનો મનોવૈજ્ઞાનિક પ્રતીકાર

બી. એન. દવે
[તર્કશાસ્ત્ર અને મનોવિજ્ઞાનના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

ઊંઘવું, ખાવું, હરવું, ફરવું, સ્નાન કરવું વગેરે કેટલીક સ્વયંસ્ફુરિત અને નિયમિત ક્રિયાઓ સિવાયની મોટા ભાગના મનુષ્યોની મોટા ભાગની ક્રિયાઓ દુઃખ પ્રતિ પ્રતીકારોની પરંપરાઓ હોય છે. આ દુઃખને પાર તે કેવી રીતે કરે છે, અથવા તો તે તેનો સામનો કેવી રીતે કરે છે તે બનાવ તેનું વ્યક્તિત્વ અભિવ્યક્ત કરે છે. એટલે આવા પ્રસંગોએ મનુષ્યો કઈ કઈ જુદી જુદી રીતે દુઃખનો પ્રતીકાર કરે છે તે આપણા સહુ માટે અતિ રસપ્રદ હકીકત રજૂ કરે છે.

દુઃખ એટલે માનવની ઇચ્છા અને અભિલાષાઓને આડે આવતું વિઘ્ન. આવાં વિઘ્નો બે વિભાગોમાં વહેંચી શકીએ—બહિર્મુખ અને અંતર્મુખ. બાહ્ય સંયોગોમાંથી ઉપસ્થિત થતાં વિઘ્નોને આપણે બહિર્મુખ વિઘ્નો કહીએ. ચોરી કરવા જતાં ચોરને માટે પોલીસમેન બહિર્મુખ વિઘ્ન સર્જે છે. આવાં બહિર્મુખ વિઘ્નોથી આપણું સંપૂર્ણ જીવન સભર છે. તેને પાર કરતાં—કરતાંમાં જ આપણી શક્તિ અને આપણા સમયનો અંત આવી જાય છે. છતાં આપણા વ્યક્તિત્વને અસ્તવ્યસ્ત કરવામાં તેનો ફાળો તો બહુ જ નાનો છે. આપણા જીવનને બરબાદ કરવામાં અને વ્યક્તિત્વને છિન્નભિન્ન કરનારાં મુખ્ય પરિબળો તો અંતર્મુખ અથવા તો આંતરિક વિઘ્નો જ છે.

આવાં અંતર્મુખી વિઘ્નોનો અભ્યાસ આપણે બે

વિભાગોમા કરી શકીએ. પ્રથમ તો આપણી કોઈ અંગત ખોડ કે ખામીઓને લીધે આંતરિક વિઘ્ન સર્જાય છે. કોઈ યૌવનને ઉંબરે ઊભેલી રસ-સભર યુવતી માત્ર બાહ્ય સૌંદર્યના અભાવે જ યોગ્ય યુવાનોમાં થનગનાટ પેદા ન કરી શકે, તો તેનું શું થાય? કેટલીક વખત તો આવી આંતરિક અશક્તિઓ અને ખામીઓ માત્ર કાલ્પનિક હોય છે, જો કે ઉપરની હકીકતમા તો વિઘ્ન સાચું જ છે. અહંનો આવિષ્કાર યોગ્ય રીતે ન થતા કેટલીક વખત લઘુતાગ્રંથિ સર્જાય છે—જો કે આવી ખામીઓ પરથી વ્યક્તિત્વનું સાચું મૂલ્યાંકન થઈ શકે નહિ. કારણકે આવી અંગત ખોડને હિસાબે તો ઘણાને લઘુતાગ્રંથિ સર્જાઈ શકે છે.

પરંતુ અન્તર્મુખી વિઘ્નોનો એક બીજો પ્રકાર વધારે કાળજીપૂર્વક નોંધાવાયોગ્ય છે, જેમા માનસિક સંઘર્ષના પરિણામે વિઘ્ન નિર્માણ થાય છે. બે પરસ્પર વિરુદ્ધ અને સમાન કક્ષાની અભિલાષાઓના મનોમથનમાથી ઉપસ્થિત થતુ દ્વંદ્વયુદ્ધ માનવીના મનને શ્રમિત અને વ્યથિત કરી મૂકે છે. દરેકના જીવનમા ઓછે-વધતે અંશે તેનો આવિર્ભાવ થાય છે. માનવીના જન્મની સાથે જ આવા સંઘર્ષો સર્જાતા હોય છે. તેનુ યોગ્ય નિરાકરણ કરવું તે ઘણી વાર માનવીની શક્તિ-મર્યાદા બહારની વસ્તુ બને છે. અહની અભિલાષા અને સમાજ-જીવનની જરૂરિયાતમાથી આવા વિઘ્નો પળે પળે સર્જાય છે અને આતર જીવનને વલોવી નાખે છે. પ્રામાણિકતા, ચારિત્ર્ય અને આદર્શ જીવન સાથે વ્યક્તિવિકાસનો સુમેળ કરવો અતિ કઠિન બને છે. વ્યક્તિત્વને છિન્નભિન્ન કરી નાખનારા મહાન પરિબળો આ જાતના સંઘર્ષમાથી જ સર્જાય છે. અને આ સંઘર્ષમા જ માનવી છેવટે માત થઈ જાય છે.

હવે આપણે આવા બહિર્મુખ અને અન્તર્મુખ વિઘ્નોનો પ્રતીકાર માનવી સામાન્ય રીતે કેવી રીતે કરે છે તે તપાસીએ. બહિર્મુખ વિઘ્નોનો સામનો કરવા માટે એક માત્ર સરસ પ્રતીકાર પ્રબળ અડગ પુરુષાર્થ છે. આ માટે એક સોરઠી દોહરો યાદ રાખવા જેવો છે:

"વિપત પડે ન વલખીએ, વલખે વિપત ન જાય;
વિપતે ઉદ્યમ કીજીએ, ઉદ્યમ વિપતને ખાય."

ઉદ્યમમાં પણ બુદ્ધિબળનો સહારો ઘણો જ કિંમતી હોય છે. બાગ, બગીચા અગર તો આવી કોઈ બાહ્ય વસ્તુની પ્રાપ્તિ માટે આ જ એક શ્રેષ્ઠ માર્ગ છે.

અંતર્મુખી વિઘ્નો વટાવી જવા માટેનો શ્રેષ્ઠ ઉપાય છે આત્મસંયમ. જાણ્યે-અજાણ્યે મોટો માનવી સમુદાયનો આનો ઉપયોગ પોતાના રોજિંદા જીવનમાં કરે જ છે. કોઈ વખત આનો ઉપયોગ ફરજિયાતપણે કરવો પડે છે. દરેકના જીવનની તે અનિવાર્ય હકીકત બને જ છે. પરંતુ સમજીને વૈજ્ઞાનિક રીતે તેનો જીવનમાં ઉપયોગ કરવા માટે તેનું મનોવૈજ્ઞાનિક રહસ્ય સમજવું વધારે ઉચિત છે. આત્મસંયમમાં આપણે બે તત્ત્વોનો સમાવેશ કરીએ છીએ. પ્રથમ તો અમુક વસ્તુનો આપણે "ત્યાગ" કરીએ છીએ. તેને માટે દૃઢ મનોબળ અગર તો સંકલ્પ-શક્તિની આપણને જરૂર તો પડે જ છે. પરતુ તેનાથી સઘળો ઉકેલ આવી શકતો નથી. આ મનોબળ પણ એક બાહ્ય દબાણ છે, અને તેનાથી માત્ર અભિલાષાઓનુ દમન થાય છે, પરંતુ તેનો સંપૂર્ણ ઉકેલ તેનાથી આવી શકતો નથી એ મનોવૈજ્ઞાનિક હકીકતને આપણે સ્પષ્ટપણે સમજી લેવી જોઈએ. જે વસ્તુને આપણે દમન કરવી પડે તે વસ્તુ આપણાથી જરૂર મહાન છે જ. તેના પર સંકલ્પબળથી વિજય મેળવ્યા છતાં પણ તેમા આપણી હાર છે, તેનુ આપણને ભાન હોવું જોઈએ. નમ્રપણે જીત્યા છતા હાર કબૂલવાથી મનોબળમા અત્યંત વધારો થાય છે. જાતીય વૃત્તિનુ સંપૂર્ણ દમન કર્યા પછી આપણા પૂજ્ય રાષ્ટ્રપિતા મહાત્મા ગાધીજીએ એંસી વર્ષે પણ તેનુ અસ્તિત્વ સ્પષ્ટ સ્વીકાર્યું છે આ રીતે તેનો સ્વીકાર કરવાથી તેના પરની આપણી જીત વધારે નક્કર બને છે. કેટલીક વાર તો અજાણપણે આપણી જાતને જ આપણે છેતરીએ છીએ, અને આવા કૃત્રિમ આત્મસંયમથી આપણો વિજય સહૃદયતાપૂર્વક આપણે માની બેસીએ છીએ.તેનાથી માનસિક વિકૃતિઓના કારણનુ જ્ઞાન આપણે ગુમાવી દઈએ છીએ. સાજો-સારો, બુદ્ધિમાન અને ડાહ્યો માણસ રાતોરાત કેમ ગાંડો થઈ જાય છે તે સમજાતું નથી. ખરી રીતે આવું આકસ્મિક કાંઈ બનતું જ નથી. આવે વખતે નિખાલસ સ્વભાવ હોય તો ઘણો ઉપયોગી નીવડે છે. કૃત્રિમ આત્મસંયમથી વસ્તુનો સંપૂર્ણ ઉકેલ થઈ શકતો જ

નથી એ મનોવૈજ્ઞાનિક સત્ય સદા સ્મરણ રાખવાથી આગળનો માર્ગ સહેલો બને છે. આ રીતે ફ્રોઇડ જેને અચેતન માનસિક સ્તર કહે છે તેમાં સરી જતી વૃત્તિને આપણે સચેતન માનસિક સ્તર પર રાખી શકીએ છીએ— જો કે આ ઘણું અઘરું કાર્ય છે; પરંતુ ટૂંકમાં આપણી નબળાઈઓ આપણે દાબી દીધી હોય અને તે જરાપણ દૃષ્ટિગોચર થતી ન હોય તો પણ તેના અસ્તિત્વનો સ્વીકાર વૈજ્ઞાનિકની દૃષ્ટિથી કરવો જોઈએ.

તદુપરાંત, મનોવિજ્ઞાનમાં તે નબળાઈઓના સંપૂર્ણ નિકાલ માટે એક બીજો ઉપાય દર્શાવેલ છે તેનાથી તે નિર્બીજ અવસ્થાને પ્રાપ્ત થાય, અને આત્મસંયમ સંપૂર્ણ બની શકે છે. આપણે તેને વિરેચનનું નામ આપી શકીએ. દાખલા તરીકે, આપણને ક્રોધનો આવેગ આવે છે આપણે તેને દાબી દઈએ છીએ: ત્યાર પછી પગ પછાડીને અગર તો મનમાં બબડીને પણ તે આવેગનો નિર્દોષ આવિષ્કાર (વિરેચન) આપણે થવા દેવો જોઈએ. ક્રોધને દબાવવો અને આવા બધા નિર્દોષ સમાજમાન્ય આવિષ્કારોને પણ સખ્તપણે દબાવી દેવાથી માથાનો દુઃખાવો, પાચનતંત્રમાં ખામી અને થાકનાં ચિહ્નો વર્તાશે. અને તેથી પણ વધુ ભયંકર માનસિક વિકૃતિઓમાં તેનું પરિણામ સંભવે છે. દરેક વ્યક્તિગત મનુષ્ય માટે અને જુદી જુદી સામાજિક પરિસ્થિતિને લીધે આવા માનસિક વિરેચ માટે એક જ નિશ્ચિત આવિષ્કાર કલ્પી શકાય નહિ. વ્યક્તિએ પોતાનાં અનુભવ અને સમજશક્તિનો ઉપયોગ કરી પોતાનો માર્ગ કાઢવાનો રહે છે. પરંતુ આ સામાન્ય વૈજ્ઞાનિક સત્ય ધ્યાનમાં રાખવાથી પોતાના માટે સંશોધન કરવું સુગમ પડશે.

*

## નવનીત

## અર્વાચીન યુગના મહર્ષિ—ધોન્ડો કેશવ કર્વે

સને ૧૮૫૮ના એપ્રિલની અઢારમી તારીખે મહારાષ્ટ્રમાં રત્નાગિરિની બાજુમાં આવેલ શેરવીલી નામના ગામે ગ્રામીણ પણ સુરમ્ય વાતાવરણમાં ધોન્ડો કેશવ કર્વેનો જન્મ થયા હતો, અને સને ૧૯૬૨ના નવેમ્બરની ૯મી તારીખની સવારે તેઓ હમેશને માટે આ દુનિયા છોડીને ચાલી ગયા છે. એમનું એકસો ને ચાર વર્ષનું લાંબુ જીવન ભાગ્યશાળી હતું. પણ સમાજ-સેવા પ્રત્યેના સમર્પણનો કેવો અદ્ભુત અને પ્રેરણાદાયી દાખલો! છેલ્લાં કેટલાં બધાં વર્ષોથી રાષ્ટ્રના સમાજસુધારકો એમને તો એક જીવતી-જાગતી અતિપૂજ્ય એવી સંસ્થા જ માનતા હતા. ઈ. સ. ૧૯૦૦માં જ્યાં એમણે 'વિધવાગૃહ' સ્થાપ્યું છે તે હિંગણે ગામ તો તીર્થસ્થળ બની ચૂક્યું છે. આ ગામમાં જે ઝૂંપડીમાંથી પોતાના પવિત્ર અને યશસ્વી કામની તેમણે શરૂઆત કરી હતી, તે જ ઝૂંપડીમાં આ પુણ્યાત્માએ પોતાનો દેહ છોડયો એ ખૂબ જ સૂચક છે. કર્વે ગયા છે, પણ આ સ્થળ આજની અને ભવિષ્યની પેઢીઓને માટે હમેશાં તીર્થસ્થળ બની રહેશે એ ચોક્કસ છે.

કર્વે પોતાના આખા જીવન દરમિયાન સમાજસેવામાં જ રચ્યાપચ્યા રહ્યા છે. તેમના જીવનના માત્ર ગણ્યાગાંઠયા પ્રસંગો અને મુખ્ય મુખ્ય પ્રવૃત્તિઓ તરફ સહેજ માત્ર દૃષ્ટિ કરતાં જ એ જણાઈ આવશે. કમનસીબે, કર્વે જ્યારે વિધુર બન્યા ત્યારે એમણે નિર્ણય કર્યો કે તેઓ પોતે વિધવા સ્ત્રીઓના જીવનને માટે કાંઈક કરશે. ઈ. સ. ૧૮૯૩ના માર્ચની ૧૧મી તારીખે ગોદુબાઈ નામની એક વિધવા મહિલા સાથે લગ્ન કરીને પોતાના આ નિશ્ચયને તેમણે વ્યવહારમાં મૂકી બતાવ્યો. કર્વેનાં ભવિષ્યનાં તમામ કાર્યોમાં તેઓ આ જીવન ભાગીદાર રહ્યાં અને જે કોઈ તેમના સંપર્કમાં આવતાં તે સર્વે તેમને 'બાયા'ના વહાલસોયા નામથી સંબોધતાં. તે સમય એવો હતો કે સમાજસેવાનું નામ લેવું કે સમાજસેવાની તરફદારી કરવી ભારે પડતી. તેમાંયે તેથી આગળ વધીને સમાજસેવાના સિદ્ધાંતને પોતે જાતે વ્યવહારમાં મૂકી બતાવવાનું કામ તો ભારે મુશ્કેલ કસોટી રૂપ હતું. આવી મુશ્કેલીઓનો સામનો તો કર્વે જેવા આત્મા જ કરી શકે.

કર્વેએ સન ૧૮૯૩માં અને ૧૮૯૬માં અનુક્રમે 'વિધવા પુનર્લગ્ન સમાજ' અને 'અનાથ બાલિકાશ્રમ સમાજ' નામની બે સંસ્થાઓની સ્થાપના કરી. પછી તરતમાં જ ઈ. સ. ૧૯૦૦માં 'અનાથ બાલિકાશ્રમ'ની સ્થાપના કરી. આ આશ્રમની પ્રવૃત્તિઓના સંચાલન માટે પૂના શહેરની ભાગોળે હિંગણે ખાતે એક નાની શી ઝૂંપડી ઊભી કરી. શરૂઆતમાં તો આઠ બાલવિધવાઓ અને ચાર કુમારિકાઓને આશ્રયસ્થાન અને રક્ષણ આપીને આશ્રમનું કામ શરૂ કરવામાં આવ્યું હતું. ઈ.સ.૧૯૦૮માં કર્વેએ 'નિષ્કામ કર્મ મઠ'ની સ્થાપના કરી. ૧૯૧૪માં ફર્ગ્યુસન કૉલેજમાંથી પ્રાધ્યાપકપદેથી નિવૃત્તિ લીધી અને પોતાના જીવનના વાનપ્રસ્થ તબક્કામાં પ્રવેશતાં સમાજ-સેવાના વિશાળ ક્ષેત્રમાં ઝંપલાવવા પ્રયાસો આરંભી દીધા. ઈ. સ. ૧૯૧૫માં મુંબઈ ખાતે મળેલી 'સમાજ સુધારક પરિષદ'નું પ્રમુખપદ શોભાવ્યું અને તરતમાં જ ૧૯૧૬માં મહિલાઓની યુનિવર્સિટી શરૂ કરવામાં આવી. લગભગ સાઠ વર્ષની ઉંમર તેમની આ તબક્કે થઈ ચૂકી હતી, છતાં પણ સમાજસેવાના કાર્ય માટેની તેમની ઝંખના અને ધગશ એક યુવાનને પણ શરમાવે એવાં જ અખંડ હતા. સિત્તેર વર્ષની વયે તો તેમણે વિદેશ ખેડયો અને ઘણું ફરીને આ સ્ત્રીઓની યુનિવર્સિટી માટે મોટી રકમ એકઠી કરી. ઈ. સ. ૧૯૪૮મા તેમણે 'જ્ઞાતિભેદ-નિવારણ સમાજ'ની સ્થાપના કરી. તેમને એક વાતની ખાતરી થઈ ચૂકી હતી, કે હિંદુઓમાં સામાજિક અસમાનતાઓ દૂર કરવા માટે આવું કાર્ય ખૂબ જરૂરી છે. ઈ. સ. ૧૯૫૩માં પૂના ખાતે ભરાયેલી 'સમાજ સુધારક પરિષદ'નું તેમણે ઉદ્‌ઘાટન કર્યું. આ વખતે તેમની વય ૯૩ વર્ષની હતી.

શરૂઆત ખૂબ જ નમ્ર હતી. કમનસીબ હિંદુ વિધવા સ્ત્રીઓને કેળવણી વગેરે આપીને મદદ કરવી એ શરૂઆતની પ્રવૃત્તિ હતી. પણ, જેમ જેમ તેનો ફેલાવો થતો ગયો, તેમ તેમ સમાજસેવાનાં અનેક ક્ષેત્રોને કર્વેની પ્રવૃત્તિએ આવરી લીધા. મનથી કર્વે હમેશા યુવાન જ રહ્યા છે અને તેમની જીવનદૃષ્ટિ હમેશાં સ્પષ્ટ જ રહી છે. પોતાના જીવનના અંત ભાગમાં તેઓ આખી માનવજાતના સુખ અને શાંતિ માટે વિચારવા લાગ્યા હતા અને વિશ્વમા ભાઈચારાની ભાવનાનો ફેલાવો થાય તેવી ઇચ્છા પણ તેઓ પ્રદર્શિત કરતા હતા. આવી એકધારી, કડક અને મક્કમ તપસ્યાથી લગભગ ૫૦ થી ૬૦ વર્ષ પછી, એક પ્રાધ્યાપક સંત બન્યા અને સાચા અર્થમાં મહર્ષિ તરીકેની સ્વીકૃતિ પામ્યા.

શરૂઆતમાં સમાજ સુધારાના ક્ષેત્રમાં કામ કરતાં જીવનના શરૂઆતના ભાગમાં કર્વેને ધિક્કાર, મશ્કરી વગેરેના ભોગ બનવું પડ્યું હતું. પણ પોતાની નમ્રતા, કાર્ય માટેની ગંભીરતા અને કાર્ય માટેની તેમની સમર્પણની ભાવનાને પરિણામે જે મશ્કરી કરવા આવ્યા તે જ તેમના શિષ્યો થઈને રહ્યા. પછી તો લોકો તરફથી પણ ઘણો આવકાર મળ્યો. ઈ. સ. ૧૯૪૨માં બનારસ યુનિવર્સિટીએ તેમને ડૉક્ટરેટની પદવી આપી, ઈ. સ. ૧૯૫૩માં પૂના, મુંબઈ અને એસ. એન. ડી. ટી. યુનિવર્સિટીમાં પણ આમ જ બન્યું. ઈ. સ. ૧૯૫૫માં તેમને 'પદ્મવિભૂષણ'નું પદ મળ્યું અને ૧૯૫૮માં રાષ્ટ્રનું મોટામાં મોટું 'ભારત-રત્ન'નું બિરુદ પણ તેમને આપવામાં આવ્યું.

મહર્ષિ કર્વેના જીવનમાંથી આપણને શું શીખવા મળે છે? એમનુ જીવન એક વાત તો ચોક્કસ બતાવે છે, કે સામાજિક સમાનતાની સ્થાપના માટે યોગ્ય સામાજિક કેળવણીનો ફેલાવો થાય તે અત્યંત જરૂરી છે કારણ કે તે જ લોકોના માનસમાં જીવનમૂલ્યો હાંસલ કરવા તાર્કિક બુદ્ધિ પ્રેરે છે. તેમનું કાર્ય એ પણ બતાવે છે, કે સામાજિક અસમાનતાની નાબૂદી કરવા માટે આપણે પોતે જ પ્રત્યક્ષ રીતે આપણા વતનથી આપણી સચ્ચાઈ બતાવવી પડે છે અને ગમે તે પ્રકારની હાંસી વગેરેનો હિંમતપૂર્વક સામનો કરવો પડે છે. એમનુ જીવન એ પણ બતાવે છે, કે હિંદુઓમાં ભાઈચારો અને સમાનતા સાચા અર્થમાં સ્થાપવાં હશે, તો જ્ઞાતિપ્રથાનુ નિવારણ કર્યે જ છૂટકો છે. વળી, સમર્પણ અને સતત પ્રયત્નોથી ગમે તેવું ભગીરથ કાર્ય પણ થઈ શકે છે તેનુ સચોટ દૃષ્ટાંત એ મહર્ષિનું જીવન છે. તેમની લાક્ષણિક નમ્રતાથી મહર્ષિ હમેશાં કહેતા: હું તો સામાન્ય માનવી છું. પણ આ અતિ વિશિષ્ટ સામાન્ય માનવીને અંજલિ અર્પતા તેમના જીવનના ગુણોની શીખ આપણે લેવી જોઈએ.

કોઈપણ માનવીને માટે હોઈ શકે તેવું સંપૂર્ણ તેમનું જીવન હતું. પ્રાચીન ભારતીય સમયના ઋષિ જેવું તેમનું

જીવન હતું. ઉપનિષદમાં જણાવ્યા પ્રમાણે સો વર્ષનું પૂર્ણ જીવન તેઓ જીવ્યા અને સમાજસેવાના કાર્યમાં ભીષ્મકાર્યપ્રણાલિ સ્થાપતા ગયા. શ્રીમદ્ભગવદ્ગીતાના છઠ્ઠા અધ્યાયમાં જણાવ્યું છે કે જે બીજાને પણ આત્મીય માને અને બીજાનાં સુખ-દુઃખને પોતાનાં માને તે યોગી છે. સ્વામીશ્રી વિવેકાનંદે પણ એ જ કહ્યું છે, કે ધર્મનો મુખ્ય હેતુ એ છે કે નિરાધાર વિધવાઓનાં આંસુ લૂછવાં, અથવા બાળકોને અને દુઃખી લોકોને સહાય કરવી. જો આ માપદંડોથી તપાસ કરીએ, તો ચોક્કસ મહર્ષિ કર્વે ખરેખર જ સંત હતા. ભારતરત્નના ગૌરવભર્યા ઇલકાબ-થી આપણે તેમને ઓળખીશું જ, પણ તેથી વિશેષ તો આજની તેમજ ભવિષ્યની પ્રજા તેમને મહર્ષિ કર્વે તરીકે હમેશ યાદ કરશે.

[ભારતની સુપ્રિમ કોર્ટના ન્યાયમૂર્તિ પી. બી. ગજેન્દ્ર-ગડકરના અંગ્રેજી લેખનો ભાવાનુવાદ, 'Yojana' પાક્ષિક (નવી દિલ્હી)ના તા. ૯ ડિસેંબર ૧૯૬૨ના અંકમાંથી, સાભાર.]

*

## કાયદો એટલે શું?

જ્યારે આપણે કાયદાની વાત કરીએ છીએ, ત્યારે સામાન્ય રીતે આપણે ધારાસભાઓએ પસાર કરેલા કાયદાઓનો, ન્યાયાધીશોએ જાહેર કરેલા નિર્ણયોનો અને વહીવટી ખાતાએ, લશ્કરી અમલદારે કે કારોબારી વિભાગના કોઈ એક મોવડીએ નિયત કરેલા હુકમોનો વિચાર કરીએ છીએ. બીજા શબ્દોમાં, કાયદાને આપણે સરકાર અને તેનાં આદેશો સાથે સાંકળીએ છીએ. અને જો પ્રસ્તુત દેશનું બંધારણ લેખિત હોય તો તે એ દેશનો સર્વોચ્ચ કાયદો છે.

છતાં પણ, તેના વ્યાપક અને બહોળા અર્થમાં કાયદામાં માનવવર્તનને આકાર અને સ્વરૂપ આપતી સર્વ અસરોનો સમાવેશ થાય છે. લોકોના હૃદયમાંથી આવતો આદેશ એ સહુથી વધુ અસરકારક કાયદો છે, એના મૂળો ગામના રિવાજમાં, કૌટુમ્બિક રૂઢિઓમાં, ધાર્મિક ઉપદેશોમાં કે ટોળીઓના વલણમાં પણ રહેલા હોય. ઘણું ખરું આ અનિવાર્ય પરિબળો હોય છે, જે પ્રત્યા-ઘાતોની અનેક ભાત ઉત્પન્ન કરે છે. સરકારના કોઈ પણ આદેશ કરતા તે વધુ શક્તિશાળી સંભવી શકે છે અને મોટે ભાગે તેમ જ હોય છે. ખરેખર, તેથી કુટુંબમાં, ટોળીમાં, ગામડામાં કે તેનાથી વધુ વિશાળ સમૂહમાં માનવસંબંધોનું લાંબા કાળથી સંચાલન કરનાર પુરાણાં રીત-રિવાજથી જો સરકારના આદેશો વિરુદ્ધ જતા હશે, તો તે કેવળ અર્થહીન બની રહેશે.

સૈદ્ધાન્તિક દૃષ્ટિએ, તેથી, કોઈ એક પ્રજા અથવા રાષ્ટ્ર માટેના કાયદા સંબંધિત પ્રજાની અભિલાષાઓનું પ્રતિબિંબ પડવું જોઈએ તેમજ તે (કાયદો) પ્રજાની ટેવ અને રૂઢિઓથી ઘણો બધો વેગળો પણ ન હોવો જોઈએ. તો પણ, આ જાતના દૃષ્ટિકોણ પર અમુક મર્યાદાઓ મૂકવાની હોય છે. એ નીતિને શબ્દશઃ વળગી રહેવાથી બળવાન કે શક્તિશાળી જૂથના પૂર્વગ્રહો બરોબર અડ્ડો જમાવી બેસે છે. આ પૂર્વગ્રહો આધુનિક પરિસ્થિતિ સાથે બંધબેસતા ના પણ હોય કે જાગ્રત (enlightened) અમલ સાથે સુસંગત ના પણ હોય.

તેથી આજે જ્યારે આપણે જાગ્રત લોકો માટે સંસ્કૃત સમાજની વિચારણા કરી રહ્યા છીએ ત્યારે કહીએ છીએ, કે કાયદાની દૃષ્ટિએ સહુ ધાર્મિક લઘુમતિઓને, બહુમતી જે દરજ્જો ભોગવી રહી છે તે મળવો જ જોઈએ. એનો અર્થ એ, કે આતાતુર્કે (Ataturk)એ તુર્કસ્તાનમાં સિદ્ધ કર્યું અને ભારતે તેના બંધારણમાં સમાવ્યું, તેવું રાજ્ય અને ચર્ચનું સંપૂર્ણ વિભાગીકરણ. જ્યાં સુધી આવી અલગતા નહિ હોય ત્યાં સુધી બહુમતીને માટે પોતાની માન્યતાને જ કાયદાનું સ્વરૂપ આપવાનું અથવા તેના પોતાના ધાર્મિક વિચારો અનુસાર કાયદો ઘડવાનું આકર્ષણ હમેશાં અપ્રતિહાર્ય બની રહેશે. પરંતુ લોકશાહીનો વિચાર તો એવો આગ્રહ રાખે છે કે ધાર્મિક માન્યતાઓ અને સ્વમતાગ્રહો (dogmas)નું કોઈ સ્થાન બંધારણમાં કે નીતિનિયમોમાં ન હોવું જોઈએ. અને, તેવી જ રીતે, બિનસાંપ્રદાયિક સરકાર કોઈ પણ રીતે ચર્ચનું નિયમન કે તેના પર અંકુશ ધરાવી શકશે નહિ. દરેકને પોતાનું આગવું ક્ષેત્ર છે, જેમાં તે સર્વોચ્ચ છે. બેમાંથી એક પણ બીજા પર અંકુશ નથી ધરાવતા.

બહુમતી પર અન્ય બીજાં પણ સખ્ત નિયંત્રણો મૂકવાં જ જોઈએ. આવેગની તીવ્રતામાં ધાર્મિક મતભેદ

પછી બીજા નંબરે જાતીય ઘર્ષણુ આવે છે. જગતના તખ્તા પર મોટા પ્રમાણુમાં જાતીય ઘર્ષણુ શાપરૂપ જણાઈ રહ્યુ છે. આ મતભેદો માત્ર એક રાષ્ટ્ર પૂરતા જ મર્યાદિત રહ્યા નથી; તેમજ પ્રેસિડેન્સ વિરુદ્ધ નિગ્રો પૂરતા મર્યાદિત નથી. મેં જોયેલી અતિતીવ્ર અને ઝેરીલી જાતીય દુશ્મનાવટમાની કેટલીક ઘઉંવર્ણી ચામડીવાળા અને પીળી ચામડીવાળા લોકો વચ્ચે પ્રવર્તે છે. આજે આવા ભિન્ન જાતીય જૂથોમાથી ઘણા નવા રાષ્ટ્રો ઊભાં કરવામા આવ્યા છે. જાતિ કે જે એક કેન્દ્રવિરોધી પરિબળ તરીકે આ નવા રાષ્ટ્રોને છૂટા પાડે છે, તેને અટકાવવા માટે જાતિ કે રંગના મતભેદ વિના દરેક વ્યક્તિને સંપૂર્ણ રાજકીય સમાનતા બક્ષવામા તે અગત્યનુ—નિર્ણયાત્મક રીતે અગત્યનુ—છે.

અદાલતો પણ, કોઈ પણ ઝનૂની બહુમતી અથવા ધારાકીય પ્રપંચ જેટલા જુલ્મી હોઈ શકે તેટલી જ જુલ્મી સંભવી શકે. અમેરિકાના હક્કના ખરડા (Bill of Rights) પર નજર ફેંકતા માલૂમ પડે છે, કે મોટા ભાગની બાહેધરી ન્યાયતંત્રની સ્વતંત્રતા પર થતી ઘૂસણખોરી વિરુદ્ધ મૂકવામાં આવી હતી.

કાયદો અને વ્યવસ્થા એ જ સમાજના એકમાત્ર ધ્યેયો નથી. તે તો રાજકીય પક્ષની કડક પકડ ધરાવતા, જેવા કે સામ્યવાદી અમલ અને મજબૂત પોલીસ દળ, લગભગ કોઈ પણ દેશમાં હોઈ શકે. ન્યાય તો એક વધુ ઉચ્ચતર અને વધુ ઉમદા ધ્યેય છે. બધા સંસ્કૃત સમાજોનુ—પછી તે સમવાયી પદ્ધતિની કે એકતંત્રી સ્વરૂપની સરકાર હોય—તે ધ્યેય છે. સમવાયી પદ્ધતિમા તો હક્કનો ખરડો કેટલે અંશે ઘટક રાજ્યો તેમજ સમવાયી સરકારને લાગુ પડે છે, તેની પણ ગાઢ અને સીધી અસર આ ન્યાયના તત્ત્વ પર હોઈ શકે.

બધારણ ગમે તેટલું લાંબુ હોય, હક્કનો ખરડો ગમે તેટલી વિગતોથી ભરપૂર હોય, તો પણ ન્યાય જે કાયદાનું ખરું પરિણામ છે તેની ખાતરી નથી આપી શકાતી. ન્યાય તો સમાજ અને રાષ્ટ્રીય વલણોનુ પરિણામ છે. ટોળા અને રોજબરોજના આવેગથી પર એવા સ્ત્રી અને પુરુષો વડે તેનુ પોષણ થાય છે. મનુષ્યનાં બધાં ધ્યેયોમાં ન્યાય પાછળની દોટ સહુથી વધુ ભ્રાંતિજનક છે.

[મુબઈના એશિયા પબ્લિશિંગ હાઉસની માસિક પત્રિકા 'The Asia Bulletin'ના એક અકમાંના અમેરિકન સુપ્રિમ કોર્ટના ન્યાયાધીશ વિલિયમ ઓ. ડગલાસના સંક્ષિપ્ત અંગ્રેજી લેખનો અનુવાદ. સાભાર.]

*

## જ્વાળામુખીને આરે ઊભેલું દક્ષિણ અમેરિકા

દક્ષિણ અમેરિકા દીર્ઘ નિદ્રામાંથી જાગી રહ્યું છે એમ કહેવું ભાગ્યે જ સાચું કહેવાય. નિદ્રા લીધાને તો લાંબો સમય પસાર થઈ ગયો. વિશ્વના આ વિભાગમા લાંબા સમય સુધી મહેલોની ક્રાંતિ જાણે જીવનરીતિનું એક પાસું જ બની ગઈ હતી. ત્યાં સરમુખત્યારશાહી આવી છે અને ગઈ છે. જ્યારે સરમુખત્યારી ન સ્થપાઈ હોય ત્યારે એકાદ સાસ્થાનિક સત્તા અથવા અમેરિકન નૌકાકાફલાની હકૂમત સ્થપાયેલી માલૂમ પડી છે.

આથી જ દક્ષિણ અમેરિકાએ ગતિમાન થવાની શરૂઆત કરી છે એમ કહેવુ સાચુ નથી. પરંતુ ગરબડ ગોટાળાવાળા લાંબા ઇતિહાસની ઢંગધડાવગરની બિનઅસરકારક ચળવળના લાંબા ઇતિહાસ પર આજે પ્રકાશ કેન્દ્રસ્થ થયો છે. એ કેન્દ્ર તે દક્ષિણ ખડના ઉત્તરે ૬૦૦ માઇલ અને મધ્ય અમેરિકાથી પૂર્વમા ૧૫૦ માઇલ પર આવેલો ક્યુબા નામનો બેટ છે.

ઐતિહાસીક દષ્ટિએ ક્યુબાની સમસ્યાઓ બાકીના લૅટીન અમેરિકાની સમસ્યાઓ જ છે. આ સમસ્યાઓ એટલે સંસ્થાનવાદ, યુ. એસ. એ. દ્વારા થતું શોષણ, કગાલિયત અને રાજદ્વારી સરમુખત્યારશાહી. ક્યુબાએ આ સમસ્યાનો મોઢામોઢ સામનો કર્યો છે અને વિજય પ્રાપ્ત કર્યો છે.

ક્યુબામાં 'યુ. એસ. એ.'ના શોષણનો અંત આવ્યો છે. દારિદ્રયના મૂળમા જ ઘા કરવામાં આવ્યો છે. લાંચરુશવતની સાફસૂફી થઈ ગઈ છે. અને લોકાને તેમના જીવન પર પ્રભુત્વ પ્રાપ્ત કરવા મુક્ત કરવામાં આવ્યા છે.

આથી બાકીના લૅટિન અમેરિકાની આંખો ક્યુબા પર જ મંડાઈ છે. અમેરિકન ઉદ્યોગપતિઓ સહિત સરમુખત્યારો અને એમના ખુશામતિયાઓ પણ ભય સહિત ક્યુબાને નિહાળી રહ્યા છે, કે રખેને આ પ્રકારનુ

પુનરાવર્તન પોતાના દેશમાં થાય અને વધારે શક્તિશાળીઓ પોતાને સ્થાનભ્રષ્ટ કરે.

અને ૨૦ કરોડની લૅટિન અમેરિકાની પ્રજા પણ ક્યુબા તરફ નિહાળી રહી છે. કેટલાક તો શું ચાલી રહ્યું છે એ સમજતા જ નથી. કેટલાક તેમના રાજકર્તાઓની શક્તિ દ્વારા તેમના મનને અપાયેલા વળાંકને લીધે જોઈ શકતા નથી. પરંતુ જેમની દૃષ્ટિ ક્યુબાને નિહાળે છે અને સમજી શકે છે, તેમને માટે એ આશા અને મુક્તિનું મહાન પ્રતીક છે.

લૅટિન અમેરિકામાં લોકશાહી અને સ્વાતંત્ર્યનો સંગ્રામ હજી સમય લેશે. પરંતુ આ સંગ્રામની ભૂમિકા એના વાચકોને પૂરી પાડવા લૅટિન અમેરિકા જૂથ તરીકે ઓળખાતા કેટલાક દેશોની સંક્ષિપ્ત માર્ગદર્શિની નીચે પ્રમાણે છે:

આ હકીકતો એકત્ર કરવા યુનાઇટેડસ્ટેટ્સના "પ્રોગ્રેસિવ" નામના માસિકના તાજેતરના અંકમાં તેના મંત્રી મૉરિસ એચ. રુબિને લખેલા "Dynamite on our Doorstep" નામના હેવાલનો બહોળો ઉપયોગ કર્યો છે. અમેરિકાની ભાષામાં "પ્રોગ્રેસિવ" માસિક (Left-wing) ડાબીપાંખિયું છે અને બ્રિટિશ પારિભાષિક શબ્દમાં એને Left-of-centre કહી શકાય. એ કૅસ્ટ્રો-વિરોધી છે. અને બ્રિટિશ ભાષામાં જેને સાચી ઉદ્દામવાદી ચળવળ કહીએ એ અંગે (એ પત્ર હમેશાં) શંકાશીલ છે. પરંતુ એનો અર્થ એ, કે લૅટિન અમેરિકામાંના બનાવોમાં યુ. એસ. એ. એ ભજવેલા ભાગને વખોડી કાઢવાનું આ પત્રનું કાર્ય વધુ અસરકારક અને પ્રમાણભૂત બને છે.

## ઊકળતા ચળવળના આંકડા

૨૦ કરોડની પ્રજા યુ. એસ. એ. કરતાં માતબર જમીનના અઢી ગણા જથ્થાનો કબજો ધરાવે છે, એવું લૅટિન અમેરિકા એક જ પાકના અર્થકારણથી પીડાયેલું અને નિકાસ પરના અવલંબનથી પંગુ છે. નિરક્ષરતાથી સમસ્યાયુક્ત બનેલું, વધતા ફુગાવાથી અને વિશ્વના ગગડેલા ભાવોથી સંતાપાયેલું તેમજ કરની ચૂકવણીમાં મર્યાદાવિહીન બનેલું છે. તદુપરાંત, એક વખતનો શાંત છતાં હાલમાં ખળભળી ઊઠેલો દરિદ્ર વર્ગ અને બેહદ સ્થિતિસંપન્ન વર્ગ વચ્ચે તે વહેંચાયેલું છે.

* લૅટિન અમેરિકાના ૨ ટકાથી ઓછા લોકો તેની ૫૦ ટકા જેટલી સંપત્તિની માલિકી ધરાવે છે. ચિલીમાં ૧ ટકા લોકો ૪૩ ટકા જમીન પર કાબૂ ધરાવે છે. પેરેગ્વેમાં ૫ ટકા ખેતરોનાં એકમો કુલ એકરના ૯૪ ટકા જેટલી જમીન ધરાવે છે.

* મોટે ભાગે સરકારની અથવા એમનાં ધરોની માલિકી ધરાવતા સંપત્તિવાન જમીનમાલિકોની અણધારી મહેરબાની પર જીવતા ૮૦ ટકા લોકોને એ ઉદાસીન શૃંખલામાં જીવવા કરતાં બીજું કંઈ જ કરવાનું હોતું નથી.

* મધ્ય અમેરિકામાં પ્રમાણમાં સાક્ષર અને વૈભવશાળી કોસ્ટારિકામાં વ્યક્તિદીઠ વાર્ષિક આવક ૧૦૦ પાઉન્ડથી માંડીને ઘોર અંધારા કેદખાના જેવા નિકારાગુઆમાં ૫૫ પાઉન્ડ સુધીની રહે છે.

* ૧૯૬૦ દરમિયાન, વિશેષ અધિકાર વિનાના મોટા ભાગના લૅટિન અમેરિકનોએ તેઓના કુલ માલના ઉત્પાદનમાં અને વ્યવહારનાં સાધનોમાં વધારો કર્યો તેના કરતાં પાંચ ગણી વધુ ઝડપથી વસ્તીમાં વધારો કર્યો છે.

* નિરક્ષરતા તો હૈયું ચીરી નાખે એટલી વધારે છે. સમગ્ર લૅટિન અમેરિકન પ્રજા માટે વાચનવચના ૫૦ ટકાથી માંડીને હૈતીની સરમુખત્યારશાહીમાં ૮૯ ટકા અને બોલિવિયા, ગ્વાટેમાલા અને હૉન્ડુરાસમાં ૭૦ ટકા સુધી નિરક્ષરતા પહોંચે છે. સંયુક્ત રાષ્ટ્રસંસ્થાએ કાઢેલા અંદાજ અનુસાર લૅટિન અમેરિકાના ભણતર શરૂ થવાની રાહ જોતા ૧ કરોડ ૯૦ લાખ બાળકોને તેમનું પ્રાથમિક શિક્ષણ આપવું હોય તો ૫ લાખ પ્રાથમિક શિક્ષકો અને એટલા જ નવા વર્ગોની જરૂર પડે એમ છે.

* લૅટિન અમેરિકાના અર્ધાથી મોટા ભાગના લોકો અપૂરતા પોષણવાળા છે. અર્ધાથી મોટા ભાગના ચેપી રોગો તથા આહારવિષયક રોગોથી પીડાય છે. અર્ધાથી વધારે ભાગના લોકોને પથારી પણ સૂવા મળતી નથી. અને જમીનમહેસૂલની અર્ધ સામંતશાહી પરિસ્થિતિમાંથી કોઈ વધારે સારો અને આશાપ્રદ છુટકારાનો રસ્તો ન હોવાથી એવી પરિસ્થિતિમાં જ અર્ધાથી વધારે લોકો કામ કરે છે.

* સામ્યવાદવિરોધી મોરચો ઊભો કરવા માટે 'યુ. એસ. એ.'ના દબાણના કારણે અંદાજપત્રના ૫૦ ટકા ખર્ચ લશ્કરી કામગીરી માટે વાપરતાં લૅટિન અમેરિકાના નિઃસત્ત્વ દેશો લથડિયાં ખાતાં અંદાજપત્રોથી લદાયેલાં છે. સરમુખત્યારશાહી દેશોમાં લશ્કરી દળોએ સામ્યવાદ અટકાવવાનો જો કોઈ ભાગ ભજવવાનો હોય તો તે બહુ જ થોડો છે. એ દળોનો ઉપયોગ પ્રજા પર પકડ જમાવવામા થાય છે.

* લૅટિન અમેરિકાની વસ્તી ૧૯૨૦થી ૧૯૫૬ દરમિયાન બમણી થઈ છે. અને તે વર્ષે ૨·૫ ટકા લેખે વધે છે. આ આંક વિશ્વમા સહુથી વધુ છે.

* ત્યાંનું સરેરાશ આયુષ્ય ૪૫ વર્ષથી પણ ઓછું છે. 'યુ. એસ. એ.'માં એ લગભગ ૭૦ વર્ષ જેટલું છે.

જુલાઈ ૧૯૪૫થી જુલાઈ ૧૯૬૦ દરમિયાનમાં 'યુ. એસ. એ.' એ સમગ્ર વિશ્વમાં આપેલી મદદના ૩ ટકાથી પણ ઓછી મદદ લૅટિન અમેરિકાને મળી છે. યુરોપને ૪૧·૧ ટકા મદદ મળી છે. દૂર પૂર્વમાં ૧૭·૨ ટકા અને મધ્ય પૂર્વમાં ૧૧·૩ ટકા જેટલી છે.

પરંતુ 'યુ. એસ. એ.'ના શાખપડોશીને અપાયેલી નાની ટકાવારી કરતાં વધુ અગત્યની વસ્તુ તો—જેમ જેમ દક્ષિણ તરફ જઈએ તેમ તેમ—એ મદદના પાછળના હેતુઓ છે. મોરિસ રુબિન્સનો 'પ્રોગ્રેસિવ'માંનો હેવાલ નીચે પ્રમાણેની કેટલીક ઉક્તિઓનો સમાવેશ કરે છે.

ઍડલે સ્ટિવન્સનઃ– 'આઇઝનહોવરનો કારભાર મૂળભૂત રીતે લૅટિન અમેરિકાને લોકશાહી માટે નહિ પરંતુ 'યુ. એસ. એ.'ના વેપાર માટે સલામત બનાવવા સાથે સંબંધ ધરાવે છે.'

સેન્ટ. લુઈ ના 'પોસ્ટ–ડિસ્પૅચ' માટે સમગ્ર લૅટિન અમેરિકામાં પ્રવાસ કરનાર પત્રકાર રિચાર્ડ ડડમનઃ– 'ઇષ્ટ કાર્ય અને સાંસ્કૃતિક આપ–લે પરના તેના ભાર છતાં કાર્યક્રમનો ખરો હેતુ વધારાના કરો અને મજૂર કાયદાઓ સામે ખાનગી મિલકતનુ રક્ષણ કરવાનો છે. ........... લૅટિન અમેરિકા માટે લોકશાહીમાં અવિશ્વાસ અને સરમુખત્યારશાહીની પસંદગી—એ આ દેશોમાંના 'યુ. એસ. એ.'ના વેપારી વર્ગમાં પ્રવર્તતી લાગણી છે. વારંવાર એવા ખાનગી અભિપ્રાયો સાંભળવામા આવ્યા હતા કે વેનેઝુએલામાં પિરેઝ જિમેનિઝ, કોલંબિયામાં રોજાસ પિનિલા અને પેરુમાં મેન્યુઅલ ઓર્ડિયાના અમલમાં વેપાર ઘણો સારો હતો."

લૅટિન અમેરિકાના અધિકારી પાસેથીઃ– "દસકાઓ સુધી 'યુ. એસ. એ.' એ અમારી સાથે ફક્ત નફામાં જ રસ ધરાવતા એક કડક કાળજાવાળા બૅન્કરની માફક વર્તાવ કર્યો છે."

મેક્સિકોના એક રાજદ્વારી અને મુત્સદ્દી ડૉ. એઝકિલ પેડિલા તરફથી એવી માગ થઈ છે, કે જેમણે 'યુ. એસ. એ.'ના લાભમાં મહેનત કરી હોય તેમને તેમની મહેનતના ફળમાં લાભ મળવો જોઈએ.

"યુ. એસ. એ.'ની સંપત્તિની પેદાશમાં અને ઔદ્યોગિક વિકાસ માટે ઉત્તર અમેરિકાના ઉદ્યોગો માટે અનિવાર્ય એવો કાચો માલ ખાણોના તળિયેથી અને કૃષિક્ષેત્રે ઉત્પાદન કરવા માટે લૅટિન અમેરિકાના મજૂરોની એક આખી પેઢીનાં કાર્ય અને જીવનનો ફાળો જમા થયેલો છે.........'યુ. એસ. એ.'ની આર્થિક પ્રગતિમાં ફાળો આપવા અમારી ગરીબ પ્રજાએ દસકાઓ સુધી સખ્ત પરિશ્રમ કર્યો છે અને યાતનાઓ સહી છે. એટલે જ જેમણે પોતે ભોગ આપ્યો છે, તેઓ તેમના લાભનો પોતાનો હિસ્સો મેળવે એટલા સારુ અમારા સર્વ લોકો માટે ઔદ્યોગીકરણ થાય, ભાવો અને ઉત્પાદનનું સંચાલન કરે એવી આર્થિક નીતિના અભાવનો લૅટિન અમેરિકા વિરોધ કરે છે એ સમજવું અઘરુ નથી."

**જ્યાં ઉદ્દામવાદી ઝોક આવવાની શક્યતા છે એવા દેશો :–**

**વેનેઝુએલા**

"૬૫ લાખની વસ્તીવાળા અને ૩૫૨૦૫૧ ચોરસ માઈલના ક્ષેત્રફળવાળુ વેનેઝુએલા સરમુખત્યાર પિરેઝ જિમેનિઝના હાથ નીચે સ્વાતંત્ર્યના સંપૂર્ણ નિષેધ, ખાનગી અને જાહેર અનૈતિકતા, પોલિસોની પાશવતા, જુલ્મ અને વિસ્તૃત જાસૂસી જાળ સાથેનું રાક્ષસી લાંચિયું પોલિસરાજ હતું." —મૉરિસ રુબિન

સામ્યવાદ સામે લડી રહી છે એવા આધારે 'યુ. એસ. એ.'એ સત્તાને શસ્ત્રબદ્ધ કરી અને આઇઝનહોવરે જિમેનિઝને "ઑર્ડર ઑફ મેરિટ" નવાજેશ કર્યો.

એને ૧૯૫૯ના ફેબ્રુઆરીમાં આમ જનતાના બળવાએ સ્થાનભ્રષ્ટ કર્યો.

પ્રમુખ રોમુલો બેટનકોર્ટની સત્તા હેઠળ હાલ અહીં બેથી વધુ વર્ષથી બંધારણીય સરકાર છે. ડેમોક્રેટિક ઍક્શન પાર્ટી અને સોશિયલ ક્રિશ્ચિયન્સની બનેલી સંયુક્ત સરકાર સૈદ્ધાંતિક રીતે તો ક્રમશઃ ભૂમિવિષયક સુધારા અને રાષ્ટ્રીય પેટ્રોલિયમ કંપની માટે બંધાયેલી છે. વેનેઝુયેલા વિશ્વમાં બીજા નંબરનો પેટ્રોલ પેદાશ કરનારો દેશ છે. પરંતુ એની ગતિ એટલી ધીમી છે, કે સહુથી વધુ રૂઢિચુસ્ત અમેરિકન રિપબ્લિક પક્ષના કેટલાક પ્રવક્તાઓ પણ એમાં સંમત છે.

વિરોધપક્ષોમાં (૧) મવાળ પાંખના રિપબ્લિકનો, (૨) ગયા વર્ષે ડેમોક્રેટિક ઍક્શન પાર્ટીમાંથી છૂટા પડેલા ચેમ્બર ઑફ ડેપ્યુટીઝમાં ૧૩૩માંથી ૧૫ બેઠકો અને સેનેટમાં ૫૧માંથી ૧ બેઠક ધરાવનાર – ઉદ્દામવાદી ક્રાંતિકારી સમાજવાદી પક્ષ છે. અને (૩) નાનો સરખો સામ્યવાદી પક્ષછે.

બેટનકોર્ટના અમલને સામ્યવાદી તરીકે વખોડી નાખતા 'યુ. એસ. એ.'ના વેપારી હિતોએ મવાળ પાંખને આપેલા ટેકાને લીધે તથા બેટનકોર્ટની ધીમી ગતિ તરફ અને ક્રાંતિકારી ક્યુબાની સિદ્ધિ તરફ આંગળી ચીંધતા ઉદ્દામવાદીઓને લીધે હાલની પરિસ્થિતિ ખૂબ જ અસ્થિર છે. મેક્સિકોને બાદ કરતાં લેટિન અમેરિકાના તમામ દેશોમાં સહુથી બળવાન મજૂર ચળવળ વેનેઝુયેલામાં છે.

## ચિલી

૭૫ લાખની વસ્તીવાળા ચિલીમાં મવાળપક્ષી પ્રમુખ જોર્જ આલેસેન્ડ્રી રોડ્રીગ્યુ અને ઉદ્દામવાદી સંયુક્ત સરકાર છે. ૧૯૫૮ની ચૂંટણી દરમિયાન આલેસેન્ડ્રીએ પ્રમુખપદના ઉદ્દામવાદી ઉમેદવાર સાલ્વેડોર આલેન્ડેને ફક્ત થોડાંક વધુ મતથી જ હરાવ્યા હતા.

શાસ્ત્રીય રીતે જોતાં સરકાર બિન-પક્ષીય છે. સરકારને સામાન્ય ટેકો આપતા પક્ષોમાં જહાલો દરેક ગૃહમાં સહુથી મોટો પક્ષ છે. સમાજવાદીઓની સેનેટમાં ૪૫માંથી ૮ અને ચેમ્બર ઑફ ડેપ્યુટીઝમાં ૧૪૭માંથી ૯ બેઠકો છે. સામ્યવાદીઓની નીચલા ગૃહમાં ૬ બેઠકો છે. આ ઉપરાંત, રાષ્ટ્રીય પક્ષ અને ક્રિશ્ચિયન ડેમોક્રેટિક પક્ષ પણ છે.

વિરોધપક્ષે વેપારી વર્ગનું પ્રતિનિધિત્વ ધરાવતો મવાળપક્ષી શક્તિશાળી લિબરલ પક્ષ અને જૂના જમીનદારોના ભદ્રસમાજ સાથે ઐતિહાસિક રીતે સંકળાયેલો રૂઢિચુસ્ત પક્ષ છે.

## કોલંબિયા

લૅટિન અમેરિકાના કોઈપણ દેશના કરતાં બંધારણીય સરકારની લાંબી પ્રણાલિકાવળા કોલંબિયા દેશમાં આજે સરમુખત્યારશાહી પણ નથી અને લોકશાહી પણ નથી.

"૧૫૦ લાખની વસ્તીવાળો અને ૪૪૭૭૩૫૬ ચો. મા.ના ક્ષેત્રફળવાળો આ દેશ દસકા પહેલાં સરમુખત્યારશાહીને તાબે થયો." અસંખ્ય ધરપકડો અને ખૂનો તથા લાંચરુશવતથી અંકિત થયેલા ઘાતકી, આડંબરી અને સત્તાભૂખ્યા જુલ્મગાર જનરલ રોજાસ પિનિલાના રાજ્યઅમલનો આ સહુથી નિર્દય અને અંતિમ તબક્કો હતો."
—મૉરિસ રુબિન

૧૯૫૮ના ઉનાળામાં આ સરમુખત્યારના પતન અંગે અભૂતપૂર્વ રાષ્ટ્રીય પર્વ ઉજવાયું. છતાં સરમુખત્યારશાહીના આગમન પહેલાં જે આંતરવિગ્રહ થયો હતો તેવા આંતરવિગ્રહ તરફ વળવા માટે થોડીક જાહેર ઇચ્છા લોકોમાં હતી.

રોજાસના પતનથી તેના હિમાયતી રૂઢિચુસ્ત અને લિબરલ પક્ષો સંયુક્ત મોરચો રચવા સંમત થયા. આ વ્યવસ્થા અનુસાર સેનેટમાં ૪૦ લિબરલો અને ૪૦ રૂઢિચુસ્તો અને પ્રતિનિધિસભામાં ૭૬ લિબરલ અને ૭૬ રૂઢિચુસ્તો છે. સરકારમાં સ્થિરતા લાવવા માટે રચાયેલી હોવા છતાં આ વ્યવસ્થા ખૂબ જ બિનસલામત છે. રૂઢિચુસ્ત પક્ષના અંતિમવાદીઓ અને લિબરલ પક્ષના ઉદ્દામવાદીઓ–એ બન્ને આનો વિરોધ કરે છે. તેમની દલીલ એવી છે, કે બન્ને ગૃહોની રચના જાહેર મતનું પ્રતિબિંબ વ્યક્ત કરતી નથી. છતાં બંધારણીય રીતે ૧૯૭૨ સુધી અમલી હોવાથી આ વ્યવસ્થા તો ફક્ત ક્રાંતિ દ્વારા જ બદલી શકાય.

છે, ફેરફારક્ષમ છે અને ધીરાણમાં એકરૂપતાની અપેક્ષા પણ રાખવામાં આવી નથી.

આ સંસ્થાની નીતિને સ્થિર થવા માટે હજી સમયની ઘણી જરૂર છે. આ સંસ્થા પૂર્ણપણે ફેરફારક્ષમ રહે એવી જે અપેક્ષા છે તે ફળીભૂત થશે એવી આશા અસ્થાને નથી. અને સંસ્થાના ચારિત્ર્ય પરથી અત્યારે એમ લાગે છે, કે આ સંસ્થાને પોતાની કામગીરી માટે વિશાળ ક્ષેત્ર અને ઘણું કામ મળી રહેશે.

× × ×

વિશ્વબૅંક અને તે સાથે જોડાયેલી આ બન્ને નાણાકીય સંસ્થાઓનું કાર્ય માત્ર નાણાંની લેવડદેવડમાં જ પૂરું થતું નથી.

ઘણી વખત આંતરરાષ્ટ્રીય ક્ષેત્રના ઝઘડાઓના નિવારણ માટે વિશ્વબૅંકને આમંત્રણ આપવામાં આવેલ છે. સૂએઝ નહેરના રાષ્ટ્રીયકરણ વખતે વળતરના પ્રશ્નમાં, ભારત–પાકિસ્તાન વચ્ચેના નહેરના પાણીની વહેંચણીના પ્રશ્નમાં વગેરે બાબતોમાં વિશ્વબૅંકની કામગીરી સ્તુત્ય છે.

ટેકનિકલ સહાયના ક્ષેત્રે પણ આ સંસ્થાઓ કામગીરી બજાવે છે. ટેકનિકલ નિષ્ણાતો મોકલીને તપાસ કરીને રાષ્ટ્રોના આર્થિક વિકાસને કેમ ઝડપી બનાવવો તે ક્ષેત્રે પણ આ સંસ્થાઓની કામગીરી ઘણી જ પ્રશંસાપાત્ર છે. ફોર્ડ ફાઉન્ડેશન અને રૉકફેલર ફાઉન્ડેશનની મદદથી ૧૯૫૬-માં વૉશિંગ્ટન ખાતે ઈકૉનૉમિક ડેવલપમેન્ટ ઇન્સ્ટિટ્યૂટ (Econmic Development Institute)ની સ્થાપના કરવામાં આવી છે. આ સંસ્થા વિવિધ દેશોના અધિકારીઓને વિશિષ્ટ પ્રકારની કેળવણી આપવાનું કામ કરે છે.

આમ, વિશ્વબૅંક અને તેની સાથે જોડાયેલી આ બન્ને સંસ્થાઓ આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે આર્થિક વિકાસ માટે સારી પેઠે સફળ પ્રયત્નો કરી રહેલ છે. આ સંસ્થાઓનું ભવિષ્ય ઉજળું છે એવી આશા અસ્થાને નથી.

× × ×

[વિશ્વબૅંક અને સંલગ્ન સંસ્થાઓની કામગીરી વિષેનું ઉપરોક્ત લખાણ મી. રિચર્ડ્સના લંડન ખાતેના તા. ૨૯–૯–૬૧ના ભાષણ પરથી. સાભાર.]

*

# દેશવિદેશના પ્રવાહો

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

## ડૉ. રાજેન્દ્રપ્રસાદને અંજલિ

ભારતરત્ન ડૉ. રાજેન્દ્રપ્રસાદનું ૨૮ ફેબ્રુઆરીએ રાતે દુઃખદ અવસાન થયું. એમનું સ્વાસ્થ્ય વર્ષોથી સારું નહોતું, દમનો વ્યાધિ એમને સતત હતો, જિંદગીભર ભારે પુરુષાર્થ અને સંગ્રામ કરવામાં તેઓ ઝઝૂમેલા અને એમની ઉંમર ૭૮ વર્ષની હતી. એટલે રાજેન્દ્રબાબુનું અવસાન દુઃખદ લાગે તો પણ આવી આફત કદાચ સહન કરી શકાત. પરંતુ જે ઓચિંતી રીતે તેઓ આપણી વચ્ચેથી ચાલ્યા ગયા એને કારણે આપણાં દિલોમાં શોક સાથે આઘાતની લાગણી જન્મે એ સ્વાભાવિક છે.

ડૉ. રાજેન્દ્રબાબુ ભારતના પ્રથમ રાષ્ટ્રપતિ હતા. સને ૧૯૫૦થી ગયા વર્ષની ૧૨મી મે સુધી તેઓ એ પદ પર રહ્યા. એમની તબિયત સારી હોત અને એમની ઉંમર થોડી ઓછી હોત, તો તેઓ એ પદ પર ફરી ત્રીજી વાર ચાલુ રહેત; નવી દિલ્હીના રાષ્ટ્રપતિભવન સાથે રાજેન્દ્રબાબુનો રાષ્ટ્રીય પુરુષાર્થ એટલો બધો ગાઢ રીતે સંકળાએલો હતો. રાષ્ટ્રપતિ થતાં પહેલાં ડૉ. રાજેન્દ્રબાબુ ભારત સરકારના પ્રધાનમંડળના સભ્ય પણ હતા અને બંધારણસભાના પ્રમુખપદને પણ એમણે જ શરૂથી છેક સુધી શોભાવ્યું હતું. સ્વરાજ્ય મળ્યા પછીનાં વર્ષોમાં જે અનેક રથી–મહારથીઓ સત્તાપ્રતિષ્ઠાનાં સ્થાનો પર રહ્યા, તે સહુમા આમ રાજેન્દ્રબાબુનું સ્થાન ઘણું ઊંચું હતું.

ડૉ. રાજેન્દ્રપ્રસાદ ખૂબ બુદ્ધિશાળી હતા. પ્રખર કાયદાપંડિત, વિદ્વાન લેખક અને બાહોશ જાહેર કાર્યકર તરીકે તેઓ તરત પંકાયા. ગાંધીજીના સમાગમને કારણે રાજેન્દ્રબાબુના જીવનની નૌકાએ, અન્યની જેમ, જુદો અને સુંદર વળાંક લીધો. ગાંધીજી સાથે જેઓ અતિ

[અનુસંધાન પૂઠાના ત્રીજા પાને]

તા. ૧લી એપ્રિલ ૧૯૬૨થી
સમસ્ત ગુજરાત રાજ્યમાં
મેટ્રિક-પદ્ધતિમાં તોલનો
ઉપયોગ ફરજિયાત બન્યો છે.

રોજિંદા વ્યવહારમાં
લેવડ-દેવડ કરતી વખતે,
શેરને બદલે કિલોગ્રામ,
મણને બદલે ક્વિન્ટલ અને
તોલાને બદલે ગ્રામમાં જ
આપની ખરીદી તેમજ
ભાવો કરવાનો આગ્રહ રાખો.

મેટ્રિક-પદ્ધતિ સિવાયનાં અન્ય વજન પાસે રાખવાં, એ સજાને પાત્ર ગુન્હો બને છે. જૂનાં તોલ-વજન વાપરનાર શિક્ષાને પાત્ર બને છે.

**સરળતા અને સમાનતા માટે મેટ્રિક-પદ્ધતિ અપનાવો**

માહિતી ખાતું, ગુજરાત રાજ્ય, સચિવાલય, અમદાવાદ દ્વારા પ્રકાશિત.

DO I/MS-/62

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક

‘સ્વરાજનાં મુખ્ય લક્ષણ બે છે: (૧) પોતાની તમામ વ્યવસ્થા પોતે કરી લેવી તે, અને (૨) પોતાનો ઈન્સાફ પોતે જ ચૂકવવો, એટલે કે ગામના લોકોએ જ ચૂકવવો એ. અત્યારે સત્તા ઉપરથી આપવામાં આવે છે તેને બદલે સત્તાનો ઉગમ ગામડાંમાં હોવો જોઇએ. અને ગામડાંમાંથી સત્તા એક મધ્યબિંદુમાંથી પેદા થતાં અનેક વર્તુળોની માફક આગળ પહોંચવી જોઇએ. સર્વોદય સ્વરાજ્યમાં નાનામાં નાના અથવા નબળામાં નબળા માણસને પણ એમ લાગવું જોઇએ કે આ મારું રાજ્ય છે, અને મારે લગતી બધી બાબતમાં હું સ્વતંત્ર છું.’

**નરહરિ દ્વારકાદાસ પરીખ**

[‘સર્વોદય સમાજની ઝાંખી’–પ્રાપ્તિસ્થાન: ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ, સને ૧૯૫૫. પૃષ્ઠ–૩૦]

વર્ષ ૨
અંક ૯
એપ્રિલ · ૧૯૬૩
સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

# અભ્યાસ સંપાદક : પુરુષોત્તમ ગણેશ માવળંકર

વર્ષ ૨ • અંક ૯
એપ્રિલ
૧૯૬૩


## અનુક્રમ


નૈવેદ્ય ૩૦૩ એ. જી. ભટ્ટ

રોજનીશીમાંથી ૩૦૫ ગણેશ વાસુદેવ માવળંકર

વ્યક્તિના ઘડતરમાં કુટુંબનું સ્થાન ૩૦૯ વિ. સ. વણીકર

ભારતના સાંસ્કૃતિક ઇતિહાસની રૂપરેખા-૫ ૩૧૮ જયદેવ મો. શુક્લ

મૂળભૂત અધિકારો :
યુદ્ધ-પરિસ્થિતિમાં તથા શાંતિ-સમયમાં ૩૨૮ રક્ષા મણિલાલ શાહ

વાચન ૩૩૬

નવનીત
[બ્રિટનની પ્રાથમિક શાળાની શિક્ષણપદ્ધતિ] ૩૩૭
[લેનિન આવા હતા] પૂ'ઠાના ત્રીજે પાને


## સંપાદકના બે બોલ

'અભ્યાસ'ની મજલ અનેક મથામણો વચ્ચે ચાલુ છે. ગ્રાહક સંખ્યા હવે ત્રણસોથી થોડી વધુ થઇ છે. આ પ્રકારના સામયિકને ઓછામાં ઓછા પાંચસો ગ્રાહકોનો ટેકો મળે તો કંઇક સ્વસ્થતાથી અને સ્થિરતાથી તે નિયમિત ચલાવી શકાય. અત્યારે તો નાણાકીય સહાય મેળવવાની ચિંતામાં અને એ અંગેના શક્ય તે બધા પ્રામાણિક પ્રયત્નોમાં સંપાદકની અને 'અભ્યાસ'ના અન્ય આપ્તજનોની શક્તિ તથા સમય ખર્ચાય છે. આવા સંજોગોમાં ચાલુ ગ્રાહકોમાંથી જો થોડાક સહાયકો પણ અભ્યાસ માટે વધુ ગ્રાહકો મેળવી આપશે તો મોટી મદદ થશે. દરમિયાન, છેલ્લા ત્રણ માસથી જાહેરખબરો 'અભ્યાસ'માં પ્રસિદ્ધ થાય છે, તે તરફ વાચકવર્ગનું ધ્યાન દોરું છું, અને આ રીતે આર્થિક સહાય આપનાર સજ્જનોનો હાર્દિક આભાર માનું છું.


* વાર્ષિક લવાજમ રૂપિયા આઠ, છમાસિક રૂપિયા પાંચ.
* મનીઑર્ડરથી કે ચેકથી લવાજમ–પુ. ગ. માવળંકર, 'પ્રગતિ', ૧૫ મહારાષ્ટ્ર સોસાયટી, અમદાવાદ-૬ એ સરનામે–મોકલવું, તથા ચેક પુ. ગ. માવળંકરના નામનો લખવો, એવી વિનંતી છે. રૂબરૂ લવાજમ 'અભ્યાસ' કાર્યાલય પર ભરી શકાશે.
* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* 'અભ્યાસ'ના પ્રથમ વર્ષના પ્રથમથી બાર અંકોના પૂરા સેટ ઉપલબ્ધ છે. સેટની કિંમત દસ રૂપિયા.

મુદ્રક અને પ્રકાશક : પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન : કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

# નૈવેદ્ય

स्वाध्यायाद्योगमासीत योगात्स्वाध्यायमामनेत् ।
स्वाध्याययोगसंपत्त्या परमात्मा प्रकाशते ॥

—व्यासभाष्यम् ।

**ભાવાર્થ :** પ્રણવનો જપ કર્યા પછી ઈશ્વરનું ધ્યાન કરવું, ઈશ્વરનું ધ્યાન કર્યા પછી પ્રણવનો જપ કરવો; આ પ્રકારે પ્રણવનો જપ અને ઈશ્વરની ભાવનારૂપી ધ્યાનની સંપત્તિથી પરમાત્મા પ્રકાશિત થાય છે.

**નોંધ :** પતંજલિનાં યોગસૂત્રો પર વ્યાસે રચેલા ભાષ્યમાં આ શ્લોકનો ઉલ્લેખ કર્યો છે. ચિત્તની વૃત્તિઓના નિરોધને પતંજલિએ 'યોગ' કહ્યો છે. યોગ અથવા સમાધિની પ્રાપ્તિ માટે અનેક માર્ગો યોગ-દર્શનમાં કહેવામાં આવ્યા છે. સમાધિનો લાભ થવા માટે દર્શાવેલા અનેક ઉપાયોમાં ઈશ્વરની ભક્તિરૂપી સરસ ઉપાય ईश्वरप्रणिधानाद्वा (स. पा. सू. २१)—એ સૂત્રદ્વારા નિર્દેશવામાં આવ્યો છે. ભક્તિથી પ્રસન્ન થયેલા ઈશ્વરના અનુગ્રહથી શીઘ્ર સમાધિલાભ થાય છે, એવો પતંજલિનો આશય છે. 'ઈશ્વર' પ્રકૃતિ અને જીવાત્માથી ભિન્ન છે. તે અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ–એ પાંચ ક્લેશ, શુભાશુભ કર્મ વિપાક (પુણ્ય અને પાપનાં સુખ અને દુઃખરૂપી ફળ), અને આશય (સુખ-દુઃખના ભોગથી જન્મતી વાસનાઓ) સાથે અસંબદ્ધ, અન્ય પુરુષોથી ઉત્કૃષ્ટ ચેતન છે. ઈશ્વર સર્વજ્ઞ છે અને સૃષ્ટિના પ્રારંભમાં બ્રહ્મા વગેરે દેવો તથા ઋષિઓને પણ જ્ઞાનનું પ્રદાન કરનારો છે. તે કાલથી પરિમિત નથી.

પ્રણવ અથવા ॐ ઈશ્વરનો વાચક છે એમ तस्य वाचकः प्रणवः।' (स. पा. सू. २०) એ સૂત્ર દ્વારા કહેવામાં આવ્યું છે. પ્રણવ ઈશ્વરનું નામ છે અને તે નામનો જપ કરવાથી તેનો અનુગ્રહ થાય છે. જો કોઈ મહાનુભાવ વ્યક્તિ તેના નામથી પ્રેમપૂર્વક સંબોધવામાં આવતાં આપણી સમીપ આવે છે અને તેને સૂચવેલા કાર્યમાં યથાશક્તિ સહાય કરે છે તો ઈશ્વર જે સર્વજ્ઞ, સર્વશક્તિમાન અને સર્વવ્યાપક છે, તે તેના નામથી કોઈ પણ વ્યક્તિ વડે ભાવપૂર્વક પોકારવામાં આવતાં તેનું કાર્ય કૃપાપૂર્વક કરે તેમાં શી નવાઈ! નામ અને નામીનો અવિભાજ્ય સંબંધ છે. ઉપર દર્શાવ્યા પ્રમાણે પ્રણવ ઈશ્વરનું નામ છે અને તે નામનો જપ કરવાથી તેની કૃપા થતાં આધ્યાત્મિક માર્ગમાં પ્રગતિ થાય છે અને અંતે સ્વરૂપનો સાક્ષાત્કાર પણ થાય છે.

આ સમગ્ર વિષય શ્રદ્ધાનો છે. ઈશ્વરના નામમાં અકલ્પ્ય શક્તિ રહેલી છે અને તેનો જપ પરમ અનુરાગ અને શ્રદ્ધાથી કરવામાં આવે તો સાધકની ઇષ્ટસિદ્ધિ થાય તેમાં કોઈ સંશય નથી. ભગવદ્ગીતામાં અનેક પ્રકારના યજ્ઞો દર્શાવ્યા છે અને 'यज्ञानां जपयज्ञोऽस्मि' (१०–२५)–'યજ્ઞોમાં જપયજ્ઞ હું છું'–એ વાક્યદ્વારા તેમાં જપની ક્રિયાનો યજ્ઞ તરીકે અને પરમાત્માની વિભૂતિ તરીકે નિર્દેશ કરી અત્યંત આદર કર્યો છે.

પ્રણવના જપનું તથા ઉપાસનાનું વિધાન ઉપનિષદોમાં તેમજ ગીતામાં ભારપૂર્વક કરવામાં આવ્યું છે. માંડૂક્યોપનિષદમાં પ્રણવનું સ્વરૂપ સમજાવી તેના ધ્યાનથી આત્મ-સાક્ષાત્કાર કરવાની પ્રક્રિયાનો નિર્દેશ કરવામાં આવ્યો છે. તેમાં ૐકારની अ, उ અને म એવી ત્રણ માત્રાઓનું પરમાત્માનાં ત્રણ પાદ–વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞ સાથે યથાક્રમ ઐક્ય સમજી ધ્યાન કરવાથી વિવિધ ફળોની પ્રાપ્તિ થાય છે એમ દર્શાવ્યું છે. પ્રણવની આ ત્રણ માત્રાઓનું પરમાત્માનાં ત્રણ પાદ તરીકે ધ્યાન કરવાથી આત્મસાક્ષાત્કાર થતો નથી, પરંતુ માત્રારહિત પ્રણવનું તુરીય રૂપ આત્મા તરીકે ધ્યાન કરવાથી સાધક સ્વરૂપને પામે છે, અભય થાય છે, એમ તેમાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે.

ગીતામાં પ્રણવનું ઉચ્ચારણ કરતાં કરતાં જે સાધક દેહનો ત્યાગ કરે છે તેની ગતિ સંબંધી કહેવામાં આવ્યું છે કે,

ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।
यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥

८-१३ ॥

ॐ- એ એકાક્ષર બ્રહ્મનુ ઉચ્ચારણ અને મારું સ્મરણ કરતા કરતાં જે દેહનો ત્યાગ કરીને પ્રયાણ કરે છે, તે પરમ ગતિને પામે છે.

વ્યાસભાષ્યમાં જે શ્લોકનો ઉલ્લેખ કર્યો છે તેમા 'સ્વાધ્યાય' શબ્દનો પ્રયોગ કર્યો છે. સ્વાધ્યાયનો અર્થ આ સ્થળે 'પ્રણવનો જપ' એવો કરવાનો છે. પતજલિ ઈશ્વરનુ પ્રણિધાન કરવાથી સમાધિનો લાભ થાય છે એમ દર્શાવે છે, એ પ્રારભમાં કહેવામા આવ્યું છે. ઈશ્વર-પ્રણિધાન કરવાની પ્રક્રિયા 'तज्जपस्तदर्थभावनम्।' (રા.ગા.સૂ. ૨૮)-એ સૂત્રદ્વારા વર્ણવવામાં આવી છે. ઉપરના સૂત્રનો આશય એવો છે, કે પ્રણવનો જપ અને તેના અર્થ-'ઈશ્વર'નુ વારવાર ચિંતન 'ઈશ્વર-પ્રણિધાન' છે. પ્રણવનો જપ અને તેના અર્થનું ચિંતન કરવાથી ચિત્ત એકાગ્ર થઈ જાય છે, પરતુ પ્રણવનો જપ અને ઈશ્વરની ભાવનારૂપ ધ્યાન એક સમયમાં થઈ શકે તેમ નથી. આથી તેનો ક્રમ વ્યાસભાષ્યમાં ઉલ્લેખ કરેલા શ્લોકદ્વા। દર્શાવવામા આવ્યો છે. એ શ્લોકમાં પ્રણવનો જપ કર્યા પછી ઈશ્વરનું ધ્યાન કરવુ અને ધ્યાન કર્યા પછી જપ કરવો એવી પદ્ધતિનો નિર્દેશ કર્યો છે. આ પ્રમાણે ઈશ્વરનુ પ્રણિધાન કરવાથી ચિત્ત એકાગ્ર થાય છે, ત્વરાથી સમાધિની પ્રાપ્તિ થાય છે અને પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે.

ઉપર દર્શાવેલી જપની પદ્ધતિ માત્ર પ્રણવના જપને ઉદ્દેશીને નથી. જેમ પ્રણવ ઈશ્વરનુ નામ છે તેમ બીજા અનેક નામો ઈશ્વરનાં છે. રામ, કૃષ્ણ, નારાયણ વગેરે નામોમાથી ગમે તે એક નામનો જપ કરી તેના અર્થનુ એટલે ઈશ્વરનુ ચિંતન કરવું; ચિંતન કરી નામનો જપ કરવો-એ ઈશ્વરની કૃપા પ્રાપ્ત કરવાનો, તેનો સાક્ષાત્કાર કરવાનો રાજમાર્ગ છે, એમા શકા નથી. આ પદ્ધતિ કોઈ પણ મત્રનો જપ કરનાર સ્વીકારે તો તેને લાભ થવાનો સંભવ છે. ઈશ્વરના ગમે તે નામનો જપ કરનાર, જ્યારે જપ કર્યા પછી ભાવના કરે ત્યારે ઈશ્વર સર્વજ્ઞ, સર્વશક્તિમાન, સર્વવ્યાપક, સર્વને જ્ઞાન-પ્રદાન કરવામાં સમર્થ, નિષ્કારણ દયાસિંધુ વગેરે ગુણોથી સમન્વિત છે, એવું તેનુ ચિંતન કરે, અને એ પ્રકારે ચિંતન કર્યા પછી તેના નામનો જપ કરે તો એવા સતત અભ્યાસથી તેનું ચિત્ત અવશ્ય એકાગ્ર થાય અને સમય પરિપક્વ થતાં ઈશ્વરના અનુગ્રહથી આત્મ-સાક્ષાત્કાર થાય.

જો કે ઈશ્વરનાં નામો અનેક છે અને પરમ કલ્યાણની પ્રાપ્તિ કરાવનારા મંત્રો અનેક છે છતાં એ ધ્યાનમાં રાખવા જેવું છે, કે ૐકારના ધ્વનિમાં એવું અપ્રતિમ સામર્થ્ય રહ્યું છે કે તેના જપથી સાધક તેના માર્ગમાં અતિ ત્વરાથી પ્રગતિ કરી ધ્યેય સિદ્ધ કરે છે. યોગમાર્ગમાં પ્રગતિ કરવા માટે પ્રણવનો જપ અત્યંત અનુકૂલ છે. આથી તો પ્રણવને સર્વ મત્રોનો સેતુ 'मन्त्राणां प्रणवः सेतु': કહેલો છે અને તેનો સર્વ મંત્રોમાં નાયક તરીકે પણ ઉલ્લેખ કરેલો છે. મનુસ્મૃતિમાં ૐકારને પરબ્રહ્મ ('एकाक्षर परं ब्रह्म') કહેલો છે, કેમકે તેનાથી પરબ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે.

મત્રનો જપ કરનારે નદીનો કિનારો, પર્વતની ગુફા, વિજન સ્થળમાં આવેલું મંદિર, નદીઓનું સંગમસ્થાન, શાન્ત આશ્રમપદ કે એવા કોઈ ઘોઘાટ વિનાના સ્થળમાં મત્રનો જપ કરવો યોગ્ય છે. સંધ્યાકાળ જપને માટે પ્રશસ્ત સમય છે, કેમકે તે સમયે ચિત્તમાં કોઈ અપૂર્વ ચેતનાનો સંચાર છે, જેનાથી શીઘ્ર કાર્યસિદ્ધિ થાય છે. આ સાથે બીજું એ પણ લક્ષમાં રાખવા જેવું છે, કે સર્વ પ્રકારના જપમાં માનસજપ ઉત્તમ છે. મનુસ્મૃતિમાં દર્શાવવામા આવ્યું છે, કે-

विधियज्ञाज्जपयज्ञो विशिष्टो दशभिर्गुणैः।
उपांशुः स्याच्छतगुणः साहस्रो मानसः स्मृतः॥
२-८५॥

વિધિયજ્ઞો એટલે દર્શ પૌર્ણમાસ વગેરે યજ્ઞો કરતાં જપયજ્ઞ દસગણો ચડિયાતો છે, ઉપાંશુ જપ (એટલે જે જપ સમીપ બેઠેલી વ્યક્તિ પણ સાભળે નહિ તે) સો ગણો ઉત્તમ છે અને માનસ જપ (જે જપ મનમાં જ થયા કરે તે) હજાર ગણો ઉત્તમ છે-એટલે સર્વોત્કૃષ્ટ છે.

સાધકને તેના શ્રેયોમાર્ગમાં અપૂર્વ લાભ થાય તેવું માર્ગદર્શન વ્યાસ-ભાષ્યમાં ઉલ્લેખ કરેલા શ્લોકમાં છે.

તંત્રશાસ્ત્રમાં લગભગ આવા જ ભાવનો કહેલો શ્લોક મનનીય છે:

जपश्रान्तः शिवं ध्यायेद्ध्यानश्रान्तः पुनर्जपेत् ।
जपध्यानसमायुक्तः शीघ्रं सिद्ध्यति मंत्रवित् ॥

જપ કરતાં થાકી ગયેલો સાધક શિવનું ધ્યાન કરે; શિવનું ધ્યાન કરતાં થાકી જાય ત્યારે ફરીથી જપ કરે. આ રીતે નિરંતર જપ અને ધ્યાન કરનાર સાધક શીઘ્ર મંત્રસિદ્ધિ પામે છે.

[લેખક અને સંપાદક: એ. જી. ભટ્ટ, સંસ્કૃતના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

*

# રોજનીશીમાંથી

ગણેશ વાસુદેવ માવળંકર

## તા. ૬ સપ્ટેંબર ૧૯૪૭, શનિવાર

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રો. રોજનીશી. પછી કેટલાક કાગળો: (૧) ધૂળિયાના તાત્યાસાહેબ ભટ્ટને રાજવાડે મંડળના મ્યુઝિયમ વિષે અને (૨) બીજો જૂનો પત્રવ્યવહાર. શ્રી. વિક્રમ સારાભાઈ અને એજ્યુકેશન સોસાયટી એ બન્ને વચ્ચેનો ફિઝિકલ લેબૉરેટરીના કરારનો મુસદ્દો. આમાં ઠીક ઠીક વખત ગયો.

ભોજનોત્તર આરામ. આવેલી અને જનારી ટપાલ. પછી શ્રી ભોગીલાલ સૂતરીયા આવ્યા. શેઠ આણંદજી કલ્યાણજી વતી હરિજનબિલ અંગે જે સૂચનો મોકલવાનાં એનો મુસદ્દો તૈયાર કર્યો. આને લીધે હવે શેઠ કસ્તૂરભાઈ પ્રમુખપદનું રાજીનામું પાછું ખેંચશે. એક મોટું કામ પત્યું. પછી અનેક પરચૂરણ કામો. સવારનો મુસદ્દો સુધારવાનું. આશ્રમ ગૌશાળાના ટ્રસ્ટડીડની બાબતમાં શ્રી: નરહરિભાઈ આવ્યા હતા.

સાંજે ૬ થી ૭ ગુજરાત વિદ્યાસભાની કારોબારી સમિતિની બેઠક. આવતા વર્ષ (ઈ. સ. ૧૯૪૮)ના ડિસેંબરમાં સોસાયટીની સ્થાપનાનાં સો વર્ષ પૂરાં થાય છે. એટલે એ પ્રસંગની ઊજવણી માટે શું કરવું એ વિષે વિચાર થયો. એક સમિતિ નીમી. એ અહેવાલ રજૂ કરશે. કારોબારી સમિતિના સભ્યોએ સમિતિમાંની ચર્ચાનો રીપોર્ટ બહાર કરવો કેટલે અંશે યોગ્ય છે, તેમજ સમિતિમાં કોઈ એક ઠરાવ પોતાની મરજી વિરુદ્ધ થયો તો સમિતિના સભ્યે એવો ઠરાવ ફરી સામાન્ય સભા સમક્ષ લાવવો કેટલે અંશે યોગ્ય છે એ વિષે મિત્રોએ મને પ્રશ્નો પૂછ્યા. અલબત્ત, સમિતિના સભ્યે આમ કરવું યોગ્ય નથી એવું જ મેં જણાવ્યું. ગઈ વાર્ષિક સભામાં શ્રી. સાકરલાલ દવેએ આ પ્રકારનું વર્તન પોતે નહિ પણ માહિતી પૂરી પાડીને બીજા પાસેથી સવાલ પુછાવીને અપ્રત્યક્ષપણે કર્યું. એના પરથી ચર્ચા થઈ.

પછી ભદ્રમાં જઈને શૌચ આટોપીને મોટરમાં જ પાછો ફર્યો. આજે શહેરમાં ખંજર હુલાવ્યાના બનાવો થતાં ૮ વાગ્યાથી કર્ફ્યુ હતો અને તેથી જલદી પાછો આવ્યો.

પ્રાર્થના, ભોજનોત્તર વાતોચીતો. પરચૂરણ વાચન.

## તા. ૭ સપ્ટેંબર ૧૯૪૭, રવિવાર

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રો જોવાનું અને પછી થોડું પરચૂરણ કામ આટોપીને ટપાલ: (૧) મહાત્મા ગાંધીને કાગળ. શ્રીમતી સુશીલા પાઈ ને કસ્તૂરબા ફંડનું કામ કરવા માટે રજા આપવા વિષે, તથા હરિજન ગામજીના ઉપવાસ વિષે. (૨) સરદાર વલ્લભભાઈને. કૉંગ્રેસના કેટલાક કાર્યકરોને મહાદેવભાઈ ટ્રસ્ટફંડમાંથી પગાર આપવાનો વિચાર છે એમ શ્રી. લાલાકાકાએ મને જણાવ્યું. આ વિચાર યોગ્ય નથી એવો મારો અભિપ્રાય વલ્લભભાઈને જણાવ્યો. કૉંગ્રેસના કાર્યકરો વાસ્તે સિલકના ફંડોમાંથી પગાર ચાલુ રાખવા યોગ્ય નથી, એવો પણ મારો અભિપ્રાય જણાવ્યો. આમાં અનેક બાબતો અયોગ્ય થાય છે. પહેલું તો, જો લોકોપયોગી કામ હોય તો દાનનો પ્રવાહ શા સારુ ચાલુ ન રહે? બીજી વાત એ, કે સ્થાનિક કાર્યકરોએ લોકોમાં પોતાના કામની છાપ એટલી શું નહિ પાડવી જોઈએ કે જેથી એમને જોઈએ તેટલું

પ્રચાર અને ઇતર કામો માટે આવશ્યક એવું તંત્ર ચાલુ રાખવા જેટલા નાણાં તેઓ મેળવી શકે? જો આમ ન કરીએ તો આપણા કામમાં મોટું જોખમ છે. આપણી પરંપરા ચાલુ કેવી રીતે રાખવી? અને ત્રીજો મુદ્દો એ, કે આવા પગાર બધા લાયક માણસોને જ આપવામાં આવે છે એવું નથી, પણ ચારિત્ર્યહીન અને ખટપટી લોકોનું ભરણપોષણ થાય છે. ખુશામતિયાઓ અને હાજીહા કરનારાઓને લાગ મળે છે. કૃપાદૃષ્ટિ (patro-nage)નું સાધન નીચલા લોકોના હાથમાં આવે છે. આના ઉત્તમ ઉદાહરણ તરીકે શ્રી......નું નામ આપી શકાય. ખેર! (૩) શ્રી. બાબુરાવ પુસાળકરને એમની તબિયત અંગે આશ્વાસનસભર્યો પત્ર. (૪) શ્રી. મામા ક્ષીરસાગર, મુ. દરિયાપુરને મારી રોજનીશી પ્રકાશન અંગે એમના પત્રનો જવાબ. (૫) કસ્તૂરબા ફંડની બાબતમા શ્રી. શ્યામલાલ અને ઠક્કરબાપાને કાગળો લખ્યા. કેટલોક જૂનો પત્રવ્યવહાર પણ પતાવ્યો. બીજાં પરચૂરણ કામો. 'બુદ્ધિપ્રકાશ' માટે લેખ.

ભોજનોત્તર પરચૂરણ વાચન. આરામ. ૨।। વાગ્યાથી કામ પર. આવેલી ટપાલ જોઈ પછી 'બુદ્ધિપ્રકાશ' માટેનો લેખ— "લોકશાહી કેમ ચાલે?"—લખવાનુ શરૂ કર્યું હતું તે પૂરો કર્યો અને તપાસી લીધો. શ્રી... ......... મળવા આવ્યા હતા. ઠીક ઠીક સમય બેઠા હતા. જૂની વાતો નીકળી. ૧૯૩૩ની સાલના ધરતીકંપ વખતે કરવામા આવેલ રાહતકાર્યમાં......ના કૉંગ્રેસ કાર્યકરોએ કેવી રીતે પૈસા ખાધા એની હકીકત એમણે કહી. એ લોકોમા શ્રી......ના ભાઈ શ્રી...... પણ હતા! અને એમણે ખાધેલા પૈસા પાછા ભરપાઈ કરવાનો દેખાવ કરવા સારુ કમિટી તરફથી થનારી ખરીદીમા વધારે ભાવ આપીને પૈસા આપ્યાનો દેખાવ કેવી રીતે કર્યો એ હકીકત એમણે કહી. કૉંગ્રેસના કાર્યકર્તાઓ—અને તેમાયે મોટા ગણાતા લોકો—આટલા સડેલા હશે એવી મને સ્વપ્નેય કલ્પના નહોતી! ગરીબોને સસ્તા દરે અનાજ આપવાનુ તે સારુ ફંડ એકઠું કર્યું ત્યારે પોતાના ઘરનું અનાજ—જમીનદારીનું—બજારમા દર મણે ૧૪ આના ભાવ હોવા છતાં ત્રણ, સાડા ત્રણ રૂપિયાના દરે વેચવા ઇચ્છનારા આગેવાનો કૉંગ્રેસીઓ હતા. અલબત્ત, શ્રી... એ આ ચલાવવા દીધુ નહિ પરંતુ આવા લોકો જ્યાં આગેવાનો થઈ શકે છે ત્યાં સ્વરાજ્ય કેવી રીતે સ્થપાવાનું? ત્યાંની ગરીબ અને અભણ પ્રજાનું શોષણ જ થવાનુ એમાં શું આશ્ચર્ય? શ્રી...... પણ તે વખતે ત્યા હતા. એમની અને...ની ત્યાં ઓળખાણ અને ગાઢ મિત્રતા બંધાઈ. શ્રી...... પોતે .........ની જોડે છૂટથી વર્તતા હતા, પણ લગ્ન કરવાને તૈયાર નહોતા! છેવટે...વચ્ચે પડીને લગ્ન કરવાની ફરજ પાડી. આ હકીકત પણ શ્રી...... એ કહી! આભ જ તૂટેલું દેખાય છે! થીગડાં ક્યાં અને કેટલાં મારવાનાં!

થોડો વખત ઘરના હિસાબો વગેરેનું કામ. પછી મરાઠી કાગળો. ચા, શૌચ, ઇત્યાદિ.

સાંજે શ્રી. ઉપેન્દ્ર પટવર્ધન અને શ્રી-શ્રીમતી મલિક આવ્યાં હતાં. ફરતાં ફરતા એમની સાથે ઘણી બધી વાતો થઈ. મ્યુનિસિપાલિટીની રડગાથા એમણે ઘણી સંભળાવી. તેઓ છોડીને જશે એ દેખીતું છે. રાતે શ્રીમતી તારાગૌરી હરિલાલ દેસાઈ આવ્યાં હતાં.

પ્રાર્થના. ભોજન બાદ થોડુ વાચન.

### તા. ૮ સપ્ટેંબર ૧૯૪૭, સોમવાર

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રો. રોજનીશીલેખન. પછી થોડા કાગળો—કેટલાક કામના અને બીજા થોડા—લખાવ્યા. બંધારણસભાની બેઠકોમાં હું તા. ૧૪ થી ૩૧ ઑગસ્ટ સુધી હાજર હતો. સભ્યોને રોજના ભથ્થાના ૪૫ રૂ. મળે છે. મારે શુ લેવું એ સવાલ. સરદાર વલ્લભભાઈને ઘેર હુ રહેતો હતો. એટલે ખાસ ખર્ચ એવો કશો જ થયો નથી, તેથી ભથ્થા લેવાં યોગ્ય ખરાં? એ પણ વિચાર આવ્યો. મારા મતે દરરોજના ૨૫ રૂ. થી વધુ આ ભથ્થુ હોવું નહિ જોઈએ. ગરીબ પ્રજાના અમે પ્રતિનિધિઓ. લોકો સમક્ષ અમે કયા પ્રકારની રહેણી-કરણીનો આદર્શ રાખવો રહ્યો? એ એક વિચાર. પ્રજા પાસેથી કરવેરાના રૂપમાં લીધેલાં નાણાં કેવી રીતે અને કેટલાં ખર્ચવા એ બીજો વિચાર. રોજ રૂ. ૨૫ એ બાંધછોડનો આકડો થયો. હવે ખર્ચ ન થયા તેથી મારે લેવું યોગ્ય ખરું? એ મુદ્દો. વિચાર કરતાં મને લાગે છે કે વલ્લભભાઈને ત્યાં હું રહેલો એ પૈસા બચાવવાના હેતુથી નહિ પણ મિત્રતાના નાતાથી અને પરસ્પર સૌજન્ય:

બિલકુલ પૈસા ન લેવા એટલે મિત્રતાભરી પરોણાગતની કિંમત પૈસા વડે આંકવા જેવું થાય. વળી, બીજાઓને પણ થોડીક નાજુક કે મુશ્કેલ પરિસ્થિતિમાં મૂકયા જેવું થાય. ૨૫ કરતાં વધુ ખર્ચ થયો તો પણ એ ન લેવો એ જો નિશ્ચય તો ૨૫ કરતાં ઓછો થયો તો પણ ઓછું નહિ લેતાં જે યોગ્ય દર લાગ્યો તે પ્રમાણે લેવા એ જ માર્ગ સુવર્ણમધ્ય છે. ઠીક.

ભોજનોત્તર આરામ. પરચૂરણ વાચન. પછી કુબેરદાસભાઈએ સોસાયટીને જે દાન આપ્યું તેના દસ્તાવેજના મુસદ્દા વિષે થોડો વિચાર. કેટલાંક પરચૂરણ કામો. પંઢરપુરના શ્રી. બબનરાવ બડવેનો બડવે લોકોએ સોલાપુરની કોર્ટમાં જે વિરોધ કર્યો છે એ વિષેના એમના કાગળનો જવાબ.

શ્રી. મઝૂમદાર આવ્યા હતા. ગઈ કાલની ગુજરાત પ્રાંતિક સમિતિની સભાના કામકાજની હકીકત એમણે કહી. કૅાંગ્રેસની ભૂમિકા હવે દેશમાંના એક બળવાન રાજકીય પક્ષ તરીકે જ છે એ કાલની ચર્ચાનો સારાંશ. પછી શ્રી. સૌ. તનુમતી અને ઉદયન આવ્યાં હતાં. .........પછી શ્રી. કુબેરદાસ, ચીમનલાલ મોદી અને ચંદુલાલ મોહનલાલ શાહ આવ્યા હતા. એમની સાથે આગળની વાતચીત કરી.શ્રી......મળવા આવ્યા હતા.

શ્રાવણી સોમવાર. સ્નાન વગેરે આટોપીને ભોજનોત્તર વાતો. સમાચાર સાંભળવાનું. પરચૂરણ વાચન.

રાતે ૧૦–૩૦ વાગ્યે મુંબઈથી શ્રી. સાંકળચંદ અમૃતલાલ પરીખ (Ground floor, Vanita Vishram Bldg., Opp, 12th Khetwadi Main Road)નો ફોન આવ્યો હતો. ગુજરાત વિશ્વવિદ્યાલય માટે સવા લાખ રૂપિયા આપીને પોતાનું નામ નોંધાવવા વિષે એમણે કહ્યું. સ્વાભાવિક મને આનંદ થયો. અમારું કાર્ય પવિત્ર છે અને સેવાધર્મ સિવાય અમને કશાનીયે લાલચ નથી. તેથી જ ઈશ્વર આ પ્રમાણે લોકોને પ્રેરણા આપે છે એવો મારો વિશ્વાસ દૃઢ થયો.

Bernard Shawનું The Crime of Imprisonment પુસ્તક રાતે જોતો હતો. એકતરફી ભલેને હોય, પણ વિચારપ્રવર્તક છે.

## તા. ૯ સપ્ટેમ્બર ૧૯૪૬, મંગળવાર

સવારે નિત્યવિધિ. રોજનીશીલેખન. યુનિવર્સિટી ફંડની બાબતમાં શ્રી. કસ્તૂરભાઈ અને અમૃતલાલ સાથે ટેલિફોન પર ચર્ચા અને કાલે રાતે મુંબઈથી શ્રી. પરીખનો ટેલિફોન આવ્યો એ વિષે એક નિવેદન છાપાંઓમાં આપવું એમ નક્કી થતાં એનો મુસદ્દો તૈયાર કર્યો. શ્રી. પરીખનો કાગળ કાલ-પરમ દહાડે આવશે એવી અપેક્ષા છે. એ આવ્યા પછીથી નિવેદન પ્રસિદ્ધિ અર્થે મોકલીશ. કેટલાક કાગળો લખાવ્યા: (૧) ચાળીસગાંવના શ્રી. પાથરકરની ભલામણ કરતો પત્ર શ્રી. નંદાને. (૨) ૧૯૪૧-'૪૨માં જાપાને બ્રહ્મદેશનો કબજો લીધો તેને કારણે વેપારીઓનો માલ જાપાનીઓના હાથમાં જતાં નુકશાન થયું તે વેપારીઓને આવકમાંથી કાપી આપવું જોઈએ એ વિષે સર ષણ્મુખમ્ ચેટ્ટીને કાગળ. મુંબઈ ઍસેમ્બ્લીની બેઠક આવતી કાલથી શરૂ થાય છે ત્યારે સભ્યોએ ફરીથી સોગંદ લેવાની જરૂર છે ખરી? એ વિષે ફિરોદિયાએ પત્ર દ્વારા પુછાવ્યું. એટલે એ પ્રમાણે આવશ્યકતા જણાય છે અને બંધારણસભાએ કર્યા પ્રમાણે કરવું એવો તાર એમને આજે પાઠવ્યો. બીજા સામાન્ય કાગળો. એજ્યુકેશન સોસાયટી અને લૅન્ડ ડેવલપમેન્ટ કૉર્પોરેશનમાં શ્રી. કુબેરદાસના દાન પ્રમાણે કરાર કરવાનો એનો મુસદ્દો કરવાનું કામ શરૂ કર્યું.

ભોજનોત્તર પરચૂરણ વાચન. શૉનું The Crime of Imprisonment. આરામ. ત્રણ વાગ્યાથી ફરી કામની શરૂઆત. ઘરના હિસાબોનું કામ. પછી સવારના મુસદ્દાનુંકામઆગળ ચાલુ. શ્રી. કુબેરદાસ, વિમળ શાહ વગેરે લોકો મળવા આવ્યા હતા. ૬ થી ૭ સુધી મહારાષ્ટ્ર બ્રાહ્મણ હાઉસિંગ સોસાયટીના કાર્યકર લોકોની સભા. નવી જમીન ગયા વર્ષે ખરીદી લીધી એનું શું કરવું એ સવાલ. હાલમાં ઇમારતી સરસામાન મળતો નથી ત્યાં સુધી આ સવાલ કેવી રીતે ઉકેલવો? એક વર્ષ રાહ જોવી એમ નક્કી કર્યું. પછી સામાન્ય વાતો. હાલની પરિસ્થિતિમાંની દિલ્હીની હકીકત મિત્રોને કહી. વડોદરા, ઇંદોર, કોલ્હાપુર વગેરે તરફના રાજા–મહારાજાઓની મનોદશા અને વર્તણૂક વિષે વાતો કહી.

પછી ફરવા જઈ આવ્યો. રસ્તામાં શ્રી. પટવારી મળ્યા. એમણે ગુજરાત વિદ્યાસભાની તા. ૩૦મી ઑગસ્ટની

સભાની હકીકત કહી અને શ્રી.........એ એમાં કેવા પ્રકારનુ વર્તન કર્યું તે પણ કહ્યું.

ઘેર આવીને સ્નાન. શ્રી. ચેનાની આજે પૂના જવાને નીકળે છે તેથી એમને ટેલિફોન પર વિદાય આપી. પ્રાર્થના. પંડિત જવાહરલાલનું વાયુપ્રવચન. દેશમાની ગભીર પરિસ્થિતિ, કોમી હુલ્લડો, આગના બનાવો, લૂટ વગેરે વિષે; અને લોકોએ આમ નહિ કરવું જોઈએ, આવા બનાવો અટકાવવાને મદદ કરવી જોઈએ વગેરે મુદ્દાઓ સાંભળ્યા. અવાજ ઉપરથી પંડિતજી બહુ જ થાકેલા જણાયા. એમના હૃદયમા ભારે અફસોસ હતો એ સ્પષ્ટ જણાતું હતું. દુઃખ થતું હતું. એકદમ મો પર શબ્દ પણ આવતા નહોતા! છે એવી પરિસ્થિતિનો શો ઉપાય? સ્થિતિ કટોકટીભરી–Crucial–છે એ એમની વાત સાચી. પણ લશ્કર અને સિપાઈ, પોલીસ, બદૂક, ગોળીઓ–એ બધાથી આ રોગ દૂર થશે ખરો? દબાઈ જશે એમા શંકા નથી પણ એ નષ્ટ થવો કઠણ. એને માટે સમય જવો જોઈએ; એટલું જ નહિ, પણ આપણું સમાજજીવન છેક નાનીનાની બાબતોમાં પણ પ્રેમનું, ન્યાયનું, સમાનતાનું–ટૂંકમાં, અહિંસાનુ–થવું જોઈએ. જે કોઈ ઊઠયો તે મહાત્માજીનાં અને એમના 'સત્ય–અહિંસા'નાં ગુણગાન ગાય છે, આ બાબતો આવશ્યક છે એમ કહે છે; પણ વર્તન માત્ર એનાથી સાવ ઊંધુ. સામાન્ય જનતા બિચારી ભોળી. પણ રાજકીય આગેવાનો સત્તા અને માનના ભૂખ્યા. વર્તનમાં અસત્ય, સ્વાર્થ, પ્રપંચ! આપણા રાજકીય જીવનમાં ગાધીજી છે કયાં? જીભ પર છે, આચારમાં નથી! ખેર!

ભોજનોત્તર વાતો. શ્રી. બાબુરાવ મહેતા સહકુટુંબ આવ્યા હતા. પછી પરચૂરણ વાચન.

## તા. ૧૦ સપ્ટેંબર ૧૯૪૭, બુધવાર

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રવાચન. રોજનીશીલેખન, પછી કાગળો. કામરોતના રા. બ. નાનાસાહેબ સરદેસાઈને એમના પુસ્તક–સંગ્રહની બાબતમાં કોલ્હાપુર દરબારની માગણી આવ્યાનો કાગળ મળ્યો હતો. એનો જવાબ લખ્યો. નાનાસાહેબ પાસે પૂના, હૈદરાબાદ રાજ્ય, નાગપુર યુનિવર્સિટી અને કોલ્હાપુર રાજ્ય તરફથી માગણીઓ ગઈ છે. હૈદરાબાદનો વિચાર જ નથી કરવાનો. પૂનામાં બીજા અનેક ગંગડા છે. એટલે નાગપુર અને કોલ્હાપુર એ બેમાંથી જ પસંદગી. એકંદરે જોતાં કોલ્હાપુર ઠીક થશે એમ લાગે છે એવું મેં એમને જણાવ્યું છે. પછી લૅન્ડ ડેવલપમેન્ટ કૉર્પોરેશન અને ઍજ્યુકેશન સોસાયટી વચ્ચેના કરારનો મુસદ્દો લખાવવાનું કામ પૂરું કર્યું. ચિ. બાળ માટે માગાં આવ્યાં છે એ કન્યાઓ જોવાને મુંબઈ કયારે જવાનું અને કઈ કન્યાઓને જોવાની તે બાબત એની જોડે ચર્ચા કરીને ઠરાવી.

ભોજન બાદ પરચૂરણ વાચન અને વિશ્રાંતિ.

બે વાગ્યાથી કામ પર બેઠો. સવારનો કરારનો મુસદ્દો તપાસીને સુધાર્યો. ૩ થી ૩–૩૦ શ્રીમતી ડાહીબહેન મળવા આવ્યાં હતા. પછી આશરે કલાક સુધી શ્રી. ગટુભાઈ ધ્રુ બેઠા હતા. પ્રાર્થનાસમાજની મિલકતનું ટ્રસ્ટ કરીને ગુજરાત વિદ્યાસભાને સોંપવાનું, એના મુદ્દાઓની ચર્ચા કરી. બીજી પણ યોજનાઓ વિષે વાત થઈ. ચા-શૌચ આટોપીને પાના અરસામા મોટરમા ભદ્ર ગયો. ચિ. સૌ. સિંધુ અને કેશવને મળીને પછી શ્રી. મઝૂમદાર સાથે ઍજ્યુકેશન સોસાયટીની બાબતમા ચર્ચા કરી. શ્રી. વિક્રમ સારાભાઈની લૅબોરેટરી-યોજના વિષે. ત્યાંથી શ્રી. વિદ્યાબેન નીલકંઠને ઘેર અને પછી શેઠ કસ્તૂરભાઈને ત્યા સૌ. વતી અને હું જઈ આવ્યાં. ભદ્રમા થોડો વખત થોભ્યો.

ચિ. બાળે 'સમાજ પત્રિકા' માટે એક લેખ મરાઠીમાં લખ્યો છે. 'મહારાષ્ટ્રીય' શબ્દમાં કેવળ હિંદુનો જ સમાવેશ કરવો યોગ્ય નથી. ખરેખર તો અહિંદુ મહારાષ્ટ્રીયનોને પણ લેવા જોઈએ એ એનો મુદ્દો. લેખમાં વિચારોની રજૂઆત એકંદરે સારી છે. મૂળ મુદ્દો તો બરાબર છે જ.

ભોજનોત્તર પ્રાર્થના. પછી શ્રી. નરેન્દ્ર અને એમના ભાઈ શ્રી. લોકપાલ શેઠ (મ્યુ. ચીફ ઑફિસર) મળવા આવ્યા હતા. ઘણી બધી વાતો નીકળી, થોડું વાચન.

## તા. ૧૧ સપ્ટેંબર ૧૯૪૭, ગુરુવાર

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રવાચન અને રોજનીશીલેખન. પછી.........વિષે કાગળો લખાવ્યા. (પૂનાના શ્રી. પંડિત,.........). પછી કુબેરદાસભાઈએ કરવાના ઇનામ દસ્તાવેજનો મુસદ્દો લખાવ્યો. શ્રી. રાવજીભાઈ મણિભાઈ આવ્યા હતા. વિઠ્ઠલ કન્યા વિદ્યાલય માટે

ફંડ ભેગું કરવાનું છે એમાં મદદ કરવાનું કહેવા માટે આવ્યા હતા. સ્થાનિક કૉંગ્રેસ અને મ્યુનિસિપાલિટી વિષે ઠીક ઠીક વાતો થઈ.

ભોજનોત્તર આવેલી ટપાલ જોઈ. મુંબઈના શ્રી. સાંકળચંદ પરીખનો સવા લાખના દાનનો પત્ર આવ્યો. તે ઉપરથી અખબારોને મોકલવાનું નિવેદન A. P. (Associated Press)ને આપ્યું. પછી પરચૂરણ વાચન અને વિશ્રાંતિ.

૨ વાગ્યાથી કામની શરૂઆત. જનારી ટપાલ મોકલી. શ્રી. સાંકળચંદ પરીખને મુંબઈ આભારદર્શક પત્ર મોકલ્યો. થોડો વખત મહાત્મા ગાંધીજીનાં પ્રાર્થના પછીનાં ભાષણોનું રેકર્ડિંગ રેડિયો પર સાંભળ્યું. પછી મરાઠી નવું માસિક 'વ્યાપાર ઉદ્યોગ' માટે એક લેખ લખવાની શરૂઆત કરી. થોડોક જ થયો.

શ્રી. મઝૂમદાર અને વિક્રમ સારાભાઈ સાથે Physical Research Laboratory વિષે ફોન પર ચર્ચા કરી.

શ્રી. ઇંદુલાલ યાજ્ઞિક આવ્યા હતા. ઠીક ઠીક વખત બેઠા હતા. નેનપુરમાં જે નગરયોજના કરેલી છે એ વિષે એમણે વાત કહી. આ યોજનામાં સામેલ થયેલા શ્રી. ........આદિ શહેરવાસી લોકોને ગામડાંઓની ઉન્નતિ અગર ખેતી વિકાસની પડી નથી, પણ ફક્ત ત્યાં મિલ્કત કરીને પોતાની ઇસ્ટેટ કેમ વધે એટલી જ ચિંતા છે. લોકો ગમે તેમ તોછડાઈથી બોલે છે વગેરે વાતો તેઓ (ઇંદુલાલ) કરતા હતા. એમનું દુઃખ મને સમજાય છે. એમનો સ્વભાવ ગમે તેટલો ઉતાવળિયો હોય અને એમણે ગમે તેટલી ભૂલોયે કરી હોય, તો પણ ભાવનાની દૃષ્ટિથી, સેવાભાવની દૃષ્ટિથી, જોતાં તેઓ સો ટચ સોનું છે એમાં શંકા નથી. સાંજે અહીંના તંબૂના શીખ કૉન્ટ્રેક્ટર મળવા આવ્યા હતા. ચાલીને જ અમે ભદ્ર પહોંચ્યા. ત્યાંથી સ્વર્ગસ્થ ખા. બ. કૉન્ટ્રેક્ટર માસ્તરને ત્યાં જઈ આવ્યો. આજે જ માસ્તર સાહેબનો જન્મદિન હતો એ મોટો યોગ. પાછા વળતાં પ્રોફેસર દાવરને ઘેર એમની પુત્રીની નવજ્યોત હતી તેથી ડોકિયું કરી આવ્યો. ભદ્રમાં આવીને મોટરમાં જ પાછો ફર્યો.

સ્નાન, પ્રાર્થના, ભોજનોત્તર રેડિયો પર સમાચાર સાંભળ્યા. પરચૂરણ વાચન. (ક્રમશઃ)

*

# વ્યક્તિના ઘડતરમાં કુટુંબનું સ્થાન

ચિ. સ. વણીકર

[મનોવિજ્ઞાનના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

'તમારી બાલ્યાવસ્થા જેવી હતી તેવી તમને ફરીથી આપવામાં આવે, તો તમે તે સ્વીકારવા તૈયાર છો?'— એવો તમને સવાલ પૂછવામાં આવે, તો તમે એનો શો જવાબ આપશો? આ સવાલ કેવળ કાલ્પનિક નથી. સમાજમનોવિજ્ઞાનના સંશોધકોએ આ સવાલ કૉલેજના વિદ્યાર્થીઓને પૂછી જોયો છે. વિદ્યાર્થીઓ પાસેથી નનામો જવાબ માગવામાં આવ્યો હતો. સવાલનું સ્વરૂપ નીચે પ્રમાણે હતું:

ધારો કે તમારી સમક્ષ બે વિકલ્પો મૂકવામાં આવે, તો તમે કયો વિકલ્પ પસંદ કરશો?

(૧) સંપૂર્ણ વિનાશ પસંદ કરશો? કે,

(૨) તમારી બાલ્યાવસ્થા જેવી હતી તેવી ફરીથી પ્રાપ્ત કરવાનું પસંદ કરશો?

લગભગ એકતૃતીયાંશ વિદ્યાર્થીઓએ પહેલો વિકલ્પ પસંદ કર્યો. આ જવાબ ગંભીર વિચારણા માગી લે છે. બાલ્યાવસ્થા એટલે સ્વર્ગીય સમય—એ સમજૂતી કાં તો અતિશયોક્તિભરેલી છે અથવા ભોળપણની નિશાની છે અથવા વિસ્મૃતિજન્ય છે. બાલ્યાવસ્થાનો સમય બધો roses-roses all the way નથી. એમાં ગુલાબ હશે, પણ કાંટા પણ એટલા જ હોય છે.

મનોવિજ્ઞાનની ભાષામાં કહેવું હોય તો બાળક જે કુટુંબમાં મોટું થાય છે અને કુટુંબના માણસો સાથે આંતરક્રિયા કરે છે તેમાં અનેક અડચણો નિર્માણ થાય છે.

બાલવિકાસના બધા અભ્યાસકો આ બાબતમાં એક-મત ધરાવે છે. કે કુટુંબનાં માણસો સાથે બાળક જે જાતના સંબંધો અનુભવે છે અથવા બાંધે છે, તેના ઉપર એના ભાવિ અનુકૂલનનો આધાર રહે છે. કુટુંબનાં માણસો સાથે એના જે જાતના સંબંધો બંધાય છે, તેવા સંબંધો એ સમાજના માણસો સાથે બાંધી શકે છે, દા.ત. જો બાળકના મનમા પોતાની માતા પ્રત્યે કોઈ પણ કારણસર નફરત પેદા થાય, તો આખી સ્ત્રીજાતિ તરફ જોવાની તેની દૃષ્ટિ વિકૃત બનશે. કુટુંબમાં જો બાળકની સલામતીની માગ ન સંતોષાય, તો મોટી ઉંમરે પણ તે જગતમાં તેને બધે સલામતીનો અભાવ દેખાશે.

વ્યક્તિત્વના ઘડતરમા બાલ્યાવસ્થાના અનુભવોની અસર બહુ મોટા પ્રમાણમા થાય છે—એ સમજવા માટે મનોવિજ્ઞાનની શી જરૂર છે એવો પ્રશ્ન કદાચ અહીં ઊભો થાય. આ તો સામાન્ય જ્ઞાનની વાત છે. નિત્ય વપરાતી કહેવતોમાં, સાહિત્યમા અને સામાન્ય વ્યવહારમાં પણ આપણે આ હકીકતનો સ્વીકાર કરીએ છીએ. આ વાત ખરી છે, પણ સામાન્ય માન્યતા અને વૈજ્ઞાનિક માન્યતામા તફાવત છે. વૈજ્ઞાનિક માન્યતાની પાછળ સંશોધનનો પુરાવો હોય છે. આજે અનેક સંશોધનો દ્વારા બાલ્યાવસ્થાના અનુભવો બાળકના ભાવિ ઘડતર ઉપર કેટલી સ્થાયી અસર કરે છે એ મનોવિજ્ઞાને અનેક સંશોધનથી પુરવાર કર્યું છે. બીજું, બાલ્યાવસ્થાના મહત્ત્વને ધ્યાનમા રાખી તેનાં જુદાં જુદાં પાસાંઓનો અભ્યાસ કરી બાલજીવનના સિદ્ધાંતો તારવી કાઢવામાં આવેલા છે. અને, એ સિદ્ધાંતો અનુસાર, ઘરમા અને શાળામા બાળક સાથે વર્તન કરવું જોઈએ એવો આગ્રહ રાખવામાં આવે છે.

સંતોષની વાત એ છે, કે બીજી બાબતોમા આત્યંતિક વિરોધી મતો ધરાવતા મનોવૈજ્ઞાનિકો જેવા કે વૉટસન અને ફ્રૉઇડ પણ બાલ્યાવસ્થાની મહત્ત્વની બાબતમા એક મત ધરાવે છે. બાલચિકિત્સકો અને બાલમનોવૈજ્ઞાનિકોના મત પ્રમાણે બાળક પાંચ વર્ષનુ થાય છે ત્યાં સુધી તો એનાં વ્યક્તિત્વના મહત્ત્વના લક્ષણો બંધાઈ જાય છે. એ વખત સુધી આપણી કેટલીક ટેવો અને માનસિક લક્ષણો બંધાઈ જાય છે. અને પછી એમાંથી છુટકારો મેળવવો બહુ જ મુશ્કેલ હોય છે. કેટલાક અભ્યાસકો આ ઉંમર ત્રણ સુધી વહેલી લઈ જાય છે. આગળ ઉપર જેમ વાતાવરણ બદલાય છે તેમ વ્યક્તિના ઘડતરમાં ફેરફાર થાય છે, પણ શરૂઆતનાં ૩–૪ વર્ષો આ દૃષ્ટિએ અત્યંત મહત્ત્વનાં છે એમાં શંકા નથી.

બાળકના વાતાવરણની વાત કરીએ તે વખતે એક મુદ્દો ધ્યાનમાં રાખવો જોઈએ. એક જ મા-બાપથી જન્મેલા બાળકની આનુવંશિકતા એક જ હોય છે એમ નથી. આનુવંશિકતાનો આધાર ગર્ભાધાન વખતે sperm અને ovumના સંયોગથી જે ફલિત અંડ (zygote) નિર્માણ થાય છે, તેના જનીનતત્ત્વો (genes) ઉપર છે. એક ગર્ભધારણા (conception) વખતે એક જાતનાં જનીનતત્ત્વો પ્રભાવિત નીવડે; બીજા ગર્ભધારણ વખતે બીજા પ્રકારના જનીનતત્ત્વો પ્રભાવિત નીવડે. તે તે વખતે પ્રભાવિત નીવડેલા (dominant) જનીનતત્ત્વો ઉપર આનુવંશિકતાનો આધાર છે. ઉપરના વિવેચન ઉપરથી સ્પષ્ટ થયું હશે કે એક જ મા-બાપ વડે જન્મેલા બાળકોની આનુવંશિકતા એક જ હોતી નથી. તે જ પ્રમાણે, એક જ કુટુંબમા ઉછરેલા બે બાળકોનું વાતાવરણ પણ સરખુ હોતું નથી. એ નીચેના દાખલા ઉપરથી સ્પષ્ટ થશે.

મનોવૈજ્ઞાનિક ચિકિત્સા માટે આવેલી એક છોકરીનો દાખલો આપી આ મુદ્દો સ્પષ્ટ કરીએ. આ છોકરીની ઉંમર ૯ વર્ષની હતી; તેને એક મોટી બહેન ૧૨ વર્ષની હતી. મોટી બહેન મા-બાપની દૃષ્ટિએ આદર્શ છોકરી હતી. નાનીના વર્તનથી માબાપને સંતોષ ન હતો. દરેક વખતે મા-બાપ તેને ટોકતાં, કે જો તારી મોટી બહેન કેવી ડાહી છે! કેવી વ્યવસ્થિત અને કેટલી સુઘડ છે! તું તેના જેવી કેમ થતી નથી? બિચારી નાની બહેન ઉંમરમાં ત્રણ વર્ષ નાની હોવાથી સીધી રીતે મોટી બહેન સાથે સ્પર્ધા નહિ કરી શકવાથી બીજી રીતે ધ્યાન ખેંચવા લાગી. તે અવ્યવસ્થિત રીતે વર્તવા લાગી. તેનાં કપડા ઘરમા આમ-તેમ પડતાં, તેની ફૂવડતા વધવા માંડી, વર્ગમાં છોકરીઓ સાથે સતત વાતો કરતી; અભ્યાસમાં એના માર્ક બહુ ઓછા આવતા. આ કુટુંબમાં બંને

બાળકો પ્રત્યે જોવાની મા-બાપની દૃષ્ટિ તદ્દન અલગ હતી, તેથી એક જ કુટુંબમાં ઉછરતાં આ બે બાળકોને માટે વાતાવરણ તદ્દન અલગ અલગ હતું. એક બાળક વખતે મા-બાપની તંદુરસ્તી, વિચારસરણી, આર્થિક સ્થિતિ એક પ્રકારની હોય, ને બીજા બાળકના ઉછેર વખતે બીજા પ્રકારની હોય; એટલે બે બાળકોનાં વાતાવરણ તદ્દન જુદાં થાય છે.

માનસિક ચિકિત્સાલયમાં આવતા અનેક દાખલા ઉપરથી એ વાત પુરવાર થઈ છે, કે મોટી ઉંમરમાં ઉત્પન્ન થતી કેટલીક સમસ્યાઓનાં બીજ બાલ્યાવસ્થામાં હોય છે. ક્રિટે એક દાખલો આપ્યો છે. નાના ગામની હાઈસ્કૂલમાં ભણતો એક વિદ્યાર્થી મોટા શહેરની વિદ્યાપીઠમાં દાખલ થયો. પોતાની જૂની નિશાળમાં તે "એક્કા" તરીકે પ્રસિદ્ધ હતો. પણ વિદ્યાપીઠમાં આવ્યા પછી તેની સ્થિતિ બહુ કફોડી બની. અહીં તેનો કોઈ ભાવ પૂછે નહિ; મારા–મારીની રમતમાં તે ટકી ન શકે. મા-બાપના અતિ લાડમાં ઉછરેલો, નાની શાળામાં બધાંનો માનીતો અને સરદાર બનેલો આ કિશોર નવા વાતાવરણમાં ટકી શક્યો નહિ. તે અસ્વસ્થ બન્યો અને માનસિક ઉપચાર માટે તેને ચિકિત્સાલયમાં જવું પડ્યું. ચિકિત્સકો માટે પણ આ કિસ્સો કષ્ટસાધ્ય માલૂમ પડ્યો.

શર્લે (Shirley) નામની એક સ્ત્રી–અભ્યાસકે ૨૨ બાળકોનો બહુ પરિશ્રમપૂર્વક અભ્યાસ કર્યો. જન્મના બીજા દિવસથી માંડી બાળકો પૂરાં બે વર્ષના થયાં ત્યાં સુધી તેમનાં લક્ષણોની તે બહેને બહુ બારીકાઈથી નોંધ રાખી. એ બહેનને માલુમ પડ્યું કે આ બે વર્ષ દરમિયાન બાળકોના વ્યક્તિત્વના લક્ષણો સાધારણ રીતે સ્થિર રહ્યાં હતાં. આ અભ્યાસમાં શર્લેએ બાળકોના સામાન્ય વિકાસનું, શારીરિક ક્રિયાઓનું, શબ્દોચ્ચારનું અને સામાજિક લક્ષણોનું નિરીક્ષણ કર્યું હતું. પુત્રનાં લક્ષણો પારણામાંથી જ પ્રગટ થાય છે એ સત્ય ઉપર આ સંશોધન પ્રકાશ નાખે છે.

શરૂઆતના મહિના અને વર્ષોના અનુભવોની અસર સ્થાયી સ્વરૂપની હોય છે એ પુરવાર કરનારો નવા ઢંગનો એક પ્રયોગ Burtt નામના સંશોધકે કર્યો છે. Burtt એ આ પ્રયોગ પોતાના પુત્ર ઉપર કર્યો. પ્રયોગ શરૂ કર્યો ત્યારે પુત્રની ઉંમર ૧૫ માસની હતી. બર્ટ પુત્ર આગળ દરરોજ ત્રણ માસ સુધી એક ગ્રીક કાવ્યમાંથી ૬૦ લીટીઓ વાંચી જતા. ત્રણ મહિના બાદ બીજી ૬૦ લીટીઓ છોકરા આગળ દરરોજ ત્રણ મહિના સુધી વાંચી જતા. આ ક્રમ પુત્ર ત્રણ વર્ષનો થયો ત્યાં સુધી જારી રાખ્યો. ત્યાર બાદ સાડા પાંચ વર્ષ સુધી એટલે છોકરો ૮॥ વર્ષનો થયો ત્યાં સુધી બાળકને આ જાતની તાલીમ આપવામાં આવી નહિ. ૮॥ વર્ષની ઉંમરે એ જ ગ્રીક કાવ્યમાંથી બાળક પાસેથી અગાઉ નહિ વંચાયેલી લીટીઓ મોઢે કરાવવામાં આવી અને અગાઉ તેની આગળ વંચાયેલી લીટીઓ મોઢે કરાવવામાં આવી. ત્યારે એમ માલમ પડ્યું, કે જે લીટીઓ બાળકે પહેલાં સાંભળી હતી તે મોઢે કરતાં તેને અપરિચિત લીટીઓની તુલનામાં ૩૦ % ઓછાં આવર્તનો (repetitions) કરવાં પડ્યાં. ત્રણ વર્ષની ઉંમરે બાળક ગ્રીક કાવ્યનો અર્થ જરા પણ સમજતો ન હતો, છતાં તેની ઊંડી અસર બાળકના મન ઉપર પડી હતી એ સત્ય આ પ્રયોગ ઉપરથી સિદ્ધ થાય છે.

## બાળકોને કેવી રીતે ટેવ પડે છે

બાળકોના વર્તનમાં અભિસંધાન (conditioning) મોટો ભાગ ભજવે છે. મોટા માણસના વર્તનને પણ એ જ નિયમ લાગુ પડે છે. બીજા શબ્દોમાં કહીએ તો મોટા ભાગનું માનવી વર્તન અભિસંધિત પ્રતિક્રિયાના સ્વરૂપનું હોય છે. અભિસંધિત પ્રતિક્રિયા એટલે એક ઉદ્દીપન સાથે અનુભવને લીધે જે પ્રતિક્રિયા જોડાય છે તે. વૉટસને અભિસંધિત પ્રતિક્રિયા ઉપર કરેલો એક પ્રયોગ આ વિવેચન ઉપર પ્રકાશ નાખશે. મોટા અવાજથી બાળક ચોંકે છે. એટલે મોટો અવાજ ઉદ્દીપન છે; અને ચોંકવાની ક્રિયા નૈસર્ગિક પ્રતિક્રિયા છે વૉટસને બાળકના ખોળામાં સસલું મૂક્યું. બાળક એને રમાડવા લાગ્યો, ચોંક્યો નહિ. હવે જ્યારે સસલું બાળકના ખોળામાં હતું તે વખતે વૉટસને મોટો અવાજ કર્યો. બાળક ચોંક્યો. આ ચોંકવાની પ્રતિક્રિયા મોટા અવાજ પ્રત્યેની હતી, સસલા પ્રત્યેની ન હતી. પણ સસલું ખોળામાં હતું એ સ્થિતિમાં વારંવાર મોટો અવાજ કરવાથી વૉટસનને માલૂમ પડ્યું કે હવે ચોંકવાની પ્રતિક્રિયા સસલા સાથે જોડાઈ ગઈ. એટલે હવે બાળકના ખોળા ઉપર સસલું મૂકતાંની સાથે અવાજ સાંભળ્યા વગર પણ બાળક ચોંકતો. આમ, ચોંકવાની પ્રતિક્રિયા સસલાના ઉદ્દીપન

સાથે સંકળાઈ ગઈ મોટા અવાજથી બાળક ચોંકે છે તે નૈસર્ગિક પ્રતિક્રિયા (reflex action) કહેવાય છે: સસલાથી બાળક ચોંકવા લાગ્યું તે અભિસંધિત પ્રતિક્રિયાનો નમૂનો છે. અભિસંધિત પ્રતિક્રિયા એટલે શીખેલી પ્રતિક્રિયા. શીખવાની ક્રિયા ચાર રીતે થાય છે. સામાન્યીકરણથી, વિભક્તિકરણથી, સ્વ–અનુભવથી અને પર–અનુભવ–ગ્રહણથી. આ ચાર રીતેઃ વધુ સ્પષ્ટીકરણ માગી લે છે.

**સામાન્યીકરણ:** શરૂઆતમાં બાળક અભિસંધાનથી (conditioning) સસલાથી બીતાં શીખે છે; પણ એ બીક સામાન્ય બને છે. એટલે સસલા જેવાં બધાં રુવાંટીવાળાં પ્રાણીઓથી એ બીવા લાગે છે.

**વિભક્તીકરણ:** અનુભવથી એમ માલૂમ પડે, કે એક માણસ અતિબુદ્ધિમાન છે. એનુ કપાળ મોટુ છે. તેથી આપણે એના મોટા કપાળ સાથે બુદ્ધિમત્તાનો સંબંધ બાંધીએ છીએ. અને આપણે એમ માનીએ છીએ, કે બધા મોટા કપાળવાળા માણસો બુદ્ધિમાન હોય છે.

**સ્વ–અનુભવ:** કેટલીક વખતે મનમા એકદમ ઠસી જાય એવો અનુભવ બાળકને થાય છે. કૂતરું બાળકને કરડે તો કૂતરાની બીક બાળકના મનમા કાયમની પેસી જાય છે.

**પર–અનુભવ–ગ્રહણ:** પણ મોટા ભાગના પ્રતિક્રિયાઓ અને વલણો તો આપણે બીજાઓ પાસેથી અપનાવીએ છીએ. બાળક પોતાના આચાર-વિચાર, શિષ્ટાચાર અને માનસિક વલણો પોતાના વડીલો પાસેથી અને સમાજ પાસેથી શીખે છે.

ઉપર આપણે વ્યક્તિ નવી પ્રતિક્રિયાઓ કેવી રીતે શીખે છે તેનું સર્વમાન્ય વર્ણન કર્યું. હવે કુટુંબની અસર વ્યક્તિના ઘડતર ઉપર કેવી રીતે પડે છે એનો વિચાર કરીએ. વ્યક્તિના ઘડતરનો વિચાર કરતી વખતે જીવનના ત્રણ તબક્કાઓને ધ્યાનમાં રાખી વિવેચન કરીશું. એ ત્રણ તબક્કા એટલે બાલ્યાવસ્થા; કિશોર–અવસ્થા; પુખ્ત–અવસ્થા.

### બાલ્યાવસ્થા

**દેહધર્મનું સંતુષ્ટીકરણ:** દેહધર્મ અને શરીરની હાજતો અથવા જરૂરિયાતો. ખાનપાન, મળમૂત્ર વિસર્જન, ઊંઘ વગેરે બાળકની શારીરિક જરૂરિયાતો છે. આ હાજતો કેવી રીતે પૂરી પાડવામાં આવે છે એના ઉપર બાળકના વ્યક્તિત્વના વિકાસનો આધાર છે.

માનસિક ચિકિત્સકોના અનુભવ પ્રમાણે નાનપણમાં પડેલી ખાવાની ટેવ વ્યક્તિત્વના વિકાસ ઉપર ખૂબ અસર કરે છે. દા. ત., નાનપણમાં ખાતી વખતે જો અંતરાય (interruptions) નિર્માણ થાય તો બાળકના મનમાં સંઘર્ષ નિર્માણ થાય છે. તેનામાં વિરોધની વૃત્તિ જાગ્રત થાય છે. ભાગવતમાં એક દાખલો છે. મા યશોદા બાલકૃષ્ણને ખોળામાં લઈને સ્તનપાન કરાવતાં હતાં. એટલામાં સગડી ઉપર મૂકેલું દૂધ ઊભરાઈ જતું જોઈને માતા બાળને જમીન ઉપર મૂકી દૂધ ઉતારવા ગયાં. માતાના આવા વર્તનથી બાલકૃષ્ણ કેવી રીતે ગુસ્સે થયા એ કૃષ્ણની બાળલીલા પ્રખ્યાત છે.

બાળક કઈ જાતનો ખોરાક ખાય છે એટલું જ મહત્ત્વનું નથી. ખોરાક ખાતી વખતે બાળકની આસપાસ કેવું વાતાવરણ છે એ તેના વ્યક્તિત્વના વિકાસની દૃષ્ટિએ બહુ મહત્ત્વનુ છે. ઘણા બાળકોની નાની ઉમરમાં જ અમુક ખોરાક પ્રત્યે પ્રીતિ હોય છે, અમુક પ્રત્યે અપ્રીતિ હોય છે. આ હમેશા તેની નૈસર્ગિક રુચિને લીધે હોતું નથી. એની પાછળ કેટલીક વાર માનસિક કારણો સંકળાયેલા હોય છે. અમુક ખોરાક તરફનો અભાવ કોઈ પ્રસંગને આભારી છે. માનસિક ચિકિત્સાલયમા નોંધાયેલો એક કિસ્સો આ સિદ્ધાંતને સ્પષ્ટ કરે છે. એક કુટુંબનુ એક બાળક આરોગ્યની દૃષ્ટિએ આવશ્યક એક ખોરાક ખાવાની હમેશા ના પાડતું. માતાપિતાને માટે આ ચિંતાજનક બાબત થઈ પડી હતી. જ્યારે આ કિસ્સો માનસિક ચિકિત્સક પાસે રજૂ કરવામાં આવ્યો ત્યારે એમ માલૂમ પડયુ કે બાળક આ ટેવ માબાપ પાસેથી શીખ્યું હતું. માબાપને ખોરાકના ગમા–અણગમા એટલા બધા હતા કે તેની અસર બાળક ઉપર પડી હતી.

નાનાં બાળકોને ખવડાવવાનું કામ કેટલું અઘરું હોય છે એ દરેક માતા જાણે છે. બાળકને ફોસલાવવું પડે છે, પટાવવું પડે છે, છાપરે ચડાવવું પડે છે, થાબડવું પડે છે, કેટલીક વાર એને દબડાવવું પડે છે, અને મારવું પણ

પડે છે. આમ, બાળકને જમાડવાનું તે એક મોટા સમારંભ બની જાય છે. બાળક એ વખતે આખા કુટુંબના ધ્યાનનું કેન્દ્ર બને છે. ધીરે ધીરે અહં સંતોષવાની બાળકને આ રીતે ટેવ પડી જાય છે.

આવેગ–ક્ષોભ (emotional disturbance) અનુભવતા અને આવેગ–અનુકૂલન (emotional adjustment) ગુમાવેલા મોટી ઉંમરના માણસોનો અભ્યાસ કરતાં એમ માલૂમ પડ્યું છે, કે આવેગની અસ્થિરતા (emotional imbalance)નું મોટું કારણ પચન–શક્તિનો બગાડ છે. અને પચનશક્તિમાં ગડબડ દોષભરેલી ખાવાની ટેવને લીધે થઈ હતી. જરસિલ્ડ (Jersild)એ બે વર્ષના બાળકનો એક કિસ્સો આપ્યો છે. આ બાળક ઘેર ખાવાનો હમેશાં ઇન્કાર કરતું. ઘરનું વાતાવરણ એવું હતું કે તે ખાતું જ નહિ; તેને ભૂખમરો થતો. ડૉક્ટરને બતાવતાં એમ જાણવા મળ્યું, કે બાળકને શારીરિક વ્યાધિ કોઈ પણ ન હતો, અને ખોરાક ન ખાવાનું કારણ માનસિક હતું; ખવડાવતી વખતે માતા તેને પંપાળતી, ખુશામત કરતી, કોઈ વખત તેને બળજબરીથી ખવડાવતી. ઉપચાર તરીકે એ બાળકને બાલમંદિરમાં મૂકવામાં આવ્યું. ત્યાંની આયા બાળકને ખવડાવવા લાગી. અને બાળકની ખાવાની બધી તકરારો દૂર થઈ.

સડેલા દાંત, પાચા, લોહી નીકળતા અવાળુ વગેરેના ઉપચારમાં એમ માલૂમ પડ્યું છે, કે રોગમાં કેવળ જંતુનાશક દવા કામ આવતી નથી. કુટુંબના વાતાવરણનો પણ એ રોગમાં ફાળો હોય છે. આવા રોગથી પીડાતા બાળકની સારવારમાં કુટુંબમાં પ્રવર્તતી માનસિક તાણ (tensions) અને અનુકૂલનતાનો અભાવ દૂર કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે. માનસિક તાણથી થાઈરોઈડ ગ્રન્થિના સ્રાવમાં અનિયમિતતા નિર્માણ થાય છે. પરિણામે કૅલ્સિયમ metabolismમાં વિઘ્ન આવે છે. તેને લીધે દાંતનું આરોગ્ય બગડે છે.

**મળ–મૂત્ર–ઉત્સર્ગ :** સમાજમાં મળ-મૂત્ર-ઉત્સર્ગની યોગ્ય ટેવ પાડવી આવશ્યક હોય છે. આ ટેવ ધીરે ધીરે પડે છે. કેટલાંક બાળકો ૩–૪ વર્ષની ઉંમર સુધી પણ મળ–મૂત્ર–ઉત્સર્ગ ઉપર અંકુશ રાખી શકતાં નથી, આમાં કેવળ સ્નાયુઓ જ જવાબદાર હોય છે એમ નથી. કેટલીક વાર માનસિક કારણો જવાબદાર હોય છે. ઘણાં બાળકો મોટી ઉંમર સુધી રાતે પથારી ભીની કરે છે. આમાં પણ કેટલીક વખતે કેવળ માનસિક કારણો જવાબદાર હોય છે. બાળકનાં મા-બાપ કે ભાઈ-બહેન સાથેના સંબંધમાં અનુકૂલનનો અભાવ આનું કારણ હોય છે, મા-બાપનું ધ્યાન કેન્દ્રિત કરવાનો આ વિકૃત માર્ગ હોય છે. કેટલીક વખતે માનસિક અતિ–તાણ અને ધાકને લીધે પણ આ વ્યાધિ ઉત્પન્ન થાય છે.

મળ–મૂત્ર–ઉત્સર્ગની યોગ્ય ટેવ પાડવામાં અભિસંધાન બહુ કામ કરે છે. મળ–મૂત્ર–ઉત્સર્ગ સાથે અનેક ઉદ્દીપનો જોડવામાં આવે છે. દા. ત., નિશ્ચિત સ્થાનમાં અને નિશ્ચિત વખતે આ વિધિ કરાવવામાં આવે છે. પરિણામે, એ સ્થાનમાં એ સમયે બાળકને લઈ જવામાં આવે તો બાળક મળ–મૂત્ર–ઉત્સર્ગ કરે છે. કેટલીક વખતે અમુક જાતના અવાજ અને બાળકની અમુક શરીરસ્થિતિ (position) સાથે પણ મળ–મૂત્ર–ઉત્સર્ગની પ્રતિક્રિયા જોડાઈ જાય છે. ઘણાં મા-બાપો આ બાબતમાં પણ ખવડાવવાની વખતે કરે છે તેવી ભૂલો કરે છે. પરિણામ દૂરગામી અને ભયાનક આવે છે.

**ઊંઘ :** ઊંઘની બાબતમાં મા-બાપ બાળકોને ખોટી ટેવ પાડે છે. બાળકને ઊંઘતાં અમુક સમય લાગે એ સ્વાભાવિક છે. સામાન્ય રીતે અર્ધો કલાક લાગે એ વધુ પડતું ન કહેવાય. પણ અધીરી માતા બાળકને ઊંઘાડવા તેને ઘોડિયામાં નાખે છે. હીંચકો ચલાવે છે, હાલરડાં ગાય છે, તેની સાથે વાતો કરે છે–તેને વાતો કહે છે. પરિણામે, બાળકને ખોટી ટેવ પડે છે, જે મોટી ઉંમર સુધી ટકે છે.

**ભીતિ :** નાનપણમાં બાળકના મનમાં અનેક બીકો નિર્માણ કરવામાં આવે છે. આ બીકો કેટલીક વાર જીવનભર ટકે છે. અંધારાની બીકનો દાખલો લઈએ. અંધારાની બીક સહજ (કુદરતી) નથી; એ બીક નિર્માણ થાય છે. કેટલીક વખતે અંધારામાં ભીતિજનક અનુભવ (traumatic experience) થાય છે તેથી અંધારાનું અને બીકનું જોડાણ (conditioning) થાય છે. કેટલીક વખતે તો બીજાં લોકો અથવા બાળકો અંધારાથી બીએ છે માટે બાળક અંધારાથી બીવા લાગે છે. કેટલીક વખતે નાદાન મા-બાપો બાળકના ન્યાય્ય ઉપ-

દ્રવમાંથી બચવા માટે કેટલીક બીક બાળકમાં ઉત્પન્ન કરે છે: આ બાવો આવ્યો, પોલીસ આવ્યો—એમ કહી બાળકને બીવડાવે છે. આ રીત અતિ ભયાનક છે.

**ટેવ ભાંગવી:** ખરાબ ટેવ પડ્યા પછી એ દૂર થઈ શકે? હા. ટેવ પડ્યા પછી એ તોડવા જો તરત જ પ્રયત્ન કરવામાં આવે તો કામ સહેલું છે. પણ અનેક વર્ષોની ટેવ તોડવી ઘણું અઘરું કામ છે. પણ પરિશ્રમ-પૂર્વક કામ કરવામાં આવે તો સફળતા મળી શકે છે.

જૂની ટેવ ભાંગવામા બે મુદ્દાઓ તરફ ધ્યાન આપવું જોઈએ. એક, જૂની પ્રતિક્રિયાનું સ્થાન નવી પ્રતિક્રિયાને આપવું જોઈએ; અને બીજું નવી પ્રતિક્રિયા જૂની પ્રતિ-ક્રિયા કરતા વધુ લાભદાયી છે એનુ ભાન બાળકને થવુ જોઈએ. પણ ખરાબ ટેવો ભાંગવા અને નવી ટેવો દાખલ કરવા સમગ્ર વાતાવરણ ધ્યાનમા લેવું જોઈએ. આજુબાજુના લોકોને લીધે કેટલીક ખોટી ટેવ પડી હોય છે, આમાં પણ મુખ્ય જવાબદારી મા-બાપની છે. દા. ત. જે ઘરમા મા-બાપ પોતે જ અવ્યવસ્થિત હોય છે, એ વાતાવરણમા બાળકો પાસેથી વ્યવસ્થિતપણાની ટેવ-ની અપેક્ષા રાખવી વધારે પડતી છે. બાળકોની ખોટી ટેવ માટે ઘણી વાર મા-બાપ જ જવાબદાર હોય છે. એટલે પહેલાં મા-બાપને સુધારવાની જરૂર રહે છે. આ દૃષ્ટિએ આપણે મા બાપના સ્થાનની ચર્ચા કરીએ.

### મા-બાપ

બાળકના ઉછેરની સર્વથી વધુ જવાબદારી મા-બાપની હોય છે. સમાજની પ્રચલિત સંસ્કૃતિના માળ-ખામાં ગોઠવાઈ જાય એવાં વિચાર, આચાર અને ભાષા બાળક ઘરમાથી જ શીખે છે.

બાળકના શરૂઆતના વ્યવહાર મુક્ત સ્વરૂપના એટલે નિરંકુશ હોય છે. બાળક પોતાના આવેગનો સીધો આવિ-ષ્કાર કરે છે. ગુસ્સો આવે તો તે માતાને મારે છે, વહાલ આવે તો તે માતાને વળગી પડે છે. એના વ્યવ-હારમા અહં પ્રધાન હોય છે. આજુબાજુના સમાજની એને દરકાર નથી. સમાજ એની પાસેથી સહકાર, સંયમ અને રચનાત્મક ક્રિયા માગે છે. બાળક પોતાની રાહે ચાલવા માગે છે. આવા બાળકને સમાજ—અભિમુખ બનાવવાનું કામ કુટુંબનુ છે. બાળકના ઘડતરની મોટી સમસ્યા એ છે, કે એનું વ્યક્તિત્વ હણાયા વગર સમા-જની સ્થિરતા અને સુરક્ષિતતાની દૃષ્ટિએ એનું સમાજી-કરણ કેવી રીતે કરવું. બાળકને સમાજ—અભિમુખ બનાવતી વખતે તેની સમાજવિરોધી ટેવોને બદલે સમાજ—અનુકૂળ ટેવો શીખવવામાં બહુ ધીરજની જરૂર હોય છે. જો બળજબરીથી એકદમ નવી ટેવ પાડવાનો પ્રયત્ન કરવામાં આવે તો ઘણી વાર આવેગ—ક્ષોભ (emotional disturbance) નિર્માણ થાય છે અને પરિણામે હાનિ નીપજે છે. માનસિક ચિકિત્સાલયમાં નોંધાયેલો એક કિસ્સો જાણવા જેવો છે. પોતાની ૩ વર્ષની નાની છોકરીએ જમતી વખતે વાનગી માગતી વખતે please શબ્દનો ઉપયોગ કર્યો નહિ. પિતાને ગુસ્સો આવ્યો. તેણે ધાંટો પાડી કહ્યું, કે 'please' કહે. આ છોકરી એટલી ડઘાઈ ગઈ કે ત્યાર પછી ૧૭ મહિના સુધી તે બોલતી બંધ થઈ ગઈ.

મા-બાપે બીજી એક સાવચેતી રાખવાની જરૂર છે. અભિસંધિત પ્રતિક્રિયાના પ્રયોગમા નવા ઉદ્દીપન સાથે એક ને એક પ્રતિક્રિયા વારંવાર કરવાથી તે ઉદ્દીપન સાથે પ્રતિક્રિયા સંકળાઈ જાય છે, અને પરિણામે નવી ટેવ પડે છે. ઘરમા મા-બાપ આ નિયમ સમજ્યા વગર બાળક સાથે વ્યવહાર કરતાં હોય છે. મા-બાપ બાળકને દિવસમા સેંકડો આદેશ આપે છે. એક આદેશ સમજે તે પહેલાં તો બીજો આદેશ તેને આપવામાં આવે છે. દા. ત. માતા કહે છે, કે બાબા, બહાર રમવા જા. એટલામાં માતા કંઈ યાદ આવે તો તરત જ બીજો આદેશ છોડે છે, કે ચાલ, જમી લે, મારે પછી બહાર જવું છે. બે દિવસ બાળકને બળજબરીથી રાતે વહેલાં સુવડાવે છે; ત્રીજે દહાડે માતા બાળકને ઊંઘ આવી હોય તો પણ બળજબરીથી સિનેમા જોવા લઈ જાય છે. ઘણી વાર એક વર્તન માટે માતા બાળકને વહાલ કરશે; અને બીજી વખતે માતા પોતે ઠીક મિજાજમાં ન હોય તો એવા જ વર્તન માટે તેને શિક્ષા કરશે. બિચારા બાળકને કયા સંજોગોમાં કેવી રીતે વર્તવું એ સમજ પડતી નથી. એની સુરક્ષિતતાની ઇચ્છા (security) સંતોષાતી નથી. જો બાળકને સમજપૂર્વક, બાળકના હિતની દૃષ્ટિએ આદેશ આપવામા આવે અને એ આદેશના પાલન વિષે આગ્રહ સેવ-વામાં આવે, તો બાળકને સારી ટેવ પાડવામાં મુશ્કેલી નહિ પડે.

ટેવ પાડવામાં પુરસ્કાર અને શિક્ષા—બંનેનો ઉપયોગ કરવામાં આવે છે. પુરસ્કારની અસર વધુ લાભદાયી હોય છે, એમ અનેક નિરીક્ષણો દ્વારા માલૂમ પડ્યું છે. પણ કેટલાક સંજોગોમાં ઠપકો અને શિક્ષા વધુ અસરકારક નીવડે છે એમ પણ માલૂમ પડ્યું છે. સારાંશ એ કે પુરસ્કાર અને શિક્ષાનો ઉપયોગ વિવેકપૂર્વક કરવો જોઈએ.

## પ્રત્યક્ષ દાખલાની ટેવ ઉપર અસર

બાળકોને સારી ટેવો પાડવા માટે સહુથી અગત્યનું સાધન વૈયક્તિક દાખલા છે. બાળક જે વ્યક્તિને ચાહે છે અને આદર આપે છે, તેના માનસિક વલણો અને આચારપદ્ધતિ તે અપનાવે છે. માનસિક ચિકિત્સાગૃહોમાં અનેક કિસ્સાઓ એવા મળી આવે છે કે નાનાં બાળકોએ અમુક જાતનું વર્તન પોતાના વડીલો પાસેથી અપનાવ્યું હોય છે, જ્યારે વડીલોને ખ્યાલ પણ હોતો નથી કે બાળકો પોતાનું અનુકરણ કરે છે.

આ દાખલા અથવા આદર્શ નમૂના કેટલીક વખતે કાલ્પનિક હોય છે. આવા કાલ્પનિક દાખલા બાળકો આગળ મૂકવા કે નહિ એ બાબતમાં મનોવૈજ્ઞાનિકોમાં મતભેદ છે. પ્રત્યક્ષ નમૂનાની અસર વધારે થાય છે; પણ કાલ્પનિક પ્રસંગો અને નમૂનાની અસર પણ બાળકો ઉપર થાય છે. મોટી ઉંમરે કાલ્પનિક અને વાસ્તવિકનો ભેદ બાળક સમજી શકે છે; પણ આદર્શ સમજવાની દૃષ્ટિએ કાલ્પનિક પ્રસંગ અથવા વ્યક્તિનો દાખલો આપવાથી કોઈ હાનિ થતી નથી, કેટલીક વાર તો કાલ્પનિક વ્યક્તિ વધુ અસરકારક નીવડે છે; કારણ કે તેમાં આપણે શુદ્ધ આદર્શનું આરોપણ કરી શકીએ છીએ.

કાલ્પનિક આદર્શની તરફેણ કરવા છતાં એક વાત તો સ્પષ્ટ છે, કે જો બાળક સામે પ્રત્યક્ષ જીવતો જાગતો નમૂનો હોય તો તેની અસર બાળક ઉપર વધારે પડે છે. પ્રસ્તુત સંદર્ભમાં મા-બાપે આ નમૂના થવાની જરૂર છે.

## પ્રક્ષેપણ અને તાદાત્મ્ય

ઘણી વખતે માબાપ પોતાના દોષોનું પ્રક્ષેપણ બાળક ઉપર કરે છે. એટલે પોતામાં જે દોષો હોય છે એનું આરોપણ મા-બાપ બાળક ઉપર કરે છે. દા.ત. પોતાને ગણિતનો દાખલો ન આવડતો હોય તો પિતા બાળકને જ ઠપકો આપે છે કે આટલું નથી આવડતું! કેટલીક વખતે પિતા તાદાત્મ્ય સાધી આત્મસંતોષ અનુભવે છે. પોતાને જે મેળવવાની ઇચ્છા હતી તે તેને ન મળ્યું હોય તો એ બાળકને મળે એટલા માટે એ પ્રયત્ન કરે છે. આને તાદાત્મ્ય કહે છે. પોતાને ડૉક્ટર થવાની ઇચ્છા પૂરી ન પડી હોય તો પિતા પોતાના પુત્રને એની ઇચ્છા વિરુદ્ધ ડૉક્ટર થવાનું કહે છે. મતલબ, એ આત્મસંતોષ માટે પ્રયત્ન કરે છે, બાળકના વિકાસ તરફ ધ્યાન આપતો નથી. આમાં બાળકના વ્યક્તિત્વને હાનિ છે.

**અતિ લાડ અને અતિ કડકાઈ:** બાળક સાથે વર્તતી વખતે ઘણાં મા-બાપો બે ટોચ સુધી જાય છે. કેટલાંક અતિ કડકાઈથી વર્તે છે; કેટલાંક અતિ લાડ કરે છે. આ બંને રીત ત્યાજ્ય છે. અતિ કડકાઈને લીધે બાળકના વિકાસને માટે આવશ્યક સુરક્ષિતતા અને સ્નેહની આવશ્યકતાઓ સંતોષાતી નથી. અતિ લાડ લડાવવાથી બાળક સમાજ સાથે વર્તવા અસમર્થ બને છે. બાળક મા-બાપ ઉપર એટલો પરાધીન થાય છે કે વિશાળ સમાજમાં ફેંકાય ત્યારે તે અસહાય અવસ્થા અનુભવે છે.

**કુટુંબમાં બાળકનો ક્રમાંક:** બાળકનો પોતાના અન્ય મહત્ત્વ ભાઈ-બહેનોમાં કયો ક્રમ છે એને કેટલાક મનોવૈજ્ઞાનિકો મહત્ત્વ આપે છે. બાળક એક ને એક સંતાન હોય તો પણ એના વ્યક્તિત્વ ઉપર ઘણી અસર પડે છે એવી પણ માન્યતા છે. પણ આ સ્થિતિને બહુ મહત્ત્વ નથી. માબાપ જો આવી સ્થિતિ પ્રત્યે વિકૃત દૃષ્ટિ કેળવે, તો જ ખરાબ અસર થાય છે. દા. ત. મોટા ભાઈને એમ કહેવામાં આવે, કે સહુથી મોટો થયો, પણ તને આટલી અક્કલ નથી. નાનાને કહેવામાં આવે, કે જો તારો મોટો ભાઈ કેવો ડાહ્યો છે! એકલા બાળકને હમેશાં એમ ઠસાવવામાં આવે કે તારા ઉપર આખા કુટુંબનો આધાર છે તો આવી દૃષ્ટિ અને આવા વર્તનની અસર બાળકના વ્યક્તિત્વ ઉપર અવશ્ય થાય એમાં શંકા નથી.

**મા-બાપ વચ્ચેના સંબંધો:** અનેક નિષ્ણાતોના મત પ્રમાણે મા-બાપ વચ્ચેના અરસપરસ સંબંધો બાળકના વ્યક્તિત્વ ઉપર સહુથી વધુ અસર કરે છે. મા-બાપ વચ્ચેના સારા-નરસા સંબંધોની અસર બાળકોના આવેગાત્મક અનુકૂલન (emotional adjustment) ઉપર થાય છે.

મા-બાપની કેળવણી, એમની આર્થિક સ્થિતિ વગેરે પરિબળો કરતાં આ સંબંધોની અસર બાળકો ઉપર વધારે થાય છે.

એક મનોવિજ્ઞાનિક આ મુદ્દો નીચે પ્રમાણે રજૂ કરે છે:

'Food-finickiness, over-dependence, attention demanding, negativism, temper-tantrums, and urinary incontinence in the daytime are recruited more largely from homes where straining and inharmonious parental relationship exists.'

ઝઘડતા મા-બાપ પોતાનાં બાળકો પાસેથી અલગ અલગ વફાદારીની અપેક્ષા રાખે, તો બાળકોની સ્થિતિ બહુ દયામણી થાય છે અને તેમનામાં માનસિક સંઘર્ષ નિર્માણ થાય છે.

### કિશોરાવસ્થા (Adolescence)

આ ઉંમર જીવનમાં અતિનાજુક અવસ્થા છે. એને period of stress and strain કહે છે. આ ઉંમરમાં અનેક શક્તિઓનો ઉદય અને વિકાસ થાય છે. કિશોરને પોતાની શક્તિનું ભાન હોય છે, પણ પોતાની મર્યાદાઓનું ભાન હોતું નથી.

વડીલ માણસોની એના તરફ જોવાની દૃષ્ટિ દ્વિવિધા હોય છે. કેટલીક વખતે તેઓ એને હજી બાળક જ ગણે છે, કેટલીક વખત એને પુખ્ત ગણે છે. આવા સકંજામાં કિશોરની મનઃસ્થિતિ પણ કફોડી બને છે.

કિશોર ઘરના વાતાવરણથી સ્વતંત્ર થવા ઇચ્છે છે, એને પોતાની જવાબદારીનું ભાન ઉત્પન્ન થાય છે, એનામાં કંઈ કરી બતાવવાની તમન્ના નિર્માણ થાય છે. પણ એના માર્ગમાં અનેક અવરોધો હોય છે. ખાસ કરીને આ ઉંમરમાં જાતીય વૃત્તિ બહુ પ્રબળ બને છે. એ વૃત્તિને કેટલો અવકાશ આપવો એ એની આગળ મોટી સમસ્યા હોય છે. આમ અનેક ઇચ્છાઓ નિર્માણ થાય અને એની પૂર્તિ થતી નથી. તેથી અસંતોષ અને સંઘર્ષ નિર્માણ થાય છે. જાતીય વૃત્તિની બાબતમા, સમાજના સ્વીકૃત વિચારોની બાબતમા, ધર્મની બાબતમાં એના વિચારો સમાજના સ્વીકૃત વિચારો સાથે ટકરાય છે. પરિણામે, યુવાન અસ્વસ્થતા અનુભવે છે. કુટુંબના વડીલ માણસોએ યુવાનમાં ચાલતી આ ગડમથલો અને સંઘર્ષો સમજવા જોઈએ અને તેના તરફ સહાનુભૂતિ અને સમજદારીપૂર્વક જોવું જોઈએ. યુવાનના વિકાસમાં અવરોધ નિર્માણ ન થાય, છતાં સામાજિક સ્થિરતા અને સ્વાસ્થ્યને બાધા ન આવે એ રીતે એને માર્ગદર્શન આપવાનું કામ વડીલોનું છે.

### લગ્ન અને છૂટાછેડા

જીવનમાં લગ્ન મહત્ત્વની ઘટના છે. પાશ્ચાત્ય દેશમાં પ્રેમમાં પડવુ (falling in love) લગ્નમાં મોટો ભાગ ભજવે છે. ભારતમાં હજી મોટે ભાગે માતા-પિતાની પસંદગીથી અને યુવાન-યુવતીની સંમતિથી લગ્નો થાય છે.

Westermarck નામનો સંશોધક લગ્નનાં ત્રણ મુખ્ય પ્રયોજનો ગણાવે છે: (૧) જાતીય વાસનાની તૃપ્તિ (૨) સ્નેહ અને પ્રેમને માટે યોગ્ય પરિસ્થિતિ નિર્માણ કરવી (૩) સંતાન-ઉત્પત્તિ અને ઉછેર. જાતીય વાસનાની તૃપ્તિ લગ્ન સંબંધમાં મોટો ભાગ ભજવે છે. પતિ-પત્ની એક-બીજાને તૃપ્તિ આપી શકતાં ન હોય તો લગ્નજીવનમાં અનેક સમસ્યાઓ નિર્માણ થાય છે. અપવાદો છોડી દઈએ, તો લગ્નજીવન સફળ બનાવવા માટે જાતીય અનુકૂલન આવશ્યક છે. તેથી જાતીય કેળવણી યોગ્ય સ્વરૂપમાં મળે એવી વ્યવસ્થા કુટુંબમાં અને શાળામા કરવી આવશ્યક છે.

પણ જાતીય વાસનાની તૃપ્તિ એટલે ફક્ત શારીરિક તૃપ્તિ એમ નથી. Burgess અને Cottrell એમના 'Predicting Success or failure in Marriage' નામના ગ્રંથમાં પુરવાર કરે છે, કે જાતીય અનુકૂલનની બાબતમાં જે સમસ્યાઓ નિર્માણ થાય છે, તેને માટે શારીરિક કારણો કરતાં માનસિક કારણો અને જાતીય પ્રશ્નો તરફ જોવાની દૃષ્ટિ વધુ જવાબદાર હોય છે.

**સ્નેહ અને પ્રેમ** જાતીય આકર્ષણ કરતાં પણ સ્નેહ અને પ્રેમ કંઈક વધુ છે. સ્નેહ અને પ્રેમ શારીરિક આકર્ષણ અથવા તંદુરસ્તી ઉપર આધાર રાખતાં નથી. સૂચન, અનુકરણ અને સહાનુભૂતિ ઉપર એમનો આધાર છે; એટલે પરસ્પરનાં વિચારો, કૃતિ અને લાગણીની લેવડદેવડ ઉપર છે. સહીસલામતી, કદર, સન્માન જેવી માનસિક જરૂરિયાતોના સંતોષીકરણમાંથી સ્નેહ અને પ્રેમ ઊપજે છે. પ્રેમ-સ્નેહનુ વધુ વિકસિત

આધ્યાત્મિક-જીવનનાં ઉચ્ચ મૂલ્યોને સ્પર્શતું-સ્વરૂપ છે.

**સંતાન-ઉત્પત્તિ :** લગ્નજીવનની પરિપૂર્તિ સંતતિના ઉત્પાદનમાં છે એવી એક કાળે માન્યતા હતી. પણ આજે વૈયક્તિક અને સામાજિક કારણોને લીધે અને વધુ અને વધુ સ્વકેન્દ્રિત બનતી જતી વૃત્તિને લીધે સંતતિ માટે પહેલાં જેવી ઉત્કટતા રહી નથી. અમેરિકામાં એક મતગણતરીમાં કૉલેજના ૨૫ ટકા જેટલા વિદ્યાર્થીઓએ સંતતિ નહિ જોઈએ એવો મત આપ્યો હતો. કેટલાં છોકરાં જોઈએ એવા પ્રશ્નના જવાબમાં સહુથી વધારે મતો ૨ ની તરફેણમાં, બીજે નંબરે ૩ ની તરફેણમાં અને પછી ૪ની તરફેણમાં પડ્યા હતા.

**છૂટાછેડા :** આપણા દેશમાં હજી છૂટાછેડાનું પ્રમાણ બહુ અલ્પ છે. કાયદાએ છૂટાછેડાને સંમતિ આપી છે. પણ શરતો બહુ અઘરી લાદી છે. અમેરિકામાં તો છૂટાછેડા લગ્ન પછી બનનારી એક ગૃહીત ઘટના તરીકે જ માની લેવામાં આવે છે. અમેરિકામાં આ બાબતમાં આપણા કરતાં જોવાની દૃષ્ટિ અલગ છે. વધતા જતા છૂટાછેડા લગ્નના દુઃખને હળવું કરવામાં મદદરૂપ નીવડે છે એમ ત્યાંના મનોવૈજ્ઞાનિકો પણ માને છે. એક જણે તો એવો અંદાજ કાઢ્યો છે કે આજે ત્રણ લગ્નો દીઠ એક છૂટાછેડાનું પ્રમાણ છે; ૧૯૭૦ સુધી બે લગ્નો દીઠ એક પ્રમાણ આવશે. આપણી સંસ્કૃતિમાં આ વિચિત્ર લાગે છે. પશુતા તરફ પ્રયાણ લાગે છે. પણ આ બાબતમાં વધુ અધિકારયુક્ત વાણીથી બોલવું હોય, તો આપણા લગ્નજીવનનો વધુ શાસ્ત્રીય અભ્યાસ કરવો જોઈએ અને તુલનાત્મક અભ્યાસ પણ કરવો જોઈએ.

લગ્નજીવનમાં અનુકૂલન કેમ થતું નથી એને વિષે થોડું શાસ્ત્રીય સંશોધન થયું છે. એમાં એમ માલૂમ પડ્યું છે, કે ન્યાયાલયમાં જે કારણો અપાય છે તે સત્યથી તદ્દન વેગળાં હોય છે. અમેરિકામાં કાયદાએ છૂટાછેડા માટે જે કારણો માન્ય રાખ્યાં છે તે નીચે મુજબ છે :

વ્યભિચાર, ક્રૂરતા, અતિ મદિરાપાન, નપુંસકતા, મગજની અસ્થિરતા વગેરે. પરિણામ એવું આવે છે, કે જે સ્ત્રી-પુરુષોને છૂટાછેડા લેવા હોય તેમને કાયદાને સંતોષવા માટે આવાં કોઈ કારણો બનાવી કાઢવા પડે છે. આંતરિક કારણો જુદાં જ હોય છે.

**સુખી લગ્નજીવનની આગાહી :** કયાં લગ્નો સુખી નીવડશે એની આગાહી કરી શકાય? બર્ગેસ અને કૉટ્રેલે ૫૨૬ દંપતીઓનો સંપર્ક સાધી નીચેનાં સાત પરિબળો લગ્નજીવનને સુખી કરવામાં મદદરૂપ નીવડે છે એવો મત આપ્યો છે :

૧. પતિ-પત્નીનાં મા-બાપનું સુખી લગ્નજીવન
૨. બંનેની સંતતિ માટે ઇચ્છા
૩. બંનેનો પોતાનાં માતા-પિતા પ્રત્યે પ્રેમ
૪. બંને કુટુંબોની ઉચ્ચ સાંસ્કૃતિક કક્ષા
૫. બંને કુટુંબોની સમાન કક્ષા
૬. ધાર્મિક વૃત્તિ
૭. લગ્ન પહેલાંનો લાંબો પરિચય

ટર્મન (Terman) નામના સંશોધક ૭૯૨ દંપતીનો અભ્યાસ કરી લગભગ એવા જ નિર્ણય ઉપર આવ્યા છે. બંનેનાં સંશોધનોમાં મુખ્ય બે વસ્તુઓ તરી આવે છે :

(૧) મા-બાપનું સુખી લગ્નજીવન
(૨) બાલ્યાવસ્થામાં બંનેનો મા-બાપ પ્રત્યે નિકટ પ્રેમ

ટર્મન બે વધુ શરતો આપે છે :

(૧) જાતીય વૃત્તિની સમાનતા
(૨) જાતીય વાસનાને સંતોષવાની શક્તિ

અહીં એક સાવચેતી આપવાની જરૂર છે, કે લગ્નજીવનની સફળતામાં એક કે બે પરિબળો અલગ અલગ કામ કરતાં નથી. અનેક પરિબળોની સંકુલતા એમાં કામ કરે છે. એ બધાં તરફ ધ્યાન આપવાની જરૂર છે. આ બધાં સંશોધનો છતાં અભ્યાસકો એવા નિર્ણયો ઉપર આવ્યા છે, કે લગ્નજીવનને સફળ કરનારાં પરિબળો 'જાણવા' છતાં પ્રત્યક્ષ જીવનસાથીની શોધમાં falling in love (પ્રેમમાં પડવું) એ જ વધુ પ્રભાવી નીવડે છે.

*

# ભારતના સાંસ્કૃતિક ઇતિહાસની રૂપરેખા-૫

જયદેવ મો. શુક્લ

[સંસ્કૃત અને પ્રાચીન ભારતીય સંસ્કૃતિના અધ્યાપક, એચ. કે. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

## ગુપ્તો અને ભારતીય ઇતિહાસનો સુવર્ણયુગ

### ૩-૧ ગુપ્તસામ્રાજ્યનો ઉદય: સમુદ્રગુપ્ત: વિક્રમાદિત્ય

ઉત્તરમાં કુશાનો અને દક્ષિણમાં આંધ્રના સાતવાહનો પછી ઇસવી સનના ચોથા સૈકા સુધી કોઈ પણ એક મહાન સત્તાનો ઉદય જોવા મળતો નથી. તેને બદલે એક તરફ ગ્રીક, ક્ષત્રપ, શક, પહ્લવ, કુશાન વગેરે પરદેશીઓ અને બીજી તરફ અહિચ્છત્ર, કૌશાંબી અને અયોધ્યામાં નાના-મોટા રાજવીઓ તથા નાગ, ભારશિવ, માલવ અને યૌધેય પ્રજાઓનાં રાજ્યો ચાલુ હતા.

ઇસુના ચોથા સૈકાની શરૂઆતમાં મગધના કેટલાક પ્રદેશો ઉપર શ્રીગુપ્ત નામનો એક વીર પુરુષ રાજ્ય ચલાવતો હતો. તેના મરણ પછી તેનો પુત્ર ઘટોત્કચ ગાદીએ આવ્યો. આ બંને પિતા-પુત્રમાંથી કોઈએ પોતાના રાજ્યનો વિસ્તાર કર્યો હોય તેમ લાગતું નથી. ઘટોત્કચના પુત્ર ચન્દ્રગુપ્તે રાજ્યવિસ્તાર તરફ લક્ષ આપ્યું અને ઇસવીસન ૩૨૦માં જેને આપણે ગુપ્ત સંવત કહીએ છીએ તેને શરૂ કરીને તે ગાદીએ બેઠો. લિચ્છવી રાજકુળની કન્યા સાથે લગ્ન કરીને તેણે અન્ય રાજ્યો સાથે સંબંધો વધાર્યા. લગ્નસંબંધો દ્વારા રાજ્યવિસ્તાર અન્ય દેશોના ઇતિહાસમાં તેમજ ભારતીય ઇતિહાસમાં જાણીતી બીના છે. ચન્દ્રગુપ્તના સિક્કાઓમાં કુમારદેવીનું અંકન મળે છે તેથી એમ માનવું જોઈએ કે ગુપ્તોના કુળ કરતાં લિચ્છવીઓનું કુળ ઊંચું હશે. ઇ. સ. ૩૪૦માં મરણ પામનાર ચન્દ્રગુપ્તના રાજ્યની સીમાઓ વિષે આપણને કશો ખ્યાલ નથી, પરંતુ અલ્લાહાબાદ સુધીનો પ્રદેશ તેના કબજામાં હોવાનો સંભવ છે.

ચન્દ્રગુપ્ત પછી, ભારતીય ઇતિહાસમાં જેને અત્યંત પ્રતિભાશાળી વિજેતા ગણવામાં આવ્યો છે તે સમુદ્રગુપ્ત ગાદીએ આવ્યો. તેનું સમગ્ર જીવન લશ્કરી વિજયોની પરંપરા જ હતું એમ કહેવું જોઈએ. પ્રથમ તો ઉત્તર ભારતના બધા રાજાઓ સાથે તેણે યુદ્ધ કર્યું અને તેમને પરાસ્ત કર્યા. ચંબલ સુધીના બધા પ્રદેશને તેણે ગુપ્તરાજ્ય સાથે ભેળવી દીધા. આ વિજયોથી તેણે સમગ્ર ભારતને એવું થથરાવ્યું કે બંગાળ, આસામ, નેપાળ જેવાં પડોશી રાજ્યો, માલવ, યૌધેય, અર્જુનાયન, મદ્ર અને આભીર જેવા સંઘો અને માળવાની આજુબાજુનાં અનેક નાના-મોટાં રાજ્યો તેની આણ સ્વીકારવા લાગ્યાં. તેમણે તેને ખંડણી મોકલવા માંડી. ગુપ્તોના સૈન્યની ધાક એટલી બધી હતી કે અફગાનિસ્તાનના કુશાન રાજાઓએ અને ગુજરાતના ક્ષત્રપોએ પણ સમુદ્રગુપ્તની મૈત્રીની ઝંખના કરવા માંડી.

સમુદ્રગુપ્તના સૌથી મહત્ત્વના વિજયોમાં દક્ષિણનાં રાજ્યોના વિજયોને અગ્ર સ્થાન આપવામાં આવે છે. મધ્યપ્રદેશના વિશાળ વનપ્રદેશોમાં થઈને તે ઓરિસ્સા તરફ વળ્યો. ત્યાર પછી ગંજામ, વિઝાગાપટનમ્, ગોદાવરી અને કૃષ્ણાની આજુબાજુના પ્રદેશો અને નેલોર જિલ્લાનાં સ્થળોએ થઈને કાંચીના પલ્લવ રાજ્ય સુધી તે પહોંચી ગયો. સમુદ્રગુપ્તની પાસે શક્તિશાળી નૌકાદળ પણ કદાચ હશે; કારણ કે ભૂમિદળને તેથી મદદ થઈ હતી, એટલું જ નહિ, પણ અરબી સમુદ્રમાંના ઘણા ટાપુઓના પ્રદેશોએ પણ સમુદ્રગુપ્તની આણ સ્વીકારી, સીધી લડાઈમાં હાર પામીને અથવા તો અવિજેય એવા આ દૂરના શક્તિશાળી લશ્કરોની ધાકથી ડરીને. લગભગ ૧૨ જુદા જુદા રાજાઓને તેણે હરાવ્યા. તેમ છતાં મગધની મધ્યસ્થ સત્તા અને વ્યવસ્થાથી આટલા બધા દૂરના પ્રદેશો ઉપર સીધો વહીવટ કરવાનું મુશ્કેલ લાગવાથી પરાજિત રાજાઓને તેણે પોતપોતાના રાજ્યો સોંપ્યાં અને દીર્ઘદૃષ્ટિ વાપરીને તેમને ખંડિયા રાજાઓનું સ્થાન આપ્યું. આવી દીર્ઘદૃષ્ટિને પરિણામે જ ભારતનો અત્યંત વિશાળ પ્રદેશ સમુદ્રગુપ્ત પછીની બે-ત્રણ પેઢીઓ સાચવી શકી.

સમુદ્રગુપ્તના તાબાના પ્રદેશોના તેણે વ્યવસ્થાની દૃષ્ટિએ કેટલાક વિભાગ પાડ્યા હતા. ઉત્તરમાં હિમાલય

સુધીનો, પશ્ચિમમાં ચંબલ સુધીનો, પૂર્વમાં બ્રહ્મપુત્રા સુધીનો અને દક્ષિણમાં ભિલસા અને જબલપુર સુધીનો પ્રદેશ તેણે પોતાની દેખરેખ નીચે રાખ્યો હતો. બીજા વિભાગમાં શકો અને કુશાનો સ્વતંત્ર રાજાઓ તરીકે નહિ પણ સમુદ્રગુપ્તની આણ સ્વીકારીને આંતરિક રીતે સ્વાયત્તતા ભોગવતા હતા. ત્રીજા વિભાગમાં દક્ષિણનાં બાર રાજ્યો હતાં જેમને સમુદ્રગુપ્તે ફરી વાર ગાદીએ બેસાડયાં હતાં. ચોથા વિભાગમાં બ્રહ્મપુત્રાથી પૂર્વના અને પશ્ચિમમાં ચંબલથી પશ્ચિમ તરફના પ્રદેશો, તેમાંના કેટલાક સંઘો પણ હતા, સમુદ્રગુપ્તની સીધી દેખરેખ નીચે હતા.

સમુદ્રગુપ્તની વીરતા, શૌર્ય, વિદ્યાપ્રેમ અને સંસ્કારિતાનો ઉત્તમ પુરાવો તેના મંત્રી હરિષેણે તૈયાર કરેલી પ્રયાગ-સ્તંભપ્રશસ્તિમાંથી મળે છે. સો સો વિજય કરનાર સમુદ્રગુપ્ત કેવળ યુદ્ધવીર જ ન હતો. વિદ્યા અને કલાનો મહાન ઉપાસક પણ હતો. સંસ્કારનો અને સાહિત્યનો તે પ્રેરણાસ્રોત હતો. તે સુંદર કાવ્યો રચતો અને સંગીતના સૂરોનો સ્વામી હતો. વીણા વગાડતા આ રાજવીનાં મુદ્રાંકનો તેના સિક્કાઓમાંથી મળે છે. તેના કુટુંબનો, પિતાનો અને પ્રજાજનોનો અપાર પ્રેમ તેણે સંપાદન કર્યો હતો. અશ્વમેધ યજ્ઞ કરીને તેણે બ્રાહ્મણ સંસ્કારનું પુનરુત્થાન કર્યું. બૌદ્ધ ધર્મ તરફ પણ તે સમભાવ બતાવતો. સિલોનના રાજા મેઘવર્ણની વિનતિથી બુદ્ધગયામાં બુદ્ધવિહાર બંધાવવા માટે તેણે સંમતિ આપી હતી. ઈ. સ. ૩૮૦માં તેનું મૃત્યુ થયું.

સમુદ્રગુપ્ત પછી મહાન પિતાનો મહાન પુત્ર એવો ચંદ્રગુપ્ત બીજો ગાદીએ આવ્યો. પિતાએ વિસ્તારેલા રાજ્યને તેણે સાચવ્યું એટલું જ નહિ, પણ ગુજરાત અને સૌરાષ્ટ્રમાં રાજ્ય કરતા પશ્ચિમના ક્ષત્રપોને તેણે હરાવ્યા. આ ક્ષત્રપોનું રાજ્ય આંતરિક વિખવાદોથી નબળું પડ્યું હતું તેનો લાભ લઈને, તે સમયે રાજ્ય કરતા રુદ્રસિંહ ત્રીજાને ચંદ્રગુપ્તે સંગ્રામમાં હરાવ્યો. આમ, ભારતની ધરતી ઉપરથી શકોને અને ક્ષત્રપોને તેણે દૂર કર્યા અને પોતાના રાજ્યને સૌરાષ્ટ્રના સાગરકાંઠા સુધી વિસ્તાર્યું. આ વિજયથી અરબી સમુદ્રના કાંઠાનાં મહત્ત્વનાં બંદરો ગુપ્તોના હાથમાં આવ્યાં અને તે બંદરોએથી પરદેશો સાથેનો વેપાર વધવાથી ગુપ્તોની સમૃદ્ધિ પણ ઘણી વધી. કુતુબમિનાર પાસેના લોહસ્તંભ ઉપરનો ઉત્કીર્ણ લેખ જણાવે છે, કે ચંદ્રગુપ્તે વંગના રાજાઓને હરાવ્યા એટલું જ નહિ પણ સિન્ધુના મુખ પ્રદેશોના વાહ્લિકોને પણ પરાજિત કર્યા. સમુદ્રગુપ્તના મરણ પછી માથું ઊંચકનારા બંગાળના રાજાઓને તેણે આ રીતે વશ કર્યા અને પશ્ચિમમાં અફઘાનિસ્તાનના કુશાન રાજાઓને તેણે હરાવ્યા. આ વાહ્લિકો કદાચ બલખ અથવા બેક્ટ્રિયાના પણ હોઈ શકે. આ વાત માનવામા આવે તો ચંદ્રગુપ્તનો વિજય ભારતના રાજાઓના વિજયોની દૃષ્ટિએ અત્યંત મહત્ત્વનો કહી શકાય.

ચંદ્રગુપ્તની બે રાણીઓનાં નામ જાણીતાં છે. પટરાણી ધ્રુવાદેવી અથવા ધ્રુવસ્વામિની દેવી હતી અને નાગકન્યા કુબેરનાગા તેની બીજી રાણી હતી. કુબેરનાગાથી થયેલી દીકરી પ્રભાવતીગુપ્તાને વાકાટક રાજા રુદ્રસેન બીજાની સાથે પરણાવી હતી. નાગપ્રજા અને વાકાટક રાજવંશ સાથેના આવા સંબંધો રાજકીય દૃષ્ટિએ મહત્ત્વના હતા. આવી જ રીતે કદંબવંશના કાકુત્સ્થવર્મનની કન્યાઓ ગુપ્ત રાજકુળમાં પરણાવી હતી. ગુપ્તવંશના રાજ્યકાળ દરમિયાન સમૃદ્ધિ, સુદૃઢ રાજ્યવ્યવસ્થા, શાંતિ, સંતોષ, વિદ્યા અને કલાઓને ઉત્તેજન અનેક રીતે વધ્યાં. ચીની યાત્રિક ફાહ્યાન આ બધાંની સાક્ષી પૂરે છે. લોકોની આર્થિક સ્થિતિ અનેક રીતે સુંદર બની હતી. ધાર્મિક, સાહિત્યિક અને કલાઓના ક્ષેત્રમાં નવી સિદ્ધિઓ પ્રાપ્ત થઈ હતી. ભારતીય સાહિત્યમાં સંસ્કૃત સાહિત્યના વિશાળ ક્ષેત્રમાં અનેક નવસર્જનો થયાં. પુરાણોનો વિસ્તાર વધ્યો. ષડ્દર્શનો સુવ્યવસ્થિત બન્યાં.

ભારતીય પ્રજામાં સર્વક્ષેત્રે આવી નવજાગૃતિ અને સમૃદ્ધિ લાવી આપનાર રાજવીઓ તરીકે આ યુગના મુખ્ય રાજવીઓ સમુદ્રગુપ્ત અને ચંદ્રગુપ્ત બીજાને યશના અધિકારી માનવા જોઈએ. કાલગણનાનો વિચાર કરતાં ચંદ્રગુપ્ત બીજાના પહેલાં લગભગ પાંચ સદીઓથી વિક્રમ સંવત પ્રચલિત હતો. તેમ છતાં ચંદ્રગુપ્ત બીજાનું નામ કદાચ તેની સાથે જોડી દીધું હોય તેવો સંભવ છે. આ વિષયમાં છેવટના નિર્ણય પર કદાચ આપણે આવી શકયા નથી.

ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યનો વિચાર કરતી વખતે તેના જીવન સાથે જોડાઈ ગયેલી એક દંતકથાને વિચારવી

જોઈએ. 'દેવીચન્દ્રગુપ્તમ્' નામના એક નાટકમાંના વસ્તુ પ્રમાણે ચંદ્રગુપ્ત સમુદ્રગુપ્તનો મોટો પુત્ર ન હતો. સમુદ્રગુપ્ત પછી તેનો જ્યેષ્ઠ પુત્ર રામગુપ્ત ગાદીએ આવ્યો હતો. શક્તિ અને શૌર્ય વિનાના આ રામગુપ્તે એક વાર શક રાજાની સાથે યુદ્ધમાં પરાજય પામીને પોતાનો જીવ બચાવવા રાણી ધ્રુવાદેવીને આપી દેવાનું નક્કી કર્યું. રામગુપ્તના નાના ભાઈને આ બાબત પસંદ ન પડતા તેણે રાણીનો વેશ લીધો અને શકરાજાના અવરોધગૃહમાં જઈને તેને હણ્યો. ત્યાર બાદ પોતાના નમાલા ભાઈ રામગુપ્તને મારી નાખીને ધ્રુવાદેવી સાથે તેણે લગ્ન કર્યાં અને ગાદીએ આવ્યો.

આ વાતને પછીના સમયના સાહિત્યગ્રંથોનો અને ઉત્કીર્ણ લેખોનો પણ ટેકો છે. બાણના હર્ષચરિતમા (ઇસુનો સાતમો સૈકો) ચંદ્રગુપ્તે સ્ત્રીના વેશમાં જઈને શક રાજાને હણ્યો તેનો ઉલ્લેખ છે અને નવમા સૈકાના એક રાષ્ટ્રકૂટ ઉત્કીર્ણ લેખમા ચંદ્રગુપ્તે રામગુપ્તની સ્ત્રી, રાજ્ય અને જીવ લઈ લીધાં તેવો પણ ઉલ્લેખ છે. આવા ઉલ્લેખો હોવા છતાં ગુપ્તોની વંશાવળીમા રામગુપ્તનું નામ મળતું નથી એટલું જ નહિ, પણ રામગુપ્તના સિક્કાઓ પણ મળતા નથી; તેથી આ પ્રશ્નમાં હજી સુધી છેવટનો અભિપ્રાય આપી શકાય તેમ નથી. ચંદ્રગુપ્તનું ઈ.સ. ૪૧૩માં મરણ થયું.

ચંદ્રગુપ્ત પછી ગાદીએ આવેલા કુમારગુપ્તે ૪૦ વર્ષ સુધી રાજ્ય કર્યું હતું. અશ્વમેધ યજ્ઞ કર્યો. પિતાએ સાચવેલા અને દાદાએ વિસ્તારેલા વિશાળ રાજ્યને તેણે સારી વ્યવસ્થા દ્વારા સાચવી રાખ્યું. રાજ્ય–અમલનાં છેલ્લાં વર્ષોમાં હૂણોના ટોળાઓએ ભારત ઉપર આપત્તિ ઊભી કરી. કુમાર સ્કંદગુપ્તનાં પરાક્રમ, દીર્ઘદષ્ટિ અને યુદ્ધવ્યવસ્થાને કારણે હૂણોને પાછા કાઢવામા આવ્યા. સમસ્ત ભારત સ્કંદગુપ્તનું ઋણી બન્યું અને આબાલવૃદ્ધ સ્કંદગુપ્તનાં યશોગાન ગાવા લાગ્યાં. રઘુનાં વખાણને મિષે કાલિદાસે પણ ગાયું:

> इक्षुच्छायनिषादिन्यस्तस्य गोप्तुर्गुणोदयम् ।
> आकुमारकथोद्घातं शालिगोप्यो जगुर्यशः ॥
>
> (રઘુવંશ: ૪.૨૦)

ઈ. સ. ૪૫૫માં સ્કંદગુપ્ત ગાદીએ બેઠો. કુમારગુપ્તની પટરાણીથી થયેલા પુરુગુપ્ત અને તેની વચ્ચે થોડો સમય તકરાર પણ થઈ હશે એમ લાગે છે. સ્કન્દગુપ્તના લેખમાં 'જય લક્ષ્મીએ તેને જાતે જ પસંદ કર્યો' એવા ઉલ્લેખો છે. તેના સિક્કાઓમાં પણ આવા જ પ્રકારનાં મુદ્રાંકનો છે. પુરુગુપ્ત સાથેનો આ ઝઘડો લાંબો ચાલ્યો હશે એમ લાગે છે.

સ્કન્દગુપ્તનું જીવન રણસંગ્રામમા જ વ્યતીત થયું હશે એમ લાગે છે. હૂણોના ધાડાંમાંથી કેટલીક ટોળીઓ રોમન સામ્રાજ્યને હંફાવવા વળી હતી અને કેટલીક ઈરાન અને ભારત તરફ વળી હતી. હિંદુકુશ ઓળંગી, ગાંધાર કબજે કરીને ગુપ્તરાજ્યના પ્રદેશો તરફ તેઓ ધસ્યા. આ સમયના હૂણોનો ધસારો અત્યંત ભયંકર હોવો જોઈએ. સમસ્ત ભારતને માથે આ એક ભયંકર આપત્તિ હતી. સ્કંદગુપ્તે આ વખતે પણ હૂણોને સખ્ત પરાજય આપ્યો. આ પરાજય એટલો બધો ભયંકર હોવો જોઈએ, કે હૂણોએ પછીના પચાસ વર્ષ સુધી ભારતનું નામ લીધું નથી. ઈરાન અને બીજા પ્રદેશોમાં તેમણે આ જ સમયે સર્વનાશ વેર્યો. આ વિજયનું મૂલ્ય કોઈ પણ રીતે ઓછું આંકવું જોઈએ નહિ; કારણ કે સ્કન્દગુપ્ત ન હોત, તો ભારતીય સંસ્કૃતિને બિરદાવતા ઊભેલા અનેક સાહિત્યગ્રંથો, શાસ્ત્રગ્રંથો, કલા અને સ્થાપત્યની સુંદર કૃતિઓ નાશ પામી હોત. સ્કન્દગુપ્તને સાચે જ ભારતીય સંસ્કૃતિનો તારણહાર માનવો જોઈએ. લાંબા વખત સુધી ચાલેલા સંગ્રામોને કારણે રાજ્યમાં આર્થિક મુશ્કેલીઓ ઊભી થઈ હશે. તેથી સ્કન્દગુપ્તના સોનાના સિક્કા, નાના, એક જ પ્રકારના અને શુદ્ધ સોનાના ઓછા અંશોવાળા મળે છે. આમ હોવા છતા, પ્રજાપાલનનાં કાર્યોને કોઈ રીતે હાનિ આવી હોય તેમ લાગતું નથી. સ્કન્દગુપ્તના ગિરનારના ઉત્કીર્ણ લેખ પ્રમાણે સુદર્શન સરોવરને ફરી વાર સમરાવવામા આવ્યું અને પ્રજાને ખેતી અને અન્ય બાબતો માટે પૂરતું પાણી મળી રહે તેવી વ્યવસ્થા કરવામાં આવી. સૌરાષ્ટ્ર અને ગુજરાતથી બંગાળ સુધીનો અને બંગાળથી ગાંધાર સુધીનો પ્રદેશ સ્કન્દગુપ્તની એકસરખી આણ નીચે શાંતિ અને સમૃદ્ધિના મીઠાં ફળ ભોગવવા ફરી પાછો તૈયાર થઈ ગયો. ઈ. સ. ૪૬૭માં સ્કન્દગુપ્તનું મૃત્યુ થયું તે સમયે સમસ્ત ભારત આબાદી અને શાંતિની શીતળ છાયામાં આનંદનો અનુભવ કરતું હતું એમ લાગે છે.

સ્કન્દગુપ્ત પછી પૂરુગુપ્ત (ઈ. સ. ૪૭૨), કુમારગુપ્ત બીજો (ઈ. સ. ૪૭૪) અને બુધગુપ્ત (ઈ. સ. ૪૭૭થી ૪૯૫) એમ ત્રણ રાજવીઓ થયા એમ માની શકાય છે.

સ્કન્દગુપ્ત જેવા અસાધારણ પ્રતિભાશાળી રાજવી પછી આવેલા રાજાઓમાં વ્યક્તિગત નબળાઈ, આંતરિક કલહ, અનંદુરસ્ત સ્પર્ધા અને રાજમહેલની ખટપટો વધ્યાં. પરિણામે, બુધગુપ્તના સમયથી મહાન ગુપ્ત સામ્રાજ્યના વિચ્છિન્ન થવાનાં ચિહ્નો દેખાવા માંડ્યાં. સુરાષ્ટ્રના સૂબા તરીકે મૂકવામાં આવેલ સેનાપતિ ભટાર્ક મૈત્રકે અને તેના પુત્રે પોતાની સત્તા સ્થિર કરી. દ્રોણસિંહે તો સેનાપતિ એવું વિશેષણ દૂર કરીને 'મહારાજ' એવો શબ્દ વાપરવા માંડ્યો. ઉત્તર બંગાળમાંના સૂબાઓ પોતાને 'ઉપરિક' કહેવરાવવાને બદલે હવે 'ઉપરિક મહારાજ' કહેરાવવા લાગ્યા અને માળવાના સૂબાઓએ પણ 'મહારાજ' શબ્દ વાપરવા માંડ્યો. આ બધા સૂબાઓનાં દાનપત્રોમાંથી હવે 'પરમસ્વામી' (મધ્યસ્થ સત્તાના રાજેન્દ્ર) શબ્દ બંધ થયો. હૂણોના હુમલાઓને પરિણામે ક્ષીણ બનેલા ખજાના તરફ સહુનાં નેત્રો અને મન વળ્યાં. બુધગુપ્તના મૃત્યુ પછી રાજદરબારની ખટપટો વધી, ઠકરાતો જેવા અમલદારોએ તકરારો કરવા માંડી અને સૂબાઓ સ્વતંત્ર થયા. આ બધાંને કારણે ગુપ્ત સામ્રાજ્યનો પ્રદીપ્ત સૂર્ય હવે અસ્તાચળ તરફ જવા લાગ્યો.

બુધગુપ્ત પછી અનુક્રમે નરસિંહગુપ્ત, કુમારગુપ્ત ત્રીજો, વૈન્યગુપ્ત, ભાનુગુપ્ત અને વિષ્ણુગુપ્ત ગાદીએ આવ્યા. આ બધાના પૌર્વાપર્ય વિષે શંકાઓ રહે છે. ઈ. સ. ૪૮૫ની આસપાસ ગુપ્તોનું રાજ્ય હૂણોના સરદાર તોરમાણની પાસે ચાલ્યું ગયું હોય તેવો સંભવ છે. ઈ. સ. ૫૧૦ની આસપાસ ભાનુગુપ્તે હૂણોની સત્તા દૂર કરવાનો પ્રયાસ કર્યો હશે અને એ પ્રયાસ સફળ થયો હશે. હ્યુ-એન-ત્સંગના વૃત્તાંતમાંથી જાણવા મળે છે કે તોરમાણ પછીનો શક સરદાર મિહિરકુલ સખત રીતે હાર્યો હતો અને મગધની રાજમાતાએ તેના પ્રાણ બચાવ્યા હતા. આ વૃત્તાંતમાં મગધના બાલાદિત્યનો ઉલ્લેખ મળે છે. તે બાલાદિત્ય બીજો કોઈ નહિ પણ નરસિંહગુપ્ત હોવો જોઈએ.

ઉપરના અસ્પષ્ટ વૃત્તાંતમાં હૂણોનો અને તેમના સરદારો તોરમાણ અને મિહિરકુલનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. સ્કન્દગુપ્તે હૂણોનો ધસારો રોક્યો હતો. તે પછી તેમણે ઈરાનમાં સત્તા જમાવી હતી. ઈસુની પાંચમી સદીના અંત ભાગમાં તેમણે બલ્ખમાં રાજધાની સ્થાપીને વિશાળ સામ્રાજ્ય જમાવ્યું હતું. કદાચ પંજાબનો પશ્ચિમ ભાગ અને સમગ્ર ગાંધાર તેમની સત્તા નીચે હતાં. થોડાં વર્ષો બાદ હૂણ સરદાર તોરમાણે મગધની સત્તા નીચેના એરણમાં સત્તા જમાવી એવો ઉલ્લેખ મળે છે. તોરમાણ બલ્ખની મધ્યસ્થ હૂણ સત્તા સાથે સંકળાએલો હતો કે નહિ તે વિષે મતભેદ છે; છતાં એટલું ચોક્કસ છે કે તે પરદેશી હતો અને હૂણ હતો. તેની સત્તા નીચે કાશ્મીર, પંજાબ, રાજપુતાના, માળવા અને ઉત્તર પ્રદેશના કેટલાક ભાગ હતા. તોરમાણ પછી તેનો પુત્ર મિહિરકુલ સત્તા ઉપર આવ્યો. હ્યુ-એન-ત્સંગ, રાજતરંગિણી અને ગ્રીક વૃત્તાંતો એની વિશાળ સત્તા, નિર્દય કાર્યો અને તેની રાજધાની સાકલ (સિયાલકોટ) વિષે ઉલ્લેખો આપે છે.

મિહિરકુલની વિશાળ સત્તા લાંબો સમય રહેવા સર્જાઈ ન હતી. મિહિરકુલનો વિરોધ કરનારામાં માળવાનો યશોધર્મા પ્રથમ હતો. માળવામાં ગુપ્તોના ખંડિયા રાજાઓ તરીકે રાજ્ય કરનારા રાજવંશમાં તે જન્મ્યો હતો. તેના મંદસોરના ઉત્કીર્ણ લેખમાં જણાવ્યા પ્રમાણે પૂર્વમાં બ્રહ્મપુત્રા સુધીનો, ઉત્તરમાં હિમાલય સુધીનો, દક્ષિણમાં ગંજમ જિલ્લા સુધીનો અને પશ્ચિમમાં સમુદ્ર સુધીનો પ્રદેશ તેણે સર કર્યો હતો. આમાંની અતિશયોક્તિને બાદ કરતાં એટલું કહી શકાય કે તેણે ગુપ્તો અને હૂણો પાસેથી સત્તા છીનવી લીધી હતી. આમ હોવા છતાં ગુપ્ત સત્તાનું અસ્તિત્વ અને સામર્થ્ય હ્યુ-એન-ત્સંગના વૃત્તાંતમાંથી જાણવા મળે છે. મિહિરકુલનો બાલાદિત્યે (નરસિંહગુપ્તે) પરાભવ કર્યો તેનો ઉલ્લેખ આપણે અગાઉ કર્યો છે. બની શકે છે કે નરસિંહગુપ્તની ઉત્તરાવસ્થામાં માળવાનો તેના તાબાનો રાજા યશોધર્મા સ્વતંત્ર થયો હોય અને ગુપ્તોની સત્તા તેના હાથમાં ચાલી ગઈ હોય. ઇસવી સન ૫૪૫ પછી આમ બન્યું હોય તેમ લાગે છે; કારણકે ત્યાં સુધીનાં મૈત્રકોનાં બધાં દાનપત્રોમાં 'પરમભટ્ટારક'નો ઉલ્લેખ મળે છે. નરસિંહગુપ્ત પછીના ગુપ્ત રાજાઓના સમય દરમિયાન અને કદાચ યશોધર્માના મરણ પછી ગુપ્તોની સત્તા થોડો વખત, નામની પણ, ચાલુ રહી હોય એમ સંભવે.

ગુપ્તોની મગધની સત્તાનો અસ્ત થયા પછી મૌખરીઓની અને ગુપ્તોના દૂરના સગાઓ તરીકે જાહેર થનારા

અનુ-ગુપ્તોની અર્થાત્ ઉત્તરકાલીન ગુપ્તોની (later Guptas)ની સત્તા મગધ અને ઉત્તર પ્રદેશમાં શરૂ થઈ. ઈ.સ. ૫૫૦ પછી ગુપ્તસત્તા સાવ અદૃષ્ટ બની ગઈ.

## ૩-૨ મૈત્રકો અને ઉત્તરકાલીન ગુપ્તો

ગુપ્ત સામ્રાજ્યના અસ્ત પછી સ્વતંત્ર રીતે અસ્તિત્વમાં આવેલ રાજ્યોમાં અને રાજસત્તાઓમાં વલભી (સૌરાષ્ટ્ર)ના મૈત્રકોને વધારે મહત્ત્વના ગણવા જોઇએ. મૈત્રકોના પૂર્વ-પુરુષ તરીકે ગુપ્તોના એક સૂબા અથવા સેનાપતિ ભટાર્કને ગણાવવામા આવે છે. હૂણોના ધસમસતા પૂરને ખાળવા માટે સ્કન્દગુપ્તે જે કેટલાક બાહોશ અને યુવાન સેના-પતિઓને વ્યવસ્થા જાળવવા મૂક્યા હતા તેમાં ભટાર્ક એક બાહોશ અને દક્ષ લશ્કરી અમલદાર હતો. જેમ જેમ ગુપ્તસત્તા ઢીલી પડવા લાગી, તેમ તેમ આ ભટાર્ક અને તેના પછી આવેલા ૨૧ રાજાઓએ પોતાની સ્વતંત્ર સત્તાનો પાયો નાખ્યો. ભટાર્ક અને તેનો પુત્ર ધરસેન મધ્યસ્થ ગુપ્તસત્તાને સંપૂર્ણ વફાદાર હશે એમ લાગે છે; પરંતુ સમયના પ્રવાહની સાથે, હૂણોનાં આક્રમણો અને સત્તા સફળ થવાની સાથે અને યશોધર્માના સફળ વિરોધ પછી જ્યારે ગુપ્તસત્તા સાવ ઢીલી પડી ત્યારે મૈત્રક રાજાઓ એ તદ્દન સ્વતંત્ર અધિકાર સ્થાપ્યા અને સમસ્ત સૌરાષ્ટ્રમા પોતાનુ રાજ્ય સ્થિર કર્યું. દ્રોણસિંહ (ત્રીજા મૈત્રક સત્તાધારી) ના ઈ. સ. ૫૦૨ના દાનપત્ર ઉપરથી એમ કલ્પના કરી શકાય કે ભટાર્કનો સમય ઈ. સ. ૪૭૫ની આસપાસ હોવો જોઇએ. પર્ણદત્તની સ્કન્દગુપ્તે કરેલી નિમણૂક ઈ.સ. ૪૫૬માં માનવામા આવી છે; તેથી ભટાર્કની સત્તા સ્થાપનાના ઉપર જણાવ્યા તે સમયને નિશ્ચિત ગણી શકાય.

મૈત્રક રાજાઓએ વલભીમાં જ રાજધાની વિકસાવી. તેમનાં દાનપત્રો મોટે ભાગે, વલભીમાંથી તૈયાર કરાયેલાં માલૂમ પડે છે. હ્યુ-એન-ત્સંગ આવ્યો તેના આઠ વર્ષ પહેલાં અર્થાત્ ઈ. સ. ૫૮૦મા મૈત્રક શીલાદિત્ય ૧લો રાજ્ય કરતો હતો. આ વંશનો છેલ્લો રાજા શીલાદિત્ય ૭ મો ઈ. સ. ૭૬૬માં રાજ્ય કરતો હતો. લગભગ આ જ સમયે વલભીનો નાશ થયો એમ માનવામાં આવે છે. જૈન હરિવંશ પુરાણ પ્રમાણે સૌરાષ્ટ્રમા વરાહ અથવા જયવરાહનું રાજ્ય ઈ. સ. ૭૮૩ની આસપાસ હતું. આ વરાહ અથવા જયવરાહ ચાપવંશી ધરણીવરાહનો વંશજ હતો. એવો તર્ક કરવામાં આવ્યો છે, કે જયવરાહે વલભીને જીતી લીધું. આમ હોવાં છતાં વલભીનો નાશ આરબોના હુમલાને કારણે થયો એમ માનવામાં આવે છે. આલ્બેરુનીએ નોંધેલી દંતકથા પ્રમાણે વલભીના એક વેપારીને મૈત્રક રાજા સાથે તકરાર થતાં તે આરબોને બોલાવી લાવ્યો અને કપટપૂર્વક તેણે વલભીનો નાશ કરાવ્યો એમ માનવામાં આવ્યું છે. વલભીની સમૃદ્ધિથી આકર્ષાઈને આરબોએ ઈ. સ. ૭૨૫થી તેના ઉપર હુમલા કરવાનું શરૂ કર્યું હશે એમ લાગે છે. છેલ્લો હુમલો ઈ. સ. ૭૬૬ની આસપાસ થયો હોય અને તેનાથી મૈત્રકોની સત્તા સંપૂર્ણ રીતે અદૃશ્ય થઈ હોય એમ લાગે છે.

વલભીમાં મૈત્રકોના સમય દરમિયાન અનેક રીતે સૌરાષ્ટ્રની સમૃદ્ધિ વધી હતી. દેશમાં આન્તરિક તથા પરદેશો સાથેના દરિયાઈ વેપારથી પુષ્કળ ધનની પ્રાપ્તિ થઈ હતી. મૈત્રક રાજાઓનાં અનેક દાનપત્રો તેમની ઉદારતાની સાક્ષી પૂરે છે. સમૃદ્ધિની સાથે સાથે અન્ય-મત સહિષ્ણુતા અને સર્વધર્મસમભાવ પણ મૈત્રકોએ પ્રેર્યો હતો. અનેક મૈત્રક રાજાઓ શૈવ અને ભાગવત સમ્પ્રદાયના હોવા છતાં તેમણે સૂર્યપૂજા, દેવીપૂજા, જૈન ધર્મ અને બૌદ્ધ ધર્મને પણ ઘણું મહત્ત્વ આપ્યું હતું. હીનયાન બૌદ્ધ ધર્મનો તે સમયનો વિકાસ અત્યંત નોંધપાત્ર છે. જૈન ધર્મનુ તે સમયમા મહત્ત્વ હશે. જૈન આગમોની અંતિમ (વાચના) મૈત્રક રાજ્ય દરમિયાન વલભીમાં તૈયાર કરવામાં આવી હતી તે પ્રસંગ જૈન ધર્મના આ સમયે વિકસતા જતા મહત્ત્વને પુરવાર કરે છે. અનેક સસ્કૃતગ્રંથો, કાવ્યો, ગદ્યગ્રંથો વ. આ સમયે લખાયા. ભટ્ટિ જેવા કવિને ધરસેન બીજાના સમયમાં આશ્રય મળ્યો હતો. સોમનાથના મંદિરનું આદ્યસ્વરૂપ પણ કદાચ મૈત્રક સમય દરમિયાન તૈયાર થયું હશે એમ લાગે છે. જૈન ધર્મની વિકસેલી પરપરા સોલંકી યુગમાં વિશેષ પુષ્ટ બની એ વાત જ વલભીના મૈત્રક રાજાઓના વિદ્યા અને ધર્મપ્રેમને બિરદાવે છે. ગુપ્તરાજ્યવ્યવસ્થાને ચીલે ચીલે ચાલીને મૈત્રકોએ જે સુદૃઢ રાજ્યવ્યવસ્થા સરજાવી તેનો લાભ સોલંકીઓને મળ્યો, તેને જેવી તેવી સિદ્ધિ ન ગણવી જોઈએ.

### ઉત્તરકાલીન ગુપ્તો

મૈત્રકોની જેમ ઉત્તરકાલીન ગુપ્તો અથવા ઉત્તર

ગુપ્તો પણ શરૂઆતમાં ગુપ્તોના તાબામાં રહેલા રાજ્યકર્તાઓ હતા. ગયાની પાસે અફ્સદમાંથી મળેલા અને ઉત્તરકાલીન ગુપ્તોમાંના છેલ્લા આદિત્યસેનના સમયના એક ઉત્કીર્ણ લેખમાં આવા આઠ ઉત્તરગુપ્તો (later Guptas) ગણાવવામાં આવ્યો છે: કૃષ્ણગુપ્ત, હર્ષગુપ્ત, જીવિતગુપ્ત, કુમારગુપ્ત, દામોદરગુપ્ત, મહાસેનગુપ્ત, માધવગુપ્ત, અને આદિત્યસેન. પહેલા ત્રણ રાજાઓ વિષે કશી વિશિષ્ટ માહિતી મળતી નથી. કુમારગુપ્ત સુધીના રાજાઓએ ગુપ્તોની મધ્યસ્થ સત્તા તરફની વફાદારી જાળવી રાખી હશે એમ લાગે છે. દામોદરગુપ્તથી માંડીને પછીના બે કે ત્રણ રાજાઓ સુધીના આ ઉત્તરકાલીન ગુપ્તોને મૌખરીઓ સાથે તકરાર થઈ હોવી જોઈએ, જેમાં મૌખરીઓનો પરાજય થયો હશે એમ લાગે છે. દામોદરગુપ્તના પુત્ર મહાસેનગુપ્તે તો બ્રહ્મપુત્રા સુધી પોતાનાં લશ્કરો દોડાવ્યાં હતાં અને બંગાળને પણ કબજે કર્યું હતું એમ લાગે છે. મહાસેનગુપ્તને 'હર્ષ ચરિત'માં માળવાનો રાજા કહ્યો છે. તેના રાજ્યનો વિસ્તાર માળવાથી માંડીને બંગાળ સુધી હોય તેવો સંભવ છે. પરંતુ થોડાક જ વખતમાં માળવાનો કેટલોક પ્રદેશ તેણે ગુમાવ્યો. આ પ્રદેશ પચાવી પાડનારા બે રાજાઓ હતા; એક તો મૈત્રક શીલાદિત્ય ૧ લો અને કલ્ચુરી રાજા શંકરગણ. આ સ્થિતિ ઇ. સ. ૫૯૫ની આસપાસ પ્રવર્તમાન બની હોય એમ લાગે છે. મહાસેનગુપ્તની મુશ્કેલીઓનો લાભ લઈને તેના ખંડિયા રાજા ગૌડ શશાંકે પણ માથું ઊંચકયું હતું. મહાસેનગુપ્તના મરણ પછી પરિસ્થિતિ વિકટ બનવાને કારણે તેના બે પુત્રો કુમારગુપ્ત અને માધવગુપ્તે થાણેશ્વરના પ્રભાકરવર્ધનના દરબારમાં આશ્રય લીધો હતો. મગધની મુખ્ય ગુપ્ત સત્તાના અસ્ત પછી આ બધા ઉત્તરકાલીન ગુપ્તો માળવામાં નહિ પણ મગધમાં જ રાજ્ય કરતા હતા એમ પણ સૂચવવામાં આવ્યું છે; અને મહાસેનગુપ્તના સમયમાં તેમણે માળવાને પોતાનું મુખ્ય સ્થાન બનાવ્યું હશે એવી કલ્પના કરવામાં આવી છે. બાણના પૂર્વગામી સુબંધુની 'વાસવદત્તા'માં આવતા દામોદર અને મહાસેનના ઉલ્લેખો તેને મહાસેનગુપ્તના દરબારનો કવિ અને ગદ્યકાર સાબિત કરે છે. જેમ હર્ષવર્ધને પોતાની પહેલાંના ઉત્તરકાલીન ગુપ્તોમાંથી મહાસેન ગુપ્તની કીર્તિને ઝાંખી પાડવાનો મનસૂબો કર્યો હતો, તેમ હર્ષવર્ધનના આશ્રયે રહેલા બાણભટ્ટે પણ સુબન્ધુની ગદ્યકાર તરીકેની કીર્તિને ઝાંખી પાડવાનો અત્યંત સફળ યત્ન કર્યો. સુબંધુની 'વાસવદત્તા'ને સમક્ષ રાખીને એનાથી અનેક રીતે ચડિયાતા બનવાના તેના મનોરથ પૂર્ણ થયા એ વાત તેની કૃતિ 'કાદમ્બરી'થી સિદ્ધ થાય છે.

હર્ષવર્ધનના સમય પછી મહાસેન ગુપ્તનો પુત્ર માધવ ગુપ્ત મગધમાં રાજ્ય કરતો હતો. તેના પછી તેનો પુત્ર આદિત્યસેન મગધની ગાદીએ આવ્યો. હર્ષ સંવત ૬૬માં અર્થાત્ ઈ. સ. ૬૭૨માં આદિત્યસેન રાજ્ય કરતો હતો. આ બંને પિતા-પુત્રે હર્ષવર્ધનના મરણ પછી ઉત્પન્ન થયેલી વિષમ પરિસ્થિતિનો લાભ લીધો અને મગધમાં પોતાની સત્તાને ફરી વાર વ્યવસ્થિત કરી. આદિત્યસેન પછી દેવ ગુપ્ત, વિષ્ણુગુપ્ત અને જીવિતગુપ્ત–એમ ત્રણ નામો મળે છે. ત્યાર પછી ઉત્તરકાલીન ગુપ્તોના કોઈ પણ પ્રકારના ઉલ્લેખો મળતા નથી. જીવિતગુપ્તનો પરાજય કોઈ ગૌડ રાજાને હાથે થયો હોય અથવા કનોજના યશોવર્માને હાથે થયો હોય તેવો સંભવ છે. ગૌડવહોના કવિના જણાવ્યા પ્રમાણે યશોવર્માએ જે ગૌડ રાજાનો વધ કર્યો તે આ જીવિતગુપ્ત એવી કલ્પના કરવામાં આવી છે; અને એ પ્રમાણે સૂચવવામાં આવ્યું છે કે મગધ ઉપરની સત્તા ઉપર કબજો ટકાવી રાખનાર જીવિતગુપ્ત ગૌડ દેશનો પણ અધિપતિ હતો તેથી યશોવર્માને હાથે તે માર્યો ગયો. આમ ઈ. સ. ૭૫૦ની આસપાસ ઉત્તરકાલીન ગુપ્તોના રાજવંશનો અંત આવ્યો.

## ૩.૩ ગુર્જરો અને મૌખરીઓ

ગુર્જરોના આદ્ય કુળ અને મૂળ સ્થિતિ વિષે કેવળ તર્ક જ કરવાનો રહે છે. કેટલાક વિદ્વાનો તેમને હૂણો સાથે તેમના કારીગરો અને નોકરો તરીકે આવેલા પરદેશીઓ ગણે છે. પંજાબમાંથી ગુર્જરો ધીમે ધીમે આખા ઉત્તર અને મધ્ય ભારત તથા પશ્ચિમ ભારત ઉપર ફરી વળ્યા. બીજા કેટલાક વિદ્વાનો ગુર્જર મંડલના રહેવાસીઓ એટલે ગુર્જરો એમ સ્થાપીને ગુર્જરોને પરદેશીઓ તરીકે મનાવવા માગતા નથી. ગુજરાત, ગુજરાનવાલા વગેરે સ્થળ નામો ગુર્જર પ્રજાના નિવાસનાં સ્થળો તરીકે જ પ્રસિદ્ધ હોઈને તે તે સ્થાનોમાં ગુર્જરોનો વસવાટ અને પ્રસાર માનવો જોઇએ.

ઇસવી સનના છઠ્ઠા સૈકાના મધ્યભાગમાં ગુર્જરો રાજ્ય સત્તા ધારણ કરતા દેખાયા છે. રાજપુતાનાના જોધપુર પાસેના સ્થાનમાં તેમની સત્તાનું આદ્ય કેન્દ્ર હોવું જોઇએ. હરિચન્દ્ર નામના વેદશાસ્ત્રના પારને પામેલા બ્રાહ્મણને તેનો મૂળ પુરુષ માનવામાં આવે છે. તેની બ્રાહ્મણ સ્ત્રીથી જન્મેલા પુત્રો અને તેમનો વંશ બ્રાહ્મણ પ્રતિહારો કહેવાયા અને તેની ક્ષત્રિય સ્ત્રીથી ચાલેલા વંશના લોકો ગુર્જર પ્રતિહાર ક્ષત્રિયો કહેવાયા. ગુપ્તો, મિહિરકુલ અને યશોધર્માની સત્તાના અસ્ત પછી વેદશાસ્ત્રનું અધ્યયન તેણે છોડી દીધું અને રાજ્યસત્તા હાથ કરવા અને સ્થિર થવા તેણે સફળ પ્રયત્ન કર્યો. તેના ચાર પુત્રો, ભોગભટ્ટ કક્ક, રજ્જિલ અને દદ્દમાથી રજ્જિલથી વંશ આગળ ચાલ્યો અને તેના પછી તેનો પુત્ર નરભટ અને પૌત્ર નાગભટ ગાદીએ આવ્યા. આ ત્રણેયનો રાજ્યકાળ ઇ. સ. ૫૫૦ અને ઇ. સ. ૬૪૦ની વચ્ચે મૂકવામા આવે છે. નાગભટના પુત્ર તાતના સમયમાં હ્યુ-એન-ત્સંગ આવ્યો હતો એમ જણાય છે. પોતાના નાનાભાઈને રાજ્ય સોંપીને તે વનમાં ચાલ્યો ગયો એવી એક દંતકથા છે.

હ્યુ-એન-ત્સંગના જણાવ્યા પ્રમાણે પ્રતિહારોની રાજધાની ભિન્નમાળ હતી (Pi-lo-mo-lo); પરતુ તેના વર્ણન ઉપરથી ભિન્નમાળ નહિ પણ બલ્મેરને રાજધાની ગણવી જોઈએ. ભિન્નમાળ અથવા ભિલ્લમાલનુ નામ 'બ્રહ્મસિદ્ધાન્ત'ના પ્રસિદ્ધ લેખક ભિલ્લમલકાચાર્ય અથવા બ્રહ્મગુપ્તની કીર્તિ ઉપરથી જાણીતું થયું છે તાત પછી શીલુક ગાદીએ આવ્યો તેની માહિતી મળે છે. તેને વલ્લમંડલપાલક કહેવામા આવ્યો છે. આ ઉપરથી એમ લાગે છે, કે અનેક ગુર્જર મંડલોના ઉપર તેની સત્તા હશે. ગુર્જરોના આદ્ય સત્તાધારી હરિચંદ્રના પુત્રોએ સ્થાપેલા રાજવંશોમાં નાંદીપુરી(દક્ષિણ ગુજરાતમા) ના ગુર્જર પ્રતિહારો અને અવન્તિ અથવા ઉજ્જયિનીના પ્રતિહારો એમ બે રાજવંશો હતા. આરબોનાં ટોળાં જ્યારે ગુજરાત અને રાજપુતાના પર ફરી વળ્યાં, ત્યારે અવન્તિના પ્રતિહાર રાજા નાગભટે પોતાની સત્તા ટકાવી રાખી હોવાથી હવે માળવાના પ્રતિહારો સર્વસત્તાધીશ બન્યા. નાગભટને એક તરફ રાષ્ટ્રકૂટો અને બીજી તરફ પાલ રાજાઓની વધતી જતી સત્તા સામે ટક્કર લેવાની હતી. તેણે સિન્ધુ, આન્ધ્ર, વિદર્ભ, કલિંગ વગેરેને જીતી લઈને આનર્ત, માલવ, કિરાત, તુરુષ્ક, વત્સ અને મત્સ્ય પ્રદેશો ઉપર સત્તા જમાવી. તેના પુત્ર રામભદ્ર પછી અત્યંત શક્તિશાળી એવો ભોજ ઈ. સ. ૮૩૬માં ગાદીએ આવ્યો. તેને રાષ્ટ્રકૂટો, પાલો, ચેદીઓ વગેરેની સાથે ભારે યુદ્ધો થયાં. ચેદીઓને તેણે મિત્ર બનાવ્યા અને શાંતિપ્રિય બનતા જતા ધર્મપાલ અને દેવપાલ જેવા પાલ રાજાઓને હરાવ્યા. રાષ્ટ્રકૂટ રાજા કૃષ્ણ બીજો જ્યારે પૂર્વના ચાલુક્યો સાથે ભયંકર યુદ્ધમાં સંડોવાયો હતો, ત્યારે નર્મદાને કાંઠે સૈન્ય લઈ જઈને તેણે માળવા સર કર્યું, ગુજરાતમાં ખેટક (ખેડા) સુધીનો પ્રદેશ કબજે કર્યો. ત્યાર પછી તેણે પંજાબ, ઔધ અને ઉત્તરના બીજા ઘણા પ્રદેશો જીતી લીધા. ઈ. સ. ૮૮૫માં તેનું મૃત્યુ થયું ત્યાં સુધી તેણે સ્થિર રાજ્યસત્તા ભોગવી. તેના પછી તેના પુત્ર મહેન્દ્રપાલે પ્રતિહાર સામ્રાજ્યમાં મગધનો કેટલોક પ્રદેશ ઉમેર્યો. આમ, રાષ્ટ્રકૂટ, પાલ અને પ્રતિહારોમાં સામ્રાજ્યો માટેની સાઠમારીમા પ્રતિહારો ફાવ્યા પણ સમુદ્રનાં મોજાંની જેમ નીચે ફેંકાવા માટે જ જાણે તે ઊર્ધ્વગામી બન્યા હતા.

મહેન્દ્રપાલ પછી ભોજ બીજો અને મહીપાલ (જેના સમયમા કવિ રાજશેખર થયા) ગાદીએ આવ્યા. મહીપાલે રાષ્ટ્રકૂટ ઇંદ્ર ત્રીજા સામે પોતાનું રાજ્ય લગભગ ગુમાવ્યું. કનોજને લૂંટવામાં આવ્યું અને બાળવામાં આવ્યું. રાષ્ટ્રકૂટ ઇંદ્ર વટોળિયાની માફક વિનાશ વેરીને ચાલ્યો ગયો. મહીપાલે એમાથી જે કાંઈ બચે તે બચાવવાનો પ્રયાસ કર્યો, પણ અવનતિની શરૂઆત થઈ ચૂકી હતી. મહીપાલ પછીના પ્રતિહાર રાજાઓનો ઇતિહાસ ધૂંધળો છે. પ્રતિહાર સામ્રાજ્યના ખંડેરો ઉપર નવા રાજવંશો તૈયાર થયા.

આવા રાજવંશોમા સૌથી પ્રથમ ધ્યાન ખેંચે છે ચંદેલાઓ. ઇસુના નવમા સૈકા પછી બુંદેલખંડમાં તેમની સત્તાનો વિકાસ થયો. ખજુરાહોમાંના સુંદર શિલ્પ તેમના કલાપ્રેમને જાહેર કરતા અત્યારે પણ ઊભાં છે. આ ખજુરાહોનું અત્યારનુ ગામડુ તેમની પ્રાચીન રાજધાની ખર્જુરવાહક હતું. પ્રતિહારોના ખંડિયા રાજાઓ તરીકે સ્થાન પામેલા અને પછી સ્વતંત્ર થયેલા આ રાજવંશમા હર્ષદેવ, યશોવર્મા, ધંગ, ગંડ, વિદ્યાધર, વિજયપાલ, મદનવર્મા વગેરે રાજાઓ થયા. અંતે મુસ્લિમ રાજકર્તાઓને હાથે તેમનું પતન થયું.

કલ્ચુરી અથવા હૈહયો અત્યંત પ્રાચીન રાજવંશ

તરીકે જાણીતા થયેલા છે. ઇસવી સનના ત્રીજા સૈકાથી તેમની સત્તાના ઉલ્લેખો પુરાણોમાંથી મળે છે. તેમના વંશમાં કૃષ્ણરાજ, શંકરગણ અને બુદ્ધરાજ નામના રાજાઓ જાણીતા છે. તેમને વલ્લભીના મૈત્રકો અને બદામીના ચાલુક્યો સાથે ઝઘડા થતા હતા. જબલપુરની પશ્ચિમે ૭ માઈલ ઉપર આવેલા અત્યારના તેવાર નામના સ્થળમાં તેમની પ્રાચીન રાજધાની હતી. ઈસવી સનના દસમા સૈકા સુધી તેમની ગણના મહત્ત્વની સત્તામાં થતી હતી.

માળવાના પરમારો કલ્ચુરીઓના પડોશીઓ હતા. રાષ્ટ્રકૂટોના કુટુંબમાં જન્મેલા આ વંશનો પ્રથમ રાજપુરુષ કૃષ્ણરાજ હતો. તેને રાષ્ટ્રકૂટ ગોવિન્દ ત્રીજાએ માળવાનો સૂબો નીમ્યો હતો. ઈસવી સન ૯૪૬ સુધી તેઓ રાષ્ટ્રકૂટોને વફાદાર રહ્યા હતા. આ વંશમાં વૈરિસિંહ, સીયક બીજો, મુંજ વગેરે રાજાઓ થયા. મહા પરાક્રમી મુંજનો તૈલપ બીજાને હાથે વધ થયો. મુંજના દરબારમાં અનેક પ્રતિષ્ઠિત કવિઓ અને વિદ્વાનો આશ્રય પામ્યા હતા, જેમાં ધનંજય, હલાયુધ, ધનિક અને પદ્મગુપ્ત મુખ્ય છે. ઈ.સ. ૯૯૩માં મુંજનું મૃત્યુ થયું હતું.

ઉપર ગણાવ્યા તે રાજવંશો ઉપરાંત ગુજરાતના ચાલુક્યો અથવા સોલંકીઓ, રાજપુતાનાના ચાહમાનો અથવા ચૌહાણો, મેવાડના ગુહિલપુત્રો અથવા ગુહિલોત રાજાઓ, કાબુલના સાહિયો, ધુમલીના સૈન્ધવો, અને ચાપ અથવા ચાપોત્કટ વંશી રાજાઓ પણ પ્રતિહાર સત્તાના અંત પછી અનેક પ્રદેશોમાં ઓછી-વધતી સત્તા ભોગવતા માલૂમ પડે છે.

## ૩.૪ હર્ષવર્ધન અને તેની રાજ્યસત્તા

હર્ષવર્ધનને વિષે આપણા આધારભૂત ગ્રંથોમાં બાણનું ‘હર્ષચરિત’ મુખ્ય છે. બાણના જણાવ્યા પ્રમાણે હર્ષવર્ધનના પૂર્વજોની રાજધાની સ્થાણ્વીશ્વર અથવા અત્યારનું થાણેશ્વર હતી. બાણના ગ્રંથમાં આ નગર વિષે અને તેના રાજા શ્રીકંઠ વિષે અતિશયોક્તિપૂર્ણ ઉલ્લેખો છે. બાણનો વૃત્તાન્ત પ્રભાકરવર્ધનથી શરૂ થાય છે. કેટલાક ઉત્કીર્ણ લેખો પ્રમાણે નરવર્ધન, રાજ્યવર્ધન, આદિત્યવર્ધન, અને પ્રભાકરવર્ધન એવી વંશાવળી મળે છે. પ્રભાકરવર્ધનનું રાજ્ય ઈ. સ. ૫૮૦માં શરૂ થયું હશે એમ લાગે છે. શરૂઆતના ત્રણ રાજાઓને વિષે ખાસ વિગત મળતી નથી. તેમને માત્ર મહારાજ કહેવામાં આવ્યા છે. તેથી એમ લાગે છે કે તેઓ કાં તો હૂણોના અથવા ગુપ્તોના ખંડિયા રાજાઓ હશે. કદાચ મૌખરીઓની સત્તાને પણ તેઓ માન્ય કરતા હશે. (सखेलरैर्मौखरिभिः कृतार्चनम्‌—કાદંબરી) પ્રભાકરવર્ધન માટે બાણ કાવ્યપૂર્ણ શબ્દો हूणहरिणकेसरी, सिन्धुराजज्वरो गुर्जरप्रजागरो गान्धाराधिपगन्धद्विपकूटपाकलो लाटपाटवपाटच्चरो मालवलक्ष्मीलतापरशुः।’ વાપરે છે. હૂણોની સામે તેણે સૈન્ય મોકલ્યું હતું, પણ તેનું શું થયું તે જાણવા મળતું નથી. સિન્ધુ, ગાન્ધાર, લાટ, માલવ અને હૂણ એવા ઉલ્લેખો ઉપરથી પશ્ચિમમાં લાટ, માલવ અને ગુર્જરો અને ઉત્તરમાં હૂણ, ગાન્ધાર અને સિન્ધુની સામે પ્રભાકરવર્ધનને વિરોધ હતો એટલું સાબિત થાય છે. તેમને તેણે જીત્યા હશે કે કેમ તે સ્પષ્ટ થતું નથી. પ્રભાકરવર્ધન પછી રાજ્યવર્ધન ગાદીએ આવ્યો.

હૂણોની સામે ગયેલા રાજ્યવર્ધને પિતાના મૃત્યુના સમાચાર અને માતાના સતી થયાના સમાચાર સાંભળ્યા. તેણે હર્ષવર્ધનને રાજ્ય સોંપીને વનમાં જવાની ઇચ્છા કરી; ભાઈ હર્ષવર્ધને પણ તેવી જ ઇચ્છા જાહેર કરી. પરંતુ કનોજમાંથી ભયંકર સમાચાર આવ્યા કે માલવરાજે ગ્રહવર્માને મારી નાખ્યો, રાજ્યશ્રીને કેદ કરી અને થાણેશ્વર ઉપર હુમલો લઈને આવે છે. હર્ષવર્ધનને રાજ્યની વ્યવસ્થાનું કાર્ય સોંપીને તે દસ હજાર ઘોડેસ્વારોના સૈન્ય સાથે માલવરાજની સામે ગયો. માલવરાજને તેણે સહેલાઈથી હરાવ્યો, પણ તેની કપટયોજનામાં તે ફસાઈ જવાથી રાજ્યવર્ધનનું માલવરાજને હાથે ખૂન થયું.

આ સમાચાર સાંભળીને હર્ષવર્ધને સત્તાનાં સૂત્રો પોતાના હાથમાં લીધાં અને રાજ્યવર્ધનના શત્રુને શિક્ષા કરવાની પ્રતિજ્ઞા કરી. આસામના ભાસ્કરવર્મા સાથે મિત્રતા કરી, કારણકે ગૌડ શશાંકને પણ શિક્ષા કરવાની હતી. રાજ્યશ્રી વનમાં ગયાના સમાચાર મળ્યા. રાજ્યશ્રીને શોધતો શોધતો તે વિન્ધ્યવનમાં ફરી વળ્યો અને રાજ્યશ્રી સતી થવાની તૈયારી કરતી હતી તેવામાં જ તેમનું મિલન થયું. ત્યાર પછી તે ગંગાને કિનારે પોતાની છાવણીમાં બહેનને લઈને પાછો ફર્યો. બાણનું હર્ષચરિત અહીં એકાએક પૂરું થાય છે. હર્ષવર્ધનના ઉત્તર જીવનના વૃત્તાન્ત માટે ઈ. સ. ૬૩૦થી ૬૪૪ સુધી ભારતમાં ફરેલા ચીની યાત્રિક હ્યુ-એન-સંગનો વૃત્તાન્ત ઉપયોગી છે.

ચીની યાત્રિક હર્ષવર્ધનને કનોજનો રાજા સમજે છે. રાજ્યવર્ધનના મૃત્યુ પછી કનોજની ગાદીએ બેસવા હર્ષે અવલોકિતેશ્વર બોધિસત્ત્વની મૂર્તિ સમક્ષ રજા માગી. પોતાને મહારાજ કહેવરાવવાને બદલે રાજપુત્ર કહેવરાવીને તેણે સત્તા ધારણ કરી. આ બધી બાબતોમાં ચીની યાત્રિકનો વૃત્તાંત માની શકાય તેમ નથી. હ્યુ-એન-સંગની કનોજના રાજ્ય ઉપરની હર્ષવર્ધનની સત્તાની વાતને બીજી રીતે સમજાવી શકાય તેમ છે. કનોજના રાજા ગ્રહવર્માને પુત્ર ન હોવાથી હર્ષને કનોજની ગાદી મળી એમ સમજાવવામા આવે છે. આ વાત બરાબર નથી, કારણકે ગ્રહવર્મા પછીના રાજાઓ વિષે પણ માહિતી મળે છે. કદાચ આવા જ કોઈક રાજાના મૃત્યુ પછી હર્ષવર્ધનને ગાદી મળી હોય તેવો સંભવ છે.

હર્ષના લશ્કરી વિજયો વિષે ઘણો ઘટાટોપ કરવામાં આવ્યો છે. શશાંક સામે તેના લશ્કરે શું કર્યું તે જાણવા મળતું નથી, વલભી, ગુર્જર, ચાલુક્ય પુલકેશી બીજો, સિન્ધુરાજ અને મગધ, ગૌડ, ઓડ્ર અને કોંગોદના રાજાઓ સાથે તેને વિરોધ થયો હતો.

મૈત્રક રાજાઓમા શીલાદિત્ય પહેલાથી ધરસેન ચોથા સુધીના રાજાઓ તેના સમકાલીન હતા. ભરુચના ગુર્જરોનાં દાનપત્રો અને લેખો ઉપરથી જાણવા મળે છે કે ગુર્જરોએ હર્ષના હુમલાની સામે મૈત્રકોને રક્ષણ આપ્યું હતું. લાટ, ગુર્જર અને માલવ પ્રભાકરવર્ધનના દ્વેષી હતાં એવી બાણભટ્ટે આપેલી વાત આપણે નોંધી છે. હર્ષવર્ધન સાથે પણ તેમનો ઝઘડો ચાલુ જ રહ્યો. આ ત્રણેય રાજ્યો પુલકેશી બીજાના ખંડિયા રાજ્યો હતાં એવો ઐહોળેના ઉત્કીર્ણ લેખનો ઉલ્લેખ છે. હર્ષવર્ધનની સામે આ ત્રણેય રાજ્યોએ પુલકેશીનો આશ્રય લીધો હોય અને તેથી હર્ષવર્ધનને સફળતા ન મળી હોય તેવો સંભવ છે.

પુલકેશી બીજા સાથેના તેના ઝઘડામાં હર્ષવર્ધન ફાવ્યો ન હતો. વિન્સેન્ટ સ્મિથ જણાવે છે, કે નર્મદાની આસપાસના જળમાર્ગો અને જમીનમાર્ગોને પુલકેશીએ એવા સુદૃઢ બનાવ્યા હતા, કે હર્ષને પાછા ફરવું પડયુ. પુલકેશીના આ કહેવાતા વિજયને તેના ઉત્કીર્ણ લેખોમા બિરદાવવામાં આવ્યો છે. હ્યુ-એન-સંગના વૃત્તાંતમાં પણ હર્ષ પાછો ફર્યો એમ જણાવવામાં આવ્યું છે.

સિન્ધની સામે પણ હર્ષ ફાવ્યો નહિ એનો સ્પષ્ટ પુરાવો હ્યુ-એન-સંગમાથી મળે છે. બંગાળના શશાંકની સામે તે ગયો હતો કે નહિ તેને વિષે કશી ચોક્કસ માહિતી મળતી નથી. આર્યમંજુશ્રીમૂલકલ્પમા જણાવ્યું છે કે શશાંકની રાજધાની પુંડ્રને ઘેરીને તેણે શશાંકને હરાવ્યો. આ વાતને કશા પુરાવાનો ટેકો નથી. હર્ષને શશાંકની સામે કશી સફળતા મળી ન હતી. આમ, હર્ષના બહુ ગવાયેલા વિજયોમાં તેને આત્યંતિક સફળતા મળી ન હતી. ઈ. સ. ૬૦૬ થી ઈ. સ. ૬૧૧ સુધીમાં આવા લશ્કરી સંઘર્ષોમાં હર્ષને ઊતરવું પડયું હતું. અને ત્યાર પછી ઈ. સ. ૬૧૧ થી ૬૪૨ સુધી લગભગ ૩૦ વર્ષ સુધી તેણે શાંતિથી રાજ્ય કર્યું હતું. આ સમય દરમિયાન પણ ઈ. સ. ૬૧૮ અને ૬૨૭માં તેને નાની-મોટી તકરારોમાં ઊતરવું પડયું હતુ. આ અંગેના ઉલ્લેખોની અચોક્કસાઈ જોતાં એમ લાગે છે, કે પુલકેશી સાથેની તકરાર ઈ. સ. ૬૩૪ની આસપાસ થઈ હતી.

રાજ્યવર્ધનનું ખૂન કરનાર માલવરાજ કે ગૌડરાજ હતો તે નિશ્ચિત નથી. બાણભટ્ટ માલવરાજનુ કે ગૌડરાજનું નામ પણ આપતા નથી. રાજ્યવર્ધનનું મૃત્યુ શશાંકને હાથે થયું એમ હ્યુ-એન-સંગ જણાવે છે. માલવરાજને વિષે એમ કહી શકાય કે હર્ષવર્ધનના ઉત્કીર્ણ લેખોમાં જે દેવગુપ્તનો ઉલ્લેખ મળે છે તે દેવગુપ્ત અને ગ્રહવર્માને મારનાર તથા રાજ્યશ્રીને કેદમાં નાખનાર દેવગુપ્ત એક જ વ્યક્તિ હોવી જોઈએ. મૌખરી રાજા ગ્રહવર્માની સામે માલવ દેવગુપ્ત અને ગૌડ શશાંકે સંધિ કરી હોય અને એ રીતે મૌખરીઓને નમાવ્યા હોય તેવો સંભવ કાઢી નાખવા જેવો નથી. રાજ્યવર્ધનનું મૃત્યુ શશાંકને હાથે કેવા સંજોગોમાં થયું તેને વિષે કશા પ્રમાણભૂત આધાર મળતા નથી.

શશાંકની વિગતોમાં ઊતરતાં એમ જણાય છે, કે ગુપ્તોની સત્તા ક્ષીણ થઈ તે સમયે અર્થાત્ ઈ. સ. ૫૨૫ પછી બંગાળમાં સ્વતંત્ર રાજ્યસત્તા સ્થપાઈ. ગુપ્તસત્તાના અસ્ત પછી બંગાળની સત્તા વિશેષ બળવાન બની, પણ તેમને કનોજના મૌખરીઓ સાથે ઝઘડો ચાલુ રહ્યો. બંગાળની સત્તા શશાંક નામના એક શૂરવીરે હાથ કરી.

મૌખરીઓ થાણેશ્વરના રાજાની સાથે લગ્નસંબંધથી જોડાયા હોવાથી શશાંકે માળવાના ગુપ્તો સાથે મિત્રતા કરી. માળવાના ગુપ્ત રાજાને શશાંક જેવા બલિષ્ઠ રાજાની ઓથથી ઘણી નિરાંત વળી. ગ્રહવર્માને હણીને શશાંકે રાજ્યશ્રીને કેદ કરી અને રાજ્યશ્રીને બચાવવા આવેલા રાજ્યવર્ધનને પણ હણ્યો. રાજ્યવર્ધન તે સમયે ૧૮ વર્ષનો, હર્ષ ૧૬ વર્ષનો અને રાજ્યશ્રી ૧૪ વર્ષની હશે. લશ્કરી વ્યૂહરચનાને સમજવા માટે અપરિપકવ બુદ્ધિવાળો રાજ્યવર્ધન સંગ્રામમાં શશાંકને હાથે હણાયો એમ માનવું જોઇએ. બાણભટ્ટ તો શશાંકે અત્યંત નીચ યુક્તિથી છેતરપિંડી દ્વારા રાજ્યવર્ધનને હણ્યો તેમ જણાવે છે.

ગ્રહવર્માને હણનાર માલવ દેવગુપ્તને વિષે કશી ચોક્કસ માહિતી મળતી નથી. દેવગુપ્ત માળવાનો રાજા હશે એવો તર્ક ડૉ. બ્યુહ્લરે કર્યો છે, પણ ડૉ. પેન્લે આ તર્કને માનતા નથી. ઉત્તરકાલીન ગુપ્તોમાંના મહાસેનગુપ્તના બે દીકરાઓ—કુમારગુપ્ત અને માધવગુપ્ત—એ પ્રભાકરવર્ધનના અને ત્યાર પછી હર્ષવર્ધનના દરબારમાં આશ્રય લીધો હતો. એટલે ઉત્તરકાલીન ગુપ્તો સાથે થાણેશ્વરનો અને પછી કનોજનો મૈત્રી સંબંધ દૃઢ હતો એમ માનવું જોઈએ. આમાંના એક રાજપુત્રે રાજ્યશ્રીને યુક્તિપૂર્વક છોડાવી હોય તેવો તર્ક બાણભટ્ટના ઉલ્લેખ 'कान्यकुब्जाद् गौडसंभ्रमे गुप्तितो गुप्तनाम्ना कुलपुत्रेण निष्कासनम्।' ઉપરથી કરી શકાય. તો ફરી એવો પ્રશ્ન ઊભો રહે જ છે કે આ દેવગુપ્ત કોણ. એનો જવાબ હાલ પૂરતો એમ આપી શકાય કે ઉત્તરકાલીન ગુપ્તોમાંથી મહાસેનગુપ્તના સમય પછી બે વિભાગ પડી ગયા હતા. એક વિભાગ મગધમાં ઓછી-વધતી સત્તા ધારણ કરીને બેઠો હતો અને બીજો વિભાગ માળવામાં બેઠો હતો. આ બીજા વિભાગમાંનો કોઈ ઉત્તરકાલીન ગુપ્ત (later Gupta) આ દેવગુપ્ત હશે અને કનોજ તથા થાણેશ્વરની પરસ્પર મિત્રતાથી વધતી જતી સત્તાની સામે તેણે શશાંકની સાથે મૈત્રી કરી હશે. પોતાના મૌખરીઓ સાથેના વિરોધના પ્રથમ પગલા તરીકે તેણે ગ્રહવર્માને હણ્યો હોય અને રાજ્યશ્રીને કેદ કરી હોય તે બરાબર સંભવે.

હર્ષવર્ધનના રાજ્યના વિસ્તારને વિષે પણ અનેક અટકળો કર્યા પછી એટલું કહી શકાય કે થાણેશ્વર અને કનોજના પ્રદેશો ઉપરાંત તેણે ઉત્તરમાંથી અને પશ્ચિમમાંથી કેટલાંક સ્થળોને પોતાના રાજ્યમાં ભેળવી દીધાં હતાં. તે ઓરિસ્સાના સીમાડા સુધી પહોંચ્યો હતો અને કદાચ મગધને તેણે પણ જીત્યું હતું.

બાણના હર્ષચરિતને કારણે હર્ષવર્ધનનાં રાજ્યવિસ્તાર, લશ્કરી વિજયો અને વ્યક્તિત્વ અંગે કેટલીક અતિશયોક્તિભરી બાબતો પ્રચાર પામી છે. તેના સમય દરમિયાન અને તેના પછીના સમયમાં અનેક મહાન રાજાઓ વિશાળ સામ્રાજ્ય ધરાવતા જોવા મળે છે; તેમ છતાં હર્ષવર્ધનના વ્યક્તિત્વની મૂલવણીમાં આ બાબતો આડે આવવી જોઈએ નહિ.

હર્ષવર્ધન મુશ્કેલ પરિસ્થિતિ વચ્ચે ગાદીએ આવ્યો હતો. પિતાનું મૃત્યુ, ભાઈનો વધ અને બહેનને આપત્તિ તથા ગ્રહવર્માનું મૃત્યુ—એમ અનેક આપત્તિઓ તેની સામે આવી. બે સાધનસંપન્ન રાજાઓ—માલવ અને શશાંકની સામે તેને થવાનું જ હતું. આવી મુશ્કેલ સ્થિતિમાંથી તેણે માર્ગ કાઢ્યો તે વાત તેના શૌર્યને સાબિત કરવા પૂરતી છે. માલવ, લાટ, ગુર્જર અને દક્ષિણના મહાશક્તિશાળી પુલકેશીનો પણ મુકાબલો તેને કરવો પડ્યો હતો. ઉત્તર હિન્દના અનેક રાજાઓ તેની મૈત્રીની ઝંખના કરતા. પુલકેશીના ઉત્કીર્ણ લેખોમાં પણ હર્ષને 'સકલ ઉત્તરાપથનાથ' કહ્યો છે. વળી હ્યુ-એન-ત્સંગના જણાવ્યા પ્રમાણે હર્ષે ઉત્તેજન આપેલા ધાર્મિક ઉત્સવોમાં અનેક રાજાઓ ભાગ લેતા હતા. હર્ષના રાજ્યારોહણના સમયથી એક વિશિષ્ટ સંવત પ્રચલિત બન્યો હતો. આલ્બેરુનીના જણાવ્યા પ્રમાણે મથુરા અને કનોજમાં પ્રચલિત એવો આ સંવત ઈ. સ. ૬૦૬ થી શરૂ કરવામાં આવ્યો હતો. આ વાતને બીજા પુરાવાઓની પુષ્ટિ મળતી નથી. હર્ષના લશ્કરની વિગતો હ્યુ-એન-ત્સંગ આપે છે. તેના લશ્કરમાં પાંચ હજાર હાથી, બે હજાર ઘોડેસ્વાર અને પચાસ હજારનું પાયદળ હતું. તેને વધારીને હાથીની સંખ્યા સાઠ હજારની અને ઘોડેસ્વારોની સંખ્યા એક લાખની કરી હતી. આ સંખ્યા અતિશયોક્તિથી ભરેલી છે.

લશ્કરી પ્રતિભા ઉપરાંત સાહિત્યસર્જનની પ્રતિભા પણ હર્ષને વરેલી હતી. તેને નામે રત્નાવલી, પ્રિયદર્શિકા અને નાગાનંદ નામનાં નાટકો આરોપવામાં આવ્યાં છે. તેના રાજ્ય અમલ દરમિયાન બાણભટ્ટ, મયૂર અને બીજા

અનેક કવિઓ અને વિદ્વાનોને આશ્રય મળ્યો હતો. હ્યુ-એન-ત્સંગના જણાવ્યા પ્રમાણે વિદ્યા અને કલાઓને ઉત્તેજન આપવા માટે રાજ્યની આવકનો ચોથો ભાગ નક્કી કરવામાં આવ્યો હતો. ઇત્સિંગ પણ જણાવે છે, કે શીલાદિત્ય (હર્ષ) સાહિત્યનો અત્યંત શોખીન હતો અને તેણે બોધિસત્ત્વ જીમૂતવાહનના પ્રસંગને અનુલક્ષીને નાટક રચ્યું (નાગાનંદ) અને તેને નૃત્ય તથા અભિનય દ્વારા લોકોમા પ્રચલિત કર્યું. નાલન્દા વિદ્યાપીઠનો તે આશ્રયદાતા હતો તેણે એક કાસાનુ મંદિર અને એક બૌદ્ધવિહાર નાલંદામાં બંધાવ્યા હતાં.

હર્ષવર્ધનના બૌદ્ધધર્મ તરફના પ્રેમને અંગે હ્યુ-એન-ત્સંગે તેનાં અતિશયોક્તિપૂર્વક ગુણગાન ગાયા છે. હર્ષવર્ધનના બૌદ્ધ ધર્મ તરફના વલણનો વિચાર કરતા એમ લાગે છે કે ચીની યાત્રિકના વૃત્તાન્તમા ઘણી અતિશયોક્તિ છે. હર્ષ શૈવ હતો એમ તેના ઉત્કીર્ણ લેખો ઉપરથી સાબિત થાય છે. હર્ષ દર પાચ વર્ષે પ્રયાગમા સભા ભરતો અને પાચ વર્ષ સુધી મેળવેલી સંપત્તિને તે એક જ વખતમાં વિદ્વાનો, શાસ્ત્રકારો, બૌદ્ધસાધુઓ અને ગરીબોમાં વહેંચી દેતો. આમ કરવાથી ખાલી થઈ ગયેલા ખજાનાને તેના તાબાના રાજાઓ થોડાક જ દિવસોમાં ભરી દેતા. આ વૃત્તાન્તની સાથે ચીની યાત્રિક બીજો પણ વૃત્તાંત જાહેર કરે છે. હર્ષે કનોજમાં ધર્મપરિષદ ભરી હતી. તેમાં ભાસ્કરવર્મા અને બીજા અઢાર રાજાઓ હાજર હતા. ૧૦૦ ફીટ ઊંચા ટાવરમાં બુદ્ધની એક મોટી સુવર્ણમૂર્તિ બનાવરાવીને તેને બધે ફેરવવામાં આવતી. ટાવરની એક બાજુ ઈન્દ્રનાં વસ્ત્રો પહેરીને ભાસ્કરવર્મા ચાલતો. ત્યાર પછી નિશ્ચિત સ્થાને પહોંચ્યા બાદ સુવાસિત જળવડે બુદ્ધમૂર્તિને સ્નાન કરાવીને અસંખ્ય વસ્ત્રોની ભેટો ધરવામા આવતી. મહાયાનના સાપ્રદાયિક ઉત્સાહ અને પક્ષપાતથી પ્રેરાઈને હ્યુ-એન-ત્સંગ લખે છે કે આ પરિષદમાં હર્ષે તેને અત્યંત મહત્ત્વનું સ્થાન આપ્યું હતું. હીનયાન સંપ્રદાયવાળાઓએ તેને હણવા માટે કાવતરું કર્યું. આવી અને બીજી અનેક મુશ્કેલીઓની વાત તે કરે છે. સાંપ્રદાયિક પક્ષપાતને લીધે તે અનેક વાતો જોડી કાઢે છે. આ બધા ઉપરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે હર્ષને બૌદ્ધ ધર્મ તરફ ઘણું માન હશે. ચીની યાત્રિકનો તેણે સારો સત્કાર કર્યો હતો અને તેને રાજ્યમા બધે માન આપવામા આવે તેવી વ્યવસ્થા તેણે કરી હતી. ચીની યાત્રિક સાથેના હર્ષના સંબંધને કારણે ચીની સમ્રાટ સાથે તેણે એલચીઓની આપ-લે કરી હતી. તે ઈ. સ. ૬૪૭માં મરણ પામ્યો. તેના કોઈ અનુગામી રાજા વિષે આપણે જાણતા નથી.

*

# મૂળભૂત અધિકારો: યુદ્ધ-પરિસ્થિતિમાં તથા શાંતિ-સમયમાં

**રક્ષા મણિલાલ શાહ**

[હેરલ્ડ લૅસ્કી ઇન્સ્ટિટ્યુટ ઑફ પૉલિટિકલ સાયન્સના ઉપક્રમે ચાલતા રાજ્યશાસ્ત્ર અભ્યાસવર્તુળની પખવાડિક ચર્ચાસભામાં તા. ૨૨-૧૨-'૬૨ને રોજ ઉપરોક્ત વિષય પર થએલી ચર્ચાનો પ્રારંભ કુ. રક્ષા મણિલાલ શાહ (રાજ્યશાસ્ત્રનાં અનુસ્નાતક વિદ્યાર્થિની, ગુજરાત યુનિ. સમાજ વિદ્યાભવન અમદાવાદ)એ કર્યો હતો એના આધારે આ લેખ તૈયાર કરાયો છે એમાના વિચારો ઇન્સ્ટિટ્યૂટના કે અભ્યાસવર્તુળના નથી.]

**માનવજાતના** વિકાસમાં રાજ્યસંસ્થાનું અસ્તિત્વ સમાજના એક અંગ તરીકેનુ છે. ટોળીમા વસતા માનવોએ સરદાર નીમી પરસ્પરની કામગીરી સમજી લઈ પ્રારંભમાં એક વ્યવસ્થા ઉપજાવી, જે કાળક્રમે જુદા જુદા સ્વરૂપે વિકાસ પામી. સરદાર માથાભારે થતાં રાજા બન્યો, ધીરે ધીરે આપખુદ બન્યો અને લોકો પર જોહુકમીથી પોતાના હક્કો લાદતો ગયો. આવી પ્રારંભની સ્થિતિમાં પણ લોકો અને સરદાર વચ્ચે અણલખી કેટલીક સમજૂતી તો હતી જ, જેમાંથી રાજકીય સંસ્થાઓના વિવિધ સ્વરૂપવિકાસ સાથે, ધર્મ અને રીતરિવાજોના પરિવર્તન સાથે, મન અને ચેતનાની સભાનતાના વિકાસ સાથે, જ્ઞાન-વિજ્ઞાનની વિસ્તરતી જતી ક્ષિતિજો સાથે, વ્યક્તિ, સમાજ અને સમાજરચનાના બહુમુખી વિકાસ સાથે, વ્યક્તિ, સમાજ અને રાજ્યના ત્રિમુખી સંબંધોની જાગૃતિના વિકાસ સાથે આ જોડિયા ભાઈ જેવા મૂળભૂત અધિકારો અને ફરજોની

બુદ્ધિલક્ષી વિચારણા વિકસતી ગઈ અને પરિવર્તન પામતી ગઈ. જુદા જુદા દેશોમાં અને કાળમાં આ પરિવર્તન થતું જ રહ્યું છે, અને રહેવાનું જ; કારણ, માનવજીવન ચેતનવંત અને વિકાસશીલ છે. આમ, પરિવર્તન પામવા છતાં ય, કેટલાક મૂળભૂત 'કુદરતી કાયદાઓ'નું અસ્તિત્વ તો મનુષ્યજીવનમાં આદિથી અંત સુધી રહેવાનું જ. સુસ્પષ્ટ રાજ્યપ્રથાનું અસ્તિત્વ નહિ હોય તેવા પ્રાચીન યુગમાં પણ આ 'કુદરતી કાયદાઓ'નું પાલન તેના અણઘડ સ્વરૂપે, અભાનપણે પણ થતું હશે, જે પાછળથી બૌદ્ધિક વિકાસ સાથે વિકાસ પામ્યા. કુદરતના આ પૃથ્વીપટ પર ચૈતન્યશક્તિ ધરાવતા એક મનુષ્યપિંડને કેટલીક કુદરતી શક્તિઓ મળેલી છે, તેના વિકાસને અમુક પરિસ્થિતિ, અમુક અધિકાર અને અમુક ફરજો કુદરતી રીતે જ અનુસરશે. તેને દાબવાનો, કે ખોટી રીતે ડામવાનો પ્રયત્ન એ મનુષ્યના વ્યક્તિત્વના વિકાસનો વધ કરવા સમાન થઈ પડે. આ રીતે 'કુદરતી કાયદો' ધીમે ધીમે સભાન બુદ્ધિથી સમજી તેને વ્યવસ્થિત કરી સમાજના એક અંગ એવી રાજ્યસંસ્થા દ્વારા સંચાલિત કરવો એ સંસ્કૃત સમાજની એક બુદ્ધિવંત વ્યવસ્થા ગણાય. આ વિચારધારાનાં મૂળ પ્રાચીન રોમમાં છે એવું વિચારકોનું મંતવ્ય છે. સિસેરો એ આ વિચારધારાનો સર્જક ગણાય છે. કુદરત આ અધિકારોનું મૂળભૂત સર્જક બળ છે એ પાયાની તેણે વિચારણા કરી અને જણાવ્યું, કે કુદરતે મનુષ્યને બુદ્ધિશક્તિ આપી છે, જેને બળે યોગ્ય સિદ્ધાંતો પર તે પોતાનું જીવન ઘડે. તેણે આ મૂળભૂત વિચારણાનાં ચાર સત્યો દૃઢ રીતે તારવ્યાં: (૧) ન્યાય એ માત્ર માણસની આદર્શ ઇચ્છા જ નથી, પણ કુદરતનો એક ભાગ છે. (૨) ન્યાય સરળ છે. (૩)બહુમતીનો ચુકાદો ભૂલભર્યો ન જ હોઈ શકે. (૪)કુદરતનો કાયદો વિશ્વવ્યાપી છે. લગભગ ૧૭મી સદી સુધીના ગાળામાં સામાન્ય માન્યતા મુજબ રાજ્યની જોહુકમીનો દોર એટલો બધો ઉન્મત્ત હતો કે પ્રજાના અધિકારોનું અસ્તિત્વ ક્રૂર રીતે કે તિરસ્કારપૂર્વક સત્તાના તોરથી અવગણાયું હશે, જેના પ્રત્યાઘાતરૂપે રાજ્યની એક જોહુકમી સામે વ્યક્તિના અધિકારનો ક્રાન્તિકારક ખ્યાલ તીવ્રપણે એ ગાળામાં ફેલાયો. તે સમયના પ્યુરિટન, મિલ્ટન, ક્રોમવેલ, ટૉમસ પેઇન, રૂસો જેવા કેટલાક વિચારપુરુષોએ એ વિચાર પ્રતિષ્ઠિત કર્યો, કે મનુષ્ય કુદરતી અધિકારો ભોગવે છે અને રાજ્યનું કાર્ય એના એ અધિકારોને કાનૂની સ્વરૂપ આપવાનું છે. ટૉમસ પેઇન, તેના પ્રસિદ્ધ પુસ્તક 'Rights of Man'માં જણાવે છે, કે 'માણસ જન્મથી જ કેટલાક મૂળભૂત અધિકારો લઈને જન્મે છે.' અને ૧૮મી સદીમાં અમેરિકાના સ્વાતંત્ર્યવિગ્રહમાં મનુષ્યના જીવનની સ્વાધીનતા અને સુખના અભેદ્ય અને અવિનાશી હક્કોને રાજ્યે મૂર્ત કરવા જોઇએ એવી ઘોષણા ઊઠી. તે 'ડેક્લેરેશન'ના શબ્દો આ પ્રમાણે છે:

"We hold these truths to be self-evident-that all men are created equal; that they are endowed by their Creator with certain unalienable rights; that among these are life, liberty and the pursuit of happiness. That to secure these rights, governments are instituted among men deriving their just powers from the consent of the governed; that whenever any form of government becomes destructive of those ends, it is the right of the people to alter or abolish it."

રાજાએ આ અધિકારો પર જે તરાપ મારેલી તેનો પ્રારંભ અમેરિકન ક્રાંતિ પછીના ફ્રેંચ વિપ્લવમાં થયો હતો પણ અમેરિકન ડેક્લેરેશને તો જગતની સકળ માનવ જાતના કુદરતી હક્કોને જાણે કે વાચા આપી છે એમ કહીએ તો અતિશયોક્તિ નહિ ગણાય.

અમેરિકા અને ફ્રાંસની ક્રાંતિ એ માનવઅધિકારો માટેની ઝુંબેશ હતી. એના અર્થ અને હેતુ એ જ, કે માનવવ્યક્તિ અને માનવસમાજની ઉન્નતિ માટે અનિવાર્ય આવશ્યકતારૂપ સ્વતંત્રતાનું રક્ષણ તે વ્યક્તિ કે સમાજ માટે સ્વાતંત્ર્યનું ઊંચામાં ઊંચુ ધોરણ. પરંતુ માનવ અને સમાજના સાંસ્કૃતિક વ્યક્તિત્વના વિકાસ માટે જે મુક્ત-સ્વતંત્ર હવા જોઈએ, તેને પ્રાપ્ત કરવા અને ટકાવવા અધિકારની આવશ્યકતા છે; તેનો અર્થ એ નથી, કે વ્યક્તિને રાજ્ય કે સમાજનાં કશાં બંધન જ નથી અને તે તદ્દન મુક્ત જ છે. અધિકારનો વિચાર કરીએ છીએ તેની સાથે જ સમાજ અને રાજ્યનો સંબંધ અભિપ્રેત છે. સમાજ અને રાજ્ય વિનાના જગતમાં અધિકાર

વિષે કશું વિચારવાનું જ રહેતું નથી. આનો અર્થ એ જ, કે વિકાસાર્થે જે સ્વાતંત્ર્યનો વિચાર આપણે કરીએ છીએ, તે સમાજ અને રાજ્યના સંદર્ભમાં વિચારવાનું સ્વાતંત્ર્ય છે. અર્થાત્ સમાજના લિખિત કે અલિખિત નૈતિક નિયમો, અને રાજ્યની સત્તાઓના સંવાદમાં રહીને વ્યક્તિ જુદા જુદા દેશકાળમાં કેટકેટલા, કેવા કેવા અને કઈ કઈ રીતે પોતાના મૂળભૂત અધિકારો ભોગવી શકે એ દૃષ્ટિથી આપણે ભારતને કેન્દ્રમાં રાખી આપણા બંધારણ મુજબ મૂળભૂત અધિકારો કયા છે તે જોઈએ. બંધારણના ત્રીજા વિભાગમાં મૂળભૂત અધિકારોનું સ્પષ્ટીકરણ અને વિવરણ છે, જેમાં ક્યાં ક્યાં કયા કયા અપવાદો છે તે પણ દર્શાવવામાં આવ્યું છે.

કલમ ૧૪, ૧૫, ૧૬, ૧૭ અને ૧૮માં બંધારણીય સમાનતા અંગેના અધિકારો આપવામાં આવ્યા છે. કલમ ૧૪માં કાયદા સમક્ષ સમાનતા આપવામાં આવી છે અને તે અનુસાર ભારતના પ્રદેશમાં કોઈ રાજ્ય કે વ્યક્તિને કાયદા સમક્ષ સમાનતા કે કાયદાથી મળતા રક્ષણનો ઇન્કાર કરી શકાશે નહિ. આમાં કોઈ પણ વ્યક્તિને વિશેષાધિકાર પ્રાપ્ત થતા નથી. આમાં પરદેશી રાજ્યકર્તાઓ, એલચીઓ અને પરદેશી દુશ્મનોને માટે અપવાદ રાખવામાં આવ્યો છે.

કલમ ૧૫ અનુસાર રાજ્ય કોઈ પણ નાગરિક વિરુદ્ધ માત્ર ધર્મ, જાતિ, જ્ઞાતિ, લિંગ, જન્મસ્થળ અથવા તે પૈકી કોઈ પણ કારણસર વિભેદ discrimination કરશે નહિ. આમાં સ્ત્રીઓ અથવા બાળકો માટે અથવા સામાજિક અને શિક્ષણની દૃષ્ટિએ પછાત અથવા અનુસૂચિત જ્ઞાતિ અથવા જાતિઓની પ્રગતિ અને વિકાસ માટે વિશિષ્ટ પ્રકારનો પ્રબંધ કરવાનો રાજ્યનો હક્ક અબાધિત રહે છે.

કલમ ૧૬ અનુસાર રાજ્યની કોઈ પણ નોકરીમાં નિમણુક પ્રાપ્ત કરવા પ્રત્યેક નાગરિકને સમાન તક રહેશે. ઉપર જણાવેલા કોઈ પણ કારણસર તેને નાલાયક ઠરાવવામાં આવશે નહિ કે વિભેદ ઊભો કરવામાં આવશે નહિ. (વિભેદ એટલે વર્તન અને વહીવટમાં તફાવત ઊભો કરવો.)

અનુચ્છેદ ૧૭ અનુસાર અસ્પૃશ્યતાનો નાશ કરવામાં આવશે અને કોઈ પણ સ્વરૂપમાં તેના વ્યવહાર પર પ્રતિબંધ કરવામાં આવે છે.

૧૮મી કલમ અનુસાર રાજ્ય લશ્કરી અથવા શૈક્ષણિક સર્વોપરિતા માટે જ માત્ર પદવીઓ અગર ઉપાધિઓ આપી શકશે–તે સિવાયની બીજી પદવીઓ, ઇલ્કાબ કે ઉપાધિઓ આપશે નહિ.

૧૯થી ૨૨ સુધીની કલમો સ્વતંત્રતા અંગેની છે. ૧૯મી કલમથી વાણી અને અભિવ્યક્તિ સ્વાતંત્ર્ય, નિશસ્ત્ર રીતે શાંતિથી એકત્રિત થવાનો અધિકાર, સંસ્થાઓ સ્થાપવાનો અધિકાર, ભારતના પ્રદેશમાં મુક્ત રીતે હરવા-ફરવાનો અધિકાર, ભારતના કોઈ પણ ભાગમાં વસવાટ કરવાનો અધિકાર, મિલકત પ્રાપ્ત કરવાનો અને ઉપયોગ કરવાનો અધિકાર અને કોઈ પણ ધંધો કે વ્યવસાય કરવાનો અધિકાર મળે છે. ૨૧મી કલમ અનુસાર કોઈ પણ વ્યક્તિને તેના જીવનથી અથવા અંગત સ્વાતંત્ર્યથી વિધિસ્થાપિત પ્રક્રિયા વિના વંચિત કરી શકાય નહિ. અનુચ્છેદ ૨૨ અનુસાર કોઈ પણ વ્યક્તિ કે જેની ધરપકડ કરવામાં આવે છે તેને શક્ય તેટલી ત્વરાથી તેની ધરપકડનું કારણ જણાવ્યા વગર પ્રતિબંધ કે નિગ્રહમાં રાખી શકાશે નહિ, અને પોતાની પસંદગીના વિધિ–વ્યવસાયીની સલાહ લેવાના અને તેના દ્વારા પોતાનો બચાવ કરવાના અધિકારનો ઇન્કાર કરવામાં આવશે નહિ. અનુચ્છેદ ૨૩, ૨૪ હેઠળ અનુક્રમે શોષણ વિરુદ્ધ અને બાળશ્રમ પર પ્રતિબંધનો અધિકાર મળે છે, જ્યારે ૨૫, ૨૬, ૨૭ અને ૨૮ કલમો અનુસાર ધાર્મિક સ્વાતંત્ર્ય, ધાર્મિક સંસ્થાઓના સંચાલનનો મુક્ત અધિકાર અને ધાર્મિક શિક્ષણ તેમજ પૂજા-વિધિમાંથી મુક્તિ મળે છે, અને ધાર્મિક પ્રચાર કે વિકાસ માટે ફરજિયાત વેરા ઉઘરાવી શકાય નહિ. ૨૯મી કલમ અનુસાર લઘુમતીનાં હિતોને સંરક્ષણ મળે છે અને ૩૦ અનુસાર લઘુમતી સંસ્થાઓ સ્થાપી શકે અને રાજ્ય તેને વિના ભેદભાવે મદદ કરશે. ૩૧મી કલમ અનુસાર વ્યક્તિ મિલકત ધરાવી શકે છે અને રાજ્ય ખાનગી મિલકત લે ત્યારે કાયદાથી તેનું વળતર આપવા બંધાયેલી છે. કલમ ૩૨ અનુસાર બંધારણીય ઉપચારોનો અધિકાર પ્રાપ્ત થાય છે અને આ વિભાગના અધિકારોના પાલન માટે સર્વોચ્ચ અદાલતનો આશ્રય લઈ શકાશે.

ઉપરના અધિકારોનું સામાન્ય અવલોકન કરતાં જણાય છે, કે તેમાંથી કેટલીક જોગવાઈઓ, બંધારણીય

મર્યાદારૂપે છે, જેનાથી સરકારની સત્તા ઉપર પ્રતિબંધ આવે છે, જેમ કે—ભેદભાવ કરવાની મનાઈ. વ્યક્તિની દૃષ્ટિએ આ અધિકાર નિષેધાત્મક છે. સરકારનું કોઈ પણ કાર્ય કે બિલ ભેદભાવ કરવાની મનાઈના અધિકારની વિરુદ્ધનું હોય, તો વ્યક્તિ પોતાના આ મૂળભૂત અધિકારની રૂએ રાજ્યની વિરુદ્ધ સરકારના એવા વર્તન માટે ફરિયાદ કરી શકે અને કાયદેસર વિરોધ નોંધાવી શકે. આ પ્રકારના નિષેધાત્મક અધિકારો સરકારને સંપૂર્ણ રીતે બંધનકર્તા તો છે જ, પણ એથી ય વિશેષ સરકારના વહીવટીતંત્રમાં સંભવિત ગેરરીતિઓ અને દૂષણો ઉપર નિયંત્રણ મૂકનારા છે. પ્રજાહિતની દૃષ્ટિએ આવા પ્રકારના અધિકારો વધુ ઉપયોગી ગણાય. જેમ આવા નિષેધાત્મક અધિકારો છે, તેમ બંધારણના કેટલાક અધિકારો વિધેયાત્મક છે. આ વિધેયાત્મક અધિકારો સામાન્ય રીતે વહીવટી રાજ્યકર્તાઓને અને સંસદને બંધનકર્તા છે ખરા, પણ તેમ છતાં ય બંધારણની મર્યાદામાં રહીને તેમાં કાયદેસરના અપવાદો ઊભા કરવાનો અધિકાર સંસદને છે એટલે પ્રજાના આ વિધેયાત્મક અધિકારો રાજ્યના કાયદાઓ અને વહીવટી પગલામાંથી નિયંત્રિત થઈ શકે છે. અધિકારોના આ બે વિભાગ પૈકી નિષેધાત્મક અધિકારો તો સમાજમાં પ્રવર્તતાં કોઈ પણ અનિષ્ટોને ટાળવા અથવા પેસી ગયેલા અનિષ્ટોને દૂર કરવાના હેતુથી રાખવામાં આવેલા છે. એટલે એક રીતે તો સમાજની પ્રગતિના અવરોધીઓ તેથી દૂર થાય છે, જે ઇષ્ટ છે. પણ સમાજની અને પ્રજાની પ્રગતિને પ્રેરક અને કાર્યવેગ આપનાર જે અધિકારો છે, તે તો આ વિધેયાત્મક અધિકારો છે, જે સ્વાતંત્ર્ય અને ઉન્નતિ માટે અનિવાર્ય અધિકારો છે, અને તેના ઉપર જો નિયંત્રણનો એક હક્ક સંસદ રાખી શકે તો તે કેટલે અંશે ન્યાય્ય ગણાય? તેથી આ અધિકારો વિષે એવી ટીકા કરવામાં આવે છે, કે એક હાથે એ આપવામાં આવ્યા છે, તો બીજે હાથે તે લઈ લેવામાં આવ્યા છે. આ ટીકા સાભિપ્રાય છે–જેમ કે, ૧૯મી કલમમાં જે અપવાદ છે કે બુદ્ધિગમ્ય કારણોસર રાજ્ય તેના અમલમાં (અધિકારોના અમલમાં) કાપકૂપ મૂકી શકે કે વાજબી સુધારા કરી શકે; અને ૩૩મી કલમ અનુસાર સંસદને આ અધિકારોમાં ફેરફાર કરવાની છૂટ આપવામાં આવી છે. આનો અર્થ એ થાય, કે લોકશાહી રાજ્યમા પણ માનવીના અધિકારો પર સંસદનું નિયંત્રણ છે, અથવા પ્રજાના હક્કોપર તરાપ મારવાની એક છટકબારી રૂપ છે. ડાયસીના ઉદારમતવાદના વિચારોની અસર, બ્રિટિશ રાજ્ય વિરુદ્ધ કૉંગ્રેસના અનુભવ અને સામાજિક સંસ્થાઓને સુધારવાનો પ્રયત્ન વગેરે કારણોથી બંધારણના મૂળભૂત અધિકારોમાં સંકુલતા ઊભી થઈ છે એમ જેનિંગ્સ માને છે, અને તેની ટીકા કરતાં કહે છે કે, 'India will not lose more than it gains from this complex bill of rights.'

ભારતીય પ્રજાને મળેલા ઉપરના અધિકારો પૈકી સમાનતાના અને કલમ ૧૯મી દર્શાવેલા સ્વતંત્રતાના અધિકારો જગતના લગભગ બધાં જ લોકશાહી દેશોમાં સર્વસામાન્ય રીતે પ્રજાને મળેલા છે. આમ છતાંય બ્રિટન અને અમેરિકા જેવા દેશોમાં આ અધિકારો આપવાની પદ્ધતિ અને વિગતોમાં કેટલાક તફાવત છે.

ઇંગ્લેન્ડમાં તાજ સાથેના સતત સંગ્રામ પછી ચાર મહાન ખતપત્રોથી લોકોને અધિકાર પ્રાપ્ત થયા છે. આ અધિકારનું આખુંય માળખું નિષેધાત્મક છે, પ્રત્યેક વ્યક્તિને સંપૂર્ણ સ્વાતંત્ર્યથી ઇચ્છા પ્રમાણેનું કૃત્ય અથવા પ્રવૃત્તિ કરવાની પૂર્ણ મુક્તિ છે. પણ તેની જે એક મર્યાદા છે તે એ કે કોઈ પણ વ્યક્તિ પોતાના કૃત્યથી કોઈ પણ સામાન્ય કાનૂનનો ભંગ કરી શકે નહિ. આ અધિકારો બંધારણથી નહિ પણ ધારાસભાએ પસાર કરેલા કાયદાથી અપાયા છે. તે કાયદાના શાસનથી rule of lawથી રક્ષાયેલા છે, જે તેની મૂળભૂત લાક્ષણિકતા છે. અદાલત રાજ્યના વહીવટી જુલમ સામે સંપૂર્ણ રક્ષણ આપે છે, પણ એ જ અદાલત ધારાકીય આક્રમણ સામે લાચાર પણ છે, તે એ રીતે કે ઇંગ્લેન્ડમાં ધારાસભાએ કાયદાથી આપેલા અધિકારો તે કાયદારૂપી અધિકારને પાછો ખેંચીને તેનો અમલ મોકૂફ રાખી દઈ શકે છે. ધારાસભા એ ઇંગ્લેન્ડમાં આ રીતે સર્વોપરી છે, જ્યારે અમેરિકામાં મૂળભૂત અધિકારો ધારાકીય અને વહીવટી–બંને સત્તાઓને બંધનકર્તા છે. આથી ત્યાં ન્યાયતંત્રનું સાર્વભૌમત્વ છે. ધારાસભામાં જે કોઈ બિલ રજૂ થાય અને કાયદાનું સ્વરૂપ લે ત્યારે તરત તે ત્યાંના ન્યાયતંત્ર પાસે તપાસ માટે જાય છે. એ નવો કાયદો મૂળભૂત બંધારણથી વિરુદ્ધ ન હોય

એવો ન્યાયતંત્ર અભિપ્રાય આપે તો જ તે કાયદો અમલી બને છે, નહિ તો તે કાયદો રદબાતલ કરવામાં આવે છે. ન્યાયતંત્રના આ સાર્વભૌમત્વથી એક રીતે પ્રજાના હિતનું સંરક્ષણ આપોઆપ થઈ જાય છે, જે અનુકરણીય છે; કારણ, તેથી પ્રજાને રાજ્ય સાથે કાયદા અંગે બંધારણીય કે બિનબંધારણીય એવી તકરારોમા ઊતરવું પડતું નથી. અમેરિકાના બંધારણમાં, આગળ ઉલ્લેખેલા ડેક્લેરેશનથી, વિશેષ માનવ અધિકારોની કોઈ સ્પષ્ટ કલમો ન હતી, જે પાછળથી સુધારા રૂપે ઉમેરવામા આવી છે. તે અનુસાર વાણી અને અભિવ્યક્તિ સ્વાતંત્ર્યનો, શાંતિપૂર્વક એકઠા થવાનો, ન્યાય દ્વારા રક્ષણ પ્રાપ્ત કરવાનો અધિકાર પ્રાપ્ત થયો. કોઈ પણ વ્યક્તિની મિલ્કત જાહેર હેતુ માટે યોગ્ય વળતર વિના રાજ્યથી લઈ શકાય નહિ. એનાથી મિલ્કતને રક્ષણ મળ્યું. ૧૩, ૧૪ અને ૧૫મા સુધારાથી નિગ્રોને અન્ય નાગરિકોની જેમ સમાન કક્ષા અને સમાન હક્ક મળ્યાં તથા મતાધિકાર આપવામા આવ્યો. રંગભેદ આ સુધારાથી દૂર થયો.

ભારત, ઈંગ્લેન્ડ અને અમેરિકાના આ મૂળભૂત અધિકારોને ઉપર તુલનાત્મક રીતે તપાસ્યા પછી એ વિચારીએ, કે શાંતિના સમયમા આ અધિકારોની શી ગતિવિધિ હોય છે. પહેલી નજરે તો કોઈ પણ માણસ કહી શકે, કે શાંતિના સમયમાં પ્રજા પોતાના અધિકારો નિરાતથી, સ્વાભાવિકતાથી અને અનવચ્છિન્ન રીતે ભોગવી શકે છે, રાજ્યની કોઈ દખલ હોતી નથી–સિવાય કે આપણા અધિકારોનો ઉપયોગ અન્યના અહિત માટે ન થાય. એનો અર્થ એ જ, કે પ્રજા પોતાના અધિકારો પોતાની સાંસ્કારિતાને લજવે નહિ એ રીતે ભોગવે. રાજ્યનુ કોઈ નિયંત્રણ શાંતિના ગાળામા હોતુ નથી, તેમ છતાં એક સૂક્ષ્મ અને રાજ્યની સત્તા કરતા કદાચ વધુ અસરકારક એવુ નાગરિકતા, સામાજિક ઉચ્ચ વ્યવહાર અને પ્રજાકીય ગૌરવનું સ્વસ્વીકૃત બળ આપણા પર અધિકારોના ભોગવટા દરમિયાન કાર્ય તો કરતું જ હોય છે. તેથી જ વાણીના સ્વાતંત્ર્યને આધારે ગમે તે બોલવાની છૂટ કાયદાથી હોવા છતાં, આપણે અપશબ્દ કે અધમ વાણી સાંસ્કારિતાના ખ્યાલથી જ ઉચ્ચારતા નથી. આમ, કાયદાનુ બંધન ન હોવા છતાં નાગરિકતાનો ખ્યાલ આપણા અધિકારને સમુચિત રીતે વાપરવા પ્રેરે છે. અહીં એક સ્પષ્ટતા જરૂરી બને છે. શાંતિના સમયમાં આ અધિકારો પર નિયંત્રણ નથી લાગતું. સરકારને કોઈ નિયંત્રણ મૂકવાની જરૂર જ પડતી નથી–એનો અર્થ એ નહિ કે ગુનાહિત રીતે, અન્ય વ્યક્તિને નુકસાન કરીને, કે કોઈ ખતરનાક હોય એવી અનવસ્થા થાય એ રીતે અધિકારોને વ્યક્તિ કે સંસ્થાના સભ્યો કે સમાજ ભોગવી શકે. આપણા બંધારણમાં કોમી હુલ્લડ, ગંભીર અનવસ્થા કે ભયંકર આપત્તિઓ જેવી દુર્ઘટનાઓને કટોકટીના એક પ્રકાર–આંતરિક કટોકટી–તરીકે ગણીને તે વખતે અધિકારો પર નિયંત્રણ મૂકવાની સત્તા રાજ્યે પોતાની પાસે રાખેલી છે. પરંતુ ઈંગ્લેન્ડ, અમેરિકા જેવા દેશોમાં આંતરિક કટોકટી જેવા પ્રશ્ન લગભગ ન હોવાથી તે અંગે રાજ્યે કાયદાથી કોઈ ખાસ સત્તા પોતાની પાસે રાખવાનુ રહેતું નથી. ઈંગ્લેન્ડમાં તો "કાયદાથી વિરુદ્ધ કશું જ થઈ શકે નહિ"– એ એક જ કલમથી કોઈ પણ સમય માટે આંતરિક પરિસ્થિતિઓને સમાલી શકાય છે. અને તેમના બધા હક્કો કાયદાના સ્વરૂપે મળેલા હોઈ આ રીત સરળ અને અસરકારક પણ બની શકે છે. અમેરિકામાં પણ લગભગ આ જ પ્રકારની સ્થિતિ છે. આ રીતે શાંતિના સમયમા અધિકારોની સ્થિતિ normal હોય છે. માનવ-અધિકારના સંરક્ષણનો ખરો પ્રશ્ન ઊભો થાય છે યુદ્ધ જેવી અતિગંભીર કટોકટીના સમયમાં.

હવે, યુદ્ધસમય દરમિયાન કઈ રીતે આ હક્કોને રક્ષવામાં આવે છે તે જોઈએ. યુદ્ધસમય દરમિયાન કાયદો અત્યંત આગળ જાય છે અને અનેક અવાજોથી તે બોલે છે, જેથી સામાન્ય નાગરિક પોતે ગૂંચવણ અનુભવે છે. યુદ્ધ-સમયના કાયદાઓ નાગરિક જીવનની બધી જ બાજુઓને વારંવાર વિવિધ રીતે અસર કરે છે અને વ્યક્તિ પોતાનું દરરોજનુ કાર્ય ચાલુ રાખે છે, અને છતાં શાંતિના સમયમા તે જે બાબતો અંગે સ્વાતંત્ર્ય માણતી હતી તે ઘણે અંશે ગુમાવી દે છે.

ગંભીર રાષ્ટ્રીય કટોકટીમાં રાજ્ય અને તેનાં હિતો જ સર્વોપરી છે, અને નાગરિકની વ્યક્તિગત સ્વાતંત્ર્યની પ્રિય કલ્પનાઓએ રાજ્યની સર્વોપરી જરૂરિયાતને માર્ગ આપવો જ પડે છે. આધુનિક યુદ્ધ સંપૂર્ણ યુદ્ધ છે અને એમાં સૈનિકો જેટલો જ નાગરિકોનો સહકાર આવશ્યક છે. આવા યુદ્ધસમયમાં નાગરિક જીવનની અનેકવિધ પ્રવૃત્તિ-

ઓનું ધ્યાન રાજ્યના અમલની નીતિ અને નિયંત્રણો પર હોય કે જેથી રાજ્યના મુખ્ય હિતની સલામતી જાળવી શકાય. આથી યુદ્ધસમય દરમિયાન નાગરિક સ્વાતંત્ર્ય પરનાં નિયમનો ઘણાં જ કડક અને વિશાળ હોય છે. કટોકટી વખતે રાજ્ય શા માટે લોકોના આ અધિકારો નિયંત્રણમાં લે છે? અને તે યોગ્ય છે કે કેમ, અને તે કેટલે અંશે?–એ બે પ્રશ્નો આ બાબતમાં મહત્ત્વનો વિચાર માગે છે. આ બંને પ્રશ્નો સમજવા માટે કટોકટીનો અર્થ પણ સમજવો પડશે. કટોકટીનો અર્થ એ જ, કે દેશના એટલે કે પ્રજાના અસ્તિત્વને–તેના સ્વાતંત્ર્યને મિટાવી દે એવો કોઈ ગંભીર વિનાશક અને દારુણ ભય. આવી સ્થિતિમાં જો સમગ્ર પ્રજા એ ભયને બરાબર જવાબદારીપૂર્વક સમજી શકે, અનુભવી શકે અને ખમીરથી એક જ અવાજે તેનો સામનો કરવા જેટલી સબળ અને સતેજ પ્રજા હોય, રાષ્ટ્રીય જુસ્સો હોય, રાષ્ટ્રીય વફાદારી હોય, તો એક રીતે એમ કહેવું જોઈએ કે સરકારને લોકોના અધિકારોને કડક રીતે નિયંત્રણમાં લેવાની જરૂર જ ન પડે; કારણકે નાગરિકો સ્વેચ્છાએ જ પોતાના અધિકારો પર પોતે જ નિયંત્રણ કરતા હોય છે. પણ આ તો એક આદર્શ કલ્પના થઈ. વિશાળ પ્રજા-સમુદાયમાં ક્યારે ક્યાં શું બને તે કહેવું દુષ્કર હોય છે, અને સરકારનું ધ્યાન જ્યારે દેશની કટોકટીમાં રોકાએલું હોય ત્યારે દેશને કયે ખૂણે ક્યારે શું બનશે, અને તેથી એ આપત્તિકાળમાં બીજા કેવાં વધુ અનિષ્ટો જન્મશે ને દેશના હિતને જોખમમાં નાખશે તે કહેવું મુશ્કેલ બને છે. એટલે આદર્શ કલ્પનાને બદલે વાસ્તવિક (realistic) બનીને સરકારે આવાં અનિષ્ટો સામે સજ્જ બનીને રહેવું હિતાવહ હોય છે, તેથી આ રીતે નિયંત્રણ થતું હોય છે.

કટોકટી જાહેર કરીને આ અધિકારો પર નિયંત્રણ મૂકવાની સત્તા રાષ્ટ્રનો વડો પોતાના હાથમાં લઈ લે અને જ્યારે જ્યારે જેમ જેમ કટોકટીનું સ્વરૂપ પલટા લેતું જાય ત્યારે ત્યારે તે તે રીતે નિયંત્રણ કરતો જાય એ યોગ્ય માર્ગ છે એમ તો સર્વ કોઈ સ્વીકારશે જ. બલ્કે, આ રીતે સત્તા પોતાના હાથમાં લેવી એ કટોકટીમાં તો અત્યંત આવશ્યક પણ લેખાય. એનું કારણ એ છે, કે કટોકટીની ક્ષણે ક્ષણે વધતી જતી ઉગ્રતા કે તીવ્રતામાં રાજ્યે એક ઉપર એક એમ અનેક ઝડપી નિર્ણયો લેવાના હોય છે અને પગલાં ભરવાનાં હોય છે. તે વખતે જો પ્રજાના અધિકારોનો કે મુશ્કેલીઓનો પળેપળે વિચાર કરવો પડે તો રાજ્ય ત્વરિત નિર્ણયો કે પગલાં લઈ જ ન શકે અને માથે ઝઝૂમતો ભય વિજયી પણ બની જાય! નાના નુકસાનથી મહાવિનાશ ટાળી શકાતો હોય તો તે ઇષ્ટ નહિ, આવકાર્ય ગણાય એવી આ સ્થિતિ છે. એટલે કટોકટીમાં સરકારના હાથ બંધાયેલા રહે તે સ્થિતિ યોગ્ય નથી. સરકાર આવાં નિયંત્રણો તેને યોગ્ય લાગે તે રીતે મૂકે તેમાં ખાસ વાંધા જેવું લાગતું નથી. સરકાર પ્રજાનાં તન, મન, ધન, માલમત્તા અને વસવાટ કે હેરફેર, ચીજવસ્તુના ભાવતાલ, ઇત્યાદિ લગભગ બધી જ બાબતોમાં મળેલા અધિકારો પર ધારે તો સંપૂર્ણ હક્ક કરી શકે છે. કટોકટીમાં સત્તા ગુણાત્મક રીતે વધતી જાય છે. આ રીતે સંપૂર્ણ સત્તા પ્રાપ્ત કરી લેવી એટલે લોકશાહી છતાં ત્યાં લગભગ સરમુખત્યાર જેવી સત્તાઓ તે અપનાવે છે. અલબત્ત, કટોકટી અંગેની સત્તાઓ સાચી જરૂરિયાત કરતાં વધી ન પડે, તે જોવાની નૈતિક અને પવિત્ર ફરજ રાજ્યની છે. તેના કોઈ અવિચારી કે ઉતાવળા પગલાથી ખોટી રીતે અધિકારો ઝૂંટવાઈ જતાં પ્રજા ત્રાસ ન ભોગવે એ ધ્યાન રાખવું અતિ આવશ્યક છે. અમેરિકામાં તો યુદ્ધ જેવા કટોકટીના સમયમાં પણ રાજ્યની નીતિ અને નિર્ણયોની ટીકા કરવાના પ્રેસ અને વ્યક્તિગત નાગરિકોના અધિકાર છીનવી લઈ શકાશે નહિ એવો બંધારણીય પ્રબંધ કરવામાં આવ્યો છે. એટલે કે ત્યાં તો શાંતિના સમયમાં કરી શકે તે જ રીતે કટોકટીના સમયમાં પણ વિરોધી પક્ષ કે નાગરિક ટીકા કરી શકે તેવું ઉદાર ધોરણ રાખવામાં આવ્યું છે. આ પ્રબંધ એનું દૃષ્ટાંત બની શકે તેમ છે કે કટોકટીમાં પણ પ્રજાનો સ્વર રૂંધાય નહિ અને પ્રજાના અવાજનો લાભ રાજ્ય મેળવી પણ શકે અને સાચી જરૂરિયાતથી અધિક રાજ્ય બેકાબૂ ન બને. આમ હોવા છતાં પણ અમેરિકામાં ગંભીર ભય અને કટોકટીના સમયે રાજ્યનાં હિત અને સલામતી માટે બંધારણીય હક્કો પર ન્યાયતંત્ર ધ્યાન આપે છે અને મર્યાદિત અર્થઘટન કરી રાજ્યની સત્તા વિકસાવવાનો પ્રયત્ન કરે છે.

ઇંગ્લૅન્ડમાં કે જ્યાં વ્યક્તિવાદની અસર અને ઑસ્ટિન

અને ડાઇસીની વિચારધારાઓ કામ કરે છે ત્યાં પણ એ હકીકત સ્વીકારવામાં આવી છે, કે યુદ્ધ સમયમાં ધારાસભા કારોબારીને અત્યંત વ્યાપક સત્તાઓ આપવા બંધાયેલી છે. કટોકટીમાં નાગરિક, સ્વતંત્રતાના કાપ અને ઘટાડાને તાબે થાય છે કે જે શાંતિના સમયમા તે સ્વીકારતો નથી. બીજે પક્ષે એ પણ એટલું જ સત્ય છે, કે નાગરિક સ્વાતંત્ર્ય પર મૂકવામા આવેલા પ્રતિબંધો, કટોકટી પસાર થતા જ એક ક્ષણ માટે પણ રાખવામા આવતા નથી. બ્રિટિશ સરકારે, યુરોપમાં યુદ્ધ પૂરુ થયું કે માત્ર બે દિવસમા જ ઝડપી પગલા લઈને, defence regulationsથી નાગરિકના હક્કો અને સ્વતંત્રતા પર પાચ વર્ષ સુધી કાપ મુકાયો હતો તેને તરત જ રદ કર્યા. ૧૯૧૪મા પ્રથમ વિશ્વયુદ્ધ જાહેર થયું કે તરત જ ઇંગ્લૅન્ડે રાષ્ટ્રીય કટોકટીનો સ્વીકાર કર્યો અને સરકારને સત્તાઓ સુપ્રત કરવામાં આવી. રાજ્યના સંરક્ષણ અને લોકોની સલામતીને ખાતર સરકારને નિયમનો મૂકવાની સત્તા મળી. દા. ત., The Defence of the Realm Act–1914. આવા નિયમનો હેઠળ સરકારનો અધિકાર સંઘર્ષીય હેતુવાળી વ્યક્તિને અટકાવવાનો છે એમ ઉમરાવસભાએ સ્પષ્ટ કર્યું. આમ, કોર્ટે પણ સરકારના હાથ મજબૂત કરવા તરફનું વલણ ધરાવ્યું. ૧૯૧૮મા સ્ક્રુટને આ દૃષ્ટિબિંદુને વધારે સ્પષ્ટ કર્યું:

'In time of war there must be some modifications in the interest of the State. It had been said that a war could not be conducted on the principles of the Sermon of the Mount. It might also be said that a war could not be carried on according to the principles of Magna Charta.'

આ જ રીતે, ૧૯૩૯માં બીજુ વિશ્વયુદ્ધ જાહેર થયું કે તરત જ ઝડપથી અને વિશાળ પ્રમાણમા કટોકટીના ખરડાઓ પાર્લમેન્ટ સમક્ષ મુકાયા અને તેનું કાયદામા રૂપાંતર થયું. ૧૯૩૯–'૪૦ના Emergency Powers Actથી કારોબારીને સત્તાઓ સોંપાઈ તેમાં નોંધવા લાયક એ છે, કે જે કોઈ કાયદો અમલમા હોય તેને સુધારવાનો યા મુલતવી રાખવાનો અધિકાર તેને પ્રાપ્ત થયો. તેનો વિસ્તૃત ઉપયોગ થતો હતો; આમ છતાં એક શરત એ હતી, કે આવા કાયદાઓ નિયત સમયમા કોઈ એક ગૃહ સમક્ષ રજૂ કરવા જ જોઈએ. ૧૯૩૯નો ઍક્ટ પાસ થયા પછી તરત જ રાષ્ટ્રીય કટોકટીના સમયે કેટલાંક સંરક્ષણ નિયમનોની જરૂરિયાત અંગે પાર્લમેન્ટમા મોટો વિવાદ ઊભો થયો અને તેના પરિણામે આવશ્યક સુધારા દાખલ થયા. આ સત્તાઓ હેઠળ ૧૦,૦૦૦થી પણ વધુ નિયમનો, કાયદાઓ અને હુકમો યુદ્ધ સમય દરમિયાન રજૂ કરવામાં આવ્યાં. આ બધાંમાં વધુ વિવાદાસ્પદ બનેલ કલમ ૧૮–બી હતી. તેમાં reasonable causeના ધોરણ પર સેક્રેટરી ઑફ સ્ટેટને વ્યાપક સત્તાઓ મળી હતી. તેનાં ભોગ પ્રજાને થવું પડેલું; કારણ, તેમાં સેક્રેટરીનાં 'વાજબી કારણો'ના આત્મલક્ષી ખ્યાલને અનિયંત્રિત અધિકાર હતો અને કોર્ટ પણ યુદ્ધકાળમા તો તેને અનુમોદન આપતી.

ભારતમા કટોકટી દરમિયાન મૂળભૂત અધિકારો પર મર્યાદા મૂકવાની બાબતમાં આ બે દેશો કરતા ભિન્નતા છે. ભારતના પ્રમુખ જ્યારે કટોકટી (બાહ્ય, આંતરિક કે આર્થિક–એમ ત્રણ પ્રકારની કટોકટીનો નિર્દેશ બંધારણમાં છે) જાહેર કરે તે સાથે જ ૧૯મી કલમ અનુસાર મળતા અધિકારો તરત જ છિનવાઈ જાય છે. ૩૫૮મી કલમ હેઠળ મળતા મૂળભૂત અધિકારો પૈકી જેમ જરૂર લાગે તેમ અમુક કલમો હેઠળના કેટલાક જ અધિકારો અથવા તો બધા જ અધિકારોને સમગ્ર રીતે મોકૂફ રાખી શકે છે. પ્રમુખની સત્તા આટલેથી અટકતી નથી. શાંતિના સમયમાં મૂળભૂત અધિકારોનો હક્ક સ્થાપિત કરવા માટે અદાલતનો આશ્રય લેવાની અને અધિકારોનું પાલન કરાવવાની જે છૂટ નાગરિકને મળેલી છે, તેની પર પણ ૩૫૯મી કલમ અનુસાર અંકુશ મૂકી શકે છે. આવા હુકમ રાષ્ટ્રના પ્રાદેશિક વિભાગ માટે પણ થઈ શકે છે. પ્રમુખને આવા વટહુકમો બહાર પાડવાની સત્તા છે, તેમ છતાં એ હુકમો બહાર પાડ્યા પછી જેમ બને તેમ જલદીથી સંસદ સમક્ષ તેની જાણ માટે રજૂ કરવાના રહે છે, અને બે મહિના દરમિયાન સંસદની મંજૂરી લેવી આવશ્યક હોય છે. જો તે હુકમોનો અમલ ૭ માસ કે તેથી વધુ સમય ચાલુ રાખવો હોય તો દર ૭ ૭ મહિને સંસદની મંજૂરી અનિવાર્ય છે. આ રીતે તે કુલ ત્રણ વર્ષ સુધી જ આપણા અધિકારોનો અમલ મોકૂફ રાખી શકે, તેથી વધુ સમય નહિ. આ પ્રકારની

જોગવાઈથી એક રીતે પ્રમુખ પર સંસદનું કંઈક અંશે નિયંત્રણ આવતું લાગે છે. જો એમ હોય તો શા માટે? પ્રમુખને અપાયેલી અબાધિત સત્તાઓનો તે દુરુપયોગ ન કરે અથવા સરમુખત્યાર બની ન બેસે, અથવા તો તેનું સરમુખત્યારી વલણ અંકુશમાં રહે એવો કોઈ આશય વિચારી શકાય. સામાન્ય રીતે તો વડા પ્રધાનની સલાહ સૂચના અનુસાર પ્રમુખ આ સત્તાઓ વાપરે છે. એટલે તેને સંસદની સંમતિ તો મળવાની જ, તેમ છતાં કોઈ કાળે પ્રમુખ માથાભારે નીવડી ગમે તે રીતે એકહથ્થુ સત્તા ધારણ ન કરી બેસે, તેની સલામતીની દૃષ્ટિએ આની વ્યવસ્થા અયોગ્ય નથી લાગતી.

કટોકટીમાં આપણા અધિકારો પર સરકારની તરાપ આવે છે, એ તો નક્કી છે. નાગરિકસ્વાતંત્ર્યનું આ દૂષણ હોય તો પણ તે અનિવાર્ય છે. આનો અર્થ એ, કે રાજ્યના– વ્યાપક રીતે વિચારતાં પ્રજા તરીકે આપણા પોતાના જ–વિશાળ હિતમાં નાગરિક પોતાની સ્વતંત્રતા કામચલાઉ સમય માટે રાજ્યને ચરણે ધરે છે. આપત્તિમાંથી બચી જઈ ભાવિને વધારે વિકાસશીલ અને તેજસ્વી કરવા ખાતર તત્કાલ રાજ્યસત્તાના બળને વધારે બળવાન–શક્તિમાન કરવાની દૃષ્ટિએ આવાં નિયંત્રણોને સહી લેવાની આપણી એક ફરજ આપણે એ રીતે અદા કરીએ છીએ. આમ, અધિકારો સાથે ફરજની એક કડી જોડાઈ જાય છે.

આ બાબતમાં એક સૂક્ષ્મ વાત સ્પષ્ટ સમજવા જેવી છે. આ અધિકારો અને કાયદાઓ છેવટે તો સ્વાતંત્ર્યનાં કેવળ શાબ્દિક ખતપત્રો, paper-safeguard છે. લોકશાહીના, સાચા સ્વાતંત્ર્યના અનુભવનો મુખ્ય આધાર તો જાગ્રત લોકમાનસ પર છે. શાંતિમાં પણ જાગ્રત લોકમાનસના અભાવે, અધિકારો હોવા છતાં પણ, સ્વાતંત્ર્યનો અનુભવ, સ્વાતંત્ર્યનું ખમીર અને તેજસ્વિતા પ્રજા પ્રાપ્ત ન કરી શકે; તો બીજી તરફ યુદ્ધકાલીન કટોકટીમાં પણ જો જાગ્રત લોકમાનસ હશે, તો તે પ્રજા તરીકેની ખુમારી અને ગૌરવ, ભોગવેલા સ્વાતંત્ર્યનું ખમીર પણ પ્રગટાવ્યા વિના રહેશે નહિ. એટલે અધિકારોની જીવંતતા તો પ્રજાની નાડમાં, લોકમાનસની જાગ્રતિમાં રહેલી છે.

આ આખાય પ્રશ્નના અંતમાં હું એક બાબત કહેવાની આવશ્યકતા જોઉં છું. દિનપ્રતિદિન જ્યારે જગત સાંકડું થતું જાય છે, પ્રજાઓ પરસ્પર નિકટ આવતી જાય છે, દેશદેશના રાજકારણની અસર પરસ્પર તીવ્રતાથી અને ઝડપથી થતી જાય છે, તથા માત્ર દેશહિતની જ સંકુચિતતામાં નહિ પણ વિશાળ જગતના, સમગ્ર માનવજાતનાં કલ્યાણ અને હિતનું લક્ષ્ય દૃષ્ટિની વિશેષ ને વિશેષ નિકટ આવતું લાગે છે, સંયુક્ત રાષ્ટ્રોના હિત માટે સંઘ કામ કરે છે, વિશ્વસરકાર world government નાં સ્વપ્ન સેવાય છે, ત્યારે તેવા યુગમાં દેશ, ધર્મ, જાતિ કે રંગના ભેદ વિના માનવજાતના સર્વતોમુખી કલ્યાણને દૃષ્ટિમાં રાખી સંયુક્ત રાષ્ટ્ર સંઘે ૧૪ વર્ષો પૂર્વે, ૧૦ ડિસેમ્બર ૧૯૪૮ને દિવસે ઉચ્ચારેલા શબ્દો પ્રત્યેક દેશે અને જગતની સર્વ સત્તાઓએ અમલી કરવા કટિબદ્ધ થવું ઘટે. જો આપણે સાચા સંસ્કારી માનવ તરીકે જગતમાં જીવવું, ટકવું અને વિકસવું હોય, તો આ ઘોષણા સ્વીકારવી પડશે.

'A common standard of achievement for all peoples and all nations, to the end that every organ of society, keeping the declaration constantly in mind, shall strive by teaching and education to promote respesct for these rights and freedoms and by progressive measures,–national and international, to secure their universal and effective recognition and observance, both among the peoples of the Member States themselves and among the peoples of territories under their jurisdiction.'

## Books for Reference:


(1) An Introduction to Politics–R. H. Soltau
(2) Liberty in the Modern State–H. J. Laski
(3) A Grammar of Politics–H. J. Laski
(4) War and Civil Liberties–M. C. Setalvad
(5) Some Characteristics of Indian Constitution–Ivor Jennings


*

**ગુજરાત ઇતિહાસ સંદર્ભસૂચિ-ખંડ ૧: ગ્રન્થો** (સંયોજકો: પુરુષોત્તમ ના. ભટ્ટ, રસેશ ચ. જમીનદાર), **ખંડ ૨: અભિલેખો** (સંયોજક: પ્રવીણચંદ્ર ચિ. પરીખ), પ્રકાશક: ગુજરાત ઇતિહાસ પરિષદ, અમદાવાદ. ઈ. સ. ૧૯૬૨, પૃષ્ઠસંખ્યા ૫૭. કિંમત: બે રૂપિયા.

ગુજરાત, શ્રી મુનશીના શબ્દોમાં કહેવું હોય તો, નષ્ટ સામ્રાજ્યોની કબર છે અને એક સાંસ્કારિક વ્યક્તિ પણ છે. પણ ગુજરાતના વિશિષ્ટ વ્યક્તિત્વના વિવિધ તબક્કાઓને વીગતે જાણવા-સમજવાના સાધનો પરત્વે પ્રમાણમાં ઓછી જાગૃતિ જણાય છે. થોડા સમય પર, રણજિતરામ સુવર્ણચંદ્રક સ્વીકારતાં, ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રીએ ઉચિત રીતે જ યાદ આપેલી કે, હવે ગુજરાતનું રાજ્ય રચાયું છે ત્યારે તો આ પ્રદેશના સળંગસૂત્ર ઇતિહાસને શબ્દબદ્ધ કરવા અંગે કંઈક થવું ઘટે. ગુજરાત ઇતિહાસ પરિષદ દ્વારા પ્રકાશિત આ સંદર્ભસૂચિ એ દિશામાં ખરે જ આવકાર્ય છે. સૂચિના પ્રથમ ખંડમાં સાહિત્યિક સાધનોની નોંધણી કરવામાં આવી છે, જ્યારે દ્વિતીય ખંડમાં અભિલેખોની વર્ષવાર રજૂઆત કરવામાં આવી છે. પરિષદના પ્રમુખે આમુખમાં જ સ્પષ્ટ કર્યું છે તેમ આ સંદર્ભસૂચિના પહેલા ભાગમાં અપ્રસિદ્ધ ગ્રંથો કે પ્રસંગોપાત લખાયેલ લેખો વગેરેનો અને બીજા ભાગમાં સિક્કાલેખો વગેરેનો સમાવેશ કરાયો નથી. એ બધી 'સામગ્રી પછીના કોઈ ખંડમાં લેવાની રાખી છે.' વહેલી ને પહેલી તકે શેષ સામગ્રીઓની સૂચિ પ્રગટ થાય તેવી ઇચ્છા અસ્થાને તો નથી જ. તબક્કાવાર પ્રકાશનો દ્વારા સંપૂર્ણ સૂચિ ઉપલબ્ધ થયા પછી ગુજરાતના ઇતિહાસના સંશોધનને અધ્યયનક્ષેત્રે એક ભરોસાપાત્ર ભોમિયો મળી રહેશે. એ દિશામાં પહેલ કરવા માટે પરિષદના સંચાલકોને તથા સૂચિસંયોજકોને અભિનંદન!

*

**ક્રિકેટ રમવાની કળા**—લેખક: માધવ મંત્રી, પ્રકાશક: પરિચય ટ્રસ્ટ, મુંબઈ-૧. માર્ચ ૧૯૬૨, પૃષ્ઠસંખ્યા ૩૨. કિંમત: ૪૦ નયા પૈસા.

અંગ્રેજો ગયા. જાહેર સ્થાનો પરની એમની કેટલીયે પ્રતિમાઓ સંગ્રહસ્થાનની શોભા બની રહી છે. પણ અંગ્રેજોનું એક જીવંત સ્મારક આ દેશમાં છે અને રહેશે. તે એટલે ક્રિકેટ. પણ આ રમતની લોકપ્રિયતાના મુકાબલે એની શાસ્ત્રીય સમજ આપણે ત્યાં અતિશય ઓછી ગણાય. એટલે 'પરિચયપુસ્તિકા પ્રવૃત્તિ' તરફથી થયેલો આ પ્રયાસ સવિશેષ સત્કારપાત્ર છે. વળી, માધવ મંત્રી જેવા અનુભવી ખેલાડીની કલમે લખાવાથી 'ક્રિકેટ રમવાની કળા'નું મહત્ત્વ વધ્યું છે. બૅટની જેમ જ કલમ પર પણ મંત્રી પ્રભુત્વ ધરાવે છે, એની પ્રતીતિ તો એમણે ભારતયાત્રી ઑસ્ટ્રેલિયન ને પાકિસ્તાની ટીમોની રમતને આવરી લેતા અહેવાલ 'ઇન્ડિયન એક્સપ્રેસ' માટે લખેલા ત્યારની થયેલી છે. પ્રસ્તુત પુસ્તિકામાં ક્રિકેટની પરિભાષા પરિભાષા ઉપરાંત બૅટિંગ માટેની ડિફેન્સ, કટ, હૂક, ડ્રાઇવ, સ્વીપ આદિ રીતોની તેમ જ બાઉન્સર, યૉર્કર, સ્વિંગર, ગુગલી વગેરે બોલિંગની કરામતોની યથોચિત માહિતી આપવામાં આવી છે. રમતના મેદાનની ને અમ્પાયરની નિશાનીઓની રજૂઆત તો સચિત્ર કરવામાં આવી છે. વાચકે આટલું જ કહેવું રહ્યું: 'લવલી શૉટ!'

*

**ગાંધીજી શું કહી ગયા?** લેખક: મગનભાઈ દેસાઈ, પ્રકાશક: પરિચય ટ્રસ્ટ, મુંબઈ-૧. માર્ચ ૧૯૬૨, પૃષ્ઠસંખ્યા ૩૨. કિંમત ૪૦ નયા પૈસા.

'ખુદ અણુબૉમ્બ પણ જેનો નાશ ન કરી શકે એવી એક માત્ર ચીજ છે: અહિંસા!' જાપાનનાં બે નમણાં નગરો આણુવિક તાકાતનો શિકાર બન્યા અને અહિંસાની કારગતતા વિષે આશંકાઓ જાગી ત્યારે ગાંધીજીએ આમ કહેલું. આ એક જ વાક્ય, પોતાનાં વિશિષ્ટ દર્શન ને અભિગમમાં તથા તેની વ્યવહારક્ષમતામાં ગાંધીજીને રહેલી આત્મશ્રદ્ધા છતી કરે છે. સ્વદેશી ધર્મથી માંડીને ખાદી-ગ્રામોદ્યોગના પ્રજાકીય અર્થકારણ સુધી અને અનાસક્તિયોગથી આરંભીને સર્વધર્મ-સમભાવ સુધી, તેમજ કૉંગ્રેસની કામગીરીથી લઇને પોતાના દર્શનના 'મંદિરના કળશ' જેવો સત્યાગ્રહ —એમ વિવિધ ક્ષેત્રે પ્રત્યુત્પન્ન મતિથી વિચારનાર ને વર્તનાર આ લોકોત્તર વ્યક્તિનું ચાલક બળ શું હતું? આત્મદર્શનની અભીપ્સા. '...મારું રાજ્યપ્રકરણી ક્ષેત્રની અંદર ઝંપલાવવું પણ એ જ વસ્તુને આધીન છે.' વળી, ગાંધીજીની

વિશેષતા એ હતી, કે કોઈ રૂઢ આચાર યા શાસ્ત્રને જળોની જેમ વળગી રહેવાને બદલે, એક 'વ્યવહારદક્ષ આદર્શવાદી'ને છાજે એમ, એમણે સ્વતંત્ર વિચારપ્રતિભાથી કામ લીધું. એને પરિણામે, 'મંગળ પ્રભાત'માં વર્ણવાયેલ અસ્વાદ જેવું નવું વ્રત, અગર તો માત્ર ઇન્દ્રિયનિગ્રહ કરતાં અતિશય વ્યાપક એવું બ્રહ્મચર્યનું અર્થઘટન આપણને મળ્યું. ત્યારે સત્ય એટલે પરમેશ્વર એ આસ્થાને પ્રતીતિના ફળ રૂપે ગાંધી વિચાર અને આચારની જે જે છટાઓ ખીલી, એનું આ પુસ્તિકામાં વિદ્વાન લેખકે કરેલું નિરૂપણ સંક્ષિપ્ત છતાં સચોટ ને સરસ છે.

*

# નવનીત

## બ્રિટનની પ્રાથમિક શાળાની શિક્ષણપદ્ધતિ

બીજા દેશોમાં બાળકોના ફરજિયાત શિક્ષણનાં ૬ કે ૭ વર્ષની વયે થતા આરંભની સરખામણીમાં બ્રિટનમાં ૫ વર્ષની કુમળી વયે શરૂ થતી હોવાથી ૫ તથા ૬ વર્ષના બાળકો માટે અલગ બાલમંદિરોની વ્યવસ્થા હોય છે. બ્રિટનની અત્યંત સફળ નીવડેલી આ પદ્ધતિ બીજા દેશોમાં પણ અપનાવવામાં આવી છે. બ્રિટનની બાલમંદિરોની આ પદ્ધતિ શિક્ષણ ફરજીઆત બનતાં પહેલાં શરૂ થઈ હતી અને આ બાલમંદિરોમાં શિક્ષણ આપતા શિક્ષકો તૈયાર કરવાનું વિદ્યાલય પણ આજથી ૧૨૦ વર્ષ પહેલાં સ્થાપવામાં આવ્યું હતું.

### પુનર્વ્યવસ્થા

સ. ૧૯૪૪ના શિક્ષણ કાયદા મુજબ શિક્ષણની પુનર્વ્યવસ્થા કરવામાં આવતાં ૧૪ વર્ષ સુધીનાં બાળકો માટે પ્રાથમિક અને માધ્યમિક શાળાની પ્રથા અસ્તિત્વમાં આવી હતી અને સર્વ બાળકો પ્રત્યે એકસરખું સ્નેહપૂર્ણ લક્ષ આપવાનો સિદ્ધાંત અપનાવાતાં અલગ બાલમંદિરો બિનજરૂરી બની ગયાં હતાં. પરિણામે, હવે શિક્ષણશાસ્ત્રીઓ એવી માન્યતા વ્યક્ત કરવા લાગ્યા છે, કે શહેરી તથા ગ્રામવિસ્તારો માટે પણ વય મુજબ છ જુદાં જુદાં ધોરણોની પદ્ધતિ ખૂબ ઉપયોગી જણાશે. શાળાના શિક્ષણ પાછળ પ્રત્યેક બાળકને સરસ નાગરિક બનાવવાનો ઉદ્દેશ રહેલો હોવાથી બાળક શાળામાં સભરસમૃદ્ધ જીવન જીવી શકે તદર્થે દૈનિક કાર્યક્રમનું તે રીતે આયોજન કરવામાં આવે છે.

### અનેકવિધ કૌશલ્યોની જરૂર

બાળકો સમૃદ્ધ જીવન જીવી શકે તે હેતુથી દોડવા, કૂદવા અને ચડ-ઊતર કરવા શારીરિક કૌશલ્યની જરૂર પડે છે; જિજ્ઞાસા સંતોષવા આસપાસના અનેક પદાર્થોની નોંધ લેવા આંખના કૌશલ્યની, રસ પડતો હોય તેવા વિષયો અંગે માહિતી મેળવી શકાય તે માટે તે જાતના કૌશલ્યની, માતૃભાષા બોલવા તથા લખવાના કૌશલ્યની રંગ, માટી વગેરેના ઉપયોગ વડે સર્જનપ્રવૃત્તિ કરી શકાય તે જાતના કૌશલ્યની મળીને અનેકવિધ કૌશલ્યોની જરૂર પડે છે.

શાળાના શિક્ષણ પાછળ બાળકોને અમુક વિષયોનું અમુક પ્રમાણમાં જ્ઞાન આપવા કરતાં બાળકોના વ્યક્તિત્વના વિકાસનું જ ધ્યેય રહેલું હોવાથી શિક્ષકે પ્રત્યેક બાળકને વ્યક્તિગત શિક્ષણ આપવાની પદ્ધતિ તૈયાર કરવી રહી. પરિણામે, બાળકોનો સ્વાભાવિક રસ તથા જિજ્ઞાસાવૃત્તિ જાગ્રત થતાં શિક્ષણભૂખ ઊઘડીને બાળક શાળાની બહાર પણ સતત વિવિધ પ્રકારનું જ્ઞાન મેળવતું રહે છે. બ્રિટનના શિક્ષકોને એમ લાગે છે, કે હવે તેમની પાસે શિક્ષણ લેતાં બાળકો વધારે સજાગ તથા જવાબદારીની ભાવનાવાળાં હોય છે. હાલમાં શિક્ષણક્ષેત્રે થઈ રહેલા ફેરફારો માટે કશી પણ તાર્કિક દલીલો નહિ પરંતુ ઉપરના પ્રત્યક્ષ અનુભવો જ કારણભૂત છે.

### પ્રવેશ માટે પરીક્ષા

બાળકો ૧૧ વર્ષનાં થતાં તેમને માધ્યમિક શાળામાં દાખલ થવા બુદ્ધિશક્તિની પરીક્ષા તેમજ અંગ્રેજી, ગણિત વગેરે વિષયોની પરીક્ષામાં પસાર થવું પડે છે. આ પરીક્ષાપદ્ધતિને લીધે પ્રાથમિક શાળાના શિક્ષણ પર અવળી અસર થતી હોવાથી તેની સામે દેશભરમાં જબરો ઊહાપોહ ચાલુ છે. વિરોધ કરનારાઓની દલીલ એવી છે, કે બાળકોનાં બુદ્ધિશક્તિને લક્ષમાં લઈ ને તેમને સ્વતંત્ર રીતે અભ્યાસ કરવા દેવામાં આવે તો તેઓ ઘણું જ્ઞાન મેળવી

[અનુસંધાન પૂઠા ૩ ઉપર

name that spells quality

Quality has its price, but it is economical in the long run.

You can be sure of quality and a smart turnout when you select your clothing material from among the wide range of long-lasting, sanforized cotton fabrics, manufactured by Shri Ambica Mills Ltd.

**SHRI ambica MILLS LTD. AHMEDABAD**
registered user of the trade mark



'SANFORIZED'

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક

> 'અનાગ્રહી અને અસંગ્રહી કદી દુઃખી ન થાય.
> અનાગ્રહીને સાચું તે મારું.
> અસંગ્રહીને સૌને આપ્યું તે સારું.
> અનાગ્રહ વિશ્વપ્રેમથી આવે.
> અસંગ્રહ વિભુ-વિશ્વાસથી આવે.'
>
> કૃષ્ણશંકર શાસ્ત્રી
>
> ['નકલંક મોતી'–પ્રકાશક: શ્રી જીવનમણિ સદ્‌વાચન-માળા ટ્રસ્ટ, અમદાવાદ, સને ૧૯૬૧. પૃષ્ઠ ૩૪]

વર્ષ ૨
અંક ૧૦
મે · ૧૯૬૩

સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

name that spells quality

Quality has its price, but it is economical in the long run.

You can be sure of quality and a smart turnout when you select your clothing material from among the wide range of long-lasting, sanforized cotton fabrics, manufactured by Shri Ambica Mills Ltd.

SHRI **ambica** MILLS LTD. AHMEDABAD

registered user of the trade mark



'SANFORIZED'

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક



‘અનાગ્રહી અને અસંગ્રહી કદી દુઃખી ન થાય.
અનાગ્રહીને સાચું તે મારું.
અસંગ્રહીને સૌને આપ્યું તે સારું.
અનાગ્રહ વિશ્વપ્રેમથી આવે.
અસંગ્રહ વિભુ-વિશ્વાસથી આવે.’

કૃષ્ણશંકર શાસ્ત્રી

[‘નકલંક મોતી’–પ્રકાશક : શ્રી જીવનમણિ સદ્‌વાચન-
માળા ટ્રસ્ટ, અમદાવાદ, સને ૧૯૬૧. પૃષ્ઠ ૩૪]

વર્ષ ૨
અંક ૧૦
મે · ૧૯૬૩
સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

**અભ્યાસ** સંપાદક : પુરુષોત્તમ ગણેશ માવળંકર

વર્ષ ૨ · અંક ૧૦
મે
૧૯૬૩

## અનુક્રમ

નૈવેદ્ય ૩૩૮ એ. જી. ભટ્ટ
રોજનીશીમાંથી ૩૪૧ ગણેશ વાસુદેવ માવળંકર
ભારતના સાંસ્કૃતિક ઇતિહાસની રૂપરેખા-૬ ૩૪૪ જયદેવ મો. શુક્લ
વાચન પૂઠાના ત્રીજે પાને

*

## સંપાદકના બે બોલ

'અભ્યાસ'નો આ અંક ૨૪ પાનાંનો છે એમાં મે મહિનાની ઉનાળાની રજાઓની અસર કદાચ કારણભૂ[illegible] હશે. આબોહવા પ્રમાણે અંકની પૃષ્ઠ સંખ્યા પણ સુકાએલી લાગશે! આમે ય, અભ્યાસના બીજા વર્ષમ[illegible] દર મહિને સરેરાશ ૪૦ પાનાં જ આપી શકાયાં છે. પહેલે વર્ષે પ્રતિમાસ ૫૦ પાનાં આપ્યાં હતાં. પરંતુ એકંદરે વધતી મોંઘવારી અને પ્રથમ વર્ષમાં સંપાદકને ફાળે આવેલ હજારો રૂપિયાની ખોટ જોતાં આ[illegible] [illegible]ભ્યાસ'નાં પાનાં ઘટાડ્યા સિવાય બીજો ખાસ ઉપાય નહોતો.

[illegible] વિશિષ્ટ સામગ્રી વડે અને વધુ પૃષ્ઠો સાથે પ્રસિદ્ધ કરવાની ઉમેદ છે.

*



[illegible] સેટ રૂપિયા પાંચ.
બીજા વર્ષમાં [illegible] ... માવળંકર, 'પ્રગતિ', ૧૫ મહારાષ્ટ્ર સોસાયટી, અમદાવાદ-૬ એ
આવતો [illegible] ...ના નામનો લખવો, એવી વિનંતી છે. રજીસ્ટર ટપાલ લવાજમ 'અભ્યાસ
[illegible] ... ય છે
[illegible] ...પૂરા સેટ ઉપલબ્ધ છે. સેટની કિંમત દસ રૂપિયા.

# નૈવેદ્ય

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम्॥

भगवद्गीता, अ. ३-३७।

**ભાવાર્થ:** રજોગુણમાંથી ઉદ્ભવ પામેલો આ કામ જ ક્રોધરૂપ છે. તે ઘણું ભક્ષણ કરનારો અને મહાપાપી છે; તેને જ તું આ સંસારમાં શત્રુ જાણ.

**નોંધ:** ભગવદ્ગીતાના આ શ્લોકમાં પાપમાં પ્રેરનાર કામના સ્વરૂપ અને તેના પ્રભવસ્થાનનો નિર્દેશ કર્યો છે. અર્જુનને જે પ્રશ્ન અત્યંત પજવે છે તે પાપનો પ્રશ્ન (The problem of sin) છે. શત્રુઓથી ડરી જઇને કે પોતાની શક્તિમાંથી વિશ્વાસ ગુમાવીને તે યુદ્ધથી વિમુખ થવા તત્પર થતો નથી; પાપનો ડર જ તેને શસ્ત્રસંન્યાસ કરવા પ્રેરે છે. અર્જુન પાપભીરુ છે; યુદ્ધથી ઉત્પન્ન થતા અનર્થો તેને કંપાવી મૂકે છે. યુદ્ધમાં જે મહારુદ્ર કાળનું તાંડવ થાય છે તેમાં અસંખ્ય મનુષ્યો મૃત્યુના મુખમાં હોમાય છે અને તે દૃશ્ય સહૃદય માનવના ચિત્તમાં ભારે વ્યથા, ઘૃણા અને વૈરાગ્ય ઉત્પન્ન કરે છે. અર્જુનમાં માનવતાનો અપૂર્વ વિકાસ થયો છે આથી તે યુદ્ધમાં થનારી સંહારલીલાનો વિચાર કરતાં દારુણ દુઃખ અનુભવે છે. આ યુદ્ધમાં મહાનુભાવ ગુરુજનો અને સ્વજનોનો વધ કરી તેમના લોહીથી ખરડાયેલા ભોગ ભોગવવા કરતાં ભિક્ષા માગીને જીવનનિર્વાહ કરવો તેને વધારે ઇષ્ટ લાગે છે. સ્વજનવધ કેવું મોટું પાતક છે અને તેમાંથી કેવાં અનિષ્ટોની પરંપરા જન્મે છે એ વિચારતાં તેને અકથ્ય વેદના થાય છે. બાંધવો પ્રત્યેનું મમત્વ તેના હૃદયને કરુણાથી ભરી દે છે, તેનાં અંગો શિથિલ થઈ જાય છે, શરીરમાં ધ્રુજારી થાય છે અને મન ભમતું હોય તેમ તેને લાગે છે. સ્વજનોનો યુદ્ધમાં વિનાશ કરવામાં તેને કોઈ શ્રેય લાગતું નથી. તે કહે છે: 'स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव।'—'માધવ! સ્વજનોનો વધ કરી અમે કેમ સુખી થઇએ? લાક્ષાગૃહને આગ લગાડીને, ભીમસેનના અન્નમાં વિષ ભેળવીને દ્યૂતમાં દ્રવ્ય અને રાજ્યનું હરણ કરીને તથા સભામાં દ્રૌપદીનું અસહ્ય અપમાન કરીને કૌરવો પાંડવોના આતતાયી તરીકે પુરવાર થયા છે અને આતતાયીઓનો નાશ કરનારને દોષ લાગતો નથી એવું ધર્મશાસ્ત્રનું વિધાન છે (नाततायिवधे दोषो हन्तुर्भवति कश्चन।—मनु०) છતાં અર્જુન તો યુદ્ધમાં થનારા કુલના નાશને મહાન પાપ જ લેખે છે અને પોતાનો વિચાર સ્પષ્ટ દર્શાવતાં કહે છે: 'निहत्य धार्तराष्ट्रान्नः का प्रीतिः स्याज्जनार्दन। पापमेवाश्रयेदस्मान्हत्वैतानाततायिनः॥ गीता, २-३६।'—'જનાર્દન! ધૃતરાષ્ટ્રના પુત્રોનો વધ કરીને અમને શો આનંદ થાય? આ આતતાયીઓને મારીને અમને પાપ જ લાગે.' યુદ્ધમાં થનારા સગાં-સ્નેહીઓના વધથી ભયંકર પાપ જ લાગે એવો વિચાર તેના મનમાં જડ ઘાલીને બેઠો છે એટલે વારંવાર તે તેનો પાપનો ડર વ્યક્ત કરે છે. કુલક્ષયથી મહાન દોષ થશે, મિત્રદ્રોહથી પાતક લાગશે એવો ભય દર્શાવતો તે કહે છે: 'अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम्। यद्राज्यसुखलोभेन हन्तुं स्वजनमुद्यताः॥ गीता, १-४५॥'—'અરેરે! અમે મોટું પાપ કરવા ઉદ્યત થયા છીએ, કેમ કે રાજ્યસુખના લોભે બાંધવોને હણવા તત્પર થયા છીએ!' અર્જુનને જે પ્રશ્ન મૂંઝવે છે તે પ્રશ્ન જેનામાં માનવતાનો, સંસ્કારિતાનો, સભ્યતાનો ઉદય થયો હોય તેવા વિચારશીલ મનુષ્યને ઘણી વાર મૂંઝવે એ સ્વાભાવિક છે. જે મનુષ્યમાં કૃતજ્ઞતા, પ્રેમ, ક્ષમા, અનુકંપા, સહાનુભૂતિ વગેરેનો વિકાસ થયો હોય, જે પોતાના કાર્યથી અન્યનું અહિત ન થાય એવી સતત કાળજી રાખવા મથતો હોય, તેના મનમાં અનેક વાર અર્જુનને થઈ તેવી વૃત્તિનો ઉદય થાય છે. જે કાર્ય અને અકાર્યનો વિવેક કરવાનો પ્રામાણિક પ્રયત્ન કરે છે, જે આચરણની વિશુદ્ધિ માટે આગ્રહ સેવે છે, તેની માનસિક મૂંઝવણનો કેટલીક વાર પાર રહેતો નથી. ઘણી વાર એવી પરિસ્થિતિ રચાય છે, જેમાં મનુષ્ય કાર્યને અકાર્ય અને અકાર્યને કાર્ય માની ઘણી ભૂલ કરી બેસે છે. અર્જુન સ્વજનવધના પાપથી ડરીને યુદ્ધરૂપી કર્તવ્ય-કર્મનો ત્યાગ કરવા તત્પર થાય છે અને કર્મ અને અકર્મના વિવેક માટે

શ્રીકૃષ્ણનું શરણ યાચે છે. અંતે કૃષ્ણનો ઉપદેશ પામી તે સ્વધર્મમાં પ્રવૃત્ત થાય છે. અર્જુનની માફક કાર્ય અને અકાર્યના વિષયમાં મથામણ અનુભવતો મનુષ્ય અંતર્યામીને શરણે જતા સાચુ માર્ગદર્શન પામી સ્વધર્મમાં પ્રવૃત્ત થાય છે.

પાપના ભયથી અર્જુન યુદ્ધરૂપી કર્મનો ત્યાગ કરવા તત્પર થાય છે પણ તેથી તે અન્ય કર્મ કર્યા વિના રહી શકવાનો નથી. જે દેહધારી છે તે કર્મનો સંપૂર્ણપણે ત્યાગ કરી શકતો નથી. (न हि देहभृता शक्य त्यक्तुं कर्माण्यशेषतः। गीता० १८–११) જ્યા સુધી મનુષ્ય જીવે છે ત્યાં સુધી ઊઠવુ, બેસવું, સૂવુ, ખાવુ, પીવું વગેરે કોઈ ને કોઈ કર્મ તે કરતો રહે છે જ; તે સમસ્ત કર્મોનો ત્યાગ કરી શકતો નથી. ગીતામા દર્શાવ્યું છે તે પ્રમાણે न हि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत्। कार्यते ह्यवशः कर्म सर्व. प्रकृतिजैर्गुणैः॥'—'કોઈ પણ વ્યક્તિ કોઈ પણ સમયમાં એક ક્ષણમાત્ર પણ કર્મ કર્યા વિના રહી શકતી નથી. પ્રકૃતિના ગુણોદ્વારા સહુ કોઈને અવશપણે કર્મ કરવું જ પડે છે.' આ સાથે એ પણ ધ્યાનમાં રાખવા જેવું છે, કે જે કોઈ ક્રિયા થાય છે તે દોષથી ઢંકાયેલી છે. सर्वारम्भा हि दोषेण धूमेनाग्निरिवावृताः॥ गी० १८—४८।'—'સર્વ કર્મો ધૂમથી અગ્નિની માફક ઢકાયેલાં છે'. કોઈ પણ ક્રિયા થતાં દોષ ઉત્પન્ન થવાનો–હિંસા થવાનો સંભવ રહ્યા જ કરે છે. બેસતાં, ઊઠતાં, ખાતાં, પીતાં અને શ્વાસોચ્છ્વાસ લેતાં પણ જંતુહિંસા થયા વિના રહેતી નથી. યુદ્ધ ક્ષત્રિયનું સહજ કર્મ છે. તે સહજ કર્મમાં હિંસા રહેલી હોવાથી તેનો ત્યાગ કરી ભિક્ષા દ્વારા નિર્વાહ કરવાથી ઉપર દર્શાવ્યું તે પ્રમાણે હિંસામાંથી સર્વાંશે મુક્ત થઈ શકાય તેમ નથી. આ વાત સ્પષ્ટપણે સમજાવી કર્મ કરવા છતા પાપ ન લાગે તેવો નિષ્કામ કર્મયોગનો માર્ગ કૃષ્ણ દર્શાવે છે.

મનુષ્યને પાપ કરવામાં કોણ પ્રેરે છે એવો અગત્યનો પ્રશ્ન અર્જુન કૃષ્ણને પૂછે છે:

अथ केन प्रयुक्तोऽयं पापं चरति पुरुषः।
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः॥
३–३६।

કૃષ્ણ! મનુષ્ય પોતે ઇચ્છતો ન હોય છતાં બળાત્કારે નિયુક્ત થતો હોય તેમ કોનાથી પ્રેરાઈને પાપ કરે છે?

કૃષ્ણ તેનો પ્રત્યુત્તર આપે છે:

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम्॥
३–३७।

મનુષ્યને પાપમાં પ્રેરનારો, રજોગુણમાંથી ઉદ્ભવ પામેલો કામ જ છે અને આ કામ જ ક્રોધરૂપ છે. તે મહાભક્ષક અને મહાપાપી છે, તેને તું આ સંસારમાં શત્રુ જાણ.

મનુષ્યને પાપમાં પ્રેરનાર કામ છે. તે મહાભક્ષક છે ને કદી તૃપ્ત થતો નથી, પણ જેમ જેમ વિષયનો ઉપભોગ કરવામાં આવે છે તેમ તેમ તે વૃદ્ધિ પામે છે. વિષયભોગની પ્રબળ ઇચ્છાને કામ કહેવામાં આવે છે અને તે મનુષ્યને યોગ્ય અને અયોગ્યનો વિવેક ભુલાવી વિષયભોગમાં પ્રેરે છે. આ કામ રાગ નામની વૃત્તિમાથી ઉત્પન્ન થાય છે અને તે વૃત્તિ વિષય સન્મુખ થતાં મનુષ્યને તેના તરફ આકર્ષી કામ ઉત્પન્ન કરે છે. આ કામ મનુષ્યના જ્ઞાનને, સત્ અને અસત્ના વિવેકને ઢાંકી દે છે. કામ જ્યારે સંતોષાતો નથી ત્યારે ભયંકર ક્રોધમાં પરિણમે છે અને મનુષ્યને હિંસામાં પ્રવૃત્ત કરે છે. આથી કામ જ ક્રોધરૂપ છે એમ કહેવામાં આવ્યું છે. આ કામ પાપનું મૂળ છે. તેમાંથી અનેક પ્રકારના અનર્થો ઉત્પન્ન થાય છે. કામ એ અંતઃકરણનો મળ છે. ગીતામાં દર્શાવ્યું છે તેમ–'धूमेनाव्रियते वह्निर्यथादर्शो मलेन च। यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम्॥ ३–३८।—'જેમ ધુમાડાથી અગ્નિ અને મેલથી અરીસો ઢકાઈ જાય છે તેમ કામ વડે જ્ઞાનીનું જ્ઞાન આચ્છાદિત થાય છે.' કામરૂપી મેલથી ઢકાયેલા અંતઃકરણના અરીસામા પ્રતિબિમ્બિત થયેલા ચિદાત્માનું સ્વરૂપ પ્રકાશિત થતું નથી. આથી કામને મનુષ્યનો મહાન શત્રુ ગણવામાં આવ્યો છે. આ કામને જ મહાપાપી કહેવામાં આવ્યો છે, કેમ કે તે મનુષ્યનું સારાસારનું ભાન ભુલાવી દઈ તેને અધોગતિમાં પ્રેરે છે. કામાવિષ્ટ વ્યક્તિ અસત્ય, નિંદા, અનેક પ્રકારના પ્રપંચ વગેરે કરવા પ્રેરાય એ સંભવિત છે અને કામ તૃપ્ત ન થતાં ક્રોધાવિષ્ટ થઈ માનાર્હ ગુરુજનનું અપમાન કરવા પ્રેરાય

કે કોઈની હિંસા કરવા પ્રેરાય એ પણ સંભવે છે.

ઉપર દર્શાવ્યું તે પ્રમાણે કામ મનુષ્યને પાપમાં પ્રેરે છે. જો સકામ પ્રવૃત્તિ ન કરતાં નિષ્કામ ભાવે કર્મ કરવામાં આવે તો ચિત્તની શુદ્ધિ થાય છે અને પાપ લાગતું નથી. સકામ કર્મ તેનું સારું-નરસું ફળ ઉત્પન્ન કરી મનુષ્યને જન્મ-મરણરૂપી સંસારના બંધનમાં નાખે છે. રાગ-દ્વેષ વિના કરવામાં આવતું કર્મ બંધનકર્તા થતું નથી. જે કર્મ ફલાસક્તિ વિના કરવામાં આવે છે તેનાથી અંતરની શુદ્ધિ જ થાય છે અને પાપ લાગતું નથી.

ધર્મ અને ન્યાયના સંરક્ષણ માટે કરવામાં આવતા યુદ્ધને ધર્મ્ય યુદ્ધ કહેવાય છે. અર્જુન ફળમાં આસક્તિ ન રાખતાં કૌરવો સામે ધર્મ્ય સંગ્રામ કરે તો તેને કોઈ પાપ લાગવાનો સંભવ નથી; કેમ કે સકામ ભાવ જ પાપમાં પ્રેરે છે ને સંસારના બંધનમાં નાખે છે. જો અર્જુન ધર્મ્ય યુદ્ધ ન કરે તો સ્વધર્મ અને કીર્તિને ખોઈ પાપમાં પડશે એમ તેને સ્પષ્ટ કહેવામાં આવ્યું છે. અનાસક્ત ભાવે યુદ્ધ કરતાં પાપ લાગવાનો ભય નથી જ એવું પ્રતીતિજનક વિધાન કરતા કૃષ્ણ તેને યુદ્ધમાં પ્રેરે છે—

सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ।
ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि॥ २–३८।

સુખ-દુઃખ, લાભ-હાનિ, જય-પરાજયને સમાન માની તું યુદ્ધ કર. એ રીતે યુદ્ધ કરવાથી તને પાપ લાગશે નહિ.

'कर्मणा बध्यते जन्तुर्विद्यया च विमुच्यते' 'કર્મથી મનુષ્ય સંસારના બંધનમાં પડે છે અને વિદ્યાથી—આત્મજ્ઞાનથી મુક્તિ પામે છે' એવો નિયમ છે; પરંતુ તે નિયમ કામ્ય કર્મને લાગુ પડે છે, નિષ્કામ કર્મને નહિ. યજ્ઞભાવનાથી કરેલું કર્મ પાપનો ક્ષય કરે છે. કામ્ય કર્મ પુણ્ય કે પાપરૂપી ફળ ઉત્પન્ન કરી જન્મ-મરણરૂપ સંસારના બંધનમાં નાખે છે. પણ જે કર્મ યજ્ઞભાવનાથી કરવામાં આવે છે, પરમેશ્વરના આરાધન માટે કરવામાં આવે છે તે બંધનકર્તા થતું નથી. ફલેચ્છા વિના કરવામાં આવતું કર્મ બંધક થતું નથી.

'હે ગોવિંદ! આ બધું તારું જ છે અને તે તને અર્પણ કરું છું.' 'त्वदीयं वस्तु गोविन्द तुभ्यमेव समर्पये' અથવા 'જે કાંઈ મેં કર્યું અથવા હું કરીશ તે બધું મેં કર્યું નથી, તેં જ તે બધું કર્યું છે અને તેના ફળનો ભોક્તા પણ તું જ છે' 'यत्कृतं यत्करिष्यामि तत्सर्वं न मया कृतम्। त्वया कृतं तु फलभुक्त्वमेव मधुसूदन॥'—એવી ભાવનાથી કરવામાં આવેલું કર્મ બંધનકર્તા થતું નથી.

કામ પાપમાં પ્રેરનાર છે અને તે જ ક્રોધરૂપ છે એવો નિશ્ચય કર્યા પછી તેનો નિવાસ ક્યાં છે એ જાણવું જરૂરી છે; કેમ કે શત્રુનો નાશ કરવા માટે તેનું નિવાસ-સ્થાન જાણવું મહત્ત્વનું છે. આથી ગીતામાં દર્શાવવામાં આવ્યું છે કે ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ કામનાં અધિષ્ઠાન છે અને તેઓ દ્વારા આત્મજ્ઞાનને ઢાંકી દઈને તે કામ દેહીને મોહિત કરે છે. કામ જ મનુષ્યને જે આત્મા નથી તેમાં આત્મબુદ્ધિ કરાવે છે. કામને લીધે જ મનુષ્ય પોતે સત્, ચિત્ અને આનંદ સ્વરૂપ અવિનાશી આત્મા હોવા છતાં શરીરને આત્મા માની વિષયોનું ચિંતન કરી તેમાં આસક્ત થાય છે. આ દુર્જય કામને જીતવા માટે પ્રથમ ઇન્દ્રિયોનો નિરોધ કરી મન અને બુદ્ધિનું નિયમન કરવું જરૂરી છે. કામ અતિ બળવાન શત્રુ છે માટે તેને જીતવા માટે તેના કરતાં વધારે શક્તિમાનનો આશ્રય લેવો આવશ્યક છે. આથી ઇન્દ્રિયો, મન અને બુદ્ધિથી પણ વધારે બળવાન એવા સર્વસમર્થ પરમેશ્વરનો આશ્રય લઈ કામરૂપી શત્રુનો નાશ કરવાનું આ પ્રમાણે વિધાન કરવામાં આવ્યું છે:

एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना।
जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम्॥ ३–४३।

હે મહાબાહુ! આત્માને બુદ્ધિથી પર જાણી, સ્થિર બુદ્ધિ વડે મનને આત્મનિષ્ઠ કરી દુર્જય કામરૂપી શત્રુનો વિધ્વંસ કર.

પરમાત્માની શરણાગતિ પાપનાશનો અચૂક ઉપાય છે. સર્વ પાપીઓથી પણ ચડિયાતા પાપીને માટે ઈશ્વરની શરણાગતિ પાપમુક્તિનો ઉત્તમ માર્ગ છે. જે ઈશ્વરને સાચા હૃદયથી શરણે જાય છે તેના પર અનુગ્રહ કરી ઈશ્વર જ જાજ્વલ્યમાન જ્ઞાનપ્રદીપ વડે તેના અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરે છે. અત્યંત દુરાચારીને પણ અંધકારમાંથી પ્રકાશમાં જવાનો માર્ગ સૂચવતા ગીતાના આ શ્લોકમાં અપૂર્વ પ્રેરક બળ રહેલું છે:

अपि चेदसि सर्वेभ्यः पापेभ्यः पापकृत्तमः।
सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि॥ ४–३६।

જો તું સર્વ પાપીઓથી પણ અધિક પાપી હશે તો પણ જ્ઞાનરૂપી નૌકાવડે સમગ્ર પાપ-સાગરને તરી જઈશ.

અનન્ય ભક્તિરૂપી પારસમણિનો સ્પર્શ થતાં અત્યંત દુરાચારી પણ મહાત્મા બની જાય છે. નીચેના શ્લોકોમ કેવો ભવ્ય અને અમર આશાવાદ સમાયો છે!

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक्।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः॥
क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छान्तिं निगच्छति।
कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति॥
૯–૩૦, ૩૧

અત્યંત દુરાચારી પણ અનન્ય પ્રેમથી જો મને ભજે તો તેને સાધુ જ ગણવો જોઈએ; કેમ કે તેણે (ઈશ્વર સર્વેના સ્વામી, ઉદ્ધારક, સર્વજ્ઞ, સુહૃદ અને પરમ કરુણાળુ છે એવો) સારો નિશ્ચય કર્યો છે. તે શીઘ્ર ધર્માત્મા થાય છે, શાશ્વત શાન્તિ પામે છે. કૌન્તેય! તું પ્રતિજ્ઞા કર કે મારો ભક્ત કદી પણ નાશ પામતો નથી.

ઈશ્વરની સાચી શરણાગતિ સ્વીકાર્યા પછી નિરાશાને કાંઈ સ્થાન રહેતું નથી; કેમ કે અનન્યભાવે શરણે આવેલા સાધકને તેનાં સર્વપાપોમાંથી મુક્ત કરવાનું વચન ઈશ્વરે સ્વયં આપ્યું છે. આ સંદર્ભમાં ગીતાનો આ શ્લોક ન ભુલાય તેવો છે–

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज।
अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः॥
૧૮–૬૬।

તું સર્વ ધર્મોનો પરિત્યાગ કરી મને જ શરણે આવ. હું તને સર્વ પાપોમાંથી મુક્ત કરીશ, શોક કરીશ નહિ.

અંતે કૃષ્ણને અનન્ય ભાવે શરણે જઈ તેમના આદેશ પ્રમાણે નિષ્કામભાવે સ્વધર્મનું આચરણ કરવાથી અર્જુનને કોઈ દોષ લાગવાનો સંભવ નથી એવું પ્રતિપાદન થાય છે.

ब्रह्मण्याधाय कर्माणि सङ्गं त्यक्त्वा करोति यः।
लिप्यते न स पापेन पद्मपत्रमिवाम्भसा॥ ५–१०।

ફળની કામનાનો ત્યાગ કરી, કર્તા, કારયિતા, ભોક્તા, ભોજયિતા ઈશ્વર જ છે એવી ભાવના કરી જે કર્મ કરે છે તે જેમ કમળપત્ર જળથી લેપાતું નથી તેમ પાપથી લેપાતો નથી.

[લેખક અને સંપાદક: એ. છ. ભટ્ટ, સંસ્કૃતના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

# રોજનીશીમાંથી

ગણેશ વાસુદેવ માવળંકર

### તા. ૧૨ સપ્ટેંબર ૧૯૪૭, શુક્રવાર

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રવાચન. રોજનીશીલેખન. પછી કેટલાક કાગળો. ચિ. બાળના લગ્ન અંગેના તથા બીજા. ૧૧ થી ૧૨ શ્રી. ચિમનલાલ મોદી અને ચંદુલાલ શાહ આવ્યા હતા. 'એજ્યુકેશન સોસાયટી'ને એમણે કરી આપવાના કરારનો મુસદ્દો ચર્ચ્યો. આ લોકો ખૂબ જ સમય લે છે. ખેર.

આજે એક પાટીદાર યુવાન ગૃહસ્થ મળ્યા. નોકરી કરે છે. પણ અમદાવાદિયાનુ રેશન લેવાના પૈસા નથી. મારી પાસે—— તા. બીજા એક વણિક ગૃહસ્થનો આવો જ કાગળ આવ્યો હતો. આ સ્થિતિની મને દયા આવે છે. પેટમાં ખળભળાટ થાય છે. પણ હું એકલો શું અને કેટલું કરવાનો? આ સાર્વત્રિક સ્થિતિ છે!

... લોકો સમજીને જો ખર્ચ ઓછો કરે તો વધેલા પૈસા આવા લોકોને આપવા એમ બનું થાય છે. પણ ઉપાય શો? ... પુસ્તકો માટે ખર્ચ કરે છે એનું મને દુઃખ નથી. એમાં પણ મર્યાદા જોઈએ. દરેક સારું પુસ્તક સારું છે માટે જ લેવા જઈશું તો કેટલાં પુસ્તકો લઈ શકાય? ...... પૈસાના સંગ્રહની દૃષ્ટિથી મને લોભ નથી. પૈસો એ સાધ્ય નહિ પણ સાધન છે. ... ખેર.

ભોજનોત્તર...... પછી પરચૂરણ વાચન. "મૌજ"નો રૌપ્ય મહોત્સવ અંક ઠીક લાગે છે. શ્રીયુત ન.ર. ફાટકનો લખેલો "ગયાં ૨૫ વર્ષની વૃત્તપત્ર સંસ્થા" વિષેનો લેખ જોયો માહિતીપૂર્ણ અને માર્મિક છે.

૩ વાગ્યાથી કામ પર. શ્રી. ઇંદ્રવદન 'લોકપ્રકાશન'ના કામ અંગે આવ્યા હતા. બૅંક પાસેથી લેવાની લોન, સામાન્ય પૉલિસી એ વિષે ચર્ચા થઈ.

પછી "व्यापार व उद्योग" નામના નવા માસિક માટે લેખ શરૂ કર્યો હતો તે પૂરો કર્યો. આબરૂ–શાખ અને સહકારી વૃત્તિ એ બે ચીજો વેપારમાં મુખ્ય છે તે મહારાષ્ટ્રીયનોએ આત્મસાત્ કરવી જોઈએ એ મુખ્ય મુદ્દાઓ. ત્યાર બાદ પરચૂરણ કામો. વિઠ્ઠલ કન્યા વિદ્યાલયને રૂપિયા ૫૦૧ (પાંચસો એક)નો ચેક આપ્યો.

કપડવંજના શ્રી ... આવ્યા હતા. એક ... અને એના બે ... ને સરકારે suspend કર્યા છે એ અંગે મારે કાંઈક દરમિયાનગીરી કરવી એમ કહેવા સારુ આવ્યા હતા. શ્રી...... જેવા અહંમન્ય અને તોછડા ગૃહસ્થને કશું પણ કહેવાની મારી વૃત્તિ નથી, મારું સ્વમાન હું ગુમાવવા ઇચ્છતો નથી એમ મેં એમને સ્પષ્ટ કહ્યું. એમને પણ એ વાત ગળે ઊતરી. "જોઈશ" એમ મોઘમ કહીને આ ભાઈને આશામાં રાખવા એ છેતરપીંડી થઈ કહેવાય એમ મને લાગે છે. ઠીક.

કોટડિયા નામના ભાઈ એમની ફાર્મસીની બાબતમાં સલાહ પૂછવા આવ્યા હતા. શ્રી. શંકરભાઈ પટેલ (કુબેરદાસના tenant પૈકી) મારી લવાદી વિષે કેટલાક મુદ્દાઓની સ્પષ્ટતા કરવા સારુ આવ્યા હતા! મારો ચુકાદો બરાબર છે, પણ ગરબડ કરવાનો હેતુ.

ચાલતો ભદ્રમાં ગયો. પાછો આવીને ભોજનોત્તર શ્રી. વલ્લભભાઈનું વાયુપ્રવચન સાંભળ્યું. પછી પરચૂરણ વાચન અને વિશ્રાંતિ

## તા. ૧૩ સપ્ટેંબર ૧૯૪૭, શનિવાર

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રવાચન. રોજનીશીલેખન. પછી ...... કાગળો લખાવ્યા. પરચૂરણ કામો. 'ગુજરાત સમાચાર' માટે લેખ લખવામાં બાકીનો વખત.

ભોજનોત્તર પરચૂરણ વાચન, "મૌજ" અંક વગેરે. પછી આરામ. બે વાગ્યાથી કામની શરૂઆત. 'ગુજરાત સમાચાર' માટેનો લેખ થોડો આગળ લખ્યો. શ્રી. વિક્રમ સારાભાઈની લેબૉરેટરી વિષેનો કરાર જોયો. એમના કાગળ પર વિચાર કર્યો અને શા ફેરફાર કરવા તે કરાવ્યું. આશ્રમના કામ માટે (હરિજન ચમડાના તાબામાંની ઓરડીઓ ખાલી કરાવવાની બાબતમાં કાયદેસર પગલાં લેવાના કામ માટે) શ્રી. નાણાવટી વકીલ આવ્યા હતા. રંગપુર બોધાની જમીનની બાબતમાં શ્રી. કુબેરદાસ આવ્યા હતા. શ્રી. વિક્રમ સારાભાઈ જોડે Physical Research Laboratoryના દસ્તાવેજ (કરાર) અંગે ચર્ચા કરી. થોડું પરચૂરણ કામ.

ચાલતો જ ભદ્રમાં ગયો. રસ્તામાં ડૉ. કાનુગાને ત્યાં ગયો. શ્રી. દીવાન માસ્તર પણ મળ્યા. ભદ્રમાં થોડો વખત. પછી મોટરમાં પાછો આવ્યો. ભોજન. પ્રાર્થના. વાચન. 'Joad's Opinions' માંના 'Death' વિષે.

## તા. ૧૪ સપ્ટેંબર ૧૯૪૭, રવિવાર

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રો જોવાનું–રોજનીશી-લેખન. પછી શ્રી. વિક્રમ સારાભાઈનો કરાર (એજ્યુકેશન સોસાયટી તરફથી) જોઈને સુધારીને એમને ફોન કર્યો અને કાગળ જોડે એમની તરફ રવાના કર્યો. પછી વાચન— Joadનું પુસ્તક: કોઈ પણ રોજિંદી બાબત તરફ નવા પ્રકારથી કેવી રીતે જોવું એ આમાં જોવા મળે છે. વિનોદપૂર્ણ અને વિચારપ્રવર્તક પણ છે. વિઠ્ઠલભાઈ ચરિત્રનું હસ્તલિખિત પણ થોડું આગળ વાંચ્યું. પછી ઠીક ઠીક વખત "નવરચનાની નકશી" એ લેખનો બીજો ભાગ આગળ લખાવવામાં ગયો. શ્રી. ........ શેઠ આવ્યા હતા. હરિજન બિલના વિરોધને કારણે મંદિરો બંધ કરવાં યોગ્ય નથી એમ મેં કહ્યું. આ સાંભળીને તેઓ કહે, કે "મંદિરો જ શું પણ ... બંધ કરવાનો વિચાર છે"! મને દુઃખ થયું. પણ એક રીતે યોગ્ય જ છે. આ લોકોના હૈયામાં જ ઈશ્વર નથી તો પછી નકામો બહારનો દેખાવ શા સારુ જોઈએ?

ભોજનોત્તર ચિ. બાળ સાથે ચર્ચા કરી. ગણેશોત્સવમાં હિંદુપ્રચારકને નિમંત્રવા એ વિષે. પછી પરચૂરણ વાચન, અને આરામ. ૨–૩૦ વાગ્યાથી કામ પર. આજના 'પ્રજાબંધુ'માંનો 'સંસારશાસ્ત્રી'નો લેખ માર્મિક અને સરસ

જણાયો. જુવાન લોકો ઘર છોડીને જાય છે અને પછી માબાપ અસહાય બનીને પાછા ફરવાની જુવાનોને વિનંતી કરે છે, એ વિષેનો લેખ હતો. Jordનું પુસ્તક આગળ વાંચ્યું. બીજા પણ પરચુરણ કામો. સિંધના એક નિરાશ્રિત સજ્જન સહાય અર્થે આવ્યા હતા.

હિંદી તત્ત્વજ્ઞાન સમિતિના મંત્રીપદનું રાજીનામું શ્રી. ચક્રકાન્ત મોતીલાલે આપ્યું છે. રાજીનામાની નકલ એમણે મારી પાસે મોકલી માટે એમની જોડે ફોન પર ચર્ચા કરી. મારે પણ રાજીનામુ આપવું એવો વિચાર કર્યો છે.

શેઠ અમૃતલાલ હરગોવનદાસ મળ્યા હતા. યુનિવર્સિટી ફાળો એકઠો કરવાની બાબતમાં શી પ્રગતિ થઈ છે અને હવે પછી કેવી રીતે શું શુ કરવાનુ એની ચર્ચા થઈ. ટ્રસ્ટનો દસ્તાવેજ આજે તૈયાર થઈને આવ્યો છે તેના પર આવતી કાલે સહી કરવા માટે એમને આપ્યો. એમની અને શેઠ કસ્તૂરભાઈની સહી થઈને મારી પાસે સહી સારુ કાલે કે પરમ દિવસે એ (દસ્તાવેજ) આવશે.

પછી ચિ. બાળ અને હું ચાલતા જ ભદ્ર પહોંચ્યા. ત્યાં ચિ. બાળાસાહેબ ભાગવત અને ચિ. સૌ. ઈંદુ મળ્યાં. ચિ. માલુનાં લગ્ન અને ચિ. કેશવના અભ્યાસ વિષે વાતો થઈ......

સાંજે સાર્વજનિક ગણેશોત્સવના મંત્રી શ્રી. શેવડે આવ્યા હતા. ચિ. બાળ જોડે બપોરે ચર્ચા થઈ હતી એ વાત એમને કહી. કાંઈક ગેરસમજ છે એમ એમણે કહ્યું. ગેરસમજ દૂર કરવી એમ મેં જણાવ્યું.

ઘેર આવીને પ્રાર્થના-ભોજન બાદ વાતચીતો. જમવામાં ચિ સૌ. લીલા ચાંદોરકર અને એનાં મામી સૌ. કરમરકરને નિમંત્ર્યા હતા. ઇંગ્લૅન્ડની હાલની પરિસ્થિતિ વિષે વાતો થઈ. પછી વાચન.

## તા. ૧૫ સપ્ટેમ્બર ૧૯૪૭, સોમવાર

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રો જોવાનું-રોજનીશી-લેખન. થોડુ વાચન. પછી કાગળો. નિરાશ્રિતોને સરકારી નોકરીમાં લેવા જેવું હોય તો તેમના જન્મસ્થાન (domicile) વિષે નિયમણ રાખવું ન ઘટે એવી મતલબનો કાગળ શ્રી. રફી અહમદ કિડવાઈને લખીને એની નકલ વલ્લભભાઈને મોકલી. શ્રી. ખેરને પણ આ મુદ્દા વિષે પત્ર લખ્યો. બીજા પણ કેટલાક કાગળો. હિંદી તત્ત્વજ્ઞાન પ્રચાર સમિતિના સલાહકાર મંડળમાંથી રાજીનામું આપતો પત્ર શ્રી. શાંતિલાલ મહેતાને પાઠવ્યો. પછી 'નવરચનાની નકશી' એ લેખ પૂરો કર્યો.

ભોજનોત્તર ટપાલ – આવેલી અને જનારી જોઈ. 'નવરચનાની નકશી' લેખ તપાસ્યો અને આરામ માટે પડ્યો ત્યાં શ્રી. રવિશંકર મહારાજ શ્રી. વિષ્ણુદેવ પંડિતને લઈને આવ્યા. એમની જોડે સંસ્કૃત વિદ્યાની બાબતમાં અને બીજી ચર્ચા. થોડીક જ વારમાં શ્રી. શાંતિલાલ મગળદાસ આવ્યા. એમની સાથે ઘણી વાતો. મુખ્ય મુદ્દો ગુજરાત યુનિવર્સિટીને એમણે આપવાના દસ લાખના દાનનો. છેવટે તેઓ આપશે જ. ......આ જ કામ માટે સવારે શ્રી. ઠાકોરલાલ મુનશા આવ્યા હતા. બધી હકીકત સ્પષ્ટ જણાવી. વિચાર કરીને પછી જે કાંઈ કહેવાનું હોય તે તેઓ શ્રી. અમૃતલાલ શેઠને કહેવાના છે.

બપોરે અને સાંજે શેઠ કસ્તૂરભાઈ અને અમૃતલાલ સાથે વિશ્વવિદ્યાલયના ફંડ વિષે વાતચીત અને ચર્ચા. સાંજે Peoples' Theatreના લોકો આવ્યા હતા. એમની જોડે વાતચીત.

૬ા થી ૯ સુધી પ્રેમાભાઈ હૉલમાં શ્રી. વિક્રમ સારાભાઈએ કેટલીક અમેરિકન–શૈક્ષણિક–ફિલ્મ્સ બતાવી. પ્રસંગને અનુરૂપ બે–ચાર શબ્દ બોલ્યો. ઘેર આવીને ભોજનોત્તર વાતચીતો. થોડું વાચન. '(ક્રમશઃ)

# ભારતના સાંસ્કૃતિક ઇતિહાસની રૂપરેખા-૬

જયદેવ મો. શુક્લ

[સંસ્કૃત અને પ્રાચીન ભારતીય સંસ્કૃતિના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

## દક્ષિણાપથ અને વિશાલ ભારત : ઇતિહાસ અને સંસ્કૃતિ

### ૪·૧ દક્ષિણાપથના ઇતિહાસના અભ્યાસની અગત્ય

પ્રાચીન સમયથી દક્ષિણાપથ એવા નામથી ઓળખાતો દક્ષિણ ભારતનો પ્રદેશ, ભૌગોલિક, ઐતિહાસિક અને સાંસ્કૃતિક રીતે સમગ્ર ભારતનો અંતર્ગત ભાગ હોવા છતાં તેની કેટલીક આગવી વિશિષ્ટતાઓને લીધે આજદિન સુધી આપણું ધ્યાન ખેંચતો રહ્યો છે. ત્રણ બાજુએ દરિયાકાંઠો, કુદરતી સંપત્તિ, વિશાળ અને અનુકૂળ જળમાર્ગો તથા પ્રાચીન સમયથી પરદેશો સાથેના સંપર્કને લીધે જાણીતા અને પોતાની જાતિગત તથા ભાષાગત ખાસિયતોને અવિચ્છિન્નપણે સાચવી રાખતા આ પ્રદેશનો ઇતિહાસ આપણે કંઈક અંશે મોડો જાણતા થયા છીએ. વિન્સેન્ટ સ્મિથ જેવા ઇતિહાસજ્ઞ જણાવે છે કે ભારતના ઇતિહાસનો અભ્યાસ દક્ષિણ ભારતના ઇતિહાસથી થવો જોઈએ. ભારતને સ્વાતંત્ર્ય મળ્યા પછી દક્ષિણ ભારતના લોકોમાં પોતાના ઇતિહાસ અને સંસ્કૃતિના વારસાને સાચવી રાખવા, જાહેર કરવા અને તેની સર્વોપરિતા બતાવવા માટે કાંઈક અંશે વધારે પડતો ઉત્સાહ જોવા મળે છે. રાજકીય ક્ષેત્રે વ્યક્તિગત, સમૂહગત કે વિચારસરણીની દૃષ્ટિએ વિશિષ્ટ લાભ મેળવવાની ઝંખનાને કારણે દક્ષિણ ભારત ઉત્તર ભારત કરતાં સાંસ્કૃતિક રીતે ભિન્ન છે તથા ઉત્તર ભારતની પ્રજાના પૂર્વજોથી પોતાના પૂર્વજો વધારે સુધરેલા અને સંસ્કારી હતા એમ દર્શાવવાના પ્રયત્નો થઈ રહ્યા છે. આવી સ્થિતિ સ્થાવાનાં અને વિકસવાનાં કારણોમાં દક્ષિણભારતની કેટલીક વ્યક્તિઓ અને કેટલાક રાજકીય સમૂહોની વિશિષ્ટ મહત્ત્વાકાંક્ષાઓ હોવા ઉપરાંત ઉત્તરની પ્રજાઓનાં અલગતાવાદી વલણ, બહુમતીને કારણે વિકસાવેલી જૂથબંધી અને રાજકીય ક્ષેત્રે બધા લાભ આત્મસાત કરવાની લગની પણ છે.

દક્ષિણ ભારતના ઇતિહાસની અગત્ય વિષે બે મત ન હોઈ શકે. ગંગાનાં મેદાનોના ઇતિહાસ કરતાં કૃષ્ણા, કાવેરી અને વૈગાઈનાં મેદાનોનો ઇતિહાસ કોઈ રીતે ઓછા મહત્ત્વનો નથી. આવી સ્થિતિમાં કોઈ એક પ્રદેશને બીજા પ્રદેશ કે સંસ્કૃતિ કરતાં ચડિયાતો બનાવવો એમાં ઇતિહાસના અભ્યાસીની સ્વસ્થતા કે પ્રામાણિકતા કરતાં રાજકીય નેતાગીરીની લાભમૂલક અવળચંડાઈ છે એમ કહેવું વધારે પડતું નહિ ગણાય. ઇતિહાસનો અભ્યાસ આપણે અંગ્રેજોની આંગળીએ વળગીને કરતા થયા છીએ. એમના જેવા પરદેશીઓએ ઉત્તર ભારત અને આર્યોના ઇતિહાસથી પોતાનો અભ્યાસ શરૂ કર્યો હોઈને આપણે પણ મોટે ભાગે એમ કરવા લલચાયા. સમગ્ર ભારતની સંસ્કૃતિ એટલે તેના અનેક જુદા જુદા પ્રદેશો અને તેમની પ્રજાઓએ સાથે મળીને વિકસાવેલી સંસ્કૃતિ એવો અભિપ્રાય કોઈ રીતે ભૂલ ભરેલો દેખાડી શકાય તેમ નથી. ત્રણ બાજુ દરિયાથી ઘેરાયેલા ભારતની ભિન્ન ભિન્ન પ્રજાઓએ અનેક રીતે સંમિશ્ર બનીને એક વિશિષ્ટ અને આગવી ભારતીય સંસ્કૃતિ અને દૃષ્ટિ અપનાવી. એમાં ઉત્તર તેમજ દક્ષિણની પ્રજાઓ અનેક રીતે નીર-ક્ષીરવત્ ભળી ગઈ છે.

ભારતીય સંસ્કૃતિમાં દક્ષિણની સંસ્કૃતિનાં, ભાષા, ઇતિહાસ, સાહિત્ય વગેરેની વિશિષ્ટતાનું મહત્ત્વ સ્વીકારીને ચાલતાં પણ કેટલીક સાદી બાબતો તરફ દુર્લક્ષ ન કરવું જોઈએ. દક્ષિણ ભારત, અને ખાસ કરીને દ્રાવિડિયન ભાષાઓ બોલતી પ્રજાઓએ જ્યાં નિવાસ કર્યો છે તે દક્ષિણ ભારત પ્રાચીન માનવનાં અત્યન્ત પ્રાચીન આદ્ય સ્થાનોમાંનો એક પ્રદેશ છે એમ આપણે પુરાતત્ત્વીય સામગ્રી ઉપરથી સ્વીકારતા થયા છીએ. આર્યેતર અર્થાત્ દ્રાવિડિયન પ્રજાની ભાષાઓની વિશિષ્ટતાઓ કદાચ ઋગ્વેદની ભાષામાં પણ શોધી શકાય. સિન્ધુ સંસ્કૃતિની રચનામાં પણ દ્રાવિડિયન પ્રજાનો હાથ હતો એમ ઉત્સાહપૂર્વક આશાવાદનું રમ્ય ચિત્ર રજૂ કરવાનો પ્રયત્ન થાય છે. દ્રાવિડિયન પ્રજા ભૂમધ્ય સમુદ્રના દેશોની પ્રજાઓ

સાથે, પ્રાગૈતિહાસિક કાળમાં, સંબંધો ધરાવતી હતી એમ પણ સ્થાપી શકાય. આ બધું હોવા છતાં દ્રાવિડિયન પ્રજાનાં ઇતિહાસ અને સાહિત્ય, ઈસુની પૂર્વે બીજી સદીથી પહેલાંના કાળનું દર્શન કરાવતાં નથી. એથી વિરુદ્ધ, આર્યોનો લગભગ વ્યવસ્થિત ઇતિહાસ, ઈ. પૂ. બારસોથી આપણે જાણી શકયા છીએ. ઉત્તર અને દક્ષિણ ભારત વચ્ચે સાંસ્કૃતિક આદાન-પ્રદાન એટલું બધું થયું છે કે એનો ઇતિહાસ તપાસતાં આપણને આનંદ અને સંતોષ સિવાય બીજી કોઈ લાગણી થતી નથી. આમ હોવાથી દક્ષિણ ભારતનું આર્યીકરણ થયું એમ બોલવામાં આવતા જો માનસિક વિરોધ શાબ્દિક ઉગ્રતામાં પરિણમે તો એના પ્રત્યે અફસોસ દર્શાવ્યા સિવાય બીજું શું થઈ શકે? કોઈ પણ એક દેશ — ભારત જેવડા વિસ્તારવાળો—એવો નહિ જડે, કે જ્યાં સ્થાનિક તેમ જ બહારની અનેક પ્રજાઓએ એક સાથે મળીને, લડતાં-ઝઘડતા, પ્રેમ કરતા, વહાલ કરતાં, નવ-સર્જન કરતા, ફેરફાર કરતાં—એમ અનેક રીતે મથામણ કરીને પોતાની સંસ્કૃતિનું સુંદર ચિત્ર વિકસાવ્યું ન હોય. સંસ્કૃતિરૂપી સુંદર વસ્ત્રનું સૌંદર્ય એની અભિન્ન શ્રીમાં છે, જુદા કરીને ગણેલા વિવિધરંગી તંતુઓના મહત્ત્વમાં નહિ.

આ પ્રદેશના ઇતિહાસના અભ્યાસમાં મદદરૂપ સામગ્રી પણ વિપુલ પ્રમાણમાં મળી આવે છે. સિદ્ધાપુર, બ્રહ્મ-ગિરિ, મસ્કિ અને યેર્રગુડીમાંથી મળી આવેલા અશોકના ઉત્કીર્ણ લેખો, કન્હેરી, કાર્લે અને નાસિકનાં મંદિરો અને ગુફાઓ ઉપરના શિલાલેખો, કદંબ, ગંગ અને પલ્લવ રાજવંશોનાં, પહેલાં સંસ્કૃતમાં અને ત્યાર પછી કન્નડ, તેલુગુ અને તામિલમાં લખાયેલાં તામ્રપત્રો, અનેક સ્થળોએથી—મંદિરો, કિલ્લાઓ અને ગુફાઓમાંથી મળી આવતી પ્રશસ્તિઓ, સિક્કાઓ અને સંસ્કૃત તથા દ્રાવિડિયન ભાષાસમૂહની ભાષાઓમાં રચાયેલા સાહિત્ય તેમજ શાસ્ત્રગ્રંથો અને ગ્રીક, રોમન તથા મુસ્લિમ ઇતિહાસકારો, વિદ્વાનો અને પ્રવાસીઓના ગ્રંથો આવી સામગ્રી પૂરી પાડે છે.

## દક્ષિણાપથની પ્રજાઓ

દક્ષિણાપથની પ્રજાઓમાંના વિશિષ્ટ જાતિગણો નક્કી કરવાનું કામ અત્યંત કઠિન છે. નવીન શોધ-ખોળોને પરિણામે આ પ્રજાઓમાં જોવા મળતી કેટલીક વિશિષ્ટતાઓ અન્યત્ર પ્રાચીન તેમજ અર્વાચીન પ્રજાઓમાં જોવા મળે છે. તે સાચું હોવા છતાં ચોક્કસ જાતિ કે જાતિસમૂહના આનુવંશિક ગુણોને અનુલક્ષીને દક્ષિણા-પથની પ્રજાઓનું વર્ગીકરણ કરવામાં કલ્પનાશ્રયથી ઘણે દૂર જઈ શકાતું નથી. દક્ષિણની પ્રજાઓના પ્રજાગત તેમજ માનવવંશગત ગુણોનો વિચાર તે તે પ્રજાઓ કે તેમના સમૂહોમાં જોવા મળતી કેટલીક સમાન જાતીય ખાસિયતો ઉપરથી, તે પ્રજાઓ કે તેમના સમૂહો દ્વારા બોલાતી ભાષાઓ અને બોલીઓ ઉપરથી તેમજ આવી પ્રજાઓના આદ્ય પૂર્વજોએ વાપરેલાં સાધનોના, હથિયારો-ના કે ચિત્રકામ અથવા માટીકામના પુરાતત્ત્વીય નમૂનાઓ ઉપરથી કરી શકાય છે. આવી રીતે વિચારતાં એમ લાગે છે કે દક્ષિણ ભારતમાં પ્રાચીન માનવનું અસ્તિત્વ પાંચ લાખ વર્ષ પહેલા પણ હતું. ગોદાવરી અને નર્મદા જેવી નદીઓના પટપ્રદેશોમાંથી અને શિવાલિક જેવી ગિરિમાળાઓના ઉચ્ચ પ્રદેશોમાંથી મળી આવતા પ્રાણીઓ અને પશુઓના અશ્મીભૂત અવશેષો ઉપરથી આ વાતને ટેકો મળે છે.

પ્રાચીન પાષાણ, નવ્ય પાષાણ તેમજ તામ્ર અને કાંસ્ય યુગમાં પણ પ્રાચીન માનવના વિકાસના સળંગ તબક્કાઓ વિષે આપણે હવે જાણી શકયા છીએ. મુંબઈની પાસે કાંદીવલીમાંથી, બ્રહ્મેશ્વરમમાંથી અને બ્રહ્મગિરિમાંથી જુદા જુદા યુગોની ખાસિયતો દર્શાવતાં હથિયારો મળી આવ્યાં છે. મદ્રાસના સંગ્રહાલયમાંના કૂટ-ખંડ વિભાગમાં લગભગ ૭૨ જુદા જુદા પ્રકારો દર્શાવતા પ્રાચીન હથિયારોના નમૂના જોવા મળે છે. લગભગ આવા જ પ્રકારના હથિયારો પશ્ચિમ ભારતમાં સૌરાષ્ટ્રના સાગરકાંઠેથી, સાબરમતીના પટપ્રદેશોમાંથી, મધ્ય ભારતમાંથી અને ઉત્તર ભારતમાંથી મળી આવ્યાં છે. એવી જ રીતે આદ્ય માનવે દોરેલાં શિલાચિત્રાં-કનોના નમૂના પણ અનેક સ્થળોએ, સમાન ખાસિયતો દર્શાવતા, મળી આવ્યાં છે.

દક્ષિણ ભારતની આદ્ય પ્રજાઓમાં નેગ્રિટો-પ્રાચીન પાષાણ યુગમાં પૂર્વ આફ્રિકા, દક્ષિણ ભારત, આંદામાન-નિકોબાર ટાપુઓ અને આસામ-બર્માના પાર્વતીય

પ્રદેશોમાં વસતી ડીંગુજી પ્રજા–, મોહેં જો દડોની કાંસ્ય નર્તકી–પ્રતિમા જેવી આદ્ય-ઑસ્ટ્રોલોઈડ, સાબરમતીના તટપ્રદેશો (દા. ત., લાંઘણજ)માંથી જેમના અવશેષો મળી આવ્યા છે તેવી પ્રજા જેવી આદ્ય ભૂમધ્ય પ્રજા, તેલુગુ બ્રાહ્મણો અને કલ્લાળોએ જેના અંશો સાચવી રાખ્યા છે તે ભૂમધ્ય પ્રજા, પ્રાચીન હિટાઇટ જેવી આર્મેનોઇડ પ્રજા, અને મહારાષ્ટ્રના ચિત્પાવન બ્રાહ્મણોમાં તથા તામિલ બ્રાહ્મણોમાં સચવાઈ રહેલા અંશોવાળી નોર્ડિક પ્રજા–એટલી પ્રજાઓને મુખ્ય ગણી શકાય. ઈ. પૂ. ૨૫૦૦ની આસપાસ દ્રાવિડિયન પ્રજાઓના જેવા અંશો ધરાવતી પ્રજાઓ અફગાનિસ્તાન, ઈરાન, યુફ્રેટિસ અને ટાઇગ્રીસના કાંઠાના પ્રદેશો તથા ભૂમધ્યના દેશોમાં વસતી હતી. ભાષાની દૃષ્ટિએ વિચારતાં દ્રાવિડિયનના અંશો મિતાનીમાં, કેસાઇટમાં અને બલુચિસ્તાનની બ્રાહુઈમાં જોવા મળે છે. સંસ્કાર, ધર્મ, પૂજા અને આચારોની દૃષ્ટિએ વિચાર કરતાં દક્ષિણ ભારત અને ઉપર ગણાવ્યા તે દેશોમાં પ્રાચીન સમયમાં માતૃવંશ-પ્રધાન પદ્ધતિ, પૃથ્વીમાતાની પૂજા, દેવમંદિરોમાંની પૂજાની સામગ્રી અને મંદિરોનાં બહિરંગ તથા અંતરંગની રચના, દેવદાસીની પ્રથા, રાજોપચાર પૂજાપદ્ધતિ વગેરેમાં ઘણું સામ્ય જોવા મળે છે.

## ૪.૨ આર્યો અને દક્ષિણ ભારત

ઉત્તર ભારતનો ઇતિહાસ જેમ આર્યોના આગમન અને તેમની સંસ્કૃતિના વિકાસના ઇતિહાસથી શરૂ થાય છે, તેમ દક્ષિણ ભારતનો ઈતિહાસ પણ દક્ષિણમાં આર્યોના આગમનથી શરૂ થાય છે. બીજી રીતે કહીએ તો દક્ષિણનો ઇતિહાસ એટલે દક્ષિણાપથના આર્યીકરણનો ઇતિહાસ. આવી વ્યાખ્યાની સામે કેટલાકને વાંધો છે. એમના મતે આર્ય પ્રજા ભારતમાં સૌથી છેલ્લી આવેલી હોઈ ને તેમજ દ્રાવિડિઅન પ્રજાની તેના ઉપર અનેકમુખી અસર હોઈ ને દક્ષિણાપથનું આર્યીકરણ થયું એમ માનવું યોગ્ય નથી. આ વાત કેટલે અંશે સાચી હોવા છતાં ઈ. પૂ. બીજા સૈકા પહેલાંનો દ્રાવિડિયન પ્રજાનો ઇતિહાસ વ્યવસ્થિત મળતો નહિ હોવાથી આર્યોના દક્ષિણ ભારત સાથેના સંબંધોના વિકાસથી જ દક્ષિણાપથનો ઇતિહાસ શરૂ થાય છે એમ માનવું રહ્યું; આ બાબતમાં સિન્ધુ સંસ્કૃતિના પ્રાપ્ત અવશેષોએ સ્પષ્ટતા કરવાને બદલે ગૂંચવણો ઊભી કરી છે. આર્યોના સાહિત્ય વગેરેમાં આર્યેતર તત્ત્વ કર્યું અને કેટલા પ્રમાણમાં તે પણ કહેવું મુશ્કેલ હોવાથી અત્યારે તો એટલું જ કહેવું પર્યાપ્ત છે કે આર્ય અને આર્યેતર દક્ષિણાપથની પ્રજાઓ વચ્ચેના સંબંધોનાં શરૂઆત અને વિકાસને જ દક્ષિણ ભારતના ઇતિહાસનાં આદ્ય પાસાં ગણવાં જોઈએ.

આર્યાવર્તની સીમાઓ વિષેના જે પ્રાચીન ઉલ્લેખો મળે છે તેમાં વિંધ્યને આર્યાવર્તની દક્ષિણતમ સીમા કહેવામાં આવ્યો છે. ઈ. પૂ. આઠમા અથવા નવમા સૈકાની આસપાસ રચાયેલા ઐતરેય બ્રાહ્મણમાં વિદર્ભ રાજ્ય અને તેના ભીમ નામે રાજાનો ઉલ્લેખ મળે છે. આ 'બ્રાહ્મણ'ના 'શુનઃશેપ વૃત્તાંત' નામના વિભાગમાં જણાવવામાં આવ્યું છે કે વિશ્વામિત્રે તેના પચાસ પુત્રોને આર્યાવર્તની દક્ષિણ સીમાઓ તરફ કાઢ્યા. એમના જે વંશજો તે આન્ધ્ર, પુન્ડ્ર, શબર, પુલિન્દ, મુતિબ વગેરે કહેવાયા. આવા ઉલ્લેખો ઉપરથી લાગે છે કે આર્યો સમગ્ર ઉત્તર અને પશ્ચિમ ભારતમાં ફરી વળ્યા હતા પરંતુ વિંધ્યની પેલે પાર તેમાંના કેટલાક સાહસિક વીરો જ જતા હતા, એ પ્રદેશો સાથે ભોજનવ્યવહાર તેમજ લગ્નવ્યવહાર પણ કરતા અને આવી રીતે દક્ષિણાપથ સાથે, કેટલાક આર્યોને આ વાત પસંદ ન હતી છતાં પણ, વ્યવહાર ચલાવતા. ઈ. પૂ. ૬૦૦ની આસપાસ થયેલ પાણિનિના ગ્રંથમાં નર્મદાથી દક્ષિણના ગોદાવરીના મૂળ પ્રદેશ સિવાયના કોઈ સ્થળનો નિર્દેશ નથી. 'સુત્તનિપાત' ના બાવરિ જેવા આચાર્યનો ઉલ્લેખ કે દંડકારણ્યમાં આશ્રમો બાંધીને રહેતા જ્ઞાનીઓના ઉલ્લેખો ઉપરથી એમ સિદ્ધ થાય છે કે વ્યક્તિગત સાહસવીરો અને જ્ઞાનપ્રદાનમાં ઉત્સાહ રાખનાર આચાર્યો દક્ષિણ તરફ જતા હતા. વૈયાકરણ કાત્યાયન–'शकटस्य च तोकम्' એવી પતંજલિએ કરેલી મશ્કરી ધ્યાનમાં લઈએ તો–દાક્ષિણાત્ય હતો અને તેના ગ્રંથમાં પાંડ્ય, ચોલ અને કેરલનો સ્પષ્ટ ઉલ્લેખ મળે છે. અશોકના ઉત્કીર્ણ લેખોમાં, કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં દક્ષિણના પ્રદેશ અત્યંત જાણીતા દેશો તરીકે ઉલ્લેખ પામ્યા છે. બૌધાયન ધર્મસૂત્ર જેવા પ્રાચીન ગ્રંથો દક્ષિણાપથના કેટલાક આચારોનો ઉલ્લેખ કરે છે. આ બધા ઉપરથી એમ

સિદ્ધ થાય છે, કે દક્ષિણ તરફ આર્યોનું ધ્યાન ઈ. પૂ. ૧૦૦૦થી શરૂ થયું હોવું જોઈએ અને ઇસુની પહેલા પાંચમી સદીમા કેરલ સુધીના દાક્ષિણાત્ય પ્રદેશો સાથેનો આર્યોનો સંપર્ક દૃઢ થયો હોવો જોઈએ.

દક્ષિણમા વસાહત સ્થાપનારા આદ્ય આર્ય વીરોમાં અગસ્ત્ય અને પરશુરામનુ સ્થાન અત્યંત મહત્ત્વનું છે. પુરાણોમા તેમજ પ્રાચીનતમ તામિલ ગ્રંથોમાં અગસ્ત્યના અનેક ઉલ્લેખો મળે છે. મહાભારતમા મળતા અગસ્ત્યના જીવન વિષેના ઉલ્લેખો, એનુ લોપામુદ્રા સાથે લગ્ન, લોપામુદ્રાને આપવાના ધનની શોધને માટે ઇલ્વલ નામના દૈત્યરાજા પાસે જવું, તેના ભાઈ વાતાપિને હજમ કરી જવો વગેરે પ્રસંગો (વાતાપિ એ સ્થળ-નામ તરીકે, ચાલુક્ય રાજાઓની રાજધાની બાદામી તરીકે પ્રસિદ્ધ બન્યું હતું) અગસ્ત્યના ભવ્ય વ્યક્તિત્વને, દૈત્યરાજાઓ સાથેના તેના સંબધોને અને દક્ષિણાપથમાં સફળ પથપ્રદર્શક બનવાની તેની શક્તિને પુરવાર કરે છે. પ્રાચીન તામિલ કથાગ્રંથોમા અગસ્ત્ય તરફ અત્યત પૂજ્ય ભાવ બતાવવામા આવ્યો છે, એટલું જ નહિ, પણ તેને તામિલના આદ્ય વૈયાકરણનુ માનવતું સ્થાન આપવામાં આવ્યું છે. તામિલ વ્યાકરણ 'તોલ્કપ્પિયમ્' ને અગસ્ત્યના પ્રાચીન ગ્રથ 'અગસ્ત્યમ્' ઉપરથી તૈયાર થએલુ માનવામા આવે છે.

એક તરફ ઉત્તરની આર્ય પ્રજાઓ સાથેનો દક્ષિણનો સંપર્ક વધતો હતો, તો બીજી તરફ દરિયા માર્ગે પરદેશો સાથેનો સંબધ પણ વધતો જતો હતો. આ સંબધનુ મુખ્ય અગ પરસ્પર વેપાર અને વસ્તુઓનો વિનિમય હતો. ફિનિશિયન રાજા હિરમનો દરિયાઈ કાફલો ઓફિર (Ophir) અર્થાત્ 'આભીર' દેશમાથી અનેક કિંમતી વસ્તુઓ—સોનુ, હાથીદાત, તેજાના ઝવેરાત વગેરે લઈ જતો. આ ઉપરાત, મોર અને સુખડ પણ લઈ જવામા આવતાં. એસિરિયન અને બેબિલોનના રાજ્યો પણ દક્ષિણ ભારત સાથે વેપારનો સંબંધ રાખતા. 'બાવેરુજાતક'મા મળતા ઉલ્લેખો પણ આવા વેપારી સંબધોની વાતને દૃઢ કરે છે. ઇસુની પૂર્વે સાતમી સદીથી ચીન સાથેનો વેપાર પણ જાણીતો હતો. ફિલિપાઇન્સમાંથી મળી આવતી લોખડ અને કાચની વસ્તુઓ અને ઘરેણાં દક્ષિણ ભારતમાથી મળી આવતી આવી વસ્તુઓની બરાબર સરખી હોઈ ને દરિયા માર્ગે ચીન તેમજ અગ્નિ એશિયાના દેશો સાથે દક્ષિણ ભારતનો વેપારી સંબંધ હતો એમ પુરવાર થાય છે. દક્ષિણના અનેક રાજાઓએ સુમાત્રા જાવા વગેરે દેશોમાં વસાહતો સ્થાપી હતી તે વાત આવા પ્રાચીન સંપર્કોના અંતિમ તબક્કાઓને જ પુરવાર કરે છે.

## મૌર્યવંશ અને દક્ષિણભારત

નંદવંશના રાજાઓના સમયમાં મહાપદ્મનંદના રાજ્યના ભાગ તરીકે કુતલ સુધીના પ્રદેશો અને કલિંગ સુધીનાં રાજ્યો હતા તે વાતને સાબિત માનવામાં આવી છે. મૌર્યયુગમા ચન્દ્રગુપ્તે કે અશોકે દક્ષિણમાં કોઇ વિજયો કર્યાની સાબિતી મળતી નથી. ભદ્રબાહુની સાથે ચન્દ્રગુપ્ત મૌર્ય મહીસૂરના શ્રવણ બેળગોળા સુધી આવ્યો હતો તે વાત હવે નિરાધાર પૂરવાર થઈ છે. પરિણામે મૌર્યોની સત્તા દક્ષિણ પ્રદેશમાં દૂર સુધી હતી એમ માની શકાતું નથી. કૌટિલ્યના અર્થશાસ્ત્ર ઉપરથી ઉત્તર અને દક્ષિણ વચ્ચે વેપારના સબંધોની ઝાખી થાય છે. દક્ષિણમાં સોનું, ઝવેરાત અને અનેક પ્રકારની ખનીજ સંપત્તિનો ઉલ્લેખ કૌટિલ્ય કરે છે. તે મદુરાના ઝીણાં વસ્ત્ર, કેરલના વૈડૂર્ય, ચંદન અને પાંડ્ય દેશના તામ્રવર્ણી નદીના પ્રદેશમાથી મળી આવતા ઝવેરાતનો પણ ઉલ્લેખ કરે છે. મેગાસ્થિનિસના વૃતાંતમા પણ પાડ્ય રાજ્યનો ઉલ્લેખ છે. અશોકના ઉત્કીર્ણ લેખો ઉપરથી એમ લાગે છે કે દક્ષિણમાં તે સમયે પ્રજા સંસ્કારી, ધર્મનિષ્ઠ અને રાજકીય સ્થિરતા ભોગવતી હોવી જોઈએ. અશોકે તામિલ અને સિંહલમાં ધર્મપ્રચાર કરાવ્યો હતો તે વાત તો અત્યત જાણીતી છે. અશોકની સત્તા નીચે આન્ધ્ર સુધીનો દક્ષિણાપથ હોવાનો સંભવ છે. આ સમયે બીજાં રાજ્યો પણ વ્યવસ્થિત સત્તાવાળાં હોઈ શકે. કૃષ્ણા નદીના મુખપ્રદેશના ભટ્ટિપ્રોળુ નામના સ્થળેથી મળી આવેલા ઉત્કીર્ણ લેખો પ્રમાણે કુબિરક નામનો રાજા તે વખતે રાજ્ય કરતો હતો. ખારવેલના હાથીગુફાના લેખમા પણ ૧૧૩ વર્ષથી અસ્તિત્વમા રહેલાં તામિલ રાજ્યનો ઉલ્લેખ છે. આ બધાં રાજ્યો સાથેના મૌર્યોના કેવા સંબંધો હતા તેનુ માત્ર અનુમાન જ કરી શકાય. મૌર્યોની અસરની સાથે સાથે બૌદ્ધ અને જૈન ધર્મોની અસર પણ દક્ષિણમા પ્રસરી હશે. આવા અનુમાનોના પુરાવા તરીકે દક્ષિણની ગિરિ ગુફાઓમાંથી મળી આવેલા ઉત્કીર્ણ લેખોને જાહેર કરી શકાય.

## ૪.૨. સાતવાહનો : ઇતિહાસ અને સંસ્કૃતિ

મૌર્યો પછી દક્ષિણ ભારતમાં સૌથી મહત્ત્વની રાજ-કીય સત્તા તરીકે સાતવાહનોનું સ્થાન અગ્રતાપાત્ર છે. ઈ.સ. પૂ. ૨૩૦થી માંડીને પછીનાં લગભગ સાડા ચાર સો વર્ષો સુધી સાતવાહન વંશની સત્તા ટકી હતી. ઉત્તરમાં મગધ સુધી પહોંચેલી આ સત્તા ગુજરાત અને સૌરાષ્ટ્રમાંના શકોની સાથેનાં યુદ્ધોથી ઘટી ગઈ અને લગભગ ઈસુની બીજી સદીમાં તેનો અસ્ત થયો.

પુરાણોમાં જેમને આન્ધ્ર અથવા આન્ધ્રભૃત્ય કહેવામાં આવ્યા છે તે પ્રજાસમૂહો આન્ધ્ર પ્રદેશમાં સત્તા ધરાવતા હતા. તેઓ મૌર્યોના અમલદારો હોવાથી કદાચ આન્ધ્ર-ભૃત્ય કહેવાતા હશે. પુરાણો અને પ્લીનીમાં આન્ધ્રોનો વૃત્તાન્ત મળે છે. નાસિક, કાર્લે અને નાનઘાટના ઉત્કીર્ણ લેખોમાં અને સિક્કાઓમાં આ આન્ધ્ર અથવા સાત-વાહન રાજાઓના ઉલ્લેખો મળે છે. ખારવેલના લેખમાં જણાવ્યું છે, કે સાતવાહન સાતકર્ણિનું રાજ્ય તેના રાજ્યની પશ્ચિમે હતું.

શિમુક નામનો રાજવી સાતવાહનોનો પ્રથમ રાજવી હતો એમ જણાય છે. તેના પછી કન્હ અને ત્યાર બાદ શાતકર્ણી પહેલો ગાદીએ આવ્યો, માળવા સુધીનો પ્રદેશ જીતી લઈને તેણે બે વાર અશ્વમેધ કર્યો હતો. 'દક્ષિણાપથપતિ' અને 'અપ્રતિહતચક્ર' એવા સાત-કર્ણીએ કદાચ શુંગોની સાથે ઝઘડો કર્યો હોય એમ માલવિકાગ્નિમિત્રના એક ઉલ્લેખ ઉપરથી કલ્પી શકાય છે. તેણે માળવા અને વિદિશા સુધીના પ્રદેશો કબજે કર્યા હતા. સાતવાહનોમાંનો સાતમો રાજા હાલ 'ગાહા-સત્તસઈ'ના લેખક તરીકે પ્રસિદ્ધ છે. હાલ પછીના ચાર રાજાઓ તેમના લગભગ દસ વર્ષના રાજ્ય દરમિયાન વિશેષ સત્તા ધારણ કરવા લાગ્યા હતા. ભૂમક, નહપાન વગેરે રાજાઓએ ગુજરાત, સૌરાષ્ટ્ર અને મહારાષ્ટ્રના કેટલાક પ્રદેશો સર કર્યા હતા. આ સ્થિતિ ઈ. સ. ૪૦ થી ૮૦ ના સમય દરમિયાન પ્રવર્તમાન હતી એમ પેરિપ્લસના ઉલ્લેખો—ગ્રીક વહાણોને સોપારાથી પાછા વાળીને ભરુચ ('બેરીગાઝા') તરફ વાળવામાં આવતાં—ઉપરથી લાગે છે.

ગૌતમીપુત્ર શાતકર્ણીએ થોડા સમય માટે પોતાની સત્તા અત્યન્ત સુવ્યવસ્થિત કરી. તેણે શકો પાસેથી પ્રદેશો પડાવી લીધા, નવા સિક્કા પડાવ્યા અને કલિંગ સુધી તેના રાજ્યને વિસ્તાર્યું. નાસિકના શ્રી પુલુમાયીના ઉત્કીર્ણ લેખમાં આ અંગેની વીગતો મળે છે. શકોની સાથે આવી રીતે વારંવાર તકરારોમાં બંને પક્ષે હારજીત થયા કરતી, આન્ધ્ર વંશમાં ત્યાર પછી યજ્ઞ શાતકર્ણિ, વિજય, શ્રી ચન્દ્ર, કર્ણ, કુંભ વગેરે રાજાઓનાં નામ મળે છે.

સાતવાહનોનું વિશાળ સામ્રાજ્ય, જ્યાં સુધી ટક્યું ત્યાં સુધી અત્યન્ત સરળતાથી વહીવટ ચલાવતું હતું. હાથ નીચેના સેનાપતિઓ અને ખંડિયા રાજાઓને વહી-વટ સોંપવામાં આવ્યો હતો. આમાં રાજા, મહાભોજ અને મહારથિ એમ ત્રણ વિભાગ હતા. મહા સેનાપતિ, અમાત્ય, આમિક, મહામાત્ર, સાંધિવિગ્રહિક વગેરે બીજા મુખ્ય અમલદારો હતા. ગુણ-કર્મના વિભાગથી નવી જાતિઓ અસ્તિત્વમાં આવતી હતી. શકો, યવનો વગેરે પરદેશીઓએ ભારતીય વ્યવસ્થામાં ભળી જવાનું, ભારતીય ધર્મ અને રીવાજો સ્વીકારવાનું પસંદ કર્યું હતું. પરદેશો સાથેના સંબંધોને કારણે શિલ્પ અને સ્થાપત્યમાં ગ્રીક અને રોમનની અસર વર્તાતી હતી. અમરાવતીના સ્તૂપો આનું ઉદાહરણ છે. સ્ત્રીઓનું મહત્ત્વ ઘણું હતું. તે સંપત્તિ ધારણ કરતી અને દાન કરતી. દાનપ્રિય સ્ત્રીઓના અને તેમણે આપેલાં દાનોના અનેક ઉલ્લેખો ઉત્કીર્ણ લેખોમાંથી મળે છે. શહેરોને દરવાજા, કિલ્લા, અને ફરતા કોટ હતા. સાંચીનાં તોરણો જેવાં તોરણો પણ તૈયાર કરા-વવામાં આવતાં. લશ્કરમાં પાયદળ, અશ્વ અને ગજદળ તથા રથ પણ હતા. પશ્ચિમ અને પૂર્વ કાંઠાનાં બંદરો પરદેશો સાથેના વેપારથી ધમધમતાં હતાં. ટોલેમી અને ખાસ કરીને 'પેરિપ્લસ'માં આના અનેક ઉલ્લેખો મળે છે. દારૂ, સુંદર વસ્ત્રો, તેજાના, કાચ અને તેનો સામાન આયાતની ચીજો હતી અને સાદું કાપડ, સોનું, ઝવેરાત વગેરેની નિકાસ કરવામાં આવતી, ધર્મોની દૃષ્ટિએ બૌદ્ધ ધર્મનું અત્યંત મહત્ત્વ હતું. અમરાવતીના સ્તૂપો, નાસિક, કાર્લે અને કન્હેરીમાંની ગુફાઓમાંનાં અનેક અંકનોમાં મહાયાન બૌદ્ધ ધર્મનાં આર્દ્ર ભક્તિભાવ અને લાગણી-પૂર્ણ ધર્માનુસરણ જોવા મળે છે. સામાન્ય પ્રજામાં બૌદ્ધ ધર્મ ઉપરાંત બ્રાહ્મણ ધર્મ પણ એટલો જ મહત્ત્વનો હશે; કારણ કે લગભગ બધા જ સાતવાહન રાજાઓ બ્રાહ્મણધર્મી હતા. અશ્વમેધ યજ્ઞો, ઇંદ્ર, વાસુદેવ, વિષ્ણુ,

કૃષ્ણ, ગણેશ અને પશુપતિની પૂજા અને ગૌરિ, અગ્નિ તથા વરુણનાં વ્રત જાણીતાં હતાં.

સાતવાહનોની પડતી પછી તેમના જ ખંડિયા રાજાઓ તરીકે અસ્તિત્વમાં રહેલા આભીરો, સુતુ અને ઇક્ષ્વાકુઓએ જુદાં જુદાં સ્થળોએ સત્તા હાથ કરી. મહાભારતમા પરદેશીઓ તરીકે ઉલ્લેખ પામેલા આભીરો પશ્ચિમ ભારતના ક્ષત્રપ રાજવંશમા સરદારો હતા. તેમનામાં પુરાણોની અનુશ્રુતિ પ્રમાણે દસ રાજાઓ થયા અને તેમણે ૬૭ વર્ષ રાજ્ય કર્યું. ઇશ્વિરસેન નામનો રાજા આ વંશનો સ્થાપક હતો આ વંશમાથી કલ્ચુરિ અથવા ચેદી સંવત ઈ. સ. ૨૪૯–૫૦મા શરૂ થયા હતો. સુતુ રાજાઓ સાતવાહનોના જ પિતરાઈઓ હતા એમ માનવામાં આવે છે. ઇક્ષ્વાકુઓ અથવા શ્રીપાર્વતીયો (પુરાણો પ્રમાણે)માં સાત રાજાઓએ ૫૭ વર્ષ સુધી રાજ્ય કર્યું. આ વંશમા વીરપુરિસદાતના સમયમાં નાગાર્જુનકોંડામાં એક ભવ્ય સ્તૂપ તૈયાર કરવામા આવ્યો. તેના રાજ્ય અમલ દરમિયાન બૌદ્ધ ધર્મ પ્રવર્તતો હતો. ઇક્ષ્વાકુઓ પછી આન્ધ્ર પ્રદેશમા બૃહત્ફલાયન ગોત્રના રાજાઓ થયા.

### પલ્લવો અને વાકાટકો

સાતવાહનોના રાજ્યના પૂર્વ તરફના પ્રદેશોમા, સાતવાહન સત્તાના અસ્ત પછી મહત્ત્વની સત્તા તરીકે પલ્લવોને ગણવામા આવે છે. પલ્લવો પરદેશીઓ–પહ્લવ–હતા અને તેમનુ મૂળ સ્થાન દક્ષિણમા વિન્ધ્ય પ્રદેશોથી માંડીને સિંહલદ્વીપ સુધીમાં ક્યાંક હતું આવા અભિપ્રાયો પ્રચલિત છે; પરંતુ પલ્લવોને ભારતીયો અને ઉત્તર તરફથી આવેલા ગણવા જોઈએ. પલ્લવોનો ઇતિહાસ સ્કન્દવર્માના સમયના પ્રાકૃતમા રચાએલા તામ્રશાસનોથી શરૂ થાય છે. અગ્નિષ્ટોમ, વાજપેય અને અશ્વમેધ યજ્ઞ કરનાર આ રાજાનું રાજ્ય ઉત્તરમા કૃષ્ણા સુધી અને પશ્ચિમમાં અરબી સમુદ્ર સુધી હતુ. તેણે કાચીમાં રાજધાની રાખી હતી. સ્કન્દવર્માના પહેલા પણ પલ્લવવંશી રાજપુરુષો હોવાનો સંભવ છે. સ્કન્દવર્માનો રાજ્યકાળ ઈ. સ. ૩૫૦થી ૩૭૫નો કલ્પવામા આવે છે. સમુદ્રગુપ્તના અલ્લાહાબાદના સ્તંભલેખમાં જણાવ્યું છે, કે કાચીના વિષ્ણુગોપ સાથે તેને ઝઘડો થયો હતો. સમુદ્રગુપ્ત પલ્લવોને નમાવવામાં કદાચ સફળ થયો નહિ હોય. આ વંશમાં સિંહવિષ્ણુ, હસ્તિવર્મા, નંદિવર્મા, સ્કન્દવર્મા, અને નંદિવર્મા બીજો, પલ્લવ વંશનો છેલ્લો રાજા, એમ અનેક રાજાઓ થયા.

ઈ. સ.ના ચોથા સૈકાની શરૂઆત પછી કલિંગમાં માઠર કુલના સાત રાજાઓ થયા; તેમનાં સંસ્કૃતમાં લખાયલાં તામ્રપત્રો મળે છે. ઈ. સ. ૩૭૫થી ૫૦૦ સુધીનો એમનો રાજ્યકાળ કલ્પવામાં આવ્યો છે. આ ઉપરાંત, વેંગીમા શાલંકાયનો પછી વિષ્ણુકુંડી વંશના રાજાઓ અને આનંદ ગોત્રના રાજાઓ થયા. આ સમય દરમિયાન મધ્યપ્રદેશના વાકાટકોની સત્તાનો હવે વિચાર કરીશું.

મધ્યપ્રદેશના વાકાટકોનો રાજકીય તેમજ સાંસ્કૃતિક ફાળો મહત્ત્વનો ગણવામાં આવ્યો છે. ગુપ્તો વિષ્ણુકુંડીઓ અને કદમ્બવંશી રાજાઓ સાથે રાજકીય તેમજ લગ્નસંબંધોથી બંધાએલા આ રાજવંશે અજંટાની ગુફાઓના ચિત્રકાર્યમાં મહત્ત્વનો ઉમેરો કરાવ્યો હતો. સાતવાહન રાજ્યની પડતી પછી અને ગુજરાતના ક્ષત્રપોના અસ્ત પછી વાકાટકોનું અસ્તિત્વ શરૂ થાય છે. પુરાણોમાં રાજા વિંધ્યશક્તિને તેમનો આદ્ય પૂર્વજ અને મધ્ય પ્રદેશમા પુરિકા નામના સ્થળને તેમની રાજધાની ગણવામા આવી છે. ઇસવી સનના ત્રીજા સૈકાના અંતથી વાકાટકોની સત્તાની શરૂઆત ગણી શકાય. વિન્ધ્યશક્તિના પુત્ર પ્રવરસેન પહેલાએ ચારે તરફ વિજયો કર્યા અને પોતાને સમ્રાટમાં ખપાવવાના પ્રયત્નો કર્યા. તેના ચાર પુત્રોને તેણે રાજ્ય વહેંચી આપ્યું હતું. સૌથી મોટા ગૌતમીપુત્ર પછી રુદ્રસેન પહેલાએ રાજ્યસત્તા ધારણ કરી. તેના પૌત્ર રુદ્રસેન બીજાની સાથે ગુપ્ત સમ્રાટ ચન્દ્રગુપ્ત બીજાએ પોતાની દીકરી પ્રભાવતી ગુપ્તાનાં લગ્ન કર્યાં હતા. ગુજરાત–સૌરાષ્ટ્રના શકોની સત્તા તોડવા માટે કરવામાં આવેલો આ સંબંધ સફળ થયો; કારણ કે ચન્દ્રગુપ્ત બીજાએ જ્યારે ગુજરાત અને સૌરાષ્ટ્ર જીતી લીધા ત્યારે તેની દીકરી પ્રભાવતીગુપ્તાએ મદદ કરી હતી; પતિના અને જ્યેષ્ઠ પુત્રના મરણ પછી તે નાના પુત્ર પ્રવરસેન બીજાને રાજ્યકારભારમાં મદદ કરતી હતી. પ્રવરસેન બીજો સાહિત્ય, સંગીત, કલા અને સુંદરીઓનો શોખીન હતો. કાલિદાસને નામે આરોપવામા આવેલા કુન્તલેશ્વરદૌત્ય નામના કાવ્યના ઉલ્લેખ પ્રમાણે પ્રવરસેન બીજાનું મુખ્ય કાર્ય આનંદ-પ્રમોદમાં

દિવસો નિર્ગમન કરવાનું હતું (चिंतति मधु सुगन्धीन्यान नानि प्रियाणां । त्वयि विनिहतमागः कुन्तलानामधीश :॥) તેણે 'સેતુબંધ' નામે સુંદર પ્રાકૃત કાવ્ય રચ્યું છે. તેના પછી નરેન્દ્રસેન, પૃથ્વીસેન બીજો વગેરે રાજાઓ થયા. ગુપ્તોની કૂંક હવે ઓછી થઈ હતી; કારણ કે તેઓ હૂણોને હરાવવામાં રોકાયા હતા. કદાચ દક્ષિણ ગુજરાતના ત્રૈકૂટકોએ તેમની સત્તાનો અંત આણ્યો. વાકાટકો ઉપરાંત દક્ષિણ ભારતના પશ્ચિમ વિભાગમાં અર્થાત્ અત્યારના ગોવાની આસપાસના પ્રદેશોમાં કદંબ રાજવંશની અને અને મહીસૂરના દક્ષિણ તરફના પ્રદેશમાં ગંગ રાજ્યવંશની–એમ બે મહત્ત્વની સત્તાઓ પણ વિકસી હતી. આ રીતે, દક્ષિણ ભારતમાંના તામિલેતર રાજવંશનાં અસ્તિત્વ અને વિકાસને દક્ષિણ ભારતના ઇતિહાસમાં મહત્ત્વનું સ્થાન છે.

## ૪.૪ તામિલ રાજ્યો: સંગમ યુગ: ચેર, ચોલ અને પાંડ્ય રાજવંશો

દક્ષિણ ભારતના ઇતિહાસનાં કેટલાંક પાસાં આપણે તપાસ્યાં. જેને અંતિમ દક્ષિણ અથવા Extreme South કહેવામાં આવે છે તે દક્ષિણ પ્રદેશ એટલે કૃષ્ણા નદીથી દક્ષિણનો સમગ્ર ભારતીય પ્રદેશ. અનુકૂળતાની દૃષ્ટિએ એને તામિલ પ્રદેશ કહેવામાં વાંધો નથી. ખારવેલના હાથીગુંફાના ઉત્કીર્ણ લેખમાં, તેના સમયમાં (અર્થાત્ ઈ. પૂ. ૧૬૫માં) ૧૧૩ વર્ષથી અસ્તિત્વમાં રહેલાં તામિલ રાજ્યો–त्रमिरदेहसंघातम्–નો તેણે નાશ કર્યો હતો એવો ઉલ્લેખ છે. ખારવેલના આ વૃત્તાંત પછી તામિલ રાજ્યો અંગેના ઉલ્લેખો તામિલ સાહિત્યના આદ્ય વિભાગ 'સંગમ સાહિત્ય'માં મળે છે. સંગમ યુગના સાહિત્યનો આ વિભાગ ૨૨૭૯ કાવ્યોથી સમૃદ્ધ છે. તેમાં ૪૭૩ કવિઓ અને કવયિત્રીઓની તેમજ ૧૦૨ અજાણ્યા લેખકોની કૃતિઓ છે. આ કાવ્યસમૂહમાં તેમજ તામિલના આદ્ય વ્યાકરણ ગ્રંથ 'ટોલકપ્પિયમ્'-માં સચવાયેલી અનુશ્રુતિમાં પણ તામિલ રાજ્યો અને તેમની રાજકીય સ્થિતિના ઉલ્લેખો મળે છે. આ બધા ઉલ્લેખોમાં કશી ક્રમબદ્ધ રાજકીય વ્યવસ્થાનાં દર્શન થતાં નથી છતાં પ્રાચીન તામિલ રાજ્યો અને સંસ્કૃતિનું સુંદર ચિત્ર એના ઉપરથી અત્યંત સ્પષ્ટ થાય છે. તામિલ ભાષાના આદ્ય સ્વરૂપને ઈસુ પૂર્વે ત્રીજી અથવા ચોથી સદીથી આકાર લેતું આપણે સમજી શકીએ. એના પુરાવારૂપે ઈસુ પૂર્વે ત્રીજી સદીનાં બ્રાહ્મી ઉત્કીર્ણ લેખોને ગણાવી શકાય. તામિલ ભાષાના આ રૂપમાં ઉત્તરના સંસ્કૃતની ગાઢ અસર છે એ વાત અત્યંત સ્પષ્ટ છે. વળી, ઈસુની પૂર્વેની પહેલી બીજી સદીઓ દરમિયાન દક્ષિણ ભારતના વ્યાપારી સંબંધોની ઝાંખી સ્ટ્રેબો, પ્લિની, ટોલેમી અને પેરિપ્લસમાંથી થાય છે. દક્ષિણ ભારતનાં અનેક સ્થળોએથી મળી આવેલા રોમન સિક્કાઓ અને પોંડિચેરી પાસેથી મળી આવેલા એક રોમન કારખાનાના અવશેષો પણ આ વાતને સિદ્ધ કરે છે.

સંગમ સાહિત્યની પરંપરા પ્રમાણે તામિલ રાજ્યમાં ચેર, ચોલ અને પાંડ્ય રાજ્યોને અતિ પ્રાચીન ગણવામાં આવ્યાં છે. સંગમ યુગના સાહિત્યકારોએ આ રાજવંશોની પ્રાચીનતા માટે ખૂબ ઉત્સાહ દાખવીને મહાભારતકાળમાં તેમના અસ્તિત્વને સિદ્ધ કર્યું છે દા. ત. ચેર રાજા ઉદિયંજેરળે કૌરવ–પાંડવોની સેનાઓને ભોજન પૂરું પાડ્યું હતું એમ જણાવવામાં આવ્યું છે.

આ રાજા ઉપર આરોપવામાં આવેલી પ્રાચીનતાને બાજુએ રાખીએ તો ઈ. સ. ૧૩૦માં એના રાજ્યકાળને મૂકી શકાશે. તેના પુત્ર નેદુન્જેરળને અનેક સંગ્રામોમાં વિજય મેળવનાર, પરદેશીઓને મ્હાત કરનાર અને 'ઇમયવરંબન' અર્થાત્ હિમાલય સુધી સત્તા ધરાવનાર રાજવી તરીકે ગણવામાં આવ્યો છે. તેના સમકાલીન ચોલ રાજા સાથે યુદ્ધમાં તે માર્યો ગયો હતો. આ વંશમાં બધા મળીને પાંચ રાજવીઓ થયા હતા. તેમને વિષે સંગમયુગનાં કાવ્યોમાં–ખાસ કરીને 'શિલપ્પદિકારમ્'માં ઘણા ઉલ્લેખો મળે છે. તે રાજવીના સમયમાં કણ્ણગીના વૃત્તાંતની મદદ લઈને 'પત્તિનિ' અર્થાત્ 'આદર્શ પતિપરાયણ પતિવ્રતા'ની વિચારધારા શરૂ થઈ હતી. આ રાજાઓએ ૨૦૧ વર્ષ રાજ્ય કર્યું હશે એમ મનાય છે. ચેર રાજ્યવ્યવસ્થામાં રાજકુટુંબના બધા સભ્યોને રાજ્યનો ભાગ મળતો હશે એમ લાગે છે; આ રીતે વિચારીએ તો કૌટિલ્ય જેને 'કુલસંઘ' કહે છે તેવા પ્રકારની રાજ્યવ્યવસ્થા ચેર રાજ્યકાળ દરમિયાન હોવાનો સંભવ છે. આવી જ વ્યવસ્થા ચોલ અને પાંડ્ય રાજવંશોમાં પણ

કૃષ્ણ, ગણેશ અને પશુપતિની પૂજા અને ગૌરિ, અગ્નિ તથા વરુણનાં વ્રત જાણીતાં હતાં.

સાતવાહનોની પડતી પછી તેમના જ ખંડિયા રાજાઓ તરીકે અસ્તિત્વમાં રહેલા આભીરો, ચુતુ અને ઇક્ષ્વાકુઓએ જુદાં જુદાં સ્થળોએ સત્તા હાથ કરી. મહાભાષ્યમાં પરદેશીઓ તરીકે ઉલ્લેખ પામેલા આભીરો પશ્ચિમ ભારતના ક્ષત્રપ રાજવંશમાં સરદારો હતા. તેમનામાં પુરાણોની અનુશ્રુતિ પ્રમાણે દસ રાજાઓ થયા અને તેમણે ૬૭ વર્ષ રાજ્ય કર્યું. ઇશ્વરસેન નામનો રાજા આ વંશનો સ્થાપક હતો આ વંશમાંથી કલ્ચુરિ અથવા ચેદી સંવત ઈ. સ. ૨૪૯–૫૦માં શરૂ થયો હતો. ચુતુ રાજાઓ સાતવાહનોના જ પિતરાઈઓ હતા એમ માનવામાં આવે છે. ઇક્ષ્વાકુઓ અથવા શ્રીપાર્વતીયો (પુરાણો પ્રમાણે)માં સાત રાજાઓએ ૫૭ વર્ષ સુધી રાજ્ય કર્યું. આ વંશમાં વીરપુરિસદાતના સમયમાં નાગાર્જુનકોંડામાં એક ભવ્ય સ્તૂપ તૈયાર કરવામાં આવ્યો. તેના રાજ્ય અમલ દરમિયાન બૌદ્ધ ધર્મ પ્રવર્તતો હતો. ઇક્ષ્વાકુઓ પછી આન્ધ્ર પ્રદેશમાં બૃહત્ફલાયન ગોત્રના રાજાઓ થયા.

### પલ્લવો અને વાકાટકો

સાતવાહનોના રાજ્યના પૂર્વ તરફના પ્રદેશોમાં, સાતવાહન સત્તાના અન્ત પછી મહત્ત્વની સત્તા તરીકે પલ્લવોને ગણવામાં આવે છે. પલ્લવો પરદેશીઓ–પહ્લવ–હતા અને તેમનું મૂળ સ્થાન દક્ષિણમાં વિન્ધ્ય પ્રદેશોથી માંડીને સિંહલદ્વીપ સુધીમાં ક્યાંક હતું આવા અભિપ્રાયો પ્રચલિત છે; પરંતુ પલ્લવોને ભારતીયો અને ઉત્તર તરફથી આવેલા ગણવા જોઈએ. પલ્લવોનો ઇતિહાસ સ્કન્દવર્માના સમયનાં પ્રાકૃતમાં રચાએલાં તામ્રશાસનોથી શરૂ થાય છે. અગ્નિષ્ટોમ, વાજપેય અને અશ્વમેધ યજ્ઞ કરનાર આ રાજાનું રાજ્ય ઉત્તરમાં કૃષ્ણા સુધી અને પશ્ચિમમાં અરબી સમુદ્ર સુધી હતું. તેણે કાચીમાં રાજધાની રાખી હતી. સ્કન્દવર્માના પહેલા પણ પલ્લવવંશી રાજપુરુષો હોવાનો સંભવ છે. સ્કન્દવર્માનો રાજ્યકાળ ઈ. સ. ૩૫૦થી ૩૭૫નો કલ્પવામાં આવે છે. સમુદ્રગુપ્તના અલ્લાહાબાદના સ્તંભલેખમાં જણાવ્યું છે, કે કાચીના વિષ્ણુગોપ સાથે તેને ઝઘડો થયો હતો. સમુદ્રગુપ્ત પલ્લવોને નમાવવામાં કદાચ સફળ થયો નહિ હોય. આ વંશમાં સિંહવિષ્ણુ, હસ્તિવર્મા, નંદિવર્મા, સ્કન્દવર્મા, અને નંદિવર્મા બીજો, પલ્લવ વંશનો છેલ્લો રાજા, એમ અનેક રાજાઓ થયા.

ઈ. સ.ના ચોથા સૈકાની શરૂઆત પછી કલિંગમાં માઠર કુલના સાત રાજાઓ થયા; તેમનાં સંસ્કૃતમાં લખાયલાં તામ્રપત્રો મળે છે. ઈ. સ. ૩૭૫થી ૫૦૦ સુધીનો એમનો રાજ્યકાળ કલ્પવામાં આવ્યો છે. આ ઉપરાંત, વેગીમાં શાલકાયનો પછી વિષ્ણુકુંડી વંશના રાજાઓ અને આનંદ ગોત્રના રાજાઓ થયા. આ સમય દરમિયાન મધ્યપ્રદેશના વાકાટકોની સત્તાનો હવે વિચાર કરીશું.

મધ્યપ્રદેશના વાકાટકોનો રાજકીય તેમજ સાંસ્કૃતિક ફાળો મહત્ત્વનો ગણવામાં આવ્યો છે. ગુપ્તો વિષ્ણુકુંડીઓ અને કદમ્બવંશી રાજાઓ સાથે રાજકીય તેમજ લગ્નસંબંધોથી બંધાએલા આ રાજવંશે અજંટાની ગુફાઓના ચિત્રકાર્યમાં મહત્ત્વનો ઉમેરો કરાવ્યો હતો. સાતવાહન રાજ્યની પડતી પછી અને ગુજરાતના ક્ષત્રપોના અસ્ત પછી વાકાટકોનું અસ્તિત્વ શરૂ થાય છે. પુરાણોમાં રાજા વિંધ્યશક્તિને તેમનો આદ્ય પૂર્વજ અને મધ્ય પ્રદેશમાં પુરિકા નામના સ્થળને તેમની રાજધાની ગણવામાં આવી છે. ઇસવી સનના ત્રીજા સૈકાના અંતથી વાકાટકોની સત્તાની શરૂઆત ગણી શકાય. વિન્ધ્યશક્તિના પુત્ર પ્રવરસેન પહેલાએ ચારે તરફ વિજયો કર્યા અને પોતાને સમ્રાટમાં ખપાવવાના પ્રયત્નો કર્યા. તેના ચાર પુત્રોને તેણે રાજ્ય વહેંચી આપ્યું હતું. સૌથી મોટા ગૌતમીપુત્ર પછી રુદ્રસેન પહેલાએ રાજ્યસત્તા ધારણ કરી. તેના પૌત્ર રુદ્રસેન બીજાની સાથે ગુપ્ત સમ્રાટ ચન્દ્રગુપ્ત બીજાએ પોતાની દીકરી પ્રભાવતી ગુપ્તાનાં લગ્ન કર્યાં હતાં. ગુજરાત–સૌરાષ્ટ્રના શકોની સત્તા તોડવા માટે કરવામાં આવેલો આ સંબંધ સફળ થયો; કારણ કે ચન્દ્રગુપ્ત બીજાએ જ્યારે ગુજરાત અને સૌરાષ્ટ્ર જીતી લીધા ત્યારે તેની દીકરી પ્રભાવતીગુપ્તાએ મદદ કરી હતી; પતિના અને જ્યેષ્ઠ પુત્રના મરણ પછી તે નાના પુત્ર પ્રવરસેન બીજાને રાજ્યકારભારમાં મદદ કરતી હતી. પ્રવરસેન બીજો સાહિત્ય, સંગીત, કલા અને સુંદરીઓનો શોખીન હતો. કાલિદાસને નામે આરોપવામાં આવેલા કુન્તલેશ્વરદૌત્ય નામના કાવ્યના ઉલ્લેખ પ્રમાણે પ્રવરસેન બીજાનું મુખ્ય કાર્ય આનંદ-પ્રમોદમાં

દિવસો નિર્ગમન કરવાનું હતું (वित्तति मधु सुगन्धीन्यान नानि प्रियाणां। त्वयि विनिहतमार्गः कुन्तलानामधीशः॥) તેણે 'સેતુબંધ' નામે સુંદર પ્રાકૃત કાવ્ય રચ્યું છે. તેના પછી નરેન્દ્રસેન, પૃથ્વીસેન બીજો વગેરે રાજાઓ થયા. ગુપ્તોની હૂંફ હવે ઓછી થઈ હતી; કારણ કે તેઓ હૂણોને હરાવવામાં રોકાયા હતા. કદાચ દક્ષિણ ગુજરાતના ત્રૈકૂટકોએ તેમની સત્તાનો અંત આણ્યો. વાકાટકો ઉપરાંત દક્ષિણ ભારતના પશ્ચિમ વિભાગમાં અર્થાત્ અત્યારના ગોવાની આસપાસના પ્રદેશોમાં કદંબ રાજવંશની અને અને મહીસૂરના દક્ષિણ તરફના પ્રદેશમાં ગંગ રાજ્યવંશની– એમ બે મહત્ત્વની સત્તાઓ પણ વિકસી હતી. આ રીતે, દક્ષિણ ભારતમાંના તામિલેતર રાજવંશનાં અસ્તિત્વ અને વિકાસને દક્ષિણ ભારતના ઇતિહાસમાં મહત્ત્વનું સ્થાન છે.

## ૪.૪ તામિલ રાજ્યો: સંગમ યુગ: ચેર, ચોલ અને પાંડ્ય રાજવંશો

દક્ષિણ ભારતના ઇતિહાસનાં કેટલાંક પાસાં આપણે તપાસ્યાં. જેને અંતિમ દક્ષિણ અથવા Extreme South કહેવામાં આવે છે તે દક્ષિણ પ્રદેશ એટલે કૃષ્ણા નદીથી દક્ષિણનો સમગ્ર ભારતીય પ્રદેશ. અનુકૂળતાની દૃષ્ટિએ એને તામિલ પ્રદેશ કહેવામાં વાંધો નથી. ખારવેલના હાથીગુંફાના ઉત્કીર્ણ લેખમાં, તેના સમયમાં (અર્થાત્ ઈ. પૂ. ૧૬૫માં) ૧૧૩ વર્ષથી અસ્તિત્વમાં રહેલાં તામિલ રાજ્યો–त्रमिरदेशसंघातम्–નો તેણે નાશ કર્યો હતો એવો ઉલ્લેખ છે. ખારવેલના આ વૃત્તાંત પછી તામિલ રાજ્યો અંગેના ઉલ્લેખો તામિલ સાહિત્યના આદ્ય વિભાગ 'સંગમ સાહિત્ય'માં મળે છે. સંગમ યુગના સાહિત્યનો આ વિભાગ ૨૨૭૯ કાવ્યોથી સમૃદ્ધ છે. તેમાં ૪૭૩ કવિઓ અને કવયિત્રીઓની તેમજ ૧૦૨ અજાણ્યા લેખકોની કૃતિઓ છે. આ કાવ્યસમૂહમાં તેમજ તામિલના આદ્ય વ્યાકરણ ગ્રંથ 'ટોલકપ્પિયમ્'-માં સચવાયેલી અનુશ્રુતિમાં પણ તામિલ રાજ્યો અને તેમની રાજકીય સ્થિતિના ઉલ્લેખો મળે છે. આ બધા ઉલ્લેખોમાં કશી ક્રમબદ્ધ રાજકીય વ્યવસ્થાનાં દર્શન થતાં નથી છતાં પ્રાચીન તામિલ રાજ્યો અને સંસ્કૃતિનું સુંદર ચિત્ર એના ઉપરથી અત્યંત સ્પષ્ટ થાય છે. તામિલ ભાષાના આદ્ય સ્વરૂપને ઈસુ પૂર્વે ત્રીજી અથવા ચોથી સદીથી આકાર લેતું આપણે સમજી શકીએ. એના પુરાવારૂપે ઈસુ પૂર્વે ત્રીજી સદીનાં બ્રાહ્મી ઉત્કીર્ણ લેખોને ગણાવી શકાય. તામિલ ભાષાના આ રૂપમાં ઉત્તરના સંસ્કૃતની ગાઢ અસર છે એ વાત અત્યંત સ્પષ્ટ છે. વળી, ઈસુની પૂર્વેની પહેલી બીજી સદીઓ દરમિયાન દક્ષિણ ભારતના વ્યાપારી સંબંધોની ઝાંખી સ્ટ્રેબો, પ્લિની, ટોલેમી અને પેરિપ્લસમાંથી થાય છે. દક્ષિણ ભારતનાં અનેક સ્થળોએથી મળી આવેલા રોમન સિક્કાઓ અને પોંડિચેરી પાસેથી મળી આવેલા એક રોમન કારખાનાના અવશેષો પણ આ વાતને સિદ્ધ કરે છે.

સંગમ સાહિત્યની પરંપરા પ્રમાણે તામિલ રાજ્યમાં ચેર, ચોલ અને પાંડ્ય રાજ્યોને અતિ પ્રાચીન ગણવામાં આવ્યાં છે. સંગમ યુગના સાહિત્યકારોએ આ રાજવંશોની પ્રાચીનતા માટે ખૂબ ઉત્સાહ દાખવીને મહાભારતકાળમાં તેમના અસ્તિત્વને સિદ્ધ કર્યું છે દા. ત. ચેર રાજા ઉદિયંજેરળે કૌરવ–પાંડવોની સેનાઓને ભોજન પૂરું પાડ્યું હતું એમ જણાવવામાં આવ્યું છે.

આ રાજા ઉપર આરોપવામાં આવેલી પ્રાચીનતાને બાજુએ રાખીએ તો ઈ. સ. ૧૩૦માં એના રાજ્યકાળને મૂકી શકાશે. તેના પુત્ર નેદુન્જેરળને અનેક સંગ્રામોમાં વિજય મેળવનાર, પરદેશીઓને મ્હાત કરનાર અને 'ઇમયવરંબન' અર્થાત્ હિમાલય સુધી સત્તા ધરાવનાર રાજવી તરીકે ગણવામાં આવ્યો છે. તેના સમકાલીન ચોલ રાજા સાથે યુદ્ધમાં તે માર્યો ગયો હતો. આ વંશમાં બધા મળીને પાંચ રાજવીઓ થયા હતા. તેમને વિષે સંગમયુગનાં કાવ્યોમાં–ખાસ કરીને 'શિલપ્પદિકારમ્'માં ઘણા ઉલ્લેખો મળે છે. તે રાજવીના સમયમાં કણ્ણગીના વૃત્તાંતની મદદ લઈને 'પત્તિનિ' અર્થાત્ 'આદર્શ પતિપરાયણ પતિવ્રતા'ની વિચારધારા શરૂ થઈ હતી. આ રાજાઓએ ૨૦૧ વર્ષ રાજ્ય કર્યું હશે એમ મનાય છે. ચેર રાજ્યવ્યવસ્થામાં રાજકુટુંબના બધા સભ્યોને રાજ્યનો ભાગ મળતો હશે એમ લાગે છે; આ રીતે વિચારીએ તો કૌટિલ્ય જેને 'કુલસંઘ' કહે છે તેવા પ્રકારની રાજ્યવ્યવસ્થા ચેર રાજ્યકાળ દરમિયાન હોવાનો સંભવ છે. આવી જ વ્યવસ્થા ચોલ અને પાંડ્ય રાજવંશોમાં પણ

હોવી જોઈએ. સંગમયુગનાં કાવ્યો આ સમયનાં અનેક મહાપુરુષો અને સંગ્રામવીરોનાં નામ જણાવે છે. આ બધા વીરો મધ્યસ્થ રાજ્યસત્તાને મદદ કરતા હશે એમ લાગે છે.

ચોલ રાજવંશમાં સહુથી મહત્ત્વનું નામ કરિકાલ નામના રાજવીનુ છે. એના નામના અનેક અર્થ ઘટાવવામાં આવે છે. એક અર્થ 'દાઝેલા પગવાળો', તો બીજો અર્થ 'કલિનો કાળ' એવો આપવામાં આવે છે. કરિકાલે શરૂઆતની જિંદગીમાં અનેક ચડતી-પડતીઓ જોયા પછી સ્વસ્થતા મેળવી અને અત્યારના તાન્જોરથી પૂર્વમાં ૧૫ માઈલ પર આવેલા કૅાવિલવેણ્ણિ પાસે એક મહાન સગ્રામમા જીત મેળવી એમ જણાવવામાં આવ્યું છે. આ યુદ્ધમાં ચેર અને પાંડય કુલસંઘોએ ભેગા મળીને કરિકાલને હરાવવાનુ નક્કી કર્યું હશે એમ લાગે છે. તેમના પ્રયત્નો સંપૂર્ણ રીતે અસફળ થયા. યુદ્ધકાર્યોથી પરવારીને કરિકાલે પ્રજાકીય સુધારાઓ કર્યા, વનો અને દુર્ગમ પ્રદેશોને રહેવાલાયક તથા ખેતીલાયક બનાવરાવ્યા અને નહેરોની વિશેષ વ્યવસ્થા કરી. તે બ્રાહ્મણ ધર્મનો પ્રેમી હોઈ તેણે અનેક યજ્ઞો કરાવ્યા હતા. 'શિલપ્પદિકારમ્'મા અને ૧૧મા તથા ૧૨મા સૈકાના ઉત્કીર્ણ લેખોમાં તેની યશગાથાઓ મળે છે.

લગભગ આ જ સમય દરમિયાન 'નેડુન્જિળિયન' નામે રાજા પાડચ વંશમાં રાજ્ય કરતો હતો. તેના પછીના ત્રણ પાંચ રાજાઓના ઉલ્લેખો મળે છે. આમાથી ત્રીજા રાજાના સમય દરમિયાન મદુરામાં કોવળનનુ મૃત્યુ થયું. આ રાજાનુ નામ પણ નેડુન્જિળિયન આપવામા આવ્યું છે. આ બધા રાજાઓને એક-બીજા સાથે વારવાર ઝઘડા થતા હતા અને તેથી તામિલ રાજ્યોનો ઇતિહાસ એટલે ચેર, ચોલ, અને પાંડય રાજાઓના ઝઘડાઓનો ઇતિહાસ એમ કહેવામા કશુ ખોટુ નથી. આ બધા રાજવીઓની વિગતો અને તેમના રાજ્યકાળ દરમિયાન પ્રવર્તમાન સમાજસ્થિતિનો ચિતાર સંગમ યુગના અનેક સાહિત્યગ્રથો ઉપરથી મળે છે.

આ બધા તામિલ રાજાઓમા ઉપર જણાવ્યું તેમ ચોલરાજ કરિકાલનુ મહત્ત્વ સહુથી વિશેષ છે. તેના જીવનના બે મહાન પ્રસંગોમાં એક છે સિલોન ઉપરની તેની ચડાઈ. બૌદ્ધ ગ્રંથ 'મહાવંસ'માં તેનો ઉલ્લેખ નથી, પરંતુ પછીના સમયના સિંહલી વૃત્તાંતગ્રંથોમાં કરિકાલની આ ચડાઈના ઉલ્લેખો છે. આ લડાઈમાંથી તે ૧૨૦૦૦ સિંહલીઓને કેદ પકડી લાવ્યો હતો અને તેમને કાવેરીના મુખપ્રદેશ આગળ સિલોનના ભાવી આક્રમણ સામેની તકેદારી માટે રાખ્યા હતા. તેનું બીજું મહત્ત્વનું કાર્ય કાવેરીનાં પાણીને યોગ્ય રીતે વાળવાનું હતું. આ પાણીથી તેણે દક્ષિણ તાંન્જોરના સમગ્ર પ્રદેશને લીલો બનાવ્યો. અત્યારની તાંન્જોર જિલ્લાની પ્રાચીન નહેરો ચોલ યુગ દરમિયાન શરૂ થઈ હશે એમ માનવું વધારે પડતું નથી.

આ સમય દરમિયાન તામિલ રાજ્યોનો ઉત્તર સાથેનો સંબંધ ઘણો વધ્યો. એને પરિણામે આર્ય સંસ્કૃતિની અસર દક્ષિણમાં થઈ. બૌદ્ધ, જૈન અને બ્રાહ્મણ ધર્મનું જોર વધ્યું અને કાંચીમાં સંસ્કૃત સાહિત્ય અને બ્રાહ્મણ ધર્મનું મહાન કેન્દ્ર વિકસ્યું.

ઈ. પૂ. પહેલા સૈકાથી ચેર અને પાંડય રાજવંશો ઉપર ચોલ કુલસંઘોનુ પ્રભુત્વ હતું. આ સ્થિતિ લગભગ બસો વર્ષ ચાલુ રહી. ત્યાર પછીના સમયનો ઇતિહાસ આ રાજવંશો વચ્ચેની તકરારોનો ઇતિહાસ છે. આવી સ્થિતિ ઈ. સ. ૩૦૦ સુધી ચાલુ રહી. આ સમયે સંગમ યુગ પૂરો થયો.

ઇસુની ચોથી સદીની શરૂઆત પછી અર્થાત્ સંગમ યુગના અંત પછી કલભ્ર (અથવા કળવાર) નામની પ્રજાનાં ધાડાં તામિલ રાજ્યો ઉપર ફરી વળ્યાં. કૃષ્ણાથી ઉત્તરના પ્રદેશોમાં આન્ધ્ર રાજાઓના દબાણને કારણે કલભ્રોને આગળ વધવાની ફરજ પડી હતી. આ કલભ્ર જાતિનો ઇતિહાસ હજી સ્પષ્ટ નથી; પરંતુ એટલું ચોક્કસ છે, કે લગભગ બસો વર્ષ સુધી આ જાતિઓના નાના-મોટા વીરોએ તામિલ રાજ્યો ઉપર શાસન કર્યું.

## ૪.૫ સંગમ યુગનાં ભાષા, સાહિત્ય અને સંસ્કૃતિ

ભારતમા બોલાતી ભાષાઓનાં આદ્ય કુળનો વિચાર કરતાં ઑસ્ટ્રિક, દ્રાવિડિયન અને આર્ય–એમ ત્રણ મુખ્ય કુળનો ખ્યાલ આવે છે. જેને આપણે તામિલ પ્રદેશ કહીએ છીએ, તેનું આદ્ય ભાષાકુળ દ્રાવિડિયન ભાષાકુળ છે. આ દ્રાવિડિયન કુળની ભાષાઓમાં તામિલ સહુથી

પ્રાચીન છે. એ કુળની બીજી ભાષાઓમાં તેલુગુ, કન્નડ, મલયાલમ, ગોંડી, કોલમિ, ટૂઈ, કુરુખ, મલ્ટો, અને બ્રાહુઇ વધારે જાણીતી છે.

તામિલ ભાષામાં મુંડા, દ્રાવિડિયન અને આર્ય ભાષાઓનું સંમિશ્રણ જોવા મળે છે. આ ભાષાનાં આદ્ય સ્વરૂપો માટે ઇસ્વીની પૂર્વે બીજી સદીથી બ્રાહ્મીને લિપિ તરીકે સ્વીકારવામાં આવી હતી. તામિલ સાહિત્યનું અસ્તિત્વ ઈ. પૂ. બીજા સૈકાથી ચોક્કસ રીતે કલ્પી શકાય. કૃષ્ણાથી ઉત્તર તરફના અને વિંધ્યથી દક્ષિણ તરફના પ્રદેશોમાં બોલાતી ભાષાઓમાં આર્યકુળની ભાષા તરીકે મરાઠી જાણીતી છે. સમગ્ર દક્ષિણ પ્રદેશમાં પાર્વતીય અને વન્ય સ્થળોમાં ઓસ્ટ્રો એશિયાટિક કુળની ભાષાઓ જેવી કે મુંડા, જૅંગ, ગડબ વગેરે જાણીતી છે. દ્રાવિડિયન કુળની એક ભાષા બ્રાહુઈ બલુચિસ્તાનમાં બોલાય છે.

ભાષાની દૃષ્ટિએ વિચાર કરતાં તામિલ એક અત્યંત પ્રાચીન ભાષા હોવાનો સંભવ છે. ભૂમધ્ય સમુદ્રના દેશોથી માંડીને બલુચિસ્તાન, સિન્ધ, સૌરાષ્ટ અને તામિલ પ્રદેશો સુધીના વિશાળ પટમાં તામિલની અસર કલ્પી શકાય છે. એશિયા–માઈનરના લિશિયનોમાં 'ત્રિમ્મલઈ' શબ્દથી 'દ્રમિલ' (દ્રમિડ) અથવા 'તામિલ'ના બોધની કલ્પના કરી શકાય છે. અફઘાનિસ્તાન, ઈરાન, અને ઇરાકનાં પ્રાચીન સ્થળ નામોમાં દ્રાવિડિયન અસર સ્પષ્ટ વરતાય છે.

આર્યકુળની ભાષાઓ સાથે તામિલ અને દ્રાવિડિયન કુળની બીજી મહત્ત્વની ત્રણ ભાષાઓ – મલયાલમ, તેલુગુ, કન્નડ–નો સંબંધ ઘણો મહત્ત્વનો છે. બંને ભાષા-કુળોએ પરસ્પર આદાન-પ્રદાન કર્યું છે. ઇસ્વીની પૂર્વે બીજી સદીથી ઉત્તર ભારતના આર્યકુળની ભાષાઓની અસર વરતાઈ આવે છે. આ અસર ક્રમે ક્રમે વધારે ગાઢ બનતી જાય છે. તામિલ પ્રદેશની લિપિ પણ ઉત્તર ભારતની કેટલીક સ્થાનિક વિશિષ્ટતાઓ બાદ કરતાં, બ્રાહ્મી જ છે. શરૂઆતના તબક્કાઓમાં સંસ્કૃત અને પ્રાકૃત શબ્દોને તામિલમાં અપનાવી લેવામાં આવ્યા. બૌદ્ધ, જૈન અને બ્રાહ્મણ ધર્મોની અસરથી બીજા સંસ્કૃત અને પ્રાકૃત શબ્દો ઉમેરાયા. આળવાર અને નાયન્માર સંતોના સમયમાં સંસ્કૃતની અસર અત્યંત વધી અને ત્યાર પછી અગિયારમા સૈકાથી માંડીને પંદરમા સૈકા સુધી સંસ્કૃત અને પ્રાકૃત શબ્દોનાં તામિલ રૂપાંતરો પ્રચારમાં આવ્યાં.

તામિલ અને તામિલિકમ્ શબ્દની વ્યુત્પત્તિ પણ રસિક છે. એક મત એવો છે કે સંસ્કૃત દ્રવિડ શબ્દ ધીમે ધીમે, દ્રમિડ, દ્રમિલ અને તમિલ એવો ફેરફાર પામ્યો. બીજા મત પ્રમાણે 'તામિલ' અથવા 'તમિલ' એ શબ્દ પ્રાચીન તામિલ શબ્દ છે અને તેમાંથી ક્રમે ક્રમે દ્રમિલ, દ્રમિડ અને દ્રવિડ એવા શબ્દો બન્યા છે. દ્રવિડ શબ્દમાં 'દ્રૃ' હાંકી કાઢવું એવો ધાતુ કલ્પીને 'સંસ્કૃતે હાંકી કાઢેલી' એવો અર્થ બેસાડવાના પ્રયત્નો થયા છે. 'તામિલ' શબ્દમાં 'તમિ' એટલે 'એકાકી' એવો શબ્દ માનવામાં આવ્યો છે. તમિલકમ્ શબ્દથી તામિલ શબ્દનો બોધ થાય છે.

દરેક પ્રદેશ પોતાનાં ભાષા અને સાહિત્ય માટે બને તેટલી પ્રાચીનતા સાબિત કરવાના પ્રયાસો કરે છે. તામિલ ભાષા અને સાહિત્ય માટે પણ તેમ કરવામાં આવ્યું છે. કૈલાસ પર્વત ઉપર શિવજી અને ઉમાનાં લગ્નનો મહાન ઉત્સવ જોવા માટે દક્ષિણના બધા લોકો ગયા. બધા માણસો એક સ્થળે ભેગા થયા હોવાથી પૃથ્વીની સમતુલા જળવાઈ નહિ. કેટલાક ડાહ્યા માણસો-એ શિવજીને વિનંતિ કરતાં તેમણે પોતાના અને ઉમાના જેવું ગૌરવ ધારતાં અગસ્ત્ય અને લોપામુદ્રાને દક્ષિણમાં મોકલ્યાં, જેથી તેમને પગલે ચાલીને લોકો દક્ષિણમાં પાછા જાય. ત્યાંની ભાષા જાણવા માટે અગસ્ત્યે વિનંતિ કરતાં શિવજીએ 'ડમરુ' બજાવ્યું. જમણી તરફથી જે સ્વરો નીકળ્યા તે પાણિનિ ઋષિએ સંસ્કૃત માટે ગ્રહણ કર્યા અને ડાબી તરફના સ્વરોમાંથી અગસ્ત્યે તામિલનું પ્રાચીનતમ વ્યાકરણ 'અગસ્સમ' બનાવ્યું. તેમાં ૧૨૦૦૦ સૂત્રો હતાં. આ વ્યાકરણ નાશ પામ્યું. અગસ્સના શિષ્ય 'ટોલકપ્પિય' નામના મુનિએ ગુરુની પ્રેરણાથી 'ટોલકપ્પિયમ્' નામે વ્યાકરણગ્રંથ રચ્યો, જે આપણને અત્યારે પણ મળે છે. તેમાં સૂત્રો છે. આખા ગ્રંથના ત્રણ વિભાગ છે. દરેક વિભાગમાં નવ નાના વિભાગો છે. તેમાં લિપિ, વ્યુત્પત્તિ, વ્યાકરણ, કાવ્ય-શાસ્ત્ર, છંદસ, પ્રેમ, યુદ્ધ, પ્રકૃતિતત્ત્વો તથા સમકાલીન સમાજજીવનનાં અનેક પાસાંનું અભ્યાસપૂર્ણ આલેખન

છે. આ ગ્રંથ માત્ર વ્યાકરણ ગ્રંથ જ નહિ, પણ 'ધર્માર્થ-કામમોક્ષ' એમ ચારેય પુરુષાર્થો માટે ઉપયોગી ગ્રંથ છે.

સંગમ યુગનો વિચાર કરતા 'સંગમ' અર્થાત્ 'જ્ઞાન-શાળા' કે 'જ્ઞાનપીઠ' અથવા 'વિદ્યાપીઠ'નો વિચાર કરવો જોઈએ. પ્રાચીન તામિલ અનુશ્રુતિ પ્રમાણે આવા ત્રણ 'સંગમો' થયા છે. આ સંગમોમાં સાહિત્યનો એટલો બધો વિકાસ થયો છે કે તેટલો વિકાસ જગતના ઇતિહાસમાં બીજે દેખાતો નથી. સાહિત્યના ઉત્કર્ષની સાથે સાથે, કલા, શિલ્પ અને સ્થાપત્યનો પણ એવો જ મહત્ત્વનો વિકાસ થયો હતો એમ જણાય છે. આવા વિકાસને પાંડચ રાજાઓએ ઉત્તેજન આપ્યું હતું. સંગમ શબ્દ બૌદ્ધો અને જૈનોએ પ્રચલિત કરેલો શબ્દ છે. તામિલમા પ્રાચીન સમયથી સગમને 'કૂદલ' કહેવામા આવે છે.

પ્રથમ સંગમ અત્યારે સમુદ્રમાં ડૂબી ગયેલા મદુરામાં હતો. આ સંગમના મહાપુરુષો તરીકે અગસ્ત્ય, શિવ, સુબ્રહ્મણ્ય અને આદિશેષ છે. તેના ૫૪૯ સભ્યો હતા. ૪૪૯૯ લેખકોએ પોતાની કૃતિઓ ૪૪૦૦ વર્ષ દરમિયાન રચી. આ સંગમને ૮૯ પાંડ્ય રાજાઓએ ઉત્તેજન આપ્યું હતું. તેમાંના સાત મોટા કવિઓ હતા. આ સગમની ઉત્તમ કૃતિઓ—જે નાશ પામી છે—અગસ્ત્યમ્, પરિપદ્દાલ મુદુનારૈ, મુદુકુરુકુ અને કલિરિયાવિરઈ છે.

બીજા સગમનુ સ્થાન કપાટપુર (જે અત્યારે ડૂબી ગયું છે) હતું. તેના મહાપુરુષોમાં અગસ્ત્ય, ઇરુંદૈયુર અને વેલ્લુર કાપ્પિયન હતા. તેના ૪૯ સભ્યો હતા અને તેમાં ૩૭૦૦ કવિઓએ ૩૭૦૦ વર્ષ સુધી તેમની કૃતિઓ ૫૯ રાજાઓની પ્રેરણાથી રચી હતી. આ યુગની કૃતિઓ અકટ્ટિયમ્, ટોલકપ્પિયમ્, માપુરાનમ્, ઇસઇનુક્કમ્, ભૂતપુરાનમ્, કલિ, કુરુકુ, વેન્ડાલિ, અને વ્યાલમાલઈ છે. તેમાં ટોલકપ્પિયમ્ સિવાયની બધી કૃતિઓ નાશ પામી છે.

ત્રીજો સંગમ અત્યારના મદુરામાં હતો. તેના ૪૯ સભ્યો હતા. ૪૪૯ કવિઓની કૃતિઓને ૪૯ રાજાઓએ ૧૮૫૦ વર્ષ સુધી પ્રેરણા આપી હતી. તેના મહાપુરુષોમા નક્કિરર્, ઈરૈયનર, કપિલર, પરનર, સિત્તલઈ સાત્તનર, અને પાંડચરાજ ઉગ્ર હતા. આ સંગમની ઉત્તમ કૃતિઓ નેદુન્થોકઈ, કુરન્થોકઈ, નત્રિનઈ, ઐંકુનુરુ, પદિત્રપ્પાતુ, નૂત્રૈમ્બુથુ, પરિપાદલ, કૂથુ, વરિ, પેરિસઈ, અને સિત્રિ-સઈ છે. આમાંની ઘણી કૃતિઓ બચી છે.

આ બધાં વૃત્તાંતો ઉપરથી લાગે છે, કે પહેલા બે સંગમની વાત ઐતિહાસિક નહિ પણ કાલ્પનિક છે. તેના મહાપુરુષોમાં દંતકથાની વ્યક્તિઓ અને દેવો છે. તેમની એક પણ કૃતિ—ટોલકપ્પિયમ્ સિવાય—બચી નથી. ઐતિહાસિક રીતે ઈ. પૂ. ૫૦૦થી ઈ. સ. ૫૦૦ સુધીનો સમય સગમ યુગને માટે આપી શકાય.

ત્રીજા સંગમની કૃતિઓમાંથી કેટલીક કૃતિઓના સંગ્રહો આપણને અત્યારે પણ મળે છે. તેમાં દસ પ્રકૃતિ વર્ણનો (પત્થુપ્પાતુ) આઠ સંગ્રહો (એત્તુથોકઈ) અને અઢાર કાવ્યો (પદિનેન્કિલ્કનકકુ) છે. દસ પ્રકૃતિવર્ણનો (Ten Idylls)મા પહેલા બેના લેખક નક્કીરર્ છે. પહેલામાં દેવ સુરુગ અને તેમનાં પવિત્ર સ્થાનોનું વર્ણન છે. બીજું વિપ્રલંભનુ કાવ્ય છે, જેમાં વિયોગી બનેલાં રાજા અને રાણી એકબીજા માટે ઝૂરે છે. પછીના સાહિત્ય ઉપર નક્કિરરૂની ઘણી અસર છે. ત્રીજામા કાંચીપુરમ્નું વર્ણન છે. ચોથામાં પ્રેમકાવ્યો છે. તેમાં ચોલ રાજાની રાજધાની પુહારનું વર્ણન છે. બાકીનાં છમાં પાંડચ રાજ્ય-વ્યવસ્થા, સસ્કૃતિ, સામાજિક રિવાજો, આદર્શ રાજાનાં લક્ષણો અને કવિઓની સામાન્ય સ્થિતિનું વર્ણન છે. આ દસ પ્રકૃતિ કાવ્યોમાં અથવા વર્ણનકાવ્યોમાં તે સમયના સુંદર સાહિત્યના નમૂના સંગ્રહાયેલા છે. પ્રકૃતિની અમાપ સમૃદ્ધિ, માનવજીવન અને વ્યવહારનું સુરેખ ચિત્ર અને માનવ લાગણીઓ અને ઝંખનાઓનું સ્પષ્ટ પ્રતિબિંબ આ કૃતિઓમાં જોવા મળે છે.

આઠ સંગ્રહગ્રંથોમાં જુદા જુદા કવિઓનાં અનેક સુંદર કાવ્યો મળે છે. તેમાં પ્રેમ, વિયોગ, મેળાપ, સામાજિક રિવાજો, પ્રકૃતિ વર્ણનો, દેવોની ભક્તિ અને પ્રાચીન તામિલ જાતિનાં લક્ષણોના સુંદર ચિત્રો છે. આવાં કાવ્યો વૃત્તબદ્ધ છે અને તેમાં કવિઓએ આહવળ, અને કલિ જેવાં વૃત્તોને સફળતાથી ઉપયોગમાં લીધાં છે.

અઢાર નાનાં કાવ્યોમાં કેટલીક અત્યંત સુંદર કૃતિઓ છે. આમાં તિરુવલ્લુવરની 'કુરલ' અત્યંત જાણીતી છે.

આ કવિને બ્રહ્માના અવતાર સમજવામાં આવ્યા છે. તેમાં દસ દસ વૃત્તોના ૧૧૩ વિભાગો છે. તેમાં નીતિ, સંપત્તિ, ઉદારતા, પ્રેમ, સમૃદ્ધિ, સૌખ્ય, સદાચાર, રાજનીતિ, શહેરીઓની ફરજો, લગ્નબદ્ધ પ્રેમ, જીવનની–કલામય જીવનની રીત વગેરે અસંખ્ય વિષયો ચર્ચવામાં આવ્યા છે. તેથી આ કૃતિને 'નાનો વેદ' કહેવામાં આવ્યો છે. તામિલ પ્રજાની સર્વસામાન્ય સંસ્કૃતિનું તેમાં સુંદર ચિત્ર છે. બીજાં કાવ્યોના વિષયો પણ લગભગ આ પ્રકારના જ છે.

ઉપર જણાવ્યા તે સાહિત્યગ્રંથો ઉપરાંત મહાકાવ્યો પણ જાણીતાં છે. તેમાં સિલપ્પદિકારમ્, મણિમેખલઈ, જીવકચિંતામણિ, વલયૂપતિ, કુન્ડલકેશી–એમ પાંચમાંથી પહેલાં ત્રણ આપણને મળે છે. બીજાં પાંચ યશોધરકાવ્યમ્, ચૂલમણિ, ઉદયનકાવ્યમ્, નાગકુમારકાવ્યમ્ અને નીલકેશીમાંથી નાગકુમાર કાવ્ય સિવાયનાં બીજાં ચાર મળે છે. આ બધાં કાવ્યો ઈસવી સનના બીજા સૈકાની આસપાસ રચાયાં હોવાનું અનુમાન કરી શકાય છે. તામિલ સાહિત્યમાં આ યુગને સુવર્ણયુગ કહેવામાં આવે છે; કારણ કે સંગમયુગની ઉત્તમ કૃતિઓ આ યુગ દરમિયાન રચાઈ હતી.

ચેર રાજા સેંગુત્તુવનની રાજગાદીની ચિન્તા દૂર કરવા તેનો નાનો ભાઈ શિલપ્પદિકારમ્‌નો કવિ ઇલંગો અદિગલ સાધુ થઈ ગયો. તેનાં ભ્રમણ દરમિયાન તેને કવિ સિત્તલઈ સાત્તનાર મળ્યો અને તેણે ઇલંગોને પોતાનું કાવ્ય મણિમેખલઈ સંભળાવ્યું. આ સાંભળીને ઇલંગોએ સાત્તનારના કાવ્યની વાર્તામાંના પાત્રોના અગાઉના જન્મ અને એ જન્મના વૃત્તાંતનું કાવ્ય રચ્યું. આ બન્ને સંત કવિઓનું તામિલ કવિતામાં Iliad અને Odysseyના કવિઓના જેટલું મહત્ત્વ છે.

સિલપ્પદિકારમ્‌માં કોવલન અને કન્નકિના પ્રેમની હૃદયદ્રાવક કથા ગૂંથવામાં આવી છે. ગણિકા માધવીના આકર્ષણમાં ડૂબેલો કોવલન પોતાની પ્રિય પત્ની કન્નકિનો ત્યાગ કરે છે. સર્વસ્વ ખોઈ બેઠેલો અને હવે પસ્તાવો કરતો કોવલન જ્યારે કન્નકિ સાથે મદુરા જતો હોય છે ત્યારે ત્યાંના રાજાની અને રાજસેવકોની ભૂલથી કોવલન ઉપર આળ મૂકવામાં આવે છે અને તેનો વધ થાય છે. પતિના મૃત્યુ ઉપર કલ્પાંત કરતી કન્નકિ દુઃખના અતિરેકમાં પોતાની છાતી ઉપરથી ત્વચા કાઢીને મદુરાશહેરને શાપ આપે છે. બંને પ્રેમીઓ સ્વર્ગમાં મળે છે. તામિલ સાહિત્યમાં આ કાવ્યનું સ્થાન અદ્વિતીય છે. આદર્શ પત્ની તરીકે કન્નકિને લોકહૃદયમાં સ્થાપવામાં આવી છે.

મણિમેખલઈમાં આ વાત આગળ ચાલે છે. માધવી ગણિકાથી થયેલી કોવલનની દીકરી મણિમેખલઈ જન્મથી માધવીની દીકરી હોવા છતાં પોતાને કન્નકિની તનયા સમજે છે. માનવપ્રેમની વ્યર્થતા અને નિરાધારી સમજીને પોતાની જાતને બુદ્ધ, ધર્મ અને સંઘને ચરણે ધરે છે. આ બન્ને કાવ્યો તાલિમ સાહિસનાં સમુજ્જ્વલ રત્નદ્વય છે.

સંગમ યુગની સામાન્ય સાંસ્કૃતિક સ્થિતિનો હવે વિચાર કરીશું. આવી સાંસ્કૃતિક સામગ્રી બહુધા સંગમ યુગના સાહિત્યમાંથી અને અલ્પાંશે ઉત્કીર્ણ લેખો અને સિક્કાઓ ઉપરથી પ્રાપ્ત થાય છે; એટલું જ નહિ, પણ ઉત્તર ભારતના આર્ય સાહિત્ય અને શાસ્ત્રોના વિવિધ ગ્રંથો ઉપરથી પણ પ્રાપ્ત થતી જોવા મળે છે.

આ યુગની સંસ્કૃતિમાં આર્ય અને દ્રાવિડિયન અર્થાત્ તામિલ સંસ્કૃતિનું સુંદર સંમિશ્રણ જોવા મળે છે. રામાયણ અને મહાભારતની દેવવિષયક, સાહિસિક, લોકકથાત્મક અને સાંસ્કૃતિક અસર સ્પષ્ટ દેખાય છે ત્રિપુરદાહ, શિબિરાજા, કૃષ્ણ, અસુરો, વડવાનલ, દેવભૂમિ તરીકે ઉત્તરકુરુપ્રદેશો, અરુંધતી, ઋણત્રય, ચકોરપંખી સાથે જોડાયેલી વિવિધ કાવ્ય કલ્પનાઓ વગેરે તામિલ સાહિત્યમાં પણ દેખાય છે. લગ્નના આઠ પ્રકારો અને પ્રેમની અવસ્થાઓ પણ અહીં સ્થાન પામી છે. શાસ્ત્રીય ગ્રંથોમાં પૂર્વ ભારતની ઐંદ્ર પરંપરાની વ્યાકરણ પરંપરાની અસર 'ટોલ્કપ્પિયમ્' ગ્રંથમાં જોવા મળે છે.

તામિલ પ્રદેશોની ભૂમિ અત્યંત સમૃદ્ધ અને શસ્યશ્યામલા હતી. ફળ, અનેક પ્રકારનાં અનાજ, દૂધ અને તેની બનાવટો, વનપ્રદેશની સંપત્તિ, શેરડી, અને શેરડીમાંથી તૈયાર કરવામાં આવતાં ખાંડ, ગોળ જેવા પદાર્થોના ઉલ્લેખો મળે છે. પ્રજા કર્મવિભાગથી જુદી જુદી જ્ઞાતિઓમાં વિભક્ત હતી. આર્થિક સમૃદ્ધિ કે મુશ્કેલીઓ પ્રમાણે પડેલા જુદા જુદા વર્ગો તરફ કશો અણગમો ન હતો. સામાન્ય રીતે ચાર વર્ણો અને તેમના અવાંતર

વિભાગો હતા. આ ઉપરાંત, શિકારીઓ, લૂંટારા, ભરવાડ વગેરે પ્રજાઓ હતી. પાળિયાઓ ઠેર ઠેર જોવા મળતા હોવાથી સામાન્ય વીરત્વના પ્રતિનિધિરૂપ દેવની કલ્પના કરવામાં આવતી હશે એમ માની શકાય. પરદેશીઓ અને યવનો સાથેનો સંપર્ક ચાલુ હતો. શહેરમાં રાજ્ય-મહેલોમાં કે રસ્તાઓ ઉપર વ્યવસ્થા જાળવવા માટે પણ એમનો ઉપયોગ કરવામાં આવતો.

રાજતંત્રમાં પરંપરાને માન આપવામાં આવતું. જ્યેષ્ઠ પુત્રને રાજા બનાવવામાં આવતો અને સાથે સાથે બીજા પુત્રોને પણ રાજ્યના કેટલાક ભાગ વહેંચી આપવામાં આવતા. જેને કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં 'કુલસંઘ' કહેલ છે, તેવી કોઈક વ્યવસ્થા હતી. રાજામાં બધા આદર્શ ગુણો—સંયમ, શૌર્ય, ઉદારતા, સદ્‌વર્તન, સાહિત્ય અને ધર્મ તરફ પ્રેમ અને આસક્તિની અપેક્ષા રાખવામાં આવતી. ચક્રવર્તીપણું અને અશ્વમેધયજ્ઞ દ્વારા દિગ્વિજયના વિચારો પણ પ્રચલિત હતા. સામાન્ય રાજકાજમાં રાજાને 'સભા' મદદ કરતી. તેમાં રાજા અને કેટલાક ઉચ્ચ કક્ષાના અમલદારો અને પ્રજાકીય પ્રતિનિધિઓ બેસતા. ગામડામાં ભાગોળે એક મોટા વૃક્ષ નીચે ગામના વડીલો એકઠા મળતા અને ગામનાં બધાં કાર્યો—ઝઘડા, નવી બાબતોની વ્યવસ્થા વગેરે કરતા. આવી ગ્રામ રાજવ્યવસ્થામાથી ચોલ રાજ્ય તંત્ર દરમિયાન અત્યંત સુગ્રથિત ગ્રામવહીવટનો ઉદ્‌ભવ થયો હતો. લશ્કરમાં પાયદળ, અશ્વો, રથ અને હાથીઓ તથા તલવાર, ભાલા, ધનુર્બાણ, ઢાલ, ઢોલ, શંખ, કવચ વગેરેનો ઉપયોગ થતો. શસ્ત્રસજ્જ સ્ત્રીઓ રાજાનુ રક્ષણ કરતી. કેમ્પફાયર, વૉચટાવર વગેરેનો લશ્કરમા ઉપયોગ થતો. સંગ્રામમા મૃત્યુ અત્યત સ્પૃહણીય મનાતું. હારેલા રાજાને અથવા પીઠ બતાવનાર શરને પાંદડાનાં વસ્ત્રો અને સ્ત્રીનુ ઝાઝર પહેરાવવામા આવતું.

ખોરાકમા અનાજ, દૂધ વગેરેની સાથે, કુક્કર, માછલી, કાચબા વગેરેનાં માસનો પણ ઉપયોગ થતો. અનેક જાતના દારૂ, નારિયેળનું પાણી, પરદેશી દારૂ અને પાનનો છૂટથી ઉપયોગ થતો. વિધવાઓ ઘણી હતી. તે મુંડન કરાવતી અને ઘરેણાં પહેરતી નહિ. સતીની પ્રથા પણ કેટલીક જગ્યાએ હતી. કાવ્યરચના, સંગીત, નૃત્ય, ચિત્ર, શિલ્પ, સ્થાપત્ય વગેરેની દૃષ્ટિએ આ યુગ મહત્ત્વનો છે. અનેક સ્ત્રીઓ તથા રાજાઓ પણ કાવ્યો કરતાં. સારા કવિઓને રાજાઓ તરફથી ઉત્તેજન મળતું—જેમ કે, કપિલરની પાસે પારિ, મિંશર આન્દૈયારની પાસે કૅાપ્પરુન્જૉમન, અને ઔવૈયારની પાસે આદિગૈમન અન્જિ નામના કવિઓને સ્થાન મળ્યું હતું. તેમને કમળ, પોયણાં, રથ, અશ્વો, સિક્કાઓ, સુંદર વસ્ત્રો વગેરેની ભેટ મળતી.

સામાન્ય જનસમાજમાં અને ગામડાંઓમાં તથા શહેરોમાં સંગીત અને નૃત્ય કરતાં સ્ત્રી-પુરુષો ફરતાં અને સામાન્ય પ્રજાનું મનોરંજન કરતાં. સંગીત અને નૃત્યમાં આ યુગ દરમિયાન ઉત્તમ સિદ્ધિઓ પ્રાપ્ત કરવામાં આવી હતી. વીણા, ઢોલક, ફ્લ્યૂટ વગેરે વાજિંત્રો અત્યન્ત પ્રચલિત હતાં. રાજા કરિકાલને સ્વરસપ્તકનો અદ્વીતીય કલાકાર ગણાવવામા આવ્યો છે. તેને દેશી અને માર્ગ (ઉત્તરી) સૂરો ઉપર અસાધારણ પ્રભુત્વ હતું. શિકાર, મલ્લયુદ્ધ, જુગાર, સ્ત્રીઓનાં નૃત્યો, ગણિકાદ્વારા સંગીત અને નૃત્યશિક્ષણ, વગેરેમાં સ્ત્રી-પુરુષો રસ લેતાં.

ઘરો અને મહેલો તથા જાહેર બાંધકામોમાં શિલ્પ શાસ્ત્રના નિયમો પ્રમાણે અનુસરણ કરવામાં આવતું. દીવાલો ઉપર દેવ-દેવીઓનાં અને પ્રકૃતિનાં આલેખનો કરવામા આવતાં. સ્ત્રી અને પત્નીનું સ્થાન મહત્ત્વનું હતું. લોકો વહેમ, શકુન, જ્યોતિષ વગેરેમા માનતાં. હાથજોનારા તથા ફરતા જોષીઓ સમાજમાં પ્રચલિત હતા. વૃષ્ટિ લાવવા અને આપત્તિ દૂર કરવા માટે યજ્ઞો કરવામાં આવતા અને બલિ આપવામાં આવતા. વટવૃક્ષમાં દેવોનો વાસ છે અને સૂર્યચન્દ્રને સાપ ગળી જાય છે તેથી ગ્રહણ થાય છે એવી માન્યતાઓ અને કાકસ્વરથી અતિથિ અને પ્રિયજનનુ આગમન થશે એવા વહેમો પણ પ્રચલિત હતા.

વેપારમાં આંતરદેશીય વેપાર તથા પરદેશો સાથેનો વેપાર બહોળા પ્રમાણમાં ચાલતો હતો. અનેક શહેરો અને બંદરો જેવા કે કન્નુર, વર્કલઈ, કોરકઈ, કાવેરિપટ્ટિનમ્, પાડીચેરી વગેરેમાથી પરદેશો સાથે ઘણો મોટો વેપાર ચાલતો. દક્ષિણમાથી મળતા રોમન સિક્કાઓ ઉપરથી આ વાતની સાબિતી મળે છે. ઑગસ્ટસ અને નીરોના સમય સુધી અર્થાત્ ઈ. સ. ૬૮ સુધી રોમ સાથેનો વેપાર મોટા પ્રમાણમા ચાલતો. બંદરોમાં અનેક પરદેશીઓની જા-આવ હોવાથી વાતાવરણ પચરંગી રહેતું. આંતરિક

વેપારમાં પણ રેશમ, મદ્ય, કંદમૂળ, ખાંડ, મીઠું વગેરેના વિનિમયની પદ્ધતિ હતી. આ સમયમાં પશ્ચિમ કાંઠા સાથેના વેપારની ઘણી વિગતો 'પેરિપ્લસ'માંથી મળે છે.

આવી રીતે આર્ય અને તામિલ સંસ્કૃતિનું સંમિશ્રણ આ સંગમ યુગ દરમિયાન જોવા મળે છે. વૈદિક ધર્મ તેમજ જૈન અને બૌદ્ધ ધર્મોની ભારે મોટી અસર દેખાય છે. સામાન્ય જીવનમાં ઉત્સાહ, આશા અને કર્મણ્યતાને અપનાવવામાં આવ્યાં હતાં.

સંગમ યુગ પછી કલભ્ર જાતિઓના રાજ્ય અમલ દરમિયાન અર્થાત્ ઈ. સ.ના ત્રીજા સૈકાથી છઠ્ઠા સૈકા સુધીનાં ત્રણ સો વર્ષનો ઇતિહાસ વિશેષ જાણવામાં નથી. સંગમ યુગના સાહિત્યનો ઘણો મોટો ભાગ આ યુગ દરમિયાન પણ રચાયો હોય એમ લાગે છે. કલભ્રોનો પાંડયો, પલ્લવો અને ચાલુક્યોએ પરાભવ કર્યો. પછીના સમયમાં ચોલ રાજવંશનું અસ્તિત્વ મટી ગયું.

## ૪·૬ ચાલુક્યો: ઇતિહાસ અને સંસ્કૃતિ

દક્ષિણ ભારતના અસંખ્ય રાજવંશોમાં મહત્ત્વનું સ્થાન ધરાવનાર ચાલુક્યોનો હવે આપણે વિચાર કરીશું. ચાલુક્યોના ઘણા રાજવંશો જાણીતા છે. તેમાં આદ્ય વંશ તરીકે જાણીતા બદામીના ચાલુક્યો, પિષ્ટપુરના પૂર્વીય ચાલુક્યો અને દસમા સૈકામાં રાષ્ટ્રકૂટોને હરાવનાર કલ્યાણીના ચાલુક્યો—એમ અનેક શાખાઓ જાણીતી છે.

ચાલુક્યો (ઉત્કીર્ણ લેખોમાં ચલ્કય, ચલિક્ય વગેરે શબ્દો મળે છે) મૂળે કનડ ક્ષત્રિયો હશે એમ લાગે છે. પછીના સમયમાં ચાલુક્ય શબ્દમાં 'ચુલુક' અર્થાત્ 'ખોબો' એવો અર્થ કાઢીને બ્રહ્માના ખોબામાંથી જન્મેલા એવો અર્થ ઘટાવવામાં આવ્યો છે. બાદામીના ચાલુક્યો માનવ્ય ગોત્રમાં જનમ્યા હતા. તેમનામાં આદ્ય પુરુષ જયસિંહ નામે રાજા હતો. તેનો પુત્ર રણરાગ અને તેનો પુત્ર પુલકેશિ પહેલો હતો. તેને વિષે અનેક અતિશયોક્તિઓ મળે છે. તેણે અગ્નિષ્ટોમ, અગ્નિચયન, વાજપેય, બહુસુવર્ણ અને પૌંડરીક નામે યજ્ઞો કર્યા હતા. તે વિજાપુર જિલ્લાના બાદામીની આસપાસ રાજ્ય કરતો હતો. તેના પુત્ર અને સેનાપતિ કીર્તિવર્માની મદદથી તેણે આજુબાજુના પ્રદેશો ઉપર સત્તા મેળવી હતી. કીર્તિવર્મા પછી મંગલેશ (તે કીર્તિવર્માનો નાનો ભાઈ હતો) અને મંગલેશ પછી કીર્તિવર્માનો પુત્ર મહારાજ પુલકેશિ બીજો (ઈ. સ. ૬૧૦થી ૬૪૨) ગાદીએ આવ્યો. તેને પૃથ્વીવલ્લભ, પરમેશ્વર, પરમ ભટ્ટારક વગેરે વિશેષણો લગાડવામાં આવ્યાં છે. જૈન કવિ રવિકીર્તિએ તૈયાર કરેલી ઐહોળે પ્રશસ્તિમાં પુલકેશિને વિષે વિગતો મળે છે. તેણે કદંબો, ગંગ, લાટ, માલવ, ગુર્જર વગેરેને નમાવ્યા. કનોજના હર્ષવર્ધન સાથે તેને તકરાર થઈ અને હર્ષવર્ધનનાં લશ્કરોને પાછા હટવું પડ્યું. ગુજરાતથી મહીસૂર સુધીનો પ્રદેશ તેની સત્તા નીચે આવ્યો. તેણે પિષ્ટપુરના રાજવંશને હરાવી પોતાના નાના ભાઈને ત્યાં મૂક્યો, પલ્લવરાજ મહેન્દ્રવર્માને હરાવ્યો, આમ દિગ્વિજય કરીને તે વાતાપિ (બાદામી) પાછો ફર્યો. આ બધા વિજયોને ઈ. સ. ૬૧૩ પહેલાં મૂકવામાં આવે છે. ઈ. સ. ૬૪૧માં હ્યુ–એન–ત્સંગ પુલકેશીની સત્તા નીચે રહેલા મહારાષ્ટ્રની યાત્રાએ આવ્યો હતો અને તેનો વૃત્તાંત અત્યંત રસિક છે મહેન્દ્રવર્માના પુત્ર પલ્લવરાજ નરસિંહવર્માને હાથે તે સંગ્રામમાં મૃત્યુ પામ્યો. તેના પછી વિક્રમાદિત્ય, વિનયાદિત્ય, વિજયાદિત્ય, કીર્તિવર્મા વગેરે રાજાઓ થયા.

ચાલુક્ય યુગની સંસ્કૃતિનાં બે-ત્રણ લક્ષણો આપણું ધ્યાન ખેંચે છે. રાજાઓ કે રાજ્યતંત્રના વડાઓ ઘણી વાર બદલાતા પણ શ્રુતિ, સ્મૃતિ, સદાચાર, અને સામાન્ય પરંપરાઓ પ્રમાણે સમાજજીવનનો ક્રમ ચાલુ રહેતો. કર્મ પ્રમાણે વ્યવસ્થિત થયેલાં જ્ઞાતિઓના સમૂહો અથવા શ્રેણીઓ અથવા મહાજનો તે તે જ્ઞાતિઓ અને નગરોનાં કાર્યો ચલાવતાં.

ગામડું તે વખતના સમાજનું એક વિશિષ્ટ એકમ હતું. દરેક ગામમાં તેના રહેવાસીને પોતાના કુટુંબના પોષણ માટે પર્યાપ્ત થાય તેટલી જમીન હતી અથવા તો વિશિષ્ટ કાર્યો, ધંધાઓ અને ગ્રામવ્યવસ્થામાં કાર્યના હિસ્સા હતા. ગામડાના મુખીને મુતુડ, કિઝાન કે ગ્રામભોજક કહેવામાં આવતો. ગામડાના વહીવટ માટે ઊર, સભા અને નગરમ્ નામની સમિતિઓ હતો. રાજ્યના અમલદારો ગામડાંઓ ઉપર ભારરૂપ બનતા. અનેક પ્રકારના કરોનું ઘણું મોટું ભારણ હતું.

ગ્રામ જેવા રાજકીય ઘટકોમાં આહર, રાષ્ટ્ર, નાડુ, કોટ્ટમ, વિશય જેવાં ઘટકો જાણીતાં હતાં. શાસન સંચારિ

કોશાધ્યક્ષ, અધિકારી, વાઇલ કોટપાર, રહસ્યાધિકૃત વગેરે અધિકારીઓ રાજકાર્યમાં મદદ કરતા. ગામડાંની સભાઓ, મહાજનો અને પંચાયતો ઉપરાંત ન્યાયનું વિતરણ કરતી સભાઓ, અધિકરણો અથવા ધર્માસનો પણ જાણીતાં હતાં. મહેન્દ્રવર્માના પ્રહસન 'મત્તવિલાસ' પ્રમાણે ન્યાયતંત્ર પણ લાંચરુશવતથી મુક્ત ન હતું. દરેક રાજકુળને પોતાનુ લાંછન અથવા ધ્વજ હતો. રાજાની સાથે રાણીઓને પણ મહત્ત્વનુ સ્થાન હતું. યુવરાજની રાણી શીલાભટ્ટારિકાને પરમેશ્વરી અને પરમભટ્ટારિકા કહી છે. તે કાવ્યો રચતી, જમીનનાં દાન આપતી, તામ્રપત્રો કઢાવતી અને અમલદારોને હુકમો આપતી. પલ્લવરાજા રાજસિંહની રાણી રંગપતાકાએ કૈલાસનાથનું મંદિર બંધાવ્યું હતુ.

## ૪.૭ વિશાલ ભારત: એશિયા

પ્રાચીન ભારતના પરદેશો સાથેના અનેક પ્રકારના સંબંધોનો ઇતિહાસ અત્યંત રસિક છે. એક તરફ દરિયા માર્ગે ભૂમધ્ય સમુદ્રના દેશો સાથેના વ્યાપારી સબંધો અને પશ્ચિમ એશિયા સાથેના પણ એવા જ વ્યાપારી સંબંધો જાણીતા છે, તો બીજી બાજુ અગ્નિ એશિયા સાથેના સાસ્કૃતિક સંબંધો એથી યે વધારે જાણીતા છે. દરિયા તેમજ જમીન માર્ગે અનેક સાહસવીરો નવા વેપાર અને તત્પ્રાપ્ત સમૃદ્ધિની શોધમાં નીકળ્યા હતા. સાહસ, વેપાર અને રાજકીય અસરોની સાથે સાથે ધાર્મિક અને સાસ્કૃતિક અસરો પણ આકાર લેવા લાગી. બૌદ્ધ ધર્મે પોતાના પ્રસાર માટે અનેક જ્ઞાનીઓ અને વિદ્વાનોને ભારતની બહાર તથાગતના ઉપદેશોનો પ્રચાર કરવા મોકલ્યા. પશ્ચિમ એશિયા અને મધ્ય એશિયા સાથેના સંબધો વ્યાપાર અને સાસ્કૃતિક અસર પૂરતા મર્યાદિત રહ્યા. અગ્નિ એશિયામાં અનેક બ્રાહ્મણ તથા ક્ષત્રિય સાહસવીરોએ જઇને, દુર્ગમ પાર્વતીય સ્થળો અને હિંસક પશુઓથી ભરેલાં કાનન વટાવી નવા પ્રદેશો શોધ્યા, વસાહતો સ્થાપી અને સ્થાનિક વસ્તીને નવા સંસ્કાર અને નવી જાગૃતિ આપી. અગ્નિ એશિયાના દેશોમાં ભારતીય સંસ્કારો અત્યત દૃઢ થયા. ઈ. સ ના છઠ્ઠા સૈકાથી માંડીને અગિયારમા સૈકા સુધી દક્ષિણ ભારતના અનેક રાજવંશોએ—ખાસ કરીને શૈલેન્દ્ર રાજાઓએ પોતાની રાજકીય અસર પણ ત્યાં સુધી પહોંચાડી. આ બધાને પરિણામે અગ્નિ એશિયામાં સાહિત્ય, સંસ્કાર, રિવાજો, શિલ્પ અને સ્થાપત્યની દૃષ્ટિએ નાનાં ભારત જ હોય એવી સ્થિતિ પ્રવર્તતી જોવા મળે છે. આ બધામાં ક્યાંય તલવારનો ખણખણાટ કે ઘાતકી હિંસાની ક્રૂરતા અને દમન જોવા મળતાં નથી. તલવારને બદલે સંસ્કારિતાથી, જ્ઞાન અને ઉપદેશોથી આ બધી પ્રજાઓ ઉપર ભારતે વિજય મેળવ્યો. આવા વિજયોને ધર્મવિજયો કહેવા જોઈએ.

### ભારત અને પશ્ચિમ એશિયા

મોહેં-જો-દડો અને સિધુ સંસ્કૃતિનાં બીજાં અનેક સ્થળોએથી મળી આવતા અવશેષો ભારતનો પશ્ચિમ એશિયા સાથેનો સુદીર્ઘ અને ગાઢ સંબધ સ્થાપિત કરે છે. રાજા સોલેમન (ઈ. પૂ. ૮૦૦)ના સમયમાં ટાયરના રાજા હિરમનાં વહાણો 'ઑફિર' અથવા 'સોફારા' (અત્યારનું થાણા પાસેનુ સોપારા અને સંસ્કૃત શૂર્પારક)થી સોનું, ચાંદી, હાથીદાંત, મોર, વાંદરાં વગેરે પદાર્થો અને પ્રાણીઓ લઈ આવતા હતાં. સોફિર અથવા ઑફિરને આભિર સમજવામાં આવે તો પણ આ પુરાવાને કશી મુશ્કેલી પડતી નથી. ઋગ્વેદમા પણ વરુણે અને અશ્વિનોએ વહાણોને દોર્યાના અને તોફાનમાં સપડાયેલા વહાણખેડુને બચાવ્યાના ઉલ્લેખો છે. એવી જ રીતે, જાતક કથાઓમા બાવેરુ અથવા બેબિલોન સાથેના વેપારના ઉલ્લેખો મળે છે. એશિયા માઇનરના બોગાઝકોઈમાંથી મળેલી ગુટિકાઓમાં ભારતીય દેવોના ઉલ્લેખો મળે છે. દરિયાઈ રસ્તે ભારતનો પશ્ચિમ એશિયાના તથા ભૂમધ્ય સમુદ્રના દેશો સાથે સપર્ક હતો, એટલું જ નહિ, પણ ખૈબરઘાટથી બલ્ખ થઇને પછી કાળા સમુદ્રના કાંઠાના દેશો સાથે પણ વ્યવસ્થિત વેપાર ચાલતો. ઈરાન સાથેના સંબંધો ડેરિયસના સમયથી વધારે વિકસ્યા. ઇરાનના લશ્કરમાંની ભારતીય સૈનિકોની ટુકડીને ગ્રીસ સામે લડવા મોકલવામાં આવી હતી. એલેક્ઝાન્ડરના સમય પહેલાંથી પણ ગ્રીસ અને મેસિડોન સાથેનો સપર્ક શરૂ થયો હતો. ઇજિપ્તના રાજા ટોલેમી ફિલાડેલ્ફસ (ઈ. પૂ. ૨૮૫–૨૪૬)ના દરબારમાં ભારતીય સ્ત્રીઓ, ભારતીય ગાયો અને ભારતીય શ્વાનો જોવા

મળતા. ધીમે ધીમે ઇજિપ્ત સાથેનો દરિયાઈ વેપાર વધતો ગયો. પેરિપ્લસના વૃત્તાંત પ્રમાણે રોમ સાથેનો વેપાર નીરોના મૃત્યુ સુધી ચાલુ હતો. દક્ષિણ ભારતનાં અનેક સ્થળોએથી મળી આવતા રોમન સિક્કાઓ આ વાતને દઢ કરે છે.

વ્યાપારી સંબંધોને કારણે વિકસતા સંપર્કને લીધે ભારતના પરદેશો સાથેના સાંસ્કૃતિક અને સાહિત્યિક સંબંધો વિકાસ પામ્યા. સ્ટ્રેબો, એરિયન, પેરિપ્લસ વગેરે ગ્રંથો ભારતીય વૃત્તાંતોથી સભર છે. સ્તૂપપૂજા, પુનર્જન્મ, સાંખ્યના કેટલાક સિદ્ધાંતો વગેરેની અસર પશ્ચિમના સાહિત્યમાં થવા લાગી. એવી જ રીતે, અનેક ગ્રીક, રોમન અને ઈરાની બાબતો અને વિચારોની અસર ભારત ઉપર થઈ. કલા, સાહિત્ય, શિલ્પ, સ્થાપત્ય અને સિક્કાઓમાં તો ગ્રીક અને ઈરાનની અસર સ્પષ્ટ રીતે વરતાય છે. બીજી બાજુ, ભારતીય—ખાસ કરીને બૌદ્ધ અને સાંખ્ય–તત્ત્વજ્ઞાન, વાક્‌ના વિચારોની 'લોગોસ' (Logos)ના સિદ્ધાંત ઉપર અસર અને બૌદ્ધ નૈતિક આચારોની અસર પણ જોવા મળે છે. આમ હોવા છતાં સાંસ્કૃતિક આદાન-પ્રદાનના આવા પ્રવાહો સ્પષ્ટપણે જુદા તારવવા મુશ્કેલ છે. પરિણામે, આ બાબતમાં માન્યતાઓ કરતાં કલ્પનાઓ અને અનુમાનો પૂરતા જ આપણે મર્યાદિત રહેવું પડશે.

અફઘાનિસ્તાન અને મધ્ય એશિયાના વિસ્તારોમાં તો પ્રાક્‌મૌર્ય કાલથી પણ ભારતીય સંસ્કૃતિની વિશિષ્ટ અસર હતી. અફઘાનિસ્તાન અને પૂર્વ ઈરાનના કેટલાક પ્રદેશો તો ભારતીય રાજાઓના શાસન નીચે હતા. ચીન તરફ જવાના માર્ગો મધ્ય એશિયામાંથી પસાર થતા હોઇને અર્થાત્ પેશાવર, જલાલાબાદ, ખામિયાન અને બીજાં શહેરોમાં થઇને બલ્ખ, કાશગર તુર્ફાન તરફ, અને કાશગર તથા યારકંદ તરફ જતા હોઇને ચીન સાથેના વેપારના સમય દરમિયાન આ બધા પ્રદેશો ઉપર ભારતીય અસર ગાઢ બનતી હતી. કાશગર, યારકંદ, ખોતાન, નિય, રવક, મિરન, તુર્ફાન, કુચિ, (કુચા), ચેનચી, કરા શહર અને તુર્ફાનમાં તો ભારતીય વસાહતો પણ હતી. આ બધી વસાહતોમાં પ્રચલિત ધર્મ તરીકે બૌદ્ધ ધર્મ અને બૌદ્ધ આચારો હતા. આ બધા પ્રદેશોમાંથી બ્રાહ્મી અને ખરોષ્ઠીમાં લખાયેલાં અનેક ભારતીય શાસ્ત્ર અને સાહિત્ય ગ્રંથો તથા ઉત્કીર્ણ લેખો મળી આવ્યા છે. ચીન સાથેના સંબંધોમાં વ્યાપારી અને ધાર્મિક અસર વિશેષ નજરે ચડે છે. મહાભારત, કૌટિલ્ય, મનુસ્મૃતિ, અને કાલિદાસમાં ચીનાંશુક અને કીચક (વાંસ–ચીની કીચોક) જેવા શબ્દો સામાન્ય વપરાશમાં ઉપયોગમાં લેવામાં આવ્યા છે. રાજકીય સંબંધો સમ્રાટ વુ (ઈ. પૂ. ૧૪૦–ઈ. પૂ. ૮૬)ના સમયથી શરૂ થયા હશે એમ લાગે છે. ઈ. સ. ના ૬૫મા વર્ષથી ચીનમાં બૌદ્ધ ધર્મના સંસ્કારો શરૂ થયા ત્યારથી અનેક રાજાઓ, વિદ્વાનો, જ્ઞાનીઓ અને યાત્રિકોએ બૌદ્ધ સિદ્ધાંતોનો પ્રચાર અને પ્રસાર કરાવવા માંડ્યો હતો. ધર્મરત્ન, કાશ્યપ માતંગ, સંઘભદ્ર અને બીજા અસંખ્ય ભારતીય બૌદ્ધ વિદ્વાનોએ ચીનમાં બૌદ્ધ ધર્મના પ્રચારનું વ્યવસ્થિત કાર્ય કર્યું. ફા હ્યાન, હ્યુ એન ત્સંગ અને ઇત્સિંગ જેવા બૌદ્ધ ધર્મના આર્દ્ર ચીની ભક્તોએ બૌદ્ધ ધર્મની પિતૃભૂમિ ભારતમાં આવીને અનેક વર્ષો રહીને ભારતનાં જ્ઞાન, તત્ત્વજ્ઞાન અને ધર્મને ચીનમાં દઢ કર્યાં. આમ ચીન સાથેનો ભારતીય સંબંધ મુખ્યત્વે ધાર્મિક હતો.

### ભારત અને અગ્નિ એશિયા

પશ્ચિમ એશિયા અને મધ્ય એશિયાની જેમ અગ્નિ એશિયા અને ભારતના સંબંધો વ્યાપારથી શરૂ થયા હશે એમ લાગે છે. ઇન્ડોનેશિયન દ્વિપકલ્પના સમગ્ર પ્રદેશને સુવર્ણભૂમિ કહેવામાં આવતો. ત્યાંની સમૃદ્ધિની રસિક અને અતિશયોક્તિભરી દંતકથાઓ સાહસિક ભારતીયોને તે પ્રદેશમાં જવા લલચાવતી. આવા સાહસિકોનાં સાહસોના ઉલ્લેખો જાતકોમાં, બૃહત્કથામાં અને કથાકોશમાં સચવાયા છે. સુવર્ણભૂમિ તરફની દરિયાઈ યાત્રાઓના ઉલ્લેખો 'મિલિન્દપઞ્હો'માં મળે છે અને સુવર્ણભૂમિના અગુરુનો ઉલ્લેખ કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં છે. સુવર્ણભૂમિ જવાના પણ દરિયાઈ અને જમીન માર્ગો હતા. જમીન માર્ગે બંગાળ, મણિપુર, આસામ થઈ બ્રહ્મદેશ દ્વારા સાહસિકો જતા. દરિયાઈ માર્ગોમાં બંગાળના તામ્રલિપ્તિ બંદરેથી સાહસિકો ઊપડતા એવા ઉલ્લેખો છે. કપિલવસ્તુનો શાક્ય કુમાર આભિરાજ બ્રહ્મદેશ સુધી પહોંચ્યો હતો. તે તથા તેનો જ્યેષ્ઠ

પુત્ર આરાકાનની આસપાસના પ્રદેશો ઉપર રાજ્ય કરતા હતા. ત્યાર પછી ગૌતમના સમયમાં શાક્ય ક્ષત્રિયોનો બીજો સમૂહ ઇરાવદીની આસપાસ આવીને વસ્યો હતો. દક્ષિણ ભારતના સાહસિકો ફુનાન સુધી પહોંચ્યા હતા. ઇન્દ્રપ્રસ્થના એક કુમારે કંબોડિયાનું રાજ્ય વસાવ્યું હતું. ઇસુની પહેલી સદીમાં કૌંડિન્ય નામનો સાહસિક બ્રાહ્મણ વીર ત્યાં ગયો, સ્થાનિક વસ્તીને સુધરેલી બનાવી અને તેમની રાણીને પરણ્યો. કલિંગમાથી ગયેલા લોકોએ જાવામાં વસાહત સ્થાપી હતી એવા પણ ઉલ્લેખો છે. કૌંડિન્યે વસાવેલા કંબોડિયામા તેના વંશજોએ સો વર્ષ સુધી રાજ્ય કર્યું. પછી આવેલા રાજાઓ બળવાન હતા અને તેમણે આજુબાજુના પ્રદેશો જીતી લઇને ફુનાન (કબોડિયા)નું મહત્ત્વ વધાર્યું અને ચીન તથા ભારત સાથેના સંબંધો દૃઢ કર્યા. ફુનાનના એક ભાગ એવા કામ્બુજનો રાજકીય દૃષ્ટિએ વિકાસ થયો અને ત્યારથી સમગ્ર ફુનાનનું નામ કાબુજ પડયું. જયવર્માએ એનું મહત્ત્વ વધાર્યું. અંગકોર પ્રદેશમાં હવે તેની રાજધાની વિકસી હોવાથી કલા અને સ્થાપત્યની દૃષ્ટિએ અનેક સિદ્ધિઓ પ્રાપ્ત કરી શકાઈ. કંબોજમા જયવર્મા પછી યશોવર્મા એક મહાન રાજવી અને અસાધારણ શક્તિવાળો વિદ્વાન હતો. અત્યારના અંગકોર થોમની આજુબાજુ એણે રાજધાની વસાવી. ત્યાંની ધાર્મિક અને રાજકીય પ્રણાલિકાઓને તેણે સંપૂર્ણ ભારતીય ઓપ આપ્યો. યશોવર્માના વંશમાં ઈ. સ. ૧૦૦૦ સુધી મહત્ત્વના રાજવીઓ થયા.

જાવામા પણ ઈસવી સનના પહેલા સૈકાથી આપણે ભારતીય વસાહતીઓને વસેલા જોઈએ છીએ. ઈસવી સનના પાંચમા સૈકામાં જાવામાં રાજ્ય કરનાર રાજા પૂર્ણવર્માના ઉત્કીર્ણ લેખો આપણને મળે છે. આવી રીતે શ્રી વિજયમા (સુમાત્રામાં) પણ ઈસવી સનના ચોથા સૈકાની આસપાસ હિન્દુ રાજ્યની સ્થાપના થઈ હતી.

ઈસવી સનના આઠમા સૈકામાં મલાયા, જાવા, સુમાત્રા વગેરેને દક્ષિણ ભારતના શૈલેન્દ્ર રાજવીઓએ જીતી લીધાં. બાલિ, બોર્નિયો અને અત્યારના ઇન્ડોનેશિયન ટાપુઓનો લગભગ સમગ્ર ભાગ પણ તેમના તાબામાં આવી ગયો. શૈલેન્દ્રો ધર્મે બૌદ્ધ હતા અને ચોલ તથા પાલ રાજવંશો સાથે સંબંધો જાળવતા હતા. જાવાના બોરોબુદુરના મહાન સ્થાપત્યની રચના શૈલેન્દ્ર રાજવીઓના સમય દરમિયાન થઈ હતી. ઈ. સ. ના નવમા સૈકા પછી શૈલેન્દ્રોની અવનતિ થઈ. આવી જ રીતે જાવા, બાલિ, અને ચપા (એનામ) માં પણ હિન્દુ રાજ્યોએ સંસ્કૃતિના શ્રીગણેશ માંડી આપ્યા હતા. ભારતીય હિન્દુ અને બૌદ્ધ સંસ્કારોની અસરને કારણે સ્થાનિક સંસ્કારો લગભગ નાશ પામ્યા છે.

સમગ્ર અગ્નિ એશિયાનાં અનેક સ્થળોએથી સંસ્કૃત ઉત્કીર્ણ લેખો મળી આવ્યા છે. સંસ્કૃતની અને પાલિની અસર આ પ્રદેશોની અત્યારની ભાષાઓ ઉપર સ્પષ્ટ જણાઈ આવે તેવી છે. સંસ્કૃત ઉત્કીર્ણ લેખો લાંબાં, સુન્દર કાવ્યછટાવાળાં અને ભારતીય કાવ્યો અને શાસ્ત્રોની અસરવાળાં છે. તેમાં સંસ્કૃત વૃત્તોની વપરાશ અને ભારતીય વિચારોની અસર, વેદ, વેદાંગો, મહાભારત, રામાયણ, પુરાણો, પાણિનિ, પતંજલિ, મનુ, વાત્સ્યાયન, સુશ્રુત, પ્રવરસેન, મયૂર, ગુણાઢ્ય અને કાલિદાસની કૃતિઓના ઉલ્લેખો તથા અનુસરણ દેખાય છે. ચંપાના રાજાઓની વિદ્વત્તા જાણીતી છે. આ પ્રદેશની સ્થાનિક ભાષાઓના સાહિત્યમાં પણ સંસ્કૃતની ગાઢ અસર છે. અર્જુનવિવાહ, ભારતયુદ્ધ, સ્મરદહન, સુમનસાંતક જેવી કૃતિઓ જાણે સંસ્કૃત જ હોય એમ લાગે છે. આ બધા પ્રદેશોમાં હિંદુ અર્થાત્ બ્રાહ્મણ ધર્મ, તેની પરંપરાઓ, દંતકથાઓ, દેવ-વાતાવરણ, સંસ્કારો, રીતભાત વગેરેની સંપૂર્ણ અસર છે. ત્રિમૂર્તિ, શિવ, વિષ્ણુ, શિવ મહાયોગી, અને અગસ્ત્યનાં અસંખ્ય શિલ્પ મળે છે. બૌદ્ધ અસરની દૃષ્ટિએ હીનયાન, મહાયાન તેમજ વજ્રયાનની કેટલીક હીન બાબનો પણ અહીં જોઈ શકાય છે. ઇત્સિંગ શ્રીવિજયમાં આવીને બૌદ્ધ ગ્રંથોના અભ્યાસ માટે રહ્યો હતો. ધર્મપાલ અને દીપંકર શ્રીજ્ઞાન પણ સુવર્ણદ્વીપમાં આવ્યા હતા. કામ્બોજમાથી ઇન્દ્રવર્મા રાજાના ગુરુ શિવસોમ શ્રી શંકરાચાર્યની પાસે અધ્યયન માટે આવ્યા હતા.

ચાર વર્ણોના અસ્તિત્વની સાથે બીજા વર્ણો પણ હતા, પરંતુ તેમની વચ્ચેનાં બંધનો કડક ન હતાં. લગ્ન, સંસ્કારો, શ્રાદ્ધ વગેરે રિવાજો હતા. ઘઉં, જવ, ચોખાના

ખોરાક સાથે અનેક પ્રકારના દારૂ અને પાનનો ઉપયોગ પણ કરવામાં આવતો.

આ પ્રદેશોમાં કલા, સ્થાપત્ય અને શિલ્પનો અત્યંત વિકાસ થયો છે. ભારતની જેમ અહીં પણ સ્થાપત્ય અને શિલ્પ ધર્મની આંગળી પકડીને જ ચાલે છે. મુખ્ય અસર ભારતીય શૈલીની હોવા છતાં સ્થાનિક શૈલીઓ પણ ધીમે ધીમે વિકાસ પામતી દેખાય છે.

આ પ્રદેશના સ્થાપત્યના નમૂનાઓમાં બોરોબુદુરનું સ્થાપત્ય અત્યંત મહત્ત્વનું છે. ઈ. સ. ૭૫૦થી ઈ. સ. ૮૫૦ સુધીમાં બંધાયેલા આ મહાન સ્થાપત્યને શૈલેન્દ્ર રાજાઓનાં ઉત્સાહ અને સમૃદ્ધિનો વારસો મળ્યો હતો. આ સ્થાપત્યમાં એક પછી એક એમ નવ અગાસીઓ (terraces)માં સહુથી ઊંચી અગાસીના મધ્યમાં ઘંટાકૃતિ સ્તૂપની રચના કરવામાં આવી છે. ધ્યાનસ્થ બુદ્ધની ૪૩૨ મૂર્તિઓ સમગ્ર સ્થાપત્યમાં જોવા મળે છે. કોતરણીવાળા સ્તંભો, તોરણો અને કમાનોની સુંદર કારીગીરી અને સ્તંભો તથા છતો ઉપર ગૌતમ બુદ્ધના જીવનના પ્રસંગો, જાતક કથાઓમાંથી લીધેલા પ્રસંગો અને ખાસ તો ૬૪ ગુરુઓ કરીને મંજુશ્રી પાસેથી જ્ઞાનપ્રાપ્તિ કરનાર સુધનકુમારના જીવનપ્રસંગો ધ્યાન ખેંચે છે. આ વિશાળકાય સ્થાપત્ય સાથે કાંઈક અંશે સરખાવી શકાય તેવા બ્રાહ્મણ-સ્થાપત્યના નમૂનાઓમાં લારા જોંગરંગનાં શિવમંદિરોનો સમૂહ આવેલો છે. ભવ્યતા અને વિશાળતાની દૃષ્ટિએ આ મંદિરો કાંઈક અંશે ઓછાં મહત્ત્વનાં હોવા છતાં માનવ લાગણીઓના ભાવનામય અંકનની દૃષ્ટિએ, ભાવવાહિતાની શ્રીની દૃષ્ટિએ અને નાટ્યાત્મકતા તથા ઉત્સાહપૂર્ણ કલાભાવનાની દૃષ્ટિએ બોરોબુદુરના શિલ્પ કરતાં વિશેષ મહત્ત્વ ધરાવે છે. તેમાં જીવન છે, આદર્શપૂર્ણ રેખાંકન છે, પ્રતિભાસંપન્ન શિલ્પીઓનાં સ્વપ્નની સિદ્ધિ છે; નૈરાશ્યપૂર્ણ જીવનની એકતાનતા નથી, આંજી દેવાની એક માત્ર ઇચ્છાથી વિસ્તારેલી ભભક નથી; જીવનનો ધબકાર અને રણકાર છે, સમૃદ્ધ જીવનની અપ્રતિહત ઝાંખી છે. કંબોડિયાના અંગકોર વાટનાં શિલ્પોમાં ભારતીય અસરમાંથી ધીમે ધીમે મુક્ત થવા મથતા કલાકારોનો ઉત્સાહ જોવા મળે છે. આ સ્થળોનાં દર્શને જતાં પ્રાચીન ભારતની ભવ્યતાનાં દર્શન થાય છે; એટલું જ નહિ, પણ આપણો પીછો નહિ છોડનારી આપણી અત્યારની લઘુતાગ્રંથિ સમુદ્રમાં ડૂબી જાય છે અને પ્રાચીન વારસાના ખ્યાલથી આવેલા ગૌરવથી ઉન્નત બનેલું મસ્તક આપણા સમસ્ત વ્યક્તિત્વને દીપાવે છે.

[ક્રમશઃ]

*

# બચત યોજનાના પ્રકારો
## પહેલાં અને હવે

| | |
|---|---|
| ૧૨ વર્ષીય નૅશનલ પ્લાન સેવિંગ્ઝ સર્ટિફિકેટ<br>૫.૪૧ ટકા વ્યાજ<br>રોકાણુની મર્યાદા રૂા. ૨૫,૦૦૦ સુધી | ૧૨ વર્ષીય નૅશનલ ડીફેન્સ સર્ટિફિકેટ<br>૬.૨૫ ટકા કરમુક્ત વ્યાજ<br>રોકાણુની મર્યાદા રૂા. ૩૫,૦૦૦ સુધી |
| ૧૦ વર્ષીય ટ્રેઝરી સેવિંગ્ઝ ડિપોઝિટ<br>વાર્ષિક ૪ ટકા કરમુક્ત વ્યાજ<br>રોકાણુની મર્યાદા રૂા. ૨૫,૦૦૦ સુધી | ૧૦ વર્ષીય ડીફેન્સ ડિપોઝિટ સર્ટિફિકેટ<br>વાર્ષિક ૪½ ટકા કરમુક્ત વ્યાજ<br>રોકાણુની મર્યાદા રૂા. ૩૫,૦૦૦ સુધી |
| ક્યુમ્યુલેટિવ ટાઇમ ડિપોઝિટ<br>માત્ર પાંચ વર્ષ અને દશ વર્ષનાં ખાતાંઓ | ક્યુમ્યુલેટિવ ટાઇમ ડિપોઝિટ<br>પાંચ, દશ અને પંદર વર્ષનાં ખાતાંઓ<br>(૧૦ અને ૧૫ વર્ષનાં ખાતાંના રોકાણ પર આવકવેરામાં વળતર) |
| પોસ્ટ ઑફિસ સેવિંગ્ઝ ખાતું<br>૨½ ટકા કરમુક્ત વ્યાજ | પોસ્ટ ઑફિસ સેવિંગ્ઝ ખાતું<br>૩ ટકા કરમુક્ત વ્યાજ |
| પોતાના અને કુટુંબના ભાવિ માટે અને ઊજળી આવતીકાલ માટે બચતની જરૂર હતી | હવે આજની કટોકટી માટે અને આવતી કાલની સલામતી માટે બચતની જરૂર છે |

**બચત યોજનામાં નાણાં રોકી રાષ્ટ્રીય સંરક્ષણને મજબૂત બનાવ**

—વધુ માહિતી માટે પૂછો યા લખો—

સંચાલક, માહિતી ખાતું, સચિવાલય, અમદાવાદ-૧૫

સંચાલક, નાની બચત, નાણાં ખાતું, સચિવાલય, અમદાવાદ-૧૫

પ્રાદેશિક સંચાલક, રાષ્ટ્રીય-યોજના લૅન્ડ રેકર્ડઝ બિલ્ડિંગ, ભદ્ર, અમદાવાદ

જિલ્લામાં-જિલ્લા કલેક્ટર

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક



❡ 'ઘડિયાળને ક્યારે સારું કહેવાય? એ બરાબર સમય બતાવવાનું કામ કરે ત્યારે. ❡ ઘડિયાળ વખત જણાવવા માટે બનાવેલું યંત્ર છે, માટે એ બરાબર વખત જણાવે તો જ સારું કહેવાય. ❡ જે ઘડિયાળ અવારનવાર બંધ પડે છે અથવા ખોટો વખત બતાવે છે એ ભલે સુંદર હોય કે ચકચકતું હોય, પણ "સારું" તો નથી. ❡ માણસનું પણ એવું જ. ❡ માનવ સદાચારી જીવન ગાળવા માટે સર્જાયેલો છે; તેથી જો તે આ કામ બરાબર કરતો રહે તો એ "સારો" માણસ કહેવાય. ❡ જે માણસ નીતિનો માર્ગ છોડીને અઢળક પૈસો ભેગો કરે, કે કીર્તિ પામે, કે સત્તા ઉપર આવે...એ ચાલાક હશે કે હોશિયાર હશે કે બળવાન હશે..., પણ "સારો" નથી જ. ❡ એવો માણસ પોતાના જીવનનું લક્ષ્ય ચૂકી ગયો છે; પોતાને સોંપાયેલા મુખ્ય કામમાં નિષ્ફળ નીવડ્યો છે; પોતાની જાતને લગતું "સારાપણું" એણે પ્રાપ્ત કર્યું નથી. ❡ "સારા" હોવાનું માનપત્ર માનવસમાજ પાસેથી મેળવવામાં તમારું જીવનકાર્ય સમજો.' ફાધર જી. વાલેસ, એસ. જે.

['સદાચાર'–પ્રકાશક; સેન્ટ ઝેવિયર્સ કૉલેજ, અમદાવાદ, સને ૧૯૬૦, પૃ. ૧૩૬–૧૩૭]

વર્ષ ૨
અંક ૧૧
જૂન · ૧૯૬૩
સંપાદક · પુરુષોત્તમ ગણેશ માવળંકર

**અભ્યાસ** સંપાદક : પુરુષોત્તમ ગણેશ માવળંકર વર્ષ ૨ • અંક ૧૧ જૂન ૧૯૬૩
'જનરલ એજ્યુકેશન' વિશેષાંક

## અનુક્રમ


| | | |
|---|---|---|
| નૈવેદ્ય | ૩૬૧ | એ. જી. ભટ્ટ |
| રોજનીશીમાંથી | ૩૬૪ | ગણેશ વાસુદેવ માવળંકર |
| ચીની વિસ્તારવાદનું તત્ત્વજ્ઞાન | ૩૬૮ | પુરુષોત્તમ ગણેશ માવળંકર |
| ભારતના સાંસ્કૃતિક ઇતિહાસની રૂપરેખા-૭ | ૩૭૧ | જયદેવ મો. શુક્લ |
| ઇસ્કિલસકૃત ઍગેમેમનૉન | ૩૮૮ | ફીરોઝ કા. દાવર |
| 'ઊરુભંગ'નો પરિચય | ૩૯૧ | એ. જી. ભટ્ટ |
| પંચવટી: એક અવલોકન | ૩૯૬ | રણધીર ઉપાધ્યાય |
| આર્થિક આયોજન | ૪૦૦ | જિતેન્દ્ર લા. ધોળકિયા |
| ગરીબાઈ અને આયોજન | ૪૦૪ | બબાભાઈ સો. પટેલ |
| સામાન્ય કેળવણીના લક્ષ્યાંકો | ૪૧૧ | રામપ્રસાદ શુક્લ |
| અંગ્રેજી વાચન | ૪૧૪ | |
| આધુનિક ભારત : કેટલીક સમસ્યાઓ | પૂંઠું ૩ | પુરુષોત્તમ ગણેશ માવળંકર |


*

## સંપાદકના બે બોલ

આધુનિક શિક્ષણક્ષેત્રે રૂઢ થયેલ અંગ્રેજી શબ્દપ્રયોગ General Education અગર Liberal Educationનું ચોક્કસ ગુજરાતી રૂપાંતર કંઈક મુશ્કેલ લાગે છે. "સામાન્ય શિક્ષણ" બરાબર બંધબેસતું લાગતું નથી. કદાચ, "સર્વસામાન્ય કેળવણી" એવો શબ્દપ્રયોગ વધારે સમર્પક લાગે છે. એટલું માત્ર ખરું કે જનરલ એજ્યુકેશન એટલે સામાન્ય જ્ઞાન નહીં! ગઈ સદીના વિખ્યાત રાજ્યશાસ્ત્રી જૉન સ્ટુઅર્ટ મિલે બ્રિટનમાંની સેંટ ઍંડ્રુસ યુનિવર્સિટીમાં તા. ૧ ફેબ્રુઆરી ૧૮૬૭ને રોજ આપેલા માંગલિક પ્રવચનમાં આવી સર્વસામાન્ય કેળવણીની જરૂરિયાત વિષે સુંદર રજૂઆત કરતા કહેલું કે:

'Men are men before they are lawyers, or physicians, or merchants, or manufacturers; and if you make them capable and sensible men, they will make themselves capable and sensible lawyers or physicians. What professional men should carry away with them from a University is not professional knowledge, but that which should direct the use of professional knowledge, and bring the light of general culture to illuminate the technicalities of a special pursuit. Men *may be competent lawyers without general* education, but it depends on general education to make them philosophic lawyers'.

ગુજરાત યુનિવર્સિટીએ નવા દાખલ કરેલા સુગ્રથિત નિર્વાચિક અભ્યાસક્રમમાં જનરલ એજ્યુકેશનનો વિષય પ્રથમ અને દ્વિતીય વર્ષમાં ફરજીઆત અભ્યાસ માટે મૂકેલો હોઈ તેના રીતસરના શિક્ષણની શરૂઆત ચાલુ શૈક્ષણિક વર્ષ (૧૯૬૩–૬૪)થી થાય છે. આ અંગે યુનિવર્સિટીએ એક જ્ઞાનચર્ચા (Seminar) તા. ૩૦ જૂન તથા તા. ૧, ૨ જુલાઈએ યોજી છે. 'અભ્યાસ'નો આ અંક પણ તા. ૩૦ જૂને પ્રસિદ્ધ થાય છે ત્યારે તેમાં જનરલ એજ્યુકેશન અંગેની તથા તેના પ્રથમ વર્ષના અભ્યાસક્રમ સંબંધીની કેટલીક વિશિષ્ટ સામગ્રી વાચકો તથા વિદ્યાર્થીઓ અને અધ્યાપકો સમક્ષ રજૂ કરતાં આનંદ થાય છે.

*

મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

# નૈવેદ્ય

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः।।

—भगवद्‌गीता-१८-६६ ॥

**ભાવાર્થ:** સર્વ ધર્મોનો પરિત્યાગ કરીને તું કેવળ મારે શરણે આવ. સર્વ પાપોમાંથી હું તને મુક્ત કરીશ; શોક ન કર.

**નોંધ:** આ શ્લોકમાં કૃષ્ણ અર્જુનને સર્વ ધર્મોનો પરિત્યાગ કરી પોતાને શરણે આવવાનો ઉપદેશ કરે છે. આથી સ્વાભાવિક એવી શંકાનો ઉદય થાય છે કે, ગીતામાં સ્થળે સ્થળે અર્જુનને સ્વધર્મનું આચરણ કરવાનો ઉપદેશ આપી આ શ્લોકમાં કૃષ્ણ સર્વ ધર્મના પરિત્યાગનું કેમ વિધાન કરે છે? યુદ્ધરૂપી સ્વધર્મમાં અર્જુનને પ્રેરતાં કૃષ્ણનાં કેટલાંક વાક્યો આ પ્રમાણે છે:

स्वधर्ममपि चावेक्ष्य न विकम्पितुमर्हसि।
धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते।।
२–३१।।

अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि।
ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि।।
२–३३।।

हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम्।
तस्मादुत्तिष्ठ कौन्तेय युद्धाय कृतनिश्चयः।। २-३७।।

सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ।
ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि।। २-३८।।

नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्।।२-४०।।

तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युध्य च।।
मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयम्।। ८-७।।

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात्।
स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम्।।
१८-४७।।

સ્વધર્મનો વિચાર કરીને પણ તારે ડગવું જોઈએ નહિ; ક્ષત્રિયને માટે ધર્મ્ય યુદ્ધ કરતાં શ્રેયસ્કર બીજું કાંઈ નથી.

જો તું આ ધર્મ્ય યુદ્ધ નહિ કરે તો સ્વધર્મ અને કીર્તિને ગુમાવીને પાપને પામીશ.

જો (યુદ્ધમાં) હણાઈશ તો સ્વર્ગને પામીશ અથવા જય પામીશ તો પૃથ્વીનો ભોક્તા થઈશ, માટે હે કૌન્તેય! યુદ્ધનો નિશ્ચય કરી તું ઊભો થા.

સુખ–દુઃખ, લાભ–હાનિ, જય-પરાજય–એ સર્વને સમાન માનીને તું યુદ્ધ કર. એમ વર્તવાથી તને પાપ લાગશે નહિ.

આ માર્ગમાં (કર્મયોગના માર્ગમાં) આરંભેલા કર્મનો નાશ નથી. તેમાં (વિરુદ્ધ ફલરૂપી) અનિષ્ટનો સંભવ નથી. આ (કર્મયોગ રૂપ) ધર્મનું સ્વલ્પ આચરણ પણ મહાન ભયમાંથી ઉગારે છે.

માટે તું સર્વ સમયમાં મારું સ્મરણ કર અને યુદ્ધ કર, મને અર્પણ કરેલાં મન અને બુદ્ધિવાળો તું નિઃસંશય મને પામીશ.

પોતાનો ધર્મ ગુણહીન હોવા છતાં સારી રીતે આચરાયેલા પરધર્મ કરતાં શ્રેષ્ઠ છે. સ્વભાવથી નિયત કરેલા સ્વધર્મનું અનુષ્ઠાન કરતા મનુષ્યને પાપ લાગતું નથી.

આ શ્લોકમાં સ્વધર્મનો પરિત્યાગ ન કરવાનો ઉપદેશ આપવામાં આવ્યો છે અને અઢારમા અધ્યાયમાં સર્વ ધર્મના પરિત્યાગનું વિધાન પણ કરવામાં આવ્યું છે. આમ આ પ્રકારનાં વિધાનો પરસ્પર વિરોધી જણાતાં હોવાથી ગીતાકારના આશયનો યથાર્થ નિર્ણય કરવો આવશ્યક થઈ પડે છે.

એ વાત તો સ્પષ્ટ જ છે કે, યુદ્ધરૂપી સ્વધર્મનો ત્યાગ કરવા તત્પર થએલા અર્જુનને કૃષ્ણે વારંવાર સ્વ-

ધર્મનું પાલન કરવાનો – યુદ્ધમાં પ્રવૃત્ત થવાનો ઉપદેશ આપ્યો છે અને અંતે અર્જુન 'करिष्ये वचनं तव' કહીને યુદ્ધ કરવા ઉદ્યત થાય છે,

દરેક વર્ણના મનુષ્યે પોતાના વર્ણને અનુરૂપ સ્વાભાવિક રીતે નિયત થયેલા કર્મોનું આચરણ કરવું જોઈએ એવો ગીતાકારનો મત સ્પષ્ટપણે સમજાય તેવો છે. પોતાના વર્ણ માટે સ્વાભાવિક રીતે નિયત થયેલાં કર્મોનુ અનુષ્ઠાન એ જ સ્વધર્મનુ આચરણ છે. અર્જુન ક્ષત્રિય છે અને ક્ષત્રિયનાં સ્વાભાવિક કર્મો ગીતામાં આ પ્રમાણે ગણાવ્યાં છેઃ

**शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।**
**दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥ १८-४३॥**

શૌર્ય, તેજ, ધૈર્ય, ચતુરાઈ, યુદ્ધમાં અપલાયન, દાન અને ઐશ્વર્ય–આ સર્વે ક્ષત્રિયના સ્વાભાવિક કર્મો છે.

ઉપરના શ્લોકમા ક્ષત્રિયના સ્વાભાવિક કર્મોમા 'યુદ્ધમાં અપલાયન' પણ આવી જાય છે. ન્યાયના રક્ષણ માટે, પ્રજાના સંરક્ષણ માટે, યુદ્ધ એ ક્ષત્રિયનો સ્વધર્મ બને છે. દરેક વર્ણનુ સ્વભાવનિયત કર્મ એ જ તેનો સ્વધર્મ છે અને ગીતામા દર્શાવ્યું છે તે પ્રમાણે 'स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।' પોતપોતાના વર્ણ ને આશ્રમ માટે નિયત થયેલાં કર્મોના અનુષ્ઠાનમાં તત્પર રહેલો મનુષ્ય પરમ સિદ્ધિને પામે છે.

ઉપર દર્શાવ્યા પ્રમાણે સમાલોચના કરતાં સમજાય છે કે, કૃષ્ણે સ્વધર્મનુ અનુષ્ઠાન કરવાનો ગીતામાં વારંવાર ઉપદેશ આપ્યો છે. 'कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।' 'જનક વગેરે પણ કર્મથી જ પરમ સિદ્ધિ પામ્યા' અને 'कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ।' 'માટે તું પણ પૂર્વે તારા પૂર્વજોએ કરેલું કર્મ કર'–એ પ્રકારનો ગીતાનો ઉપદેશ સ્વકર્મના અનુષ્ઠાન પ્રત્યે જ પ્રેરે છે. સ્વધર્મનો પરિત્યાગ કૃષ્ણને ઈષ્ટ નથી જ, એમ આ રીતે વિચારનાં સહેજે ફલિત થાય છે. આથી 'सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज' 'સર્વ ધર્મોનો પરિત્યાગ કરી તુ કેવળ મને શરણે જા'–એ શ્લોકનો અર્થ ગીતાકારના સ્વધર્માનુષ્ઠાનના ઉપદેશને સુસંગત થાય એવી રીતે કરવો જોઈએ. 'સર્વ ધર્મના પરિત્યાગ' કરવાના ઉપદેશમાં સ્વધર્મનો પરિત્યાગ પણ આવી જતો હોય તો ગીતામાં પરસ્પર વિરોધી ઉપદેશ કરવામાં આવ્યો છે, એમ માનવાને કોઈ પ્રેરાય તો નવાઈ નહિ. પરતુ ઉપર દર્શાવ્યો તેવો વિરોધ ઉપલક દૃષ્ટિએ જોતાં લાગે છે; યથાર્થ રીતે જોતા તેવો કોઈ વિરોધ નથી.

ભગવદ્ગીતા જેવા મહાન ગ્રંથમાં ઉપલક દૃષ્ટિએ દેખાતા વિરોધોનો સમન્વય કરી અર્થનો નિર્ણય કરવો જોઈએ. 'सर्वधर्मान्परित्यज्य'–એ શ્લોક ગીતાના અઢારમા અધ્યાયમા આવે છે. આથી અઢારમા અધ્યાયના પ્રારભમાં કરેલો અર્જુનનો પ્રશ્ન અને કૃષ્ણે આપેલો તેનો ઉત્તર લક્ષમાં લઈ, પૂર્વાપરસંગતિ વિચારી જો 'सर्वधर्मान्परित्यज्य'–એ શ્લોકના અર્થનો નિર્ણય કરવામાં આવે તો તેનુ રહસ્ય સમજાય છે. અઢારમા અધ્યાયની શરૂઆતમાં અર્જુન કૃષ્ણને સંન્યાસ અને ત્યાગનું તત્ત્વ સમજાવવા પ્રાર્થે છે. કૃષ્ણ તે બન્નેનું યથાર્થ સ્વરૂપ પ્રગટ કરતાં કહે છેઃ

**काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ।**
**सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥१८-२॥**

કામ્ય કર્મોના (ફળની ઈચ્છાથી કરેલાં કર્મોના) ત્યાગને વિદ્વાનો 'સંન્યાસ' કહે છે; સર્વે કર્મોના ફળના ત્યાગને વિચક્ષણ પુરુષો 'ત્યાગ' કહે છે.

આથી સ્પષ્ટ સમજાય છે કે, કામ્ય કર્મોનો ત્યાગ ગીતાને માન્ય છે; કર્મફળનો ત્યાગ, કર્મમાંથી સકામ ભાવનાનો ત્યાગ તેને ઈષ્ટ છે. પરંતુ સ્વધર્મનો-(દરેક વર્ણ માટે સ્વભાવનિયત કર્મનો) પરિત્યાગ ગીતાને માન્ય નથી જ. 'सर्वधर्मान्परित्यज्य'–એ શ્લોકનો અર્થ નિષ્કામ ભાવે આચરાતા સ્વધર્મ સિવાયના બીજા ધર્મોનો ત્યાગ કરીને તું મને એકને શરણે આવ–એવો કરવાથી ઉપલક દૃષ્ટિએ જણાતા જે વિરોધનો સૂચન કર્યું તે રહેતો નથી અને ગીતાના તાત્પર્યનું સુસંગત પ્રતિપાદન થાય છે. આ જ નિર્ણયનું દૃઢીકરણ અઢારમા અધ્યાયના પ્રારભના બીજા કેટલાક શ્લોકોના અર્થને ધ્યાનમાં રાખવાથી થાય છે. 'सर्वधर्मान्परित्यज्य०'–એ શ્લોકમાં 'બધાં જ કર્મોનો પરિત્યાગ' એવો અર્થ અભિપ્રેત નથી, એ વાત નીચેના શ્લોકોનો અર્થ લક્ષમાં લેતાં સહેજે સમજાય તેમ છે. કર્મમાત્રનો પરિત્યાગ કરવાના એક

પ્રસિદ્ધ પ્રચલિત મતનો ઉલ્લેખ કૃષ્ણ આ રીતે કરે છે:– 'त्याज्यं दोषवदित्येके कर्म प्राहुर्मनीषिणः।' કેટલાક વિદ્વાનો કહે છે કે, કર્મમાત્ર દોષયુક્ત હોવાથી ત્યાગ કરવાને યોગ્ય છે.' એ મતને દર્શાવી બીજા વિદ્વાનોનો મત તે રજૂ કરે છે કે, 'यज्ञदानतपःकर्म न त्याज्यमिति चापरे ॥' યજ્ઞ, દાન અને તપરૂપી કર્મ ત્યાગ કરવા યોગ્ય નથી, એમ બીજા વિદ્વાનો માને છે.' આમ બન્ને મત રજૂ કરી પોતાનો નિશ્ચયાત્મક મત પ્રકાશિત કરતાં કૃષ્ણ કહે છે: 'यज्ञदानतपःकर्म न त्याज्यं कार्यमेव तत्।' યજ્ઞ, દાન અને તપરૂપી કર્મ ત્યાગ કરવા યોગ્ય નથી પરંતુ અવશ્ય આચરવા યોગ્ય છે. આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે, યજ્ઞ, દાન વગેરે શાસ્ત્રવિહિત વર્ણાશ્રમ સંબંધી કર્મો અવશ્ય આચરવાં જોઈએ, ત્યાગ કરવાં જોઈએ નહિ, એવો ગીતાકારનો આશય છે. આથી 'પોતપોતાના વર્ણાશ્રમ સંબંધી સ્વધર્મ સિવાયનાં સર્વકર્મોનો પરિત્યાગ કરીને' એવો 'सर्वधर्मान्परित्यज्य'–એ ચરણનો અર્થ કરવો જોઈએ. વળી પોતપોતાના વર્ણ ને આશ્રમને ઉચિત (શાસ્ત્રે) નિયત કરેલાં જે કર્મો છે તેનો ત્યાગ કરવો યોગ્ય નથી એવું સ્પષ્ટ વિધાન 'नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते।' (સ્વધર્મ તરીકે) નિયત થયેલાં કર્મનો ત્યાગ ઉચિત નથી'–એ વાક્ય દ્વારા અઢારમા અધ્યાયના સાતમા શ્લોકમાં કરવામાં આવ્યું છે. તેથી પણ ઉપર જે અર્થનો નિર્ણય કર્યો છે તેને બળ મળે છે. આ ઉપરાંત જેના અર્થની ચર્ચા કરવામાં આવે છે તે શ્લોકમાં જ કૃષ્ણ અર્જુનને 'તું કેવળ મને શરણે આવ' 'मामेकं शरणं व्रज।'–એ વાક્ય દ્વારા અર્જુનને પોતાને શરણે આવવાનો ઉપદેશ કરે છે. હવે અર્જુન કૃષ્ણને શરણે જાય તો કૃષ્ણે કરેલા 'युध्यस्व विगतज्वरः ॥ ૩–૩૦ ॥–સંતાપ રહિત થઈને યુદ્ધ કર' એ આદેશને અનુસરે તે સ્વાભાવિક જ છે. આ પ્રમાણે વિચારતાં પણ પ્રસ્તુત શ્લોકમાં કહેલા સર્વધર્મોના પરિત્યાગમાં સ્વધર્મના પરિત્યાગને બિલકુલ સ્થાન નથી, એવો ગીતાકારનો આશય સ્પષ્ટ સમજાય છે.

ઉપર દર્શાવ્યા પ્રમાણે અઢારમા અધ્યાયના 'ત્યાગ' અને 'સંન્યાસ'ના તત્ત્વને વિસ્પષ્ટ રીતે પ્રકાશિત કરતા શ્લોકો, શ્રીકૃષ્ણે આ વિષયમાં વ્યક્ત કરેલો તેમનો નિશ્ચિત ઉત્તમ મત (निश्चितं मतमुत्तमम्), સ્વધર્માચરણમાં વારંવાર પ્રેરતાં શ્રીકૃષ્ણનાં વાક્યો અને અર્જુને 'करिष्ये वचनं तव' 'હું તમારા વચનનું પાલન કરીશ' એ રીતે કરેલો યુદ્ધનો નિશ્ચય લક્ષમાં લેતાં सर्वधर्मान्परित्यज्य०, એ શ્લોકનો ભાવાર્થ આ રીતે પ્રકાશિત થાય છે: 'સર્વ ધર્મોનો એટલે સર્વ કામ્યકર્મોનો અથવા કર્મના ફલમાં આસક્તિ, કર્તાપણાનો ભાવ–એ સર્વ ધર્મોનો પરિત્યાગ કરી, તું મને સર્વભાવે શરણે આવ અને સ્વધર્મનું આચરણ કર, હું તને સર્વ પાપોમાંથી મુક્ત કરીશ, શોક કરીશ નહિ.' અથવા 'સર્વ કર્મો મને અર્પણ કરી એટલે કર્મનાં ફળ, કર્તૃત્વ વગેરે સર્વના પ્રવર્તક અને નિયામક એવા મને અર્પણ કરી મારે શરણે આવ અને સ્વધર્મનું આચરણ કર' એ રીતે આ શ્લોકના ભાવાર્થનું સરસ પ્રતિપાદન થાય છે. પ્રસ્તુત શ્લોકમાં જેમ સર્વ ધર્મોના પરિત્યાગનું કથન કર્યું છે તેમ ત્રીજા અધ્યાયના ૩૦ મા શ્લોકમાં સર્વ કર્મોના સંન્યાસનું વિધાન કર્યું છે અને તે શ્લોકનો ભાવાર્થ પ્રસ્તુત શ્લોકની પ્રથમ પંક્તિના તાત્પર્યને પ્રકાશિત કરવામાં અત્યંત સહાયક થાય તેવો હોવાથી તે શ્લોકનો ઉલ્લેખ કરવામાં આવે છે:

मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा।
निराशीर्निर्ममो भूत्वा युध्यस्व विगतज्वरः॥
३-३०॥

'અધ્યાત્મબુદ્ધિથી સર્વ કર્મો મને અર્પણ કરી આશા અને મમત્વનો ત્યાગ કરી સંતાપ રહિત થઈને યુદ્ધ કર'–આ શ્લોકમાં અધ્યાત્મબુદ્ધિથી એટલે પરમેશ્વર અવિનાશી, સર્વજ્ઞ, સર્વશક્તિમાન, સર્વનો આત્મા, નિયામક અને આધાર છે, તે જ સર્વનો પ્રવર્તક અને પરમ ગતિ છે, એવી બુદ્ધિથી સર્વ કર્મોનો સંન્યાસ–સર્વ કર્મોનું સમર્પણ તેને કરવાનું વિધાન કરવામાં આવ્યું છે. એટલે સર્વ કર્મોનાં ફળ, કર્તૃત્વ, આસક્તિ વગેરેનો પરિત્યાગ કરી, સ્વધર્મનું અનુષ્ઠાન કરવાનું વિધાન આમાં કરવામાં આવ્યું છે. આમ આ શ્લોક 'सर्वधर्मान्परित्यज्य ०'–એ શ્લોકની પ્રથમ પંક્તિના તાત્પર્યનું પ્રતિપાદન કરવામાં સહાયક બને છે.

આ સંદર્ભમાં અઢારમા અધ્યાયનો ૫૭મો શ્લોક અત્યંત ધ્યાનપાત્ર છે. તે શ્લોક આ પ્રમાણે છે:

चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः।
बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततं भव॥

'મનથી સર્વ કર્મોનો મારામાં સંન્યાસ કરી, મારે પરાયણ થઇ, સમત્વબુદ્ધિયોગનો આશ્રય કરી, હમેશા મારામાં ચિત્ત રાખ.' આ શ્લોકમાં 'मामेकं शरणं व्रज' 'મને એકને શરણે આવ'—એ રીતે વ્યક્ત થયેલો શરણાગતિનો ભાવ જ સમાયેલો છે. આ શ્લોકમાં સર્વ કર્મોનાં ફળ તથા કર્તૃત્વ વગેરે સર્વના નિયામક અને પ્રવર્તક ઇશ્વરને સમર્પણ કરી સમત્વબુદ્ધિયુક્ત થઈ ઈશ્વરને જ શરણે જવાનો ઉપદેશ કર્યો છે. આમાં મનથી કર્મનો ત્યાગ કહ્યો છે, સ્વરૂપથી નહિ. ત્યાગ એટલે કર્મફળનો ત્યાગ એ અર્થ यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते।' 'જે કર્મફળનો ત્યાગ કરનાર છે તે ત્યાગી કહેવાય છે'—એ વચન દ્વારા ગીતામાં સ્પષ્ટ કરવામા આવ્યો છે. આથી એ ભાવાર્થ સ્પષ્ટ તરી આવે છે કે, સ્વધર્મને અનુસાર કરવાનાં કર્મો આચરતો તું તે કર્મોમાંથી ફલની કામનાનો ને કર્તૃત્વની ભાવનાનો ત્યાગ કરી, સિદ્ધિ અને અસિદ્ધિમા સમાન બુદ્ધિવાળો થઈ, મારે પરાયણ થઈ, મારામાં ચિત્ત જોડી રાખ. ઈશ્વર સર્વેનો પ્રેરક અને નિયામક છે અને પોતે તો સ્વકર્મ આચરવામા નિમિત્ત માત્ર છે, એવા ભાવથી તેની સંપૂર્ણ શરણાગતિ સ્વીકારવાનો જે ભાવાર્થ આ શ્લોકમાથી ફલિત થાય છે તે જ 'सर्वधर्मान्परित्यज्य'—એ શ્લોકમાથી પ્રાપ્ત થાય છે અને એ રીતે શરણાગતિ સ્વીકારી સ્વધર્મ આચરવાથી સર્વ પાપમાથી મુક્ત થવાય છે; પાપ લાગતું નથી, શોકનુ કોઈ કારણ રહેતું નથી.

ફલાસક્તિથી પ્રેરિત કર્મોના ત્યાગમાં નિષિદ્ધ કર્મોનો ત્યાગ આવી જાય છે કેમ કે હિંસા, પરદ્રવ્યહરણ વગેરે નિષિદ્ધ કર્મો કોઈ પણ ફલની કામનાથી પ્રેરિત હોય છે, એ સમજાય તેવું છે. કામનાથી પ્રેરિત કર્મોના પરિત્યાગમાં પોતાની આજીવિકા ચલાવવી વગેરે કર્મોનો પરિત્યાગ આવી જતો નથી કેમકે જે નિષ્કામ ભાવે સ્વધર્મ આચરે તે પોતાના સ્વધર્મને અનુરૂપ આજીવિકા ચલાવે, એ સ્વાભાવિક છે. બ્રાહ્મણ, ક્ષત્રિય વગેરે વર્ણો પોતપોતાના સ્વધર્મ પ્રમાણે આજીવિકા ચલાવવા જે શાસ્ત્રસંમત કર્મ કરે તે કર્મનો સ્વધર્માચરણમાં સમાવેશ થઈ જ જાય છે. પોતાના શરીરના ધારણ-પોષણ માટે તથા કુટુંબના નિર્વાહ માટે જે શાસ્ત્રવિહિત કર્મ કરવામાં આવે તે પણ સ્વધર્માનુષ્ઠાન છે, એમ સમજવાનું છે.

'सर्वधर्मान्परित्यज्य०' એ શ્લોકમાં ઈશ્વરની સાચી શરણાગતિ સ્વીકારવાનો ઉપદેશ કર્યો છે. સ્વધર્મનું અનુષ્ઠાન કરતાં રહેવું પણ શરણ તો ઈશ્વરનું જ લેવું એવો તેનો આશય છે. 'હું કર્તા નથી; ઈશ્વર જ સર્વનો પ્રવર્તક છે, પ્રકૃતિનો પણ તે જ પ્રવર્તક છે' એવી ભાવના નિરંતર રાખી સર્વ કર્મો તેને સમર્પણ કરી તેનું જ શરણ સ્વીકારવું એવો ભાવ છે. આ સૃષ્ટિરૂપી નાટકનો સૂત્રધાર ઈશ્વર છે માટે તેને શરણે જઈ, તેની ઈચ્છાને અધીન રહી વર્તન કરવાથી કોઈ પાપ લાગવાનો સંભવ નથી એવો પ્રસ્તુત શ્લોકનો ભાવાર્થ છે. ગીતાના વિશ્વરૂપ દર્શન અધ્યાયમાં 'मयैवैते निहता. पूर्वमेव निमित्तमात्र भव सव्यसाचिन्।' 'આ સર્વે શત્રુઓનો મેં પહેલેથી જ નાશ કર્યો છે, તું (તેમના નાશમાં) નિમિત્તમાત્ર થા'—એવી કૃષ્ણે કરેલી ઉક્તિનો મર્મ ગ્રહણ કરી, પોતાના કર્તૃત્વની ભાવનાનો ત્યાગ કરી, સર્વના સંચાલક ઈશ્વરનુ શરણ લઈ કર્તવ્યકર્મ આચરવાથી કર્મના બંધનની — જન્મમરણની પ્રાપ્તિ થતી નથી.

[લેખક: એ. જી. ભટ્ટ, સંસ્કૃતના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

# રોજનીશીમાંથી

**ગણેશ વાસુદેવ માવળંકર**

**તા. ૧૬ સપ્ટેમ્બર ૧૯૪૭, મંગળવાર**

સવારે નિત્યવિધિ-છાપાંઓ જોવાનું, રોજનીશી-લેખન......

'પ્રજાબંધુ'ના દિવાળી અંક માટે એક લેખ લખાવ્યો. વકીલાતના અનુભવો પૈકી એક કેસની હકીકત વાર્તાના રૂપમાં લખી.

ભોજનોત્તર પરચૂરણ વાચન અને વિશ્રાંતિ. રા વાગ્યાથી કામ પર. થોડી ટપાલ લખી. પરચૂરણ કામો. કુબેરદાસ પાસેથી જે દસ્તાવેજ લેવાનો એ વિષે જમીનો વગેરે માટેના નકશા—નંબરો ઇત્યાદિ જોવામાં ઘણો જ વખત ગયો.

સાંજે ચાલતો ભદ્રમાં ગયો. ત્યાં જૂના કાગળો-પત્રો જોવામાં વખત ગયો. ગાંધીજીનો બધો પત્રવ્યવહાર જોયો.

મુકામ પર આવીને પ્રાર્થના. ભોજનોત્તર પરચૂરણ વાચન.

### તા. ૧૭ સપ્ટેમ્બર ૧૯૪૭, બુધવાર

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રવાચન. રોજનીશીલેખન. કાગળો. (૧) અનાજખાતાના પ્રધાન શ્રી. પાટિલને એંજિન ખરીદીની બાબતમાં, અને બીજા કાગળો. પછી 'કેડી' નામના પાક્ષિક માટે ગાંધીજીના સંસ્મરણનો એક લેખ લખી આપ્યો.

ભોજન બાદ આરામ. કેટલાક કાગળો. ચિ. બાળના લગ્નની બાબતમાં ચિ. સૌ. કુસુમ મંડપેને અને બીજા પત્રો. વિઠ્ઠલભાઈ ચરિત્રનું થોડું આગળ વાચન. સાંજે શ્રી. નાનુભાઈ દેરાસરી આવ્યા હતા. નેનપૂરની Housing યોજના વિષે અને બીજી બાબતો વિષે મંત્રણા. કૉંગ્રેસમાં ચારિત્ર્ય-શુદ્ધિ થવી જોઇએ...... જેવા લોકોને આઘા રાખવા રહ્યા. એમનો પણ આવો અભિપ્રાય સાંભળીને મને સ્વાભાવિક જ સારું લાગ્યું.

સાંજે ૬ થી ૬-૩૦ શેઠ બકુભાઈ ચિમનભાઈ આવ્યા હતા. એમની જોડે યુનિવર્સિટી ફંડની બાબતમાં ચર્ચા કરી. એમને બધી હકીકત કહી. મારી અપેક્ષા એમની પાસેથી પાંચ લાખની છે.

પછી શ્રી. ખેર (કૅલિકો મિલ) મળ્યા. એમની સાથે બે બાબતોની ચર્ચા (૧) સ્વર્ગસ્થ જોશી વિવિંગ માસ્તરની સદ્‌ગત કન્યાના સ્મરણાર્થે રૂપિયા ત્રણ હજાર આપવાના. તેનું સ્મારક કેવી રીતનું કરવું? પૈસા ક્યાં આપવા? (૨) આ વર્ષના શ્રીગણેશોત્સવમાં હિંદુ-સભાવાદી કીર્તનકાર શ્રી. આફળે આવવાના છે. એમને અંગે ભદ્રમાંના કેટલાક જુવાન ભાઇઓએ એમનું (શ્રી. આફળેનું) કીર્તન ન થાય તે માટેના પ્રયત્નો કરવા માંડ્યા છે. પોલીસ સુપરિન્ટેન્ડન્ટ અને કલેક્ટર મારફત વજન નાખવાનો પ્રયાસ છે. શ્રી. આફળે પોતે બેછૂટ બોલે છે, ગાંધી-જવાહરને ગાળો આપે છે એ મુદ્દો. શ્રી. આફળેએ આવું નહીં કરવું જોઈએ એ મને માન્ય છે. પરંતુ કોઈ પણ માણસને પોતાના વિચારો સમાજ આગળ રજૂ કરવા માટે પૂરેપૂરી છૂટ હોવી જોઈએ. આપણા પક્ષની સરકાર છે એ જોર ઉપર અગર કોઈ પણ કારણ વડે સરકાર તરફથી દરમિયાનગીરી કરાવીને વ્યાખ્યાન બંધ કરાવવાનો પ્રયાસ કરવો એ લોકશાહી માટે એકંદરે પોષક નથી, પણ હાનિકારક છે એવો મારો દૃઢ અભિપ્રાય છે. ખેર!

ભોજનોત્તર થોડી વાતોચીતો અને વિશ્રાંતિ. રાત્રે શ્રીમતી બેસંટનું શ્રી. જિનરાજદાસ કૃત ચરિત્ર વાંચ્યું.

આજે શ્રી. હરતાલિકા વ્રત હતું.

### તા. ૧૮ સપ્ટેમ્બર ૧૯૪૭, ગુરુવાર

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રવાચન. પછી ભદ્રમાં ગયો.

શ્રી. નાનાભાઈ ભટ્ટ ખાસ મને મળવા સારુ ભાવનગરથી આવ્યા હતા. ભદ્રમાંથી એમની જોડે જ બંગલે આવ્યો. જુનાગઢ રાજ્ય પાકિસ્તાનમાં જવાથી જે પરિસ્થિતિ નિર્માણ થઈ છે એની અંશતઃ અસર એમના 'આંબલા'માંના શૈક્ષણિક કાર્ય પર પણ થઈ રહી છે. આંબલાની સંસ્થાની સલાહકાર સમિતિમાં એમણે મને રાખ્યો હોવાથી મારી સાથે વિચારવિનિમય કરવાનું એમને યોગ્ય જ શું પણ આવશ્યક પણ લાગ્યું.

શાળામાંના વિદ્યાર્થી—વાલીઓના સ્વજનો—મિત્રો જૂનાગઢની હદમાંથી સ્થળાંતર કરીને આવી રહ્યા છે. આવા નિરાશ્રિતોને મદદ, હિંમત આપવાની જરૂર છે, એટલું જ નહીં પણ ૮૦ ટકા બિનમુસલમાન વસ્તીનો મુસલમાન રાજા પોતાને પ્રજાનો માલેક સમજીને અને રાજ્ય એટલે પોતાની અંગત મિલકત સમજીને ગમે તે રાજ્યમાં ભળી જાય છે એ સ્થિતિ, ભારત શું કે પાકિસ્તાન શું, કોઇની યે દૃષ્ટિથી અત્યંત અનિષ્ટ છે. પ્રજાના કલ્યાણ માટે રાજ્ય એવો સિદ્ધાંત છે. પ્રજાના હક્કો જે રાજા પાળશે એને જ હક્ક, નહીંતર નહિ; એ તત્ત્વ છે. એટલે જૂનાગઢની પ્રજાને પોતાના હક્કોની પ્રસ્થાપનાની બાબતમાં મદદ કરવી એ આવશ્યક. એ

દૃષ્ટિથી શાળાએ શું કરવું એ સવાલ. આજ સુધી બ્રિટિશ સત્તાની સામે લડવામાં જે શાળા ભાગ ભજવતી હતી–એટલે શિક્ષક, વર્ગ વગેરે–તો આ પ્રસંગે શા સારુ નહીં? એક રીતે તેના કરતાયે આજનો પ્રસંગ વધારે ગંભીર છે. બ્રિટિશોની હકૂમત સામાન્ય પ્રજાને રોજબરોજના જીવનમાં ખૂબ જ પરોક્ષપણે ખટકતી હતી. આજનો પ્રકાર તેવો નથી. રોજબરોજના જીવનમા અંતરાયો અને મુશ્કેલીઓ આવે છે. પ્રજા હતવીર્ય છે. એને નૈતિક અને સક્રિય ટેકો આપીને સ્વાતંત્ર્ય સારુ લાયક એવી બનાવવી જોઈશે. એટલે મારો તો સ્પષ્ટ મત જણાવ્યો કે શાળાના સંચાલકોએ આ હોમકુંડમા ભૂસકો મારવો જ જોઈએ. શિક્ષણનો હેતુ શો? સ્વાતંત્ર્યરક્ષણ, સ્ત્રીઓની આબરૂનું રક્ષણ, માલમિલકતનું રક્ષણ, પોતાના સ્વમાનનું રક્ષણ કરવાનો સમય પાક્યો હોય ત્યારે જો આપણી પ્રૌઢ વિદ્યાર્થીઓની સંસ્થાઓ અળગી રહી તો મને એમા બાયલાપણુ લાગે છે. શૈક્ષણિક સંસ્થાઓએ પ્રત્યક્ષ રાજકારણમાં પડવું નહીં એ બરાબર; પરંતુ સામાન્ય રાજકારણ જુદુ અને રોજબરોજના વ્યવહારોની મુશ્કેલીઓના પ્રસગે સમાજની મદદે દોડી જવુ એ જુદું. એમાં જ પ્રત્યક્ષ શિક્ષણ છે. આવતી કાલના નાગરિકો એવા જે વિદ્યાર્થીઓ એમણે આમા પડીને શિક્ષણની પૂર્ણતા લાવવી જોઈએ. મારા આ પ્રકારના વિચારો હોવાથી મે એમને મારી પૂર્ણ સમતિ બતાવી છે અને મારા ઉપરોક્ત વિચારો પણ એમને બતાવ્યા. પછી ગુજરાત વિશ્વવિદ્યાલય અને દિલ્હીની હકીકત એમને કહી.

અશોક મિલના શ્રી. ડાહ્યાભાઈ પટેલ અને શ્રી. બાબુરાવ મહેતા આવ્યા હતા.

આજે શ્રીગણેશ ચતુર્થી. જમવાનું ખૂબ મોડું થયું. ૧૨-૪૫!

ચિ. અપ્પાસાહેબ મોધે આજ સવારની પૅસેન્જરથી અહીં આવ્યા. ૮–૧૦ દિવસની રજા હોવાથી આવ્યા છે.

ભોજન બાદ પરચુરણ વાચન અને આરામ. પછી કાગળો. ત્યાર બાદ રોજનીશીલેખન. થોડુ વાચન. ૬ થી ૯ સુધી ભદ્રમાં. શ્રીભદ્રકાળીનું દર્શન. પછી ભદ્ર ગણેશોત્સવમાંના સ્પૃશ્યાસ્પૃશ્ય સંમેલનમાં હુ પ્રમુખ હતો. સમારંભ ખૂબ જ સરસ થયો.

આજે ઘેર બ્રહ્મણોને બોલાવીને મંત્રપુષ્પ સમારંભ કર્યો હતો. પણ હું વખતસર આવી શક્યો નહિ. ભોજનોત્તર પ્રાર્થના. પરચુરણ વાચન.

## તા. ૧૯ સપ્ટેમ્બર ૧૯૪૭, શુક્રવાર

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રવાચન. રોજનીશીલેખન. કેટલાક કાગળો. પછી ગુજરાત વિશ્વવિદ્યાલયની બાબતમાં શ્રી. વેણીભાઈ પટેલનો લેખ–આણંદના વલ્લભ વિદ્યાનગરના ધોરણે જમીનોની યોજનાઓ કરાવી લેવા વિશેનો–પ્રસિદ્ધ થયો છે એનો જવાબ લખાવવાનું કામ ચાલુ કર્યું. વચ્ચે વચ્ચે પરચુરણ કામો પડે – ટેલિફોન, ઇન્જેક્શન, વગેરેને લીધે–ખંડ પડતો જ હતો.

૧૦ થી ૧૨ સુધી મહાવીરનગરના યોજક લૅન્ડ ડેવલપમેન્ટ કૉર્પોરેશનના શ્રી. ચિમનલાલ મોદી અને ચંદુલાલ મોહનલાલ આવ્યા હતા. એમની જોડે બેસીને દસ્તાવેજના મુસદ્દા નક્કી કર્યા. પછી પરચુરણ કામો.

આજ પણ જમવાનું ઓર જ મોડું થયું. પછી ૨॥ સુધી વિશ્રાંતિ. બાદ કામ પર. કાગળો અને પછી સવારના લેખના મુસદ્દાનું કામ આગળ ચાલુ.

૩ થી ૫॥ સુધી ગુજરાત સમાચારના ડિરેક્ટર બોર્ડની સભાનુ કામ અને પછી સામાન્ય પરિસ્થિતિ પર ચર્ચા.

બંગલે આવીને ચાહ. ચિ. બાબુ ગુપ્તેનો એક નાનકડો લેખ સુધારીને આપ્યો. પછી ઇંદગાચોકી પાસેના મરાઠા મિત્રોના ગણેશોત્સવ પર ગયો. ચાર શબ્દો કહ્યા. મરાઠાઓનું ધ્યેયવાક્ય, એમની ટેક, એમનો ઇતિહાસ એ વિષે બોલ્યો. ત્યાંથી પ્રેમાભાઈ હૉલમાં રંગમંડળ તરફથી ભજવાનારું 'અચલાયતન' નાટક જોવા ગયો. આશરે અડધો કલાક બેઠો હતો. પ્રયોગ સરસ હતો. પણ અમારી પાસે વખત ક્યાં હતો? ભદ્રમાં આવીને શૌચ વગરે આટોપીને બંગલા પર આવ્યો. મોડું થયું. ભોજનોત્તર પ્રાર્થના. પરચુરણ વાચન.

## તા. ૨૦ સપ્ટેંબર ૧૯૪૭, શનિવાર

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રવાચન. રોજનીશીલેખન. પરચુરણ કામો. વિશ્વવિદ્યાલયનું ફંડ અને સર ચિનુભાઈનાં કામો અંગે શેઠ કસ્તુરભાઈને ફોન, શેઠ અમૃતલાલ

વગેરે લોકોને ફોન......સવારના ફાજલ સમયમાં યુનિવર્સિટીની જમીનોની બાબતમાં શ્રી. વેણીભાઇના લેખનો જવાબ આપવાનો તેનો મુસદ્દો લખાવ્યો.

પછી રંગમંડળના શ્રી. ભિખુભાઈ આચાર્યનાં પત્ની પરમ દિવસે એકાએક સ્ટવથી દાઝીને મરણ પામ્યાં તેથી દિલસોજી માટે ગયો હતો. ખૂબ જ કરુણ પ્રસંગ. મને ચિ. સૌ. તાઇની માનું સ્મરણ થયું અને ૧૯૧૯-૨૦ યાદ આવ્યું. ઈશ્વરેચ્છા!

ત્યાંથી શાહીબાગ ક્લબમાં જમવા ગયો. મુંબઇના શેરીફ શ્રીમતી લામ અહીં આવ્યાં છે. એમને મળવાની તક. રોટરી ક્લબના શ્રી. બ્રાયન પણ મળ્યા. ૧૯૩૬માં અહીં રોટરી ક્લબ પ્રથમ સ્થપાઈ તે વખતે એમણે જ એ કામ કર્યું હતું, અને શ્રી. લોફૂસને બદલે મારે ક્લબના પ્રથમ પ્રમુખ બનવું પડેલું. ઠીક.

ભોજનોત્તર બંગલે આવીને સવારનો મુસદ્દો સુધારવાનું અને બીજાં કામો.

૩ થી ૪ા સુધી વિમાનઘર પર જવાનું. શ્રી. કાકાસાહેબ ગાડગીળનું સ્વાગત વગેરે. ઘેર આવીને ચાહ ઇત્યાદિ આટોપીને ૫ થી ૬ શેઠ વાડીભાઈને ત્યાંની શ્રી. કાકાસાહેબને માટેની પાર્ટી. હિંદુ-મુસલમાન ઝઘડાની બાબતમાં ભારત સરકારનાં નીતિ-ધોરણ શાં છે તે શ્રી. કાકાસાહેબે કહ્યું.

ત્યાંથી મુકામ પર આવીને પરચુરણ કામો પતાવીને ૬ાા થી ૮ા સુધી ભદ્રમાં શ્રીગણેશોત્સવ પ્રસંગે શ્રી. કાકાસાહેબ ગાડગીળનું ભાષણ હાલની પરિસ્થિતિ વિષેનું હતું ત્યાં ગયો. પ્રમુખપદે હું જ હતો. કાકાસાહેબનો મુદ્દો એ કે રાજ્યની રચના ધર્મના લક્ષણ પર નહિ, પણ નાગરિકત્વ પર છે. તેથી દરેક નાગરિકને રક્ષણ આપવું અને એ જો રાજ્યની વિરુદ્ધ હોય તો એને સજા કરવી તે રાજ્યકર્તાઓનું કર્તવ્ય છે અને તે જ તેઓ બજાવી રહ્યા છે. 'હિંદુ કે મુસલમાન એવો ભેદ અમે કરતા નથી. પરંતુ જે મુસલમાનો અમારા રાજ્ય પ્રત્યે અંતઃકરણપૂર્વક નિષ્ઠાવાન નથી અને પ્રત્યક્ષ વિરોધ કરશે તેમને અમે રાજ્યના દુશ્મન તરીકે વર્તીને ચાલશું'. લોકોને ભાષણ ખૂબ જ ગમ્યું.

પછી બંગલા પર આવ્યો. આજે ભોજન પર મિત્રોને નિમંત્ર્યા હતા. શેઠ કસ્તુરભાઈ, શેઠ રતિલાલ, કાનજીભાઈ દેસાઈ, શ્રી. મણીલાલ ચતુરભાઇ, શ્રી. ખેર, રિસવડકર વગેરે લોકો હતા. ભોજનોત્તર ઘણી બધી વાતો.

## તા. ૨૧ સપ્ટેમ્બર ૧૯૪૭, રવિવાર

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રવાચન. અને પછી થોડું કામ. ગણેશોત્સવની બાબતમાં કલેકટર તરફથી શ્રી. આફળેના કીર્તનની બાબતમાં આવેલા કાગળ સંબંધી શ્રી. દાતાર મળવા આવ્યા. શ્રી. આફળે કોઇપણ જાતનું પ્રક્ષોભક બોલશે નહિ એવી ખાતરી કલેકટરે માગી હતી. જો સાચે જ પ્રચારાત્મક ઉદ્દેશ ન હોય તો ખાતરી આપવામાં વાંધો નથી એમ મેં કહ્યું. શ્રી. આફળેને આવી ખાતરી આપ્યાનું જણાવવું અને તેમને આ પ્રમાણે કરવું કબૂલ ન હોય તો કીર્તન બંધ રાખવું, લોકોને બધી હકીકત કહેવી, એવો મારો અભિપ્રાય જણાવ્યો. એમને (શ્રી. દાતારને) એ માન્ય થયો હોય એવું એમના ચહેરા–દેખાવ પરથી લાગ્યું નહીં. ખેર.

૮ થી ૮-૪૫ સુધી શ્રી. બચુભાઈ મંગળદાસ આવ્યા હતા. યુનિવર્સિટીને દાન આપવાની બાબતમાં મળ્યા. મેં એમના ભાઈ શેઠ બકુભાઈને જે કહ્યું એનો અર્થ એમની વચ્ચે ભાગલા પાડવાનો મારો પ્રયત્ન હતો એવો એમણે કર્યો! કેટલું વિકૃત! ઓછામાં ઓછા પાંચ લાખ તો એમણે આપવા જોઇએ એવો મારો આગ્રહ. પણ જેમ લાગશે તે પ્રમાણે કરશે. મારે વધારે આગ્રહ કરવો અગર અપેક્ષા રાખવી બરાબર નથી.

૯ થી ૧૧-૩૦ સુધી ઇલેકટ્રિસિટિ કંપનીનું કારખાનું જોવા સારુ શ્રી. ગાડગીળ સાથે ગયો હતો. કારખાનાના મૅનેજર મિ. વ્હાઇટનો અનેક વર્ષોનો આગ્રહ. આજે યોગ આવ્યો. ત્યાં છેવટે થોડાં ભાષણો થયાં. મિ. પેટન, ગાડગીળ અને હું બોલ્યા. હું ગુજરાતીમાં જ બોલ્યો.

મુકામ પર આવીને વિશ્વવિદ્યાલય જમીન વિષેનો મુસદ્દો લખ્યો હતો તે સુધાર્યો. ડૉ. રામનાથનને લખવાના કાગળનો મુસદ્દો શ્રી. મઝુમદારે કર્યો હતો તે શેઠ કસ્તુરભાઇ લાવ્યા હતા. એ સુધારી આપ્યો.

આજે સવારે શ્રી. નાનાસાહેબ ઘારપુરે અને એમના

પુત્ર મુંબઈથી શ્રી. ગાડગીળને મળવા આવ્યા હતા. શ્રી. ઇચલકરંજીકરના દત્તક પ્રકરણમાં મધ્યસ્થ સરકારમાં કાંઈક પ્રયત્નો કરવા એ હેતુ—એને પણ એમણે હકીકત કહી. બપોરે જમવામાં આ લોકો સાથે હતા. શ્રી. ગાડગીળ શ્રી. વાડીલાલને ત્યાં જમવા ગયા હતા.

ભોજન પછી થોડી વાતો અને વિશ્રાંતિ, બાદ પરચૂરણ કામો. ચાહ શૌચ આટોપીને ૪-૩૦ થી ૫-૩૦ કૉંગ્રેસ કાર્યકરો સાથે વાર્તાલાપ. લોકોએ જુદા જુદા સવાલો પૂછ્યા એના જવાબો આપ્યા. ત્યાંથી પ્રેમાભાઈ હૉલમાં રંગમંડળના 'અચલાયતન' પ્રયોગ જોવાને, આશરે અડધો કલાક શ્રી. ગાડગીળને લઈને ગયો. પછી શ્રી. મગનભાઈ ભિખાભાઈને ઘેર ચાહપાર્ટી માટે. બાદ મુકામ પર આશરે ૭ વાગે આવ્યો.

રોજનીશીલેખન અને થોડું પરચૂરણ કામ આટોપીને ૭ા વાગે જમવા બેઠો. અને જમ્યા બાદ સ્ટેશન પર આવ્યો. શ્રી. ગાડગીળ અને ધારપુરે પિતાપુત્ર ગુજરાત મેલમાં રવાના થયા પછી પાછો આવ્યો.

રાત્રે ૯ાા થી ૧૦ સુધી ખા. બ. ઇસ્માઇલ કાજીભાઈ દેસાઈ અને પંડિત (નિવૃત્ત પોલીસ ઇન્સ્પેક્ટર) મળ્યા. એમનું કામ હતું. અને વખતની મુશ્કેલી. પણ "ગરજવાનને અક્કલ નહિ" એવો એમનો પ્રકાર હતો અને એવું એમણે બોલી બતાવ્યું તથા ત્યાર બાદ આડુંઅવળું બોલવાની શરૂઆત કરી!

પછી કેટલાક અગત્યના કાગળો લખીને આવતી કાલે બહારગામ ત્રણ દિવસ માટે જવાનું એની તૈયારી કરી. ૧૧-૩૦ના અરસામાં આરામ.

# ચીની વિસ્તારવાદનું તત્ત્વજ્ઞાન

**પુરુષોત્તમ ગણેશ માવળંકર**

[આકાશવાણી, અમદાવાદ પરથી તા ૨ મે ૧૯૬૩ને રોજ કરેલું આ વાયુપ્રવચન, આકાશવાણીના સૌજન્યથી અહીં સાભાર પ્રસિદ્ધ કર્યું છે. —પુ. ગ. મા.]

ભારતની જેમ ચીન પણ અતિ પ્રાચીન દેશ છે. ચીન આપણું પડોશી છે તેથી જ માત્ર નહીં પણ ચીન પાસે આપણી માફક ભવ્ય ભૂતકાળનો વારસો છે તેને કારણે ચીની સંસ્કૃતિ અને ચીની પ્રજામાં આપણને રસ ને આસ્થા છે. વળી ચીની સંસ્કૃતિ અને ફિલસૂફી વિશિષ્ટ રીતે ચીની ભૂમિની પેદાશ હોવાથી સમગ્ર વિશ્વને ચીન પ્રત્યે અનેરું આકર્ષણ રહ્યું છે. પરાપૂર્વથી ચાલ્યા આવતા ચીની રીતરિવાજોમાં રહેલું શાણપણ અને ડાહ્યાઈ તરફ પણ દુનિયાની મુગ્ધ નજર હરહંમેશ પડી છે.

ચીનનો કથાપટ ચાર હજાર વર્ષથી યે વધુ લાંબો છે. ચીનનો પ્રદેશ અતિ વિસ્તીર્ણ છે: લગભગ આખા યુરોપ જેટલો. ચીનની ૬૦–૭૦ કરોડ જેટલી લોકસંખ્યા બીજા કોઈ દેશમાં નથી. આમ, સમય, ક્ષેત્ર અને સંખ્યાની દૃષ્ટિએ ચીનનો પટ વિશાળ છે. વળી કાળપ્રવાહ અનંત છે, સ્થળવિસ્તાર ભરપૂર છે, પ્રજાની પેદાશ પણ વણથંભી કૂદકે ને ભૂસકે વધતી રહી છે. ચીનના પ્રજામાનસ પર આ બધાંની ખાટીમીઠી અસરો પડ્યા વિના કેમ રહે? ચીનના દીર્ઘ ઇતિહાસમાં સ્વાભાવિક જ ચડતી-પડતી અને તડકી-છાંયડી જોવા મળે છે.

પ્રાચીન ચીનમાંની રાજ્યવ્યવસ્થા અને વહીવટી ગોઠવણીઓ તરફ પણ જિજ્ઞાસુઓનું તથા અભ્યાસીઓનું ધ્યાન ખેંચાતું રહ્યું છે. રાજકીય તત્ત્વજ્ઞાન કેવળ ચિંતન અને મનનું ફળ નથી. રાજકીય વ્યવહાર પણ રાજકીય ફિલસૂફી ઊભી કરે છે. પ્રાચીન ચીનમાં સરકારી પ્રવૃત્તિઓ બહુ નહોતી અને બહુજનહિત માટે પણ કદાચ એ અપૂરી પડતી હશે. પરંતુ છેક ઈ. સ. પૂર્વે ૧૩૬થી વહીવટકર્તાઓની પસંદગી માટે જાહેરમાં લેવાતી પરીક્ષા, કાર્યશક્તિ અને વિદ્વત્તાના ધોરણે કરાતી બઢતી, હુકમત ચલાવવાની કળા અને આવડત ઉપર અપાતું ધ્યાન, આ અને આવી બીજી બાબતો પ્રશંસનીય જરૂર હતી. સાહિત્ય, કળા અને તત્ત્વજ્ઞાનના ક્ષેત્રોમાં પણ ચીનની સિદ્ધિઓ ઓછી નહોતી.

ઈ. સ. પૂર્વે ૨૨૦૫ના અરસામાં ઉત્તર ચીનમાં

રાજાશાહી વ્યવસ્થિત સ્થપાઈ ત્યારથી ચીની સંસ્કૃતિ વણ-થંભી ચાલુ રહી છે. ઈ. સ. પૂર્વે ૧૭૬૫થી શરૂ થયેલા શાંગ વંશના રાજવીઓની હકૂમતમાં અને બાદમાં ઈ. સ. પૂર્વે ૧૧૭૨થી ઈ. સ. પૂર્વે ૨૫૬ સુધી ચાલેલા 'ચાઉ' વંશજોના સમયમાં ચીનની રાજકીય પરિપક્વતા બરાબર બંધાઈ. 'ચાઉ' વંશી રાજાઓએ સામંતશાહી દાખલ કરી એટલે ઉમરાવો ઊભા થયા. ઈ. સ. પૂર્વે ૭૫૦થી તો લગભગ પાંચસો વર્ષ સુધી આ ઉમરાવોએ જ ખરી સત્તા ભોગવી, રાજાઓ નામ માત્ર રહ્યા. આ બધા સમય દરમિયાન ચીની પ્રજાની સાંસ્કૃતિક અને સામાજિક એકતા ઠીક ટકી રહી.

ચીની માનસ આ કાળ દરમિયાન સમૃદ્ધ બન્યું. ઈ. સ. પૂર્વે ૬૦૪માં જન્મેલા મનાતા લાઓ-ત્સુ (Laotzu) એ તથા ત્યારબાદ ઈ. સ. પૂર્વે ૪૭૮ સુધી જીવન ગુજાર-નાર કન્ફ્યૂશીઅસે ચીની તત્ત્વજ્ઞાન ઉપર ઘેરી અને કાયમની અસર કરી. લાઓ-ત્સુએ સૃષ્ટિવાદની ફિલસૂફી આપી. કુદરત કે સૃષ્ટિ સાથે ગાઢ સંબંધ અને તાદાત્મ્ય કેળવવાની લાઓની શીખ સાથે કાંઈક અકલ્પ્ય રહસ્યવાદ સંકળા-એલો જણાય છે. બીજી તરફ, કન્ફ્યૂશીઅસ એક અસાધારણ રાજનીતિજ્ઞ ઉપરાંત ઠંડા મગજના અને વ્યવહારયુક્ત માનસના સુરેખ વિચારક હતા. એમણે કોઈ નવું તત્ત્વજ્ઞાન અગર નવો ધર્મ ફેલાવ્યો એમ નહિ; પરંતુ છેલ્લા બે હજારથી વધુ વર્ષો સુધી કન્ફ્યૂશીઅસના વિચારોએ ચીની પ્રજામાનસ પર ગાઢ અને જાદુઈ અસર કરી છે એમાં શંકા નથી. અર્વાચીન અને 'નૂતન' ચીનના સામ્યવાદી નેતાઓને પણ કન્ફ્યૂશીઅસને સતત વખોડવા પડે છે!

કન્ફ્યૂશીઅસે પોતાના સમયના અને એ અગાઉના સામાન્ય વિચારો અને માન્યતાઓ સહજ અપનાવ્યા, સુંદર રીતે સ્વીકાર્યા અને એમાંથી નીતિશાસ્ત્ર તથા રાજ્યશાસ્ત્રનું એક સૂત્રબદ્ધ તત્ત્વજ્ઞાન નિર્માણ કર્યું. તેથી જ કન્ફ્યૂશી-અસના વિચારો પ્રજા-હૃદયમાં સોંસરવા ઊતર્યા. સાદી વાતો અસામાન્ય રીતે અને સચોટપણે સંક્ષેપમાં રજૂ કરવાની કળા કન્ફ્યૂશીઅસને ફાવી ગઈ હતી: આત્મા, મૃત્યુ પછીનું જીવન, ઈશ્વરનું બહુસ્વરૂપ વગેરે વિષયોમાં કન્ફ્યૂશીઅસને બહુ રસ કે જિજ્ઞાસા નહોતી. માનવ માનવ વચ્ચેનાં વર્તનવ્યવહાર વિષે એમણે વધુ વિચાર કર્યો. લોકો પાસે બળજબરીથી સદ્વર્તન કરાવવું નહીં જોઈએ એમ કન્ફ્યૂશીઅસે કહ્યું. બીજી બાજુ, લાઓ-ત્સુએ એમ સૂચવ્યું કે જ્યાં સરકાર બિનજરૂરી જણાય એ ઉત્તમ સરકાર! એટલે કે લોકો આપમેળે, નેતાઓનાં સુંદર ઉદાહરણો જોઈને સરસ વર્તે એ આવકારદાયક છે. પ્રજા ઉપર રાજ ચલાવવામાં અતિરેક ન કરવો જોઈએ.

કન્ફ્યૂશીઅસે ત્રણ બાબતો પર ભાર મૂક્યો. પ્રથમ એ કે નેતાગીરી સારી જોઈએ. મહાજનો જેવો દાખલો બેસાડે તેમ બધાં વર્તે. દૃષ્ટાંત અને ઉદાહરણનું મહત્ત્વ ઘણું છે. બીજી વાત એમણે કુટુંબનિષ્ઠા વિષે કહી. પૂર્વજો પ્રત્યે પૂજ્યભાવ હોવો ઘટે. કુટુંબ-પ્રેમ અને કુટુંબવફાદારી બહુ મોટી ચીજ છે. વળી મનુષ્યનું શરીર—એની બુદ્ધિ અને એના નૈતિક સ્વભાવસહિત ખૂબ પવિત્ર છે એમ કન્ફ્યૂશીઅસે કહ્યું. ત્રીજી બાબત વર્તન વિષેની. સુસંસ્કૃત ચાલચલગત કેવી હોવી જોઈએ એ વિષે એમણે લંબાણથી વિવેચન કર્યું છે.

પ્રાચીન ચીનનો આવો વૈચારિક વારસો અર્વાચીન ચીનમાં જરા પણ ટક્યો નથી એમ તો અલબત્ત નહીં કહી શકાય. જૂના સંસ્કારો એકદમ ભૂંસાતા નથી અને પૂરેપૂરા નાશ પણ પામતા નથી. દાખલા તરીકે, અર્વાચીન સામ્યવાદી ચીનમાં પહેલાંના ચીન જેવી જ આપખુદશાહી ચાલે છે. આજે પણ અગાઉની જેમ, વિશિષ્ટ તત્ત્વજ્ઞાનના આધારે ચીનમાં રાજ ચાલે છે અને લેખિત ચોપડીમાંના ડહાપણને અનુસરાય છે: માન્ય શિષ્ટગ્રંથ પ્રમાણે અક્ષરશઃ ચાલવું એ ચીની રીતરિવાજ આજના બદલાએલા સંજોગો-માં પણ અકબંધ છે. પરંતુ; આજે ચીન કેવળ અર્વાચીન નથી, એ સામ્યવાદી પણ છે. સામ્યવાદી ફિલસૂફી પ્રમાણે ફક્ત સામ્યવાદીઓ જ સારા, નવદૃષ્ટિવાળા અને નવ-વિચારવાળા મનાય છે, બાકી બધા પ્રત્યાઘાતીઓ! એટલે ચીન ખાસ અર્થમાં 'નૂતન' રાષ્ટ્ર છે. ચીની સામ્યવાદી-ઓએ આ 'નૂતન' શબ્દનો ઉપયોગ ડગલે ને પગલે એમનાં ભાષણો—લખાણોમાં કર્યે રાખ્યો છે: 'અમારે નવચીનની રચના કરવી છે,' એમ માઓ-ત્સે-તુંગે સતત કહ્યું છે. પણ નવું રાજકારણ, નવું અર્થકરણ અને નવી સંસ્કૃતિ રચવાની સામ્યવાદી નેતાઓની આ ખ્વાહેશ નવી નથી, જૂની છે. સામ્યવાદીઓ પોકારે છે કે જૂની પુરાણી રીતરસમો અને ધરેડો અમે બદલીશું પણ હકીકતમાં આજે ચીનમાં પ્રાચીન ચીની સંસ્કૃતિને દગો દેનારી એક નવી ફિલસૂફી

પેદા કરાઈ છે. એ જેટલી ભયાનક છે તેટલી કૃત્રિમ પણ છે.

સામ્યવાદી ચીનની આ નવી ફિલસૂફીનું એક મોટું ભયસ્થાન છે એની વૃકોદર વૃત્તિ! કેવળ ચીનના પ્રદેશ પૂરતી એ સીમિત નથી. ચીનની ભૂમિ પર અને માઓ-ત્સે-તુંગ જેવા અતિ કુનેહબાજ સામ્યવાદી દ્વારા એ ફિલસૂફીના બીજ મડાયા હોય તો પણ એનું લક્ષ્ય તો સર્વત્ર પહોંચી વળવાનું છે. કેવળ ચીનમા જ સામ્યવાદ લાવીને એ ફિલસૂફી જંપવાની હોય તો તો આપણે માથુ ન મારીએ. પણ, ક્રાંતિને નામે, પ્રગતિને નામે, અને સમાનતાને નામે એશિયાભરમાં પોતાની હકૂમત પ્રસ્થાપિત કરવાનો નૂતન ચીનનો મનસૂબો છે. એશિયા પછી આખા વિશ્વમા! એટલે સામ્યવાદી ચીનનુ તત્ત્વજ્ઞાન કેટલા મોટા પટ ઉપર પથરાવા ધાર્યું છે તે જોઈ શકાશે. પ્રાચીન ચીનમા લાઓ-ત્સુ અને કન્ફ્યૂશીઅસે મનુષ્ય માત્રને બ્રહ્માંડ સાથે મિલન કરાવ્યું તો આજના સામ્યવાદી ચીનનું તત્ત્વજ્ઞાન વિશ્વક્રાન્તિના ભાગ રૂપે ચીની ક્રાન્તિને બિરદાવે છે! એટલે, 'નૂતન' ચીનની દૃષ્ટિ નઠારી છે, આખી દુનિયા પર એને પોતાનું સામ્રાજ્ય ફેલાવવું છે.

ગયા વર્ષે ઑક્ટોબરમા સામ્યવાદી ચીને આપણી સરહદો પર જે રીતે આક્રમણ કર્યું તેમાં દગાબાજી જ હતી. હોઠ પર શાંતિ અને સહઅસ્તિત્વની વાતો અને હાથમા હિંસક હથિયારો, એ આ નવી ચીની સામ્યવાદી ફિલસૂફીની રીતરસમ છે. 'આગળ વધો' એ જાણે એનુ સૂત્ર છે. પછી ભલેને યેન કેન પ્રકારેણ આગળ વધો! એટલે સચ્ચિદા કે સચ્ચાઈ, ન્યાય કે સમતા કશુ મહત્ત્વનુ નથી. ફક્ત દુશ્મનને ગમે તે રીતે પરાજિત કરવો એટલી જ જાણે ચિંતા છે. તેથી નવા ચીની તત્ત્વજ્ઞાનમાં સાધનશુદ્ધિ પર જરાયે ધ્યાન નથી, પછી ભાર મૂકવાની વાત તો બાજુ પર રહી.

ચીની સામ્યવાદીઓના લોહીમાં દેખાતી આ ઘૂસણખોરીની આદત આજની નથી. ચીનમાં આંતરવિગ્રહ ચાલતો હતો ત્યારે પણ દુશ્મન સાથે ભળી જવામાં અને લાગ આવે તેમ ફાવતું વર્તન કરવામાં આ 'નૂતન' ક્રાંતિકારો પાછા પડયા નથી; મિઠાશ અને ધમકી બંનેના લુચ્ચાઈભર્યા મિશ્રણ વડે કામ લેવામાં સામ્યવાદી ચીની નેતાઓ પાવરધા બન્યા લાગે છે. એક વખત દલાઈ લામા જોડે સુંવાળી વાતો કરનાર માઓ-ત્સે-તુંગે તિબેટ ઉપર પોતાનો આક્રમક પંજો ફેરવી નાખવામાં પાછીપાની ન કરી. ઉત્તર કોરિયામાં સામ્યવાદી ચીન ઘૂસ્યું. બ્રહ્મદેશ, નેપાળ અને છેવટે પાકિસ્તાન જોડે પણ સામ્યવાદી ચીને ખરાખોટા, દેખાવ પૂરતા મિત્રતાભર્યા કરારો કર્યા. પણ એ બધા નાટકની પાછળ ચીનની એકમાત્ર દાનત એ જ છે કે પોતાની અસર અને હકૂમત પોતાના પ્રદેશ ઉપરાંત આજુબાજુ સર્વત્ર ફેલાવવી.

ચીની વિસ્તારવાદનું આ તત્ત્વજ્ઞાન લડાઈની પણ અલગ અલગ રીતરસમો રજૂ કરે છે. કોરિયામાં એણે સીધું યુદ્ધમાં જ ઝંપલાવ્યું. આપણી સરહદો પર એણે મોટા પાયા પર લશ્કરી હિલચાલો કરી અને પછીથી આક્રમણ પણ કર્યું, જ્યારે લાઓસ જેવા દેશમાં એ છૂપી પ્રેરણા તથા હૂંફ આપીને આંતરવિગ્રહ કરાવવા મથે છે. ક્યાંક ખુલ્લી લડાઈ તો ક્યાંક ગેરીલા પદ્ધતિની ચડાઈ; ક્યાંક વળી રાજનૈતિક ક્ષેત્રે દાવપેચ તો ક્યાંક પ્રચારક્ષેત્રે શબ્દોની રમઝટ. સરવાળે સામ્યવાદી ચીનનો સર્વત્ર પગપેસારો કરવાની ઝુંબેશ! વળી આજના અણુબૉંબના અને ન્યૂક્લીઅર શસ્ત્રોના યુગમાં, ચીની વિસ્તારવાદીઓએ પાળેલી પોષેલી એવી ગેરીલા લડાઈ પદ્ધતિ તો એમને માટે કેટલી બધી બંધબેસતી જણાય છે! જ્યાં સામાજિક અસંતોષ કે રાષ્ટ્રવાદી વંટોળ અગર વર્ગ કે જાતિ અંગે પ્રક્ષોભ જણાયો ત્યાં એવી પરિસ્થિતિનો લાભ ઉઠાવવામા આ ગેરીલા યુદ્ધખોરો મોખરે રહે છે. મહાન સત્તાઓ પોતાનાં ન્યૂક્લીઅર શસ્ત્રો વાપરી ન શકે, પોતાની પાસે જ તે બધા એને સંઘરી રાખવાં પડે અને ગેરીલા પદ્ધતિથી લડાઈ સામે તો ન્યૂક્લીઅર શસ્ત્રો વાપરી ન શકાય. નાની માખી પણ હાથીને સતાવી શકે છે! આમ સર્વવ્યાપી અને સંપૂર્ણ યુદ્ધની શક્યતા આજની દુનિયામાં ઘટી છે. પણ તે સાથે જ મર્યાદિત અને સ્થાનિક સ્વરૂપની લડાઈઓની શક્યતા વધી છે.

પ્રાચીન ચીનમા કુટુંબ કેન્દ્રસ્થાને હતું. સામ્યવાદી 'નૂતન' ચીનમાં કુટુંબ છિન્નવિચ્છિન્ન કરાયું છે. કુટુંબ એટલે જાણે રાજ્યનું હરીફ! કુટુંબની હૂંફ મળે તો માનવ વધુ જીવે, કુટુંબ પ્રત્યે વફાદારી બતાવીને માનવ રાજ્ય પ્રત્યે ઉદાસ પણ રહી શકે. તેથી ઓછાબોલા પણ આખાબોલા માઓ-ત્સે-તુંગે કુટુંબનાશની બાબતને પોતાના

તત્ત્વજ્ઞાનમાં અનિવાર્ય ગણી. લોહીની સગાઈ તૂટી તો માણસો આપોઆપ રાજ્યને વફાદાર થઈને રહેશે એમ જાણે આ નવું તત્ત્વજ્ઞાન માને છે. તેથી, સામ્યવાદી ચીનમાં કૉમ્યૂન્સ ઊભાં કરાયાં. કન્ફ્યૂશીઅસે શરીરની પવિત્રતા વિષે વાત કરી ત્યારે માઓએ આજના ચીનના અસંખ્ય માણસોનાં શરીર અને મન ઉપર આક્રમણ અને અત્યાચાર ગુજાર્યા છે. પ્રાચીન અને અર્વાચીનનો આ વિરોધાભાસ અતિ કરુણ અને દર્દભર્યો .

ચીની વિસ્તારવાદ એ ખરેખર તો સામ્યવાદી તત્ત્વજ્ઞાનનો વિસ્તારવાદ છે. એમાં હિંસાનું અવલંબન સ્વીકારાયું છે અને અમલી બનાવાયું છે. તેથી જ એ તત્ત્વજ્ઞાન ભયંકર છે. સમાજમાં અને દેશપરદેશમાં બધે ફેરફાર તથા સુધારાઓ અવશ્ય જોઈએ. જૂનું તે બધું સોનું નથી એ પણ ખરું; પરંતુ સવાલ છે રીતરસમોનો અને સાધનોનો. જૂનાને પણ તમે કેવી રીતે કાઢી મૂકો છો એના પર નવરચનાની સુંદરતાનો અને એની સ્થિરતાનો આધાર છે. ગાંધીજીએ આપણને શીખવ્યું કે સારી ચીજ પણ સારા માર્ગો અપનાવીને જ મેળવી રહી. બીજી બાજુ, માઓ-ત્સે-તુંગ કહે છે કે તોડફોડ કર્યા વિના રચના શક્ય નથી, બંધ બાંધ્યા વિના વહેણ શક્ય નથી અને થોભ્યા વિના ગતિ શક્ય નથી!

આમાં છેવટે કયું તત્ત્વજ્ઞાન સાચું એ બહુ વિવાદાસ્પદ નથી. પણ કોનું તત્ત્વજ્ઞાન સફળ થશે એ સવાલ માત્ર સતાવનારો છે ખરો. એ દૃષ્ટિથી ભાવી ઇતિહાસ આપણી વર્તમાન કામગીરી તરફ જોઈ રહ્યો હશે. ચીનમાંની જ એક કહેવત છે કે બધી બાબતો એના નિયત ક્રમ પ્રમાણે થવું ઘટે અને વારાફરતી દરેક પગથિયા પરથી પસાર થવી ઘટે. સામ્યવાદી ચીનનો આજનો વિસ્તારવાદ પણ આ રીતે એક પસાર થતી ઘટના જ નીવડશે એવી આશા આપણે રાખીએ.

*

# ભારતના સાંસ્કૃતિક ઇતિહાસની રૂપરેખા-૭

**જયદેવ મો. શુક્લ**

[સંસ્કૃત અને પ્રાચીન ભારતીય સંસ્કૃતિના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

## સાહિત્ય, ચિંતન, ધર્મ, સામાજિક સ્થિતિ

### ૫·૧ પ્રાચીન યુગનું સાહિત્ય

મૌર્ય યુગથી શરૂ થતા યુગથી માંડીને ઇસુની દસમી સદી સુધીના સાહિત્યના વિશાળ પટનું અવલોકન કરતાં, તેમના અનેક પ્રવાહો, બલિષ્ટ ઝરણાં અને તેમના સમાગમનો વિચાર કરતાં એક અથવા બે સ્વતંત્ર ગ્રંથો પણ પૂરા ભરાઈ જાય. અત્રે એની આછી રૂપરેખા અથવા વિહંગાવલોકનનો પ્રયાસ કરવામાં આવે છે.

લગભગ ૧૩૦૦ વર્ષના આ સમયપ્રવાહમાં સાહિત્યનાં ત્રણ મુખ્ય ઝરણાં જોવા મળે છે: બ્રાહ્મણ, બૌદ્ધ અને જૈન. બૌદ્ધ અને જૈન શબ્દોથી જુદી કે અલગ સંસ્કૃતિઓ નહિ પણ બ્રાહ્મણધર્મની જ કેટલીક પરંપરાઓ, ઘણો બધો વિરોધ અને વધારે પડતો ઉત્સાહ લઈને વિકસેલા ધર્મો જ સમજવામાં આવે છે. આ શબ્દો પૂરેપૂરી જવાબદારીથી લખવામાં આવ્યા છે કારણકે આ લેખક માને છે કે બૌદ્ધ અને જૈન ધર્મો બ્રાહ્મણ ધર્મ અને ચિન્તનમાંથી જ પ્રેરણા લઈને આગળ વધેલા છે. આર્યેતર પ્રેરણાઓ અને અલગતાવાદની વાતોમાં અમને રસ નથી એટલું જ નહિ પણ તે કલ્પનામૂલક વિતંડાવાદ છે, એવો અમારો દૃઢ વિશ્વાસ છે. બ્રાહ્મણ ધર્મની અસર સામાન્ય જનતા તેમજ ઉચ્ચ વર્ગો ઉપર વધારે થઈ હોવાથી તે ધર્મે અને સંસ્કૃતિએ સાહિત્યનાં અનેક ક્ષેત્રોમાં વૈવિધ્યભર્યો ફાયદો આપ્યો છે. બૌદ્ધ ધર્મ અને જૈન ધર્મને સાહિત્યના વિકાસમાં એકાંતિક રસ નહોતો. તેમને મન સાહિત્ય એટલે તેમના ચિંતન અને ઉપદેશોની એક આજ્ઞાધારક દાસી. તેનું કાર્ય અને વ્યક્તિત્વ સ્વતંત્ર નહિ પણ ધર્મના ઉપદેશમાં ઉપકારક થવાનું જ હતું. ગૌતમબુદ્ધે તો કવિઓથી ચેતતા રહેવાનો આદેશ આપ્યો

છે. અશ્વઘોષ જેવા કવિઓ અને નાટકકારો કે હેમચન્દ્રાચાર્ય જેવા મહાકવિઓની સામે આદર્શ તો ધર્મવિકાસનો જ હતો. ધર્મપ્રચાર અને ઉપદેશોમા સહાયક એવી લોકકથાઓનો આ બને ધર્મોએ ઘણો વિકાસ કર્યો એમ કહેવુ જ જોઈએ. આમ હોવાથી બૌદ્ધ અને જૈન સતો અને વિદ્વાનોએ ધર્મથી નિરપેક્ષ રીતે સાહિત્યનો વિકાસ કરવાના પ્રયત્નો ઘણા ઓછા કર્યા છે.

આ યુગના ભારતીય સાહિત્યની કેટલીક વિશિષ્ટતાઓ તરત ધ્યાન ખેંચે છે. સાહિત્યકારોએ જીવન અને જગતના મહાન અનુભવો લઈને એમાંથી નીરક્ષીરવિવેક દ્વારા સાહિત્ય સર્જવાનો પ્રયાસ કર્યો છે. સાહિત્યનો એમનો ખ્યાલ જીવનમા જે કાંઈ મગલ, ભવ્ય અને સુંદર હોય તેની પસદગી કરી તેમને જ કેન્દ્રસ્થાને રાખીને સર્જન કરવાનો હતો. કવિનું દૈનિક જીવન એક સુંદર, પ્રામાણિક, આદર્શને વરેલા અને મગલની શોધમાં રાચતા નાગરિકનું જીવન હતું. આવા સાહિત્યકારને રાજ્યાશ્રય મળતો તેથી તેના સાહિત્યમા રાજમહેલ અને ધનિકોનું જ વાતાવરણ હતુ. આવા વાતાવરણવાળા સર્જનમા રસ લેનાર વર્ગ પણ એવો જ હોઈને જનસમાજના સુખદુઃખ તરફ સાહિત્યકારે ઉપેક્ષા સેવી હતી. કોઈક વાર ભર્તૃહરિ જેવા કવિના સુભાષિતોમા આવી રચના મળી આવે તો તેમાં કવિની જિજ્ઞાસાવૃત્તિને જ સમજવી. વળી ભારતીય સાહિત્યકાર જીવનના ભયાનક, રૌદ્ર, અસ્વસ્થતા અને ગાંડપણ પ્રેરનારાં તત્ત્વોને અને વાતાવરણોને સાહિત્યમાં પ્રવેશવા દેતો નહિ; તેથી ભયકર ઉલ્કાપાત મચાવનારા કે સામાજિક ઉથલપાથલો સર્જનાર સાહિત્યનું સર્જન ભારતમા થયું નથી. સમગ્ર જીવન અને જગત તરફની સાહિત્યકારની દૃષ્ટિ સમન્વયકારી હતી. આ સુંદર વિશ્વની રચનામા પૂર્ણ વ્યવસ્થા છે, એ વ્યવસ્થામાં જો કોઈ ખામી દેખાતી હોય તો તે માનવીનાં સારાંનરસાં કર્મોને કારણે છે અને એ કર્મો દૂર થતાં વળી ફરીવાર એવો જ મગલકારી સમન્વય પ્રાપ્ત થશે એવી જિંદગી પ્રત્યે અપૂર્વ શ્રદ્ધા સાહિત્યકારને કરુણ રસનાં કાવ્યો સર્જવાથી દૂર હટાવતી હતી. જીવનની ભારોભાર કરુણતા અંતે તો સૌખ્યમાં પરિણમશે, આ જન્મમાં નહિ તો આવતા જન્મમાં પણ, એવી અપાર શ્રદ્ધા માનવીને તેમજ સાહિત્યકારને હતી. આને પરિણામે ભારતીય સંસ્કૃતિ ચિરંજીવ રહી છે અને ભારતીય સાહિત્યની કેટલીક ઉત્તમ કૃતિઓ આજે પણ આસ્વાદ્ય બની રહે છે. સાહિત્યમાં વિસ્તાર કરતાં સૂક્ષ્મતા અને ગહનતાનુ નિરૂપણ કરવામા આવતું. બહિરંગ સૃષ્ટિનાં વિવિધતા અને નિયતિકૃતનિયમોનો વિરોધ આંતર સૃષ્ટિમાં—માનવીના મનની બ્રહ્માંડના જેટલા જ વૈવિધ્યવાળી સૃષ્ટિમાં—છે એવો પાકો વિશ્વાસ સાહિત્યકારને હતો. આને પરિણામે શકુન્તલા કે સીતાની કરુણતા, રામનો અંતર્ગૂઢ અને ઘનવ્યથ શોક કે ઉરુભંગના દુર્યોધનનું ગૌરવ આજે પણ આપણા રસના વિષયો બને છે.

## બૌદ્ધ સાહિત્ય

બૌદ્ધ સાહિત્ય ઉપર જણાવ્યું તેમ મહદંશે ધર્મમૂલક હોવાથી તેના ગ્રંથોને ધર્મગ્રંથોના વિભાગમાં સમાવવામાં આવ્યા છે. ગૌતમ બુદ્ધના અને તેમના શિષ્યોના ઉપદેશવચનોને મુખપરપરાદ્વારા સાચવી રાખવામાં આવ્યા અને કાલક્રમે તેમનો સગ્રહ કરવામાં આવ્યો. આ સમગ્ર સંગ્રહને 'ત્રિપિટક' કહેવામાં આવે છે. આ ત્રિપિટક (ત્રણ ટોપલીઓ)માં સુત્ત, વિનય અને અભિધમ્મ એમ ત્રણ વિભાગો છે. સુત્તપિટકમાં બૌદ્ધ સાધુઓ અને સંઘને વિષે સામાન્ય નીતિનિયમોનો સંગ્રહ છે. બીજા અથવા વિનયપિટકમાં બુદ્ધે પ્રબોધેલા ઉપદેશોના મુખ્ય સિદ્ધાન્તો છે અને ત્રીજા પિટકમાં બુદ્ધઉપદેશની પૂર્વભૂમિકારૂપે રહેલ તત્ત્વચિન્તન સમાયેલું છે.

વિનયપિટકના પ્રાતિમોખ્ખ, સુત્તવિભંગ, ખંધક અને પરિવાર એવા અલગ વિભાગો છે. સુત્તપિટકના દીઘ, મજ્ઝિમ, સંયુત્ત, અંગુત્તર અને ખુદ્દક એવા વિભાગો છે. અભિધમ્મપિટક, જેનું સાહિત્ય મોટે ભાગે સંવાદો રૂપે છે, તેના ધમ્મસંગણિ, વિભગ, ધાતુકથા, પુગ્ગલપણ્ણત્તિ, કથાવત્થુ, યમક અને પટ્ઠાન એવા સાત વિભાગો છે. આ બધા ગ્રંથો ઇ. પૂ. ૪૦૦ ની આસપાસ વ્યવસ્થિત થયા હતા. આ ગ્રંથોની ભાષા પ્રાકૃત છે. તેમાંના આદ્ય સ્તરો ઉપર મગધની આસપાસના પ્રાચીન પ્રાકૃતની અસર છે. કેટલાક ગ્રંથો ઉપરની ટીકાઓ પાલી તેમજ સસ્કૃતમાં પણ મળી આવે છે. મિલિન્દપઞ્હ જેવા ગ્રંથોમા ચિન્તનની ઉચ્ચ ભૂમિકાઓ સર થઈ છે તો જાતકકથાઓમાં કે અટ્ઠકથામાં અને થેરગાથા તથા થેરી-

ગાથાઓમાં તે સમયની ઉત્તમ કથાઓ અને ઉપદેશોનો સંગ્રહ થયો છે.

### જૈનસાહિત્ય

જૈન સાહિત્યમાં પણ મહાવીર પહેલાંની પરંપરાની વાતો તથા મહાવીર અને તેમનાં શિષ્યોનાં ઉપદેશ વચનોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. આ વચનોની ભાષા, શૈલી અને વિચારોમાં ઘણો ફેરફાર થયો છે. શ્વેતાંબર અને દિગંબર એવા બે વિભાગો થયા તે પહેલાંનાં આગમગ્રંથો મળતા નથી. મહાવીર પછી લગભગ એકહજાર વર્ષે અર્થાત્ વલભીમાં છઠ્ઠી સદીમાં મળેલી સંગીતિમાં જૈન ધર્મગ્રંથોનું સ્વરૂપ સ્થિર થયું છે. પ્રાચીન સામગ્રીમાં કેટલો ફેરફાર થયો તે પણ કહેવું મુશ્કેલ છે. શ્વેતાંબરો તેમજ દિગંબરો બાર અંગોમાં માને છે. આ ગ્રંથોની મૂળ ભાષા અર્ધમાગધી પ્રાકૃત હતી, જેમાં મહાવીરે પોતાના સિદ્ધાન્તોનો ઉપદેશ કર્યો હતો. આમ હોવા છતાં અત્યારના સૂત્રગ્રંથોની ભાષાને મહારાષ્ટ્રી પ્રાકૃત સાથે ઘણો સંબંધ છે. આ બધા સૂત્રગ્રંથોને સમજાવવા માટે ટીકાગ્રંથો પણ પ્રાકૃતમાં રચાયા. એવા ટીકાગ્રંથોનો એક મોટો સમૂહ અર્થાત્ નિર્યુક્તિઓ ઈ. સ.ના પહેલા અથવા બીજા સૈકાની આસપાસ પૂરી થઈ હશે.

પ્રાચીન જૈન સાહિત્યમાં આચારાંગ, સૂત્રકૃતાંગ, સ્થાનાંગ, સમવાયાંગ, ભગવતી, જ્ઞાતાધર્મકથા, ઉપાસકદશા, અન્તકૃદ્દશા, અનુત્તરૌપપાતિક, પ્રશ્ન વ્યાકરણ, વિપાકસૂત્ર અને દૃષ્ટિવાદ એટલાં બાર 'અંગો' છે. આ દરેક અંગને એકેક ઉપાંગ છે. લગભગ બધાં જ ઉપાંગોનું વસ્તુ કાલ્પનિક અને પૌરાણિક છે. કેટલાંક ઉપાંગોમાં ખગોળ, ભૂગોળ અને ભૂમંડળની પ્રાથમિક વાતો કરવામાં આવી છે. અંગો અને ઉપાંગો ઉપરાંત દસ પ્રકીર્ણગ્રંથો છે, છ છેદસૂત્રો છે, ચાર મૂલસૂત્રો છે અને આ બધાં ઉપરાંત 'નંદીસૂત્ર' અને અનુયોગ–દ્વારસૂત્ર' એવા બે ગ્રંથો છે. એમાં જૈન સાધુઓના અભ્યાસના પરચુરણ વિષયોને સમાવવામાં આવ્યા છે. ધર્મસાહિત્ય અર્થાત્ આગમ સાહિત્ય ઉપરાંત ટીકાઓ અને કથાગ્રંથોનો ઘણો મોટો સમૂહ જૈન સાહિત્યમાં મહત્ત્વ ધરાવે છે.

### બ્રાહ્મણસાહિત્ય

બ્રાહ્મણ પરંપરાના વાઙ્મયને સાહિત્ય અને શાસ્ત્રીય વાઙ્મય એવા બે વિભાગમાં ઓળખવામાં આવે છે. શાસ્ત્રીય વાઙ્મયની રચનાની શરૂઆત ઉપનિષદ્ યુગના અંત ભાગથી અર્થાત્ ઈ. પૂ. ૪૦૦થી શરૂ થઈ હોય એમ લાગે છે. વૈદિક સાહિત્યનો અંતર્ગત ભાગ ગણાતા વેદાંગગ્રંથો આવા શાસ્ત્રીય સાહિત્યના આદ્યગ્રંથો ગણાવી શકાય. વેદાંગોમાં વ્યાકરણ, શિક્ષા, નિરુક્ત, જ્યોતિષ, છન્દસ્ અને કલ્પને ગણવામાં આવ્યાં છે આમાં વ્યાકરણની શાસ્ત્રીય પરંપરાનો પુષ્કળ વિકાસ થયો. ઈ. પૂ. ૫૦૦ની આસપાસ થયેલા પાણિનિએ પોતાના વ્યાકરણ ગ્રંથ 'અષ્ટાધ્યાયી'માં પ્રાચીન આચાર્યોના મતોનો ઉલ્લેખ કર્યો છે. પાણિનિની વ્યાકરણપરંપરા ઉપરાંત પ્રાચ્ય પરંપરાનું 'ઐન્દ્ર' વ્યાકરણ અને તેના ગ્રંથોનું અસ્તિત્વ હોવું જોઈએ. આ ઐન્દ્ર પરંપરાની અસર તામિલ વ્યાકરણ ઉપર પડી છે એમ મનાય છે.

પાણિનિના ગ્રંથ ઉપર પ્રથમ 'વાર્તિકો' લખનાર વિદ્વાનોમાં ઈ. પૂ. ૩૫૦ની આસપાસ થયેલા કાત્યાયન મુખ્ય છે. તેમનાં અને બીજા વિદ્વાનોનાં ગદ્ય તેમજ પદ્ય વાર્તિકોનો સંગ્રહ કરીને તેના ઉપર અસાધારણ મેધાથી શોભતો ગ્રંથ 'મહાભાષ્ય' રચવામાં આવ્યો છે. આ ગ્રંથના લેખક પતંજલિ ઈ. પૂ. ૧૫૦માં પુષ્યમિત્ર શુંગના દરબારમાં થયા. આ પરંપરામાં ત્યાર પછી ભર્તૃહરિ, વામન, કૈયટ, હરદત્ત, નાગેશ, સીરદેવ વગેરે વિદ્વાન ગ્રંથકારો થયા. અર્વાચીન તૌલનિક ભાષાશાસ્ત્રની શોધ અને વિકાસ પાણિનિય વ્યાકરણની પરંપરાને મહદંશે આભારી છે એમ કહેવામાં આવે છે.

પાણિનિના વ્યાકરણ ઉપરાંત બીજાં અનેક વ્યાકરણો–ચન્દ્ર, કાશકૃત્સ્ન આપિશલી, શાકટાયન, જૈનેન્દ્ર, કાતન્ત્ર વગેરે થયાં. ભાષાજ્ઞાન સહેલું અને વિદ્યાર્થીયોગ્ય કરવાની ઇચ્છાથી આ વ્યાકરણો તૈયાર કરવામાં આવ્યાં હોવાથી એમાં પરિભાષા અને સંજ્ઞાઓના ફેરફાર જોવા મળે છે. ભાષાનો ઈતિહાસ સમજવા માટે આ વ્યાકરણો નિરુપયોગી છે. શિક્ષા એટલે ઉચ્ચારશાસ્ત્ર. શરૂઆતમાં વેદમંત્રોના ઉચ્ચારો માટે બનાવેલા નિયમોમાંથી આ શાખાનો ઉદ્ભવ થયો. વેદની અનેક સંહિતાઓ પરત્વે જુદા જુદા નિયમો તારવવામાં આવ્યા. આવા લગભગ બસો શિક્ષાગ્રંથો મળે છે. કલ્પસૂત્રોના બે વિભાગ છે,

શ્રૌત અને ગૃહ્ય. શ્રૌતસૂત્રોના ગ્રંથોમાં વૈદિકકાળના મોટા યજ્ઞો વાજપેય, અશ્વમેધ, સૌત્રામણિ, રાજસૂય વગેરેનું વિગતવાર વર્ણન આપવામાં આવ્યું છે. કલ્પના બીજા વિભાગ ગૃહ્યસૂત્રોમાં સોળ સંસ્કાર અને ગૃહસ્થને કરવાનાં બીજા કાર્યોનુ વર્ણન મળે છે. કલ્પસૂત્રોના ત્રીજા વિભાગ 'શુલ્બ'માં યજ્ઞની વેદીઓ, કુડ વગેરેનાં માપ મળે છે. નિરુક્ત અર્થાત્ વ્યુત્પત્તિના શાસ્ત્રમા ચાર પદો, તેમના સબંધો, વૈદિક મન્ત્રો સાર્થક છે કે કેમ, વ્યુત્પત્તિ અગેના સામાન્ય નિયમો, અનેક અર્થવાળા શબ્દો અને એ શબ્દો જે જે ઋચાઓમા વપરાયા છે તે ઋચાઓના અર્થ તથા દેવતાના સ્વરૂપ સંબધે ઉપયોગી વિશ્લેષણ મળે છે. છન્દસ્ના ગ્રથ પિંગલાચાર્યના છન્દઃસૂત્રમાં વૃત્તોનાં માપ, હ્રસ્વદીર્ઘ વગેરેની ચર્ચા કરવામા આવી છે. વેદાગ જ્યોતિષમાં નક્ષત્રોનાં ભ્રમણ વગેરેના કેટલાક પ્રાથમિક ઉલ્લેખો મળે છે.

વેદાંગોએ પ્રવર્તાવેલી પરપરામાં ધર્મસૂત્રોનો એક મહત્ત્વનો વિભાગ વિકસ્યો. સામાન્ય નીતિનિયમો, રોજનો આચાર અને રાજાની ફરજો જેવી પ્રાથમિક બાબતોમાથી વારસાહક, સ્ત્રીઓની ફરજો વગેરે કાયદાના ક્ષેત્રની બાબતોની ચર્ચા થવા લાગી. આવી ચર્ચા સૂત્રોમા રચાયેલા ધર્મસૂત્રોમા કરવામાં આવી. બૌધાયનધર્મ સૂત્ર જેવા ગ્રન્થો તો ઈ. પૂ. છઠ્ઠા સૈકામાં રચાયા હતા. ધર્મસૂત્રોની પરપરાને આગળ ચલાવતા ગ્રંથો તે સ્મૃતિઓ. આ ગ્રંથસમૂહમા કાયદાઓને સ્પર્શતી અત્યંત સૂક્ષ્મ વિગતો આપવામાં આવી છે. મનુસ્મૃતિ અને યાજ્ઞવલ્ક્ય-સ્મૃતિ જેવા ગ્રંથોએ સમસ્ત ભારતના કાયદાના ગ્રંથોની ગરજ સારી છે.

આવી રીતે અર્થશાસ્ત્ર, કામશાસ્ત્ર, વૈદ્યક, ગણિત, ખગોળ, જ્યોતિષ વગેરેમા ઝીણવટભર્યા અભ્યાસ અને સંશોધનના પરિપાકરૂપે મહાન ગ્રંથોની રચના કરવામાં આવી. તેમા કૌટિલ્યનું અર્થશાસ્ત્ર, વાત્સ્યાયનનુ કામસૂત્ર, ચરક અને સુશ્રુતના વૈદ્યકના ગ્રંથો, વરાહમિહિરના ખગોળ અને જ્યોતિષના ગ્રંથો ભારતની બહાર પણ જાણીતા છે. શાસ્ત્રીય ગ્રંથોમાં સૂક્ષ્મતા, ઝીણવટ, વૈજ્ઞાનિક પદ્ધતિએ વિષયની છણાવટ અને જગતનો તેમજ જીવનનો અસાધારણ અભ્યાસ દેખાઈ આવે છે. શાસ્ત્રીય વાઙ્મયની અનેક દિશાઓમાં ઝીણવટભર્યાં વિશ્લેષણવાળા બીજા અનેક ગ્રંથો તૈયાર થયા હતા. તેમાં અશ્વવૈદ્યક, કંદુકક્રીડા, બીજી રમતો. પ્રાણીઓના રોગો, વાઢકાપની વિદ્યા વગેરેમાં પણ ઘણા સુન્દર ગ્રંથો રચાયા છે.

લલિત વાઙ્મયમાં કાવ્ય, નાટક, (જેને સાચી રીતે દૃશ્ય કાવ્ય કહ્યું છે.) કથા અને ગદ્યકથાની સુન્દર પરપરાઓ પ્રાચીન સમયથી વિકસી છે.

વૃત્તબદ્ધ રચનાઓ–પદ્યબદ્ધ સંસ્કૃત રચનાનો-વારસો વેદના સમયથી ભારતીય વાઙ્મયને મળ્યો છે ભારતીય વાઙ્મયમા – શાસ્ત્રીય તેમજ લલિત બન્નેમાં–વૃત્તબદ્ધ રચના એટલી બધી સરળ અને સહેલી બનેલી છે કે કોષના ગ્રંથો અને ગભીર અધ્યયનનાં સઘળાં ક્ષેત્રોને આવરી લેતા ગ્રંથો પણ વૃત્તોમાં જ રચાયા છે. પરિણામે કોઈપણ કવિયશઃપ્રાર્થીને માટે પૂર્વભૂમિકા રૂપે અખૂટ સાહિત્ય તૈયાર હતું.

સંસ્કૃત કાવ્યરચનાનો પ્રથમ પરિચય રામાયણમાં મળે છે. રામાયણમાં મહાકાવ્યનાં લગભગ બધાં લક્ષણો કોઈ ને કોઈ સ્વરૂપે દેખાય છે. તેમાં વર્ણનસમૃદ્ધિ, વસ્તુ-નિરૂપણ, માનવેન્દ્ર એવા રામચન્દ્રનું જીવનનિરૂપણ અને બીજી અનેક બાબતો મહાકાવ્યનું શરીર ઘડનારાં બળો તરીકે વિદ્યમાન છે. પછીના કવિઓમાં આ પરપરાનો વિકાસ થયેલો જોવા મળે છે. રામાયણના સર્જનના સમયે અર્થાત્ ઈ. પૂ. બીજા સૈકાની આસપાસ મહાકાવ્યની ચોક્કસ પરંપરાનો આછો પણ નિશ્ચિત વિકાસ થયો હશે એમ લાગે છે. રામાયણે એને વધુ વિકસિત રૂપ આપ્યું. પતંજલિના મહાભાષ્યમાં અનેક વૃત્તોમાં રચાયેલાં પદ્યો અને પદ્યખંડો મળી આવે છે. પિંગલના છન્દઃ સૂત્રમાં ચર્ચેલાં વૃત્તોના નામ પણ કાવ્યની પરંપરાને અનુકૂળ છે. કામસૂત્રમાં નાગરકના દૈનિક કાર્યનું અવલોકન કરતાં કાવ્ય-સર્જનને તેના મહત્ત્વના કામ તરીકે ગણવામાં આવ્યું છે. આમ મહાકાવ્યની પૂર્વભૂમિકા બરાબર તૈયાર થઈ હતી.

સંસ્કૃત કાવ્યસાહિત્યના ત્રણ તબક્કા ગણાવવામાં આવ્યા છે. પ્રથમ યુગને રચનાત્મક યુગ કહેવામા આવ્યો છે. આ યુગ (ઈ. પૂ. ૨૦૦ થી ઈ. સ. ૪૫૦) દરમ્યાન કાવ્યમા શબ્દાર્થસંપૃક્તિ, આર્દ્રભક્તિ, વિશાળ ચિંતન લાગણીસભર્યું નિરૂપણ, પ્રકૃતિનાં વિવિધ તત્ત્વોનાં રસમય

વર્ણનો અને સમગ્ર કાવ્યના શરીરમાં એક મુખ્ય રસ અને બીજા ગૌણ રસોનો સમાવેશ કરવામાં આવ્યો. ઈ. સ. ૫૦૦ થી ઈ. સ. ૧૦૦૦ સુધીના સમય દરમ્યાન જેને અલંકાર યુગ કહેવામાં આવે છે તેનાં મંડાણ થયાં. આ યુગ દરમ્યાન કવિઓને રાજ્યાશ્રય મળતાં તેમને પ્રાપ્ત થયેલી સ્વસ્થતાને કારણે કાવ્યમાં પાંડિત્યપ્રદર્શન આવવા માંડ્યું. વસ્તુ અને વ્યક્તિત્વદર્શન તરફ ઉપેક્ષા શરૂ થઈ અને કાવ્ય બહિરંગે પૂર્ણ બન્યું. આ યુગના મુખ્ય કવિઓમાં ભારવિ, ભટ્ટિ, કુમારદાસ અને માઘને મહત્ત્વનું સ્થાન છે. પછીના યુગને હાસોન્મુખ યુગ કહેવામાં આવ્યો છે. કાવ્યની અસર નાટક તેમ જ ગદ્યકાવ્ય ઉપર પણ પડી અને પરિણામે પાંડિત્યપ્રદર્શન તેમાં પણ દાખલ થયાં.

અશ્વઘોષ ઈ. સ.ની પહેલી સદીમાં થયેલા પ્રથમ મહાકવિ છે. તેમનાં બે મહાકાવ્યો 'સૌંદરનંદ' અને 'બુદ્ધચરિત'માં ગૌતમબુદ્ધનું જીવન અને સિદ્ધાન્તો કેન્દ્રસ્થાને છે. આર્દ્રભક્તિ, બૌદ્ધધર્મ પ્રત્યેની અખૂટ શ્રદ્ધા અને ગૌતમના જીવનમાંથી પ્રેરણા મેળવવાની તમન્નાની સાથે સાથે શૈલીની સરળતા અને શાંત ભવ્યતાદ્વારા અશ્વઘોષનાં કાવ્યો ચિરંજીવ બન્યાં છે. અશ્વઘોષની કાવ્યરચનામાંથી પ્રેરણા ઝીલવા છતાં સ્વતંત્ર પ્રતિભાથી શોભતા આપણા કવિકુલગુરુ કાલિદાસ ભારતીય કવિઓમાં અગ્રસ્થાન ભોગવે છે. ગુપ્તકાળની સમૃદ્ધિ અને શાંતિ તથા સૌન્દર્યપ્રેમના આ શિશુ પ્રકૃતિના ગાઢ સખ્યમાં પોતાનાં કાવ્યોને ગૂંથે છે. 'ઋતુસંહાર'મા પ્રકૃતિની સમૃદ્ધિની પશ્ચાદ્‌ભૂમાં પ્રણયી હૃદયોમાં થતાં ઊર્મિસ્પંદનોને તેમણે આલેખ્યાં છે. 'કુમારસંભવ'માં હિમવતની ભવ્ય સમૃદ્ધિમાં ઉછરેલી ઉમા અને યોગીશ્વર શિવનું મિલન, લગ્ન અને તેમના પ્રણયના સાફલ્યરૂપ પુત્રપ્રાપ્તિ એમ અનેક રસમય બાબતો ગૂંથવામાં આવી છે. 'મેઘદૂત'માં વિરહી યક્ષની પત્ની તરફની ઉત્કટ લાગણીના દર્શનની સાથે સાથે સમગ્ર ઉત્તરભારતની પ્રકૃતિની શોભાનું વર્ણન કરવામાં આવ્યું છે. પ્રકૃતિનાં ઉત્તમ તત્ત્વોનું મનોહર નિરૂપણ કાલિદાસની કાવ્યકલાનું એક સંસિદ્ધ શિખર છે. તેમનાં કાવ્યોમાં વાણી અને અર્થની શિવપાર્વતીની જેમ સંપૃક્ત થઈ હોવાથી શૈલીની છટાનું માધુર્ય અનેરું અને અનન્યસાધારણ બન્યું છે.

કાલિદાસ પછીના મહાકાવ્યમાં પાંડિત્યની અસર વિશેષ દેખાય છે, તેમ છતાં ભારવિના 'કિરાતાર્જુનીય' કાવ્યમાં સ્ફુટતા, અર્થગૌરવ, સામર્થ્ય, ઓજસ વગેરે સુલક્ષણો દેખાય છે. કિરાત અને શિવના સંઘર્ષના પ્રસંગને કેન્દ્રમાં રાખીને કવિએ સુન્દર પ્રકૃતિવર્ણનો અને રાજનીતિના સિદ્ધાન્તોનું હૃદયંગમ નિરૂપણ કર્યું છે. અર્થગૌરવનો ઉત્તમ નમૂનો એટલે 'કિરાતાર્જુનીય' કાવ્ય. 'કિરાતાર્જુનીય'ને પગલે ચાલીને 'શિશુપાલવધ'ની રચના થઈ છે. વિચારો, વિષય, રજૂઆત, અલંકારો, વૃત્તો, વર્ણનો વગેરેમાં ભારવિથી ચડિયાતા બનવાની નિષ્ફળ મહત્ત્વાકાંક્ષા માઘના આ કાવ્યમાં રજૂ થઇ છે. કુમારદાસના 'જાનકીહરણ'માં રામાયણમાંથી લીધેલો પ્રસંગ કેન્દ્રસ્થાને મૂકીને વૈદર્ભી શૈલીમાં સુન્દર કાવ્યરચનાનો પ્રશસ્ય પ્રયત્ન થયો છે. કાલિદાસની પરંપરાને સૌથી સુન્દર રીતે કોઇએ સ્વીકારી હોય તો તે કુમારદાસે. કવિ ભટ્ટિ (ઇ. સ.નો છઠ્ઠો સૈકો)ના ભટ્ટિકાવ્યમાં પાણિનિના અપવાદ નિયમોનાં ઉદાહરણ આપવાને બહાને રામાયણમાંથી પ્રસંગો લઈને કાવ્યરચના કરવામાં આવી છે. મહાકાવ્યનો આ તદ્દન જુદો પ્રકાર ઉદ્‌ભવ્યો છે, જેના અનુકરણમાં, પછીના સમયમાં, હેમચંદ્રે 'દ્વયાશ્રય' અને 'કુમારપાલચરિત' કાવ્યોની રચના કરી છે, મહાકાવ્યનો યુગ ઈ. સ. ૧૬૦૦ની આસપાસ પૂરો થયો એમ કહી શકાય.

સંસ્કૃત નાટકની ઉત્પત્તિને ઋગ્વેદનાં સંવાદસૂક્તો, બ્રાહ્મણગ્રંથોમાં મળતાં આખ્યાનો અને રામાયણ તથા મહાભારતમાંના નાટ્યાત્મક વૃત્તાંતોમાં કલ્પવામાં આવે છે. પતંજલિના સમય સુધીમાં નટો, શૌભિકો અને મૂક અભિનય કરનારાઓનો વર્ગ વિકસ્યો હતો. આમ હોવાથી સંસ્કૃત નાટકની ઉત્પત્તિ ઈ. સ. પૂર્વે બીજા સૈકાથી ગણવામાં આવે છે. સંસ્કૃત નાટ્યકારોમાં આદ્ય નાટ્યકાર તે અશ્વઘોષ. મધ્ય એશિયાના 'તુર્ફાન' નામે સ્થળમાંથી મળેલા અવશેષોમાં અશ્વઘોષનાં નાટકો મળી આવ્યાં છે. એમાં 'શારીપુત્ર પ્રકરણ' એક 'ગણિકા નાટક' અને ત્રીજું એક રૂપકનાટકનો ટુકડો છે. આ બધાં નાટકોમાં ગૌતમ બુદ્ધનું પાત્ર કેન્દ્રસ્થાને છે અને તેમના ઉપદેશો બધાં નાટકોમાં રજૂ થયા છે. આમ હોવા છતાં ભરત નાટ્યશાસ્ત્રની સઘળી પરંપરાઓને સ્વીકારીને આ નાટકો ચાલે છે. અશ્વઘોષની સાથે

ભાસનો ઉલ્લેખ થવો જોઈએ. હજુ સુધી પણ ચર્ચાનો વિષય બનેલાં ભાસનાં તેર નાટકો રામાયણ, મહાભારત, પ્રસંગવૃત્તાન્તો, પ્રચલિત કથાઓ અને કલ્પનામનોહર નવીન વસ્તુ ઉપરથી તૈયાર કરવામાં આવ્યાં છે. તેમની અભિનયક્ષમતા અને ભારેખમપણાનો અભાવ આપણા આશ્ચર્ય અને માનને પાત્ર બને છે. તેમાં ઊરુભંગ, કર્ણભાર, પંચરાત્ર વગેરે એકાંકીઓ સુન્દર છે. 'બાલચરિત' 'પ્રતિમા', 'અભિષેક', 'સ્વપ્નવાસવદત્ત', 'પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ' વગેરે નાટકોમાં ભાસની ઉચ્ચ નાટ્ય પ્રતિભાનાં દર્શન થાય છે. ભાસ પછીના રામિલ, સૌમિલ, કવિપુત્ર વગેરેની કૃતિઓ મળતી નથી. ત્યાર બાદ સંસ્કૃત નાટકોમાં વાસ્તવિક નિરૂપણથી જુદી જ ભાત પાડતા, શૂદ્રકના 'મૃચ્છકટિક'માં એક તરફ વસન્તસેના જેવી કલાવતી ગણિકાના ગુણનિધાન ચારુદત્ત તરફના ગાઢ અનુરાગનું, તો બીજી તરફ રાજાના જુલ્મ અને તેને કારણે થયેલા રાજપરિવર્તનનું સુન્દર ચિત્ર આલેખાયું છે, શૂદ્રક પછી ભારતીય નાટ્યસાહિત્યમાં સૌથી મહત્ત્વના કલાકાર તે કાલિદાસ. 'માલવિકાગ્નિમિત્ર'થી વિકસેલી તેમની નાટ્યપ્રતિભા 'વિક્રમોર્વશીય'માં અનેક સિદ્ધિઓ પ્રાપ્ત કરીને 'અભિજ્ઞાન શાકુન્તલ' જેવી અમર કૃતિમાં પૂર્ણપણે ખીલે છે. પ્રણયની ઉચ્ચતાનું આવું મનભર દર્શન ભારતના બીજા કોઈ નાટકકારે કરાવ્યું નથી. કાલિદાસ પછીના ગણનાપાત્ર નાટકકારોમાં ભવભૂતિ, રાજશેખર, ભટ્ટ નારાયણ વગેરેનો ફાળો સંસ્કૃત નાટક સાહિત્યમાં અનોખો છે. ભાણ, પ્રહસન વગેરે નાટ્ય પ્રકારોના પણ અસંખ્ય નમૂનાઓ મળી આવે છે. વિજયનગરમાં અને તામિલ રાજ્યોમાં પણ નાટ્ય લેખનની પ્રવૃત્તિ પ્રચલિત હતી. તેને પરિણામે દક્ષિણમાંથી પણ અનેક નાટકો મળે છે.

સંસ્કૃત મહાકાવ્યો અને નાટકો ઉપરાંત સુભાષિત કાવ્યોના અનેક સમૂહો, શૃંગારની અત્યંત સૂક્ષ્મ અને રસિક માવજત કરતાં, અમરુશતક, બિલ્હણપંચાશિકા અને 'ગીતગોવિન્દ' જેવાં કાવ્યો, વેદાંત, બૌદ્ધ અને જૈન ધર્મનાં તેમ જ શૈવમાર્ગની અનેક શાખાઓને લગતાં સુન્દર સ્તોત્રો તેમ જ ઉપદેશ અને નીતિબોધ કરાવતાં કાવ્યોનો મોટો સમૂહ પ્રાપ્ત થાય છે.

ગદ્યકાવ્યની પૂર્વભૂમિકા પ્રાચીન ગદ્યમાં રહેલી છે. આવું ગદ્ય કૃષ્ણ યજુર્વેદમાં, તાંડ્ય, ઐતરેય અને શતપથ જેવા બ્રાહ્મણગ્રંથોમાં અને ગદ્યઉપનિષદોમાં પણ પ્રાપ્ત થાય છે. આ બધું ગદ્ય ચિંતનાત્મક ગદ્ય હોઈને તેમાં કાવ્યનાં લક્ષણો મોટા પ્રમાણમાં જોવા મળતાં નથી. શાસ્ત્રીય વાઙ્મયમાં ગદ્યનો સુન્દર વિકાસ થયો. એનાં પરિણામે ષડ્દર્શનોનાં ભાષ્યોમાં—શાબર ભાષ્ય અને શાંકર ભાષ્ય તેના સુન્દર નમૂના છે, ઉત્તમ નમૂનો પતંજલિના મહાભાષ્યમાં છે—અને શાસ્ત્રીય ગ્રંથો જેવા કે અર્થશાસ્ત્ર, કામસૂત્ર વગેરેમાં પ્રૌઢ અને અર્થગૌરવથી શોભતી સુન્દર ગદ્યરચનાઓ મળે છે.

મહાકાવ્યના વિકાસની સાથે જ ગદ્યકાવ્યનો વિકાસ થયો. પતંજલિના મહાભાષ્યમાં વાસવદત્તા, સુમનોત્તરા અને ભૈમરથી જેવી આખ્યાયિકાઓના ઉલ્લેખો છે. આવી આખ્યાયિકાઓનું ચોક્કસ ગદ્યશરીર બંધાયું હોવું જોઈએ. એ પરંપરાને સ્વીકારીને દંડીનું 'દશકુમારચરિત' ચાલે છે. તેમાં સરળ, બલિષ્ઠ, લોકબોલીની નજીકના અને પ્રાણવાન ગદ્યમાં તત્કાલીન સમાજનું આબેહૂબ દર્શન કરાવવામાં આવ્યું છે. 'દશકુમારચરિત' પછી કથા અને આખ્યાયિકાનો બીજો નમૂનો—એને કથા કહેવી વધારે અનુકૂળ થશે—તે સુબંધુની 'વાસવદત્તા' વાર્તાના લગભગ ક્ષીણ અને બહુ ઝડપી નહિ એવા પ્રવાહવાળી આ કથામાં શ્લેષની યુક્તિઓ ખૂબ સુન્દર રીતે ગૂંથવામાં આવી છે. 'પ્રત્યક્ષરશ્લેષમયપ્રપંચ' જેનો આદર્શ હતો એવી આ કથામાંથી પ્રેરણા લઈને હર્ષવર્ધનના સમયમાં થયેલા બાણભટ્ટે 'હર્ષચરિત' અને કાદમ્બરી એવાં બે ગદ્યકાવ્યો રચ્યાં છે. હર્ષચરિતમાં બાણભટ્ટે પોતાના આશ્રયદાતા રાજાનાં હર્ષવર્ધનનાં જીવન અને વ્યક્તિત્વનું કાંઈક વખાણમૂલક તેમજ અતિશયોક્તિપૂર્ણ નિરૂપણ કરેલું હોવા છતાં ઐતિહાસિક માહિતીની દૃષ્ટિએ આ ગ્રંથનું મહત્ત્વ અનર્ઘ્ય છે. તેમની ઉત્તમ કૃતિ તે કાદંબરી. કાદંબરી એક કથા છે અને ભવ્ય પ્રાસાદના અંગાંગના મનોહર સૌન્દર્ય જેવી તેનાં સઘળાં અંગોની શોભા વિલસી રહે છે. કાદંબરીનાં વર્ણનો તાદૃશ, ભવ્ય, શ્રુતિમનોહર તેમ જ કલ્પનાની પ્રૌઢીથી પૂર્ણ છે. સંસ્કૃત ગદ્યનો લલિત વાઙ્મયમાં કોઈએ જો શ્રેષ્ઠ કક્ષાએ વિકાસ કર્યો હોય તો તે બાણભટ્ટે પોતાના આ કથાગ્રંથમાં: બે પ્રણયી

યુગલોના ત્રણ જન્મની વાર્તાને સરસ રીતે આ કથામાં ગૂંથી લેવામાં આવી છે.

જૈન લેખકોનો પણ કથાસાહિત્યમાં ઠીકઠીક ફાળો છે. 'ઉપમિતિભવપ્રપંચકથા' જેવા સરળ અને સુન્દર ગદ્યના નમૂનાઓ નોંધપાત્ર કહી શકાય. પછીના સમયમાં દર્શનગ્રંથોમાં ભાષ્ય અને ટીકા તથા અનુટીકાઓની પરંપરામાં કેટલાક સુન્દર ગદ્યકારો થયા છે; તેમાં વાચસ્પતિમિશ્ર ('ભામતી', તાત્પર્યટીકા), જયન્ત ('ન્યાયમંજરી') ગદાધર ('વ્યુત્પત્તિવાદ') અને ગંગેશ ('ન્યાયચિન્તામણિ')નો ફાળો મહત્ત્વનો છે,

## ૫ · ૨ ચિન્તન

ભારતીય ચિન્તનનાં મૂળ ઉપનિષદના તત્ત્વચિન્તનમાં છે. સમસ્ત પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને મધ્યભારતના વિદ્વાન બ્રાહ્મણો, ક્ષત્રિયો અને અન્ય લોકોમાંનો બુદ્ધિશાળી વર્ગ અનેક ઈહલૌકિક અને પારલૌકિક બાબતો અંગે ગંભીર ચિન્તન કરતો થયો હતો. ઋગ્વેદનાં અંતિમ સૂક્તો (દશમ મંડલ) અને અથર્વવેદનાં શાંતિસૂક્તોએ ગંભીર ચિન્તનને વ્યવસ્થિત કરવાની પ્રણાલિકા સ્થાપી આપી હતી. એ મુજબ એકેશ્વરવાદ, બ્રહ્મનું પરમતત્ત્વ તરીકે સ્થાપન, જીવ, જગત, વિશ્વ વગેરેમાં રહેલ એક પુરુષ, આવા આવા વિચારો ઉપનિષદ્કાળમાં વ્યવસ્થિત થયા અને વધારે સ્પષ્ટ તથા વિસ્તૃત બન્યા.

ઉપનિષદના તત્ત્વચિન્તનમાં આત્મા, બ્રહ્મ અને તેમનો અભેદ, મૃત્યુ, મૃત્યુથી પર એવી સ્થિતિ વગેરે તત્ત્વોની સ્થાપના થઈ ચૂકી હતી. પછીના સમયમાં જેને વેદાન્ત અથવા ઉત્તર મીમાંસા કહેવામાં આવે છે તે દર્શનની પ્રાથમિક ભૂમિકા રચાઈ હતી. ઉપનિષદોમાં એક બાજુ અદ્વૈતવાદ તરફ ઝોક દેખાય છે તો બીજી બાજુએ સાંખ્ય દર્શનના જેવા સિદ્ધાન્તો તરફનો અને દ્વૈતવાદ તરફનો ઝોક દેખાય છે. ઉપનિષદનું તત્ત્વદર્શન સ્વતંત્ર હોવા છતાં એનાં મૂળ વેદની પરંપરામાં છે એ ચોક્કસ છે.

છેલ્લાં કેટલાક વર્ષોથી વિદ્વાનોમાં એક મત ફેશનરૂપે પ્રચલિત બન્યો છે કે ભારતીય તત્ત્વચિંતનમાં ઉપનિષદોની વિચારધારા અવૈદિક અને આર્યેતર છે. આ આર્યેતર વિચારધારામાં દ્વૈતમૂલક સિદ્ધાંતોનું મહત્ત્વ હતું. આવા સિદ્ધાન્તોની સ્થાપના બ્રાહ્મણ ઋષિઓએ, વાનપ્રસ્થોએ કે ચિન્તકોએ નહિ પણ જનક જેવા ક્ષત્રિયોએ કરી. જનક જેવા ક્ષત્રિય તત્ત્વચિન્તકોનો ઉપનિષદની વિચારસમૃદ્ધિમાં ઘણો મોટો ફાળો છે. આ આર્યેતર વિચારધારાઓ ભારતના પૂર્વભાગમાં વિકસી હતી. ગણતંત્રવાળાં સંઘર જેવાં, લિચ્છવીઓ, મલ્લો, શાક્યો, વજ્જિઓ, કોલિયો વગેરેમાં આવી વિચારધારાઓ વ્યવસ્થિત થઈ હતી. શાક્યોમાં ભરંડુ કાલામ જેવા ધ્યાનમાર્ગીઓ સાંખ્યના જેવા સિદ્ધાંતોનો પ્રચાર કરતા. આમ ધ્યાનમૂલક યોગ અને સાંખ્ય આર્યેતર વિચારધારાઓ છે. આર્યોની સંસ્કૃતિ બલિષ્ઠ, આશાવાદી, ચેતનવંતી અને સમૃદ્ધિથી સભર હોઈને પ્રવૃત્તિના સખ્યવાળી વિચારધારાઓથી અલગ એવી આ વિચારપ્રણાલિકાઓમાં વેદનું અનાદિત્વ, નિત્યત્વ, અપૌરુષેયત્વ, જ્ઞાતિવાદ, યજ્ઞહિંસા વગેરે તરફ સખ્ત અણગમો હતો; તેથી સંયમ, અપરિગ્રહ, સાદું જીવન, જીવદયા, અહિંસા વગેરેની પુનઃસ્થાપના તેમનું ધ્યેય હતું.

આર્યેતર વિચારધારાઓનો પડઘો એક તરફ ઉપનિષદકાળના ઓછા જાણીતા ચિંતકોના વિચારોમાં પડચો છે તો બીજી તરફ ઈ. પૂ. છઠ્ઠી અથવા સાતમી સદીના કેટલાક વેદપ્રણાલિકાઓના વિરોધી આચાર્યોના સિદ્ધાન્તોમાં પડચો છે. આવા આચાર્યોમાં ચાર્વાક, બૃહસ્પતિ, પુરાણ કસ્સપ, અજિત કેશકંબલ, કકુધ કાત્યાયન, કિસસંકિચ્ચ, નંદવચ્છ, અને ગોશાલ મંખલિપુત્રના વિચારો દીઘનિકાય જેવા બૌદ્ધગ્રંથોમાં, અશ્વઘોષના બુદ્ધ ચરિતમાં, બૃહસ્પતિને નામે આરોપવામાં આવેલાં સૂત્રોમાં અને જૈન ભગવતીસૂત્રમાં મળે છે. આ વિચારોનું વિશ્લેષણ કરતાં જણાય છે કે તેમનો પ્રધાન સૂર બ્રાહ્મણ પરંપરાના વિચારો—જ્ઞાતિવાદ, કર્મકાંડ, યજ્ઞક્રિયા, વેદનું અપૌરુષેયત્વ વગેરે—નો વિરોધ કરવાનો છે. આવા જ વેદવિરોધી અને બ્રાહ્મણપ્રણાલિકાવિરોધી વિચારોનો લાભ ગૌતમબુદ્ધ અને મહાવીરને મળ્યો હતો. તેમના અલોકસામાન્ય વ્યક્તિત્વના પ્રતાપે એ વિચારો નવો અવતાર પામ્યા. બૌદ્ધ ન્યાયના પિતા સમાન ગણાતા ધર્મકીર્તિના શબ્દોમાં આવા બ્રાહ્મણવિરોધને દર્શાવી શકાય;

वेदप्रामाण्यं कस्यचित्कर्तृवादः स्नाने धर्मेच्छा जातिवादाव लेपः ।

.........ध्वस्तप्रज्ञानां पञ्च लिङ्गानि जाड्ये ॥

પ્રમાણ વાર્તિક ૩ · ૫૪૦

આવા મતસ્થાપનને પૂરતો ટેકો નથી. વૈદિક પરંપરાની જ આંગળીએ ચાલીને ઉપનિષદોની વિચારધારા વિકસી. એમાં વાનપ્રસ્થ બ્રાહ્મણો અને ક્ષત્રિયોનો ઘણો મોટો ફાળો છે. આર્યેતર વિચારધારાઓ વિષે આપણે હજુ સુધી કશું જાણતા નથી. ઈ. પૂ. ૧૦૦૦ની પહેલાંની આર્યેતર સંસ્કૃતિઓ અંગે આપણી પાસે કશું જ્ઞાન નથી. પરિણામે આર્યોના વિચારોનો વિરોધ કરનારા એટલે આર્યેતર એવી રૂઢિગત કલ્પના સિવાય બીજા કશાનો ટેકો નથી. ઉપનિષદના ચિંતનના વૈવિધ્યનો લાભ બધા જ ચિન્તનને—બ્રાહ્મણપરંપરાને તેમજ જૈન તથા બૌદ્ધ પરંપરાને મળ્યો હતો. ગૌતમબુદ્ધના તત્ત્વચિંતનનાં મૂળ ઉપનિષદ્‌ચિંતનમા છે તે સહેલાઈથી સાબિત કરી શકાય તેમ છે. ગણતંત્રોની ચિંતનપ્રણાલિકાઓ વિષે જાણવાના સાધનો આપણી પાસે નથી.

બ્રાહ્મણદર્શનોનો વિચાર કરતાં એમ લાગે છે કે તેમનામા નીચેની બાબતો સ્પષ્ટપણે વિકસી હતી.

૧ વિદ્યા અને અવિદ્યાનો ભેદ સ્પષ્ટ થયો હતો.

૨ પરાવિદ્યા અને અપરાવિદ્યાનું રેખાંકન થયું હતું.

૩ કર્મ અને જ્ઞાન વચ્ચેનો ભેદ વધારે જાણીતો થતો હતો.

આને પરિણામે યજ્ઞો તરફ ઉપેક્ષા અને અભાવ વધતાં હતાં. ગીતામાં પણ આનો પડઘો પડ્યો છે.

૪ વેદને માનનારાં દર્શનોને આસ્તિક દર્શન અને વેદવિરોધી દર્શનોને નાસ્તિક દર્શન એવાં નામ આપવામાં આવ્યાં હતાં.

૫ વેદ અનાદિ અને અપૌરુષેય હોઈને પ્રમાણ સાધન હતાં. તેમનું પ્રામાણ્ય સ્વતઃસિદ્ધ હતું.

ઉપનિષદોના ચિંતનમા સાર રૂપે શરૂઆતમાં સૂત્ર-ગ્રંથો રચાયા હોવાનો સંભવ છે, જેમ કે બ્રહ્મસૂત્રનું મૂળ છાન્દોગ્ય ઉપનિષદમાંથી વિચારો લઈને રચાયેલા છાન્દોગ્યસૂત્રમાં શોધવામાં આવે છે. આ છાન્દોગ્યસૂત્રમા કાલક્રમે બીજી પરંપરાઓના વિચારોનાં સૂત્રો પણ ઉમેરાયાં, બૌદ્ધ (સર્વાસ્તિવાદ અને વિજ્ઞાનવાદ), વૈશેષિક, પાંચરાત્ર, અને દિગમ્બર જૈન સિદ્ધાન્તોને પૂર્વપક્ષ તરીકે મૂકીને એમના ખંડનમાં સૂત્રો રચવામાં આવ્યા. આમ 'બ્રહ્મસૂત્ર' અથવા 'વેદાન્તસૂત્ર' ગ્રંથ તૈયાર થયો. સૂત્ર સમૂહરૂપે રચાયેલા આ ગ્રંથ ઉપર અનેક આચાર્યોએ ભાષ્યો રચ્યાં છે. એ ભાષ્યોમાં આઠમા સૈકામાં થયેલા શંકરાચાર્યનું 'શાંકર-ભાષ્ય'માં એમની અદ્વિતીય પ્રતિભા અને ન્યાય પુરઃસર તેમજ તર્કશુદ્ધ દલીલપદ્ધતિને કારણે મોખરે છે. બીજા આચાર્યોમાં રામાનુજ, વલ્લભ, શ્રીકંઠ, મધ્વ વગેરે પણ જાણીતા છે.

બ્રાહ્મણગ્રંથોમાં યજ્ઞવાદનો ઘણો વિકાસ થયો હતો. યજ્ઞો, તેમાં જરૂરી વસ્તુઓ, સાધનો, દેવતાનું સ્વરૂપ, મન્ત્રમયી દેવતા વગેરે બાબતોને વ્યવસ્થિત રૂપે રજૂ કરીને 'પૂર્વમીમાંસા સૂત્ર' નામે ગ્રંથની રચના થઈ. સૂત્ર ગ્રંથોમાં વિસ્તારમાં સૌથી મોટા આ ગ્રંથમાં વેદનું અપૌરુષેયત્વ, અનાદિત્વ, શબ્દનું નિત્યત્વ વ.નું સ્થાપન કરવામા આવ્યું છે. આ ગ્રંથના લેખક તરીકે જૈમિનિને ગણવામાં આવ્યા છે. ઈ. પૂ. ૩૦૦ ની આસપાસ આ ગ્રંથનો રચનાકાળ સમજી શકાય છે. ઉપવર્ષ, વર્ષ વગેરે ગ્રંથકારોએ આના ઉપર વૃત્તિઓ રચી હતી; તે અત્યારે ઉપલબ્ધ નથી. મીમાંસા સૂત્ર ઉપરનું ભાષ્ય તે શબરસ્વામી નામના આચાર્યનુ શાબર ભાષ્ય. વિસ્તારમાં સૌથી મોટા અને ઉપલબ્ધ ભાષ્યોમાં કદાચ સૌથી વધારે પ્રાચીન એવા આ ગ્રંથમાં વૈદિક કર્મકાંડની અત્યન્ત સૂક્ષ્મ વિગતો આપવામાં આવી છે. શાબર ભાષ્યના વિચારોને સમજાવવા માટે મહાન કર્મકાંડી અને પ્રચંડ બુદ્ધિપ્રતિભાથી ઓપતા કુમારિલભટ્ટે ભાષ્યની ટીકારૂપે ત્રણ વિસ્તૃત ગ્રંથો રચ્યા; તેમનાં નામ છે: શ્લોકવાર્તિક, તન્ત્રવાર્તિક અને ટુપ્ટીકા. આ ગ્રંથમાં નૈયાયિકો, વૈયાકરણો અને બૌદ્ધોના સિદ્ધાન્તોનું આમૂલાગ્ર ખંડન કરવામાં આવ્યું છે. અત્યંત માર્મિક રીતે અને સૂક્ષ્મ કટાક્ષથી ભરપૂર એવી બલિષ્ઠ શૈલી (ગદ્યપદ્યમયી)માં રચાયેલા આ ત્રણ મહાગ્રંથો માનવબુદ્ધિ કેટલી સિદ્ધિઓ પ્રાપ્ત કરી શકે છે તેનાં સુન્દર ઉદાહરણો છે. પછીના સમયમાં આ ગ્રંથો ઉપર શાસ્ત્રદીપિકા વગેરે ટીકાગ્રંથો રચાયા છે.

સાંખ્ય અને યોગના સૂત્રગ્રંથો પણ જાણીતા છે. તેમા પતંજલિને નામે 'યોગસૂત્ર' આલેખવામાં આવ્યું છે. અષ્ટાંગની યોગની વિગતો આ ગ્રંથમાં મળે છે. તેના ઉપરનાં અનેક ભાષ્યો અને ટીકા ગ્રંથો જાણીતા છે. સાંખ્યદર્શનનો સૌથી મહત્ત્વનો ગ્રંથ 'સાંખ્યસૂત્ર' નહિ

પણ ઈશ્વરકૃષ્ણ નામે વિદ્વાનનો 'સાંખ્યકારિકા' નામે નાનો ગ્રંથ છે. સાંખ્યદર્શનનો વિકાસ આ ગ્રંથની રચના પહેલાં અર્થાત્ ઇ. પૂ. પહેલા સૈકા પહેલાં થયો હતો. તેના સિદ્ધાંતો મહાભારતમાં અને બુદ્ધચરિતમાં મળે છે. આ સિદ્ધાન્તોને અનુસરીને 'ષષ્ટિતન્ત્ર' નામનો પ્રાચીન ગ્રંથ રચવામાં આવ્યો હતો જે આપણને ઉપલબ્ધ નથી.

'ન્યાયસૂત્ર' અને 'વૈશેષિક સૂત્ર' એ બન્ને ગ્રંથોની રચના ઇ. પૂ. પહેલા સૈકા પહેલાં થઈ ચૂકી હતી. તેમાં પ્રમાણ–પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને શબ્દ–તથા પ્રમેયના ઉપર ભાર મૂકવામાં આવ્યો છે. આ બન્ને શાસ્ત્રોએ વિકસાવેલી તર્કપરંપરાનો પછીના સમયમાં ઘણો ઉપયોગ થયો હતો. ઇ. સ.ના અગિયારમા સૈકા પછી જેને 'નવ્યન્યાય' કહેવામાં આવે છે તે શાખાનો ઉદ્ભવ થયો. પ્રાચીન ન્યાયના પ્રમેયોનું તેમાં ખંડન કરવામાં આવ્યું છે તથા વ્યાખ્યાઓ આપતી વખતે શબ્દેશબ્દની સ્પષ્ટતા અને સમજ આપવાનું ધ્યેય હોવાથી ઘણીવાર સરળતાને બદલે શબ્દજાળના અને ક્લિષ્ટતા પ્રવેશ્યાં છે. આ શાખામાં ગંગેશ, ગદાધર, રઘુનાથ શિરોમણિ અને મથુરાનાથ તથા જગદીશ નામે આચાર્યોનો મહત્ત્વનો ફાળો છે.

ભારતીય દર્શનશાસ્ત્રમાં ખાસ કરીને ન્યાયદર્શનમાં બૌદ્ધવિદ્વાનોનો અત્યંત મહત્ત્વનો ફાળો છે. ઈ. પૂ. બીજા સૈકામાં થયેલા નાગાર્જુન આચાર્યનો શૂન્યવાદની સ્થાપના કરતો ગ્રંથ બૌદ્ધ તત્ત્વજ્ઞાનમાં અત્યંત મહત્ત્વનો ઉમેરો કરે છે. નાગાર્જુનનો આ ગ્રંથ 'મધ્યમક કારિકા' અત્યંત સૂક્ષ્મ, વેધક અને પ્રતિસ્પર્ધિનાં મન્તવ્યોનું પૂર્ણ ખંડન કરનાર તથા 'શૂન્યતા'ની સ્થાપના કરનાર ગ્રંથ તરીકે ઘણું મહત્ત્વ ધરાવે છે. માધ્યમિક તત્ત્વચિંતનની પછીના સમયમાં બ્રાહ્મણ ગ્રંથકારો ઉપર દૃઢ અસર પડી છે. શ્રીહર્ષ જેવા વેદાન્તીઓ અને ઉદયનાચાર્ય જેવા નૈયાયિકો પોતાના ગ્રંથો–'ખંડનખંડખાદ્ય' અને 'આત્મતત્ત્વ વિવેક'–માં આ જ પદ્ધતિ અજમાવીને પ્રતિસ્પર્ધિના મતનું ખંડન કરે છે. નાગાર્જુન, પછી જેને ભારતીય ન્યાયના પિતા કહેવામાં આવ્યા છે તે 'દિઙ્નાગ' આચાર્યનો 'પ્રમાણ સમુચ્ચય' નામે ગ્રંથ પ્રમાણ ચર્ચાનો, ખાસ કરીને પ્રત્યક્ષ અને અનુમાનની ચર્ચાનો પ્રથમ કક્ષાનો ગ્રંથ છે. તેમના વિચારોને અત્યંત સૂક્ષ્મતાથી, વિશ્લેષણપૂર્વક અને તર્કશુદ્ધ શૈલીમાં ધર્મકીર્તિએ પોતાના 'પ્રમાણ વાર્તિક' માં રજૂ કર્યો છે. માનવબુદ્ધિ કેવાં શિખરો સર કરી શકે છે તેનો આ ગ્રંથ અદ્વિતીય નમૂનો છે. બૌદ્ધ નૈયાયિકો ઉપરાંત જૈન નૈયાયિકો, ખાસ કરીને દિગંબર જૈન નૈયાયિકોનું પ્રદાન પણ ઘણું મોટું છે. તેમાં અકલંક, પ્રભાચંદ્ર, હરિભદ્રસૂરિ, હેમચંદ્રાચાર્ય અને યશોવિજયજીના ગ્રંથો વિશેષ જાણીતા છે.

## ૫·૩ પ્રાચીન ધર્મો: પ્રાસ્તાવિક

આપણે ઉપનિષદના ચિંતનની સ્વતંત્રતાનો અગાઉ ઉલ્લેખ કર્યો છે. વાનપ્રસ્થ અને સન્યસ્ત આશ્રમમાં રહેનારી અનેક બુદ્ધિશાળી વ્યક્તિઓએ ઉત્તર, પૂર્વ અને મધ્યભારતની ઋતંભરા પ્રકૃતિના સાન્નિધ્યમાં, સંસારના સબરસો છૂટી ગયા હોવાથી મળેલી સ્વસ્થતાને કારણે, અનેકવિધ વિચારો રજૂ કર્યા. આવા ચિંતકો સ્વતંત્ર રીતે વિચારતા હતા. ઈ. પૂ. છઠ્ઠા અથવા સાતમા સૈકાની આસપાસના આ સંક્રાન્તિ કાળમાં બ્રાહ્મણપરંપરાના વિરોધરૂપે જે ચિન્તનઝરણાં દોડી આવ્યાં અને એકબીજામાં મળીને મોટા અને બલિષ્ઠ પ્રવાહોરૂપે સ્થિરપણે વહેવા લાગ્યાં તેમાં જૈન, બૌદ્ધ, વૈષ્ણવ અને શૈવ ચિન્તનપરંપરાઓ અથવા ધર્મો આપણું ધ્યાન ખેંચે છે. બ્રાહ્મણસંસ્કૃતિના કેન્દ્રસમા પ્રદેશ મધ્યદેશ આસપાસ – અંદર નહિ – આ ધર્મોનો વિકાસ થયો. જૈન અને બૌદ્ધ ધર્મોનો વિકાસ પૂર્વ ભારતમાં થયો અને વૈષ્ણવ ધર્મનો વિકાસ પશ્ચિમ ભારતમાં થયો. આ ત્રણેય ધર્મોનો વિકાસ ક્ષત્રિય વિદ્વાનો અને સંતો તથા જ્ઞાનીઓએ કર્યો એમ માનવામાં આવે છે. શૈવ ધર્મ પણ પશ્ચિમ ભારતમાં વિકસ્યો; પણ કદાચ આ ધર્મનાં મૂળ ઊંડાં, ઘણાં ઊંડાં અર્થાત્ આર્યોની સંસ્કૃતિ પહેલાંનાં હોવાના ઘણા સંભવો છે. આ ચારેયનાં મૂળ વૈદિક અથવા બ્રાહ્મણપરંપરાના વિરોધમાં હોવા છતાં વૈષ્ણવ અને શૈવ ધર્મો વિષ્ણુ અને શિવ નામના બે મહાન આર્ય દેવોને પોતાના દેવોત્તમ તત્ત્વો ગણીને ચાલે છે. બૌદ્ધ અને જૈન ધર્મોનાં મૂળ બ્રાહ્મણધર્મના પૂર્ણ વિરોધમાં છે. તેમને આર્યોના દેવો, જાતિવાદ, બ્રાહ્મણોનું મહત્ત્વ અને યજ્ઞવાદ તરફ અત્યંત તિરસ્કાર છે. તેમના મહાપુરુષો ગૌતમબુદ્ધ અને મહાવીરે (અથવા બીજા તીર્થંકરોએ) તેમના આરાધ્ય દેવોનું સ્થાન લીધું

છે. જૈન અને બૌદ્ધ ધર્મો માને છે કે સંસાર દુઃખથી ભરેલો છે અને જન્મના અનેક ફેરામાંથી ટળવું હોય તો કર્મનાં બંધનમાંથી મુક્ત થવું જોઈએ. પરિણામે સદ્‌વર્તન ઉપર ભાર મૂકયો અને બંને તેરસાં પુણ્યકર્મ કરવા. સંસારનો ત્યાગ કરવાથી જ કર્મોથી મુક્ત થવાય છે અને ગૃહસ્થનું જીવન તો કર્મમાંથી મુક્તિ મેળવવાના પ્રયત્નની પ્રાથમિક ભૂમિકા માત્ર છે. હરમાન યેકોબી નામના જર્મન વિદ્વાને સાબિત કરવાનો પ્રયાસ કર્યો છે કે જૈન, બૌદ્ધ અને સાંખ્યયોગની વચ્ચે કેટલુંક સામ્ય છે. તેમ હોઈને આ બધી ચિંતનપરંપરાઓ આર્યેતર વિચારપરંપરાઓ ઉપરથી ઉતરી આવી છે અને પૂર્વ ભારતની પ્રાગૈતિહાસિક આર્યેતર સંસ્કૃતિમાં તેનાં મૂળ શોધવાં જોઈએ. આ ત્રણેયમાં નૈરાશ્યના સૂર, જગત દુઃખમય છે એવો ભાવ, અને નિરીશ્વરવાદી વિચારસરણી દેખાય છે.

## ૫.૪: બૌદ્ધ ધર્મ

બૌદ્ધ ધર્મનો મુખ્ય સિદ્ધાન્ત ત્રિરત્ન–બુદ્ધ, ધર્મ અને સંઘ–છે. આ ત્રણ રત્નદ્વારા ધર્મના સ્થાપક, તેમના સિદ્ધાન્તો અને ધર્મનો સંઘ એમ મહત્ત્વની ત્રણ બાબતો ઉપર ભાર મૂકવામાં આવ્યો છે.

ગૌતમબુદ્ધના જીવનની ઘણી વિગતો પ્રાચીન સાહિત્યમાં મળતી નથી, છતાં પ્રાચીન પરંપરાઓને આધારે તેમના જીવનના પ્રસંગોને નીચે પ્રમાણે જાણી શકાય. નેપાળની તળેટીમાં વસતી શાક્ય પ્રજા કેટલીક બાબતોમાં સ્વાયત્તતા ભોગવતી હતી. તેમનામાં મોંગોલ પ્રજાના અંશો હોવાનો સંભવ છે. આવી જાતિના એક જમીનદાર શુદ્ધોદનને ત્યાં ઈ. પૂ. ૫૬૩માં, તેની જાગીર લુમ્બિનીવનમાં, ગૌતમનો જન્મ થયો હતો. સાત દિવસ પછી માતા ગુજરી જતાં અપરમાતા મહાપ્રજાપતિ ગૌતમીએ તેમને ઉછેર્યા. કિશોરવય અને યુવાવસ્થા તેમણે સમૃદ્ધિ અને સુખમાં ગાળી હતી. 'લલિત વિસ્તર'માં અને 'બુદ્ધચરિત'માં ગૌતમનાં શિક્ષણ, યૌવન અને લગ્ન તથા પુત્રપ્રાપ્તિ અંગેના અતિશયોક્તિપૂર્ણ ઉલ્લેખો છે. 'સુત્તનિપાત' અને 'આર્યપર્યેષણા સૂત્ર' પ્રમાણે ગૌતમને વૈરાગ્ય આવતાં ૨૯ વર્ષની વયે તેમણે કંથક અશ્વ ઉપર બેસીને સંસારનો ત્યાગ કર્યો. વૈશાલી પહોંચીને તેમણે ધ્યાનમાર્ગી અરાડ કાલામના આશ્રમમાં અધ્યયન કર્યું. સાંખ્ય સિદ્ધાન્તો જેવા સિદ્ધાન્તોનો પ્રચાર કરનારા આ કાલામથી સંતુષ્ટ ન થતાં રુદ્રક રામપુત્રની સાથે તે રહ્યા અને બિંબિસારની, સંસારનો ત્યાગ નહિ કરવાની સલાહ માની નહિ. ધ્યાનની અંતિમ કક્ષાએ પહોંચ્યા છતાં તેમણે ભયંકર તપ આદર્યું. તેનાથી સિદ્ધિ પ્રાપ્ત ન થતાં તેમણે એક દિવસ થોડો આહાર કર્યો. એ જ દિવસે તેમને જ્ઞાન પ્રાપ્ત થયું. સુજાતા નામની ગોપબાલાએ તેમનો ઉપવાસ છોડાવ્યો. તેમણે પોતાને પ્રાપ્ત થયેલું જ્ઞાન, પોતાના પાંચ બ્રાહ્મણ શિષ્યોને આપ્યું. આ પ્રસંગને 'ધર્મચક્રપ્રવર્તન' કહેવામાં આવે છે.

ત્યાર પછી ગૌતમ વારાણસી અને રાજગૃહ ગયા. તેમનો ઘણો સમય બ્રાહ્મણધર્મી પરિવ્રાજકોને ઉપદેશ આપવામાં જતો. ગૌતમના બૌદ્ધ ધર્મની સૌથી વધારે અસર કોસલમાં થઈ કારણ કે ગૌતમે શ્રાવસ્તીમાં ૨૧ વર્ષ ગાળ્યાં હતાં. તેમને અનેક શિષ્યો થયા જેમાં પ્રસેનજિત, તેની રાણી મલ્લિકા, અનાથપિંડક, અભયરાજકુમાર, અને સારિપુત્ર અને મૌદ્‌ગલ્યાયન મુખ્ય હતા. વૈશાલીની ગણિકા અંબપાલી અને તેમના પોતાના કુટુંબના સભ્યો રાહુલ અને માતા ગૌતમી પણ તેમનાં શિષ્યો થયાં. તેમના જીવનકાળ દરમ્યાન તેમના ઉપદેશો પશ્ચિમમાં અવન્તિ સુધી, ઉત્તરમાં શ્રાવસ્તી, કૌશાંબી અને સાકેત સુધી અને પૂર્વમાં કજંગલ અને ચંપા સુધી પ્રસર્યા હતા. 'મહાપરિનિબ્બાનસુત્ત'માં તેમના કુશિનારા તરફના અંતિમ પ્રયાણની વિગતો આપવામાં આવી છે.

ગૌતમના ઉપદેશોનો પ્રથમ સંગ્રહ સુત્તપિટકમાં મળે છે. તેમાં ચાર આર્યસત્યો–દુઃખ, સમુદય, નિરોધ અને માર્ગ છે. આમાંથી માર્ગ જે અષ્ટાંગ માર્ગ તરીકે જાણીતો છે તેમાં સમ્યક્ વાણી, કર્મ, વગેરે આવી જાય છે. તેમનાથી શીલ, ચિત્ત અને પ્રજ્ઞાની પ્રાપ્તિ થાય છે. બાહ્ય દૃશ્યમાન જગતનું અસ્તિત્વ નથી. હેતુપ્રત્યયને કારણે સમુદ્રના મોજામાં જેમ સમુદ્રની ભ્રાંતિ થાય તેમ આ સંસારના સત્યત્વની ભ્રાંતિ થાય છે. તૃષ્ણા અથવા પુનર્જન્મની નિવૃત્તિ એટલે નિર્વાણ. આર્યપર્યેષણા સૂત્રમાં તેને અજર, અવ્યાધિ, અમૃત, અશોક અને અસંકિલષ્ટ કહેવામાં આવ્યું છે. તે અનુત્તર અને યોગક્ષેમ છે. ગૌતમના મરણ પછી કેટલાંક વર્ષો બાદ તેમના સિદ્ધાન્તોના અર્થને

અંગે મતભેદો થયો. વ્યક્તિનો મોક્ષ એ સિદ્ધાન્તનો આદર્શ છે એમ માનનારાઓને હીનયાનીઓ કહેવામાં આવે છે. સર્વજીવોના મોક્ષને માનનારાઓ મહાયાનીઓ કહેવાયા.

બૌદ્ધ સાધુઓ શરૂઆતમાં ભટકતું જીવન ગાળતા હતા. દાન અને દક્ષિણા ઉપર તેમનો નિર્વાહ ચાલતો. નવદીક્ષિતોને માટે આચારના કેટલાક નિયમો ગૌતમે પ્રબોધ્યા હતા. તે 'પ્રાતિમોક્ષ'માં મળે છે. ધીમે ધીમે એમણે સંઘરૂપે મઠોમાં રહેવા માંડ્યું. ભિક્ષુણીઓ માટે અલગ નિયમો બનાવવામાં આવ્યા હતા.

બૌદ્ધસિદ્ધાન્તો અને પ્રચારને વ્યવસ્થિત બનાવવા માટે ચાર સંગીતિઓ (councils) ભરવામાં આવી હતી. પહેલી સંગીતિ બુદ્ધના મરણ પછી અજાતશત્રુના સમય દરમિયાન ભરવામાં આવી. તેમાં કેટલાંક 'સુત્ત' વ્યવસ્થિત કરવામાં આવ્યાં. બીજી રાજા કાલાશોકના સમયમાં વૈશાલીમાં ભરવામાં આવી. આ સભામાં પૌરસ્ત્યો અને પાશ્ચાત્યો વચ્ચે કેટલાક નિયમોની બાબતમાં મતભેદ ઊભો થયો. પૌરસ્ત્યો મહાસાંઘિક કહેવાયા અને પાશ્ચત્યો થેરવાદી કહેવાયા. થેરવાદીઓને સૌથી પ્રાચીન ગણવામાં આવ્યા છે. મહાકચ્ચાયને આ વાદનો પ્રચાર કર્યો હતો, અને સિલોનમાં મહેન્દ્રદ્વારા તેને ફેલાવ્યો હતો. આ ઉપરાંત મહિશાસક, સંમિતીય અને સૌત્રાન્તિક જેવા વિભાગ પણ પ્રચારમાં આવ્યા હતા. ત્રીજી સંગીતિ અશોકના સમયમાં ભરવામાં આવી હતી અને ચોથી કનિષ્કના સમયમાં ભરાઈ હતી. તેના સમયમાં મહાયાન સંપ્રદાયનું અસ્તિત્વ પ્રસિદ્ધ હતું. નાગાર્જુન અને અસંગ જેવા અસાધારણ પ્રતિભાવાળા વિદ્વાનોના પ્રયત્નોથી મહાયાનને ઘણો ફાયદો થયો. મહાયાનના પ્રચારથી બૌદ્ધધર્મ ભારતની બહાર તિબેટ, ચીન, મોંગોલીઆ, પશ્ચિમ એશિયાના કેટલાક ભાગ અને કોરિયા તથા જપાનમાં પ્રસર્યો.

## ૫.૫: જૈનધર્મ

જૈનધર્મની પરંપરા ચોવીસ તીર્થંકરોને ગણાવે છે. તેમાંથી પાર્શ્વનાથ અને મહાવીરને વિષે ઐતિહાસિક માહિતી ઠીકઠીક મળે છે. મહાવીરની પહેલાં લગભગ ૨૫૦ વર્ષ પૂર્વે પાર્શ્વનાથ થયા. તેમણે સંયમ, કર્મત્યાગ અને તપનો બોધ કર્યો હતો. એ ઉપરાંત અહિંસા, સત્ય, અપરિગ્રહ અને અસ્તેયનો ઉપદેશ પણ કર્યો હતો. પાર્શ્વનાથના આ સિદ્ધાંતોનો મહાવીરે મોટે ભાગે સ્વીકાર કર્યો. આમ પોતાના સમય દરમિયાન પ્રાથમિક અસ્તિત્વમાં રહેલા જૈનધર્મમાં મહાવીરે પ્રગતિકારક સુધારા કર્યા.

વૈશાલીના એક પરા તરીકે જાણીતા કુંડગ્રામમાં જ્ઞાતૃ નામની ક્ષત્રિય જાતિમાં તેમનો જન્મ થયો હતો. તેમને યશોદા નામે પત્ની અને પ્રિયદર્શના નામે દીકરી હતાં. ત્રીસ વર્ષની ઉંમરે તેમણે ગૃહત્યાગ કર્યો. ગૃહત્યાગ કર્યા પછી તેર માસ બાદ તેમણે વસ્ત્રોનો ત્યાગ કર્યો અને ઉગ્ર તપ આદર્યું. બાર વર્ષ બાદ તેમને શાલવૃક્ષની નીચે જ્ઞાન પ્રાપ્ત થયું. તેમના જીવનના કેટલાક મહત્ત્વના પ્રસંગોમાં આજીવક સાધુ ગોશાલ મંખલિપુત્ર સાથેનો તેમનો સંબંધ અને વિરોધ જાણીતો છે. ગોશાલનું મરણ મહાવીર પહેલાં ૧૬ વર્ષ થયું હતું, એમ બને કે ગોશાલ સાથેના સંબંધ પછી મહાવીરે વસ્ત્રોનો ત્યાગ કર્યો હતો, તે આજીવક સિદ્ધાંતોની અસરને કારણે હોય. આહારના કેટલાક નિયમો પણ બંનેમાં સમાન હતા. મહાવીરે ચંપા, વૈશાલી, રાજગૃહ, મિથિલા, અને શ્રાવસ્તીમાં કેટલોક સમય ગાળ્યો હતો. અનેક રાજાઓ અને મહાપુરુષો તેમના શિષ્યો થયા હતા. ૭૨ વર્ષની વયે અત્યારના પાટના જિલ્લાના પાવાપુરી નામે ઓળખાતા સ્થળમાં તેમણે દેહત્યાગ કર્યો. મહાવીરના સિદ્ધાંતો વિશે મતભેદ ઊભો થતાં ધીમે ધીમે જૈનસિદ્ધાંતો બે વિભાગમાં વહેંચાવા લાગ્યા. આવા વિભાગો ઈ. સ.ના પહેલા સૈકાની આસપાસ શ્વેતાંબર અને દિગંબર એવા નામે ઓળખાયા છે.

જૈન સિદ્ધાન્તોને સાંખ્ય વિચારોની સાથે ઘણું સામ્ય છે. તેના મુખ્ય સિદ્ધાન્ત તરીકે જાણીતા થયેલા સ્યાદ્વાદની એવી તર્કપ્રણાલિ છે કે જેનાથી જે સિદ્ધ કરવું હોય તે થઈ શકે અને જેનો વિરોધ કરીને દૂર કરવું હોય તેને દૂર કરી શકાય. બધું જ્ઞાન એક શકયતારૂપ છે. બધા પદાર્થો અને તત્ત્વોને એકાંતિકપણે તપાસી શકાય નહિ પણ અનેકાન્તિક રૂપે સમજવા જોઇએ. આવા આ સિદ્ધાન્તની પાછળ બ્રાહ્મણધર્મની નિશ્ચિત એકાન્તતા તરફનો વિરોધ હોવાનો સંભવ છે.

જૈન અને બૌદ્ધ ધર્મો ભારતમાં ઘણા મોટા પ્રદેશમાં વિસ્તાર પામ્યા. બૌદ્ધ ધર્મે તો ભારતની બહાર પણ ઘણી અને નિર્ણાયક અસર કરી. જૈન ધર્મની અસર

પ્રમાણમાં ઓછા વિસ્તારમાં હતી. ધીમે ધીમે બન્ને ધર્મો પોતાનાં સ્થાનો પૂરતા મર્યાદિત બની રહ્યા. બૌદ્ધ ધર્મ તો ભારતમાં, સમુદ્રનું જળ જેમ સ્વદેહમાં જ જન્મને પામે તેમ ક્ષીણ બની ગયો. અનેક વિભાગો, નૈતિક શિથિલતામાં પડી ગયેલાં બૌદ્ધ સાધુસાધ્વીઓ અને બ્રાહ્મણધર્મનું આસ્તિક, શ્રદ્ધાપ્રેરક અને સામાન્ય જનને આકૃષ્ટ કરે તેવું વલણ તથા જનસમુદાયને આકર્ષે તેવા સિદ્ધાંતોને આત્મસાત કરી લેવાની બ્રાહ્મણધર્મની તમન્નાને કારણે તેમજ શંકરાચાર્ય, કુમારિલભટ્ટ વગેરે વિદ્વાનોના પ્રયત્નોને લીધે બૌદ્ધધર્મ તરફનું માન ઘટી ગયું. અર્વાચીન સમયમાં રાજકીય ક્ષેત્રે મદદરૂપ બને અને લાભ વગે કરવામાં ફાયદો કરી આપે એવા આશયથી દ્ધ સિદ્ધાંતોનું પુનઃસ્થાપન વિદ્વાનોને માટે આશ્ચર્ય સાથે હાસ્યનો વિષય બને છે.

## ૫.૬ : વૈષ્ણવ ધર્મ

વૈષ્ણવ ધર્મના મૂળમા વિષ્ણુને દેવાધિદેવ તરીકે સમજવાની અને પૂજવાની માન્યતા છે. વિષ્ણુને ઋગ્વેદના સમયના એક જાણીતા દેવ તરીકે આપણે ઓળખીએ છીએ. સૂર્યના જ એક પ્રવિભાગ તરીકે જાણીતા વિષ્ણુનું મહત્ત્વ ધીમે ધીમે વધવા લાગ્યું. આમ હોવા છતા વિષ્ણુની પૂજાનું રૂપ આરાધના અને ભક્તિમાં પલટાયું તે સમય ઘણો મોડો પ્રાપ્ત થયો હશે એમ લાગે છે. ભક્તિ અને ઉપાસનાનાં મૂળ ઉપનિષદકાલીન આત્મોપાસનામાં સમજવા જોઈએ. આત્મા પુત્ર, પત્ની, દેવ, વેદ, પશુ, સંપત્તિ, અરે બધાં કરતાં વધારે પ્રિય હોઈને એની ઉપાસના, એનું વારંવારનું ચિન્તન કરવામાં આવતું હશે. આત્મા અને પરમતત્ત્વની આવી ઉપાસના ધીરે ધીરે અન્ય દેવો અને તત્ત્વોમાં પણ સંક્રાન્ત થઈ હોવાનો સભવ છે. પરિણામે ઈ. પૂ. છઠ્ઠા સૈકાથી વૈષ્ણવ ધર્મની સ્પષ્ટ શરૂઆત ગણવી જોઇએ.

વૈષ્ણવધર્મમાં જેને અત્યંત મહત્ત્વનું સ્થાન મળ્યું છે તે વાસુદેવનો પ્રથમ ઉલ્લેખ પાણિનિના 'અષ્ટાધ્યાયી'માં મળે છે. વાસુદેવની ભક્તિ કરે તે 'વાસુદેવક' એવો ઉલ્લેખ હોવાથી વાસુદેવની ભક્તિ વિષેનો આ ચોક્કસ પુરાવો કહી શકાય. મેગાસ્થીનીસ પણ જણાવે છે કે શૂરસેન અર્થાત્ મથુરાપ્રદેશના લોકો વાસુદેવ કૃષ્ણની પૂજા કરતા હતા. બેસનગરના હેલીઓડોરસના સ્તંભલેખમાં દેવાધિદેવ વાસુદેવની ભક્તિ કરનારા હેલીઓડોરસનો ઉલ્લેખ છે.

છાન્દોગ્ય ઉપનિષદમાં ઘોર આંગિરસ નામના ઋષિના શિષ્ય તરીકે કૃષ્ણ દેવકીપુત્રનો ઉલ્લેખ છે. ઘોર આંગિરસે જે વિચારો રજૂ કર્યા છે–તપસ્, દાન, આર્જવ, અહિંસા અને સત્યવચન — તે જ વિચારો શ્રીકૃષ્ણે ગીતામાં ઉદ્બોધ્યા છે. વિધિમય યજ્ઞ અને દ્રવ્યમય યજ્ઞ તરફનો ધિક્કાર અને પરમાત્મા તરફ સંપૂર્ણ શરણના વિચારો પણ બન્નેમાં સમાન છે. વળી ઘોર આંગિરસને સૂર્યનો ઉપાસક પણ ગણવામાં આવ્યો છે. આમ ભાગવત્ અથવા વૈષ્ણવ ધર્મનાં મૂળ પ્રાચીન સૂર્યોપાસનામા હોવાનો પણ સંભવ છે. ગીતામાં ભાગવત્ ધર્મ પરમાત્માએ પહેલાં સૂર્યને, સૂર્યે મનુને અને મનુએ ઈક્ષ્વાકુને બતાવ્યો હતો એ વાત આની સાક્ષી પૂરે છે. છાન્દોગ્ય ઉપનિષદના ઉલ્લેખને પ્રમાણભૂત ગણતાં તથા જૈનપરંપરાના પાર્શ્વની પહેલાં થયેલા અરિષ્ટનેમીના સમકાલીન કૃષ્ણ હતા એવા ઉલ્લેખને સ્વીકારીએ તો શ્રીકૃષ્ણનો જીવનકાળ ઈ. પૂ. ૮૦૦ની પહેલાં મૂકવો જોઈએ. વૈદિકકાળમાં પણ યાદવ, સાત્વત વૃષ્ણિ વગેરે કુળોનો ઉલ્લેખ હોઈને કૃષ્ણને ઐતિહાસિક વ્યક્તિ ગણવામાં કશો વાંધો નથી. ઈ. પૂ. બીજા સૈકા સુધી કૃષ્ણનું વાસુદેવ એવું નામ હતું એમ મહાભાષ્ય, મહાભારત, ઘટજાતક વગેરે ગ્રંથોના તથા ઘોસુન્દી (રાજપુતાના) ના ઉત્કીર્ણ લેખ જેવા ઉત્કીર્ણ લેખોના પુરાવાઓ ઉપરથી સાબિત થાય છે.

દક્ષિણ ભારતમાં પણ કૃષ્ણપૂજાનો પ્રચાર ઘણો વહેલો થયો હશે. પાંડ્ય રાજાઓને પાંડવો અને શૂરસેન કુળના સગા ગણવામાં આવ્યા છે. ઉત્તરના મથુરા ઉપરથી પાંડ્ય રાજધાનીને મથુરા એવું નામ આપવામાં આવ્યું હતું. ઈ. સ. ના પહેલા સૈકાની આસપાસથી કૃષ્ણ અને વાસુદેવની દેવાધિદેવ તરીકે પૂજા થતી તે વાત હવે નિશ્ચિત બને છે. હુવિષ્કની એક મુદ્રામાં ચાર ભુજા વાળા કૃષ્ણનું અંકન મળે છે એમ કનિંગહામે જાહેર કર્યું છે. હુવિષ્કના કેટલાક સિક્કાઓ ઉપર પણ આવાં અંકનો મળી આવ્યાં છે.

ભાગવત્ ધર્મના સિદ્ધાંતોનું ઉત્તમ નિરૂપણ ભગવદ્ગીતામાં થયું છે. મહાભારતના ઉદ્યોગપર્વમાં મળતો આ ગ્રંથ ભારતીય સાહિત્યમાં અનોખું સ્થાન ધરાવે છે. ઈ. પૂ. બીજા સૈકાની આસપાસ આ ગ્રંથની રચના થઈ હશે એમ લાગે છે. ગીતાના વિચારોમાં કર્મયોગ, ભક્તિયોગ અને જ્ઞાનયોગ એમ ત્રણ પ્રકારના યોગનો સમન્વય કરવામાં આવ્યો છે. પ્રવૃત્તિમાર્ગ અને નિવૃત્તિમાર્ગની વચ્ચેના મધ્યમમાર્ગને સ્વીકારીને ચાલવાનો ગીતા અનુરોધ કરે છે. જ્ઞાનમય કર્મ અને નિષ્કામ કર્મ તરફ ગીતા ભાર મૂકે છે અને સન્યાસનો અર્થ કર્મફલત્યાગ કરે છે એમ લાગે છે.

ભાગવતધર્મનો એક મહત્ત્વનો સિદ્ધાંત તે ચતુર્વ્યૂહ સિદ્ધાંત. કૃષ્ણપૂજા અને ભક્તિની સાથે સાથે તેમના સંબંધીઓ, કુટુંબીઓની પૂજા પણ વિકસી. સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અનિરુદ્ધને પણ કૃષ્ણભક્તિનાં પ્રતિકો ગણવામાં આવ્યાં. ભગવાન વાસુદેવ પરાભક્તિનું રૂપ છે. તેમણે સંકર્ષણ અને પ્રકૃતિને ઉત્પન્ન કર્યાં. આ પહેલો વ્યૂહ. આ વ્યૂહમાંથી પ્રદ્યુમ્ન અને મનસ્ ઉત્પન્ન થયાં. આ બીજો વ્યૂહ. પ્રદ્યુમ્ન અને મનસમાંથી અનિરુદ્ધ અને અહંકાર ઉત્પન્ન થયાં, આ ત્રીજો વ્યૂહ. અનિરુદ્ધ અને અહંકારમાંથી મહાભૂતો અને બ્રહ્મ ઉત્પન્ન થયાં. તેમણે સમગ્ર બ્રહ્માંડને ઉત્પન્ન કર્યું. આ વ્યૂહ સિદ્ધાંતની પ્રગતિ મોડી થઈ હોવી જોઈએ કારણકે ગીતામાં તેનો ઉલ્લેખ નથી. ઈ. સ. ના પહેલા સૈકાની આસપાસ વ્યૂહ સિદ્ધાંત વિકસ્યો હોવાના ચોક્કસ પુરાવા ઉત્કીર્ણ લેખોમાં મળે છે.

વૈષ્ણવધર્મની આળ્વરો, જૈનો અને બૌદ્ધો ઉપર ઘણી અસર થઈ હતી. બૃહજ્જાતકમાં આળ્વરોને 'નારાયણશ્રિત' ગણવામાં આવ્યા છે. ઈ. સ. ના ચોથા સૈકા પછી અસંખ્ય આળ્વરોએ ભાગવત ધર્મ સ્વીકાર્યો. જૈનો અને ભાગવતો વચ્ચે ઘણું આદાનપ્રદાન થયું છે. વાસુદેવ અને બળદેવને જૈનોએ શલાકા પુરુષો માન્યા છે. અને મહાવીરના જન્મનો પ્રસંગ અને દેવનંદાના ગર્ભમાંથી ત્રિશલાના ગર્ભમાં ફેરફારના પ્રસંગને ભાગવત્ ધર્મની અસરને કારણે સ્વીકારેલો સમજવામાં આવે છે. બૌદ્ધ સિદ્ધાંતો ઉપર પણ નારાયણીય સિદ્ધાંતોની અસર થઈ હતી. બુદ્ધની પાદુકાની પૂજા વિષ્ણુપદની કલ્પનામાંથી લેવામાં આવી છે. સદ્ધર્મપુંડરીક અને મહાયાન શ્રદ્ધોત્પાદ જેવા બૌદ્ધગ્રંથો ઉપર પણ ગીતાની ઘણી અસર છે.

પછીના સમયમાં વૈષ્ણવધર્મે ભારતના અનેક પ્રદેશોમાં સંતપરંપરાઓ તૈયાર કરી. ચૈતન્ય અને સહજ સંપ્રદાયની પરંપરા પણ વૈષ્ણવ પરંપરા જ છે. આ ધર્મની અસરને કારણે સાહિત્યમાં પણ કેટલાંક સર્વાંગસુંદર કાવ્યો અને હૃદ્ય ભક્તિસ્તોત્રો પ્રાપ્ત થયાં છે.

## ૫.૭ શૈવ ધર્મ

શૈવ ધર્મનાં મૂળ ઘણાં પ્રાચીન છે. આર્યેતર પ્રજાઓમાં શિવપૂજા હતી એમ મનાવવામાં આવે છે. સિન્ધુસંસ્કૃતિના અવશેષોમાં મળી આવતી મુદ્રાઓનાં અંકનોમાં પશુપતિ શિવના જેવી આકૃતિઓ મળે છે. યજુર્વેદમાં રુદ્રનાં જે લક્ષણો મળે છે તે પછીના સમયમાં શિવમાં આરોપવામાં આવ્યાં છે. શ્વેતાશ્વતર ઉપનિષદમાં શિવને મહાદેવ કહ્યા છે અને કેન ઉપનિષદમાં શિવનાં પત્ની ઉમાને પણ ઘણું માન આપવામાં આવ્યું છે. લિંગપૂજા સાથેનો શિવનો સંબંધ અને તેમની દેવાધિદેવ તરીકે સ્વીકૃતિ કયા સમયમાં દૃઢ બની તે કહેવું મુશ્કેલ છે. આપસ્તંબ ગૃહ્યસૂત્રમાં અને કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં શિવનું સ્થાન મુખ્ય દેવનું નથી. આમ શૈવ ધર્મની શરૂઆત ઈ. પૂ. પહેલા સૈકાથી માનવી જોઈએ.

મહાભારત અને પુરાણોમાં શૈવધર્મના પ્રથમ સંપ્રદાય અર્થાત્ પાશુપત સંપ્રદાયના ઉલ્લેખો છે. શિવે પોતે જ પશુપતિ તરીકે પોતાના સિદ્ધાન્તોનો વિસ્તાર કર્યો હતો. લિંગપુરાણમાં શિવના લકુલિન તરીકેના અવતારનો અને તેમના કુશિક, ગર્ગ, મિત્ર, અને કૌરુષ્ય નામે શિષ્યોનો ઉલ્લેખ છે. દસમા સૈકાના ઉત્કીર્ણ લેખોમાં પણ લકુલિન અને તેમના શિષ્યોનાં નામ મળે છે. આ ઉપરથી લકુલિન નામના કોઇ આચાર્ય શૈવ સિદ્ધાન્તોના આદ્ય સ્થાપક હતા તે વાતને ટેકો મળે છે. લકુલિનનો સમય ઈ. પૂ. બીજા અને ઈ. સ.ના પહેલા સૈકાની વચ્ચેનો ગણીને પાશુપત સંપ્રદાય ઈ.સ. પૂર્વે પહેલા સૈકાથી શરૂ થયેલો ગણવો જોઈએ.

પાશુપતોના સિદ્ધાન્તોમાં જીવની મુક્તિને માટે કાર્ય, કારણ, યોગ, વિધિ અને દુઃખાન્ત એમ પાંચ તત્ત્વોની જરૂર છે. યોગ દ્વારા આત્મા શિવપદને પામે

છે. આ યોગ કર્માત્મક અને કર્મત્યાગાત્મક છે. પહેલામાં મન્ત્રપાઠ, ધ્યાન, પૂજા વગેરે છે. બીજામાં માત્ર સ્મરણ છે. દુઃખાન્ત એટલે મુક્તિ. તે અનાત્મક અને સાત્મક એવા બે ભેદવાળી છે. સાત્મકમાં દર્શન, શ્રવણ, મનન, વિજ્ઞાન, સર્વજ્ઞત્વ એટલા દ્વારા દૃષ્ટિની શક્તિઓ પ્રાપ્ત થાય છે. કાર્યશક્તિની પ્રાપ્તિ મનોજવિત્વ, કામરૂપિત્વ અને વિકરણધર્મિત્વથી થાય છે.

શિવપૂજાના પ્રાચીન ઉલ્લેખોમાં મેગાસ્થિનિસ (ઈ. પૂ. ૩૦૦)નો ઉલ્લેખ પ્રાચીનતમ છે. મહાભાષ્યમાં પણ શિવ ભાગવતોનો અને પૈસા ખૂટી ગયા હોવાથી મૌર્યોએ વેચવા માટેલી શિવ, સ્કંદ વગેરેની પ્રતિમાઓનો ઉલ્લેખ છે. કુશાન રાજાઓમાંથી કેટલાક શૈવધર્મી હતા. રામાયણના સમય દરમિયાન શિવ અને તેમની પૂજાનો ઘણો પ્રચાર થયો હતો. યજુર્વેદમાંનાં રુદ્રનાં ઘણાં નામો શિતિકંઠ, રુદ્ર, ત્ર્યંબક, પશુપતિ વગેરે હવે મહાદેવ અર્થાત્ શિવને માટે વપરાવા લાગ્યાં હતાં. પુરાણયુગ દરમિયાન શિવનું સ્થાન સૌથી મહત્ત્વનું બની ગયું છે. તેમનું કુળ જણાતું નથી. તે પ્રાચીનતમ છે અને શ્રેષ્ઠ છે. મહાભારતમાં અને રામાયણમાં શૈવ અને વૈષ્ણવ ધર્મો મહાન ધર્મો તરીકે દેખા દે છે એટલું જ નહિ પણ શિવ અને વિષ્ણુ અથવા કૃષ્ણના જીવનની આસપાસ અનેક પ્રસંગોની સુન્દર ગૂંથણી કરવામાં આવી છે. આ બધા પ્રસંગો એટલા બધા પ્રસિદ્ધ બન્યા કે પછીના લગભગ ૧૦૦૦ વર્ષ સુધી કાવ્ય, નાટક અને કથાગ્રંથોનાં મૂળ વસ્તુ તરીકે તેમનો પૂર્ણતયા અથવા અંશતઃ સ્વીકાર કરવામાં આવ્યો.

દક્ષિણ ભારતમાં શૈવ ધર્મનાં મૂળ ઘણાં પ્રાચીન છે. સંગમ યુગનું સાહિત્ય શિવને દેવાધિદેવ સમજે છે. 'અહનાનૂરુ'માં, 'પૂરમ્'માં અને 'નક્કિરર્'માં શિવના વ્યક્તિત્વ, પત્ની, પુત્ર અને આકૃતિનાં વૈવિધ્યસભર્યાં વર્ણનો મળે છે. 'શિલાપ્પદિકારમ્' અને 'મણિમેખલઈ'માં શૈવ મન્દિરો અને તેમના ઉત્સવોની રમણીય વિગતો આપવામાં આવી છે.

અગાઉ જણાવવામાં આવ્યું છે કે શૈવ લિંગાકૃતિઓ સિન્ધુસંસ્કૃતિના અવશેષોમાંથી મળી આવી છે. આવાં લિંગ અને તેમની પૂજા દ્વારા શૈવ ધર્મનો પ્રચાર થયો હશે. આજના ભારતમાં ભાગ્યે જ એવું કોઈ ગામડું હશે જ્યાં શિવમન્દિર ન હોય. મદ્રાસ પાસેના રેનીગુંટા પાસે ગુડિમલ્લમ્ નામના ગામડામાંનું શિવલિંગ ઈ. પૂ. બીજા સૈકાનું છે એવો ગોપીનાથરાવનો મત છે. પાંચ હાથ ઊંચા આમેલૂણ લિંગાકૃતિ આ શિલ્પમાં ઉપર બે હાથવાળા શિવની આકૃતિ છે. તેમના જમણા હાથમાં અજ છે અને ડાબામાં પરશુ અને કમંડલુ છે. તેમના પગ નીચે અપસ્માર પુરુષ છે. આ શિલ્પમાં લિંગ અને આકૃતિ બન્નેનો સમન્વય કરવામાં આવ્યો છે. મથુરાની આસપાસના પ્રદેશોમાંથી શિવલિંગનાં અનેક શિલ્પો મળી આવ્યાં છે.

ઈસવી સનના દસમા સૈકા સુધીના મુખ્ય ચાર ધર્મોનો ટૂંકો પરિચય કરીને કેટલાક ઓછા જાણીતા સંપ્રદાયોનો ઉલ્લેખ કરીશું. વૈદિક દેવો અને ક્રિયાકાંડો ઉપરથી ઉદ્ભવેલા અનેક નાના મોટા સંપ્રદાયો પ્રચલિત હતાં એવું જ નહિ પણ પૂર્વ ભારતમાં અનેક લોકગમ્ય અને ચિત્તાકર્ષક વિચારો જાહેર કરનારા બીજા પણ અસંખ્ય સંપ્રદાયો હતા. આવા સંપ્રદાયોનો ઉલ્લેખ 'અંગુત્તરનિકાય', 'ચુલ્લનિદ્દેસ' અને 'મહાનિદ્દેસ'માં મળે છે. તેમાં આજીવક, મુંડશ્રાવક, જટિલક, પરિવ્રાજક, માગંડિક, ત્રૈદંડિક, અવિરુદ્ધક અને દેવધાર્મિક તથા હાથી, અશ્વ, ગાય, કાક, શ્વાન, યક્ષ, અસુર, ગન્ધર્વ સૂર્ય, ઇન્દ્ર, બ્રહ્મા અને ચંદ્રના પૂજકોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આમાંથી આજીવકો ઘણા પ્રાચીન હોવાનો સંભવ છે. નંદવત્સ, કિસ સંકિચ્ચ, ગોશાલ મંખલિપુત્ત વગેરે તેમના આચાર્યો ગૌતમબુદ્ધના સમકાલીનો હતા. જૈન અને બૌદ્ધ સિદ્ધાન્તો ઉપર તેમની અસર પડી હોવાની કલ્પના છે. અશોક અને તેના પૌત્ર દશરથે તેમને ઉત્તેજન આપ્યું હતું. પતંજલિના 'મહાભાષ્ય'માં અને 'મિલિન્દપઞ્હો'માં પણ આજીવકોના ઉલ્લેખો છે. ઈસવી સનના દસમા સૈકા સુધી અસ્તિત્વમાં રહેલા આજીવકો પછીના સમયમાં વૈષ્ણવ સંપ્રદાયમાં ભળી ગયા એમ જણાય છે. જૂનાગઢમાંની ઉપરકોટ ગુફાઓ આજીવક હોવાનો સંભવ પણ કાઢી નાખવા જેવો નથી.

## ૫·૮ ગુપ્તયુગ દરમ્યાન પ્રવર્તમાન સાંસ્કૃતિક સ્થિતિ

ગુપ્ત યુગની સાંસ્કૃતિક સ્થિતિને જાણવાનાં સાધનો અનેક છે. યાત્રાવૃત્તાન્તો, સાહિત્યગ્રંથો, સિક્કાઓ, ઉત્કીર્ણ

લેખો અને અર્ધઐતિહાસિક ગ્રંથોમાં ઘણી સામગ્રી મળતી હોવા છતાં ઘણીવાર આવી માહિતી પરસ્પર પૂરક નહિ પણ એકબીજાથી વિરુદ્ધ હોવાનાં સંભવો પણ બને છે. આમ છતાં સ્વસ્થ ઇતિહાસકારોને આ બધાંથી પણ ઘણી મદદ થાય છે.

આ સમય દરમ્યાન અને પછીનાં લગભગ ૫૦૦ વર્ષ સુધી અર્થાત્ ઇસુની દસમી સદીના અંત સુધીમાં બૌદ્ધ અને જૈન ધર્મોની અસર ધીમે ધીમે ઓછી થતી હતી. પરદેશીઓએ ભારતનાં ભાષા અને સંસ્કારો સ્વીકાર્યા હતા અને તેમના મૂળ વતનનું આકર્ષણ દૂર કરીને ભારતને ઘર બનાવીને તેમણે વસવા માંડયું હતું. આ સ્થિતિમાં બ્રાહ્મણધર્મીઓ પણ અલિપ્ત રહી શક્યા ન હતા. પરદેશીઓનાં તેમજ બૌદ્ધ ધર્મનાં સ્વીકારવા યોગ્ય તત્ત્વોને તેમણે આત્મસાત્ કરી લીધાં અને સમન્વયકારી બ્રાહ્મણધર્મ–વૈદિક ધર્મનું પુનરુત્થાન થયું. ગુપ્ત યુગે લાવી આપેલી સમૃદ્ધિ, શાન્તિ અને રાજકીય વ્યવસ્થાને કારણે લોકો વિશેષ સુખી બન્યા. તેમનું–ખાસ કરીને શહેરના લોકોનું–જીવન ધોરણ ઊંચું જવા લાગ્યું હતું. સામાજિક જીવનમાં નિયંત્રણો ઓછાં કડક થયાં. કલા, સાહિત્ય, શિલ્પ અને સ્થાપત્ય તથા સંગીતનો વિશેષ અભ્યાસ થવા લાગ્યો. ટૂંકામાં લોકો આશાવાદી જીવન સરણીને પંથે દઢપણે પગલાં માંડવા લાગ્યા.

## સામાજિક સ્થિતિ

સામાજિક સ્થિતિ અંગે વિચાર કરતાં એમ લાગે છે કે વર્ણાશ્રમવ્યવસ્થા સામાજિક જીવનનું મહત્ત્વનું અંગ હતી. સ્મૃતિના નિયમો પ્રમાણે વર્ણો વર્તતા. વરાહ મિહિર અને કૌટિલ્યના ગ્રંથોમાં વર્ણોનાં અલગ નિવાસસ્થાનો અને અલગ ધંધાનું વર્ણન કરવામાં આવ્યું છે. વર્ણવ્યવસ્થા લગભગ વ્યવસ્થિત હોવા છતાં આંતરવર્ણ સંબંધો વિકસતા હતા. વર્ણપ્રમાણે જ ધંધાની પસંદગી થાય એવું હમેશાં બનતું નહિ. ભોજન તેમજ લગ્ન સંબંધોમાં નિયમોનાં દઢ બંધન શિથિલ થતાં હતાં. ગુજરાતના વણકરોએ માળવામાં જઈને જુદા જુદા ધંધાઓ શરૂ કર્યાના ઉલ્લેખો વત્સભટ્ટિના મંદસોરના ઉત્કીર્ણ લેખમાં મળે છે. ચાંડાલો, શિકારીઓ, માંસ વેચનારાં વગેરેને માટે ગામના એક ભાગમાં નિશ્ચિત કરેલાં રહેઠાણોમાં રહેવું પડતું. પુલિન્દ, શબર, કિરાત વગેરે આર્યેતર આદિવાસી પ્રજાઓ પર્વતોમાં અને જંગલોમાં રહેતી હતી. વિન્ધ્યના શબરો માનવમાંસભક્ષી હતા અને સ્ત્રીઓનાં અપહરણ કરતા એવા પણ ઉલ્લેખો છે. ગુલામોની પ્રથા હતી. બ્રાહ્મણને કદી ગુલામ બનાવી શકાતો નહિ. ગુલામ સાથે સંબંધ બાંધનારી સ્ત્રી ગુલામ બનતી જ્યારે શેઠની સાથે સંબંધ બાંધનારી અને તેનાથી ગર્ભવતી બનનારી ગુલામ નારી સ્વતંત્ર બનતી. ગુલામો પોતાની જાતને પોતેજ વેચી શકતા. ગુલામોની સ્થિતિનો આધાર તેમના માલિકોના સ્વભાવ ઉપર નિર્ભર હતો. વસંતસેનાની દાસી મદનિકાની સ્થિતિ સરસ હતી. પ્રિયતમ સાથે પરણી શકે એટલા માટે તેને મુક્ત કરવામાં આવેલી. સ્થાવરનો શેઠ નિર્દય હોવાથી તેને મારતો અને બેડીઓ પહેરાવતો એવા ઉલ્લેખો શૂદ્રકના મૃચ્છકટિકમાં છે.

લગ્નની વય ધીમે ધીમે ઓછી અર્થાત્ નાની વય બનતી હતી. ઋતુદર્શને લગ્નનો સમય થયો છે એમ માનવામાં આવતું. વાત્સ્યાયનના કામસૂત્રમાં પસંદગીના લગ્નને ઘણું મહત્ત્વ આપવામાં આવ્યું છે. ગુપ્ત યુગના સાહિત્યમાં ગાન્ધર્વ લગ્નથી જોડાતાં યુગલોના ઘણા ઉલ્લેખો છે. ઉચ્ચ વર્ણની સ્ત્રીઓને કેળવણી અને કલાકૌશલમાં તૈયાર કરવામાં આવતી, આવી સ્થિતિમાં કેટલીક સ્ત્રીઓ ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરીને કવયિત્રી, વિદુષી અને બ્રહ્મવાદિની પણ બનતી. ઉપાધ્યાયા અને આચાર્યા સ્ત્રીઓના ઉલ્લેખો પણ મળે છે. આદર્શ પત્નીનું બહુમાન થતું. પતિની સેવા, તેનો પ્રેમ, તેનું આજ્ઞાધારકપણું અને તેનેજ દેવતા માનવાનો આદર્શ ગુપ્ત યુગથી આજ દિન સુધી એક સરખો આકર્ષક રહ્યો છે, નિર્દોષ અને પતિપરાયણ સ્ત્રીનો ત્યાગ કરનાર પતિને પ્રાયશ્ચિત કરવું એવા આપસ્તંબ અને વરાહમિહિરના ઉલ્લેખો છે. વિધવાના પુનર્લગ્નની છૂટ ન હતી છતાં કેટલાક સંજોગોમાં આવી પરિસ્થિતિ ચલાવી લેવામાં આવતી. વસંતસેના, રાગમંજરી અને ચંદ્રસેના જેવી ગણિકાઓ કલાવતી અને ઉત્તમ ગુણોના નિધાનરૂપ હતી; પરંતુ બીજી ગણિકાઓ સામાન્ય રીતે લોભી, દુષ્ટ, સ્વાર્થી, લાલચુ અને ચારિત્ર્યહીન હતી. પડદાની પ્રથા ન હતી. શિલ્પાકૃતિઓમાં કયાંય પડદો દેખાતો નથી. કાલિદાસની કૃતિઓમાં દેખાતી 'તિરસ્કરિણી ર્થાત્ બુરખો વ્યક્તિની જરૂરિયાત પૂરતો હતો એમ લાગે

છે. ઘૂંઘટનો રિવાજ હોવાનો સંભવ છે. દુષ્યન્તની સામે ઊભેલી શકુન્તલાએ 'અવગુંઠન' રાખ્યું હતું એમ 'અભિજ્ઞાનશાકુન્તલ'માં ઉલ્લેખ છે.

### રાજકીય સ્થિતિ

ગુપ્તયુગની રાજકીય સ્થિતિનો ખ્યાલ કામંદકના નીતિસારમાંથી તેમજ કેટલીક સ્મૃતિઓની ટીકાઓ ઉપરથી મળે છે. કામંદકનો ગ્રંથ કૌટિલ્યના અર્થશાસ્ત્ર અને મહાભારતની અસરો ઝીલીને રચાયો હોવાથી પ્રચલિત સ્થિતિનું વર્ણન કરવાને બદલે ઉપર જણાવેલા ગ્રંથમાંથી વધારે પ્રેરણા પ્રાપ્ત કરે છે.

રાજાની સરખામણી દેવોની સાથે કરવામાં આવતી. સમુદ્રગુપ્તને ધનદ, વરુણ, ઇન્દ્ર અને યમની સાથે સરખાવવામાં આવ્યો છે. રાજા પછી બીજું સ્થાન રાજપુત્રનું હતું. મંત્રી, મહાબલાધિકૃત, મહાદંડનાયક, મહાપ્રતિહાર ભટાશ્વપતિ, મહાપીલુપતિ વગેરે મુખ્ય અમલદારો હતા. આ ઉપરાંત જેને સાંધિવિગ્રહિક કહેવામાં આવ્યો છે તે પરદેશમંત્રી પણ મહત્ત્વનો અમલદાર હતો. સ્થાનિક (પ્રાંતિય) અને મધ્યસ્થ સત્તા વચ્ચેના સંબંધોને માટે કુમારામાત્ય અને આયુક્ત જેવા અમલદારો હતા. પ્રાંતોને 'ભુક્તિ' કહેવામાં આવતા. ભુક્તિઓના વિષય અથવા જિલ્લા પ્રમાણે વિભાગ પાડવામાં આવ્યા હતા. આમના અધિપતિને ગ્રામિક કહેવામાં આવતો. શહેરમાં મહાજનનો પ્રમુખ તે નગરશ્રેષ્ઠી કહેવાતો અને મુખ્ય લેખકને પ્રથમ કાયસ્થ કહેતા. ગામડાના મુખ્ય માણસો મહત્તરોની બનેલી એક સભા હતી. ગ્રામવ્યવસ્થાને અંગે તેમની સલાહ લેવામાં આવતી.

ફાહિયન નામનો ચીની યાત્રિક ગુપ્તકાળ દરમ્યાન સામાન્ય લોકસ્થિતિનું વર્ણન કરતા જણાવે છે કે લોકોને ફાંસીની કે તેવી બીજી ભારે શિક્ષા કરવામાં આવતી ન હતી. શિક્ષા કરતી વખતે ગુનાનો પ્રકાર અને અસર ધ્યાનમાં રાખવામાં આવતાં. રાજાના બધા નોકરોને રીતસર પગાર ચૂકવવામાં આવતો. ખેતીવિષયક સાધનો અને પૂરવઠાની બરાબર સંભાળ રાખવામાં આવતી. ગુજરાત જેવા દૂરના પ્રદેશમાં પણ જ્યારે સુદર્શન તળાવ તૂટી ગયું હતું ત્યારે સ્કંદગુપ્તે તે બરાબર સમરાવ્યું. ગુપ્તયુગ પછીના સમયનો વૃત્તાન્ત પણ બાણના 'હર્ષચરિત'માંથી મળે છે. રાજાના દૈનિક કાર્યક્રમના ચોક્કસ ભાગ પાડવામાં આવતા. હ્યુ-એન-ત્સંગ પણ આવા જ પુરાવા રજૂ કરે છે.

'As the government is generous, official requirements are few. Families are not registered and individuals are not subject to forced labour contributions. Taxation being right, every man keeps to his hereditary occupation and attends to his patrimony'

### કેળવણી

બ્રાહ્મણપરંપરાનાં ગૃહ્યસૂત્રો, ધર્મસૂત્રો અને સ્મૃતિઓમાં તથા બૌદ્ધગ્રંથોમાં કેળવણીવિષયક ઉલ્લેખો લગભગ સરખા છે. શિષ્ય અને ગુરુના સામાન્ય સંબંધો ઘણા માયાળુ અને પ્રેમસભર હતા. શિષ્ય ગુરુને પુષ્કળ માન આપતો, તેની દરેક પ્રકારે સેવા કરતો. બૌદ્ધ ગ્રંથોની શિક્ષણપ્રણાલિકા અનુસાર વિદ્યાર્થીઓના સામાન્ય રીતે બે વિભાગ હતા. માણવ અથવા બાળકોનો વર્ગ. આ વર્ગનાં બાળકોને ધર્મગ્રંથો ભણાવવામાં આવતા, એ ઉદ્દેશથી કે ભવિષ્યમાં તેઓ બૌદ્ધ સાધુઓ બને. બ્રહ્મચારીઓનો જુદો વર્ગ હતો. આ વર્ગના છાત્રો સર્વ શાસ્ત્રો ભણતા. વિદ્યાર્થીઓ પોતાનું ખર્ચ જાતે ભોગવતા. બૌદ્ધ ધર્મ અને તત્ત્વજ્ઞાનના ઉચ્ચ અભ્યાસને માટે મગધની નાલન્દા વિદ્યાપીઠ અત્યંત જાણીતી હતી. હજારો વિદ્યાર્થીઓ ત્યાં ઉચ્ચ શિક્ષણ લેતા. આ વિદ્યાર્થીઓ અને તેમના ગુરુઓ તેમની અસાધારણ બુદ્ધિ અને અસામાન્ય ચારિત્ર્યને માટે આખાયે ભારતમાં જાણીતા હતા. નાલન્દાના નિભાવ માટે અનેક રાજાઓ, શ્રેણીઓ અને ધનિકોનાં દાન ઉપરાંત ૧૦૦ ગામનું મહેસુલ આપવામાં આવતું. આ વિદ્યાપીઠના અનેક નામાંકિત આચાર્યોએ બૌદ્ધ ધર્મ અને તત્ત્વજ્ઞાનમાં ઉચ્ચ કક્ષાના ગ્રંથોની રચના કરી છે. નાલન્દા જેવી જ બીજી બ્રાહ્મણસંપ્રદાયની વિદ્યાપીઠ તે વલભીની વિદ્યાપીઠ હતી. પોતાનો ઉચ્ચ અભ્યાસ પૂરો કરવા માટે વિદ્યાર્થીઓ અહીં આવતા આ વિદ્યાર્થીઓને માટે દાખલ થવાને પરીક્ષાના અત્યંત કડક નિયમો હતા. તેમાં દસ વિદ્યાર્થીઓમાંથી ભાગ્યે જ એક કે બે વિદ્યાર્થીઓ પરીક્ષા પાસ કરી શકતા.

અભ્યાસક્રમમાં ચૌદ અથવા અઢાર વિદ્યાઓ

ભણાવવામાં આવતી, આ વિદ્યાઓમાં ચાર વેદ, ૭ વેદાંગો, પુરાણ,-ન્યાય, મીમાંસા, ધર્મશાસ્ત્ર, ધનુર્વેદ, ગંધર્વ-વેદ અને અર્થશાસ્ત્ર હતાં. હ્યુ-એન-સંગના જણાવ્યા પ્રમાણે બારાખડી અને પ્રાથમિક વિદ્યાઓ પૂરી થતાં સાતમે વર્ષે વિદ્યાર્થીને વ્યાકરણ, કલાઓ, વૈદક, તર્ક અને અધ્યાત્મશાસ્ત્ર ભણાવવામાં આવતાં. ઇત્સિંગે આપેલો વૃત્તાંત વધારે સ્પષ્ટ છે. છટ્ઠે વર્ષે વિદ્યાર્થીઓ 'સિદ્ધવસ્તુ' અથવા મૂળાક્ષરો ભણતા. ૭ માસમાં આ અભ્યાસ પૂરો થતો; આઠમે વર્ષે પાણિનિસૂત્ર, અને ધાતુપાઠનો અભ્યાસ કરાવવામાં આવતો. ત્યાર પછી દસમે વર્ષે ઉણાદિ, ક્રિયાપદ, નામ વગેરે ભણાવવામાં આવતાં. પંદરમે વર્ષે વિદ્યાર્થી કાશિકાવૃત્તિ ભણતો. વ્યાકરણમાં મહાભાષ્ય અને ભર્તુહરિના વાક્યપદીયનો અભ્યાસ પૂરો કરીને હેતુવિદ્યા, અભિધર્મ, ચિકિત્સાવિદ્યા અથર્વ-વિદ્યા અને સાંખ્યનો અભ્યાસ કરાવવામાં આવતો. વૈશ્ય અને બીજા વર્ણોને માટે અભ્યાસક્રમો અલગ હતા. દિવ્યાવદાન (ઈ.સ. ૪૦૦)માંની એક વાર્તા પ્રમાણે વેપારીઓના પુત્રોને લેખન, ગણિત, સિક્કાઓ તપાસવા, કરજ, રત્નપરીક્ષા અને ઘર બનાવવાની વિદ્યાઓ વગેરે શિખવવામાં આવતાં. રાજપુત્રોને સ્મૃતિઓ અને ધર્મશાસ્ત્રો તથા અર્થશાસ્ત્રનું જ્ઞાન આપવામાં આવતું.

### પ્રકીર્ણ

અન્ન, ખાદ્ય અને પેયમાં ચોખા, ઘઉં, જવ, કઠોળ, ઘી, તેલ, ગોળ અને ખાંડનો ઉપયોગ થતો. માછલી, માંસ અને અનેક પ્રકારની મદિરાઓ પણ જાણીતી હતી. ઉચ્ચ કુળોમાં અને રાજગૃહોમાં રાણીઓ પણ મદિરાપાન કરતી. લોકો અનેક પ્રકારના વહેમો, જાદુ તથા મન્ત્રપ્રયોગોમાં માનતા હતા. શહેરીના દૈનિક જીવનનો સુંદર ચિતાર વાત્સ્યાયનના કામસૂત્રમાં 'નાગરક'ના રોજિંદા જીવનના ચિતારમાંથી મળે છે. સમૃદ્ધિ, સુખ અને સગવડોમાં રાચતો આવો ધનિક અને કલાવાન યુવાન તે સમયની નગરસંસ્કૃતિનું પ્રતિક હતો. તે સુન્દર ઘર બાંધીને તેમાં બધી સગવડો વસાવતો. ઘરના બે વિભાગ રાખવામાં આવતા. અંદરના ભાગમાં તેનું અંતઃપુર અથવા પત્નીનો નિવાસ હતો. બહારના ઘરમાં બાંકડા, નરમ ઓશિકાં અને ચાદરો બિછાવેલાં મૂકવામાં આવતાં. એક બાજુ નાગરકના ટૉઈલેટનું સાધન હતું. એક તરફ દિવાલ ઉપર વીણા, ચિત્રપાટી અને રંગો તથા પીંછીઓ મૂકવામાં આવતાં. તેની સાથે એક સુવાસિત પુષ્પહાર પણ હતો. જમીન ઉપર ગાલીચો પાથરીને પાસા રમવા માટેનાં સાધનો હતાં. એક એકાન્ત જગામાં શિલ્પાકૃતિઓ તૈયાર કરવા માટેનાં સાધનો હતાં.

સવારમાં ઊઠીને, રોજની વિધિથી પરવારીને તે શરીરે સુગંધી તેલ, અત્તર વગેરે લગાડતો, પુષ્પહાર પહેરતો, ઓઠ ઉપર રંગ લગાડતો અને નેત્રોમાં કાજળ આંજતો. તે પાન પણ ચાવતો. આવાં કાર્યો પતાવીને તે માલિશ કરાવતો અને સ્નાન કરાવતો. દર ત્રીજે દિવસે સાબુથી સ્નાન કરતો અને દર ચોથે દિવસે હજામત કરાવતો અને દસમે દિવસે વાળ કપાવતો. રોજ બે વખત તે ભોજન કરતો. બપોર પછી તે ગોષ્ઠીઓમાં જતો અને સાંજે સંગીત સાંભળતો. ત્યાર બાદ પ્રિયતમાઓની રાહ જોતો અથવા તેમને બોલાવવા જાતે જતો કે દાસીઓને મોકલતો તે વારંવાર સમાજ, ઘટા, ગોષ્ઠી અને ઉદ્યાનયાત્રાઓમાં ભાગ લેતો. કાવ્યની, સંગીતની અને બીજી હરિફાઈઓમાં તે ભાગ લેતો. ગોષ્ઠી કોઈ ગણિકાને ત્યાં ભરાતી. નાગરક આવી ગણિકા કે ગણિકાઓનાં ઘેરથી મોડી રાત્રે પાછો ફરતો. સામાન્ય માણસો સાથે તે અનેક ઉત્સવોમાં પણ ભાગ લેતો. આવા નાગરકનો સુન્દર દાખલો 'મૃચ્છકટિક'ના ચારુદત્તનો છે.

આવા નાગરકો માટે ઘરો, ઉદ્યાનો અને વિમાનો (સાત માળની હવેલીઓ)ની પણ સુંદર રચના કરવામાં આવતી. આવાં ઘરોમાં મણિભૂમી, પ્રવાલકુટ્ટિમ, મૃદ્વિકામંડપ, ધારાગૃહ, સંગીતશાલા, પ્રેક્ષાગૃહ અને ચિત્રશાલાઓની પણ યોજના કરવામાં આવતી. પુરુષો અને સ્ત્રીઓને માલિશ કરવા માટે રાખવામાં આવતાં એવો કામસૂત્રમાં, ઉલ્લેખ છે. સ્ત્રીઓ પોતાનાં કામપ્રેરક અંગો ઉપર, ખાસ કરીને સ્તનો ઉપર, ચંદનથી ચિત્રરતના બંધોનાં અંકનો દોરતી, અળતો લગાવતી, અંજન આંજતી અને ઓઠ તેમ જ ગાલ ઉપર લાલી લગાવતી. સ્વચ્છતા, નાજુક રસિકતા, શોભા અને ઉચ્ચ જીવન તરફનો આદર્શ આવા નાગરકજીવનનો આદર્શ હતો.

બીજી બાજુ ગામડાં, જીવન માટે અપૂરતાં સાધનોવાળાં હતાં. ગ્રામીણ પ્રજા શહેરના લોકો માટે ઉત્પાદન કરતી. ગ્રામપ્રજામાં વસતા બ્રાહ્મણો અને કવિઓ નિષ્કિંચન હતા. ઘણીવાર અત્યંત ભારે ગરીબાઈમાં તે જીવન પસાર કરતા. કોઈકવાર કોઈ રાજા કે ધનિક પાસેથી ધન મેળવવા તેઓ શહેરમાં આવતા. આમ ગ્રામીણ પ્રજાનું સામાન્ય જીવનધોરણ બહુ ઊંચું હતું એમ કહી શકાય નહિ. શહેરોમાં અનિષ્ટકારી તત્ત્વો ઠકુઓ, ધરફાડુ, ચોર વગેરે પણ હતા. શહેરી જીવનમાં કપટને પણ ઠીક ઠીક સ્થાન હતું. [ક્રમશઃ]

# ઇસ્કિલસકૃત 'એગેમેમ્નૉન'

ફીરોઝ કા. દાવર

[અંગ્રેજીના માનાર્હ અધ્યાપક અને ગુજરાત યુનિવર્સિટી માન્ય 'અંગ્રેજી અનુસ્નાતક કેન્દ્ર'ના વડા અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

જગતમાં કોઈ પણ નાટ્યવિહોણો દેશ શોધ્યો જડે એમ નથી, અને કોઈ પણ દેશની નાટ્યપ્રવૃત્તિ એવી નથી કે જેનું મૂળ ધર્મ કે ધાર્મિક વિચારમાંથી ઉદ્‌ભવ્યું ન હોય. પ્રાચીન ગ્રીસમાં પણ પ્રથમ તો નાટક એક ધર્મક્રિયા હતી; એનો હેતુ ભક્તિભાવ પોષવાનો હતો, મનરંજન કરવાનો નહિ. નાટક જોવા જનારને ખર્ચ થતો નહિ, અને મંદિરમાં જતા ભક્ત પેઠે તેને ટિકિટ લેવી પડતી નહિ. એમ્ફીથીએટર (ગોળાકાર ચઢતી બેઠકોવાળી રંગભૂમિ) સઘળી દિશાથી ખુલ્લી હતી, અને તેમાં ત્રીશ હજાર શ્રોતાઓનો સમાવેશ થઈ શકતો. તેમાં પરદા કે સીનરી (સ્થાનનું દૃશ્ય) જેવું કશું હતું નહિ. સૌ કોઈની નજરે પડાય તે માટે નટોને જાડાં વજનદાર વસ્ત્રોનું પરિધાન કરવું પડતું. તેથી તેમનાથી છૂટથી હલનચલન થતું નહિ, અને મૃત્યુ કે ખૂન જેવાં દૃશ્યો ભજવી શકાતાં નહિ. માત્ર એક સંદેશવાહક આવીને ખબર આપી જતો કે અમુક માણસનું ખૂન થયું છે. નાટકનો સમય પણ બહુ ટૂંકો રહેતો, અને તેથી વાર્તાનો અંતિમ ભાગ જ રજૂ થતો. સ્થળ પણ તે ટૂંકા સમયમા જેનું તે જ રહેતું અને તેમાં ફેરફાર થતો નહિ. આ કારણોને લઈને ગ્રીક નાટકો ઘણે ભાગે Unity of Time, Place and Action (સમય, સ્થળ અને વસ્તુની એકતા) વાળા નિયમને અનુસરતા. પાત્રો પણ જેવાં હતાં તેવાં જ રહેતાં, અને તેમની ખીલવણી થઈ શકતી નહિ. ટ્રૅજેડી (કરુણાંત નાટક)માં વિષયો ઘણે ભાગે પ્રાચીન દંતકથામાંથી લેવામાં આવતા; શ્રોતાઓ આ વિષયોથી પરિચિત હોઈ તેમનામાં 'હવે શું થશે?' એવી કુતૂહલવૃત્તિ જાગ્રત થતી નહિ.

પ્રાચીન ગ્રીક નાટકોમાં 'કોરસ' સૌથી અગત્યનો ભાગ ભજવતો. દેવની પ્રતિમા આસપાસ ઊભા રહી ભક્તિ કરનાર ભક્તમંડળનું નામ કોરસ. ધીમે ધીમે તેમાંથી એક પછી એક પાત્રો છૂટાં થવા લાગ્યાં, અને તે નટો કહેવાયાં. જેમ નટોની સંખ્યા વધી અને ધાર્મિક નાટક secularize (લૌકિક કે બિનમઝહબી) થતો ગયો તેમ કોરસની સંખ્યામાં અને તેના મહત્ત્વમાં પણ અવશ્ય ઘટાડો થયો. કોરસનું મંડળ વીસેક માણસોનું રહેતું; જો કે તે સૌના વતી એક જ વ્યક્તિ એક વચનમાં બોલતી અને સાધારણ જનસમાજના વિચારો રજૂ કરતી. આપણને જો નાટકની ફિલસૂફી કે નૈતિક બોધ જોઈતો હોય તો તે કોરસમાંથી મળી રહેતો; નાટ્યકારનો સંદેશ જોઈતો હોય તો તે પણ કોરસમાંથી મળતો. નાટકમાં વાર્તાનો અંતિમ ભાગ જ રજૂ થતો હોવાથી ભૂતકાળના પ્રસંગોનું જરૂરી જ્ઞાન પણ કોરસમાંથી જ મળતું. શ્રેષ્ઠ ગાયનો અને ઉત્તમ કાવ્યોના રસાસ્વાદનો અનુભવ પણ કોરસદ્વારા જ આપણને થતો.

આટલી માહિતી મેળવ્યા પછી આપણે ઇસ્કિલસ તરફ ફરીશું. ઇસ્કિલસ (ઈ. પૂ. ૫૨૫–૪૫૬) પ્રાચીન ગ્રીસના સુવર્ણ યુગમાં થઈ ગયો. તેણે સૈનિક તરીકે દેશની આઝાદીના જંગમાં ઈરાનીઓ સામે ભાગ લીધો હતો,

અને મેરેથૉનના યુદ્ધ (ઈ. પૂ. ૪૯૦)માં તેણે સારું પરાક્રમ દાખવ્યું હતું. તેણે નેવું નાટકો લખ્યા હતા જેમાંથી આજે માત્ર સાત જ જળવાયા છે. એ કરુણાંત નાટકોનો સર્જક મનાયો છે. કોરસમાંથી થોડાક નટો જુદા પાડી સંવાદ રચવાનો યશ તેને ફાળે જાય છે. તેણે તે સમયની સીનરી (સ્થળનું દૃશ્ય) અને વેશભૂષામાં નોંધપાત્ર ફેરફારો કર્યા. છૂટાં તરી આવે તેવાં વ્યક્તિગત પાત્રો અને સુરચિત વસ્તુગૂંથણી સૌથી પ્રથમ એનાં નાટકોમાં જોવા મળતાં. એની શૈલીમાં નૈસર્ગિક ભવ્યતા હતી; એની વાણીમાં એક યહૂદી પયગમ્બરમાં જોવામાં આવતાં પ્રૌઢતા અને ગાંભીર્ય હતાં. તે પ્રથમ પંક્તિનો કવિ પણ હતો, અને તેની ભાષામાં કુદરતી મૃદુતા, વક્તૃત્વછટા અને અલંકારો આપણને મળી શકે છે. તેનામાં ધાર્મિક જોશ હતો, ઝનૂન નહોતું. તે પરંપરાગત વિચારસરણીમાં માનતો, પરંતુ વહેમી ન હતો. પ્રારબ્ધ દ્વારા દેવો જે કરે છે તે ખરું જ કરે છે એવું પુરવાર કરવા તે મથતો; જો કે તેમ કરતાં કોઈકવાર તે ગૂંચવાઈ જતો. આવી પડેલાં સંકટ સામે ઇસ્કિલસ શૂરવીર પેઠે ટક્કર ઝીલતો; તેનો અનુગામી સૉફોક્લીસ ઈશ્વરપ્રણિધાન કેળવી દુઃખનું નિવારણ કરતો. તેની પછી થઈ ગએલા યુરિપિડિસે માનવો ઉપર જુલમની ઝડી વર્ષાવનાર ઈર્ષાળુ અને દયાહીન દેવદેવીઓ સામે ખુલ્લો બળવો પોકાર્યો. ઇસ્કિલસને છૂટાપણું પ્રિય છે. સૉફોક્લીસ ઈશ્વરી યોજના આગળ નમી પડે છે. યુરિપિડિસનું માનસ ક્રાંતિદ્વારા જ સત્યશોધન કરી શકે છે.

ઈસ્કિલસે "ઓરેસ્ટીયા" નામનું ત્રણ નાટકોનું એક જૂથ (Trilogy) રચ્યું છે. આ ત્રિપુટી "House of Atreus" (ઍટ્રીયસનો વંશવેલો)ના નામે વધુ જાણીતી છે. આ ત્રણ નાટકો છે—"Agamemnon" 'Libation bearers' (નિવાપાંજલિ અર્પનારી સ્ત્રીઓ) અને "Eumenides" (ગુનાની સજા કરનાર ભયંકર વિધાત્રી દેવીઓ). આપણને "ઍગેમેમનૉન" નાટક સાથે જ સંબંધ છે, પરંતુ તે જાણવા સારુ આપણને એની પૂર્વેની દંતકથા જાણવાની જરૂર છે, જોકે સૌ ગ્રીક શ્રોતાઓ તો એનાથી પરિચિત હતા જ. ઍગેમેમનૉનના પિતામહ પેલૉપ્સને બે પુત્રો હતા—ઍટ્રીયસ અને થીએસ્ટીસ. થીએસ્ટીસે ઍટ્રીયસની પત્નીને ફસાવી: ઍટ્રીયસે તેના વેરમાં થીએસ્ટીસને જમવા બોલાવી તેના જ પુત્રોનાં માંસનું તેને ભોજન કરાવ્યું. થીએસ્ટીસે જે ભયંકર શાપ દીધો તેનાથી ઍટ્રીયસ જ નહિ પણ તેનો પુત્ર ઍગેમેમનૉન અને તેનો પુત્ર ઓરેસ્ટિસ પણ હાલહવાલ થઈ ગયા.

આ ત્રણ નાટકોના સમૂહનો માત્ર એક જ મુખ્ય વિચાર છે—વેરની વસૂલાત. ઍગેમેમનૉનના ભાઈ મેનીલેયસની પત્ની હેલન જગતની સૌથી સ્વરૂપવાન સ્ત્રી મનાતી. ટ્રોયના રાજકુમાર પૅરિસે તેનું હરણ કર્યું હોવાથી બન્ને ભાઇઓ ટ્રોય સામે યુદ્ધે ચડયા. પરંતુ પ્રથમ તો આર્ટેમિસ (ડાએના) દેવીની અવકૃપાથી વહાણો આગળ જઈ શકયાં નહિ. કાલકાસ નામના એક જ્યોતિષીએ ભાખ્યું કે જો રાજા ઍગેમેમનૉન યજ્ઞમાં પોતાની પુત્રી ઈફિજેન્યાનો વધ કરે તો જ દેવીને સંતોષ થાય અને નૌકાસૈન્ય આગળ વધી શકે. અત્યંત કપાતે દિલે ઍગેમેમનૉને તે વધ કર્યો (જોકે દેવીએ છેલ્લી ઘડીએ કન્યાને બચાવી અદૃશ્ય કરી દીધી હતી.) ઍગેમેમનૉનની પત્ની ક્લીટમનેસ્ટ્રાએ જ્યારે પુત્રીવધની હૃદયભેદક વિગત જાણી ત્યારે પોતાના પતિ ઉપર વેર લઈ તેનું ખૂન કરવાનો દૃઢ નિશ્ચય કર્યો. ટ્રોયનું યુદ્ધ દસ વર્ષ સુધી ચાલ્યું અને તે સમયની ઍગેમેમનૉનની ગેરહાજરી દરમ્યાન ક્લીટમનેસ્ટ્રાએ ઈજિસ્થસ નામના માણસ જોડે પાપી જીવન ગાળ્યું. આ ઈજિસ્થસ થીએસ્ટીસનો પુત્ર હતો અને પોતાના કાકા ઍટ્રીયસે જે ગુનાહિત કૃત્ય કર્યું હતું તેનું વેર ઍટ્રીયસના પુત્ર ઍગેમેમનૉન ઉપર લેવા તે પણ તરસી રહ્યો હતો. આ રીતે થીએસ્ટીસના શાપની અસર શમી નહોતી; ગુનાનું પરિણામ વેર, અને વેર લેતાં બીજો ગુનો થતો. એમ ગુના અને વેરની વેલ સદા પાંગરતી જ રહી હતી.

છેક હવે "ઍગેમેમનૉન" નાટક શરૂ થાય છે. એક ચોકીદારે અમુક નિશાની જોઈ જાહેર કર્યું કે ટ્રોયનું યુદ્ધ પુરું થયું હતું. એક કાસદે આવી આ ખબરનું સમર્થન કર્યું; તેટલાં જ કાળનો કોળિયો થવા નિર્માએલ ઍગેમેમનૉને ટ્રોયના પરાજિત રાજા પ્રાયમની પુત્રી કેસેન્ડ્રા સાથે પ્રવેશ કર્યો. ઍગેમેમનૉને કેસેન્ડ્રાને પોતાની રખાત તરીકે લીધી છે તે જાણી રાણી ક્લીટમનેસ્ટ્રાના ધિક્કારની જ્વાલા વધુ ભડકી ઊઠી. આરગોસના વૃદ્ધજનોએ કોરસ તરીકે આવી અપશુકનિયાળ બાબતોનું

સૂચન કરી વાતાવરણ ડહોળાવી મૂકયું. કેસેન્દ્રા ઍપૅાલો દેવનો શાપ પામેલી હતી કે તે સદા સાચી ભવિષ્યવાણી ઉચ્ચારશે, પણ કોઈ તેનું માનશે નહિ. કેસેન્દ્રા ઍગેમેમનૉનના અને પોતાના ખૂન વિષે આગાહી કરે છે, પણ સૌ કોઈ તેના શબ્દોની અવજ્ઞા કરે છે. (પાંડુપુત્ર સહદેવને પણ શ્રીકૃષ્ણનો શાપ હતો કે તે પણ ભવિષ્યવાણી સાચી વદશે, પણ કોઈના પૂછ્યા વિના તે બોલી શકશે નહિ.) નિષ્ઠુર હૃદયની કલીટમનેસ્ટ્રા રાણી હસતે મુખે પતિને આવકારે છે, તેના સન્માનાર્થે રાતો ગાલીચો પાથરે છે, અને તેનો થાક ઉતારવા તેને સ્નાનગૃહમાં લઈ જાય છે, ત્યાં તેની ઉપર જાળી નાખી, તેની કતલ કરે છે. ઍગેમેમનૉનની મરતી વખતની ચીસ કોરસના વૃદ્ધજનો સાંભળે છે, પણ તેની મદદે દોડી જવાને બદલે પોતાનું સંભાષણ ચાલુ રાખે છે, જે અકુદરતી અને વિચિત્ર લાગે છે.

'ઍગેમેમનૉન' બહુ ટૂંકું માત્ર ૪૮ પૃષ્ઠનો નાટક છે અને તે અહીં પૂરો થાય છે, પણ થીએસ્ટીસનો શાપ હજુ પૂરો થયો નથી. ઍગેમેમનૉનનો પુત્ર ઓરેસટીસ હવે પિતાના ખૂની ઉપર વેર લેવા કટિબદ્ધ થાય છે, અને એ દુભાગી પુત્ર હવે માતૃવધ કરવાની પોતાની "પવિત્ર ફરજ" સમજે છે. માતૃવધ તે કતલ નહિ પણ એક આવશ્યક યજ્ઞ છે એમ એ માનતો થયો છે. કલીટમનેસ્ટ્રા દયા માટે કાકલૂદી કરે છે, પણ ઓરેસટીસ નિર્દયપણે તેની માનો અને તેના યાર ઈજિસ્થસનો વધ કરે છે. (એકવાર જમદગ્નિની પત્ની રેણુકા રાજા ચિત્રરથના સૌન્દર્યથી પ્રભાવિત થઈ: એ નઠારું કૃત્ય થયું માની લઈ જમદગ્નિએ ક્રોધે ભરાઈ પોતાના પુત્ર પરશુરામને માતૃવધ કરવાનો હુકમ કર્યો, અને આજ્ઞાંકિત પુત્રે તે કાર્ય બજાવ્યું પણ ખરું: પરંતુ જમદગ્નિએ પુત્રની ઇચ્છા સ્વીકારી મૃત પત્નીને સજીવન કરી, અને એ વાતનો અંત આવ્યો; પરંતુ ગ્રીક દંતકથાઓમાં છેક આવા ચમત્કારો થતા નહોતા, અને તેથી ખૂન અને વેરની પરંપરાનો વહેલો છેડો આવતો જ નહિ). માતૃવધ કર્યા પછી ઓરેસટીસ માનસિક અસ્વસ્થતા ભોગવી ગાંડો થઈ ગયો અને અનેક સ્થળે ભટકવા લાગ્યો. માનો ખૂની યા તો ગાંડો જ હોય, અને ન હોય તો ખૂન પછી અવશ્ય ગાંડો થાય એ દેખીતું છે. યુમેનાઈડિસ નામની સજા અને પશ્ચાતાપની ડાકણરૂપી દેવીઓ હવે તેને ભરખી ખાવા ધસે છે અને તેની નીંદર હરામ કરે છે. વળી કલીટમનેસ્ટ્રાનું પ્રેત તે દેવીઓને ઉશ્કેરે છે, અને ઓરેસટીસની પૂરી દુર્દશા થાય છે. છેવટે દેવી એથીને (મિનરવા, સરસ્વતી)ની મધ્યસ્થીથી મહામુસીબતે યુમેનાઇડિસ શાંત પડે છે, ઓરેસટીસનો ઉદ્વેગ નષ્ટ થાય છે અને હવે જ થીએસ્ટીસના શાપની અસર સંપૂર્ણપણે ટળે છે.

આ ત્રણ નાટકોના સમૂહનું મુખ્ય આકર્ષણ તે તેમનો નૈતિક બોધ છે. ક્રોધાગ્નિથી બળતા માનવીને જ્યારે વેર લેવાની ધૂન ચડે છે ત્યારે તે નથી જોતો મા કે બાપ, નથી દેખતો સગા કે સંબંધી, નથી સમજતો પાપ કે પુણ્ય, પણ પોતાનું ધાર્યું કાર્ય પાર ઉતારે છે ત્યારે જ જંપે છે. હિંસા, દ્વેષ અને ધિક્કારનો પ્રતિકાર જો એવા જ દુર્ગુણોથી થાય તો આગમાં ઘી હોમવાથી જેમ આગ વધે છે તેમ તે દુર્ગુણોમાં વધારો થાય છે, અને એ વિષચક્રમાંથી કેમે કરી છૂટાતું નથી. પરંતુ જો તેનો ઉત્તર અહિંસા, પ્રેમ અને ક્ષમાથી આપવામાં આવે તો આપોઆપ તે આગમાં જળ પડવાથી તે તરત શાંત થઈ જાય છે. "પવિત્ર ફરજ" પવિત્ર કાર્ય સારુ જ હોય છે, ક્રૂર કે દુષ્ટ કાર્યો કરવા માટે નહિ; દુષ્ટ કાર્યો કરવાની પોતાની "પવિત્ર ફરજ" માની લેવી એ માનવીની નરી મૂર્ખાઈ છે.

ગ્રીક લોકોની માન્યતા પ્રમાણે જ્યારે માનવી પુષ્કળ ધન અને સત્તા પ્રાપ્ત કરે છે ત્યારે તેનામાં hubris (અભિમાન) આવે છે, તેનુ મસ્તક ફરી જાય છે, અને તેથી તેનો નાશ થાય છે; તેથી દેવો ઈર્ષાળુ છે એવી વ્યર્થ માન્યતા તેઓમાં પ્રચલિત થઈ. દેવો મનસ્વી રીતે મનુષ્યનું પ્રારબ્ધ ઘડતા લાગે છે, માટે તેઓ સ્વચ્છંદી પણ કહેવાયા, જ્યારે ગ્રીકોની પોતાની Nemesis (પ્રતિફળ: ઈશ્વરી ન્યાયની દેવી)ની માન્યતા અનુસાર તો પાપી મનુષ્ય પોતે જ પોતાનાં દુઃખો માટે જવાબદાર ગણાઈ શકે. માનવી પાપ કરે પરંતુ દેવોએ તે આગળ રહીને કરાવ્યું એમ માની લઈ, એ પાપનો ટોપલો પણ ગ્રીકોએ દેવોને માથે ઢાલવ્યો. The fathers have eaten sour grapes and the children's teeth are set on edge" (વડીલોએ ખાટી દ્રાક્ષ ખાધી પરંતુ તેમનાં સંતાનોના દાંત ખાટા થયા.) બાઈ-

બલના "ઓલ્ડ ટેસ્ટામેંટ" (નવા કરાર)માં દર્શાવેલ આ સિદ્ધાંતનું ખુદ બાઈબલમાં જ બે ઠેકાણે ખંડન કરવામાં આવ્યું છે, અને માનવીને પોતાને જ પોતાના પાપ માટે જવાબદાર ગણ્યો છે. એમ છતાં વિજ્ઞાનના heredity (આનુવંશિકતા)ના નિયમાનુસાર પુત્રને પિતાના પાપનું દુઃખ કેટલેક અંશે ભોગવવું પડે છે, તે ના પાડી શકાતું નથી; જોકે આ સઘળા માટે ગ્રીકોએ તો દેવોને જ દોષિત ઠરાવ્યા છે. વ્યક્તિના પાપ સારુ તેનાં કુટુંબને વેઠવું પડે તેનું એક કારણ એ પણ આપી શકાય કે આજે જેમ સમાજનું એકમ વ્યક્તિ છે તેમ પ્રાચીન કાળમાં કુટુંબ મનાતું; અને એક વ્યક્તિ જો ગુનો કરે તો સમસ્ત કુટુંબને ગુનેગાર માની તેને સજા કરવામાં આવતી.

વળી ગ્રીકો પુનર્જન્મનો સિદ્ધાન્ત સ્વીકારતા નહિ, તેથી પાપની સજા વહેલે કે મોડે, જાણે કે અજાણે, ભોગવવી જ પડે છે, જેણે જે વસ્તુ વાવી તેને આ ભવે કે આવતા ભવે તે જ વસ્તુ લણવી પડે છે એ તેઓ સમજી શકતા નહિ. દુઃખ સહન કરનાર વ્યક્તિએ ગયા ભવમાં બીજાને દુઃખ દીધું હશે અને તેથી જ એ સજા ભોગવે છે એમ સમજી ન શકવાથી ગ્રીકોએ દેવોને નાહક દંડ્યા છે, અને તેઓ મનુષ્યો ઉપર યાતનાઓ વર્ષાવે છે અને આપણું દુઃખ દેખી દેવોને આનંદ થાય છે એવી વાહિયાત માન્યતા પણ ગ્રીકોમાં બંધાઈ. ઇસ્કિલસ ધાર્મિક માનસ ધરાવતો અને તે તત્ત્વજ્ઞ પણ હતો. દેવો જે કરે તે ખોટું ન જ હોઈ શકે, કેમકે દેવો મનુષ્યોના શત્રુઓ નથી એમ તે સમજતો: છતાં નિર્દોષ માનવીને દુઃખમાં સબડતો જોઈ એ દુઃખનું મૂળ શોધી શકતો નહિ, અને પુનર્જન્મના નિયમના જ્ઞાનના અભાવે અન્ય વિચારકો પેઠે તે માનસિક ગૂંચવણમાં પડી જતો, જોકે છેવટ સુધી ઈશ્વરના શાશ્વત ન્યાયમાંથી એની શ્રદ્ધા ડગી નહોતી.

મનુષ્યજીવનમાં કાર્ય કરી રહેલાં બે બળો—પ્રારબ્ધ અને પુરુષાર્થ—માંથી કયું વધુ પ્રબળ કહેવાય? પ્રાચીન ગ્રીકો પુરુષાર્થનું તત્ત્વ ગૌણ માની પ્રારબ્ધને જ અગત્યનું ગણતા. શેક્સપિયરના સમયમાં જે નાટકો લખાયાં તેમાં character is destiny (માનવીનું ચારિત્ર જ પ્રારબ્ધ ઘડે છે) એવી માન્યતા દૃઢ થઈ, અને પ્રારબ્ધનું તત્ત્વ ગૌણ થઈ પુરુષાર્થ પ્રકાશમાં આવ્યો. હાલમાં મનોવિજ્ઞાન નામનું એક નવીન શસ્ત્ર આપણા હાથે ચડ્યું છે, તે પ્રમાણે મનુષ્ય, બલકે તેનું મન, સૌ પાપ પુણ્યનું મૂળ મનાય છે. મનોવિશ્લેષણ કરતાં અજ્ઞાત ભાન (subconscious mind) સુધી પહોંચી તેને જ પાપ અને દુઃખનાં મૂળ તરીકે મનોવિજ્ઞાનીઓ સ્વીકારે છે. પુણ્ય અને પાપ, સુખ અને દુઃખનાં મૂળ દેવ છે કે મનુષ્ય, પ્રારબ્ધ છે કે પુરુષાર્થ – એ સનાતન કોયડો ઇસ્કિલસે છેડ્યો છે, અને આજ સુધી તે ચર્ચાતો આવ્યો છે, પરંતુ તેનો છેવટનો સંતોષકારક ઉકેલ હજી જગતને જડ્યો નથી.

*

# 'ઊરુભંગ'નો પરિચય

એ. જી. ભટ્ટ
[સંસ્કૃતના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

સંસ્કૃત સાહિત્યમાં નાટકકાર તરીકે ભાસનું સ્થાન અત્યંત ઉન્નત છે. મહાકવિ કાલિદાસે તેમના 'માલવિકાગ્નિમિત્ર' નાટકની પ્રસ્તાવનામાં ઉલ્લેખ કરેલા લબ્ધપ્રતિષ્ઠ નાટકકારોમાં તેનો પ્રથમ ઉલ્લેખ કર્યો છે. આ ઉપરથી કાલિદાસની પૂર્વે ઉચ્ચ કોટિના સમર્થ નાટકકાર તરીકે ભાસની કીર્તિ ચોમેર વિસ્તાર પામી હતી એ સ્પષ્ટ થાય છે.

ભાસની કૃતિઓનો અભ્યાસ કરનારને તેની નાટ્ય-કલાની ઊંડી સમજ માટે માન થયા વિના રહે તેમ નથી. તેણે રચેલાં રૂપકોમાં પાત્રો અને ઘટનાઓનું વૈવિધ્ય તેની મૌલિક સર્ગશક્તિની છાપ હૃદય પર પાડે છે.

ભાસે રચેલાં તેર રૂપકોમાંથી છ રૂપકોનું કથાવસ્તુ મહાભારતમાંથી લીધેલું છે અને 'ઊરુભંગ' તે છ રૂપકોમાંનું એક છે. સંસ્કૃત સાહિત્યશાસ્ત્ર પ્રમાણે રૂપકના જે દશ

પ્રકારો ગણવામાં આવે છે તેમાં 'વ્યાયોગ' અને 'ઉત્સૃષ્ટિકાંક' એવા બે પ્રકારોનો સમાવેશ થાય છે. એકમત પ્રમાણે 'ઊરુભંગ'ને 'વ્યાયોગ' તરીકે ગણવામાં આવે છે જ્યારે અન્ય મત પ્રમાણે તેને 'ઉત્સૃષ્ટિકાંક' તરીકે દર્શાવવામાં આવે છે.

'ઊરુભંગ' એક અંકવાળું રૂપક છે. અર્વાચીન સાહિત્યમાં પ્રચાર પામેલા 'એકાંકી નાટકો' (one-act-Plays'ના જેવી ઓછા સમયમાં ભજવાય તેવી મનોરંજક તે કૃતિ છે. 'વ્યાયોગ' અથવા 'ઉત્સૃષ્ટિકાંક'નાં લક્ષણો જોતાં 'ઊરુભંગ' કયા પ્રકારનું રૂપક છે એ નિર્ણય કરવો સહેલ નથી છતાં યુદ્ધોત્તર પરિસ્થિતિના વર્ણનમાંથી ઉદ્‌ભવ પામતું શોક અને ગ્લાનિનું વાતાવરણ, સ્ત્રીઓનો અશ્રુપાત અને વિલાપ, તેમાં થયેલું સ્થાયી કરુણ રસનું આલેખન અને ભીમ અને દુર્યોધનના ગદાયુદ્ધમાં દુર્યોધનના ઊરુભંગના પ્રખ્યાત પ્રસંગની રજૂઆત—આ બધા મુદ્દાઓ લક્ષમાં લેતાં 'ઊરુભંગ'ને ઉત્સૃષ્ટિકાંકના વર્ગમા મૂકવુ યોગ્ય લાગે છે.

ઊરુભંગની 'સ્થાપના'મા સૂત્રધાર કૌરવો અને પાંડવો વચ્ચે થયેલા સંગ્રામમાં ધૃતરાષ્ટ્રના પક્ષમાં દુર્યોધન જીવતો રહ્યો છે અને યુધિષ્ઠિરના પક્ષમા પાંડવો અને શ્રીકૃષ્ણ અવશેષ રહ્યા છે તથા ભીમ અને દુર્યોધનના યુદ્ધનો પ્રારંભ થતાં સૈનિકો રણાંગણમા પ્રવેશ્યા છે, એમ જણાવે છે. 'સ્થાપના' પૂરી થતા ત્રણ સૈનિકો પ્રવેશ કરે છે. તેઓ યુદ્ધમાં થયેલા સંહાર અને ભીમ અને દુર્યોધન વચ્ચે ચાલતા ગદાયુદ્ધનુ વર્ણન કરે છે. તેઓ તેમની વાતચીત દ્વારા ગદાયુદ્ધનું પરિણામ જણાવે છે કે કૃષ્ણે કરેલા ગુપ્ત સૂચનને અનુસરી ભીમે જાંઘ પર કરેલા ગદાપ્રહારથી દુર્યોધન ઢળી પડે છે અને યુદ્ધના નિયમનો ભીમે ભંગ કરેલો જોઈ બળદેવ અતિશય ગુસ્સે થાય છે. આ રીતે ત્રણ સૈનિકોની વાતચીત દ્વારા વિષ્કંભકમાં થઇ ગયેલી ઘટનાનું વર્ણન કરવામાં આવ્યું છે.

વિષ્કંભક પૂરો થયા પછી જે દૃશ્યની રજૂઆત કરવામાં આવી છે તે અત્યંત અસરકારક અને નાટ્યકલાની દૃષ્ટિએ સફળ છે. યુદ્ધના નિયમથી વિરુદ્ધ વર્તીને દુર્યોધનની જાંઘ પર ગદાનો પ્રહાર કરવાથી ભીમ પર ભારે ગુસ્સે થયેલા બલદેવને શાંત પાડવા દુર્યોધન જે વચનો બોલે છે તે વીરને છાજે તેવાં છે. તે બલદેવને કહે છે:

'जीवन्तु ते कुरुकुलस्य निवापमेघा।
वैरं च विग्रहकथाश्च वयं च नष्टाः॥

કૌરવકુળને નિવાપાંજલિ આપનારા તે પાંડવોરૂપી મેઘ ભલે જીવો. વેર, વિગ્રહની વાતો અને અમે નાશ પામ્યાં છીએ.

પાંડવોનો નાશ કરવા તત્પર થયેલા બલદેવને રોકવા તે આ રીતે દલીલ કરે છે:

'प्रतिज्ञावसिते भीमे गते भ्रातृशते दिवम्।
मयि चैवंगते राम विग्रहः किं करिष्यति॥

ભીમે જ્યારે તેની પ્રતિજ્ઞા પૂરી કરી છે, મારા સો ભાઇઓ સ્વર્ગમાં ગયા છે. અને હું આ સ્થિતિને પામ્યો છું ત્યારે હે બલરામ વિગ્રહ કરવાથી શું થશે?

'મારી સમક્ષ તને છેતરવામાં આવ્યો માટે મને ક્રોધ થયો છે' એમ જ્યારે બલદેવ કહે છે ત્યારે દુર્યોધન પૂછે છેઃ 'वंचित इति भवान् मन्यते।' આપ માનો છો કે હું છેતરાયો છું?

બલદેવ—'क. संशयः।' એમાં શો સંશય?

દુર્યોધન—'हन्त भोः। दत्तमूल्या इव मे प्राणाः।' 'ઓહો! મારા પ્રાણનું મૂલ્ય જાણે મને મળી ગયું.' આમ કહ્યા પછી દુર્યોધન સ્પષ્ટ દર્શાવે છે કે જેણે અનેક મહાન પરાક્રમો કર્યા છે એવા ભીમે જો તેને કપટથી જીત્યો હોય તો તે જીતાયો નથી. તે પોતાને 'निर्व्याजयुद्धप्रियः' (કપટ વિનાનું, પ્રામાણિક યુદ્ધ જેને પ્રિય છે એવો) કહે છે અને કૃષ્ણે ભીમની ગદામાં પ્રવેશ કરીને તેને મૃત્યુને સોંપી દીધો એમ જણાવે છે. આના પછી જે દૃશ્યની રજૂઆત થઈ છે તે અત્યંત કરુણ છે. હવે ધૃતરાષ્ટ્ર, ગાંધારી, દુર્યોધનની બે રાણીઓ અને તેનો પુત્ર દુર્જય પ્રવેશે છે. પોતાના પુત્રને છેતરીને આસન્નમૃત્યુની દશામાં મૂકી દીધો તેથી ધૃતરાષ્ટ્રને અસહ્ય આઘાત થયો છે. તે પોતે અંધ તો હતા જ પણ હવે પોતાને વધારે અંધાપો આવ્યો એમ અનુભવે છે. ધૃતરાષ્ટ્ર અને ગાંધારીને માટે જગત હવે સાચે જ અંધકારગ્રસ્ત બની જાય છે. દુર્યોધન પોતાની બે સ્ત્રીઓને રડતી સાંભળી કહે છે:

पूर्वं न जानामि गदाभिघात–
रुजामिदानीं तु समर्थयामि।
यन्मे प्रकाशीकृतमूर्धजानि
रणं प्रविष्टान्यवरोधनानि ॥

હું પહેલાં ગદાના આઘાતથી થયેલી પીડાને જાણતો ન હતો પણ હવે તો તેને અનુભવું છું કેમકે જેમણે તેમના કેશ ખુલ્લા રાખ્યા છે એવી મારી રાણીઓ સમરાંગણમાં પ્રવેશી છે.

પોતાનો એક પુત્ર જીવતો રહ્યો હતો તેના હાથે એક વાર પણ તર્પણ પામવા યોગ્ય પોતે ન રહ્યો એ વિચાર ધૃતરાષ્ટ્રને ભારે અસ્વસ્થ કરી મૂકે છે. પિતાને પગે પડવા માટે ઊઠવા જતાં દુર્યોધન પડી જાય છે અને પોતાની કમનસીબી જણાવે છે કે ભીમે તેના બન્ને સાથળો સાથે પિતાના ચરણોના વંદનને પણ હરી લીધું. મૃત્યુ સમીપ આવ્યું છે તેવી દશામાં પણ પુત્રસ્નેહ તેને બાળી મૂકે છે. તેનો પુત્ર દુર્જય તેના ખોળામાં બેસવા જાય છે. તેને તેમ કરતો અટકાવતાં તે જે વચનો બોલે છે તે ખરેખર મર્મભેદક છે. તે કહે છે:

त्यक्त्वा परिचितं पुत्र यत्र तत्र त्वयास्यताम्।
अद्यप्रभृति नास्तीदं पूर्वभुक्तं तवासनम्।

પુત્ર! આ પરિચિત ખોળાને ત્યાગી ગમે ત્યાં તું બેસ. પૂર્વે ભોગવેલું આ આસન આજથી તારું નથી.

માતૃવત્સલ દુર્યોધન ગાંધારીને એક વિનંતી કરે છે.

नमस्कृत्य वदामि त्वां यदि पुण्यं मया कृतम्।
अन्यस्यामपि जात्यां मे त्वमेव जननी भव ॥

તને નમસ્કાર કરીને કહું છું, કે જો મેં પુણ્ય કર્યું હોય તો બીજા જન્મમાં પણ તું જ મારી માતા થજે.

રડતી પત્નીને ક્ષાત્રધર્મનું સ્મરણ કરાવતાં તે કહે છે–'भर्ता ते न पराङ्मुखो युधि हतः किं क्षत्रिये रोदिषि। હે ક્ષત્રિયાણી! તારો પતિ યુદ્ધમાં પીઠ બતાવીને હણાયો નથી. (તો પછી) તું શાને રડે છે?'

મૃત્યુના મુખમાં પડેલા દુર્યોધનનું માનસપરિવર્તન દર્શાવવામાં આવ્યું છે. પોતાના પુત્ર દુર્જયને દુર્યોધન આવી શીખ આપે છે: 'મારા જેવી જ પાંડવોની શુશ્રૂષા કરજે. પૂજ્ય માતુશ્રી કુન્તીની આજ્ઞા પાળજે. અભિમન્યુની માતા અને દ્રૌપદી–એ બન્નેનું તારી માતાના જેવું જ સન્માન કરજે.' આના પછી, તેનો પિતા રણમાં તેના સમકક્ષની સાથે સામે મુખે લડતાં હણાયો છે એવું વિચારીને દુર્જયને શોક તજી દેવાનું કહી તે તેને સલાહ આપે છે: 'રેશમી વસ્ત્રથી આચ્છાદિત યુધિષ્ઠિરના લાંબા જમણા હાથને સ્પર્શ કરીને મારું નામ બોલાયા પછી પાંડવોની સાથે મને અંજલિ આપજે.'

આ સાંભળી બલદેવ બોલી ઊઠે છે: 'अहो वैरं पश्चात्तापः संवृत्तः। અહો! વેર પશ્ચાત્તાપમાં પરિણામ પામ્યું!' બલદેવનું આ વાક્ય સૂચક છે અને દુર્યોધનના હૃદયમાં પશ્ચાત્તાપ થયો છે એવો ભાવ તેથી પ્રગટ થાય છે.

હવે દૃશ્ય બદલાય છે અને અશ્વત્થામાં પ્રવેશે છે. અશ્વત્થામા દુર્યોધનને પૂછે છે: 'भोः कुरुराज किमिदम्। કુરુરાજ આ શું?' દુર્યોધન ઉત્તર આપે છે: 'गुरुपुत्र फलमपरितोषस्य। ગુરુપુત્ર! મારા અસંતોષનું ફળ!' દુર્યોધનના આ વચનથી સ્પષ્ટ થાય છે કે તેને તેની ભૂલ સમજાઈ છે. પાંડવોને પોતે પાંચ ગામ પણ આપવા તૈયાર થયો નહીં અને રાજ્યની અમર્યાદિત તૃષ્ણામાં જ રાચ્યો તેનું જ વિષમ ફળ તે પામ્યો છે, એવો સાક્ષાત્કાર તેને થાય છે.

પાંડવો સાથે કૃષ્ણને શસ્ત્રો વડે યુદ્ધમાં રોળી નાખવા તત્પર થયેલા અશ્વત્થામાને તે ધનુષ્ય ફેંકી દેવાનો આદેશ આપે છે. વિગ્રહનો હવે કાંઈ અર્થ રહ્યો નથી એમ તે આ રીતે દર્શાવે છે:

गतं धात्र्युत्सङ्गं सकलमभिषिक्तं नृपकुलं
गतः कर्णः स्वर्गं निपतिततनुः शन्तनुसुतः।
गतं भ्रातॄणां मे शतमभिमुखं संयुगमुखे
वयं चैवंभूता गुरुसुत धनुर्मुञ्चतु भवान् ॥

જેનો રાજ્યાભિષેક થયો છે, એવા સર્વે રાજાઓ ધરતીને ખોળે સૂતા છે. કર્ણ સ્વર્ગવાસી થયો છે અને શંતનુના પુત્ર ભીષ્મનું શરીર (રણમાં) પડી ગયું છે. મારા સો ભાઈઓ રણને મોખરે સામે મુખે લડતાં મરણ પામ્યા છે અને હું આ દશાને પામ્યો છું. ગુરુપુત્ર! તમારું ધનુષ્ય મૂકી દો.

દુર્યોધનના આવા પરિવર્તનથી આશ્ચર્ય પામેલા અશ્વત્થામા તેને કહે છે: "યુદ્ધમા કેશ પકડીને ગદાનો પ્રહાર કરતા ભીમે આજે તમારા બંન્ને સાથળોની સાથે ગર્વનું પણ હરણ કર્યું." આનો પ્રત્યુત્તર દુર્યોધનનો સ્વભાવ પ્રગટ કરે છે. તે કહે છે: 'ના, એમ ના કહો. માન એ જ રાજાઓનુ શરીર છે.[2] માનને અર્થે તો મેં યુદ્ધ કર્યું. જુઓ, ગુરુપુત્ર!

પૂર્વે દ્યૂતમાં દ્રૌપદીને તેના સુંદર કેશ હાથમાં પકડીને જે ખેંચી, વળી પુત્ર અભિમન્યુને તે બાળ હતો તો પણ રણને મોખરે જે મારી નાખ્યો, દ્યૂતના મિષે જીતાયેલા પાંડવો વનનાં પશુઓ સાથે અરણ્યમાં જે રહેવા ગયા (એની સરખામણીમાં) તું વિચાર કર, યુદ્ધમા દીક્ષિત થયેલા તેઓએ મારું દર્પહરણ ખરેખર ઓછુ કર્યું છે.'

દુર્યોધને ધનુષ્ય મૂકી દેવાનુ કહ્યું પણ અશ્વત્થામા તો તેને જણાવે છે કે રાત્રે યુદ્ધમાં પાડવોને બાળી મૂકવાની તેણે પ્રતિજ્ઞા લીધી છે. હવે તે બ્રાહ્મણ તરીકે માત્ર પોતાના વચનથી દુર્જયનો રાજ્યાભિષેક કરે છે, અને દુર્યોધન પોતે ધાર્યું હતુ તેમ થયું-એવા સંતોષ સાથે પ્રાણનો ત્યાગ કરે છે. તેને લઈ જવાને વીરવાહી વિમાન આવે છે એમ તેને લાગે છે અને તે સ્વર્ગે જાય છે. અને બલદેવ ભરતવાકય બોલે છે અને આ રૂપક સમાપ્ત થાય છે.

'ઊરુભંગ'મા દુર્યોધનના પાત્રનુ ચિત્રણ કરવામાં ભાસે પ્રશંસનીય કલાકૌશલ દર્શાવ્યુ છે. દુર્યોધન વીર, નિર્ભય અને સ્વમાની રાજા છે. ગદાયુદ્ધમાં તે "[1]શિક્ષાન્વિત"-કેળવાયેલો છે. યુદ્ધમાં કપટ તેને ગમતું નથી, અને તે પોતાને 'નિર્વ્યાજયુદ્ધપ્રિય' કહે છે. ગદાયુદ્ધના નિયમનો ભંગ કરી-સાથળ પર ગદાનો પ્રહાર કરી કપટનો આશ્રય લઈને તેને રણાંગણમાં પાડ્યો હોવાથી તે પોતાને જીતાયેલો માનતો નથી. તે છળથી જીતાયો છે માટે ખરેખર જીતાયો નથી, એમ માને છે. કૃષ્ણે ભીમની ગદામાં પ્રવેશીને તેને મૃત્યુના મુખમા હોમી દીધો છે એવું વિધાન કરીને તે એમ સૂચવતો લાગે છે કે જો કૃષ્ણ યુદ્ધભૂમિ પર ઉપસ્થિત ન હોત તો તેનું રણમાં પતન થાત નહિ. પોતે સામે મુખે લડતાં પડ્યો છે, યુદ્ધમા તેણે પાછી પાની કરી નથી, એનું તે ગૌરવ અનુભવે છે. આ વાત યાદ કરતી તે તેના પિતાને, માતાને, રાણીઓને અને પુત્રને શોક કરતાં અટકાવે છે. 'અભિમાન' એ રાજાનું સર્વસ્વ છે, એમ તે માને છે. માનને તે [2]રાજાનું શરીર ગણે છે. 'માનને માટે તો મેં યુદ્ધ કર્યું' એમ તે કહે છે.

દુર્યોધન માતૃવત્સલ, પિતૃવત્સલ અને પુત્રવત્સલ છે. પોતાની બન્ને રાણીઓ પ્રત્યે તેને હાર્દિક પ્રેમ છે. બન્ને સાથળ ભાંગી ગયા હોવાથી તે પિતાના ચરણોનુ વંદન કરી શકતો નથી તેનું તે ભારે દુઃખ અનુભવે છે. ગાંધારી જ્યારે પોતાને 'અભીતપુત્રપ્રસવિની-નિર્ભય પુત્રોને જન્મ આપનારી' તરીકે ઓળખાવે છે ત્યારે તે અપૂર્વ ગૌરવ અનુભવે છે અને આજે જ તેનો ખરેખરો જન્મ થયો એવો ભાવ તેનામાં જન્મે છે. તે બીજે જન્મે પણ ગાંધારી જ પોતાની માતા થાય એમ ઇચ્છે છે.

મૃત્યુનો સમય પાસે આવતાં દુર્યોધનના માનસમાં પરિવર્તન થાય છે. તેની વૈરની લાગણી શમી જાય છે. તે યુદ્ધ આગળ ચલાવવા માંગતો નથી. તે કહે છે: 'वैरं च विग्रहकथाश्च वयं च नष्टाः। વૈર, વિગ્રહની વાતો અને અમે-એ સર્વ નાશ પામ્યું છે'. પોતાના પક્ષના મહાન રાજાઓ મૃત્યુ પામ્યા છે, ભાઈઓ સ્વર્ગે ગયા છે અને પોતાની વિષમ દશા થઈ છે, એ બધું વિચારતાં હવે તેને યુદ્ધ નિરર્થક લાગે છે. સમીપ આવેલા મૃત્યુએ તેને શાંતિનો પાઠ શીખવ્યો છે.

તે પોતાના પુત્ર દુર્જયને પાંડવોની શુશ્રૂષા કરવાનો, કુન્તીની આજ્ઞા પાળવાનો અને સુભદ્રા તથા દ્રૌપદીનું સન્માન કરવાનો આદેશ આપે છે તે જોતાં તેના હૃદયમાં પરિવર્તન થયેલું જણાય છે. તેને પોતાના દોષ સમજાય છે,[3] પોતાની દુર્દશા થવાનું કારણ અસંતોષ છે-એમ દર્શાવી તે પોતાના દોષોનો એકરાર કરે છે. તેને પશ્ચાત્તાપ થયો છે. બલદેવ કહે છે તેમ 'વૈર પશ્ચાત્તાપમાં પરિણામ પામ્યું છે.' અશ્વત્થામાને પણ તે શસ્ત્રત્યાગ કરવાનુ કહે છે. આ બધુ તેનો વૈરાગ્નિ શમી ગયો છે અને તેને પશ્ચાતાપ થયો છે, એની પ્રતીતિ કરાવે છે.

---

૧ शिक्षान्वितो नरपतिर्बलवांश्च भीमः।

૨ मानशरीरा राजानः।

૩ गुरुपुत्र फलमपरितोषस्य।

દુર્યોધનના પાત્રનું આલેખન કરવામાં ભાસે અપૂર્વ કલાનૈપુણ્ય દર્શાવ્યું છે એમાં શંકા નથી. દુર્યોધનના ગુણો પ્રત્યે આકર્ષણ થાય એ રીતે તેનું ચિત્રણ થયું છે પણ તે સાથે એ ભૂલાવું ન જોઈએ કે સૂક્ષ્મતાથી જોતાં તેના અક્ષમ્ય દોષો પ્રત્યે ધ્યાન દોરાયા વિના રહેતું નથી. તેના ઉચ્ચ ગુણોનું અસરકારક દર્શન કરાવવાથી મહાભારતના દુર્યોધનથી આ એકાંકી રૂપકનો દુર્યોધન તદ્દન જુદો જ છે એવી પ્રતીતિ થતી નથી. આ એકાંકી વાંચવાથી જેણે પાંડવો પ્રત્યે અમાનુષી અસદ્વર્તન કર્યું હતું તે દુર્યોધન આ નહિ, એવી છાપ મન પર પડતી નથી. પરંતુ તે જ્યારે પોતે જ અશ્વત્થામાને કહે છે:[1] 'પૂર્વે દ્યૂતમાં દ્રૌપદીને તેના સુંદર કેશ હાથમાં પકડીને જે ખેંચી, વળી પુત્ર અભિમન્યુને તે બાળ હતો તો પણ રણને મોખરે જે મારી નાખ્યો, દ્યૂતના મિષે છતાયેલા પાંડવો વનના પશુઓ સાથે અરણ્યમાં જે રહેવા ગયા (એની સરખામણીમાં) તું વિચાર કર, યુદ્ધમાં દીક્ષિત થયેલા તેઓએ મારું દર્પહરણ ખરેખર ઓછું કર્યું છે' ત્યારે તો તેની દુષ્ટતા પ્રગટ થયા વિના રહેતી નથી અને તેણે પાંડવો પ્રત્યે જે અન્યાયભર્યું દુર્વર્તન કર્યું હતું તેનો ઉચિત જ બદલો તેના ઊરુભંગ દ્વારા તેને મળ્યો છે એમ લાગે છે. બીજું, ગુસ્સે થયેલા બલદેવને શાન્ત પાડતાં તે વૈર વગેરે નાશ પામ્યું છે, એમ કહે છે તેથી ગદાયુદ્ધમાં તેનું પતન થયું ન હતું ત્યાં સુધી તો વૈરનો અગ્નિ તેના હૃદયમાં સળગ્યા કરતો હતો એમ જણાય છે. આથી તે પાંડવો પ્રત્યે વૈરભાવ સેવતો હતો તે સ્પષ્ટ તરી આવે છે અને બલદેવની ઉક્તિદ્વારા ભાસે દર્શાવ્યું છે તેમ[2] 'વૈર પશ્ચાત્તાપમાં પરિણામ પામ્યું છે' તે જોતાં તેને પાંડવો પ્રત્યે રાખેલા વૈરભાવનો પસ્તાવો થયો છે. તે પોતે જ અશ્વત્થામાને જણાવે છે કે તેને પોતાના અસંતોષનું ફળ મળ્યું છે. તેને તેના દોષો સમજાય છે અને પસ્તાવો થાય છે તેથી તે દોષો તેનામાં હતા તો ખરા એવું સ્પષ્ટ પ્રતિપાદન થઈ જાય છે. તે અભિમાનને રાજાનું શરીર માને છે અને અભિમાનને માટે તો પોતે યુદ્ધ કર્યું એમ કહે છે. ભીમે તેના ગર્વનું હરણ કર્યું છે એમ અશ્વત્થામા કહે છે તેનો તે સ્વીકાર કરતો નથી. તે પોતાને[3] ('अभिमानदीप्तहृदयः') અભિમાનથી સંદીપ્ત હૃદયવાળો ગણાવે છે. અભિમાન અથવા દર્પને ગુણ તો ન જ ગણાય. કાલિદાસ તેના વિક્રમોર્વશીયમાં દર્શાવે છે તેમ[4] વિનમ્રતા પરાક્રમનું ભૂષણ છે. દુર્યોધન પરાક્રમી છે પણ અભિમાની છે, વિનમ્ર નથી અને યુદ્ધમાં પરાજીત થયો હોવા છતાં અભિમાનને ત્યાગી શકતો નથી કેમકે તે તેની પ્રકૃતિમાં ઊંડે પ્રવેશી ગયું છે અને તે અભિમાન તેના પતનનું કારણ બને છે, એમ જણાય છે.

આ રીતે જોતાં 'ઊરુભંગ'માં જેમ દુર્યોધનના પ્રશંસનીય ગુણોનું દર્શન થાય છે તેમ તેના નિંદાપાત્ર દોષોનું પણ સૂચન થાય છે. પાંડવો પ્રત્યે દર્શાવેલા અત્યંત અસભ્ય અને અનાર્ય વર્તનનો વિચાર કરતાં અને તેનામાં રહેલા વૈરભાવ, અપરિતોષ, અભિમાન – એ દોષો લક્ષમાં લેતાં તેને ઉદાત્ત ચારિત્ર્યવાળો (Noble character) કહી શકાય નહિ. તે પોતાના માતા, પિતા, પત્નીઓ અને મિત્રો પ્રત્યે હાર્દિક પ્રેમ અને મમત્વ ધરાવે છે, તે એક નિર્ભય વીર ક્ષત્રિય યોદ્ધો છે, એ તેના ઉચ્ચ ગુણોની જરૂર કદર કરવી ઘટે છે. તે ગુણો તેના પ્રત્યે આકર્ષણ પણ જન્માવે છે, પણ તેથી જે તેના અક્ષમ્ય દોષો છે તે ઉદાત્ત નાયકને છાજે તેવા તો નથી જ એવી અસર પણ પડ્યા વિના રહેતી નથી.

'ઊરુભંગ'માં દુર્યોધન છળથી જીતાયો છે અને કૃષ્ણે ભીમને ઈશારત ન કરી હોત તો દુર્યોધન કદાચ જીતાત નહિ એવી અસર થવાનો સંભવ છે. આથી ઉપલક દૃષ્ટિએ જોનારને તેના પ્રત્યે અનુકંપા થાય, સહાનુભૂતિ જન્મે એ સ્વાભાવિક છે, પણ જો સૂક્ષ્મતાથી અવલોકન કરવામાં આવે તો તેણે પાંડવો પ્રત્યે તેમને[5] લાક્ષાગૃહમાં રહેવા મોકલવા, દ્યૂતમાં છતી વનમાં મોકલવા વગેરે જે

१ यत्कृष्टा करनिग्रहाञ्चितकचा द्यूते तदा द्रौपदी
यद्बालोऽपि हतस्तदा रणमुखे पुत्रोऽभिमन्युः पुनः ।
अक्षव्याजजिता वनं वनमृगैर्यत्पाण्डवाः संश्रिता
नन्वल्पं मयि तैः कृतं विमृश भो दर्पोद्धृतं दीक्षितैः ॥
२ अहो वैरं पश्चात्तापः संवृत्तः ।

३ श्रान्तैरभिमानदीप्तहृदयो दुर्योधनो मे पिता ।
४ अनुत्सेकः खलु विक्रमालङ्कारः ।
५ आदीप्तानलदारुणाज्जतुगृहाद्बुद्ध्यात्मनिर्वाहिणा (श्लो. ३२)

કપટાચરણ કર્યું હતું તેનો યોગ્ય બદલો તેને મળ્યો છે, કાવ્ય-ન્યાય (Poetic Justice) મળ્યો છે, એવો ભાવ ઉત્પન્ન થયા વિના રહેતો નથી.

તેના મૃત્યુથી કોઈ આઘાતનો અનુભવ થતો હોય, ભય અને દયાની ભાવના પ્રગટ થતી હોય તેમ લાગતું નથી. ઊરુભંગ વાંચવાથી મહાભારતનો દુર્યોધન નજર આગળથી તદ્દન ખસી જતો નથી.

આ રીતે વિચારતાં 'ઊરુભંગ' એક કરુણાન્ત નાટક (Tragedy) છે અને દુર્યોધન તેનો નાયક છે એવું મંતવ્ય વાજબી લાગતું નથી.

ભાસે દુર્યોધનનું મૃત્યુ થતાં 'ઊરુભંગની' સમાપ્તિ કરી છે અને તેને મંચ પર મૃત્યુ પામતો બતાવ્યો છે પણ તેથી 'ઊરુભંગ'ની પાશ્ચાત્ય સાહિત્ય શાસ્ત્રના નિયમો પ્રમાણે જેને 'કરુણાન્ત નાટક' 'Tragedy' કહે છે એવા નાટક તરીકે ગણતરી કરવી એ વધારે પડતું લાગે છે.

*

# પંચવટી: એક અવલોકન

**રણધીર ઉપાધ્યાય**

[હિન્દીના અધ્યાપક, એલ ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

કેળવણીનો મૂળભૂત હેતુ મનુષ્યજીવનનું સર્વાંગી ઘડતર અને ચણતર કરવું એ છે. મનુષ્યમા જે સ્વત્વ અને સત્ત્વ રહેલું છે, જે આધ્યાત્મિકતા રહેલી છે, તેનો આવિષ્કાર કરવાનું, તેને પ્રગટ કરવાનું મહાન કાર્ય કેળવણી કરે છે. પ્રાકૃત અવસ્થામાંથી 'સંસ્કૃત' અવસ્થા પામવાનો સુયોગ કેવળ કેળવણી દ્વારા જ શક્ય બને છે. આવી કેળવણી આપવાનું પવિત્ર કાર્ય આપણી યુનિવર્સિટીઓ—વિદ્યાપીઠોએ કરવાનું હોય છે. દરેક વિદ્યાપીઠનું અંતિમ ધ્યેય જ્ઞાન અને વિજ્ઞાનની વિવિધ શાખાઓ દ્વારા ઉપર દર્શાવેલ સાધ્યને સાકાર કરવાનું છે. યુનિવર્સિટીનું શિક્ષણ, કેળવણી મેળવેલ યુવક કે યુવતી અંતે તો આત્મતત્ત્વને ઓળખે, પોતાની આસપાસની પ્રકૃતિને તથા સમસ્ત વિશ્વને ઓળખે અને સૌના પારસ્પરિક રાગાત્મક સંબંધને અનુભવે—એ જ પ્રથમ અને પ્રમુખ પ્રયોજન છે. આ ગંભીર પ્રયોજન સિદ્ધ કરવા સારુ જ યુનિવર્સિટીઓએ પોતાના બધા જ પાઠ્યક્રમ ગોઠવવાના હોય છે—અને વિદ્યાર્થીઓના જીવનમાં પ્રાધ્યાપકો, પુસ્તકાલયો તથા પ્રયોગશાળાઓ વડે જ્ઞાન-વિજ્ઞાનનો પ્રકાશ ફેલાવવાનો હોય છે.

આ જ્ઞાન-દાનનું કાર્ય યુનિવર્સિટીઓમાં બે મોટા વિભાગોમાં વહેંચાએલું છે. (૧) માનવવિદ્યા (હ્યુમેનિટીઝ) અને વિજ્ઞાન (સાયન્સેઝ). માનવીની ચેતનાને પ્રગટાવવા અને પામવાનું કામ માનવ-વિદ્યા-શાખાઓના જ્ઞાન દ્વારા સંભવે છે અને વિજ્ઞાનનો અભ્યાસ બાહ્ય વિશાળ પ્રકૃતિનાં સત્યોને સમજવાનુ સાધન બને છે. આમ બન્ને વિદ્યાશાખાઓના અભ્યાસથી આંતર-બાહ્ય જગતનું સૂક્ષ્મ અને સમગ્ર જ્ઞાન પ્રાપ્ત થાય છે અને તેથી જીવન તેમજ સમાજમાં સંવાદિતાની સૃષ્ટિ સંભવે છે. સંવાદિતામાં જ શાશ્વત સુખ, શાંતિ અને સમૃદ્ધિ છે.

આજનો યુગ 'વિશેષજ્ઞતા' (સ્પેશ્યલાઈઝેશન)નો છે. ગમે તે એક વિષયમાં નિષ્ણાત થવા માટે પ્રત્યેક વ્યક્તિ મથે છે. આમાં દેખીતી રીતે તો કશું ખોટું લાગતું નથી. પણ હકીકતમાં થાય છે એવું કે 'સ્પેશ્યલાઇઝ્ડ્' થવાની મથામણમાં વિદ્યાર્થીનું જીવન એકાંગી અને જ્ઞાન એકદેશીય બની જાય છે. જ્ઞાન-વિજ્ઞાનની અન્ય શાખાઓથી સાવ અપરિચિત એ વિદ્યાર્થી પેલા 'સાત આંધળાઓ અને એક હાથી'ના કિસ્સાની જેમ જીવનના અર્ધ સત્ય કે અલ્પ સત્યને સંપૂર્ણ સત્ય માની બેસે છે. પરિણામે વિસંવાદિતા અને વિચ્છેદ જન્મે છે. જે અંતે વ્યષ્ટિ અને સમષ્ટિને વિનાશને પંથે દોરે છે. આજે આપણા સમાજ-જીવનમાં આ ભીતિ જન્મી છે. આને દૂર કરવા સારુ આપણી ગુજરાત યુનિવર્સિટીએ 'સામાન્ય શિક્ષણ' (જનરલ-એજ્યુકેશન)નો નવો અભ્યાસ-

ક્રમ દાખલ કર્યો છે. તેમાં એવી વ્યવસ્થા છે કે માનવ-વિદ્યા-શાખાઓનો વિદ્યાર્થી વિજ્ઞાનનું સામાન્ય જ્ઞાન મેળવે અને વિજ્ઞાનનો વિદ્યાર્થી માનવવિદ્યા-શાખાઓના વિષયોથી પરિચિત બને. આ રીતે યુનિવર્સિટીની બધી જ વિદ્યાશાખાઓના બધા જ વિદ્યાર્થીઓ જ્ઞાન-વિજ્ઞાનના સૌ વિષયોના પ્રવાહોથી પરિચિત થઇ પોતાના જીવનમાં સંવાદિતાનો અનુભવ કરે. જીવનનું સાફલ્ય સંવાદિતાની સાધનામાં જ રહેલું છે.—ર. ઉ.]

માનવ આત્માનું સૌન્દર્ય સાહિત્યમાં અભિવ્યક્ત થાય છે. મનુષ્યમાં જે કંઈ સુંદર છે, સાત્વિક છે, આધ્યાત્મિક છે, અકૃત્રિમ છે તે બધું સાહિત્યમાં અવતરે છે. સાહિત્યમાં સૌના હિતનો સૌના કલ્યાણનો ભાવ રહેલો છે. તે બધા વર્ણો, વર્ગો, વાદો અને વિવાદોથી પર રહી સૌ કોઇને 'આનંદ' આપે છે. સાહિત્ય-સર્જન એ અત્યંત પવિત્ર કાર્ય છે. સાહિત્ય-સાધના એ ઉચ્ચ કક્ષાની સાત્ત્વિક, અલૌકિક સાધના છે. આપણે ત્યાં સાહિત્યદ્વારા પ્રાપ્ત થતા આનંદને બ્રહ્માનંદ સહોદર આનંદ ગણવામાં આવ્યો છે–અને કાવ્યરસને रसो वै सः કહી બ્રહ્મના સમકક્ષ મૂકવામાં આવ્યો છે. આમ ભારતીય તત્ત્વચિન્તનમાં સાહિત્યસાધનાને આધ્યાત્મિક, અપાર્થિવ પ્રવૃત્તિ તરીકે બિરદાવવામાં આવી છે.

આવી પ્રવૃત્તિથી યુનિવર્સિટીની બધી જ જ્ઞાન–વિજ્ઞાનની વિદ્યા-શાખાઓના વિદ્યાર્થી પરિચિત થાય, તેમનામાં સાત્ત્વિક સૌન્દર્ય-બોધ પ્રગટે, તેઓ રસોપલબ્ધિ કરે એ હેતુથી નવા ત્રિવર્ષીય પદવી અભ્યાસક્રમના 'સામાન્ય શિક્ષણ' વિષયમાં પ્રશિષ્ટ સાહિત્યકૃતિઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. સંસ્કૃત કવિ ભાસકૃત 'ઉરુભંગ'નો ગુજરાતી અનુવાદ, ગ્રીક નાટ્યકાર એસ્કિલેસના નાટક 'એહમેમનન'નો અંગ્રેજી અનુવાદ અને હિન્દી કવિ મૈથિલીશરણ ગુપ્તકૃત ખંડકાવ્ય 'પંચવટી', આ ત્રણ સાહિત્યકૃતિઓને પાઠ્યપુસ્તકો તરીકે મુકરર કરવા પાછળ એ શુભ પ્રયોજન છે કે આ સાહિત્ય ગ્રન્થોના અભ્યાસ વડે સૌ વિદ્યાર્થી જગતની બે મહાન સાહિત્ય-ધારાઓના નિકટ સંપર્કમાં આવે, અને તદુપરાંત આપણા દેશની રાષ્ટ્રભાષાની એક ઉત્તમ કૃતિથી પણ પરિચિત થાય. આ રીતે સમગ્ર દૃષ્ટિએ સાહિત્યનું અનુશીલન કરી માનવજીવનનાં મૂલ્યો યથાર્થતઃ સૌ વિદ્યાર્થી સમજે અને સંવાદી તેમજ સંતુલિત જીવન જીવે એ ઉચ્ચાદર્શ આ નવીન પાઠ્યક્રમ પાછળ રહેલો છે. મારો સંબંધ અત્રે 'પંચવટી'ના વિવેચન પૂરતો મર્યાદિત છે તેથી અન્ય બે કૃતિઓનો નામોલ્લેખ પર્યાપ્ત ગણાશે.

રામકથાશ્રિત કાવ્યપરંપરાનો સ્રોત 'આદિ કવિ' વાલ્મીકિની અમરકૃતિ રામાયણથી પ્રવાહિત થયો છે. આ મહાકાવ્યની કલાત્મક વસ્તુ-ગૂંથણી, ભવ્ય પાત્રયોજના, ઉદાત્ત કલ્પના અને ગંભીર ચિંતન–આ બધાએ વિભિન્ન ભારતીય ભાષાઓના અનેક કવિઓને અનેકાનેક કાવ્યોની સૃષ્ટિમાં પ્રવૃત્ત કર્યા છે. 'વાલ્મીકિ રામાયણ'માં રામની મુખ્ય ઘટનાની સાથે કેટલીક ગૌણ ઘટનાઓનું વર્ણન કરવામાં આવ્યું છે. રામના વનવાસ-કાળ દરમિયાન ઉદ્‌ભવેલી ઘટનાઓમાં શૂર્પણખા-આખ્યાન સૌથી વધારે મહત્ત્વ ધરાવે છે. રામ અને લક્ષ્મણદ્વારા અપમાનિત શૂર્પણખાને લીધે રાવણ સીતાનું હરણ કરે છે. શૂર્પણખાનું વિકલાંગ, વિરૂપ થવું એ જ રાક્ષસ-સંસ્કૃતિનું પતનનું મૂળ કારણ બને છે અને અંતે રાક્ષસ-સંસ્કૃતિ અસ્ત પામે છે અને આર્ય-સંસ્કૃતિના સૂર્યનો ઉદય થાય છે. શૂર્પણખાના અતિ પ્રખ્યાત આખ્યાનના આધારે કવિશ્રી મૈથિલીશરણ ગુપ્તે 'પંચવટી' ખંડકાવ્યની રચના કરી છે. કામાતુર શૂર્પણખાના પ્રેમ-પ્રસ્તાવને ઠોકરે મારી ક્રુદ્ધ લક્ષ્મણ તેનાં નાક-કાન કાપી નાખે છે. આ એક જ વાક્યમાં પંચવટીનું વસ્તુ કહી શકાય તેમ છે. આ નાનકડી ઘટનાને કવિએ પોતાની કલ્પના, ભાવના, આદર્શ વગેરેના રંગોથી રંગી આકર્ષક તેમજ આસ્વાદ્ય બનાવી છે. એ જ સાચા કવિનું કલા-કૌશલ છે.

શૂર્પણખાના આ આખ્યાનને સંસ્કૃતમાં અધ્યાત્મ રામાયણ, રઘુવંશ વગેરેમાં કાવ્યાત્મક રૂપ આપવામાં આવ્યું છે. વળી હિન્દીમાં પણ તુલસીકૃત રામાયણ, કેશવકૃત રામચંદ્રિકા ઈત્યાદિમાં આ પ્રસંગ મળે છે. પરંતુ આ બધી જ કૃતિઓ કરતાં કંઈક વિશિષ્ટ દૃષ્ટિબિન્દુ મૈથિલીશરણ ગુપ્તે 'પંચવટી'માં અપનાવ્યું છે. તેમણે આમાં પ્રાચીન કથાને નવીનતાના પરિવેશમાં રજૂ કરી સાંપ્રત પ્રશ્નોનું નિરૂપણ કર્યું છે–અને તેથી જ

તેમાં રસાત્મકતાનો અભાવ વરતાતો નથી.

રાત્રિનો સમય છે. ચોમેર જ્યોત્સ્નાનો પ્રકાશ પ્રસરેલો છે. પંચવટી પ્રદેશ શાંત, નિસ્તબ્ધ અને નિર્જન છે. આવા રમણીય વાતાવરણનું 'પંચવટી' ખંડકાવ્યમાં આરંભમાં જ કવિએ આલેખન કર્યું છે.

चारु चन्द्र की चंचल किरणें
खेल रही हैं जलथल में
स्वच्छ चाँदनी बिछी हुई है,
अवनि और अंबरतल में।

સુંદર પર્ણકુટીની સામે સ્વચ્છ શિલા પર ધનુર્ધારી લક્ષ્મણ પહેરો ભરે છે. કવિએ અહીં પ્રસંગોપાત લક્ષ્મણના તન અને મનના સૌન્દર્યનું પણ વર્ણન કર્યું છે, અને તેની સાથે જ તેમની કર્તવ્યપરાયણતાની મુક્ત કંઠે પ્રશંસા કરી છે. લક્ષ્મણ આ એકાંત-પ્રદેશમા એકલા બેઠા છે. તેઓ પ્રકૃતિનુ સૌન્દર્ય નીરખે છે અને પોતાના મનની સાથે વાતો કરે છે.

'तेरह वर्ष व्यतीत हो चुके,
पर है मानो कल की बात'

એમ કહીને પોતાના અતીતને સ્મરે છે અને ભવિષ્ય વિષે કલ્પના કરે છે. ત્યાં વળી એમને પોતાની પ્રિય પત્ની ઊર્મિલાનું સ્મરણ થાય છે જે અયોધ્યામાં વિયોગાવસ્થા ભોગવે છે.

बेचारी ऊर्मिला हमारे
लिए व्यर्थ रोती होगी,
क्या जाने वह, हम सब बन में
होंगे इतने सुख भोगी?

આ ઉદ્‌ગારોની સાથે લક્ષ્મણ આંખો બંધ કરે છે. એક જ ક્ષણમાં જ્યારે ઉઘાડે છે ત્યારે એક 'અનુપમ રૂપ' અને 'અલૌકિક વેષ'વાળી નારી તેમની સમક્ષ ઊભી દેખાય છે. આમ કવિએ અત્યંત નાટ્યાત્મક રીતે શૂર્પણખાનો પંચવટીની રંગભૂમિ ઉપર પ્રવેશ કરાવ્યો છે, જે કવિની કારયિત્રી પ્રતિભાનો સારો પરિચય કરાવે છે. શૂર્પણખા 'હાસ્યવદની બાળા' છે, રત્નાભૂષણથી મઢાએલી છે, પણ તેની આંખોમાં અતૃપ્ત વાસના ડોકિયાં કરે છે. લક્ષ્મણ આ અપરિચિત નવયૌવના લલનાને પોતાની સમક્ષ ઊભેલી જોઈ વિસ્મિત થઈ જાય છે, અવાક્ બની જાય છે. ત્યારે એ રમણી જ સૌ પ્રથમ પોતાના હર્ષોદ્‌ગાર કાઢે છે અને તેમની સાથે લગ્નસંબંધ બાંધવાનો પોતાનો ઈરાદો જાહેર કરે છે. લક્ષ્મણ તરત કહે છે.

'पाप शांत हो, पाप शांत हो,
कि मै विवाहित हूँ बाले!'

ત્યારે શૂર્પણખા પ્રશ્ન કરે છે:

पर क्या पुरुष नहीं होते हैं
दो दो दाराओं वाले?'

આમ બન્ને વચ્ચે સંવાદ ચાલે છે. ગુપ્તજીએ આ સંવાદમાં પોતાની ઉત્કૃષ્ટ અભિવ્યંજના શૈલીનો ઉપયોગ કર્યો છે. લક્ષ્મણના ઉજ્જ્વળ ચારિત્ર્યનો અને પ્રમદાના પ્રપંચનો પણ સારો એવો પરિચય અહીં ભાવકને મળે છે. જ્યારે આ તર્ક-વિતર્ક ચાલે છે ત્યારે પંચવટીની કુટીના દ્વાર ઉઘાડી સીતા ત્યાં પ્રવેશે છે અને

'देवर, तुम कैसे निर्दय हो,
घर आये जन को अपमान!'

આમ કહી તેઓ લક્ષ્મણની મશ્કરી કરે છે. પેલી કામાતુર કામિનીને આશ્વસ્ત કરે છે. ત્રણે વચ્ચે થોડો વાર્તાલાપ ચાલે છે ત્યાં રામનું આગમન થાય છે. રામનું સુંદર વ્યક્તિત્વ જોઈ શૂર્પણખા તેમને જ વરે છે.

पहनो कान्त, तुम्हीं यह मेरी
जयमाला – सी वरमाला।

આમ કવિવર મૈથિલીશરણે શૂર્પણખાનું વિચિત્ર, વિશિષ્ટ તેમજ વિકારયુક્ત વ્યક્તિત્વ ઉપસાવ્યું છે. તેની વાણી, વ્યવહાર અને વિચારમાં નવા યુગની બાળા (modern girl)ની ખાસિયતો નજરે ચઢે છે. આમાં પશ્ચિમના સ્વૈરવિહારમાં રાચતી આધુનિક ભારતીય રમણીઓની ટીકા કરવામાં આવી હોય એમ લાગ્યા વિના રહેતું નથી. આજની શહેરી સંસ્કૃતિમાં રાચતી અને સિનેમાની નટીઓની કઢંગી નકલ કરતી આપણી

'બાળાઓ'નાં વસ્ત્રાભૂષણ, વર્તન વગેરેને લીધે આજનો કયો વિચારક ચિંતિત નથી ?

જ્યારે શૂર્પણખા રામ અને લક્ષ્મણ બન્ને દ્વારા તિરસ્કૃત થાય છે ત્યારે તેનું અત્યાર સુધીનું 'અતિ રમ્ય રૂપ' ક્ષણમાં જ 'વિકટ વિકરાળ' બની જાય છે. લક્ષ્મણ તેની વિકૃત મનોવૃત્તિથી કંટાળેલા તો છે જ; આ આકસ્મિક પરિવર્તનથી ક્રોધી બની તેઓ તેનાં નાકકાન કાપી નાખે છે, તેને કુરૂપ બનાવે છે. લોહી વહેવડાવતી, રોતી, ચીસો પાડતી, ધૂળ ઉડાડતી શૂર્પણખા ત્યાંથી ભાગી જાય છે. આમ શૂર્પણખાના પ્રસ્થાનની સાથે જ પંચવટીના કથાપ્રસંગનો અંત આવે છે.

'પંચવટી' એક ખંડકાવ્ય છે. પરંપરાગત સંસ્કૃત ખંડકાવ્યનાં કેટલાંક વિશિષ્ટ લક્ષણ આમાં સમાવિષ્ટ થયાં છે: મંગલાચાર, ઇતિહાસપ્રસિદ્ધ કથાવસ્તુ, ધીરોદાત્ત નાયક, પ્રકૃતિવર્ણન, સુખમાં પર્યવસાન ઇત્યાદિ ખંડકાવ્યનાં તત્ત્વો આ કૃતિમાં જળવાયાં છે. પણ પ્રસંગોપાત્ત કવિએ તેમાં છૂટછાટ પણ લીધી છે. આ કૃતિમાં કુલ ચાર પાત્ર છે: રામ, લક્ષ્મણ, સીતા અને શૂર્પણખા. લક્ષ્મણને નાયકત્વ અર્પવામાં આવ્યું છે. લક્ષ્મણના પાત્ર દ્વારા કવિએ પોતાના વિચારો અને આદર્શો રજૂ કર્યા છે. સેવા, શ્રમ, સ્ત્રી-જીવન, કુટુંબજીવન વૈયક્તિક ચારિત્ર્ય, પ્રેમ, વાસના ઇત્યાદિ વિષે ગુપ્તજીએ મનનીય વિચાર અહીં રજૂ કર્યો છે. મૈથિલીશરણ મૂળે ગાંધીવાદી, સુધારવાદી કવિ છે. તેઓ પોતાના કાવ્યસર્જનમાં મમ્મટે દર્શાવેલો પ્રયોજન 'कान्ता सम्मित तयोपदेशयुजे' સદૈવ પોતાની દૃષ્ટિ સમક્ષ રાખે જ છે. પંચવટીમાં સર્વત્ર એમનાં રાજકીય, સામાજિક તેમજ વૈયક્તિક જીવન વિષેના આદર્શ પ્રગટ થયા છે.

રાત્રિના શાંત વાતાવરણમાં શિલા પર બેસી પહેરો ભરતા લક્ષ્મણ 'રામરાજ્ય' વિષે વિચારે છે. 'રામરાજ્ય'માં કોઈ પણ જાતના બંધન હોતાં નથી. રામના રાજ્યમાં તો 'सब स्वच्छन्द विहरते हैं।' અને 'सिंह और मृग एक घाट पर आकर पानी पीते हैं।' આવા રામરાજ્ય માટે સૌએ વધારેમાં વધારે ભોગ આપવાનો હોય છે. આવા રાજ્યની સ્થાપના માટે સર્વસ્વના ત્યાગનો આદર્શ દૃષ્ટિ સામે રાખવાનો હોય છે. પણ આજે તો સૌ રાજ્ય-સત્તા માટે પ્રપંચ, પાપ અને અપવિત્ર કૃત્ય કરે છે. આવી સ્થિતિથી જાણે લક્ષ્મણ પોતે વિક્ષુબ્ધ બની ગયા હોય તેમ કહે છે–

एक राज्य का मूढ़ जगतने
　　　कितना महा मूल्य रक्खा,

રાજ્ય પ્રાપ્તિ માટે આટલી બધી ખટપટ શા માટે ?

होता यदि राजत्व मात्र ही
　　　लक्ष्य हमारे जीवन का,
तो क्यों अपने पूर्वज उसको
　　　छोड़ मार्ग लेत वन का?

આ રીતે કવિએ સત્તા-લોલુપતાની નિંદા કરી છે.

ગુપ્તજી માનવતાના ઉપાસક છે, ભૂતદયાના આગ્રહી છે, સર્વ પ્રાણીઓ પ્રત્યે સમભાવ સેવનારા છે. તેઓ 'મનુષ્યતા' ને 'સુરત્વ'ની જનની માને છે. પણ તેની સાથે જ પતિત માનવીને પશુપક્ષીઓ કરતાં પણ નિમ્ન ગણી તિરસ્કારે છે. આ દેશના આદિવાસીઓને 'સંસ્કારી' સમાજ નીચ કહે છે. એ પ્રત્યે નાપસંદગી વ્યક્ત કરતાં લક્ષ્મણ વડે ગુપ્તજી કહે છે:

इन्हें समाज नीच कहता है,
　　　पर हैं ये भी तो प्राणी,
इनमें भी मन और भाव हैं,
　　　किन्तु नहीं वैसी वाणी।

કવિશ્રીએ હરિજનો પ્રત્યેનો પ્રેમ અત્રે પ્રગટ કર્યો છે.

માનવીનું જીવન ત્યારે જ સુંદર અને ઉજ્જ્વળ બને છે જ્યારે વધારેમાં વધારે આદર્શ–નિષ્ઠા અને કર્તવ્ય-પરાયણતા અપનાવવામાં આવે છે. 'જીવન સુમન' કષ્ટ રૂપી કંટકોમાં જ ખીલે છે અને અંતે ગૌરવ-ગંધ સર્વત્ર પ્રસારે છે. આવા જીવનમાં પુરુષાર્થનો અને સ્વાવલંબનનો ભારે મહિમા રહેલો છે. મનમાં સંતોષ અને શાંતિનો સાત્ત્વિક ભાવ કેળવી જે મનુષ્ય નિરંતર શ્રમની સાધના કરે છે તે જ અંતે જીવન-સાફલ્યનો આનંદ પામે છે. આમ કવિનું જીવનચિંતન 'પંચવટી'માં વિવિધ પાત્રો દ્વારા અભિવ્યક્ત થયું છે.

'પંચવટી' ઉત્કૃષ્ટ કલાકૃતિ છે. માનવમનના વિભિન્ન આંદોલનોનું અત્યંત સૂક્ષ્મ અને સચોટ નિરૂપણ કરવામાં કવિને સંપૂર્ણ સફળતા સાંપડી છે. 'પંચવટી'નું પ્રકૃતિચિત્રણ પણ ખૂબ મનહર અને મનભર છે. શૂર્પણખાનું સ્વચ્છંદી વ્યક્તિત્વ ખરેખર 'આકર્ષક' છે. લક્ષ્મણ સીતાનો પારસ્પરિક નિર્મળ સંબંધ આજના દિયરભાભીના મધુર સ્નેહસંબંધનું સ્મરણ કરાવે છે. સીતાની વિનોદપ્રિયતાની સાથે સાથે રામનું ગંભીર વ્યક્તિત્વ સહૃદયના માનસપટ ઉપર અવિસ્મરણીય છાપ મૂકી જાય છે. કથાવસ્તુના અંતે કવિએ રામ, લક્ષ્મણ અને સીતાના પ્રસન્ન પારિવારિક જીવનનાં પવિત્ર દર્શન કરાવી 'મધુરેણ સમાપયેત'ની ભારતીય કાવ્યપરંપરા નભાવી છે. આમ 'પંચવટી'માં કવિશ્રી મૈથિલીશરણ ગુપ્ત ભારતીયતાના વ્યાખ્યાતા દૃષ્ટિગત થાય છે.

*

# આર્થિક આયોજન

જિતેન્દ્ર લા. ધોળકિયા
[અર્થશાસ્ત્રના રિડર, સમાજવિદ્યા ભવન, ગુજરાત યુનિવર્સિટી]

કોઈ પણ સમાજની અર્થવ્યવસ્થાનું સંચાલન સુખાકારીમાં પરિણમવું જોઈએ એ ખ્યાલનો સર્વત્ર સ્વીકાર થયો છે. સમાજના અર્થકારણમાં ગેરવ્યવસ્થા હોય અને પરિણામે ગરીબી, શોષણ પ્રવર્તતાં હોય અને મંદગતિએ આર્થિક પ્રગતિ થતી હોય તો અર્થકારણમા વ્યવસ્થા લાવવી જરૂરી બને છે. માણસની સુખાકારીના હેતુને લક્ષમાં રાખીને વૈજ્ઞાનિક ઢબે વ્યવસ્થા આણવાની પ્રક્રિયાને આયોજન કહી શકાય. આયોજન એટલે કોઈ નિશ્ચિત કરેલા ચોક્કસ હેતુ મુજબ કાર્ય કરવું એમ એક વિખ્યાત અંગ્રેજ અર્થશાસ્ત્રી કહે છે.[1] આયોજનની આ વિશાળ અર્થમાં વ્યાખ્યા થઈ કહેવાય. આથી એમ કહેવું સાચું છે કે આધુનિક જમાનામા લગભગ બધા જ આયોજકો છે.[2] મુક્ત સાહસના હિમાયતીઓ પણ મુક્ત સાહસની સફળ કામગીરીના હેતુ માટેના આયોજન પર ભાર મૂકે છે. ફ્રાંસમા આ પ્રકારનું આયોજન થઈ રહ્યુ છે અને ત્રણ ત્રણ યોજનાઓ પૂરી થઈ છે. ચોથી યોજનાનાં ઘાટ અને ઘડતરની ફ્રાંસમાં આજે ચર્ચાઓ થાય છે.[3] આમ આયોજનની અનિવાર્યતાનો સર્વત્ર સ્વીકાર થયો છે. આપણા યુગમાં આયોજન કરવું કે નહિ કરવુ એ સવાલ નથી પણ કયા પ્રકારનું આયોજન કરવું જોઇએ એ મહત્ત્વનો સવાલ છે. રાજ્યના કટ્ટર વિરોધીઓની લઘુમતિને બાકાત રાખીને જોઈએ તો આજે એક અથવા તો બીજા પ્રકારના આયોજનની ઠેર ઠેર હિમાયત થઈ રહી છે. બ્રિટનના ઇન્ડિયુસ્ત પક્ષે પણ અનોખા પ્રકારના આયોજનનો સ્વીકાર કર્યો છે. માણસના સુખ માટે અર્થવ્યવસ્થાનુ આયોજન થવું જોઈએ એ વિચારધારાનો સ્વીકાર એ આજની દુનિયાની મોટી સિદ્ધિ છે.

આયોજનના પ્રકાર વિષે ઘણા ઊંડા મતભેદો પ્રવર્તે છે. ઉત્પાદન, વિનિમય, વહેંચણી અને વપરાશને લગતી બધી જ આર્થિક પ્રવૃત્તિઓનું આયોજન કેન્દ્રસ્થ આયોજન સંસ્થા મારફત થવું જોઈએ એવો પણ એક ખ્યાલ પ્રવર્તે છે. કેન્દ્રસ્થ આયોજન પંચ કે બોર્ડ જે ધ્યેય નક્કી કરે તે પ્રમાણે જ આર્થિક સાધનોની ફાળવણી કે બીજા બધા જ આર્થિક નિર્ણયો કેન્દ્રસ્થ સંસ્થાના વટહુકમ પ્રમાણે લેવાય એવી પણ એક વિચારધારા છે. લશ્કરમા હુકમો અપાય તે મુજબ અર્થકારણમાં પણ કેન્દ્રસ્થ સંસ્થા હુકમો આપે અને સમગ્ર અર્થવ્યવસ્થા આવા હુકમો અનુસાર આર્થિક પ્રવૃત્તિઓનું આયોજન કરે એ અહીં સ્પષ્ટ છે. કેન્દ્રીય વટહુકમો કે આજ્ઞાઓ પર અવલંબિત એવાં આ પ્રકારનાં આયોજનને આજ્ઞાર્થ આયોજન કહી શકાય. જ્યારે કેટલાક એમ માને છે કે જો આયોજનપંચ માત્ર લક્ષ્યાંક નક્કી કરે અને બજારનાં અર્થકારણ પર આ લક્ષ્યાંક પાર પાડવાની જવાબદારી મૂકાય તો આયોજનમાં બજારનાં પ્રેરકબળને તક મળે છે. આયોજન-

પંચ બજારમાં થતી પૂર્ણ હરીફાઈને વિઘ્નકારક એવાં પરિબળોને દૂર કરે અને બજારોને ઉત્તેજન આપે તો પણ સારું આર્થિક આયોજન થાય. ભાવનીતિથી બજેટનીતિથી, બજારનાં પરિબળોને ઉત્તેજન આપી નક્કી કરેલાં ધ્યેય પાર પાડી શકાય. આ પ્રકારનાં[૪] આયોજનને ઉત્તેજન વડે થતું આયોજન કહેવાય છે. વળી કેટલાક વિચારકો મૂડીવાદી અર્થકારણની કાર્યક્ષમ કામગીરી માટે થતાં આયોજનને મૂડીવાદી આયોજન તરીકે ગણાવે છે. તેજીમંદીની સ્થિતિ નિવારવા તેમજ પૂર્ણરોજગારીની સ્થિતિ જાળવવા રાજ્યના ખર્ચ અંગે ફેરફારો કરીને મૂડીવાદી અર્થતંત્રના માળખાને ચાલુ રાખવા માટે આ પ્રકારનાં આયોજનની હિમાયત કરાય છે. મૂડીવાદી આયોજનમાં ઉત્પાદનને સાધનોની માલિકી ખાનગી રહે છે અને રાજ્ય જરૂર પૂરતો હસ્તક્ષેપ કરીને આર્થિક સ્થિતિને બગડતી જતી અટકાવે છે. મૂડીવાદી આયોજનમાં ઉત્પાદનના ટકાવવા પર વધારે ભાર મૂકાય છે. ઉત્પન્ન થએલી ચીજવસ્તુમાંની વહેંચણીનો યોગ્ય વિચાર આ પ્રકારના આયોજનમાં નથી થતો.

સમાજવાદી વિચારકો સમાજવાદ સ્થાપવા માટે આયોજનની હિમાયત કરે છે. સમાજવાદનું અંતિમ ધ્યેય તો આર્થિક અને સામાજિક સમાનતા સ્થાપવાનું છે. સમાજવાદી વિચારકોમાં જુદા જુદા વાડાઓ છે પરંતુ બધા જ સમાનતાના સિદ્ધાંત વિષે એકમત છે. તાજેતરમાં એક લેખકે આર્થિક સંઘર્ષો ઓછાં કરવાની માગણી એ સમાજવાદની વ્યાખ્યા છે એમ જણાવ્યું છે.[૫] સમાજમાંથી આર્થિક સંઘર્ષો ઓછાં કરવાં હોય અને સૌને વિકાસ કરવાની શરૂઆતમાં સરખી તક આપવી હોય તો આયોજનની જરૂરિયાત ઊભી થાય છે. કેટલાક સમાજવાદી વિચારકો એમ માને છે કે રાજ્યે વધારે જવાબદારી લઈને આર્થિક પ્રવૃત્તિઓનું આયોજન કરવું જોઈએ. આયોજન માટે કેટલાક મુખ્ય અને પાયાના ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ પણ જરૂરી છે, એમ કેટલાક સમાજવાદીઓ માને છે. એક વિચારધારા એવી પણ છે કે જો સમાજવાદનાં ધ્યેય રાષ્ટ્રીયકરણ કર્યા વગર સિદ્ધ થઈ શકતાં હોય તો રાષ્ટ્રીય-કરણ કે રાજ્યની આર્થિક સત્તાઓના કેન્દ્રસ્થ વિસ્તારની જરૂર નથી.[૬]

અણુવિકસિત દેશોમાં ઝડપી આર્થિક વિકાસ સાધવાના ઉદ્દેશથી આયોજનની હિમાયત કરવામાં આવે છે. અણુવિકસિત દેશમાં ખાનગી મૂડીનું રોકાણ ટૂંકા ગાળામાં વધુ નફો અપાવે એવા વાપર–માલના ઉદ્યોગમાં સામાન્ય રીતે થતું હોય છે, વળી નહેરસિંચાઈ, વિદ્યુતશક્તિ રસ્તાઓ વગેરેની સગવડોનો પૂર્ણ વિકાસ નથી થયો હોતો. ઔદ્યોગિકરણની ઝડપ ઓછી હોય છે. આ સંજોગોમાં સરકારે આર્થિક ક્ષેત્રે આગેવાની લઈને સમગ્ર અર્થતંત્રને ગતિશીલ બનાવવાની જરૂર છે. વ્યક્તિગત ખર્ચ અને નફાના ખ્યાલથી અણુવિકસિત દેશનું ઘડતર ન થઈ શકે.[૭] વળી અણુવિકસિત દેશમાં બજારનું અર્થતંત્ર વિકાસ્યું નથી હોતું. આથી બજારના અર્થતંત્રના વિકાસ માટે એક બીજા પર આધાર રાખનારા ઘણા ઉદ્યોગોનો વિકાસ થવાની જરૂર છે. ઘણા ઉદ્યોગો વિકસે તો એક ઉદ્યોગ બીજાની પેદાશ માટેની માંગ પૂરી પાડે છે અને બજારનું કદ ઉદ્યોગોના વિકાસથી વિસ્તીર્ણ બને છે. સમગ્ર અર્થકારણનાં વિવિધ ઘટકો એકમેકથી સંકળાએલાં છે એવો ખ્યાલ ચોક્કસ દૃષ્ટિકોણ અપનાવનાર આયોજકોને આવી શકે. ખાનગી સાહસ પાસે તો પછાત કે અર્ધવિકસિત દેશમાં સાહસવૃત્તિ પણ નથી હોતી. ઝડપી વિકાસની સમસ્યા એટલી બધી સંકુલ છે કે તેને સિદ્ધ કરવા માટેનાં પૂરતાં સાધનો, સંયોજનશક્તિ અને વિકાસલક્ષી દૃષ્ટિની જરૂરત છે. ખાનગી સાહસ પાસે નથી વિકાસલક્ષી દૃષ્ટિ કે નથી એમની પાસે જરૂરી સંયોજન-શક્તિ. ખુદ ખાનગી સાહસને વિકાસલક્ષી બનાવવા માટે રાજ્યે વિકાસનો પ્રારંભ કરવો પડે છે. અણુવિકસિત દેશનું અર્થકારણ એટલું તો જરી પુરાણું અને સ્થગિત થઈ ગયું હોય કે તેને ક્રિયાશીલ બનાવવા માટે બહુ મોટા પાયા પર આયોજન કરવાની જરૂર છે.[૮] અણુવિકસિત દેશમાં બચતના દરને ઊંચે લઈ જઈએ અને સારી યોજનાઓ તૈયાર કરી રાષ્ટ્રીય આવકના પ્રમાણમાં મૂડી રોકાણ વધારવાની જરૂર છે. આ મૂડી રોકાણને આયોજિત કરવાથી ઝડપી વિકાસ થાય એમ કહેવું સર્વથા સત્ય નથી; પરંતુ વિકાસને ઉપકારક એવાં અનેક પરિબળોમાં મૂડીરોકાણ અને ખાસ કરી તે સુયોજિત અને સગ્રથિત' મૂડી રોકાણ ઘણો ફાળો આપી શકે તેમ છે. અણુ વિકસિત દેશોમાં લોકોના જીવનધોરણને ઊંચે લઈ જવામાં સહાયભૂત બને તેટલા મૂડીરોકાણની તો ખાસ જરૂર છે.

મૂડી ઉપરાંત માણસની ઉત્પાદનશક્તિ અને કાર્યદક્ષતા વધારવાની પણ જરૂર છે કેમકે માણસોમાં થતું મૂડી રોકાણ વિકાસના દરને વધારે ઝડપી બનાવે છે. ખાનગી સાહસ હેઠળ માણસમાં મૂડી રોકાણ કરવાની યોજનાને અગત્ય નથી મળતી. આને પ્રો. ગેલબ્રેથે તેમના પુસ્તકમાં (The Affluent Society p. 212) એક ઉદાહરણ આપીને સમજાવ્યું છે. જો તેલને શુદ્ધ કરવાના ઉદ્યોગોમા નફો વધારે મળતો હોય તો મૂળ રોકાણ તેમને શુદ્ધ કરવાના ઉદ્યોગમાં થવાનું પરતુ આથી આપોઆપ ઇજનેરો કે ટેકનોલોજિસ્ટ કે જેઓ આમાં મહત્ત્વનો ભાગ ભજવે છે એમનામાં મૂડીરોકાણ કરવાની કોઈ પહેલ નહીં કરે. સમાજે તે સમાજના પ્રતિનિધિ તરીકે રાજ્યક્ષેત્રમાં આગેવાની લેવી પડશે અને શિક્ષણ તેમજ તાલીમક્ષેત્ર મૂડીરોકાણ વધારવું પડશે.

પરંતુ આર્થિક દૃષ્ટિએ અર્ધવિકસિત એવા દેશોમાં કેટલાક વિચારકો 'અતિ' આયોજનનો ભય દર્શાવે છે. અલ્પવિકસિત દેશોનુ વહીવટીતંત્ર ગજા ઉપરવટનું આયોજન સફળતાપૂર્વક ન કરી શકે એવું આ વિચારકો માને છે. સરકારે માત્ર ખેતીસુધારણા, શિક્ષણ અને વાહનવ્યવહારની સગવડો પર ધ્યાન કેન્દ્રિત કરવું જોઇએ અને ઉદ્યોગ, વ્યાપાર અને ઉત્પાદનમા અન્ય ક્ષેત્રોમાં મુક્ત સાહસને યોગ્ય તક આપવી જોઇએ. આથી અલ્પવિકસિત દેશોની સરકારે વધારે પ્રમાણમા આર્થિક પ્રવૃત્તિઓનું આયોજન નહિ કરવું જોઇએ.[૧૦] 'અતિ' આયોજન થશે તો સાધનોનો કાર્યક્ષમ ઉપયોગ નહિ થાય અને મુક્ત સાહસ માટે મૂડીરોકાણ અને ઉત્પાદન વધુ કરવા માટે કોઈ ઉત્સાહ નહિ કરે એવો ભય પણ પ્રગટ કરવામાં આવે છે. 'અતિ' આયોજનને પરિણામે જે પૂરું નહિ કરી શકાય એવી મહત્ત્વાકાંક્ષી યોજનાઓને સ્થાન મળશે અને પરિણામે હતાશા અને નિરુત્સાહનુ વાતાવરણ સમગ્ર અર્થકારણ પર છવાઈ જશે એમ પણ આ વિચારધારાના સમર્થકો કહે છે. 'અતિ' આયોજન ને પરિણામે લોકોની ખરીદી કરવાની, મૂડીરોકાણ તેમજ બચત કરવાની સ્વતંત્રતા પર બિનજરૂરી કાપ મુકાશે અને આ કારણે આયોજનની વેદી પર સ્વતંત્રતાનુ બલિદાન દેવાશે એવી પણ દલીલ કરાય છે. લોકશાહી અને સ્વતંત્રતાના મૂલ્યો જોખમમા મુકાશે અને આર્થિક તાનાશાહી રાજકીય સરમુખત્યારશાહીમાં પણ પરિણમશે એવી સુફિયાણી દલીલ પણ કરાય છે.

'અતિ' આયોજન હોવું જોઇએ કે 'ન્યૂનતમ' આયોજન એ તો પ્રત્યેક દેશની આર્થિક, રાજકીય અને સામાજિક પરિસ્થિતિ પરથી કળી શકાય. આ માટે કોઇ સમીકરણ કે ફોર્મ્યુલા નથી. જ્યાં ગરીબી અને બેકારીનું પ્રમાણ ખૂબ જ હોય અને ખાનગી સાહસ સામાજિક ન્યાય અને ઝડપી આર્થિકપ્રગતિ પરત્વે ઉદાસીન હોય તેવા અલ્પવિકસિત દેશોમાં સરકારે વધારે સક્રિય ભાગ ભજવવો પડશે. માત્ર નહેર સિંચાઈ, રસ્તાઓ કે વિદ્યુતશક્તિના સર્જનમાં મૂડીરોકાણ કરવાથી તો આર્થિક પ્રવૃત્તિનું રગસિયું ગાડું જ રહે છે, અર્થકારણમાં સ્વયસ્ફુરિત પ્રગતિનુ વાતાવરણ જમાવીને હવાઈ જહાજના ઉડ્ડયનની ગતિથી પ્રગતિ કરવી હશે તો સરકારે લોખંડ અને પોલાદ, રાસાયણિક ખાતર, યંત્રો તૈયાર કરવાના વગેરે અનેક ઉદ્યોગોમાં કે જેમાં ખાનગી મૂડી શરમાય છે તેમાં મૂડી રોકાણનું સુગ્રથિત આયોજન કરવું પડશે. ઘણા અર્ધવિકસિત દેશોમાં લોખંડ અને પોલાદની તંગીને કારણે ખાનગી સાહસમાં નવા ઉદ્યોગો શરૂ નથી કરી શકાતા. આથી રાજ્ય આવા ઉદ્યોગોમા મૂડીરોકાણ કરી પહેલ કરે તો ખાનગી સાહસ માટે પણ વિકાસલક્ષી સાનુકૂળ વાતાવરણ સર્જાય છે. સરકાર વધુ પડતું રોકાણ કરશે તો તે ખાનગી રોકાણને ભોગે જ થશે એ દલીલ તો સાધનોનો પૂર્ણતમ ઉપયોગ થઈ ગયો છે એવી ધારણા પર જ કરી શકાય. અલ્પવિકસિત દેશમા બધાં જ સાધનોનો પૂર્ણતમ ઉપયોગ નથી થયો હોતો અને સમગ્ર અર્થવ્યવસ્થામાં ગતિપ્રેરક આંદોલનો જગાવવા સરકારે કમર કસવાની છે. ખરીદનારની સ્વાધીનતા આમાં નહિ હણાય કેમકે ઝડપી આર્થિક પ્રગતિને કારણે ઉત્પાદન અને આવક વધતા ખરીદનાર સમક્ષ એની પસંદગીનું ક્ષેત્ર પણ વિસ્તીર્ણ બનશે. વળી સરકાર નવી નવી નાણાંકીય સંસ્થાઓ સ્થાપે, બચત બેંકોના વિસ્તારની નીતિ અપનાવે તો બચત કરવા માટે યોગ્ય સગવડો ઊભી થશે. 'અતિ' આયોજન જેવો શબ્દપ્રયોગ યોજીને આયોજનનો વિરોધ કરનારા વિચારકો તો જણાશે કે આયોજનને કારણે ચોમેર ઉત્સાહ અને ઉત્તેજનાનુ વાતાવરણ ફેલાશે. ભારતીય અનુભવ પરથી જણાય છે તે મુજબ પંચવર્ષીય યોજ-

નાઓ પછી ખાનગી સાહસમાં ઔદ્યોગિક ઉત્પાદનો દર ઘણો જ વધતો રહ્યો છે. સરકારે પૂરી પાડેલ સગવડોનો ખાનગી સાહસ ઉપયોગ કરી શકે છે અને ઉત્પાદન અનેકગણું વધારી શકે છે.

આયોજનને કારણે નાગરિકોની સ્વતંત્રતા જોખમાશે એવી જોરદાર દલીલ કરવામાં આવે છે.[11] આયોજિત અર્થકારણમાં એ પુરવાર કરવું જોઈએ કે નાગરિકોની સ્વતંત્રતા પર તરાપ માર્યા વગર આર્થિક પ્રગતિ સાધી શકાય છે, એમ એક વિચારક કહે છે.[12] પ્રો. મીડ કહે છે તે મુજબ આયોજનથી વ્યક્તિગત સ્વતંત્રતા જોખમાય છે.[13] પરંતુ આયોજન હમેશાં સ્વતંત્રતા છીનવી લે છે એમ કહેવું તે બરાબર નથી. બ્રિટન જેવા દેશમાં કે જ્યાં લોકશાહી સદીઓથી સ્થિર થઈ છે ત્યાં આયોજનને પરિણામે આર્થિક લોકશાહી અમલમાં આવે છે. વળી જે દેશમાં સરકાર પ્રજાના ચૂંટી કાઢેલા પ્રતિનિધિઓની બનેલી હોય અને સરકારને બીજી ચૂંટણી વખતે ફગાવી દઈ શકાતી હોય ત્યાં આયોજન અને લોકશાહી વચ્ચે સુમેળ સાધી શકાય. વળી આયોજનમાં નિર્ણયો અને જવાબદારીનું વિકેન્દ્રીકરણ કરાય અને લોકો મોટા પ્રમાણમાં યોજનાઓ તૈયાર કરવામાં ભાગ લઈ શકતા હોય ત્યાં લોકશાહી આયોજન શક્ય બને છે.[14] કેટલાક અર્ધવિકસિત દેશોમાં આયોજન કરવામાં આવ્યું હોય પણ લોકશાહીનાં મૂલ્યો સ્થિર ન થયાં હોય ત્યાં આયોજનને કારણે લોકશાહીમાં મૂલ્યોનો હ્રાસ થવાનો ભય ખરો, પણ, તે નિવારી શકાય એવો છે. લોકો યોજનાઓની ચર્ચા કરતા થાય, સરકારની ભૂલભરેલી આર્થિક-નીતિની ઝાટકણી કરતા થાય અને સતત ભૂલ કરતી સરકારને સ્થાને કાર્યક્ષમ સરકાર ચૂંટી કાઢે તો લોકશાહીનાં મૂલ્યો પણ સચવાઈ રહે. પરંતુ આ માટે રાજકીય પક્ષોએ લોકશિક્ષણનો પ્રચંડ કાર્યક્રમ હાથ ધરવો જોઈએ અને સરકારે શિક્ષણમાં મૂડી રોકાણ વધારવું જોઈએ. લોકશાહીનાં મૂળિયાં ઊંડાં ન ગયાં હોય ત્યાંસુધી સરકારવાદનો ભય ખરો, પણ, આયોજનનો એક ઉદ્દેશ લોકશાહીને સ્થિર કરવાનો રખાતો હોય તો આ ભય બિલકુલ નહીં રહે. સામાન્ય લોકોના જીવનધોરણને ઊંચે લઈ જઈ તેમને ક્રિયાશીલ નાગરિક બનવાની તક મળે તે પ્રકારનો આયોજનનો ઢાંચો રખાય તો લોકશાહી અને આયોજન વચ્ચે એક સંગીન સેતુ બાંધી શકાશે. આ માટે 'વિકાસ'ની વ્યાખ્યા વિશાળ બનાવવી પડશે. વિકાસ એટલે કેવળ યંત્રો કે રાસાયણિક ખાતરનું ઉત્પાદન જ નહિ! માણસની કાર્યક્ષમતા અને વિચાર કરવાની શક્તિના વિકાસનો પણ 'વિકાસ'માં સમાવેશ થવો જોઈએ. ચીજવસ્તુઓ માટેના આયોજન Planning for Goodsને સ્થાને Planning for Man એ ધ્યેય રખાશે તો માણસ વિચાર કરવાની યોગ્ય ભૂમિકાએ પહોંચશે અને આથી આયોજનમાં લોકશાહીનાં મૂલ્યોની સુંદર જાળવણી થઈ શકશે. વસ્તુલક્ષી આયોજન કરતાં માનવને કેન્દ્રસ્થ રાખે એવાં માનવ–વિકાસલક્ષી આયોજન પર સમાજની પસંદગીનો કળશ ઢોળાવો જોઈએ. આમ થાય તો સમાજની અર્થવ્યવસ્થાનું સંચાલન માણસની સાર્વત્રિક સુખાકારીમાં પરિણમે.

### પાદટીપ

1. Lionel Robbins, Economic Planning and International Order page, 4
2. E. F. M. Durbin, Problems of Economic Planning Page 41
3. Jean Bernard, 'Planning and Growth of The French Economy, 1947–65' The Economic Weekly, May 25 and June 1, 1963
4. See for details :- W. Arthur Lewis, The Principle of Economic Planning, pages 1-20
5. Henry Smith, The Economic of Socialism Reconsidered page 9
6. C.A.R. Cross land, The Future of Socialism See page 462–515
7. સમાજના પ્રતિનિધિ તરીકે રાજ્યે સમાજના ભલા માટે આયોજન હાથ ધરવું એવી વિચારસરણીનું સુપ્રસિદ્ધ અર્થશાસ્ત્રીઓ સમર્થન કરે છે જુઓ : Dr. Myrdalનું Development and Underdevelopmentનું પુસ્તક આ ઉપરાંત સંયુક્ત રાષ્ટ્રસંઘના નિષ્ણાતોનો અહેવાલ. Report on Measure for the Economic Development of Under-developed Countries.
8. મોટા પાયા પર આયોજનની હિમાયત કરનારાઓ 'મોટા ધક્કા'ની હિમાયત કરે છે. Prof. Rosenstein-Rodan અને Dr. MaxMillikan આ માટે 'Big Push' એવો અંગ્રેજીમાં શબ્દપ્રયોગ યોજે છે. મંદગતિ આર્થિક

પ્રગતિને બદલે ઝડપી આર્થિક પ્રગતિ માટે કરવાની જરૂર પર તેઓ ભાર મૂકે છે

9. આ વિચારધારાની ચર્ચા P. T. Bauer એમના 'The Indian Economic Policy and Development' નામના પુસ્તકમાં ભારતની યોજનાઓની ટીકા કરતા કરે છે.

10. P. T. Bauer, Some Economic Aspects & Problems of Under-developed Countries. pages 44–52

11. See for details:- Ludgwing Von Misesનું Planning For Freedom page 1–17

12. S. E. Harris, Economic Planning (The Indian Edition) page 7

13 J. E. Meade, Planning and Price Mechanism page 10

14. Mrs. Barbara Woottonનો Can Planning be Democratic? નામના ફેબિયન સોસાયટીના પુસ્તકનો નિબંધ, page 44.

*

# ગરીબાઈ અને આયોજન

બબાભાઈ સો. પટેલ

[અર્થશાસ્ત્રના અધ્યાપક, સેંટ ઝેવિયર્સ કૉલેજ, અમદાવાદ]

## ૧. અલ્પ વિકસિત દેશો : અર્થ

અલ્પ વિકસિત દેશની વ્યાખ્યા જુદી જુદી રીતે આપવા પ્રયાસ થયા છે. વાસ્તવમાં કોઈ એક વ્યાખ્યા આપવી મુશ્કેલ છે. આથી જ એક અર્થશાસ્ત્રીએ કહ્યું છે કે હું અલ્પ વિકસિત દેશની વ્યાખ્યા નહિ આપી શકું, પણ જો તમે મને કોઈ દેશ બતાવો તો કહું કે તે વિકસિત છે કે અલ્પ વિકસિત, છતાં ય સગવડતા ખાતર આપણે એક વ્યાખ્યાનો સ્વીકાર કરીશું. ઈ. એમ. બર્ન્સટીન અને આઈ. જી. પટેલ અલ્પ વિકસિત દેશની વ્યાખ્યા આ રીતે આપે છે: જે દેશમાં માથાદીઠ ઉત્પાદન ઓછું થાય છે અને ઉત્પાદક કાર્યક્ષમતા જો કંઈ વધતી હોય તો તે ખૂબ ધીમે ધીમે વધે છે તેને અલ્પ વિકસિત દેશ કહેવાય છે. પછાત દેશોની ખાસિયત એ છે કે વિકસિત દેશો કરતાં તેઓ તેમની ખૂબ ઓછી રાષ્ટ્રીય આવકનું સામાન્ય રીતે નજીવું પ્રમાણ મૂડીરોકાણમાં લે છે.[1] બીજા શબ્દોમાં, જે દેશોમાં માથાદીઠ ઉત્પાદન ઓછું થાય છે અને ઉત્પાદન (કે આવક) વધવાનો દર ધીમો હોય છે તેઓને અલ્પ વિકસિત કહી શકાય. દા. ત. ભારત, પાકિસ્તાન, સિલોન, ઈજીપ્ત, બર્મા. બ્રાઝિલ, ફિલિપાઈન્સ, થાઈલૅન્ડ, ઇન્ડોનેશિયા વગેરેને અલ્પ વિકસિત કહેવામાં આવે છે. જે દેશોમાં માથાદીઠ ઉત્પાદન વધુ થાય છે અને તે વધવાનો દર ઝડપી હોય છે તેઓને વિકસિત કહી શકાય. દા. ત. અમેરિકા, ઈંગ્લંડ, નોર્વે, જાપાન, ઈટાલી, પ. જર્મની, ફ્રાન્સ, ડેન્માર્ક, કૅનેડા, બેલ્જિયમ વગેરે.

## ૨. અલ્પ વિકસિત દેશો : વર્ણન

અલ્પ વિકસિત દેશોમાં માથાદીઠ આવક ઓછી હોય છે. દા. ત. ભારતમાં ૧૯૬૦માં ૬૮ ડૉલર અને વિકસિત દેશોમાં માથાદીઠ આવક વધારે હોય છે. દા. ત. ૧૯૬૦માં અમેરિકામાં ૨૨૮૬ ડૉલર હતી. અલ્પ વિકસિત દેશોમાં માથાદીઠ આવક વધવાનો દર ધીમો અને વિકસિતમાં ઝડપી હોય છે. દા. ત. સિલોનમાં ૦·૬% ના વાર્ષિક દરે અને પ. જર્મનીમાં ૬·૩%ના દરે માથાદીઠ આવક વધે છે. અલ્પ વિકસિત દેશોમાં જીવન ધોરણ નીચું અને વિકસિતમાં ઊંચું હોય છે. દા. ત. ભારતમાં માથાદીઠ રોજની ૧૯૮૦ કેલરી વપરાશ અને કૅનેડામાં ૩૧૫૦ કેલરી વપરાશ કરવામાં આવે છે. અલ્પ વિકસિત દેશોમાં આવકનો ઓછો ભાગ અને વિકસિત દેશોમાં વધુ ભાગ બચાવવામાં આવે છે. દા. ત. ભારતમાં રાષ્ટ્રીય આવકના ૮·૫ % અને નેધર્લૅન્ડમાં રાષ્ટ્રીય આવકના ૩૦ % બચાવવામાં આવે છે. અલ્પ વિકસિત દેશોમાં ઓછા દરે અને વિકસિત દેશોમાં ઝડપી દરે મૂડીસર્જન થાય છે. દા. ત. ફિલિપાઈન્સમાં ૯ % અને સ્વીડનમાં ૨૨ % ના દરે મૂડીસર્જન થાય

છે. અલ્પ વિકસિત દેશોમાં બેકારી–અર્ધબેકારીનું પ્રમાણ વધુ અને વિકસિતમાં ઓછું હોય છે. દા. ત. ભારતમાં ૯૦ લાખ બેકાર અને ૧૦૫ થી ૧૦૮ કરોડ અર્ધબેકાર છે અને પ. જર્મનીમાં ૦૦૧ કરતાં ય ઓછા લોકો બેકાર છે. અલ્પ વિકસિત દેશોમાં ઉત્પાદન સામાન્યતઃ નાના પાયા પર અને વિકસિત દેશોમાં મોટા પાયા પર થાય છે. દા. ત. ભારતમાં ખેતરોનાં કદ એક એકરની આસ-પાસનાં હોય છે અને કારખાનાંઓ, દુકાનો નાના પાયા પર જોવા મળે છે; જ્યારે અમેરિકામાં દોઢસો-બસો એકરનાં ખેતરો હોય છે તથા કારખાનાંઓ, દુકાનો મોટા પાયા પર હોય છે. અલ્પ વિકસિત દેશોમાં ઉત્પાદનરીત જૂની અને લાંબે ગાળે બદલાય છે પણ વિકસિત દેશોમાં ખૂબ આધુનિક ઉત્પાદનરીતો અપનાવવામાં આવે છે અને તેમાં ઝડપી ફેરફારો થાય છે. અલ્પ વિકસિત દેશોમાં થોડા અને સામાન્ય રસ્તાઓ હોય છે તથા અવિકસિત વાહનવ્યવહાર હોય છે. અવિકસિત દેશોમાં નાણાં, યંત્રો તથા ખાતરની વપરાશ ઓછી કરવામાં આવે છે. દા. ત. ભારતમાં એકર દીઠ ૧૦૩ પાઉન્ડ નાઇટ્રોજન, ૦૦૩ પાઉન્ડ ફોસ્ફેટ તથા ૦૦૨ પાઉન્ડ પોટાશ વપરાય છે. નાણાં સિવાય પણ વિનિમય થાય છે. બેન્કો ઓછા પ્રમાણમાં છે. મજૂર દીઠ યંત્રોનું પ્રમાણ ઓછું છે, પણ વિકસિત દેશ જાપાનમાં એકર દીઠ ૧૦૧ પાઉન્ડ નાઇટ્રોજન, ૪૪ પાઉન્ડ ફોસ્ફેટ તથા ૬૪ પાઉન્ડ પોટાશ વપરાય છે. નાણાં દ્વારા મોટા ભાગનો વ્યવહાર થાય છે. બેન્કો વિકસિત હોય છે. મજૂર દીઠ યંત્રોનું પ્રમાણ વિશેષ હોય છે. અલ્પ વિકસિત દેશોમાં જમીન-શ્રમ ઓછાં ઉત્પાદક હોય છે. દા. ત. ભારતમાં એકર દીઠ (૧૦૦ કિ. ગ્રા. માં) ચોખા ૧૪, ઘઉં ૭૦૯, રૂ ૦૦૯ તથા મગફળી ૯૦૨ પેદા થાય છે. પણ વિકસિત દેશ જાપાનમાં હેક્ટર દીઠ (૧૦૦ કિ. ગ્રા. માં) ચોખા ૪૬૦૨, ફ્રાન્સમાં ઘઉં ૨૬૦૦, અમેરિકામાં રૂ ૫૦૨ તથા ઇઝરાયેલમાં મગફળી ૩૨૦૪ પેદા થાય છે. સામાન્ય રીતે અલ્પ વિકસિત દેશમાં વસ્તી વધવાનો દર ઊંચો હોય છે. દા. ત. ભારતમાં ૨૦૨ % ના વાર્ષિક દરે વસ્તી વધે છે અને વિકસિતમાં નીચો દા. ત. ફ્રાંસમાં ૦૦૮ % નો દર હોય છે. અલ્પ વિકસિત દેશોમાં ઊંચું મરણપ્રમાણ અને નીચું સરેરાશ આયુષ્ય હોય છે. દા. ત. ભારતમાં દર હજારની વસ્તીએ ૧૨ જણ મરે છે અને સરેરાશ આયુષ્ય ૪૫ વર્ષની આસપાસ છે. જ્યારે અમેરિકામાં દર હજારે ૯નો મરણદર અને સરેરાશ આયુષ્ય ૬૯ વર્ષ છે. અલ્પ વિકસિત દેશોમાં ઓછું અને સામાન્ય સંશોધન તથા શિક્ષણ હોય છે. દા. ત. ભારતમાં ૨૩૦૭ % લોકો-વાંચી લખી શકે તેવા છે અને બહુ સામાન્ય કક્ષાનું શિક્ષણ આપવામાં આવે છે. પણ અમેરિકામાં ૯૦ % કરતાં ય વધુ શિક્ષિત છે. ત્યાં તથા બ્રિટન, જર્મની વગેરેમાં ઉચ્ચ કક્ષાનું સંશોધન, શિક્ષણકાર્ય થાય છે. અલ્પ વિકસિત દેશોમાં લોકો નિરુત્સાહી, થોડામાં સંતોષ માનવાની વૃત્તિવાળા; નસીબવાદી અને અગતિશીલ હોય છે; જ્યારે વિકસિતમાં તેથી વિરુદ્ધ હોય છે.

## ૩. શાથી અલ્પ વિકસિત?

સાચા સાધુ પુરુષો સિવાય કોઈને ય ગરીબીમાં અમીરી જણાતી નથી. સૌ ભૌતિક રીતે સુખી થવા પ્રયાસ કરે છે. તો પ્રશ્ન એ ઊભો થાય છે કે શાથી વિશ્વમાં અમુક દેશો ધનિક છે અને અમુક ગરીબ? ધનિક દેશોની જેમ ગરીબ દેશો કેમ ઝડપે આગળ વધતા નથી? ધનિક દેશોના ધનઉપાર્જનની પ્રવૃત્તિઓ શાથી ગરીબ દેશોને અનુસરવા પ્રેરી શકતી નથી?

ગરીબ દેશોમાં અપૂરતી મૂડી હોવાથી શ્રમપ્રધાન ઉત્પાદન રીતો, નાના પાયા પર ઉત્પાદન, ઓછું મૂડી રોકાણ, ઓછી ઉત્પાદક શક્તિ વગેરે જોવા મળે છે. પણ મૂડીનું પ્રમાણ ઓછું છે માટે જ ગરીબાઈ છે તેમ કહી શકાય નહિ. 'વેનેઝ્યૂલા તથા મિડલ ઈસ્ટના મોટા ભાગના લોકો ગરીબ છે, પણ તેમાંની અનેક પ્રજાઓ તેલમાંથી ખૂબ આવક કરી શકે છે. ઇઝરાયેલ તેટલી આવક ન કરતું હોવા છતાં ય ત્યાંની પ્રજાનું જીવન ધોરણ ઘણું ઊંચું છે ને ઝડપે વધી રહ્યું છે.'[૨] એક તરફ ભારતમાં પરદેશી હૂંડિયામણની તંગી છે એમ કહેવામાં આવે છે અને બીજી તરફ ખૂબ મોટા પ્રમાણમાં મળેલું પરદેશી હૂંડિયામણ વાપર્યા વિનાનું પડી રહ્યાની વિગતો સાંપડે છે. જે વપરાય છે તેમાં પણ દુર્વ્યય થાય છે. ભારતીય ખેડૂતોને જે પાણીની સગવડો આપવામાં આવી છે તેની પૂરી વપરાશ, ખેડૂતોને પાણીની તંગી હોવા છતાં ય, થતી નથી. મૂડીની કાર્યક્ષમ વપરાશ

માટે કાર્યક્ષમ માનવીઓ અને કાર્યક્ષમ અર્થવ્યવસ્થા જરૂરી હોય છે. મૂડીની અછતનો નહિ પણ માનવીઓની શક્તિઓની અછતનો પ્રશ્ન મહત્ત્વનો છે.

એ તો સાચું છે કે જ્યાં કુદરતી સંપત્તિ વિશેષ હોય છે ત્યાં સાપેક્ષ રીતે વિકાસ સાધવો થોડો સરળ હોય છે પણ તેના આધારે એમ ન કહી શકાય કે ત્યાં વિકાસ થતો જ હોય છે અને ઓછી કુદરતી સંપત્તિવાળા દેશો ગરીબ જ હોય છે. દા. ત. 'અમેરિકાના પશ્ચિમ વર્જીનિયામાં અમેરિકાના અન્ય પ્રદેશો કરતા ખૂબ ખનિજ બળતણ છે. છતાં ય લાંબા સમયથી તે ગરીબ રાજ્યોમાનું એક છે. પશ્ચિમના રાજ્યોમાં પ. વર્જીનિયા કરતા ઓછી ફળદ્રુપ જમીન હોવા છતાં ખૂબ ઊંચું જીવનધોરણ લોકો ભોગવે છે.'[3] ખૂબ કુદરતી સંપત્તિ હોવા છતા ભારત ગરીબ દેશ છે. ધનિક ભારતમાં ગરીબો વસે છે.

એમ કહેવાય છે કે ગરીબ દેશોમાં મોટા ભાગના લોકો ખેતીક્ષેત્રે કામ કરે છે અને ધનિક દેશોમાં મોટા ભાગના લોકો ઉદ્યોગ-વેપારક્ષેત્રે. પણ એમ કહેવુ કે ખેતી પ્રવૃત્તિથી ગરીબાઈ સર્જાય છે તો તે તદ્દન ભૂલભરેલું વિધાન કહી શકાય. દુનિયામા એવા કેટલાક ખેતી પ્રધાન દેશો છે જે ગરીબ નહિ પણ ધનિક છે. વળી દુનિયામાં એવા પણ કેટલાક દેશો છે જે ઉદ્યોગપ્રધાન હોવા છતાં ય ઓછા ધનિક કે ગરીબ છે. આથી જ ઔદ્યોગિકરણ દ્વારા ગરીબાઈ દૂર કરવાની 'નકલ'ની ઘણી ઊંચી કિંમત અનેક દેશોએ ચૂકવી છે.

ગરીબ દેશોમાં વસ્તી વધુ જણાય છે એટલે ગરીબાઈનુ મૂળ અતિવસ્તી લાગે છે. જ્યાં વસ્તીની ગીચતા વધારે હોય છે ત્યા અતિ વસ્તી છે તેવો અતિ વસ્તીનો અર્થ ઘટાવીએ તો જ્યાં અતિ વસ્તી હોય છે ત્યાં ગરીબાઈ હોય જ છે અને જ્યાં અલ્પ વસ્તી હોય છે ત્યાંના લોકો ધનિક હોય છે તેવું જોવા મળતું નથી. 'દક્ષિણ બ્રાઝિલમાં વસ્તીની ગીચતા ઓછી છે છતાં લોકો ખૂબ જ ગરીબ છે. નેધર્લૅન્ડ તથા બેલ્જિયમમાં ગીચતા ખૂબ છે છતાં ય ઊંચુ જીવનધોરણ છે. આરબના પેનીનસ્યૂલામાં ગીચતા ઓછી છે છતાં ય લોકો ગરીબ છે.'[4] દેશ રોજગારીની તકો ઓછી ઊભી કરી શકે તો અતિ વસ્તી જેવી પરિસ્થિતિ જણાય. છતાં ય નોંધ લેવી જોઇએ કે અતિ વસ્તીને લીધે ગરીબ દેશોનો વિકાસપ્રશ્ન કઠિન બને છે.

જેમાંથી ખેતી, ઉદ્યોગ તથા વેપાર-વાણિજ્યક્ષેત્રે આર્થિક પ્રવૃત્તિઓનો પ્રવાહ વહે છે તે 'માનવીઓ' વિશ્વમાં સૌ સ્થળોએ મૂળભૂત રીતે તો સરખા જ હોય છે. ઇશ્વર અન્યાયી નથી કે તે પછાત દેશોમાં માનવીઓનો વ-સાદ વરસાવે અને ધનિક દેશોમાં હોશિયાર લોકોનો. પણ દેશો તેમના માનવીઓમાં માહિતી, શિક્ષણ, તાલીમ, ખોરાક, તબીબી સગવડ વગેરેના સ્વરૂપમાં મૂડીરોકાણ જુદી જુદી રીતે કરે છે. આથી માનવસમાજે 'બનાવેલા માનવીઓ' (જન્મેલા માનવીઓ નહિ) જુદાજુદા પ્રકારના જોવા મળે છે અને તેથી આર્થિક પ્રવૃત્તિઓની પ્રકૃતિ જુદી જોવા મળે છે, તે અંગે અર્થશાસ્ત્ર કુઝનેટે તારવેલું એક મહત્ત્વનું તારણ આ મુજબ છે. 'The major capital stock of an industrially advanced nation is not its physical equipment, it is body of knowledge amassed, from tested findings and discoveries of empirical science, and the capacity and training of its population to use this knowledge effectively'[5] તો પ્રશ્ન એ થાય છે કે શાથી અલ્પવિકસિત દેશો તેમના માનવીઓમાં ઓછું મૂડીરોકાણ કરે છે? તેના ઉત્તરમાં સંક્ષેપમાં આટલી બાબતો ગણાવી શકાય: માનવ મૂડીરોકાણના મહત્ત્વથી અજ્ઞાત; સ્ટેશનો, મકાનો, બંધો જેવાં સ્થૂળ મૂડીરોકાણમાં વધુ પડતું મૂડીરોકાણ; તાલીમ, શિક્ષણ, સંશોધન, પરીક્ષાપદ્ધતિ વગેરે તરફ તેના મહત્ત્વની તુલનાએ ખૂબ જ દુર્લક્ષ, ગરીબાઇને લીધે સાધનોની અછત વગેરે.

## ૪. આર્થિક આયોજન : મહત્ત્વ

આર્થિક આયોજન એટલે નક્કી કરેલી સામાજિક જરૂરિયાતોની અગત્ય અનુસાર વસ્તુઓ કામગીરીઓના ઉત્પાદન માટે સમાજનાં સાધનોનો કરકસરપૂર્વક ઉપયોગ કરવાની વ્યવસ્થા. આર્થિક જીવનમાં સામાન્યતઃ આયોજન કરવાનું કાર્ય બજારો કરે છે. શું ઉત્પન્ન કરવું, ઉત્પાદનની વ્યવસ્થા કઈ રીતે કરવી, વસ્તુઓની

વહેંચણી કઈ રીતે કરવી અને સમાજની ઉત્પાદન-શક્તિ કઈ રીતે વધારવી અને તેની પૂર્ણ વપરાશ કઈ રીતે કરવી વગેરે પ્રશ્નોના ઉત્તરો શોધવાનું કાર્ય બજારો બજાવે છે. બજાર તે કાર્યો બજાવે છે પણ સાથે કેટલાંક દૂષણો પણ ઊભાં કરે છે. ૧. આર્થિક જીવનમાં તેજી-મંદી: અંદાજી માંગના આધારે બજારોમાં ઉત્પાદન થાય છે. જેટલા અંશે તે અંદાજો ખોટા પડે તેટલા અંશે બજારોમાં ઉથલપાથલો થાય છે. ઉત્પાદકને જેમ આધારભૂત માહિતીઓ વધારે મળે તેમ આ દૂષણ દૂર થઈ શકે. બજારમાં નાણાંની વપરાશ અનિવાર્ય હોય છે. નાણાંને લઇ ફુગાવો, મંદી વગેરે પરિણમે છે. જેમ નાણાંની સુવ્યવસ્થા વધારે તેમ આ દૂષણ ઓછું હોવાનું. ૨. જીવનજરૂરી વસ્તુઓના ભોગે વિલાસી વસ્તુઓનું ઉત્પાદન: બજારમાં ઉત્પાદકો અને વેપારીઓની પ્રવૃત્તિ નફાપ્રેરિત હોય છે. જેના ઉત્પાદનમાં નફો વધુ થાય તેમ હોય તેનું ઉત્પાદન કરવામાં આવે છે. આથી જ ગરીબોને જીવવા પૂરતી પણ જે વસ્તુઓ જોઈએ તે વસ્તુઓનું ઉત્પાદન ન થતાં પૈસાના જોરે ધનિકોના મોજશોખ પોષાય તેવી વસ્તુઓનું ઉત્પાદન થતું હોય છે. જેટલા અંશે સમાજમાં આવકની સમાન વહેંચણી થઈ શકે તેટલા અંશે બજારનું આ દૂષણ દૂર થઈ શકે. ૩. આવકની અસમાનતા: જેને જેવી આવડત, જેની પાસે જેવી મૂડી તે અનુસાર તે બજારમાં કમાય છે. આથી આવકની અસામાનતા જન્મે છે. ગરીબોની ઉત્પાદનશક્તિ વધે અને તેમનું શોષણ અટકે તે માટે ઘટિત ઉપાયો હાથ ધરી આવકની અસમાનતા ઘટાડી શકાય, ૪. ગ્રાહકોનું શોષણ: ગ્રાહકોની ઉતાવળ તથા અજ્ઞાનતાનો લાભ વેપારીઓ લેતા હોય છે. તે અટકાવવા ગ્રાહકોને જરૂરી માહિતીઓ પહોંચતી કરવી જોઈએ, તેમજ ગ્રાહકોનું રક્ષણ કરવા બીજાં જરૂરી પગલાં ભરવાં જોઈએ.

આમ બજારમાં નબળાઓ ઉપર સબળાઓ દાદાગીરી કરે છે, આવકની અસમાનતા જન્મે છે, માત્ર નફાકારક ઉદ્યોગો તરફ જ ધ્યાન અપાય છે, તેજી-મંદી આવે છે તથા ગ્રાહકોની બનાવટ થાય છે. આથી સમાજનું આર્થિક જીવન કેવળ બજારની દયા પર ન છોડતાં આર્થિક આયોજન દ્વારા સરકાર બજારની ઉપરવટ જઈ કેટલીક પ્રવૃત્તિઓ હાથ ધરે છે.

બે વિશ્વયુદ્ધો, ૧૯૩૦ની મહામંદી, પછાત દેશોમાં આર્થિક વિકાસના પ્રયાસો, સામ્યવાદી સમાજ વ્યવસ્થાનો સ્વીકાર વગેરે પરિબળોએ વર્તમાન સદીમાં આર્થિક આયોજનનું મહત્ત્વ વ્યક્ત કરવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો. ધારેલી ઝડપે અને ધારેલા પ્રમાણમાં આવક, ઉત્પાદન તથા રોજગારી વધારવા, આવકની અસમાનતા ઘટાડવા, સુસંકલિત આર્થિક વિકાસ સાધવા આર્થિક આયોજન દ્વારા વિવિધ દેશોમાં પ્રયાસો થઈ રહ્યા છે. પ્રદેશો, દેશો અને આંતરરાષ્ટ્રીય સંસ્થાઓએ, દેશોમાં ય ભિન્ન રાજકીય વિચારસરણીવાળા દેશોએ, ગરીબ તથા ધનિક દેશોએ આર્થિક આયોજનના મહત્ત્વનો સ્વીકાર કરી આયોજન કરી રહ્યાં છે. અલબત્ત આયોજનની વ્યાખ્યા જુદે જુદે જુદી જુદી જોવા મળે છે.

## ૫. ભારતમાં આર્થિક આયોજન: પ્રયાસો અને પ્રગતિ

લોકશાહી સમાજ રચનાવાળા દેશોમાં એક ભારત દેશ એવો છે જેણે ખૂબ મોટા પાયા પર આયોજન કરી આર્થિક વિકાસ સાધવા મથી રહ્યો છે. જ્યારે રશિયામાં આયોજન દ્વારા આર્થિક વિકાસ માટે પ્રયાસો થયા હતા ત્યારે ભારતમાં પણ તેની અસર થઈ હતી. આયોજન માટે લેખો, અહેવાલો, ચર્ચાઓ વગેરે ૧૯૩૫ પછી ભારતમાં જોવા મળતા હતા. ઉદ્યોગપતિઓએ દસ હજાર કરોડ રૂ.ની યોજના જે 'બોમ્બે પ્લાન' તરીકે ઓળખાય છે તે તૈયાર કરી હતી. એમ. એન. રોયે 'પીપલ્સપ્લાન' બનાવ્યો હતો અને જી.ડી. બિરલાએ એક પંચવર્ષીય યોજના ઘડી હતી.

**૧. પ્રથમ યોજના:** આઝાદી બાદ ભારત સરકારે આયોજનપંચની નિમણૂક કરી હતી. તેણે પ્રથમ પંચવર્ષીય યોજના તૈયાર કરી હતી. જેના સમયનો ગાળો ૧૯૫૧થી ૧૯૫૬નો હતો.

**ઉદ્દેશો:** આ યોજનાના મુખ્યત્વે બે ઉદ્દેશો હતા: ૧. દર વર્ષે રાષ્ટ્રીય આવકમાં ૩%નો વધારો કરવો. અને વધારાની રાષ્ટ્રીય આવકના ૨૦% બચાવી તેનું મૂડીમાં રૂપાંતર કરવું. ૨. જે આર્થિક અસમાનતા છે તેમાં ઘટાડો આટલા ઉપાયો દ્વારા કરવો: જમીનમાલિકીમાં અસમાનતા નિર્મૂળ કરવી, કરવેરા દ્વારા અસમાનતા ઘટાડવી.

સરકારની માલિકી (એટલે જાહેર વિભાગ)માં વધુ અને વધુ ઉદ્યોગો લાવવા અને એમ ખાનગી માલિકીને લીધે થની અસમાનતા ઘટાડવી.

**અગત્યાનુક્રમ:** ભારતીય અર્થકારણમાં ખેતીવિભાગ મહત્ત્વનું સ્થાન ભોગવતો હોવાથી ખેતી, જળસીંચાઈ તથા શક્તિને સૌથી મહત્ત્વનુ સ્થાન યોજનામાં આપવામાં આવ્યું હતું. ફુગાવો દાબવા, ખોરાકમાં સ્વાવલંબન પ્રાપ્ત કરવા, ગામડાઓ કે જેમા ખરુ ભારત વસે છે તેની સ્થિતિ સુધારવા ખેતી-વિકાસ પાયા સમો હતો. જળસીંચાઈ તથા શક્તિ બાદ કરતાં ખેતી પાછળ કુલ જાહેરખર્ચના, ૧૭·૫% ખર્ચવામા આવ્યા હતા.

**પદ્ધતિ:** લોકોએ કરેલી બચતોને ધારી દિશામાં વાળવા તથા બચતો વધારવા કરવેરા, જાહેર ખર્ચા, શાખ તથા વેપારની નીતિમા ઘટિત ફેરફારો કરવામા આવ્યા હતા. કેટલીક ચાવીરૂપ બાબતોનું રાષ્ટ્રીયકરણ કરવામા આવ્યું હતું. રાજ્યવેપાર શરૂ કરવામા આવ્યો હતો, ભાવ અંકુશો, કેપિટલ ઈસ્યૂ પર સીધા અંકુશો, નવા ઉદ્યોગો માટે પરવાનાપદ્ધતિ, અપનાવવામા આવ્યાં હતાં.

**પ્રગતિ:** પ્રથમ પંચવર્ષીય યોજના પાછળ કુલ રૂ. ૨૩૭૭·૭ કરોડ ખર્ચવામાં આવ્યા હતા જેને લીધે આ પ્રમાણે પ્રગતિ થઈ હતી. ૧૯૫૧–૫૨માં રાષ્ટ્રીય આવક રૂ. ૯૧૧૦ કરોડ હતી તે ૧૯૫૫-૫૬મા વધીને રૂ. ૧૦, ૮૦૦ કરોડ થઈ હતી, એટલે કે ૧૮%નો વધારો થયો હતો. માથાદીઠ આવક ૧૯૫૦–૫૧માં રૂ. ૨૫૫ હતી તે વધીને ૧૯૫૫-૫૬મા રૂ. ૨૮૧ થઈ હતી, અહીં ૧૧%નો વધારો થયો હતો. ૧૯૫૦–૫૧મા રાષ્ટ્રીય આવકના ૬·૭%નુ મૂડી રોકાણ થતું હતું તે ૧૯૫૫-૫૬માં ૭·૩% થયું હતુ.

**૨. બીજી યોજના:** ૧૯૫૬ થી ૧૯૬૧ના ગાળાની બીજી પંચવર્ષીય યોજના ખૂબ જ મહત્ત્વાકાંક્ષી હતી આથી જ તેણે જાહેરક્ષેત્રે રૂ. ૪૮૦૦ કરોડ અને ખાનગીક્ષેત્રે રૂ. ૨૪૦૦ ખર્ચવાની નેમ રાખી હતી,

**ઉદ્દેશો:** આ યોજનાના પ્રધાન હેતુઓ આ પ્રમાણેના હતા: ૧. કુલ રાષ્ટ્રીય આવકમાં ૨૫% વધારો કરવો. માથાદીઠ આવક ૧૯૫૫–૫૬માં રૂ. ૨૮૧ હતી તે વધારીને ૧૯૬૦–૬૧માં રૂ. ૩૩૧ કરવી એટલે કે ૧૮% વધારો કરવો અને એમ લોકોના જીવનધોરણમાં વધારો કરવો. ૨. પાયાના અને ભારે ઉદ્યોગો પર વજન મૂકી ઝડપી ઔદ્યોગિકરણ કરવું. કુલ ખર્ચના ૫૬% ખર્ચ ઔદ્યોગિક વિકાસ માટે કર્યું હતું. પ્રથમ યોજનામાં ઔદ્યોગિક પ્રગતિ માટે જે ખર્ચ કર્યું હતું તેનાથી તે ૪૦૦% વધારે હતું. ઔદ્યોગિક પેદાશમાં ૫૯·૭% વધારો કરવાનું લક્ષ હતું, આથી જ બીજી યોજનાના ઔદ્યોગિકરણના પ્રયાસને અનુકૂળ થાય તેવી રીતે ૧૯૪૮ની ઔદ્યોગિક નીતિમાં ફેરફારો કરવામાં આવ્યા હતા. ૩. રોજગારીના અવકાશમાં ખૂબ જ વધારો કરવાનુ ધ્યેય નક્કી કર્યું હતું. બીજી યોજનાના અંતે નવી ૮૦ લાખ કામની જગાઓ ઊભી કરવાનું લક્ષ્ય હતું. ૪. આવક અને સંપત્તિની અસમાનતા ઘટાડવી તથા આર્થિક સત્તાનુ વિકેન્દ્રીકરણ કરવું.

**પદ્ધતિ:** ઉપર્યુક્ત ઉદ્દેશો સિદ્ધ કરવા કરવેરા–જાહેરખર્ચ, નાણાંકીય ઉપાયો, આયાત-નિકાસ પર સીધા અંકુશો, ઔદ્યોગિક પ્રવૃત્તિઓ પર નિયંત્રણો, જાહેર વિભાગનો વિસ્તાર વગેરે ઉપાયો હાથ ધરવામાં આવ્યા હતા. બીજી યોજનામાં મહત્ત્વનું હથિયાર જાહેરક્ષેત્રે મૂડીરોકાણ વધારવાનું હતું. ભાવસ્થિરતા લાવવામાં બફર સ્ટોકની યોજના અપનાવી હતી.

**પ્રગતિ:** જાહેરક્ષેત્રે રૂ. ૪૬૦૦ કરોડ અને ખાનગી ક્ષેત્રે રૂ. ૩૧૦૦ કરોડ ખર્ચવામાં આવ્યા હતા. કુલ રાષ્ટ્રીય આવકમાં ૨૦% વધારો થયો હતો. પણ ઝડપી વસ્તીવધારાના લીધે માથાદીઠ આવકમાં થોડો વધારો થયો હતો. ૬·૫ મિલિયન લોકોને, બીજી યોજનાએ રોજગારી આપી હતી.

**૩. ત્રીજી યોજના:** ૧૯૬૧ થી ૧૯૬૬ના ગાળા માટે ત્રીજી પંચવર્ષીય યોજના ઘડવામાં આવી છે જે અનુસાર હાલ યોજનાઓ ચાલી રહી છે.

**ઉદ્દેશો:** આ યોજનાના મહત્ત્વના ઉદ્દેશો આ પ્રમાણેના છે: ૧. પાંચ વર્ષમા કુલ રાષ્ટ્રીય આવકમાં ૮૦% વધારો કરવો. તે માટે બીજી યોજના અંતે રાષ્ટ્રીય આવકના જે ૧૧%નું મૂડીરોકાણ થતું હતું તે વધારીને ત્રીજી યોજના અંતે ૧૪% કરવું. ૨. ખોરાકમાં સ્વાવલંબન પ્રાપ્ત કરવું અને ઉદ્યોગો તથા નિકાસ માટે જરૂરી

ખેતપેદાશોનું ઉત્પાદન વધારવું. ૩. સ્ટીલ, બળતણ અને શક્તિ જેવા પાયાના ઉદ્યોગોનો વિકાસ કરવો તથા યંત્રો ઉત્પન્ન કરવાની શક્તિનું સર્જન કરવું કે જેથી ૧૦ વર્ષના ગાળામાં દેશ પોતે પોતાના જ સાધનો દ્વારા વિશેષ ઔદ્યોગિકરણ કરી શકે. ૪. માનવશક્તિનો શક્ય તેટલો વધારે ઉપયોગ કરવો અને રોજગારીની તકોમાં ખૂબ જ વધારો કરવો. ૫. આવક અને સંપત્તિની અસમાનતા ઘટાડવી તથા આર્થિક સત્તાનું વિકેન્દ્રીકરણ કરવું. આ યોજના દરમિયાન જાહેરક્ષેત્રે રૂા. ૭૫,૦૦૦ મિલિયન અને ખાનગીક્ષેત્રે રૂા. ૪૧,૦૦૦ મિલિયન ખર્ચવાનો અંદાજ છે.

**૪. ત્રણે યોજનાઓ સમગ્ર રીતે જોવા જતાં :** ત્રણે પંચવર્ષીય યોજનાઓને સમગ્ર રીતે જોવા જતાં નીચેની નોંધપાત્ર હકીકતો ઊપસી આવે છે.[૬]

કોઠો ૧

| યોજનાઓ | કુલ વાસ્તવિક રાષ્ટ્રીય આવકમાં ટકાવારી વધારો | માથાદીઠ વાસ્તવિક રાષ્ટ્રીય આવકમાં ટકાવારી વધારો |
|---|---|---|
| પ્રથમ યોજના | ૧૮·૪ | ૮·૨ |
| બીજી યોજના | ૨૧·૪ | ૯·૨ |
| પ્રથમ અને બીજી યોજના | ૪૩·૪ | ૯·૨ |
| ત્રીજી યોજના (લક્ષ્ય) | ૩૦·૦ | ૧૭.૦ |

કોઠો ૨

| યોજનાઓ | ખેતી ઉત્પાદનમાં ટકાવારી વધારો | ઔદ્યોગિક ઉત્પાદનમાં ટકાવારી વધારો |
|---|---|---|
| પ્રથમ યોજના | ૨૨ | ૩૯ |
| બીજી યોજના | ૧૯ | ૪૦ |
| પ્રથમ અને બીજી યોજના | ૪૬ | ૯૪ |
| ત્રીજી યોજના (લક્ષ્ય) | ૨૭ | ૭૦ |

કોઠો ૩

| વર્ષ | રાષ્ટ્રીય આવકમાંથી મૂડી રોકાણ (ટકાવારીમાં) | રાષ્ટ્રીય આવકમાંથી બચતો (ટકાવારીમાં) |
|---|---|---|
| ૧૯૫૦–૫૧ | ૫ | ૫ |
| ૧૯૫૫–૫૬ | ૮ | ૭ |
| ૧૯૬૦–૬૧ | ૧૧ | ૮·૫ |
| ૧૯૬૫–૬૬ (લક્ષ્ય) | ૧૪ | ૧૧·૫ |

કોઠો ૪

| યોજનાઓ | વપરાશમાં લીધેલી પરદેશી મદદ (પી. એલ. ૪૮૦ બાદ કરતાં) (મિલિયન રૂપિયામાં) |
|---|---|
| પ્રથમ યોજના | ૧,૯૬૬ |
| બીજી યોજના | ૮,૭૬૬ |
| પ્રથમ અને બીજી યોજનાઓ | ૧૦,૭૩૨ |
| ત્રીજી યોજના (અંદાજ) | ૨૬,૦૦૦ |

**૬. આર્થિક આયોજનનું મૂલ્યાંકન :**

કેટલા રૂપિયા ખર્ચ્યા અને કેટલું ઉત્પાદન થયું તેની વિગતોના આધારે આયોજનનું ખરું મૂલ્ય જાણી ન શકાય. આથી જ પ્રથમ દૃષ્ટિએ યોજનાઓના આંકડા ખૂબ વિકાસની છાપ ઊભી કરે છે પણ શેરીમાંના માનવીને એ આંકડાની ઇંદ્રજાળ જ લાગે છે. અમુક લક્ષ્ય માટે સમાજે વાસ્તવિક રીતે કેવી કિંમત ચૂકવવી પડે છે? અમુક લક્ષ્ય બીજી પદ્ધતિઓ દ્વારા કઈ કિંમતે સિદ્ધ કરી શકાય એમ છે? વગેરે વિગતોના સંદર્ભમાં આર્થિક આયોજનનું સાચું મૂલ્યાંકન કરી શકાય. કેટલા રૂપિયા ખર્ચ કર્યું તે મહત્ત્વનું નથી પણ કેવી કરકસરપૂર્વક ખર્ચ્યા, કેવા પ્રકાર અને પ્રમાણમાં વસ્તુઓ–કામગીરીઓ ઉત્પન્ન થઈ અને તેની વહેંચણી કઈ રીતે થઇ તે વિગતો યોજનાઓનું મહત્ત્વ કે મર્યાદા સમજવા માટે અતિ આવશ્યક બાબત છે.

ભારતમાં મહત્ત્વાકાંક્ષી યોજનાઓ હાથ ધરી હોવા છતાં ય ચોતરફ ખૂબ અસંતોષ જોવા મળે છે. આર્થિક અસમાનતા ઘટી હોય તેની આધારભૂત બાબતો હજી યે ઉપલબ્ધ થતી નથી. ખેતીક્ષેત્રે એવી નિષ્ફળતા જણાય છે કે જેણે આયોજકોની ઊંઘ ઉડાડી નાખી છે. બેકારી દિનપ્રતિદિન વધતી જાય છે. વખતોવખત જીવનજરૂરી વસ્તુઓની બજારોમાં અછત ઊભી થાય છે. વસ્તુભાવો વધતા જ જાય છે. જાહેરનાણાંનો મોટા પાયા પર દુર-ઉપયોગ થાય છે, પૈસા ઉચાપત થાય છે, બાંધેલાં મકાનો, રસ્તાઓ, પુલો, બંધોમાંથી કેટલાકનું આયુષ્ય વર્ષનું પણ હોતું નથી, જ્યાં ખૂબ જરૂર હોય અને જેવા પ્રકારની જરૂર હોય ત્યાં, તે પ્રમાણે કામ થતું નથી- જાણે કે યોજનાઓને લીધે અર્થકારણમાંથી ખરી યોજના ચાલી ગઈ છે! આયોજકો, રાજનીતિજ્ઞો તથા પ્રજામાંથી જેમને

સમજણશક્તિ છે તેઓ બેચેન બન્યા છે. જેટલી ઝડપે ભારત વિકાસ કરી શકે એમ છે અને જેટલી ઝડપે વિકાસ કરવો જોઈએ તેટલી ઝડપે ભારત પ્રગતિ કરી શક્યું નથી. તેના કારણોમાં પ્રજાની નિરક્ષરતા, અજ્ઞાનતા, અપ્રમાણિકતા, શિથિલતા, સામાજિક (વિશાળ) દૃષ્ટિનો અભાવ વગેરે ગણાવવામા આવે છે. ભારતમાં આયોજન સંપૂર્ણ નિષ્ફળ ગયું છે અને તે નિષ્ફળતા પ્રજાની હલકી કક્ષાને આભારી છે તેમ કહેવું તદ્દન ગેરવાજબી છે. આયોજનક્ષેત્રે થોડી પ્રગતિ થઈ છે તે નકારી શકાય તેમ નથી પણ જે દરે થઈ શકે એમ છે તે દરે થઈ નથી તે પણ સાથે હકીકત છે. તે માટે પ્રજા જ જવાબદાર છે તેવુ પણ નથી.

આપણી યોજનાઓ જેટલા અંશે નિષ્ફળ ગઈ છે તે મુખ્યત્વે આટલાં કારણોને આભારી છે. (૧) આપણી યોજનાઓ ઘોડા પહેલા ગાડી જોડવ્યા જેવી છે. સ્થૂળ મૂડીસાધનો જેવાં કે રસ્તાઓ, પુલો, બંધો, મકાનો, યંત્રો વગેરે પાછળ આપણે જે ખર્ચ કર્યુ છે તેની તુલનાએ માનવમૂડી એટલે લોકોનું શારીરિક સ્વાસ્થ્ય તથા સંશોધન, તાલીમ, માહિતી, શિક્ષણ વગેરેની સગવડો પાછળ ખૂબ અલ્પ ધ્યાન અપાયું છે. આર્થિક પ્રગતિ માટે સ્થૂળ મૂડી તથા માનવમૂડી બંને જરૂરી છે, પણ બંનેમાં માનવમૂડી અતિ મહત્ત્વની છે. (૨) ખાનગી પેઢીઓને પ્રોત્સાહનને બદલે કેટલાક અયોગ્ય અંકુશો દ્વારા રૂંધવામાં આવી છે અને બીજી તરફ જાહેરક્ષેત્રનું પ્રમાણ ગેરવાજબી રીતે ઝડપે વધારવામાં આવી રહ્યું છે. જાહેરક્ષેત્રનું પ્રમાણ વધવાથી અનેક વ્યક્તિઓના હાથમાં ઈજારા–લાગવગ દ્વારા ગજવાં ભરી શકાય તેવી સત્તાઓ આવી છે. અર્થકારણમાં હરીફાઈ વધવાને બદલે સ્થાપિત હિતો વધ્યાં છે જેણે ગરીબ દેશનાં સીમિત સાધનોની મહેફીલ ઉડાવી છે. પંચવર્ષીય યોજનાઓએ શોષણની તકો ઊભી કરી છે જેનો તર્કબદ્ધ માનવીઓએ માત્ર લાભ ઉઠાવ્યો છે. આથી જ વિશ્વના પ્રગતિશીલ દેશોમાં રાજ્યનો અર્થકારણમાં હસ્તક્ષેપ ઘટે, ખાનગી તથા સરકારી ઈજારા ઘટે અને શક્ય તેટલા પ્રતિસ્પર્ધી સંજોગો વધે તે માટેના પ્રયાસો જોવા મળે છે. તેવા પ્રયાસોએ તાજેતરમાં પ. જર્મનીમાં જાદુઈ વિકાસ કરી દેખાડયો છે. જાપાન, ફ્રાન્સ, ઈટાલી, નેધર્લૅન્ડઝ, સ્પેઈન, ફિલિપાઈન્સ વગેરે દેશોએ પણ તાજેતરમાં તેવા પ્રયાસોના સહારે નોંધપાત્ર આર્થિક પ્રગતિ સાધી છે.

૧૯૩૧માં ડૉ. એડમન્ડ લેન્ડયૂરે કહ્યું હતું કે Planning would be wrecked on the rock of human nature because we could not make an angel of man, which he never had been and never would be. પ્રો. માર્શલના શબ્દોમાં Progress mainly depends on the extent to which the strongest, and not merely the highest, forces of human nature can be utilized for the increase of social good.

## પાદટીપો

1. An article 'Inflation in Relation to Economic Development' in Staff Papers, Nov. 1952
2. J. K. Galbraith . The Causes of Poverty, p. 5
3. ,, ,, ,, p. 6
4. ,, ,, ,, p. 7
5. R. Lekachman (ed.): National Policy for Economic Welfare at Home and Abroad p. 40
6. India . Pocket Book of Economic information, 1962, p. 200

## સૂચિત વાચન


1. A.D. Knox: Problems of Economic Growth in the Underdeveloped Countries, An article in The Bankers' Magazine, January, 1961
2. J. K. Galbraith: Economic Development in Perspective
3. J. K. Galbraith: The Causes of Poverty
4. W. Malenbaum: Dilemmas of Development, An article in Capital, Dec. 1962
5. W. Malenbaum: Prospets for Indian Development
6. India: Pocket Book of Economic Information, 1962

# સામાન્ય કેળવણીના લક્ષ્યાંકો

**રામપ્રસાદ શુક્લ**

[ગુજરાતીના મુખ્ય અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

'The heart of the problem of a general education is the continuance of the liberal and humane tradition. Neither the mere acquisition of information nor the development of special skills and talents can give the broad basis of understanding which is essential if our civilization is to be preserved. No one wishes to disparage the importance of being 'well informed.' But even a good grounding in mathematics and the physical and biological sciences, combined with an ability to read and write several foreign languages, does not provide a sufficient educational background for citizens of a free nation. For such a program lacks contact with both man's emotional experience as an individual and his practical experience as a gregarious animal. It includes little of what was once known as 'the wisdom of the ages' and might nowadays be described as 'our cultural pattern'. It includes no history, no art, no literature, no philosophy. Unless the educational process includes *at each level of maturity* some continuing contact with those fields in which value judgments are of prime importance, it must fall far short of the ideal. The student in high school, in college and in graduate school must be concerned, in part at least, with the words 'right' and 'wrong' in both the ethical and the mathematical sense. Unless he feels the import of those general ideas and aspirations which have been a deep moving force in the lives of men, he runs the risk of partial blindness.'

*President James Bryant Conant (Harvard)* [while appointing a University Commission on 'The objectives of a general education in a free society]

(General Education in a Free Society, Introduction, pages VIII & IX)

**સર્વાંગી** કેળવણી માટે મહાત્મા ગાંધીજીનો આગ્રહ જાણીતો છે. આવી કેળવણી વિના મનુષ્યની અખિલાઈ વ્યક્ત થઈ શકતી નથી. સર્વાંગી કેળવણીમાં તેઓ હાથપગની કેળવણીનો પણ સમાવેશ કરતા કારણ કે એકાંગી બૌદ્ધિક વિકાસથી માણસજાત લાંબેગાળે પાંગળી બની જાય. ઔદ્યોગિક ક્રાંતિ પછી સમાજમાં જે ભારે પરિવર્તન થયું અને વિવિધ વિદ્યાઓનો વિકાસ થયો તે ઓગણીસમી સદીના અંતભાગ સુધીમાં એવી કક્ષાએ પહોંચ્યો કે કોઈ એક વિદ્યાશાખામાં ઊંડો ઊતરેલો માણસ ભગિની વિદ્યાશાખા વિષે લગભગ કશું જાણતો ન હોય. જ્ઞાનની ગંભીરતા માટે એકાગ્રતા આવશ્યક છે પરંતુ આ એકાગ્રતાને પરિણામે બૌદ્ધિક એકાંગિતા આવી જાય તો એમાંથી અનિષ્ટની નવી પરંપરા ઊભી થાય. વળી માનવસંસ્કૃતિના વિકાસ સાથે જે જીવનમૂલ્યો બંધાયાં છે, તેની જાણ સર્વને હોય એ સામાજિક સુખશાંતિ માટે ઇષ્ટ છે. મુક્ત સમાજમાં આવાં જીવનમૂલ્યો માટેની સમજણ લગભગ જીવન માટે શ્વાસોચ્છ્વાસ જેવી છે. વળી લોકશાહીના વિકાસ સાથે જીવનમૂલ્યોની ઉચ્ચતર કક્ષાઓ સધાતાં સધાતાં તે નવાં જીવનમૂલ્યો બની જાય એ પણ માનવસંસ્કૃતિના વિકાસની ઇષ્ટ દિશા છે. આમ વિદ્યાઓ અને તેની શાખાપ્રશાખાઓની એકાગ્રતા વધતી જોઈને સમગ્રતાના પુરસ્કર્તાઓ વિમાસણમાં પડે તે સ્વાભાવિક છે. એકાગ્રતા આવશ્યક છે અને છતાં એકાંગિતા ટાળવી જોઈએ, કારણ કે જ્ઞાનવિજ્ઞાન સર્વના કેન્દ્રસ્થાને માનવી છે. 'જ્ઞાનને ખાતર જ્ઞાન નહિ, પરંતુ માનવીને ખાતર જ્ઞાન' એ સૂત્ર વિસરાવું ન જોઈએ.

જ્ઞાનની એકાગ્રતામાંથી ઉદ્‌ભવતી એકાંગિતા ટાળવાની જરૂરિયાત કેટલાક ચિંતકોને પ્રથમ વિશ્વયુદ્ધ પછી સમજાઈ હતી. એ દિશામાં આછા-અધૂરા પ્રયત્નો પણ થયા હતા. બીજા વિશ્વયુદ્ધ દરમિયાન અને પછી શિક્ષણ-

શાસ્ત્રીઓ આ પ્રશ્ન પરત્વે વ્યાપક વિચારણા કરતા રહ્યા છે. આની ફલશ્રુતિરૂપે કેટલાક અહેવાલો પ્રગટ થયા છે, જેમાં હાર્વર્ડ (યુ. એસ. એ) યુનિવર્સિટીએ સામાન્ય કેળવણી માટે નીમેલ સમિતિનો ગ્રંથસ્થ અહેવાલ 'General Education in a Free Society' ખાસ નોંધપાત્ર છે.

**નોંધપાત્રતાનાં કારણો**

આ નોંધપાત્રતાના મુખ્ય કારણો આમ ગણાવી શકાય (૧) સને ૧૯૪૩ની વસંતઋતુમાં હાર્વર્ડ યુનિવર્સિટીના પ્રમુખ જેમ્સ બ્રાયન્ટ કોનાન્ટે સામાન્ય કેળવણીની સાંગોપાંગ વિચારણા કરવા માટે એક સમિતિ નીમી. સમિતિના સભ્યો વિનયન, વિજ્ઞાન અને શિક્ષણની વિદ્યાશાખાઓમાંના હતા પરંતુ સમિતિએ જે ઉપસમિતિઓ રચી તેમાં લગભગ બધી વિદ્યાશાખાઓનું પ્રતિનિધિત્વ ભળ્યું. આ ઉપરાંત પણ અનેક વિદ્યાક્ષેત્રો તેમજ વ્યવહારક્ષેત્રોના નિષ્ણાતોની વિચારણાનો લાભ આ સમિતિને મળ્યો. આભારદર્શન માટેની આશરે અઢીસો માણસોનાં નામની યાદી ગ્રથારભે છે, તે આના પૂરાવારૂપ છે. (૨) સમિતિએ પ્રશ્નની તલાવગાહી તપાસ કરવા માટે ભારે પરિશ્રમ ઉઠાવ્યો. તેણે સર્વ અંગોપાંગોને છણ્યાં. ત્રણ વર્ષ સુધી રોજના આઠ કલાકના હિસાબે તેણે કેટલાંક અઠવાડિયાં ગાળ્યાં અને પરિણામે અમેરિકન કેળવણીનો પાયાથી ટોચ સુધીનો સમગ્ર મિનાર ગ્રંથાકારે રજૂ થયો. (૩) સમિતિ અને તેની શાખાપ્રશાખાઓના સભ્યો વિવિધ વિદ્યાક્ષેત્રોના તેમજ બહારના હતા છતાં ચર્ચાવિચારણાનાં તારતમ્યો વિષે સંપૂર્ણ એકમતિ પ્રવર્તી. આમ પ્રસ્તુત ગ્રંથ સામાન્ય કેળવણી વિષયક પ્રશ્નોનો એક આકરગ્રંથ બની ગયો છે.

**મૂળથી મિનાર**

ગ્રંથનાં કુલ ૭ પ્રકરણો છે અને તેમાં સામાન્ય કેળવણીની મૂળથી મિનાર સુધીની વિચારણા કરી છે. આદર્શના દોરને સતત પકડી રાખવા છતાં એમાંનું માર્ગ દર્શન અમલી બનાવી શકાય તેવુ વ્યવહારુ છે. એનું નામકરણ પણ સપ્રયોજન છે. 'General Education in a Free Society' નામ રાખીને સમિતિએ મુક્ત લોકશાહી સમાજની કેળવણીની પુનર્ઘટનાના પ્રશ્નો એમાં છણાયા છે એવું ધ્વનિત્ કર્યું છે. આખી ચર્ચાવિચારણા વિધેયાત્મક છે એટલે એમાં સરમુખત્યારી સમાજોની કેળવણી સાથે તુલનાનો કે તેની વિરૂદ્ધનો કશો ઉલ્લેખ નથી. એમ છતાં પેલું શીર્ષક પોતાની વાત કાનમાં જાણે કહી જાય છે. પ્રકરણવાર છણાવટ આ પ્રમાણે છે (૧) અમેરિકાના સંયુક્ત રાજ્યોમાં કેળવણીનો જે ભારે વિકાસ થયો છે તેનો ઐતિહાસિક સંક્ષિપ્ત ચિતાર આપી ભાવિ કાર્યક્રમની દિશા ચીંધી છે. (૨) સામાન્ય કેળવણી શા માટે ઈષ્ટ અને આવશ્યક છે તેનું હાર્દ સમજાવ્યું છે. સામાન્ય કેળવણીના અભ્યાસક્રમો પાછળ પાયાની વિચારણા કઈ હોઈ શકે અને એ રીતે જે વ્યષ્ટિ–સમષ્ટિનો વિકાસ અભિપ્રેત છે તેનું સમન્વિત, મિતાક્ષર અને વિશદ ચિત્ર આંકયું છે. (૩) કક્ષા, શ્રેણી અને વિષય પરત્વે વૈવિધ્યની વિચારણા કરી છે. (૪) ઉપરની સર્વ વિચારણાને અનુલક્ષીને માધ્યમિક શાળાઓ અર્થે ઈષ્ટ અભ્યાસક્રમો અને કાર્યક્રમોની રૂપરેખા આપી છે. (૫) સમિતિની વિચારણાનો અમલ હાર્વર્ડ યુનિવર્સિટીની કૉલેજોમાં શી રીતે થઈ શકે તે દર્શાવવા તેવી એક કૉલેજનું નમૂનાચિત્ર આપ્યું છે. આ ચિત્ર નમૂનાનુ હોઈ હાર્વર્ડ ઉપરાંત અમેરિકાની અન્ય યુનિવર્સિટીઓની કૉલેજોને પણ ઓછાવધતે અંશે બંધબેસતું આવી શકે તેવી ચોખવટ સમિતિએ કરી છે. (૬) છેલ્લા પ્રકરણમાં સમગ્ર સમાજની દૃષ્ટિએ સામાન્ય કેળવણીના કાર્યક્રમોની રૂપરેખા આપી છે. આજે ગુજરાત યુનિવર્સિટી સામાન્ય કેળવણીનો નવેસરથી અમલ કરી રહી છે ત્યારે પ્રસ્તુત પુસ્તકમાંથી ઘણું માર્ગદર્શન મળશે. ખાસ કરીને તેના બે પ્રકરણો (A) Theory of General Education (b) General Education in Harvard College આપણે માટે વિચારપ્રેરક અને માહિતીની ખાણ જેવાં છે. ઉપયુક્ત બે પ્રકરણોમાંથી થોડી વિચારકણિકાઓ (અવતરણો રૂપે) અહીં રજૂ કરવાનો નમ્ર પ્રયત્ન છે.

**સામાન્ય જ્ઞાન કે કેળવણી ?**

પ્રારંભમાં એક ચોખવટ આવશ્યક છે. આપણે સામાન્ય જ્ઞાન (General knowledge) શબ્દથી પરિચિત છીએ કારણકે આવો એક વિષય ઉપરટપકે માધ્યમિક શાળાઓમાં લેવાય છે. આમજનતામાં સામાન્ય જ્ઞાનનું પ્રસરણ કરવાના ઉદ્દેશથી કેટલીક સંસ્થાઓ તરફથી જ્ઞાનકૌશલ્યની પરીક્ષાઓ પણ લેવાય છે. કેટલીક પુસ્તક–પુસ્તિકાની શ્રેણીઓ પણ પ્રગટ થતી રહે છે. એથી

સામાન્ય કેળવણીને કેટલાક જ્ઞાનવર્ધનના મર્યાદિત અર્થમાં સમજે તેવો ભય છે. સામાન્ય જ્ઞાન એ સામાન્ય કેળવણીનો એક અંશ છે અથવા કહો કે તેનું એક સાધન છે. સામાન્ય કેળવણીની કોટિ, કક્ષા અને ધ્યેયાદિ જુદાં છે અથવા કહો કે સામાન્ય જ્ઞાન તેના લક્ષ્યાંકોના પ્રાથમિક સોપાનોમાં સમાઈ જાય છે. માનવ આત્માની અખિલાઈનું પ્રગટીકરણ એ જો કેળવણીનું ધ્યેય હોય તો સામાન્ય કેળવણી વર્તમાન કેળવણીની ઊણપોને લીધે રહી જતી અપૂર્ણતાની પરિપૂર્તિ છે.

'The term, general education, is somewhat vague and colorless; it does not mean some airy education in knowledge in general (if there be such knowledge), nor does it mean education for all in the sense of universal education. It is used to indicate that part of a student's whole education which looks first of all to his life as a responsible human being and citizen while the term, special education, indicates that part which looks to the student's competence in some occupation.'

(General Education in free society, page 51)

### એકાગ્રતા અને એકાંગિતા

અલબત્ત, વર્તમાન જગતની પરિસ્થિતિ એવી છે કે જ્ઞાનવિજ્ઞાનનાં ઊંડાણો સાધવા એકાગ્રતા આવશ્યક છે અને તેને કારણે અમુક એકાંગિતા અનિવાર્ય છે. એટલે આજની સમસ્યા એકાગ્રતાને લીધે આવતી એકાંગિતાના નિવાર્ય અંશોને દૂર કરવાની છે.

'We are living in an age of specialism, in which the avenue to success for the student often lies in his choice of a specialised career, whether as a chemist, or an engineer or a doctor, or a specialist in some form of buisness or of manual or technical work. ......Specialism is the means for advancement in our mobile social structure; yet we must envisage the fact that a society controlled wholly by specialists is not a wisely ordered society. We can not, however, turn away from specialism. The problem is how to save general education and its values within a system where specialism is necessary.'

(એજન – પૃ. ૫૩)

વિશિષ્ટ જ્ઞાન સામાજિક સફળતા માટે અત્યંત જરૂરી છે છતાં એની મર્યાદા એવી છે કે ક્યારેક પલટાતી પરિસ્થિતિઓમાં સામાજિક સફળતાને તે ખંડિત કરે. આવી સ્થિતિને કર્ણની અસ્ત્રવિદ્યા સાથે સરખાવી શકાય.

'Even from the point of view of economic success specialism has its peculiar limitations. Specializing in a vocation makes for inflexibility in a world of fluid possibilities. Buisness demands minds capable of adjusting themselves to varying situations and managing complex human institutions.'

(એજન – પૃ. ૫૪)

આજના વિકસતા લોકશાહી સમાજમાં સામાન્ય કેળવણીની આવશ્યકતા અન્ય કારણે પણ વધી ગઈ છે.

'General education is espcially required in a democracy where the public elects its leaders and officials, the ordinary citizen must be discerning enough so that he will not be decieved by appearances and will elect the candidate who is wise in his field.'

(એજન – પૃ. ૫૪)

### જ્ઞાનગ્રહણથી ઉચ્ચતર

કેળવણીમાં જ્ઞાનગ્રહણની પ્રક્રિયાનું મહત્ત્વ છે એમ છતાં તેને આ પ્રક્રિયામાં મર્યાદિત ન કરી શકાય. તેના લક્ષ્યાંકો એથી ઉચ્ચતર છે.

'Education is not merely the imparting of knowledge but the cultivation of certain aptitudes and attitudes in the mind of the young......These abilities, in our opinion, are: *to think effectively, to communicate Thought, to make relevant judgements, to discriminate among values.*'

(એજન – પૃ. ૬૪-૬૫)

સ્નાતકકક્ષાએ સામાન્ય કેળવણી શા માટે આવશ્યક છે તેનું દ્યોતન આ પ્રમાણે છે.

'The undergraduate whether he be a concentrator in the sciences, the humanities, or the social sciences should be able to talk with his fellows in other fields above the level of casual conversation. He should share in a common awareness of the importance of ideals and objectives, in a common understanding of the heritage which is the possession of his generation. Nor will general education at the college level have been entirely successful unless the student has acquired some understanding of *what is common to all fields of learning*, as well as some understanding of the principal respects in which their aims and their methods differ.'

(એજન–પૃ ૧૬૨)

સામાન્ય કેળવણી અંગેના અભ્યાસક્રમો અને તે તે અભ્યાસક્રમોને અમલી બનાવવાની પદ્ધતિ વિશે પણ મિતાક્ષર છણાવટ પ્રસ્તુત પુસ્તકમાં છે. પરંતુ આ મર્યાદિત અવલોકનમાં સામાન્યકેળવણીની વૈચારિક આધારશિલાઓ પ્રત્યે અંગુલિનિર્દેશ કરવાનો જ ઉદ્દેશ રાખ્યો છે.

# અંગ્રેજી વાચન

A Round of Applause –Norman MacCaig [Chatto & Windus with the Hogarth Press, London, 1961. Price 12S 6d.]

આધુનિક બ્રિટિશ કવિ નૉર્મન મૅકેગની કવિતાઓનું આ પુસ્તક The Phoenix Living Poets શ્રેણીમાં પ્રસિદ્ધ થયું છે. આધુનિક કવિતા કદાચ પિકાસોની ચિત્રકળા સાથે સરખાવી શકાય: તમને જો એની સમજ પડે તો તમે એની મઝા માણી શકો, પરંતુ મુશ્કેલી મૂળમાં જ, સમજણ પડવા અંગેની છે! વળી કેટલાક એમ કહે છે કે અત્યારની કવિતાનું રસગ્રહણ શ્રવણથી નહીં પણ દર્શનથી કરવું જોઈએ, એટલે કે આવી કવિતા વાચતાં આપણા મનઃચક્ષુ આગળ જે દૃશ્યો ખડા થાય તેનો આહ્લાદ આપણે માણવાનો હોય.

નૉર્મન મૅકેગની કવિતા વાંચતાં આપણી આંખ આગળ વિવિધ કલ્પનાચિત્રો આબાદ ખડાં થાય છે. એમાંથી વિચારનું ભાથું પણ ઠીક ઠીક મળે છે. મૅકેગની કવિતાના વિષયો આમ તો સામાન્ય છે, જેવા કે Rain on Fence Wire, The Shore Road, Water Tap ઈત્યાદિ. આ કવિને વાંચતાં કેટલીક વાર ઇલિયટનું પણ સ્મરણ થાય છે.

કલાકાર હંમેશ સહૃદયી હોય છે. વસ્તુતઃ સાચી કળાના હાર્દમાં સહૃદયતા ભારોભાર હોય છે. નૉર્મન મૅકેગે જે અનુભવ્યું તે તેમણે પોતાના કાવ્યમાં ખૂબ સુંદર રીતે અને સહૃદયતાથી વ્યક્ત કર્યું છે. એમની કવિતામાં જો કે સ્કૉટલૅન્ડની સ્થાનિક તળપદી ભાષા અને શૈલી સ્વાભાવિક જ વારંવાર ડોકિયાં કરે છે તો પણ એમાં રહેલા વિચારો વિશાળ ક્ષેત્રને આવરી લે છે. A Round of Applause વાંચતાં આપણે શાંત અને વિચારમગ્ન પણ થઈ જઈએ છીએ.

છેલ્લી કવિતા Canal in Winterમાંની આ લીટીઓ જુઓ:

"Doom and decay, inflicting
Their beauty here, disclose
Themselves as vocables:
A human mind's reflection.

× × ×

And the corrupt reed, leaning
Over its own downfall,
Sets out on a never final
Stage of its endless journey."

અલબત્ત, એ ખરું છે કે આધુનિક કવિતા ચાખવી તે કોઈ અવનવો ખાદ્યપદાર્થ પહેલી વાર ચાખવા જેવું છે. એને માટે ખાસ સ્વાદ કેળવવો પડે અને એ ચાખવાની કળા શીખવી પડે; પણ એક વાર એનો ચટકો લાગ્યો તો A Round of Applause જેવાં પુસ્તકોને વાચકો હર્ષભેર તાળીઓ વગાડીને વધાવશે જ!

# અભ્યાસ

વિચાર અને વિવેચનનું સામયિક



"ઇશ્વર માણસને માથે હજારો જાતની વિપત્તિયો નાખે છે તેનો કંઈ હેતુ નહિ હોય એમ નહિ હોય, દુઃખથી માણસ ઘડાય છે—

તપેશ્વર તપ કરે છે તે આવતા અવતાર માટે. આપણે યે જે દુઃખ ખમવાં પડે તે પણ એક જાતનું તપ!

પણ આપણે પણ માથે પડયું વેઠવાના બે રસ્તા છે. ગમે તો બડબડી ઈશ્વરને માથે આરોપ દઈ વેઠીએ તે યે વેઠાય; ને ગમે તો ઇશ્વર જે કરતો હશે તે સારા સારું જ હશે એમ જાણી વેઠીએ તે પણ વેઠાય—પણ એકનું નામ તે ન વેઠવું, અને બીજાનું નામ તે ઈશ્વરની ઈચ્છાને આનંદથી અધીન થવું એટલે આનંદથી ઇશ્વરનું કિંકરપણું કરવું અને એનું નામ પણ તપ જ સમજવું."

ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી

['સરસ્વતીચંદ્ર'–ભાગ ૨જો–એન. એમ. ત્રિપાઠી ઍન્ડ કંપની, મુંબઈ, સને ૧૯૪૨. પૃ. ૯૫–૯૬]

વર્ષ ૨
અંક ૧૨
જુલાઇ • ૧૯૬૩
સંપાદક • પુરુષોત્તમ ગણેશ માવળંકર

# અભ્યાસ

સંપાદક: પુરુષોત્તમ ગણેશ માવળંકર

વર્ષ ૨ • અંક ૧૨
જુલાઈ
૧૯૬૩

## અનુક્રમ


| | | |
|---|---|---|
| નૈવેદ્ય | ૪૧૫ | એ. જી. ભટ્ટ |
| રોજનીશીમાંથી | ૪૧૭ | ગણેશ વાસુદેવ માવળંકર |
| નિઃશસ્ત્રીકરણ: પોલીશ દૃષ્ટિકોણ | ૪૨૧ | ઍડમ રાપાકી [અનુવાદક: ન. ઉ. રાજગુરુ] |
| પાઠ્યપુસ્તકો | ૪૨૬ | ખભાભાઈ સો. પટેલ |
| વિશ્વરાજ્ય અને આધ્યાત્મિક અરાજકતાવાદ | ૪૨૯ | આર. કે. શાહ |
| આંતરરાષ્ટ્રીય કાનૂન કાનૂન છે? | ૪૩૨ | ઉષા જે. ઠાકર |
| ભારતના સાંસ્કૃતિક ઇતિહાસની રૂપરેખા-૮ | ૪૩૫ | જયદેવ મો. શુક્લ |
| નવનીત | ૪૪૯ | |
| હેત્રી દુના | | |
| રેડક્રૉસ શતાબ્દી | | |
| લંડનના નગરપતિ | | |
| પ્રથમ ગુજરાતીઓ | | |
| આધુનિક ભારતની સમસ્યાઓ (પૂર્તિ) | પૂઠું ૩ | પુરુષોત્તમ ગણેશ માવળંકર |
| 'અભ્યાસ'નાં બે વર્ષ | પૂઠું ૩ | પુરુષોત્તમ ગણેશ માવળંકર |


*

* વાર્ષિક લવાજમ રૂપિયા આઠ, છમાસિક રૂપિયા પાંચ.
* મનીઑર્ડરથી કે ચેકથી લવાજમ–પુ. ગ. માવળંકર, 'પ્રગતિ', ૧૫ મહારાષ્ટ્ર સોસાયટી, અમદાવાદ-૬ એ સરનામે–મોકલવું, તથા ચેક પુ. ગ. માવળંકરના નામનો લખવો, એવી વિનંતી છે. રૂબરૂ લવાજમ 'અભ્યાસ' કાર્યાલય પર ભરી શકાશે.
* 'અભ્યાસ' દર મહિનાની છેલ્લી તારીખે પ્રસિદ્ધ થાય છે.
* 'અભ્યાસ'ના પ્રથમ વર્ષના પ્રથમથી બાર અંકોના પૂરા સેટ ઉપલબ્ધ છે. સેટની કિંમત દસ રૂપિયા.
* 'અભ્યાસ'ના બીજા વર્ષના પ્રથમથી બાર અંકોના પૂરા સેટની કિંમત આઠ રૂપિયા. (તા. ૧ સપ્ટેમ્બર ૧૯૬૩થી કિંમત દસ રૂપિયા).

*

મુદ્રક અને પ્રકાશક: પુરુષોત્તમ ગણેશ માવળંકર, 'અભ્યાસ' કાર્યાલય, માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ-૧
મુદ્રણસ્થાન: કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિમિટેડ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ-૧

# નૈવેદ્ય

जितेन्द्रियस्य युक्तस्य जितश्वासस्य योगिनः ।
मयि धारयतश्चेत उपतिष्ठन्ति सिद्धयः ॥
श्रीमद्भागवते — स्कन्धः ११-अ. १९ ॥

**ભાવાર્થ :** જેણે ઇન્દ્રિયો અને પ્રાણ પર જય મેળવ્યો છે, જેની મારામાં અનન્ય નિષ્ઠા છે, જે મારામાં ચિત્તને ધારણ કરે છે એવા યોગીની સમક્ષ અનેક સિદ્ધિઓ ઉપસ્થિત થાય છે.

**નોંધ :** ઇન્દ્રિયો, પ્રાણ અને મનને વશ કરવાથી અનેક પ્રકારની સિદ્ધિઓ યોગીજનને પ્રાપ્ત થાય છે. આ સિદ્ધિઓનું વર્ણન ભાગવત, પાતંજલ યોગદર્શન, યોગશિખોપનિષદ વગેરે ગ્રંથોમાં કરવામાં આવ્યું છે. પાતંજલ યોગદર્શનના વિભૂતિપાદમાં યોગથી પ્રાપ્ત થતી સિદ્ધિઓનું સરસ નિરૂપણ કરવામાં આવ્યું છે. યોગના અનુષ્ઠાનથી અદ્ભુત ઐશ્વર્યની પ્રાપ્તિ થાય છે. યોગથી પ્રાપ્ત થતા ઐશ્વર્યને વિભૂતિ કહેવામાં આવે છે. વિભૂતિઓ અથવા સિદ્ધિઓનું વર્ણન અત્યંત રસપ્રદ અને ચમત્કારિક છે. જેમ પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર (Physics) અને રસાયણશાસ્ત્ર (chemistry) વગેરે શાસ્ત્રોમાં દર્શાવ્યા પ્રમાણે પદ્ધતિસર પ્રયોગો કરવાથી અનેક ભૌતિક સિદ્ધિઓની પ્રાપ્તિ થાય છે તેમ યોગના વિધિપૂર્વક અનુષ્ઠાનથી આશ્ચર્યકારક પરિણામો પ્રગટ થાય છે.

યમ, નિયમ, આસન, પ્રાણાયામ અને પ્રત્યાહાર એ પાંચ યોગનાં બહિરંગ સાધનો છે અને ધારણા, ધ્યાન તથા સમાધિ એ ત્રણ યોગનાં અંતરંગ સાધનો છે. ઉપર દર્શાવેલાં આઠ સાધનો એ જ યોગનાં આઠ અંગો છે. આથી યોગને અષ્ટાંગ-યોગ પણ કહેવામાં આવે છે.

યોગના અનુષ્ઠાનથી દૂરદર્શન, દૂરશ્રવણ વગેરે સિદ્ધિઓ સ્વાભાવિક રીતે પ્રાપ્ત થાય છે. યોગી પરદેશમાં રહેલી વસ્તુ અથવા વ્યક્તિને જોઈ શકે છે અને હજારો માઇલ દૂર રહેલી વ્યક્તિના અવાજને યોગના સામર્થ્યથી સાંભળી શકે છે. તે પશુ, પક્ષી વગેરેની વાણી સમજે છે અને પૃથ્વી પર એક આસન પર બેસીને ચન્દ્રને હાથથી સ્પર્શ કરી શકે છે.

સમાધિપાદમાં પતંજલિએ દર્શાવ્યા પ્રમાણે સંયમ કરવાથી અનેક પ્રકારની સિદ્ધિઓની પ્રાપ્તિ થાય છે. જે પ્રકારના બળ ઉપર સંયમ કરવામાં આવે છે તે પ્રકારનું બળ પ્રાપ્ત થાય છે. હાથીના બળ પર સંયમ કરવામાં આવતાં હાથીના જેવું બળ પ્રાપ્ત થાય છે. સૂર્ય પર સંયમ કરવાથી સર્વ ભુવનોનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. જે જાજ્વલ્યમાન સૂર્ય પર સંયમ કરે છે તે અનેક ભુવનોમાં રહેલા લોકો, ગામો, નગરો, પર્વતો, નદીઓ અને અન્ય સર્વ પદાર્થોનું દર્શન કરે છે. ચન્દ્ર પર સંયમ કરવાથી તારાઓના વ્યૂહનું જ્ઞાન થાય છે. અનેક પ્રકારનાં નક્ષત્રોનું જ્ઞાન ચન્દ્ર પર સંયમ કરવાથી થાય છે. ધ્રુવ નામના તારા પર સંયમ કરવાથી તારાઓની ગતિનું જ્ઞાન થાય છે. ધ્રુવ પર સંયમ કરવાથી કયો ગ્રહ કઈ રાશિમાં છે, કયું નક્ષત્ર ચાલે છે વગેરે જ્ઞાન થાય છે. નાભિચક્રમાં સંયમ કરવાથી કાયવ્યૂહનું એટલે શરીરના વાત, પિત્ત, કફ એ દોષો તથા ત્વચા, રુધિર, માંસ, સ્નાયુઓ, અસ્થિઓ મજ્જા અને શુક્ર એ સાત ધાતુઓનું જ્ઞાન થાય છે. કંઠકૂપમાં સંયમ કરવાથી ભૂખ અને તરસની નિવૃત્તિ થઈ જાય છે. જીભની નીચે આવેલા જીહ્વામૂલને તંતુ કહેવામાં આવે છે; તેની નીચેના પ્રદેશને કંઠ કહેવામાં આવે છે અને તેની નીચેના પ્રદેશને કંઠકૂપ ગણવામાં આવે છે. આ કંઠકૂપમાં સંયમ કરવાથી ભૂખ અને તરસની પીડા થતી નથી. મૂર્ધજ્યોતિમાં સંયમ કરવાથી સિદ્ધ પુરુષોનું દર્શન થાય છે અને તેમની સાથે સંભાષણ થઈ શકે છે. મસ્તકના કપાલપ્રદેશની મધ્યમાં એક છિદ્ર છે તે પ્રકાશમય જ્યોતિસ્વરૂપ છે અને ત્યાં સંયમ કરવાથી આકાશ અને પૃથ્વી વચ્ચે સંચાર કરતા સિદ્ધ પુરુષોનું દર્શન થાય છે. પ્રાતિભજ્ઞાનની ઉત્પત્તિ થયા પછી યોગી કશા પર સંયમ કર્યા વિના બધું જાણી શકે છે. આ પ્રાતિભજ્ઞાન વિવેકજ્ઞાનનું પૂર્વરૂપ છે. હૃદયમાં સંયમ કરવાથી

ચિત્તનું જ્ઞાન ઉદય પામે છે. ચિત્તનું સ્થાન હૃદયમાં છે. હૃદયમાં સંયમ કરવાથી પોતાનું તેમ જ બીજાનું ચિત્ત જાણી શકાય છે. આત્મવિષયક સંયમ કરવાથી યોગીની ઇન્દ્રિયોમાં દિવ્ય શક્તિનો સંચાર થાય છે અને તે દિવ્ય શબ્દોનું શ્રવણ કરે છે, દિવ્ય સ્પર્શ, દિવ્ય રસ, દિવ્ય રૂપ વગેરેનો સાક્ષાત્કાર કરે છે. અનેક જન્મોમાં કરેલા કર્મોના સંસ્કાર ચિત્તમાં રહેલા હોય છે અને તે સંસ્કારોમા સંયમ કરવાથી તેમનો સાક્ષાત્કાર થતા પૂર્વે થયેલા જન્મોનું જ્ઞાન થાય છે.

ધારણા, ધ્યાન અને સમાધિ એ ત્રણે એક જ વિષયમાં થાય ત્યારે તે ત્રણેના સમુદાયને સંયમ કહેવામાં આવે છે. પતંજલિએ તેના 'त्रयमेकत्र संयम ।' એ સૂત્રમાં ત્રણે (ધારણા, ધ્યાન અને સમાધિ)નું એક વિષયને ઉદ્દેશીને હોવું એને સંયમ કહેવામાં આવે છે એમ દર્શાવ્યું છે. ચિત્તને કોઈ એક દેશમાં બાધવું, અન્ય વિષયોમાંથી દૂર કરી કોઈ એક સ્થાનમાં સ્થિર કરવું તેને ધારણા કહેવામાં આવે છે. 'देशबन्धश्चित्तस्य धारणा।' એ સૂત્રમાં એ વાત સ્પષ્ટ કરવામા આવી છે. કેવળ ધ્યેયરૂપી આલમ્બનમાં ચિત્તવૃત્તિની એકાગ્રતા થવી એટલે ધ્યેયરૂપી આલંબનમાં જ ચિત્તની સજાતીય વૃત્તિના પ્રવાહનું વહેવું તેને 'ધ્યાન' કહેવામા આવે છે. ધ્યાન થતું હોય ત્યારે ધ્યાતા, ધ્યાન અને ધ્યેયની ત્રિપુટીનું ભાન રહ્યા કરે છે પણ જ્યારે ધ્યાન ધ્યાનનો આકાર ત્યાગી કેવળ ધ્યેયરૂપે ભાસે છે, સ્વરૂપ–શૂન્ય જેવું થઈ જાય છે ત્યારે સમાધિ થાય છે. કયા કયા વિષય પર 'સંયમ' (અર્થાત્ ધારણા, ધ્યાન અને સમાધિ) કરવાથી કઇ કઇ સિદ્ધિની પ્રાપ્તિ થાય છે તે પતંજલિએ દર્શાવ્યું છે.

ભાગવતમાં અનેક પ્રકારની સિદ્ધિઓનુ વર્ણન કર્યું છે. નીચેના શ્લોકોમાં આઠ સિદ્ધિઓ કહેવામાં આવી છે.

अणिमा महिमा मूर्तेर्लघिमा प्राप्तिरिन्द्रियैः ।
प्राकाम्यं श्रुतदृष्टेषु शक्तिप्रेरणमीशिता ॥
गुणेष्वसङ्गो वशिता यत्कामस्तदवस्यति ।
एता मे सिद्धयः सौम्य अष्टावौत्पत्तिका मताः ॥

આ શ્લોકોમાં અણિમા, મહિમા, લઘિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઇશિતા, વશિતા અને કામાવસાયિતા – એ આઠ મહાસિદ્ધિઓ ગણાવવામાં આવી છે. ઇશ્વરમાં આ સિદ્ધિઓ સ્વભાવસિદ્ધ હોય છે. ઇશ્વરની કૃપાથી તે સર્વે યોગીજનને પ્રાપ્ત થાય છે. અણિમા સિદ્ધિથી મનુષ્ય અણુ જેવો અત્યંત સૂક્ષ્મ થઈ શકે છે. મહિમા નામની સિદ્ધિથી શરીરનું હાથી, પર્વત વગેરે જેવું મોટું પરિમાણ થઈ શકે છે. લઘિમાંથી શરીર તણખલા જેવું હલકું બને છે અને આકાશમાં ભ્રમણ કરી શકાય છે. પ્રાપ્તિ નામની સિદ્ધિથી જે પદાર્થની ઇચ્છા કરે તેને યોગી પ્રાપ્ત કરી શકે છે; તે આંગળાથી ચન્દ્રમાને પણ સ્પર્શી શકે છે. પ્રાકામ્ય સિદ્ધિ દ્વારા કોઇ પણ રુકાવટ વિના મનોરથની સિદ્ધિ થઈ જાય છે. વશિત્વ નામની સિદ્ધિથી પાંચ ભૂતો તથા તેમાંથી ઉત્પન્ન થતા સર્વ પદાર્થો યોગીને વશ થાય છે. આ સિદ્ધિથી યોગીને ભૌતિક પદાર્થો વશ વર્તે છે; તે કોઇને વશ થતો નથી. ઇશિતા સિદ્ધિ દ્વારા યોગી વિવિધ ભૂત-ભૌતિક વસ્તુઓની ઉત્પત્તિ કરી શકે છે અને તે પદાર્થો પર તેનું શાસન ચાલે છે. કામાવસાયિતા સિદ્ધિથી યોગી જેવો સંકલ્પ કરે છે તેવો ભૂતપદાર્થોનો સ્વભાવ થઈ જાય છે. આ સિદ્ધિથી વિષની મારવાની શક્તિ કે અમૃતની જીવાડવાની શક્તિને પ્રયોજનવશાત્ તે બદલી શકે છે પણ તે પદાર્થોને બદલતો નથી એટલે વિષને અમૃત કે અમૃતને વિષ, અગ્નિને જળ કે જળને અગ્નિ બનાવી દેતો નથી કેમકે ઇશ્વરે પોતાના સંકલ્પથી પદાર્થો બનાવ્યા છે અને તેના સંકલ્પની વિરુદ્ધ તે વર્તતો નથી.

ઉપર વર્ણવેલી સિદ્ધિઓ ઉપરાંત બીજી અનેક ગૌણ સિદ્ધિઓ છે જેથી યોગી બીજાના શરીરમાં પ્રવેશ, સ્વચ્છન્દમૃત્યુ (ધારે ત્યારે શરીરનો ત્યાગ), મનોજવ (મનના જેવી ત્વરિત ગતિથી ધારેલે સ્થાને પહોંચવું), ક્ષુધા, તૃષા આદિની નિવૃત્તિ વગેરે અનેક અદ્ભુત કાર્યો કરી શકે છે.

ઇન્દ્રિયો પર સંયમ પ્રાપ્ત થવાથી, પ્રાણ પર જય મેળવવાથી કે ઇશ્વરની ભક્તિથી સિદ્ધિઓની પ્રાપ્તિ થાય છે. પ્રાણાયામ દ્વારા યોગી અપૂર્વ બળની પ્રાપ્તિ કરે છે. પ્રાણ પર જય મેળવવાથી મન પર વિજય મળે છે અને મનને વશ કરવાથી પ્રાણને વશ કરી શકાય છે. આથી યોગમાર્ગના સાધકો પ્રાણને વશ

કરવાનો કે મનને વશ કરવાનો અભ્યાસ કરે છે અને તે બેમાંથી એક પર સાચું પ્રભુત્વ મળતાં વિસ્મયકારક પરિણામો સ્વાભાવિક રીતે પ્રગટ થાય છે એમ યોગશાસ્ત્રમાં દર્શાવવામાં આવ્યું છે. યોગ્ય ગુરુનું માર્ગદર્શન પામી શાસ્ત્રમાં બતાવેલી પદ્ધતિ પ્રમાણે યોગનું અનુષ્ઠાન કરવાથી ઉપર દર્શાવેલી સિદ્ધિઓ આપોઆપ પ્રગટ થાય છે. આ સમગ્ર વિષય શ્રદ્ધાપૂર્વક સાધનાનો છે. કંટાળ્યા વિના, પ્રસન્નતાપૂર્વક નિરંતર અશ્રાન્તભાવે સાધના કરવાથી યોગમાર્ગમાં સફળતા પ્રાપ્ત થાય છે.

જે જીતેન્દ્રિય છે, જીતપ્રાણ છે, જે ઈશ્વરના સ્વરૂપની નિરંતર ધારણા કરે છે તેને સર્વ પ્રકારની સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે એમાં શંકા નથી પરંતુ સિદ્ધિઓ મોક્ષની પ્રાપ્તિમાં અંતરાયરૂપ છે. આથી ભાગવતમાં જ દર્શાવ્યું છે કે

'अन्तरायान् वदन्त्येता युञ्जतो योगमुत्तमम्।
मया सम्पद्यमानस्य कालक्षपणहेतवः ॥'

જે ઉત્તમ યોગની સાધના દ્વારા ઈશ્વરમાં લીન થવા જાય છે તેમને માટે સિદ્ધિઓ વિઘ્નરૂપ છે અને સમયના નિરર્થક દુર્વ્યયનું કારણ બને છે. સિદ્ધિઓનું અથવા ચમત્કારોનું યોગમાર્ગમાં યોગી વધારે અભિમુખ થાય તેટલું જ પ્રયોજન હોવું જોઇએ. યોગનો ઉદ્દેશ્ય સિદ્ધિપ્રાપ્તિ નથી પણ મોક્ષની પ્રાપ્તિ છે. ઈશ્વરની ઉપાસનાર્થી પણ સિદ્ધિઓ સ્વયં પ્રાપ્ત થાય છે પણ સાધકે તેમનાથી ન લોભાતાં, તેમને આધ્યાત્મિક પ્રગતિમાં વિઘ્નરૂપ માનીને ધ્યેયની સિદ્ધિ માટે જ યત્નશીલ રહેવું યોગ્ય છે. ધ્યેયની સિદ્ધિ એટલે મોક્ષની–કૈવલ્યની પ્રાપ્તિ. મનુષ્યજીવનનું તે જ પરમ પ્રયોજન છે.

[લેખક અને સંપાદક: એ. જી. ભટ્ટ, સંસ્કૃતના અધ્યાપક, એલ. ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ]

❀

# રોજનીશીમાંથી

**ગણેશ વાસુદેવ માવળંકર**

## તા. ૨૨ સપ્ટેમ્બર ૧૯૪૭, સોમવાર

પરોઢિયે પાંચ વાગે ઊઠીને ઉતાવળમાં સ્નાન, ચાહ આટોપીને સ્ટેશન પર આવ્યો અને ૬ની લોકલમાં ઉપડ્યો. સાથે શ્રી નાનુભાઈ દેરાસરી અને રાજેન્દ્ર દેસાઈ હતા. મ્યુનિસિપાલિટી વિષેની ઘણી બધી વાતોચીતો ચાલી.

નેનપુર મુકામે નવા દવાખાનાના મકાનમાં મિત્રો સાથે બેઠો. ખૂબ વાતો થઈ. દવાખાનાનું ઉદ્ઘાટન મારા હાથે થયું. પ્રસંગને અનુરૂપ ચાર શબ્દો હું બોલ્યો. કયા ઉદ્દેશથી નેનપુરમાં વસાહત ઊભી કરવાની છે, ગામડાંઓ અંગે કૉંગ્રેસના ખયાલો શા છે, તેમજ શિક્ષણ, દવાખાનાં, ખેતી વગેરે જુદા જુદા વ્યવસાય એક જ હેતુ માટે છે વગેરે વિચારો કહ્યા.

ત્યારપછી વાત્રક સહકારી મંડળીની સભા મકાનની બહાર મોટા વડના ઝાડ નીચે થઈ. અહીં મઝા અનેરી હતી. વૃક્ષની છાયા અને ખુલ્લી હવા, આજુબાજુ લીલાંછમ ખેતરો. કુદરતનો આવો વૈભવ શહેરમાં ક્યાંથી જોવા મળે?

ભોજન અર્થે વિદ્યાલયમાં ગયો. ભોજન આટોપીને વિશ્રાંતિ માટે બહાર કૂવા પાસેના એક ઝાડ નીચે ખાટલો મૂકીને પડ્યો. આ પણ ખૂબ મોહક અને આકર્ષક હતું.

પછી શાળામાં આવીને ચાર શબ્દો કહ્યા. છોકરાઓના સંવાદ વગેરે સાંભળ્યા.

બાદ ગ્રામવિકાસ સંઘની સભા. ચાહ વગેરે પતાવીને ૬॥ની ગાડીમાં નીકળ્યો. આ જ ગાડીમાં અમદાવાદથી સૌ.વતી આવી. રસ્તામાં નડિયાદ સ્ટેશને શ્રી સુંદરલાલ જોષી (આયુર્વેદ કૉલેજના) અને વિઠ્ઠલદાસ દેસાઈ મળ્યા. મુકામને વાસ્તે આણંદ ઊતર્યા. અમારો ઉતારો ચરોતર એજ્યુકેશન સોસાયટીમાં.

ભોજન બાદ વાતો ઈ. શ્રી નટવરલાલ દવે વગેરે મિત્રો મળ્યા.

## તા. ૨૩ સપ્ટેંબર ૧૯૪૭, મંગળવાર

સવારે નિત્યવિધિ. સ્નાન વગેરે આટોપીને ૮ થી ૧૦–૩૦ સુધી કૃષિવિદ્યાભવન Institute of Agricultureમા ગયો. ડૉ. મગનભાઈ પટેલે જુદા જુદા ખેતીવિષયક પ્રયોગો બતાવ્યા. જાણવા જેવા અને ઉપયોગી જણાયા. દેશના વિકાસ માટે આવા કામની જરૂર છે. ગૌશાળા અને ગાયો માટેના કૃત્રિમ ગર્ભધારણનાં સાધનો (instruments) જોયાં. ગાયો પણ જોઈ. છેવટે સંસ્થા જોઇને ચા-પાણી. અહીં જ થયેલાં તાજાં ફળો અને મલાઈ ખૂબ જ સ્વાદિષ્ટ હતાં. અધ્યાપક મિત્રો સાથે મારે વાતચીત થઈ. ઉત્તેજન અર્થે થોડી વાતો કહીને મે આભાર માન્યો. શ્રી. ભાઉસાહેબ જાભેકર અહીં મળ્યા.

પછી દાદાભાઈ નવરોજી હાઈસ્કૂલમાં આવીને સમૂહ પ્રાર્થનામાં જોડાયો. પ્રાર્થના બાદ અડધો કલાક હું બોલ્યો. વિદ્યાર્થીઓને ઉદ્દેશીને આ ભાષણ કર્યું. તા. ૧૫ ઑગસ્ટ પછી શો ફેરફાર થયો, સ્વાતંત્ર્ય એટલે કેટલી જવાબદારી આવી, બંધારણસભામાં મેં જે પ્રતિજ્ઞા લીધી એ પ્રાતિનિધિક હોવાથી એની જવાબદારી સહુની ઉપર છે, ઈત્યાદિ બાબતો વિષે બોલ્યો.

ત્યાર બાદ ભોજન. થોડીવાર આરામ. ૧–૩૦ થી ૨–૪૦ સુધી વિદ્યાર્થીઓને ફરી સંબોધન. બંધારણસભા એટલે શું, બધારણનું મહત્ત્વ શુ, બ્રિટિશ બધારણમાના મહત્ત્વના મુદ્દાઓ કયા, કેન્દ્રની ધારાસભાનુ કામ, વચગાળાની સરકાર (Interim Govt) અને હાલની સરકાર વગેરે હકીકતોની વિદ્યાર્થીઓને સમજૂતી આપી. પછી ૩–૩૦ વાગે ચારતર વિદ્યામંડળે પહોંચ્યો.

આ જગ્યા જોઇને આનંદ થયો. આ સ્થળ એટલે એક માણસના (શ્રી. ભાઈલાલભાઈ દ્યાભાઈ પટેલ) શ્રમનુ અને ત્યાગનું ફળ. ઈમારતો વગેરેનુ કામ અધૂરું જ છે, ચાલુ છે. પણ આજે અહીં આશરે ૫૦૦ વિદ્યાર્થીઓ છે! એમને ઉદ્દેશીને આશરે એક કલાક ગુજરાતીમાં જ બોલ્યો. 'નવી જવાબદારી' એ વિષય. હંમેશના જ મુદ્દા કહ્યા. સંસ્થા અને શ્રી. ભાઈલાલભાઈના જુદા જુદા પ્રયોગો જોઇને સંતોષ થયો. પછી નિરાતે બેસીને ઝાડ નીચે વાતો. ભોજન. હાલની સરકારના પ્રધાનો, ગુજરાત વિશ્વવિદ્યાલય, શિક્ષણ વિષયક વગેરે અનેક વાતો વિષે બોલ્યો. ભોજન બાદ ૯॥ ના અરસામાં આણંદ મુકામ પર આવ્યો. પછી વાતો અને વિશ્રાંતિ.

## તા. ૨૪ સપ્ટેંબર ૧૯૪૭, બુધવાર

સવારે સ્નાન, ચા ઇત્યાદિ આટોપીને ૮॥ ની લોકલમાં અમે ઉપડચાં અને ૧૦ વાગે વડોદરા આવી પહોંચ્યાં. આગગાડીમાં મિસિસ બેસંટ વિષેની પુસ્તિકામાંથી ટાંચણ કર્યું. શ્રી. સુતરિયા, નિકતે, શેઠ મગનભાઈ વગેરે મિત્રો સ્ટેશને લેવા આવ્યા હતા. મુકામ ચિ. બાળાસાહેબ મહાજનને ઘેર. ત્યાં શ્રી. ગોવિંદરાવ જાધવ, ચિ. અપ્પાસાહેબ મોઘે, વગેરે લોકો મળ્યા. પરચુરણ કામો. થોડું રોજનીશીલેખન.

ભોજનોત્તર આરામ. પછી શ્રી. ગુપ્તે માસ્તર સાથે વાતચીત–ચર્ચા અને વાતો. સૌ., શ્રી. મામી ફળણીકર સાથે જઇને શ્રી...ની કન્યા જોઈ આવી.

પછી અમે બન્ને પ્રો. માણિકરાવ, શ્રી. ગોવિંદરાવ જાધવ, મુ. અણુનાઈ પરાડકર અને ડૉ. બાળાસાહેબ પુસાળકરને ઘેર જઈ આવ્યાં. ઘેર પાછા ફરીને ચા, શૌચ. ચિ. બાળાસાહેબના મકાનની ઉત્તર બાજુના કામની બાબતમાં શ્રી. સુધાળકરને લખવાના કાગળનો મુસદ્દો જોયો અને સુધારી આપ્યો. શ્રી. ...... કન્યા બતાવવા લઈ આવ્યા હતા તે જોઈ. ઠીક લાગી. ચિ. શ્રીપાદ ફળણીકર, વામનરાવ નિકતે ઈત્યાદિ મિત્રો મળવા આવ્યા હતા.

૬॥ થી ૮ સુધી ન્યાયમંદિરમાં પ્રવચન માટે ગયો. ઠીક ઠીક સંખ્યામા લોકો આવેલા. મારું ભાષણ પણ ઠીક થયું એમ લાગે છે. મિસિસ બેસંટે આપણને સ્વકીયપણાની યાદ અપાવી જીવન આધ્યાત્મિકતાના પાયા ઉપર હોવું જોઈએ (spiritualised) એમ ઠસાવ્યું, અને શિક્ષણનુ મહત્ત્વ વિશેષ સમજાવ્યું. આ ભાગ મુખ્ય મુદ્દાઓ હતા.

ત્યાંથી શ્રી. મહાજનને ઘેર આવ્યો. શ્રી. હરિભાઉ રિસવડકર ત્યાં મળ્યા. પછી શેઠ મગનભાઈને ઘેર ગયો. જમણ અને મુકામ ત્યાં જ.

ભોજનમાં અમારી સાથે ડૉ. જ્યોતીન્દ્ર દવે (વડોદરાના શિક્ષણાધિકારી), શ્રી. સુતરિયા અને મુનશી (પ્રધાનજોડી), વામનરાવ નિકતે અને ચિ. અપ્પાસાહેબ

મોધે હતા. મુખ્ય ઉદ્દેશ ગુજરાત યુનિવર્સિટીની બાબતમાં વાતચીત કરવાનો હતો અને એ મુજબ ઘણી વાતો થઈ. વડોદરામાં જુદી યુનિવર્સિટી ન હોવી જોઈએ, સમગ્ર ગુજરાત માટે એક જ હોવી ઘટે એ મારો વિચાર કહ્યો.

## તા. ૨૫ સપ્ટેંબર ૧૯૪૭, ગુરુવાર

પરોઢિયે ૫–૩૦ વાગે ઊઠીને શૌચ, સ્નાન, ચા વગેરે અટોપીને અમે સ્ટેશન પર આવ્યાં. ૬–૫૦ની લોકલથી નીકળ્યાં. ગાડીમાં વૃત્તપત્રવાચન અને મિત્રો સાથે વાતો નીકળી. કૉંગ્રેસીઓ પર સહુ નારાજ છે. જ્યાં ત્યાં કૉંગ્રેસીઓના અજ્ઞાન વિષે નહીં પણ એમની અહંતા સ્વાર્થ, બડાશ વગેરે અંગે જ ફરિયાદો સંભળાય છે. નૈતિક પાયા વિનાનો વહીવટ કેવી રીતે અને કેટલો ચાલવાનો? નડિયાદ સ્ટેશને શ્રી. ............અમારા ડબ્બામાં આવ્યા. શ્રી............પાસે તપાસને માટે બે ઈન્સ્પેકટર ગયા હતા તે વખતે શ્રી. .........એ જે ઉદ્ધતાઈભર્યું વર્તન કર્યું, અને જે રીતે ત્યાં એમના સગા... (...નામના ગૃહસ્થ) એ પંચનામું પણ થવા દીધું નહીં! એ સંબંધમાં 'ચોર કોટવાળને દંડે' એ ન્યાયે ઊલટું પેલા ઈન્સ્પેકટરો સામે જ કેસ માંડવામાં આવ્યા છે! અને...... ત્યાં હાજર ન હોવા છતાં તેઓ હાજર હતા એવું પંચનામામાં ખોટું લખ્યા બદલ તપાસ ચાલુ છે!! આ બધી હકીકત તેઓ કહેતા હતા. આ કામમાં તેઓ જાય છે અને તેમણે શ્રી...ની ઊલટ તપાસ કરી છે. તેથી સાચી હકીકત શી છે તે કહેવાને મેં એમને કહ્યું. એમણે કહ્યું કે શ્રી...... હાજર હતા, એમના તરફથી ખટપટ થઈ, પંચોને ભગાડવામાં આવ્યા, અને સર્વ રીતે એકંદરે કૉંગ્રેસને શરમાવનારો આ આખો બનાવ થયો છે! ખટપટ અને ચિઠ્ઠીચપાટીઓ પર ચાલતી સરકાર કેટલા દિવસ ટકે? હમણાં ચાલુ છે તે તપાસનું પરિણામ જોવાનું રહ્યું. ખેર.

ઘેર આવીને ટપાલ જોઈ, અને પછી ભોજન બાદ આરામ. રોજનીશી, હિસાબ વગેરે લખ્યાં. ત્યાર બાદ મહાવીરનગરના લોકો આવ્યા. કમિટિના સભ્યો આવ્યા હતા. એમની સાથે યોજનાની ચર્ચા કરી. એમાં ઘણો વખત ગયો.

ચા–શૌચ આટોપીને ભદ્રમાં ગયો. મુ. કાકાને મળીને ચિ. કેશવની હકીકત કહી. પછી શ્રી. ભૈય્યાસાહેબને (ખાંડેકર) ઘેર ગયો. એમની તબિયત સારી નથી. સદ્‌ગત દિ. બ. ગોવિંદરાવના મૃત્યુપત્ર મુજબ હવે મિલકત અંગેનો નિકાલ જલદી કરવાનો છું એમ એમને કહ્યું. એક પછી એક જંજાળોમાંથી મારે મુક્ત થવું જોઇશે. પછી શ્રી ભાલૂનાત્યા જાંભેકરને આણંદની હકીકત કહી.

બંગલા પર આવીને જમણ તથા પ્રાર્થના આટોપીને સારંગપુર ગણેશોત્સવના કાર્યક્રમમાં ગયો. છોકરીઓનો રંજનકાર્યક્રમ, સંવાદ વગેરે હતાં. મિત્રોએ મારો સત્કાર ત્યાં કર્યો. જવાબ ખાતર હું થોડું બોલ્યો. રાત્રે ૧૦–૧૫ વાગે પાછો ફર્યો. ત્યાર બાદ પરચુરણ વાચન અને આરામ.

## તા. ૨૬ સપ્ટેંબર ૧૯૪૭, શુક્રવાર

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રવાચન. રોજનીશીલેખન. જૂનાગઢનો સવાલ આજકાલ ખૂબ જ મહત્ત્વનો પ્રશ્ન બની ગયો છે. એનો નિકાલ શો આવે છે એના પર હિંદુસ્તાનનું ભાવિ અવલંબે છે. મને તે એટલો બધો મહત્ત્વનો લાગે છે. મારામારી, ખૂનામરકી, રાગદ્વેષ, સ્વાર્થ, લૂંટફાટ, લાંચરુશ્વત, કાળાબજાર વગેરે બધાંનો દાવાનળ જ જાણે સળગ્યો હોય તે જોઇને ગ્લાનિ અને નિરાશા થાય છે. માણસોની માણસાઈ ક્યાં ચાલી ગઈ? હિંસક પશુઓની જેમ માણસો શા સારુ વર્તે છે? એમાં શું મેળવે છે? લાખ્ખો લોકોને ઘરબાર છોડીને તથા માલ-મિલકત ગુમાવીને સ્થળાંતર કરવું પડે છે! એમની યાતનાઓ મુશ્કેલીઓનો પાર નથી!! પરંતુ આ પણ ઈશ્વરેચ્છાથી જ થાય છે. આમાંયે ભાવિ સારું નીવડે એવો હેતુ શા સારુ ન હોય? આવું માન્યા સિવાય મનની શાંતિ અને સમાધાન માટે રસ્તો જ નથી.

સવારે પત્રો. શ્રી પરીક્ષિતલાલ અને શ્યામલાલ આવ્યા હતા. આવતી કાલની કસ્તૂરબા સભા માટે આવનારા મહેમાનોની વ્યવસ્થા વિષે અને બીજી બાબતો અંગે ચર્ચા. મુંબઈ–પૂના તરફ જવાનો કાર્યક્રમ નક્કી કર્યો.

ભોજનોત્તર આરામ. ૨–૪૫ થી કામની શરૂઆત ઘરગથ્થુ અને પરચુરણ કામો જ. ...કેટલાક કાગળો. પરચુરણ વાચન, વગેરે.

શ્રી. બલ્લુભાઈ મજમુદાર આવ્યા હતા. એમની સાથે એજ્યુકેશન સોસાયટી વિષેના કેટલાક મુદ્દાઓની ચર્ચા ...શ્રી ... આવ્યા હતા. હું જગ ચીડાયા જેવો જ થયો. આ સારું નહોતું. પણ શો ઉપાય? મારા હાથ પર અનેક કામો અને હું આ ભાંજગડો – ઝઘડાટંટા કયાં જોવા બેસું? ઠીક. શ્રી... પોતાની ભત્રીજીને લઇને આવ્યા હતા....

સાંજે અમદાવાદ મિલિટરી ઍન્ડ રાયફલ ટ્રેનિંગ એસોસીએશનની સામાન્ય સભામા ગયો હતો. ત્યાથી ભદ્રમાં જઇને પગે ચાલીને જ નીકળ્યો. માર્ગમાં શ્રી. રસિકલાલભાઈને ઘેર ગયો. શ્રી. નવીનચંદ્ર મફતલાલના મનમા જે ગેરસમજ છે (Science Institute વિષે) એ વિષે અને બીજી બાબતો વિષે વાત કરી.

ઘેર આવીને પ્રાર્થના. ભોજનોત્તર રાયપૂર દેસાઈ પોળમાંના ગણેશોત્સવમા ગયો હતો. શ્રી સપ્રેનુ 'આજનુ ઈંગ્લેન્ડ' એ વિષય પર વ્યાખ્યાન હતું. આજના ઈંગ્લેન્ડનો વહીવટ ગરીબાઈમાથી ઉપર ચડેલા લોકોના હાથમાં છે. ગરીબાઇના દુઃખો તેઓ જાણે છે અને જગતમા ક્યાયે પણ થોડા લોકોની સત્તા બહુજનસમાજ ઉપર ન હોવી જોઇએ એવો પ્રામાણિક અભિપ્રાય તેઓ ધરાવે છે. ઈંગ્લેન્ડના લોકો (સામાન્ય બહુજન) જગત તરફ નૈતિક ભૂમિકા વડે જુએ છે. આ મોટો જ ફરક છે. માટે તેઓ ભારતને સ્વરાજ્ય આપવા માગે છે. પહેલાંની સામ્રાજ્યશાહી દૃષ્ટિ ચાલી ગઈ. શ્રી. સપ્રેના વ્યાખ્યાનનો આ મુખ્ય મુદ્દો હતો.

ઘેર આવીને પરચુરણ વાચન અને પછી વિશ્રાંતિ.

## તા. ૨૭ સપ્ટેંબર ૧૯૪૭, શનિવાર

સવારે નિત્યવિધિ વૃત્તપત્રવાચન. લેડી ઠાકરસીનું આગમન. ઠક્કરબાપા આદિ સહુનું આવવું વગેરે, એમને માટે મોટરની વ્યવસ્થા વગેરેમાં ઠીક ઠીક વખત ગયો. પછી, પંઢરપૂર શ્રી. વિઠોબા મંદિરની બાબતમાં બડવે લોકોએ જે વિરોધ–અરજી કરી છે તેના કાગળો જોઇને ધુળિયાના શ્રી. કાકાસાહેબ બરવે, સોલાપુરના શ્રી. જામદાર વકીલ વ પંઢરપૂરના શ્રી. બબનરાવ બડવેને કાગળો લખાવ્યા પછી પરચુરણ કામો.

ભોજનોત્તર ૧થી ૪ા કસ્તૂરબા ફંડની કારોબારીની બેઠક. શ્રી. ઠક્કરબાપા, શેઠ શાંતિકુમાર મોરારજી, લેડી ઠાકરસી અને હું એમ સભ્યો તથા શ્રી. સૌ. શારદાબેન મહેતા અને સરલાદેવી અંબાલાલ એમ હાજર હતાં. ચાપાણી આટોપીને પછી બધાં ગયાં.

ત્યારબાદ અમે (પૂજ્ય માતુશ્રી બાઈ, સૌ. અને હુ) મણીનગર ગણેશોત્સવમાંના પ્રો. પરીખના વ્યાખ્યાન માટે ગયા હતાં Radical Democratic પક્ષના તેઓ છે. એમનું વ્યાખ્યાન સરસ થયું. ઘણીખરી બાબતોમાં મતૈકય થવા જેવું હતું. આપણુ રાજકારણ અભાવાત્મક થયું એ ખરુ પણ તે પ્રમાણે અમે યોજ્યું નહોતું. લોકશાહીનું મધ્યબિન્દુ માણસ ગણીને એનું જીવન સુખી અને સમૃદ્ધ થાય એ માટે તો અમારો રચનાત્મક કાર્યક્રમ હતો. બિચારા મહાત્માજી એના પર ભાર આપતા જ હતા. પણ કૉંગ્રેસના નેતાઓએ એ કાર્યક્રમનો સ્વીકાર કરીને એ પાયો જ છે એમ કબૂલ કરીને એને મહત્ત્વ આપ્યું નહીં, નૈતિક મૂલ્યો ગુમાવીને કેવળ બહુમતી કરવા સારુ ગમે તે જાતના માણસો લઇને વહીવટ ચલાવ્યો, જેલમાં ગયેલો માણસ જ લાયક એવું ધોરણ ઠરાવ્યું, એનું પરિણામ અભાવાત્મક આવ્યું એ માત્ર સાચું. આ મુદ્દા સિવાય બાકી એમના મુદ્દાઓ માન્ય જ હતા, ખેર.

ત્યાથી ભદ્રમાં આવીને થોડો વખત થોભીને બંગલા પર આવ્યો. અને પછી હરિજન આશ્રમમાં ૮–૩૦ થી ૯–૩૦ ગયો. ત્યાં છાયાનાટ્ય અને ગરબાઓ થયા શ્રી. ગૌતમબુદ્ધનું જીવનચરિત્ર છાયાનાટ્યમાં બતાવ્યું. સારુ હતું.

ઘેર આવીને પરચુરણ વાચન અને આરામ.

## તા. ૨૮ સપ્ટેંબર ૧૯૪૭, રવિવાર

સવારે નિત્યવિધિ. વૃત્તપત્રો. કેટલાક કાગળો લખાવ્યા. ૯ થી ૧૨ કસ્તૂરબા કાર્યકારિણીની સભા. પછી જમવા માટે સૌ. અને હુ શેઠ અંબાલાલને ઘેર ગયાં હતાં. શ્રી. ઠક્કરબાપા આદિ સહુ હતા. ૨ વાગે ઘેર પાછા આવીને થોડી વિશ્રાંતિ.

બપોરે ૩ થી ૪ા કસ્તૂરબા કારોબારીની બેઠક. પછી ચા, વગેરે. સભાનું કામ પૂરું કર્યું. પછી કેટલાક મરાઠી કાગળો અને પરચુરણ કામો.

શ્રી. મણિલાલ ચતુરભાઈ મળવા આવ્યા હતા. ચીફ ઑફિસર જાય છે એ માટે પોતે જવાબદાર નથી. પોતે એમને પૂરી છૂટ આપવાનો પ્રયાસ કર્યો, વગેરે કહેતા હતા. શ્રી. બર્વે (ડૉ. બર્વેના પિતાશ્રી) ડૉ. ફોજદાર વગેરે લેડી આવ્યા હતા. વાતોચીતો અને ફરવાનું.

રાત્રે ભોજન માટે શ્રી. ચી. ચુ. પારેખ વકીલને ઘેર ગયો હતો—જૂનાં સંસ્મરણો અને વાતો. ૧૦–૩૦ વાગે પાછો ફર્યો.

ચિ. અપ્પાસાહેબ મોઘે ગુજરાત મેલમાં પૂના જવા રવાના થયા. (ક્રમશ:)

*

# નિ:શસ્ત્રીકરણ: પોલીશ દૃષ્ટિકોણ

**ઍડમ રાપાકી**

[પોલીશ પિપલ્સ રિપબ્લિકના વિદેશ ખાતાના પ્રધાન શ્રી. ઍડમ રાપાકી(Adam Rapacki)એ નવી દિલ્હીમાં તા. ૨૨-૧-૧૯૬૩ના રોજ, ધી ઈન્ડીઅન કાઉન્સિલ ઑફ વર્લ્ડ અફેર્સ સમક્ષ કરેલા પ્રવચનનો આ ગુજરાતી ભાષાનુવાદ શ્રી. ન. ઇ. રાજગુરુ (અર્થશાસ્ત્રના વ્યાખ્યાતા, એલ. ડી. આર્ટ્સ, કૉલેજ, અમદાવાદ)એ કર્યો છે. પોલેન્ડના એલચી ખાતાના સૌજન્યથી આ ભાષણનો અનુવાદ સાભાર પ્રસિદ્ધ કર્યો છે.]

વિવિધ રાષ્ટ્રીયતાવાળા વિવિધ મતમતાંતરો તથા વિચારધારાઓને અનુમોદન આપતા રાજપુરુષો, મુત્સદ્દીઓ અને વિદ્વાનોને માટે ઇન્ડીઅન કાઉન્સિલ ઑફ વર્લ્ડ અફેર્સની આ સંસ્થાએ અભિપ્રાયોની રજૂઆત માટે ઘણી સારી સગવડ પૂરી પાડી છે. માત્ર આટલું જ નહિ પણ વિશ્વમાં શાંતિમય–સહઅસ્તિત્વ માટેના પ્રયત્નો કરનાર ભારતીય રાજપુરુષોના આંતરરાષ્ટ્રીય બાબતોના અભિપ્રાયોની રજૂઆત માટે પણ સારી તક પૂરી પાડી છે.

આ મંચ ઉપરથી બોલતો હું પહેલો જ પોલેન્ડવાસી નથી. મારા દેશના વડાપ્રધાન જ્યારે માર્ચ ૧૯૫૭માં ભારત આવ્યા હતા ત્યારે તેમણે આ જ સ્થળેથી પોલેન્ડના આંતરરાષ્ટ્રીય વિચારોની રૂપરેખા રજૂ કરી હતી.

વિશ્વના શાંતિભર્યા વિકાસના અગત્યના પ્રશ્નોમાં ભારત અને પોલેન્ડના અભિપ્રાયોમાં ઘણું જ સામ્ય હોવાથી આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે આપણે એકબીજાની સાથે સહકારથી કામ કરવાની તક ઉપાડી લીધી છે. આ પ્રકારનો સહકાર આપણા બન્ને રાષ્ટ્રો ઉપરાંત વિશ્વને પણ લાભદાયી છે. આપણા બે રાષ્ટ્રોના સહકારની સૂચકતા આ સમયે ઘણી વધી છે કારણકે અત્યારે જ દુનિયામાં ભયની વૃદ્ધિ થઈ છે અને માનવજાત એવા તબક્કામાં પ્રવેશી ચૂકી છે કે જ્યારે ઉજળા ભવિષ્યની ખેવના ધરાવતા સૌએ ખૂબ અગત્યના નિર્ણયો લેવાના છે.

પોલીશ વિદેશનીતિ ઇતિહાસના અનુભવ ઉપર અને આધુનિક વિશ્વના પ્રવાહોના પૃથક્કરણ ઉપર આધારિત છે. સામંતશાહી શોષણવાળી રાજ્યવ્યવસ્થાને લીધે એક સદી સુધી અમારું રાષ્ટ્ર પરાધીન અને વિભકત રહ્યું, એકતા અને સ્વાતંત્ર્ય હાંસલ કરવાના પ્રયત્નો અમારા ચાલુ જ હતા. સ્વાતંત્ર્યસંગ્રામમાં સામંતો તેમજ પૂર્ણસ્વાતંત્ર્યના અભિપ્રાયવાળા બન્ને પક્ષો ભાગ લેતા હતા. ઑકટોબરની ક્રાંતિ વખતે અમને સાર્વભૌમત્વ તો મળ્યું પણ અમારા અર્થતંત્રમાં પકડ જમાવી બેઠેલ આંતરરાષ્ટ્રીય મૂડી અને તે સત્તાઓથી અમે સ્વતંત્ર ન થઈ શકયા. આવી ભ્રામક સ્વતંત્રતા, બીજા વિશ્વયુદ્ધની નાઝી ક્રૂરતા અને રાષ્ટ્રના અસ્તિત્વના જ વિગ્રહના કટોકટીના તબક્કા પણ પસાર કર્યા. ઇતિહાસમાં જાણ્યો નથી એવો પાશવી અત્યાચાર અમારે સહન કરવો પડ્યો છે. સ્ત્રીઓ, પુરુષો, બાળકો, આખાંને આખાં કુટુંબોને બાળી નાખવામાં આવ્યા, મારી નાખવામાં આવ્યા કે અત્યાચારના ભોગ બનાવાયા. આમાં ૬૦ લાખ ખલાસ થયા. રાષ્ટ્રની ૪૦ ટકા વસ્તી નાશ પામી. દર પાંચમાંથી એક પોલેન્ડવાસીએ જાન ગુમાવ્યો. દેશની રાજધાની વોર્સોના ૮૦% મકાનો તારાજ કરવામાં આવ્યાં. આટલા બધા ભોગ પછી રશિયન લશ્કરની

જ મદદથી અમે સાચુ સ્વાતંત્ર્ય કે મુક્તિ પામ્યા.

એકસો ને પચાસ વર્ષ સુધી ચાલેલા આ કરણુ વિગ્રહમા અમે ઘણુ શીખ્યા. એક રાષ્ટ્ર જે બીજા રાષ્ટ્રને દબાવે છે તે કદી સાચા અર્થમાં સ્વતંત્ર હોઈ શકે નહિ. રાષ્ટ્રના પૂર્ણ સ્વાતંત્ર્ય અને એકતાનો વિગ્રહ સામાજિક મુક્તિના વિગ્રહ સાથે ખૂબ જ ગાઢો સંબંધ ધરાવે છે. અને રાષ્ટ્રીય સામાજિક મુક્તિનો સંગ્રામ વિશ્વના સામાજિક સંગ્રામ સાથે અનિવાર્યપણે જોડાયેલો છે. આવા વિચારોથી આજે અમે વિશ્વને સમજવા યત્ન કરીએ છીએ. શાંતિ, સંસ્થાનવાદની નાબૂદી અને પ્રગતિ એ વિશ્વમાં આજે ઘણાં જરૂરી પરિબળો મનાય છે. અમે પોલેન્ડવાસીઓ યુદ્ધને ધિક્કારીએ છીએ.

બીજા મહાયુદ્ધમાથી બહાર આવ્યા ત્યારે કદી ન અનુભવેલ હોય તેવી બરબાદીમા અમારુ અર્થકારણ સપડાયું હતું. સમાજવાદી સુધારણાને સાધન તરીકે રાખીને આર્થિક પછાતપણુ નિવારવામા અમે ઠીક પ્રગતિ કરી છે. પશ્ચિમ યુરોપનાં રાષ્ટ્રો અને અમારી વચ્ચે જે તફાવત હતો તેનો ⅔ ભાગ તો અમે વટાવી ચૂકયા છીએ. ઓછામાં ઓછા બલિદાનથી અમારી પ્રજા આર્થિક રીતે પુનરુત્થાન પામે તે માટે અમે આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે શાંતિ જ ચાહીએ છીએ.

ભૂતકાલીન અનુભવ અને આધુનિક વિશ્વપ્રવાહોના પૃથક્કરણના આધારે અમે ત્રણ મૂળભૂત સિદ્ધાંતો ઉપર અમારી વિદેશનીતિની રચના કરી છે: સમાજવાદી રાજ્યો વચ્ચે એકતા; સંસ્થાનવાદ સામે જંગે ચડેલી સ્વાતંત્ર્ય ઝંખતી પ્રજાઓ સાથે સંબંધોની ઘનિષ્ઠતા, અને અમારાથી જુદી રાજકીય, આર્થિક અને સામાજિક વ્યવસ્થાવાળા રાજ્યો સાથે શાંતિમય સહઅસ્તિત્વ.

શાંતિમય સહ-અસ્તિત્વના સિદ્ધાંતની સમજણમાં વિવિધ અભિપ્રાયો પ્રવર્તે છે તે આપણે સૌ જાણીએ છીએ. કોઈ તટસ્થતામાં માને છે, કોઈ બિન-જોડાણમાં શ્રદ્ધા રાખે છે અને કોઈ ક્રિયાશીલ તટસ્થતાને અનુમોદન આપે છે. આ પ્રકારના પ્રામાણિક તફાવતો તો હોઈ શકે. પણ વિચારનું હાર્દ તો એ છે કે જે અગત્યની અને કેન્દ્રસ્થ બાબત છે તે સંબંધે બધા જ અભિપ્રાયો એકમત થાય તે અત્યંત જરૂરી છે. વિશ્વમાં શાંતિનું સામ્રાજ્ય વધુને વધુ ઘનિષ્ટ થાય તે માટે આ બાબતમાં શ્રદ્ધા ધરાવતા સૌના પ્રયત્નોનો એક સંયુક્ત પ્રવાહ વહેવો જોઈએ. હુ થોડાક મુદ્દાઓ આપની પાસે મૂકું છું જેમાં આપણે સૌને શ્રદ્ધા હોય તે ઘણુ જરૂરી છે એમ મારું નમ્રપણે માનવુ છે.

આંતરરાષ્ટ્રીય ઝઘડાઓનો ઉકેલ વાટાઘાટો અને બન્ને પક્ષોના હિતોનું રક્ષણ થાય તેવા વાજબી સમાધાનથી જ લાવવો જોઇએ.

દરેક રાષ્ટ્રના સાર્વભૌમત્વના હક્કને માન્ય રાખીને જ દીર્ઘશાંતિની સ્થાપના થઈ શકે તે વાતનો સ્વીકાર થવો ઘટે.

વિવિધ સામાજિક આર્થિક વ્યવસ્થા ધરાવતાં રાજ્યો વચ્ચેના સ્વાભાવિક વિરોધોનો ઉકેલ શાંતિપૂર્ણ હરિફાઇથી લાવવો જોઇએ અને પ્રજાજીવનના દરેક અંગોમા રાષ્ટ્રો વચ્ચે ગાઢ સહકાર કેળવવો જોઇએ.

અત્યારની સૌથી અગત્યની જરૂર છે બની શકે તેટલી જલ્દીથી શસ્ત્રદોડ બંધ કરવી તે અને સ્થાયી શાંતિમય સહ-અસ્તિત્વ માટે અનિવાર્ય એવા સંપૂર્ણ નિઃશસ્ત્રીકરણની જરૂર છે, તે પણ પૂર્ણ થવી જોઈએ.

શાંતિમય સહ-અસ્તિત્વના માર્ગમાં શી મુશ્કેલીઓ અને અડચણો છે તેનો આપ સૌને ખયાલ છે. ટૂંકા ગાળાનાં અને સામાન્ય હિતોને ખાતર યુદ્ધ નથી ચાહતાં તેવા પરિબળો પણ યુદ્ધની દિશામાં જ કામ કરી રહ્યાં છે તેથી પણ આપ સૌ અજાણ નથી. નફાની જ ખેવના રાખતા અને પોતાની ભૌતિક શક્તિથી મત્ત બનેલા ઘણાં લોકો દુનિયાને યુદ્ધને આરે ઘસડી રહ્યા હોય એમ સ્પષ્ટ લાગે છે. પણ ખુશીની વાત એ છે કે આવા પ્રકારના શાહીવાદી માનસ ધરાવતાં લોકોના પગ તળેથી જમીન હવે ખસી રહી છે અને વિશ્વના પ્રજામાનસમાં પણ તેમને માટે કોઈ આદર-સત્કારની ભાવના રહી નથી.

આજે આપની આ ભારતભૂમિમાં મારે આ વિષે વધુ કહેવાની જરૂર ન જ હોય. પશ્ચિમનાં રાષ્ટ્રોમાં પણ આજે નવી વિચારસરણી શરુ થઈ છે. પણ આ વિચારસરણીનું પ્રભુત્વ સાબિત થાય તે ઘણું જરૂરી છે.

સોવિયત સરકારના જવાબદારીભર્યા અને શાંતિપ્રિય વલણને કારણે આપણે ક્યુબાની કટોકટી નિવારી શક્યા છીએ. આ ઘણી શુભ શરૂઆત છે. આપણા આંતરરાષ્ટ્રીય પ્રશ્નોના ઉકેલની શરૂઆત આજે હવે કરી દેવાની ઘણી જરૂર છે, નહિ તો પછી બાજી સંપૂર્ણપણે હાથથી જાય તેમ લાગે છે.

નિઃશસ્ત્રીકરણ એ આપણો વણઉકલ્યો મુખ્ય પ્રશ્ન છે. અણુશસ્ત્રોની હરિફાઇ ઘણી જ ભયંકર છે તેનું આપણને બધાને ભાન તો છે જ, પણ અણુશસ્ત્ર હરિફાઈ બીજાં શસ્ત્રોની હરીફાઈ કરતાં ગુણાત્મક દષ્ટિએ કેટલી ભિન્ન પ્રકારની છે તેની આપણામાંના બધાને જાણ નથી.

આધુનિક યુગમાં અણુયુદ્ધ એ સૌથી મોટી આપત્તિ માનવજાત પર તોળાઈ રહી છે. મહાસત્તાઓની લગભગ તમામ શકિત અત્યારે અણુ-શસ્ત્રસજાવટ પાછળ ખર્ચાઈ રહી છે. પારસ્પારિક અવિશ્વાસ એ આનું મૂળ છે જે બધા જ આંતરરાષ્ટ્રીય પ્રશ્નોમાં લશ્કરી દષ્ટિબિંદુ દાખલ કરી ઉકેલને આગળ ને આગળ ઠસડી જાય છે. આ મૂળભૂત બાબત નથી સમજાઈ તે સંપૂર્ણ નિઃશસ્ત્રીકરણની સમજમાં પાયાનો વિરોધાભાસ દાખલ કરે છે.

બીજા સમાજવાદી રાષ્ટ્રો માફક પોલેન્ડ પણ એમ માને છે કે નિઃશસ્ત્રીકરણની વાતમાં પહેલે તબક્કે જ ગુણાત્મક ફેરફાર દાખલ કરવો જોઇએ કે ઓચિંતા અણુશસ્ત્ર હુમલાની શક્યતા નાબૂદ કરવી. આથી જ અમે રશિયાની દરખાસ્તોને ટેકો આપીએ છીએ કે પ્રથમ તબક્કે જ અણુશસ્ત્ર રાખવાનાં કે ઉત્પન્ન કરવાનાં સ્થળો કે સાધનોને રદ કરવાં જેથી અસરકારક આંતરરાષ્ટ્રીય નિયમન મળી શકાય. આથી અણુશસ્ત્રોનું ઉત્પાદન અને સંગ્રહ હેતુશૂન્ય બને તો અણુશસ્ત્રોનું નિઃશસ્ત્રીકરણ એવા તબક્કામાં પ્રવેશે કે જ્યાંથી તે ફરી પાછું ન આવી શકે. આથી એવું વાતાવરણ તૈયાર થાય કે જેથી આંતરરાષ્ટ્રીય પ્રશ્નોનો ઉકેલ પ્રમાણમાં ઘણો સહેલો બને જે નિઃશસ્ત્રીકરણની દિશામાં એક ડગલું વધુ આગળ લઇ જાય.

પશ્ચિમી સત્તાઓનું વલણ આ કરતાં જુદું છે. નિઃશસ્ત્રીકરણના પ્રથમ તબક્કામાં નિર્ણાયક ગુણાત્મક પ્રગતિ કરતાં તેઓ નિઃશસ્ત્રીકરણના તમામ તબક્કે અણુશસ્ત્રોના ક્રમશઃ પ્રમાણાત્મક ઘટાડા ઉપર ભાર મૂકે છે. આથી ડર અને અવિશ્વાસ નાબૂદ ન થાય અને નિઃશસ્ત્રીકરણ તો ન જ થાય પણ વધુને વધુ પ્રમાણમાં શસ્ત્રીકરણ થતું જાય.

સંપૂર્ણ અને સર્વતોમુખી નિઃશસ્ત્રીકરણના પ્રશ્નમાં બીજું વિરોધાભાસી પરિબળ છે નિયમન વિષેનું. વર્ષોજૂનો વિવાદઃ નિયમન ખરો, પણ, શસ્ત્રીકરણ ઉપર કે નિઃશસ્ત્રીકરણ ઉપર? અણુશસ્ત્રની શોધ પહેલાં તો શસ્ત્રીકરણ ઉપરનો નિયમન બસ થઇ પડતો કારણ કે હુમલા માટે ઘણી લાંબી તૈયારીની જરૂર પડતી. જ્યારે આજના અણુશસ્ત્ર અને રોકેટના જમાનામાં શસ્ત્રસજાવટની માહિતી બસ થઈ ન પડે અને શસ્ત્રો ઉપરના નિયમનો નિષ્ફળ જ નીવડે કારણ કે અચાનક હુમલો પણ કરી શકાય. અને આથી જ, પશ્ચિમિ સત્તાઓના વલણથી વિરુધ્ધનું એવું અમારું વલણ છે. શસ્ત્રસજાવટ ઉપરનું નિયમન નિઃશસ્ત્રીકરણ માટે બીનઉપયોગી છે. આથી જ અમે સર્વસંમત નિઃશસ્ત્રીકરણનાં પગલાંઓ ઉપરના અસરકારક નિયમનની તરફેણ કરીએ છીએ.

મેં છેડેલા ઉપરના બન્ને પ્રશ્નો એકબીજા સાથે સંકળાયેલા છે. જો પ્રથમ તબક્કે જ અણુયુધ્ધનો ભય નિવારી શકાય તો અણુશસ્ત્રસજાવટનો પ્રશ્ન ઉકેલવો અઘરો નથી. આ બે પ્રશ્નોની સમજણમાં જ તફાવત રહેલો છે. અણુયુધ્ધ વ્યૂહ અને ભયની સમતુલાની દષ્ટિએ વિચારવાનું બંધ કરવું જોઈએ. અમારા દેશ જેવાં સમાજવાદી દેશો સંપૂર્ણ રીતે સમજે છે કે વિશ્વમાં લોકોને પોતાની સલામતિની દષ્ટિએ વિચારવાનો સંપૂર્ણ હક્ક છે. અમે આથી તો માનીએ છીએ સલામતિની સમતુલામાં, ડરની સમતુલામાં નહિ.

અમે સાર્વત્રિક અને સંપૂર્ણ નિઃશસ્ત્રીકરણને દૂર દૂરના નિશાન તરીકે નથી માનતા. એ કાંઈ સ્વપ્નની બાબત કે માત્ર અભ્યાસીઓની ચર્ચાનો જ વિષય બની જાય તે પણ બરાબર નથી. નિઃશસ્ત્રીકરણ જરૂરી છે, શક્ય છે અને તાત્કાલિક હાંસલ કરવું પડે એવું ધ્યેય છે. ભારત સરકાર અને ભારતીય પ્રજા પણ આ દષ્ટિએ જ વિચારે છે એમાં મને લવલેશ પણ શંકા નથી.

પણ, આપણે જાણી લેવું જોઇએ કે આપણી

આવે તો વાત જુદી છે. જો પ. જર્મનીનાં લશ્કરને અણુશસ્ત્રોથી સજ્જ કરવાં હોય તો વિરોધ થાય.

મધ્ય યુરોપમાં અણુશસ્ત્રમુક્ત પ્રદેશની દરખાસ્તનું હાર્દ એ છે કે કાં તો વાજબી સમાધાન કરો કાં શસ્ત્રદોડ. દુનિયાના દરેક પ્રદેશને અણુશસ્ત્રથી મુક્ત કરવાના મુદ્દાને પોલેન્ડ ટેકો આપે છે જેની શરુઆત સ્વિડનના રાજપુરુષ શ્રી. યુન્ડેને કરી છે. આ વિચારમાં અમને વિશ્વશાંતિની આશા દેખાય છે. એક બીજો મુદ્દો પણ ધ્યાન દોરવા યોગ્ય છે. જ્યાં જ્યાં અણુશસ્ત્રો નથી એવા પ્રદેશોને જ અણુશસ્ત્રમુક્ત કરવા એ વિચાર યોગ્ય નથી. જે જે પ્રદેશો અણુશસ્ત્રસજ્જ છે તેવાઓને પણ આ યોજનામાં સામેલ કરવા જોઈએ. વળી નિઃશસ્ત્રીકરણ વગેરે બધા જ પ્રશ્નોના ઉકેલ માટે આ એક જ યોજના યોગ્ય છે તેમ અમારું માનવું નથી. પણ નિઃશસ્ત્રીકરણની દિશામાં લઈ જનારા પ્રવાહોમાંનો આ એક મહત્ત્વનો પ્રવાહ છે. ભારત અને બીજાં રાષ્ટ્રો સાથે અમે સહમત છીએ કે પ્રથમ અને સૌથી અગત્યનું કાર્ય અણુઅખતરાબંધીનું છે. ભૂગર્ભમાં અખતરાબંધી કરાવવી ઘણી મુશ્કેલ છે, છતાં પણ આનું મહત્ત્વ તો ઘણું જ છે. અમેરિકા અને રશિયા આ બાબતમાં વિચારતાં થયાં છે. અમેરિકા તપાસ માટે વિશેષ આગ્રહ રાખે છે. ભારત અને બીજાં સાત તટસ્થ રાષ્ટ્રોનું વલણ તેમજ સંયુક્ત રાષ્ટ્રસંઘની સામાન્ય સભાની છેલ્લી પરિષદનો ઠરાવ જણાવે છે કે ૧લી જાન્યુ. ૧૯૬૩થી તમામ અણુઅખતરા બંધ કરવા. જે અખતરા શરૂ કરે તે વિશ્વલોકમતને પડકારે છે અને તેણે તેનો જવાબ આપવો પડશે. ૧૮ સભ્યોની જે સમિતિ નીમવામાં આવી છે તે સમિતિ આ પ્રશ્ન ઉપર તેમ જ સહકાર વિષે કાંઈક નક્કર પરિણામ લાવશે તેમ આપણે આશા રાખીએ.

અણુશસ્ત્ર હરિફાઈના નિયમો કડક છે. અણુઅખતરા બંધીથી જ લાંબો વખત ચાલી શકશે નહીં, પણ તે સાથે અણુશસ્ત્રનાં થાણાંનો અને વિદેશી લશ્કરી થાણાંઓ પણ બંધ કરવાં પડશે, જે સાર્વત્રિક અને સંપૂર્ણ નિઃશસ્ત્રીકરણ તરફ વિશ્વને લઇ જઈ શકશે. પોલિશ આંતરરાષ્ટ્રીય વિચારધારામાં આ કોઈ નવો વિચાર નથી. સન ૧૯૬૦ની સંયુક્ત રાષ્ટ્રસંઘની સામાન્ય સભાની ૧૫મી બેઠકમાં પોલિશ પ્રતિનિધિ મંડળના પ્રમુખ વક્તા શ્રી. ગોમુલ્કાના વ્યાખ્યાન તરફ હું આપ સૌનું ધ્યાન દોરું છું. જે જે બાબતો મેં અહીં આપને જણાવી છે તે જ ત્યાં રજૂ કરવામાં આવી હતી. પોલેન્ડ અને બીજાં સમાજવાદી રાષ્ટ્રોનો એ દોષ નથી કે આ બધી દરખાસ્તો સ્વીકારવામાં આવી નહિ, ઉલટાના અમે દુઃખી થયા છીએ. જો એ દરખાસ્તો સ્વીકારાઈ હોત તો આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ હાલમાં જુદી જ હોત અને ઘણા કડવા અનુભવો આપણે ટાળી શકયા હોત. હવે આવા વધુ અનુભવો માટે રોકાવું ન ઘટે.

આ જો કે સહેલી બાબત નથી, પણ હું એમ તો માની લઉં કે વિશ્વમાં એવા માણસો બહુ તો ન મળે જે સામૂહિક કત્લેઆમને સ્વીકારે. અત્યારે આ તબક્કો એવો છે કે જ્યારે આપણું કાર્ય નિર્ણાયક પરિણામ લાવશે.

વિશ્વની ભાવિ પ્રજાની શાંતિ અને આબાદીના રક્ષણાર્થે આપના મહાન રાષ્ટ્રે ઘણો ફાળો આપ્યો છે અને આપતું રહેશે પણ ખરું. શ્રી. પંડિતજીની રાહબરી નીચે ભારતની બિનજોડાણની નીતિએ આંતરરાષ્ટ્રીય બનાવોને જબરદસ્ત અસર કરી છે. અને ભવિષ્યમાં વધુ મહત્ત્વનો ફાળો આપવાની જવાબદારી એને માથે છે. શાંતિભર્યા માર્ગોથી આંતરરાષ્ટ્રીય પ્રશ્નોના ઉકેલમાં ભારત મૂલ્યવાન ફાળો આપશે જ એવી મને શ્રદ્ધા છે. ભારતના આ ભગીરથ કાર્યમાં અમે સૌ પૂરેપૂરો સહકાર આપીશું જ એવી ઉદ્‌ઘોષણા સાથે હું ઇચ્છું કે આપણી મૈત્રી વિકસો અને વિશ્વમાં શાંતિ અને આબાદીનું રાજ્ય અમર તપો.

*

## ઉચ્ચ શિક્ષણ માટે ગુજરાતીમાં લખાએલાં

# પાઠ્યપુસ્તકો

પ્રા. બબાભાઈ મો. પટેલ
અધ્યાપક, સેંટ ઝેવિયર્સ કૉલેજ, અમદાવાદ.

### ઉચ્ચ શિક્ષણ માટે પાઠ્યપુસ્તકોનું મહત્ત્વ

ઉચ્ચ શિક્ષણ એટલે કે કૉલેજકક્ષા માટે ગુજરાતી માધ્યમને લઈ જુદી જુદી વિદ્યા-શાખાઓમાં ગુજરાતી ભાષામાં પહેલી જ વખતે પાઠ્યપુસ્તકો લેવા પડ્યાં છે. ગુજરાતી માધ્યમને લઇ પાઠ્યપુસ્તકોનો પ્રશ્ન ઉચ્ચ શિક્ષણ માટે પ્રાણપ્રશ્ન કહી શકાય. પાઠ્યપુસ્તકોના અભાવને લઈ તથા પાઠ્યપુસ્તકોની નીચી ગુણવત્તાને લઈ શિક્ષણનું ધોરણ નીચું જવાનો પૂરો ભય રહે તે સમજી શકાય એમ છે. (૧) અભ્યાસક્રમને પૂર્ણ ન્યાય આપી શકાય તેટલો વર્ગમાં શીખવવાનો સમય પ્રાધ્યાપકોને મળી શકતો નથી. તેનાં કારણોમાં સત્રાન્તની કૉલેજો, ખૂબ રજાઓ તથા ચાલુ દિવસોમાં સ્થાનિક પરીક્ષાઓ અને ઇતર કાર્યક્રમો ગણાવી શકાય. આથી વિદ્યાર્થીઓને ઘેર પાઠ્યપુસ્તકો પર આધાર રાખવો પડે છે. (૨) જેટલા અંશે વર્ગમાં અશિસ્ત, શીખાઉ પ્રાધ્યાપકો તથા પ્રાધ્યાપકોમાં શીખવવાની શક્તિનો અભાવ તેટલા અંશે વિદ્યાર્થીઓને ઘેર પાઠ્યપુસ્તકો પર આધાર રાખવો પડે છે. (૩) શાળાઓની સરખામણીએ કૉલેજોમાં વિદ્યાર્થીઓની ગેરહાજરીનું પ્રમાણ (કદાચ ઑફિસ રેકર્ડની રીતે નહિ પણ વાસ્તવમાં) વિશેષ રહેવાનું હોય છે આથી ગેરહાજર દિવસોમાં થયેલું કામ ઘેરે પાઠ્યપુસ્તકો દ્વારા કરવાનું હોય છે. (૪) કૉલેજોની સંખ્યામાં ખૂબ વધારો થયો હોવાથી ઓછી ગુણવત્તાવાળા પ્રાધ્યાપકો કૉલેજમાં જોવા મળે છે. વિશેષતઃ તેઓ પણ તેમના પ્રવચનો પાઠ્યપુસ્તકોના આધારે તૈયાર કરતા હોય છે. આમ સારાં અને પૂરતાં પાઠ્યપુસ્તકોનું મહત્ત્વ ખૂબ છે તે નિર્વિવાદ બાબત છે.

### મુક્ત બજારનો આદર્શ

પાઠ્યપુસ્તકો બજારમાં ખાનગી પ્રકાશકો દ્વારા આવી રહ્યાં છે. યુનિવર્સિટીએ જાતે ખાસ પ્રમાણમાં પાઠ્યપુસ્તકો પ્રગટ કર્યાં નથી તે સાચે જ ઘણું ડહાપણભર્યું છે. ફર્સ્ટ ઇયરથી આગળનાં ધોરણો માટે ગુજરાતી પાઠ્યપુસ્તકો અંગે 'રેકમન્ડેશન' પણ કરવાનું યુનિ.એ વિચાર્યું નથી તે ઉચિત છે. જો યુનિ. પોતે પ્રકાશક બની હોત અને વિદ્વાનોને પાઠ્યપુસ્તકો લખવાનું સોંપ્યું હોત તો વિદ્વાનોને બદલે લાગવગિયાં સ્થાપિત હિતો જ કમાણીના ઉદ્દેશથી તે કામ કરવા સદ્ભાગી થાત. હાલને તબક્કે કે જ્યારે મર્યાદિત સંખ્યામાં બજારમાં પુસ્તકો છે ત્યારે 'રેકમન્ડેશન' કરવાનું કામ પણ યુનિ. ન કરે તે વાજબી છે.

મુક્ત બજારમાં તો જેની વસ્તુ સારી તે વધારે વેચાય. તેવી જ રીતે ગુજરાતી પાઠ્યપુસ્તકોના બજારમાં પણ હરિફાઈ હોવાથી જેનું પુસ્તક સારું તે વધારે વેચાઈ શકે. ઓછા ખર્ચ અને ગુણવત્તાના પોષક મુક્ત બજાર પર ગુજરાત યુનિ. એ જે આધાર રાખ્યો છે તે સાચે જ ડહાપણયુક્ત છે. પ્રતિષ્ઠિત નામોવાળી કેટલીક વ્યક્તિઓએ બેધ્યાનપૂર્વક તૈયાર કરેલાં પાઠ્યપુસ્તકો મુક્ત બજારમાં ટકી શક્યાં નથી તે હકીકત છે. બીજી તરફ અજાણ્યા પણ ખંતીલા પ્રાધ્યાપકોએ મહેનતપૂર્વક તૈયાર કરેલા પુસ્તકો બજારમાં આવકાર પામ્યા છે. સારાં અને પૂરતા પ્રમાણમાં પાઠ્યપુસ્તકો મેળવવાનો રામબાણ ઈલાજ મુક્ત બજારનો જ છે.

'નફો' એ જ ખાનગી પેઢીઓનો મુદ્રાલેખ છે તે સૌ કોઈ જાણે છે. બજારમાં જેની વધારે માંગ હોય તેનું ઉત્પાદન કરવામાં વધુ નફો થતો હોય છે. આથી પ્રથમ જે પુસ્તકો વાચનારાઓની સંખ્યા વધારે હતી તેવાં પુસ્તકો બજારમાં આવ્યાં. બાદ ક્રમે ક્રમે નાના બજારવાળાં પુસ્તકો પ્રગટ થયાં. પણ પરીક્ષામાં જ ઉપયોગી થાય તેવાં પુસ્તકોની વધારે માંગ હોવાથી તેમને મુક્ત બજારે પ્રાધાન્ય આપ્યું છે. નફાના ઉદ્દેશથી ખાનગી પ્રકાશકો તેમ કરે તે તદ્દન સ્વાભાવિક પણ છે. પણ બજાર એટલે કે નફાની રીતે જે પુસ્તક

'સારું' હોય તે 'ઉચ્ચ શિક્ષણ'ની રીતે 'સારું' ન પણ હોય તો તેમાં દોષ કોનો, ખાનગી પ્રકાશકોનો કે શિક્ષણ શાસ્ત્રીઓનો? ખૂબ સામાન્ય કક્ષાનાં પાઠ્યપુસ્તકો વિદ્યાર્થી-ઓને પરીક્ષામાં ઉપયોગી થઈ શકે, અરે, બીજો વર્ગ પણ અપાવે તો દોષ પ્રકાશકોનો નહિ પણ પરીક્ષા-પદ્ધતિનો કહી શકાય. આપણા શિક્ષણમાંથી તદ્દન હલકી કક્ષાનાં પુસ્તકો કે ગાઇડોને નિર્મૂળ કરવાનો ઇલાજ તો એક જ છે અને તે શિક્ષણ અને પરીક્ષાનું ધોરણ ઊંચું લઇ જવાનો. ગયા વર્ષે પૂછાયેલા પ્રશ્નો ચાલુ વર્ષે ન પૂછાય, એકધારા પ્રશ્નો પૂછાય જેમાં માત્ર ગોળ ગોળ જવાબો જ લખવાના હોય, વિષયના હાર્દ-સમાં પ્રકરણો વિકલ્પમાં કાઢી શકાય તેટલા બધા વિકલ્પો હોય, ૩૦–૩૫ ટકાએ પાસ થવાય, પરીક્ષામાં છૂટથી માર્કસ મૂકાય...તો પછી સ્વાભાવિક છે કે ગાઇડો જેવાં પુસ્તકો બજારમાં ચાલે જ. આથી ગુજરાતી માધ્યમને લઈને નહિ પણ પરીક્ષામાં 'હળવાશ'ને લઈ સામાન્ય કક્ષાનાં પાઠ્યપુસ્તકો બજારમાં આવે છે.

આમ સારી ગુણવત્તાવાળાં પાઠ્યપુસ્તકો પ્રાપ્ત કરવા માટે મુક્ત બજાર અને ઉચ્ચ કક્ષાની પરીક્ષાપદ્ધતિ અતિ આવશ્યક છે.

## મર્યાદિત બજારનાં દૂષણો

મુક્ત બજારના લાભ ત્યારે જ મળી શકે કે જ્યારે બજારનું કદ વિશાળ હોય, વધારે પ્રકાશકો હોય તથા પુસ્તકોની ગુણવત્તા તથા કિંમતની માહિતીથી વિદ્યાર્થીઓ વાકેફ હોય; પણ ગુજરાતી પાઠ્યપુસ્તકોનું બજાર આણંદ વડોદરા સિવાયના ગુજરાત પૂરતું જ મર્યાદિત રહ્યું છે. મર્યાદિત બજારને વધુ મર્યાદિત બનાવે તેવી બાબત એ છે કે વપરાયેલાં પાઠ્યપુસ્તકોનું બજાર ખૂબ વ્યવસ્થિત ગુજરાતમાં જોવા મળે છે. પરિણામે પ્રતિવર્ષ નવી નકલોનું વેચાણ ક્રમે ક્રમે ઘટતું હોય છે. વળી જેટલા અંશે ગાઇડો તથા મેગેઝીનોની વપરાશ થાય છે તેટલા અંશે પાઠ્યપુસ્તકનું બજાર નાનું બને છે.

(૧) મર્યાદિત બજારનું પહેલું દૂષણ એ જણાય છે કે પુસ્તકોનું ઉત્પાદનખર્ચ વધારે આવે છે, પરિણામે પુસ્તકોના ભાવ ઊંચા રહે છે. (૨) મર્યાદિત બજારને લઈ તથા માધ્યમની અનિશ્ચિતતાને લઈ કેટલાંક પુસ્તકોના પ્રકાશકોની સંખ્યા ખૂબ નાની છે જેને લઈ અમુક અંશે ઈજારાતત્વ જોવા મળે છે. પુસ્તકોના ઊંચા ભાવો પાછળનું એ પણ એક કારણ છે. મર્યાદિત બજારને લઈ તથા માધ્યમની અનિશ્ચિતતાને લઈ પ્રકાશકોને 'જોખમ' વધુ જણાતું હોવાથી પણ પુસ્તકોના ઊંચા ભાવ લેવામાં આવે છે. અંગ્રેજી પુસ્તકોની સરખામણીએ ગુજરાતી પુસ્તકો મોંઘાં હોવાનાં એ કારણો છે. (૩) મર્યાદિત બજારને લઈ સારા પાઠ્યપુસ્તકલેખકને વળતરની રીતે પુસ્તક લખવું ઓછું આકર્ષક લાગવાથી તથા ગુજરાતમાં મર્યાદિત સંખ્યામાં શિક્ષણ તરફની રુચિવાળા પ્રાધ્યાપકો હોવાથી અને તેમાંય ખૂબ મર્યાદિત સંખ્યામાં ગુજરાતીમાં વિષયને પૂર્ણ નહિ તોય કંઈક સંતોષકારક ન્યાય આપી શકે તેટલા પ્રાધ્યાપકો હોવાથી પાઠ્યપુસ્તકોની ગુણવત્તાની કક્ષા મર્યાદિત રહી છે. ખાનગી પ્રકાશકો કરાર કરતાંય વધારે નકલો છાપી વધારાની નકલો પર પોતે જ નફો લેતા હોવાથી લેખકોને વળતર ઓછું મળવાથી પણ સારું પુસ્તક લખવાની વૃત્તિ મંદ રહી હોય તો નવાઈ નહિ. ગાઇડો, મેગેઝીનો તથા હરીફ પાઠ્યપુસ્તકો સારાં પાઠ્યપુસ્તકના મેટરની ચોરી એક યા બીજા સ્વરૂપમાં કરતા હોવાથી પણ સારું પાઠ્યપુસ્તક લખવાની વૃત્તિને રોકે છે. અનેક કારણોસર જોખમની કક્ષા વિશેષ હોવાથી પ્રકાશકો મોટી કૉલેજોના પ્રાધ્યાપકોને તથા યુનિ.માં ચાવીરૂપ સ્થાન ભોગવતી વ્યક્તિઓને જ લેખકો તરીકે પસંદ કરે છે. આથી કદાચ નાની કૉલેજોના પણ સારું લખી શકે તેવા પ્રાધ્યાપકોનો લાભ પાઠ્ય પુસ્તકો દ્વારા મળી શકતો નથી. (૪) હાયર સેકન્ડકલાસ તથા ફર્સ્ટકલાસ વિદ્યાર્થીઓને જરૂરી એવાં Reference works તથા પ્રતિવર્ષ બદલાતી માહિતી આપતાં પુસ્તકો અતિ મર્યાદિત માંગ હોવાથી અસ્તિત્વમાં આવી શકતાં નથી. વિશ્વમાં વખણાયેલાં પાઠ્યપુસ્તકોનો લાભ હવે ગુજરાતી વિદ્યાર્થીઓને લગભગ મળવો અશક્ય બન્યો છે. (૫) કેટલાક વિષયોમાં વિદ્યાર્થીઓ ખૂબ જ ઓછા હોવાથી, પાઠ્યપુસ્તકના લેખકો ન મળવાથી તથા અમુક વિદ્યાશાખાઓમાં માધ્યમની અનિશ્ચિતતા હોવાથી બજા-રમાં પુસ્તકો આવી શકતાં નથી.

## ગુજરાતી પાઠ્ય પુસ્તકોની ગુણવત્તા

પાઠ્યપુસ્તકોનું ઉપર્યુક્ત વિહંગાવલોકન કર્યા પછી

પ્રશ્ન એ ઊઠે છે કે જે વિષયોમાં પુસ્તકો ઉપલબ્ધ થયાં છે તે સરવાળે ગુણવત્તાની રીતે ક્યાંક છે? આધારભૂત વિગતોના અભાવે તે પ્રશ્નનો ઉત્તર આપવો કઠિન છે. ગુજરાતી પાઠ્ય પુસ્તકો સારાં છે કે કેમ તેનો વિચાર કોઈની સરખામણીએ જ થઈ શકે. વિશ્વમાં ઉપલબ્ધ અંગ્રેજી પાઠ્ય પુસ્તકોની સરખામણીએ કદાચ ગુજરાતી પાઠ્યપુસ્તકો ક્યાંય ઊભાં ન રહી શકે. પણ પહેલાં કે જ્યારે અંગ્રેજી માધ્યમ ગુજરાતમાં હતું ત્યારે મોટા ભાગના જે વિદ્યાર્થીઓ જે પ્રકારનાં અંગ્રેજી પાઠ્યપુસ્તકો વાપરતા હતા તેની સરખામણીએ હાલનાં ગુજરાતી પાઠ્ય પુસ્તકો ઊભાં રહી શકે ખરાં? પહેલાં અંગ્રેજી માધ્યમ વખતે પણ વિશ્વ વિખ્યાત પાઠ્યપુસ્તકોનો ઉપયોગ બહુ થોડા વિદ્યાર્થીઓ કરતા હતા કેમકે તે પુસ્તકો સંપૂર્ણ રીતે આપણી યુનિવર્સિટીના અભ્યાસક્રમને અનુરૂપ નહોતાં. તેમાંથી અમુક પ્રકરણો જ જોવાં જેવા હતાં. આથી ભારતની યુનિ.ઓને સુસંગત એવાં પાઠ્ય પુસ્તકો ભારતના લેખકોએ અંગ્રેજીમાં લખ્યાં હતાં તે બહોળા પ્રમાણમાં વચાતાં હતા; કદાચ તેનાં કરતાય થોડાક સારા પાઠ્ય પુસ્તકો હાલ ગુજરાતીમાં ઉપલબ્ધ થયા છે. અનેક પુસ્તકોમાથી એકઠુ કરેલું સાહિત્ય એક જ પાઠ્યપુસ્તકમાં મૂકવામાં આવતુ હોવાથી સામાન્ય કક્ષાના વિદ્યાર્થીને સારો લાભ થયો હોય તે સંભવિત છે. વિશેષમા માતૃભાષા ગુજરાતીમાં પાઠ્ય પુસ્તકો લખાયાં હોવાથી વિદ્યાર્થીઓ લગભગ પૂર્ણ રીતે સમજી શકે અને તેથી સામાન્ય કક્ષાના વિદ્યાર્થીને વધુ જ્ઞાન સંપાદન કરવાની તક મળી હોય. પણ હાયર સેકન્ડ કલાસ તથા ફર્સ્ટકલાસ વિદ્યાર્થીઓની વિષયજ્ઞાનસપાટી નીચી રહે તેવી પરિસ્થિતિ ગુજરાતી પાઠ્યપુસ્તકોને લઈ સર્જાઈ હોય તેવું જણાય છે. જોકે શાળામાંથી જ જ્યારે અંગ્રેજીનુ મહત્ત્વ ઘટ્યું ત્યારે કૉલેજકક્ષાએ વિદ્યાર્થીની અંગ્રેજી પુસ્તકો વાંચવા- સમજવાની કક્ષા પણ ખૂબ ઘટી છે. કદાચ તે હકીકતના સંદર્ભમાં ગુજરાતી પાઠ્યપુસ્તકો વિદ્યાર્થીઓને વિષય સમજવામાં મદદરૂપ થયાં હોય. પણ આ કોઈ ઉચિત આશ્વાસન નથી.

### ગુજરાતી પાઠ્ય પુસ્તકોનુ ધોરણ કઈ રીતે ઊંચું જાય?

છેવટે પ્રશ્ન એ ઊઠે છે કે જો ગુજરાતી પાઠ્ય પુસ્તકો બરાબર ન હોય તો તેનો ઉપાય શો? ગુજરાતી પાઠ્યપુસ્તકોનું બજાર અતિ મર્યાદિત હોવાથી અમુક અંશે ગુજરાતી પાઠ્ય પુસ્તકોની કક્ષા વિશ્વમાં શ્રેષ્ઠ ગણાતાં અંગ્રેજી પાઠ્ય પુસ્તકોની સરખામણીએ નીચી રહેવાની જ. તેનાં કારણોમાં મર્યાદિત શક્તિઓવાળા ગુજરાતી પ્રાધ્યાપકો પર રાખવો પડતો આધાર, અંગ્રેજી પાઠ્યપુસ્તકોની સરખામણીએ લેખક-પ્રકાશકોને મળતું ઓછું વળતર, સાધારણ કક્ષાનાં પાઠ્યપુસ્તકો દ્વારા પણ સારા માર્ક્સ પરીક્ષામાં મળી શકતા હોવાથી ઉચ્ચકક્ષાનાં પાઠ્યપુસ્તકોની અતિ મર્યાદિત બનેલા માંગ, સારા લેખકોએ શ્રમ કરીને તૈયાર કરેલાં પુસ્તકોમાંથી થતી લખાણ-ચોરી વગેરે કારણોસર સારું લખાણ મળવાની ઓછી શક્યતા અને સારા લખાણની ઓછી માંગ હોવાની. ગુજરાતી પાઠ્યપુસ્તકોની આ છે કેટલીક અનિવાર્ય મર્યાદાઓ.

છતાંય અનિવાર્ય મર્યાદાઓના સંદર્ભમાં શક્ય તેટલાં સારાં પાઠ્યપુસ્તકો બજારમાં આવે તથા સારાં પાઠ્યપુસ્તકોની માહિતી વિદ્યાર્થીઓ પાસે પહોંચે તે અંગે ઠીક ઠીક પ્રયાસોને અવકાશ છે ખરો. પ્રથમ આપણે જોઈએ કે કઈ રીતે પુસ્તકોની કક્ષા ઊંચે લઈ જઈ શકાય? (૧) જેમ માધ્યમની નિશ્ચિતતા વધારે તથા અભ્યાસક્રમોમાં એકાએક પલટા ઓછા અને કંઈ ફેરફારો થાય તો અમુક મુદત બાદ તે ફેરફારો અસરકારક બને તેમ પુસ્તકોની ગુણવત્તા વધારી શકાય. દા. ત. છેક માર્ચ મહિને નક્કી થાય કે ત્રણ વર્ષનો ડીગ્રી કોર્સ જુનમાંથી અસરકારક બનશે તો સ્વાભાવિક છે કે તેવી નાની મુદતમાં પ્રિ. યુનિવર્સિટી ઇયર માટે કેવી ઉતાવળે પુસ્તકો તૈયાર થાય? તેવી જ રીતે માધ્યમ અંગેની અનિશ્ચિતતાને લઈને પણ સારું લખાણ લખનારાઓ લખવાને પ્રેરાતા નથી. (૨) મુક્તબજાર દ્વારા આવતા પાઠ્યપુસ્તકો ઉપરાંત ગુજરાત યુનિવર્સિટી 'પૂરક ગ્રંથો' બહાર પાડી વિદ્યાર્થીઓની જ્ઞાન તથા માહિતીની સપાટી ઊંચી લઈ જવામાં મદદરૂપ થઈ શકે. પૂરક ગ્રંથોમાં ગુજરાતના પ્રાધ્યાપકોએ લખેલાં નિબંધો તથા અનુવાદિત પાઠ્યપુસ્તકો તથા રેફરન્સ વર્કસનો સમાવેશ કરી શકાય. એક જ પ્રકરણ પર જુદા જુદા ૩થી૫ જેટલા પ્રાધ્યાપકો લખે અને એમ પ્રત્યેક પ્રકરણ પણ તેવી રીતે લખાવવામાં આવે અને બધાં જ પ્રકરણો એક જ ગ્રંથમાં છાપવામાં આવે તો

તે રીતે સારા વિદ્યાર્થીઓને ખૂબ સારું સાહિત્ય એક જ ગ્રંથમાં આપી શકાય. તેવી જ રીતે સારા વિદ્યાર્થીઓ તથા પ્રાધ્યાપકોને ઉપયોગી થાય તેવાં અંગ્રેજી પાઠ્ય-પુસ્તકો તથા રેફરન્સ પુસ્તકોનો અનુવાદ પૂરતો સમય આપીને કરાવવો જોઇએ. તે માટે ગુજરાત યુનિ. પ્રયાસ કરી રહી છે પણ તેમાં અતિ ઉતાવળ થતી જોવા મળે છે. (૩) અતિ નાના બજારને લઇને કેટલાક વિષયોમાં હજી પણ પુસ્તકો આવી શકયાં નથી. તેનો એટલો જ અર્થ કે તે પુસ્તકો ખાનગી પ્રકાશકોની રીતે નફાકારક નથી. તો તે દિશામાં યુનિ.એ જાતે કામ કરવું જોઈએ. તે પુસ્તકો લખવાનું કામ સ્થાપિત હિતો ન લઈ જાય તે માટે ½ વજન લેખકનાં કવોલિફિકેશન પર તથા ½ વજન શિક્ષણઅનુભવ પર મૂકી લેખકની પસંદગી કરવી જોઈએ. છતાંય સ્થાપિત હિતોને અમુક હદ સુધી જ રોકી શકાય. (૪) સારાં પુસ્તકોની મર્યાદિત માંગ બનવાની પાછળનાં કારણોમાં એક કારણ પરીક્ષામાં 'હળવાશ'નું છે. તો સારાં પુસ્તકોનું સર્જન થાય તે માટે તેની માંગ ઊભી કરવા પરીક્ષામાં 'હળવાશ' ઓછી થાય અને વિદ્યાર્થીઓની બુદ્ધિશક્તિનું એકસરે કરે તેવી પરીક્ષા-પદ્ધતિ બને તેવા ઉપાયો હાથ ધરવા જોઈએ.

સારાં પુસ્તકો ગુજરાતીબજારમાં આવે તે ઉપરાંત તેવાં પુસ્તકોની માહિતી પ્રત્યેક વિદ્યાર્થી પાસે પહોંચે તે માટે યુનિવર્સિટીએ પ્રયાસ કરવા જોઇએ. અનેક કૉલેજોમાં વિદ્યાર્થીઓ પાસે સારાં પુસ્તકોની માહિતી પહોંચતી હોતી નથી, તેમજ કૉલેજપુસ્તકાલયો તથા પુઅર બૉયઝ લાયબ્રેરીમાં અમુક પુસ્તકોને આવતાં ખાળવામાં આવે છે. મોટી કૉલેજોમાંથી લેખક પ્રાધ્યાપકો પસંદ કરી પ્રકાશકો અન્ય પુસ્તકોની માહિતી ન પહોંચે તે માટે ઠીક ઠીક પ્રયાસો કરે છે. લેખક પ્રાધ્યાપકો પણ તેમાં સામેલ થાય છે. 'રેકમન્ડેશન'નો પ્રભાવ જેટલા અંશે વિદ્યાર્થીઓ પર થતો હોય છે તેટલા અંશે અપૂર્ણ માહિતીનું અનિવાર્ય દૂષણ રહેવાનું જ. છતાંય કેટલાક વર્ગના વિદ્યાર્થીઓ પાસે જો માહિતીઓ પહોંચે તો 'રેકમન્ડેશન'ની ઉપરવટ જઈ વિદ્યાર્થીઓ પુસ્તકો પસંદ કરે છે. તેમની રીતે બધાં પુસ્તકોની માહિતી અતિ મહત્ત્વની કહી શકાય. તો તે અર્થે યુનિવર્સિટીએ દરેક વિષય પર પ્રગટ થએલાં પુસ્તકોની યાદી પ્રગટ કરી કૉલેજોનાં નોટિસ બોર્ડ પર મૂકવી તથા લાયબ્રેરીમાં મૂકી રાખવા પહોંચતી કરાવવી જોઇએ. કૉલેજ લાયબ્રેરીમાં પ્રત્યેક પુસ્તકની એક નકલ ખરીદવામાં આવે તેવો પણ પ્રબંધ કરાવવો જોઇએ.

જ્ઞાન તથા માહિતી આપવાનું અસરકારક સાધન માતૃભાષા છે તે નિઃશંક બાબત છે. પણ માતૃભાષાને ઉચ્ચ શિક્ષણનું માધ્યમ બનાવવા જતાં અનેક અશકયતાઓ તથા ખર્ચા સામે આવીને ઊભાં રહે છે. જે દરે વિશ્વમાં જ્ઞાન તથા માહિતીનો પ્રવાહ વહી રહ્યો છે તે દરે ગુજરાતીમાં ધોળા હાથીની પાછળ કરવા જેવા ખર્ચાઓ કર્યા છતાં જ્ઞાન-માહિતીનો પ્રવાહ જાળવી શકાય એવો નથી. આથી તેટલા અંશે ખાબોચિયાં નહિ તો કૂવા અને કૂવા નહિ તો તળાવ જેવી બંધિયાર પરિસ્થિતિ સર્જાય છે. ગુજરાતી માધ્યમને લઈ સામાન્ય ગુજરાતીની જ્ઞાન-માહિતીની સપાટી ઊંચી જશે પણ ઉચ્ચ કક્ષાએ પહોંચવાની શક્તિ ધરાવનાર ગુજરાતીઓ પાછા પડશે તેવું જણાય છે.*

*સુપ્રિમકોર્ટનો માધ્યમ અંગેનો ચૂકાદો આવ્યો તે પહેલાં આ લેખ લખવામાં આવ્યો હતો.

*

# વિશ્વરાજ્ય અને આધ્યાત્મિક અરાજકતાવાદ

## —એક દૃષ્ટિ

આર. કે. શાહ

[ઇતિહાસના વ્યાખ્યાતા, ધર્મેન્દ્રસિંહજી કૉલેજ, રાજકોટ]

પહેલાંના સમયમાં કોઈ કલ્પનાશીલ વિચારકે વિશ્વરાજ્યની કલ્પના કરી હોય એને આપણે કાં તો ધૂની માણસની કલ્પના કહી હસી કાઢતા અગર તો 'આકાશના તારા' જેવો આદર્શ કહેતા જે વિચારમાં

સુંદર લાગે પણ વાસ્તવિક જીવનની સપાટી પર આવતાં આકાશકુસુમવત્ ભાસે. પણ એ તો હકીકત છે કે કલ્પના પણ ન કરી હોય એવી સ્થિતિ વાસ્તવિકતા ધારણ કરી આપણી સમક્ષ આવી ઊભે છે ત્યારે કાં તો આપણે આશ્ચર્યચકિત થઈ જઇએ છીએ અગર તો ભયના માર્યા બેબાકળા બની જઇએ છીએ. આથી જ ડાહ્યા માણુસોની એ ફરજ છે કે ભાવિના એંધાણ પારખી એનો પોતાની દૃષ્ટિએ એક ઉકેલ સૂચવવો—આમ કરવામા શકય છે કે, તેમણે પોતાના સમયની પ્રજાની ટીકા સાંભળવી પડે; પણ ભાવિ પેઢી ઋણ-સ્વીકાર કરશે જ, એવી આશા તેમના દિલમા સદૈવ હોય છે.

પહેલા કયારેય નહોતી ઉદ્ભવી એટલી જરૂરિયાત આજે સમસ્ત માનવજાત માટે એકતા અને સહકારની છે. પહેલાના સમયમાં જીવનની જરૂરિયાતો ઓછી હતી ને દેશ સ્વયપૂર્ણ હતો; ગામ પણ સ્વયપૂર્ણ હતું. પણ ઔદ્યોગિક ક્રાંતિ પછી ભૌતિક પ્રગતિની જે વણથંભી કૂચ થતી રહી છે તેણે, ને વૈજ્ઞાનિક શોધખોળો, વાહનવ્યવહારનાં ઝડપી સાધનો શોધવાથી દુનિયા નાની ને નાની થતી ચાલી છે; એક દેશ બીજા દેશની નજીક આવ્યો છે; દેશોનુ 'પરસ્પરાવલબન' ખૂબ વધી ગયું છે. કોઈક દેશમાં કામદારો હડતાળ પર જાય, પૂરતા પ્રમાણમા કાચો માલ ઉત્પન્ન ન થાય, પરદેશ મોકલી શકાય નહીં તો પોતાના દેશનું અર્થતંત્ર ખોરવાઈ જાય જ; પણ સાથે પેલા આયાત કરનાર દેશને યોગ્ય જથ્થામાં યોગ્ય સમયમાં કાચો માલ ન મળે તો ઉત્પાદન શાનુ કરવું? કારખાનાં કે મીલો બંધ કરવાં પડે, કામદારોને બેકારી ભોગવવી પડે. આના પડઘા દેશના સામાજિક ને રાજકીય જીવનમાં પડે જ પડે. આમ દુનિયાના દેશો એકબીજા પર નભતા થયા છે. આવું પરસ્પરાવલબનનુ વાતાવરણ ટકી રહે એ સર્વના હિતમાં છે. વાસ્તવિક સ્થિતિ તો ઉલ્ટી દેખાય છે, ભારેલા અગ્નિ જેવી. એટમબૉંબ જન્મ્યો નહોતો તે પહેલાંથી નિઃશસ્ત્રીકરણની વાતો આપણે ઉચ્ચારવા માંડી હતી ને એ વાતો કરતાં કરતાં અણુશસ્ત્રો પેદા કરી બેઠા છીએ—મુખમાં રામ બગલમાં છરી જેવું ભાસે છે! આમ તો ૧૯૨૫થી નિઃશસ્ત્રીકરણ માટે પ્રય.નો થતા રહ્યા છે પણ હતા ત્યાંથી પ્રગતિની દિશામાં એક પગલું પણ આગળ વધેલા લાગતું નથી. નાગાસાકી-હિરોશિમાએ એટમ-બૉંબનું રૌદ્ર સ્વરૂપ જોયું. પણ ત્યાર પછી તો ઘણાં ભયાનક શસ્ત્રો તૈયાર થતાં રહ્યાં છે. હવે જો યુદ્ધ-વિશ્વયુદ્ધ થાય તો યુદ્ધ શરુ કરનાર સાથે બધાંયનો, અને તેમની સંસ્કૃતિનો પણ નાશ થઈ જાય. માનવજાતે ફરીથી એકડે એક ઘૂટવો પડે, સંસ્કૃતિના શ્રીગણેશ પાડવા પડે. 'માણસજાતે તીરકામઠાં સાથે આદિમાનવનુ જીવન શરુ કરવું પડે'—આ વિધાન કેટલું બધું સાચુ લાગે છે!

કોઈ એક દેશનો નેતા પોતાની ગણતરીમાં ભૂલ કરી બેસે, કોઈ પોતાની શક્તિ વધારે ધારી લ્યે ને દુશ્મનની તાકાતનું મૂલ્ય ઓછું આંકે, પોતાની પ્રજાને આગે નાખવાની મહત્ત્વાકાંક્ષા સેવે, અમુક પ્રદેશ પર આધિપત્ય ઠોકી બેસાડવાની ઈચ્છા સેવે, દુશ્મનની બીજી મુશ્કેલીઓનો પોતાના લાભમાં ઉપયોગ કરવાનું વિચારે —આમ આ સઘળા કિસ્સાઓમાં કોઈપણ યુદ્ધની નોબત વગાડે તો તણખામાંથી ભડકા જ થાય એ ચોક્કસ છે — સમસ્ત માનવજાતને ભરખી જાય તેવો ભડકો! આવી સ્થિતિમાં કોઈ ઉકેલ ખરો?

માણુસ સ્વભાવથી જ સામાજિક પ્રાણી હોઈ સહકાર પર આધાર રાખે છે. માલિકીપણાની ને સત્તા ચલાવવાની ભાવના કયારેક કયારેક પ્રબળ બની જાય ત્યારે પેલી સહકારની વૃત્તિને દબાવી દે કે નેવે મૂકે ને સંઘર્ષમાં ઊતરી પડે છે. છતાંય બહુધા, માણુસ શાંતિ ઝંખે છે એમ કહેવું જોઈએ કેમકે શાંતિ, સલામતીના વાતાવરણમાં તેને સહકાર, પ્રેમ ને પ્રેરણા મળે છે. આમ સહકાર સાધવો, શાંતિ ને સલામતીભર્યું વાતાવરણ સર્જવું એ સાહજિક વૃત્તિ છે. રાજ્યના કાયદા તે આવકારે છે, તેનુ પાલન તેથી જ તે કરે છે. તે સમજે છે કે પોતે સ્વયંપૂર્ણ નથી માટે કુટુંબના બીજા માણુસોની મદદ જરૂરી છે; ને માટે જ કુટુંબના આચાર વિચાર કે નીતિ-નિયમો પાળવા જોઇએ. પણ કુટુંબની બધી જરૂરિયાતો કુટુંબ પોતે કયાં પૂરી પાડી શકે તેમ છે? આથી બીજી સંસ્થાઓ ઉદ્ભવી. રાજ્યનું હોવું આ દૃષ્ટિએ સાર્થક બનતું. આ રીતે જોઇએ તો વ્યક્તિની સ્વતંત્રતાનો લોપ કરવા નહિ પણ એને પૂરક બનવો ને પોષણ આપવા જ કાયદા કે નિયમો હોય છે. વ્યક્તિ ને

રાજ્યનો સંબંધ આ પ્રમાણે સ્પષ્ટ થતો હોય તો આજે આપણે એવી સ્થિતિમાં જીવીએ છીએ જ્યાં રાજ્ય સ્વયંપૂર્ણ નથી એવું સતત લાગ્યા જ કરે છે. એક ઉદાહરણ લઈએ. આપણા કાપડ-ઉદ્યોગ માટે રૂ ઇજિપ્ત કે અમેરિકાથી આવે, મશીનરી ઇંગ્લૅન્ડ, જર્મનીથી આવે, ત્યારે આપણા ધનિકોનું ધન અને કામદારોની સેવા – આ બધાં વચ્ચે સંપ ને સહકારથી કાર્ય ચાલે ત્યારે કાપડ બનાવી શકાય. રૂ ન આવે તો? મશીનરી આવવામાં મોડું થાય તો? કામદારો હડતાલ પર જાય તો? આમ જીવનની દરેક પ્રવૃત્તિમાં ને રાષ્ટ્ર-જીવનના દરેક ક્ષેત્રમાં આંતર-રાષ્ટ્રીય સહકાર અનિવાર્ય બન્યો છે. આવા સહકારના વાતાવરણમાં ઊભા હોઈએ ને અચાનક અસહકાર ને દુશ્મનાવટ રૂપી ડમરી જોવા મળે તો? લિફ્ટમાં બેસી ઉપર જતાં હોઈએ ને અચાનક વીજળીનો પુરવઠો બંધ પડતાં લિફ્ટ અટકી જાય તેવે સમયે ત્રિશંકુ જેવી સ્થિતિમાં કેવી ગૂંચળામણ થાય? આવી સ્થિતિમાં માણસે સમયે સમયે રસ્તા કાઢ્યા તો છે જ. રાષ્ટ્રસંઘની રચના થઈ. પહેલો પ્રયત્ન હતો, નિષ્ફળતા સાંપડી. મહાસત્તાઓની સ્વાર્થભૂખ ને સત્તાની ખેંચાખેંચીમાં ક્યાં કોઈનેય સુખ જોવા દીધું છે? નિષ્ફળ જવાય, હિંમત કેમ હારી જવાય! આપણામાં રહેલી શ્રેષ્ઠ શક્તિઓને ખીલવવી છે ને 'પ્રભુતા'ને પામવું છે, પૂર્ણતાને પામવું છે. ઇશ્વરમાંથી છૂટો પડી ગયેલો જીવ તેની સાથે તાદાત્મ્ય શોધવા ઇચ્છે છે. આ કામ ઇશ્વરનું કામ છે. પણ પૃથ્વીના પટ પર તો ઇશ્વરનું કામ માણસે કરવાનું છે ને! ઠીક છે કે શુભ કાર્યમાં ઇશ્વરની સહાયની આશા રાખીએ! સંયુક્ત રાષ્ટ્રસંઘની રચના થઈ. આ પ્રયત્ન નિષ્ફળ જશે તો માણસ બીજા પ્રયત્નો કરવાનો જ છે. પણ આવાં 'સાધન' મળવા માત્રથી ઇચ્છિત ધ્યેય પાર પડતું નથી. આ 'સાધન' વાપરી શકાય તે માટે સાનુકૂળ વાતાવરણ સર્જવું જોઈએ ને એના માર્ગમાં આવતા અવરોધો દૂર કરવા જોઇએ. એ 'સાધન' ઉપયોગમાં લેવા જેટલી આવડત ને યોગ્યતા સંપાદન થવાં ઘટે.

'અમુક વસ્તુ સારી છે' સાચી છે, માટે કરવી જ જોઇએ, એવી દૃષ્ટિથી કદાચ નહિ, તો ભયના માર્યા એક આવશ્યકતા તરીકે પણ આપણે સહકાર ને બંધુતા કેળવવી પડશે. અશક્તિમાન્ ભવેત્ સાધુ જેવું કહેવાય. આમ હોય તો પણ જ્યાં સુધી પરિણામને લક્ષ્યગત છે ત્યાં સુધી, ચર્ચાસ્પદ નહિ બને.

વસુધૈવ કુટુંબકમ્ કહીએ કે 'જય જગત'નો જાપ જપીએ પણ સૌથી મુશ્કેલ ને મોટો પ્રશ્ન રાજ્યના અસ્તિત્વનો, રાજ્યની સર્વોપરિતાના વિચારનો છે. જેમ 'હું'નો વિચાર કર્યા કરવાથી સમષ્ટિનો વિચાર થઈ જ ન શકે તેમ રાજ્ય પોતાના જ ખ્યાલમાં રાચે ને સ્વપ્નના આદર્શને સિદ્ધ કરવામાં જ મચ્યું રહે તો ક્યારેક અનર્થ પેદા થઈ જાય.

પૃથ્વીની સપાટી પર કોઈએ રેખાઓ દોરી નથી. આપણે ઇરાન, ચીન, ભારત, ઇંગ્લૅન્ડ, અમેરિકા વગેરે નામ આપ્યાં ને ભાગલા પાડ્યા. વહીવટીય સરળતા ને કલ્યાણનાં કાર્યો સરળતાથી થાય તે માટે આ આવશ્યક ગણી શકાય. ભારતમાં વસતી જુદી જુદી જાતિઓ (Races) વચ્ચે, જુદા જુદા ધર્મ પાળતી પ્રજા વચ્ચે, જુદી જુદી ભાષા બોલતી પ્રજા વચ્ચે ને એથીય વિશેષ જુદા જુદા પ્રદેશો (રાજ્યો)માં રહેતી પ્રજા વચ્ચે એકતા, ભાઈચારો કેળવી શકાય, તો પછી સમસ્ત વિશ્વની પ્રજા વચ્ચે શા માટે ભાઈચારો ને એકતા સ્થાપી ન શકાય? દિવાલો તો આપણે ઊભી કરી છે. નૈતિક દૃષ્ટિએ ન જોઈએ તો સ્વાર્થની દૃષ્ટિએ પણ હવે આ દિવાલો હટાવવી જ જોઈએ.

આ બાબતમાં આધ્યાત્મિક અરાજકતાવાદે સુંદર રાહ બતાવ્યો છે. રાજ્ય બીનઆવશ્યક વસ્તુ છે. રાજ્ય પોતે જ અમુક વ્યક્તિઓના હાથમાં 'સાધન' બની જાય છે. રાજ્યની દંડ-શક્તિ જ માણસને પશુ બનાવે છે. રાજ્ય ન હોવું જોઈએ. પણ આનો અર્થ એવો નથી કે રાજ્યના સીમાડા ભૂંસી નાખવા જોઈએ ને અમુક પ્રજાએ સમસ્ત વિશ્વ પર પોતાનું રાજ્ય જમાવવું જોઈએ. આધ્યાત્મિક અરાજકતાવાદીઓ તો સરકારની દખલ ઓછી કરવા માગે છે. સત્તાનું વિકેન્દ્રીકરણ કરવા ચાહે છે, ગામ અને શક્ય હોય તો વ્યક્તિને સ્વયંપૂર્ણ કરવા માગે છે. આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં તેઓ સહકાર, સંપ ને ભાઈચારો માગે છે. એક પ્રજા બીજી પ્રજા પર

આક્રમણ ન કરે, શોષણ ન કરે કે લડાઈ ન કરે. વ્યક્તિ હો યા દેશ, મિલ્કત સર્જે, ભેગી કરે પણ બીજાના ભોગે નહિ; ને એનો ઉપયોગ બીજાના અહિતમાં ન હોય.

રાષ્ટ્રની સરહદો પ્રજામાનસમા દિવાલ ઊભી કરે છે; રાજ્યની સર્વોપરિતાનો ખ્યાલ એને મજબૂત બનાવે છે. પણ હવે એ સમજવાનો સમય આવી લાગ્યો છે કે વ્યક્તિ અલગ રીતે અસ્તિત્વ ધરાવી નથી શકતી; તો દેશ પણ બીજાથી દૂર રહી કે દુશ્મનાવટ રાખી પોતાનું અસ્તિત્વ ટકાવી શકતો નથી કે પોતાની પ્રજાનો વિકાસ કરી શકતો નથી. આથી જ 'એક રાષ્ટ્ર, એક રાજ્ય'નો વિચાર આકર્ષક લાગે ને શરૂમા લાભ પણ કર્યો હતો પણ હવે તે પ્રેમાળ રાષ્ટ્રવાદને બદલે આક્રમક રાષ્ટ્રવાદનુ ઉગ્ર સ્વરૂપ લે છે જે ખતરનાક કહેવાય.

રાજ્ય પાસે દંડશક્તિ છે ને તેથી જ એની સત્તા લેવા સ્થાપિત હિતો પડાપડી કરે છે. પછી એ સત્તાનો ઉપયોગ બીજાના ભોગે પોતાના સ્વાર્થમાં થાય છે. આથી જ રાજ્ય અનર્થકારી છે એમ અરાજકતાવાદીઓ માને છે. આની ટીકા કરતાં એમ કહેવુ કે 'મરેલા ઘોડાને ચાબુક મારવા જેવું આ તો છે', તો યોગ્ય તો ન જ કહેવાય. તેઓ તો એમ ઇચ્છે છે કે નાનામા નાનું ઘટક, ગામ હો કે કુટુંબ, સ્વયંપૂર્ણ હો, વ્યક્તિ વિકાસ કરે, બીજાને ભોગે નહીં. મિલકત ભેગી કરે પણ જરૂર હોય એથી વિશેષ નહીં. આવી સ્થિતિ ઉદ્‌ભવે તો વેરઝેર હોય નહીં; શાંતિ-સલામતી જાળવવા ને સ્થાપવાના બહાને કાયદાની વણઝાર જોવા ન મળે ને વહીવટ કરનારાની સંખ્યા ઓછી થાય ને જાણે કે રાજ્યનું અસ્તિત્વ ઓછું થઈ જાય.

આ ફિલસુફીમાં માનીએ યા ન માનીએ; આજનાં રાજ્યો કાંઇ અદશ્ય થઇ જવાનાં નથી. વાસ્તવિક સ્થિતિ તો આંતરરાષ્ટ્રિય સહકાર તરફ આંગળી ચીંધે છે. આવી વર્તમાન પરિસ્થિતિમાં રાજ્યની સર્વોપરિ સત્તાનો સિદ્ધાંત કે વિચાર છોડી દેવો જોઇએ—આ જ ઉત્તમ માર્ગ છે. જેમ દેશમાં પ્રાદેશિક વિભાગો હોય છે અને તેમને આંતરિક સ્વાયત્તતા આપીએ તેમ જગતનાં તમામ રાજ્યોને આંતરિક સ્વાયત્તતા આપી જગત-સરકાર શાંતિ, સલામતી માટે, આંતરરાષ્ટ્રીય વહેવાર પર નજર રાખે એ ઇષ્ટ છે. સમયની આ પુકાર છે. આ બાબતમાં કોણ પહેલ કરશે એ જોવા રોકાઈ જવું પડે એ કરતાં બધાંએ આ 'સાર્વજનિક' કાર્ય માટે સાબદા બનવું જોઇએ—સિદ્ધિનુ શિખર ત્યારે સર કર્યું કહેવાશે.

*

# આંતરરાષ્ટ્રીય કાનૂન કાનૂન છે?

ઉષા જે. ઠાકર

[હૅરલ્ડ લૅસ્કી ઈન્સ્ટિટયૂટ ઑફ પોલિટિકલ સાયન્સના ઉપક્રમે ચાલતા રાજ્યશાસ્ત્ર અભ્યાસ વર્તુળની પખવાડિક ચર્ચાસભામાં તા. ૧૬-૨ ૬૩ને રોજ ઉપરોક્ત વિષય પર થએલી ચર્ચાનો પ્રારંભ કુ. ઉષા ઠાકર (બી. એ ના વિદ્યાર્થિની, એલ.ડી. આર્ટ્સ કૉલેજ, અમદાવાદ) એ કર્યો હતો એના આધારે આ લેખ તૈયાર કરાયો છે એમાના વિચારો ઇન્સ્ટિટયૂટના કે અભ્યાસ વર્તુળના નથી ]

આંતરરાષ્ટ્રીય કાનૂનને કાનૂન તરીકે સ્વીકારવો કે નહીં તે પ્રશ્ન કાનૂનવિષયક ભિન્ન ખયાલોને પરિણામે જન્મ્યો છે. માટે પ્રથમ કાનૂન વિશે સમજૂતી મેળવવી રહી.

ઑસ્ટીન કહે છે કે, "Laws are in the last resort reducible to commands set by the person or body of persons who are infact sovereign in any independent political society."

ઑસ્ટીનના આ વિચારોમાં બૉડીન, હૉલેન્ડ, હૉબ્સ વગેરે પણ શ્રદ્ધા ધરાવે છે. આ રીતે જોતા કાયદો સાર્વભૌમનો હુકમ છે; જે ચોક્કસ પ્રદેશ સુધી અને નિયત પ્રજા પર દંડશક્તિના જોરે લાદવામાં આવે છે. આમ કાયદો સાર્વભૌમની ઇચ્છા છે, હુકમ છે. તે માટે પ્રજાના લાભાલાભનો વિચાર થાય પણ ખરો, ન પણ થાય, કારણ પ્રજા હકીકતમા સાર્વભૌમ વ્યક્તિને મન ઊતરતી કક્ષાની છે. સાર્વભૌમ વ્યક્તિ જે હુકમ કરે તે પ્રજાએ વિચાર્યા વગર પાળવો જ રહ્યો. આમ

ઑસ્ટીનના મતે કાયદો કોઈ સામાજિક હેતુનું સાધન હોય તેમ જણાતું નથી. તે તો સાર્વભૌમ વ્યક્તિ કે વ્યક્તિઓના જૂથની ઈચ્છા સંતોષવાનું સાધન હોય તેમ લાગે છે.

કાનૂનવિષયક આ વિચારોને જો માન્ય કરીએ, સ્વીકારીએ તો આંતરરાષ્ટ્રીય કાનૂનને કાનૂન ન કહી શકાય. તેને માત્ર સૂચન, વિનંતી કે પ્રણાલિ તરીકે સ્વીકારવા પડે; કારણ કે આંતરરાષ્ટ્રીય એવું કોઈ રાજકીય મંડળ નથી જે રાજ્યો પર સાર્વભૌમ સત્તા ધરાવી શકે, જે રાજ્યો પર પોતાના નિર્ણયો દંડશક્તિને જોરે લાદી શકે. એટલું જ નહિ પરંતુ ઑસ્ટીનને મતે એવી પરિસ્થિતિ ત્યારે જ સંભવિત બને છે જ્યારે રાજ્યોનું અસ્તિત્વ સાર્વભૌમ રાજ્ય તરીકે વિલીન થઈ જાય; કારણ સાર્વભૌમત્વ વિભાજી શકાતું નથી. તે કોઈ એક સ્થાને કેન્દ્રિત જ હોવું જોઈએ. પરિણામે આંતરરાષ્ટ્રીય સાર્વભૌમ રાજકીય મંડળનું અસ્તિત્વ જ નથી. જેની પાસે સાર્વભૌમ શક્તિ નથી અર્થાત્ અસરકારક નિર્ણાયક દંડશક્તિ નથી તેણે તો પોતાના નિર્ણયો પળાવવા વિનંતી જ કરવાની રહી. અને વિનંતીનો તો સ્વીકાર ન પણ થાય. આમ આંતરરાષ્ટ્રીય નિયમમાં દંડશક્તિનો અભાવ છે.

એટલું જ નહિ, આંતરરાષ્ટ્રીય કાનૂન ઘડવા માટે કોઈ એક ચોક્કસ ધારાસભા નથી. આંતરરાષ્ટ્રીય મંડળ પાસે ચોક્કસ વિસ્તાર નથી. આજે તેના નિર્ણયો ચીન સ્વીકારતું નથી અને કાલે બીજું રાષ્ટ્ર તે રીતે તેનો બહિષ્કાર કરે તો આંતરરાષ્ટ્રીય મંડળ પાસે એવી કોઈ સત્તા નથી જેના દ્વારા તે અસ્વીકાર કે બહિષ્કાર અટકાવી શકે.

આ રીતે ઑસ્ટીનના વિચારો માન્ય રાખતાં, સાર્વભૌમ સત્તા, તથા ચોક્કસ વિસ્તાર અને નિર્ણીત ધારામંડળના અભાવને કારણે આંતરરાષ્ટ્રીય કાનૂન કાનૂન નથી.

પરંતુ ઑસ્ટીનના વિચારોનો સ્વીકાર સંભવિત નથી. શીખોનો રાજા રણજિતસિંહ પ્રજાપ્રિય અને સાર્વભૌમ હતો, બળવાન હતો, છતાં તેને હમેશાં પ્રજાના વિચારો, માન્યતાઓ વગેરેને માન આપવું પડતું. હકીકતમાં તો અપ્પાદોરાઈ કહે છે તેમ, 'He could not but permit what he commanded'.

આમ સાર્વભૌમ વ્યક્તિનું પ્રજા પર સ્વામીત્વ પૂર્ણ રીતે ક્યારે ય સંભવિત બન્યું નથી. અને માટે જ કાનૂનની સમજૂતીમાં સાર્વભૌમ વ્યક્તિની દંડશક્તિ અનિયંત્રિત ઈચ્છા અને પ્રજાની નીચી કક્ષાના ખયાલને મહત્ત્વ આપી ન શકાય.

વળી આજે તો વિશ્વમાં વૈજ્ઞાનિક, આર્થિક અને રાજકીય ક્ષેત્રે એટલાં મોટાં પરિવર્તનો થયાં છે કે જેથી ઑસ્ટીનની વિચારધારા એકદમ વર્જ્ય બની છે. રાજ્યોનું પરસ્પરાવલંબન એટલું વધ્યું છે અને વૈજ્ઞાનિક વિકાસે રાજ્યોને એટલાં બધાં નજીક આણ્યાં છે કે પોતાના અસ્તિત્વ માટે રાજ્યોએ સાર્વભૌમસત્તાનો મોહ પહેલાં કરતાં ઓછો કરવો પડ્યો છે. પ્રજા પણ સત્તરમી અને અઢારમી સદીમાં હતી તે કરતાં ઘણી વધુ જાગૃત બની છે.

આ બધા પરિબળોએ કાયદા વિષેના ખયાલ બદલ્યા છે. કાયદો સાર્વભૌમ વ્યક્તિ કે વ્યક્તિના જૂથની ઇચ્છા પૂરી કરવાનું સાધન નથી, સામાજિક હિત સાધવાનું સાધન છે. જો કોઈ પણ કાનૂન તેના ધ્યેયને સિદ્ધ કરવા માટે બીનઉપયોગી નિવડશે તેમ લાગે તો પ્રજા તેનો વિરોધ કરી શકે છે, તે ફગાવી દઈ શકે છે. આવા સંજોગોમાં ઘણીવાર સરકારની દંડશક્તિ કાયદો પળાવવા પાંગળી બની રહે છે; જે પુરવાર કરી આપે છે કે કાનૂન પળાવવા દંડશક્તિ ઘણાં પરિબળોમાંનું એક છે; જે એકલું કાયદા પળાવવા માટે નકામું છે. આમ દંડશક્તિનું પીઠબળ ધરાવનાર નિયમ જ કાનૂન છે તેમ સ્વીકારવું ખોટું છે.

લૅસ્કી, ક્રૅબ અને ડુગ્વી જેવા આધુનિક વિચારકો કાનૂનનો ખૂબ જ વિશાળ અર્થ કરે છે. તેઓ આજની પરિસ્થિતિને ધ્યાનમાં રાખીને કાનૂનનો વિચાર કરે છે. અને તેમની રીતે વિચારતાં—જે આજે સર્વમાન્ય છે—આંતરરાષ્ટ્રીય નિયમ કાનૂન છે.

વૈજ્ઞાનિક અને આર્થિક પરિસ્થિતિએ રાજ્યોને પરસ્પરાવલંબી બનાવ્યા છે. પરિણામે રાજ્યો વચ્ચેના સંબંધો વધતા જાય છે. આ વ્યવહાર માટે ચોક્કસ સર્વમાન્ય નિયમો અનિવાર્યપણે આવશ્યક છે, અને તે જ આંતરરાષ્ટ્રીય કાનૂન. 'વૈજ્ઞાનિક, આર્થિક અને રાજકીય વિચારોના પરિવર્તને દુનિયાની સમાન બાબતોમાં પોતાનો જ નિર્ણય લેવાનું

સંખ્યામાં મળતા હોવા છતાં 'મહાભારતમાં', કૌટિલ્યના 'અર્થશાસ્ત્ર'માં અને 'મિલિન્દપઞ્હો'માં પ્રાચીન નગર રચનાની વિગતો મળે છે. 'મિલિન્દપઞ્હો'માં સાકલ (સિયાલકોટ)નો ઉલ્લેખ તેના રસ્તાઓ, લંબચોરસ યોજના, દુકાનો, ચૌટા વગેરે સાથે મળે છે. શહેરને ફરતો કોટ (પ્રાકાર) હતો. તેમાં દરવાજા (દ્વાર) હતા. કિલ્લાની સાથે પાણીથી ભરેલી ખાઈ હતી. આવા કિલ્લાઓની રચનાની કલ્પના ભારહૂત, સાંચી અને અમરાવતીના સ્તૂપો ઉપરનાં અંકનો ઉપરથી આવે છે. મકાનો, પ્રાસાદો, મંદિરો વગેરેની રચનાની અને તેના આંતરબાહ્ય વિભાગોની રચનાની યોજના પણ આ સ્તૂપો ઉપરથી કલ્પી શકાઈ છે. આવા મકાનો ઈંટો, માટી અને સમૃદ્ધ વ્યક્તિઓ માટે લાકડાનાં બનાવવામા આવતા. ચંદ્રગુપ્તના લાકડાના મહેલનો ઉલ્લેખ મેગાસ્થીનીસે કર્યો છે. બસરહ, ભિટા, અહિચ્છત્રા, તક્ષિલા વગેરે સ્થળોએ થયેલા ખોદકામમાંથી ઈંટોનાં મકાનો વગેરેના અવશેષો મળ્યા છે. પ્રાચીન સમયના પથ્થરના સ્થાપત્યો પણ લાકડાકામને જ સમક્ષ રાખીને તૈયાર કરવામા આવતા. ગંગાના મેદાનોમા લાકડાની વિપુલતા હોવાથી અને પથ્થરો મોટા પ્રમાણમા મળતા નહિ હોવાથી લાકડાની વપરાશ વધી હતી. મૌર્ય યુગના વિશાળકાય અને ઊંચા સ્તભો સાબિત કરે છે કે તે સમયના કલાકારોને પથ્થરના સ્થાપત્યો અને શિલ્પનો બરાબર પરિચય હતો. ધીમે ધીમે ઈમારતી લાકડુ ઓછું થતા અને પરદેશીઓનો સંપર્ક વધતા પથ્થરનો વપરાશ વધ્યો. મૌર્ય સમયના સ્તંભોના અવશેષો ઉપરથી તે સમયના પથ્થરના શિલ્પનો ખ્યાલ આવે છે. પટનામાથી મળી આવેલા સ્તંભો અને સ્તંભોવાળા ઓરડા ઉપરથી કદાચ અશોકના પ્રાચીન મહેલનો ખ્યાલ આવે છે. આવા સ્તભો તૈયાર કરનાર કલાકારો ઉપર ઈરાની અને ગ્રીક સ્થાપત્ય અને શિલ્પની અસર હોવા છતાં તેમણે ભારતીય ખાસિયતોને બરાબર જાળવી છે.

પ્રાચીન સ્થાપત્યનો વિચાર કરતાં ધાર્મિક સ્થાપત્ય આપણું ધ્યાન ખેંચે છે. સ્તૂપની રચના બૌદ્ધ ધર્મની અસરને કારણે જ વધી. અશોકના સમયના અને પછીના સમયના અનેક સ્તૂપો ઉપરથી અશોકના તેમજ તેની પહેલાંના સ્તૂપોની પરપરાનો ખ્યાલ આવે છે. અશોકે બૌદ્ધ ધર્મ સ્વીકાર્યા પછી કલાને ઘણુ પ્રોત્સાહન આપ્યું. કહેવાય છે કે તેણે ૮૪ હજાર સ્તૂપો બધાવ્યા હતા. મૌર્ય સમયના ઉપલબ્ધ સ્થાપત્ય અવશેષોમાં સ્તૂપ, સ્તંભ, ગુફાઓ અને મહેલો મુખ્ય છે.

ભગવાન બુદ્ધના પવિત્ર અવશેષો ઉપર અને એ અવશેષોથી પવિત્ર બનેલાં સ્થાનો ઉપર સ્તૂપોની રચના કરવામાં આવતી. સ્તૂપનો આકાર અર્ધ ગોળાકૃતિ અને ગુંબજના જેવો હતો. સ્તૂપોને તૈયાર કરવાની પરપરા ગૌતમબુદ્ધ પહેલાંની હતી. 'મહાપરિનિર્વાણસુત્ર'માં બુદ્ધ આનદને જણાવે છે કે 'ચતુર્મહાપથ' અર્થાત્ ચાર રસ્તાઓ મળતા હોય ત્યાં પોતાના શરીરના અવશેષો ઉપર સ્તૂપ રચવો. આવો સ્તૂપ સમ્રાટના સ્તૂપ જેવો બનાવવો. આ સ્તૂપમાં રાખવામાં આવેલ અવશેષો અર્થાત્ ધાતુ ત્રણ પ્રકારના હતા: શરીરધાતુ, પરિભોગિક ધાતુ, અને નિર્દેશિક ધાતુ. ચારે બાજુ ગોળ બેઠક ઉપર ઘુમ્મટ આકાર સ્થાપત્ય રચવામાં આવતું. કદાચ પ્રાચીન વૈદિક શ્મશાન ભૂમિ—જ્યાં મૃત શરીરની ભસ્મ રહેતી —ઉપર કરવામાં આવતા ઊંચા ટેકરાઓની કલ્પના ઉપરથી સ્તૂપોની કલ્પના કરવામાં આવી હોય. 'શતપથ બ્રાહ્મણ'માં જણાવવામા આવ્યું છે કે પ્રાચ્ય પ્રદેશના લોકો 'તેમનાં શ્મશાન આકારમા ગોળ ('પરિમણ્ડલ') બનાવતા. ભટ્ટિપ્રોળુ અને પિપ્રહ્વમાંથી મળી આવેલા સ્તૂપો પ્રાચીન વૈદિક પરંપરાની અસરને દર્શાવે છે.

## સ્તૂપો

વિદ્યમાન સ્તૂપો અને તેના અવશેષોમાં અંડ, હર્મિકા, છત્ર, પ્રદક્ષિણાપથ, મેધિ વગેરે અંગો મળે છે. સ્તૂપોના મધ્યમાં અવશેષો રાખવામાં આવતા. સમગ્ર સ્તૂપ મોટે ભાગે કાચી ઈંટોનો બનાવવામાં આવતો પરતુ એનું બહારનું પડ પાકી ઈંટોનું બનતું. છત્ર કાંતો પથ્થરનું અથવા લાકડાનુ બનતું. એની આજુબાજુ લાકડાની વાડ હતી. આ લાકડાની વાડની અંદર પ્રદક્ષિણા-માર્ગ હતો.

મૌર્ય અને શુંગ સમય દરમિયાન અનેક અને ભવ્ય સ્તૂપો રચાયા હતા. આમાં ઇસુની પૂર્વે બીજી સદીમાં રચાયેલો ભારહુતનો સ્તૂપ તેના શિલ્પની દૃષ્ટિએ અગત્યનો છે. શિલ્પના મહત્ત્વની દૃષ્ટિએ સાંચીનો સ્તૂપ અગ્રસ્થાન પ્રાપ્ત કરે છે. ઈ. પૂ. બીજા સૈકામાં સાંચીના સ્તૂપને બમણો બનાવવામાં આવ્યો હતો જેથી તેનો વ્યાસ ૧૨૦ ફીટનો

બનતો હતો. ઇ. પૂ. પહેલા સૈકાના અંતભાગમાં તેમાં ચાર દરવાજા (તોરણ) ઉમેરવામાં આવ્યા હતા. આ દરવાજા અને તેના ઉપરનાં શિલ્પ પ્રાચીન શિલ્પના ઉત્તમ નમૂના છે. સાંચીના સ્તૂપની આજુબાજુ બીજા અનેક સ્તૂપ ઉમેરવામાં આવ્યા હતા. સાંચીના સ્તૂપનાં તોરણો જમીનથી ૩૪ ફીટ ઊંચાં છે. એની રચના સાદી છે. પણ તેના ઉપરની કોતરણી અત્યંત સુન્દર છે. આવી જ રીતે ભારહુતના સ્તૂપની વાડનું શિલ્પ પણ મનોહર છે. તેમાં બુદ્ધના જીવન સાથે સંબંધ ધરાવતા પ્રસંગો કોતરવામાં આવ્યા છે. લગભગ ચાલીસ અંકનો જાતકકથાઓમાંથી લેવામાં આવ્યાં છે. પશુપંખીઓ, નાગ, વાનરોની લીલાઓ, (વાનરો એક સ્થળે તો હાથીને ધામધૂમથી લઈ જાય છે.) વગેરે તત્કાલીન સમાજજીવનની ઝલક બતાવનારા પ્રસંગો છે. સાંચીનાં તોરણોની કમાનો ઉપર પણ આથી યે અધિક સુન્દર કોતરણી છે. તેમાં સિંહ, હાથી, ધર્મચક્ર, યક્ષ અને ત્રિરત્નનાં ચિહ્નો છે. એની પાછલી બાજુએ હરણ, બળદ, મોર, હાથી અને અન્ય પશુઓના સમૂહો દર્શાવ્યા છે. યક્ષ અને યક્ષિણીઓની મૂર્તિની ભાવભંગી સુન્દર છે. સાંચીના શિલ્પીઓની કલામાં વિશેષ પ્રૌઢતા દેખાય છે. આવી જ રીતે બુદ્ધગયાના પ્રસિદ્ધ મંદિરની આજુબાજુની વાડમાં પણ કમળ અને પ્રાણીઓનાં સુન્દર અલંકરણો છે.

સ્તૂપોની આકૃતિ સમય જતાં વધારે મોટી થતી ગઈ. ખાસ કરીને સિલોનમાં બનેલા સ્તૂપો વિશાળકાય છે. અનુરાધપુરનો સ્તૂપ ૩૨૭ ફીટ વ્યાસનો છે (ઇજિપ્તના કેટલાક પિરામીડો કરતાં પણ મોટો.) ઈ.સ. ૨૦૦ની આસપાસનો અમરાવતીનો સ્તૂપ સાંચીના સ્તૂપ કરતાંય મોટો છે. ઉત્તર ભારતમાં બનતા સ્તૂપોની ઊંચાઈ વધવા લાગી જ્યારે બર્મા અને ઇન્ડોનેશિયામાં પગથિયાંવાળા સ્તૂપો બનવા માંડ્યા. આમાં જાવાના બોરોબુદુરનો સ્તૂપ સૌથી મોટો છે. એની રચના ઈસવીસનની આઠમી સદીમાં કરવામાં આવી હતી. પછીના સમયના સ્તૂપોમાં સારનાથ (બનારસ પાસે) અને નાલન્દાના સ્તૂપો મહત્ત્વના છે. મુખ્ય સ્તૂપની આજુબાજુના નાના સ્તૂપોમાં સાધુઓના અને બુદ્ધના શિષ્યોના અવશેષો રાખવામાં આવતા. ઘણીવાર આવા સ્તૂપો અને વ્યાખ્યાનગૃહોની આજુબાજુ કિલ્લાઓ જેવી દીવાલો ચણી લેવામાં આવતી. આવા સ્તૂપો જ્યારે તૈયાર થયા હશે ત્યારે તેની શુભ્રતા, તેનું ચકચકિત સોનેરી શિખર, અને ભારતના પ્રચંડ સૂર્યનાં સ્પષ્ટ કિરણોને લીધે બનતો આ બધાનો ઝગમગાટ એક રમણીય અને પ્રભાવદર્શી દૃશ્ય ઊભું કરતાં હશે. આવા દૃશ્યની પાછળ ગૌતમબુદ્ધના સિદ્ધાંતો તરફની શ્રદ્ધા અને ભક્તિ ધાર્મિક જીવનની પ્રેરણા આપતાં સદાય જડાયેલાં છે.

આવા સ્તૂપોનાં તોરણો અને કમાનોનાં શિલ્પોમાં પ્રાચીન ભારતીય લોકકથા, પ્રાણીઓ અને પક્ષીઓ અને પ્રકૃતિને ગૂંથી લેવામાં આવ્યાં છે. યક્ષ, નાગ, ગન્ધર્વ, દેવતા અને પૃથ્વીની પૂજાની સાથે સાથે બોધિ, ન્યગ્રોધ વગેરે વૃક્ષોનાં અંકનો પણ આવા સ્તૂપોનાં શિલ્પોમાં મળે છે. સામાન્ય લોકજીવનના અનેક પ્રસંગોને પણ એમાં ગૂંથી લેવામાં આવ્યા છે. બૌદ્ધધર્મમય જીવનની સાદાઈની સાથે સાથે પ્રાચીન સમયની પ્રકૃતિપૂજાને વણી લેવામાં આવી છે. આ સમયના સ્થાપત્ય અને શિલ્પની વચ્ચે જુદાઈ નહિ પણ એકમેકમાં ભળી જતી પૂરકતા જોવા મળે છે. એનાં શિલ્પોનાં અંકનોમાં પ્રાચીન ભારતીય લોકપરંપરાની ઝલક જોવા મળે છે અને અનેક વૃત્તાન્તો અને પ્રસંગોને ક્રમબદ્ધ રીતે શિલ્પાકૃતિઓ દ્વારા વ્યક્ત કરવાની તમન્ના પણ દેખાય છે. કદાચ આવા પ્રસંગઆલેખનની પાછળ બૌદ્ધ અને બ્રાહ્મણધર્મોના કર્મસિદ્ધાન્ત તરફનો ખ્યાલ પણ રહ્યો હોય તે સંભવિત છે. ભારહુતના શિલ્પોની સાદાઈ અને લોકસ્થિતિની રજૂઆતને બદલે સાંચીના સ્તૂપમાં આકૃતિઓનો વ્યવસ્થિત લય, આલેખનની તાજગી અને ભાવવાહિતા તથા નાટ્યાત્મકતા દેખાય છે. અશોકના સમયની સામાન્ય જનસમુદાયની કાર્યશીલતા, સમૃદ્ધિ તરફ ધસતું વલણ, શુંગ સમયની ધાર્મિક નવજાગૃતિ અને સાહિત્યમાં નવાં સ્વરૂપોનો ઉદ્ભવ તથા મહાકાવ્યના ઉદયના સમયની સર્જનાત્મક ભાવવાહિતા સાંચીના સ્તૂપમાં દેખાય છે. આ સમયના મહાભારતની ભવ્યતા જેવી જ શિલ્પભવ્યતાનું સાંચીનો સ્તૂપ સુંદર ઉદાહરણ છે.

સ્તૂપોના મહત્ત્વના અંગ તરીકે ચૈત્યગૃહોનો ઉલ્લેખ કરવો જોઈએ. આવાં ચૈત્યગૃહોમાં બુદ્ધના અવશેષો એક કોતરણીવાળા દાબડામાં અર્થાત્ સમુદ્ગકમાં રાખવામાં આવતા. રામાયણમાં ચૈત્યગૃહોને બુદ્ધ–આયતન કહ્યાં છે.

સંખ્યામાં મળતા હોવા છતાં 'મહાભારતમાં', કૌટિલ્યના 'અર્થશાસ્ત્ર'માં અને 'મિલિન્દપઞ્હો'માં પ્રાચીન નગર રચનાની વિગતો મળે છે. 'મિલિન્દપઞ્હો'માં સાકલ (સિયાલકોટ)નો ઉલ્લેખ તેના રસ્તાઓ, લંબચોરસ યોજના, દુકાનો, ચૌટાં વગેરે સાથે મળે છે. શહેરને ફરતો કોટ (પ્રાકાર) હતો. તેમાં દરવાજા (દ્વાર) હતા. કિલ્લાની સાથે પાણીથી ભરેલી ખાઈ હતી. આવા કિલ્લાઓની રચનાની કલ્પના ભારહૂત, સાંચી અને અમરાવતીના સ્તૂપો ઉપરનાં અંકનો ઉપરથી આવે છે. મકાનો, પ્રાસાદો, મંદિરો વગેરેની રચનાની અને તેના આંતરબાહ્ય વિભાગોની રચનાની યોજના પણ આ સ્તૂપો ઉપરથી કલ્પી શકાઈ છે. આવાં મકાનો ઈંટો, માટી અને સમૃદ્ધ વ્યક્તિઓ માટે લાકડાનાં બનાવવામા આવતા. ચંદ્રગુપ્તના લાકડાના મહેલનો ઉલ્લેખ મેગાસ્થીનીસે કર્યો છે. બસરહ, ભિતા, અહિચ્છત્રા, તક્ષિલા વગેરે સ્થળોએ થયેલા ખોદકામમાથી ઈંટોના મકાનો વગેરેના અવશેષો મળ્યા છે. પ્રાચીન સમયના પથ્થરના સ્થાપત્યો પણ લાકડાકામને જ સમક્ષ રાખીને તૈયાર કરવામા આવતા. ગંગાના મેદાનોમા લાકડાની વિપુલતા હોવાથી અને પથ્થરો મોટા પ્રમાણમા મળતા નહિ હોવાથી લાકડાની વપરાશ વધી હતી. મૌર્ય યુગના વિશાળકાય અને ઊંચા સ્તંભો સાબિત કરે છે કે તે સમયના કલાકારોને પથ્થરનાં સ્થાપત્યો અને શિલ્પનો બરાબર પરિચય હતો. ધીમે ધીમે ઈમારતી લાકડુ ઓછું થતાં અને પરદેશીઓનો સંપર્ક વધતા પથ્થરનો વપરાશ વધ્યો. મૌર્ય સમયના સ્તંભોના અવશેષો ઉપરથી તે સમયના પથ્થરના શિલ્પનો ખ્યાલ આવે છે. પટનામાથી મળી આવેલા સ્તંભો અને સ્તંભોવાળા ઓરડા ઉપરથી કદાચ અશોકના પ્રાચીન મહેલનો ખ્યાલ આવે છે. આવા સ્તંભો તૈયાર કરનાર કલાકારો ઉપર ઈરાની અને ગ્રીક સ્થાપત્ય અને શિલ્પની અસર હોવા છતાં તેમણે ભારતીય ખાસિયતોને બરાબર જાળવી છે.

પ્રાચીન સ્થાપત્યનો વિચાર કરતાં ધાર્મિક સ્થાપત્ય આપણુ ધ્યાન ખેંચે છે. સ્તૂપની રચના બૌદ્ધ ધર્મની અસરને કારણે જ વધી. અશોકના સમયના અને પછીના સમયના અનેક સ્તૂપો ઉપરથી અશોકના તેમજ તેની પહેલાંના સ્તૂપોની પરંપરાનો ખ્યાલ આવે છે. અશોકે બૌદ્ધ ધર્મ સ્વીકાર્યા પછી કલાને ઘણુ પ્રોત્સાહન આપ્યું. કહેવાય છે કે તેણે ૮૪ હજાર સ્તૂપો બંધાવ્યા હતા. મૌર્ય સમયના ઉપલબ્ધ સ્થાપત્ય અવશેષોમાં સ્તૂપ, સ્તંભ, ગુફાઓ અને મહેલો મુખ્ય છે.

ભગવાન બુદ્ધના પવિત્ર અવશેષો ઉપર અને એ અવશેષોથી પવિત્ર બનેલાં સ્થાનો ઉપર સ્તૂપોની રચના કરવામાં આવતી. સ્તૂપનો આકાર અર્ધ ગોળાકૃતિ અને ગુંબજના જેવો હતો. સ્તૂપોને તૈયાર કરવાની પરંપરા ગૌતમબુદ્ધ પહેલાંની હતી. 'મહાપરિનિર્વાણસૂત્ર'માં બુદ્ધ આનંદને જણાવે છે કે 'ચતુર્મહાપથ' અર્થાત્ ચાર રસ્તાઓ મળતા હોય ત્યાં પોતાના શરીરના અવશેષો ઉપર સ્તૂપ રચવો. આવો સ્તૂપ સમ્રાટના સ્તૂપ જેવો બનાવવો. આ સ્તૂપમાં રાખવામાં આવેલ અવશેષો અર્થાત્ ધાતુ ત્રણ પ્રકારના હતા: શરીરધાતુ, પરિભોગિક ધાતુ, અને નિર્દેશિક ધાતુ. ચારે બાજુ ગોળ બેઠક ઉપર ઘુમ્મટ આકાર સ્થાપત્ય રચવામાં આવતું. કદાચ પ્રાચીન વૈદિક શ્મશાન ભૂમિ—જ્યાં મૃત શરીરની ભસ્મ રહેતી —ઉપર કરવામાં આવતા ઊંચા ટેકરાઓની કલ્પના ઉપરથી સ્તૂપોની કલ્પના કરવામાં આવી હોય. 'શતપથ બ્રાહ્મણ'માં જણાવવામા આવ્યું છે કે પ્રાચ્ય પ્રદેશના લોકો 'તેમનાં શ્મશાન આકારમાં ગોળ ('પરિમણ્ડલ') બનાવતા. ભટ્ટિપ્રોળુ અને પિપ્રાહ્વમાંથી મળી આવેલા સ્તૂપો પ્રાચીન વૈદિક પરંપરાની અસરને દર્શાવે છે.

### સ્તૂપો

વિદ્યમાન સ્તૂપો અને તેના અવશેષોમાં અંડ, હર્મિકા, છત્ર, પ્રદક્ષિણાપથ, મેધિ વગેરે અંગો મળે છે. સ્તૂપોના મધ્યમાં અવશેષો રાખવામાં આવતા. સમગ્ર સ્તૂપ મોટે ભાગે કાચી ઈંટોનો બનાવવામાં આવતો પરંતુ એનુ બહારનુ પડ પાકી ઈંટોનુ બનતું. છત્ર કાં તો પથ્થરનું અથવા લાકડાનુ બનતું. એની આજુબાજુ લાકડાની વાડ હતી. આ લાકડાની વાડની અંદર પ્રદક્ષિણા-માર્ગ હતો.

મૌર્ય અને શુંગ સમય દરમિયાન અનેક અને ભવ્ય સ્તૂપો રચાયા હતા. આમાં ઇસુની પૂર્વે બીજી સદીમાં રચાયેલો ભારહૂતનો સ્તૂપ તેના શિલ્પની દૃષ્ટિએ અગત્યનો છે. શિલ્પના મહત્ત્વની દૃષ્ટિએ સાંચીનો સ્તૂપ અગ્રસ્થાન પ્રાપ્ત કરે છે. ઈ. પૂ. બીજા સૈકામાં સાંચીના સ્તૂપને બમણો બનાવવામાં આવ્યો હતો જેથી તેનો વ્યાસ ૧૨૦ ફીટનો

બનતો હતો. ઇ. પૂ. પહેલા સૈકાના અંતભાગમાં તેમાં ચાર દરવાજા (તોરણ) ઉમેરવામાં આવ્યા હતા. આ દરવાજા અને તેના ઉપરનાં શિલ્પ પ્રાચીન શિલ્પના ઉત્તમ નમૂના છે. સાંચીના સ્તૂપની આજુબાજુ બીજા અનેક સ્તૂપ ઉમેરવામાં આવ્યા હતા. સાંચીના સ્તૂપનાં તોરણો જમીનથી ૩૪ ફીટ ઊંચાં છે. એની રચના સાદી છે. પણ તેના ઉપરની કોતરણી અત્યંત સુન્દર છે. આવી જ રીતે ભારહુતના સ્તૂપની વાડનું શિલ્પ પણ મનોહર છે. તેમાં બુદ્ધના જીવન સાથે સંબંધ ધરાવતા પ્રસંગો કોતરવામાં આવ્યા છે. લગભગ ચાલીસ અંકનો જાતકકથાઓમાંથી લેવામાં આવ્યાં છે. પશુપંખીઓ, નાગ, વાનરોની લીલાઓ, (વાનરો એક સ્થળે તો હાથીને ધામધૂમથી લઈ જાય છે.) વગેરે તત્કાલીન સમાજજીવનની ઝલક બતાવનારા પ્રસંગો છે. સાંચીનાં તોરણોની કમાનો ઉપર પણ આથી યે અધિક સુન્દર કોતરણી છે. તેમાં સિંહ, હાથી, ધર્મચક્ર, યક્ષ અને ત્રિરત્નનાં ચિહ્નો છે. એની પાછલી બાજુએ હરણ, બળદ, મોર, હાથી અને અન્ય પશુઓના સમૂહો દર્શાવ્યા છે. યક્ષ અને યક્ષિણીઓની મૂર્તિની ભાવભંગી સુન્દર છે. સાંચીના શિલ્પીઓની કલામાં વિશેષ પ્રૌઢતા દેખાય છે. આવી જ રીતે બુદ્ધગયાના પ્રસિદ્ધ મંદિરની આજુબાજુની વાડમાં પણ કમળ અને પ્રાણીઓનાં સુન્દર અલંકરણો છે.

સ્તૂપોની આકૃતિ સમય જતાં વધારે મોટી થતી ગઈ. ખાસ કરીને સિલોનમાં બનેલા સ્તૂપો વિશાળ-કાય છે. અનુરાધપુરનો સ્તૂપ ૩૨૭ ફીટ વ્યાસનો છે (ઇજિપ્તના કેટલાક પિરામીડો કરતાં પણ મોટો.) ઈ.સ. ૨૦૦ની આસપાસનો અમરાવતીનો સ્તૂપ સાંચીના સ્તૂપ કરતાંય મોટો છે. ઉત્તર ભારતમાં બનતા સ્તૂપોની ઊંચાઈ વધવા લાગી જ્યારે બર્મા અને ઇન્ડોનેશિયામાં પગથિયાંવાળા સ્તૂપો બનવા માંડયા. આમાં જાવાના બોરોબુદુરનો સ્તૂપ સૌથી મોટો છે. એની રચના ઈસવી-સનની આઠમી સદીમાં કરવામાં આવી હતી. પછીના સમયના સ્તૂપોમાં સારનાથ (બનારસ પાસે) અને નાલન્દાના સ્તૂપો મહત્ત્વના છે. મુખ્ય સ્તૂપની આજુબાજુના નાના સ્તૂપોમાં સાધુઓના અને બુદ્ધના શિષ્યોના અવશેષો રાખવામાં આવતા. ઘણીવાર આવા સ્તૂપો અને વ્યાખ્યાનગૃહોની આજુબાજુ કિલ્લાઓ જેવી દીવાલો ચણી લેવામાં આવતી. આવા સ્તૂપો જ્યારે તૈયાર થયા હશે ત્યારે તેની શુભ્રતા, તેનું ચકચકિત સોનેરી શિખર, અને ભારતના પ્રચંડ સૂર્યનાં સ્પષ્ટ કિરણોને લીધે બનનો આ બધાનો ઝગમગાટ એક રમણીય અને પ્રભાવદર્શી દૃશ્ય ઊભું કરતાં હશે. આવા દૃશ્યની પાછળ ગૌતમબુદ્ધના સિદ્ધાંતો તરફની શ્રદ્ધા અને ભક્તિ ધાર્મિક જીવનની પ્રેરણા આપતાં સદાય જડાયેલાં છે.

આવા સ્તૂપોનાં તોરણો અને કમાનોનાં શિલ્પોમાં પ્રાચીન ભારતીય લોકકથા, પ્રાણીઓ અને પ ્ઓ અને પ્રકૃતિને ગૂંથી લેવામાં આવ્યાં છે. યક્ષ, નાગ, ગન્ધર્વ, દેવતા અને પૃથ્વીની પૂજાની સાથે સાથે બોધિ, ન્યગ્રોધ વગેરે વૃક્ષોનાં અંકનો પણ આવા સ્તૂપોનાં શિલ્પોમાં મળે છે. સામાન્ય લોકજીવનના અનેક પ્રસંગોને પણ એમાં ગૂંથી લેવામાં આવ્યા છે. બૌદ્ધધર્મમય જીવનની સાદાઈની સાથે સાથે પ્રાચીન સમયની પ્રકૃતિપૂજાને વણી લેવામાં આવી છે. આ સમયના સ્થાપત્ય અને શિલ્પની વચ્ચે જુદાઈ નહિ પણ એકમેકમાં ભળી જતી પૂરકતા જોવા મળે છે. એનાં શિલ્પોનાં અંકનોમાં પ્રાચીન ભારતીય લોકપરંપરાની ઝલક જોવા મળે છે અને અનેક વૃત્તાન્તો અને પ્રસંગોને ક્રમબદ્ધ રીતે શિલ્પાકૃતિઓ દ્વારા વ્યક્ત કરવાની તમન્ના પણ દેખાય છે. કદાચ આવા પ્રસંગઆલેખનની પાછળ બૌદ્ધ અને બ્રાહ્મણધર્મોના કર્મસિદ્ધાન્ત તરફનો ખ્યાલ પણ રહ્યો હોય તે સંભવિત છે. ભારહુતના શિલ્પોની સાદાઈ અને લોકસ્થિતિની રજૂઆતને બદલે સાંચીના સ્તૂપમાં આ-કૃતિઓનો વ્યવસ્થિત લય, આલેખનની તાજગી અને ભાવવાહિતા તથા નાટ્યાત્મકતા દેખાય છે. અશોકના સમયની સામાન્ય જનસમુદાયની કાર્યશીલતા, સમૃદ્ધિ તરફ ધસતું વલણ, શુંગ સમયની ધાર્મિક નવજાગૃતિ અને સાહિત્યમાં નવાં સ્વરૂપોનો ઉદ્ભવ તથા મહાકાવ્યના ઉદયના સમયની સર્જનાત્મક ભાવવાહિતા સાંચીના સ્તૂપ-માં દેખાય છે. આ સમયના મહાભારતની ભવ્યતા જેવી જ શિલ્પભવ્યતાનું સાંચીનો સ્તૂપ સુંદર ઉદાહરણ છે.

સ્તૂપોના મહત્ત્વના અંગ તરીકે ચૈત્યગૃહોનો ઉલ્લેખ કરવો જોઈએ. આવાં ચૈત્યગૃહોમાં બુદ્ધના અવશેષો એક કોતરણીવાળા દાબડામાં અર્થાત્ સમુદ્ગકમાં રાખવામાં આવતા. રામાયણમાં ચૈત્યગૃહોને બુદ્ધ–આયતન કહ્યાં છે.

સાંચી, સોનારી, સારનાથ વગેરે સ્થળોએ મૌર્ય અને શુંગ કાલનાં ચૈત્યગૃહોના અવશેષોનો ખ્યાલ આવે છે. આવાં ગૃહો લંબચોરસ ઓરડા રૂપે હતાં. એક છેડે ગોળાકૃતિ બનતાં, વચ્ચે સ્તંભોની બે સમાન્તર હારવાળાં અને એક છેડે દ્વાર અર્થાત્ તોરણોવાળાં હતાં. આવા ગૃહોની મૂળ કલ્પના લાકડામાંથી તૈયાર કરેલા પ્રાચીન ચૈત્યગૃહોમાંથી પ્રાપ્ત થઈ હશે. પરંતુ પાછળના સમયમાં આખા પર્વતોમાંથી આવા ચૈત્યગૃહો કોરી કાઢવામાં આવતાં. પશ્ચિમ ભારતમાં આવાં ચૈત્યગૃહો વિપુલ પ્રમાણમાં મળી આવે છે. આવાં ચૈત્યગૃહોવાળી ગુફાઓમાં ગયા પાસેની બરાબારની ગુફાઓ આદ્ય નમૂનારૂપે છે. અશોકના રાજ્યારોહણ પછી બારમે વર્ષે તૈયાર કરવામાં આવેલી અને આજીવક સાધુઓને આપવામાં આવેલી સુદામા ગુફા અને મૌર્યકાલીન લોમશઋષિની ગુફા આવાં સ્થાપત્યોના બીજા પ્રાચીન નમૂના છે.

પછીના સમયમાં સ્તૂપોની રચના ગાન્ધારમાં (ઈસવી સનના પહેલા સૈકામાં), પંજાબમાં માણિકયાલમાં અને પેશાવરમાં રાજા કનિષ્કના સમયમાં થઈ હતી. પેશાવરનો સ્તૂપ અત્યંત પ્રચંડ હતો એમ પ્રાચીન યાત્રિકો અને ફાન્હ્યેન જણાવે છે. શક અને કુશાન યુગના ચૈત્યગૃહો પણ આ પ્રદેશમાંથી મળી આવે છે. દક્ષિણ ભારતમાં અમરાવતી, ભટ્ટિપ્રોળુ, જગય્યપેટ, ઘંટાશાલ, નાગાર્જુનકોંડા વગેરે સ્થળોએ અનેક સ્તૂપો હતા જે અત્યારે પૂર્ણ ખંડિત દશામાં છે.

ગુપ્તકાળમાં અને પછીના સમયમાં લગભગ ઈસુની દસમી સદી સુધી ભારતીય સ્થાપત્યમાં સર્જનાત્મક યુગ શરૂ થાય છે. આ યુગમાં પથ્થરનાં સ્થાપત્યોના નવાં નવાં સ્વરૂપો દેખાય છે અને કલાકારની પ્રતિભા પ્રૌઢ સ્વસ્થતા ધારણ કરતી જોવા મળે છે. આ સમયના સ્થાપત્યમાં પર્વતોની ગુફાઓમાંથી કોરી કાઢેલાં ચૈત્યગૃહો, સંઘારામો અને મંદિરો મુખ્ય છે. આવાં સ્થાપત્યોમાં બૌદ્ધ અને જૈન ધર્મનો વિશેષ ફાળો હતો. આવાં સ્થાપત્યો હૈદ્રાબાદ પાસે અજન્ટા, એલોરા અને ઔરંગાબાદમાં અને મધ્યભારતમાં બાઘ ગુફાઓમાં છે. ચૈત્યગૃહોની પ્રાચીન પરંપરામાં ઉપર જેનો નિર્દેશ કર્યો છે તે સુદામા ગુફા અને લોમશ ઋષિની ગુફાઓ, પૂના પાસેની ભાજા ગુફા અને ખાનદેશમાં પિતલખોરા ગુફાઓ આવે છે. એવી જ રીતે અજન્ટાની દસમા નંબરની ગુફા પણ પ્રાચીન પરંપરાને જાળવી રાખવા મથતા કલાકારનું સર્જન છે. આ બધી ગુફાઓ અને ચૈત્યગૃહો ઈસુની પૂર્વે બીજા સૈકામાં રચાયાં હતાં. પછીના સમયમાં આ પરંપરા બેડસા, નાસિક, કાર્લે વગેરે સ્થળોની ગુફાઓમાં અવતાર પામી છે.

ભારતીય સ્થાપત્યનું એક બીજું પ્રાચીન અંગ તે સંઘારામ અર્થાત્ વિહાર. પથ્થરના કે ઈંટોના પાયા ઉપર લાકડાથી તૈયાર કરવામાં આવેલા આ વિહારો પછીના સમયમાં પથ્થરના અને અનેક માળવાળા બનાવવામાં આવ્યા હતા. આવા વિહારોમાં સૌથી પ્રાચીન વિહારો તે બરાબાર અને નાગાર્જુનની ગુફાઓના વિહારો છે. અશોક અને એના પુત્ર દશરથના સમયમાં તૈયાર કરવામાં આવેલા આ વિહારો આજીવક સાધુઓ માટે તૈયાર થયા હતા. ઓરિસ્સાના ભુવનેશ્વરની પાસે આવેલ ઉદયગિરિ અને ખંડગિરિ ગુફાઓના વિહારો ખારવેલના સમયમાં તૈયાર કરવામાં આવ્યા હતા. ગુપ્તયુગમાંની આવી ગુફાઓ (અથવા વિહાર)માં અજન્ટાની વીસ ગુફાઓ જાણીતી છે. એની જ પ્રેરણાથી તૈયાર થયેલી મધ્ય ભારતની બાઘ ગુફાઓ ઈસવી સન ૫૦૦થી ઈસવી સન ૬૦૦ સુધીમાં બની હતી. એલોરામાંની ગુફાઓમાંની દક્ષિણ તરફની બાર ગુફાઓ બૌદ્ધ પરંપરાની છે. પશ્ચિમ તરફની સોળ બ્રાહ્મણ પરંપરાની છે. એમાં દશાવતાર, રાવણ-કા-ખઈ, રામેશ્વર, ધૂમર લેણા અને કૈલાસની ગુફાઓ અતિ પ્રસિદ્ધ છે. કૈલાસની ગુફા અને તેનું મંદિર કાંચીપુરના રાજસિંહેશ્વર અથવા કૈલાસનાથ મંદિરની પ્રેરણા લઈને તૈયાર કરવામાં આવ્યાં છે. ઉત્તર તરફના વિભાગમાં પાંચ ગુફાઓ જૈન ગુફાઓ છે.

બ્રાહ્મણ ગુફાઓનાં બીજાં ઉદાહરણોમાં બિજાપુર જિલ્લાના બાદામીની ગુફાઓ ઈસુની પાંચમી સદીની છે. દક્ષિણ ભારતમાં પર્વતોમાંથી કોરી કાઢેલી ગુફાઓ અર્થાત વિહારો કે સંઘારામો અલ્પ પ્રમાણમાં છે. ઈસવી સનની સાતમી સદીમાં પલ્લવરાજ મહેન્દ્રવર્માએ આવા સ્થાપત્યને ઉત્તેજન આપ્યું હતું. આવા સ્થાપત્યમાં સ્તંભોવાળું ગૃહ અર્થાત્ મંડપ, બારણે દ્વારપાળની આકૃતિ, અને કેટલીક ગુફાઓમાં અનેક માળ મળે છે. મહેન્દ્ર-

વર્માના પુત્ર નરસિંહવર્માના સમયમાં ગુફાની પરંપરા ચાલુ રહી. તેની સાથે પ્રચંડ રથો આખાને આખા પથ્થરમાં કોરી કાઢવામાં આવતા. તેણે સ્થાપેલા મામલ્લપુરમાં આવાં સ્થાપત્યો મળે છે. મુંબઈ પાસે એલિફન્ટાની ગુફાઓ પણ બ્રાહ્મણ ગુફાઓનો સુન્દર નમૂનો છે. ધીમે ધીમે પહાડોમાંથી ગુફાઓ અને વિહારો કોરી કાઢવાની પ્રથા નાબૂદ થઈ અને પથ્થરોનાં મંદિરોનો યુગ શરૂ થયો. ગુફાવિહારોને બદલે હવે મંદિરો તરફ વલણ વધવાનું કારણ શિલ્પમાં મળતી સ્વતંત્રતા અને એક જ પર્વતના સાધનમાંથી છૂટવાનાં વલણ દેખાઈ આવે છે.

### મંદિરો

પ્રાચીન સમયનાં મંદિરોમાં જયપુર પાસે વૈરાટના ગોળ ગુંબજઆકૃતિ મંદિરના અવશેષો પ્રાચીનતમ છે. લાકડામાંથી અને ઈંટોમાંથી બનાવેલા આ સ્થાપત્યની મૂળ પ્રેરણા કદાચ બૌદ્ધ સ્તૂપની હશે. ઇ. પૂ. ત્રીજા સૈકામાં એની રચના થઈ હતી. તક્ષશીલા નગરને ઢાંકતા ટેકરાઓમાંથી શોધી કાઢવામાં આવેલ અને તે સ્થળ ઉપરથી અભિધાન પામેલ જંડિયાલનું મંદિર ત્યાર પછી સમયાનુક્રમમાં આવે છે. કદાચ આ મંદિરની પ્રેરણા પરદેશી હશે કારણ કે પાશ્ચાત્ય સ્થાપત્યની અસર–ખાસ કરીને ગ્રીક સ્થાપત્યની પ્રેરણાવાળા સ્તંભો ઉપર–દેખાય છે. ત્યાર પછી કાશ્મીરના માર્તણ્ડ નામના સ્થળના સૂર્યમંદિરનો ઉલ્લેખ કરવો જોઈએ. કાશ્મીરના મંદિરમાં એ પ્રાચીનતમ હશે.

ગુપ્ત સમય પહેલાંના મંદિરોના અવશેષો મળતા નથી. કદાચ આ સમયે લાકડાનાં, ઈંટોનાં કે માટીનાં મંદિરો બનતાં હશે. ઇસુની પહેલી સદીની આસપાસ મૂર્તિપૂજા પૂર્ણ પ્રચારમાં હતી. બ્રાહ્મણ બૌદ્ધ અને જૈન પરંપરામાં મૂર્તિઓનું સ્થાન નિશ્ચિત થતું જતું હતું. બ્રાહ્મણ પરંપરામાં પણ શૈવ અને વૈષ્ણવ ધર્મોમાં શિવ અને તેમના કુટુંબના સભ્યોનાં શિલ્પ તથા વૈષ્ણવ પરંપરામાં શ્રીકૃષ્ણ અને તેમના કુટુંબનાં શિલ્પ તૈયાર થતાં હતાં. આ સમયનાં મંદિરો નાશ પામ્યાં હોવાના સંભવો ઘણા છે. હ્યુ–એન–ત્સંગના યાત્રાવૃત્તાંત પ્રમાણે આખો દેશ મંદિરોથી છવાઈ ગએલો હતો. આ સમયનાં મંદિરોની સામાન્ય ખાસિયતોમાં વિવિધ અને આકર્ષક કોતરણીવાળા થાંભલા, સ્તંભો ઉપરનાં સિંહ, વૃષભ, હાથી વગેરેવાળાં ભારે સ્તંભશીર્ષ, અને દંતકથા, લોકકથા તેમજ પુરાણકથાના પ્રસંગો કોતરીને બનાવેલાં તોરણો મુખ્ય હતી. આ સમયનાં મંદિરો ઓછી ઊંચાઈવાળાં, સપાટ છાપરાંવાળાં, પથ્થરોને જોડનાર ચૂનો કે એના જેવા બીજા કોઈ પદાર્થની વપરાશ વિનાનાં, જાડી દિવાલોવાળાં, વધારે પડતા જાડા સ્તંભોવાળાં અને પડી જવાની છાની દહેશતથી પ્રયત્નપૂર્વક ભારે બનાવેલાં હતાં. ઇસની સનના છઠ્ઠા સૈકાનું દેવગઢ (ઝાંસી પાસે)નું મંદિર આવાં લક્ષણો ધરાવતાં મંદિરોમાં ઉત્તમ છે.

ભારતીય મંદિરોની બાહ્ય તેમજ આંતર રચના ગ્રીક મંદિરોની રચનાથી ભિન્ન છે. આ મંદિરોમાં મૂર્તિ જેમાં સ્થાપવામાં આવતી હતી તે ગર્ભગૃહ, તેની આગળ ગૂઢમંડપ, બન્નેને જોડતું અંતરાલ, ગૂઢમંડપની આગળ અર્ધમંડપ અને ગર્ભગૃહના ઉપર મુખ્ય શિખર તથા મંદિરના બાકીના ભાગો ઉપર નાનાં મોટાં શિખરો હતાં. આ બધા ભાગો અથવા અંગો લંબચોરસ પ્લેટફૉર્મ ઉપર રચવામાં આવતાં.

વાસ્તુવિદ્યાના પ્રાચીન ગ્રંથો જેવા કે 'પ્રાસાદમંડન', 'દીપાર્ણવ', માનસાર વગેરે ઉપરથી મંદિરના અંગ પ્રત્યંગનો બરાબર ખ્યાલ આવે છે. મંદિર અથવા પ્રાસાદનાં જગતી, પ્રાસાદપીઠ, મંડોવર અર્થાત્ ગર્ભગૃહ, દ્વાર, શિખર, મંડપ અને સંવરણા એટલાં મહત્વનાં અંગો છે. જગતીપીઠનું મધ્યકાલીન મંદિરોમાં ઘણું મહત્ત્વ છે. ગર્ભગૃહની પહોળાઈથી ત્રણ, ચાર કે પાંચ ગણી પહોળાઈની જગતી બનાવવામાં આવતી. આ જગતીપીઠ એ મંદિરનો આધાર અથવા અધિષ્ઠાન હતું. એની ઊંચાઈનાં ચોક્કસ અને નક્કી કરેલાં માપ છે. જગતીની ઊંચાઈના ભાગોમાં વિવિધ પ્રકારનાં અલંકરણો બનાવવામાં આવતાં. એમાં નીચેથી શરૂ કરીને જાડયકુંભ, કર્ણિકા, પદ્મપત્રયુક્ત શીર્ષપત્રિકા, ક્ષુરક, કુંભક, કલશ, અંતઃપત્રક, કપોતાલી, પુષ્પકંઠ, વગેરે હતાં. આ ઉપરાંત અશ્વથર, નરથર, હંસથર અને ગજથર પણ શોભા માટે મૂકવામાં આવતાં. તેમાં નરથરમાં સ્ત્રીપુરુષોના સંભોગનાં વિવિધ (આસનો) દર્શાવવામાં આવતાં. ગર્ભગૃહના બાહ્ય થરોમાં ક્ષુરક, કુંભક, અંતઃપત્ર, કપોતાલી, મંચિકા, જંઘા,

આસપટ્ટી, ભરણી, કૂટચ્છાદ્ય વગેરે મુખ્ય હતા. આમાંથી જંઘામાં દેવાંગનાઓ અથવા સુરસુન્દરીઓની મૂર્તિઓ મૂકવામાં આવતી. આવી મૂર્તિઓ વિવિધમુદ્રાઓ દેખાડતી બનાવવામાં આવે છે. આવી જંઘામૂર્તિઓ ઓરિસ્સાના ભુવનેશ્વરનાં મંદિરોમાં અને ખજુરાહોના મંદિરોમા અસાધારણ સૌન્દર્યવાળી છે. મંદિરના દ્વારનું પણ ઘણું મહત્ત્વ હતું. તેની બારસાખોમાં નીચલા ભાગે પ્રતિહારી મૂર્તિઓનુ અંકન કરવામાં આવતું અને કીર્તિવક્ત્ર અર્થાત્ સિંહમુખ બનાવવામાં આવતાં.

ગર્ભગૃહની આગળ અંતરાલ, ત્યાર પછી ગૂઢમંડપ, પછી ત્રિકમંડપ, પછી રંગમંડપ અથવા નૃત્યમંડપ અને અને મુખમંડપ એટલા વિભાગ હતા. ગૂઢમંડપ તથા બીજા મંડપોનાં શિખરો ગર્ભગૃહના શિખરોથી ભિન્ન પ્રકારનાં હતાં. આગળનાં મંડપોના શિખરોની આંતરિક છત (વિતાન)માં અલંકરણોના થર હતા. આ વિતાનની વચ્ચેના મુખ્ય અલંકરણ પદ્મશિલા (ઝુમ્મર જેવું લટકતું) નુ વિશિષ્ટ આકર્ષણ હતુ. દેલવાડાના પ્રસિદ્ધ મંદિરમાની આરસની પદ્મશિલા જગતની શિલ્પકૃતિઓમાં અજોડ છે. ભારતીય મંદિરોમા ગર્ભગૃહના શિખરના નિર્માણમાં શિલ્પીઓએ પોતાની અસાધારણ પ્રતિભા બતાવી છે. શિખરોની રચનાની દૃષ્ટિએ શિલ્પની બે મુખ્ય શાખાઓ ગણાવી શકાયઃ એક નાગર અને બીજી દ્રવિડ. નાગર જાતિના શિખરોમા શૃંગ અને અંડકની શોભાઓ મહત્ત્વની હતી. શિખરની આજુબાજુ નાના મોટાં શૃંગો બનાવવામા આવતા. કેટલીક વાર એક હજાર શૃંગોનુ પણ શિખર રચવામાં આવતું. દ્રવિડ શૈલીમા શિખરોની રચનામા નોંધપાત્ર ભિન્નતા જોવા મળે છે. સ્તંભો, છત, બાહ્ય દીવાલો, તોરણ, કમાનો વગેરેમા અને સ્તંભશીર્ષોમા અસાધારણ કૌશલ દેખાડતી ઝીણી નકશી કરવામા આવતી. નેત્ર જોતાં ધરાય નહિ એવુ શિલ્પ સૌન્દર્ય લોકકથા અને પુરાણકથાઓના પ્રસગો ને વાસ્તવિક અંકન, ભાવવાહી આકૃતિ અને એ આકૃતિમાં દેખાતા નાટ્યાત્મકતા અને શોભા આવી નકશીના બનાવનાર કલાકારોની અસાધારણ પ્રતિભા દેખાડે છે. મધ્યકાલીન મંદિરોમાં કાળા પથ્થર કરતા લાલ પથ્થરનો વપરાશ હવે વધ્યો છે. આવા ખરબચડા પથ્થરોમાથી પણ સજીવના ઊભી કરવાના જે સફળ પ્રયાસો થયા તે કલાનાં મુશ્કેલ સાધનો ઉપરના કલાકારના વિજયની સિદ્ધિ (conquest over medium) બતાવે છે. ખજુરાહો, કોણાર્ક, ભુવનેશ્વર અને મોઢેરાનાં મંદિરો આના સુંદર નમૂના છે. આવાં મંદિરો સમસ્ત બ્રહ્માંડનાં જાણે લઘુરૂપો હોય એમ લાગે છે. ભક્ત એમાં પ્રવેશે તે સમયે બહારની દીવાલો, છત, સ્તંભો વગેરેમાં પાર્થિવ પ્રસંગોનાં દશ્યો જોઇ ને તેનું મન અસ્વસ્થતા અનુભવતું નથી પણ ધીમે ધીમે વૈરાગ્યને ધારણ કરે છે. તોરણ, સભામંડપ અને ગૂઢમંડપમા થઈ ને તે ગર્ભગૃહમાં પ્રવેશે છે. ગર્ભગૃહની શાંતિ, નિશ્ચિતતા અને ટમટમતા દીવાની નિશ્ચલતામાં ભક્તજન તેના મનને દેવમૂર્તિ સાથે એકાગ્ર બનાવે છે. ધીમે ધીમે આ એકાગ્રતા વધતી જાય છે. પ્રદક્ષિણામાર્ગમાં પ્રદક્ષિણા કરતાં કરતા આ એકાગ્રતા ઉચ્ચ વિચારો અને પરમતત્ત્વ સાથે એકરૂપ થવાની ઝંખનામાં પરિવર્તન પામે છે. શિખરની ધીમે ધીમે ઓછી થતી પહોળાઈ અને વધતી જતી એકકેન્દ્રતા પરમતત્ત્વની સાથેની એક્તા પૂર્ણ કરવામાં મદદ કરે છે. બહાર નીકળ્યા પછી ભક્ત હવે પરમતત્ત્વ સાથે પૂર્ણ એકત્વને પામ્યો છે પોતાની આસપાસનાં અંકનોના વાસ્તવિક્તાને, એ જગતની વિવિધતાને જોતા તે અસ્વસ્થ બનતો નથી; તે નિષ્કામ કર્મયોગી બનીને પરમાનન્દને મનમાં સંઘરીને, પરમતત્ત્વ સાથે થએલા એકાત્મભાવની આંતર જ્યોતના પ્રકાશથી હવે સ્વયંપ્રકાશ બનીને વિહરે છે. તેને હવે મૃત્યુનો ડર નથી.

ભારતીય મંદિરસ્થાપત્યની બે મુખ્ય શૈલીઓ જાણીતી છે, ઉત્તરની અને દક્ષિણની દ્રવિડ શૈલી. આ બન્ને શૈલીની મુખ્ય ખાસિયત તેના મંદિરોના શિખરોની રચનામાં છે. ઉત્તરી શૈલીમા શિખરોની રચના નીચેથી શરૂ કરીને ઉપર ગોળાકૃતિ કૂટમા પરિણમે છે દ્રવિડ શૈલીનાં શિખરો પિરામિડ જેવી આકૃતિના હોય છે. શૈલીની વિવિધતા દક્ષિણમા વિશેષ જોવા મળે છે. દક્ષિણના રાજાઓએ પોતાની ઘણી સમૃદ્ધિ મંદિરોના બાંધકામમાં ખર્ચી હતી. અનેક મંદિરો મુસ્લિમ આક્રમણખોરો દ્વારા નાશ પામ્યાં હોવા છતા અત્યારે જે મંદિરો વિદ્યમાન છે અથવા અવશેષો રૂપે છે તેમાથી પણ શૈલીનું આકર્ષક વૈવિધ્ય જોવા મળે છે.

ઉત્તરી શૈલીનાં પ્રાચીન મંદિરોમાથી ઘણાંખરાં નાશ પામ્યાં છે. વારાણસી જેવા શહેરોનાં પવિત્ર મંદિરો પણ

અર્વાચીન કહી શકાય તેટલાં મોટાં છે. આ શૈલીનું આદ્ય મંદિર તે બુદ્ધગયાનું ઈસુની છઠ્ઠી સદીનું મંદિર છે. ઊંચી જગતી ઉપર ઈંટોથી બનાવવામાં આવેલું આ મંદિર વારંવાર સુધારવામાં આવ્યું હતું. તેના શિખરની રચનામાં દ્રવિડ શૈલીની અસર છે. ઉત્તરી શૈલીનાં મંદિરોનાં ઉત્તમ ઉદાહરણો ઓરિસ્સા, બુંદેલખંડ અને ગુજરાત તથા રાજસ્થાનમાંથી મળે છે. આ પ્રદેશોનાં મંદિરોએ વિશિષ્ટ શૈલીઓ વિકસાવી હતી જેનો પછીના સમયમાં બીજી અનેક શૈલીઓ ઉપર પ્રભાવ પડ્યો હતો.

ઓરિસ્સાનાં ઈસુની દસમી સદીથી તેરમી સદી સુધીમાં રચાએલાં મંદિરોમાં ભુવનેશ્વર અને જગન્નાથપુરીનાં મંદિરો વિખ્યાત છે. ભુવનેશ્વરનું લિંગરાજ મંદિર એમાં અનોખી ભાત પાડે છે. ભોગમંદિર, નાટમંદિર, જગમોહન અને દેવળ એમ ચાર વિભાગોવાળા આ મંદિરના બાકીના વિસ્તારમાં નાનાં નાનાં મંદિરો છે. દરેક વિભાગ ઉપર શિખરો છે; દેવળનું શિખર સૌથી ઊંચું, સુંદર અને આમલક તથા કલશની વિશિષ્ટતાવાળું છે. બીજાં મંદિરોમાં પુરીનું જગન્નાથનું મંદિર અને કોણારકનું સૂર્યમંદિર જાણીતાં છે. કોણારકના મંદિરની વિશિષ્ટતાઓ ભારતભરમાં જાણીતી છે. ઈસવી સનના તેરમા સૈકામાં બંધાએલા આ મંદિરમાં સભામંડપ સાવ જુદો રાખવામાં આવ્યો છે. મંદિર સૂર્યના રથની આકૃતિવાળું છે. આ બધાં મંદિરોમાં બહારના ભાગમાં અસાધારણ આકર્ષણવાળી અને દૃષ્ટિને ભરી દે તેવી કોતરણી જોવા મળે છે. યક્ષીઓ, અપ્સરાઓ અને સ્ત્રીપુરુષોનાં મૈથુનરત અંકનો કોણારકના મંદિરની એક જાણીતી વિશિષ્ટતા છે. આવાં અંકનો ભારતનાં અનેક જાણીતાં મંદિરોમાં છે. મોઢેરા અને ખજુરાહોનાં મંદિરોમાં – ખાસ કરીને કંડર્ય મહાદેવના મંદિરમાં – શૃંગારની પરાકાષ્ઠા દેખાડતાં આવાં અંકનો કલાકારોના મનમાંનો શૃંગાર દર્શાવવા, તાંત્રિક વાતાવરણની અસર દર્શાવવા, અંદરના અર્થાત્ ગર્ભગૃહના પવિત્ર વાતાવરણ સામે ઐહલૌકિક આકર્ષણ દર્શાવવા અને એ આકર્ષણની એકાન્ત નિષ્ફળતા દર્શાવવા અથવા મંદિરોમાંના દેવદાસી વગેરે સાથે સંબદ્ધ શૃંગારમય વાતાવરણ દર્શાવવા રચાયાં હોવાનો સંભવ છે. આવાં શિલ્પો મૌર્ય, શુંગ, આન્ધ્ર અને કુશાન યુગમાં પણ ઓછેવત્તે અંશે જોવા મળે છે. સ્ત્રીનાં શિલ્પોમાં લગભગ નગ્ન એવી સ્ત્રીઆકૃતિ દર્શાવવા તરફનું ચોક્કસ વલણ છે. સ્ત્રીની ત્રિવલીના ભાગ ઉપર અત્યંત પાતળું આવરણ દર્શાવવામાં આવતું જેથી નાભિ, બસ્તી અને ત્રિવલી દેખાય. ભારતીય કલામાં ભાગ્યે જ એવું કોઈ મન્દિર કે શિલ્પસમૂહ હશે જ્યાં સ્પષ્ટ કે સૂચિત શૃંગારનું આલેખન થયું ન હોય. કદાચ જગતના કોઈ કલાવશેષમાં શૃંગારના વિષયને આવી રીતે પાર્શ્વભૂમાં રાખવામાં આવ્યો નહિ હોય. કોણાર્ક અને ખજુરાહો તથા મોઢેરામાં અંકનોની ઉઘાડી સ્પષ્ટતા અને નિર્બંધ વૈવિધ્ય શૃંગારનો કલામાત્રમાં કેવો વિજય છે તેને જાહેર કરે છે.

('In the presence of these emblems of abundance we must not be misled by modern ideas; their meaning if not Buddhist or Jain is nevertheless religious and reveals an essential purity of spirit that has at all times preserved the East from many psychological disasters that have overtaken the West.' Coomarswami: History of Indian and Indonesian Art.)

ચંદેલા રાજપૂત રાજાઓના સમયમાં અર્થાત્ ઈસવી સનના દસમા અને અગિયારમા સૈકામાં અત્યારના ઝાંસીથી અગ્નિખૂણામાં લગભગ સો માઈલના અંતરે આવેલાં ખજુરાહોનાં મંદિરો ઉત્તરી શૈલીના સુંદર નમૂના છે. તોરણ, સભામંડપ અને ગર્ભગૃહના સાદા સ્થાપત્યવાળાં આ મંદિરો કદમાં ઓરિસ્સાનાં મંદિરો કરતાં નાનાં છે. પ્રકૃતિની સાથે અને ધરતીની સાથે એકતા સાધવા મથતાં હોય તેવાં આ મંદિરો શિખરરચનાની વિલક્ષણતાથી જુદાં તરી આવે છે. આ મંદિરોમાં કંડર્ય મહાદેવનું મંદિર અત્યંત સુન્દર છે. આ મંદિરોમાં કોતરણીની કેટલીક વિશિષ્ટતાઓ ઓરિસ્સાનાં મંદિરોની વિશિષ્ટતાઓથી જુદી તરી આવે છે. દિવાલોમાં અંદર અને બહાર સર્વત્ર, છતમાં અને સ્તંભો ઉપર અને સ્તંભશીર્ષોમાં સુન્દર આકૃતિઓનાં સુશોભનો મળે છે. આ આકૃતિઓનાં લાવણ્ય, તાદૃશતા, સ્વાભાવિકતા અને સપ્રમાણતા તથા આકર્ષક અંગભંગી તરત જ ધ્યાન ખેંચે છે.

રાજસ્થાન અને ગુજરાતમાં મધ્યકાલનાં કેટલાંક મંદિરો અસાધારણ શિલ્પકૌશલ દાખવનાં ઊભાં છે. ગુજરાતના સોલંકી રાજાઓના કલાપ્રેમ અને પરદેશો સાથે ચાલતા બહોળા વેપારથી પ્રાપ્ત થએલી અમાપ

પાલીવિભાગમાં પણ આવા ઉલ્લેખો છે. વળી પ્રાચીન પાલી ગ્રંથોમાં 'લેપચિત્ર' (ફ્રેસ્કો) અને કાષ્ઠમૂર્તિઓના ઉલ્લેખો છે. બસરાઢ સારનાથ, ભીટા, અને મથુરામાંથી મળેલા માટીકામના નમૂનાઓમાં સિન્ધુસંસ્કૃતિના માટીકામની અસર દેખાય છે.

અનુમૌર્યકાલના શિલ્પના નમૂનાઓમાં ભારહુત (ઈ.પૂ. ૧૫૦), ગયા (ઈ. પૂ. ૧૨૦ આસપાસ) અને સાંચી (ઈ. પૂ. ૧૦૦ની આસપાસ)ના સ્તૂપોના તોરણોમા અને વાડમા યક્ષ અને યક્ષિણીઓના શિલ્પોમાની કોતરણીમા તથા જાતકકથાઓમાથી લીધેલા પ્રસંગોના અંકનોમા કલાકારોની શિલ્પપ્રૌઢી દેખાઇ આવે છે. ગયા અને સાંચીનાં શિલ્પો વધારે સપ્રમાણ, ગોળાકૃતિ, સ્પષ્ટ અને આકર્ષક છે. સાચીના શિલ્પોમા તો તત્કાલીન લોકજીવનને જ જીવત કરવામા આવ્યું છે. આ શિલ્પોના કલાકારો સામે કેવળ ધર્મનો અને ધર્મસંબદ્ધ આકૃતિઓ રજૂ કરવાનો જ આદર્શ ન હોવાથી લોકજીવનના આકર્ષક પ્રસંગો, ગંભીર અને 'ભારેખમ વ્યક્તિને પણ હાસ્ય પ્રેરે તેવા પ્રસંગો (ઉ. દા. વાનરો હાથીને લઇ જાય છે તે પ્રસંગનુ અંકન)નું સુન્દર આલેખન થયું છે. સાચીના સ્તૂપનાં તોરણો તત્કાલીન લોકજીવનનુ સુન્દર ચિત્ર રજૂ કરે છે. ભારહુત, સાચી અને ગયાના શિલ્પોમાં બુદ્ધની મૂર્તિઓ ક્યાય દેખાતી નથી પરતુ તેમને બદલે ચક્ર, પીપળાનું વૃક્ષ, પાદુકાઓ વગેરે પ્રતીકોના અંકન મળે છે. આ સમયે બૌદ્ધ ધર્મમાં હીનયાનીઓ અથવા થેરવાદીઓનુ જોર હતું. બુદ્ધને આચાર્ય અને પ્રાજ્ઞ માનવામા આવતા. ગૌતમબુદ્ધને પુરુષોત્તમ સમજવા તરફના અને તેમની મૂર્તિઓ બનાવવા તરફના વલણને વાર હતી. આવું વલણ અથવા મહાયાન સંપ્રદાયનો ઉદ્ગમ ઈ. સ. પૂર્વે પહેલા સૈકાના અંત ભાગથી દેખાય છે. બુદ્ધની મૂર્તિઓ કુશાન યુગમા ગાન્ધાર (વાયવ્ય ભારત) અને મથુરાની આસપાસના પ્રદેશમાં બનાવવાનું શરૂ થયું.

ગાન્ધાર કલાનો વિકાસ ઈ. પૂ. ૫૦ થી માંડીને ઈ. સ. ૫૦૦ સુધીના સમયમા થયો. ગાન્ધાર અથવા વાયવ્ય ભારતની ભૌગોલિક રચના એવા પ્રકારની હતી કે ઈરાનની, ગ્રીસની, રોમની અને શક તથા કુશાન રાજ્યોની અસર તેના ઉપર પડે. આ કલાનો વિકાસ ગ્રીક અને રોમન પ્રજાના ભારતીય પ્રજાઓ સાથેના સંબંધને સમયે નહિ પણ ગ્રીક અને રોમન અસરોને ઝીલનારા અને સાચવનારા, કુશાન યુગના કારીગરો અને કલાકારોને હાથે થયો. ગાન્ધાર કલાનાં શિલ્પોમાં બૌદ્ધ ધર્મ અને લોકજીવનની ભારે મોટી અસર હોવા છતાં એ શિલ્પોમા એકતાનતા, સજીવતાનો અભાવ અને વ્યક્તિમત્તાનો પણ અભાવ દેખાય છે. આના કારણોમાં ઊતરતા જણાય છે કે આવાં શિલ્પો બનાવનારા કારીગરોમા પ્રતિભાનો પ્રાયઃ અભાવ હતો. અસંખ્ય નમૂનાઓ કારખાનામાં બનતી ચીજોની જેમ ઝડપથી બહાર પડતા. એ નમૂનાઓ અત્યારના સમયમા પ્લાસ્ટર ઑફ પૅરિસમાથી બનાવવામાં આવતી સુન્દર છતાં નિઃસત્ત્વ મૂર્તિઓની સાથે સરખાવી શકાય. આવાં શિલ્પોમાં ગ્રીક અને રોમન શરીરાકૃતિ કે મુખાકૃતિની અસર, ગ્રીક પહેરવેશ (લાંબો ઝભ્ભો કે લાંબી વિંટાળેલી ચાદર) અને મૂછો તથા પાઘડીની પણ અસર દેખાય છે. ભારતીય દેવો, સંતો, ઋષિઓ અને પ્રકૃતિ સૃષ્ટિની મૂર્તિઓની પાછળ ગ્રીક અને રોમન સૃષ્ટિની અસર દેખાય છે. ઈસવી સન પૂર્વે ૫૦થી આ કલાના અવશેષો પ્રાપ્ત થાય છે. આ શાખાનું મહત્ત્વ, ભારતીય દેવો, ઋષિઓ અને સમગ્ર ધાર્મિક તથા લૌકિક વાતાવરણ ગ્રીક અને રોમન નજરે જોતાં કેવા આશ્ચર્યકારક લાગે છે અને એ જોતાં કેવો અનોખો આનદ થાય છે, તેમા છે. આ કલાશાખાની પછીના સમયમાં થએલી અસર નજીવી છે. ભારહુત અને સાંચીનાં તથા પછીના સમયમા ગુપ્ત અને પલ્લવ સમયનાં શિલ્પોની સાથે સરખાવતા આ કલાશાખાનું મહત્ત્વ સામાન્ય પ્રકારનુ કહી શકાય. ('From the Indian point of view it is a westward expansion of Indian culture in a foreign eclectic garb ')

મથુરા શિલ્પશૈલીનો વિકાસ મથુરામાંથી થયો હતો. મૌર્ય યુગના અસ્ત પછી જ્યારે શક, પહ્લવ, કુશાન વગેરે પરદેશી રાજ્યોનો ઉદય થયો ત્યારે રાજકીય ઉથલપાથલો થઈ હોવા છતાં સામાન્ય પ્રજાજીવન અવિચ્છિન્ન રહ્યુ હતું. મથુરા ભારતના અનેક નાનાં મોટાં શહેરોને જોડતા રાજમાર્ગોનું એક કેન્દ્ર હતું.

વેપાર ઉદ્યોગનું પણ આ શહેર મહત્ત્વનું સ્થળ હોવાને લીધે કલા અને ધર્મોના વિકાસ અને પ્રચારનું પણ એક મોટું કેન્દ્ર બન્યું. આ કલાશાખાનો વિકાસ પણ કુશાનયુગથી શરૂ થાય છે. ભારહુત અને સાંચીનાં શિલ્પની પરંપરા આ શાખામાં ઓછેવત્તે અંશે જળવાઇ હતી. આ કલાશાખાનું એક મહત્ત્વનું અંગ તે સંપ્રદાયમૂલક શિલ્પનો વિકાસ. ઈસુની પહેલી સદીની આસપાસ શૈવ, વૈષ્ણવ, શક્તિ વગેરે બ્રાહ્મણ પરંપરાના સંપ્રદાયો તથા બ્રાહ્મણેતર પરંપરાના બૌદ્ધ અને જૈન સંપ્રદાયોનો ઘણો વિકાસ થયો હતો. મથુરા વેપારનું કેન્દ્ર હોઇને આ બધા સંપ્રદાયોનું અસ્તિત્વ પણ આ સ્થળે હતું એ નિઃશંક છે. આર્યોની વૈદિક અનુશ્રુતિમાં દેવમૂર્તિઓને મહત્ત્વ ન હોવાથી મથુરામાં વિકસેલી સંપ્રદાયમૂલક કલાશૈલીને એક અનોખું પ્રસ્થાન ગણવું જોઈએ. આ શૈલીનાં શિલ્પોમાં ભારહુત સાંચીનાં ત્રણ શિલ્પોની તથા જૈન ધર્મની મૂળ પ્રેરણા દેખાય છે. આવાં શિલ્પોના આદ્ય અવશેષો કોસમ (કૌશાંબી) સારનાથ, સહેથ–મહેથ (શ્રાવસ્તી) વગેરે સ્થળોએથી મળે છે. મૂર્તિઓની વ્યક્તિની બલિષ્ઠતા, સ્વસ્થતા, મુખ ઉપરનું હાસ્ય, સીધી નજર અને વિશાળ ખભા તથા પૌરુષભર્યો દેહ ઇહલૌકિક જીવનના મહત્ત્વને રજૂ કરે છે. માત્ર નાની અને અર્ધકાય મૂર્તિઓ જ નહિ પણ દેહપ્રમાણ પ્રચંડ મૂર્તિઓ પણ આ પરંપરામાંથી પ્રાપ્ત થયેલ છે. કનિષ્ક અને ચષ્ટનની વિશાળકાય મૂર્તિઓ આનાં ઉદાહરણો છે.

મથુરાકલાની પ્રેરણા, ઉપર જોયું તેમ, પારલૌકિક જીવનનાં આનંદ અને આકર્ષણોમાં નહિ પણ આ સંસારના ભર્યાભર્યા જીવનના સૌખ્યમાં જ છે. પરિણામે આ કલાએ ભવિષ્યની અનેક કલાશાખાઓને પોતાનો વારસો સોંપ્યો છે. શક, કુશાન, પહ્લવ વગેરે પરદેશીઓ આ સમયે ભારતીય સંસ્કૃતિમાં નીરક્ષીરવત્ ભળી ગયા હતા. એમના લાવેલા પરદેશી કલાપ્રવાહો પણ કોકવાર ડોકિયાં કરતાં કરતાં અંતે તો મથુરાકલાની ભારતીયતામાં મોક્ષ પામ્યા.

આ કલાના નમૂનાઓમાં પલાંઠી વાળેલ ધ્યાનસ્થ તીર્થંકરનાં શિલ્પ, મથુરામાંથી મળેલ જૈન સ્તૂપમાંની યક્ષીઓ, કુશાન સમયનાં રાજાઓનાં શિલ્પ અને તંદુરસ્ત તથા ભર્યાભર્યા દેહવાળા બુદ્ધ અને બોધિસત્ત્વોની મૂર્તિઓ મુખ્ય છે. કેટલાક વિદ્વાનો અને કલાવિવેચકો જણાવે છે કે બુદ્ધમૂર્તિઓનો પ્રચાર–ખાસ કરીને ગાંધાર કલાની બુદ્ધમૂર્તિઓનો પ્રચાર–ભારતની બહાર પુષ્કળ થયો અને તેણે બૌદ્ધ ધર્મના ફેલાવામાં મદદ કરી.

મથુરાકલાની સમકાલીન કેટલીક કલાશાખાઓ મધ્યભારતમાં, પશ્ચિમ ભારતમાં અને દક્ષિણમાં વિકસની હતી. ઓરિસ્સામાં ઉદયગિરિનાં શિલ્પ ભારહૂતના સ્તૂપનાં શિલ્પ જેટલાં પ્રાચીન છે. દક્ષિણમાં કાર્લીનાં ઈસુની બીજી સદીનાં બૌદ્ધ વિહારનાં દંપતીશિલ્પો મધ્યકાલીન શિલ્પોમાં અત્યંત વિકાસ પામેલા મિથુન શિલ્પોને પ્રેરણારૂપ બન્યાં હતાં. સાતવાહન યુગમાં અમરાવતીના સ્તૂપનાં શિલ્પોમાં જોમ, અને ગતિ દેખાય છે. અમરાવતીની અસર છેક સિંહલ સુધી અને અગ્નિ એશિઆના દેશો સુધી પહોંચી હતી.

ગુપ્તકલાનો વિકાસ ઈસુની ત્રીજી સદીથી શરૂ થયો અને ઈસુની સાતમી સદીમાં પૂર્ણ થયો. ભારહૂતનાં શિલ્પોની ગ્રામીણ સાદાઈ, સાંચીનો વૈભવ, મથુરાકલાની બલિષ્ઠતા, ગાંધારની વાસ્તવિકતા અને ચીવટ, દક્ષિણી કલાની (કાર્લીનાં દંપતીશિલ્પો, જેમાં મધ્યકાલીન મિથુન શિલ્પોનો ઉઘાડો શૃંગાર નથી, પણ પૂર્ણ જીવનનો સંતોષ બતાવતાં અને એકમેકની સામે ભૂખી નજરથી નહિ પણ દૂર વિશાળતામાં શાન્ત નેત્રોને દોરી જતાં પતિપત્ની–દંપતી–નાં શિલ્પોનો અનવદ્ય આહ્લાદ છે) સ્વસ્થતા અને અમરાવતીનાં જોમ અને ગતિનો વારસો મળ્યો હતો. આને પરિણામે ગુપ્તશિલ્પ ભારતીય શિલ્પમાં અજોડ અને અસામાન્ય ભવ્યતાવાળી આકૃતિઓનો વારસો આપનારું બન્યું છે. સારનાથના 'ધર્મચક્ર પ્રવર્તન' કરતા, ધર્મચક્રમુદ્રામાં રહેલા હસ્તવાળા, નાજુક અને ભર્યા ઓષ્ઠવાળા, દેહનું યૌવન અને ચિન્તનની પ્રૌઢી દાખવતા બુદ્ધની મૂર્તિનો નમૂનો ગાન્ધાર કલાની હજારો બુદ્ધમૂર્તિઓમાં શોધ્યો જડે તેમ નથી. આ કલાના બીજા સુંદર નમૂનાઓમાં દેવગઢ મંદિરના પૌરાણિક દેવો અને દશ્યો, પાવયા (ગ્વાલીઅર)ના સ્તંભશીર્ષના સૂર્યની મૂર્તિ અને ઉદય-

સમૃદ્ધિનો લાભ આવાં સ્થાપત્યોને મળ્યો હતો. આવાં મંદિરોમાં આબુના દેલવાડા મંદિરો, મહેસાણા (ઉત્તર ગુજરાત) પાસેનુ મોઢેરાનું સૂર્યમંદિર અને સિદ્ધપુર પાસેના રુદ્રમહાલયનાં તોરણો વિશેષ ખ્યાત છે. શૈલીની દૃષ્ટિએ ઓરિસ્સાનાં મંદિરોથી તેમનામાં વિશેષ ભિન્નતા નથી. આ મંદિરની કોતરણી, ખાસ કરીને દેલવાડાનાં મંદિરની છત, મોઢેરાની દક્ષિણ તરફની દિવાલના બહારના ભાગની કોતરણી અને રુદ્રમહાલયનાં તોરણોના અવશેષોમાંનું સૂક્ષ્મ નકશીકામ આશ્ચર્યચકિત કરે તેવું છે. મોઢેરાનું સૂર્યમંદિર ખંડેર હાલતમાં હોવા છતા એના પ્રાચીન ગૌરવની યાદ આપતું ઊભું છે ('To see this noble monument with its clustered columns not only rising like an exhaltation, but mirrored in the still waters below, is to feel that its creator more than a great artist, was a weaver of dreams ') દેલવાડાનાં મંદિરોની કોતરણીની સૂક્ષ્મતા આશ્ચર્યચકિત કરે તેવી હોવા છતાં અગભગીનું વૈવિધ્ય તેમાં જોવા મળતું નથી. મૂર્તિઓનાં અંકનોમા એકતાનતા દેખાય છે અને તેમાં ભાવવાહી આલેખનનો પ્રાયઃ અભાવ છે. એના શિલ્પીઓને પ્રતિભાનો પુનિત સ્પર્શ પ્રમાણમાં ઓછો થયો હોય એમ લાગે છે ('It is rather flaccid and repetitive, the rich decoration of Mount Abu has a flavour of cold lifelessness.') એની અસાધારણ સૌન્દર્યમયી છત, સ્તંભોની નાજુક આકૃતિઓ અને ચોતરફ અંકિત સુશોભનોની રમણીયતાની સિદ્ધિ માટે કદાચ ભારે કિંમત એને ચૂકવવી પડી છે. આ બધામા સજીવતાને ભોગે સૂક્ષ્મતા, ભાવવાહિતાને ભોગે અગભંગીનું લાવણ્ય અને સ્થિર દઢતાને ભોગે નાજુકતાની સિદ્ધિ મેળવાઈ છે.

('The intrinsic frailty and lack of true monumentality inherent in this picturesque delicate Jain style are the price it paid for the breath-taking beauty of its ceilings, pillars, doorway, niches and panels. Each panel, each statue, each column is part of an extensive lace-work in which every detail represents the skilled realisation of a fixed formula. And the end is a frozen, life-less beauty, produced in infinite bounty.')

દક્ષિણમાં જે સ્થાપત્યશૈલી જન્મી તે દ્રવિડ શૈલીનાં અનેક સ્વરૂપો વિકાસ પામ્યાં. આ શૈલીને પલ્લવ તથા ચાલુક્ય રાજવંશોએ સમૃદ્ધ કરી. ગુફાઓમાં રચવામા આવેલા વિહારો કે મંદિરોની શૈલીની અસર હવે છૂટી ગઈ. ખુલ્લી જગામાં સ્વતંત્ર રીતે જડવામાં આવેલા પથ્થરોના મુક્ત વાતાવરણને કારણે શૈલીમા પણ વૈવિધ્ય આવ્યું. પરિણામે દ્રવિડ શૈલીનાં અનેક રૂપોનો સુન્દર વિકાસ થયો. પલ્લવ રાજ્ય દરમિયાન રચાએલાં મંદિરોમાં મામલ્લપુરમ્‌નાં અને કાંચીનાં મંદિરો મુખ્ય છે. આ બન્ને સ્થળોના મદિરો ઈસુની આઠમી સદીમાં રચાયાં હતાં. ચાલુક્ય વશ દરમિયાન હૈદ્રાબાદ (અત્યારના આન્ધ્ર પ્રદેશ) રાજ્યના બાદામી અને ઐહોળેનાં મંદિરોની રચના થઈ. પલ્લવ શૈલીનાં વિકસિત રૂપ ચોલવંશી રાજાઓએ રચાવેલાં તાન્જોરના શિવમંદિરમાં અને ગંગૅકોન્ડઓળપુરમ્‌ના મંદિરમાં જોવા મળે છે. તાંજોરનું શિવમદિર જે તે વખત સુધીનાં મંદિરમાં સૌથી મોટું હતું, તેના લગભગ બસો ફીટ ઊંચાઈના શિખરની રચનાથી જુદુ તરી આવે છે. આ સમયથી વિશાળકાય શિખરોની રચનાના મડાણ થયાં જેનો વિકાસ પછીના સમયમાં એવાં જ વિશાળકાય અને ઊંચાં ગોપુરમ્‌માં જોવા મળે છે. ચોતરફ વિસ્તૃત અને સૂક્ષ્મ કોતરકામ તથા સુશોભન આ મંદિરોને આગવી શોભા અર્પે છે.

ઉપર જણાવ્યું તેમ ગર્ભગૃહના નાના શિખરને બદલે હવે કોટના ઊંચા શિખરની રચના તરફ વધારે ધ્યાન અપાતું. દક્ષિણનાં દસમા સૈકા પછીનાં લગભગ બધાં શિખરોમાં આવા મોટા, પહોળા, મજબૂત, ઊંચા અને સંરક્ષક કોટ દેખાય છે. એ કોટના દરવાજા ઉપર હવે અત્યત ઊંચાં શિખરો જોવા મળે છે. આવા શિખરોને 'ગોપુરમ્' કહેવામાં આવ્યાં છે. આવાં ગોપુરમ્‌ની રચના પાંડ્ય રાજાઓના સમયમાં થઈ હતી. પાંડ્ય રાજવંશોએ મદુરાઈ અને શ્રીરંગમ્‌માં અનેક મંદિરોની ભવ્ય હારમાળાઓ ઊભી કરી. શ્રીરગમ્‌ના

વિષ્ણુમંદિરમાં નાના અને સાદા ગર્ભગૃહની આજુબાજુ એક પછી એક એવા ૭ ફરતા કોટની હારમાળાઓ, દરેકનાં અલગ ઊંચા ગોપુરમ્ સાથે, તૈયાર કરવામાં આવી છે. આવા ૭ કોટની આજુબાજુની ફરતી દિવાલની લંબાઈ પહોળાઈ ૨૪૭૫×૨૮૮૦ ફીટની છે.

દ્રવિડ શૈલીની સાથે સાથે ચાલુક્ય, રાષ્ટ્રકૂટ અને હોયસળ શૈલીઓનો પણ વિકાસ થયો. ગુપ્ત શૈલી સાથે એમનું સામ્ય વરતાઇ આવે એવું છે. આ શૈલીઓનાં મંદિરો બૃહદ્કાય, સપાટ, પટકોણ જગતી ઉપર બાંધવામાં આવેલાં, હાથીઓ, અશ્વારો, યાળિ, અને પુરાણ કથાની ઈતરસૃષ્ટિની કોતરણીથી ખચિત, અને વિશાળ કાય સ્તંભોવાળાં છે. આ શૈલીની ઉચ્ચતમ સિદ્ધિનો નમૂનો તે હમ્પી (પ્રાચીન વિજયનગર)નું વિઠ્ઠલમંદિર છે.

મોગલયુગમાં અને તેના અંતભાગમાં આમાંનાં ઘણાં મંદિરો નાશ પામ્યાં અથવા તો ખંડિત થયાં. દરિયાકાંઠાના પ્રદેશોનાં મંદિરોને પણ નુકશાન થયું.

## ભારતીય શિલ્પ અને મૂર્તિવિધાન

વૈદિક કાળમાં શિલ્પ અથવા સ્થાપત્યનો વિકાસ થયાના કશા પુરાવા મળતા નથી. મૂર્તિપૂજા કે મંદિરરચના આર્યસંસ્કૃતિમાં ન હતાં. સૌન્દર્યમય પદાર્થોના ઉલ્લેખોમાં ચંદ્ર, સૂર્ય, રાત્રિ, અરણ્ય, ઉષા, સંધ્યા વગેરેનાં સૌન્દર્યના ઉલ્લેખો છે. પ્રાચીન વેદોમાં સ્ત્રીશરીરના સૌંદર્યખચિત અંગોનાં ધ્યાનપાત્ર વર્ણનો મળતાં નથી. આમ હોવા છતાં શિલ્પને અંગે, માટીકામ કે લાકડામાંથી બનાવાતી મૂર્તિઓ અંગે કાંઈક પ્રવૃત્તિ હોવાનો સંભવ કાઢી નાખવા જેવો નથી; કારણ કે સુરૂપા, સુભાસા, સુશિલ્પા, સુપ્રતીક જેવા શબ્દોનું અસ્તિત્વ આવી કોઈક પ્રાથમિક અવસ્થા અવશ્ય સૂચવે છે. ભારતીય શિલ્પમાંનાં સ્વસ્તિક, ચક્ર, પૂર્ણકુંભ, કમલ વગેરે પ્રતીકો પણ વૈદિક કાળની જ પેદાશ છે. જનપદયુગમાં અર્થાત્ ઈ.પૂ. ૭૦૦થી શરૂ થતા અને શિશુનાગ વંશ સુધીના યુગમાં શિલ્પ શબ્દનો વિશાળ અર્થ કરવામાં આવતો હતો. અનેક કલાઓને શિલ્પ કહેવામાં આવતું; વિશેષ પ્રકારના ચાતુર્યને પણ શિલ્પ કહેવામાં આવતું. આ સમય દરમિયાન અનેક કલાઓનો વિકાસ થયો. મૌર્યોના સમયમાં શિલ્પનો પુષ્કળ વિકાસ થયો કારણકે સૂર્ય, ચક્ર, ચૈત્ય, સ્વસ્તિક, વૃક્ષ, મયૂર, પાદુકા, વૃષભ વગેરેની સુન્દર આકૃતિઓનું નિર્માણ કરવામાં આવતું. આ શિલ્પમાં એક બાજુથી ઈરાનના અને બીજી બાજુથી ગ્રીક અને રોમન શિલ્પની અસર હોવાનો પણ સંભવ છે. આવી પરદેશી અસર હોવા છતાં મૌર્યકાલીન શિલ્પનો પ્રેરણાસ્રોત ભારતીય જ છે અને એનાં અંકનોમાં ભારતના લોકજીવનની અને પ્રકૃતિના વૈવિધ્યની સ્વાભાવિકતા અને સજીવતા લાવવાનો પ્રયાસ છે.

હરપ્પાની મૂર્તિઓ અને મૌર્યકાલીન શિલ્પ વચ્ચેની પરંપરા નષ્ટ થઇ ગઈ છે. બન્ને વચ્ચે લગભગ પંદરસો વર્ષનો અંધકાર છે. તેમ છતાં હરપ્પા યુગના શિલ્પની પરંપરા કદાચ અવ્યવસ્થિત રૂપે, ભાંગીતૂટી પણ સચવાઇ રહી હોય, માટીનાં અને લાકડાંનાં શિલ્પો દ્વારા જળવાઈ રહી હોય એવો સંભવ છે. મોહેન્જોદારોની મુદ્રાઓ ઉપરનો વૃષભ અને અશોકના સારનાથ અને રામપૂર્વાના સ્તંભો ઉપરનાં વૃષભનાં સ્તંભશીર્ષ વચ્ચે સ્વાભાવિકતા, જોમ અને શોભાની દૃષ્ટિએ ઘણું સામ્ય છે. મૌર્યયુગનાં યક્ષ અને યક્ષિણીઓનાં શિલ્પો તથા હરપ્પાનાં ખંડશિલ્પો (સ્ત્રી તેમજ પુરુષનાં) વચ્ચે, મોહેન્જો દારોની કાંસ્ય નર્તકી અને મૌર્યકાલની દિદારગંજ (બિહાર)ની ચામરધારિણી યક્ષી કે બુદ્ધગયાના કોટ ઉપરની યક્ષિણીઓની મૂર્તિઓ વચ્ચે, કાંસ્ય નર્તકીના નિતંબની આકર્ષક ભંગી અને મૌર્યકાલીન તથા શુંગકાલીન અપ્સરાઓની અંગભંગી વચ્ચે તેમજ મોહેન્જો દારોના યોગસ્થ દેવની ભવ્ય સ્વસ્થતા અને અનુમૌર્યકાલીન પુરુષમૂર્તિઓની તથા બુદ્ધ અને શિવનાં શિલ્પોની ધ્યાનસ્થ સ્વસ્થતા અને બલિષ્ઠતા વચ્ચે ઘણું સામ્ય છે. થોડા સમય પહેલાં શોધાએલ લૌરિયનંદનગઢમાંની સુવર્ણગુટિકા ઉપરની પૃથ્વીની આકૃતિમાં પણ સિન્ધુસંસ્કૃતિના શિલ્પની—નગ્નતા અને સ્ત્રીશરીરનાં આકર્ષક અંગોને આગળ પડતાં બતાવવાના ઉત્સાહની દૃષ્ટિએ—અસર છે. આ ગુટિકાનો સમય ઇસુની પૂર્વે આઠમી સદીનો માનવામાં આવ્યો છે. આ સદીના બ્રાહ્મણ ગ્રંથોમાં અને પ્રાચીન ગૃહ્યસૂત્રોમાં મૂર્તિનિર્માણ, દેવતાઓની પ્રતિમાઓ અને લાકડાંનાં મંદિરોના ઉલ્લેખો છે. પાણિનિના વ્યાકરણગ્રંથમાં મૂર્તિનિર્માણ અને તેના દ્વારા આજીવિકા ચાલવાના ઉલ્લેખો છે. અર્થશાસ્ત્રમાં તેમજ આપસ્તંબ ગૃહ્યસૂત્રમાં, જૈન જ્ઞાતાધર્મકથાંગસૂત્રમાં અને

પાલીવિભંગમાં પણ આવા ઉલ્લેખો છે. વળી પ્રાચીન પાલી ગ્રંથોમા 'લેપચિત્ર' (ફ્રેસ્કો) અને કાષ્ઠમૂર્તિઓના ઉલ્લેખો છે. બસરાહ, સારનાથ, ભીટા, અને મથુરામાથી મળેલા માટીકામના નમૂનાઓમા સિન્ધુસંસ્કૃતિના માટીકામની અસર દેખાય છે.

અનુમૌર્યકાલના શિલ્પના નમૂનાઓમાં ભારહુત (ઇ.પૂ. ૧૫૦), ગયા (ઈ. પૂ. ૧૨૦ આસપાસ) અને સાંચી (ઈ. પૂ. ૧૦૦ની આસપાસ)ના સ્તૂપોના તોરણોમા અને વાડમાં યક્ષ અને યક્ષિણીઓના શિલ્પોમાની કોતરણીમા તથા જાતકકથાઓમાથી લીધેલા પ્રસંગોના અંકનોમા કલાકારોની શિલ્પપ્રૌઢી દેખાઇ આવે છે. ગયા અને સાચીના શિલ્પો વધારે સપ્રમાણ, ગોળાકૃતિ, સ્પષ્ટ અને આકર્ષક છે. સાચીનાં શિલ્પોમા તો તત્કાલીન લોકજીવનને જ જીવત કરવામા આવ્યું છે. આ શિલ્પોના કલાકારો સામે કેવળ ધર્મનો અને ધર્મસંબદ્ધ આકૃતિઓ રજૂ કરવાનો જ આદર્શ ન હોવાથી લોકજીવનના આકર્ષક પ્રસગો, ગંભીર અને ભારેખમ વ્યક્તિને પણ હાસ્ય પ્રેરે તેવા પ્રસંગો (ઉ. દા. વાનરો હાથીને લઇ જાય છે તે પ્રસંગનું અકન)નું સુન્દર આલેખન થયું છે. સાચીના સ્તૂપનાં તોરણો તત્કાલીન લોકજીવનનુ સુન્દર ચિત્ર રજૂ કરે છે. ભારહુત, સાંચી અને ગયાના શિલ્પોમા બુદ્ધની મૂર્તિઓ કયાંય દેખાતી નથી પરતુ તેમને બદલે ચક્ર, પીપળાનુ વૃક્ષ, પાદુકાઓ વગેરે પ્રતીકોના અંકન મળે છે. આ સમયે બૌદ્ધ ધર્મમાં હીનયાનીઓ અથવા થેરવાદીઓનું જોર હતું. બુદ્ધને આચાર્ય અને પ્રાપ્ત માનવામાં આવતા. ગૌતમબુદ્ધને પુરુષોત્તમ સમજવા તરફના અને તેમની મૂર્તિઓ બનાવવા તરફના વલણને વાર હતી. આવુ વલણ અથવા મહાયાન સંપ્રદાયનો ઉદ્દગમ ઈ. સ. પૂર્વે પહેલા સૈકાના અત ભાગથી દેખાય છે. બુદ્ધની મૂર્તિઓ કુશાન યુગમા ગાન્ધાર (વાયવ્ય ભારત) અને મથુરાની આસપાસના પ્રદેશમા બનાવવાનુ શરૂ થયું.

ગાન્ધાર કલાનો વિકાસ ઈ. પૂ. ૫૦ થી માંડીને ઈ. સ. ૫૦૦ સુધીના સમયમાં થયો. ગાન્ધાર અથવા વાયવ્ય ભારતની ભૌગોલિક રચના એવા પ્રકારની હતી કે ઈરાનની, ગ્રીસની, રોમની અને શક તથા કુશાન રાજ્યોની અસર તેના ઉપર પડે. આ કલાનો વિકાસ ગ્રીક અને રોમન પ્રજાના ભારતીય પ્રજાઓ સાથેના સંબંધને સમયે નહિ પણ ગ્રીક અને રોમન અસરોને ઝીલનારા અને સાચવનારા, કુશાન યુગના કારીગરો અને કલાકારોને હાથે થયો. ગાન્ધાર કલાનાં શિલ્પોમાં બૌદ્ધ ધર્મ અને લોકજીવનની ભારે મોટી અસર હોવા છતાં એ શિલ્પોમાં એકતાનતા, સજીવતાનો અભાવ અને વ્યક્તિમત્તાનો પણ અભાવ દેખાય છે. આના કારણોમાં ઊતરતા જણાય છે કે આવાં શિલ્પો બનાવનારા કારીગરોમા પ્રતિભાનો પ્રાયઃ અભાવ હતો. અગણ્ય નમૂનાઓ કારખાનામાં બનતી ચીજોની જેમ ઝડપથી બહાર પડતા. એ નમૂનાઓ અત્યારના સમયમા પ્લાસ્ટર ઑફ પેરિસમાથી બનાવવામાં આવતી સુન્દર છતાં નિઃસત્ત્વ મૂર્તિઓની સાથે સરખાવી શકાય. આવા શિલ્પોમાં ગ્રીક અને રોમન શરીરાકૃતિ કે મુખાકૃતિની અસર, ગ્રીક પહેરવેશ (લાંબો ઝભ્ભો કે લાંબી વિંટાળેલી ચાદર) અને મૂછો તથા પાઘડીની પણ અસર દેખાય છે. ભારતીય દેવો, સંતો ઋષિઓ અને પ્રકૃતિ સૃષ્ટિની મૂર્તિઓની પાછળ ગ્રીક અને રોમન સૃષ્ટિની અસર દેખાય છે. ઈસવી સન પૂર્વે ૫૦થી આ કલાના અવશેષો પ્રાપ્ત થાય છે. આ શાખાનું મહત્ત્વ, ભારતીય દેવો, ઋષિઓ અને સમગ્ર ધાર્મિક તથા લૌકિક વાતાવરણ ગ્રીક અને રોમન નજરે જોતાં કેવા આશ્ચર્યકારક લાગે છે અને એ જોતાં કેવો અનોખો આનંદ થાય છે, તેમા છે. આ કલાશાખાની પછીના સમયમાં થએલી અસર નજીવી છે. ભારહુત અને સાંચીનાં તથા પછીના સમયમા ગુપ્ત અને પલ્લવ સમયનાં શિલ્પોની સાથે સરખાવતાં આ કલાશાખાનું મહત્ત્વ સામાન્ય પ્રકારનુ કહી શકાય. ('From the Indian point of view it is a westward expansion of Indian culture in a foreign eclectic garb')

મથુરા શિલ્પશૈલીનો વિકાસ મથુરામાંથી થયો હતો. મૌર્ય યુગના અસ્ત પછી જ્યારે શક, પહ્લવ, કુશાન વગેરે પરદેશી રાજ્યોનો ઉદય થયો ત્યારે રાજકીય ઉથલપાથલો થઈ હોવા છતાં સામાન્ય પ્રજાજીવન અવિચ્છિન્ન રહ્યું હતું. મથુરા ભારતના અનેક નાના મોટાં શહેરોને જોડતા રાજમાર્ગોનું એક કેન્દ્ર હતું.

વેપાર ઉદ્યોગનું પણ આ શહેર મહત્ત્વનું સ્થળ હોવાને લીધે કલા અને ધર્મોના વિકાસ અને પ્રચારનું પણ એક મોટું કેન્દ્ર બન્યું. આ કલાશાખાનો વિકાસ પણ કુશાનયુગથી શરૂ થાય છે. ભારહુત અને સાંચીનાં શિલ્પની પરંપરા આ શાખામાં ઓછેવત્તે અંશે જળવાઇ હતી. આ કલાશાખાનું એક મહત્ત્વનું અંગ તે સંપ્રદાયમૂલક શિલ્પનો વિકાસ. ઈસુની પહેલી સદીની આસપાસ શૈવ, વૈષ્ણવ, શક્તિ વગેરે બ્રાહ્મણ પરંપરાના સંપ્રદાયો તથા બ્રાહ્મણેતર પરંપરાના બૌદ્ધ અને જૈન સંપ્રદાયોનો ઘણો વિકાસ થયો હતો. મથુરા વેપારનું કેન્દ્ર હોઇને આ બધા સંપ્રદાયોનું અસ્તિત્વ પણ આ સ્થળે હતું એ નિઃશંક છે. આર્યોની વૈદિક અનુશ્રુતિમાં દેવમૂર્તિઓને મહત્ત્વ ન હોવાથી મથુરામાં વિકસેલી સંપ્રદાયમૂલક કલાશૈલીને એક અનોખું પ્રસ્થાન ગણવું જોઈએ. આ શૈલીનાં શિલ્પોમાં ભારહુત સાંચીનાં વગુ શિલ્પોની તથા જૈન ધર્મની મૂળ પ્રેરણા દેખાય છે. આવાં શિલ્પોના આદ્ય અવશેષો કોસમ (કૌશાંબી) સારનાથ, સહેથ–મહેથ (શ્રાવસ્તી) વગેરે સ્થળોએથી મળે છે. મૂર્તિઓની વ્યક્તિની બલિષ્ઠતા, સ્વસ્થતા, મુખ ઉપરનું હાસ્ય, સીધી નજર અને વિશાળ ખભા તથા પૌરુષભર્યો દેહ ઐહિલૌકિક જીવનના મહત્ત્વને રજૂ કરે છે. માત્ર નાની અને અર્ધકાય મૂર્તિઓ જ નહિ પણ દેહપ્રમાણ પ્રચંડ મૂર્તિઓ પણ આ પરંપરામાંથી પ્રાપ્ત થયેલ છે. કનિષ્ક અને ચષ્ટનની વિશાળકાય મૂર્તિઓ આનાં ઉદાહરણો છે.

મથુરાકલાની પ્રેરણા, ઉપર જોયું તેમ, પારલૌકિક જીવનનાં આનંદ અને આકર્ષણોમાં નહિ પણ આ સંસારના ભર્યાભર્યા જીવનના સૌખ્યમાં જ છે. પરિણામે આ કલાએ ભવિષ્યની અનેક કલાશાખાઓને પોતાનો વારસો સોંપ્યો છે. શક, કુશાન, પહ્લવ વગેરે પરદેશીઓ આ સમયે ભારતીય સંસ્કૃતિમાં નીરક્ષીરવત્ ભળી ગયા હતા. એમના લાવેલા પરદેશી કલાપ્રવાહો પણ કોકવાર ડોકિયાં કરતાં કરતાં અંતે તો મથુરાકલાની ભારતીયતામાં મોક્ષ પામ્યા.

આ કલાના નમૂનાઓમાં પલાંઠી વાળેલ ધ્યાનસ્થ તીર્થંકરનાં શિલ્પ, મથુરામાંથી મળેલ જૈન સ્તૂપમાંની યક્ષીઓ, કુશાન સમયનાં રાજવીઓનાં શિલ્પ અને તંદુરસ્ત તથા ભરાવદાર ચહેરાવાળા બુદ્ધ અને બોધિસત્ત્વોની મૂર્તિઓ મુખ્ય છે. કેટલાક વિદ્વાનો અને કલાવિવેચકો જણાવે છે કે બુદ્ધમૂર્તિઓનો પ્રચાર–ખાસ કરીને ગાંધાર કલાની બુદ્ધમૂર્તિઓનો પ્રચાર–ભારતની બહાર પુષ્કળ થયો અને તેણે બૌદ્ધ ધર્મના ફેલાવામાં મદદ કરી.

મથુરાકલાની સમકાલીન કેટલીક કલાશાખાઓ મધ્યભારતમાં, પશ્ચિમ ભારતમાં અને દક્ષિણમાં વિકસતી હતી. ઓરિસ્સામાં ઉદયગિરિનાં શિલ્પ ભારહુતના સ્તૂપનાં શિલ્પ જેટલાં પ્રાચીન છે. દક્ષિણમાં કાર્લીનાં ઈસુની બીજી સદીનાં બૌદ્ધ વિહારનાં દંપતીશિલ્પો મધ્યકાલીન શિલ્પોમાં અત્યંત વિકાસ પામેલા મિથુન શિલ્પોને પ્રેરણારૂપ બન્યાં હતાં. સાતવાહન યુગમાં અમરાવતીના સ્તૂપનાં શિલ્પોમાં જોમ, અને ગતિ દેખાય છે. અમરાવતીની અસર છેક સિંહલ સુધી અને અગ્નિ એશિઆના દેશો સુધી પહોંચી હતી.

ગુપ્તકલાનો વિકાસ ઈસુની ચોથી સદીથી શરૂ થયો અને ઈસુની સાતમી સદીમાં પૂર્ણ થયો. ભારહુતનાં શિલ્પોની ગ્રામીણ સાદાઈ, સાંચીનો વૈભવ, મથુરાકલાની બલિષ્ઠતા, ગાંધારની વાસ્તવિકતા અને ચોક્સાઈ, દક્ષિણી કલાની (કાર્લીનાં દંપતીશિલ્પો, જેમાં મધ્યકાલીન મિથુન શિલ્પોનો ઉઘાડો શૃંગાર નથી, પણ પૂર્ણ જીવનનો સંતોષ બતાવતાં અને એકમેકની સામે ઝૂકી નજરથી નહિ પણ દૂર વિશાળતામાં શાન્ત સૈર્યને દોરી જતાં પતિપત્ની–દંપતી–નાં શિલ્પોનો અનવદ્ય આહ્લાદ છે) સ્વસ્થતા અને અમરાવતીનાં જોમ અને ગતિનો વારસો મળ્યો હતો. આને પરિણામે ગુપ્તશિલ્પ ભારતીય શિલ્પમાં અજોડ અને અસામાન્ય ભવ્યતાવાળી આકૃતિઓનો વારસો આપનારું બન્યું છે. સારનાથના 'ધર્મચક્ર પ્રવર્તન' કરતા, ધર્મચક્રમુદ્રામાં રહેલા હસ્તવાળા, નાજુક અને ભારે ઓપવાળા, દેહનું યૌવન અને ચિન્તનની ઊંડી છાપવાળા બુદ્ધની મૂર્તિનો નમૂનો ગાન્ધાર કલાની અનેક બુદ્ધમૂર્તિઓમાં શોધ્યો જડે તેમ નથી. આ કલાના બીજા સુંદર નમૂનાઓમાં દેવગઢ મંદિરના પૌરાણિક દેવો અને દૃશ્યો, પાવયા (ગ્વાલીઅર)ના સ્તંભશીર્ષોના સુરતી મૂર્તિ અને ઉદય

ગિરિના મહાવરાહનું શિલ્પ અત્યંત જાણીતાં છે. ભુવનેશ્વર કોણારક અને ખજુરાહોનાં મંદિરોમાં અપ્સરાઓ, યક્ષીઓ, સ્ત્રીપુરુષોનાં મૈથુનશિલ્પો અને અનેક દેવદેવીઓનાં શિલ્પો જગતનાં શિલ્પોમા—ખાસ કરીને અશ્વ, હાથી વગેરે પશુઓનુ આલેખન કરતાં શિલ્પોમા—અજોડ છે. પશ્ચિમ ભારતમાં એલોરા અને એલિફન્ટા તથા દક્ષિણમાં મામલ્લપુરના શિલ્પો ઓરિસ્સાની આકૃતિઓની તોલે આવી શકે તેમ નથી.

સ્થાપત્ય અને શિલ્પોની રાજ્યાશ્રિત અને સમૃદ્ધિ પ્રેરક કલા ઉપરાંત સામાન્ય કલાકારોમા પ્રચલિત માટી કામના અસંખ્ય નમૂનાઓ શોધી કાઢવામા આવ્યા છે. પકવેલી માટીમાંથી, અથવા કાચી માટીને યોગ્ય ઘાટ આપીને પકવીને, રંગો આપીને તથા બીજા ઓપ આપીને તૈયાર કરેલા આવા નમૂનાઓ ઈસવી સનના પહેલા સૈકા પછીના સમયથી મળે છે.

માટીકામ ઉપરાંત ધાતુમૂર્તિઓ બનાવવાની કલા પણ પ્રચલિત હતી. ઈસુની શરૂઆતની સદીઓમા બનેલી કેટલીક ધાતુપ્રતિમાઓ વાયવ્ય ભારતમાંથી મળી આવી છે. આમાની ઘણી પરદેશી વાતાવરણવાળી અને વિદેશી કલાકારોએ તૈયાર કરેલી છે. કુલુ (કાશ્મીર)માથી મળી આવેલો તાંબાનો ચિત્રિત ચષુ એ આપણો આદ્ય (ઈસુની બીજી સદીનો) નમૂનો છે. ગુપ્તયુગથી તાંબાની અને કાંસાની પ્રતિમાઓ બનાવવાનુ શરૂ થયું હતું. સાડા-સાત ફીટ ઊંચી, સુલતાનગંજમાંથી મળી આવેલી બુદ્ધ-મૂર્તિ પાલયુગની હોવાનો સંભવ છે કારણકે પાલયુગમા આવી અસંખ્ય ધાતુમૂર્તિઓ નેપાળ, તિબેટ અને અગ્નિ-એશિયાના દેશોમાં મોકલવામા આવતી.

દક્ષિણ ભારતમાં પણ ધાતુપ્રતિમાઓનો ઘણો પ્રચાર થયો છે. તામિલશાખાએ આવી અસંખ્ય ધાતુપ્રતિમાઓ બનાવી છે. તેમના સપ્રમાણ દેહસૌષ્ઠવ, આદર્શરૂપ દેખાડવામા આવેલાં અંગો અને ગતિ તથા લાવણ્ય પહેલી નજરે જ ધ્યાન ખેંચે છે. રાજા, રાણીઓ, દેવો દેવીઓ, સંતો અને ઋષિઓના અનેક ધાતુશિલ્પો બનાવ-વામાં આવ્યા છે. તિરુમલાઈના મંદિરમાં સોળમા સૈકાના રાજા કૃષ્ણદેવરાય અને તેની બે રાણીઓનુ દેહપ્રમાણ ધાતુશિલ્પ મળે છે. ભક્તિભાવ, શાંતિ અને વફાદારી દર્શાવતી આ આકૃતિઓને જોતાં ખાત્રી થાય છે કે પોર્ચુગીઝ એલચીઓ આ રાજાથી પ્રભાવિત થતા હતા તે વાત ખોટી નહિ હોય. તામિલશાખાની ધાતુમૂર્તિઓમાં ઉત્તમ કલાનમૂનો તે નટરાજની ધાતુપ્રતિમા. બલ, શૌર્ય, ગતિ અને ભવ્યતાનુ દર્શન કરાવતી આ પ્રતિમા ભારતની ધાતુપ્રતિમાઓમાં અનન્ય છે.

ચિત્રકલાનો વિકાસ ભારતમાં ઘણો જૂનો છે. વાત્સ્યા-યનના કામસૂત્રમાં, કાલિદાસ અને ભાસનાં નાટકોમાં તેમજ બૌદ્ધગ્રંથોમા (બુદ્ધને જે વિદ્યાઓ અને કલાઓ ભણાવવામાં આવતી તેની યાદીમાં) ચિત્રકલાને લગતા, તેનાં સાધનો, વિષયો અને વાતાવરણને લગતા ઉલ્લેખો મળે છે. રાજમહેલ અને ધનિકોના આવાસોમાં આ કલાને ઘણુ જ ઉત્તેજન મળતું હતું. પ્રાચીન ચિત્રકલાના નમૂનાઓમાં અજંટાની ગુફાઓનાં ભિત્તિચિત્રો અત્યંત પ્રસિદ્ધ છે. આ ચિત્રોમા અલંકારણાત્મક ચિત્રો, વ્યક્તિ ચિત્રો તથા ઘટનાત્મક ચિત્રો છે. લગભગ ૨૨ ગુફાઓનાં અસંખ્ય ચિત્રોમાં કોઈ ચિત્ર ક્યાંય બેવડાયું નથી. પદ્મપાણિ અવલોકિતેશ્વર,, બુદ્ધનું મહાભિનિષ્ક્રમણ, મારવિજય,, યશોધરા દ્વારા રાહુલની ભિક્ષા તરીકે ભેટ અને સર્વનાશનો ગદેશ દેનાર વૃદ્ધનાં ચિત્રો અસાધારણ ભાવવ્યંજકતાના ઉત્કૃષ્ટ પુરાવા છે એમા ઈસુની પાંચમી સદીથી આઠમી-સદી સુધીના સમયના અનેક કલાકારો—એમાં ઘણા કલાકારો લાટના હતા—દ્વારા સમસ્ત ભારતની પ્રકૃતિ સૃષ્ટિ અને સમસ્ત સંસારની લગભગ બધી ઘટનાઓને ચિત્રિત કરવામા આવી છે. આલેખનોમા ભાવની અભિ-વ્યક્તિ આ ચિત્રોનું મુખ્ય લક્ષણ છે. પહાડમાથી કોરી કાઢવામાં આવેલી ગુફાઓમાનાં આ ચિત્રોમા બૌદ્ધ તેમજ બ્રાહ્મણ ધર્મ અને સામાજિક સ્થિતિનુ દૃષ્ટ્ય આલેખન થયું છે. વિધાતાએ આ ભંડાર વિધર્મીઓના ક્રૂર હાથથી અને કુદરતના વિનાશક બળોથી સુરક્ષિત રાખ્યો હતો. આ ચિત્રોમાના કેટલાંક ચિત્રોને ઈસુની પહેલી સદીનાં પણ ગણાવવામા આવ્યા છે. અહીં ભારતના ધાર્મિક અને લોકજીવનનુ આલેખન ભારહૂત અને સાંચીના સ્તૂપોના આલેખન કરતા પણ વધારે વૈવિધ્યપૂર્ણ થયું છે.

અજંટા સિવાય બાઘગુફાના વરંડાની દિવાલોમા, બાદામી અને એલોરાની ગુફાઓમા, સિલોનમા, અને

મધ્ય એશિયામાંથી મળેલા અવશેષોમાં પણ ચિત્રાવશેષો મળે છે. ઈસુની આઠમી સદી પછીની ચિત્રકલામાં ઉત્તરોત્તર સામાન્યતા પ્રવેશી હતી.

ભારતીય ચિત્રકલામાં લઘુચિત્રો (miniature paintings)નો ફાળો પણ મહત્ત્વનો છે. આવાં ચિત્રો કાપડ ઉપર, લાકડા ઉપર અને ખાસ કરીને તાડપત્ર ઉપર તૈયાર કરવામાં આવતાં. ગુજરાત અને રાજસ્થાનમાં આવાં લઘુચિત્રો હસ્તલિખિત ગ્રંથોમાં ઉદાહરણો તરીકે અથવા સુશોભનો તરીકે જાણીતાં છે. આવાં ચિત્રો વિ. સં. ૧૧૨૫થી (કલ્પસૂત્રની પ્રતમાંનાં) મળી આવ્યાં છે. તાડપત્ર ઉપર તૈયાર કરવામાં આવતાં ચિત્રો સ્વાભાવિક રીતે જ સાંકડાં હતાં કારણકે તાડપત્રની પહોળાઈ બેથી ત્રણ ઈંચ જેટલી હતી. પ્રત લખતી વખતે આવાં ચિત્રો માટે જગા છોડવામાં આવતી. નખથી આકૃતિઓ પણ પાડી રાખવામાં આવતી. પરિણામે ચિત્રકારની સ્વતંત્ર પ્રતિભાને અવકાશ રહેતો નહિ. પ્રતના પ્રસંગોનાં ઉદાહરણો રૂપે આવાં ચિત્રો હોવાથી, નિશ્ચિત નિયમો પ્રમાણે જ ચિત્રો દોરવાનાં હોવાથી અને તાડપત્ર ઉપર અગાઉથી નખ કે એવી કોઈ તીક્ષ્ણ વસ્તુ વડે આકૃતિ દોરેલી હોવાથી ચિત્રકાર કેવળ રંગ પૂરવાનું જ કાર્ય કરતો. તાડપત્ર ઉપર કાગળ કે લાકડા જેવું બારીક નકશીકામ આવી શકતું નહિ. રંગો આંખને ગમે એવા – પીળા, ભૂરા, સફેદ, લીલા, સોનેરી – હતા. ચિત્રના વિષયો પણ મર્યાદિત હતા. તેમાં તીર્થંકરો, દેવદેવીઓ, સાધુસાધ્વીઓ અને શ્રાવક-શ્રાવિકાઓનાં ચિત્રો બનતાં. કુદરતનાં દૃશ્યો મર્યાદિત હતાં. આવાં દૃશ્યોમાં પણ એકતાનતા અને પુનરુક્તિઓ હતી. આકૃતિઓનાં પ્રમાણ, ઊંચાઈ, પહોળાઈ વગેરે તેમના મહત્ત્વ પ્રમાણે હતાં. દા. ત. માણસ હાથી કરતાં પણ ઊંચો હોય, રાજાઓ અને સાધુઓ નોકરો કરતાં ઊંચા હતાં. કુદરતી દૃશ્યોના આલેખનોમાં વાસ્તવિકતા ઓછી હતી. આકાશ દર્શાવવા માટે ભૂરા રંગનાં વાદળાં દર્શાવવામાં આવતાં. સૂર્ય, ચન્દ્ર, જળ, પર્વત વગેરે માટે પ્રતીકચિહ્નો મૂકવામાં આવતાં. સ્થાપત્યનું ચિત્રાત્મક નિરૂપણ ઓછું હતું. બે થાંભલા અને ઉપર છાપરું મંદિર દર્શાવવા પૂરતું ગણાતું. ચિત્રમાં ઊંચાઈ અને ઊંડાણ નહિવત્ હતાં. સંમુખત્વ બતાવવાની અનુકૂળતા ઓછી હતી. પરિણામે એક નેત્ર જ બતાવવામાં આવતું. આવાં લઘુચિત્રોની ખાસિયતો જેવી ખાસિયતો ઇજિપ્તનાં પ્રાચીન ચિત્રોમાં જોવા મળે છે અને એલોરાનાં ભીંતચિત્રોમાં આવાં લઘુ ચિત્રોનાં મૂળ શોધી શકાય. ગુજરાત પૂરતી તો ધાર્મિક જરૂરિયાતોની વાહન બનેલી આ કલા કદાચ લોકકલાનો એક અત્યંત પ્રાચીન પ્રકાર હોવાનો સંભવ છે.

*

# નવનીત

## રેડ-ક્રૉસનો જન્મદાતા હેન્રી ડુના

એ વાતને આજે સો વર્ષ પૂરાં થયાં.

માત્ર મૂઠીભર ઑસ્ટ્રિયનો ઉપર જંગી સંખ્યામાં જ્યારે નેપોલિયનનું લશ્કર તૂટી પડ્યું ત્યારે નેપોલિયનને ક્યાં ખબર હતી કે આવા જંગલી હુમલાને જ લીધે તે માનવજાતને માટે ચિરંતર પ્રેમ અને દયાનો વારસો મૂકી જાય છે! નેપોલિયનના લશ્કરે કરેલ ખાનાખરાબી અને પાયમાલીએ એક માત્ર યુવાન નાગરિકના નિર્દોષ મન ઉપર જો ત્રાસ અને દયાની લાગણી ન જન્માવી હોત તો રેડ-ક્રૉસનો આવો અતિ ઉમદા ખયાલ ઉદ્ભવી જ ન શક્યો હોત.

સોલ્ફેરીનો એક સુંદર મજાનું નાનું શું ગામડું હતું, શાંત રીતે ત્યાંની પ્રજાનું જીવન વહી જતું હતું, લોકો પણ શાંતિચાહક હતા. પણ કમનસીબી જ એવી હતી કે શાંતિ તો ન મળી પણ ધમપછાડા કરતું યુદ્ધ જ આવી લાગ્યું. નેપોલિયનનું લશ્કર વિજયના ઉન્માદી નશામાં હતું અને ઑસ્ટ્રિયા ઉપરની પોતાની જીતની આગેકૂચમાં આ નાના ગામડાની જ ભાગોળને પડાવની જગા તરીકે પસંદ કરી. ઑસ્ટ્રિયન સૈનિકો ઉપર એક એક પછી એક છાપા નેપોલિયનનું લશ્કર મારી રહ્યું હતું અને તેણે ઑસ્ટ્રિયનોને શરણે આવવા કહ્યું હતું; પણ ઑસ્ટ્રિયનો

શરણે આવવા તૈયાર નહોતા. ઑસ્ટ્રિયા માટે તો આ યુદ્ધ જીવન-સગ્રામ સમું જ હતું અને ઑસ્ટ્રિયાના વીરો એક પછી એક, સવારથી સાંજ સુધી લડી લડી, ખપી રહ્યા હતા. જેવો સૂર્યાસ્ત થવા આવ્યો કે એક ભારે મોટું વાવાઝોડું વર્ષા સાથે ફાટી નીકળ્યું અને ચારે પાસ અંધકાર છવાયો. આ અધારાની ઢાલ હેઠળ ઑસ્ટ્રિયનો પીછેહઠ કરવા લાગ્યા. આવા કપરા સમયમાં બન્ને પક્ષોએ પોતપોતાના ઘવાએલા સૈનિકોની દરકાર જ ન કરી. ઘવાએલા સૈનિકો ભયંકર વેદનાથી પીડાતા હતા તે વખતે તેમને તેમના નસીબ પર જ છોડી દેવામા આવ્યા.

સુશોભિત અને સફેદ વસ્ત્ર-પરિધાનમાં શોભતો એક યુવાન માણસ આ આખા દિવસ દરમિયાન યુદ્ધ ચાલતું હતું ત્યારે યુદ્ધના સ્થળથી થોડે દૂર એક ટેકરીની ટોચ ઉપર શૂન્યમનસ્ક ભાવે ઊભો ઊભો આ ક્રૂર, ઘાતકી અને અન્યાયી યુદ્ધલીલા નીરખતો હતો. એનાં વસ્ત્રો અને છટા બતાવતા જતાં કે એ કોઈ સુખી કુટુંબનો માણસ હતો. યુદ્ધ નીરખતા યુદ્ધની ભયાનકતા નજરે જ નિહાળી અને એક માનવ બીજા માનવ પ્રત્યે શુ કરી શકે છે તે પણ તેણે જોયું. તેના મનમાં શું ઘટમાળ ચાલી રહી છે તેનુ ભાન અવિરતપણે ચાલ્યાં જતાં આખના આસુ અને કપાળ પરના પ્રસ્વેદબિંદુઓ કરાવતાં હતાં.

આ યુદ્ધે તેને ભયાનક આંચકો આપ્યો હતો, પરતુ વધુ મોટો આંચકો તો ઘવાએલ સૈનિકોની પરિસ્થિતિએ આપ્યો હતો. આખી રાત વેદનાના આર્તનાદો સભળાતા હતા; તો પણ આ ઘવાએલાઓને ઘા ઉપર મલમપટ્ટા કરવા કે પાણીનુ એક ટીપુ પણ આપવા કોઈ જ ન આવ્યું. આથી વધારે ઘેરું દુઃખ બીજું તો હોય પણ શુ ? કાળ જાણે કે પૂરી સ્વતન્ત્રતાથી, પોતાનો એક પછી એક શિકાર ઉઠાવતો હતો. કાળને પડકારવા કે પૂછવા કોઈ જ નહોતું.

આ યુવાન પુરુષ તે હેન્રી દુના. ઉત્તર ઇટલી થઇને તે આ તરફ પ્રવાસ અર્થે આવ્યો હતો. તે તો માત્ર વ્યાપારી હતો. આ રણમેદાનમા પડેલા અને દુઃખી સૈનિકોને જો પોતે રાહત ન આપી શકે તો પોતાનું જીવતર ધૂળ છે એવું તેને લાગ્યું. કાંઈક સાધન-સામગ્રી તેણે ભેગી કરી. પણ લગભગ મૃત્યુના મુખ સુધી પહોચેલાઓને તે કઈ રીતે મદદ કરી શકે? ઘણી મુશ્કેલ પરિસ્થિતિ ઊભી થઈ. અંતે એક વિચાર સૂઝી આવ્યો. સ્થાનિક લોકોની મદદથી જ નજીકમાં એક કામચલાઉ ઇસ્પિતાલ તૈયાર કરવાનો વિચાર તેના મનમાં આવ્યો.

સોલ્ફેરીનો ગામની નજીકમાં જ કેસ્ટેગીલીયન નામનું બીજું એક નાનું ગામ હતું. ત્યાં તે ગયો અને લોકોને તેણે હૃદયસ્પર્શી અરજ કરી. આ પ્રમાણે તેના શબ્દો હતાઃ 'બાજુના યુદ્ધ-મેદાનમાથી ઊઠતા દુઃખ અને વેદનાના અવાજો તમે સાંભળ્યા હશે. પળે પળે તેઓ મૃત્યુ નજીક જઈ રહ્યા છે. છેલ્લા કેટલા બધા સમયથી તેમને અનાજનો એક માત્ર કોળિયો કે પાણીની છાંટ પણ મળી નથી. ઘવાએલાઓને આપ સૌ મદદ ન કરો? તેમને મૃત્યુના મુખમાંથી આપ સૌ ન બચાવો? ઘેર તેમને માટે તેમના મા-બાપ, ભાઈબહેન વગેરે રાહ જોઇ રહ્યાં હશે. તેમને તમારા પોતાના જ સગાં માનીને નવું જીવન આપો. બિચારા માંદા અને ઘવાએલાઓને ક્યાં રાજકરણની પડી છે? એ બિચારા તો માત્ર સીધા સાદા માણસો જ છે.'

ઉષ્માભરી લાગણી અને મક્કમ નિર્ધારથી બોલાએલા શબ્દોની એવી તો ભારે અસર થઈ કે તેના શબ્દો લોકોના હૃદય સુધી પહોંચી ગયા અને દરેક ઘરમાં એક એક બિછાનુ તૈયાર થઈ ગયું. ઘવાએલા મહેમાનો ઉપર તે ગામના સ્ત્રી-પુરુષોએ પ્રેમની વર્ષા કરી. આસ્તે આસ્તે ઘવાએલાઓ સાજા થયા અને પોતપોતાને ઘેર પાછા ફર્યા, અને સુખ સાથે આભારની લાગણી લેતા ગયા.

થાકેલપાકેલ થઇને હેન્રી દુના પોતાના ધંધાર્થે પાછો ફર્યો. પણ હવે તે બદલાઈ ગયો હતો. તેનો પ્રયોગ સફળ થયો અને તેના વિચારે પણ ભારે સફળતા મેળવી. સોલ્ફેરીનોનું યુદ્ધ પૂરું થયું હતું પણ ભવિષ્યમાં યુદ્ધો નહિ જ થાય કે આવી યાતનાઓ ઊભી નહિ થાય એવું હજુ ક્યાં હતું? તેને ખાત્રી થઈ કે સત્તાની સાઠમારી અને પ્રદેશભૂખ ન મટે ત્યાં સુધી યુદ્ધો નહિ બંધ થાય અને ત્યાં સુધી સોલ્ફેરિનોમા જોઈ એવી યાતનાઓ પણ ચાલુ જ રહેશે. આથી કોઈ એવી એક કાયમી યોજના ઊભી કરવી જોઇએ જેથી ગમે ત્યાં યુદ્ધ થાય પણ માંદા અને ઘવાએલાઓની દેખભાળ અને સારવાર

થાય. દુનિયાના લોકોએ આ પ્રશ્ન ઉપર ગંભીરપણે વિચાર કરવો જોઈએ અને મોટા પાયા પર સહમત થઈને કોઈ ચોક્કસ યોજના નિર્માણ કરવી જોઈએ.

આ બાબતના સતત વિચારને પરિણામે કાંઈક ચોક્કસ યોજના દુના પાસે આવી. પોતાના વિચારો અને અનુભવને પુસ્તક આકારે તેણે લોકો પાસે મૂક્યા. પુસ્તકમાં તેણે જણાવ્યું કે સ્વૈચ્છિક રીતે એવી સંસ્થાઓ ઊભી થવી જોઈએ કે જે યુદ્ધના સમયમાં ઘવાએલાઓને રાષ્ટ્રીયતાથી પર રહીને મદદ અને સારવાર કરી શકે. એક વર્ષ પછી જીનીવા ખાતે પરિષદ મળી જ્યાં ઠરાવ સ્વીકારવામાં આવ્યો કે યુદ્ધમાં માંદા પડેલા કે ઘવાયેલાઓને મદદ કરવા સંસ્થા ઊભી કરવી. એવું નક્કી કરવામાં આવ્યું કે યુદ્ધમાં રોકાએલાં રાષ્ટ્રોએ માંદાની અને ઘવાએલાઓની માવજત પ્રત્યે પૂરી તટસ્થતા સાચવવી; અને આવું કામ કરતી જે સંસ્થા હોય તેને એક વિશિષ્ટ ચિહ્ન આપવામાં આવે. આ ચિહ્ન રેડ ક્રૉસ (લાલ ચોકડી) સ્વીકારવામાં આવ્યું જે દુઃખી લોકો પ્રત્યેની સારવારની સમજ આપે છે.

પણ ઠરાવ એ માત્ર શબ્દભંડોળ જ હતો; અને હકીકતમાં હજુ સુધી તેની કોઈ પરીક્ષા થઈ નહોતી. એવો સમય પણ આવે કે આ ઠરાવનું પાલન ન પણ થાય. દુનાને આ એક વાતની ખૂબ ચિંતા હતી.

પરંતુ આની પણ અગ્નિપરીક્ષા છ જ વર્ષમાં આવી પહોંચી. ફ્રાંસમાં યુદ્ધ ફાટી નીકળ્યું. યોદ્ધાઓ ઘવાયા અને ફરી તે જ ચિત્ર પાછું ખડું થયું. તોપોના અગન ગોળાની વચ્ચે જઈને કોણ બહાદુરી કરે અને ઘવાએલ સૈનિકોને બચાવે? લડતા પક્ષો જો રેડ ક્રૉસના કર્મચારીઓને જોઈને શસ્ત્રકંક ન અટકાવે તો તેમનું પણ મરણ થાય. આ સાહસમાં તો જાનનું જ જોખમ હતું.

પણ દુનાએ તો નિર્ણય કરી લીધો. પોતાને જ સાબિત કરી આપવાનું હતું કે જે વિચાર પોતે રજૂ કરે છે તે માત્ર વિચાર જ નથી પણ અત્યાર સુધી જેને નકારવામાં આવેલ છે તે માનવદુઃખોના નિવારણનું વ્યવહારુ પગલું છે. ભારે ઘમસાણ વચ્ચે હાથમાં રેડ ક્રૉસના ઝંડા સાથે તે ઘૂમ્યો. કાંતો પોતાનો જ વિનાશ હો કાં તો પોતાના વિચારનો વિજય હો.

પણ ચમત્કાર જ થયો. યુદ્ધમેદાન ઉપર લાલ ચોકડી દેખાય ને ગોળીબાર બંધ થાય. જ્યાં સુધી ઘવાએલને ઉઠાવવાનું કામ પૂરું ન થાય ત્યાં સુધી લડાઈ ચાલુ ન થાય. દુનાનું સ્વપ્ન સિદ્ધ થયું. પોતાને તો ખ્યાલ પણ ન હતો કે ઘાતકી યુદ્ધમાંથી જ માનવજાતને શાંતિ આપતી વિચારધારાની સંસ્થા જન્મ આપશે!

(તા. ૯મી મે ૧૯૬૩ના 'અમૃત બઝાર પત્રિકા'ના અંકમાંના શ્રી મુકુલ ગુપ્તના લેખનો ભાવાનુવાદ. આભાર સાથે.)

× ×

## રેડ ક્રૉસ શતાબ્દી

('ધી હીન્દુસ્તાન ટાઈમ્સ'ના તા. ૧૧મી મે, ૧૯૬૩ના અંકમાં પ્રસિદ્ધ થએલ મેજર જનરલ લક્ષ્મણનના લેખનો ભાવાનુવાદ. આભાર સાથે)

સંક્ષેપમાં રજૂ કરીએ તો, એક વાત સ્પષ્ટ છે કે રેડ ક્રૉસનો સિદ્ધાંત નવો નથી. એટલું જ નહિ પણ માનવ માનવ વચ્ચેના સંબંધમાં સૌ પ્રથમ માનવતા લાવવાનું કામ રેડ ક્રૉસે કર્યું છે એવું વિધાન પણ થઈ શકશે નહિ. પણ રેડ ક્રૉસની કીર્તિ તો એ છે કે આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે સંસ્થા દ્વારા, જાતિ, રંગ કે રાજકીય વિચારસરણીથી અલિપ્ત રહીને સમગ્ર માનવજાતને માટે માનવતાનો સિદ્ધાંત લાગુ પાડવાનો પ્રયત્ન આ સંસ્થા કરે છે.

વિરોધાભાસી લાગે છે પણ, શાંતિને જ વરેલી આ સંસ્થા ઘર્ષણમાંથી જ જન્મી છે. અને તે પણ એવે સમયે કે જ્યારે યુદ્ધમાં હોમાએલ મિત્ર કે દુશ્મનની પ્રેમભરી સારવાર કરવી જોઈએ એવો વિચાર ક્યાંય જણાતો પણ ન હતો. યુદ્ધો તો ઇતિહાસના ઘણા જૂના સમયથી લડાતાં આવ્યાં છે, પણ યુદ્ધની ભયાનકતાઓના નિવારણનો ખ્યાલ ભાગ્યે જ કોઈને આવ્યો છે. તેનું એવું અર્થઘટન ન થવું જોઈએ કે લડતા પક્ષોના ઘવાએલા લોકોની સારવારની જરૂર પહેલાં સમજાઈ જ નહોતી. હકીકતમાં તો ભગવાન મનુના કાયદાઓ સ્પષ્ટતાપૂર્વક જણાવે છે કે ઊંઘમાં પડેલ કે ઘવાએલ દુશ્મનને મારી શકાય નહિ, અને ઝેરીલા કે કાંટાળા તીરો પણ યુદ્ધમાં વાપરી શકાય નહિ. શરણાગતીઓ, નાસી આવેલાઓ

તથા મુલ્કી પ્રજાને લશ્કરી રીતરિવાજથી મુક્ત રાખવાં જોઇએ એવો પણ નિયમ હતો.

શૂરવીર રાજપૂતોએ સ્ત્રીઓ અને બાળકોને ઇજાઓ ક્યારેય નથી પહોંચાડી. ઇ. સ. પૂર્વે ૫૫૦માં પર્શિયાના રાજા સાયરસે પોતાના તમામ વૈદ્યોને હુકમ કર્યો હતો કે પોતાના કે દુશ્મનના તમામ ઘવાએલા સૈનિકોની સારવાર કરવી. વળી, બાઇબલના 'ન્યુ ટેસ્ટામેન્ટ'ના જ આધારે 'ઓર્ડર ઑફ ચેરીટી' નામની સંસ્થા ઉદ્ભવી, જેના સભ્યો સોગંદપૂર્વક જણાવે છે કે તેઓ કદી ધાર્મિક દેવળો, સાધુઓ, વ્યાપારીઓ ઉપર હુમલાઓ કરશે નહિ, અને તદ્ઉપરાંત અઠવાડિયાના અમુક દિવસે તો તેઓ યુદ્ધ પણ કરશે નહિ.

પોતાના લશ્કરી હુમલાઓ દરમિયાન પયગંબરના અનુયાયીઓએ પણ માનવસહિષ્ણુતા બતાવી છે. ઘવાએલ દુશ્મનોને મુક્તિ આપનાર મશહૂર સુલતાન સલાદીનને સર વૉલ્ટર સ્કૉટે પોતાના 'આઇવેન હો' નામના પુસ્તકમા અમર કરી દીધેલ છે. ઈ. સ. ૧૧૮૭માં હકીમના યુદ્ધમા જ્યારે એણે ધર્મયુદ્ધકારોને હરાવ્યા ત્યારે જેરુસલેમના ઇસ્પિતાલના પાદરીઓને ઘવાએલા ખ્રિસ્તીઓની સારવાર કરવા પોતાના જ રહેઠાણમા સલામત આવવાજવાની ગોઠવણ કરી આપી હતી.

આ તેજસ્વી ઉદાહરણોમાં અગણિત આવા બીજા વ્યક્તિગત આત્મબલિદાનના દાખલાઓ ઉમેરી શકાય. ઓગણીસમી સદીમા વિશ્વ-વ્યાપી માનવહિતના પ્રશ્નોમાં તે સમયના અગ્રગણ્ય પુરુષોના વર્તાવમા ક્રાન્તિકારક ફેરફાર થવો શરૂ થયો. આ જ સદીમા માનવદુઃખોના અતિ ગભીર પ્રશ્નો સારી રીતે ઉકેલી શકાયા. ગુલામી અને સામન્તશાહી પણ આ સમયમા જ વિલીન થયાં, કામદારોને રક્ષણ મળ્યું, ગરીબોને પણ રાહત મળી અને સૌથી વધુ મહત્ત્વનુ તે એ કે યુદ્ધને માનવતાનો સ્પર્શ કરાવ્યો. જીનીવા ખાતે રેડ-ક્રૉસની પરિષદ મળી અને ત્યાં આ સફળ પ્રયત્નની કામગીરીની શરૂઆત થઈ

રેડ ક્રૉસની શરૂઆત ઓગણીસમી સદીનો પ્રથમ કક્ષાનો રોમાંચક પ્રસંગ છે. બનાવો, સારે નસીબે, એવી રીતે વણાયા કે ૧૮૫૯ના જૂનની ૨૪મી તારીખે સોલ્ફેરીનોના યુદ્ધમાં ઘવાએલ સૈનિકોનાં દુઃખ અને આર્તનાદ સાંભળીને માનવતાવાદી ડુનાએ તે જ સ્થળે તાત્કાલિક રાહતકાર્યની વ્યવસ્થા કરી નાખી.

યુદ્ધકાળના અનુભવોની યાદ ડુનાને ખૂબ જ સતાવતી હતી અને ત્રણ વર્ષ પછી ઈ. સ. ૧૮૬૨માં તેમણે 'સોલ્ફેરીનોની સ્મૃતિ' નામનું પુસ્તક લખ્યું અને સમગ્ર વિશ્વને પોતાના વિશ્વાસમાં લીધુ.

હેન્રી ડુનાના તે પુસ્તકમાં રજૂ થએલી તે દરખાસ્તોને અમલમા મૂકવાની જરૂરિયાતનું ભાન તે સમયના યુરોપના શાસકવર્ગને અને બુદ્ધિજીવી પ્રજાને થયું કારણ કે તેણે પોતાના પુસ્તકમા બહુ જ રસદાયક અને સંવેદનશીલ હકીકતો રજૂ કરી હતી. ૧૮૬૩માં જીનીવા ખાતે એક આંતરરાષ્ટ્રીય પરિષદ ભરવામાં આવી. આ પરિષદમાં હેન્રી ડુનાએ રજૂ કરેલી દરખાસ્તોની વિચારણા કરવામાં આવી, એ વિચારણાનો સ્વીકાર થયો અને અંતે 'રેડ ક્રૉસ' સંસ્થા શરૂ કરવામાં આવી જેને આજે ૧૦૦ વર્ષ વીતી ગયાં છે. સને ૧૮૬૪માં સ્વિટ્ઝર્લૅન્ડની સમવાય સરકારે રાજદ્વારી પુરુષોની એક પરિષદ બોલાવી, જેમાં પ્રથમ 'જીનીવા કન્વેન્શન'નો સ્વીકાર કરવામાં આવ્યો. ૧૮૬૩ની રેડ ક્રૉસની આવી નમ્ર શરૂઆતમાંથી અત્યારે આ સંસ્થા ૯૦ રાષ્ટ્રોમાં સ્થપાએલી અને ૧૫૮૦ લાખ સભાસદો વાળી મહાકાય સંસ્થા થઈ પડી છે. શાંતિના સમયમાં ચાલતી અસંખ્ય માનવતાવાદી પ્રવૃત્તિઓ ઉપરાંત આ સંસ્થા યુદ્ધને સમયે ખાસ ઉપયોગી બને છે.

આંતરરાષ્ટ્રીય રેડ ક્રૉસનું સૌથી અગત્યનું અંગ છે આંતરરાષ્ટ્રીય સમિતિ, જે જીનીવા કન્વેન્શનનું રક્ષણ કરે છે અને એક જ એવી તટસ્થ સંસ્થા છે જેનો સર્વ સ્થળે યુદ્ધના સમયમા કે આંતરિક બખેડાના સમયે સાર્વત્રિક સ્વીકાર કરવામાં આવે છે. આ ખાનગી અને સ્વતંત્ર સંસ્થા છે જેમાં વધુમાં વધુ ૨૫ સભાસદોનો સમાવેશ કરવામાં આવ્યો છે જે બધાં જ સ્વિટ્ઝર્લૅન્ડ વાસી છે. આ સમિતિને ચૂંટવામાં નથી આવતી પણ આ સમિતિ પોતે જ નવા સભાસદોને પસંદ કરે છે. રેડ ક્રૉસની આ આંતરરાષ્ટ્રીય સમિતિની તટસ્થતા અને સ્વાતંત્ર્યને માન્ય કરવામાં આવેલ છે અને રાષ્ટ્રો વચ્ચેના ઝગડામાં આ સમિતિને મદદ માટે બોલાવવામાં આવે છે.

સન ૧૯૪૮ના કાશ્મીર મામલામાં પાકિસ્તાન હેઠળના

કાશ્મીરમાં આવી પડેલા ૫૦૦૦ હિંદીઓને આ સમિતિની મદદથી પાછા મોકલી શકાયા હતા. આ સમિતિની એ પણ ફરજ છે કે જીનીવા કન્વેન્શનનો ક્યારેય ભંગ ન થાય અને જેને જેને નુકસાન થએલું હોય તેઓને દરેક પ્રકારની મદદ અને માનવતાભરી સારવાર મળે. 'જીનીવા કન્વેન્શન્સ' એ એવા આંતરરાષ્ટ્રીય કાયદાઓ છે જે સાર્વભૌમ સત્તાઓને પણ માન્ય છે. આ સાર્વભૌમત્વનો થોડો ભાગ જતો કરીને પણ તેમાંના માનવતાવાદી સિદ્ધાંતોનો સ્વીકાર કરેલો છે.

રેડ ક્રૉસ સંસ્થાને ઘણા અગત્યનાં કાર્યો કરવાનાં હોય છે પણ એ કાર્યો કરવા માટેનાં ભૌતિક સાધનો આ સંસ્થા પાસે ઓછાં છે. વિશાળ જનમત અને ઉદાર હૃદય એ તેનાં શસ્ત્રો છે, પણ આ દેખીતી નબળાઈની સામે દુનિયાભરમાં રેડ ક્રૉસની નૈતિક તાકાત અનેક ગણી વધી જાય છે. રેડ ક્રૉસની આ સંસ્થા અમુક કાર્યો તો એવાં કરે છે જે બીજી કોઈ સંસ્થા કરી શકે નહિ. ચીનાઓના હાથમાં સપડાએલા ભારતીય યુદ્ધકેદીઓને પાછા લાવવાનું કામ ભારતીય રેડ ક્રૉસને સોંપાયું છે તે સૂચક હકીકત છે, જે રેડ ક્રૉસની યુદ્ધ સમયની કામગીરી શું છે તે બતાવે છે અને સરકારે તેમાં જે વિશ્વાસ મૂક્યો છે તેનું તે પ્રતિબિમ્બ છે.

સમગ્ર વિશ્વ જાણે છે કે આપણા આધુનિક સમયમાં આ સંસ્થા તમામ હિતોથી પર છે. ફરજ પ્રત્યેની તેની વફાદારી, નિષ્પક્ષપણું ને માનવતા શંકાથી પર છે. આ વર્ષે જ્યારે રેડ ક્રૉસનો શતાબ્દી ઉજવાઈ રહી છે ત્યારે આ સંસ્થામાં કામ કરતા પ્રત્યેક કાર્યકરે પોતાની સંસ્થા પ્રત્યેનો વિશ્વાસ દૃઢ કરવો અને ઘર્ષણપૂર્ણ દુનિયામાં માનવતાવાદી સિદ્ધાંતોનો ફેલાવો કરવામાં મદદ કરવી.

*

## લંડનના નગરપતિ
## પ્રાચીન શહેરના મુખ્ય ન્યાયાધીશ

લગભગ ૭૫૦ વર્ષ કરતાં વધુ સમયથી શરુ થએલા લંડનના નગરપતિપદ ઉપર અત્યારના નગરપતિ ૬૩૫મા છે. કેટલાક નગરપતિઓ એક વર્ષના સમય કરતાં વધુ સમય માટે થયા છે પરંતુ છેલ્લી કેટલીક સદીઓથી દર વર્ષે નગરપતિની ચૂંટણી થાય છે.

આ પ્રાચીન શહેર સન ૪૦માં રોમન કબજા હેઠળ હતું ત્યારે પણ વ્યાપાર અને ઉદ્યોગનું એક કેન્દ્ર હતું. લૉર્ડ મેયર—નગરપતિ અત્યારે ટેમ્સ નદીનો કિનારે આવેલ જાણીતા વિસ્તાર "સ્ક્વેર માઈલ" કે જે અત્યાર લંડન શહેર ગણાય છે તેનો વહીવટ ધરાવે છે. એની આજુ-બાજુ અત્યારનું ૮૦ લાખની વસ્તી ધરાવતું બૃહદ લંડન પથરાએલું છે, પરંતુ ૯૦૦ રોમન દિવાલોના અવશેષો ધરાવતું આ શહેર સ્વતંત્ર વિશાળ પાટનગરમાંના એક નાગરિક ટાપુ જેમ ગૌરવ રીતે ઊભું છું.

### માનભર્યો દરજ્જો

લંડન શહેર અનોખું છે એ દૃષ્ટિએ દિવસ દરમિયાન એની વસ્તી રાત્રી કરતાં ૮૦ ગણી વધારે હોય છે. રોજ સવારે ૪ લાખ માણસો વિવિધ કાર્યાલયોમાં કામ કરવા આવતા હોય છે. રાત્રે બધા પાછા ફરતા શહેરમાં વસ્તી માત્ર ૫ હજારની જ રહે છે.

નગરપતિ, જેમને પૂરા માનમરતબામાં રાઈટ ઑનરેબલ ધ લૉર્ડ મેયર કહેવાય છે, તેમનો દરજ્જો રાજા પછી તરત જ આવે છે અને એ સૌથી પ્રથમ હોય છે. એક સમય એવો પણ હતો કે રાજાને પણ શહેરમાં આવવું હોય તો ટેમ્પલબાર બંધ દરવાજાનાં દર્શન કરવાં પડે! આજે પણ ના. રાણી એલિઝાબેથ બીજાં સરકારી સમારંભો માટે શહેરમાં આવે ત્યારે નગરપતિ શહેરની સીમાએ ઊભા રહે છે અને ના. રાણીને શહેરની તલવાર આપે છે. ના. રાણી તે વિધિપૂર્વક તેમને પાછી આપે છે.

### નગરપતિની ચૂંટણી

ચાલુ નગરપતિ, એલ્ડરમેન વગેરે "કૉમન હૉલ"માં નવા નગરપતિની ચૂંટણી કરે છે. શહેરને પચીસ વિભાગો અથવા વૉર્ડમાં વહેંચી નાંખવામાં આવે છે અને એ દરેકમાંથી એલ્ડરમેન અને બીજા પ્રતિનિધિઓ ચૂંટવામાં આવે છે. એલ્ડરમેન અને કોર્ટ ઑફ કૉમન કાઉન્સિલ એ સંસદના બને ગૃહો જેવાં છે. નગરપતિ એલ્ડરમેન હોવાં જોઈએ અને શેરિફપદ પણ તેમણે ધરાવ્યું હોવું જરૂરી છે. એક વખતે બે શેરિફ હોય છે અને આ હોદ્દો ૯ સદીથી ચાલ્યો આવે છે. તેઓ કેન્દ્રીય ફોજદારી અદાલતના કામકાજ ઉપર દેખરેખ રાખે છે અને નગરપતિ સાથે બધા સમારંભના કાર્યોમાં રહે છે.

### નગરપતિની જવાબદારીઓ

નગરપતિને કૉમન હૉલની બેઠકોમાં પ્રમુખપદ સંભાળવા ઉપરાંત એ શહેરના મુખ્ય ન્યાયાધીશ હોવાથી અદાલતોમાં ઘણો સમય ગાળવાનો હોય છે. બહુ જ ઓછા નાગરિક કાર્યક્રમો એમના વગર પૂરા ગણી શકાય છે. બૃહદ્ લંડન માટે પણ તેમને પ્રતિનિધિત્વ સંભાળવું પડે છે. દરિયાપારના દેશોથી આવનાર સરકારી મહેમાનોના સ્વાગતની જવાબદારી પણ તેમના શિરે રહે છે.

### સમય સાથે

ભભકો અને વિધિ હોવા છતાં લંડન શહેર કૉર્પોરેશન સમય સાથે કૂચ કરે છે અને એ રીતે અદ્યતન છે. એની અનેકવિધ સમિતિઓ શહેરના અટપટા પ્રશ્નોની વિચારણામાં સદાય ગૂંથાએલી રહે છે.

લંડન શહેરનુ વાહનવ્યવહાર નિયમન કૉર્પોરેશનના હસ્તક છે અને એ માટે તે પોતાનું અલગ પોલીસતંત્ર ધરાવે છે. ખભા ઉપરની લાલ–સફેદ પટીઓ અને રોમન જાતના કાળા ટોપ તેમને બ્રિટનના બીજા પોલીસથી અલગ પાડે છે.

[મિ. અર્નેસ્ટ ચિશોલ્મ થૉમસન લિખિત આ લેખ 'બ્રિટિશ ઇન્ફર્મેશન સર્વિસીઝ' પ્રકાશિત સમાચાર માહિતીપત્રના તા. ૧૭–૬–૧૯૬૩ના અંકમાંથી સાભાર ઉતાર્યો છે.]

*

## પ્રથમ ગુજરાતીઓ

હિમાલયના ૨૨૭૪૨ ફીટ ઊંચા હિમગિરિ શ્રી કૈલાસ શિખર પર પહોંચનારા પહેલા ગુજરાતીઓમાં કુમારી કોકિલા મહેતા, કુમારી નંદિની પટેલ તથા શ્રી રાજેન્દ્ર પટેલ અભિનંદનના અધિકારી બન્યા છે, એ જ રીતે વિવિધ ક્ષેત્રોમાં સૌ પ્રથમ ગુજરાતી તરીકે આગળ આવી કીર્તિ મેળવનારાઓની કેટલીક વિગતો અહીં રજૂ થાય છે.

હિંદની વિમાની સર્વિસમાં દાખલ થઈ એન્જિનિયર પાયલોટની પરીક્ષા આપી સૌ પ્રથમ વિમાની બનનારા ગુજરાતી શ્રી કનૈયાલાલ હીરાલાલ મારફતિયા હતા. ઇ.સ. ૧૯૩૬માં તેઓ વિમાની સર્વિસમાં સફળ થયા હતા.

ગુજરાતમાં સૌ પ્રથમ કલેક્ટર બનનારા પહેલા ગુજરાતી શેખ હમીદ હતા. ઇ.સ. ૧૮૨૩થી ૧૮૩૫ સુધી સુરત જિલ્લાના કલેક્ટરનો હોદ્દો તેમણે ભોગવ્યો હતો.

મુબઈ ઇલાકાના મુખ્ય ઈજનેર થનારા પહેલા ગુજરાતી શ્રી કહાનદાસ મંછારામ એન્જિનિયર હતા.

શહેનશાહના મદદનીશ સર્જન બનનાર તથા એ માટે ઇલ્કાબ મેળવનાર સૌ પ્રથમ ગુજરાતી ડૉ. સોરાબજી ગાંધી હતા.

વિજ્ઞાનની સૌથી પ્રથમ ઉપાધિ મેળવનાર ગુજરાતી કન્યા સ્વ. પ્રેમીલાબેન સુમંતરાય હતાં. એ જ રીતે લંડન જઇ એમ.એ.ની પદવી મેળવનાર પહેલી હિંદી મહિલા ડૉ. રુકમાબાઇ સુરતનાં હતાં.

દોરીકૂદકામા વિશ્વવિક્રમ કરનાર સૌ પ્રથમ ગુજરાતી વીર ભગવતીપ્રસાદ દુલેરાય જાની હતા. તેમણે ૧૭૧ મિનિટમાં ૧૫૦૭૫ દોરીકૂદકા કરી જગતવિક્રમ સ્થાપ્યો હતો.

હિંદમાં સૌ પ્રથમ મોટર ખરીદ કરનાર પહેલા હિંદી અને પહેલા ગુજરાતી જમશેદજી ટાટા હતા.

અમેરિકાના પ્રમુખ અબ્રાહમ લિંકનને મળનારા પહેલા હિંદી અને પહેલા ગુજરાતી શ્રી ફિરોજશાહ પેસ્તનજી તથા શ્રી ડોસાભાઇ ફરામજી હતા.

પહેલું ગુજરાતી પચાંગ તથા પ્રથમ ગુજરાતી છાપખાનું તથા પ્રથમ 'મુબઇ સમાચાર' નામનું પહેલું ગુજરાતી પત્ર કાઢનાર શ્રી ફરદુનજી મર્ઝબાનજી હતા. તેમણે ઇંગ્લેન્ડમાં ગુજરાતી અક્ષરોનાં બીબાં સૌ પ્રથમ તૈયાર કરાવ્યાં હતાં.

મુબઇના કામચલાઉ ગવર્નર તરીકે પદવી ભોગવનાર પહેલા ગુજરાતી શેઠ રુસ્તમજી હતા.

'મોતીના રાજા' તરીકેનું વેપારી બજારમાં નામ મેળવનાર ગુજરાતી શેઠ નગીનચંદ ઝવેરચંદ ઝવેરી હતા. 'તાજ વગરના રાજા'નું ઉપનામ મેળવનારા ગુજરાતી શેઠ પ્રેમચદ રાયચંદ હતા. તે જ રીતે ચાંદી બજારમા 'ચાદીના રાજા'નું બિરુદ મેળવનાર ગુજરાતી ચુનીલાલ ધરમચદ સરૈયા હતા.

હિંદી સરકારના સેક્રેટરિયટમાં પહેલા નિમાયેલા હિંદીમા પ્રથમ ગુજરાતી શ્રી અબ્દુલ્લા યુસુફઅલી હતા.

મુંબઈમાં અંગ્રેજોના આગમન સાથે સૌ પ્રથમ વસવાટ કરનાર ગુજરાતીમાં દોરાબજી નાનાભાઈ નામના પારસી હતા.

રેલવેના મેઇલ ટ્રેનના સૌ પ્રથમ ડ્રાઇવર બનનારા પહેલા ગુજરાતી શેઠ ડોસાભાઈ સોરાબજી દલાલ હતા. આ પહેલાં અંગ્રેજોને સ્થાન મળતું હતું. એ માટે ડોસાભાઇએ લડત ચલાવી હતી.

અટક્યા વિના ૭૦ કલાક સુધી અખંડ સાઇકલ ચલાવવાનો હિંદભરમાં સૌ પ્રથમ રેકર્ડ કરનાર ગુજરાતી અન્સાર હુસેન હતા.

સૌ પ્રથમ નાગરી અક્ષરો બનાવવાનું માન મેળવનાર ગુજરાતી શ્રી ભીમજી પારેખ હતા.

વાઘ મારવાની એક સદી નોંધાવનારા સૌ પ્રથમ ગુજરાતીમાં ખા. બ. દારાબશાહ નવરોજી તથા હોરમસજી એદલજી કોટવાલ હતા.

પહેલા નૌકાશાસ્ત્રી તરીકે (ઈ. સ. ૧૮૦૦) દેશ-વિદેશમાં ફરનારા પહેલા ગુજરાતીમાં શ્રી કાવસજી શાહપુરજી હતા.

હિંદમાં રસાયણશાસ્ત્રી તરીકે કીર્તિ મેળવનાર પ્રથમ ગુજરાતી પ્રો. ગજ્જર હતા.

અમદાવાદમાં સૌ પ્રથમ કાપડની મિલ કાઢનાર શેઠ રણછોડભાઈ હતા. 'ગોદરેજ' નામે મોટામાં મોટો ઉદ્યોગ સ્થાપનાર ગુજરાતી અરદેશર બરજોરજી ગોદરેજ હતા. સોલિસિટરની પરીક્ષામાં વિક્રમ કરનાર ગુજરાતીમાં શ્રી સ્યાવક્ષ રતનશાહ વકીલ હતા. તેમને જોવા માટે મુંબઇના વડા ન્યાયાધીશ સર જૉન બોમન્ટે બોલાવ્યા હતા.

મુંબઇ હાઇકોર્ટના પહેલા હિંદી જજ બનનાર પહેલા ગુજરાતી શ્રી હરિદાસ નાનાભાઈ હતા.

બ્રિટિશ પાર્લામેન્ટના હિંદી સભ્યોમાં સૌ પ્રથમ ગુજરાતી સર મંચેરજી ભાવનગરી તથા દાદાભાઈ નવરોજી હતા.

યુનાઇટેડ કિંગ્ડમના હિંદી બૅરોનેટ બનનારા પ્રથમ સર જમશેદજી જીજીભાઈ હતા. રૉયલ સોસાઈટીના હિન્દી સભ્યોમાં સ્વ. અરદેશર ખરશેદજી હતા.

અટક્યા વિના ૫૯ કલાક સુધી સાઇકલ ચલાવનાર હિંદી બહેનોમાં પ્રથમ ગુજરાતી કુ. ભાનુમતી શાહ હતાં.

હિંદમાં સૌ પ્રથમ મોટર ખરીદ કરનાર પહેલા હિંદી અને પહેલા ગુજરાતી જમશેદજી તાતાએ ઇ. સ. ૧૯૦૧માં મોટર ખરીદ કરી હતી.

ગુજરાતી ભાષામાં પહેલી નવલકથા લખનાર શ્રી નંદશંકર તુલજાશંકર મહેતા સુરતના હતા.

'યુગપ્રવર્તક સાહિત્યકાર' તરીકેનું માન મેળવનાર પહેલા ગુજરાતી શ્રી નર્મદાશંકર લાલશંકર હતા.

કાવ્યો માટે મહારાણી વિકટોરિયા, લૉર્ડ ટેનિસન અને પ્રો. મેક્સમૂલરના અભિનંદન મળ્યા એવા યશના અધિકારી ગુજરાતી શ્રી બહેરામજી મલબારી હતા.

જગતમાં લાંબામાં લાંબી મૂછો ધરાવવાનું માન મેળવનાર ગુજરાતી સૌરાષ્ટ્રના લાઠીના રહીશ આહિર દેસુર અર્જુન હતા. જેની બંને બાજુની મૂછની લંબાઈ ૯૬ ઈંચ હતી. ફક્ત મૂછના આકર્ષણને ખાતર અમેરિકાના વિશ્વમેળામાં તેમને સ્થાન મળ્યું હતું.

**દાસબહાદુર વાઇવાળા**

(સુરત મુકામેથી પ્રકાશિત થતાં 'પ્રતાપ' દૈનિકના તા. ૨૩ જૂન ૧૯૬૩ના અંકમાંથી આ લેખ સાભાર ઉતાર્યો છે.)

*

૧૪૨૪૬

